# વિવેચનકર્ત્તાનું (ટીકાકારનું) મંગલાચરણ

માલિની —

જય સહજસ્વરૂપી શુદ્ધ ચૈતન્યમૂર્ત્તિ !
શ્રીમદ્ ભગવદર્હંત્ ચૈત્ય તે શાંતમૂર્ત્તિ !
કરતું ચિતસમાધિ અર્પતું આત્મશાંતિ,
હરતુ ભવઉપાધિ કાપતું મોહભ્રાંતિ. ૧

લલિત અમૃત વાક્યે સત્પદે વિસ્તરેલી,
લલિત વિસતરા આ સૂત્ર-સ્વર્ણે ગુંથેલી;
પ્રતિપદ જ પરોવ્યા ન્યાય મૌક્તિક અંગે,
ઋષિવર **હરિભદ્રે** ભક્તિ સંવેગ રંગે. ૨

કુગ્રહવિરહકારી દ્વેષ—માત્સર્યહારી,
લલિતવિસતરા જે 'ધર્મસદ્બોધકારી';
સ્તવી અતિ **ઋષિ સિદ્ધે** મુક્તકંઠે ઉલ્લાસે,
વિવરણ કરવા તે **દાસ ભગવાન્** વિમાસે. ૩

અનુષ્ટુપ્ —

ચિન્મૂર્ત્તિ ભગવદ્ અર્હંત્, ભક્તિસૂત્ર સંબંધિની;
વ્યાખ્યાની કરતી વ્યાખ્યા, ચિદ્ભક્તિરસવર્દ્ધિની; ૪
ચિદ્હેમ ધાતુનો મેલ, શોધની તત્ત્વબોધની;
આ **દાસ ભગવાન્** ગૂંથે, ટીકા **'ચિદ્હેમશોધની.'** (યુગ્મ) ૫

(ભગવાનદાસ)

धर्मं प्रति मूलभूता वन्दना

ॐ

મહર્ષિ શ્રી હરિભદ્રાચાર્યજી પ્રણીત

# લલિત વિસ્તરા

## ચૈત્યવન્દનસૂત્ર વૃત્તિ


વિવેચનકર્ત્તા (ટીકાકર્ત્તા)—

ડૉ. ભગવાનદાસ મનઃસુખભાઈ મહેતા, એમ. બી. બી. એસ.


કૃત

'ચિદ્દહેમવિશોધિની' ટીકા નામક

## વિવેચન સમેત


પ્રકાશકો—

શ્રીમતી કંચનબ્હેન ભગવાનદાસ મહેતા
૫, ચોપાટી રોડ, મુંબઈ, ૭

જૈન એસોસિએશન ઓફ ઇન્ડિઆ
હીરાલાલ હાલચંદ, દલાલ બાર-એટ-લૉ,
પદમશી દામજી ખોના, સોલિસિટર,
મંત્રીઓ
ગોડિજી ચાલ, મુંબઇ ૩

પ્રથમાવૃત્તિ : પ્રત ૭૫૦
ઈ. સ. ૧૯૬૦ જાન્યુઆરી : ૨૦૧૬ પોષ

મુદ્રણસ્થાન :
એન. એમ. પ્રીન્ટીંગ પ્રેસ,
રિયાપુર, ડબગરવાડ—અમદાવાદ.

## મહર્ષિ હરિભદ્રાચાર્યજીની છેલ્લી 'શીખ'

तच्छ्रोतव्यमेतत्सदादरेण, परिभावनीयं सूक्ष्मबुद्ध्या। शुष्केक्षुचर्वणप्राय-मविज्ञातार्थमध्ययनं। रसतुल्यो ह्यत्रार्थः, स खलु प्रीणयत्यन्तरात्मानं, संवेगादि-सिद्धेः, अन्यथा त्वदर्शनात्।

तदर्थं चैष प्रयास इति न प्रारब्धप्रतिकूलमाभावनीयं, प्रकृतिसुन्दरं चिन्ता-मणिरत्नकल्पं संवेगकार्यं चैतदिति महाकल्याणविरोधि न चिन्तनीयं। चिन्तामणिरत्नेऽपि सम्यग्ज्ञातगुण एव श्रद्धाद्यतिशयभावतोऽविधिविरहेण महाकल्याणसिद्धिरिति॥ (અર્થ માટે જુઓ આ ગ્રંથનું છેલ્લું સૂત્ર પૃ. ૩૫૮).

य एतां भावयत्युच्चैर्मध्यस्थेनान्तरात्मना।<br>
सद्बन्दनां सुबीजं वा नियमादधिगच्छति॥



## ધર્મદેશનાનો હરિભદ્રજીએ ગૂંથેલો ઉત્તમ નમૂનો

प्रदीप्तगृहोदरकल्पोऽयं भवो, निवासः शारीरादिदुःखानां। न युक्त इह विदुषः प्रमादः। यतः अतिदुर्लभेयं मानुष्यावस्था, प्रधानं परलोकसाधनं, परिणाम-कटवो विषयाः, विप्रयोगान्तानि सत्सङ्गतानि, पातभयातुरमविज्ञातपातमायुः।

तदेवं व्यवस्थिते विध्यापनेऽस्य यतितव्यं। एतच्च सिद्धान्तवासनासारो धर्ममेघो यदि परं विध्यापयति। अतः स्वीकार्यः सिद्धान्तः, सम्यक् सेवितव्यास्तदभिज्ञाः।

भावनीयं मुण्डमालालुकाज्ञातं, त्यक्तव्या खल्वसदपेक्षा, भवितव्यमाज्ञा-प्रधानेन, उपादेयं प्रणिधानं, पोषणीयं साधुसेवया धर्मशरीरं, रक्षणीयं प्रवचनमालिन्यं। एतच्च विधिप्रवृत्तः सम्पादयति, अतः सर्वत्र विधिना प्रवर्तितव्यं सूत्रात्।

ज्ञातव्य आत्मभावः, प्रवृत्तावपेक्षितव्यानि निमित्तानि, यतितव्यमसम्पन्न-योगेषु,लक्षयितव्या विस्रोतसिका, प्रतिविधेयमनागतमस्याः भयशरणाद्युदाहरणेन

( અર્થ માટે જુઓ આ ગ્રંથ સૂત્ર ૧૩૨-૧૩૬, પૃ. ૨૬૯ )

ૐ

મ્હારા પૂ. સદ્. માતુશ્રી

શ્રી હેમદેવીના

ચરણકમળમાં

# સમર્પણ

વસંતતિલકા

સત્શાસ્ત્ર ભક્તિમય એહ વિવેચનારી,
'ચિદ્હેમશોધની' ટીકા તુજ નામ ધારી;
શ્રી હેમદેવી જનની! ચરણે સમર્પું,
સંસ્કારઋણ મમ માત! કંઈક તર્પું.

સંસ્કારમૂર્ત્તિ મુજ માત તું પુણ્યમૂર્ત્તિ,
માધુર્યમૂર્ત્તિ હૃદયે સ્મરું તુજ મૂર્ત્તિ;
આ અર્પી ભક્તિ કુસુમાંજલિ ભક્તિભાવે,
સંતોષ કૈં નિજ મને તુજ બાલ પાવે.

આશ્વિન શુકલ અષ્ટમી,
૨૦૧૫

—ભગવાનદાસ

# ભક્તિ સિન્ધુના અમૃતબિન્દુ

इक्कोवि नमुक्कारो जिणवरवसहस्स वद्धमाणस्स ।
संसारसागराओ तारेइ नरं व नारिं वा ॥ શ્રી ચૈત્યવન્દન ભાષ્ય
णाणमयं अप्पाणं उवलद्धं जेण झडियकम्मेण ।
चइऊण य परदव्वं णमो तस्स देवस्स ॥ શ્રી કુંદકુંદાચાર્યજી
त्वां योगिनो जिन ! सदा परमात्मरूपमन्वेषयंति हृदयांबुजकोशदेशे ।
त्वामेव वीततमसं परवादिनोपि, नूनं विभो हरिहरादिधिया प्रपन्नाः ॥
શ્રી સિદ્ધસેન દિવાકરજી

यस्य महर्षेः सकलपदार्थप्रत्ययबोधः समजनि साक्षात ।
सामरमर्त्यं जगदपि सर्वं, प्राञ्जलि भूत्वा प्रणिपतति स्म ॥ શ્રી સમંતભદ્રાચાર્યજી
ततः पदं तत्परिमार्गितव्यं, यस्मिन्गता न निवर्तंति भूयः । ગીતા



અમિયભરી મૂરતિ રચી રે ઉપમા ન ઘટે કોય;
શાંતસુધારસ ઝીલતી રે, નિરખત તૃપતિ ન હોય.... શ્રી આનંદઘનજી.
બાધકતા પલટાવવા રે લાલ, નાથ ભક્તિ આધાર રે;
પ્રભુ ગુણરંગી ચેતના રે લાલ, એહી જ જીવન સાર રે. —શ્રી દેવચંદ્રજી.
જિનપદ નિજપદ એકતા, ભેદભાવ નહિં કાંઈ;
લક્ષ થવાને તેહનો, કહ્યાં શાસ્ત્ર સુખદાયિ. —શ્રીમદ્ રાજચંદ્રજી.
ધરતીકા કાગજ કરૂં, કેલમ કરૂં વનરાય;
સાત સમુદ્રકા શાહી કરૂં, પ્રભુગુણ લિખા ન જાય. —સંત કબીરજી.
દેખી અદભુત તાહરૂં રૂપ, અચરિજ ભવિકા અરૂપી પદ વરેજી;
તારી ગત તું જાણે હો દેવ! સમરણભજન તો વાચક યશ કરેજી શ્રી યશોવિજયજી.



अन्तरङ्गं महासैन्यं, समस्तजनतापकम् ।
दलितं लीलया येन, केनचित्तं नमाम्यहम् ॥ શ્રી સિદ્ધર્ષિજી (ઉપ. ભ. પ્ર. કથા)
प्रशमरसनिमग्नं दृष्टियुग्मं प्रसन्नं, वदनकमलमङ्कः कामिनीसङ्गशून्यः ।
करयुगमपि यत्ते शस्त्रसंबंधवंध्यं, तदसि जगति देवो वीतरागस्त्वमेव ॥ ધનપાલ
इच्छाद्वेषविहीनेन, सर्वत्र समचेतसा ।
भगवद्भक्तियुक्तेन, प्राप्ता भागवती गतिः ॥ ભાગવત

भत्तीए जिणवराणं खिज्जन्ती पुव्वसंचिया कम्मा ।
गुणपगरिसबहुमाणो कम्मवणदवाणलो जेण ॥ શ્રી જિનભદ્રગણીજી

इमां समक्षं प्रतिपक्षसाक्षिणामुदारघोषामुद्घोषणां ब्रुवे ।
न वीतरागात्परमस्ति दैवतं, नचाऽप्यनेकान्तमृते नयस्थितिः॥ શ્રી હેમચંદ્રાચાર્યજી

यस्य स्वयं स्वभावाप्तिरभावे कृत्स्नकर्मणः ।
तस्मै संज्ञानरूपाय नमोऽस्तु परमात्मने ॥ શ્રી પૂજ્યપાદસ્વામીજી

बुद्धस्त्वमेव विबुधार्चितबुद्धिबोधात्, त्वं शंकरोऽसि भुवनत्रयशंकरत्वात् ।
धातासि धीर ! शिवमार्गविधेर्विधानात्,व्यक्तं त्वमेव भगवन् पुरुषोत्तमोऽसि ॥
શ્રી માનતુંગાચાર્યજી



ચિત્ત પ્રસન્ને રે પૂજન ફલ કહ્યું રે, પૂજા અખંડિત એહ;
કપટ રહિત થઈ આતમ અરપણા રે, આનંદઘન પદ રેહ....

બહિરાતમ તજ અંતર આતમ, રૂપ થઈ થિર ભાવ;
પરમાતમનું હો આતમ ભાવવું, આતમ અરપણ દાવ. શ્રી આનંદઘનજી.

જ્ઞાન વૈરાગ્યનો દેહ ધર્યો રે, માંહી જોગપણાનો છે જીવ;
ભક્તિ આભૂષણ પેરિયાં રે, એવો કોઈ સેવક શિવ.—શ્રી અખા ભક્ત.

સુખધામ અનંત સુસંત ચહી, દિનરાત રહે તદ ધ્યાનમહીં;
પરશાંતિ અનંતસુધામય જે, પ્રણમું પદ તે, વર તે, જય તે. શ્રીમદ્ રાજચંદ્રજી.

પ્રભુ પદ વળગ્યા તે રહ્યા તાજા, અલગા અંગ ન સાજા રે;
વાચક યશ કહે અવર ન ધ્યાઉં, એ પ્રભુના ગુણ ગાઉં રે. શ્રી યશોવિજયજી.

મોટાને ઉત્સંગ બેઠાને શી ચિંતા ? પ્રભુને ચરણપસાય સેવક થયા નચિંતા.
માહરી શુદ્ધ સત્તાતણી પૂર્ણતા, તે તણો હેતુ પ્રભુ તુંહી સાચો;
દેવચંદ્રે સ્તવ્યો મુનિગણે અનુભવ્યો, તત્ત્વભક્તે ભવિક સકલ રાચો. -શ્રીદેવચંદ્રજી.



ज्ञानलक्ष्मीघनाश्लेषप्रभवानन्दनंदितम् ।
निष्ठितार्थमजं नौमि, परमात्मानमव्ययम् ॥ શ્રી શુભચંદ્રાચાર્યજી.

स जयति जिनदेवो सर्वविद्विश्वनाथो, वितथवचनहेतुक्रोधलोभाद्विमुक्तः ।
शिवपुरपथपांथप्राणिपाथेयमुच्चैर्जनितपरमशर्मा येन धर्मोऽभ्यधायि ॥ શ્રી પદ્મનંદિજી

भज जिनपतिमसहायसहायं, शिवगतिसुगमोपायं ।
पिब गदशमनं परिहृतवमनं, शांतसुधारसमनपायं ॥ શ્રી વિનયવિજયજી

# લલિતવિસ્તરાના સુવર્ણસૂત્રો

अचिन्त्यचिन्तामणिकल्पमनेकभवशतसहस्रोपात्तानिष्टदुष्टाष्टकर्मराशि-जनितदौर्गत्यविच्छेदकमपीदम् ( चैत्यवन्दनं ) । ( सूत्र ७ पृ. २७) अतिदुर्लभमिदं सकलकल्याणैककारणं चाधःकृतचिन्तामणिकल्पद्रुमोपमं भगवत्पादवन्दनं । ( सूत्र २३, पृ. ५९ ) ×× न हि दीर्घदौर्गत्यभाक् चिन्तामणिरत्नावाप्तिहेतुः । ( सूत्र २२ पृ. ५७ )

न हि वचनोक्तमेव पन्थानमुल्लंघ्यापरो हिताभ्युपायः ( सूत्र ९ ) निरूपणीयं प्रवचनगाम्भीर्यं, विलोकनीया तन्त्रान्तरस्थितिः, दर्शनीयं ततोऽस्याधिकत्वं, अपेक्षितव्यो व्याप्तीतरविभागः, यतितव्यमुत्तमनिदर्शनेष्विति श्रेयोमार्गः। (सूत्र ११)

व्यवस्थितश्चायं महापुरुषाणां क्षीणप्रायकर्म्मणां विशुद्धाशयानां भवाबहुमानिनां अपुनर्बन्धकादीनामिति। अन्येषां पुनरिहानधिकार एव, शुद्धदेशनाऽनर्हत्वात् । ( सूत्र १२ ) शुद्धदेशना हि क्षुद्रसत्त्वमृगयूथसंत्रासनसिंहनादः । ( सूत्र १३ ) ( અર્થ માટે જુઓ પૃ. ૩૫ ૩૮, ૪૦ )



यथोदितधर्म्म एव वरं-प्रधानं चक्रवर्त्तिचक्रापेक्षया लोकद्वयोपकारित्वेन कपिलादिप्रणीतधर्म्मचक्रापेक्षया वा त्रिकोटिपरिशुद्धतया । ( सूत्र १४९, पृ. २९८ )

अयमित्थंभूतः श्रुतधर्म्मो वर्धतां शाश्वतम् वर्धतां विजयतः ( पाठां॰ विजयताम् ) ऽनर्थप्रवृत्तपरप्रवादिविजयेनेति हृदयं । ×× प्रणिधानमेतत् अनाशंसाभाववीजं, मोक्षप्रतिबन्धेन । ×× मोक्षार्थिना प्रत्यहं ज्ञानवृद्धिः कार्या । ( सूत्र ३११ ) यथोदितश्रुतधर्म्मवृद्धेः मोक्षः, सिद्धत्वेन ( सूत्र ३१२ ) ( અર્થ માટે જુઓ પૃ. ૫૬૨, ૫૬૪ )

एवं विवेकग्रहणमत्र जलम् । अतिगम्भीरोदार एष आशयः । अत एव संवेगामृतास्वादनम् । नाविज्ञातगुणे चिन्तामणौ यत्नः । ×× एकान्ताविषयो गोयोनिवर्गस्य । ( सूत्र ३१४ पृ. ५६७ ) परमगर्भ एष ( विवेकः ) योगशास्त्राणां । ( सूत्र ३१५ पृ ५७१ )

अभयमिति विशिष्टमात्मनः स्वास्थ्यं । ( सूत्र १०६, पृ. ५१९ ) चेतःस्वास्थ्यसाध्यश्चाधिकृतो धर्मः विरुद्धश्च भयपरिणामेन । ( सूत्र १०७, पृ ५२० ) नायं ( धर्मः ) भगवदनुग्रहमन्तरेण । ( सूत्र १३१, पृ. २६६ )



परिहर्त्तव्योऽकल्याणमित्रयोगः, सेवितव्यानि कल्याणमित्राणि, न लङ्घनीयोचितस्थितिः । ×× श्रोतव्यं विधिना धर्मशास्त्रं, भावनीयं महायत्नेन, प्रवर्त्तितव्यं विधानतः । अवलम्बनीयं धैर्यं, पर्यालोचनीया आयतिः, अवलोकनीयो मृत्युः, भवितव्यं परलोकप्रधानेन । ×× कारयितव्या भगवत्प्रतिमाः, लेखनीयं भुवनेश्वरवचनं । ×× श्रोतव्यानि सच्चेष्टितानि, भावनीयमौदार्यं, वर्त्तितव्यमुत्तमज्ञातेन । ( सूत्र ३७०, पृ. ६४१ )

—મહર્ષિ શ્રી હરિભદ્રાચાર્યજી.

# ભક્તિ રહસ્ય

હે પ્રભુ! હે પ્રભુ! શું કહું, દીનાનાથ દયાળ! હું તો દોષ અનંતનું, ભાજન છું કરુણાળ. ૧

શુદ્ધ ભાવ મુજમાં નથી, નથી સર્વ તુજ રૂપ; નથી લઘુતા કે દીનતા, શું કહું પરમસ્વરૂપ? ૨

નથી આજ્ઞા ગુરુદેવની, અચળ કરી ઉરમાંહિ; આપ તણો વિશ્વાસ દૃઢ, ને પરમાદર નાંહિ. ૩

જોગ નથી સત્સંગનો, નથી સત્સેવા જોગ; કેવળ અર્પણતા નથી, નથી આશ્રય અનુયોગ. ૪

હું પામર શું કરી શકું? એવો નથી વિવેક; ચરણ શરણ ધીરજ નથી, મરણ સુધીની છેક. ૫

અચિંત્ય તુજ મહાત્મ્યનો, નથી પ્રફુલ્લિત ભાવ; અંશ ન એકે સ્નેહનો, ન મળે પરમ પ્રભાવ. ૬

અચલરૂપ આશક્તિ નહિં, નહિં વિરહનો તાપ; કથા અલભ તુજ પ્રેમની, નહિં તેનો પરિતાપ. ૭

ભક્તિમાર્ગ પ્રવેશ નહિં, નહિ ભજન દૃઢ ભાન; સમજ નહિં નિજ ધર્મની, નહિં શુભ દેશે સ્થાન. ૮

કાળદોષ કળિથી થયો, નહિં મર્યાદા ધર્મ; તોયે નહિ વ્યાકુળતા, જુઓ પ્રભુ મુજ કર્મ. ૯

સેવાને પ્રતિકૂળ જે, તે બંધન નથી ત્યાગ; દેહેંદ્રિય માને નહિં, કરે બાહ્ય પર રાગ. ૧૦

તુજ વિયોગ સ્ફુરતો નથી, વચન નયન યમ નાંહિ; નહિ ઉદાસીન અભક્તથી, તેમ ગૃહાદિક માંહિ ૧૧

અહંભાવથી રહિત નહિં, સ્વધર્મ સંચય નાંહિ; નથી નિવૃત્તિ નિર્મળપણે, અન્ય ધર્મની કાંઈ. ૧૨

એમ અનંત પ્રકારથી, સાધન રહિત હુંય; નહિં એક સદ્ગુણ પણ, મુખ બતાવું શુંય? ૧૩

કેવલ કરુણામૂર્ત્તિ છો, દીનબંધુ દીનનાથ; પાપી પરમ અનાથ છું, ગ્રહો પ્રભુજી હાથ. ૧૪

અનંત કાળથી આથડ્યો, વિના ભાન ભગવાન; સેવ્યા નહિં ગુરુ સંતને, મૂક્યું નહિં અભિમાન; ૧૫

સંત ચરણ આશ્રય વિના, સાધન કર્યાં અનેક; પાર ન તેથી પામિયો, ઉગ્યો ન અંશ વિવેક. ૧૬

સહુ સાધન બંધન થયાં, રહ્યો ન કોઈ ઉપાય; સત્ સાધન સમજ્યો નહિં, ત્યાં બંધન શું જાય? ૧૭

પ્રભુ પ્રભુ લય લાગી નહીં, પડ્યો ન સદ્ગુરુ પાય; દીઠા નહિં નિજ દોષ તો, તરિયે કોણ ઉપાય? ૧૮

અધમાધમ અધિકો પતિત, સકળ જગતમાં હુંય; એ નિશ્ચય આવ્યા વિના, સાધન કરશે શુંય? ૧૯

પડી પડી તુજ પંકજે, ફરિફરી માગું એજ; સદ્ગુરુ સંત સ્વરૂપ તુજ, એ દૃઢતા કરિ દેજ. ૨૦

—શ્રીમદ્ રાજચંદ્રજી

# દિવ્યાત્માઓની પ્રાર્થના પ્રસાદી

તે માટે ઉભા કર જોડી. જિનવર આગળ કહિયે રે;
સમય ચરણ સેવા શુદ્ધ દેજો, જિમ આનંદઘન લહિયે રે.—શ્રી આનંદઘનજી

કઇયે હો પ્રભુ! કઈયે મ દેશો છેહ,
દેજો હો પ્રભુ! દેજો સુખ દરિશણ તણોજી—શ્રી યશોવિજયજી

હે પરમ કૃપાળુ દેવ! ×× આપની પરમ ભક્તિ અને વીતરાગ પુરુષના મૂળ ધર્મની ઉપાસના મારા હૃદયને વિષે ભવપર્યંત અખંડ જાગૃત રહો એટલું માગું છું તે સફળ થાઓ! ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ —શ્રીમદ્ રાજચંદ્રજી

વારંવાર જિનરાજ! તુજ પદ સેવા હો હોજો નિર્મળી
તુજ શાસન અનુજાયિ, વાસન ભાસન હો તત્ત્વરમણ વળી.
સકલ પ્રત્યક્ષપણે ત્રિભુવન ગુરુ! જાણું તુજ ગુણગ્રામજી;
બીજું કાંઈ ન માગું સ્વામી! એહ જ છે મુજ કામજી. શ્રીદેવચંદ્રજી

卐

# જય જિનદેવ!

જય જિનદેવા! જય જિનદેવા! દેવ કરે છે સહુ તમ સેવા;
સુર નર ઇંદ્રો સ્તવન કરે છે, યોગિવરેંદ્રો ધ્યાન ધરે છે.—જય૦ ૧
રાગાદિક સહુ શત્રુ જીત્યા, વર્યો કેવલશ્રી રીઝી પ્રીત્યા;
શ્રીમદ્ સાચા જિન તમે છો, દિવ્ય ગુણોથી દેવ તમે છો.—જય૦ ૨
કર્મ જીત્યાથી જિન છો જિષ્ણુ, સર્વજ્ઞ જ્ઞાને વ્યાપક વિષ્ણુ;
શંકર સહુનું શં કરવાથી, હરિ પુરુષોત્તમ અઘ હરવાથી.—જય૦ ૩
સહજ સ્વરૂપે સ્વયં પ્રગટ્યાથી, બ્રહ્મ સ્વયંભૂ બુદ્ધ બુઝયાથી;
રામ તમે છો આતમરામી, સ્વામ તમે છો ચેતન સ્વામી.—જય૦ ૪
જગગુરુ જીવન્મુક્ત અસ્નેહી, દેહ છતાંયે જેહ વિદેહી;
મુક્તિતણો મારગ જગબંધુ, બોધે અદૂષણ કરુણાસિંધુ.—જય૦ ૫
દર્શન જ્ઞાન ચારિત્ર ત્રિવેણી, સંગમ તીરથ શિવપથ શ્રેણી;
એ જસ તીર્થે નિત્ય નિમજ્જી, પાવન જન સૌ પાપ વિવર્જી—જય૦ ૬
ઘાતિક્ષય પ્રગટ્યું વીર્ય અનંતું, દર્શન જ્ઞાન ને સૌખ્ય અનંતું;
નિજ પદ પામે જિનરૂપ ભાળી, અજકુલવાસી સિંહ જ્યું નિહાળી.—જય૦ ૭
જિન ઉપાસી જિન થાય જીવો, દીપ ઉપાસી વાટ જ્યું દીવો;
જિન સહજાત્મસ્વરૂપી એવા, ભગવાન્ દાસના શરણ સુદેવા.—જય૦ ૮

પ્રજ્ઞાવબોધ મોક્ષમાળા (ડૉ. ભગવાનદાસ કૃત)



# આમુખ

"भवबीजाङ्कुरजनना रागाद्यो क्षयमुपागता यस्य ।
ब्रह्मा वा विष्णु र्वा हरो जिनो वा नमस्तस्मै ॥" —**શ્રી હેમચંદ્રાચાર્યજી.**

"રામ કહો રહેમાન કહો કોઉ, કાન કહો મહાદેવરી;
પારસનાથ કહો કોઉ બ્રહ્મા, સકલ બ્રહ્મ સ્વયમેવરી;.......રામ૦
નિજ પદ રમે રામ સો કહિયે, રહિમ કરે રહેમાનરી;
કરષે કર્મ કાન સો કહિયે, મહાદેવ નિર્વાણુરી.......રામ૦
પરસે રૂપ પારસ સો કહિયે, બ્રહ્મ ચિન્હે સો બ્રહ્મરી;
ઇહવિધ સાધો આપ આનંદઘન, ચેતનમય નિઃકર્મરી.".......રામ૦

—**શ્રી આનંદઘનજી**

ભારતવર્ષના તત્ત્વજ્ઞાન-ગગનને અલંકૃત કરી ગયેલા મહાન્ યોગાચાર્ય અને મહાન્ દાર્શનિક તરિકે વિશ્વવિશ્રુત આર્ષ દૃષ્ટા **મહર્ષિ શ્રી હરિભદ્રસૂરિ** અત્રે એક મહાન્ ભક્તશિરોમણિરૂપે દર્શન દે છે. 'पक्षपातो न मे वीरे न द्वेषः कपिलादिषु, युक्तिमद्वचनं यस्य तस्य कार्यः परिग्रहः'—'વીર પ્રત્યે મને પક્ષપાત નથી અને કપિલ આદિ પ્રત્યે મને દ્વેષ નથી, યુક્તિવાળું જેનું વચન હોય તેનું જ સર્વથા ગ્રહણ કરવા યોગ્ય છે,' એ એમની સુપ્રસિદ્ધ અમર પંક્તિઓમાં નિષ્પક્ષ ન્યાયમૂર્ત્તિ જેમ મધ્યસ્થ તત્ત્વ-પરીક્ષાની વીરગર્જના કરનારા અને મત-દર્શનના આગ્રહથી પર આ ભારતના મહાન્ જ્યોતિર્ધર ભાવિતાત્મા મહાત્માએ આ '**લલિતવિસ્તરા**' ગ્રંથમાં ભક્તિઅમૃતરસનો મહાસિન્ધુ વહાવ્યો છે. વિશ્વપાવની આ ભક્તિરસજાહ્નવીમાં આ ગ્રંથની વિવેચનાત્મક મ્હારી '**ચિદ્દહેમવિશોધિની**' ટીકારૂપ નાનકડી સરવાણીનો પ્રવાહ સંમિલિત થઈ, સિન્ધુમાં બિન્દુ ભળ્યાની જેમ, અત્ર અક્ષય અભંગ ભાવને પામે છે.

ભારતના જ્યોતિર્ધર હરિભદ્રાચાર્યજી

"ઉદકબિંદુ સાયર ભલ્યો....સાહેલડીઆં. જિમ હોય અક્ષય અભંગ રે....ગુણવેલડીઆં.
વાચક યશ કહે પ્રભુ ગુણે....સા૦ તિમ મુજ પ્રેમ પ્રસંગ રે....ગુણ."—**શ્રી યશોવિજયજી.**

"ધન્ય કૃતપુણ્ય દિન આજ માહરો થયો, ધન્ય નરજન્મ મેં સફલ ભાવ્યો;
દેવચંદ્ર સ્વામી ત્રેવિશમો વંદિયો, ભક્તિભર ચિત્ત તુજ ગુણ રમાવ્યો...." **શ્રી દેવચંદ્રજી.**

આ ખ્યાતનામ આચાર્યની આ ખ્યાતનામ કૃતિ મહામતિ સિદ્ધર્ષિ અંગેના રોમાંચક પ્રસંગથી ઓર વિખ્યાતિ પામી છે. શ્રી **ઉપમિતિભવપ્રપંચ** જેવી પરમ

સિદ્ધર્ષિના 'ધર્મબોધકર' હરિભદ્રસૂરિ

અદ્ભુત અલૌકિક મહારૂપક કથાના (Great Allegory) સ્રષ્ટા મહાકવિ-બ્રહ્મા સિદ્ધર્ષિજી સંશયદોલાએ આંદોલતાં ઘડીકમાં જૈનમાં અને ઘડીકમાં બૌદ્ધમાં ગમનાગમન કરતા હતા; તેમને છેવટને માટે નિર્ણયકપણે જૈનદર્શનમાં સ્થિર કરવાનું પરમ ઉપકારી નિમિત્ત આ પ્રસ્તુત ગ્રંથ બન્યો હતો,—જે પરમ ઉપકારની સ્મૃતિ કૃતજ્ઞશિરોમણિ **શ્રી સિદ્ધર્ષિજીએ** પોતાથી બે શતાબ્દિ પૂર્વે થયેલા આ **શ્રી હરિભદ્રસૂરિને**—કાળથી પરોક્ષ છતાં—પોતાની અમર કૃતિ **ઉપમિતિભવપ્રપંચ કથામાં** પોતાના **'ધર્મબોધકર'** ગુરુ તરીકે બિરદાવીને, પોતાનું આશયગત કુવાસનાવિષ કાઢી નાંખી અમૃત સંચરાવનાર તરીકે પરમ ગૌરવ-બહુમાન કરી અમર કરી છે; અને ત્યાં 'न हि कृतमुपकारं साधवो विस्मरन्ति' એ ઉક્તિને ચરિતાર્થ કરતાં તેઓએ પોતાના પરમ ઉપકારી **શ્રી હરિભદ્રસૂરિને** પૂર્ણ ભક્તિભાવથી ભવ્ય અંજલિ અર્પતાં ભાખ્યું છે કે—'अनागतं परिज्ञाय'—અનાગત-નહિં બનેલો એવો ભાવી બનાવ જાણીને જેણે ચૈત્યવન્દન સંબંધિની 'લલિત-વિસ્તરા' મ્હારા અર્થે—'मदर्थं' નિર્મિત કરી, અને કુવાસનામય વિષ વિનિર્ધૂત કરી કૃપાથી જેણે અચિન્ત્યવીર્યથી મ્હારા આશયમાં 'સુવાસના સુધા' સંચરાવી, તે **શ્રી હરિભદ્રસૂરિને** નમસ્કાર હો!

"अनागतं परिज्ञाय चैत्यवन्दनसंश्रया ।
मदर्थं निर्मिता येन वृत्ति र्ललितविस्तरा ॥
विषं विनिर्धूय कुवासनामयं, व्यचीचरद्यः कृपया मदाशये ।"
अचिन्त्यवीर्येण सुवासनासुधां, नमोस्तु तस्मै हरिभद्रसूरये ॥"

—**શ્રી સિદ્ધર્ષિકૃત ઉપમિતિ ભ. પ્ર. કથા પ્રસ્તાવ ૮.**

આમ મહાકવિ **શ્રી સિદ્ધર્ષિજી** જેવા મહાબુદ્ધિનિધાન ભાવિતાત્મા મહાત્માએ જેનું ભક્તિરોમાંચિત ભાવે આટલું બધું ગૌરવ બહુમાન કર્યું છે, તે આ **'લલિત વિસ્તરા'** મહાકૃતિને અને તેના મહાન્ કર્ત્તાને ઓળખાવવા પ્રયત્ન કરવો તે મહાતેજોનિધિ ભાસ્કરને પ્રકાશવા માટે દીપક આગળ ધરવા બરાબર છે!

એમ તો આ **'લલિત વિસ્તરા'** સુપ્રસિદ્ધ ચૈત્યવન્દનસૂત્રની 'વૃત્તિ' છે. 'ચૈત્ય' એટલે પ્રકૃતમાં અર્હત્પ્રતિમા, તે પ્રત્યે વિધિપૂર્વક વન્દનાર્થ પરમ અર્થગંભીર પદોનું

'લલિત વિસ્તરા' ચૈત્યવન્દનસૂત્ર 'વૃત્તિ'

જ્યાં સૂત્રણ છે, તે ચૈત્યવન્દન સૂત્ર; અને તેના અર્થનું વૃત્તિની—વાડની પેઠે સંરક્ષણ-સંગોપન-સંવર્ધન કરતી અને તેના **અર્થક્ષેત્રની** મર્યાદામાં જ વર્ત્તતી તે આ 'વૃત્તિ'રૂપ લલિતવિસ્તરા **છે.** સહજાત્મસ્વરૂપી શુદ્ધ ચૈતન્યમૂર્ત્તિ એવા શ્રીમદ્ અર્હત્ ભગવતરૂપ જે ભાવચૈત્ય અને તેનું સ્મરણ કરાવતી નિર્વિકાર પ્રતિમારૂપ શાંતમૂર્ત્તિ જે દ્રવ્યચૈત્ય, તે

પ્રત્યે જ્યાં વન્દન કરવામાં આવે છે, તે આ ચૈત્યવન્દન અચિન્ત્ય ચિંતામણિ સમું છે, 'अधःकृतचिन्तामणिकल्पद्रुमोपमं'—ચિન્તામણિ–કલ્પદ્રુમની ઉપમાને પણ અધઃકૃત કરતું એવું છે; અને તેવા પરમ કલ્યાણમૂર્ત્તિ અર્હત્ ભગવત જેવા 'सत्यं शिवं सुंदर' સત્ય શિવ અને સુંદર એવા પરમ લલિત વિષયના ગોચરપણાથી તત્ત્વચિન્તામણિમય આ લલિતવિસ્તરા પણ તેવી જ છે.

"ભાવ હો પ્રભુ! ભાવ ચિંતામણિ એહ, આતમ હો પ્રભુ! આતમ સંપત્તિ આપવાજી;
એહિ જ હો પ્રભુ! એહિ જ શિવસુખ ગેહ, તત્ત્વ હો પ્રભુ! તત્ત્વાલંબન થાપવાજી."
—શ્રી દેવચંદ્રજી.

"અમિયભરી મૂરતિ રચી રે, ઉપમા ન ઘટે કોય;
શાંત સુધારસ ઝીલતી રે, નિરખત તૃપ્તિ ન હોય." —શ્રીઆનંદઘનજી

**ચૈત્યવન્દન 'સૂત્ર'ની પરમાર્થગંભીરતા**

મૂળ ચૈત્યવન્દન સૂત્ર તો,—નમુત્થુણં (પ્રણિપાતદણ્ડક સૂત્ર), અરિહંત ચેઈયાણં, અન્નત્થ, લોગસ્સ, પુક્ખરવરદીવડ્ઢે, સિદ્ધાણં બુદ્ધાણં, વેયાવચ્ચગરાણં, જય વીયરાય એટલા નાના નાના અષ્ટ સૂત્ર જે માત્ર ત્રણ ચાર પાનામાં સમાઈ જાય,—એવડા પરિમાણવાળું છે, તેના પર વિસ્તૃત લલિતવિસ્તરા વૃત્તિ રચી શ્રી હરિભદ્રસૂરિજીએ કેટલું અપૂર્વ તત્ત્વમંથન કર્યું હશે, તેનો સહજ ખ્યાલ સુજ્ઞ વિદ્વજ્જનોને આ મહાકાય લલિતવિસ્તરા વૃત્તિ પરથી સ્વયં આવશે; અને તે પરથી આ પ્રત્યેક 'સૂત્ર' પણ કેટલું પરમાર્થગંભીર છે તેના ઊંડાણનો પણ કિંચિત્ પરિચય પ્રાપ્ત થશે. 'સૂત્ર' શબ્દના અર્થ પરથી પણ એ જ રહસ્ય ફલિત થાય છે. (જુઓ પૃ. ૭–૮). અને આ ચૈત્યવન્દન સૂત્ર પણ આવા પરમાર્થગંભીર અનંતઆશયવાળા સૂત્રમય જિનાગમનું અંગ છે, એટલે આ પણ એવું જ પરમ આશયગંભીર હોઈ એની સંપૂર્ણપણે વ્યાખ્યા કરવાને કોણ સમર્થ હોય? 'कार्त्स्न्येन व्याख्यां कः कर्त्तुमीश्वरः?' એમ લાઘવમૂર્ત્તિ હરિભદ્રજી સ્વયં વદે છે. અર્થાત્ ચતુર્દશપૂર્વધર શ્રુતકેવલી સિવાય એનું સામસ્ત્યથી—સંપૂર્ણપણે વ્યાખ્યા કરવાનું બીજાનું ગજું નથી, એટલે આ અર્હત્ ભગવત્ જેવા પરમ 'લલિત' વિષયની અમે ગમે તેટલી તત્ત્વગુણગાનરૂપ 'વિસ્તરા' કરીએ તોપણ એની સંપૂર્ણપણે વ્યાખ્યા કરવાને અમે કેમ સમર્થ થઈએ?

"ધરતીકા કાગજ કરૂં, કલમ કરૂં વનરાય;
સાત સમુદ્રકી શાહી કરૂં, પ્રભુ ગુણ લિખા ન જાય."—સંત કબીરજી.

આ ચૈત્યવન્દનસૂત્રાન્તર્ગત પ્રણિપાતદણ્ડક સૂત્રની (નમુત્થુણં) વ્યાખ્યા કરતાં આચાર્યવર્ય હરિભદ્રજીએ ગણધરપ્રણીત આ સૂત્રને ભાવપૂર્ણ ભવ્ય અંજલિ અર્પતાં

લખ્યું છે કે—"महापुरुषप्रणीतश्चाधिकृतदण्डकः, आदिमुनिभिर्हच्छिष्यैर्गणधरैः प्रणीतत्वाद् । अत एवैष महागम्भीरः, सकलन्यायाकरः, भव्यप्रमोदहेतुः, परमार्षरूपो, निदर्शनमन्येषामिति ।" અર્થાત્ આ આદિમુનિ અર્હત્‌શિષ્ય ગણધરો જેવા મહાજ્ઞાની પરમપ્રજ્ઞાનિધાન મહત્‌પુરુષોથી પ્રણીત છે. એટલા માટે જ આ

ગણધરપ્રણીત સૂત્રને હરિભદ્રજીની ભવ્યભાવાંજલિ

ચૈત્યવન્દનદંડક સૂત્ર 'મહાગંભીર' છે, સાગરની જેમ અર્થગંભીરતાનો—તત્ત્વઊંડાણનો તાગ ન પામી શકાય એવું મહા અર્થગંભીર છે. એટલે જ તે 'સકલન્યાયાકર' છે, સર્વ ન્યાયનો—દર્શનવિષયક પ્રમાણભૂત ચર્ચાનો આકર—સમુદ્ર અથવા ખાણ છે; રત્નાકરમાં જેમ જેમ ઊંડા ઉતરો અથવા રત્નની ખાણમાં જેમ જેમ ખોદો તેમ તેમ રત્નો નિકળ્યાં જ કરે, તેમ આ ન્યાયરત્નાકર અથવા ન્યાયની ખાણ સમા સૂત્રને જેમ જેમ અવગાહો—ઊંડા ઉતરીને વિચારો તેમ તેમ તેમાં અનેક ન્યાય—રત્નોની તત્ત્વવાર્ત્તા નિકળ્યાં જ કરે. આવું મહાગંભીર ન્યાયાકર હોવાથી જ તે 'ભવ્યપ્રમોદહેતુ' છે, સર્વ ભવ્યજનોને—યોગ્ય સુપાત્ર જીવોને પ્રમોદનો હેતુ હોય છે. જેમ જેમ ભવ્યજનો આના ઊંડાણમાં ઉતરે છે, તેમ તેમ તેમાં ઓર ને ઓર તત્ત્વચમત્કારો દેખી તેને ગુણપ્રેમરૂપ પ્રમોદની—પરમ આનંદની લહરીઓ ઉલ્લસે છે. આવું તે 'પરમાર્ષરૂપ' છે, પરમ ઋષિથી પ્રણીત હોવાથી પરમ પ્રમાણભૂત આર્ષવચનરૂપ છે. અને આવું પરમ પ્રમાણભૂત આ મહાગંભીર પરમાર્ષવચન ન્યાયની તાત્ત્વિક વિચારણાઓથી નિર્ભર હોવાથી 'અન્યોને નિદર્શન' છે, અર્થાત્ સર્વત્ર આવા પ્રકારે ન્યાયયુક્ત તત્ત્વવિચારણા કરવા યોગ્ય છે એમ બીજાઓને પણ તેના નિદર્શનરૂપ—દિશાદર્શનરૂપ ઉદાહરણ છે. સૂત્રનો પરમાર્થ વિચારવાની પ્રેરણા કરનારો ધડો બેસાડે એવો ઉત્તમ દાખલો છે.

આ અંગે સ્વયં હરિભદ્રસૂરિજીએ કેટલું ઊંડું અવગાહન કર્યું છે, તેને માટે એક જ ઉદાહરણ બસ થશે. પ્રસ્તુત પ્રણિપાતદણ્ડકસૂત્રની તત્ત્વસંકલના કેવી અદ્‌ભુત છે, તેનું સ્વપ્રજ્ઞાથી પરમ અદ્‌ભુત મૌલિક સંશોધન (Original Research) કરી, અને તેના પદોનું નવ વિભાગમાં સુયુક્તિયુક્ત પરમ બુદ્ધિગમ્ય (Most Intelligent) વર્ગીકરણ (Classification) દર્શાવી, પ્રજ્ઞાનિધાન શ્રી હરિભદ્રસૂરિજીએ જાણે ગણધર ભગવાનોના હૃદયમાં પેઠા હોય એમ તેઓનો અંતર આશય પ્રગટ કરી, પોતાના પ્રજ્ઞાતિશયનો પરિચય કરાવ્યો છે,—જે કોઈ પણ સહૃદયને આ મહામતિ મહાત્માની અપૂર્વ તત્ત્વદૃષ્ટિ પ્રત્યે સાનંદાશ્ચર્ય બહુમાન પ્રગટાવે છે. આ બાબત ઉપોદ્‌ઘાતમાં વિશેષ ચર્ચા છે, એટલે અત્રે વિશેષનો અવકાશ નથી. આ સમસ્તનો—આ વિવેચકે પરિશ્રમપૂર્વક ખાસ યોજેલી આ ગ્રંથના સારસર્વસ્વરૂપ—હૃદયરૂપ આકૃતિ જે આ ગ્રંથના મુખપૃષ્ઠ પર મૂકેલી છે તે પરથી—સુજ્ઞ વાંચકને સુગમપણે ખ્યાલ આવશે.

હરિભદ્રજીનું અદ્‌ભુત મૌલિક સંશોધન

અને આ શુદ્ધ સત્ત્વહિતાર્થપ્રવૃત્તિમાં આ પરમ આત્માર્થી મહામુમુક્ષુ મહાત્માને કેટલો બધો પરિશ્રમ પડયો હશે તે કલ્પનાતીત છે. વિબુધોએ (દેવોએ) મંદરાચલવડે

**હરિભદ્રજીનું અપૂર્વ તત્ત્વમંથન: પદેપદે ન્યાયમૌક્તિકની ગૂંથણી**

સાગરમંથન કરી સારભૂત રત્નો સંશોધી અમૃત મંથ્યું, એમાં તેમને કેટલી મહેનત પડી હશે તે જેમ તે વિબુધો જ જાણે; તેમ આ મહાવિબુધ લલિતવિસ્તરાકારે નિજબુદ્ધિરૂપ મંથ વડે શાસ્ત્રસમુદ્રનું મંથન કરી સારભૂત ન્યાયરત્નો સંશોધી તત્ત્વઅમૃત વલોવ્યું, તેમાં તેમને કેટલો પરિશ્રમ પડ્યો હશે, તે તો આ મહાવિબુધનો અંતરાત્મા જ જાણે. તથાપિ અત્રે સ્થળે સ્થળે પ્રતિપદે દૃશ્યમાન થતા પ્રજ્ઞાચમત્કારોથી ભલભલા પ્રજ્ઞાવંતોને પણ આશ્ચર્યમુગ્ધ કરી છક કરી દે એવા ન્યાય-મૌક્તિકો જે આ પ્રાજ્ઞશિરોમણિએ અદ્ભુત તત્ત્વસંકલનાથી આ લલિતવિસ્તરા ગ્રંથમાં ગૂંથ્યા છે, તે પરથી આ અપૂર્વ મૌલિક તત્ત્વસંશોધન કાર્યમાં આ મહાવિભૂતિને કેટલો પરિશ્રમ પડ્યો હશે તેનું સહેજ અનુમાન માત્ર જ સહૃદય પ્રાજ્ઞજનો કરી શકે છે; અને—'परोपकाराय सतां विभूतयः'—સંત પુરુષોની વિભૂતિઓ પરોપકારાર્થ હોય છે એ સૂત્રને ચરિતાર્થ કરતું આ જ્વલંત ઉદાહરણ પેખી સાનંદાશ્ચર્ય અનુભવે છે.

**તાત્ત્વિક ભગવદ્ભક્તિ: વક્તા-શ્રોતાનું પ્રયોજન**

ભગવદ્ અને ભગવદ્ભક્તિ બા. જગત્માં કોઈ વિવાદ નથી, પણ ભગવત્ કોણ? અર્હત્ કોણ? અને તેનું તાત્ત્વિક સ્વરૂપ શું? એ બા. જગત્માં નાના પ્રકારની ભ્રાંતિ પ્રવર્તે છે. તે બહુવિધ ભ્રાંતિતમસ્નું સમ્યક્ તત્ત્વદર્શન-ભાસ્કરના પ્રકાશથી નિષ્તુષ નિરાકરણ કરી, આ **લલિતવિસ્તરા** અર્હત્ ભગવતનું શુદ્ધ તાત્ત્વિક સ્વરૂપ યુક્તિયુક્ત ન્યાયચર્ચાથી વિસ્તારથી પ્રદર્શાવી, જગત્ના ચોગાનમાં અર્હત્ ભગવત્ 'મહાદેવ'ની મહાપ્રતિષ્ઠા કરે છે, અને રાગ-દ્વેષ-મોહ એ ત્રિદોષની સૃષ્ટિનો સંહાર કરનારા આ મહાદેવની શુદ્ધ તાત્વિક નિષ્કામ ભક્તિમાં આત્માર્થી મુમુક્ષુઓને પ્રેરે છે. અને એ જ આ ગ્રંથનું પ્રયોજન છે. અત્રે શાસ્ત્રકર્તાનું અનંતર-તાત્કાલિક (Immediate) પ્રયોજન,—આ ભક્તિપ્રધાન ચૈત્યવન્દન સૂત્રની લલિત પદોથી વ્યાખ્યા વિસ્તારતાં, પદે પદે તેના પરમ સુંદર-લલિત વિષયભૂત ભાવચૈત્યસ્વરૂપ શુદ્ધ ચૈતન્યમૂર્ત્તિ અર્હત્ ભગવંતની તાત્ત્વિક ભક્તિમાં પ્રવર્ધમાન ભાવે લીન થવું, અને અન્ય મુમુક્ષુજીવોને પણ તેમાં પ્રેરવા,—એ છે. અને આમ માન-પૂજા-કીર્ત્તિ આદિ તુચ્છ કામનાથી રહિતપણે, શુદ્ધ આશયથી, કેવળ શુદ્ધ આત્માર્થે નિર્મળ પરમાર્થપ્રેમથી કરવામાં આવતી આ સ્વ-પરઉપકારી ભક્તિપ્રવૃત્તિથી મોક્ષના અવન્ધ્ય-અચૂક બીજરૂપ યોગબીજ ચિત્તભૂમિમાં રોપી, અનુક્રમે અંકુરાદિ ભાવ પમાડી, અનુપમ મોક્ષફળની પ્રાપ્તિ કરવી, એ જ અંતિમ ધ્યેયરૂપ પરંપર પ્રયોજન (Remote, Ultimate) છે. શ્રોતાનું પરંપરા-પ્રયોજન મોક્ષ જ છે, અને અનંતર પ્રયોજન તો આ સૂત્રનું અર્થ-તત્ત્વ સમજી તાત્ત્વિક ભક્તિભાવની વૃદ્ધિ કરવી એ છે,—કે જેથી તે ભક્તિરૂપ અવન્ધ્ય-અમોઘ યોગબીજ ઉત્તરોત્તર વિકાસ પામી મોક્ષફળ આપે જ.

"એહનું ફળ દોય ભેદ સુણીજે, અનંતર ને પરંપર રે;
આણાપાલન ચિત્ત પ્રસન્ની, મુગતિ સુગતિ સુરમંદિર રે."—**શ્રી આનંદઘનજી.**

"દેવચંદ્ર પ્રભુની હો કે પુણ્યે ભક્તિ સધે;
આતમ અનુભવની હો કે નિત નિત શક્તિ વધે."—શ્રી દેવચંદ્રજી.
"કામ એક આત્માર્થનું, બીજો નહિં મન રોગ."—શ્રીમદ્ રાજચંદ્રજી.

આમ આવી આ પરમ ઉપકારી કૃતિના પ્રયોજનને અનુરૂપપણે આ વિવેચકે પણ આ વિવેચનગ્રંથ લખવાનો પ્રયાસ કર્યો છે. આ મત્કૃત વિવેચનગ્રંથ કે જેનું નામાભિધાન મ્હારા પૂ. સદ્. માતુશ્રી પુણ્યમૂર્ત્તિ શ્રી હેમદેવીની પુણ્ય સ્મૃતિમાં તેમ જ પરમાર્થ અર્થમાં પણ 'ચિદ્દહેમવિશોધિની' ટીકા રાખવામાં આવ્યું છે, તે સંપૂર્ણ લલિતવિસ્તરા વૃત્તિને આવરી લેતો વિવરણરૂપ પ્રથમ વિનમ્ર પ્રયાસ હોઈ, તેના પ્રાયઃ પ્રત્યેક પદની વિસ્તૃત વિવેચના કરે છે; અને આ વિવેચના શુદ્ધ ચિન્મૂર્ત્તિ અર્હત્ ભગવતની ભક્તિરૂપ ચૈત્યવન્દન સૂત્ર સંબંધિની હોઈ ચિદ્દરૂપ હેમની વિશોધિની છે, એટલે પણ ઉક્ત નામાભિધાન તત્ત્વરસિક આત્માર્થીઓને પરમાર્થથી યથાર્થ પ્રતીત થવા યોગ્ય છે.

'ચિદ્દહેમવિશોધિની' ટીકા નામક વિવેચન

આ મ્હારા વિવેચનગ્રંથની મેં આ પ્રકારે પંચાંગી યોજના નિયત કરી છે—

(૧) **લલિત વિસ્તરા સૂળ**—આ મૂળ સળંગ ગ્રંથનું (મૂળને યથાવત્ રહેવા દઈને) વિભાગવાર અધિકારાદિ સ્પષ્ટ વર્ગીકરણ કરી, પૂર્વાપર સંબંધ જોઈને ૩૭૫ પારિગ્રાફમાં (કંડિકાઓમાં) અથવા ગદ્યસૂત્રમાં વિભક્ત કરવાની છૂટ મેં લીધેલ છે; એટલે કે અત્રે આ ગ્રંથમાં ગદ્યસૂત્રોના યથાયોગ્ય વિભાગ પ્રમાણે પારિગ્રાફ પાડવાની અને આ પારિગ્રાફોને (કંડિકાઓને) અંક-નંબર આપવાની આ નૂતન યોજના મેં દાખલ કરી છે,—કે જેથી સુજ્ઞ વાંચકને ગ્રંથનો સ્પષ્ટ સુરેખ ખ્યાલ આવવા સાથે વિષય સુગ્રાહ્ય અને સુગમ બની તે તે વિષય શોધવાની (Ready reference) સરળતા—અનુકૂળતા પડે. (આ અંક અંગે વિશેષ સ્પષ્ટીકરણ સાટે જુઓ આ ગ્રંથ પૃ. ૬૯ ફૂટનોટ)

આ વિવેચન ગ્રંથની પંચાંગી યોજના

(૨) **ઉત્થાનિકા—અવતરણિકા**—ઉપરોક્ત પ્રકારે વિભક્ત પ્રત્યેક ગદ્યસૂત્રમાં શો વિષય આવે છે તેનો સારસંદર્ભ સૂચવતી અને પૂર્વાપર સંકલના નિબદ્ધ કરતી પ્રત્યેક સૂત્રની ખાસ ઉત્થાનિકા—અવતરણિકા મેં યોજી છે,—જેથી આવા અર્થઘન દુર્ગમ ગ્રંથના પ્રસ્તુત સૂત્રના મુખ્ય વક્તવ્યનો—મુખ્ય મુદ્દાનો સુજ્ઞ વાંચકને તત્ક્ષણ સ્પષ્ટ ખ્યાલ આવે.

(૩) **લલિતવિસ્તરા અનુવાદ**—આ મૂળ ગ્રંથના પ્રત્યેક સૂત્રનો અક્ષરશઃ યથાવત્ અનુવાદ કિંચિત્ પણ ન્યૂનાધિક વિના મેં કરેલ છે,—જેથી મૂળકારના સંપૂર્ણ અભિધેયનો વિચક્ષણ અભ્યાસીને મૂળ સાથે યથાર્થ બિંબ—પ્રતિબિંબ ભાવ પ્રતીત થાય.

(૪) **પંજિકા અનુવાદ**—જ્યાં જ્યાં ઉપલભ્ય છે ત્યાં ત્યાં **શ્રી મુનિસુંદરસૂરિજી કૃત પંજિકાનો** અક્ષરશઃ અનુવાદ કરી મેં યથાવત્ ફૂટનોટમાં આપ્યો છે.

પંજિકાકાર **શ્રી મુનિસુંદરસૂરિજીએ** પોતે જ કહ્યું છે તેમ આ પંજિકા 'દુર્ગમ કેટલાક પદોની વ્યાખ્યા' છે, એટલે આ પંજિકા સંપૂર્ણ લલિતવિસ્તરા વૃત્તિને સ્પર્શતી નથી પણ તેના કેટલાક સ્થળોને જ પ્રાયઃ સમાસવિભજનાદિ પ્રકારે પદચ્છેદવ્યાખ્યાનરૂપે અને ક્વચિત્ અર્થવિવરણરૂપે સ્પર્શે છે, અને ઘણા સ્થળે તે 'મૌન' છે; છતાં તે સુંદર તેમજ તે તે ઉપલબ્ધ સ્થળે પ્રકૃતમાં અર્થોપયોગી હોઇ, તેનો અક્ષરશઃ અનુવાદ કરી જેમ છે તેમ અભ્યાસીની અનુકૂળતા અર્થે અત્ર મૂકી છે, અને તેનો આશય પણ યથાસ્થાને યથા-સંભવ મ્હારા વિવેચનના એકદેશમાં અંતર્ભાવિત કર્યો છે.

(૫) **સળંગ વિવેચન** અથવા **'ચિદ્દહેમવિશોધિની' ટીકા**—લલિતવિસ્તરા વૃત્તિના મૂળ સૂત્રના પ્રાયઃ પ્રત્યેક પદનો આશય સ્પષ્ટ કરતું સવિસ્તર સળંગ વિવેચન અથવા **'ચિદ્દહેમવિશોધિની'** ટીકા મેં રચેલ છે. તેમાં પ્રાયઃ પ્રત્યેક સૂત્રના વિવેચનના મથાળે તે તે સૂત્રના વિષયના મુખ્ય ભાવને અનુરૂપ ને તેને પરિપુષ્ટ કરે એવું 'અધિષ્ઠાતા'રૂપ સુભાષિત મૂક્યું છે. તેમજ પ્રસ્તુત વિવેચનના દેહરૂપ અંગમાં પણ

**'ચિદ્દહેમવિશોધિની' ટીકાની યોજના**

સ્થળે સ્થળે–પ્રકૃત ભક્તિરસભાવને પરિપુષ્ટ કરે એવા **શ્રી આનંદઘનજી, શ્રી યશોવિજયજી, શ્રી દેવચંદ્રજી, શ્રીમદ્ રાજચંદ્રજી, શ્રી ચિદાનંદજી, શ્રી સિદ્ધસેન-દિવાકરજી, શ્રી સમંતભદ્રાચાર્યજી, શ્રી માનતુંગાચાર્યજી, શ્રી હેમચંદ્રાચાર્યજી, શ્રી હરિભદ્રાચાર્યજી, શ્રી કુંદકુંદાચાર્યજી, શ્રી અમૃતચંદ્રાચાર્યજી** આદિ મહા ભક્તશિરોમણિ પરમ તત્ત્વદ્રષ્ટા મહાસંત જનોના ટંકોત્કીર્ણ વચનામૃતો પણ તેની અર્થ-ભાવના સમેતપણે અવતરણરૂપે યથાસ્થાને ટાંક્યા છે,–જેથી આ પરમ સત્પુરુષોના અનુભવપ્રસાદીરૂપ વચનાનુગ્રહથી તત્ત્વરસિક સજ્જનો આ ભક્તિરસજાહ્નવીના પાવન તત્ત્વ-જલમાં નિમજ્જનનો રસાસ્વાદ ઓર માણી શકશે, અને 'ચિદ્દહેમના'–ચૈતન્યરૂપ સુવર્ણ ધાતુના કર્મ–મલની અશુદ્ધિનું વિશોધન કરી આ 'ચિદ્દહેમવિશોધિની'ને ચરિતાર્થ કરશે. અસ્તુ !

આમ પંચ અંગમાં નિયત કરેલી આ મ્હારા વિવેચનગ્રંથની રૂપરેખારૂપ યોજના ( Scheme, plan ) પરથી આ ગ્રંથની પદ્ધતિનો સામાન્ય સમગ્ર ખ્યાલ સુજ્ઞ વાંચકોને આવશે. અત્રે સુજ્ઞ વાંચકોના લક્ષમાં રહેવા એટલું સામાન્ય સૂચન કરવું યોગ્ય છે કે–પ્રત્યેક ગદ્યસૂત્રનું વિવેચન જ્યાં પૂર્ણ થાય છે, ત્યાં ❁ આ ચિહ્ન મૂક્યું છે, અનેક સૂત્રોના સમૂહરૂપ આંતરાધિકાર જ્યાં પૂર્ણ થાય છે ત્યાં 卐 આ મોટા સ્વસ્તિકનું ચિહ્ન મૂક્યું છે,

**ગ્રંથ પદ્ધતિ અંગે સામાન્ય સૂચન**

અને નવીન અધિકાર નવે પાને શરૂ કરી તેની પૂર્ણાહુતિમાં કમળ–દીપક આદિ જૂદી જૂદી જાતના બ્લોક મૂકયા છે. આ યોજનાથી આવા મહાકાય ગ્રંથના સ્પષ્ટ સુરેખ વિભાગ–પ્રતિવિભાગ સુજ્ઞ વાંચકને સુગ્રાહ્ય અને બુદ્ધિગમ્ય બનશે. અત્રે એટલો પ્રાસંગિક નિર્દેશ પણ કરવો આવશ્યક છે કે આ લલિતવિસ્તરા **શ્રી હરિભદ્રસૂરિની** યોગદૃષ્ટિસમુચ્ચય પછીની ઉત્તર કૃતિ છે, કારણ કે આ ગ્રંથમાં તેઓશ્રીએ તે સ્વરચિત **યોગદૃષ્ટિસમુચ્ચયના** ઇચ્છાયોગાદિ અંગેના નવ શ્લોકો પોતે અવતાર્યા છે, આ **યોગદૃષ્ટિસમુચ્ચય–**

જેના પર સુવિસ્તૃત સવિવેચન ગ્રંથ લખવાનું સદ્‌ભાગ્ય મને પ્રાપ્ત થયું હતું, તે પ્રકાશિત સવિવેચન ગ્રંથ પ્રત્યે સમસ્ત સામાન્ય અને વિદ્વજ્જનતાએ અપૂર્વ પ્રેમ વર્ષાવી, મને મ્હારા આ લલિતવિસ્તરા સવિવેચન ગ્રંથના કાર્યમાં દ્વિગુણ ઉત્સાહિત કર્યો છે.

અને આમ પંજિકાકાર શ્રી મુનિસુંદરસૂરિજીએ કહ્યું છે તેમ—'कष्टो ग्रन्थो मतिरनिपुणा सम्प्रदायो न तादृक्'—ગ્રંથ અતિકઠિન છે, મતિ અનિપુણ છે, અને સંપ્રદાય પણ તેવો નથી, છતાં પ્રાયઃ આ અક્ષુણ્ણ ક્ષેત્રમાં પદન્યાસ 'દુર્ગમ ગ્રંથને સુગમ કરવાનું આ સાહસ મેં ખેડયું છે! પ્રાયઃ સ્વાશ્રયથી—સ્વવિચાર-કરવા યથાશક્ય પ્રયાસ અવલંબનથી આવું વિકટ કાર્ય સર્વાત્માથી સિદ્ધ કરવાની હામ ભીડી છે. અને આવો દુર્ગમ્ય ગ્રંથ વિસ્તારથી અર્થવિચાર કર્યા વિના-પરિસ્ફુટ અર્થ સમજાવ્યા વિના સુગમ્ય થાય એમ નથી એમ જાણી, આ 'દુર્ગમ' ગ્રંથ 'સુગમ'-સુબોધ થાય એમ કરવા માટે યથાશક્ય પ્રત્યેક પ્રયત્ન કરેલ છે. અને એટલે જ આ 'લલિતવિસ્તરા'નો પણ આટલો વિવેચનરૂપ વિસ્તાર કરવો પડયો છે, તે સુજ્ઞ વાંચકોને યથાયોગ્ય જ જણાશે. શુદ્ધ આત્માર્થે કરવામાં આવેલા આ મ્હારા નમ્ર પ્રયત્નમાં વિગતમત્સર ગુણદોષજ્ઞ સજ્જનોને જો કંઈ પણ સફળતા ભાસ્યમાન થાય, તો તે કેવળ ગુણનિધાન જ્ઞાની સત્પુરુષોના કૃપાપ્રસાદને જ આભારી છે,—જેના પરમ સમર્થ વચનામૃતની પ્રબળ ભિત્તિના અવલંબન વિના મ્હારો આ પ્રયત્ન 'પ્રાંશુલભ્ય' ફલ પ્રત્યે પંગુચેષ્ટા જેવો જ બન્યો હોત! અત્રે જો કાંઈ અસમંજસ વા આશયફેર જેવું જણાય, અથવા જાણ્યે અજાણ્યે ક્વચિત્ કિંચિત્ ક્ષતિ વા સ્ખલના જેવું ભાસે, તો તે આ મંદમતિ લેખક-વિવેચકનો જ દોષ છે એમ સુજ્ઞ સજ્જન મહાજને વિચારવું; અને હંસદૃષ્ટિ રાખી ક્ષન્તવ્ય ગણવું.

કાકદૃષ્ટિ સ્વયં નિંદ્ય, કૃશંતા ગુણદર્શને;
હંસદૃષ્ટિ સ્વયં વંદ્ય, હર્ષંતા ગુણદર્શને.—(સ્વરચિત)

ગુણો જે કંઈ 'હ્યાં તે સકલ ગણજો સંતજનના,
અને દોષો કૈં તે સકલ પણ હું પામરતણા;
કરી દોષો દૂરે સુગુણ ચરજો હંસ સુમતિ!
અમી દૃષ્ટિ ધારી સુણો જ ભગવાનૂદાસ વિનતિ.
—શ્રી યોગદૃષ્ટિકળશ (સ્વરચિત)

**ઉપક્રમ-પૂર્ણાહુતિ: પ્રકાશન**

ઈ. સ. ૧૯૫૨ના વર્ષની કોઈ સુભગ પળે આ મૂળ 'લલિતવિસ્તરા' ગ્રંથનું અવલોકન કરવાનું ઉત્તમ નિમિત્ત મને પ્રાપ્ત થયું; અને તેનું સ્વાધ્યાયરૂપ અવગાહન કરતાં આવા પરમ ઉપકારી અને પરમ ઉપયોગી દર્શનપ્રભાવક ગ્રંથનું યથાવત્ યથાર્થ અર્થદર્શન કરાવી, તે પર પરિસ્ફુટ વિવેચનાત્મક ટીકા રચવાની મ્હારા હૃદયમાં સ્વયંભૂ સ્ફુરણા થઈ, અને તેનું લેખનકાર્ય તરત જ આરંભી તે જ વર્ષમાં આ કાર્ય લગભગ

છ મહિનામાં પરિપૂર્ણ કર્યું. તેના ફલપરિપાકરૂપ આ ગ્રંથ સુજ્ઞ ગુણજ્ઞ વિવેકી તત્ત્વરસિક વાંચકવૃન્દના કરકમલમાં આવે છે. **શ્રી જૈન એસોશિએશન ઓફ ઈન્ડિઆ**'ની પ્રથમથી જ આ ગ્રંથપ્રકાશનનો લાભ લેવાની પૂરેપૂરી ભાવના અને સુદૃઢ નિર્ણય હોઈ, ઉક્ત સંસ્થાના અને મ્હારા પોતાના સંયુક્ત પ્રકાશકપણા નીચે આ ગ્રંથ અત્રે પ્રકાશ પામે છે. ઉક્ત સંસ્થા મ્હારા આ કાર્યમાં રસ દાખવી, **શ્રી હરિભદ્રસૂરિજી**ની આ ખ્યાતનામ કૃતિ પ્રસિદ્ધ કરવામાં જે પ્રશસ્ત ભક્તિભાવથી ઉલટ ધરાવી આ પ્રકાશનકાર્યની મ્હારી સાથે ભાગીદાર બની છે, તે માટે તે ધન્યવાદને પાત્ર છે; અને પ્રસ્તુત સંસ્થાને આ પ્રશસ્ત ભગવદ્ભક્તિમય સત્કાર્યમાં પ્રેરણાનું મુખ્યપણે નિમિત્ત બનનાર તેના માનદ્ મંત્રીઓ—સદ્ધર્મપ્રેમી ભાઈ શ્રી હીરાલાલ હાલચંદ દલાલ બાર–એટ–લૉ તથા ભાઈ શ્રી પદ્મશી દામજી ખોના સોલિસિટર પણ તેવા જ ધન્યવાદને પાત્ર છે. અત્રે પ્રેસની ગોઠવણ અંગે પરમાર્થસ્નેહી શ્રી મનસુખલાલભાઈ તારાચંદ મહેતા તથા શ્રી ચંદુલાલભાઈ ગુલાબચંદ મહેતાએ મિત્રભાવે સદ્ભાવથી લીધેલ શ્રમ માટે આભાર વ્યક્ત કરૂં છું. તેમજ—મેં ખાસ પ્રયત્નપૂર્વક યોજેલી આ ગ્રંથની સારસર્વસ્વભૂત–હૃદયરૂપ આકૃતિ જે મુખપૃષ્ઠ પર મૂકેલી છે, તેનો કલાકૃતિમય બ્લૉક તૈયાર કરી આપવા માટે કલાકાર ભાઈ શ્રી દિનકરરાય ભોગીલાલ મહેતાનો પણ આભાર માનું છું.

આ ગ્રંથની બીજભૂત વસ્તુનો કંઈક નિર્દેશ મ્હારા ઉપોદ્ઘાતમાં કર્યો છે, તેમજ સ્વયં હરિભદ્રસૂરિએ કરેલી આ ગ્રંથની પ્રસ્તાવના–જેના પર આ વિવેચકે સવિસ્તર વિશિષ્ટ વિવેચન કર્યું છે (પૃ. ૧–૯૮) તે પરથી પણ તેનો નિર્દેશ મળી રહેશે; અને વિષયાનુક્રમણિકા પ્રત્યે દૃષ્ટિપાત કરતાં આ ગ્રંથમાં કયા કયા વિષયો ચર્ચવામાં આવ્યા છે, તેનો પણ કંઈક ખ્યાલ આવશે. એટલે અત્રે ચર્ચિત કરેલા વિવિધ તત્ત્વવિષયોના વિશેષ વર્ણનથી તત્ત્વરસિક વાંચકના રસપ્રવાહની આડે નહિં આવતા, મ્હારા વિવેચનાંતર્ગત વિશિષ્ટ રસપ્રદ વિષયોની સૂચિ પ્રત્યે અંગુલિનિર્દેશ માત્ર કરૂં છું; અને અત્રે આ સ્વાધ્યાયમય યથાશક્તિ શ્રુતભક્તિ સાથે પ્રભુભક્તિ દાખવવાનો 'અપૂર્વ અવસર' મને પ્રાપ્ત થયો તેથી નિજ ધન્યતા અનુભવી, ભક્તિરસજાહ્નવીમાં નિમજ્જન કરી તત્ત્વસુધારસપાનનો રસાસ્વાદ લેવાનું પ્રત્યેક તત્ત્વરસિક સજ્જનને સપ્રેમ આમંત્રણ કરૂં છું.

**ગ્રંથવસ્તુ: 'તત્ત્વભક્તે ભવિક સકલ રાચો'**

"ભલું થયું મેં પ્રભુગુણ ગાયા, રસનાનો ફલ લીધો રે;
દેવચંદ્ર કહે મ્હારા મનનો, સકલ મનોરથ સીધો રે." —**શ્રી દેવચંદ્રજી**

સંવત્સરી, ૨૦૧૫
૫, ચોપાટી રોડ,
મુંબઈ ૭.

ડૉ. ભગવાનદાસ મનઃસુખભાઈ મહેતા
એમ. બી. બી. એસ.



# નિવેદન

ચૈત્યવન્દનના સૂત્ર ઉપર આચાર્ય શ્રી હરિભદ્રસૂરિએ લખેલી જૈન તત્ત્વજ્ઞાનથી ભરપૂર અને ભક્તિનો મર્મ સ્હમજાવતી સુંદર અને અર્થગંભીર "લલિત વિસ્તરા" નામની વૃત્તિ વિદ્વાનોમાં જાણીતી છે, પણ સામાન્ય લોકોમાં પ્રચાર પામેલ નથી. એનું કારણ એક તો એ સંસ્કૃતમાં લખાયેલી છે અને સામાન્ય લોકોને સંસ્કૃત ભાષાનો અભ્યાસ નથી; બીજું એનો અર્થ યથાર્થ રીતે સ્હમજવાને વિશદ વિવેચનની જરૂર છે. આવું વિવેચન અત્યાર સુધીમાં થયું હોય તેમ અમે જાણતા નથી. **ડૉ. ભગવાનદાસ મનઃસુખભાઈ મહેતાએ** "લલિત વિસ્તરા"નો ગુજરાતીમાં અનુવાદ કરી, એમની લાક્ષણિક શૈલીમાં વિશદ વિવેચન કરી, એનો ગંભીર અર્થ સરલ રીતે સ્હમજાવવાનો શુભ અને નિઃસ્વાર્થ પ્રયાસ કર્યો છે તે માટે એમને ધન્યવાદ છે. એઓશ્રી જૈન તત્ત્વજ્ઞાનના સારા અભ્યાસી છે અને એમણે કેટલાંય સુંદર પુસ્તકો લખ્યાં છે.

અમ્હારા મિત્ર સદ્‌ગત શ્રીયુત્ સૌભાગ્યચંદ ઉમેદચંદ દોશીએ સને ૧૯૫૩ની સાલમાં અમને કહ્યું કે ડૉ. ભગવાનદાસે "લલિત વિસ્તરા" વૃત્તિનો ગુજરાતીમાં અનુવાદ કરી સરલ ભાષામાં બહુ સુંદર વિવેચન કર્યું છે અને એ પ્રસિદ્ધ કરવા જેવું છે. ત્યારે અમને લાગ્યું કે એ અનુવાદ અને ટીકા પુસ્તકરૂપે પ્રસિદ્ધિ પામે તો તત્ત્વજ્ઞાનના ગૂઢ અર્થ સ્હમજવાને અને ભક્તિનો મર્મ સ્હમજવાને લોકોને બહુ ઉપયોગી નીવડશે, અને સારો પ્રચાર પામશે. પછી આ પ્રસિદ્ધિના ખર્ચના પ્રશ્નનો વિચાર કરવા અમારી **જૈન એસોસીએશન ઑફ ઇન્ડિઆની** મેનેજીન્ગ કમિટીમાં ચર્ચા કરી નિર્ણય કર્યો કે બીજી કોઈ વ્યક્તિ કે સંસ્થાના સહયોગથી એ પુસ્તક છપાવવું અને તેના માટે પુસ્તકોદ્ધાર ફંડમાંથી રૂ. ૩૦૦૦) ત્રણ હજાર સુધી ખર્ચ કરવો. પછી બીજી કોઈ સંસ્થા કે વ્યક્તિનો સહયોગ મેળવવા માટે અમે પ્રયાસ કર્યો, અને એ પ્રયાસમાં વિલંબ થયો. પણ **ડૉ. ભગવાનદાસે** પોતે કહ્યું કે બાકીનો ખર્ચ તેઓ આપશે, એટલે અમારૂં કામ સરળ થયું; અને **જૈન એસોસીએશન ઑફ ઇન્ડિઆ** અને **ડૉ. ભગવાનદાસ** બન્નેના સહયોગમાં આ પુસ્તક છપાવવાનું નક્કી કર્યું અને અમો બન્ને આ દળદાર ઉપયોગી અને સુંદર પુસ્તક જનતા સમક્ષ રજુ કરવા માટે આજે ભાગ્યશાળી થયા છીએ તેનો અમને સંતોષ છે. આશા છે કે આ પુસ્તક ઉપયોગી નીવડશે અને જનતાનો યોગ્ય આદર પામશે.

"લલિત વિસ્તરા"નો યથાર્થ અનુવાદ અને કુશળ વિવેચન **ડૉ. ભગવાનદાસે** જે અથાગ પરિશ્રમ સેવી કર્યું છે, એ તો એમની જૈન શ્રુત અને તત્ત્વજ્ઞાનની અનન્ય ભક્તિ અને અપૂર્વ પ્રેમનું પ્રતિબિંબ છે. છતાં આ પુસ્તકના પ્રકાશનનું બધું કામ પ્રેમથી અને નિઃસ્વાર્થ ભાવે એમણે જ કર્યું છે. અમારી તો સહાનુભૂતિ અને સલાહસૂચના જ માત્ર છે. એ એમની પ્રેમપૂર્વકની નિઃસ્વાર્થ મહેનત માટે અમો એમના આભારી છીએ.

મુંબઈ
તા. ૨૨-૧૧-૫૯ રવિવાર

**હીરાલાલ હાલચંદ દલાલ**
**પદમશી દામજી ખોના**
મંત્રીઓ, જૈન એસોસીએશન ઑફ ઇન્ડિઆ.

# ઉપોદ્ઘાત

"येनात्माऽबुध्यतात्मैव, परत्वेनैव चापरम् ।
अक्षयानन्तबोधाय, तस्मै सिद्धात्मने नमः ॥" શ્રી પૂજ્યપાદસ્વામીજી

"सारमेतन्मया लब्धं, श्रुताब्धेरवगाहनात् ।
भक्तिर्भागवती बीजं, परमानंदसंपदाम् ॥" શ્રી યશોવિજયજી

**શ્રી યશોવિજયજીનું** સુભાષિતરત્ન છે કે—'શ્રુતસમુદ્રનું અવગાહન કરતાં મને આ સાર મળ્યો છે કે ભગવત્‌ની ભક્તિ એ જ પરમાનંદસંપદાઓનું બીજ છે.' ભક્તિ-પ્રધાન ભાગવત ગ્રંથનું પણ વચન છે કે 'भगवद्भक्तियुक्तेन प्राप्ता भागवती गतिः—ભગવદ્‌ભક્તિ યુક્તને ભાગવતી ગતિ પ્રાપ્ત થઈ. ગીતામાં પણ ભક્તિયોગનું પ્રાધાન્ય સંગીત કર્યું છે, તેમજ સર્વ ધર્મોમાં પણ ભગવદ્‌ભક્તિનો અપૂર્વ મહિમા અવિગાનથી ગાવામાં આવ્યો છે. આમ ભગવદ્ અને તેની ભક્તિની કર્ત્તવ્યતા અંગે જગત્‌માં એકવાકયતા વર્ત્તે છે. પણ ભગવત્‌નું અને તેની ભક્તિનું યથાર્થ તાત્ત્વિક સ્વરૂપ સમજવા માટે પ્રથમ કેટલીક સામાન્ય ભૂમિકા સમજવા યોગ્ય છે,—જેથી આ ભગવદ્‌ભક્તિમય '**લલિત વિસ્તરા**' ગ્રંથનું અને તદ્‌ગત તત્ત્વવિચારણાનું હાર્દ સમજવાનું વિવેકી વાંચકને સુગમ થઈ પડે.

ભગવદ્‌ભક્તિની કર્ત્તવ્યતા અંગે એકવાકયતા

આત્મકલ્યાણના ઇચ્છક કોઈ પણ સત્‌સાધકે સૌથી પ્રથમ પોતાનું નિશ્ચિત નિશ્ચય-રૂપ સાધ્ય—લક્ષ્ય નિયત કરવું જોઈએ. પછી તે સાધ્યને સિદ્ધ કરવા શા સાધન છે તેનો સમ્યક્ વિચાર કરવો જોઈએ. પછી તે સાધ્યપ્રત્યયી સાધનને અવલંબી નિયત સાધ્ય ધ્યેયને અનુલક્ષીને—નિરંતર લક્ષમાં રાખીને, ફલપ્રાપ્તિ પર્યંત અખંડ સમ્યક્ સાધના કરવી જોઈએ. આમ કરવામાં આવે તો જ યથાર્થ ઇષ્ટ સિદ્ધિ થાય. અર્થાત્ બીજા શબ્દોમાં કહીએ તો સિદ્ધયર્થીએ (૧) સાધ્યશુદ્ધિ, (૨) સાધનશુદ્ધિ, (૩) સાધનાશુદ્ધિ અવશ્ય કરવી જોઈએ. કારણ કે સાધ્ય શુદ્ધ ન હોય તો સિદ્ધિ શુદ્ધ થાય નહિં; સાધ્ય શુદ્ધ હોય પણ સાધન શુદ્ધ ન હોય તોપણ સિદ્ધિ શુદ્ધ થાય નહિં; સાધ્ય અને સાધન બન્ને શુદ્ધ હોય, પણ સાધના શુદ્ધ ન હોય તોપણ સિદ્ધિ શુદ્ધ થાય નહિં. માટે શુદ્ધ સિદ્ધિ અર્થે સાધ્ય—સાધન—સાધના એ ત્રણેની શુદ્ધિનો અવિનાભાવી સંબંધ છે. સાધ્ય વિના

સાધ્ય, સાધન અને સાધના

સાધન નથી, અને સાધન વિના સિદ્ધિ નથી. આમ સાધ્ય, સાધન અને સિદ્ધિનો પરસ્પર ઘનિષ્ઠ સંબંધ છે, તે આત્મહિતાર્થી આત્માર્થી સાધકે બહુ સમજવા જેવો છે, કારણ કે તે પરથી ઘણું પરમાર્થ રહસ્ય સુગમતાથી સમજાય છે. વ્યવહારમાં કે પરમાર્થમાં આ સર્વત્ર એક સરખું લાગુ પડે છે. આ બરાબર સમજવા માટે લોકપ્રસિદ્ધ બાણુની લક્ષ્યક્રિયાનું દૃષ્ટાંત છે.

**યોગાવંચક, ક્રિયાવંચક ફલાવંચક**

જેમ બાણુની લક્ષ્યક્રિયામાં તેમ પરમાર્થમાં પણ જો નિશ્ચિત સાધ્યનો અનુસંધાન-યોગ ન હોય તો બધાં સાધનને 'સાધન' નામ જ ન ઘટે, યોગસાધન વંચક જ (છેતરનાર, ચૂકવનાર, વંચિત કરનાર) થઈ પડે,—જેને શાસ્ત્રપરિભાષામાં વંચક યોગ કહે છે; જો સાધનક્રિયા સમ્યક્‌પણે સાધ્યની સાધક એવી ન થઈ પડતી હોય તો તે પણ વંચક થઈ પડે,—આને વંચક ક્રિયા કહે છે; અને સિદ્ધિ સમ્યક્ ન હોય તો ફલ વંચક થઈ પડે,—આને વંચક ફલ કહે છે. આથી ઉલટું, સાધ્ય બરાબર સુનિર્ણીત અને નિરંતર લક્ષમાં હોય તો યોગસાધન અવંચક થાય છે,—આને શાસ્ત્રપરિભાષામાં '**યોગાવંચક**' કહે છે; એટલે પછી તે સાધ્યને સમ્યક્‌પણે સાધિત કરતી સાધનક્રિયા કરવામાં આવે તો તે '**ક્રિયા અવંચક**' હોય છે; અને અંતપર્યંત સમ્યક્ સાધન યથાવિધિ સેવતાં ફલસિદ્ધિ હોય છે,—આ 'ફલાવંચક' હોય છે. તાત્પર્ય કે—સાધ્યલક્ષ્યનો સમ્યક્‌યોગ તે યોગાવંચક, સાધ્યનું સમ્યક્‌સાધન તે ક્રિયાવંચક, અને સાધ્યની સમ્યક્‌સિદ્ધિ તે **ફલાવંચક**; અથવા બીજા શબ્દોમાં કહીએ તો સાધ્યને તાકવું તે યોગાવંચક, સાધ્યને સાધવું તે ક્રિયાવંચક, અને સાધ્યને પામવું તે ફલાવંચક. (આ યોગાવંચકાદિની રસપ્રદ બોધપ્રદ વિશેષ ચર્ચા માટે જિજ્ઞાસુએ મ્હારા યોગદૃષ્ટિસમુચ્ચય સવિવેચન ગ્રંથનું પૃ. ૧૫૯, ૭૩૨ અવલોકન કરવું.)

"નિર્મલ સાધુ ભગતિ લહી....સખી દેખણ દે! યોગ અવંચક હોય રે સખી.
કિરિયાવંચક તિમ સહી....સખી. ફલ અવંચક જોય રે સખી. ચંદ્રપ્રભુ મુખચંદ."

—**શ્રી આનંદઘનજી.**

આમ સાધ્ય, સાધન ને સિદ્ધિનો પરસ્પર ગાઢ સંબંધ છે; સાધ્ય હોય તો જ સાધન હોય, અને સાધન હોય તો જ સિદ્ધિ હોય, આ નિયમ છે, માટે ત્રણે કાળે પણ ન ચસે—ન ફરે એવું પરમ ત્રિકાલાબાધિત અખંડ નિશ્ચયરૂપ સાધ્ય—ધ્યેય (Goal) પ્રત્યેક સન્માર્ગસાધકે અત્રે પરમાર્થમાં સૌથી પ્રથમ સુવિનિશ્ચિત કરી લેવું પરમ આવશ્યક છે,—કે **જેથી** બાણાવળીનો લક્ષ્ય જેમ વેધ્ય નિશાન પ્રત્યે જ હોય, ફૂટબોલ ખેલાડીનો લક્ષ્ય જેમ નિરંતર લક્ષ્ય પ્રત્યે જ હોય, પથિકનો લક્ષ્ય જેમ ગન્તવ્ય સ્થાન પ્રત્યે જ હોય, તેમ તે સતસાધક સતનિશ્ચય સાધ્ય પ્રત્યે નિરંતર દૃષ્ટિ ઠેરવી, સાધ્યરસી સાધકપણે સાધન રીતિ કરીને યથાર્થ સાધક નીતિને અનુસરી યથાર્થપણે પરમાર્થને સાધવા સમર્થ થાય. એટલે **અત્રે આપણે** પણ પ્રથમ સાધ્યશુદ્ધિ વિચારી સાધ્યવિનિશ્ચય કરશું:—

# I. સાધ્યશુદ્ધિ: સાધ્યવિનિશ્ચય

"હવે જિનવચન પ્રસંગથી, જાણી સાધક નીતિ નાથ રે!
સાધ્યરસી સાધકપણે, કરીએ સાધન રીતિ નાથ રે!....નમિ."—શ્રી દેવચંદ્રજી.

વાસ્તવિક વિચાર કરીએ તો 'પરમાર્થ' અને 'ધર્મ' એ બે મહાન શબ્દો જ સૂચક અને અર્થગંભીર છે; એ શબ્દોથી જ તેના સાધ્યસર્વસ્વનો સ્વયં બોધ થઈ જાય છે.

**'પરમાર્થ'નો પરમાર્થ: 'ધર્મ'નું રહસ્ય**

પરમાર્થમાં 'પરમાર્થ'—પરમ અર્થ એ જ સાધ્ય છે. પરમ અર્થ એટલે પરમ પદાર્થ, પરમ તત્ત્વ,—જેનાથી પર કોઈ પદાર્થ—તત્ત્વ નથી અને જે બીજા બધાં કરતાં પર છે એવો પદાર્થવિશેષ—તત્ત્વવિશેષ. અને એવો પરમ તત્ત્વરૂપ પરમ પદાર્થ—પરમાર્થ કયો છે? તો કે—આત્મા. ચૈતન્યમૂર્ત્તિ આત્મા જેવો ચમત્કારિક પદાર્થ જગતમાં નથી. જ્યાં ચૈતન્યના અદ્ભુત ચમત્કારો વિલસે છે એવો આત્મા જ સર્વ આશ્ચર્યનું અને સર્વ ઐશ્વર્યનું એક ધામ છે. સર્વ પર પદાર્થથી પરપણે—ભિન્નપણે પ્રત્યક્ષ જુદો તરી આવતો આ પરમ તત્ત્વવૈજ્ઞાનિક પદાર્થ—પરમાર્થ, શુદ્ધ આત્મા 'સમયસાર' એના શુદ્ધ સહજ સ્વયંભૂ અસલ મૂળ સ્વરૂપે પ્રગટ કરવો—પ્રગટાવવો એ જ પરમાર્થ છે, એ જ નિશ્ચય છે, એ જ ધ્યેય છે, એ જ સાધ્ય છે, એ જ લક્ષ્ય છે, એ જ ઉપાસ્ય છે, એ જ આરાધ્ય છે. વર્ત્તમાનમાં વિભાવ દશાને લઈ અનાદિ અવિદ્યારૂપ પરશાસનના મહાભાર તળે દબાઈ ગયેલો આ આત્મા * જે અન્યસંયોગજન્ય કર્મપારતંત્ર્યથી અનંત સંસારપરિભ્રમણ દુઃખ પામી રહ્યો છે, તેને કર્મપારતંત્ર્યથી મુક્ત કરી આત્મસ્વાતંત્ર્ય પમાડવો, વિભાવ દશા મૂકાવી આત્મસ્વભાવમાં આણવો, દુઃખધામ ભવબંધન છોડાવી સુખધામ મોક્ષનો યોગ કરાવવો, 'આતમ ઘર આતમ રમે'ને 'નિજ ઘર મંગલમાલ' પ્રગટાવી જીવને શિવ બનાવવો, 'ઇચ્છે છે જે જોગીજન' એવું 'મૂળ શુદ્ધ તે આત્મપદ'—પરમાત્મપદ પમાડવો, 'આનંદઘનરસ પૂર'થી છલકાતો શુદ્ધ સિદ્ધ મુક્ત આત્મારૂપ 'પરમાર્થ' પ્રગટાવવો, એ જ પરમાર્થ છે; અને એ જ મતદર્શનના ભેદ વિના સર્વ આત્માર્થી મુમુક્ષુ સાધકનું એક માત્ર સાધ્ય છે. આવો પરમાર્થ 'પરમાર્થ' શબ્દ પરથી ફલિત થાય છે.

હવે 'ધર્મ' શબ્દનો વિચાર કરીએ. 'ધર્મ' એટલે વસ્તુસ્વભાવ,—'वत्थुसहावो धम्मो'. જડવસ્તુનો સ્વભાવ તે જડનો ધર્મ, ચેતન વસ્તુનો સ્વભાવ તે ચેતનનો ધર્મ. એટલે

---

* "आत्मा तदन्यसंयोगात्संसारी तद्वियोगतः ।
स एव मुक्त एतौ च तत्स्वाभाव्यात्तयोस्तथा ॥"—શ્રી હરિભદ્રસૂરિકૃત યોગબિંદુ

(૧) આ આત્માને જૈન અને વેદાંતી 'પુરુષ' નામે ઓળખે છે, બૌદ્ધ તેને 'જ્ઞાન' કહે છે, અને સાંખ્ય 'ક્ષેત્રવિદ્' કહે છે. (૨) તદન્ય—તે આત્માથી અન્ય એવી વસ્તુને જૈન 'કર્મ' કહે છે, બૌદ્ધ અને વેદાંતી 'અવિદ્યા' કહે છે, અને સાંખ્ય 'પ્રકૃતિ' કહે છે. (૩) અને તે આત્મા અને કર્મ એ બેના સંયોગને જૈને 'બંધ' નામ આપ્યું છે, બૌદ્ધ અને વેદાંતીએ 'ભ્રાંતિ' નામ આપ્યું છે, અને સાંખ્યે 'પ્રવૃત્તિ' નામ આપ્યું છે. (૪) આ કર્મસંબંધયોગ્યતા જૈને જૈનો 'ભાવમલ' કહે છે, તેને સાંખ્યો 'દિદક્ષા'—પ્રકૃતિવિકારોને દેખવાની ઇચ્છા કહે છે, શૈવો 'ભવબીજ' કહે છે, વેદાંતીઓ ભ્રાંતિરૂપ 'અવિદ્યા' કહે છે, સૌગતો અનાદિ ક્લેશરૂપ 'વાસના' કહે છે. આમ દર્શનભેદે પરિભાષારૂપ નામભેદ છતાં વસ્તુભેદ નથી. આ સર્વદર્શનસંમત વસ્તુતત્ત્વ છે.

ચેતન વસ્તુ સ્વસ્વભાવમાં વર્ત્તે તો તે ધર્મ અને પરભાવ-વિભાવમાં વર્ત્તે તો તે અધર્મ. અને પોતે તો ચેતનમય આત્મા છે, એટલે આ વસ્તુધર્મની વ્યાખ્યા પ્રમાણે આત્મા પોતાના ચેતનમય-જ્ઞાનદર્શનમય આત્મસ્વભાવમાં વર્ત્તે તે જ ધર્મ, એવી 'ધર્મ' શબ્દની મુખ્ય વ્યાખ્યા છે. આ આત્મધર્મ એ જ વાસ્તવિક સનાતન ધર્મ છે; સનાતન એટલે શાશ્વત-સદા સ્થાયી રહેનારો, અને ધર્મ એટલે વસ્તુનો સ્વભાવ, એટલે આત્મા સનાતન-શાશ્વત વસ્તુ હોઈ આ આત્માનો જે વસ્તુસ્વભાવરૂપ ધર્મ-આત્મધર્મ એ જ સનાતન શાશ્વત ધર્મ છે. અને તેવો આત્મસ્વભાવ ધર્મ પામવો એ જ ધર્મ છે, ધર્મનું સાધ્ય પણ એ 'ધર્મ' જ છે; અર્થાત્ સ્વભાવમાં વર્ત્તવું, સ્વરૂપને સાધવું એ જ સર્વ ધર્મોનું અને સર્વધર્મસાધનોનું એક માત્ર સાધ્ય છે. આમ પરમાર્થ કહો કે ધર્મ કહો, બન્નેનું સાધ્ય એક શુદ્ધ આત્મા જ છે, સર્વ પરભાવ-વિભાવના સ્પર્શલેશથી રહિત એવો શુદ્ધ સ્વભાવ જ છે, સહજ એવા શુદ્ધ આત્મસ્વરૂપમાં-સહજાત્મસ્વરૂપમાં સ્થિતિ એ જ છે. એટલે સર્વથા સ્વરૂપ એ જ એક નિશ્ચય સાધ્ય ધ્યેય ફલિત થાય છે.

બાકી આ પરમાર્થરૂપ કે વાસ્તવિક ભાવધર્મરૂપ સાધ્યના લક્ષ્ય વિના પરમાર્થને નામે કે ધર્મને નામે જે કાંઈ ચાલતું હોય તે વાસ્તવિક પરમાર્થ નથી કે વાસ્તવિક ધર્મ નથી. 'ધરમ ધરમ કરતો સહુ જગ ફિરે, ધર્મ ન જાણે હો મર્મ' એ શ્રી આનંદઘનજીના અમર શબ્દોમાં કહ્યા પ્રમાણે આખું જગત્ 'ધરમ ધરમ' કરતું ફરે છે, પણ આ ધર્મના મર્મને જાણતું નથી. આ ધર્મ તો પોતાના આત્મામાં જ રહ્યો છે અને તેમાંથી જ આવિર્ભૂત-પ્રગટ કરવાનો છે, અથવા આ આત્મા પોતે જ ધર્મસ્વરૂપ છે, એનું જગત્‌ને ભાન નથી; અને અંતર્મુખ અવલોકન કરવાને બદલે અહીંથી મળશે કે તહીંથી મળશે એમ બ્હાર તે ધર્મની શોધમાં નીકળી પડયું છે! કસ્તૂરી પોતાની નાભિમાં છે, છતાં કસ્તૂરી-મૃગ તેની શોધમાં બ્હાર ભમે છે, તેના જેવું મૂઢ આચરણ કરી રહ્યું છે! 'પરમ નિધાન પ્રગટ મુખ આગળે' પડયો છે છતાં તેને ઉલ્લંઘીને પેલા મૂર્ખ બ્રાહ્મણો જેવી ચેષ્ટા કરી રહ્યું છે! તે બ્રાહ્મણો નીકળ્યા હતા તો ખજાનાની શોધમાં, પણ જ્યાં ખજાનાવાળી જગ્યા આવે છે ત્યાં 'આંધળા કેમ ચાલતા હશે?' તે અજમાવી જોવાનો તુક્કો તેમના મનમાં ઊઠયો. એટલે આંખો મીંચીને ચાલતાં તેઓ તે ખજાનો ઉલ્લંઘી ગયા! અને તેનું તેમને ભાન નહિં હોવાથી તેઓ હજુ તેની શોધમાં આગળ ને આગળ દોડયા જાય છે! તેમ આ જગત્ પણ-પરમ ગુણરત્નના નિધાનરૂપ આ ધર્મમૂર્ત્તિ આત્મા પ્રગટ મુખ આગળ રહ્યો છે છતાં-તેને ઉલ્લંઘીને બ્હાર ધર્મની શોધ કરવા નીકળી પડયું છે! ખરેખર! જગદીશ-જગત્પતિ એવા પરમાત્મ-તત્ત્વની જ્યોતિના પ્રકાશ વિના આ જગત્ અંધની પાછળ અંધ પલાયન કરતા હોય, એવી ચેષ્ટા કરી રહ્યું છે! આમ જે 'Within' (અંદર) છે તે 'Without' (બ્હાર) શોધવા જાય છે, એટલે તે 'Without' ને 'Without' (વિહોણું, વંચિત ને વંચિત, આત્મબાહ્ય) જ રહે છે!

'પરમ નિધાન પ્રગટ મુખ આગળે'

"પરમ નિધાન પ્રગટ મુખ આગળે, જગત ઉલ્લંઘી હો જાય!
જ્યોતિ વિના જુઓ! જગદીશની, અંધોઅંધ પલાય...."—શ્રી આનંદઘનજી
"પર ઘર જોતાં રે ધર્મ તુમે ફરો, નિજ ઘર ન લહો રે ધર્મ;
જેમ નવિ જાણે રે મૃગ કસ્તૂરીઓ, મૃગમદ પરિમલ મર્મ.—શ્રી સીમંધર
જેમ તે ભૂલો રે મૃગ દિશ દિશ ફિરે, લેવા મૃગમદ ગંધ;
તેમ જગે ઢુંઢે રે બાહિર ધર્મને, મિથ્યાદૃષ્ટિ રે અંધ. શ્રી સીમં."—શ્રીયશોવિજયજી

આવા વાસ્તવિક ધર્મનું તો પોતાને ભાન નથી, છતાં આ મ્હારો 'સ્વ' ધર્મ અને આ પારકો 'પર' ધર્મ એમ મ્હારા–ત્હારારૂપ મિથ્યા આગ્રહમાં તણાઇ જતું જગત્ ધર્મને નામે કેટલા બધા ઝઘડા કરે છે! ખરી રીતે તો 'સ્વ' ધર્મ શું? અને 'પર' ધર્મ શું? એનું પણ એને ભાન નથી. કારણ કે સ્વધર્મ એટલે સ્વનો–પોતાનો–આત્માનો ધર્મ, અને પરધર્મ એટલે પરનો–પરવસ્તુનો–જડનો ધર્મ. આત્મા સ્વસ્વભાવમાં વર્ત્તે એ જ એનો સ્વધર્મ, અને પરભાવમાં વર્ત્તે તો પરધર્મ. આમાં સ્વમત–પરમતની કે મ્હારા–ત્હારાની તો વાત જ નથી. સ્વધર્મમાં વર્ત્તવું એ જ 'સ્વસમય' અને પરધર્મમાં વર્ત્તવું એ જ 'પરસમય.' 'સ્વધર્મમાં' વર્ત્તતાં 'નિધન'–મૃત્યુ આવે તો પણ 'શ્રેય'–બ્હેતર, પણ 'પરધર્મ'માં વર્ત્તવું તે તો 'ભયાવહ.' 'स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः' એ ગીતાવાક્ય પણ આ ઉક્ત ભાવને પુષ્ટ કરે એવા સાપેક્ષ અર્થમાં ઘટાવી શકાય છે; પણ લોકોએ તો તેનો ઉપયોગ પણ સ્વમત મતાર્થની આગ્રહયુક્ત પુષ્ટિમાં જ કર્યો છે! અને આત્માર્થ પોષ્યાનું મિથ્યાભિમાન ધર્યું છે! જેની પોતાને ગતાગમ નથી તેના નામે જ ઝઘડા કરી જગતે પોતાનું નામ સાર્થક્ય કર્યું છે!

સ્વધર્મ–પરધર્મ: 'स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः'

"जीवो चरित्तदंसणणाणट्ठिउ तं हि ससमयं जाण।
पुग्गलकम्मपदेसट्ठियं च तं जाण परसमयं॥"
—મહર્ષિ શ્રી કુંદકુંદાચાર્યજીપ્રણીત શ્રી સમયસાર

"શુદ્ધાતમ અનુભવ સદા, તે સ્વસમય વિલાસ રે;
પરવડી છાંહડી જે પડે, તે પરસમય નિવાસ રે....
ધરમ પરમ અરનાથનો."—શ્રી આનંદઘનજી

આ તો પ્રાસંગિક ચર્ચા થઈ. આ સર્વનું તાત્પર્ય એ છે કે–આત્માનો શુદ્ધ સ્વભાવ–સ્વરૂપ, શુદ્ધ આત્મધર્મ એ જ પરમાર્થનું–ધર્મનું એકમાત્ર સાધ્ય છે. પરમતત્ત્વદ્રષ્ટા શ્રીમદ્ રાજચંદ્રજીનું ટંકોત્કીર્ણ વચનામૃત છે કે—

"ભિન્ન ભિન્ન મત દેખિયે, ભેદ દૃષ્ટિનો તેહ;
એક તત્ત્વના મૂળમાં, વ્યાપ્યા માનો એહ.
તેહ તત્ત્વરૂપ વૃક્ષનું, આત્મધર્મ છે મૂળ;
સ્વભાવની સિદ્ધિ કરે, એ જ ધર્મ અનુકૂળ."

અને આત્માના આ શુદ્ધ સ્વભાવની—આત્મધર્મની સિદ્ધિ, સર્વ કર્મકલંકથી રહિત શુદ્ધ આત્માની સિદ્ધિ—શુદ્ધ આત્મસિદ્ધિ એ જ મોક્ષ અથવા મુક્તિ છે; એટલે આત્માની શુદ્ધ સહજ સિદ્ધ મુક્ત અવસ્થારૂપ સહજાત્મસ્વરૂપી મોક્ષપદ એ જ સર્વદર્શનોનું એક નિશ્ચિત સાધ્ય ધ્યેય (goal) છે. તાત્પર્ય કે—સંસારથી પર અને જેનાથી પર કોઇ નથી એવું 'પરંતત્ત્વ' —મોક્ષપદ—નિર્વાણપદ એ જ સર્વ સત્સાધકોનું એક માત્ર નિશ્ચિત સાધ્ય ધ્યેય લક્ષ્ય છે. શુદ્ધ આત્મસ્વરૂપ કહો કે શુદ્ધ આત્મસ્વભાવ કહો, મોક્ષ કહો કે નિર્વાણ કહો, એ સર્વ એક જ છે; કારણ કે આત્માની શુદ્ધ સ્વભાવસ્થિત 'સ્વસ્થ' આરોગ્ય અવસ્થા એ જ મોક્ષ છે, સર્વ કર્મકલંકથી મુક્ત શુદ્ધ સ્વરૂપસ્થિત આત્માની સિદ્ધિ એ જ મુક્તિ છે. એટલે તેવું શુદ્ધ સહજ આત્મસ્વરૂપ—સહજાત્મસ્વરૂપ એ જ એક પરમ સાધ્ય છે, એમ સાધ્યવિનિશ્ચય થયો.

શુદ્ધ આત્મસ્વભાવ ધર્મની સિદ્ધિ વા મોક્ષ એજ સાધ્ય



# II. સાધનશુદ્ધિઃ સાધનવિનિશ્ચય

## ૧. યોગમાર્ગ : અધ્યાત્મ પ્રક્રિયા

"નિજ સ્વરૂપ જે કિરિયા સાધે, તેહ અધ્યાતમ લહિયે રે;
જે કિરિયા કરી ચઉગતિ સાધે, તે ન અધ્યાતમ કહિયે રે.—**શ્રી શ્રેયાંસ.**

નામ અધ્યાતમ ઠવણ અધ્યાતમ, દ્રવ્ય અધ્યાતમ છંડો રે;
ભાવ અધ્યાતમ નિજ ગુણ સાધે, તો તેહશું રઢ મંડો રે....શ્રી."—**શ્રી આનંદઘનજી**

હવે સાધનશુદ્ધિ સંબંધી કંઈક વિચાર કરી સાધનવિનિશ્ચય કરીએ. આ શુદ્ધ આત્મસ્વભાવરૂપ નિશ્ચય સાધ્ય ધર્મને લક્ષ્યમાં રાખી, નિશ્ચય—વ્યવહારનો સમન્વય કરી, જે કોઈ તત્સાધક સત્સાધન સેવવામાં આવે તે સાધનધર્મ. અનંતદુઃખમય ભવબંધનથી છૂટવારૂપ અનંતસુખમય મોક્ષની પ્રાપ્તિમાં જે સહાયભૂત (Instrumental) થાય તે જ સત્સાધન. આપણું સાધ્ય તો સ્વરૂપ જ સુનિશ્ચિત છે અને તે આધ્યાત્મિક વસ્તુ છે, એટલે તેની સાધનરૂપ પ્રક્રિયા (Process) પણ મુખ્યપણે આધ્યાત્મિક જ ઘટે. જે ક્રિયા નિજ સ્વરૂપને સાધે તેનું નામ જ 'અધ્યાત્મ' અને જે ક્રિયા કરી ચતુર્ગતિ સાધે તે અધ્યાત્મ નહિં. એટલે નિશ્ચય કે વ્યવહાર, દ્રવ્ય કે ભાવ, જે જે સાધનના સેવવાથી આત્મા આત્મસ્વભાવરૂપ નિશ્ચય સાધ્યધર્મને જાણે, ઓળખે અને પામે, જીવ મોક્ષની સન્મુખ—મુક્તિની નિકટ આવે, એવી મોક્ષસાધક પ્રત્યેક પ્રક્રિયા તે સાધનધર્મ

મોક્ષસાધક અધ્યાત્મ પ્રક્રિયા તે સાધનધર્મ

અને તેવી મોક્ષસાધક અધ્યાત્મ પ્રક્રિયા તેનું નામ જ 'યોગ'; આત્માની શુદ્ધ સ્વભાવમય 'સ્વસ્થ' આરોગ્ય અવસ્થારૂપ મોક્ષનું યોજન (જોડાણ) કરાવે તે જ 'યોગ', —'मोक्षेण योजनाद् योगः'. પરિશુદ્ધ* એવો સર્વ જ ધર્મવ્યાપાર તે યોગ' એમ યોગવિંશિકામાં મહર્ષિ શ્રી હરિભદ્રસૂરિજીએ કરેલી વ્યાખ્યા પણ ઉક્ત મુખ્ય વ્યાખ્યાની અંગભૂત હોઈ એને જ ચરિતાર્થ કરે છે. કારણકે આ જ લલિતવિસ્તરા ગ્રંથમાં કહ્યું છે તેમ 'इह धर्मः चारित्रधर्मः परिगृह्यते, स च श्रावकसाधुधर्मभेदेन द्विधा' ઇ.—અહીં ધર્મ તે ચારિત્રધર્મ પરિગ્રહાય છે, અને તે શ્રાવકધર્મ અને સાધુધર્મના ભેદથી બે પ્રકારનો છે, અને તે પ્રત્યેક સ્વસ્વભૂમિકોચિત ક્રિયાથી સાધ્ય એવો 'આત્મ-પરિણામ જ' છે, એમ અત્ર સ્પષ્ટ કહ્યું છે. મહર્ષિ કુંદકુંદાચાર્યજી પણ આનો પ્રતિધ્વનિ કરતાં 'चारित्तं खलु धम्मो' ઈ. પ્રવચનસારની સુપ્રસિદ્ધ ૭ મી ગાથામાં× પ્રકાશે છે કે—'ચારિત્ર એ જ નિશ્ચયે કરીને ધર્મ છે, ધર્મ જે છે તે સામ્ય છે, અને જે સામ્ય છે તે મોહ–ક્ષોભ વિનાનો આત્માનો પરિણામ છે.' અર્થાત્ આની પરમ અદ્ભુત વ્યાખ્યા કરતાં પરમ સમર્થ ટીકાકાર મહર્ષિ અમૃતચંદ્રાચાર્યજીએ કહ્યું છે તેમ 'સ્વરૂપમાં ચરણ તે ચારિત્ર છે, તે જ વસ્તુસ્વભાવપણાથી ધર્મ છે, તે જ યથાવસ્થિત આત્મગુણપણાથી સામ્ય છે, અને તે જ દર્શનમોહિનીય અને ચારિત્રમોહિનીયના ઉદયથી ઉપજતા સમસ્ત મોહ–ક્ષોભના અભાવથી અત્યંત નિર્વિકાર એવો જીવનો પરિણામ છે.' આમ ચારિત્ર=ધર્મ=સામ્ય=સમ તે જ સ્વરૂપમાં શમાઈ જવાપણાથી શમ છે, તે જ પરભાવ–વિભાવથી વિરામ પામી આત્મભાવમાં વિશ્રાંત થવાપણાથી શાંતિ છે, અને તે જ સર્વ મુમુક્ષુઓનો એક અખંડ અભેદ શમનિષ્ઠ શાંતિમાર્ગ છે. તે મોક્ષરૂપ પરમ આત્મશાંતિ પામવા ઇચ્છનારા સર્વ મુમુક્ષુ જોગીજનો તે જ એક શાંતિમાર્ગને ઇચ્છે છે, એટલે તે સર્વનો માર્ગ સાગરના તીરમાર્ગની પેઠે એક જ છે,—પછી અવસ્થાભેદના ભેદને લીધે કોઇ તે મોક્ષરૂપ તીરની નિકટ હોય ને કોઇ દૂર હોય, પણ તે સર્વ એક અખંડ અભેદ પરમ અમૃતસાગરસ્વરૂપ મોક્ષમાર્ગના ભક્તો, આરાધકો, ઉપાસકો છે, સાધર્મિક બંધુઓ છે.

મોક્ષ સાથે યોજે તે 'યોગ': 'પરિશુદ્ધ ધર્મ-વ્યાપાર-ચારિત્ર તે યોગ'

સર્વ મુમુક્ષુઓનો શમનિષ્ઠ શાંતિમાર્ગ એક

"एक एव तु मार्गोऽपि तेषां शमपरायण: ।
अवस्थाभेदभेदेऽपि जलधौ तीरमार्गवत् ॥"

—શ્રી હરિભદ્રસૂરિ ( યોગદૃષ્ટિસમુચ્ચય )

* "मुक्खेण जोयणाओ जोगो सव्वो वि धम्मवावारो ।
परिसुद्धो विन्नेओ, ठाणाइगओ विसेसेणं ॥"—યોગવિંશિકા

× "चारित्तं खलु धम्मो धम्मो जो सो समोत्ति निद्दिट्ठो ।
मोहक्खोहविहीणो अप्पणो परिणामो हु समो ॥"—શ્રી પ્રવચનસાર ગાથા ૭,

"મોક્ષના માર્ગ બે નથી, જે જે પુરુષો મોક્ષરૂપ પરમશાંતિને ભૂતકાળે પામ્યા, તે તે સઘળા એક જ માર્ગથી પામ્યા છે; વર્તમાનકાળે પણ તેથી જ પામે છે; ભવિષ્યકાળે પણ તેથી જ પામશે."—શ્રીમદ્ રાજચંદ્ર પત્રાંક ૩૨.

"આપણો આતમભાવ જે, શુદ્ધ ચેતનાધાર રે;
અવર સવિ સાથ સંયોગથી, એ નિજ પરિકર સાર રે....શાંતિ."
—શ્રી આનંદઘનજી

આમ જેમ જેમ આત્મપરિણામરૂપ ચારિત્ર-ધર્મને પામી મોહજન્ય અવિરતિપણું છૂટે ને જેમ જેમ જીવ પરભાવ-વિભાવથી વિરામ પામી નિષ્કષાય આત્મપરિણતિરૂપ સમભાવને વા સ્વરૂપમાં શમાવારૂપ શમભાવને ભજે, તેમ તેમ તેનો અધ્યાત્મમાં પ્રવેશ થાય છે. શ્રી યશોવિજયજીએ કહ્યું છે તેમ 'અધ્યાત્મ વિણ જે ક્રિયા, તે તનુમલ તોલે.' જે પ્રક્રિયા વડે કરીને આત્મા અંતર્મુખ થઈ, અંતર્યામી બની, શુદ્ધ આત્મસ્વરૂપ પદનું યુંજન પામે તે યોગ અને તે જ અધ્યાત્મ. અધ્યાત્મ, ભાવના, ધ્યાન, સમતા અને વૃત્તિસંક્ષય એમ ઉત્તરોત્તર શ્રેષ્ઠ એવો પાંચ તબક્કાવાળો (Stages) યોગ કહ્યો છે; ને સર્વયોગમાં અધ્યાત્મ તો સર્વ ચારિત્રમાં સામાયિકની જેમ વ્યાપક જ છે. નિશ્ચયનયથી અધ્યાત્મનો પ્રારંભ અંશચારિત્રદશારૂપ પાંચમા ગુણસ્થાનથી છે, પણ વ્યવહારનયથી તો ઉપચારથી પણ તેની પૂર્વે પણ હોય છે, અર્થાત્ ખરેખરા મુમુક્ષુ એવા અપુનર્બંધકથી માંડીને ચૌદમા ગુણસ્થાનક પર્યંત ક્રમે કરીને શુદ્ધિ પામતી જતી એવી સ્વરૂપસાધક અધ્યાત્મક્રિયાથી આત્માનો ગુણવિકાસ હોય છે. ગુણસ્થાનકની જેમ મિત્રા આદિ આઠ **યોગદૃષ્ટિ** પણ, થર્મોમીટરની (Thermometer) પેઠે, આત્માના આધ્યાત્મિક ગુણવિકાસના માપરૂપ છે. ગુણસ્થાનકની યોજના મોહઅપગમ પર નિર્ભર હોઈ, જેમ જેમ મોહાંધકાર ઓછો થતો જાય, મોહની માત્રા ઘટતી જાય, તેમ તેમ આત્માનું ગુણસ્થાન વધતું જાય છે. યોગદૃષ્ટિની યોજના સમ્યગ્ જ્ઞાનદૃષ્ટિના ઉન્મીલન પર નિર્ભર હોઈ, જેમ જેમ બોધપ્રકાશ વધતો જાય તેમ તેમ આત્માની ગુણદશા વધતી જાય છે. આધ્યાત્મિક વિકાસની આ બન્ને ઉત્તમ યોજના એક સીક્કાના બે પાસા જેવી છે. મોહનાશ એ ગુણસ્થાનકની ફૂટપટ્ટી (Yard-Stick) અને બોધપ્રકાશ એ યોગદૃષ્ટિની ફૂટપટ્ટી છે. આ યોગદૃષ્ટિ પણ જેમાં અંતર્ભાવ પામે છે તે ઇચ્છાયોગ-શાસ્ત્રયોગ અને સામર્થ્યયોગ એ આ યોગમાર્ગની જ ઉત્તરોત્તર ચઢતી આત્મદશારૂપ ભૂમિકાઓ છે; અને યમ-નિયમાદિ અષ્ટાંગ યોગપ્રક્રિયા પણ તેવી જ ઉત્તરોત્તર ચઢતી આત્મવિકાસકક્ષાઓ છે. આમ આત્મસ્વભાવનું યુંજન કરવારૂપ જે અધ્યાત્મ-યોગ પ્રક્રિયા વડે આત્મા શુદ્ધ આત્મસિદ્ધિરૂપ મોક્ષપદ અથવા નિર્વાણ પદ પામે તે યોગમાર્ગ જ અત્ર મોક્ષસાધન છે.

અધ્યાત્મ વિકાસક્રમ: અધ્યાત્માદિ પંચયોગ, અષ્ટ યોગદૃષ્ટિ, ચૌદ ગુણ સ્થાન: ઇચ્છાયોગ, શાસ્ત્રયોગ, સામર્થ્યયોગ

જ્ઞાનયોગ, કર્મયોગ અને ભક્તિયોગ એ આ મોક્ષસાધક યોગમાર્ગના જ અંગભૂત છે. એ ત્રણે વાસ્તવિક રીતે વિરુદ્ધ કે વિભિન્ન નથી, પણ ગૌણ-પ્રધાન ભાવથી

જ્ઞાનયોગ, કર્મયોગ અને ભક્તિયોગ: એક જ યોગના ત્રણ પાસા

એક જ યોગના ત્રણ પાસા (Facets) છે, અને પરસ્પર ગાઢ સંબદ્ધ હોઇ એક બીજાના પૂરક અને સમર્થક છે; કારણ કે પરંતત્ત્વને પરમ નિધાન જેમ ભક્તિથી હૃદયમાં ધારણ કરી તથારૂપ અધ્યાત્મક્રિયાયુક્તપણે જ્ઞાનની–અનુભવયોગની અનન્ય ઉપાસના તે **જ્ઞાનયોગ,** પરંતત્ત્વની ભક્તિપૂર્વક તાત્ત્વિક સમજણથી મોક્ષસાધક ધર્મક્રિયા–નિજ સ્વરૂપની સાધક એવી આત્મપરિણતિમય અધ્યાત્મક્રિયા તે **કર્મયોગ,** અને તાત્ત્વિક સમજણપૂર્વક પરંતત્ત્વની ભક્તિ તે **ભક્તિયોગ.** અથવા બીજા શબ્દોમાં કહીએ તો જ્ઞાનચેતનામય શુદ્ધ આત્માનુભૂતિથી શુદ્ધ આત્મસ્વભાવનું યુંજન કરવું તે જ્ઞાનયોગ, શુદ્ધ આત્મપરિણતિમય અધ્યાત્મક્રિયાથી શુદ્ધ આત્મસ્વભાવનું યુંજન કરવું તે કર્મયોગ, શુદ્ધ પરમાત્મતત્ત્વની શુદ્ધ નિષ્કામ ભક્તિના અવલંબને શુદ્ધ આત્મસ્વભાવનું યુંજન કરવું તે ભક્તિયોગ. જ્ઞાન અર્થાત્ તાત્ત્વિક સમજણ વગરની ભક્તિ–ક્રિયા જેમ અનનુષ્ઠાનરૂપ હોઇ યથાર્થ ફલદાયિની નથી, તેમ ભક્તિ–ક્રિયા વગરનું જ્ઞાન પણ યથાર્થ ફલદાયિ થતું નથી. આમ આ ત્રણે યોગનો સમન્વય છે. હવે આપણે આ ત્રણે યોગની અનુક્રમે વિશેષ વિવક્ષા કરશું.



# ૨. જ્ઞાનયોગ અને કર્મયોગ

જ્ઞાન વિના ક્રિયા આંધળી–ક્રિયા વિના, જ્ઞાન તો પાંગળું લેખીએ;
ધર્મરથ કેમ એક ચક્રે ચલાવીએ? એક પાંખે કેમ ઊડીએ?–પ્રજ્ઞાવબોધ મોક્ષમાળા

જ્ઞાન અને ક્રિયા એ બે મોક્ષપ્રાપ્તિના મુખ્ય સાધન છે. 'ज्ञानक्रियाभ्यां मोक्षः' એ મહારહસ્યપૂર્ણ સૂત્ર પ્રમાણે જ્ઞાન–ક્રિયાથી મોક્ષ છે. અર્થાત્ જ્ઞાન એટલે મુખ્યપણે ભાવશ્રુતજ્ઞાન–શુદ્ધ આત્મજ્ઞાન અને ક્રિયા એટલે મુખ્યપણે આત્મપરિણતિમય સંવર–નિર્જરારૂપ ભાવક્રિયા–ભાવચારિત્ર–આત્મચારિત્ર એ બન્નેનો જ્યારે સમન્વય થાય ત્યારે જ મોક્ષની પ્રાપ્તિ થાય.

આત્મજ્ઞાન વિનાનું જ્ઞાન અજ્ઞાન

ભગવાને મુખ્યપણે જ્યાં આત્મજ્ઞાન છે તેને જ જ્ઞાન કહ્યું છે. કારણકે 'સર્વ પદાર્થનું સ્વરૂપ જાણવાનો હેતુ માત્ર એક આત્મજ્ઞાન કરવું એ છે. જો આત્મજ્ઞાન ન થાય તો સર્વ પદાર્થના જ્ઞાનનું નિષ્ફળપણું છે.' નવ પૂર્વ સુધી ભણ્યો હોય, પણ જો જીવને ન જાણ્યો તો તે સર્વને અજ્ઞાન કહ્યું છે. 'આ જીવ ને આ દેહ એવો ભેદ જો ભાસ્યો નહિં', તો 'પચખાણ કીધા ત્યાં સુધી મોક્ષાર્થ તે ભાખ્યાં નહિ',—આવો કેવળ નિર્મળ ઉપદેશ **શ્રી ભગવતી સૂત્ર**માં કહ્યો છે. આ ઉપરથી પરમ પરમાર્થભૂત તાત્પર્ય એ નિકળે

છે કે બોધબીજભૂત, મૂળભૂત આત્માનુભૂતિવાળું જઘન્ય જ્ઞાન પણ હોય, તો ત્યાં આત્મસંવેદનરૂપ આત્મજ્ઞાન છે, પણ તે આત્મસંવેદનરૂપ બીજભૂત જ્ઞાન વિનાનું બીજું બધુંય ગમે તેટલું ઉત્કૃષ્ટ જ્ઞાન હોય તો ત્યાં આત્મજ્ઞાન નથી. એટલા માટે જ સ્વ-પર ભેદવિજ્ઞાનરૂપ મૂલ બીજભૂત જ્ઞાન જેને હતું, પણ બીજું કાંઈ પણ જ્ઞાન જેને ન્હોતું, એવા 'તુષમાષ' જેવા અતિમંદ ક્ષયોપશમી પણ તરી ગયા છે; અને આ બોધ-બીજભૂત સંવેદન જ્ઞાન જેને ન્હોતું, એવા નવપૂર્વધર જેવા અતિમહા ક્ષયોપશમી શાસ્ત્ર-પારંગતો પણ રખડયા છે. કારણકે **શ્રી ચિદાનંદજી**એ કહ્યું છે તેમ 'સાર લહ્યા વિન ભાર કહ્યો શ્રુત, ખર દૃષ્ટાંત પ્રમાણ'. સ્વ-પરને જૂદા પાડનાર એવા પ્રયોજનભૂત ભેદજ્ઞાન અર્થાત્ આત્મજ્ઞાન વિનાનું જ્ઞાન તે અજ્ઞાન છે. મિથ્યાત્વયુક્ત એવા મતિ-શ્રુત-અવધિને મતિઅજ્ઞાન, શ્રુતઅજ્ઞાન અને અવધિઅજ્ઞાન (વિભંગ જ્ઞાન) કહ્યા છે તેનું એ જ રહસ્ય છે. શાસ્ત્ર એ જ્ઞાનપ્રાપ્તિના ઉત્તમ ઉપકારી નિમિત્ત સાધનરૂપ હોઈ ઉપચારથી તેને જ્ઞાન કહ્યું છે, પણ એકલા દ્રવ્યશ્રુતજ્ઞાનના શુકપાઠ જેવા શુષ્કજ્ઞાનથી કાંઈ જ્ઞાન થયું કહેવાતું નથી. પરંતુ જો તેનું ઉત્તમ નિમિત્ત પામી આત્મા પોતે જ્ઞાનરૂપે પરિણમે અર્થાત્ આત્મામાં ભાવશ્રુતપણું પ્રગટે, આત્મજ્ઞાન ઉપજે, તો જ વાસ્તવિક જ્ઞાન થયું કહેવાય છે. નહિં તો **શ્રી હરિભદ્રસૂરિજી**એ યોગબિન્દુમાં કહ્યું છે તેમ સ્ત્રી-પુત્રાદિ જેમ મોહમૂઢ જનોનો સંસાર છે, તેમ શાસ્ત્ર એ વિદ્વાનોનો સંસાર છે! સર્વ શાસ્ત્રનું જ્ઞાન પણ જો પક્કો આત્મા હાથમાં ન આવ્યો તો એકડા વિનાના મીંડા જેવું છે.

"જબ જાન્યો નિજ રૂપકો, તબ જાન્યો સબ લોક;
નહિં જાન્યો નિજ રૂપકો, સબ જાન્યો સો ફોક."—**શ્રીમદ્ રાજચંદ્રજી**

"ज्ञाते ह्यात्मनि नो भूयो ज्ञातव्यमवशिष्यते ।
अज्ञाते पुनरेतस्मिन् ज्ञानमन्यन्निरर्थकम् ॥"—શ્રી યશોવિજયજીકૃત અધ્યાત્મસાર

**જ્ઞાન-ક્રિયાનો સમન્વય:**

જ્ઞાનથી જેવું આત્મસ્વરૂપ જાણ્યું, તેવું આચરણમાં-વર્ત્તનમાં મૂકવાની પ્રક્રિયા તે ક્રિયા. જ્ઞાન અને ક્રિયા એ બન્ને એક રથના બે ચક્ર જેવા છે; એમાંનું એક પણ ચક્ર ન હોય તો ધર્મરથ ચાલે જ નહિં. જ્ઞાન વિનાની ક્રિયા આંધળી છે ને ક્રિયા વિનાનું જ્ઞાન પાંગળું છે. દાવાનલ લાગ્યો હોય ત્યાં દેખતાં છતાં પાંગળો નષ્ટ થાય ને દોડતાં છતાં આંધળો નષ્ટ થાય; પણ પાંગળાને ખાંધે બેસાડી આંધળો તેના સૂચન મુજબ ચાલે, બન્ને સહકાર કરી સમન્વય સાધે તો બન્ને બચી જાય. તેમ ભવ-દાવાનલમાંથી બચવા માટે સાધકે જ્ઞાન અને તદનુસારી ક્રિયા એ બન્નેનો યથાયોગ્ય સમન્વય સાધવો જોઈએ. અત્રે 'पढमं नाणं तओ दया' એ **શ્રી દશવૈકાલિક સૂત્ર**ના સુપ્રસિદ્ધ સૂત્ર પ્રમાણે જ્ઞાનનું સ્થાન પ્રથમ અને ક્રિયાનું સ્થાન પછી મૂક્યું, તે એમ સૂચવે છે કે ક્રિયા જ્ઞાનને અનુકૂળ-અનુસરતી તાત્ત્વિક સમજણવાળી હોવી જોઇએ. એટલા માટે જ ક્રિયાનું 'અનુષ્ઠાન' એવું નામ પ્રસિદ્ધ છે. અર્થાત્ દેહાદિ પરવસ્તુથી આત્મા ભિન્ન છે

'पढमं नाणं तओ दया'

એવું જે જ્ઞાન થયું, તેને અનુરૂપપણે-છાજે એમ રાગાદિનો ત્યાગ કરી શુદ્ધ આત્માની સિદ્ધિ કરવા પ્રવર્ત્તવું તે અનુષ્ઠાન છે. એટલે કર્મઆશ્રવનો નિરોધ થઈ સંવર-નિર્જરા થાય, એમ સર્વ આત્મસાધનનું સેવન કરવું, એ જ ષડ્આવશ્યકાદિ સર્વ અનુષ્ઠાનનું અને અષ્ટાંગ યોગાદિ સર્વ ક્રિયાનું એક માત્ર પ્રયોજન છે.

દ્રવ્યશ્રુતજ્ઞાન અને દ્રવ્યક્રિયાને પણ અત્રે એનું યથાયોગ્ય સ્થાન છે જ. કારણ કે જે દ્રવ્યશ્રુતજ્ઞાન અને દ્રવ્યક્રિયા ભાવની ઉત્પત્તિનું કારણ થાય તે પણ પરંપરાએ મોક્ષના કારણરૂપ થઇ પડે છે. પણ જે તથારૂપ ભાવનું કારણ ન થાય તે જ્ઞાન-ક્રિયા તો મોક્ષપ્રત્યયી ફળ પરત્વે નિષ્ફળ જ છે. **શ્રી હરિભદ્રસૂરિએ પંચાશક** શાસ્ત્રમાં 'દ્રવ્ય' શબ્દના પ્રધાન અને અપ્રધાન એ બે અર્થ પ્રદર્શિત કર્યા છે તે પરથી આ જ પરમાર્થ ફલિત થાય છે. તેમાં-ભાવને ઉત્પન્ન કરનારૂં એવું **પ્રધાન દ્રવ્ય** પ્રશસ્ત હોઇ અત્ર મોક્ષમાર્ગમાં પ્રસ્તુત છે. એટલા માટે જ પ્રધાનરૂપ દ્રવ્યસ્તવનો-દ્રવ્યઆજ્ઞાનો અધિકાર-હળુકર્મી, મંદકષાયી, મંદવિષયી, અતીવ્રપરિણામી, અંતરંગ વૈરાગ્યવાસિત, સાચા માર્ગજિજ્ઞાસુ, તીવ્ર તત્ત્વપિપાસુ, એવા ઉત્તમ ગુણલક્ષણસંપન્ન અપુનર્બંધકાદિ* દશાવિશેષને પામેલા મુમુક્ષુઓને જ છે,—એમ ચોકખે ચોકખું **શ્રી હરિભદ્રસૂરિજીએ** તેમના સર્વ ગ્રંથોમાં તેમજ આ **લલિતવિસ્તરા** ગ્રંથમાં પણ સ્થળે સ્થળે ઉદ્ઘોષ્યું છે. આ અપુનર્બંધકાદિ દશા પૂર્વે સકૃદ્બંધકાદિને તો અપ્રધાનરૂપ દ્રવ્યક્રિયા હોય છે, કારણ કે તે દ્રવ્યઆજ્ઞાનું પાલન પણ અનુપયોગપણે-ક્રિયાજડપણે કરે છે એટલે તેઓ દ્રવ્યથી પણ અત્રે મોક્ષમાર્ગની યોગ્યતા ધરાવતા નથી. 'अनुवयोगो द्रव्यं'—અનુપયોગ-ઉપયોગરહિતપણું તે દ્રવ્ય એ વ્યાખ્યા પણ ઉક્ત સર્વ વસ્તુને પુષ્ટ કરે છે. આમ વિશિષ્ટ ભાવને ઉત્પન્ન કરનારી પ્રધાન દ્રવ્યક્રિયાને જ શાસ્ત્રકારે યોગમાર્ગમાં સ્થાન આપ્યું છે,—નહિ કે અનુપયોગવંત ક્રિયાજડ એવી અપ્રધાન દ્રવ્યક્રિયાને. આમ દ્રવ્યક્રિયાને પણ અત્રે યથાયોગ્ય સ્થાન છે જ, કારણકે દ્રવ્યનો સાધ્ય લક્ષ્ય પણ ભાવ જ છે, દ્રવ્યના આલંબને પણ ભાવ પર જ ચઢવાનું છે, અને ભાવ પર આવ્યે જ છૂટકો છે. આ ભાવ એટલે આત્મભાવ, આત્મામાં તથારૂપ જ્ઞાન-દર્શન-ચારિત્રાદિ ગુણનું ભવન-પરિણમન, આત્મસ્વભાવપરિણતિ. આખો માર્ગ મુખ્યપણે આ ભાવ પર રચાયેલો છે, ભાવ જ એનું જીવન છે, તે ન હોય તો ખાલી ખોખું જ રહે છે.—'यस्मात्क्रिया प्रतिफलंति न भावशून्याः'—જેટલું આ દ્રવ્યક્રિયા માટે સત્ય છે, તેટલું જ દ્રવ્યશ્રુતજ્ઞાન માટે પણ છે. દ્રવ્ય અને ભાવની તુલના કરતાં **શ્રી યોગદૃષ્ટિસમુચ્ચયકારે** કહ્યું છે કે શુદ્ધભાવ અને ભાવશૂન્ય ક્રિયા એ બેની વચ્ચે સૂર્ય અને આગીઆ જેટલું અંતર છે.

> દ્રવ્યજ્ઞાન-ક્રિયાને યથાયોગ્ય સ્થાન

"શુદ્ધભાવ ને શૂની કિરિયા, બેહુમાં અંતર કેતોજી?
ઝળહળતો સૂરજ ને ખજુઓ, તાસ તેજમાં તેતોજી."—**શ્રી યશોવિજયજી.**

---

× "एते अहिगारिणो इह ण सेसा दव्वओ वि जं एसा।
इयरीए जोग्गयाए सेसाण उ अप्पहाणत्ति ॥"—શ્રી પંચાશક.

"દ્રવ્ય ક્રિયા રુચિ જીવડા રે, ભાવધર્મ રુચિહીન;
ઉપદેશક પણ તેહવા રે, શું કરે જીવ નવીન ?....ચંદ્રાનન જિન !"—શ્રી દેવચંદ્રજી.

"અપુનર્બંધકથી માંડી, જાવ ચરમ ગુણઠાણુ;
ભાવ અપેક્ષાએ જિનઆણા, મારગ ભાખે જાણ."—શ્રી યશોવિજયજી.

આમ દ્રવ્ય–ભાવ શ્રુતજ્ઞાન અને દ્રવ્ય–ભાવ ક્રિયારૂપ સત્‌સાધનના સમુચિત સમન્વયથી જ મોક્ષ છે. આ ઉપરથી સારભૂત યુક્ત પક્ષ આ છે કે–જ્ઞાન ને ક્રિયા એ બન્ને નયની 'પરસ્પર તીવ્ર મૈત્રી કરાવી,' શુદ્ધ આત્મજ્ઞાન તે રાગદ્વેષરહિત નિષ્કષાય શુદ્ધ આત્મપરિણતિરૂપ ક્રિયાનો સુમેળ સાધવો, એ જ શુદ્ધ આત્મસ્વભાવરૂપ મોક્ષની સિદ્ધિનો પરમ ઉપાય છે. એટલે કે પરપરિણતિને ત્યજવી ને આત્મપરિણતિને ભજવી તે મોક્ષમાર્ગની આરાધના છે; પરપરિણતિને ભજવી ને આત્મપરિણતિને ત્યજવી તે મોક્ષ-માર્ગની વિરાધના છે.



## ૩. ભક્તિયોગ: જિનભક્તિ પ્રયોજન

"ઇચ્છે છે જે જોગીજન, અનંત સુખ સ્વરૂપ;
મૂળ શુદ્ધ તે આત્મપદ, સયોગી જિન સ્વરૂપ.

જિન પદ નિજ પદ એકતા, ભેદભાવ નહિં કાંઈ;
લક્ષ થવાને તેહનો, કહ્યાં શાસ્ત્ર સુખદાયિ."—શ્રીમદ્ રાજચંદ્રજી

જેમ જ્ઞાનયોગ–કર્મયોગ તેમ ભક્તિયોગ પણ મોક્ષનું ઉત્તમ સાધન છે. શુદ્ધ આત્મસ્વભાવરૂપ સાધ્ય ધર્મ જેણે સિદ્ધ કર્યો છે એવા પરમાત્માની ભક્તિ મુક્તિનું અનુપમ નિમિત્ત છે. ભક્તશિરોમણિ મહામુનિ દેવચંદ્રજીએ ભાખ્યું છે તેમ 'જિનપતિ ભક્તિ મુક્તિનો મારગ, અનુપમ શિવ-સુખકંદો રે.' શ્રી યશોવિજયજીએ પણ એમજ ભાખ્યું છે કે 'તાહરૂં ધ્યાન તે સમકિતરૂપ, તેહિજ જ્ઞાન ને ચારિત્ર તે જ છે જી.' –હે ભગવાન! ત્હારૂં ધ્યાન એ જ સમ્યગ્દર્શન છે, એ જ જ્ઞાન છે, એ જ ચારિત્ર છે; અર્થાત્ એ જ મોક્ષમાર્ગ છે. જિન ભગવાન –વીતરાગ પરમાત્મા પ્રત્યે ભક્તિભાવ વિના દુઃખદાવ–દુઃખનો દાવ (પ્રકાર) અથવા દાવાનલ કદી છૂટતો નથી–'જિનપેં ભાવ વિના કબૂ નહિં છૂટત દુઃખદાવ' એ અમૃત વચનથી પરમતત્ત્વદ્રષ્ટા શ્રીમદ્ રાજચંદ્રજીએ પણ ભક્તિનો અનન્ય મહિમા સંગીત કર્યો છે. 'संसारदावानलदाहनीरं' ને संमोहधूलिहरणे समीरं'—ભગવાનને સંસાર દાવાલનદાહને

'જિનપતિ ભક્તિ મુક્તિનો મારગ:'

'જિનપેં ભાવ વિના કબૂ નહિં છૂટત દુઃખદાવ'

શમાવનાર નીર અને સંમોહધૂલિ ઉડાડવાને સમીર તરિકે બિરદાવી શ્રી હરિભદ્રસૂરિએ, 'आलंबनं भवजले पततां जनानां'—ભવજલે પડતા જનોને આલંબન તરિકે બિરદાવી **શ્રી માનતુંગસૂરિએ**, 'संसारसागरनिमज्जदशेषजंतुपोतायमानं' 'कल्याणमंदिरं'—સંસારસાગરમાં નિમજ્જતા સર્વ પ્રાણીને પોત (જહાજ) અને કલ્યાણમંદિર તરીકે બિરદાવી **શ્રી સિદ્ધસેનદિવાકરસૂરિએ**, અને 'કામિત પૂરણ સુરતરુ, આનંદઘન પ્રભુ પાય' એ અમર શબ્દોમાં કલ્પવૃક્ષ તરીકે બિરદાવી **શ્રી આનંદઘનજીએ** આ ભક્તિનો જ અપૂર્વ મહિમા ઉત્કીર્ત્તન કર્યો છે. આમ વીતરાગ પરમાત્માની ભક્તિ એ મુક્તિનો સરલ સુગમ માર્ગ છે, એટલા માટે સર્વ ભક્તશિરોમણિ મહાત્માઓએ તેની ભક્તિને મુક્તિમાર્ગ–મોક્ષસાધક યોગ કહ્યો તે યથાર્થ જ છે.

'જિનપદ જિનપદ એકતા'

કારણ કે શ્રી જિન ભગવાનનું જેવું શુદ્ધ સહજ આત્મસ્વરૂપ છે, તેવું જ શુદ્ધ નિશ્ચયનયની દૃષ્ટિએ આ આત્માનું મૂળ સ્વરૂપ છે. કર્મરૂપ આવરણ ટળ્યું હોવાથી ભગવાનનું તે સ્વરૂપ સંપૂર્ણ વ્યક્તતા–આવિર્ભાવ પામ્યું છે; આવરણ વર્ત્તતું હોવાથી આત્માનું તે સ્વરૂપ તિરોભાવ પામેલું હોઈ અવ્યક્ત–શક્તિપણે રહ્યું છે. આમ કર્મ આવરણરૂપ ઔપાધિક ભેદને લીધે પરમાત્મામાં અને આ આત્મામાં અંતર પડ્યું છે, જીવ અને શિવનો ભેદ પડ્યો છે. **શ્રી આનંદઘનજીના** શબ્દોમાં કહીએ તો 'કર્મવિપાકે હો કારણ જોઈને કોઈ કહે મતિમંત.' પણ મૂળ સ્વરૂપદૃષ્ટિથી તે બન્નેમાં કંઈ પણ ભેદ નથી. જેવું 'અનંત સુખસ્વરૂપ' તે જિનપદ છે, તેવું જ આ 'મૂળ શુદ્ધ તે આત્મપદ' છે. આ જિનપદ અને નિજપદની એકતા છે, એ લક્ષ થવાને માટે જ સુખદાયક એવા સર્વ શાસ્ત્રનું નિરૂપણ છે, અને એ જ આ ભક્તિનું પ્રયોજન છે. એટલે એવા અનંતસુખસ્વરૂપ મૂળ શુદ્ધ તે આત્મપદને જે ઇચ્છે છે તે 'જોગીજને', તે પ્રગટસ્વરૂપી સયોગી જિનપદની અખંડ એકનિષ્ઠાથી આરાધના અવશ્ય કરવી જોઇએ.

જિનભક્તિ ઉત્તમ યોગબીજ

કારણ કે તે જિન ભગવાને સ્વરૂપ સિદ્ધિરૂપ નિજ કાર્ય સિદ્ધ કર્યું છે. એટલે તે સ્વરૂપસિદ્ધિરૂપ કાર્ય જે કરવા ઇચ્છતા હોય, શુદ્ધ સ્વસ્વભાવરૂપ મોક્ષફળની જે કામના રાખતા હોય એવા મુમુક્ષુ જીવે, તેના અમોઘ કારણરૂપ તે કૃતકૃત્ય સિદ્ધ સ્વરૂપનું અવલંબન લેવું ઉપકારી છે. કોઇ પણ કાર્યની સિદ્ધિ એમ ને એમ તાબડતોબ થઇ જતી નથી; તે કાર્યસિદ્ધિના કારણરૂપ બીજ પહેલાં વાવવા પડે છે, પછી તેમાંથી અંકુરાદિ ફૂટી અનુક્રમે મોટું વૃક્ષ થઇ સિદ્ધિરૂપ ફળ મળે છે. એટલે મોક્ષકાર્યની સિદ્ધિ માટે મુમુક્ષુ જીવે તેના અવંધ્ય કારણરૂપ મોક્ષસાધક યોગ–બીજનો ચિત્ત–ભૂમિમાં પ્રક્ષેપ કરવા યોગ્ય છે. અને તે યોગ–બીજમાં સૌથી પ્રથમ અને સૌથી પ્રધાન એવું પરમ યોગબીજ શ્રી જિનેશ્વરની ભક્તિ છે. કારણ કે વીતરાગ દશાને પામેલા શ્રી જિનેશ્વર ભગવાન રાગ–દ્વેષ–મોહાદિ સમસ્ત અંતરંગ શત્રુઓને જીતી લઇ, સકલ કર્મકટકનો પરાજય કરી, શુદ્ધ

સહજ આત્મસ્વરૂપમાં બિરાજમાન થયેલા શુદ્ધ આત્મા છે; અનંત જ્ઞાન, અનંત દર્શન, અનંત સુખ અને અનંત વીર્યથી યુક્ત એવા મુક્ત સિદ્ધ પરમાત્મા છે. એવા પરમ યોગી સાક્ષાત્ શુદ્ધ સ્વભાવમય મોક્ષને પામેલા સિદ્ધ આત્માને આદર્શસ્થાને સ્થાપી, તેની એકનિષ્ઠ આરાધના કરવી, તે મુખ્ય-પ્રધાન-અનુત્તમ યોગબીજ થઈ પડે એમાં જરાયે આશ્ચર્ય નથી.

"जिनेषु कुशलं चित्तं तन्नमस्कार एव च ।
प्रणामादि च संशुद्धं योगबीजमनुत्तमम् ॥"

—શ્રી હરિભદ્રાચાર્યજીકૃત યોગદૃષ્ટિસમુચ્ચય

ઘેટાના ટોળામાં ચિરકાળથી વસેલા સિંહશિશુનું દૃષ્ટાંત અત્ર ઘટે છે. કોઈ સિંહનું બચ્ચું જન્મથી ઘેટાના ટોળામાં વસ્યું છે, ઉછર્યું છે, અને ચિર સંવાસથી તે પોતાને ઘેટું જ માની બેઠું છે. ત્યાં કોઇ સિંહ દેખાય છે. તેને દેખી તે સિંહશિશુ ધારી ધારી તેનું રૂપ જુએ છે, અને પાછું પોતાનું સ્વરૂપ નિહાળે છે, તો બન્નેનું સ્વરૂપ સમાન દેખાય છે, અને તેને ભાન થાય છે કે હું ઘેટું નથી પણ સિંહશિશુ છું. તેમ આ આત્મા પણ અનાદિ કાળથી પરભાવના સંવાસમાં વસેલો છે, અને પોતાને પરરૂપ જ માની બેઠો છે. તેને સમાધિરસ-ભર્યા સ્વરૂપસિદ્ધ પ્રભુના દર્શનથી ચિરવિસ્મૃત નિજ સ્વરૂપનું ભાન થાય છે.

'અજકુલગત કેસરી'

"અજકુલગત કેસરી લહે રે, નિજ પદ સિંહ નિહાળ;
તિમ પ્રભુભક્તે ભવિ લહે રે, આતમ શક્તિ સંભાળ....અજિત જિન.

દીઠો સુવિધિ જિણંદ સમાધિરસે ભર્યો હો લાલ.
ભાસ્યો આતમસ્વરૂપ અનાદિનો વિસર્યો....હો.

સકલ વિભાવ ઉપાધિ થકી મન ઓસર્યો હો,
સત્તા સાધન માર્ગ ભણી એ સંચર્યો....હો."—શ્રી દેવચંદ્રજી

**સ્વરૂપરુચિ: અંતરાત્મભાવ**

અને આમ તે જિનસમ સ્વરૂપસત્તા ઓળખે છે, એટલે તેના પ્રાગ્ભાવની-પ્રગટ આવિર્ભાવની ઈહા-ઇચ્છા તેને પ્રગટે છે, કે આવું જિન ભગવાન જેવું પરમાનંદમય શુદ્ધ આનંદઘનસ્વરૂપ મને પ્રગટે તો કેવું સારૂં? એવી અંતરંગ રુચિરૂપ તીવ્ર ઇચ્છાથી તે પરપરિણતિમાં નિરીહ-નિષ્કામ અંતરાત્મા બની આત્મપરિણતિ ભણી વળે છે.

"જિન સમ જિન સમ સત્તા ઓળખીજી, તસુ પ્રાગ્ભાવની ઈહ;
અંતર અંતર આતમતા લહી હોજી, પરપરિણતિ નિરીહ....નમિપ્રભ."

—શ્રી દેવચંદ્રજી.

અને પછી એવો તે અંતરાત્મા આદર્શ પરમાત્મસ્વરૂપની સાધના કરે છે. જેવો ઉપાસ્ય આદર્શ તેવી સિદ્ધિ થાય છે. કુશલ શિલ્પી જેમ આદર્શને (Model) નિરંતર

દૃષ્ટિસન્મુખ રાખી પોતાની કલાકૃતિ ઘડે છે, તેમ મુમુક્ષુ આત્મા પ્રતિછંદસ્થાનીય–આદર્શરૂપ પ્રભુને નિરંતર દૃષ્ટિ સન્મુખ રાખી નિજ આત્મસ્વરૂપની પૂર્ણકલામય ઘટના કરે છે, 'દર્પણ જિમ અવિકાર' પ્રભુના રૂપદર્પણમાં નિજ સ્વરૂપનું દર્શન કરે છે.

પ્રતિછંદસ્થાનીય (આદર્શરૂપ) પ્રભુ

"પ્રતિછંદે પ્રતિછંદે જિનરાજના હોજી, કરતાં સાધક ભાવ;
દેવચંદ્ર દેવચંદ્ર પદ અનુભવે હોજી, શુદ્ધાતમ પ્રાગ્ભાવ....નમિપ્રભ."
—શ્રી દેવચંદ્રજી.

એટલે સ્વરૂપ દર્શનના કામી એવા મુમુક્ષુ જીવે તે ભગવાનનું આરાધન–સેવન કરવા તત્પર થવું તે પોતાના જ આત્મકલ્યાણની–આત્મહિતની વાત છે. એથી કરીને સૌથી પ્રથમ તે ભગવાનનું સેવન કરવા આત્માર્થી મુમુક્ષુએ સર્વાત્માથી પ્રવર્ત્તવું જોઈએ.

"સ્વરૂપઆકાંક્ષી મહાત્માઓએ એમ જિન ભગવાનની તથા સિદ્ધ ભગવાનની ઉપાસના સ્વરૂપપ્રાપ્તિનો હેતુ જાણ્યો છે. ક્ષીણમોહ ગુણસ્થાનક પર્યંત તે સ્વરૂપચિંતવના જીવને પ્રબળ અવલંબન છે."—શ્રીમદ્ રાજચંદ્ર, પત્રાંક ૬૯૩.

સ્વરૂપસિદ્ધ જિન ભગવાનને ભજો કે સિદ્ધ ભગવાનને ભજો તે બન્ને એક જ છે. માત્ર ફરક એટલો જ છે કે જિન–અર્હંત ભગવાન્ સયોગી સિદ્ધ છે, દેહધારી સિદ્ધ આત્મા છે, દેહ છતાં દેહાતીત દશાએ વિચરનારા સાકાર સજીવન મૂર્ત્તિ છે, સદેહમુક્ત–જીવન્મુક્ત છે; અને સિદ્ધ ભગવાન અયોગી સિદ્ધ છે, દેહરહિત સિદ્ધ આત્મા છે, નિરાકાર શુદ્ધ ચૈતન્યમૂર્ત્તિ છે, વિદેહમુક્ત છે ઘાતી–અઘાતી બન્ને પ્રકારના કર્મનો ક્ષય થયો હોવાથી સિદ્ધ ભગવાન સર્વથા કર્મરહિત છે; અને માત્ર વેદનીયઆદિ ચાર અઘાતિ કર્મના હોવાપણાને લીધે જિન ભગવાનને દેહધારીપણું અને પૂર્વ પ્રારબ્ધાનુસાર વિચરવાપણું છે, પણ ઘાતિ કર્મનો સર્વથા ક્ષય બન્નેને સમાન હોવાથી, અનંત જ્ઞાન, અનંત દર્શન, અનંત સુખ, અનંત વીર્ય–એ અનંત ચતુષ્ટયનો આવિર્ભાવ બન્નેમાં સમાન છે, બન્નેનું સ્વરૂપરમણપણું એક સરખું છે, બન્નેનું સહજાત્મસ્વરૂપે સુસ્થિતપણું તુલ્ય છે. એટલે સહજ સ્વાભાવિક શુદ્ધ સ્વરૂપને પામેલા સિદ્ધ ભગવાન્ કે અર્હંત ભગવાનની ઉપાસનાથી આત્મા સ્વરૂપલયને પામી શકે છે. માટે તે બન્નેની ઉપાસના સ્વરૂપજિજ્ઞાસુ પુરુષોએ કર્ત્તવ્ય છે. મહર્ષિ કુંદકુંદાચાર્યજીએ શ્રી પ્રવચનસારમાં કહ્યું છે કે—'જે ભગવાન્ અર્હંતનું સ્વરૂપ દ્રવ્ય ગુણ અને પર્યાયથી જાણે, તે પોતાના આત્માનું સ્વરૂપ જાણે અને તેનો નિશ્ચયે કરીને મોહ નાશ પામે.

અર્હંત અને સિદ્ધની ઉપાસના

"जो जाणइ अरिहंते दव्वगुणपज्जवेहिं य ।
सो जाणइ निय अप्पा, मोहो खलु जाइय तस्स लयं ॥" શ્રી પ્રવચનસાર.

"શુદ્ધ દ્રવ્ય ગુણ પર્યય ધ્યાને, શિવ દીએ પ્રભુ સપરાણોરે."—શ્રી યશોવિજયજી.

# ઉપાદાન અને નિમિત્ત

કેટલાક લોકો સમજ્યા વિના ઉપાદાનની વાતો કર્યા કરે છે, અને જાણ્યે અજાણ્યે નિમિત્તની એકાંતે ગૌણતા ગણી તેનો અપલાપ-નિહ્નવ કરે છે. તે તેમની અણસમજરૂપ મિથ્યા ભ્રાંતિનો દોષ છે. કારણ કે ઉપાદાન અને નિમિત્ત એ કાંઈ પરસ્પર વિરોધી નથી, કે પ્રતિપક્ષી નથી, પણ અવિરુદ્ધ સહકારી અને સહયોગી છે.

**પુષ્ટ આલંબન-પુષ્ટ નિમિત્ત પ્રભુ**

ઉપાદાનની જાગ્રતિ અને શુદ્ધિ તો અવશ્ય કર્ત્તવ્ય છે, અને શુદ્ધ નિમિત્તના સેવનનો ઉદ્દેશ-લક્ષ્ય પણ તે જ છે. પણ ઉપાદાનની શુદ્ધિ-જાગ્રતિ અર્થે, ઉપાદાનને ઉપાદાનકારણપણે પ્રગટાવવા અર્થે પણ જિનભક્તિ આદિ પરમ ઉપકારી નિમિત્ત કારણના અવલંબનની અનિવાર્ય આવશ્યક્તા છે, એ આ મહાનુભાવો ભૂલી જાય છે. પ્રભુસેવા એ ઉપાદાનને ઉપાદાનકારણપણે પ્રગટાવવા **પુષ્ટ આલંબન-પુષ્ટ નિમિત્ત** છે. શાસ્ત્રકારોએ તો પોકારી પોકારીને કહ્યું છે કે-સમતા અમૃતની ખાણ એવા જિનરાજ જ પરમ નિમિત્ત હેતુ છે, અને તેના અવલંબને જ '**નિયમા**' સિદ્ધિ હોય છે. ભક્તશિરોમણિ દેવચંદ્રજીએ અપૂર્વ ભાવથી ગાયું છે કે—

"ઉપાદાન આત્મા સહી રે, પુષ્ટાલંબન દેવ....જિનવર પૂજો!
ઉપાદાન કારણપણે રે, પ્રગટ કરે પ્રભુ સેવ....જિનવર પૂજો!
"નિમિત્ત હેતુ જિનરાજ, સમતા અમૃત ખાણી;
પ્રભુ અવલંબન સિદ્ધિ, નિયમા એહ વખાણી....પ્રણમો શ્રી અરનાથ."

**—શ્રી દેવચંદ્રજી.**

દાખલા તરીકે-ઘડો બનાવવામાં માટી છે તે ઉપાદાન છે, પણ દંડ-ચક્ર વગેરે નિમિત્ત ન મળે તો તે એની મેળે ઉપાદાનકારણપણે પરિણમે નહિં અને માટીમાંથી ઘડો કદી બને નહિં. તેમ જીવનો નિજ સત્તાગત ધર્મ તે ઉપાદાન છે.

**ઉપાદાન અને નિમિત્ત-નો સહકાર સહયોગ**

નિજ સત્તાએ સર્વ જીવ સિદ્ધ સમા છે, પણ તે શક્તિથી છે. ઉપાદાનની વ્યક્તિ માટે-પ્રગટપણા માટે અર્થાત્ ઉપાદાન ઉપાદાન-કારણપણે પરિણમે તે માટે તો નિમિત્ત કારણની અવશ્ય જરૂર છે. જેનામાં શુદ્ધ આત્મારૂપ ઉપાદાન પ્રગટ્યું છે, એવા જિન ભગવાનરૂપ પુષ્ટ નિમિત્ત-કારણ વિધિપૂર્વક ન સેવે તો અનંતકાળે પણ કદી સિદ્ધિ થાય નહિં, ઉપાદાન પ્રગટે નહિં; તેમ જ ઉપાદાનનું દુર્લક્ષ્ય કરી માત્ર નિમિત્ત સેવ્યાથી પણ કાર્યસિદ્ધિ થાય નહિં. બન્નેના સહકારથી જ-સહયોગથી જ સિદ્ધિ નીપજે, પણ ઉપાદાનનું નામ લઈ જે એ નિમિત્ત છોડી દીએ, તેઓ સિદ્ધિ પામતા નથી ને ભ્રાંતિમાં ભૂલા ભમે છે. આ અચલ સિદ્ધાંત જ્ઞાની પુરુષોએ કહ્યો છે. સદ્ગુરુની આજ્ઞા, જિનદશા એ આદિ નિમિત્ત કારણ છે, તે સેવ્યા વિના આત્મજાગ્રતિ આવે નહિં. આ અંગે પરમતત્ત્વદૃષ્ટા **શ્રીમદ્ રાજચંદ્રજી**ના ટંકોત્કીર્ણ વચનામૃત છે કે—

"સર્વ જીવ છે સિદ્ધ સમ, જે સમજે તે થાય;
સદ્‌ગુરુ આજ્ઞા જિનદશા, નિમિત્ત કારણમાંય.
ઉપાદાનનું નામ લઈ, જે એ ત્યજે નિમિત્ત;
પામે નહિં સિદ્ધત્વને, રહે ભ્રાંતિમાં સ્થિત."—**શ્રી આત્મસિદ્ધિ.**

આવા પ્રબલ નિમિત્ત અવલંબન વિના સીધેસીધું ( Directly ) સ્વરૂપશ્રેણીએ ચઢવું અતિ અતિ દુષ્કર છે; પણ જેને પ્રગટ આત્મસ્વરૂપ પ્રગટ્યું છે એવા સાક્ષાત્ સહજાત્મસ્વરૂપી અર્હંત-સિદ્ધ ભગવાનના ધ્યાનાલંબનથી તે શ્રેણીએ ચઢવું સુગમ થઈ પડે છે. કારણકે **શ્રીમદ્ રાજચંદ્રજીએ** કહ્યું છે તેમ 'ભગવાનના સ્વરૂપનું ચિંતન કરવું તે પરમાર્થદૃષ્ટિવાન્ પુરુષોને ગૌણતાથી સ્વરૂપનું જ ચિંતવન છે, જિનની પૂજા તે આત્મસ્વરૂપનું જ પૂજન છે.' **શ્રી દેવચંદ્રસ્વામીએ** પણ કહ્યું છે કે—'જિનવર પૂજા રે તે નિજ પૂજના રે.'

કોઈ કહેશે કે આ નિમિત્તનું શું કામ છે? આપણે તો સીધા ઉપાદાન આત્માને જ વળગીએ, માત્ર અધ્યાત્મસ્વરૂપનું જ ચિંતવન કરીએ, પણ આ તેમનું માનવું ભૂલભરેલું છે.

**શુષ્ક અધ્યાત્મના ભયસ્થાન**

કારણકે આલંબન વિનાનું તેવું અધ્યાત્મસ્વરૂપ ચિંતવન તો અતિ ઉચ્ચ અપ્રમત્ત દશાને પામેલા ઉત્તમ અધિકારીઓ માટે છે. પણ તેવી તથારૂપ ઉચ્ચ અધિકાર દશા વિના **સમયસાર-વેદાંત** આદિ જેવા અધ્યાત્મશાસ્ત્રો સ્વમતિકલ્પનાએ વાંચી, ઉપાદાનના નામે માત્ર અધ્યાત્મસ્વરૂપ ચિંતવનની વાતો કરવામાં અનેક દોષરૂપ ભયસ્થાનો રહેલા છે; જેમકે-ક્વચિત્ તેથી જીવને વ્યામોહ ઉપજે છે. પોતાની તેવી આત્મદશા થઈ નહિ છતાં, પોતાની તેવી દશાની કલ્પનારૂપ ભ્રાંતિ ઉપજે છે. 'અહં બ્રહ્માસ્મિ'ને બદલે ભ્રમાસ્મિ થઈ જાય છે! ક્વચિત્ ભક્તિરસની આર્દ્રતાના અભાવે શુષ્કતા આવી જાય છે, શુષ્કઅધ્યાત્મીપણું થાય છે. બંધ-મોક્ષ તો કલ્પના છે એમ વાણીમાં બોલે છે, પણ પોતે તો મોહાવેશમાં વર્ત્તે છે, એવું શુષ્કજ્ઞાનીપણું ઉપજે છે; અને તેથી સ્વચ્છંદાચારપણું હોય છે, અથવા જ્ઞાનના અજીર્ણરૂપ -અપરિણમનરૂપ ઉન્મત્ત પ્રલાપ થાય છે. અંતરનો મોહ છૂટ્યો નથી, 'સકલ જગત્ તે એઠવત્ અથવા સ્વપ્ન સમાન' જાણ્યું નથી, અને એવી અમોહરૂપ જ્ઞાનદશા ઉપજી નથી, છતાં ઉન્મત્તની જેમ 'વાચા જ્ઞાન' દાખવે છે કે 'હમ તો જ્ઞાની હૈ, બંધેલા જ નહિ તો મુક્ત કૈસે હોવે?' તેમજ કૃત્રિમતા, દાંભિકતાદિ દોષ પણ ઉપજે છે. ઇત્યાદિ પ્રકારે અનેક દોષની ઉપપત્તિ, એકલા નિરાલંબન અધ્યાત્મ ચિંતનમાં સંભવે છે. પણ ભગવદ્‌-ભક્તિના આલંબનથી તેવા કોઈ પણ દોષની સંભાવના નથી હોતી, અને આત્મા સ્વાભાવિક એવી અધ્યાત્મ ગુણશ્રેણીએ આરોહણ કરતો જાય છે.

'વળી માત્ર એકલું અધ્યાત્મસ્વરૂપ ચિંતવન જીવને વ્યામોહ ઉપજાવે છે; ઘણા જીવોને શુષ્કતા પ્રાપ્ત કરાવે છે, અથવા સ્વેચ્છાચારિપણું ઉત્પન્ન કરે છે; અથવા ઉન્મત્તપ્રલાપદશા ઉત્પન્ન કરે છે. ભગવાનના સ્વરૂપના ધ્યાનાલંબનથી ભક્તિપ્રધાન દૃષ્ટિ થાય છે, અને અધ્યાત્મદૃષ્ટિ ગૌણ થાય છે. જેથી શુષ્કતા, સ્વેચ્છાચારિપણું અને ઉન્મત્તપ્રલાપતા થતાં

નથી. આત્મદશાબળે થવાથી સ્વાભાવિક અધ્યાત્મપ્રધાનતા થાય છે. આત્મા સ્વાભાવિક ઉચ્ચ ગુણોને ભજે છે, એટલે શુષ્કતાદિ દોષો ઉત્પન્ન થતા નથી; અને ભક્તિમાર્ગ પ્રત્યે જુગુપ્સિત થતા નથી. સ્વાભાવિક આત્મદશા સ્વરૂપલીનતા પામતી જાય છે. જ્યાં અર્હંતાદિના સ્વરૂપધ્યાનાવલંબન વગર વૃત્તિ આત્માકારતા ભજે છે."

—શ્રીમદ્ રાજચંદ્રકૃત આનંદઘન ચોવીશી વિવેચનની પ્રસ્તાવના

એટલે આમ ભક્તિમય અધ્યાત્મ અથવા અધ્યાત્મમય ભક્તિના માર્ગે ચઢતાં ઉક્ત દોષરૂપ પતનસ્થાન (Pitfalls) નથી હોતા. ભક્તિપ્રધાનપણે વર્તતાં જીવ અનુક્રમે ઉચ્ચ ઉચ્ચ અધ્યાત્મ ગુણસ્થાનો સ્પર્શતો જાય છે, વ્યક્ત ગુણીના ગુણગ્રામથી સહજ અધ્યાત્મદશા પ્રગટે છે, અને છેવટે પૂર્ણ આત્મગુણવિકાસને પામે છે. જેમ જેમ જિનવરના અવલંબને જીવ આગળ વધતો જઈ એકતાનતા સાધતો જાય છે, તેમ તેમ તે આત્માવલંબની થતો જાય છે; અને પ્રભુના સ્વરૂપમાં ચિત્તવૃત્તિની તન્મયતારૂપ લય થતાં સંપૂર્ણ સ્વરૂપાવલંબની થાય છે.

**ભક્તિપ્રધાનપણે સહજ અધ્યાત્મદશા**

"લોહ ધાતુ કંચન હુવે રે લાલ. પારસ ફરસન પામ રે;
પ્રગટે અધ્યાતમ દશા રે લાલ. વ્યક્ત ગુણી ગુણગ્રામ રે....પદ્મપ્રભ જિન.
જિમ જિનવર આલંબને, વધે સધે એકતાન હો ચિત્ત;
તિમ તિમ આત્માલંબની, ગ્રહે સ્વરૂપ નિદાન હો મિત્ત!
પુષ્ટ નિમિત્તાલંબન ધ્યાને, સ્વાલંબન લય ઠાને;
દેવચંદ્ર ગુણને એકતાને, પહોંચે પૂરણ થાને...."—શ્રી દેવચંદ્રજી

આમ 'પુષ્ટ નિમિત્ત' રૂપ પ્રભુનું આલંબન ધ્યાન આત્માને સ્વરૂપારોહણ કરવાનો સુગમ ને શ્રેષ્ઠ ઉપાય છે, **રાજમાર્ગ** છે (Royal road). વાટ દીવાની ઉપાસના કરતાં પોતે દીવો બને છે, તેમ આત્મા પરમાત્માની ઉપાસના કરતાં સ્વયં પરમાત્મા થાય છે; ઉપાસ્યની ઉપાસનાથી ઉપાસક પોતે ઉપાસ્ય બને છે; 'નમો મુજ નમો મુજ' એવી **આનંદઘનજીએ** તેમજ તેવા પ્રકારે **શ્રીમદ્ રાજચંદ્રજીએ** અનુભવસિદ્ધપણે ગાએલી પરમ ધન્ય દશા પ્રાપ્ત થાય છે.

**રાજમાર્ગ અને એક પદી**

"भिन्नात्मानमुपास्यात्मा परो भवति तादृशः।
वर्त्ति दीपं यथोपास्य भिन्ना भवति तादृशी॥"—શ્રી પૂજ્યપાદસ્વામી કૃત સમાધિશતક

"જિન સ્વરૂપ થઈ જિન આરાધે, તે સહી જિનવર હોવે રે;
ભૃંગી ઇલિકાને ચટકાવે, તે ભૃંગી જગ જોવે રે...."—શ્રી આનંદઘનજી

અથવા આત્મા પોતે આત્મમંથન કરી પરમ બને છે,—જેમ ઝાડ પોતાને મથીને પોતે અગ્નિ બને છે તેમ. પણ આ તો કોઈ સમર્થ યોગીવિશેષને યોગ્ય એવો **એકપદીરૂપ**

માર્ગ છે, અને તેમાં અતિશય અસાધારણ બળ વાપરવું પડે છે. મથી મથીને મરી જાય તોપણ પ્રગટ પરમાત્મસ્વરૂપના અવલંબન વિના પોતાની મેળે પરમ પદની પ્રાપ્તિ દુર્ઘટ છે, પણ તે પરમ પુરુષના અવલંબને તે સાવ સુઘટ–સુગમ થઈ પડે છે. જે સંસાર સમુદ્ર સમાન તરવો અતિ દુસ્તર છે, તે પ્રભુના અવલંબને ગોષ્પદ સમાન લીલામાત્રમાં પાર ઉતરી જવાય એવો બની જાય છે! એટલા માટે શ્રી દેવચંદ્રજી જેવા પરમ ભાવિતાત્મા ભક્તશિરોમણિ ગાઈ ગયા છે કે—જિનઆલંબની નિરાલંબતા પામી નિજઆલંબની થાય છે, તેથી અમે તો તે સમર્થ પ્રભુનું પ્રબલ અવલંબન ગ્રહી નિજ ગુણના શુદ્ધ નંદનવનમાં રમશું. તે એટલે સુધી કે નિજ સંપદાયુક્ત આત્મતત્ત્વ જ્યાંસુધી સંપૂર્ણ નહિ થાય ત્યાંસુધી હું આ જગગુરુદેવના ચરણ સદાય સેવ્યા કરીશ, યાવત્ બારમા ક્ષીણમોહ ગુણસ્થાનના અંતપર્યંત તેનું અવલંબન હું છોડીશ નહિં.

"અતિ દુસ્તર જે જલધિ સમો સંસાર જો,
તે ગોપદ સમ કીધો પ્રભુ અવલંબને રે લો.
જિન આલંબની નિરાલંબતા પામે જો,
તિણે હમ રમશું નિજ ગુણ શુદ્ધ નંદનવને રે લો.
જગત દિવાકર શ્રી નમીશ્વર સ્વામ જો."—શ્રી દેવચંદ્રજી

"કારણ જોગે હો કારજ નીપજે રે, એમાં કોઈ ન વાદ;
પણ કારણ વિણ કારજ સાધિયે રે, એ નિજ મત ઉન્માદ....સંભવ."
—શ્રી આનંદઘનજી

**ભક્તિમાર્ગનું પ્રાધાન્ય**

આમ પરમ ઉપકારી જિનભક્તિરૂપ ઉત્તમ નિમિત્ત કારણનું આટલું બધું ગુણ-ગૌરવ બહુમાન જ્ઞાની મહાત્માઓ ગાઈ ગયા છે; અને આવા ભક્તિપ્રધાનપણે વર્ત્તતાં જીવ અધ્યાત્મ માર્ગે—મોક્ષસાધક યોગરૂપ મોક્ષમાર્ગે કેવી સરલતાથી–સુગમતાથી આગળ વધ્યો જાય છે, તે જ મહાગીતાર્થ શ્રી આનંદઘનજી, શ્રી દેવચંદ્રજી, શ્રી યશોવિજયજી આદિ ભક્તશિરોમણિ મહાત્માઓએ પોતાના ભક્તિરસનિર્ભર સ્તવનોમાં બતાવી આપ્યું છે. એટલે જ્ઞાનયોગ–કર્મયોગ અને ભક્તિયોગ એ ત્રણેમાં ભક્તિમાર્ગ ઉત્કૃષ્ટ છે, કારણ કે જ્ઞાનમાર્ગ કાચો પારો હોઈ જીરવવો મુશ્કેલ છે, ક્રિયામાર્ગ તરવારની ધાર જેવો સરકણો હોઈ આચરવો દુષ્કર છે, ભક્તિમાર્ગ આબાલવૃદ્ધ સર્વને માટે સેવવો સુગમ છે. આ અંગે શ્રીમદ્ રાજચંદ્રજીના મનનીય વચનો છે કે—

"જ્ઞાનમાર્ગ દુરારાધ્ય છે; પરમાવગાઢ દશા પામ્યા પહેલાં તે માર્ગે પડવાનાં ઘણા સ્થાનક છે. સંદેહ, વિકલ્પ, સ્વચ્છંદતા, અતિપરિણામિપણું એ આદિ કારણો વારંવાર જીવને તે માર્ગે પડવાના હેતુઓ થાય છે; અથવા ઊર્ધ્વભૂમિકા પ્રાપ્ત થવા દેતાં નથી. ક્રિયામાર્ગે અસદ્અભિમાન, વ્યવહાર આગ્રહ, સિદ્ધિમોહ, પૂજાસત્કારાદિ યોગ, અને

દૈહિક ક્રિયાસાં આત્મનિષ્ઠાદિ દોષોનો સંભવ રહ્યો છે. કોઈક મહાત્માને બાદ કરતાં ઘણા વિચારવાન જીવોએ ભક્તિમાર્ગનો તે જ કારણોથી આશ્રય કર્યો છે."

—શ્રીમદ્ રાજચંદ્રજી, પત્રાંક ૫૯૭.



## ૪. મોક્ષમાર્ગ : 'મૂળ મારગ સાંભળો જિનનો રે'

"મૂળ મારગ સાંભળો જિનનો રે, કરી વૃત્તિ અખંડ સન્મુખ....મૂળ.
નો'ય પૂજાદિની જો કામના રે, નો'ય વ્હાલું અંતર ભવદુઃખ....મૂળ."

—શ્રીમદ્ રાજચંદ્રજી.

"નિશ્ચય વાણી સાંભળી, સાધન તજવાં નો'ય;
નિશ્ચય રાખી લક્ષમાં, સાધન કરવા સોય."—શ્રીમદ્ રાજચંદ્રજી કૃત આત્મસિદ્ધિ.

'મૂળ મારગ સાંભળો જિનનો રે': જિનનો મૂળ માર્ગ, પરમાર્થ માર્ગ

આ પરમ આત્મશાંતિમય પરમાનંદસ્વરૂપ મોક્ષની પ્રાપ્તિ માટે અમોઘ ઉપાયભૂત મોક્ષમાર્ગની પરમ સુંદર અનુપમ યોજના જિન ભગવાને સ્વાચરણથી સિદ્ધ કરી પ્રકાશી છે :—'सम्यग्दर्शनज्ञानचारित्राणि मोक्षमार्गः'— સમ્યગ્દર્શન–જ્ઞાન–ચારિત્રની એકતા તે મોક્ષમાર્ગ. (અત્રે સૂત્રમાં એકવચનના પ્રયોગથી એકતા સૂચિત છે) સર્વ અન્ય દ્રવ્યથી ભિન્ન એવા શુદ્ધ આત્માનું સમ્યગ્દર્શન, શુદ્ધ આત્માનું સમ્યગ્જ્ઞાન, શુદ્ધ આત્માનું સમ્યક્ચારિત્ર–એ ત્રણેની અભેદ એકતા આત્મામાં પરિણમાવી, ભગવાન્ શુદ્ધ આત્મસ્વભાવરૂપ મોક્ષને પામ્યા. એટલે શુદ્ધ આત્મદર્શન, આત્મજ્ઞાન ને આત્મચારિત્રની અભેદ એકતા સાધવી એ જિનનો–વીતરાગનો 'મૂળ માર્ગ' છે. ઝાડનું મૂળ એક હોય છે, મૂળને પકડીએ તો આખું ઝાડ હાથમાં આવે છે; ડાંખળાં–પાંદડાં ભિન્ન ભિન્ન અનેક હોય છે, તે પકડે છે તેને આખું ઝાડ હાથમાં આવતું નથી. તેમ જિનદર્શનરૂપ તત્ત્વવૃક્ષનું આ આત્મધર્મરૂપ મૂળ જે પકડે છે, તેને આખો માર્ગ હાથમાં આવે છે; જે માત્ર બાહ્ય સાધન–વ્યવહારના ભેદરૂપ ડાંખળા–પાંદડાં પકડે છે, તેને તે અખંડ માર્ગ હાથમાં આવતો નથી, તે તો ભ્રાંતિમાં ભૂલા ભમે છે ને મિથ્યા ઝઘડામાં પડે છે.

"છે દેહાદિથી ભિન્ન આતમા રે, ઉપયોગી સદા અવિનાશ....મૂળ૦
એમ જાણે સદ્‌ગુરુ ઉપદેશથી રે, કહ્યું જ્ઞાન તેનું નામ ખાસ....મૂળ૦
જે જ્ઞાને કરીને જાણિયું રે, તેની વર્ત્તે છે શુદ્ધ પ્રતીત....મૂળ૦
કહ્યું ભગવંતે દર્શન તેહને રે, જેનું બીજું નામ સમકિત....મૂળ૦

જેમ આવી પ્રતીતિ જીવની રે, જાણ્યો સર્વેથી ભિન્ન અસંગ....મૂળ૦
તેવો સ્થિર સ્વભાવ જે ઉપજે રે, નામ ચારિત્ર તે અણુલિંગ....મૂળ૦

તે ત્રણે અભેદ પરિણામથી રે, જ્યારે વર્તે તે આત્મારૂપ....મૂળ૦
તેહ મારગ જિનનો પામિયો રે, કિંવા પામ્યો તે નિજ સ્વરૂપ....મૂળ૦

—શ્રીમદ્ રાજચંદ્રજી.

આમ આ જિનનો મૂળ માર્ગ તો કેવળ આત્મપરિણતિરૂપ હોઈ મુખ્યપણે આધ્યાત્મિક માર્ગ છે, પરમાર્થમાર્ગ છે. જે કોઇ સિદ્ધ થયા છે, થાય છે કે થશે તે આ જિનના મૂળ પરમાર્થમાર્ગે પ્રયાણ કરીને જ—એમ સર્વ જ્ઞાની સત્ પુરુષોનો પરમ નિશ્ચય છે ગમે તે દેશમાં, ગમે તે કાળમાં એ જ એક ત્રિકાલાબાધિત અવિચ્છિન્ન પરમાર્થ મોક્ષમાર્ગ છે.

**વ્યવહાર માર્ગનું ઉપકારી પ્રયોજન**

તો પછી આ વ્યવહારમાર્ગનું નિરૂપણ શા માટે કરવામાં આવ્યું હશે? એવો સ્વાભાવિક પ્રશ્ન થશે. તો વ્યવહારમાર્ગ પણ પરમાર્થનું જ પ્રતિપાદન કરવા માટે, પરમાર્થ સમજાવવા માટે જ પ્રરૂપવામાં આવ્યો છે, પરમાર્થરૂપ નિશ્ચય લક્ષ્ય પ્રત્યે જ જીવનું લક્ષ દોરવા માટે બોધવામાં આવ્યો છે. અનાર્યને સમજાવવા માટે જેમ અનાર્ય ભાષાનો પ્રયોગ કરવો પડે, તેમ પરમાર્થથી અનભિજ્ઞ જીવને પરમાર્થ પમાડવા માટે વ્યવહારનો ઉપયોગ અનિવાર્યપણે આવશ્યક છે. એટલે જ શાસ્ત્રમાં સ્પષ્ટ કહ્યું છે કે—'જે નિશ્ચયને–પરમાર્થને છેદે છે, ઉત્થાપે છે, તે તત્ત્વને છેદે છે; અને જે× વ્યવહારને છેદે છે તે તીર્થને છેદે છે.' પણ આ એક વાત ભૂલવા જેવી નથી કે પરમાર્થ જ સાધ્ય છે, વ્યવહાર સાધ્ય નથી, વ્યવહાર તો સાધન છે. પરમાર્થરૂપ લક્ષ્યનો લક્ષ કરાવવા માટે જ વ્યવહારની ઉપયોગિતા છે. વ્યવહાર સમ્યગ્દર્શન–જ્ઞાન–ચારિત્રની ઉત્તરોત્તર શુદ્ધિ પણ ક્રમે કરીને આત્માને સ્વરૂપ પર પુનઃ આરોપવા માટે છે, સ્વરૂપ પર પુનઃ આરૂઢ કરવા માટે છે; કારણ કે સ્વરૂપભ્રષ્ટ થવાથી જ આત્માનું સંસારપરિભ્રમણ થયું છે. માટે સમસ્ત વ્યવહારનું પણ પ્રથમ ને એક જ પ્રયોજન આત્માને પુનઃ સ્વરૂપમાં આણી 'નિજ ઘર' પધરાવવાનું છે. અને પછી વ્યવહારરત્નત્રયી દ્વારા આ સ્વરૂપઆરોપણરૂપ પ્રથમ ભૂમિકા–નિજ 'પદ' પ્રાપ્ત કરી, જીવ નિશ્ચય–રત્નત્રયીરૂપ મોક્ષમાર્ગનો સાધક–સાધુ બની, ઉત્તરોત્તર ઉચ્ચ ઉચ્ચ ભૂમિકાઓને–દશાઓને સ્પર્શતો સ્પર્શતો ગુણસ્થાનકના કે યોગદૃષ્ટિના વિકાસક્રમથી મોક્ષમાર્ગે આગળ વધતો જાય છે, અને છેવટે આત્મશુદ્ધિની પરમ પરાકાષ્ઠાને પ્રાપ્ત કરી તે શુદ્ધ આત્મસિદ્ધિરૂપ મોક્ષને પામે છે–સિદ્ધ બને છે.

---

× "जह णवि सकमणज्जो अणज्जभासं विणा उ गाहेउं।
तह ववहारेण विणा परमत्थुवएसणमसक्कं॥"—શ્રી સમયસાર.

+ "जइ जिणमयं पवज्जह ता मा ववहारणिच्छए मुयए।
मग्गेण विणा छिज्जइ तित्थं अण्णेण उण तच्चं॥"—આર્ષવચન

આમ નિશ્ચય-વ્યવહારસાપેક્ષ જિન-વીતરાગનો મોક્ષમાર્ગ તો સીધામાં સીધો, સરલમાં સરલ, ઋજુમાં ઋજુ, સાદામાં સાદો, ટૂંકામાં ટૂંકો ને ચોકખામાં ચોકખો છે. એમાં કાંઈ વિસંવાદ નથી, કાંઈ ગોટાળો નથી. ગોટાળો ને વિસંવાદ તો નિશ્ચય-વ્યવહારનું પરસ્પર સાપેક્ષપણું જેઓ સમજતા નથી તેઓ જ ઊભો કરે છે. નિશ્ચય-વ્યવહારનો યથાયોગ્ય સમન્વય કરતાં તેમને આવડતો નથી, એટલે એકાંત પક્ષને પકડી બેસી તેઓ માર્ગભ્રષ્ટ થાય છે. કારણ કે જે વ્યવહારને છોડી દઈને યથાયોગ્ય આત્મદશા વિના કેવળ નિશ્ચયને જ ગ્રહે છે, તે સાધન વિના નિશ્ચયરૂપ સાધ્યને સાધશે શી રીતે? તે તો જ્ઞાનદશા પામ્યા નથી ને સાધનદશા છોડી દે છે, એટલે તે ઉભયભ્રષ્ટ થાય છે; જે નિશ્ચયને છોડી કેવળ વ્યવહારને જ વળગ્યા રહે છે, વ્યવહારરૂપ સાધનને સાધ્ય માને છે, તે તો વ્યવહારના વર્તુલમાં જ ભમ્યા કરે છે ને મધ્યબિન્દુરૂપ નિશ્ચય લક્ષ્યને ચૂકી જઈ અનંત પરિભ્રમણમાં જ ભમ્યા કરે છે. પણ સર્વ વ્યવહારસાધનને એક નિશ્ચયરૂપ મધ્યબિન્દુના લક્ષ્ય પ્રત્યે-સાધ્ય પ્રત્યે જે દોરી જાય છે, તે જ નિશ્ચયરૂપ આત્મવસ્તુની સિદ્ધિ કરે છે, તે જ પરમાર્થરૂપ મોક્ષમાર્ગને પામે છે, તે જ સિદ્ધ બની કૃતકૃત્ય થાય છે.

નિશ્ચય વ્યવહારનો સમન્વય

વર્તમાનમાં કોઈ જીવો કેવળ બાહ્ય ક્રિયાના આગ્રહી-'ક્રિયાજડ' થઈ બેઠા છે, તો કોઈ કેવળ 'શુષ્કજ્ઞાની' થઇ પડ્યા છે, ને પોતે મોક્ષમાર્ગ આરાધે છે એમ માની આત્મસંતોષ અનુભવે છે! કોઈ જીવો કેવળ નિશ્ચયને જ વળગી રહી વ્યવહારનો નિષેધ કરે છે. તો કોઈ વળી વ્યવહારનો જ કદાગ્રહ કરી નિશ્ચયનો દુર્લક્ષ કરે છે, ને તે પ્રત્યેક પોતે મોક્ષમાર્ગને અવલંબે છે એમ મિથ્યા અભિમાન ધરે છે. પણ સર્વ વિરોધનું મથન કરનારા અનેકાંત સ્યાદ્વાદની દૃષ્ટિએ તે તે એકાંતપક્ષવાદી ખોટા છે, કેવળ સ્વચ્છંદે વર્તે છે એમ જણાય છે. અત્રે જે ક્રિયાજડ લોકો છે તેઓ પ્રાયઃ બાહ્ય વ્યવહારસાધનને સાધ્ય માની બેઠા છે ને મુખ્ય સાધ્યને ભૂલી ગયા છે. એટલે તેઓ અનેક પ્રકારની દ્રવ્ય ક્રિયા કરવામાં ખૂબ પરિશ્રમ ઉઠાવે છે, પણ પ્રાયે ભાવને સ્પર્શતા નથી; ક્રિયાજડપણે યંત્રવત્ ક્રિયા કર્યા કરે છે, પણ અંતરંગ આત્મપરિણતિરૂપ ભાવક્રિયાને-અધ્યાત્મક્રિયાને પ્રાયે સ્પર્શતા નથી, કંઈ પણ અંતર્ભેદ અનુભવતા નથી. વળી તેઓ જ્ઞાનમાર્ગનો નિષેધ કરે છે. એટલે જ એઓની ક્રિયામાં પ્રાયે નીરસતા-શુષ્કતા જણાય છે, ભાવરૂપ ચૈતન્યરસની આર્દ્રતાની ખામી જણાય છે. તેમાં તે તે ક્રિયાનો કાંઈ દોષ નથી, તે તે પ્રત્યેક ક્રિયા તો પરમ અદ્‌ભુત ને સ્વભાવસુંદર હોઈ અધ્યાત્મ-તરંગિણીમાં નિમજ્જન કરાવનાર છે. દોષ હોય તો આ જીવોની સમજણનો છે, કારણ કે તેઓ તે તે ક્રિયાને અવગાહતા નથી, તેમાં ઊંડા ઉતરતા નથી, તેનો અધ્યાત્મરસ ચાખતા નથી; પોતે મીઠાશ અનુભવતા નથી, ને તે તે ક્રિયાના ઉદ્દિષ્ટ ઇષ્ટ પરમાર્થ ફળથી વંચિત રહે છે. હવે જે શુષ્કજ્ઞાની જનો છે તેઓ એકાંત નિશ્ચયને પકડે છે, ને તે પણ માત્ર શબ્દમાં. તેઓ નિશ્ચયનયની કેવળ વાતો કરે છે, પણ તેના ભાવને સ્પર્શતા નથી. વળી તેઓ પરમાર્થના

'કોઈ ક્રિયાજડ થઈ રહ્યા, શુષ્ક જ્ઞાનમાં કોઈ'

સાધક વ્યવહાર–સાધનને છોડી દે છે ને સ્વચ્છંદે વર્તે છે આમ તેઓ જ્ઞાનદશા પામ્યા નથી ને સાધનદશા છોડી દીએ છે, એટલે ઉભયભ્રષ્ટ થાય છે. યમ, નિયમ, સંયમ, ત્યાગ, વૈરાગ્ય, ભક્તિ આદિ સાધનો પરમાર્થસાધનામાં ઉપકારી છે, તેને તે છોડી દે છે, ને તેનામાં તેવી જ્ઞાનદશા તો આવી નથી, એટલે તે ભવભ્રમણ કરે છે. આમ ક્રિયાજડ જીવો વ્યવહારના આગ્રહી થઈ નિશ્ચયનિરપેક્ષ હોય છે, તેથી મોક્ષમાર્ગના અનધિકારી છે; અને શુષ્કજ્ઞાની જીવો નિશ્ચયના આગ્રહી હોઈ વ્યવહારનિરપેક્ષ વર્તે છે, તેથી તેઓ પણ મોક્ષમાર્ગના અનધિકારી જ છે.

> " એક કહે સાધીએ વિવિધ કિરિયા કરી, ફળ અનેકાંત લોચન ન દેખે;
> ફળ અનેકાંત કિરિયા કરી બાપડા, રડવડે ચાર ગતિમાંહિ લેખે....
> ધાર તરવારની સોહલી, દોહલી ચૌદમા જિનતણી ચરણ સેવા. "
>
> —શ્રી આનંદઘનજી

> " કોઈ ક્રિયાજડ થઈ રહ્યા, શુષ્ક જ્ઞાનમાં કોઈ;
> માને મારગ મોક્ષનો, કરુણા ઉપજે જોઈ.
>
> બાહ્ય ક્રિયામાં રાચતા, અંતર્ભેદ ન કાંઈ;
> જ્ઞાનમાર્ગ નિષેધતા, તેહ ક્રિયાજડ આંહિ.
>
> બંધ મોક્ષ છે કલ્પના, ભાખે વાણીમાંહિ;
> વર્તે મોહાવેશમાં, શુષ્કજ્ઞાની તે આંહિ.
>
> અથવા નિશ્ચયનય ગ્રહે, માત્ર શબ્દની માંય;
> લોપે સદ્વ્યવહારને, સાધન રહિત થાય.
>
> જ્ઞાનદશા પામ્યો નહિં, સાધન દશા ન કાંઈ;
> પામે તેનો સંગ જે, તે બૂડે ભવમાંહિ.
>
> એ પણ જીવ મતાર્થમાં, નિજ માનાદિ કાજ;
> પામે નહિં પરમાર્થને, અન્‌અધિકારીમાં જ. "—**શ્રી આત્મસિદ્ધિ.**

માટે યુક્ત પક્ષ તો એ છે કે નિશ્ચય અને વ્યવહારની ગાઢ મૈત્રી કરી આત્માર્થી મુમુક્ષુએ, નિશ્ચય એટલે શુદ્ધ આત્મતત્ત્વ–પરમાર્થરૂપ સાધ્ય લક્ષ્યને સિદ્ધ કરવા માટે, આત્મવસ્તુનું શુદ્ધ સ્વરૂપ પ્રગટ કરવા માટે જે જે વ્યવહારસાધન ઉપકારી થાય તેનું અવશ્ય સેવન કરવું જોઈએ. બીજા શબ્દોમાં કહીએ તો જ્યાં સુધી આત્મવસ્તુ સાથે જે અન્યસંયોગ છે–કર્મરૂપ વસ્તુનો સંબંધ છે, તે સર્વથા દૂર ન થાય ત્યાંસગી સંસાર છે ને ત્યાંલગી વ્યવહાર છે, એટલે શુદ્ધ આત્મસ્વભાવની જ્યાં આત્યંતિક સ્થિરતા છે એવું કેવળજ્ઞાન જ્યાંલગી ન થાય ત્યાંલગી વ્યવહારની આવશ્યકતા છે, અને એટલા માટે જ શાસ્ત્રમાં બારમા ગુણસ્થાનકના અંતપર્યંત શ્રુતજ્ઞાનનું

વ્યવહારનું સ્વરૂપ અને તેની ઠેઠ સુધી ઉપયોગિતા

અવલંબન કહ્યું છે, તેમાં ઘણું રહસ્ય છે. જેમ સોનું ષોડશ વર્ણિકાવાળું શુદ્ધ સુવર્ણ ન થાય ત્યાંસુધી તેને અગ્નિતાપની અપેક્ષા રહે છે, પણ ષોડશ વર્ણિકા પ્રાપ્ત થયા પછી તેની અપેક્ષા રહેતી નથી; તેમ જ્યાંસુધી આત્મા નિર્મળ કર્મરહિત શુદ્ધ આત્મસ્વભાવ પામતો નથી ત્યાંસુધી તેને શુદ્ધ વ્યવહારરૂપ અગ્નિ–તાપદ્વારા આત્મશુદ્ધિ પ્રાપ્ત કરવાની અપેક્ષા રહે છે, પણ નિર્મળ પરમભાવદર્શીદશાને પામેલા યોગારૂઢ પરમર્ષિઓને તેની અપેક્ષા રહેતી નથી. તેવા પુરુષો કલ્પાતીત હોય છે; પરંતુ તેવી પરમભાવ દશા પ્રાપ્ત થયા પૂર્વે, પોતાની તેવી દશા કલ્પી લઈ, જે શિથિલાચારી સ્વચ્છંદવિહારી જનો શુદ્ધ વ્યવહારનું અવલંબન છોડી દે છે, તેઓ માર્ગભ્રષ્ટ થાય છે, એટલું જ નહિં પણ અધઃપાતને પણ પામે છે, સંયમશ્રેણીથી લડથડતા લડથડતા પહેલે ગુણસ્થાનકે પણ આવી પડે છે.

"सुद्धो सुद्धादेसो णायव्वो परमभावदरिसीहिं ।
ववहारदेसिदा पुण जे दु अपरमे ट्ठिदा भावे ॥"—શ્રી સમયસાર.

"નિશ્ચયદૃષ્ટિ ચિત્ત ધરીજી, જે ચાલે વ્યવહાર;
પુણ્યવંત તે પામશેજી, ભવસમુદ્રનો પાર."—શ્રી યશોવિજયજી

"શુદ્ધ તત્ત્વ નિજ સંપદા, જ્યાંલગે પૂર્ણ ન થાય;
ત્યાંલગે જગગુરુ દેવના, સેવું ચરણ સદાય....શ્રી ઋષભાનન."—શ્રી દેવચંદ્રજી

"એક હોય ત્રણ કાળમાં, પરમારથનો પંથ;
પ્રેરે તે પરમાર્થને, તે વ્યવહાર સમંત."—શ્રીમદ્ રાજચંદ્રજી પ્રણીત
શ્રી આત્મસિદ્ધિ

અત્રે પરમાર્થને જે પ્રેરે તે જ વ્યવહાર સત્પુરુષોને સંમત છે. જે પરમાર્થનો સાધક થાય તે જ સદ્‌વ્યવહાર છે, જે પરમાર્થનો બાધક થાય તે અસદ્‌વ્યવહાર છે.

**પરમાર્થનો સાધક તે જ સદ્‌વ્યવહાર**

સમસ્ત જિનવાણી પણ પરમાર્થસાધક વ્યવહારના વિવરણરૂપ છે. એટલે પરમાર્થમૂળ જિનવચનસાપેક્ષ જે વ્યવહાર છે તે સાચો વ્યવહાર છે, બાકી બીજો બધો વચનનિરપેક્ષ વ્યવહાર તે જૂઠો વ્યવહાર છે. કેટલાક લોકો ગચ્છ–મતની જે કલ્પના છે તેને વ્યવહાર માની બેઠા છે, વાડાના કદાગ્રહ સાચવવામાં ને પોષવામાં જ વ્યવહારની પર્યાપ્તિ માની બેઠા છે, તે તો અલૌકિક લોકોત્તર માર્ગને લૌકિક કરી મૂકવા જેવું છે; કારણ કે ક્યાં ભગવાન્ જિનેશ્વરનો પરમ ઉદાર સુવિશાલ તત્ત્વમાર્ગ ? ક્યાં ક્ષુદ્ર મતભેદોના નિવાસસ્થાનરૂપ સંકુચિત ગચ્છભેદના નામે ચાલતા સાંકડા ચીલા ?

"ગચ્છના ભેદ બહુ નયણ નિહાળતાં, તત્ત્વની વાત કરતાં ન લાજે !
ઉદરભરણાદિ નિજ કાજ કરતાં થકાં, મોહ નડિયા કલિકાલ રાજે....ધાર તરવારની.
વચનનિરપેક્ષ વ્યવહાર જૂઠો કહ્યો, વચનસાપેક્ષ વ્યવહાર સાચો;
વચનનિરપેક્ષ વ્યવહાર સંસાર ફળ, સાંભળી આદરી કાંઈ રાચો....ધાર."
— શ્રી આનંદઘનજી

"ગચ્છ કદાગ્રહ સાચવે રે, માને ધર્મ પ્રસિદ્ધ;
આતમગુણ અકષાયતા રે, ધર્મ ન જાણે શુદ્ધ....ચંદ્રાનનજિન !"—શ્રી દેવચંદ્રજી

**સદ્વ્યવહાર સાધન** — સાચો વ્યવહાર તો શુદ્ધ આત્મારૂપ સત્ વસ્તુને જે સાધ્ય કરે, તેના સાધનમાં જે નિમિત્તભૂત થઈ ઉપકારી થાય, તે છે. દર્શન-જ્ઞાન-ચારિત્ર એ આત્માનું સ્વરૂપ છે, એટલે સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્રની જેથી વૃદ્ધિ થાય, પુષ્ટિ થાય, નિર્મળતા થાય, તે સર્વ સાધન સદ્વ્યવહારરૂપ છે. 'જેમ કોઈ અર્થનો અર્થી પુરુષ પ્રથમ તો રાજાને જાણે, સદ્દહે ને પછી પ્રયત્નથી અનુચરે, તેમ મોક્ષનો અર્થી-મુમુક્ષુ આત્માર્થી જીવ-રાજાને (આત્માને) જાણે, સદ્દહે ને પ્રયત્નથી અનુચરે.' શુદ્ધ આત્માનું જ્ઞાન થવામાં, દર્શન થવામાં ને અનુચરણ થવામાં જે જે દ્રવ્ય-ભાવસાધન ઉપકારી થાય, તેનુ તેનું અવલંબન આત્માર્થી અવશ્ય ગ્રહણ કરે. તેમાં પણ દ્રવ્ય સાધન ભાવની ઉત્પત્તિમાં નિમિત્તભૂત થવાના કારણે ઉપકારી થાય છે, ને તેમ થાય તો જ તેની સફળતા છે. દાન, શીલ, તપ ને ભાવ એ ચતુર્વિધ ધર્મની આરાધના પણ સદ્વ્યવહારના અંગભૂત છે. ટૂંકામાં, શુભેચ્છાથી માંડીને શૈલેશીકરણ પર્યંતની સમસ્ત ભૂમિકાઓ, ને સામાન્ય સદાચારથી માંડીને યમ-નિયમાદિ અષ્ટાંગ યોગની સાધનાઓ ઇત્યાદિ સર્વ સતસાધન આ સદ્વ્યવહારમાં સમાય છે.

દેવતત્ત્વ, ગુરુતત્ત્વ ને ધર્મતત્ત્વની શુદ્ધિ એ સદ્વ્યવહારના મુખ્ય સાધનભૂત છે, ને તે શુદ્ધિનો આધાર પણ શુદ્ધ શ્રદ્ધાન પર છે. સદ્દેવ, સદ્ગુરુ ને સદ્ધર્મનું યથાર્થ સ્વરૂપ જાણ્યા વિના શ્રદ્ધાન શુદ્ધ કેમ હોય ? ને શ્રદ્ધાન શુદ્ધ ન હોય તો દેવ-ગુરુ-ધર્મની શુદ્ધિ પણ કહો કેમ રહે ? તેવા શુદ્ધ શ્રદ્ધાન વિના જે કાંઈ ક્રિયા કરવામાં આવે તે તો શ્રી આનંદઘનજીના શબ્દોમાં 'છાર પર લિપણા' જેવી નિષ્ફળ થઈ પડે.

"દેવ ગુરુ ધર્મની શુદ્ધિ કહો કિમ રહે ? કિમ રહે-શુદ્ધ શ્રદ્ધા ન આણો;
શુદ્ધ શ્રદ્ધાન વિણુ જેહ કિરિયા કરી, છાર પર લિપણો તેહ જાણો....ધાર."
—શ્રી આનંદઘનજી

**પરમઉપકારી દેવતત્ત્વ, ગુરુતત્ત્વ ને ધર્મતત્ત્વની શુદ્ધિ** — એ તો સાવ સાદી ને દીવા જે સ્પષ્ટ વાત છે કે જેણે સાધ્ય સ્વરૂપની સિદ્ધિ પ્રાપ્ત કરી હોય, સાધ્ય ધર્મને સિદ્ધ કર્યો હોય, અથવા તેની સાધનાની દિશામાં ઘણા આગળ વધ્યા હોય, એ જ આમાં પરમ ઉપકારી થઈ પડે. આવા ઉપકારી કોણ છે ? દેવ, ગુરુ અને ધર્મ. (૧) જેણે આત્મસ્વરૂપને સિદ્ધ કર્યું છે, તે જ દેવ છે; એવા સિદ્ધિપ્રાપ્ત સિદ્ધદેવ-અર્હતદેવ એ જ સિદ્ધિવાંચ્છુઓને પૂજાર્હ-પૂજનીય છે. (૨) બીજું અવલંબનભૂત ઉપકારી સાધન સદ્ગુરુ છે. સ્વરૂપસાધનામાં જે ઘણા આગળ વધેલા છે-ઘણો આત્મવિકાસ પામેલા છે, સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્રરૂપ મોક્ષમાર્ગની ઉત્તમ આરાધનાથી જેઓ ઉચ્ચ ગુણસ્થાનસ્થિતિએ બિરાજમાન છે, જે પ્રગટ સત્સ્વરૂપ શુદ્ધ આત્મદશાને પ્રાપ્ત છે, એવા સાક્ષાત્ જીવંતમૂર્ત્તિ આત્મજ્ઞાની આત્મારામી વીતરાગ સંત પુરુષ—સાચા 'ભાવસાધુ' નિર્ગ્રંથ ગીતાર્થ ગુરુ તે સ્વરૂપસાધનામાં બીજું મુખ્ય

આલંબનસાધન છે. (૩) ત્રીજું ઉપકારી સાધન સદ્ધર્મ છે. જેણે સ્વરૂપસિદ્ધિ સાધી છે, એવા પ્રાપ્ત આપ્ત પુરુષે—પરમ પ્રમાણભૂત પુરુષે પ્રરૂપેલ—પ્રણીત કરેલ નિર્મલ શુદ્ધ ધર્મનું આરાધન એ સ્વરૂપસિદ્ધિનું ત્રીજું ઉપકારી કારણરૂપ સાધન છે. એવા પ્રમાણ પુરુષે દ્રવ્ય—ભાવ જે જે ધર્મસાધન ઉપદેશ્યા છે, તે તે સાધન એક સ્વરૂપસિદ્ધિને માટે જ છે. એટલે તે તે દ્રવ્ય—ભાવ સાધનનું અખંડ સ્વરૂપલક્ષ્યપૂર્વક નિરંતર સેવન કરવું તે સાધ્યને સાધનારૂં પરમ ઉપકારી કારણ છે. આમ દેવ—ગુરુ—ધર્મ એ ત્રણે સ્વરૂપસાધનમાં પરમ ઉપકારી અવલંબનસાધન છે. અને આમ વ્યવહાર અને નિશ્ચય, દ્રવ્ય અને ભાવ સર્વ સાધનના યથાયોગ્ય સમન્વયપૂર્વક વ્યવહારરત્નત્રયી અને નિશ્ચયરત્નત્રયીની આરાધના કરવી એ જ વીતરાગનો મોક્ષમાર્ગ અથવા 'જિનનો મૂળ માર્ગ' છે.



# ૫. અર્હત્ ભગવત્ઃ સદ્દેવ મહાપ્રતિષ્ઠા

"એહ અઢાર દૂષણ વરજિત તનુ, મુનિજન વૃંદે ગાયા;
અવિરતિરૂપક દોષનિરૂપણ, નિર્દૂષણ મન ભાયા."—શ્રી આનંદઘનજી

"જેહના ધર્મ અનંતા પ્રગટ્યા, જે નિજ પરિણતિ વરિયો;
પરમાતમ જિનદેવ અમોહિ, જ્ઞાનાદિ ગુણ દરિયો....રે સ્વામી."—શ્રી દેવચંદ્રજી.

હવે આ ઉક્ત સમસ્ત સાધનમાં પણ ઉત્કૃષ્ટ એવો ભક્તિયોગ જે આ ભગવાન્ સદ્દેવના અવલંબને સાધ્ય—સાધવા યોગ્ય છે, તે સદ્દેવરૂપ વિશિષ્ટ ઉત્કૃષ્ટ અવલંબન—સાધનનો વિશેષ વિચાર કરવાનું અત્ર આ ભગવદ્ભક્તિમય ગ્રંથના પ્રસંગથી પ્રાપ્ત થાય છે. સત્સાધકને સાધ્ય—સાધવા યોગ્ય સાધ્ય-ધર્મ જેણે સિદ્ધ કર્યો છે, તે જ ઇષ્ટ સાધ્ય ધર્મની સાધનામાં સત્સાધકને પરમ ઉપકારી—પરમ ઉપયોગી 'પુષ્ટ આલંબન'—રૂપ સાધન છે; ભક્તશિરોમણિ દેવચંદ્રજી મહામુનિ જેને 'પુષ્ટ નિમિત્ત' તરિકે બિરદાવે છે, તે જ આ છે. જેમ પુષ્પ—ફૂલમાં તિલવાસક વાસના રહી છે તે પુષ્ટ નિમિત્ત છે, તેમ સાધ્ય ધર્મ જેમાં રહ્યો છે તે 'સિદ્ધ' પુષ્ટ નિમિત્ત છે. અર્થાત્ તેલ છે તેને ફૂલની વાસનાથી સુગંધિત બનાવવું છે, તે માટે જેમાં તે વાસ વિદ્યમાન છે તે સુગંધી ફૂલ 'પુષ્ટ' નિમિત્ત છે—બળવાન્ નિમિત્ત છે; તેમ આ આત્મા છે, તેને શુદ્ધ આત્મસ્વભાવરૂપ સાધ્ય ધર્મની સિદ્ધિથી સિદ્ધ બનાવવો છે, તે માટે જેમાં તે સાધ્યધર્મ પ્રગટ વિદ્યમાન છે તે ભગવાન્ સિદ્ધ દેવ 'પુષ્ટ' નિમિત્ત છે, બળવાન્ ઉપકારી સાધન છે. આ આત્મા ઉપાદાન છે અને આ સિદ્ધ દેવ પુષ્ટ આલંબન નિમિત્ત છે; આ સિદ્ધ દેવની સેવા તે ઉપાદાન આત્માને ઉપાદાનકારણપણે પ્રગટ કરે

'પુષ્ટ આલંબન'
પુષ્ટ નિમિત્ત
સિદ્ધ દેવ

છે. કાર્યગુણના કારણપણે જે કાર્ય છે તે અનુપમ કારણ છે; અર્થાત્ કોઈ પણ કાર્ય કરવું હોય, તેમાં જેણે તે કાર્ય સિદ્ધ કર્યું હોય-પ્રગટ અનુભવસિદ્ધ કરી જીવંતું જાગતું જ્વલંત ઉદાહરણ પ્રગટ કર્યું હોય, તે કાર્ય જ અનુપમ કારણ છે; તેમ ભગવાન્‌ની સકલ સિદ્ધતારૂપ જે કાર્ય છે, તે સત્સાધક ભક્તજનને ઉત્તમ અનુપમ સાધનરૂપ થઈ પડે છે. અને તેવા પ્રકારે પરમ ભાવિતાત્મા મહાગીતાર્થ દેવચંદ્રજી મહામુનિએ અપૂર્વ ભાવથી સંગીત કર્યું છે—

"સાધ્ય સાધ્ય ધર્મ જે માંહી હુવે રે, તે નિમિત્ત અતિ પુષ્ટ;
પુષ્પ પુષ્પ માંહી તિલવાસક વાસના રે, નવિ પ્રધ્વંસક દુષ્ટ....ઓલગડી.
કાર્ય ગુણકારણપણે રે, કારણ કાર્ય અનૂપ;
સકલ સિદ્ધતા તાહરી રે, માહરે સાધનરૂપ....શ્રી સંભવ."—શ્રી દેવચંદ્રજી

જે દીવો પ્રગટ્યો છે તેમંથી અસંખ્ય દીવા પ્રગટી શકે છે, તેમ જેમાં પરમાત્મ-જ્યોતિ પ્રગટી છે, તેમાંથી અસંખ્ય આત્માઓ પોતાની પરમાત્મજ્યોતિ પ્રગટાવી શકે છે. પરમ ભાવિતાત્મા શ્રી પૂજ્યપાદ સ્વામીજીનું સુભાષિત છે કે—'વાટ જેમ દીવાને ઉપાસી તેવી (દીવો) થાય છે, તેમ ભિન્ન આત્માને ઉપાસી આત્મા તેવો પર (પરમાત્મા) થાય છે,' આમ પરમાત્મસ્વરૂપ સદ્દેવનું અવલંબન જીવને પરમ ઉપકારી સાધન થાય છે, આ દેવતત્ત્વ આત્મસિદ્ધિના અને આત્મશુદ્ધિના ઉત્તમ નિમિત્તકારણરૂપ-પ્રબલ પુષ્ટ આલંબનભૂત મુખ્ય આધારસ્થંભ છે. માટે આ સદ્દેવનું સ્વરૂપ મુમુક્ષુ આત્માએ સમ્યક્‌પણે જાણવું જોઈએ. કારણ કે દેવ એટલે આરાધ્ય આદર્શ. જેવો આદર્શ તેવી સિદ્ધિ થાય. 'यादृशी भावना तादृशी सिद्धिः'। આદર્શ શુદ્ધ હોય-સત્ હોય, તો સિદ્ધિ પણ શુદ્ધ હોય-સત્ હોય; આદર્શ અશુદ્ધ હોય-અસત્ હોય, તો સિદ્ધિ પણ તેવી જ હોય. શુદ્ધને ભજે તે શુદ્ધ થાય, અશુદ્ધને ભજે તે અશુદ્ધ થાય; સરાગીને સેવે તે સરાગી થાય, વીતરાગીને સેવે તે વીતરાગી થાય. માટે આદર્શશુદ્ધિ-આરાધ્ય સદ્દેવતત્ત્વની શુદ્ધિ અવશ્ય કરવી જોઈએ.

**દીવામાંથી દીવો: આદર્શ તેવી સિદ્ધિ**

ત્યારે સદ્દેવ કોણ? અનંત જ્ઞાન, અનંત દર્શન, અનંત સુખ, અનંતવીર્ય એ સદ્‌ભૂત દિવ્ય આત્મગુણરૂપ આત્માનું પરમ ઐશ્વર્ય પરમ આત્મપુરુષાર્થથી આવિર્ભૂત કરી, જે પરમેશ્વર પરમ દિવ્યગતિને-મુક્તિને પામ્યા તે સદ્દેવ; અને મુમુક્ષુને ઇષ્ટ-ઇચ્છવા યોગ્ય પરમોત્તમ ગુણગણનું એક ધામ હોવાથી તે જ ઇષ્ટ. આમ જ્ઞાનાદિ અનંત ઐશ્વર્યસંપન્ન પરમેશ્વર પરમાત્મા એવા શુદ્ધ સિદ્ધ આત્મા એ જ સર્વ સાચા આત્માર્થી મુમુક્ષુઓના પરમ આરાધ્ય, પરમ અર્હત્-પરમ પૂજાર્હ, પરમ પૂજ્ય, પરમ ઉપાસ્ય ઇષ્ટ દેવ છે. અને તેવા પરમ 'અર્હત્'-પરમ પૂજાર્હ, પરમ પૂજ્ય, પરમ આરાધ્ય, પરમ ઉપાસ્ય, પરમ સેવ્ય એવા જો કોઈ પણ આ જગતને વિષે હોય તો તે શ્રી 'જિનદેવ' જ છે

**સદ્દેવ કોણ?**

'જિન દેવ' એ પરમ અર્થગર્ભ શબ્દ જ પરમ સૂચક છે. 'જિન'—વીતરાગ એ કાંઈ સાંકડો સંપ્રદાયવાચક શબ્દ નથી, પણ વિશાલ આશયવાળો મહાન્ તત્ત્વવાચક શબ્દ છે. પરમતત્ત્વદ્રષ્ટા શ્રીમદ્ રાજચંદ્રજીએ સુભાષિત કહ્યું છે તેમ 'જિન સોહી હૈ આતમા, અન્ય હોઈ સો કર્મ; કર્મ કટે સો જિનવચન, તત્ત્વગ્યાનીકો મર્મ.' રાગાદિ સર્વ અંતરૂ શત્રુઓને જીતી જે શુદ્ધ સહજાત્મસ્વરૂપને પ્રાપ્ત થયેલા છે, એવા શુદ્ધ આત્મા તે 'જિન'. આત્મા અને કર્મના સનાતન યુદ્ધમાં કર્મકટકનો સંહાર કરી જે વિજયશ્રી વર્યા છે, એવા ખરેખરા શ્રીમદ્ આત્મવીર તે જ જિન. અને એવા જિન ભગવાન અનંત જ્ઞાન, અનંત દર્શન, અનંત સુખ અને અનંત વીર્ય એ દિવ્ય આત્મ-ગુણોના સ્વામી થયા હોવાથી એ જ ખરેખરા 'દેવ' છે.

'જિનદેવ' મહાન્ તત્ત્વવાચક શબ્દ

રાગાદિક સહુ શત્રુ જીત્યા, વરી કેવલશ્રી રીઝી પ્રીત્યા;
શ્રીમદ્ સાચા જિન તમે છો, દિવ્ય ગુણોથી દેવ તમે છો....જય જિન દેવા!
જય જિનદેવા! જય જિનદેવા! દેવ કરે છે સહુ તમ સેવા;
સુર નર ઈન્દ્રો સ્તવન કરે છે, યોગિવરેન્દ્રો ધ્યાન ધરે છે....જય જિનદેવા!

—પ્રજ્ઞાવબોધ મોક્ષમાળા (સ્વરચિત)

વિશ્વની વિશિષ્ટ અને શ્રેષ્ઠ વિભૂતિરૂપ આવા આ જિનદેવ પરમ 'અર્હત્' અર્થાત્ વિશ્વની પૂજાના પરમ પાત્ર છે. સર્વ દેવેન્દ્રો જેને વંદે છે અને સર્વ યોગીન્દ્રો જેને ધ્યાવે છે, એવા આ જિનદેવ સર્વદાને માટે સર્વ દોષથી સર્વથા રહિત થયા હોવાથી ખરેખરા 'મહાદેવ' છે. કારણ કે જેમાં સર્વ દોષો સમાય છે એવા રાગ દ્વેષ ને મોહ એ ત્રણ મહાદોષને આ મહાદેવે સર્વથા નષ્ટ કર્યા છે; અને શ્રી હરિભદ્રસૂરિજીએ કહ્યું છે તેમ—'જેને સંક્લેશ ઉપજાવનારો રાગ સદાયને માટે છે જ નહિં, અને શમરૂપી ઇંધન પ્રત્યે દાવાનલ જેવો પ્રાણી પ્રત્યેનો દ્વેષ પણ છે જ નહિં, અને સદ્જ્ઞાનને આચ્છાદન કરનારો તથા અશુદ્ધ ચારિત્ર કરનારો મોહ પણ છે જ નહિં,—તે ત્રિલોક પ્રસિદ્ધ મહિમાવાળો 'મહાદેવ' કહેવાય છે.'

જિનદેવ રાગ-દ્વેષ મોહ એ મહા ત્રિદોષ સૃષ્ટિનો સંહાર કરનારા મહાદેવ

"यस्य संक्लेशजननो रागो नास्त्येव सर्वदा।
न च द्वेषोऽपि सत्त्वेषु शमेन्धनदवानलः॥
न च मोहोऽपि सज्ज्ञानच्छादनोऽशुद्धवृत्तकृत्।
त्रिलोकख्यातमहिमा महादेवः स उच्यते॥"—શ્રી હરિભદ્રાચાર્યજીકૃત અષ્ટક

ત્રિદોષક્ષયથી આવું ખરેખરૂં મહાદેવપણું જેમાં ઘટે છે એવા આ પરમ નિર્દોષ-મૂર્તિ આ મહાદેવ જિનદેવે પ્રકારાંતરથી અજ્ઞાનાદિ અઢાર દોષને નષ્ટ કર્યા છે, તેથી પણ તેઓનું દેવાધિદેવપણું ઘટે છે. તે આ પ્રકારે :—(૧) અનાદિ એવું

આત્માનું જ્ઞાનસ્વરૂપ કે જેના પર અનંતકાળના અજ્ઞાનઆવરણના અનંત થર બાઝી ગયા હતા, તેને આ ભગવાન્ વીતરાગ દેવે બ્હાર ખેંચી કાઢી પ્રકટ કર્યું, ને અજ્ઞાન દોષને નિવૃત્ત કર્યો. (૨) નિદ્રા, સ્વપ્ન, જાગ્રત અને ઉજ્જાગ્રત એ ચાર દશામાંથી ઉજાગર અવસ્થા ભગવાને પ્રાપ્ત કરી; અર્થાત્ સહજ આત્મસ્વરૂપમાં અખંડ જાગ્રત આત્મોપયોગમય પરમ જ્ઞાનદશા પામેલા ભગવાને નિદ્રા દોષની આત્યંતિક નિવૃત્તિ કરી. (૩) મિથ્યામતિ નામની જે કુલટા સ્ત્રી આ જીવ સાથે અનાદિથી જોડાયેલી સંલગ્ન હતી, તેને અપરાધિની ને દુઃશીલ વ્યભિચારિણી જાણીને આ મહાત્માએ આત્મગૃહમાંથી બ્હાર કાઢી મૂકી; અને સપરિવાર સમકિત સાથે સગાઈ કરી મહા મિથ્યાત્વ દોષને-દર્શનમોહને ક્ષીણ કર્યો. (૪-૫-૬) અને રાગ, દ્વેષ ને અવિરતિ પરિણામ કે જે ચારિત્રમોહના જબરજસ્ત યોદ્ધા હતા, તે તો જેવી આ ભગવાનની વીતરાગ પરિણતિ પરિણમી કે તત્ક્ષણ બાધા બની ઊઠીને નાઠા! (૭-૮-૯-૧૦-૧૧-૧૨-૧૩) ભગવાન જ્યારે ક્ષપકશ્રેણીરૂપ ગજરાજ પર ચઢયા ત્યારે,-હાસ્ય, અરતિ, રતિ, શોક, દુગંચ્છા, ભય, વેદોદય (કામ)-એ તુચ્છ કૃષિપંક્તિ જેવા, ઢીલા માટીના ઢેફા જેવા દોષ તો બિચારા ક્યાંય ચગદાઈ ગયા! આમ ચારિત્રમોહનો સર્વનાશ કરી, નિષ્કારણ કરુણારસના સાગર આ પરમકૃપાળુ દેવે જ્ઞાનાદિ અનંત ચતુષ્ટય પ્રગટ કર્યું અને (૧૪-૧૫-૧૬-૧૭-૧૮) આવા આ પરમ વીતરાગ પ્રભુ ત્રિલોકબંધુ દાનસંબંધી વિઘ્નને-દાનાંતરાયને નિવારી, પરમ અહિંસાધર્મના ઉપદેશદાનથી સર્વજનને અભયદાન પદના દાતા થયા. લાભ સંબંધી વિઘ્નને-લાભાંતરાયને નિવારી, પરમ લાભરસથી મસ્ત એવા આ પ્રભુ, જગતને આત્મલાભમાં વિઘ્ન કરનારા લાભવિઘ્નના નિવારક થયા. પંડિત વીર્ય વડે કરીને વીર્ય વિઘ્નને-વીર્યાંતરાયને નિવારી આ પ્રભુ પૂર્ણ પદવીના યોગી બન્યા. અને ભોગાંતરાય-ઉપભોગાંતરાય એ બન્ને વિઘ્નને નિવારી આ પ્રભુ પૂર્ણ આત્મસ્વરૂપરમણતારૂપ ભોગના સુભોગી થયા. આમ અજ્ઞાનાદિ અઢાર દૂષણથી રહિત એવા આ જિનદેવ-વીતરાગ પરમાત્મા છે,-જેના અનન્ય ગુણોનું સંકીર્ત્તન મુનિજનવૃંદ ગાય છે.

અષ્ટાદશ દોષરહિત વીતરાગ જિનદેવ

"ઇણવિધ પરખી મન વિશરામી, જિનવર ગુણ જે ગાવે રે;
દીનબંધુની મહેર નજરથી, આનંદઘનપદ પાવે રે....હો મલ્લિજિન!"-શ્રી આનંદઘનજી

આવા પરમ નિર્દોષ ગુણમૂર્ત્તિ શ્રીમદ્ વીતરાગ દેવની આ પ્રકારે સ્વરૂપપરીક્ષા કરી, આ મનવિશ્રામી જિનવરના ગુણ ગાય છે, તે પણ આ 'દીનબંધુની મહેર નજરથી'-કૃપાદૃષ્ટિથી આનંદઘન પદને પામે છે, અર્થાત્ તે પણ જિનેશ્વરતુલ્ય પરમાનંદમય સહજ આત્મસ્વરૂપ પદને પામે છે. કારણ કે 'જિનપદ નિજપદ એકતા, ભેદભાવ નહિં કાંઈ' એટલે સિંહને દેખીને જેમ અજકુલગત સિંહશિશુને નિજ સ્વરૂપનું ભાન થાય છે, તેમ જિનસ્વરૂપના દર્શને મુમુક્ષુ ભક્ત આત્માને 'દર્પણ જિમ અવિકાર' પ્રભુના રૂપદર્પણમાં નિજ સ્વરૂપનું દર્શન થાય છે. અને એટલા માટે જ આવા પરમ ઉપકારી સહજાત્મ-

સ્વરૂપી શુદ્ધ ચૈતન્યના સ્વામી શુદ્ધ ચૈતન્યમૂર્તિરૂપ 'ભાવચૈત્ય' એવા જિન ભગવાનને– પરમ અર્હત્ ભગવત્‌ને આત્મહિતાર્થી મુમુક્ષુઓ પરમ ભક્તિભાવથી ભજે છે, અને પૂજે છે.

શુદ્ધ ચૈતન્યના સ્વામી, સહજાત્મસ્વરૂપ જે;
મુમુક્ષુ જન એવા તે, ભગવાન્ જિનને ભજે.—પ્રજ્ઞાવબોધ મોક્ષમાળા (સ્વરચિત)

કારણ કે જે ખરેખરો અર્હત્ હોય તે જ ખરેખરો ભગવત્ હોય ને જે ખરેખરો ભગવત્ હોય તે જ ખરેખરો અર્હત્ હોય, અર્થાત્ જગતને પૂજાર્હ એવો જગત્પૂજ્ય હોય.

ખરેખરો અર્હત્ તેજ ભગવત્: ૭ પ્રકારનું 'ભગ'

આ અર્હત્ ભગવત્ હોવાને લીધે જ 'અર્હત્'–પૂજાર્હ છે, અર્થાત્ ભાવઅર્હત્‌પણું ભગવત્‌પણાને આધીન છે. એટલે જેમાં ખરેખરૂં પરમાર્થસત્ ભગવત્‌પણું છે તે જ અર્હત્ છે ને તે જ પૂજાર્હ ભગવત્ છે. 'ભગ'સંપન્ન જે હોય તે 'ભગવત્', સમગ્ર ઐશ્વર્યાદિ લક્ષણવાળું 'ભગ' જેને વર્તે છે તે 'ભગવત્'. આ ગ્રંથમાં કહ્યું છે તેમ 'ભગ' શબ્દનો પ્રયોગ આ ષટ્ પ્રકારમાં થાય છે—"સમગ્ર× એવા ઐશ્વર્યની, રૂપની, યશની, શ્રીની, ધર્મની અને પ્રયત્નની—એમ છની 'ભગ' એવી સંજ્ઞા છે." એટલે આત્માનું અનંત જ્ઞાનાદિ ઐશ્વર્ય જે કર્મઆવરણથી તિરોભાવને પામેલું હતું, તે જે પરમ પુરુષોત્તમે અપૂર્વ આત્મપરાક્રમથી કર્મઆવરણનું વિદારણ કરી આવિર્ભાવ પમાડયું, અને આમ સર્વ વિભાવના પરિત્યાગથી આત્માની શુદ્ધ સ્વભાવભૂત સકલ શક્તિ પ્રગટ કરી જે સહજાત્મસ્વરૂપસ્વામીએ અનંત સ્વરૂપસંપત્તિનું સ્વામીપણું–ઈશ્વરપણું પ્રાપ્ત કર્યું તે જ ઈશ્વરને શુદ્ધ આત્મારૂપે–પરમાત્મારૂપે ભજવું એ જ શ્રેયસ્કર છે. કારણ કે આત્મસ્વરૂપને પામેલા શુદ્ધ આત્મામાં જ—પરમાત્મામાં જ ખરેખરૂં ઈશ્વરપણું–ભગવત્‌પણું ઘટે છે; અને ઉક્ત છ પ્રકારનું 'ભગ' આ જગત્‌માં કોઈને વિષે પરમોત્કૃષ્ટપણે પ્રકાશમાન હોય તો તે તેવા શુદ્ધ આત્મારૂપ–પરમાત્મારૂપ અર્હત્ ભગવત્ અર્થાત્ જિનેશ્વર ભગવાનને વિષે જ છે; તે આ પ્રકારેઃ—

ઐશ્વર્યરૂપ ભગ: રૂપસ્વરૂપ ભગ: યશરૂપ ભગ:

(૧) આ ભગવંતનું સમગ્ર–સંપૂર્ણ ઐશ્વર્ય તે ઇંદ્રોથી ભક્તિનમ્રપણે કરવામાં આવેલ મહાપ્રાતિહાર્ય વિભૂતિરૂપ છે, આ અષ્ટ મહાપ્રાતિહાર્ય પરથી આ ભગવંતનું સમગ્ર ઐશ્વર્યરૂપ 'ભગ' સ્પષ્ટ જણાય છે. અથવા પ્રકારાંતરથી સર્વ દોષ–આવરણની હાનિથી જે અનંતજ્ઞાનાદિ આભ્યંતર ઐશ્વર્ય પ્રગટ્યું તે જ આ ભગવંતનો આધ્યાત્મિક મહિમાતિશય પોકારતું સમગ્ર ઐશ્વર્યરૂપ ભગ છે. (૨) અનુત્તર વિમાનના દેવ કરતાં પણ આ ભગવંતનું રૂપ અનંતગણું અભિરામ–પરમ સુંદર હોય છે, આમ અનુપમ રૂપ–સ્વરૂપ 'ભગથી' પણ આ 'ભગવંત' સમગ્ર–સંપૂર્ણ હોય છે; અથવા આધ્યાત્મિક દૃષ્ટિથી જોઈએ તો જેણે પોતાની સમસ્ત ચિત્તવૃત્તિઓરૂપ ગોપીઓને પોતાના અનુપમ આત્મસ્વરૂપસૌંદર્યથી આકૃષ્ટ કરી અંતર્મુખ કરી હતી એવા આ

× "ऐश्वर्यस्य समग्रस्य, रूपस्य यशसः श्रियः।
धर्मस्याथ प्रयत्नस्य, षण्णां भग इतीङ्गना॥"

ભગવંતનું આત્મસ્વરૂપસૌંદર્ય અનુપમ છે. (૩) અને આ ભગવંતનો યશ તો—'यशस्तु रागद्वेषपरीषहोपसर्गपराक्रमसमुत्थं त्रैलोक्यानन्दकार्याकालप्रतिष्ठं'—રાગ-દ્વેષ-પરીષહ-ઉપસર્ગમાં પરાક્રમથી સમુત્થ, ત્રૈલોક્યઆનંદકારી અને આકાલપ્રતિષ્ઠ એવો સમગ્ર-સંપૂર્ણ છે.

અને (૪) આ ભગવંતે ઘાતિકર્મનો ઉચ્છેદ કરવાનું વિક્રમ-પરાક્રમ દાખવ્યું, તેથી તેમને કેવલાલોક-કેવલજ્ઞાનપ્રકાશ પ્રાપ્ત થયો, એટલે તેમને નિરતિશય પરમ સુખ-સંપત્સમન્વિતતા થઈ, એ જ આ ખરેખરા 'શ્રીમદ્' ભગવાનનું શ્રીરૂપ 'ભગ' છે. આ ગ્રંથમાં ભગવાનને માટે 'પુરુષવરપુણ્ડરીક' એવું એક ઉત્તમ પદ પ્રયોજ્યું છે, તે પરથી પણ આ ભગવાનના અનન્ય અનુપમ શ્રીમદ્‌પણાનો જ ભાવ વ્યંજિત થાય છે. આ ઉપમાનો બિંબ-પ્રતિબિંબ ભાવ મહાકવિ હરિભદ્રજીએ અત્રે સાંગોપાંગ ઘટાવ્યો છે. પુણ્ડરીકો જેમ સર્વ કમલજાતિમાં વર-સર્વોત્કૃષ્ટ છે, તેમ આ ભગવંતો પુરુષોમાં વર પુણ્ડરીક સમાન સર્વશ્રેષ્ઠ હોઈ પુરુષવરપુણ્ડરીકો છે. પુણ્ડરીકો એવા પ્રકૃતિસુંદર-સ્વભાવથી સુંદર છે કે સૌંદર્યમૂર્ત્તિ ભુવનલક્ષ્મી પણ ત્યાં આવીને નિવાસ કરે છે ને તે મન-નયન આદિને આનંદનું આયતન-ધામ થઈ પડે છે; તેમ અતિશયયોગે કરી આ ભગવંતો એવા પરમ સુંદર છે કે કેવલશ્રી આદિ ગુણસંપદ્ આવીને તેમનામાં નિવાસ કરે છે, ને તેમના દર્શનાદિ આનંદના હેતુઓ થઈ પડે છે. 'सुन्दरत्वातिशययोगेन, निवासो गुणसम्पदः'. આ અંગે કવિવર શ્રી આનંદઘનજીએ પરમ સુંદર ઉત્પ્રેક્ષા કરી છે કે-હે ભગવંત! આપ શ્રીમદ્‌નાં ચરણકમલમાં કમલા-શ્રી નિવાસ કરે છે, તે સમલ અને અસ્થિર પદરૂપ પંકજને પામર તુચ્છ લેખી ને તમારા ચરણ-કમલને નિર્મલ સ્થિર પદરૂપ દેખીને જાણે તેમ કરતી હોયની! આમ કમલા જેના ચરણકમલમાં વસે છે એવા હે શ્રીમદ્ ભગવંત! મ્હારો આ મનમધુકર તમારા શ્રીમદ્ ચરણકમળમાં એવો મુગ્ધ બન્યો છે, કે તે સુવર્ણમય મેરુને અને ઇંદ્ર-ચંદ્ર-નાગેંદ્રને પણ રંક ગણી, તમારા ગુણ-મકરંદના પાનમાં લીન થઈ ગયો છે.

**શ્રીરૂપ ભગ: 'ચરણ કમલ કમલા વસે રે'**

"ચરમકમલા કમલા વસે રે, નિર્મલ થિર પદ લખ;
સમલ અથિર પદ પરિહરી રે, પંકજ પામર લેખ....વિમલ જિન દીઠા લોયણ આજ.

મુજ મન તુજ પદ પંકજે રે, લીનો ગુણ મકરંદ;
રંક ગણે મંદર ધરા રે, ઇંદ્ર ચંદ્ર નાગેંદ્ર....વિમલ." **શ્રી આનંદઘનજી.**

તેમજ-(૫) આ ધર્મમૂર્ત્તિ ભગવંતનું ધર્મરૂપ 'ભગ' પણ સમગ્ર છે; સાશ્રવ-અનાશ્રવ મહાયોગરૂપ દ્વિવિધ, સમ્યગ્‌દર્શનાદિરૂપ ત્રિવિધ અને દાનાદિરૂપ ચતુર્વિધ એવો આ ભગવંતોનો ધર્મ પરમોત્તમ હોવાથી સર્વ પ્રકારે આ ભગવંતોનું ધર્મરૂપ ભગ સમગ્ર-સંપૂર્ણ છે. (જુઓ આ ગ્રંથ પૃ. ૧૦૫-૧૦૬)

**ધર્મરૂપ ભગ:**

**પ્રયત્નરૂપ ભગ: અનંતવીર્ય ભગવંત**

અને (૬) આ ભગવંતોનું પ્રયત્નરૂપ 'ભગ' પણ સમગ્ર છે. આ પ્રયત્ન 'परमवीर्यसमुत्थः'—પરમ વીર્યથી સમુત્થ-ઉત્પન્ન થયેલ, એક-

રાત્રિકી આદિ મહાપ્રતિમાભાવનો હેતુ અને સમુદ્દઘાત–શૈલેશી અવસ્થાથી વ્યંગ્ય–વ્યક્ત થતો એવો છે. જેટલું અને જેવું આત્માનું વીર્ય–સામર્થ્ય તેટલો અને તેવો પ્રયત્ન થઈ શકે. આ ભગવંતોનું આત્મવીર્ય–આત્મસામર્થ્ય પરમ ઉત્કૃષ્ટ છે, એટલે આ ભગવંતોનો પ્રયત્ન–પ્રકૃષ્ટ યત્ન–આત્મપુરુષાર્થ પણ પરમ ઉત્કૃષ્ટ છે. આ ભગવંતોનું આત્મવીર્ય પરમ ઉત્કૃષ્ટ છે, એટલું જ નહિં પણ પરભાવ–વિભાવનો સ્પર્શલેશ નહિં હોવાથી પરમ શુચિ–શુદ્ધ–પવિત્ર છે, તેમ જ ક્ષાયિકભાવે હોવાથી તેનો કોઈ કાળે અંત ન આવે એવું અનંત છે. કારણ કે આ ભગવંતનું આત્મવીર્ય નિજ આત્મભાવમાં પરિણમ્યું છે અને નિજ ગુણવૃત્તિમાં વર્ત્તનાવંત વર્ત્તે છે. આવા અનંતવીર્ય ભગવંતનું પ્રયત્નરૂપ 'ભગ' પણ અનંતગુણવિશિષ્ટ પરમ અદ્દભુત હોય એમાં પૂછવું જ શું? (જુઓ આ ગ્રંથ પૃ. ૧૦૭–૧૦૮)

"અનંતવીરજ જિનરાજનો, શુચિ વીરજ પરમ અનંત રે;
નિજ આત્મભાવે પરિણમ્યો, ગુણવૃત્તિ વર્ત્તનાવંતરે....મન મોહ્યું."

—શ્રી દેવચંદ્રજી.

**એવંભૂત ભગવંતો જ પ્રેક્ષાવંતોને પૂજાર્હ**

આમ ઉપરમાં વિવરી બતાવ્યું તેમ સમગ્ર એવા ઐશ્વર્ય, રૂપ, યશ, શ્રી, ધર્મ અને પ્રયત્ન એ છએ પ્રકારનું આ સમગ્ર–સંપૂર્ણ 'ભગ' એવંભૂત–એવા પ્રકારની તથારૂપ દશાવાળું જેઓને વિદ્યમાન છે તે 'ભગવંતો' છે,—'अयमेवंभूतो भगो विद्यते येषां ते भगवन्तः, तेभ्यो भगवद्भ्यो नमोऽस्तु'—તે ભગવંતોને નમસ્કાર હો! 'एवंभूता एव प्रेक्षावतां स्तोतव्याः' —'એવંભૂતો જ'–એવા પ્રકારની અર્હત્ ભગવત્ રૂપ જેની તથારૂપ પરમ આત્મદશા પ્રગટ છે, એવા અર્હંત ભગવંતો જ સ્તવાર્હ હોઈ, જોઈ વિચારી વર્ત્તનારા પ્રેક્ષાવંતોને 'સ્તોતવ્ય'–સ્તુતિ કરવા યોગ્ય છે. 'एवंभूता एव प्रेक्षावतां नमस्कारार्हाः'— 'એવંભૂતો જ'—એવા પ્રકારની સિદ્ધ દશાને જે ભગવંતો પ્રાપ્ત થયેલા છે, તેઓ જ ખરેખરા અર્હત્–પૂજાર્હ હોવાથી, પ્રેક્ષાવંતોને–જોઈ વિચારી વર્ત્તનારા વિચારવંત વિવેકી જનોને નમસ્કારાર્હ, નમસ્કાર યોગ્ય છે. આદિકર, તીર્થંકર, સ્વયંસંબુદ્ધ, પુરુષોત્તમ, પુરુષસિંહ, પુરુષવરપુણ્ડરીક, પુરુષવરગંધહસ્તી આદિ સકલ ગુણવિશેષણ જ્યાં અવિકલપણે સાંગોપાંગ ઘટે છે, એવા જે આ અર્હંત ભગવંતો શિવ–અચલાદિરૂપ સિદ્ધિગતિસ્થાનને સંપ્રાપ્ત થયા છે, અને આમ એવંભૂત નયે જેને તથારૂપ શુદ્ધ આત્મારૂપ શુદ્ધ ચૈતન્યમૂર્ત્તિમય સિદ્ધદશા —**સહજાત્મસ્વરૂપ** સ્થિતિ પ્રગટી છે,—એવંભૂતો જ એવંભૂત નયે ખરેખરા પરમાર્થસત્ 'અર્હત્'—વિશ્વની પૂજાના પરમ પાત્ર, પરમ પૂજ્ય 'ભગવત્' છે. અત એવ તે શુદ્ધ ચૈતન્યમૂર્ત્તિ અર્હત્ ભગવત્ વિવેકી મુમુક્ષુ આત્માર્થીઓને નમસ્કાર કરવા યોગ્ય છે. કારણ કે સર્વ સાચા આત્માર્થીઓનો સાધ્ય, ધ્યેય, લક્ષ, આદર્શ તે શુદ્ધ **સહજાત્મસ્વરૂપે** સ્થિતિરૂપ એવંભૂત સિદ્ધ દશા છે. એટલે એવંભૂત પ્રગટ શુદ્ધ આત્મસ્થિતિ પ્રાપ્ત થઈ ચૂકવાથી જેનો પરમ પૂજ્ય આત્મસ્વભાવ પ્રગટચો છે, એવા આ અર્હંત સિદ્ધ ભગવંતો જ સર્વ સાધકના પરમ આરાધ્ય, પરમ ઉપાસ્ય, પરમ પૂજ્ય છે. અને જો કે આ અર્હંત

ભગવંતો પરકૃત-બીજાએ કરેલી પૂજાને ઇચ્છતા નથી અને તેમને સ્તુતિ-નિંદાનું કંઈ પ્રયોજન નથી, તોપણ તેમની પૂજાથી સાધકનું પોતાનું આત્મસિદ્ધિરૂપ કાર્ય સિદ્ધ થાય છે, એટલે એમનું પૂજન એ સાધકના પોતાના જ આત્મકલ્યાણની વાત છે, માટે તે 'ઉપાસના જિન ચરણની અતિશય ભક્તિ સહિત' તેને અત્યંત અત્યંત કર્ત્તવ્ય છે જ.

"પૂજના તો કીજે રે બારમા જિનતણી રે, જસુ પ્રગટચો પૂજ્ય સ્વભાવ;
પરકૃત પૂજારે જે ઇચ્છે નહિં રે, સાધક કારજ દાવ....પૂજના.
જિનવર પૂજા રે તે નિજ પૂજના રે, પ્રગટે અન્વય શક્તિ;
પરમાનંદ વિલાસી અનુભવે રે, દેવચંદ્ર પદ વ્યક્તિ....પૂજના."—શ્રી દેવચંદ્રજી.

"ઉપાસના જિન ચરણની, અતિશય ભક્તિ સહિત."—શ્રીમદ્ રાજચંદ્રજી.

'वाक्यलिङ्गा हि वक्तार:'
ત્રિકોટિપરિશુદ્ધ કષ-છેદ-તાપ પરીક્ષા

અત્રે શંકા થવી સંભવે છે કે જિનદેવ-'અર્હત્ ભગવત્' એ જ સદ્દેવ છે એમ તમે શા પ્રમાણથી કહો છો? તેનો ઉત્તર એટલો જ છે કે તેમના પરમ નિર્દોષ વચન-પ્રમાણથી, તેમના પરમ ગુણસંપન્ન યથાખ્યાતચારિત્રમય વીતરાગ ચરિત્રથી, અને તેમની પરમ નિર્દોષ પરમ શાંતમૂર્ત્તિ 'પ્રશમરસ-નિમગ્ન' મુદ્રા પરથી. આ ગ્રંથમાં જ કહ્યું છે તેમ 'वाक्यलिङ्गा हि वक्तार:'-વાકચ-વચન એ વક્તાને ઓળખવાનું લિંગ-ચિહ્ન છે, એટલે વચનપ્રામાણ્યથી પુરુષપ્રામાણ્ય વિચક્ષણ જનો માન્ય કરે છે. જેનું વચન પૂર્વાપરઅવિરુદ્ધ અને યથાર્થ યુક્તિયુક્ત સન્ન્યાયસંપન્ન હોય, જેમાં પદે પદે વીતરાગતા જ નિર્ઝરતી હોય તેને જ વિચક્ષણો પ્રમાણ ગણે છે. મહાન્ હરિભદ્રસૂરિજીએ કહ્યું છે તેમ 'વીર પ્રત્યે મને પક્ષપાત નથી, કપિલાદિ પ્રત્યે દ્વેષ નથી, જેનું વચન યુક્તિવાળું હોય તેનું જ ગ્રહણ કરવા યોગ્ય છે;' અર્થાત્ કોઈ પણ મત-દર્શનના આગ્રહ કે પક્ષપાત વિના, અત્યંત મધ્યસ્થતાથી પ્રમાણિક ન્યાયમૂર્ત્તિની જેમ ન્યાયતુલા બરાબર જાળવીને, આ ગ્રંથમાં કહ્યું છે તેમ 'त्रिकोटिपरिशुद्धतया'-ત્રિકોટિપરિશુદ્ધતાથી પરીક્ષા કરતાં, કષ-છેદ-તાપની ત્રિવિધ અગ્નિપરીક્ષામાંથી જે વચન સમુત્તીર્ણ થાય, જે ત્રિકોટિપરિશુદ્ધ હોય, તેને જ મધ્યસ્થ તત્ત્વગવેષકો પ્રમાણ કરે છે. (આ કષ-છેદ-તાપ પરીક્ષા અંગે જુઓ પૃ. ૩૦૦-૩૦૧).

ધર્મવરચતુરન્ત-ચક્રવર્તી તીર્થંકરો

આ કષ-છેદ-તાપ પરીક્ષા વડે ધર્મશાસ્ત્રરૂપ સુવર્ણની પરીક્ષા વિચક્ષણ પુરુષો કરે છે, તેમાંથી આ જિનપ્રવચન અણીશુદ્ધ સમુત્તીર્ણ થાય છે, એટલે જ આવી 'ત્રિકોટિપરિશુદ્ધતાએ' કરીને આ ભગવંત જિનદેવોએ પ્રવર્ત્તાવેલું ધર્મચક્ર ઇતરપ્રણીત ધર્મચક્ર કરતાં 'વર'-પ્રધાન શ્રેષ્ઠ છે એમ આ લલિતવિસ્તરા ગ્રંથમાં ડિંડિમ નાદથી ઉદ્ઘોષ્યું છે, અને એટલે જ આ ગ્રંથમાં આ ભગવંતોને માટે

'धम्मवरचाउरन्तचक्कवट्टीणं '-धर्मवरचतुरन्तचक्रवर्त्तिभ्यः' –ધર્મવરચતુરન્તચક્રવર્ત્તીઓ એવું પરમ ગૌરવપૂર્ણ વિશિષ્ટ પદ પ્રયુક્ત કર્યું છે. ઉભયલોકહિતાવહ પરમલોકસંગ્રાહક આ ધર્મચક્રવર્ત્તીઓએ જગત્તારક તીર્થરૂપ શુદ્ધ 'ધર્મચક્ર'નું—સર્વ શોકના નાશ કરનારા યથાર્થ 'અશોક' ધર્મચક્રનું પ્રવર્ત્તન કરી, પોતાના 'તીર્થંકર' નામને સાર્થક કર્યું છે.

"ચક્રી ધરમતીરથતણો, તીરથફલ તત્ત સાર રે;
તીરથ સેવે તે લહે, આનંદઘન નિરધારરે...."—શ્રી આનંદઘનજી.

જગગુરુ જીવન્મુક્ત અસ્નેહી, દેહ છતાં યે જેહ વિદેહી;
મુક્તિતણો મારગ જગબંધુ, બોધે અદૂષણ કરુણાસિંધુ....જય.
—પ્રજ્ઞાવબોધ મોક્ષમાળા (સ્વરચિત)

**ધર્મતીર્થસંસ્થાપક પરમ વિશ્વકલ્યાણકારી તીર્થંકરો**

તેમજ તે તીર્થંકર ભગવંતોના અધ્યાત્મ ચરિત્ર પ્રત્યે પણ સહજ દૃષ્ટિપાત કરતાં પ્રતીત થાય છે કે–આ 'જિનદેવો'એ–અર્હંત ભગવંતોએ મોહનીયાદિ ચાર ઘાતિકર્મનો સંક્ષય કરી જ્ઞાનાદિ અનંત ચતુષ્ટય પ્રગટાવ્યું છે. આત્મગુણને અપાય–હાનિ કરનારા આ ઘાતિકર્મોનો અપગમ થયો હોવાથી, એમનો **અપાયાપગમ અતિશય** સમસ્ત જગત્માં અન્ય કોઈ પણ વ્યક્તિ કરતાં ચઢીયાતો એવો અતિશયવંત ગુણ વર્ત્તે છે. કેવલજ્ઞાન–કેવલદર્શનના પ્રગટપણાથી આ સર્વજ્ઞ–સર્વદર્શીનો **જ્ઞાનાતિશય** ગુણ સૌથી ચઢીયાતો અસાધારણ વર્ત્તે છે. કર્મનાશ અને ધર્મપ્રકાશને લીધે પરમ પૂજ્ય એવો શુદ્ધ આત્મસ્વભાવ પ્રગટ્યો હોવાથી એમનો **પૂજાતિશય** જગતમાં સર્વશ્રેષ્ઠ વર્ત્તે છે. અને દેહ છતાં દેહાતીત દશાએ વિચરતા આ જીવન્મુક્ત ભગવાન્, પરમ અમૃતવાણીથી પરમાર્થમેઘની વર્ષા વર્ષાવી જગત્જીવોનું પરમ કલ્યાણ કરતા હોવાથી એમનો **વચનાતિશય** ગુણ સર્વોત્કૃષ્ટ વર્ત્તે છે. આમ પરમ શાંતિપ્રદ ધર્મામૃતનો પ્રવાહ વહાવી જીવના મહાભવરોગની અમોઘ ચિકિત્સા કરનારા આ ભવવ્યાધિભિષગ્વર તીર્થંકર ભગવંતો જગતને તારનારા પરમ કલ્યાણકારી ધર્મતીર્થનું સંસ્થાપન કરી, શુદ્ધ ધર્મચક્રના પ્રવર્ત્તન વડે 'ભવદુઃખવારણ શિવસુખકારણ' શુદ્ધ ધર્મ પ્રરૂપી, દુષ્ટ અસાધુ જનોને દુષ્ટ માર્ગ છોડાવી ને શિષ્ટ સાધુજનોને ઇષ્ટ પરમાર્થમાર્ગે ચઢાવી, સર્વ જગતજંતુનું પરમાર્થહિત કરવારૂપ પરમ લોકાનુગ્રહ આચરે છે–પરમ લોકોપકાર કરે છે. અને એટલે જ આવા પરમ વિશ્વકલ્યાણકારી વિશ્વવંદ્ય તીર્થંકર ભગવંતોને સંત કવિજનોએ મહાવૈદ્ય, મહાગોપ, મહામાહણ, નિર્યામક, સાર્થવાહઆદિ યથાર્થ ઉપમાઓ આપી એમનો મહામહિમા સંગીત કર્યો છે.

"તિણે નિર્યામક માહણો રે, વૈદ્ય ગોપ આધાર;
દેવચંદ્ર સુખસાગરૂરે, ભાવધરમ દાતાર....અજિતજિન!"—શ્રી દેવચંદ્રજી.

દર્શન જ્ઞાન ચારિત્ર ત્રિવેણી, સંગમ તીરથ શિવપથ શ્રેણી;
એ જસ તીર્થે નિત્ય નિમજ્જી, પાવન જન સૌ પાપ વિવર્જી. જય.

—પ્રજ્ઞાવબોધ મોક્ષમાળા (સ્વરચિત)

આવા આ તીર્થંકર દેવ—જિનદેવ એ જ દિવ્ય આત્મવિભૂતિથી વિભૂષિત એવા સદ્દેવ હોઈ સર્વ આત્માર્થી મુમુક્ષુઓના આરાધ્ય આદર્શ દેવ છે. કારણ કે 'ઇચ્છે છે જે જોગીજન'—મુમુક્ષુ જોગીજન જે અનંત સુખસ્વરૂપ 'મૂળ શુદ્ધ તે આત્મ પદ' ઇચ્છે છે, તે જ જિનદેવ છે, તે જ પરમાત્મા છે. આ પરમાત્માના અનેક ગુણનિષ્પન્ન નામ પ્રસિદ્ધ છે. જેમકે—સકલ કર્મમલથી રહિત હોવાથી તે **નિર્મલ** છે. કેવલ આત્મા શિવાય બીજું કાંઈ જ્યાં નથી એવા કેવલ જ્ઞાનદર્શનમય હોવાથી તે **કેવલ** છે. સર્વ અશુચિથી વર્જિત એવા એક અદ્વૈત શુદ્ધ જ્ઞાયક સ્વભાવના પ્રગટપણાથી તે **શુદ્ધ** છે. સમસ્ત પરભાવ—વિભાવથી આત્માને વિવિક્ત—પૃથક્—અલગ કર્યો હોવાથી તે **વિવિક્ત** છે. પરિપૂર્ણ આત્મસ્વરૂપનું પ્રભુત્વ પ્રાપ્ત કર્યું હોવાથી તે **પ્રભુ** છે. પરિપૂર્ણ આત્મસામ્રાજ્યના ઈશ—શાસનકર્ત્તા સ્વામી હોવાથી તે **ઈશ્વર** છે. જગતના બીજા બધા પદાર્થ કરતાં પરમ ઇષ્ટ હોવાથી તે વિશ્વની વિશિષ્ટ શ્રેષ્ઠ વિભૂતિરૂપ **પરમેષ્ઠિ** છે. સકલ પરભાવથી પર થયેલા હોવાથી તેમજ પરાત્પર એવા પરમ પદને પામેલા હોવાથી તે **પરાત્મા** અથવા **પરમાત્મા** છે. રાગ—દ્વેષાદિ આંતર શત્રુઓને હણી નાંખી, શુદ્ધ સહજ નિજ સ્વરૂપનો જય કર્યો હોવાથી તે **જિન** અથવા **અરિહંત** છે. અનુપમ આત્મવીરત્વથી રંજિત થયેલી કેવલશ્રી તેને સ્વયંવરી હોવાથી તે **શ્રીમદ્ રમાપતિ** છે. પરમ આત્મશાંતિને પામેલા હોવાથી તે **શાંત** છે. સદા શિવસ્વરૂપ—કલ્યાણસ્વરૂપ હોવાથી તે **સદાશિવ** છે. ત્રણે ભુવનને શમ્કર—આત્મસુખકર હોવાથી તે **શંકર** છે. જ્ઞાનવડે સર્વવ્યાપક હોવાથી તે **વિષ્ણુ** છે. સર્વ કર્મક્લેશ હરનારા હોવાથી તે **હરિ** છે. પરમ બ્રહ્મજ્ઞપણાથી તે **પરંબ્રહ્મ** છે. સ્વયંસંબુદ્ધ હોવાથી **બુદ્ધ** છે. સકલ જગતની પરમ પૂજાના પરમ પાત્ર હોવાથી તે **અર્હત્** છે. સમગ્ર ઐશ્વર્યાદિ ષડ્વિધ ભગસંપન્ન હોવાથી તે **ભગવત્** છે. શુદ્ધ આત્મસિદ્ધિ પ્રાપ્ત કરી આત્મા સિદ્ધ કર્યો હોવાથી તે **સિદ્ધાત્મા** છે. નિરંતર આત્મામાં રમણ કરી રહ્યા હોવાથી તે **રામ** છે. સર્વ પ્રદેશે શુદ્ધ પ્રકટ મૂર્તિમાન્ ચૈતન્યધાતુમય હોવાથી તે **શુદ્ધ ચૈતન્યમૂર્ત્તિ** છે. સહજ શુદ્ધ આત્મસ્વરૂપમાં સહજ નિઃપ્રયાસપણે નિરંતર વર્ત્તી રહ્યા હોવાથી તે **સહજાત્મસ્વરૂપ** છે. ઇત્યાદિ અનેક યથાર્થ તત્ત્વવાચક નામથી આ જિન પરમાત્મા—અર્હત્ ભગવત્ ઓળખાય છે.

જિનદેવના પર્યાય નામો: પરમાર્થ ઘટના

"શિવ શંકર જગદીશ્વરૂ, ચિદાનંદ ભગવાન લલના.
જિન અરિહા તીર્થંકરૂ, જ્યોતિસરૂપ અસમાન....લલના....શ્રીસુપાસ.
અલખ નિરંજન વચ્છલુ, સકલ જંતુ વિશરામ....લલના.

અભયદાન દાતા સદા, પૂરણ આતમરામ લલના....શ્રીસુપાસ.
પરમ પુરુષ પરમાતમા, પરમેશ્વર પરધાન લલના.
પરમ પદારથ પરમેષ્ટિ, પરમદેવ પરમાન લલના....શ્રી સુપાસ.
વિધિ વિરંચિ વિશ્વંભરૂ, હૃષીકેશ જગનાથ લલના.
અઘહર અઘમોચન ધણી, મુક્તિ પરમપદ સાથ લલના....શ્રી સુપાસ."

—શ્રી આનંદઘનજી

કર્મ જીત્યાથી જિન છો જિષ્ણુ, સર્વજ્ઞ જ્ઞાને વ્યાપક વિષ્ણુ;
શંકર સહુનું શં કરવાથી, હરિ પુરુષોત્તમ અઘ હરવાથી....જય જિન દેવા!
સહજ સ્વરૂપે સ્વયં પ્રગટયાથી, બ્રહ્મ સ્વયંભૂ બુદ્ધ બુઝયાથી;
રામ તમે છો આતમરામી, સ્વામ તમે છો ચેતનસ્વામી....જય.

—પ્રજ્ઞાવબોધ મોક્ષમાળા. (સ્વરચિત)



# ૬. અર્હત્ ચૈત્ય : જિનપ્રતિમાપ્રતિષ્ઠા

"जह सिद्धाण पतिट्ठा तिलोगचूडामणिम्मि सिद्धपदे।
आचंदसूरियं तहँ होउ इमा सुपतिट्ठत्ति"—શ્રી હરિભદ્રસૂરિ (પંચાશક, ૮-૩૪)

જય સહજ સ્વરૂપી શુદ્ધચૈતન્યમૂર્ત્તિ! શ્રીમદ્ ભગવદર્હત્ ચૈત્ય તે શાન્તમૂર્ત્તિ!
કરતું ચિતસમાધિ અર્પતું આત્મશાંતિ, હરતું ભવઉપાધિ કાપતું મોહભ્રંતિ

સ્વરચિત (આ ગ્રંથનું મંગલાચરણ)

આમ જેનામાં સદ્દેવપણાના સકલ અવિકલ ગુણલક્ષણ વિદ્યમાન છે એવા શુદ્ધ ચૈતન્યમૂર્ત્તિ ભાવચૈત્ય અર્હત્ ભગવત્ જેમ પરમ વંદ્ય, પરમ પૂજ્ય, પરમ ઉપાસ્ય, પરમ આરાધ્ય, પરમ સેવ્ય છે, તેમ તે અર્હંત ભગવંતનું સતત સ્મરણ કરાવનાર, તે ભગવાનના પરમશાંતરસનિમગ્ન સ્વરૂપનું પ્રતિબિંબ પાડનાર 'જિનબિંબ'-જિનપ્રતિમારૂપ દ્રવ્યચૈત્ય પણ પરમ ઉપકારી નિમિત્ત સાધન જાણી મુમુક્ષુએ પરમ ભક્તિથી વંદવા યોગ્ય, પૂજવા યોગ્ય, ઉપાસવા યોગ્ય, આરાધવા યોગ્ય, સેવવા યોગ્ય છે. આ ગ્રંથમાં 'ચૈત્ય'નો અર્થ,—'ચિત્ત' અંતઃકરણ તેનો ભાવ વા કર્મ તેને 'ય' પ્રત્યય લાગવાથી 'ચૈત્ય'—એમ વ્યુત્પત્તિ અર્થ પરથી પ્રશસ્ત સમાધિચિત્તના ઉત્પાદકપણાને લીધે—प्रशस्तसमाधि-चित्तोत्पादकत्वादर्हच्चैत्यानि'—'અર્હત્ 'પ્રતિમા'—એમ સ્પષ્ટ કહ્યો છે. પ્રતિ = સામું, મા = માપવું, એટલે જેવું વીતરાગ જિન ભગવાનનું સ્વરૂપ છે, તેવું જ સામું માપ કરી શકાય એવું જિનસ્વરૂપ-વીતરાગસ્વરૂપ પ્રતિમાપિત કરે તે 'જિનપ્રતિમા' છે; તે જિન ભગવાન્ના પ્રગટ મૂર્ત્ત થયેલા વીતરાગ ભાવને જે મૂર્ત્તિમાન્ કરે તે 'જિનમૂર્ત્તિ' છે. જે પ્રશાંત દ્રવ્યચૈત્યના-જિનપ્રતિમાના-વીતરાગમૂર્ત્તિના દર્શનથી તે પરમ શાંતરસનિમગ્ન ભાવચૈત્યનું-શુદ્ધ ચૈતન્યમૂર્ત્તિ ભાવજિનનું સદા સ્મરણ થવાનું-ચિંતવન થવાનું-ધ્યાવન થવાનું ઉત્તમ નિમિત્ત થાય, તે ભગવાનના કાયમી અખંડ સ્મારકરૂપ જિનપ્રતિમા જીવને

'જિન પડિમા જિન સારખી'

પરમ ઉપકારી અવલંબન સાધન છે. અને એટલા માટે જ 'જિન પડિમા જિન સારિખી'– જિનપ્રતિમાને જિન સારિખી ગણી તેની વંદના–પૂજનાનું શાસ્ત્રકારોએ સ્પષ્ટ વિધાન કર્યું છે,—જેનું આ ચૈત્યવન્દન સૂત્ર પોતે જ પ્રત્યક્ષ પ્રમાણ છે. તેમજ—'જેમ ત્રિલોકચૂડામણિ સિદ્ધિપદમાં (શાશ્વત સિદ્ધ આત્મસ્વરૂપમાં) સિદ્ધોની પ્રતિષ્ઠા છે, તેમ ચંદ્ર–સૂર્ય છે ત્યાંલગી આ સુપ્રતિષ્ઠા હો!' એવા પ્રકારે જિનાલયમાં જિનપ્રતિમાની પ્રતિષ્ઠા વેળાએ ભાવના કરવાનું જે વિધાન પંચાશકશાસ્ત્રમાં શ્રી હરિભદ્રસૂરિજીએ કર્યું છે, તે પણ આ જિનપ્રતિમાની વંદના–પૂજનાની જગતમાં મહાપ્રતિષ્ઠા જ કરે છે.

જિનમુદ્રાના દર્શન થતાં મુમુક્ષુને ભાવ ઉપજે છે કે–આ મૂર્ત્તિ જાણે 'અમિયભરી રચી' હોયની! સકલ ઉપમાનથી વિલક્ષણ હોઈ, એને કોઈ ઉપમા ઘટતી નથી. આ શાંતસુધારસ ઝીલી રહી છે ને તેને નિરખતાં કેમે કરી તૃપ્તિ ઉપજતી નથી. અને તેના સહજ ઉદ્ગાર નીકળી પડે છે કે— અહો! આની દૃષ્ટિ કેવા× પ્રશમરસમાં નિમગ્ન થયેલી છે! આનું મુખકમલ કેવું પ્રસન્ન, શાંત, સૌમ્ય છે! નથી દેખાતી આના ખોળામાં કામિની કે નથી આના હાથમાં કોઈ હથિયાર! અહો! સમભાવભરી એની દૃષ્ટિ જાણે સમ પરિણામે જગત્‌ને દેખી રહી છે! એની પ્રસન્ન મુખમુદ્રા પરમ ચિત્તપ્રસન્નતા વ્યક્ત કરી રહી છે! એની અસંગતા જાણે સર્વ પરભાવની પરિવર્જના પ્રકાશી રહી છે! એના ખુલ્લા ખાલી હાથ જાણે એમ સૂચવી રહ્યા છે કે અમને હવે આ ચિત્રવિચિત્ર જગત્ સાથે કાંઈ લેવાદેવા નથી. અમે અમારૂં કામ કરી લીધું છે, હવે અમારે કંઈ પણ કરવાપણું રહ્યું નથી. અહો! ભાવઅર્હંત્ ભગવાનના ભાવનું આવું સૂચન કરતી આવી અદ્‌ભુત નિર્વિકાર મુદ્રા મેં પૂર્વે કદી પણ દીઠી નહોતી. ખરેખર! જગત્‌માં કોઈ વીતરાગ દેવ હોય તો તે આવા જ ઘટે. હું ધન્ય છું, ધન્ય છું, કે આવી દિવ્ય મૂર્ત્તિના મને દર્શન થયાં. એમ ભાવતાં તેના રોમાંચ ઉલ્લસિત થાય છે, અને તેનો અંતરાનંદ તનમાં નહિ સમાતાં આનંદાશ્રુધારારૂપે છલકાય છે.

'અમિયભરી મૂરતિ રચી રે'

"અમિયભરી મૂરતિ રચી રે, ઉપમા ન ઘટે કોય;
શાંતસુધારસ ઝીલતી રે, નિરખત તૃપતિ ન હોય....
વિમલજિન દીઠાં લોયણ આજ."—શ્રી આનંદઘનજી

"ઉપશમરસભરી સર્વજનશંકરી, મૂર્તિ જિનરાજની આજ ભેટી;
કારણે કાર્યનિષ્પત્તિ શ્રદ્ધાન છે, તિણે ભવભ્રમણની ભીડ મેટી. સહજ."
— શ્રી દેવચંદ્રજી.



× "प्रशमरसनिमग्नं दृष्टियुग्मं प्रसन्नं, वदनकमलमङ्कः कामिनीसङ्गशून्यः।
करयुगमपि यत्ते शस्त्रसंबंधवन्ध्यं, तदसि जगति देवो वीतरागस्त्वमेव ॥"
— મહાકવિ ધનપાલ

# III. સાધના શુદ્ધિ : શુદ્ધ સેવા

"जे जाणइ अरहंते दव्वत्तगुणत्तपज्जयत्तेहिं ।
सो जाणइ निय अप्पा मोहो खलु जाइय तस्स लयं ॥"—મહર્ષિ કુંદકુંદાચાર્યજી

"પરમેશ્વર અવલંબને રાચ્યા જે જીવ,
નિર્મલ સાધ્યની સાધના તેહ સાધે સદીવ."—શ્રી દેવચંદ્રજી

જે આવા દ્રવ્ય-ભાવ ચૈત્યરૂપ પુષ્ટ આલંબન નિમિત્તરૂપ અર્હત્ ભગવત્‌નું—જિનદેવનું અવલંબન લે છે, તેઓ જ શુદ્ધ આત્મસ્વભાવ ધર્મરૂપ નિર્મલ સાધ્યની સાધના સદાય સાધે છે; તેઓ જ ભગવાનની શુદ્ધ ભક્તિરૂપ આરાધના, ઉપાસના, સાધના, સેવના કરવાને સમર્થ થાય છે. એટલે મોક્ષફળના કામી મુમુક્ષુ જીવે તે ભગવાનનું શુદ્ધ આરાધન-સેવન કરવા તત્પર થવું, તે પોતાના જ આત્મકલ્યાણની-આત્મહિતની વાત છે. એથી કરીને સૌથી પ્રથમ તે ભગવાનનું સેવન કરવા આત્માર્થી મુમુક્ષુએ સર્વાત્માથી પ્રવર્ત્તવું જોઈએ. એટલા માટે જ **મહાગીતાર્થ મહામુનિ આનંદઘનજી** કહે છે કે—'સંભવ દેવ તે ધુર સેવો સવે રે.' અર્થાત્ આ પરમ ઉપકારી, પરમ કરુણાસિંધુ ભગવાનને તમે 'ધુરે' સૌથી પ્રથમ, સૌથી પહેલું, પરમ પ્રધાનપદ આપીને સેવો, બીજા બધા કાર્ય કરતાં એને પહેલું સ્થાન આપીને સેવો. જગત્‌ના બીજા બધાં કામ તુચ્છ-અલ્પ ફળદાયી આ લોક પૂરતાં જ ઉપયોગી કે ઉપકારી છે. પણ આ પ્રભુસેવારૂપ ખરેખરૂં 'સ્વાર્થ' કાર્ય તો પરમ મોક્ષફલદાયી અને આ લોક-પરલોકમાં આત્માનું પરમ કલ્યાણકારી, પરમ ઉપકારી છે. માટે એ પ્રભુસેવાને પરમ ઉપાદેય ગણી, જગત્‌ના અન્ય કોઈ પણ પદાર્થ કરતા અનંતઅનંતગણા મહિમાવાન આ પરમ 'અર્હત્' પ્રભુને પરમ પૂજાના પાત્ર, પરમ પૂજ્ય, પરમ આરાધ્ય, પરમ ઉપાસ્ય અને પરમ સેવ્ય ગણી, તેની પૂજામાં, તેની આરાધનામાં, તેની ઉપાસનામાં, તેની સેવનામાં સૌથી પ્રથમ તત્પર થાઓ !

'સંભવ દેવ તે ધુરે સેવો સવે રે'

અને તે **શુદ્ધ સેવા** કેવા પ્રકારે કરવી જોઈએ તે માટે **આનંદઘનજી** કહે છે કે—'લહી પ્રભુ સેવન ભેદ',—પ્રભુના સેવનનો ભેદ લહી-પામી-જાણી-સમજી તમે સર્વેય તે સ્વરૂપના સ્વામી એવા પ્રભુને સેવો ! આ લોકોત્તર દેવને ઘણા જીવો તેમનું સ્વરૂપ સમજ્યા વિના લૌકિક રીતથી સેવે છે, આ લોક-પરલોક સંબંધી લૌકિક ફલની આકાંક્ષાથી-આશાથી સેવે છે, અથવા ક્રોધ-માન-માયા લોભ આદિ દશ સંજ્ઞા સહિતપણે સેવે છે. આમ અલૌકિક દેવની લૌકિક ફલ-કામનાથી લૌકિકપણે કરાતી સેવા તે શુદ્ધ સેવા નથી. શુદ્ધ સેવા તો (૧) પ્રભુ પ્રત્યે પરમ ઉપાદેય બુદ્ધિપૂર્વક,

'લહી પ્રભુ સેવન ભેદ'.

(૨) આહારાદિ દશ સંજ્ઞાના નિરોધ સહિત, (૩) આ લોક–પરલોક સંબંધી કામના રહિતપણે–નિષ્કામપણે કરવામાં આવે તો જ થાય. આવી જે સંશુદ્ધ સેવા છે, તે જ અત્રે યોગબીજરૂપ થઈ પડે છે.

ત્યારે તે સેવનનો ભેદ શું છે? તો કે 'સેવન કારણ પહેલી ભૂમિકા રે અભય અદ્વેષ અખેદ.' પ્રભુસેવનના કારણરૂપ પહેલી ભૂમિકા અભય, અદ્વેષ ને અખેદ છે, માટે તમે અભય, અદ્વેષ, ને અખેદ પ્રાપ્ત કરી પ્રભુની સેવા કરો. પ્રથમ ભૂમિકા બંધાયા વિના ઉપલી ભૂમિકા બંધાય નહિં, માટે તમે પ્રભુસેવારૂપ અલૌકિક પ્રાસાદની પ્રથમ દૃઢ ભૂમિકા બાંધો, મજબૂત પાયો નાંખો,—કે જેથી કરીને અનુબંધથી તે મહા દિવ્ય પ્રાસાદનું સાંગોપાંગ નિર્માણ સંપૂર્ણ કરી, તેના પર મુક્તિરૂપ કલશ ચઢાવી, વસ્તુસ્વરૂપની સિદ્ધિરૂપ 'વાસ્તુ' કરાવી, તે અનુપમ પ્રાસાદમાં નિરંતર નિવાસ કરવાનું પરમ સૌભાગ્ય તમે પ્રાપ્ત કરો! અને તે પ્રથમ ભૂમિકા તો અભય, અદ્વેષ અને અખેદ છે, માટે આ ગુણત્રયી પ્રથમ પ્રાપ્ત કરી, તમે આ આત્મસ્વરૂપનું પ્રભુત્વ પામેલા પરમ પ્રભુને સેવો! તેમાં—પરિણામની ચંચળતા, ધ્રૂજરાપણું, અસ્થિરપણું, કંપાયમાનપણું, સંક્ષોભપણું તેનું નામ 'ભય', તેનો અભાવ તે અભય; કાર્ય પ્રત્યે અરોચક ભાવ, અરુચિ, અણગમો, અભાવો તેનું નામ 'દ્વેષ', તેનો અભાવ તે અદ્વેષ; પ્રવૃત્ત કરતાં થાકી જઈએ તેનું નામ 'ખેદ', તેનો અભાવ તે અખેદ આવા અભય અદ્વેષ પ્રાપ્ત થઈ પ્રભુભક્તિમાં આવો અખેદ ભાવ ક્યારે ઉપજે? અચિન્ત્ય ચિંતામણિ સમો પ્રભુનો અને પ્રભુભક્તિનો મહિમા જ્યારે હૃદયમાં વસે ત્યારે; સુરઘટ, સુરમણિ, સુરતરુ પ્રભુના પરમ મહિમા આગળ તુચ્છ–પામર જાણે ત્યારે; પ્રભુના ગુણ–મકરંદના પાનમાં લીન થયેલો મન–મધુકર સુવર્ણમય મેરુને અને ઇંદ્ર, ચંદ્ર, નાગેંદ્રાદિને પણ પરમ શ્રીમાન્ પ્રભુપાસે રંક ગણે ત્યારે; પરમૈશ્વર્યસંપન્ન પ્રભુની ગુણસંપદા આગળ જ્યારે સુરપતિ–નરપતિ સંપદા દુર્ગંધી કદન્નરૂપ ભાસે ત્યારે. આમ થાય ત્યારે જ પ્રભુભક્તિમાં અથાક એવો સાચો અપૂર્વ રંગ લાગે. વળી જ્યારે સંસારાર્થ પરપ્રવૃત્તિમાં જીવ ખેદ પામે, ત્યારે જ આ મોક્ષાર્થ ભક્તિપ્રવૃત્તિમાં અખેદ ઉપજે. જ્યાંસુધી પરપ્રવૃત્તિમાં અખેદ હોય, ત્યાંસુધી ભક્તિઆદિ આત્મપ્રવૃતિમાં અખેદ ઉપજે નહિં. 'ભવે ખેદ' થાય ત્યારે 'શિવે અખેદ' થાય. પર સાથેની અનંતી પ્રીતિ તોડે તે જ પ્રભુની સાથે પ્રીતિ જોડે.

'સેવન કારણ પહેલી ભૂમિકા રે અભય અદ્વેષ અખેદ'

"નાથ ભક્તિ રસ ભાવથી રે....મનમોહના રે લાલ.
તૃણ જાણું પર દેવ....રે ભવિબોહના રે લાલ.
ચિંતામણિ સુરતરુ થકી રે....મન. અધિકી અરિહંત સેવ...રે ભવિ.
કરો સાચા રંગ જિનેશ્વરુ, સંસાર વિરંગ સહુ અન્ન રે;
સુરપતિ નરપતિ સંપદા, તે તો દુરગંધી કદન્ન રે....કરો સાચા."

—શ્રી દેવચંદ્રજી.

"મુજ મન તુજ પદ પંકજે રે, લીનો ગુણ મકરંદ;
રંક ગણે મંદરધરા રે, ઇંદ્ર ચંદ્ર નાગેંદ્ર....વિમલ જિન." **શ્રી આનંદઘનજી.**

"પ્રીતિ અનંતી પર થકી, જે તોડે તે જોડે એહ;
પરમ પુરુષથી રાગતા, એકત્વતા હો દાખી ગુણગેહ....ઋષભ." **શ્રી દેવચંદ્રજી.**

આમ શુદ્ધ પ્રભુસેવાની પ્રથમ ભૂમિકા પણ આવી વિકટ ને દુર્ગમ છે, છતાં 'મુગધ સુગમ કરી સેવન આદરે', અર્થાત્ અલૌકિક જિનમાર્ગનું જેને ભાન નથી ને તે દિવ્ય માર્ગને યથાર્થપણે દેખવાની અલૌકિક સમ્યગ્ યોગદૃષ્ટિ જેને લાધી નથી, તે મુગ્ધ જનો, મૂઢ અજ્ઞાની બાલ ભોળા જીવો ભગવાનનું સેવન જાણે સુગમ હોય એમ જાણી આદરે છે. પણ પ્રભુની સેવા 'સોહલી'–સ્હેલી નથી પણ ઘણી જ દોહલી છે; કારણ કે અવિરોધકપણું થાય નહિં ને જીવના 'દિલનું કપટ' જાય નહિં, ત્યાંલગી પ્રભુ પ્રસન્ન થાય નહિં ને તે પરમ કરુણાની કરુણા ફળે નહિ. પરભાવ પ્રત્યેની પ્રીતિરૂપ વિરાધકપણું ત્રોડાય નહિં, ત્યાંલગી પ્રભુ સાથે પ્રીતિરૂપ આરાધકપણું જોડાય નહિં. **શ્રી દેવચંદ્રજીએ** કહ્યું છે તેમ 'પ્રીતિ અનંતી પર થકી, જે ત્રોડે તે જોડે એહ.' **શ્રી આનંદઘનજીએ** પણ એવા જ ભાવથી સ્પષ્ટ પ્રકાશ્યું છે કે– 'કપટ રહિત થઈ આતમ અરપણા રે, આનંદઘનપદ રેહ.' કપટ રહિત થઈ પ્રભુના ચરણે આત્માર્પણ કરવું એ જ આનંદઘનપદ પામવાની રેખા છે. પણ પોતાનો આત્મા અન્યત્ર પરભાવમાં અર્પિત હોય ને કહેવું કે હું આત્માર્પણ કરૂં છું વા પ્રભુને ભજું છું, તો તે પ્રગટ કપટ છે, આત્મવંચન છે. આવું પરભાવમાં આસક્તિરૂપ કપટ ન ત્યજે ત્યાંલગી પ્રભુને ભજવાનું કે પ્રભુચરણે આત્માર્પણ કરવાનું ક્યાંથી બને? આ કપટરૂપ 'માતૃસ્થાનથી'—માયાથી જેની અંતરંગ પરિણતિ અને વૃત્તિ પરભાવ–વિભાવમાં રાચી રહી છે, તે મુગ્ધજન બહિરંગ વૃત્તિથી સેવાની ગમે તેવી ચેષ્ટા કરે, તોપણ તે સાચી કાર્યસાધક વા સમ્યક્ કેમ બને? **શ્રી દેવચંદ્રજીનું** માર્મિક રહસ્યપૂર્ણ વચન છે કે—

> 'કપટરહિત થઈ આતમ અરપણા રે, આનંદઘનપદ રેહ'

"દ્રવ્ય ક્રિયા સાધન વિધિ યાચી, જે જિન આગમ વાંચી;
પરિણતિ વૃત્તિ વિભાવે રાચી, તિણે નવી થાયે સાચી."—**શ્રી દેવચંદ્રજી**

"लब्ध्यादिनिमित्तं मातृस्थानतः सम्यक्करणेऽपि शुभभावानुपपत्तिरिति । न, तस्य सम्यक्करणत्वासिद्धेः । ૬૦" લલિતવિસ્તરા (જુઓ આ ગ્રંથ પૃ. ૧૭ થી ૧૯)

એક ને એક જ અનુષ્ઠાન–ક્રિયામાં કર્ત્તાના ભાવભેદ–આશયભેદ પ્રમાણે ફલભેદ હોય છે. માટે વિષ, ગર, અનનુષ્ઠાન, તદ્ધેતુ અને અમૃત એ પાંચ અનુષ્ઠાન પ્રકારનું સ્વરૂપ સમજી, મુમુક્ષુએ સત્અનુષ્ઠાન જ સેવવા યોગ્ય છે. આ લોક સંબંધી ધન–કીર્ત્તિ–પૂજાસત્કાર આદિ ફલકામનાથી જે કરવામાં આવે તે **વિષ અનુષ્ઠાન** છે; કારણ કે સત્ચિત્તને મારી નાંખતું હોવાથી અને તુચ્છ સ્પૃહા વડે કરીને મહત્ એવા સત્અનુષ્ઠાનની આશાતનારૂપ થતું હોવાથી તે આત્માને વિષરૂપે પરિણમી ખરેખરૂં વિષઅનુષ્ઠાન થઇ પડે છે. પરલોક સંબંધી

> વિષ–ગર અનુષ્ઠાન હેય: અમૃત–તદ્ધેતુ અનુષ્ઠાન ઉપાદેય

ફલકામનાથી કરવામાં આવતું અનુષ્ઠાન પણ તે જ કારણથી આત્માને ગરરૂપે ( Slow poison ) પરિણમી, કાલાંતરે હણી ગર અનુષ્ઠાન થઇ પડે છે. સંમૂર્છનજ ક્રિયા જેમ તત્ત્વસમજણ વગર કરવામાં આવતું અનુષ્ઠાન કર્યું ન કર્યા બરાબર હોઇ અનનુષ્ઠાન થઇ પડે છે. સદનુષ્ઠાન પ્રત્યેના રાગથી–બહુમાનથી કરવામાં આવતું અનુષ્ઠાન, શુભ ભાવના અંશને લીધે સદનુષ્ઠાનનો હેતુ–તદ્ધેતુ થઇ પડે છે. આ જિન ભગવાને કહ્યું છે એમ જાણી, ભાવસારપણે સંવેગરંગથી કરવામાં આવતું અનુષ્ઠાન, આત્માને અમૃતરૂપે પરિણમતું હોવાથી અમૃત અનુષ્ઠાન થઈ પડે છે. માટે આમાં વિષ અને ગર એ બન્ને પ્રકારના વિક્રિયારૂપ અનુષ્ઠાનને હાલાહલ વિષ જેવા આત્મઘાતક જાણી દૂરથી ત્યજી દઈ, ત્રીજા અનનુષ્ઠાનને કર્યું ન કર્યા બરાબર એવું અક્રિયારૂપ જાણી આત્માર્થી મુમુક્ષુએ તો આત્માને અમૃતરૂપે પરિણમતું એવું સત્‌ક્રિયારૂપ અમૃતઅનુષ્ઠાન કે તેના હેતુરૂપ તદ્ધેતુઅનુષ્ઠાન એકાંત શુદ્ધ આત્માર્થે જ આદરવા યોગ્ય છે.

જેમ રાધાવેધ સાધનારા બાણાવળીનો લક્ષ રાધાની (પૂતળીની) કીકી પર જ હોય, તેમ આરાધક પુરુષ સતત આત્મસિદ્ધિનો જ લક્ષ રાખી સર્વ શુદ્ધ આરાધના કરે, સર્વ

**શુદ્ધ આરાધના:**
'નિશ્ચય રાખી લક્ષમાં,
સાધન કરવાં સોય'

આત્મસાધન સેવે; જ્ઞાનની ખાલી પોકળ વાતો કરવારૂપ શુષ્કજ્ઞાનીપણું નહિં કરતાં, શમસંવેગાદિ તથા સમિતિ ગુપ્તિ આદિ સર્વ ' પરમાર્થ હેતુમૂળ વ્યવહાર ' આચરે; તેમજ અંતર્ભેદરહિતપણે–અનુપયોગપણે યંત્રવત્ કરાતી માત્ર બાહ્ય ક્રિયામાં રાચવારૂપ ક્રિયાજડપણું નહિં કરતાં, તે તે અવશ્ય કરવા યોગ્ય ષડ્આવશ્યકાદિ ક્રિયામાં આત્મોપયોગપણે ઊંડા ઉતરી તેનો અધ્યાત્મરસ ચાખે. જેમકે—સામાયિકની પ્રતિજ્ઞા લેતાં તે સમભાવમાં સ્થિતિ કરે, પ્રત્યાખ્યાન કરતાં પરભાવ પચ્ચખે, સ્વાધ્યાય કરતાં આત્મભાવમાં વર્ત્તે, ચૈત્યવન્દનનાંતર્ગત ચતુર્વિંશતિ સ્તવ કરતાં પ્રભુનો સહજાત્મ-સ્વરૂપ ભાવ ચિંતવે, સદ્‌ગુરુવંદન કરતાં તેમનું આત્મારામીપણું ભાવે, પ્રતિક્રમણ કરતાં સ્વરૂપાતિક્રમ દોષની ક્ષમા યાચી સ્વરૂપસ્થાનમાં પ્રતિ–પાછું ક્રમણ–ગમન કરે, અને કાયોત્સર્ગ કરતાં દેહાતીત દશાનો અનુભવ અભ્યાસ કરે. આમ સર્વ દ્રવ્ય ક્રિયા તે આરાધક પુરુષ અધ્યાત્મપરિણતિરૂપ ભાવક્રિયાના અનુસંધાનપૂર્વક કરે; અને ચઢતા પરિણામ રાખી ઉત્તરોત્તર ક્રિયાશુદ્ધિથી પ્રીતિઅનુષ્ઠાન આદિ ચાર પ્રકારની અનુષ્ઠાનકક્ષાઓને સ્પર્શે. અર્થાત્ પ્રસ્તુત ક્રિયા પ્રત્યેના પરમ પ્રેમથી પ્રીતિઅનુષ્ઠાન આદરે. પરમ પ્રીતિયુક્ત પૂજ્યભાવથી ભક્તિઅનુષ્ઠાન આદરે. શાસ્ત્રવચન અનુસાર યથાસૂત્ર આદર્શ આચરણરૂપ વચનઅનુષ્ઠાન આદરે. અને પછી અભ્યાસજન્ય દૃઢ સંસ્કારથી વચનના સંગ–અવલંબન વિના આપોઆપ પ્રવર્ત્તતું, એવું સર્વ પરભાવ–વિભાવના સંગસ્પર્શ વિનાનું અસંગઅનુષ્ઠાન આદરે અને આમ અમૃતક્રિયાના અનુષ્ઠાનથી આત્માને અમૃત કરે.

આમ મુગ્ધજનો ભલે ગમે તેમ માનતા હો, પણ વાસ્તવિક રીતે આ સેવાનું સ્વરૂપ વિચારીએ તો 'સેવન અગમ અનૂપ'—આ સેવન અગમ અને અનુપમ છે. તરવારની

ધાર પર સ્થિતિ કરવી સોહલી છે, પણ જિન ભગવાનની 'ચરણસેવા' 'સેવન અગમ અનૂપ' દોહલી છે; તરવારની ધાર પર બાજીગરો નાચતા દેખાય છે, પણ આ ચરણસેવાની ધારા પર દેવો પણ રહી શકતા નથી. અને તેવા પ્રકારે ભક્તશિરોમણિ શ્રી આનંદઘનજીએ ગાયું છે—

"ધાર તરવારની સોહલી દોહલી ચૌદમા જિનતણી ચરણ સેવા;
ધાર પર નાચતા દેખ બાજીગરા, સેવના ધાર પર રહે ન દેવા."

—શ્રી આનંદઘનજી

"શિવગતિ જિનવર દેવ, સેવ આ દોહલી હો લાલ.
પર પરિણતિ પરિત્યાગ, કરે તસુ સોહલી હો લાલ.
આશ્રવ સર્વ નિવારી, હો જે સંવર ધરે હો લાલ.
જે જિન આણા લીન, પીન સેવન કરે હો લાલ"—શ્રી દેવચંદ્રજી.

દ્રવ્યથી અને ભાવથી આ ચરણસેવાનું કેવું દુર્ગમપણું છે, તે તેનું સામાન્ય સ્વરૂપ વિચારવાથી પણ સમજી શકાશે. પ્રભુના સ્વરૂપાચરણ ચરણના સ્મરણપૂર્વક તેમના ચરણ-કમળ પ્રત્યે વંદન, પૂજન, નમન, ગુણસ્તવન એ આદિ દ્રવ્ય શુદ્ધ દ્રવ્યભાવ ચરણસેવા ચરણસેવા છે. પ્રભુ સાથે અભેદ થવાની ઇચ્છા, 'આનંદઘનરસરૂપ' થવાની ભાવના, પરભાવમાં નિષ્કામપણું, વિભાવ છાંડી સ્વભાવમાં વર્ત્તવું, આશ્રવ ત્યજી સંવર ભાવ ભજવો, આત્મામાં જ્ઞાન–દર્શન–ચારિત્રાદિ તથારૂપ આત્મગુણ–ભાવનું પરિણમવું–પ્રગટપણું થવું, અર્થાત્ પ્રભુના સ્વરૂપધ્યાનના આલંબને આત્માનું સ્વરૂપાચરણની શ્રેણીએ ચઢતા જવું, યાવત્ યથાખ્યાત ચારિત્રરૂપ પરિપૂર્ણ સ્વરૂપાચરણને પામવું તે સર્વ ભાવચરણ સેવા છે. અત્રે દ્રવ્ય સેવાનો પ્રત્યેક પ્રકાર પણ ભાવ પર આરોહવા માટે જ છે, ને તેમ થાય તો જ ભાવજનનયોગ્ય તે 'દ્રવ્ય' એ વ્યાખ્યાનુસાર તેનું સફળપણું છે; નહિં તો ભાવનું ઠામ-ઠેકાણું ન હોય તો 'अनुपयोगो द्रव्यं' અનુપયોગ તે દ્રવ્ય એ બીજી વ્યાખ્યાનુસાર તેનું પરમાર્થનિષ્ફળપણું છે. એટલે જ ભાવના અનુસંધાનવાળી દ્રવ્ય સેવાને પણ જ્ઞાનીઓએ પ્રશંસી છે.

"દ્રવ્ય સેવ વંદન નમનાદિક, અર્ચન વળી ગુણગ્રામોજી;
ભાવ અભેદ થવાની ઇહા, પરભાવે નિઃકામોજી....શ્રી ચંદ્રપ્રભ૦

શ્રી ચંદ્રપ્રભ જિનપદ સેવા, હેવાએ જે હળિયાજી;
વિષ-ગર આતમ અનુભવ ગુણથી મળિયા, તે ભવભયથી ટળિયાજી....શ્રીચંદ્રપ્રભ૦

હેય
અમૃત-તદ્ધેતુ વ્યથી પૂજા રે કારણ ભાવનું રે, ભાવ પ્રશસ્ત ને શુદ્ધ;
ઉપાદેય મ ઇષ્ટ વાલ્હા ત્રિભુવન ધણી રે, વાસુપૂજ્ય સ્વયંબુદ્ધ....પૂજના."

—શ્રી દેવચંદ્રજી

"એમ પૂજા બહુ ભેદ સુણીને, સુખદાયક શુભ કરણી રે;
ભવિક જીવ કરશે તે લેશે, આનંદઘનપદ ધરણી રે....સુવિધિ."

**—શ્રી આનંદઘનજી**

અને આ શુદ્ધ પ્રભુસેવા અગમ છે એટલું જ નહિં, પણ અનુપમ છે, અર્થાત્ આ જગત્‌ને વિષે એવું કોઈ ઉપમાન નથી કે જેની તેને ઉપમા આપી શકાય; કારણ કે આ ભગવાનનું સ્વરૂપ અનુપમ છે ને તેની ચરણસેવા કરે છે તે પણ તેવા જ અનુપમ આત્મસ્વરૂપને પામે છે, એટલે તે સેવા પણ અનુપમ છે. દીપકને ઉપાસી વાટ જેમ દીવો બને છે તેમ આ આનંદઘનરસરૂપ પરમાત્માના ચરણની ઉપાસનાથી આત્મા પણ સ્વરૂપાચરણની શ્રેણીએ ચઢી તેવો જ આનંદઘનરસરૂપ પરમાત્મા થાય છે.

જિન ઉપાસી જિન થાય જીવો, દીપ ઉપાસી વાટ જ્યું દીવો;
જિન સહજાત્મસ્વરૂપી એવા, **ભગવાન્ દાસ**ના શરણ સુદેવા....જય જિન દેવા!

**—પ્રજ્ઞાવબોધ મોક્ષમાળા** (સ્વરચિત)

卐

# IV

# ગ્રંથ અભિધેય વિષય : ગ્રંથવસ્તુ દિગ્દર્શન

લલિત અમૃત વાક્યે સત્પદે વિસ્તરેલી, લલિત વિસ્તરા આ સૂત્ર-સ્વર્ણે ગુંથેલી;
પ્રતિપદ જ પરોવ્યા ન્યાય મૌક્તિક અંગે, ઋષિવર હરિભદ્રે ભક્તિ સંવેગરંગે.

**—સ્વરચિત** (આ ગ્રંથનું મંગલાચરણ)

અત્રે જે 'ચૈત્ય'નું—ભાવઅર્હત્ ભગવત્‌ની પ્રતિનિધિરૂપ સ્થાપનામૂર્ત્તિનું—જિન-પ્રતિમાનું પરમ ઉપાદેયપણે પ્રતિષ્ઠાપન કર્યું, તે ચૈત્ય (જિનપ્રતિમા) પ્રત્યે તે અર્હત્ ભગવત્‌ના સ્વરૂપસ્મરણપૂર્વક જે યથાવિધિ વંદનક્રિયા તે ચૈત્યવન્દન; તે ચૈત્યવન્દનના ભાવને પરમ અર્થગંભીર પદોમાં સૂત્રિત કરતું તે **ચૈત્યવન્દનસૂત્ર**; તે ચૈત્યવન્દન સૂત્રના પરમાર્થઆશયનું અપૂર્વ તત્ત્વદર્શન વિસ્તારતી તત્ત્વદર્શિની તે **'લલિતવિસ્તરા' વૃત્તિ**; અને તે 'લલિત વિસ્તરા'નો પણ પરમાર્થઆશય વ્યંજિત કરતું વિવેચન વિસ્તારતી તે આ **ભગવાનના દાસની** ભગવાનને ભક્તિ-કુસુમાંજલિરૂપ **'ચિદ્દહેમવિશોધિની' ટીકા.** આટલું સામાન્ય સૂચન કરી આ ગ્રંથના અભિધેય વિષયનું દિગ્દર્શન કરાવશું.

ચૈત્યવન્દન સૂત્ર,
**'લલિતવિસ્તરા' વૃત્તિ,**
**ચિદ્દહેમવિશોધિની**
**ટીકા**

અત્રે મૂળ ચૈત્યવન્દન સૂત્રના વિષય પર આવતા પહેલાં **શ્રી હરિભદ્રસૂરિજીએ** આ લલિતવિસ્તરા ગ્રંથની સવિસ્તર પ્રસ્તાવના આલેખી છે; અને તે અતીવ ઉપયોગી

હોવાથી આ વિવેચકે તેનું વિસ્તૃત વિવેચન કર્યું છે, એટલે અત્રે

પ્રસ્તાવના દિગ્દર્શન

તેનું પિષ્ટપેષણ નહિં કરતાં સુજ્ઞ વાંચકને તેનું સાદ્યંત અવલોકન કરવાની ભલામણ કરીએ છીએ. આ પ્રસ્તાવનામાં ચૈત્યવન્દનના સફલપણા અને સમ્યક્કરણની પુષ્ટ મીમાંસા કરી, અધિકારી-અનધિકારીનો સૂક્ષ્મ વિવેક દર્શાવી, અપવાદનું બ્હાનું આગળ ધરનારાઓને મુખચપેટિકા કરી, આગમવિહિત શ્રેયોમાર્ગની ઉદ્ઘોષણા ઉદ્ઘોષી, અને 'આ શ્રેયોમાર્ગ મહાપુરુષ, ક્ષીણપ્રાય કર્મવાળા, વિશુદ્ધઆશયી, ભવઅબહુમાની એવા અપુનર્બંધકાદિનો વ્યવસ્થિત છે, અન્યોનો પુનઃ શુદ્ધદેશનાના અનર્હપણાને (અયોગ્યપણાને) લીધે અનધિકાર જ છે,' એમ હરિગર્જના કરી હરિભદ્રજીએ, ભવાભિનંદીઓને આ ચૈત્યવન્દનના અનધિકારી ઠરાવી અનાદૃત કરી, સાચા મુમુક્ષુ આત્માર્થી એવા અપુનર્બંધકાદિ દશાવાળા અધિકારીઓને જ અત્ર અધિકારી ગણી, તેઓને જ ઉદ્દેશીને પ્રસ્તુત વિષયનો પ્રારંભ કર્યો છે. અને તેમાં પ્રથમ વ્યાખ્યાના પદ-પદાર્થ આદિ છ પ્રકાર દર્શાવી, જિજ્ઞાસા-ગુરુયોગ-વિધિપરતા આદિ સપ્ત વ્યાખ્યાંગોની વિચારણામાં —'धर्मं प्रति मूलभूता वन्दना'—ધર્મ પરત્વે મૂલભૂત વન્દના છે એ મહાસૂત્રથી ભક્તિમાર્ગની મહાપ્રતિષ્ઠા કરી, 'યથાર્થનામા, સ્વપરતંત્રવિદ્, પરહિતનિરત, પરાશયવેદી એવા ગુરુ સાથે સમ્યક્ સંબંધ તે ગુરુયોગ,-આના વિપર્યયથી (ઉલટા પ્રકારથી) વિપર્યય (ઉલટો પ્રકાર, અગુરુયોગ)' એમ કહી, ગુણગણગુરુ સ્વપરસમયના જાણ, આત્મજ્ઞાની ગીતાર્થ ગુરુનો પુરસ્કાર કરી, તેથી ઉલટા પ્રકારના અગીતાર્થ અજ્ઞાની અસમયજ્ઞ એવા અગુરુ અથવા કુગુરુનો તિરસ્કાર કર્યો છે,—તે એટલે સુધી કે, 'तद्व्याख्यानमपि अव्याख्यानमेव अभक्ष्यास्पर्शनीयन्यायेनानर्थफलमेतत्'-તેનું-અગુરુનું વા કુગુરુનું વ્યાખ્યાન પણ અવ્યાખ્યાન જ છે,-અભક્ષ્ય-અસ્પર્શનીય ન્યાયથી આ અનર્થ-ફલવાળું છે, એમ સ્પષ્ટ શબ્દોમાં વીરપુત્ર હરિભદ્રજીએ વીરગર્જના કરી છે; અને છેવટના અલ્પભવતા વ્યાખ્યાંગમાં ડિંડિમનાદથી ઉદ્ઘોષ્યું છે કે—'नहि दीर्घदौर्गत्यभाक् चिन्तामणिरत्नावाप्तिहेतुः, एवमेव नानेकपुद्गलपरावर्त्तभाजो व्याख्याङ्गम्'-દીર્ઘદૌર્ગત્યભાગી જેમ ચિન્તામણિરત્નની પ્રાપ્તિને યોગ્ય હોય નહિં, તેમ અનેકપુદ્ગલપરાવર્ત્ત જેટલા દીર્ઘસંસારભાગીઓ આવા અચિન્ત્યચિન્તામણિ સમા ચૈત્યવન્દનની પ્રાપ્તિને યોગ્ય હોય નહિં, પણ ચરમાવર્ત્તવર્ત્તી અપુનર્બંધકાદિ જ આને યોગ્ય હોય.

આટલી પ્રસ્તાવના કરી હરિભદ્રજીએ,-ચૈત્યવન્દન કરતાં પૂર્વે પ્રણિપાતદણ્ડક સૂત્ર (નમુત્થુણં) પઠવું જોઈએ એટલા માટે,-તેની જ આદિમાં વ્યાખ્યા કરી છે; અને

પ્રણિપાતદણ્ડકનું નવ વિભાગમાં વર્ગીકરણ
વર્ગીકરણ: હરિભદ્રજીનું મૌલિક સંશોધન

તે પ્રણિપાતદણ્ડક સૂત્ર પઠતાં પહેલાં પણ સાધુએ કે શ્રાવકે કેવા પૂર્વવિધિથી અપૂર્વ ભાવવૃદ્ધિ કરવી જોઇએ તે દર્શાવતો દ્રવ્યથી અને ભાવથી પરમ સુંદર પૂર્વવિધિ દાખવી, આ ભાવિતાત્મા મહાત્માએ પરમ ભક્તિપ્રવણ હૃદયે પ્રણિપાતદણ્ડક સૂત્રનો અવતાર કરી, તેના ૩૨ અથવા ૩૩ આલાપકોનું (આલાવાનું) નવવિભાગમાં અપૂર્વ વર્ગીકરણ કર્યું છે. (જુઓ પૃ. ૬૪-૬૫) આ ચૈત્યવન્દન

સૂત્રાન્તર્ગત આ પ્રણિપાતદણ્ડક સૂત્રની તત્ત્વસંકલના કેવી અદ્ભુત છે, તેનું સ્વપ્રજ્ઞાથી પરમ અદ્ભુત **મૌલિક સંશોધન** (Original research) કરી અને તેના પદોનું નવ વિભાગમાં સુયુક્તિયુક્ત પરમ બુદ્ધિગમ્ય (Most Intelligent) વર્ગીકરણ (Classification) દર્શાવી, **પ્રજ્ઞાનધાન શ્રી હરિભદ્રસૂરિજીએ** પોતાના પ્રજ્ઞાતિશયનો પરિચય કરાવ્યો છે,–જે કોઈ પણ સહૃદયને આ મહામતિ મહાત્માની અપૂર્વ તત્ત્વદષ્ટિ પ્રત્યે સાનંદાશ્ચર્ય બહુમાન પ્રગટાવી નતમસ્તક કરે છે.

અત્રે ૩૨ આલાવા છે અને બીજાના મતે 'વ્યાવૃત્તછદ્મ' એ આલાવો જુદો ગણતાં ૩૩ આલાવા છે. તેની નવવિભાગવિભક્ત સંપદ્‌ની અદ્ભુત સંકલના આ પ્રકારે:

સ્તોતવ્યસંપદ્ આદિ નવ સંપદ્‌ની અદ્ભુત સંકલના

(૧) પ્રથમ બે આલાવા–અર્હંત અને ભગવંત (**नमोत्थु णं अरहंताणं भगवंताणं**) એ સ્તોતવ્યની—સ્તુતિ કરવા યોગ્યની સંપદ્ (ભાવલક્ષ્મી–ભાવઐશ્વર્ય) દાખવે છે. આ મૂળ સ્તોતવ્ય સતે જ તેમાં બીજી બધી સંપદાઓનું નિબન્ધન ઘટે છે. આમ આના પર જ બધી ધામધૂમ હોઈ આ સ્તોતવ્યસંપદ્ કેન્દ્રસ્થાને (Central) છે. (અને એટલે જ મુખપૃષ્ઠ પરની ખાસ આકૃતિમાં તેને કેન્દ્રસ્થાને મૂકેલ છે; અને ઇતર સંપદાઓનો તેની સાથેનો કાર્ય–કારણભાવ આવા →← બાણ ચિહ્નથી દર્શાવ્યો છે.) (૨) એટલે પછી આ સ્તોતવ્યસંપદ્‌નું પ્રધાન સાધારણ કારણ શું? અસાધારણ કારણ શું? એ દર્શાવ્યું છે. (૩) પછી આ સ્તોતવ્યસંપદ્‌નો બીજા જીવોને–લોકોને શું ઉપયોગ? શું ઉપકાર? એ દર્શાવવા સામાન્યથી ઉપયોગસંપદ્ અને તેનું કારણ તથા વિશેષથી ઉપયોગસંપદ્ એ કથન કર્યું છે. (૪) આવા પરમ ઉપકારી અર્હંત ભગવંતની સ્વરૂપ-સંપદ્ શી છે ને શા કારણે છે તે દર્શાવી, આ પ્રભુ બીજાઓને પણ આત્મતુલ્ય ફલ આપનારા છે, એમ તેનો મહામહિમા પ્રગટ કર્યો છે. (૫) અને છેવટે શિવ–અચલાદિરૂપ સિદ્ધિગતિસ્થાનને પામેલા એઓ અભયસંપદ્‌ને પ્રાપ્ત છે એમ દર્શાવ્યું છે. એ બધી સંકલના અત્રે વિસ્તારથી નિરૂપણ કરી છે; આ સમસ્તનો–આ વિવેચકે યોજેલી આ ગ્રંથના સારસર્વસ્વરૂપ–હૃદયરૂપ ખાસ આકૃતિ જે આ ગ્રંથના મુખપૃષ્ટ પર મૂકેલી છે તે પરથી – સુજ્ઞ વાંચકને સુગમપણે ખ્યાલ આવશે. આ નવ વિભાગમાં વિભક્ત સંપદ્‌નું અને તેના શીર્ષકમાં આવતા પદોનું* પછી અનુક્રમે સવિસ્તર વર્ણન કર્યું છે.

તેમાં પ્રથમ કેન્દ્રસ્થ સ્તોતવ્યસંપદ્ દર્શાવતા (૧) અર્હંત, (૨) ભગવંત એ બે પદ છે. **नमोत्थु णं अरहंताणं**––અર્હંતોને નમસ્કાર હો! આમ પ્રાર્થના વડે બીજા–

* અત્રે પ્રાય: પ્રત્યેક પદના વ્યાખ્યાનમાં વિવિધ રસપ્રદ બોધપ્રદ ન્યાયચર્ચા–દાર્શનિક મીમાંસા ગોઠવી છે. તેનું દિગ્દર્શન કરાવતું ખાસ કોષ્ટક આ વિવેચકે યોજ્યું છે, તે માટે જુઓ પૃ. ૪૦૬–૪૦૭

૧. સ્તોતવ્યસંપદ્: અર્હંત ભગવંત

ધાન આદિથી દુર્લભ એવો ભાવનમસ્કાર સાધ્ય-સધાવા યોગ્ય છે. 'दुरापो भावनमस्कार:' 'इत्थं बीजाधानसाध्य:'. અર્થાત્ આમ પ્રાર્થનાથી જીવની ચિત્તભૂમિમાં સત્પ્રશંસારૂપ ધર્મબીજનો પ્રક્ષેપ થાય છે, જેમાંથી અંકુરાદિક્રમે યાવત્ મોક્ષરૂપ ફલસિદ્ધિ થાય છે. અને આમ પ્રાપ્ત થતા આ તત્ત્વધર્મરૂપ ભાવનમસ્કારનો ઉત્કર્ષ આદિ ભેદ છે જ, અર્થાત્ ભાવની તરતમતા પ્રમાણે આ ભાવનમસ્કારના પણ જઘન્ય-મધ્યમ-ઉત્કૃષ્ટ આદિ ચઢતા ઉતરતા પ્રકાર હોય જ છે, એટલે આમ ભાવનમસ્કાર વડે ભાવનમસ્કારનું પણ સાધન ઘટે છે. આ નમસ્કાર છે તે પૂજાર્થે છે-'पूजार्थं च नमः' અને પૂજા તે દ્રવ્ય-ભાવ સંકોચ છે.--पूजा द्रव्यभावसङ्कोच', અર્થાત્ તેમાં કર-શિર-પાદ આદિનો સંન્યાસ (સમ્યક્ન્યાસ, અદબથી-વિનયથી સ્થાપન) તે દ્રવ્યસંકોચ, અને ભાવસંકોચ તો વિશુદ્ધ મનનો નિયોગ છે.—'तत्र करशिर:पादादिसंन्यासो द्रव्यसङ्कोच: भावसङ्कोचस्तु विशुद्धस्य मनसो नियोग '. આ પૂજાના 'પુષ્પ, આમિષ્, સ્તોત્ર, પ્રતિપત્તિ' એમ ચાર પ્રકાર છે. ને તેઓનું ઉત્તરોત્તર પ્રાધાન્ય છે; તેમાં પ્રથમ ત્રણ દ્રવ્ય પૂજાના અંગભૂત છે ને ચોથો પ્રકાર-પ્રતિપત્તિપૂજા ભાવપૂજારૂપ છે. પ્રતિપત્તિપૂજા એટલે શું? જે જિનસ્વરૂપ છે તેના એક અંશથી માંડીને સર્વ અંશ સુધીના ગ્રહણ-અંગીકરણ વડે નિજ સ્વરૂપનું આવિર્ભાવન-પ્રગટપણું તે પ્રતિપત્તિપૂજા છે. અર્થાત્ સમ્યગ્દર્શન ભાવથી માંડીને કેવલજ્ઞાન ભાવપર્યંત ઉત્તરોત્તર વધતી દશાથી શુદ્ધ આત્મભાવનું અંગીકરણ-પ્રગટપણું તે પ્રતિપત્તિપૂજા છે અત્રે 'नमोऽस्त्वर्हद्भ्य:'—નમસ્કાર હો અર્હંતોને, એમાં 'नमोऽस्तु' એ પરથી સામાન્યથી ભાવનમસ્કાર કહ્યો છે, એમ પોતાનો સ્વતંત્ર અભિપ્રાય જાહેર કરી, **આચાર્ય શ્રી હરિભદ્રજીએ** 'અન્યો તો કહે છે'—'अन्ये त्वाहु:' એમ કહી, આ ભાવનમસ્કારની કોઈ ઇચ્છાયોગાદિમાં ઘટના કરે છે એમ બીજાઓનો અભિપ્રાય નોંધી, અત્રે પ્રસંગથી પોતાના પરમ પ્રિય (most favourite) ઇચ્છાયોગ-શાસ્ત્રયોગ-સામર્થ્યયોગનું સ્વરૂપ દર્શાવતા ૯ શ્લોક સ્વરચિત **યોગદૃષ્ટિસમુચ્ચયમાંથી** અવતારી, બીજાઓના અભિપ્રાયે ઇચ્છાયોગાદિની ભાવનમસ્કારમાં ઘટના કરી છે. અત્રે 'નમસ્કાર હો અર્હંતોને' એમાં બહુવચનનો પ્રયોગ છે, તે એકાત્મવાદી અદ્વૈત મતનું નિરસન કરી અર્હંતોનું બહુત્વ ખ્યાપન કરવા માટે, તેમ જ નમસ્કાર કરનારને ફલાતિશયનું જ્ઞાપન કરવા માટે પ્રયોજેલ છે. (૨) આ અર્હંતો પણ નામઅર્હંત્, સ્થાપનાઅર્હંત્, દ્રવ્યઅર્હંત્, ને ભાવઅર્હંત્ એમ અનેક ભેદવાળા છે, તેમાં 'ભાવઅર્હંત્'ના ગ્રહણાર્થે 'ભગવંત' એ વિશિષ્ટ પદ મૂક્યું છે. અત્રે 'ભગ' શબ્દનો પ્રયોગ સમગ્ર એવા ઐશ્વર્ય, રૂપ, યશ, શ્રી, ધર્મ અને પ્રયત્ન એ છ પ્રકારમાં કરાય છે. આ છએ પ્રકારનું 'ભગ' આ અર્હંતોને કેવું ઉત્કૃષ્ટમાં ઉત્કૃષ્ટ વર્ત્તે છે, એમ સ્પષ્ટ દર્શાવી, આ ષડ્વિધ ભગસંપન્ન હોવાથી આ અર્હંતો ખરેખરા 'ભગવંતો' છે, એમ સુયુક્તિથી પ્રતિષ્ઠાપિત કરી અત્રે આવી સ્તોતવ્ય-સંપદ્સંપન્ન અર્હંત ભગવંતોની તાત્ત્વિક મહાપ્રતિષ્ઠા કરી છે.

આ સ્તોતવ્યસંપદ્રૂપ અર્હત્‌ભગવત્‌પણું શાને લીધે છે? તેનું કારણ દર્શાવતા આદિકર, તીર્થંકર, સ્વયંસંબુદ્ધ એ ત્રણ પદથી ઉક્ત સ્તોતવ્યસંપદ્‌ની જ પ્રધાન એવી સાધારણ—અસાધારણ હેતુસંપદ્ કહી છે: (૩) આ અર્હંત ભગવંતો આદિકર છે. કોના? આત્માદિગામી જન્માદિ પ્રપંચના. પ્રત્યેક આત્મા જેમ પોતપોતાના આત્માદિગામી જન્માદિ પ્રપંચનો કરનારો છે, (creator of his own individual universe) તેમ આ ભગવંતો પણ તેમજ છે. એટલે આદિકર વિશેષણથી મૌલિક સાંખ્યોનું નિરાકરણ કરી સ્તોતવ્યસંપદ્‌નું પ્રધાન સાધારણ કારણ કહ્યું (૪) આવા આ આદિકરો તીર્થંકરો છે. જેથી સંસારસાગર તરે તે તીર્થ એટલે પ્રવચન વા પ્રવચનાધાર સંઘ; તે તીર્થના કરનારા તે તીર્થંકરો. સંસારસાગર તારનારૂં આ તીર્થરૂપ પ્રવચન—જહાજ પરમોત્તમ છે. આવા પરમોત્કૃષ્ટ ધર્મતીર્થના સંસ્થાપનથી આ તીર્થંકર દેવોએ પરમ વિશ્વોપકાર કર્યો છે. (૫) આવા આ આદિકર તીર્થંકરો સ્વયંસંબુદ્ધ હોય છે. આ પરથી મહેશાનુગ્રહથી બોધ—નિયમ હોય છે એમ વદનારા મહેશાનુગ્રહવાદીઓનો—ઈશ્વરવાદીઓનો નિરાસ કર્યો છે. આ તીર્થંકર ભગવંતો બીજાના ઉપદેશ વિના સ્વયં—'आत्मनैव' પોતે જ પોતાથી જ સમ્યગ્ વરબોધિપ્રાપ્તિથી 'બુદ્ધ'—મિથ્યાત્વનિદ્રાના અપગમરૂપ (દૂર થવારૂપ) સંબોધ વડે બુદ્ધો છે. તીર્થંકરભવ વેળાની વાત તો દૂર રહો, તથા-ભવ્યત્વાદિ સામગ્રીના પરિપાકથી પ્રથમ સંબોધ વેળાએ પણ આ ભગવંતો સ્વયોગ્યતા-પ્રાધાન્યથી સ્વયં—'आत्मना' સંબુદ્ધ થયેલા હોય છે. આમ આદિકરપણા વડે અન્ય જીવોને સાધારણ અને સ્વયંસંબુદ્ધ—તીર્થંકરપણા વડે અન્ય જીવોને અસાધારણ એવી પ્રધાન હેતુસંપદ્ દર્શાવી, સ્તોતવ્યસંપદ્‌ની જ પ્રધાન એવી અસાધારણ—અસાધારણરૂપા હેતુસંપદ્ કહી.

૨. સાધારણ—અસાધારણ હેતુસંપદ્:આદિકર આદિ ત્રણ પદ

આ અર્હત્‌ભગવત્‌પણાનું અસાધારણ કારણ દર્શાવતા પુરુષોત્તમ, પુરુષસિંહ, પુરુષવરપુણ્ડરીક, પુરુષવરગન્ધહસ્તી એ ચાર પદથી સ્તોતવ્યસંપદની જ અસાધારણ હેતુસંપદ્ કહી છે: (૬) ઉત્તમ તથાભવ્યત્વાદિ ભાવથી પુરુષોમાં—સત્ત્વોમાં ઉત્તમપણાને લીધે આ અર્હંત ભગવંતો **પુરુષોત્તમો** છે. (૭) કર્મશત્રુઓ પ્રતિ શૌર્યથી, તેના ઉચ્છેદન પ્રતિ ક્રૌર્યથી ઈત્યાદિ પ્રકારે સિંહ સાથે ગુણસામ્યથી પુરુષોને વિષે સિંહ એવા આ ભગવંતો **પુરુષસિંહો** છે; (૮) સંસારજલઅસંગાદિ ધર્મકલાપથી વરપુણ્ડરીકો સાથે સામ્યથી આ ભગવંતો **પુરુષવરપુણ્ડરીકો** છે; (૯) ગંધહસ્તીના ગંધથી જેમ ક્ષુદ્ર ગજો ભાગી જાય છે, તેમ ભગવદ્‌વિહારના ગન્ધથી જ ક્ષુદ્ર ઉપદ્રવો ભાગી જાય છે, એમ ધર્મસામ્યથી પુરુષોને વિષે ગંધહસ્તી સમા આ ભગવંતો **પુરુષવરગન્ધહસ્તીઓ** છે. આમ પુરુષોત્તમપણા આદિથી આ સ્તોતવ્ય અર્હંત ભગવંતોની સ્તોતવ્યસંપદ્‌ની—સહજાત્મસ્વરૂપી શ્રીમદ્‌પણાની—આત્મવૈભવની હેતુભૂત અસાધારણ હેતુસંપદ્ સિદ્ધ કરી.

૩. અસાધારણ હેતુસંપદ્: પુરુષોત્તમ આદિ ચાર પદ

ભલે આ અર્હંત ભગવંતો આવા પુરુષોત્તમ-પુરુષસિંહાદિ હો, પણ તેમાં બીજાને-લોકને આ શું? તે માટે બીજાઓને-લોકોને આ ભગવંતો થકી કેવો પરમ ઉપયોગ-પરમ ઉપકાર છે એ દર્શાવતા લોકોત્તમ, લોકનાથ, લોકહિત, લોકપ્રદીપ, લોકપ્રદ્યોતકર એ પંચ પદથી સ્તોતવ્યસંપદ્‌ની જ સામાન્યથી ઉપયોગસંપદ્ કહી છે: (૧૦) લોક એટલે સામાન્યથી ભવ્ય સત્ત્વલોક, તેમાં ઉત્તમ 'સકલ કલ્યાણૈકનિબંધન તથાભવ્યત્વ ભાવે કરીને' ઉત્તમ હોવાથી આ ભગવંતો **લોકોત્તમો** છે; (૧૧) લોક એટલે બીજાધાનાદિથી સંવિભક્ત એવો વિશિષ્ટ ભવ્યલોક, તેઓનું બીજાધાનાદિથી યોગ-ક્ષેમ કરવારૂપ યથાર્થ નાથપણું કર્યાથી તેઓના નાથ હોવાથી આ ભગવંતો **લોકનાથો** છે; (૧૨) લોક એટલે સકલ પ્રાણિલોક અથવા પંચાસ્તિકાયાત્મક લોક, તે સર્વ પ્રત્યે સપરિણામ હિત કરનારા હોવાથી આ ભગવંતો **લોકહિતો** છે; (૧૩) લોક એટલે વિશિષ્ટ સંજ્ઞિલોક, તે સમ્યગ્દૃષ્ટિ-યોગદૃષ્ટિસંપન્ન લોક પ્રત્યે જ-નહિં કે દૃષ્ટિશૂન્ય અજ્ઞાનાંધ લોક પ્રત્યે-આ ભુવનપ્રદીપ ભગવંતો દિવ્ય જ્ઞાનપ્રકાશ વડે તત્ત્વબોધરૂપ કાર્ય કરતા હોવાથી આ ભગવંતો **લોકપ્રદીપો** છે; (૧૪) લોક એટલે ઉત્કૃષ્ટમતિ ભવ્ય-સત્ત્વ લોક-ગણધરવર્ગ, તેઓને પ્રદ્યોત-પ્રકૃષ્ટ જ્ઞાનપ્રકાશ કરનારા હોવાથી આ ભગવંતો **લોકપ્રદ્યોતકરો** છે. આમ વિવિધ અર્થમાં પ્રયુક્ત 'લોક' શબ્દથી વિવિધ પ્રકારના લોક પ્રત્યે સ્વસ્વયોગ્યતા અનુસાર ઉપયોગથી-ઉપકારથી આ પરમ લોકોપકારી ભગવંતોનું પરમ પરાર્થકરણ-પરોપકારકરણ દાખવી, આ ભગવંતોની સ્તોતવ્યસંપદ્‌ની જ બીજાઓને-પરોને પરમ ઉપયોગરૂપ થઈ પડતી એવી સામાન્યથી ઉપયોગસંપદ્ કહી. આવી આ ઉપયોગ-સંપદ્ પણ શાને લીધે છે? તેનો હેતુ દર્શાવતા અભયદ, ચક્ષુર્દ, માર્ગદ, શરણદ, બોધિદ એ પંચ પદથી ઉપયોગસંપદ્‌ની હેતુસંપદ્ બતાવી છે: (૧૫) આ ભગવંતોના ગુણપ્રકર્ષરૂપપણાને લીધે, અચિન્ત્યશક્તિયુક્તપણાને લીધે, તથાભાવે અવસ્થિતિને લીધે, સર્વથા પરાર્થકરણને લીધે-આમ આ સંકલનાબદ્ધ ચાર કારણને લીધે,-'અભય' એટલે વિશિષ્ટ આત્મસ્વાસ્થ્ય અર્થાત્ નિઃશ્રેયસ-ધર્મભૂમિકાની નિબન્ધનભૂત ધૃતિ, તેની સિદ્ધિ આ ભગવંતો થકી જ હોય છે, માટે આ ભગવંતો **અભયદો** છે; (૧૬) જેના વિના તત્ત્વદર્શન હોતું નથી ને જે ધર્મકલ્પ-વૃક્ષનું અવંધ્ય બીજ છે એવું શ્રદ્ધારૂપ ભાવચક્ષુ, તેની પ્રાપ્તિ આ ભગવંતો થકી જ હોય છે, માટે આ ભગવંતો **ચક્ષુર્દો** છે; (૧૭) 'માર્ગ' એટલે ચિત્તનું અવક્રગમન, 'ભુજંગમગમનનલિકાયામ તુલ્ય' ક્ષયોપશમવિશેષ-જેને અન્યદર્શનીઓ 'સુખા' કહે છે, તેની પ્રાપ્તિ પણ આ ભગવંતો થકી જ હોય છે, માટે આ ભગવંતો **માર્ગદો** છે; (૧૮) 'શરણ' એટલે ભવારણ્યમાં સમાશ્વાસનસ્થાન સમું તત્ત્વચિંતારૂપ અધ્યવસાન-જેને બીજાઓ 'વિવિદિષા' કહે છે, તેની પ્રાપ્તિ પણ આ ભગવંતો થકી હોય છે, માટે આ ભગવંતો **શરણદો** છે; (૧૯) 'બોધિ' એટલે જિન-પ્રણીત ધર્મપ્રાપ્તિ, તત્ત્વાર્થશ્રદ્ધાનરૂપ સમ્યગ્દર્શન-જેને જૈનેતરો 'વિજ્ઞપ્તિ' કહે છે,

૪. સામાન્યથી ઉપયોગ-સંપદ્: લોકોત્તમઆદિ પંચ પદ

૫. ઉપયોગસંપદ્‌ની હેતુ-સંપદ્: અભયાદિ પંચપદ

તેની પ્રાપ્તિ પણ આ ભગવંતો થકી જ હોય છે, માટે આ ભગવંતો બોધિદો છે. (આ અભયાદિપંચક અપુનર્બંધકને જ હોય અને તે નિયમથી ઇતરેતરફલવાળું હોય, અર્થાત્ અભયનું ફલ ચક્ષુ, ચક્ષુનું ફલ માર્ગ, માર્ગનું ફલ શરણ ને શરણનું ફલ બોધિ એમ અવશ્ય હોય, અને આવું ન હોય તેને તાત્ત્વિક અભયાદિપણું ઘટતું નથી.)

આમ સામાન્યથી ઉપયોગસંપદ્ અને તેની હેતુસંપદ્ કહી, વિશેષથી ઉપયોગસંપદ્ દર્શાવતા ધર્મદ, ધર્મદેશક, ધર્મનાયક, ધર્મસારથિ અને ધર્મવરચતુરંત ચક્રવર્ત્તી એ પંચપદ કહ્યા છે: (૨૦) 'ધર્મ' એટલે ચારિત્રધર્મ, શ્રાવકધર્મ ને સાધુધર્મ—એમ બે પ્રકારનો સ્વસ્વભૂમિકોચિત ક્રિયાથી સાધ્ય એવો આત્મપરિણામ, આ ધર્મ ભગવદ્અનુગ્રહ થકી જ પ્રાપ્ત હોય છે માટે આ ભગવંતો ધર્મદો છે; (૨૧) આવો ધર્મ (જેનો ઉત્તમ નમૂનો અત્રે હરિભદ્રજીએ સુમધુર લલિત પદોમાં આપ્યો છે) યથાભવ્ય ઉપદેશે છે, માટે આ ભગવંતો ધર્મદેશકો છે; (૨૨) આ ધર્મના વશીકરણ ભાવને લીધે, તેની ઉત્તમ પ્રાપ્તિને લીધે, તેના ફલપરિભોગને લીધે, અને તેના વિઘાતની અનુપપત્તિને લીધે —એમ ચાર મૂળ હેતુ અને તે પ્રત્યેકના ચાર ચાર ઉત્તર હેતુને લીધે ધર્મસ્વામીપણા થકી આ ભગવંતો ધર્મનાયકો છે; (૨૩) આ જ ધર્મરૂપ રથ, તેના સ્વપર અપેક્ષાએ સમ્યક્પ્રવર્ત્તન—પાલન—દમનયોગથકી ઉત્તમ સારથિપણું હોવાથી આ ભગવંતો ધર્મસારથિઓ છે; (૨૪) ચક્રવર્ત્તીચક્ર અપેક્ષાએ લોકદ્વયઉપકારિપણાએ કરીને તેમજ કપિલાદિપ્રણીત ધર્મચક્ર અપેક્ષાએ કષ—છેદ—તાપરૂપ ત્રિકોટિપરિશુદ્ધતાએ કરીને વર—પ્રધાન એવું ચતુર્ગતિનો ઉચ્છેદ કરનારૂં ધર્મચક્ર વર્ત્તાવ્યું હોવાથી આ ભગવંતો ધર્મવરચતુરન્તચક્રવર્ત્તીઓ છે. આમ ધર્મદપણાથી, ધર્મદેશકપણાથી, ધર્મનાયકપણાથી, ધર્મસારથિપણાથી અને ધર્મવરચતુરન્તચક્રવર્ત્તિપણાથી આ ભગવંતો બીજા જીવોને વિશેષે કરીને ઉપયોગી—ઉપકારી થઈ પડે છે, એટલે સ્તોતવ્યસંપદ્ની જ વિશેષથી ઉપયોગસંપદ્ કહી.

૬. વિશેષથી ઉપયોગસંપદ્: ધર્મદઆદિ પંચ પદ

હવે ભગવંતની જે અર્હત્ભગવત્પણારૂપ સ્તોતવ્યસંપદ્ પ્રારંભમાં જ કહી, તેની સકારણા સ્વરૂપસંપદ્ દર્શાવતા અપ્રતિહતવરજ્ઞાનદર્શનધર અને વ્યાવૃત્તછદ્મ એ બે પદ કહ્યા છે: (૨૫) કોઈ (બૌદ્ધો) અપ્રતિહતવરજ્ઞાનદર્શનધર માને છે તેનું સુયુક્તિથી નિરસન કરી, આત્માનું સર્વજ્ઞાનદર્શનસ્વભાવપણું સતે નિરાવરણપણાએ કરીને આ ભગવંતો અપ્રતિહતવરજ્ઞાનદર્શનધરો હોય છે; (૨૬) (કોઈ—આજીવિકમતવાળાઓ અવ્યાવૃત્તછદ્મ માને છે તેનું નિરાકરણ કરી,) છાદે છે તે 'છદ્મ'—જ્ઞાનાવરણાદિ ઘાતિકર્મ —ભવાધિકાર, તે જેને વ્યાવૃત્ત છે એવા આ ભગવંતો વ્યાવૃત્તછદ્મ છે.

૭. સકારણા સ્વરૂપસંપદ્: અપ્રતિહતવરજ્ઞાન-દર્શનધર, વ્યાવૃત્તછદ્મ

આવી સકારણા સ્વરૂપસંપદ્સંપન્ન આ અર્હંત ભગવંતો એટલા બધા પરમ ઉદાર

૮. આત્મતુલ્ય પરફલકર્તૃત્વસંપદ્: જિન-જાપકાદિચારપદ

અને પરમ સમર્થ છે કે તેઓ બીજા જીવોને પણ આત્મતુલ્ય ફલ આપે છે, એ દર્શાવતાં, (૨૭) જિન-જાપક, (૨૮) તીર્ણ-તારક, (૨૯) બુદ્ધ-બોધક, (૩૦) મોચ્ય-મોચક આ ભગવંતો છે એમ સવિસ્તર યુક્તિથી સિદ્ધ કરી સ્તોતવ્યસંપદ્‌ની જ આત્મતુલ્યપરફલકર્તૃત્વસંપદ્ કહી.

૯. પ્રધાનગુણ-અપરિક્ષયથકી પ્રધાનફલપ્રાપ્તિ વડે અભયસંપદ્: સર્વજ્ઞ-સર્વદર્શી આદિ ત્રણ પદ

છેવટમાં પ્રધાનગુણના અપરિક્ષયથકી પ્રધાનફલપ્રાપ્તિવડે અભયસંપદ્ દર્શાવતા સર્વજ્ઞ-સર્વદર્શી, શિવઅચલાદિરૂપ સિદ્ધિગતિસ્થાનસંપ્રાપ્ત, જિનો જિતભય એ ત્રણ પદનો ઉપન્યાસ કર્યો છે: (૩૧) સર્વજ્ઞ-સર્વદર્શિપણું એ તો આત્માનો સ્વભાવ છે અને નિરાવરણપણું થયે તે આવિર્ભૂત-પ્રગટ હોય છે. 'ચંદ્ર જેમ ભાવશુદ્ધ પ્રકૃતિથી આત્મા સ્થિત છે (કાંઈ નવીન સ્થાપિત કરવાનો નથી), વિજ્ઞાન છે તે ચંદ્રિકા જેવું છે, તેનું આવરણ છે તે વાદળા જેવું છે;' તે આવરણ દૂર ટળતાં જેમ ચંદ્રની ચંદ્રિકા વિશ્વમાં વિસ્તરે છે, તેમ જ્ઞાનાવરણ દૂર ટળતાં આત્મચંદ્રની જ્ઞાનચંદ્રિકા અખિલ વિશ્વને પ્રકાશે છે, અને આમ કેવલજ્ઞાનસ્વરૂપે પ્રકાશતા આ જિનરાજ-ચંદ્ર અર્હંત ભગવંતો **સર્વજ્ઞ-સર્વદર્શીઓ** હોય છે. (૩૨) શિવ, અચલ, અરુજ, અનંત, અક્ષય, અવ્યાબાધ, અપુનરાવૃત્તિ એવા 'સિદ્ધિગતિ' નામધેય સ્થાનને સંપ્રાપ્ત આ અર્હંત ભગવંતો છે. 'एवंभूता एव प्रेक्षावतां नमस्कारार्हा:'— એવંભૂતો જ-એવા પ્રકારની સિદ્ધદશાને પામેલાઓ જ પ્રેક્ષાવંતોને-વિચારવાનોને નમસ્કારાર્હ-નમસ્કાર કરવા યોગ્ય છે. (આદિમાં અને અંતમાં મૂકેલો નમસ્કાર મધ્યવ્યાપી છે એટલા માટે આ સૂત્રના પ્રત્યેક પદ સાથે આ નમસ્કાર યોજવા યોગ્ય છે,-જેમ કે नमो आइगराणं नमो तित्थयराणं ઇત્યાદિ). (૩૩) ભવપ્રપંચનિવૃત્તિથી જેણે ભય ક્ષપિત કર્યો છે. ખપાવ્યો છે એવા આ અર્હંત ભગવંતો **જિતભયો** છે; એવા આ જિનોને જિતભયોને નમસ્કાર હો! नमो जिणाणं जिअभयाणं। અત્રે બહુવચનપ્રયોગ છે તે આશયસ્ફૂતિ અર્થે અને ફલાતિશયજ્ઞાપનાર્થે છે એમ કહી, આ ફલ ભગવદ્આલંબન ચિત્તવૃત્તિથી ભગવંતો થકી જ છે એમ ચિન્તામણિરત્નપ્રણિધાનના દૃષ્ટાંતથી સ્પષ્ટ સમજાવી, **આચાર્યવર્ય હરિભદ્રજીએ** 'એક પૂજ્યે સર્વ પૂજ્યા' એ સૂત્રનું અદ્ભુત પરમાર્થરહસ્ય પ્રકાશ્યું છે. આમ ઉક્ત પ્રકારે જે સર્વજ્ઞ-સર્વદર્શીઓ છે, તેઓનું જ શિવઅચલાદિ વિશેષણસંપન્ન સિદ્ધિગતિસ્થાનની સંપ્રાપ્તિ થકી **જિતભયપણું** કહેવાય છે. અને આમ સર્વજ્ઞ-સર્વદર્શિપણારૂપ પ્રધાનગુણના અપરિક્ષય વડે કરીને પરમ અભય એવા મોક્ષરૂપ પ્રધાનફલની પ્રાપ્તિરૂપ અભયસંપદ્ કહી.

આમ સ્વપ્રજ્ઞાથી નવ વિભાગમાં વિભક્ત આ સંપદોની યુક્તિયુક્ત સંકલનાનું પરમાર્થપ્રદર્શક પ્રયોજનરહસ્ય દર્શાવતો ઉપસંહાર કરતાં આર્ષ દ્રષ્ટા **પ્રજ્ઞાનિધાન મહર્ષિ હરિભદ્રાચાર્યજી** સ્પષ્ટીકરણ કરે છે કે-આ જ ઉક્ત ક્રમે પ્રેક્ષાવંતોની-વિચારવંત

વિદ્વજ્જનોની જિજ્ઞાસાપ્રવૃત્તિ હોય છે, તેમ જ એવા પ્રકારે વિશેષ પ્રણિધાનનીતિથી આ 'ભગવદ્ગુણબહુમાનસાર' સમ્યગ્ અનુષ્ઠાન હોય છે, એ જણાવવા માટે એમ ઉક્ત ક્રમે નવ વિભાગમાં આ સંપદોનો ઉપન્યાસ કર્યો છે.

અને આમ આ સૂત્રની સંકલનાનું બુદ્ધિગમ્ય મૌલિક સંશોધન કરી, આ કુશાગ્રબુદ્ધિ મહર્ષિએ પોતાના પ્રજ્ઞાતિશયનો અદ્ભુત ચમત્કાર દાખવ્યો છે; એટલું જ નહિં પણ ગણધર જેવા મહાપુરુષપ્રથિત આ સૂત્ર જે લોકો સામાન્યપણે પોપટની જેમ પઢી જાય છે, પણ અર્થ વિચારતા નથી, તેઓને આ સૂત્રમાં કેટલો બધો અર્થસંભાર ભર્યો છે તે પદે પદે નિર્ઝરતી અનન્ય ભક્તિથી બતાવી આપ્યું છે; અને આમ મૂળ પાઠમાત્ર સૂત્રનું અદ્ભુત સંકલન માત્ર સ્વબુદ્ધિબળે જ શોધી કાઢી, શ્રી ગણધર ભગવંતના હૃદયમાં જાણે અંતઃપ્રવેશ કર્યો હોય એમ તેમનો અંતરૂઆશય અપૂર્વ આશ્ચર્યકારક હૃદયંગમ શૈલીથી વ્યક્ત કર્યો છે. એટલે જ આ પ્રજ્ઞાનિધાન હરિભદ્રજીના કીર્ત્તિકલશરૂપ આ સુવર્ણમય લલિતવિસ્તરાનો ઝગમગતો પ્રકાશ અદ્યાપિ સહૃદય પ્રાજ્ઞજનોને આકર્ષી રહ્યો છે, અને તેમના અંતરૂને અજવાળી રહ્યો છે.

**લલિત વિસ્તરા હરિભદ્રજીનો 'સુવર્ણમય' કીર્તિકલશ**

આ ઉક્ત નાના પ્રકારની ચિત્ર સંપદ્ અનેકાંત સ્યાદ્વાદ વિના ઘટતી નથી, અર્થાત્ આ બધો પ્રપંચ એકાનેકસ્વભાવી અનેકાંત વસ્તુ સાથે જોડાયેલો છે, નહિં તો આ ચિત્ર સંપદો કલ્પનામાત્ર થઈ પડી નિષ્ફળ હોય, એમ આ સૂત્રપ્રાંતે અનેકાન્ત ચર્ચા ઉપસ્થિત કરતાં **આચાર્યજી** હરિભદ્રજીએ ન્યાયયુક્તિપ્રમાણથી અનેકાન્તની મહાપ્રતિષ્ઠા કરી **અનેકાન્તજયપતાકા** ફરકાવી છે.

આમ પ્રણિપાતદણ્ડક સૂત્રની વિસ્તૃત મીમાંસા સમાપ્ત કરી, ભાવિતાત્મા આચાર્યજીએ ચૈત્યવન્દનને યોગ્ય ભૂમિકાનો સંપાદનવિધિ વિસ્તારથી દર્શાવ્યો છે; અને તેમાં કેવા દ્રવ્ય—ભાવવિધિથી મન—વચન—કાયની એકાગ્રતા સાધી કેવા મહાસ્તોત્રો ભાવવૃદ્ધિ અર્થે ભાવસારપણે પઢવા જોઈએ તે સુરેખપણે બતાવ્યું છે. આ સ્તોત્રોથકી શુભચિત્તલાભ હોય છે, નહિં તો યોગવ્યાઘાત હોય છે એમ સ્પષ્ટ કહી, શુભચિત્તલાભ એ જ વન્દનાનું અર્થ—પ્રયોજન છે એટલે શુભચિત્તલાભ ઉપજવાથી ખરેખરી અર્થોક્ત યોગસિદ્ધિ થવી એ જ અત્ર જ્ઞાપક છે, એમ વચનટંકાર કર્યો છે; અને આમ ભાવિત અનુષ્ઠાનને જ અત્ર સ્થાન છે, અભાવિત—ભાવવિહીન અનુષ્ઠાન તો **આગમબાહ્ય છે—** 'तदपरस्याऽऽगमबाह्यत्वात्' એમ સ્વદર્શનીઓ પ્રત્યે ખુલ્લેખુલ્લું માર્મિક કથન કરી, ચૈત્યવન્દનનો ઉપહાસ કરનારા અન્યદર્શનીઓને રદીઓ આપ્યો છે. છેવટે એવા સ્તોત્રોથી શુભ ચિત્ત સંપ્રાપ્ત કરી પ્રસ્તુત વન્દનાભૂમિકાના સંપાદનાર્થે સહૃદય નટ જેમ ગૃહીત-ભાવ થઈ—'**गृहीतभावः सहृदयनटवत्**'—વન્દના કરવાની ચેષ્ટા કરે છે ઇ. સમ્યક્વિધિ

**ચૈત્યવદનયોગ્ય ભૂમિકા સંપાદન વિધિ**

દર્શાવી ચૈત્યવન્દન સૂત્રનો (अरिहंतचेइयाणं-વન્દનાકાયોત્સર્ગ સૂત્ર) અવતાર કર્યો છે; અને સ્પષ્ટ કહ્યું છે કે આ યથોક્ત વિધિથી વન્દનાભૂમિકાઆરાધનાનું ફલ નિયમથી પરંપરાથી મુક્તિ છે,–નહિં તો કૂટ નટ જેવું અભાવિત અનુષ્ઠાન તે તો વિદ્વાનોને આસ્થા-નિબંધન નથી–'इतरथा तु कूटनटनृत्तवत् अभावितानुष्ठानं न विदुषामास्थानिबन्धनम् ।'

**ચૈત્યવંદન સૂત્ર વ્યાખ્યાન**

પછી આ **અર્હત્ચૈત્યવન્દનસૂત્રનું** પદેપદ વિવરી દેખાડી તેની પરિસ્ફુટ વ્યાખ્યા કરતાં સ્પષ્ટ શબ્દોમાં કહ્યું છે કે **અર્હત્ચૈત્ય** એટલે **અર્હત્પ્રતિમા**;—चित्तम्–अन्तःकरणं तस्य भावः कर्म वा'–ઇ, તેને 'य' પ્રત્યય લાગતાં ચૈત્ય થાય છે, તેમાં અર્હંતોની પ્રતિમાઓ પ્રશસ્ત સમાધિચિત્તના આપાદકપણાને લીધે અર્હત્ચૈત્યો કહેવાય છે એમ વ્યુત્પત્તિ અર્થથી સિદ્ધ કર્યું છે,—'तत्रार्हतां प्रतिमाः प्रशस्तसमाधिचित्तापादकत्वा-दर्हच्चैत्यानि भण्यन्ते'—અને આમ અર્હત્પ્રતિમાની પૂજ્યતા સિદ્ધ કરી પ્રતિમારાધનનું શાસ્ત્રસિદ્ધપણું સુપ્રતિષ્ઠિત કર્યું છે. આ અર્હત્ચૈત્ય–જિનપ્રતિમાના વન્દનાદિનિમિત્તે આ કાયોત્સર્ગ કરૂં છું એવી કાયોત્સર્ગપ્રતિજ્ઞાનો અર્થ સ્પષ્ટ કરી વન્દન–પૂજન–સત્કાર એ પદોનો ભાવાર્થ બતાવ્યો છે. ત્યાં પૂજન–સત્કાર તો દ્રવ્યસ્તવરૂપ હોઈ સાધુને અનુચિત છે ને શ્રાવક તો તે કરે જ છે, તો પછી સાધુ કે શ્રાવક એ બેમાંથી આ કાયોત્સર્ગનો વિષય કોણ છે? એવી આશંકાનું વિસ્તારથી સમાધાન કરતાં, સામાન્યથી સાધુ–શ્રાવક બન્ને તેના વિષય છે એમ દર્શાવી, સાધુને પોતે કરવાની અપેક્ષાએ પૂજન–સત્કારાદિ દ્રવ્યસ્તવનો નિષેધ છે, પણ કરાવવા–અનુમોદવાની અપેક્ષાએ નિષેધ નથી એમ પ્રતિપાદન કર્યું છે; શ્રાવક તો આ પૂજા–સત્કારરૂપ દ્રવ્યસ્તવનો વિષય છે જ અને આરંભવંતને આ બન્ને ઔચિત્ય–આજ્ઞાઅમૃતયોગને લીધે ઉચિત છે ઇ. યુક્તિથી તેમ જ કૂપઉદાહરણથી પ્રદર્શિત કર્યું છે. પછી સન્માનપ્રત્યયે, વન્દનપ્રત્યયે, બોધિલાભપ્રત્યયે, નિરુપસર્ગ-પ્રત્યયે એ પદોનો અર્થ સ્પષ્ટ કહી, વન્દનાદિ બોધિલાભપ્રત્યયે અને બોધિલાભ નિરુપસર્ગ-પ્રત્યયે–મોક્ષપ્રત્યયે છે ઇ. મર્મ સમજાવ્યો છે. છેવટે શ્રદ્ધાથી, મેધાથી, ધૃતિથી, ધારણાથી, અનુપ્રેક્ષાથી, એ પદોનો અપૂર્વ પરમાર્થ દર્શાવતાં તે પ્રત્યેક પદના ભાવને સુંદર સચોટ અદ્ભુત દષ્ટાંતથી પુષ્ટ કર્યો છે; અને આ શ્રદ્ધાઆદિ અપૂર્વકરણ મહાસમાધિના બીજો છે એમ તેનો અપૂર્વ મહામહિમા સંગીત કરી, આ શ્રદ્ધાદિ પણ વર્ધમાન હોય ને એઓના લાભ–વૃદ્ધિ પણ આ જ ક્રમે હોય એમ સ્પષ્ટ કર્યું છે. છેવટે અભ્યુપગમપૂર્વક ને શ્રદ્ધાદિસંયુક્ત જ સદનુષ્ઠાન છે એમ સ્પષ્ટીકરણ કરતાં, શ્રદ્ધાદિવિહીનનો તો આ સૂત્રપાઠ મૃષાવાદ છે એમ વચનટંકાર કરી, શ્રદ્ધાદિના મંદ–તીવ્રાદિ ભેદ અને આદરાદિ લિંગ બતાવ્યા છે; અને ઇક્ષુ–રસાદિ ઉપમાવાળા ચિત્તધર્મો છે એ અન્યદર્શનીઓના કથનની સંમતિથી સાકર આદિ સમા શ્રદ્ધાદિ હોય છે એમ આ વસ્તુની પુષ્ટિ કરી છે.

પછી ઉક્ત કાયોત્સર્ગપ્રતિજ્ઞાના આગાર–અપવાદપ્રકાર સૂચવતા **અન્નત્થ સૂત્રની** વ્યાખ્યા કરતાં કાયોત્સર્ગપ્રતિજ્ઞાનો મર્મ સમજાવી આચાર્યજીએ આ આગારોનું પંચ

અતિચારજાતિઓમાં સુંદર બુદ્ધિગમ્ય મૌલિક વર્ગીકરણ કર્યું છે અને કાયોત્સર્ગના માન (પ્રમાણ) આદિ અંગે પ્રમાદી વાદીઓની દલીલોનું નિરસન કરતાં અતિ સૂક્ષ્મ પર્યાલોચન કર્યું છે.

લોગસ્સ સૂત્ર: ચતુર્વિંશતિ સ્તવ

પછી—આ જ અવસર્પિણી કાળમાં ભારતમાં જે તીર્થંકરો થયા, તેઓના જ 'એક-ક્ષેત્રનિવાસાદિથી આસન્ન (નિકટ) ઉપકારિપણાએ કરીને કીર્ત્તનાર્થે ચતુર્વિંશતિસ્તવ—'લોગસ્સ સૂત્ર' કહ્યું છે. તેમાં—પ્રથમ ગાથામાં 'લોકના ઉદ્યોતકર' એ પદથી વિજ્ઞાનઅદ્વૈતવાદીનું નિરાકરણ કર્યું છે, કારણ કે લોક ઉદ્યોત્ય છે અને ભગવાન્ ઉદ્યોતક—ઉદ્યોત કરનાર છે. એટલે એ બન્નેનો ભેદ પ્રગટ છે. માટે જે આમ લોકના ઉદ્યોતકર છે, તેમ જ ધર્મતીર્થના કરનારા હોવાથી ધર્મતીર્થંકરો છે, રાગાદિના જેતા હોવાથી જિનો છે, અશોકાદિ અષ્ટપ્રાતિહાર્યાદિ પૂજાને અર્હ હોવાથી અર્હંતો છે, કેવલજ્ઞાનના હોવાપણાથી કેવલી છે, એવા આ ચોવીશે તીર્થંકર ભગવંતોને હું કીર્ત્તિશ-કીર્ત્તન કરીશ એમ પ્રતિજ્ઞા કરી છે. આ પ્રત્યેક પદ સંબંધી વિવિધ શંકાઓ ઊઠાવી તેનું પ્રત્યેકનું અજબ કુશલતાથી સમાધાન કરતાં **આચાર્યવર્ય** હરિભદ્રજીએ આ પ્રત્યેક પદનું પ્રતિનિયત પ્રત્યવસ્થાન કર્યું છે. (૨-૩-૪) ગાથામાં **ઋષભદેવથી માંડી વર્દ્ધમાન** પર્યંત ચોવીશે તીર્થંકરોના નામ લઈ કીર્ત્તન કર્યું છે. (૫) ગાથામાં ચિત્તશુદ્ધિ અર્થે પ્રણિધિ (પ્રણિધાન) કર્યું છે—'**तित्थयरा मे पसीयंतु**' આવા આ 'વિધૂતરજમલ ને પ્રક્ષીણજરામરણ' તીર્થંકરો મ્હારા પર પ્રસાદ કરો! આ શું પ્રાર્થના છે કે નહિં? જો છે તો તે આશંસારૂપ હોઈ સુંદર નથી ઇ. શંકાનું પરમ આશ્ચર્યકારી સવિસ્તર સમાધાન કરતાં **ભક્તશિરોમણિ હરિભદ્રજીએ** તાત્પર્ય દર્શાવ્યું છે કે—આ ભગવંતો રાગાદિરહિતપણાને લીધે જો કે પ્રસાદ પામતા નથી, તો પણ અચિન્ત્યચિંતામણિ સમા તેઓને ઉદ્દેશીને સ્તુતિકર્ત્તાને અંતઃકરણ-શુદ્ધિથી ઇષ્ટફલસિદ્ધિ હોય છે. પછી (૬) ગાથામાં—'**आरुग्गबोहिलाभं समाहिवरमुत्तमं दिंतु**'—આરોગ્યબોધિલાભ ને ઉત્તમ સમાધિવર દીઓ! એમ પ્રભુ પાસે યાચના કરી છે. આ શું નિદાન (નિયાણું) છે કે નથી? જો નિદાન છે તો આ આગમમાં નિષિદ્ધ હોવાથી આથી બસ થયું! અને જો નથી, તો તે સાર્થક છે કે નિરર્થક? ઇત્યાદિ શંકાનું સમાધાન કરતાં આ નિદાન તો નથી જ એમ સ્પષ્ટ કહી શાસ્ત્રપારદશ્વા આચાર્યવર્ય હરિભદ્રજીએ શાસ્ત્રીય મીમાંસા કરી નિદાનનું—ખાસ કરીને મોહગર્ભ નિદાનનું સૂક્ષ્મ સ્વરૂપ બતાવી નિદાનનું સર્વથા નિષિદ્ધપણું બતાવ્યું છે; અને આ યાચનાનું ચતુર્થભાષા-રૂપપણાથી સાર્થકપણું પ્રકાશી, અપૂર્વ ચિન્તામણિ સમા ભગવંતના 'ગુણપ્રકર્ષનું બહુમાન-કર્મવનને દાવાનલ' છે—'**गुणपगरिसबहुमाणो कम्मवणदवाणलो जेण**' એમ પરમ ભક્તિરસનિર્ભર તાત્પર્ય દર્શાવ્યું છે. (૭) ગાથામાં ચંદ્રો કરતાં નિર્મલ, સૂર્યો કરતાં અધિક પ્રકાશકર, સાગરવરગંભીર એવા સિદ્ધો મને સિદ્ધિ આપો!'—'**सिद्धा सिद्धिं मे दिसंतु**!'—એવી ભાવના કરી છે, તેનું ભાવિતાત્મા **મહાત્મા** હરિભદ્રજીએ અપૂર્વ

પરિભાવન કર્યું છે. આ ચતુર્વિંશતિ સ્તવ-લોગસ્સ સૂત્ર પછી—'सव्वलोए अरिहंतचेइयाणं' —સર્વલોકે અર્હત્ચૈત્યવન્દન સૂત્રમાં સર્વલોકમાં જ અર્હત્ચૈત્યોના વન્દનાદિ નિમિત્તે કાયોત્સર્ગકરણાર્થે વન્દનાકાયોત્સર્ગ સૂત્રનો ઉપન્યાસ કરી, તેનું પૂર્વવત્ વ્યાખ્યાન સમજી લેવું એમ દિગ્દર્શન કર્યું છે.

શ્રુતસ્તવ: પુષ્કરવરદ્વીપાર્દ્ધ સૂત્ર

એમ સર્વ તીર્થંકરોની સ્તુતિ કહી, હવે તેઓએ ઉપદેશેલા આગમની સ્તુતિ કરવા માટે પુષ્કરવરદ્વીપાર્દ્ધ સૂત્ર (પુક્ખવરદીવડ્ઢે સૂત્ર) કહ્યું છે. 'જેનાથી તે ભગવંતો અને તેઓએ કહેલા ભાવો સ્ફુટ જણાય છે તે 'પ્રદીપસ્થાનીય' સમ્યક્ શ્રુત કીર્ત્તન અર્હે છે-યોગ્ય છે,'—'तत् प्रदीपस्थानीयं सम्यक्-श्रुतमर्हति कीर्त्तनम्,'—એમ કહી બહુશ્રુત આચાર્યજી હરિભદ્રજીએ પરમ ભક્તિબહુમાનથી આ શ્રુતસ્તવ સૂત્રનો સમવતાર કર્યો છે. તેમાં-(૧) પ્રથમ ગાથામાં અઢી દ્વીપમાં 'ધર્માદિકરોને'-શ્રુતધર્માદિકરોને તીર્થંકરોને નમસ્કાર કર્યો છે. અત્રે અપૌરુષેયવાદનું ઉત્થાપન કરતી નિષ્તુષ યુક્તિઓથી **મહાન્ દાર્શનિક** હરિભદ્રજીએ અત્યંત સમર્થપણે પૌરુષેયવાદનું સુસંપ્રતિષ્ઠાપન કર્યું છે. (૨) બીજી ગાથામાં શ્રુતધર્મની સ્તુતિ કરી, (૩) ત્રીજી ગાથામાં ધર્મનો સાર પામી કોણ પ્રમાદ કરે?'—'धम्मस्स सारमुवलब्भ करे पमायं?' એમ આત્માને જાગ્રત કરે એવો અપૂર્વ બોધ આપ્યો છે. (૪) તે બોધથી પ્રતિબોધ પામી, પ્રમાદને ફગાવી દઈ, શ્રુતધર્મ-ચારિત્રધર્મમાં ઉદ્યત થયો છે એવો મુમુક્ષુ આત્મા પરમ ભાવઉલ્લાસમાં આવી જઈ,-'અહો! સિદ્ધ એવા (આ ધર્મમાં) હું પ્રયત છું, જિનમતને નમસ્કાર હો!-જેના થકી સંયમમાં સદા નન્દિ (સમૃદ્ધિ) હોય છે,—'सिद्धे भो! पयओ नमो जिणमए नन्दी सया संजमे' એમ વચનટંકાર કરી, 'धम्मो वड्ढउ सासओ विजयओ धम्मुत्तरं वड्ढउ'—ધર્મ શાશ્વતપણે વિજયથી વૃદ્ધિ પામો! (અથવા વિજય પામો!) ધર્મોત્તર વૃદ્ધિ પામો!-એમ અહોનિશ શ્રુતધર્મવૃદ્ધિની ભાવના વ્યક્ત કરે છે, એવા ભાવની આ ચોથી ગાથાનું **ભાવિતાત્મા મહાત્મા** હરિભદ્રજીએ અનન્ય ભક્તિથી અપૂર્વ ભાવપૂર્ણ અર્થભાવન કર્યું છે; અને ત્યાં 'मोक्षार्थिना प्रत्यहं ज्ञानवृद्धिः कार्या' 'एवं च सद्भावारोपणात्तद्वृद्धिः' ઇ૦ અમર સુવર્ણસૂત્રો ગૂંથી, આ શ્રુતધર્મવૃદ્ધિની અભિલાષા એ પ્રણિધાન છે ને તે મોક્ષપ્રતિબંધથી અનાશંસાભાવનું બીજ છે અને અસંગથી એનું ફલ સંવેદાય છે ઇત્યાદિ અપૂર્વ તત્ત્વવાર્ત્તા પ્રકાશી છે. અત્રે શ્રુત-શાલિવૃદ્ધિમાં વિવેક-ગ્રહણ એ જ જલ છે, અને આ વિવેક અતિગંભીર ઉદાર આશયરૂપ હોઈ આ થકી જ સંવેગઅમૃતનું આસ્વાદન હોય છે, અવિજ્ઞાતગુણવાળા ચિન્તામણિમાં યત્ન હોતો નથી,—'एवं विवेकग्रहणमत्र जलम्। अतिगम्भीरोदार एष आशयः। अत एव संवेगामृतास्वादनं। नाविज्ञाते चिन्तामणौ यत्नः।'—ઇત્યાદિ અમૃત શબ્દોમાં વિવેકની મુક્તકંઠે પ્રશંસા કરી, **આચાર્યજી હરિભદ્રજીએ** 'एकान्ताविषयो गोयोनिवर्गस्य'—આ વિવેક ગોયોનિવર્ગનો (બળદીઆની જાતિલાઓનો) એટલે કે અવિવેકીઓનો અવિષય છે એમ માર્મિક ઉપહાસરૂપ કટાક્ષ (Sarcastic remark) કર્યો છે; તેમજ અત્રે શ્રુત અને વિવેક એમ જૂદું ગ્રહણ કરવાનું રહસ્ય પ્રકાશ્યું છે કે-

કાવ્યભાવને અહૃદયની જેમ—'अहृदयवत् काव्यभावं'—મહામિથ્યાદૃષ્ટિ આ શ્રુત યથાવત્ જાણતો નથી એટલે જ નિષ્ફલપણાને લીધે અભવ્યને ચિન્તામણિની પ્રાપ્તિ જેમ તેને શ્રુતની પ્રાપ્તિ પણ અપ્રાપ્તિ છે; અને આમ વચનટંકાર કરી, આ **જગદ્‌ગુરુ આચાર્યજીએ**—'प्राप्तं चैतदभव्यैरप्यसकृत, वचनप्रामाण्यात'—આગમપ્રમાણથી જણાય છે કે આ શ્રુત અભવ્યોએ પણ અનેકવાર પ્રાપ્ત કર્યું છે, પણ નિષ્ફલપણાને લીધે તેથી કાંઈ નથી 'न च ततः किञ्चित्'—આ વસ્તુ આગમાનુસાર પરિભાવન કરવાનો આગમજ્ઞોને અનુરોધ કર્યો છે. એમ શ્રુતધર્મવૃદ્ધિની ભાવનાનું પ્રણિધાન કરી, શ્રુત ભગવંતના વંદનાદિપ્રત્યયે કાયોત્સર્ગસૂત્ર કહ્યું છે—'सुअस्स भगवओ करेमि काउस्सग्गं' ઇ૦ આ સૂત્રની અદ્‌ભુત વ્યાખ્યા કરતાં આ **જગદ્‌ગુરુ આચાર્ય ભગવંત હરિભદ્રજીએ** સમગ્રઐશ્વર્ય-યુક્ત આ શ્રુત ભગવંતનો આ સમગ્રઐશ્વર્યયોગ સિદ્ધપણાએ કરીને ફલઅવ્યભિચારથી, સુપ્રતિષ્ઠિતપણાથી અને ત્રિકોટિપરિશુદ્ધિથી કેવી કેવી રીતે ઘટે છે, તેનું સવિસ્તર સુયુક્તિયુક્ત ભાવન કરી, આ શ્રુત ભગવંતની જગત્‌ના ચોગાનમાં મહાપ્રતિષ્ઠા કરી છે.

સિદ્ધસ્તવ: 'સિદ્ધાણંબુદ્ધાણં' સૂત્ર

પછી અનુષ્ઠાનપરંપરાના ફલભૂત અને તે અનુષ્ઠાનક્રિયાના પ્રયોજક એવા સિદ્ધોને નમસ્કરણાર્થે સિદ્ધસ્તવ—'सिद्धाणं बुद्धाणं' સૂત્ર કહ્યું છે. (૧) સિદ્ધોને, બુદ્ધોને, પારગતોને, પરંપરગતોને, લોકાગ્રઉપગતોને, એવા સર્વ સિદ્ધોને નમસ્કાર હો! એવા ભાવની તેની પ્રથમ ગાથાના પ્રત્યેક પદનું પ્રયોજન દર્શાવવાપૂર્વક તેનો પ્રતિનિયત અર્થનિર્ણય કરી, **મહાન્ યોગાચાર્ય શ્રી હરિભદ્રજીએ** 'नमः सदा सर्वसिद्धेभ्यः' એમાં સર્વ સિદ્ધોને એ પદનું વ્યાખ્યાન કરતાં તીર્થસિદ્ધ-અતીર્થસિદ્ધ આદિ પંદર ભેદે સિદ્ધનું સવિસ્તર વિવરણ કર્યું છે. (૨) આમ સર્વ સિદ્ધોને નમસ્કાર કરી, બીજી ગાથામાં આસન્ન-ઉપકારી **મહાવીર વર્દ્ધમાન સ્વામીની** સ્તુતિ કરી છે કે—'જે દેવોના પણ દેવ છે, જેને દેવો પણ અંજલિ જોડી નમે છે, તે દેવદેવપૂજિત **મહાવીરને** હું શિરથી વંદું છું.' (૩) અને પછી 'एक्कोवि णमोक्कारो जिणवरवसहस्स वद्धमाणस्स' ઇ૦ ત્રીજી ગાથામાં જિનવરવૃષભ વર્દ્ધમાનને એક પણ નમસ્કાર નર વા નારીને સંસારસાગરથી તારે છે—'संसारसागराओ तारेइ नरं व नारिं वा,' એમ ભગવંતના એક પણ નમસ્કારનું સંસાર-સાગરતારણરૂપ ઉત્તમ ફલ દર્શાવ્યું છે. આ ગાથાની સૂક્ષ્મ મીમાંસા કરતાં **આચાર્યવર્ય હરિભદ્રજીએ**—જિનવરવૃષભ વર્ધમાનને યત્નથી કરવામાં આવતો 'एकोऽपि नमस्कारः तिष्ठन्तु बहवः' એક પણ નમસ્કાર-બહુ તો દૂર રહો-સંસારસાગરમાંથી પુરુષ વા સ્ત્રીને તારે છે, અર્થાત્ ઉત્તમ ભગવદ્‌ભક્તિથકી **પુરુષ** વા **સ્ત્રી** તદ્‌ભવે જ મોક્ષગામી થઈ શકે છે,—એ મુદ્દો સાવ સ્પષ્ટ કર્યો છે; અને આમ **સ્ત્રી** પણ મુક્તિગામી થઈ શકે છે એ ઉક્તના સમર્થનમાં 'સ્ત્રી-નથી અજીવ, નથી અભવ્ય' ઇ૦ પંદર નિષેધાત્મક મુદ્દા દર્શાવી, 'સ્ત્રી ઉત્તમધર્મસાધિકા કેમ ન હોય?' એવા ભાવનું યાપનીયતંત્રનું વચન ટાંકી, તે પ્રત્યેક મુદ્દાની શાસ્ત્રીય છણાવટ કરી સ્ત્રીમુક્તિનું યુક્તિથી સમર્થન કર્યું છે; અને યથોક્ત

ગુણસંપત્તિવંતે કરેલો આ પ્રસ્તુત નમસ્કાર કેવલસાધક છે ને કેવલ સતે નિયમથી મોક્ષ હોય જ—'केवलसाधकश्चायं सति च केवले नियमान्मोक्षः' માટે નમસ્કાર કાર્ય છે—'तस्मान् नमस्कारः कार्यः' એ મહાન્ સૂત્ર કહ્યું છે. અત્રે-આ શું સ્તુતિઅર્થવાદ છે? કે વિધિવાદ છે? જો સ્તુતિઅર્થવાદ છે તો યથોક્ત ફલનો અભાવ વા ફલાન્તરનો ભાવ હોય, તો પછી અહીં યત્ન કર્યાથી શું? અને જો વિધિવાદ છે તો સમ્યક્ત્વ-વ્રતાદિનું વ્યર્થપણું છે,—આમ બન્ને પક્ષમાં દૂષણ છે એમ શંકાકાર પૂર્વપક્ષ કરે છે, તેનું સર્વાંગી સમાધાન કરતાં સ્પષ્ટ ભાખ્યું છે કે-આ વિધિવાદ જ છે, —'विधिवाद एवायं,' અને તત્ત્વથી સમ્યક્ત્વાદિ હોય તો જ આ ભાવનમસ્કાર હોય એટલે સમ્યક્ત્વાદિનું વ્યર્થપણું નથી, પણ ભાવનમસ્કારનું અવંધ્યહેતુપણું છે; એમ દીનારાદિ કોકો ભૂમિન્યાયના દૃષ્ટાંતથી સમર્થિત કરી અને અર્થવાદપક્ષમાં પણ સર્વ સ્તુતિ સમાનફલવાળી નથી એ બાવળ અને કલ્પદ્રુમના દૃષ્ટાંતથી સિદ્ધ કરી, ભગવત્નમસ્કાર ઉપમાતીત છે એમ ઉદ્ઘોષણા કરી, **ભક્તશિરોમણિ મહર્ષિ હરિભદ્રાચાર્યજીએ** ભગવદ્ભક્તિનો અપૂર્વ મહિમા ઉત્કીર્ત્તન કર્યો છે. આવા આ સિદ્ધસ્તવ પછી 'वेयावच्चगराणं' સૂત્ર કહ્યું છે-'વૈયાવૃત્ત્યકર, શાંતિકર, સમ્યગ્દૃષ્ટિ સમાધિકરોના સંબંધી કાયોત્સર્ગ કરૂં છું' ઇતિ યાવત્, એ સૂત્રનું પણ **હરિભદ્રજીએ** સ્પષ્ટ વ્યાખ્યાન કર્યું છે.

પછી ભક્તિરંગથી રંગાયેલા-'સંવેગભાવિતમતિઓ' પુનઃ વિધિથી પ્રણિધાન કરે છે, તેનું સૂત્રણ કરતું 'પ્રણિધાન સૂત્ર'-'जय वीयराय' સૂત્ર કહ્યું છે. અને તેનું અદ્ભુત વ્યાખ્યાન કરતાં **આચાર્ય શ્રી હરિભદ્રજીએ** આશય પ્રમાણે જે જેને તીવ્રસંવેગહેતુ હોય છે તે પ્રણિધાન છે અને તે થકી સદ્યોગલાભ હોય છે એમ સ્પષ્ટ કહી, મોક્ષ છે ફળ જેનું એવું આ પ્રણિધાન નિદાન નથી પણ 'અસંગતાસક્ત મહાન્ ચિત્તવ્યાપાર' છે એમ પ્રણિધાનને પ્રશંસ્યું છે; અને પ્રણિધાન વિના પ્રવૃત્તિઆદિ નથી માટે આ કર્ત્તવ્ય જ છે ઇ૦ યુક્તિથી દર્શાવી મુક્તકંઠે આ પ્રણિધાનનો મહામહિમા સંગીત કર્યો છે. આ પ્રણિધાન અનધિકારીઓને હોય નહિં ને આના અધિકારીઓ પણ જે વન્દનાના અધિકારીઓ કહ્યા હતા તે જ છે—'एतद्वहुमानिनो विधिपरा उचितवृत्तयश्चोक्तलिङ्गा एव' (જુઓ પૃ. ૨૨) —એમ સ્પષ્ટ કહી, આચાર્યજીએ અલ્પકાળ પણ આ પ્રણિધાન કરવામાં આવે તે પ્રશસ્ત છે કારણ કે તે સકલ કલ્યાણનો અક્ષેપ-આકર્ષણ કરે એવું અતિગંભીર ઉદારરૂપ છે અને એ થકી પ્રધાન ધર્મકાય આદિ લાભ કેવી રીતે હોય છે તે વિવરી દેખાડી, આ પ્રણિધાન તે ભવજલનિધિનૌકારૂપ 'પ્રશાંતવાહિતા' છે એમ આ અંગે અન્યદર્શનીઓનો સંવાદ દર્શાવ્યો છે. અને આવા આ પ્રણિધાનફલભાગીને આ અજ્ઞાતના જ્ઞાપનફલવાળો આ આ અમારો સદુપદેશ એકાંતે હૃદયાનંદકારી થઈ પરિણમે છે, અને જ્ઞાત સતે તો ભાવથી અખંડન જ હોય છે, ઇત્યાદિ માર્મિક ગૂઢાર્થ કથન કરી, આ લલિતવિસ્તરાકાર **મહાગીતાર્થ મહામુનીશ્વર મહર્ષિ હરિભદ્રાચાર્યજીએ**, એવા શુભફલવાળા પ્રણિધાનપર્યંત આ ચૈત્યવન્દન છે એમ ઉપસંહાર કરતાં, '**કુગ્રહવિરહ**'થી યથોચિત કરવાની છેવટની

પ્રણિધાન સૂત્રઃ 'जय वीयराय' સૂત્ર

ભલામણ કરી છે—'यथोचितं करोति कुर्वन्ति वा कुग्रहविरहेण,' અને આમ 'વિરહ' શબ્દ પ્રયોજી આ 'યાકિનીમહત્તરાસૂનુ'એ વિરહાંકવાળી પોતાની ગ્રંથપદ્ધતિનું સૂચન પણ કર્યું છે. ભવવિરહને ઝંખતા એવા આ પરમ સંવેગરંગી ભાવિતાત્મા મહાત્માએ પોતાના આ ગ્રંથના અંતભાગમાં ત્રણ વાર આ 'વિરહ' અંકનો વિશિષ્ટ પ્રયોગ કર્યો છે, તેમાંનો આ 'કુગ્રહવિરહ' એ પ્રથમ પ્રયોગ છે; અત્રે આ 'વિરહ' શબ્દ કુગ્રહ સાથે જોડી સર્વત્ર કુગ્રહનો સર્વથા ત્યાગ કરવાનો મુમુક્ષુઓને અમૂલ્ય સતુઉપદેશ આચાર્યજીએ આપ્યો છે એમ ધ્વનિત થાય છે.

**ચૂલિકા વ્યાખ્યાન: હરિભદ્રજીની છેવટની 'શીખ'**

અને આ કુગ્રહવિરહથી યથોચિતની સિદ્ધિ અર્થે શાસ્ત્રકર્ત્તા **મહર્ષિ હરિભદ્રજીએ** આ **લલિત વિસ્તરા** ગ્રંથનો ઉપસંહાર કરતાં અત્રે ટૂંકા ટચ ને ચોકખા ચટ સુવર્ણ-સૂત્રાત્મક લલિત અમૃત વાક્યોથી ચૂલિકારૂપ છેવટનો સતુઉપદેશ (છેવટની શીખ!) આપ્યો છે,—જે આ આચાર્યચૂડામણિના સુવર્ણમય કીર્ત્તિકલશ સમા આ **લલિત વિસ્તરા** ગ્રંથમાં ચૂડામણિરૂપે શોભી રહ્યો છે! એવા જે ઉપદેશ્યા તે ઉક્તગુણસંપન્ન એવંભૂત દશાવંતની અહીં સર્વ જ પ્રવૃત્તિ રૂડી હોય ને માર્ગાનુસારી એવો તે અપુનર્બંધકાદિ જ હોય એમ મર્મ પ્રકટ કરી આ પરમ ઉદારદૃષ્ટિ આચાર્યવર્યે તે અંગે અન્યદર્શનોનો સમન્વય સાધ્યો છે. અને છેવટમાં—આ ચૈત્યવન્દનવ્યાખ્યાન આદરથી શ્રવણ કરવા યોગ્ય છે અને સૂક્ષ્મબુદ્ધિથી પરિભાવન કરવા યોગ્ય છે એવી ભલામણ કરી આ મહાન્ આચાર્યે,–અવિજ્ઞાત અર્થવાળું અધ્યયન 'શુષ્કઈક્ષુના ચર્વણ જેવું' (સુક્કી શેરડી ચાવવા જેવું) છે, અને સ્ફુટપણે 'રસતુલ્ય અર્થ' છે, તે જ અન્તરાત્માને પ્રસન્ન કરે છે, કારણ કે તે થકી સંવેગાદિ સિદ્ધિ હોય છે,—'**शुष्केक्षुचर्वणप्रायमविज्ञातार्थमध्ययनं, रसतुल्यो ह्यार्थः,** स खलु प्रीणयत्यन्तरात्मानं ततः संवेगादिसिद्धेः'—એ મહાન શબ્દોની ઉદ્ઘોષણા કરી અર્થભાવન પર ખાસ ભાર મૂકયો છે. અને તે અર્થે જ આ અમારો પ્રયાસ છે—'तदर्थं चैष प्रयासः' ઇ. સ્પષ્ટ કહી, આ **પરમ સંવેગરંગી ભક્તશિરોમણિ આચાર્યવર્ય હરિભદ્રજીએ**,–આવા ચિન્તામણિરત્ન સમા સંવેગકાર્યમાં સમ્યગ્ગુણ જાણી, શ્રદ્ધાદિઅતિશયભાવથી '**અવિધિવિરહથી**'—'अविधिविरहेण' महाकल्याणसिद्धिः—પ્રવર્ત્તતાં મહાકલ્યાણસિદ્ધિ છે એ 'વિરહકિત' ભવ્ય શબ્દોમાં આ ગ્રંથનો ભવ્ય ઉપસંહાર કર્યો છે; અને આ પરમ મંગલમય '**લલિત વિસ્તરા**' શાસ્ત્રની ભવ્ય પૂર્ણાહુતિરૂપ શ્લોકપંચક રચી આ પુણ્યશ્લોક **ભાવિતાત્મા આર્ષદ્રષ્ટા મહર્ષિ હરિભદ્રાચાર્યજીએ** છેલ્લા શ્લોકમાં–'આ કૃતિથી શુભ ભાવ થકી મેં જે પુણ્ય ઉપાર્જ્યું હોય, તેના વડે સર્વ સત્ત્વોનો પરમ '**માત્સર્યવિરહ હો!**' એવા યાદગાર ચિરંજીવ અમર શબ્દોમાં મંગલ આશિષ્ આપી છે.

"कृत्वा यदर्जितं पुण्यं, मयैनां शुभभावतः।
तेनास्तु सर्व्वसत्त्वानां, मात्सर्यविरहः परः॥"



# V

# ગ્રંથકર્ત્તા આર્ષદૃષ્ટા મહર્ષિ હરિભદ્રસૂરિ

જોગીંદ્ર જેહ જગ જાગતી જ્યોત જેવા, વાગૂઅમૃતે અમૃત શ્રી હરિભદ્ર દેવા;
વાણી તણો તસ અહો! કુણ તાગ પામે? આંબે શું કલ્પદ્રુમ વામન સ્વર્ગ ધામે?

—યોગદૃષ્ટિકળશ (સ્વરચિત)

**ભારતભૂષણ 'યાકિની મહત્તરાસૂનુ'**

આમ જ્યાં અક્ષરે અક્ષરે શુદ્ધ ભગવદ્દ્ભક્તિ અમૃતરસ નિર્ઝરે છે, પદે પદે જ્યાં શુદ્ધ દાર્શનિક ન્યાયની અદ્ભુત તત્ત્વચમત્કૃતિ દેખી વિદ્વજ્જનો આફ્રીન પોકારે છે, અને સૂત્રે સૂત્રે જ્યાં પ્રવહતી ભક્તિરસતરંગિણીમાં નિમજ્જન કરતા મુમુક્ષુ જોગીજનોના 'જય હરિભદ્ર! જય લલિત વિસ્તરા!' એવા સહજ ઉદ્ગાર નીકળી પડે છે, એવા આ અપૂર્વ 'લલિત વિસ્તરા' ગ્રંથનું સુવર્ણમય ઉત્તમ લલિત પદોમાં સુશ્લિષ્ટ, સુશિષ્ટ અને સુમિષ્ટ શૈલીથી ઉત્તમ તત્ત્વકલામય રીતે ગ્રંથન કરી જેણે અદ્ભુત ગ્રંથનિર્માણકૌશલ્ય દાખવ્યું છે, એવા આ મહાનિર્ગ્રંથ મહામુનીશ્વર મહર્ષિ હરિભદ્રાચાર્યજી એટલા બધા સુપ્રસિદ્ધ છે કે અત્રે તેમનો અધિક પરિચય આપવો અનાવશ્યક છે. ભારતવર્ષના ભૂષણરૂપ આ 'યાકિનીમહત્તરા-સૂનુ' મહર્ષિ હરિભદ્રસૂરિ, સર્વદર્શનનો સાધર્મિક બંધુત્વભાવે સમન્વય કરનારી પરમ ઉદાર નિરાગ્રહ અનેકાંતદૃષ્ટિને યથાર્થપણે ઝીલનારા મહાપ્રભાવક જ્યોતિર્ધર આર્ષ દૃષ્ટા, વિક્રમના આઠમા–નવમા સૈકામાં આ ભારતભૂમિને પાવન કરી ગયા.

**અક્ષરદેહે અમર વિરાટ કવિબ્રહ્મા આર્ષદૃષ્ટા હરિભદ્રસૂરિ**

આવા આ સાધુચરિત સંતના અક્ષરદેહમાં એમનો અક્ષર આત્મા અક્ષરપણે અમર રહ્યો છે. 'જેની યશઃકાયમાં જરામરણજન્ય ભય છે નહિં એવા સુકૃતી કવિઓ જયવંત છે,'—'नास्ति येषां यशःकाये जरामरणजं भयं' એ શ્રી ભર્તૃહરિની ઉક્તિ આ **આર્ષ દૃષ્ટા સંત** મહાકવિની અમૃતવાણી સંબંધમાં અક્ષરશઃ સાચી પડે છે. પરંપરાથી કહેવાય છે તેમ ચૌદસો (૧૪૦૦) ગ્રંથ જેટલા મહાન્ ગ્રંથરાશિનું મૌલિક સર્જન કરનારા આ 'યાકિનીમહત્તરાસૂનુ' હરિભદ્રસૂરિ, સાડા ત્રણ ક્રોડ શ્લોક પ્રમાણ સાહિત્યના સર્જક 'કલિકાલસર્વજ્ઞ' શ્રી હેમચંદ્રાચાર્યની જેમ, અસાધારણ કોટિના સાહિત્યસ્વામી (Literary giant) થઈ ગયા, વિરાટ (Collosus) કવિ–બ્રહ્મા, આર્ષ દૃષ્ટા મહર્ષિ (Seer, Great sage) થઈ ગયા. એમની એક એકથી સરસ એવી અમર કૃતિઓમાં પદે પદે નિર્ઝરતી પરા શ્રુતભક્તિ એ દિવ્ય આત્માના પરમ ભક્ત હૃદયનું પ્રતિબિંબ પાડનારું દર્પણ છે. એમની આ પરાભક્તિનું પ્રતિબિંબ પાડતી આ 'લલિત વિસ્તરા' એક વિશિષ્ટ કૃતિ છે, અને તેનો આશય એટલો બધો પરમાર્થગંભીર

છે કે સાગરની જેમ તેનું માપ કાઢવું કે તાગ લેવો તે અશક્ય વસ્તુ છે. તથાપિ 'प्रीत्यात्मवीर्यमविचार्य' આ મંદમતિ ટીકાકાર વિવેચકે યથાશક્તિ-યથામતિ આ 'લલિત વિસ્તરા' ન્યાયરત્નાકરમાં 'ચિદ્દહેમવિશોધિની' ટીકારૂપ ડૂબકી મારી અર્થરત્નો ખોળવાનો યત્કિંચિત્ પ્રયત્ન કર્યો છે, તે હંસદૃષ્ટિ સજ્જનોના મનને આનંદિત કરો!

ભક્તશિરોમણિ મહાગુરુ હરિભદ્રજીએ અપૂર્વ ભક્તિરસથી ભણાવેલી આ 'લલિત વિસ્તરા' મહાપૂજામાં મેં સમર્પેલી આ સ્વલ્પ 'ચિદ્દહેમવિશોધિની' ટીકારૂપ ભક્તિ-કુસુમાંજલિ, ચિદ્દહેમધાતુનો મલ નિર્વાસિત કરી, સંતજનોના અંતરાત્માઓને સદ્ભક્તિ-સૌરભથી સુવાસિત કરો! એ જ અભ્યર્થના!

ચૈતન્યમૂર્ત્તિ સહજાત્મસ્વરૂપ સ્વામી,
જે શુદ્ધ બુદ્ધ ભગવાન્ જિન શિવગામી;
તત્ચર્ણ ભક્તિકુસુમાંજલિ ભક્તિભાવે,
આ અર્પી દાસ ભગવાન્ પરિતોષ પાવે.
સ્વરચિત (આ ગ્રંથની પ્રશસ્તિ)

આશો શુ. ૮, ૨૦૧૫
૫, ચોપાટી રોડ,
મુંબઈ-૭.

—ડૉ. ભગવાનદાસ મનઃસુખભાઈ મહેતા
એમ. બી. બી. એસ.



# આ ગ્રંથમાં અવતરણ લીધેલા ગ્રંથોની સૂચિ (Bibliography)


| ગ્રંથ | ગ્રંથકર્ત્તા |
|---|---|
| અખાની વાણી | અખા ભક્ત |
| અધ્યાત્મસાર | યશોવિજયજી |
| અન્યયોગવ્યવચ્છેદ દ્વા. | હેમચંદ્રાચાર્યજી |
| અષ્ટપ્રકારી પૂજા | ખીમાવિજયજી |
| 'આત્મખ્યાતિ'—સમયસારટીકા | અમૃતચંદ્રાચાર્યજી |
| આત્મસિદ્ધિ | શ્રીમદ્ રાજચંદ્રજી |
| આનંદઘનપદ | આનંદઘનજી |
| આનંદઘનચોવિશી | આનંદઘનજી |
| આપ્તમીમાંસા | સમંતભદ્રાચાર્યજી |
| આવશ્યકસૂત્ર | આર્ષ |
| આવશ્યક નિર્યુક્તિ | ભદ્રબાહુસ્વામીજી |
| કબીરપદ | સંત કબીરજી |
| કલ્યાણમંદિર સ્તોત્ર | સિદ્ધસેનદિવાકરજી |
| ચૈત્યવન્દનસૂત્ર | ગણધરપ્રણીત |
| તત્ત્વાર્થ ભાષ્ય | ઉમાસ્વાતિજી |
| દ્વાત્રિંશતદ્વાત્રિંશિકા | સિદ્ધસેન દિવાકરજી |
| દેવચંદ્રચોવિશી | દેવચંદ્રજી |
| દેવચંદ્રવિશી | દેવચંદ્રજી |
| દેવચંદ્ર અતીતચોવિશી | દેવચંદ્રજી |
| ધર્મસંગ્રહણી | હરિભદ્રાચાર્યજી |
| ન્યાયાવતાર | સિદ્ધસેનદિવાકરજી |
| પદ્મનંદિપંચવિંશતિકા | પદ્મનંદિઆચાર્યજી |
| પરમાત્મપ્રકાશ | યોગીંદ્રદેવજી |
| પુણ્યપ્રકાશસ્તવન | વિનયવિજયજી |
| પંચાશક | હરિભદ્રાચાર્યજી |
| પ્રવચનસાર | કુંદકુંદાચાર્યજી |
| પ્રશમરતિ | ઉમાસ્વાતિજી |
| પ્રજ્ઞાવબોધ મોક્ષમાળા | ડૉ. ભગવાનદાસ મ. મહેતા |
| બૃહત્સ્વયંભૂસ્તોત્ર | સમંતભદ્રાચાર્યજી |
| ભક્તામર સ્તોત્ર | માનતુંગાચાર્યજી |
| ભાવનાબોધ | શ્રીમદ્ રાજચંદ્રજી |
| ભાવપ્રાભૃત | કુંદકુંદાચાર્યજી |
| મોક્ષમાળા (બાલાવબોધ) | શ્રીમદ્ રાજચંદ્રજી |
| મોહનવિજય ચોવિશી | મોહનવિજયજી |
| યશોવિજય ચોવિશી | યશોવિજયજી |
| યોગદૃષ્ટિકળશ | ડૉ. ભગવાનદાસ મ. મહેતા |
| યોગદૃષ્ટિસમુચ્ચય | હરિભદ્રાચાર્યજી |
| યોગદૃષ્ટિસમુચ્ચય વિવેચન | ડૉ. ભગવાનદાસ મ. મહેતા |
| યોગદૃષ્ટિસજ્ઝાય | યશોવિજયજી |
| યોગબિન્દુ | હરિભદ્રાચાર્યજી |
| યોગવિંશિકા | હરિભદ્રાચાર્યજી |
| યોગશાસ્ત્ર | હેમચંદ્રાચાર્યજી |
| રત્નકરંડશ્રાવકાચાર | સમંતભદ્રાચાર્યજી |
| રૂપવિજય સ્તવનાવલી | રૂપવિજયજી |
| લોકતત્ત્વનિર્ણય | હરિભદ્રાચાર્યજી |
| વિશેષાવશ્યક ભાષ્ય | જિનભદ્રગણી ક્ષમાશ્રમણજી |
| વીતરાગસ્તવ | હેમચંદ્રાચાર્યજી |
| શ્રીપાલરાસ | વિનયવિજયજી |
| શ્રીમદ્ રાજચંદ્ર | શ્રીમદ્ રાજચંદ્રજી |
| ષોડશક | હરિભદ્રાચાર્યજી |
| સકલાર્હત્ સ્તોત્ર | હેમચંદ્રાચાર્યજી |
| સમયસાર | કુંદકુંદાચાર્યજી |
| સમયસાર કળશ | અમૃતચંદ્રાચાર્યજી |
| સમયસાર નાટક હિંદી | બનારસીદાસજી |
| સન્મતિતર્ક | સિદ્ધસેન દિવાકરજી |
| સમાધિશતક | પૂજ્યપાદસ્વામીજી |
| સાડાત્રણસો ગાથા સ્તવન | યશોવિજયજી |
| સૂયગડાંગસૂત્ર | ગણધરપ્રણીત |
| સ્નાત્રપૂજા | દેવચંદ્રજી |
| જ્ઞાનાર્ણવ | શુભચંદ્રાચાર્યજી |

ઇત્યાદિ.

# ગદ્યસૂત્રો અને તેના વિવેચનની
# વિષયાનુક્રમણિકા





---



× અત્રે ગુજરાતી અંકમાં છે તે ગદ્યસૂત્રનો વિભાગવાર અંક અને બાળબોધ અંકમાં છે તે સળંગ અંક સમજવો.





—o—



—o—



—o—



—o—

卐

| વિષય | પૃષ્ઠ |
|---|---|








———o———



卐

卐



# ગ્રંથ-વિવેચનાન્તર્ગત વિશિષ્ટ વિષયોની અનુક્રમણિકા

| વિષય | પૃષ્ઠ |
|---|---|
| વિષય | પૃષ્ઠ |



卐



# શુદ્ધિપત્રક

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૮ | ૧૫ | कत्स्न्यैंन | कात्स्न्यैंन |
| ૨૯ | ૧૯ | વિજ્ઞનાના | વિજ્ઞાનના |
| ૫૪ | ૨૩ | સમલા | સમતા |
| ૮૬ | ૫ | यथाशक्तिय | यथाशक्त्य |
| ૮૬ | ૨૭ | આયે | આપે |
| ૯૦ | ૨૧ | ખાટે | માટે |
| ૯૦ | ૨૪ | એમ ને | એમ ન |
| ૯૩ | ૧૩ | કે છે | કે જે |
| ૯૪ | ૨૮ | આયુશ્ય | આયુષ્ય |
| ૧૦૩ | ૧૫ | पराक | पराक्रम. |
| ૧૦૩ | ૩૧ | હાઈ | હોઈ |
| ૧૧૦ | ૪ | પ્રયાત્મ | પ્રત્યાત્મ |
| ૧૧૦ | ૬ | तद्वयपोहेन | तदूव्यपोहेन |
| ૧૧૧ | ૧૦ | गाभिनो | गामिनो |
| ૧૧૫ | ૨૮ | દ્વય.શ્રય | દ્વયાશ્રય |
| ૧૧૬ | ૧૯ | अलोकाकोशेन | अलोकाकाशेन |
| ૧૧૮ | ૧૪ | વ્યક્તિરિક્ત | વ્યતિરિક્ત |
| ૧૨૦ | ૨૯ | युग्रैः | युच्चै: |
| ૧૩૧ | ૨૬ | ધર્મ | ધામ |
| ૧૩૫ | ૧૦ | રવયં | સ્વયં |
| ૧૪૧ | ૧૭ | ઉત્પત્તિ | ઉપપત્તિ |
| ૧૪૨ | ૨૭ | तदूभोदा | तदूभेदा |
| ૧૫૩ | ૧૮ | ધમીરૂપ | ધર્મીરૂપ |
| ૧૫૪ | ૨૫ | लापेन | कलापेन |
| ૧૫૯ | ૧ | પ્રતિપ્રસંગ | અતિપ્રસંગ |
| ૧૬૨ | ૧૩ | प्रवृत्त: | प्रवृत्ते: |
| ,, | ૧૫ | સાર્વ | સર્વ |
| ,, | ૨૫ | સ્વભા | સ્વભાવ |
| ૧૬૩ | ૬ | અનાનુક્રમીથી | અનાનુપૂર્વીથી |
| ,, | ૩૧ | अक्रमत्वा | अक्रमवत्त्वा |
| ૧૬૪ | ૪ | क्षुद्रौपद्रवा | क्षुद्रोपद्रवा |
| ૧૬૮ | ૫ | લોકોતમ | લોકોત્તમ |
| ૧૬૫ | ૨ | स्तवैयथ्य | स्तववैयर्थ्य |
| ૧૬૯ | ૧૬ | उत्तमत्त्वात | उत्तमत्वात |
| ૧૬૮ | ૫ | લોકોતમ | લોકોત્તમ |
| ,, | ,, | नषा | नेषा |
| ,, | ૧૮ | पव्यत्व | भव्यत्व |
| ૧૭૨ | ૨૦ | પરિણામિક | પારિણામિક |
| ૧૭૭ | ,, | અશ્વર્ય | ઐશ્વર્ય |
| ૧૭૯ | ૩૪ | પ્રાભુત | પ્રાભૃત |
| ૧૮૨ | ૧૦ | बीजाधानि | बीजाधानादि |
| ૧૮૩ | ૧૨ | અક્તિવંત | શક્તિવંત |
| ૧૮૩ | ૩૦ | જાય | થાય |
| ૧૮૫ | ૧૪ | વિશષ્ટ | વિશિષ્ટ |
| ૧૮૬ | ૧૪ | અસાંવ્યવહાદિક | અસાંવ્યવહારિક |
| ૧૮૭ | ૨૧ | પુભુના | પ્રભુના |
| ,, | ૪ | લધુ | લઘુ |
| ૧૮૮ | ૧૦ | इपि | इति |
| ૧૯૮ | ૩ | भगन्तो | भगवन्तो |
| ,, | ૩૪ | अनिपेक्षित | अनपेक्षित |
| ૨૦૨ | છેલ્લી બે લીંટી न चैवमपि પૃ૦ ૨૦ મી લીંટી પહેલાં વાંચો | | |
| ૨૦૪ | ૧૬ | વ્યાતિરિક્ત | વ્યતિરિક્ત |
| ૨૧૦ | ૩૦ | કાય | કાર્ય |
| ૨૧૧ | ૩૨ | ઉત્કૃટ | ઉત્કૃષ્ટ |
| ૨૧૨ | ૧૦ | ઇતરાપેક્ષી | ઇતરેતરાપેક્ષી |
| ૨૧૩ | ૨૭ | પ્રદ્યોત | પ્રદ્યોતન પ્રદ્યોત |
| ૨૧૪ | ૨ | સિદ્ધ | સિદ્ધિ |
| ૨૧૫ | ૨૪ | અયશો | શ્રીયશો |
| ૨૧૬ | ૧ | પદ્યોત | પ્રદ્યોત |
| ૨૨૦ | ૧૩ | વિદ્ધપણાથી | વિરુદ્ધપણાથી |
| ૨૨૧ | ૪ | ધતિ | ધૃતિ |
| ,, | ૮ | भिभभचात | भिभवात |
| ૨૨૪ | ૧૪ | વત્ત | વર્ત્તે |
| ૨૨૭ | ૧૯ | માગાનુસારિ | માર્ગાનુસારિ |
| ૨૩૩ | ૮ | સમ્ગ્ગુ | સમ્યગ્ |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૩૪ | ૧૯ | કમ | કર્મ |
| ,, | ૨૬ | જીત | જીવ |
| ૨૩૫ | ૨૩ | થશે | થયે |
| ૨૩૬ | ૧૯ | कर्म्ममोग: | कर्म्मयोग: |
| ૨૪૦ | ૧૩ | રોગાદિથી | રાગાદિથી |
| ૨૪૧ | ૧ | कातार | कान्तार |
| ,, | ૩૨ | अधिमूर्त | अधिमूर्तं |
| ૨૪૩ | ૯ | કર્યું | કર્યું |
| ૨૪૬ | ૨૮ | અખ્યાનક | આખ્યાનક |
| ૨૪૭ | ૧૮ | તૃષા | તૃષા દૂર |
| ૨૪૮ | ૪ | અર્થે છે | અર્પે છે |
| ૨૪૮ | ૩૨ | तश्च | तच्च |
| ,, | ૨૫ | જિન | જિમ |
| ૨૪૮ | ૩૨ | तञ्च | तच्च |
| ૨૪૯ | ૨૧ | સાંળળ્યા | સાંભળ્યા |
| ૨૬૩ | ૨૯ | धर्मामिलाष | धर्माभिलाष |
| ૨૬૬ | ૨૪ | તત્વ | તત્ત્વ |
| ૨૬૭ | ૧૦ | પ્રધાન્ય | પ્રાધાન્ય |
| ૨૭૫ | ૨૭ | સફલ | સકલ |
| ૨૭૮ | ૨૦ | વિશિપ્ત | વિક્ષિપ્ત |
| ૨૭૯ | ૨૧ | રુદ્ભુત | સદ્ભૂત |
| ૨૮૪ | ૧૮ | વિધાત | વિઘાત |
| ૨૯૬ | ૧૬ | અમોધ | અમોઘ |
| ૩૨૧ | ૨૧ | अर्था | अर्थो |
| ૩૨૨ | ૧૦ | સધે | વધે સધે |
| ૩૩૧ | ૧ | ભવાધિકાન્તર | ભવાધિકારાન્તર |
| ૩૩૩ | ૧૮ | અનુપત્તિ | અનુપપત્તિ |
| ૩૩૬ | ૨૦ | નિરાકારણ | નિરાકરણ |
| ૩૩૮ | ૯ | चिंषय: | विषय: |
| ૩૩૯ | ૧૩ | કથચિત્ | કથંચિત્ |
| ૩૪૧ | ૪ | वधर्म्म्याद् | वैधर्म्म्याद् |
| ,, | ૨૪ | અનુમાદિની | અનુમાનાદિની |
| ૩૪૪ | ૪ | ઇચ્છ | ઇચ્છા |
| ૩૫૧ | ૮ | બુદ્ધયોગ | બુદ્ધિયોગ |
| ,, | ૧૯ | स्कटिर्क | स्फटिकं |
| ,, | ૨૬ | વિભક્તિ | વિભક્ત |
| ૩૬૦ | ૩૨ | यांवतो | योमतो |
| ૩૬૧ | ૨૦ | तदमाव: | तदभाव: |
| ૩૬૨ | ૨૫ | विषयकारा | विषयाकारा |
| ૩૬૪ | ૨૭ | આનાકાર | અનાકાર |
| ૩૭૨ | ૧૯ | कम | कर्म |
| ૩૭૩ | ૫ | અવિકાર | અવિકાર |
| ,, | ૧૪ | ભગવતો | ભગવતી |
| ૩૭૫ | ૨૧ | Starks | Sparks |
| ,, | ૨૯ | पृथगभाचेन | पृथगभावे न |
| ,, | ,, | પૃથગ્ભાવથી ઇ. | પૃથગ્ભાવમાં ન |
| ૩૭૬ | ૧૭ | મુહાય | મુકાયા |
| ૩૭૭ | ૧૮ | એવો | એવા |
| ૩૭૯ | ૧૩ | વિઘટને | વિઘટન |
| ૩૮૦ | ૪ | પરમગત | પરમત |
| ,, | ૧૫ | कर्तृ | कर्त्तु |
| ,, | ૨૮ | અસગત | અસંગત |
| ૩૮૧ | ૬ | સ્ફુલિગ | સ્ફુલિંગ |
| ,, | ૩૧ | ભણે | ભને |
| ૩૮૩ | ૨૦ | આપમ | આગમ |
| ,, | ૨૨ | પારણથી | કારણથી |
| ૩૮૪ | ૧૪ | ઉપાંદનની | ઉપાદાનની |
| ૩૮૭ | ૧૭ | कर्तृ | कर्तु |
| ૩૮૮ | ૧૦ | કુવામાં | કૂવામાં |
| ,, | ૨૯ | कर्तृम् | कर्तुम् |
| ૩૮૯ | ૨૨ | વિચારશુદ્ધ | વિચારશુદ્ધિ |
| ૩૯૨ | ૧૪ | પવ | પર |
| ૩૯૩ | ૨૯ | कर्तृः | कर्त्तुः |
| ૪૨૧ | ૧૯ | તો તો | તે તો |
| ૪૨૫ | ૨૦ | ગાઉરંગશું | ગાઉં રંગશું |
| ૪૨૬ | ૨૬ | ઉગયોગ | ઉપયોગ |
| ૪૩૫ | ૧૮ | दर्हश्चैत्यानि | दर्हच्चैत्यानि |
| ,, | ૨૨ | અહંતોના | અર્હંતોના |
| ૪૩૬ | ૨૪ | ભયભવના | ભવભવના |
| ૪૪૩ | ૧૬ | ધર્મ | ધર્મ શ્રવણ |
| ૪૪૭ | ૧૬ | 'અધિ' | એમ 'અપિ' |
| ૪૪૮ | ૪ | અકિંચતકર | અકિંચિત્કર |
| ૪૫૦ | ૨૦ | સેવનાં | સેવના |
| ૪૫૧ | ૨૬ | दयवङेन | दयवशेन |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪૫૪ | ૧૪ | યોગ | યોગ પ્રભુ |
| ૪૫૬ | ૧૫ | સમુખ | સેમુખ |
| ૪૫૮ | ૧૧ | પરણુ | પરમ |
| ૪૬૧ | ૨૦ | ક્ષયોપશનથી | ક્ષયોપશમથી |
| ૪૬૨ | ૮ | ક્ષયોશમથી | ક્ષયોપશમથી |
| ૪૬૩ | ૧૩-૧૪ | આપાદાન | આપાદ્દન |
| ,, | ૨૧ | રહ્યું | રહ્યો |
| ૪૬૪ | ૩૦ | सदनुण्ठानं | सदनुष्ठानं |
| ૪૬૭ | ૨૩ | ઉપન્માસ | ઉપન્યાસ |
| ૪૭૫ | ૨૯ | पत्परितोष | तत्परितोष |
| ,, | ૩૪ | તેએમાં | તેઓમાં |
| ૪૭૬ | ૨૨ | પડનારો | પાડનારો |
| ૪૭૯ | ૧૪-૧૬ | सुक्ष्मैः | सूक्ष्मैः |
| ૪૮૦ | ૩૦ | સ્વના | સ્વની |
| ૪૮૪ | ૫ | લધુ | લઘુ |
| ૪૮૬ | ૧૯ | તાજા કાય | તાજા |
| ,, | ૨૦ | વશ | વશ |
| ૪૮૮ | ૧૮ | भित्थ | मित्थ |
| ૪૮૯ | ૧૦ | કદી | કરી |
| ૪૯૫ | ૧૫ | આ સેવન | આસેવન |
| ૪૯૮ | ૬ | જગજમ | જગ |
| ૪૯૮ | ૭ | તણી જે | ક્ષણીજે |
| ૪૯૯ | ૩૨ | ઉપત્ત | ઉપાત્ત |
| ૫૦૩ | ૨૫ | अरहंताण | अरहंताणं |
| ૫૦૫ | ૨ | ચતુર્શિંશતિ | ચતુર્વિંશતિ |
| ૫૦૬ | ૧ | धर्म्मवीर्थे | धर्म्मतीर्थे |
| ,, | ૫ | चतुर्विशति | चतुर्विंशति |
| ,, | ,, | सङ्घया | सङ्ख्या |
| ૫૦૮ | ૩૧ | ચોવીસ | ચોવીશ |
| ૫૧૦ | ૧ | ૨ | રહ્યું |
| ૫૧૦ | ૨૮ | भवारङ्कु | भवाङ्कुर |
| ૫૧૩ | ૧૫ | इनि | इति |
| ૫૧૫ | ૨૦ | जिणं दणं | जिणं |
| ૫૧૯ | ૨૪ | ઈર્યાપથ | ઈર્યાપથ |
| ૫૨૦ | ૧૪ | કરવાગાં | કરવામાં |
| ૫૨૦ | ૩૦ | આશંકારૂપ | આશંસારૂપ |
| ૫૨૮ | ૮ | यदनिदान | यदि निदान |
| ,, | ૨૦ | प्रेभेदरूप | प्रभेदरूप |
| ૫૩૦ | ૮ | કુરૂપણું | કુરૂપપણું |
| ૫૩૨ | ૧૫ | ક્ષુખના | સુખના |
| ૫૩૪ | ૨૬ | મૂત્ય | મૂલ્ય |
| ૫૩૬ | ૩૪ | નિષેધવાળે | નિષેધવાને |
| ૫૪૨ | ૩૪ | श्रत सम्यक | श्रुत सम्यक् |
| ૫૪૬ | ૨૪ | दष्ठुं | दृष्ठुं |
| ૫૫૧ | ૧૦ | વચનવૂર્વક | વચનપૂર્વક |
| ૫૫૨ | ૩૪ | પ્રતિતપત્તિનું | પ્રતિપત્તિનું |
| ૫૫૪ | ૭ | ममपि | ममापि |
| ૫૫૫ | ૧૩ | वद्धस्पृष्ट | बद्धस्पृष्ट |
| ૫૫૭ | ૧૬ | સ્વગાવ | સ્વભાવ |
| ૫૫૮ | ૩ | अनेक | अनेन |
| ૫૫૮ | ૯ | प्रमादं कर्तृंन युक्त इहि | प्रमादः कर्तुं न युक्त इति |
| ૫૫૯ | ૩૧ | એન્વય | અન્વય |
| ૫૬૦ | ૧૬ | सब्भअ | सब्भूअ |
| ૫૬૦ | ૨૨ | यथाक्य | यथाशक्त्य |
| ૫૬૨ | ૬ | ત્રેલોકય | ત્રૈલોકય |
| ૫૬૪ | ૩૩ | દ્વપ | દ્વેપ |
| ૫૬૮ | ૮ | जलम | जलमू |
| ૫૭૩ | ૭ | दष्टिः | दृष्टिः |
| ૫૭૭ | ૩૨ | दुद्धपि | दुर्द्धपि |
| ૫૭૮ | ૨૧, ૨૬ | શ્રતના | શ્રુતના |
| ૫૮૦ | ૮ | નંદનામાં | નંદનમાં |
| ૫૮૦ | ૧૨, ૧૩ | ધૃંહકરૂપણું | ધૃંહકપણું |
| ૫૯૧ | ૨ | પ્રત્યેક બુદ્ધોયે | પ્રત્યેકબુદ્ધોને |
| ૫૯૧ | ૨૨ | પુલિંગ જ | પુંલ્લિંગ જ |
| ૫૯૨ | ૨૦ | માટે લીધે | લીધે |
| ૫૯૯ | ૨૧ | તુ માટે | તે માટે |
| ૬૦૫ | ૧૫ | દર્શનનો | દર્શનની |
| ૬૦૮ | ૨૫ | तया | तथा |
| ૬૦૯ | ૫ | કારણુસત્યે ૯૦ | સાધ્યદષ્ટિ સાધકપણે ૯૦ |
| ૬૧૩ | ૧૧ | અપર્વગનું | અપવર્ગનું |
| ૬૧૮ | ૨૦ | મુક્તાશક્તિથી | મુક્તાશુક્તિથી |
| ૬૧૯ | ૨૯ | મદ | મંદ |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૬૨૬ | ૩ | લોકિક | લૌકિક |
| ,, | ૨૦ | વચનથી | વચનની |
| ૬૩૪ | ૧૩ | क्षयोपयमा | क्षयोपशमा |
| ૬૩૫ | ૧ | વૃદ્ધિની,...વહિતા | વૃદ્ધિથી...વાહિતા |
| ,, | ૩૩ | तथा | तत्ता |
| ૬૩૮ | ૨૯ | ભરી | ભારી |
| ૬૩૯ | ૧ | ખરેખરા | ખરેખરો |
| ૬૪૫ | ૧૯ | प्रतिप्रत्ति | प्रतिपत्ति |
| ૬૪૮ | ૩ | वन्धकारी: | बन्धकारी |
| ૬૪૯ | ૯ | નમમે | નેગમે |
| ૬૫૪ | ૪ | સુતરરુ | સુરતરુ |
| ૬૫૬ | ૧૩ | मर्यौनां | मर्यैनां |

## શુદ્ધિપત્રકને વધારો

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩૨ | ૩૨ | करणप्य | करणमप्य |
| ૬૪ | ૯ | स्तोतव्यम्पद | स्तोतव्यसम्पद् |
| ૬૯ | ૧૧ | ઇત્યાદિમાં | એમ આદિમાં |
| ૯૯ | ૨૩ | करणादूर्ध्वे | करणादूर्ध्वं |
| ૧૨૩ | ૨૨ | નિરાધાર પ્રવચનના અસંભવને લીધે એટલું સંધ છે ( પછી ઉમેરો ) | |
| ૧૩૫ | ૪ | નિર્વત્તન | નિર્વર્ત્તન |
| ૧૪૫ | ૧૯ | संवाघवे | संवाद्येव |
| ૨૧૧ | ૯ | પણ | પણ વિશિષ્ટ |
| ૨૧૩ | ૯ | આસવ | આસ્રવ |
| ૨૬૦ | ૨ | ચક્ષુદીન | ચક્ષુર્દાન માર્ગદાન |
| ૨૮૧ | ૧૬ | યશોવિજયજી | યશોવિજયજી |
| ૨૮૨ | ૪ | સુખે | સુખે |
| ૩૦૨ | ૨૧ | પૂરે | પૂર |
| ૩૧૪ | ૨ | छद्मेम्य: | छद्मस्थः |
| ૩૨૭ | ૨૦ | નિમિત્ત | નિમિત્તમાત્ર |
| ૩૬૬ | ૨૦ | वोर्दि | वोन्दि |
| ૩૭૫ | ૧૦ | જિતભયૌ | જિતભયો |
| ૪૩૪ | ૧૦ | प्रतिहार्य | प्रातिहार्य |
| ૪૪૫ | ૯ | તદન્યોતું | તદન્યતું |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪૫૮ | ૨૫ | क्षयोपशमाद्भिता | क्षयोपशमोद्भूता |
| ૪૬૨ | ૨૮ | યર્થાહ | યથાર્હ |
| ૪૭૯ | ૧૭ | आगारेर्रि | आगारेर्हि |
| ૪૮૨ | ૩ | नियत | नियम |
| ૪૮૫ | ૩૦ | પ્રયોજનથી | પ્રયોજનની |
| ૫૦૦ | ૨ | सिद्धेः | शुद्धेः |
| ૫૦૧ ૫૦૨ | ૧૦-૧૨ | કૃમિપણાની | મનુષ્યપણાની |
| ૫૪૧ | ૨૬ | तस्या | तस्यार्द्ध |
| ૫૫૨ | ૧૨ | દેવચંદ્રજી | રાજચંદ્રજી |
| ૫૫૩ | ૩ | બીજાંકુરરવત્ | બીજાંકુરવત્ |
| ૬૦૭ | ૧૨ | સંસારમત્યથી | સંસારપ્રત્યથી |
| ૬૧૬ | ૨૩ | આ દષ્ટ | આદિષ્ટ |
| ૬૧૮,૬૧૯ | ૨૦-૯ | પ્રણિપાત– | પ્રણિપાત, |
| ૬૨૪ | ૨૩ | જેવું | જેતું |
| ૬૨૯ | ૬ | हे | है |
| ૬૨૯ | ૨૪ | વિનયોગ | વિનિયોગ |
| ૬૩૦ | ૧૫ | અવન્ય | અવન્ધ્ય |
| ૬૩૦ | ૨૯ | दयाणिगुण | दयादिगुण |
| ૬૪૫ | ૯ | જવને | જીવને |
| ૬૪૮ | ૩ | –द्पुनर्वन्धकारी: | –द्पुनर्वन्धकादि: |

## આમુખાદિનું શુદ્ધિપત્રક

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૯ | ૬ | શ્રય | શ્રેય |
| ૧૩ | ૫ | સ્વય | સ્વયં |
| ૧૩ | ૨૯ | બાદ્ધ | બૌદ્ધ |
| ૧૭ | ૩૨ | घम्मो | धम्मो |
| ૪૭ | ૩૨ | स्तवमेव | स्त्वमेव |

## મુખપૃષ્ઠબ્લૉકનું શુદ્ધિપત્રક

અકખુદયાણં ચકખુદયાણં

મલય ( પછી ઉમેરો ) મરુઅ

ણ ( હોય ત્યાં ) ણં

ચોથી પાંખડીની નીચે ઉમેરો

અભયદ, ચક્ષુર્દ, માર્ગદ, શરણદ, બોધિદ

卐

ॐ

મહર્ષિ શ્રી હરિભદ્રાચાર્યજી પ્રણીત

# લલિત વિસ્તરા

## ચૈત્યવન્દન સૂત્ર વૃત્તિ

સવિવેચન

**धर्म प्रति मूलभूता वन्दना-પ્રસ્તુત ગ્રંથ**




વિવેચનકર્ત્તા ('ચિદ્દહેમવિશોધિની' ટીકાકર્તા)

**ડૉ. ભગવાનદાસ મનઃસુખભાઈ મહેતા,**

એમ. બી. બી. એસ.

૫, ચોપાટી રોડ, મુંબઈ-૭.

# વિવેચનકર્ત્તાનું (ટીકાકારનું) મંગલાચરણ

**માલિની—**

જય સહજસ્વરૂપી શુદ્ધ ચૈતન્યમૂર્ત્તિ!
શ્રીમદ્ ભગવદર્હત્ ચૈત્ય તે શાંત મૂર્ત્તિ!
કરતું ચિત સમાધિ અર્પતું આત્મશાંતિ,
હરતું ભવ ઉપાધિ કાપતું મોહભ્રાંતિ. ૧

લલિત અમૃત વાક્યે સત્પદે વિસ્તરેલી,
લલિત વિસતરા આ સૂત્ર-સ્વર્ણે ગુંથેલી;
પ્રતિપદ જ પરોવ્યા ન્યાય મૌક્તિક અંગે,
ઋષિવર હરિભદ્રે ભક્તિ સંવેગ રંગે. ૨

કુગ્રહવિરહકારી દ્વેષમાત્સર્યહારી,
લલિત વિસતરા જે 'ધર્મસદ્બોધકારી';
સ્તવી અતિ ઋષિ સિદ્ધે મુક્તકંઠે ઉલાસે,
વિવરણ કરવા તે દાસ ભગવાન્ વિમાસે. ૩

**અનુષ્ટુપ—**

ચિન્મૂર્ત્તિ ભગવદ્ અર્હત્, ભક્તિ સૂત્ર સંબંધિની;
વ્યાખ્યાની કરતી વ્યાખ્યા, ચિદ્ભક્તિરસવર્દ્ધિની. ૪
ચિદ્હેમ ધાતુનો મેલ, શોધની તત્ત્વબોધની,
આ દાસ ભગવાન્ ગૂંથે ટીકા 'ચિદ્ હેમશોધની.' ૫

(યુગ્મ)



ॐ

# મહર્ષિ શ્રી હરિભદ્રાચાર્યજી પ્રણીત

# લલિત વિસ્તરા

## સવિવેચન

# પ્રસ્તાવના

૧

### મંગલ–અભિધેય પ્રયોજનાદિ

ગ્રંથારંભે મંગલ, અભિધેય, પ્રયોજનાદિ દર્શાવવારૂપ શિષ્ટ સંપ્રદાયને અનુસરી શાસ્ત્રકર્ત્તા **મહર્ષિ** હરિભદ્રાચાર્યજી પ્રથમ મંગલ સૂત્રનો ઉપન્યાસ કરે છે—

प्रणम्य भुवनालोकं, महावीरं जिनोत्तमम् ।
चैत्यवन्दनसूत्रस्य, व्याख्येयमभिधीयते ॥ १ ॥

દોહરા

(કાવ્યાનુવાદ) પ્રણમી ભુવનાલોક શ્રી, **મહાવીર** જિનરાય;
ચૈત્યવન્દન સૂત્રની, વ્યાખ્યા એહ કથાય. ૧

**અર્થ:**–ભુવનના આલોક એવા જિનોત્તમ **મહાવીરને** પ્રણમીને ચૈત્યવન્દન સૂત્રની આ વ્યાખ્યા કહેવામાં આવે છે.

## વિવેચન× અથવા 'ચિદ્દ્હેમવિશોધિની' ટીકા

"एक्कोवि नमोक्कारो जिणवरवसहस्स वद्धमाणस्स।
संसारसागराओ तारेइ नरं व नारिं वा॥"–શ્રી ચૈત્યવન્દનસૂત્ર.

ગ્રંથારંભે મંગલ, પ્રયોજન, અભિધેય વિષય અને સંબંધ કહેવા જોઈએ એવો શિષ્ટ સંપ્રદાય છે. તેનું અનુસરણ અત્રે આ શાસ્ત્રકર્ત્તા **મહર્ષિ હરિભદ્રાચાર્યજી**એ કર્યું છે.

સહજાત્મસ્વરૂપી શુદ્ધ ચૈતન્યમૂર્તિ એવા શ્રીમદ્ અર્હત્ ભગવતરૂપ જે ભાવચૈત્ય ને તેની નિર્વિકાર પ્રતિમારૂપ શાંતમૂર્ત્તિ જે દ્રવ્ય ચૈત્ય, તે પ્રત્યે વન્દન જ્યાં કરવામાં આવે છે, એવું અચિન્ત્ય ચિન્તામણિસમું આ ચૈત્યવન્દન પોતે જ પરમ મંગલરૂપ છે; અને તેવા અર્હત્ જેવા 'सत्यं शिवं सुन्दरम्' સત્ય શિવ અને સુંદર એવા પરમ લલિત વિષયના ગોચરપણાથી તત્ત્વ–ચિન્તામણિમય આ **લલિતવિસ્તરા** વ્યાખ્યા પણ તેવી જ છે. છતાં

---

શ્રી मुनिचन्द्रसूरिकृत पञ्जिकानो अनुवाद.—

અનુયોગવૃદ્ધોને નમી હું ચૈત્યવન્દનવિષયી **લલિતવિસ્તરા** વૃત્તિની કવચિત્ કિંચિત્ વ્યાખ્યા કરૂં છું. જેને (લલિતવિસ્તરાને) જાણીને,–સર્વ વ્યાખ્યાતાઓમાં ચૂડામણિ એવા **સિદ્ધ સાધુ** (સિદ્ધર્ષિ ગણી) સુગતપ્રણીત સમયના (બૌદ્ધ શાસ્ત્રના) અભ્યાસથી ચલાયમાન ચેતનાવાળા હોતાં,–સમ્બુદ્ધ થયા હતા, અને જેના કર્ત્તાને (**શ્રી હરિભદ્રસૂરિને**) પુનઃ તેમણે સ્વકૃતિમાં (ઉપમિતિ ભવપ્રપંચા કથામાં) ગુરુપણે નમસ્કાર કર્યો છે, –એવી આ વિવૃત્તિને કોણ વિવરે વારુ? તથાપિ આત્માની સ્મૃતિને અર્થે શાસ્ત્રાન્તર દર્શનથી, સ્વયં પણ ઊહથી (તર્ક વિચારથી), અને ગુરુઉપદેશથી મ્હારાથી દુર્ગમ એવા કેટલાક પદોની *પંજિકાનો આ આરંભ કરવામાં આવે છે. ૧–૩.

તેમાં આચાર્ય શિષ્ટ સમાચારપણાથી અને વિઘ્નોપશમકપણાથી મંગલ, પ્રેક્ષાવંત પ્રવૃત્તિ અર્થે અભિધેય, સપ્રસંગ પ્રયોજન અને સામર્થ્યગમ્ય સંબંધ કથવાને ઇચ્છતા સતા કહે છેઃ– તેમાં,–

प्रणम्य–પ્રણમીને, પ્રકર્ષથી નમીને, भुवनालोकम्–ભુવનાલોકને, भुवनं–ભુવનને– જગતને, આ એટલે વિશેષ–સામાન્યરૂપ વિષયભેદના સામસ્ત્યથી लोकते–કેવલ જ્ઞાન–દર્શનથી જે લોકે છે, જાણે છે, તે ભુવનાલોક, તેને. એવા કોને? **महावीरं**–મહાવીરને, અપશ્ચિમ (જેની પછી કોઈ નથી તે, છેલ્લા) તીર્થપતિને, **जिनोत्तमं**–જિનોત્તમને, અવધિ આદિ જિનોમાં પ્રધાનને, **चैत्यवन्दनसूत्रस्य**–પ્રતીત (જાણીતા) એવા ચૈત્યવન્દન સૂત્રની, व्याख्या–વ્યાખ્યા, વિવરણ, इयं–આ, અનન્તરજ કહેવામાં આવતી, **अभिधीयते**–કહેવામાં આવે છે.

---

*પંજિકાકાર **શ્રી મુનિસુંદરસૂરિજી**એ પોતે જ કહ્યું છે તેમ આ પંજિકા 'દુર્ગમ કેટલાક પદોની વ્યાખ્યા' છે, એટલે આ પંજિકા સંપૂર્ણ લલિતવિસ્તરા વૃત્તિને સ્પર્શતી નથી, પણ તેના કેટલાક સ્થળોને જ પ્રાયઃ સામાન્ય પદચ્છેદવ્યાખ્યાનરૂપે સ્પર્શે છે; અને તે સુંદર તેમજ તે તે સ્થળે પ્રકૃતમાં અર્થોપયોગી હોઈ, તેનો અક્ષરશઃ અનુવાદ કરી જેમ છે તેમ અભ્યાસીની અનુકૂળતા અર્થે અત્ર મૂકી છે.—**ભગવાનદાસ.**

×આ મત્કૃત વિવેચન કે જેનું નામાભિધાન મ્હારા પૂ. સદ્. માતુશ્રી **શ્રીહેમદેવી**ની પુણ્ય સ્મૃતિમાં (તેમજ પરમાર્થ અર્થમાં પણ) '**ચિદ્દ્હેમવિશોધિની ટીકા**' રાખવામાં આવ્યું છે, તે સંપૂર્ણ લલિતવિસ્તરા વૃત્તિને આવરી લેતો વિવરણરૂપ પ્રથમ વિનમ્ર પ્રયાસ હોઈ, તેના પ્રાયઃ પ્રત્યેક પદની વિસ્તૃત વિવેચના કરે છે; અને આ વિવેચના શુદ્ધ ચિન્મૂર્તિ અર્હત્ ભગવતની ભક્તિરૂપ ચૈત્યવન્દનસૂત્ર સંબંધિની **હોઈ** ચિદ્દરૂપ હેમની વિશોધિની છે, એટલે પણ ઉક્ત નામાભિધાન તત્ત્વરસિક આત્માર્થીઓને પરમાર્થથી **યથાર્થ** પ્રતીત થવા યોગ્ય છે.—**ભગવાનદાસ.**

श्रेयांसि बहुविघ्नानि भवन्ति महतामपि—મહાજનોને પણ શ્રેયકાર્યોમાં ઘણા વિઘ્નો હોય છે, એટલે આવા સમ્યગ્જ્ઞાનના હેતુરૂપ તાત્ત્વિક ભક્તિમય શ્રેયકાર્યમાં 'વિઘ્ન મ હો' તેટલા માટે વિઘ્નની ઉપશાંતિને અર્થે, શિષ્ટ પ્રણાલિકાના પરિપાલનને અર્થે, જોઈ વિચારી વર્ત્તનારા વિવેકી પ્રેક્ષાવંતોની પ્રવૃત્તિને અર્થે, અને મંગલ-પ્રયોજન આદિના પ્રતિપાદનને અર્થે આ શિષ્ટ આચાર્યવર્યે આ મંગલરૂપ શ્લોકસૂત્રનો ઉપન્યાસ કર્યો છે.

અત્રે 'ભુવનાલોક જિનોત્તમ **મહાવીરને** પ્રણમી' એ ઉપરથી ઈષ્ટ દેવતાસ્તવરૂપ મંગલ કહ્યું; અને 'ચૈત્યવન્દન સૂત્રની આ વ્યાખ્યા કરવામાં આવે છે' એ ઉપરથી પ્રયોજનાદિ ત્રય કહ્યું. આમ સમુચ્ચયાર્થ છે, વિશેષાર્થ આ પ્રકારેઃ—

અત્રે 'પ્રણમીને'–પ્રકૃષ્ટ ભાવે નમીને; 'નમી' એમ કહેતાંની સાથે જ આત્મઉપયોગનું તથારૂપ પરિ-ણમન કરીને, અને મન-વચન-કાયાના યોગનું તદ્રૂપ તન્મય પરિ-નમન કરીને. અમલ વિમલ ગુણના ધામરૂપ પ્રભુના સહજાત્મસ્વરૂપ શુદ્ધ ચૈતન્યમૂર્ત્તિ સ્વરૂપને ઓળખી, તે આદર્શ જિનસ્વરૂપ જ નિજ 'સ્વરૂપનું સાધ્ય' લક્ષ્ય છે એમ સાધ્ય દૃષ્ટિના સાધકપણે જે એક વાર પણ પ્રભુને આગમ રીતે વન્દના કરે, તે આત્મસિદ્ધિરૂપ નિજ કાર્ય સાધી ભવસાગર તરી જાય છે. એટલા માટે જ કહ્યું છે કે—"જિનવરવૃષભ વર્ધમાનને એક પણ નમસ્કાર નર વા નારીને સંસારસાગરથી તારે છે." આમ ભગવંતના તત્ત્વસ્વરૂપને ઓળખીને કરવામાં આવેલા એક પણ સાચા ભાવનમસ્કારનો આવો મહાપ્રભાવછે, તો અનેકનું તો પૂછવું જ શું? એમ આ સુભાષિતના* 'अपि' પણ શબ્દથી સૂચિત થાય છે. આ પરથી એ ફલિત થાય છે કે આ નમસ્કારની પાછળ ભાવનું જેવું બળ તેવું ફળ શીઘ્ર મળે છે; ઇચ્છાયોગની **દશાનું** કે શાસ્ત્રયોગની **દશાનું** બળ હોય તો તે સમ્યગ્દૃષ્ટિઆદિ ભાવવાળો ભાવનમસ્કાર પરંપરાથી ભવસાગરથી તારે છે, અને સામર્થ્યયોગની **દશાનું** બળ હોય તો તે અપૂર્વ આત્મસામર્થ્યના પરમ ભાવઉલ્લાસવાળો એક જ ભાવનમસ્કાર ભવસાગરથી તારવાને સમર્થ હોય છે. અને આ ભાવિતાત્મા શાસ્ત્રકાર મહર્ષિએ પણ પોતાના આત્મગત પ્રકૃષ્ટ ભાવથી તેવો જ ભાવનમસ્કાર કર્યો છે, એ 'નમીને' સાથે જોડેલા 'પ્ર' પ્રત્યયથી પ્રદર્શિત કર્યું છે, અર્થાત્ પોતાનો જેટલો ને જેવો સમ્યગ્દૃષ્ટિ આદિરૂપ આત્મભાવ છે, તે વડે સર્વાત્માથી પ્રકૃષ્ટ ભાવથી આ ભાવનમસ્કાર કર્યો છે.

**ભાવનમસ્કારનો મહિમા**

"એક વાર પ્રભુ વન્દના રે, આગમ રીતે થાય;
કારણ સત્યે કાર્યની રે, સિદ્ધિ પ્રતીત કરાય....શ્રીસંભવ જિન.
પ્રભુપણે પ્રભુ ઓળખી રે, અમલ વિમલ ગુણગેહ;
સાધ્ય દૃષ્ટિ સાધકપણે રે, વંદે ધન્ય નર તેહ....
જન્મ કૃતારથ તેહનો રે, દિવસ સફલ પણ તાસ;
જગતશરણ જિનચરણને રે, વંદે ધરિય ઉલ્લાસ......."

તત્ત્વરંગી મહામુનિ શ્રી દેવચંદ્રજી

* આ અંગે વિશેષ ખુલાસો આ ગ્રંથમાં જ યથાસ્થાને આગળ ઉપર થઈ જશે. —ભગવાનદાસ

કોને પ્રણમીને ? 'ભુવનાલોક જિનોત્તમ મહાવીરને.' ભુવનાલોક–કેવલજ્ઞાન–દર્શન-રૂપ શુદ્ધ આત્મસ્વભાવ વડે કરીને જે ભુવનને–સમસ્ત જગત્‌ને 'આ'–તે તે વસ્તુની સ્વભાવમર્યાદા પ્રમાણે આલોકે છે–અવલોકે છે, પ્રત્યક્ષ દેખે છે–જાણે છે, તે ભુવનાલોક. અથવા ભુવનને–સમસ્ત લોકોના ભાવને જે પ્રકૃષ્ટ પ્રકાશમય દિવ્ય કેવલાલોક વડે આલોકે છે, વિશ્વપ્રકાશક કેવલજ્ઞાન પ્રકાશથી પ્રકાશે છે, તે ભુવનાલોક. આ વિશેષણથી ભગવાન્‌ના જ્ઞાનાતિશય અને વચનાતિશય સૂચવ્યા, અને ઉપલક્ષણથી તેમના સિદ્ધ સ્વરૂપનું સ્મરણ પણ કર્યું. અર્થાત્ કેવલજ્ઞાન–કેવલદર્શનના પ્રગટપણાથી આ સર્વજ્ઞ–સર્વદર્શીનો જ્ઞાના-તિશય ગુણ સર્વથી અતિશાયી–ચઢીયાતો અસાધારણ વર્ત્તે છે; અને તે કેવલજ્ઞાન–દર્શનના પ્રકાશપૂર્વક વિશ્વદર્શન કરાવનાર વચનના પ્રકાશકપણાથી તેઓનો વચનાતિશય ગુણ પણ સર્વાતિશાયી સર્વોત્કૃષ્ટ વર્ત્તે છે.

**ભુવનાલોક જિનોત્તમ મહાવીર**

"કેવલજ્ઞાન અનંત પ્રકાશી, ભવિજન કમલ વિકાસી રે;
ચિદાનંદઘન તત્ત્વવિલાસી, શુદ્ધ સ્વરૂપ નિવાસી રે....શ્રી સુબાહુ."–શ્રી દેવચંદ્રજી.

**જિનોત્તમ**–અત્રે બીજું વિશેષણ 'જિનોત્તમ' કહ્યું. ઉત્તરોત્તર આત્મગુણના પ્રગટપણા પ્રમાણે જિનના શ્રુતજિન, અવધિજિન, મનઃપર્યાયજ્ઞાન જિન, કેવલીજિન એમ ભેદ છે; આ જિનોમાં પણ આ ભગવાન્ મહાવીર ઉત્તમ–ઉત્કૃષ્ટ–સર્વશ્રેષ્ઠ છે, માટે જિનોત્તમ છે, કારણ કે તે કેવલી છે, તેમજ તીર્થંકર પણ છે. આ 'જિન' એ કાંઈ સંપ્રદાયવાચક શબ્દ નથી, પણ મહાન્ તત્ત્વવાચક શબ્દ છે. રાગ–દ્વેષ–મોહ આદિ સર્વ આંતરૂ શત્રુઓને જીતી, કર્મરિપુનો સર્વનાશ કરી, જે શુદ્ધ સહજાત્મસ્વરૂપને પ્રાપ્ત થયેલા છે, એવા શુદ્ધ આત્મા તે જિન અર્થાત્ વીતરાગ. આ 'જિનોત્તમ' વિશેષણથી ભગવાન્‌ના અપાયાપગમાતિશય ને પૂજાતિશયનું સૂચન કર્યું. અર્થાત્ તેઓ જિન હોઈ આત્મગુણને અપાય–હાનિ કરનારા ઘાતિકર્મોનો અપગમ થયો હોવાથી, એમનો અપાયાપગમાતિશય જગત્‌માં અન્ય કોઈ પણ વ્યક્તિ કરતાં ચઢીયાતો એવો અતિશયવંત ગુણ વર્ત્તે છે; કર્મનાશ અને ધર્મપ્રકાશને લીધે પરમ પૂજ્ય એવો શુદ્ધ આત્મસ્વભાવ પ્રગટ્યો હોવાથી એમનો પૂજાતિશય જગત્‌માં સર્વશ્રેષ્ઠ વર્ત્તે છે.

"શુદ્ધતા એકતા તીક્ષ્ણતા ભાવથી, મોહ રિપુ જીતી જયપડહ વાયો."
"પૂજના તો કીજે રે બારમા જિન તણી રે, જસુ પ્રગટ્યો પૂજ્ય સ્વભાવ."–શ્રી દેવચંદ્રજી.

**મહાવીર**—આવા ભુવનાલોક જિનોત્તમ આ મહાવીર છે; વર્ત્તમાન ચોવીશીમાં આસન્ન ઉપકારી એવા છેલ્લા તીર્થંકર દેવ છે. તેઓ 'વીર' શબ્દના વ્યુત્પત્તિ અર્થ પ્રમાણે ખરેખરા મહાવીર છે. કારણ કે આત્મા અને કર્મના સનાતન યુદ્ધમાં અપૂર્વ આત્મવીર્ય દાખવી તેઓ કર્મકટકનો સંહાર કરી કેવલજ્ઞાનલક્ષ્મીરૂપ વિજયશ્રી વર્યા છે; એટલે આવું મહા આત્મપરાક્રમ દાખવનારા આ ખરેખરા 'શ્રીમદ્' મહા આત્મવીરને 'મહાવીર' નામ યથાર્થપણે ઘટે છે. આ 'મહાવીર' નામ પરથી તે પરમ પુરુષોત્તમની સાકાર દેહધારી સયોગી અવસ્થાનું સ્મરણ કર્યું છે,–કે જ્યારે દેહ છતાં દેહાતીત એવી

કાયોત્સર્ગ–જીવન્મુક્ત દશાએ વિચરતા આ નિષ્કારણકરુણારસસાગર પરમકૃપાળુ દેવ પરમ અમૃતવાણીથી પરમાર્થમેઘની વર્ષા વર્ષાવી જગત્જીવોને પરમ આત્મકલ્યાણનો માર્ગ ઉપદેશી રહ્યા હતા.

"વીરપણું તે આતમઠાણે, જાણ્યું તુમચી વાણે રે;
ધ્યાન વિન્નાણે શક્તિ પ્રમાણે, ધ્રુવ નિજ પદ પહિચાણે રે....
વીરજીને ચરણે લાગું, વીરપણું તે માગું રે...."—**શ્રી આનંદઘનજી**

"દેહ છતાં જેની દશા, વર્ત્તે દેહાતીત;
તે જ્ઞાનીના ચરણમાં, હો વંદન અગણિત!"—**શ્રીમદ્ રાજચંદ્રજી પ્રણીત શ્રી આત્મસિદ્ધિજી**

"ગિરૂઆ રે ગુણ તુમ તણા, શ્રી વર્દ્ધમાન જિન રાયા રે;
સુણતાં શ્રવણે અમી ઝરે, મોરી નિર્મળ થાયે કાયા રે."—**શ્રી યશોવિજયજી**

આમ ભુવનાલોકાદિ ગુણનિષ્પન્ન વિશેષણથી ભગવાન્ **મહાવીર**ના જેવા છે તેવા યથાભૂત અસાધારણ અનન્ય ગુણોનું સંકીર્ત્તન કરી ઈષ્ટદેવતાની સ્તુતિરૂપ ભાવસ્તવ કહ્યું. કારણ કે ભગવંતનું આ ઈષ્ટદેવપણું ઉક્ત વિશેષણથી ફલિત થતા અતિશયવંત એવા અનંત જ્ઞાન, અનંત દર્શન, અનંત સુખ અને અનંત વીર્ય એ દિવ્ય આત્મગુણોના સ્વામીપણાથી છે. એટલે જ આવા ખરેખરા ઈષ્ટદેવરૂપ ભુવનાલોક જિનોત્તમ મહાવીરને પ્રણામ કરી અત્રે શાસ્ત્રપ્રારંભે આ ભાવસ્તવરૂપ મંગલ કર્યું છે.

અને આમ મંગલાચરણ કરીને અત્રે 'ચૈત્યવન્દન સૂત્રની આ વ્યાખ્યા કથાય છે' એ પરથી અભિધેય વિષય, સંબંધ ને પ્રયોજન એ ત્રણેનો સામાન્ય નિર્દેશ કર્યો છે. ચૈત્યવન્દન નામના પ્રસિદ્ધ સૂત્રની વ્યાખ્યા કરવી, અર્થ–ભાવ–તત્ત્વ રહસ્ય આદિ સમજાવવા, એ આ **લલિતવિસ્તરા વૃત્તિ**નો અભિધેય–કહેવાનો વિષય છે. સાધ્ય–સાધનરૂપ તે સંબંધ છે,—ચૈત્યવન્દન તે સાધ્ય છે, અને તે કેવી રીતે સમ્યક્પણે યથાવિધિ તત્ત્વસમજણ-પૂર્વક કરવું જોઈએ તે પ્રદર્શિત કરવાનું આ સાધન છે.

"નિશ્ચયવાણી સાંભળી, સાધન તજવાં નો'ય;
નિશ્ચય રાખી લક્ષમાં, સાધન કરવાં સોય."—**શ્રી આત્મસિદ્ધિ**

અને પ્રયોજન તો 'ચૈત્યવન્દન' એ પદ પરથી જ સૂચિત થાય છે. અત્રે શાસ્ત્રકર્ત્તાનું અનંતર–તાત્કાલિક (Immediate) પ્રયોજન, આ ભક્તિપ્રધાન ચૈત્યવન્દન સૂત્રની લલિત પદોથી વ્યાખ્યા વિસ્તારતાં, પદે પદે તેના પરમ સુંદર–લલિત વિષયભૂત ભાવચૈત્યસ્વરૂપ શુદ્ધ ચૈતન્યમૂર્ત્તિ અર્હત્ ભગવંતની તાત્ત્વિક ભક્તિમાં પ્રવર્ધમાન ભાવે લીન થવું, અને અન્ય મુમુક્ષુ જીવોને પણ તેમાં પ્રેરવા,—એ છે. અને આમ માન–પૂજા–કીર્તિ આદિ તુચ્છ કામનાથી રહિતપણે, શુદ્ધ આશયથી, કેવળ શુદ્ધ આત્માર્થે નિર્મળ પરમાર્થપ્રેમથી કરવામાં આવતી આ સ્વ–પરઉપકારી ભક્તિપ્રવૃત્તિથી મોક્ષના અવન્ધ્ય–અચૂક બીજરૂપ યોગબીજ ચિત્તભૂમિમાં રોપી, અનુક્રમે અંકુરાદિ ભાવ

**વક્તા–શ્રોતાનું અનંતર–પરંપર પ્રયોજન**

પસાડી, અનુપમ મોક્ષફળની પ્રાપ્તિ કરવી, એ જ અંતિમ ધ્યેયરૂપ પરંપરાપ્રયોજન (Remote, Ultimate) છે. શ્રોતાનું પણ પરંપરાપ્રયોજન મોક્ષ જ છે, અને અનંતર પ્રયોજન તો આ સૂત્રનું અર્થ-તત્ત્વ સમજી તાત્ત્વિક ભક્તિભાવની વૃદ્ધિ કરવી એ છે, કે જેથી તે ભક્તિરૂપ અવન્ધ્ય-અમોઘ યોગબીજ ઉત્તરોત્તર વિકાસ પામી મોક્ષફળ આપે જ.

"એહનું ફળ દોય ભેદ સુણીજે, અનંતર ને પરંપર રે;
આણાપાલન ચિત્ત પ્રસન્ની, મુગતિ સુગતિ સુરમંદિર રે."— **શ્રી આનંદઘનજી**

"દેવચંદ્ર પ્રભુની હો, કે પુણ્યે ભક્તિ સધે;
આતમ અનુભવની હો, કે નિત નિત શક્તિ વધે."–**શ્રી દેવચંદ્રજી**

હવે આ મહાગુરુ આચાર્યજી આવા પરમ પરમાર્થગંભીર સૂત્રની સંપૂર્ણપણે વ્યાખ્યા કરવાનું પોતાનું અસમર્થપણું વિનમ્ર સરલ ભાવે નિવેદન કરી આત્મલઘુતા દાખવે છે—

**अनन्तगमपर्यायं, सर्वमेव जिनागमे ।**
**सूत्रं यतोऽस्य कार्त्स्न्येन, व्याख्यां कः कर्तुमीश्वरः ? ॥ २ ॥**

સર્વજ સૂત્ર જિનાગમે, અનંતગમ પર્યાય;
વ્યાખ્યા કરવા પૂર્ણ તસ, સમર્થ કોણ જ થાય?

**અર્થ:**–જિનાગમમાં સર્વજ સૂત્ર અનન્ત ગમ-પર્યાયવાળું છે, જેથી કરીને એની કાર્ત્સ્ન્યથી-સંપૂર્ણતાથી વ્યાખ્યા કરવાને કોણ સમર્થ થાય?

## વિવેચન

"અનંત અનંત ભાવ ભેદથી ભરેલી ભલી,
અનંત અનંત નય નિક્ષેપે વ્યાખ્યાની છે."–**શ્રીમદ્ રાજચંદ્રજી પ્રણીત મોક્ષમાળા**

---

**पञ्जिका:**–હવે આચાર્ય પ્રતિજ્ઞાત વ્યાખ્યાના સંપૂર્ણ પક્ષનું અક્ષમપણું (અસમર્થપણું) આત્મામાં આવિષ્કૃત કરતાં (પ્રગટ કરતાં) કહે છે: **अनन्ताः**– અનંત નામક સંખ્યા વિશેષ અનુગત, **गमाः**– ગમો, અર્થમાર્ગો, **पर्यायाश्च**–અને પર્યાયો,–ઉદાત્તઆદિ અનુવૃત્તિરૂપ અને પરરૂપઅભવનસ્વભાવી વ્યાવૃત્તિરૂપ,–જ્યાં છે તે **अनन्तगमपर्यायं**–અનંતગમપર્યાયવાળું, **सर्वमेव**–સર્વજ, અંગગતાદિ નિરવશેષ, **जिनागमे**-જિનાગમમાં, અર્હત્ શાસનમાં, **सूत्रं**-સૂત્ર, શબ્દસંદર્ભરૂપ, **यतः**–જે હેતુથી, તેથી એમ સમજાય છે, **अस्य**–આની, સૂત્રની, **कार्त्स्न्येन**–કાર્ત્સ્ન્યથી, સામસ્ત્યથી, **व्याख्यां**–વ્યાખ્યા, વિવરણ, **कः**–કોણ, **कर्तुं**–કરવાને, રચવાને, **ईश्वरः**–ઈશ્વર, સમર્થ થાય? આ '**किं**' શબ્દ (૧) ક્ષેપના અર્થમાં હોય છે. જેમકે–તે શું સખા છે? કે જે સામો દ્રોહ કરે છે? (૨) પ્રશ્નના અર્થમાં–હું ત્હારૂં શું પ્રિય કરૂં? (૩) નિવારણ અર્થમાં–ત્હારા રુદન કર્યાથી શું? (૪) અપલાપ અર્થમાં–મ્હારે શું ત્હારૂં કાંઈ દેવું છે? (૫) અનુનયના અર્થમાં–હું ત્હારે કાજે શું કરૂં? (૬) અવજ્ઞાન અર્થમાં–તને કોણ બોલાવે છે? અહીં તો અપલાપ અર્થમાં છે. એવો કોઈ છે નહિં કે જે સૂત્રની કાર્ત્સ્ન્યથી વ્યાખ્યા કરવાને સમર્થ હોય,–શિવાય કે ચતુર્દશપૂર્વધર એમ અભિપ્રાય છે. કહ્યું છે કે–"**शक्नोति कर्तुं श्रुतकेवलिभ्यो, न व्यासतोऽन्यो हि कदाचनापि ।**" શ્રુતકેવલીઓથી અન્ય કદી પણ વ્યાસથી (વિસ્તારથી) વ્યાખ્યા કરવાને શક્તિમાન્ નથી. અને ચૈત્યવન્દન સૂત્ર જિનાગમ સૂત્ર અન્તર્ગત છે, એટલે કૃત્સ્ન (સમસ્ત) વ્યાખ્યાન અશક્ય છે.

જિનાગમમાં-જિન જેવા સર્વજ્ઞ સર્વદર્શી આપ્તપ્રણીત આગમમાં સર્વજ સૂત્ર અનંત ગમવાળું-અર્થમાર્ગવાળું અને અનંત પર્યાયવાળું છે. અર્થાત્ ઉદાત્ત-સ્વરિત આદિ અનુવૃત્તિરૂપ અને અન્ય રૂપથી વ્યાવર્ત્તક વ્યાવૃત્તિરૂપ એવા અનંત

**'અનંત અનંત ભાવ ભેદથી ભરેલી ભલી'**

પર્યાયો એકેક સૂત્રના હોય છે, અને એટલેજ એના ગમ-અર્થપ્રકાર પણ અનંત હોય છે. એ પ્રત્યેક સૂત્ર એવું અર્થગંભીર છે કે તેમાં અનંત નય અપેક્ષાઓ વ્યાપ્ત છે અને અનંત ભાવો સંભૃત છે. એટલે કાર્ત્સ્ન્યથી-સામસ્ત્યથી એની વ્યાખ્યા કરવાને કોણ ક્ષમ હોય? કેળના પત્રની અંદર પત્રની જેમ જ્ઞાનીની વાતની અંદર વાત હોય છે, તેનો સંપૂર્ણપણે વિસ્તાર કોણ કરી શકે? વાચકવર્ય **શ્રી ઉમાસ્વાતિજીનું** પણ આવા જ લઘુત્વભાવનું નિવેદક વચન છે કે-'અનંત *ગમ, પર્યય, અર્થ, હેતુ, નય ને શબ્દરૂપ રત્નોથી ધનાઢ્ય-સમૃદ્ધ એવા સર્વજ્ઞશાસન-પુરમાં પ્રવેશવું અબહુશ્રુતોને દુષ્કર છે. તો પછી શ્રુત-બુદ્ધિ વિભવથી પરિહીણ એવો હું કે જે પોતાની અશક્તિ વિચાર્યા વિના તેમાં પ્રવેશ કરવા ઇચ્છું છું, તે તો વેરાઈ ગયેલા દાણાના કણ (ઉઞ્છક) વીણવા ઇચ્છતા રંક ભીખારી જેવો છું.'

"ગુણ પર્યાય અનંતતા રે, વલી સ્વભાવ અગાહ;
નય ગમ ભંગ નિક્ષેપના રે, હેયાદેય પ્રવાહો રે....કુંથુ."-**શ્રી દેવચન્દ્રજી**

નિજ બુદ્ધિ મંથ વડે બુધથી મંથિત થાતાં,
સ્ફુટ જ્યાં જ્ઞાનાદિ રત્ન ગણ્યા ન ગણાય છે;
પ્રજ્ઞાવબોધકારી એવો જિનધર્મ તેથી,
પંડિતરત્નોથી રત્નાકરજ ભણાય છે.-**પ્રજ્ઞાવબોધ મોક્ષમાળા** (સ્વરચિત)

"જૈસે કેલે કે પાતમેં, પાત પાતમેં પાત;
તૈસે જ્ઞાનીકી બાતમેં, બાત બાતમેં બાત."

અને 'સૂત્ર' શબ્દના અર્થ પરથી પણ એ જ રહસ્ય ફલિત થાય છે. કારણ કે સૂત્ર એટલે સંક્ષેપ છતાં સંપૂર્ણ કથનરૂપ, થોડા શબ્દમાં ઘણા અર્થસંગ્રહરૂપ સમાસ વચન છે.

**'સૂત્ર'નો પરમાર્થ**

જેમ આકાશમાં અનંત પદાર્થને અવગાહવાની-સમાવવાની શક્તિ છે, તેમ જિનાગમના પ્રત્યેક સૂત્ર-સમાસમાં અનંત અર્થ અવગાહવાની-સમાવવાની અદ્ભુત સમાસશક્તિ છે. આમ આ સૂત્ર-વચન અલ્પશબ્દ છતાં મહાઅર્થસંભારથી સંભૃત એવું પરમ આશયગંભીર છે; અને સમુદ્રની જેમ તે આશયગંભીરતાની પીછાન પણ જેમ જેમ તેમાં ઊંડા ઉતરીએ, અવગાહન કરીએ તેમ તેમ થતી જાય છે. કારણ કે આ સૂત્ર

* "यद्यप्यनन्तगमपर्ययार्थहेतुनयशब्दरत्नाढ्यम् ।
सर्वज्ञशासनपुरं प्रवेष्टुमबहुश्रुतैर्दुःखम् ॥
श्रुतबुद्धिविभवपरिहीणकस्तथाप्यहमशक्तिमविचिन्त्य ।
द्रमक इवावयवोञ्छकमन्वेष्टुं तत्प्रवेशेप्सुः ॥"-પ્રશમરતિ

ખરેખર! 'સૂત્ર'-દોરા જેવું છે. સૂત્રનો-દોરાનો ગજવામાં મૂકી શકાય એવો નાનો દડો ઉકેલી જો વિસ્તારીએ તો ગાઉના ગાઉ સુધી પ્હોંચે છે; તેમ સ્વલ્પશબ્દપ્રમાણ સંક્ષેપ સૂત્રાત્મક વચનનો પરમાર્થ ઉકેલી તેનો વિસ્તાર કરીએ તો મહાર્થવાળા ગ્રંથોના ગ્રંથો ભરાય એટલો ઉદાર આશય એમાં ભરેલો છે. વળી સૂત્ર-દોરો જેમ મધ્યબિન્દુરૂપ કેન્દ્રકણુની (Nucleus) આસપાસ વિંટળાયેલ હોય છે, તેમ આ સૂત્રરૂપ જિનાગમ પણ આત્મ-સ્વભાવ-યુંજનમય યોગરૂપ મધ્યબિન્દુની આસપાસ વિંટળાયેલ છે. અને સૂત્રનો દોર હાથમાં હોય તો પતંગ ગમે તેટલે ઊંચે ચગાવી શકાય છે, નહિં તો દોર છોડી દેતાં પતંગ તરત નીચે પડી જાય છે; તેમ આ સૂત્રાત્મક જિનાગમનો સ્વરૂપાનુસંધાનરૂપ યોગનો દોર હાથમાં-લક્ષ્યમાં હોય, તો યોગસિદ્ધિરૂપ પતંગ ગમે તેટલી ઊંચે-ઊર્ધ્વ ઊર્ધ્વ યોગ-ભૂમિકાઓ પર્યંત ચગાવી શકાય છે, નહિં તો તે સ્વરૂપાનુસંધાનનો દોર છોડી દેતાં, સ્વરૂપલક્ષ ચૂકવારૂપ ઉત્સૂત્ર થતાં, તરત યોગભ્રષ્ટતારૂપ અધઃપતન થાય છે. ઈત્યાદિ પ્રકારે આ 'સૂત્ર' શબ્દનો ઘણો પરમાર્થ સમજાય છે.

અને આ ચૈત્યવન્દન સૂત્ર પણ આવા પરમાર્થગંભીર અનંત આશયવાળા સૂત્રમય જિનાગમનું અંગ છે, એટલે આ પણ એવું જ પરમ આશયગંભીર હોઈ એની સંપૂર્ણપણે વ્યાખ્યા કરવાને કોણ સમર્થ હોય? कात्स्न्येन व्याख्यां कः कर्त्तुमीश्वरः? અર્થાત્ ચતુર્દશ-પૂર્વધર શ્રુતકેવલી સિવાય એનું સામસ્ત્યથી-સંપૂર્ણપણે વ્યાખ્યા કરવાનું બીજાનું ગજું નથી. એટલે આ પરમ 'લલિત' વિષયની અમે ગમે તેટલી 'વિસ્તરા' કરીએ તોપણ એની સંપૂર્ણપણે વ્યાખ્યા કરવાને અમે કેમ સમર્થ થઈએ?

"ધરતીકા કાગજ કરૂં, કલમ કરૂં વનરાય;
સાત સમુદ્રકી શાહી કરૂં, પણ પ્રભુ ગુણ લિખા ન જાય."—સંત કબીરજી

આમ સંપૂર્ણ વ્યાખ્યાનું અસમર્થપણું છતાં, ગુરુકૃપાથી પ્રાપ્ત પોતાનું આંશિક વ્યાખ્યાનું સમર્થપણું હરિભદ્રજી લઘુત્વભાવે નિવેદન કરે છે—

यावत्तथापि विज्ञातमर्थजातं मया गुरोः।
सकाशादल्पमतिना, तावदेव ब्रवीम्यहम् ॥ ३ ॥

તો પણ અલ્પમતિ જ મેં, અર્થજાત જેટલો જ;
જાણ્યો ગુરુની પાસથી, કહું છું હું તેટલો જ. ૩.

**અર્થ**:-તોપણ જેટલો અર્થજાત (અર્થસમૂહ અથવા અર્થ પ્રકાર) ગુરુની પાસેથી હું અલ્પમતિના જાણવામાં આવ્યો છે, તેટલો જ હું કહું છું.

---

पञ्जिकाः-આમ કૃત્સ્ન વ્યાખ્યા પક્ષમાં અશક્તિ સતે, ઈતર પક્ષ (અકૃત્સ્ન, અસમસ્ત) આશ્રયણ પણ સફલતાથી કહેવાને ઇચ્છતા સતા શ્લોકદ્વય કહે છેઃ—

यावत्-જેટલું, જે પરિમાણવાળું, तथापि-તથાપિ, તો પણ, કૃત્સ્ન વ્યાખ્યાન અશક્તિલક્ષણ જે પ્રકાર તે સતે પણ, विज्ञातं-વિજ્ઞાત, અવબુદ્ધ, अर्थजातम्-અર્થજાત, અભિધેય પ્રકાર, વા અભિ-ધેય સમૂહ,-પ્રક્રમથી ચૈત્યવન્દન સૂત્રનો. मया-મ્હારાથી, એ પોતાના નિર્દેશ પરત્વે છે. गुरोः-ગુરુની, વ્યાખ્યાતાની, सकाशात्-પાસેથી, સંનિધિ આશ્રીને. કેવાથી? તે માટે કહ્યું-अल्पमतिना-અલ્પમતિથી, ગુરુની મતિઅપેક્ષાએ અલ્પ-તુચ્છ મતિ-બુદ્ધિ છે જેની તે અલ્પમતિ, તેનાથી. तावदेव-તેટલું જ,

## વિવેચન

"જે સ્વરૂપ સમજ્યા વિના, પામ્યો દુઃખ અનંત;
સમજાવ્યું તે પદ નમું, શ્રી સદ્‌ગુરુ ભગવંત."—**શ્રી આત્મસિદ્ધિ**

અત્રે પોતાના ગુરુના પરમ ઉપકારનું કૃતજ્ઞભાવે સ્મરણ કરવારૂપ ભાવનમસ્કાર કરી લાઘવમૂર્ત્તિ હરિભદ્રજી વદે છે કે સંપૂર્ણ વ્યાખ્યાન કરવાની મ્હારી અશક્તિ છે, તોપણ વ્યાખ્યાતા એવા ગુરુની પાસેથી જેટલો અર્થજાત, જેટલો અર્થસમૂહ, જેટલી જાતનો અર્થપ્રકાર હું અલ્પમતિના જાણવામાં આવ્યો છે, તેટલો જ હું કહું છું,—तावदेव ब्रवीम्यहं. કદાચિત્ ઝાંખા દીવાથી પણ પ્રગટેલો દીવો સ્વયોગ્યતાથી અધિક પ્રકાશવાળો પણ હોય, તેમ અધિકબુદ્ધિવાળો શિષ્ય ગુરુ પાસેથી શ્રવણ કરતાં તેનાં કરતાં અધિક પણ જાણે; સમબુદ્ધિવાળો તેની સમાન જાણે; પણ હું તો અલ્પમતિ હોવાથી, ગુરુએ નિરૂપણ કરેલા અર્થથી જે હીન જ અર્થજાત જાણ્યો છે, તે જ કહું છું,

**મહાગુરુ હરિભદ્રજીની લઘુતા**

અથવા અલ્પમતિ એ શબ્દનો આશય બીજી રીતે પણ ઘટાવી શકાય છેઃ ગુરુ કરતાં અધિકબુદ્ધિવાળો પ્રજ્ઞાવાન્ શિષ્ય પોતાની પ્રજ્ઞાના બળે અધિક પણ જાણે, તોપણ તે તો ગુરુની અપેક્ષાએ પોતાને અલ્પમતિ જ માને. જેમ બાળક પોતે ગમે તેવો મોટો માણસ થાય, તો પણ પોતાના પિતાની પાસે તો તે પોતાને બાળક જ સમજે છે; તેમ પ્રજ્ઞાવાન્ શિષ્ય પણ પ્રબળ ક્ષયોપશમ બળથી ગમે તેવો જ્ઞાનવાન્ થાય, તોપણ પોતાના ધર્મપિતા સમા ગુરુની પાસે તે પોતાને દાસાનુદાસ ચરણરેણુ બાલ શિષ્ય જ ગણે, ગુરુનું પરમ ગૌરવ કરી પોતાનું લાઘવ જ દાખવે, અને ઔદ્ધત્યનો પરિહાર ને સ્વછંદનો પરિત્યાગ કરી વિનય જ આચરે, — અરે! કેવલી ભગવાન્ પણ જે સદ્‌ગુરુના ઉપદેશથી પોતે કેવળજ્ઞાન પામ્યા તે ગુરુ હજુ છદ્મસ્થ રહ્યા હોય તો પણ તેનો વિનય કરે, — એવા આ વીતરાગભાષિત વિનયમાર્ગનું અનુસરણ જ કરે.

**વીતરાગનો વિનય માર્ગ**

"જે સદ્‌ગુરુ ઉપદેશથી, પામ્યો કેવલજ્ઞાન;
ગુરુ રહ્યા છદ્મસ્થ પણ, વિનય કરે ભગવાન.
એવો માર્ગ વિનય તણો, ભાખ્યો શ્રી વીતરાગ;
મૂળ હેતુ એ માર્ગનો, સમજે કોઈ સુભાગ્ય."—**શ્રી આત્મસિદ્ધિ**

---

વિજ્ઞાતપ્રમાણ જ,—અવિજ્ઞાતના કહેવાનું અશક્યપણું છે માટે. **ब्रवीमि**—કહું છું, **अहं**—હું કર્તા. અને 'અલ્પમતિથી' એ ઉપરથી આ કહ્યું—કદાચિત્ અધિકબુદ્ધિવાળો ગુરુ પાસેથી શ્રવણ કરતાં તેના કરતાં અધિક પણ જાણે છે,—"**श्यामलादपि दीपात्तु निर्मलः स्यात्स्वहेतुतः**"—શ્યામલ—ઝાંખા દીવા થકી પણ. સ્વહેતુથી નિર્મલ હોય, એ ઉદાહરણથી; તેનો સમબુદ્ધિવાળો તત્સમ જાણે; પણ મેં તો અલ્પમતિપણાને લીધે ગુરુનિરૂપિત થકી પણ હીન જ અર્થજાત વિજ્ઞાત કર્યો, તે જ કહું છું.

એટલે વિનયાન્વિત એવો શિષ્ય પોતાને અલ્પમતિ માની સાચા ભાવથી એમ જ ભાવે છે કે—હું જે આ કંઈ જાણું છું તે કેવલ શ્રીમદ્ સદ્ગુરુનો જ પ્રભાવ છે; એક પદથી માંડી દ્વાદશાંગી પર્યંત જે કાંઈ આ જીવે જાણ્યું હતું, જાણે

અહંત્વ વિલોપન

છે, વા જાણશે તે કેવલ શ્રીમદ્ સદ્ગુરુનો જ કૃપાપ્રસાદ છે; એ શ્રીમદ્ સદ્ગુરુપ્રસાદ વિના ત્રણે કાળમાં હું એક અક્ષર પણ જાણવા સમર્થ નથી. એવી વિનયાન્વિત ભાવનાથી હું પોતે કાંઈ જાણતો નથી એમ અહંત્વનો વિલોપ કરી સત્શિષ્ય સત્ની પ્રાપ્તિ અર્થે સત્પ્રાપ્ત સદ્ગુરુના શરણને જ ભજે છે, અને ત્યારે જ તે જે કંઈ જાણે છે તે જાણે છે. આમ 'અહં'નું વિલોપન એ જ આ વીતરાગના વિનયમાર્ગનો મૂળ હેતુ છે.

"માટે જેની પ્રાપ્ત કરવાની દૃઢ મતિ થઈ છે, તેણે પોતે કંઈજ જાણતો નથી એવો દૃઢ નિશ્ચયવાળો પ્રથમ વિચાર કરવો. અને પછી 'સત્'ની પ્રાપ્તિ માટે જ્ઞાનીને શરણે જવું; તો જરૂર માર્ગની પ્રાપ્તિ થાય. આ જે વચનો લખ્યાં છે તે સર્વ મુમુક્ષુને પરમ બંધવરૂપ છે; પરમ રક્ષકરૂપ છે; અને એને સમ્યક્ પ્રકારે વિચાર્યેથી પરમ પદને આપે એવાં છે; એમાં નિર્ગ્રંથ પ્રવચનની સમસ્ત દ્વાદશાંગી, ષટ્દર્શનનું સર્વોત્તમ તત્ત્વ અને જ્ઞાનીના બોધનું બીજ સંક્ષેપે કહ્યું છે."—શ્રીમદ્ રાજચંદ્ર, અં. ૧૮૧.

અને એવી જ વિનયાન્વિત ભાવનાથી ભાવિતાત્મા મહાત્મા હરિભદ્રજી પોતે પ્રજ્ઞા-નિધાન મહામતિ છતાં પોતાને માટે 'અલ્પમતિ' શબ્દનો પ્રયોગ કરી કહે છે કે—હું જે કાંઈ જેટલું જાણું છું તે ગુણગણગુરુ ગુરુનો જ પ્રભાવ છે; અને આ ગીતાર્થ જ્ઞાની ગુરુના પ્રભાવે જેટલો જ અર્થજાત મેં જાણ્યો છે, તેટલો જ અર્થજાત હું કહું છું, સૂત્રમાં ગૂંથું છું. આમ ગુરુસંપ્રદાયથી પ્રાપ્ત થયેલ આ અર્થવસ્તુનો ગુરુપર્વક્રમ સંબંધ દર્શાવવા સાથે અભિધેય વિષયરૂપ વ્યાખ્યા અંગેની પોતાની અપૂર્ણપણારૂપ ઉક્ત મર્યાદા દર્શાવી, આ સૂત્રકર્તાએ પોતાની કૃતિનો સર્વ યશ ગુરુચરણે સમર્પણ કરતાં, 'અહં'નો વિલોપ કરી લઘુતાની પરાકાષ્ઠા દાખવી છે; અને આ લઘુતામાં જ આ 'ગુરુણાં ગુરુઃ'ની ગુરુતા રહેલી છે.

આમ અભિધેય—સંબંધ દર્શાવી, આ ગ્રંથ—પ્રયોજનનું સફલપણું પ્રદર્શિત કરે છે—

ये सत्त्वाः कर्मवशतो, मत्तोऽपि जडबुद्धयः।
तेषां हिताय गदतः, सफलो मे परिश्रमः ॥ ४ ॥ इति ॥

કર્મવશે જે પ્રાણીઓ, મુજથી પણ જડબૂઝ;
વદતાં હિતાર્થે તેહના, સફલ પરિશ્રમ મુજ. ૪.

**અર્થ :—જે સત્ત્વો કર્મવશે કરીને મ્હારા કરતાં પણ જડબુદ્ધિ છે, તેઓના હિતાર્થે વદતાં મ્હારો પરિશ્રમ સફલ છે.**

---

पञ्जिका:—ये—જે અનિરૂપિત નામ—જાતિ આદિ ભેદવાળા, सत्त्वाः—સત્ત્વો, પ્રાણીઓ. कर्मवशतः—કર્મવશથી, જ્ઞાનાવરણાદિ અદૃષ્ટના પારતન્ત્ર્યથી, मत्तोऽपि—મ્હારા કરતાં પણ,—અન્ય પ્રાયે મ્હારા કરતાં જડબુદ્ધિ નથી એમ સંભાવનાઅર્થવાળો 'અપિ'—પણ શબ્દ છે. जडबुद्धयः—જડબુદ્ધિવાળા, સ્થૂલબુદ્ધિ-

## વિવેચન

"श्रममविचिन्त्यात्मगतं तस्माच्छ्रेयः सदोपदेष्टव्यम् ।
आत्मानं च परं च हि हितोपदेष्टानुगृह्णाति ॥" શ્રી તત્ત્વાર્થભાષ્ય

નિષ્કારણ કરુણાથી—પરમાર્થપ્રેમથી પરહિતનિરત એવા આ સૂત્રકર્તા આચાર્યજી આ ગ્રંથનું પ્રયોજન સ્પષ્ટ કરતાં વદે છે કે—આમ ગુરુ પાસેથી મેં અલ્પમતિએ જેટલું જાણ્યું તેટલું જ હું કહું છું, તે પણ જે પ્રાણીઓ જ્ઞાનાવરણાદિ કર્મના વશે કરીને મ્હારા કરતાં પણ જડબુદ્ધિવાળા છે તેઓના હિતાર્થે કહું છું; અર્થાત્ ગુરુ પાસેથી જે અર્થલાભ મને પ્રાપ્ત થયો તેનો આત્મકલ્યાણકારી લાભ તેઓને પણ મળે એ અર્થે હું ગમે તેટલો પરિશ્રમ પડે એની ચિન્તા કર્યા વિના આ સૂત્ર ગૂંથું છું. અને આમ શુદ્ધ આશયથી સત્ત્વહિતાર્થે આ મ્હારો પરિશ્રમ અવશ્ય સફલ જ છે; કારણકે માન—પૂજા—કીર્ત્તિ આદિ તુચ્છ કામના મને છે નહિં, એટલે શુદ્ધ આત્માર્થે જ આ પરમાર્થ પ્રવૃત્તિ કરી હું મ્હારા આત્મામાં ભક્તિ—બીજ રોપું છું, કે જે અવન્ધ્ય બીજનું ફળ અવશ્ય મોક્ષ જ છે. આમ આ મ્હારો પરિશ્રમ મ્હારા પોતાના આત્માર્થે તો સફલ છે, એટલું જ નહિ પણ 'કામ એક આત્માર્થનું, બીજો નહિં મનરોગ' એ મહાસૂત્ર હૃદયમાં ધારણ કરી જે કોઈ સાચો આત્માર્થી મુમુક્ષુ શ્રોતાજન આ ભક્તિગ્રંથનું પરિશીલન કરશે, તે પણ અવન્ધ્ય ભક્તિબીજ આત્મામાં રોપી અવશ્ય મોક્ષફળ પામશે જ. એટલે આ ગ્રંથનું પ્રયોજન પરાર્થે પણ સફળ હોવાથી મ્હારો પરિશ્રમ સર્વથા સફલ જ છે એમ મ્હારો અંતરાત્મા સાક્ષી પૂરે છે.

**સત્ત્વહિતાર્થ-પ્રવૃત્તિનો સફલ પરિશ્રમ**

અત્રે આ પરોપકારપરાયણ માર્દવમૂર્ત્તિ મહર્ષિએ 'મ્હારાથી પણ જડબુદ્ધિવાળા' '**मत्तोऽपि जडबुद्धयः**' એ પદથી પોતાની પરમ લઘુતા સરલ વિનમ્રભાવે દર્શાવી છે; કારણકે એ પદમાં 'પણ' શબ્દથી સૂચવ્યું છે કે હું તો જડબુદ્ધિ—મંદમતિ છું જ, છતાં કર્મવશથી જે મ્હારા કરતાં વધારે જડબુદ્ધિવાળા—મંદમતિ આત્માઓ હોય, તેઓના હિતને અર્થે આ મ્હારો પરિશ્રમ છે. કારણકે મતિનો વિકાસ આત્માના જ્ઞાનાવરણાદિ કર્મના ક્ષયોપશમ પ્રમાણે હોય છે, એટલે હું જો કે મંદ ક્ષયોપશમવાળો

**માર્દવમૂર્ત્તિ હરિભદ્રજીની વિનમ્રતા**

---

વાળા, કારણ કે કર્મ વિચિત્રફલવાળું છે, તેથી શું નથી સંભવતું? **तेषां**—તેઓના, જડબુદ્ધિઓના, **हिताय**—હિતાર્થે, પથ્ય અર્થે, **गदत:**—વદતાં, વિવરતાં, **सफल:**—સફલ, બોધલક્ષણ તદુપકાર ફલવાન્,—અધિક-સદૃશ બુદ્ધિવાળાઓને તો પ્રમોદ—માધ્યસ્થ્યગોચરતાથી આ થકી અનુપકાર છે માટે, **मे**—મ્હારો, **परिश्रम:**—વ્યાખ્યાનરૂપ પરિશ્રમ.

અને અહીં ઇષ્ટદેવતા નમસ્કાર તે મંગલ છે. ચૈત્યવન્દન અર્થ અભિધેય છે,—તેના જ વ્યાખ્યાયમાનપણાને લીધે; કર્તાનું તથાવિધ સત્ત્વાનુગ્રહ અનંતર પ્રયોજન છે, અને શ્રોતાનું તદર્થ અધિગમ તેના અર્થનું જાણપણું (અનંતર પ્રયોજન) છે; પરંપર (પ્રયોજન) તો બન્નેનું નિઃશ્રેયસલાભ છે; અભિધાન—અભિધેય, વ્યાખ્યાન—વ્યાખ્યેય લક્ષણ સંબંધ સમજવા યોગ્ય છે. **इति**—એ મંગલાદિ નિરૂપણાની સમાપ્તિ અર્થે છે.

છું, છતાં મ્હારા કરતાં પણ મંદતર ક્ષયોપશમવાળા જે આત્મબન્ધુઓ હોય, તેઓને આ મ્હારી કૃતિ થકી આત્મલાભ થવો સંભવે છે, એટલે તેઓના ઉપકાર અર્થે આ મ્હારો પ્રયાસ છે. આમ સાચા અધ્યાત્મરંગથી હાડોહાડ રંગાયેલા આ સંવેગરંગી મહામુનિએ ઋજુભાવે આત્મલઘુતા બતાવી પોતાની ખરેખરી મહત્તા પ્રગટ કરી છે. કારણકે 'લઘુતામેં પ્રભુતા વસે, પ્રભુતાસે પ્રભુ દૂર.'

અને આ સત્ત્વહિતાર્થ પ્રવૃત્તિમાં આ મહાત્માને કેટલો બધો પરિશ્રમ પડચો હશે તે કલ્પનાતીત છે. વિબુધોએ (દેવોએ) મંદરાચલ વડે સાગરમંથન કરી સારભૂત રત્નો સંશોધી અમૃત મંથ્યું, એમાં તેમને કેટલી મહેનત પડી હશે તે જેમ તે વિબુધો જ જાણે; તેમ આ મહા વિબુધ શાસ્ત્રકારે નિજ-બુદ્ધિરૂપ મંથ વડે શાસ્ત્રસમુદ્રનું મંથન કરી સારભૂત ન્યાયરત્નો સંશોધી તત્ત્વઅમૃત વલોવ્યું, તેમાં તેમને કેટલો પરિશ્રમ પડચો હશે તે તો આ મહા વિબુધનો અંતરાત્મા જ જાણે. તથાપિ અત્રે સ્થળે સ્થળે પ્રતિ-પદે દૃશ્યમાન થતા પ્રજ્ઞાચમત્કારોથી ભલભલા પ્રજ્ઞાવંતોને પણ આશ્ચર્યમુગ્ધ કરી છક કરી દે એવા ન્યાય-મૌક્તિકો જે આ પ્રાજ્ઞશિરોમણિએ અદ્ભુત તત્ત્વસંકલનાથી આ સૂત્રમાં ગૂંથ્યા છે, તે પરથી આ અપૂર્વ તત્ત્વસંશોધન કાર્યમાં આ મહાવિભૂતિને કેટલો પરિશ્રમ પડચો હશે તેનું સહજ અનુમાન માત્ર જ સહૃદય પ્રાજ્ઞજનો કરી શકે છે. અને परोपकाराय सतां विभूतयः—સંત પુરુષોની વિભૂતિઓ પરોપકારાર્થે હોય છે એનું આ જ્વલંત ઉદાહરણ પેખી સાનંદાશ્ચર્ય અનુભવે છે.

કલ્પનાતીત પરિશ્રમ

આમ ગમે તેટલો પરિશ્રમ પડે તો પણ 'આત્મગત શ્રમ ચિંતવ્યા વિના શ્રેય સદા ઉપદેશવા યોગ્ય છે, કારણકે હિતોપદેષ્ટા આત્માને અને પરને અનુગ્રહ કરે છે. હિત-શ્રવણથી× સર્વ શ્રોતાને એકાન્તથી ધર્મ હોય નહિં, પણ અનુગ્રહબુદ્ધિથી વક્તાને તો એકાન્તે ધર્મ હોય જ છે;'—એવી ભાવનાથી ભાવિતાત્મા આ પરોપકારના વ્યસની મહાત્મા परोपकाराय सतां विभूतयः એ ઉક્તિને ચરિતાર્થ કરતાં વદે છે કે—હું મ્હારા પરિશ્રમની ચિંતા કર્યા વિના મ્હારા મન-વચન-કાયાની સમસ્ત શક્તિથી સર્વાત્માથી આ સત્ત્વહિતાર્થ પ્રવૃત્તિ કરવા કટિબદ્ધ થયો છું. એટલે શુદ્ધ આશયથી પરમાર્થપ્રેમથી કરવામાં આવેલો આ મ્હારો પરિશ્રમ સફલ કેમ નહિં થાય? સફલ થશે જ થશે.



× "न भवति धर्मः श्रोतुः सर्वस्यैकान्ततो हितश्रवणात् ।
ब्रुवतोऽनुग्रहबुद्ध्या वक्तुस्त्वेकान्ततो भवति ॥"—શ્રી ઉમાસ્વાતિજી કૃત તત્ત્વાર્થભાષ્ય

## ૨

# સફલપણા અને સમ્યક્કરણની મીમાંસા

હવે ચૈત્યવન્દનની જ સફલતા અંગેનું નિરાકરણ કરી સમ્યક્ ચૈત્યવન્દન થકી શુભભાવ–કર્મક્ષય ૪. ઉપજે છે એમ કથે છે—

अत्राह—चिन्त्यमत्र साफल्यं, चैत्यवन्दनस्यैव निष्फलत्वात् इति। अत्रोच्यते–निष्फलत्वादित्यसिद्धं, प्रकृष्टशुभाध्यवसायनिबन्धनत्वेन ज्ञानावरणीयादिलक्षणकर्म्मक्षयादिफलत्वात्। उक्तं च—

"चैत्यवन्दनतः सम्यग्, शुभो भावः प्रजायते।
तस्मात्कर्म्मक्षयः सर्वं, ततः कल्याणमश्नुते ॥ १ ॥ इत्यादि"[1]

અર્થ:—અત્રે શંકા—અત્ર સાફલ્ય (સફલપણું) ચિન્તવવા યોગ્ય છે; ચૈત્યવન્દનના જ નિષ્ફલપણાને લીધે. અત્રે (સમાધાન) કહેવામાં આવે છે—'નિષ્ફલપણાને લીધે' એ અસિદ્ધ છે, કારણકે પ્રકૃષ્ટ શુભ અધ્યવસાયના નિબન્ધનપણાએ (કારણપણાએ) કરીને જ્ઞાનાવરણીયાદિ લક્ષણ કર્મના ક્ષયાદિરૂપ ફલપણું હોય છે, માટે. કહ્યું છે કે-

(દોહરા) સમ્યક્ ચૈત્યવન્દન થકી, ઉપજે છે શુભ ભાવ;
તેથી કર્મક્ષય તે થકી, સર્વ કલ્યાણ પ્રભાવ. ઇત્યાદિ[1]

---

पञ्जिका–अत्र–અત્રે, મંગલાદિ નિરૂપણ સતે, आह–કહે છે, પ્રેરે છે, चिन्त्यं–ચિન્ત્ય છે. છે નહિં એમ અભિપ્રાય છે. अत्र–અત્રે, ચૈત્યવન્દન વ્યાખ્યાન પરિશ્રમમાં, साफल्यं–સાફલ્ય, સફલ ભાવ. કયા કારણથી? તો કે–चैत्यवन्दनस्यैव निष्फलत्वात्–ચૈત્યવન્દનના જ નિષ્ફલપણાને લીધે. અત્રે 'एव' શબ્દ 'अपि'ના અર્થમાં છે. તેથી પુરુષોપયોગી ફલની અનુપલબ્ધિને લીધે ચૈત્યવન્દન પણ નિષ્ફળ છે, તો પછી તદ્વિષયતાથી વ્યાખ્યાનપરિશ્રમનું તો પૂછવું જ શું? તેથી જે નિષ્ફલ છે તે આરંભવા યોગ્ય નથી,–જેમકે કંટકશાખામર્દન; અને તથા પ્રકારે ચૈત્યવન્દનવ્યાખ્યાન છે, એમ વ્યાપક અનુપલબ્ધિ છે. इति–એ પરવક્તવ્યતાની સમાપ્તિ અર્થે છે.

अत्र उच्यते–અત્રે કહેવામાં આવે છે, પ્રતિવિધાન કરવામાં આવે છે. निष्फलत्वादिति असिद्धं–'નિષ્ફલપણાને લીધે' એ અસિદ્ધ છે. 'इति' એ હેતુસ્વરૂપ માત્ર ઉપદર્શનાર્થે છે, તેથી જે નિષ્ફલપણું, હેતુપણે ઉપન્યસ્ત કર્યું (મૂકવામાં આવ્યું) તે અસિદ્ધ છે, 'અસિદ્ધ' નામના હેતુદોષથી દૂષિત છે. કયા કારણથી? તો કે–'प्रकृष्ट' ઇત્યાદિ. અત્રે આ ભાવ છે: ચૈત્યવન્દન લોકોત્તર કુશલ પરિણામનો હેતુ છે, અને તે પરિણામ યથાસંભવ જ્ઞાનાવરણીયાદિ સ્વભાવરૂપ કર્મના ક્ષય–ક્ષયોપશમ–ઉપશમ ફલવાળો છે,–તેનું કર્માદાન (કર્મગ્રહણરૂપ) અધ્યવસાયથી વિરુદ્ધપણું છે માટે. તેથી કરીને કૃત્સ્નકર્મક્ષયલક્ષણ પરમ પુરુષાર્થરૂપ મોક્ષફલપણાએ કરીને, ચૈત્યવન્દનની નિષ્ફળ વ્યાખ્યેય અર્થવિષયતાથી તેના વ્યાખ્યાનના અનારંભનું આસંજન અયુક્ત છે. (અર્થાત્ વ્યાખ્યેય એવું આ ચૈત્યવન્દન જ નિષ્ફળ છે, તો પછી તેના વ્યાખ્યાનનો આરંભ પણ નિષ્ફળ છે એમ કહેવું અયુક્ત છે, કારણ કે ચૈત્યવન્દનનું ફળ સર્વ–કર્મક્ષયરૂપ પરમ પુરુષાર્થ મોક્ષ જ છે.)

## વિવેચન

"શુભ શીતળતામય છાંય રહી, મનવાંછિત જ્યાં ફળપંક્તિ કહી;
જિનભક્તિ અહો તરુ કલ્પ અહો ! ભજીને ભગવંત ભવંત લહો."–**શ્રી મોક્ષમાળા**

**પરિશ્રમના સફલપણાની શંકા**

અત્રે કોઈ શંકા કરે છે કે–અહો આચાર્યજી ! આપ આ ચૈત્યવન્દનની વ્યાખ્યા કરવાનો પરિશ્રમ લેવા ઇચ્છો છો એ તો ઠીક, પણ આપના પરિશ્રમનું સફલપણું જ પ્રથમ ચિંતવવા યોગ્ય છે. આ આપનો પરિશ્રમ નિષ્ફળ છે, કારણ કે મૂળ ચૈત્યવન્દનનું જ નિષ્ફળપણું છે, પુરુષોપયોગી કંઈ પણ ફળવાનપણું અનુભવાતું નથી, તો પછી એવા નિષ્ફળ ચૈત્યવન્દનવિષયી આપના વ્યાખ્યાન–પરિશ્રમનું પણ નિષ્ફળપણું હોય એમાં પૂછવું જ શું ? માટે કંટકશાખાના મર્દન જેવો આ નિષ્ફળ પરિશ્રમ આરંભ્યાથી શું ? જ્યાં સફલપણા-રૂપ વ્યાપકની અનુપલબ્ધિ–અપ્રાપ્તિ છે, ત્યાં પરિશ્રમરૂપ વ્યાપ્યનું શું કામ ?

**શુભભાવનિબંધન મહાપ્રભાવી ચૈત્યવન્દનનું પરમ સફલપણું**

આ શંકાનું સમાધાન કરતાં પરહિતનિરત આચાર્યજી વદે છે—અહો મહાનુભાવ ! તમે 'નિષ્ફલપણાને લીધે' એમ જે હેતુ કહ્યો તે અસિદ્ધ હેતુ છે, 'અસિદ્ધ' નામના હેતુદોષથી દૂષિત છે. જે કોઈ પણ રીતે સિદ્ધ ન થઈ શકે એવી આ તમારી દલીલ પોકળ છે. કારણકે ચૈત્યવન્દન છે, તે प्रकृष्ट-शुभाध्यवसायनिबन्धनत्वेन–પ્રકૃષ્ટ શુભ અધ્યવસાયનું નિબન્ધન હોવાથી જ્ઞાનાવરણીયાદિ કર્મના ક્ષયાદિરૂપ ફલવાળું છે, એટલે તેનું સફલપણું પ્રગટ છે. અર્થાત્ લોકોત્તર દેવ સંબંધી જે આ ભક્તિરૂપ ચૈત્યવન્દન છે, તે લોકોત્તર કુશલ પરિણામનો હેતુ છે; એટલે તેથી ઉત્તરોત્તર અનુબંધથી શુભ આત્મપરિણામનું નિબન્ધન થઈ પ્રકૃષ્ટ–સર્વોત્કૃષ્ટ શુભ ભાવ ઉપજે છે. અને જેમ જેમ આત્મપરિણામની વિશુદ્ધિ થાય છે, તેમ તેમ તેનાથી જ્ઞાના-વરણીયાદિ કર્મના ક્ષય–ક્ષયોપશમ–ઉપશમરૂપ યથાસંભવ ફળ નીપજે છે; અને આમ પ્રકૃષ્ટ આત્મશુદ્ધિ થતાં સર્વ કર્મના ક્ષયરૂપ શુદ્ધ આત્મસિદ્ધિમય મોક્ષ મહાફળ સાંપડે છે; અને તેવા પ્રકારે શાસ્ત્રમાં પણ કહ્યું છે કે "સમ્યક્ ચૈત્યવન્દન થકી શુભ ભાવ ઉપજે છે, તેથી કરીને કર્મક્ષય થાય છે ને તેથી કરીને સર્વ કલ્યાણને પામે છે." અર્થાત્ આ ચૈત્યવન્દન જેના અવલંબને કરવામાં આવે છે, તે અર્હત્ પ્રભુનું શુદ્ધ ચૈતન્ય ધાતુમય સ્વરૂપ ચિંતવતાં આત્મા, સિંહને દેખી અજકુલગત કેસરીની જેમ, નિજ સ્વરૂપનું ભાન પામી 'જિનપદ નિજપદ એકતા' જાણે છે; અને 'દર્પણ જિમ અવિકાર' પ્રભુના આદર્શ શુદ્ધ સ્વરૂપને નિરંતર દૃષ્ટિ સન્મુખ રાખી સ્વરૂપશ્રેણીએ ચઢે છે. અને દીવાની ઉપાસના કરતાં વાટ દીવો બને

**આત્માર્થ પરમાર્થ રૂપ આ વ્યાખ્યાનું પણ સફલપણું**

છે તેમ આ પરમાત્માની ઉપાસના કરતાં આત્મા પરમાત્મા થાય છે. આમ આ અર્હત્ પ્રભુના અવલંબને આત્માની ગુણરાશિરૂપ નિજ પ્રભુતા પ્રગટી અવિચલ સુખવાસરૂપ મહા મોક્ષફલ મળે છે. માટે મોક્ષરૂપ પરમ પુરુષાર્થફલની પ્રાપ્તિથી આ ચૈત્યવન્દનનું સફળપણું હોવાથી, અહો મહાનુભાવ ! તમે અત્રે આરોપણ કરેલું નિષ્ફળપણું

મિથ્યા છે. અને એટલા માટે જ અમે પણ આ મહાન્ મોક્ષફળના કામી મુમુક્ષુ હોવાથી આ શુદ્ધ ભક્તિમય ચૈત્યવન્દનની વ્યાખ્યા વડે ચિત્તશુદ્ધિ કરી, શુદ્ધ આત્મભાવની વૃદ્ધિ કરી, કર્મનિર્જરા કરવા ઇચ્છીએ છીએ; એટલે શુદ્ધ આત્માર્થે અને અન્ય મુમુક્ષુ જીવોના હિતરૂપ શુદ્ધ પરમાર્થે કરવામાં આવતો આ અમારો વ્યાખ્યારંભ પ્રયાસ પણ સર્વથા સફળ જ છે એમ તમે નિઃશંકપણે જાણો!

"પ્રભુજીને અવલંબતાં, નિજ પ્રભુતા હો પ્રગટે ગુણરાશ;
દેવચંદ્રની સેવના, આપે મુજ હો અવિચલ સુખવાસ...ઋષભ"—શ્રી દેવચંદ્રજી.



અનાભોગ-માતૃસ્થાનાદિ કારણે ચૈત્યવન્દન થકી શુભ ભાવનો વિપર્યય પણ દેખાય છે, એ આશંકાનું સમાધાન કરતાં, સમ્યક્કરણમાં વિપર્યયનો અભાવ હોય છે ને એ અર્થે જ આ અમારો પ્રયાસ છે, એમ પરહિતનિરત આચાર્યજી સ્પષ્ટ કરે છે—

आह-नायमेकान्तो, यदुत-ततः शुभ एव भावो भवति, अनाभोगमातृस्थानादेर्विपर्ययस्यापि दर्शनादिति। अत्रोच्यते-सम्यक्करणे विपर्ययाभावात्, तत्सम्पादनार्थमेव च नो व्याख्यारम्भप्रयास इति, न ह्यविदिततदर्थाः प्रायस्तत्सम्यक्करणे प्रभविष्णव इति ॥ २*

અર્થ:—શંકા-આ એકાન્ત નથી કે તે થકી શુભ જ ભાવ થાય છે,-અનાભોગ-માતૃસ્થાન આદિ થકી વિપર્યયનું પણ દર્શન હોય છે માટે.

અત્ર (સમાધાન) કહેવામાં આવે છે-સમ્યક્કરણમાં વિપર્યયનો અભાવ છે; અને તેના સંપાદનાર્થે જ અમારો વ્યાખ્યારંભ પ્રયાસ છે, કારણ કે તેનો અર્થ જેને અવિદિત છે એવાઓ તેના સમ્યક્કરણમાં સમર્થ થતા નથી.[૨]

---

पञ्जिका-एकान्त-એક નિશ્ચય अनाभोग ઇત્યાદિ. अनाभोग-સંમૂઢચિત્તપણાથી વ્યક્ત ઉપયોગનો અભાવ; દોષાચ્છાદકપણાને લીધે અથવા સાંસારિક જન્મના હેતુપણાને લીધે માતા જેવી માતા-માયા તેનું સ્થાન-વિશેષ તે मातृस्थान-માતૃસ્થાન; આદિ શબ્દથી ચલચિત્તતાથી પ્રકૃત સ્થાન-વર્ણ-અર્થ-આલંબન ઉપયોગથી અન્ય ઉપયોગનું ગ્રહણ છે; તે થકી, विपर्ययस्यापि-વિપર્યયના પણ, અશુભ ભાવના પણ,-શુભ ભાવ તો તે થકી દૃશ્ય થાય જ છે એમ સૂચક 'અપિ'-પણ શબ્દ છે,-दर्शनाद् દર્શનથી, ઉપલંભથી.

अत्र-અત્રે, શુભ ભાવના અનેકાંતની પ્રેરણા બાબતમાં, उच्यते-આ એકાંત નથી એવો ઉત્તર કહેવામાં આવે છે. કેવા પ્રકારે? सम्यक्करणे विपर्ययाभावात्-સમ્યક્કરણમાં વિપર્યયનો અભાવ છે માટે. પણ જ્યાં 'सम्यक्करणे विपर्ययाभावः' એવો પાઠ છે ત્યાં હેતુ પરત્વે પ્રથમા જ (વિભક્તિ) છે. ભલે સમ્યક્કરણમાં શુભ અધ્યવસાય ભાવથી ચૈત્ય વન્દન વિવક્ષિત ફલવાળું હો, પણ તેનું વ્યાખ્યાન અકિંચિત્કર છે એમ આશંકીને કહ્યું-तत्सम्पादन ઇત્યાદિ. તેના સંપાદનાર્થે, ચૈત્યવન્દનના સમ્યક્કરણના સંપાદન અર્થે.

---

* નોંધ:—અત્રે આ ગ્રંથમાં ગદ્ય સૂત્રોના યથાયોગ્ય વિભાગ પ્રમાણે પારિગ્રાફ પાડવાની અને આ પારિગ્રાફોને અંક (નંબર) આપવાની આ યોજના મેં દાખલ કરી છે, કે જેથી સુજ્ઞ વાંચકને વિષય સુગ્રાહ્ય અને સુગમ બની તે તે વિષય શોધવાની સરળતા-અનુકૂળતા પડે. આમ (૩૭૫) પારિગ્રાફમાં અત્રે ગદ્ય સૂત્ર વિભક્ત કરવાની છૂટ મેં લીધી છે. (તે તે અંક પારિગ્રાફને અંતે મથાળે મૂકેલ છે.)—ભગવાનદાસ.

## વિવેચન

" અવગુણ ઢાંકણ કાજ કરૂં જિનમત ક્રિયા !
છંડું ન અવગુણ ચાલ, અનાદિની જે પ્રિયા !....વિહરમાન ભગવાન."
" દ્રવ્ય ક્રિયા રુચિ જીવડા રે, ભાવધર્મ રુચિ હીન;
ઉપદેશક પણ તેહવા રે, શું કરે જીવ નવીન ?....ચંદ્રાનન જિન !"–શ્રી દેવચંદ્રજી

અત્રે જિજ્ઞાસુ વળી બીજી **શંકા** કરે છે–આપે જે કહ્યું કે આ ચૈત્યવન્દન થકી શુભ ભાવ થાય છે, તે એકાન્તે તેમ નથી, એથી શુભ ભાવ જ ઉત્પન્ન થાય એવો એક નિયમ કે નિશ્ચય નથી. કારણ કે अनाभोगमातृस्थानादे विपर्यय-**અનાભોગ–માતૃસ્થાના** स्यापि दर्शनात्–અનાભોગ–માતૃસ્થાન આદિ થકી વિપર્યયનું એટલે **દિથી વિપર્યયનું દર્શન** કે આપે કહ્યા તેથી વિપરીત એવા અશુભ ભાવનું પણ દર્શન થાય છે. જુઓ ! કોઈ સંમૂર્ચ્છિમની જેમ સંમૂઢ ચિત્તથી તત્ત્વસમજણ વગર અનુપયોગપણે–યંત્રવત્ ક્રિયાજડપણે પ્રસ્તુત ક્રિયા કરે છે; પણ આવી આ સમજણ વગરની અનાભોગરૂપ ઉપયોગવિહીન ક્રિયાથી તથારૂપ કોઈ શુભ ભાવની ઉત્પત્તિ થતી દેખાતી નથી. તેમજ–કોઈ સંસારની જે જન્મદાત્રી 'માયા'–માતા છે એવી માતૃસ્થાનરૂપ માયાથી પોતાના દોષનું આચ્છાદન કરવા–પોતાના અવગુણ ઢાંકવા, અથવા ધર્મનો ડોળ કે ધર્મ ઢોંગીપણું દાખવવા પ્રસ્તુત જિનમત ક્રિયા કરે છે. પણ આવો માયાચાર દાખવનારા દાંભિક બગલા ભગતો તે તે જિનમત ક્રિયા કરતાં છતાં તેમનામાં શુભભાવનો અંશ પણ દેખાતો નથી, એટલુંજ નહિ પણ દંભરૂપ માતૃસ્થાનથી ઉલટા અશુભ ભાવની જ ઉત્પત્તિ દેખાય છે. અથવા કોઈ વળી આ લોકસંબંધી ધન–કીર્ત્તિ–પૂજા આદિ લાભની કામનાથી કે પરલોક સંબંધી દેવાદિ ગતિના સુખની કામનાથી તે તે ધર્મક્રિયા કરે છે; પણ આવી વિષની જેમ શુભ આત્મભાવને હણી નાંખનારી વિષક્રિયામાંથી પણ શુભ ભાવના ઉદ્ભવની આશા ક્યાંથી રાખી શકાય?

**અનનુષ્ઠાન ને વિષ અનુષ્ઠાન નિષિદ્ધ**

આ શંકાનું **સમાધાન** કરતાં આચાર્યશ્રી પ્રકાશે છે–અહો જિજ્ઞાસુ ! તમે ઉપસ્થિત કરેલી શંકા બરાબર છે. અમે પણ એમજ કહીએ છીએ. સંમૂર્ચ્છનજ જેમ સંમૂઢપણે તત્ત્વસમજણ વગર ઉપયોગ રહિતપણે કરાતી ક્રિયા તે કર્યા ન કર્યા બરાબર હોઈ વાસ્તવિક રીતે ક્રિયા જ નથી,–અક્રિયા જ છે, અનનુષ્ઠાન જ છે. અને આ લોક–પરલોક સંબંધી આશંસાથી ફલકામનાથી કરાતી ક્રિયા તે તો હાલાહલ વિષની જેમ આત્મઘાતક હોવાથી વિક્રિયા જ છે,–વિષક્રિયા વિષઅનુષ્ઠાન જ છે. એટલે તો માતૃસ્થાનથી–માયાચારથી–દંભથી જે ધર્મક્રિયા કરે છે, તેને તો સૂત્રમાં 'અમેધ્ય ઉત્કર'ની*–વિષ્ટાના ઉક-

---

* अनाभोगवतश्चैतदननुष्ठानमुच्यते ।
संप्रमुग्धं मनोऽस्येति ततश्चैतद्यथोदितम् ॥ –શ્રી હરિભદ્રસૂરિકૃત યોગબિન્દુ.
" मिथ्याचारफलमिदं ह्यपरैरपि गीतमशुभभावस्य ।
सूत्रेऽप्यविकलमेतत्प्रोक्तममेध्योत्करस्यापि ॥ "–શ્રી હરિભદ્રસૂરિકૃત ષોડશક, ૧

રડાની ઉપમા આપવામાં આવી છે. આ માયા અંગે શ્રી સૂયગડાંગ સૂત્રમાં તો એટલે સુધી કહ્યું છે કે 'દુર્બલ નગ્ન ને માસ ઉપવાસી, પણ જો માયા રંગ રે; તો પણ ગર્ભ અનંતા લેશે, બોલે બીજું અંગ રે.' ધર્મમાં માયા એ ધર્મના દ્રોહરૂપ છે. માયા એ આત્માને મુક્તિસુખથી વંચિત કરનારી વંચના છે. કારણ કે માયાની ગતિ ભુજંગની જેમ વક્ર છે ને મુક્તિની ગતિ ઋજુ–સરલ છે; એટલે તેમાં વક્રગામી માયાવીનો પ્રવેશ સ્વપ્ને પણ સંભવતો નથી. માટે મુક્તિકામી મુમુક્ષુએ દ્રવ્યથી અને ભાવથી માયાનો પરિત્યાગ કરી, સાચા ભાવથી નિર્દંભપણે નિષ્કપટ ધર્મારાધન કરવા યોગ્ય છે. અર્થાત્ ધર્મારાધન એવું શુદ્ધ હોવું જોઇએ કે તેમાં લેશ પણ માયાકપટ કે દંભ ન હોય, બગલા ભગત જેવી કુટિલતા કે માયાચાર ન હોય, પોતાના દોષના આચ્છાદનરૂપ ધર્મનો ડોળ કે ધર્મ-ઢોંગીપણું ન હોય, પોતાને ને પરને વંચવારૂપ આત્મવંચના ન હોય, 'હાથમાં માળા ને મનમાં લાળા' જેવી વંચક વૃત્તિ ન હોય. આમ અનાભોગ–માતૃસ્થાન આદિનો તો શાસ્ત્ર-કારે જોરશોરથી નિષેધ કર્યો છે. અને આ અનાભોગ–માતૃસ્થાન આદિ થકી શુભ ભાવથી વિપર્યયનું—વિપરીત એવા અશુભ ભાવનું પણ દર્શન હોય છે એ તમારી વાત ખરી છે. પણ અત્રે એટલું સમજી લેવું યોગ્ય છે કે જો પ્રસ્તુત ક્રિયા સમ્યક્પણે કરવામાં આવે તો તમે ભય રાખો છો એવા વિપર્યયનો અભાવ છે— सम्यक्करणे विपर्ययाभावात्, અર્થાત્ અશુભ ભાવના ઉદ્ભવનો સંભવ નથી. અને આ ચૈત્યવન્દનનું સમ્યક્કરણ કેમ થાય તેના સંપાદન અર્થે જ અમારો આ વ્યાખ્યારંભ પ્રયાસ છે, કારણ કે એનો અર્થ જે જાણતા ન હોય, તેઓ આનું સમ્યક્કરણ કરી શકે નહિં એ સહેજે સમજી શકાય એવી વાત છે.

(દંભી–માયાવીને મોક્ષ-માર્ગમાં સ્થાન નથી)

(સમ્યક્કરણમાં વિપર્યય અભાવ ને તે અર્થે આ પ્રયાસ)

"કપટ રહિત થઈ આતમ અરપણારે, આનંદઘન પદ રેહ.'—શ્રી આનંદઘનજી



આ લોક–પરલોક સંબંધી લાભાર્થે માયાથી ચૈત્યવન્દનતું કરવું તે કાંઈ સમ્યક્કરણ નથી, એમ સ્પષ્ટ કહી, નિરાશંસાદિ ગુણસંપન્ન સમ્યગ્દૃષ્ટિ ભક્તિવંતનું જ સમ્યક્કરણ છે,—અનધિકારિપણાને લીધે અન્યનું નહિ, એમ પ્રતિપાદન કરે છે—

आह—लब्ध्यादिनिमित्तं मातृस्थानतः सम्यक्करणेऽपि शुभभावानुपपत्तिरिति ।

न, तस्य सम्यक्करणत्वासिद्धेः । तथाहि—प्रायोऽधिकृतसूत्रोक्तेनैव विधिनोपयुक्त-स्याऽऽशंसादोषरहितस्य सम्यग्दृष्टे र्भक्तिमत एव सम्यक्करणं, नान्यस्य, अनधिकारित्वाद्, अनधिकारिणः सर्वत्रैव कृत्ये सम्यक्करणाभावात् ॥ ३

અર્થ :—શંકા—લબ્ધિ આદિ નિમિત્તે માતૃસ્થાન થકી સમ્યક્કરણમાં પણ શુભ ભાવની અનુપપત્તિ (અઘટમાનપણું) છે.

સમાધાન—એમ નથી,-તેના સમ્યક્કરણપણાની અસિદ્ધિ છે માટે. તે આ પ્રકારે:પ્રાયે અધિકૃત સૂત્રોક્ત જ વિધિથી ઉપયુક્ત, આશંસાદોષ રહિત, એવા સમ્યગ્દૃષ્ટિ ભક્તિમંતનું જ સમ્યક્કરણ છે, નહિં કે અન્યનું,—અનધિકારીપણું છે માટે, (અને) અનધિકારીનો સર્વત્ર જ કૃત્યમાં સમ્યક્કરણ અભાવ છે માટે.[3]

## વિવેચન

"જિનગુણ અમૃત પાનથી રે...મન. અમૃત ક્રિયાને સુપસાય...રે ભવિ.
અમૃત ક્રિયા અનુષ્ઠાનથી રે...મન. આતમ અમૃત થાયરે...ભવિ."શ્રી દેવચંદ્રજી

ત્યાં જિજ્ઞાસુ વળી ત્રીજી શંકા કરે છે—આપ કહો છો તેમ ભલે હો, પણ લબ્ધિ આદિ નિમિત્તે માતૃસ્થાન થકી (માયાથી) આના સમ્યક્કરણમાં પણ શુભ ભાવ ઘટતો નથી; કારણ કે આ લોક-પરલોક સંબંધી લાભની ફલકામનાથી, માયાથી-દંભથી ભલે સમ્યક્ કરવામાં આવે, તોપણ તેવી વિષક્રિયાથી શુભ ભાવ ઉપજવો સંભવતો નથી; માટે સમ્યક્કરણથી શુભ ભાવ જ ઉપજે છે એમ જે આપે કહ્યું તે શંકાસ્પદ છે.

એટલે તેનું **સમાધાન** કરતાં આચાર્યજી વદે છે—મહાનુભાવ! તમે કહો છો તેમ નથી. કારણ કે જે ક્રિયા આ લોક-પરલોક સંબંધી લાભને અર્થે માયાથી—દંભથી કરવામાં આવે, તેનું મૂળ તો સમ્યક્કરણપણું જ નથી,—'तस्य सम्यक्करणत्वासिद्धेः' એટલે તેમાં તમે અંતર્ભેદ વિનાની માત્ર બાહ્ય વિધિના ઉપલક દેખાવથી ભ્રાંતિ પામી જે સમ્યક્કરણ કલ્પો છો, તે જ ભૂલભર્યું છે. કારણ કે પ્રાયે અધિકૃત—પ્રસ્તુત સૂત્રમાં અને ઉપલક્ષણથી તેના અંગભૂત આ સૂત્રવ્યાખ્યાનમાં જે વિધિ કહ્યો છે, તેમાં જે ઉપયુક્ત-ઉપયોગવંત-યતનાવંત હોય; આ લોક-પરલોક સંબંધી આશંસા-ફલકામનારૂપ દોષ-વિષથી જે રહિત હોય; જે સમ્યક્પણે વસ્તુતત્ત્વ દેખનારો સમ્યગ્દૃષ્ટિ હોય; અને જે નિષ્કામ નિર્દંભ સાચી અંતરંગ ભક્તિ ધરાવતો હોય;—એવો ગુણસંપન્ન સમ્યગ્દૃષ્ટિ ભક્તિમંત પુરુષ આ ચૈત્યવન્દનરૂપ ભક્તિક્રિયા કરે તેનું જ સમ્યક્કરણપણું છે,—નહિં કે બીજાનું; કારણકે તથાપ્રકારના ગુણવિહીન અન્યનું અત્ર અનધિકારીપણું છે, અને અનધિકારીનો તો સર્વત્ર જ—સર્વ કૃત્યમાં જ સમ્યક્કરણ અભાવ છે,—अनधिकारिणः सर्वत्रैव कृत्ये सम्यक्करणाभावात्।

*લાભાદિ અર્થે માયાથી કરવું તેનું સમ્યક્-કરણપણું જ નથી*

*નિરાશંસ સમ્યગ્દૃષ્ટિ ભક્તિમંતનું જ સમ્યક્કરણ*

અર્થાત્ આ લોક-પરલોકસંબંધી લોભલાલચરૂપ લબ્ધિ આદિ અર્થે વા દંભથી કરાતી ધર્મક્રિયા સમ્યક્ નથી, અસમ્યક્-મિથ્યા જ છે. કારણ કે આ લોક સંબંધી

---

પઞ્જિકા:-प्रायोऽधिकृतसूत्रोक्तेनैव विधिना-અધિકૃત સૂત્ર-ચૈત્યવન્દન સૂત્ર જ. તેમાં સાક્ષાત્ અનુક્ત (નહિં કહેવામાં આવેલા) છતાં તેના વ્યાખ્યાનોક્ત વિધિ તદુક્ત એમ ઉપચરાય છે,-વ્યાખ્યાનનું સૂત્રાર્થપ્રપંચરૂપપણું છે માટે. પ્રાયઃ ગ્રહણથી માર્ગાનુસારી તીવ્ર ક્ષયોપશમવંત કોઇને અન્યથા પણ હોય,

**આત્માને વિષરૂપ વિષ ને ગર અનુષ્ઠાન**

ધન-કીર્તિ-પૂજા સત્કાર આદિ લાભરૂપ ફલકામનાથી જે કરવામાં આવે તે તો વિષઅનુષ્ઠાન * છે; એટલે સત્‌ચિત્તને મારી નાંખતું હોવાથી અને તુચ્છ લાભની સ્પૃહા વડે કરીને મહત્ એવા સત્ અનુષ્ઠાનનું લઘુત્વઆપાદનરૂપ-અશાતનારૂપ થતું હોવાથી, તે આત્માને વિષરૂપે પરિણમી ખરેખર વિષઅનુષ્ઠાન થઈ પડે છે. પરલોક સંબંધી ફલકામનાથી કરવામાં આવતું અનુષ્ઠાન પણ તે જ કારણથી આત્માને ગરરૂપે (slow Poison) પરિણમી, કાલાંતરે હણી, ગરઅનુષ્ઠાન થઈ પડે છે.

**'માતૃસ્થાન' અર્થાત્ માયા દંભ**

અને આમ આ લોક-પરલોક સંબંધી લબ્ધિ આદિ અર્થે જે કરવામાં આવે તે એક પ્રકારે માતૃસ્થાન-માયા જ છે. કારણ કે 'પરભાવાનુગત ચેતનારે તેહ વક્રતા ચાલ' એ શ્રી દેવચંદ્રજીના સુભાષિત પ્રમાણે પરભાવ પ્રત્યે આત્માનું વક્ર ગમન, કુટિલ આચરણ તે માયા છે; અને આવી માયા તે જગતરૂપ માયાની (સંસારની) માયા (માતા) હોવાથી તેને 'માતૃસ્થાન' નામ આપ્યું તે યથાર્થ છે. એટલે પરભાવની પ્રાપ્તિ અર્થે ધર્મક્રિયાનું સેવન કરવું તે પણ માયાચારરૂપ કપટ આચરણ છે; અથવા ધર્મીમાં ખપવા ખાતર કે પોતાના દોષના આચ્છાદન ખાતર જે ધર્મક્રિયાનો ડોળ વા દંભ કરવામાં આવે તે પણ માયાચાર જ છે. આમ જે ક્રિયા લબ્ધિ આદિ કામનાથી આત્માને વિષરૂપે પરિણમે છે અને જ્યાં માયાચારરૂપ દંભની કપટકળા હૃદયમાં રમે છે, તે ક્રિયાનું સમ્યક્‌પણું હોઈ જ કેમ શકે? અને ક્રિયાનું સમ્યક્‌પણું ન હોય ત્યાં પછી શુભ ભાવની ઉત્પત્તિ પણ કેમ સંભવે? અર્થાત્ લબ્ધિ આદિ ખાતર માયાથી-દંભથી જે કરવામાં આવે છે ત્યાં સમ્યક્-કરણનું હોવાપણું જ નથી, એટલે ત્યાં શુભભાવની આશા રાખવી તે શશશૃંગ સમાન છે.

**અમૃત અને તદ્ધેતુ અનુષ્ઠાન**

અને આ પરથી અર્થાપત્તિન્યાયે એ ફલિત થાય છે કે—જે આ લોક-પરલોક સંબંધી કામનારહિતપણે, નિષ્કામપણે, નિર્દંભપણે કરવામાં આવે તે ક્રિયાનું જ સમ્યક્-કરણપણું છે, અને તેવી સમ્યક્‌પણે કરવામાં આવતી સત્‌ક્રિયા થકી જ શુભ ભાવની ઉત્પત્તિ હોય છે એ નિઃસંદેહ છે. જેમકે—આ જિન ભગવાને કહ્યું છે એમ જાણી ભાવસારપણે સંવેગરંગથી કરવામાં આવતું અનુષ્ઠાન આત્માને અમૃતપણે પરિણમતું હોવાથી **અમૃત અનુષ્ઠાન** થઈ પડે છે; અથવા સદનુષ્ઠાન પ્રત્યેના રાગથી-બહુમાનથી કરવામાં

---

* "विषं लब्ध्याद्यपेक्षातः इदं सच्चित्तमारणात् ।
महतोऽल्पार्थनाज्ज्ञेयं, लघुत्वापादनात्तथा ॥
दिव्यभोगाभिलाषेण, गरमाहुर्मनीषिणः ।
एतद्विहितनीत्यैव, कालान्तरनिपातनात् ॥" શ્રી યોગબિન્દુ

આવતું અનુષ્ઠાન શુભ ભાવના અંશને લીધે સદનુષ્ઠાનનો હેતુ–તદ્ધેતુ × થઈ પડે છે. એટલા માટે આત્માર્થી મુમુક્ષુ તો આ સત્‌ક્રિયારૂપ અમૃત અનુષ્ઠાન કે તેના હેતુરૂપ તદ્ધેતુ અનુષ્ઠાન એકાન્ત શુદ્ધ આત્માર્થે જ આદરે છે; અને અક્રિયારૂપ અનનુષ્ઠાનનો અનાદર કરી, વિક્રિયારૂપ વિષ–ગર અનુષ્ઠાનને હાલાહલ વિષ જેવા આત્મઘાતક જાણી દૂરથી જ ત્યજે છે એમ તાત્પર્ય છે.

"અમૃતાનુષ્ઠાને રહ્યો રે લાલ. અમૃતક્રિયાને ઉપાય રે;
દેવચંદ્ર રંગે રમે રે લાલ. તે સુમતિ દેવ પસાય રે..." શ્રી દેવચંદ્રજી.

અને એટલા માટે જ અત્રે 'પ્રાયે અધિકૃત સૂત્રોક્ત જ વિધિથી ઉપયુક્ત, આશંસા-દોષ રહિત એવા સમ્યગ્દૃષ્ટિ ભક્તિમંતનું જ સમ્યક્કરણ' કહ્યું છે,–નહિં કે તેથી વિલક્ષણ એવા બીજાનું. કારણકે તેવા પ્રકારના વિધિઉપયોગ, નિરાશંસા, સમ્યગ્દૃષ્ટિ અને ભક્તિ એ યથોક્ત ગુણ જેમાં છે નહિં, તે અત્ર અનધિકારી જ છે, અને અનધિકારીનું તો કોઇ પણ કાર્યમાં સમ્યક્કરણ હોતું જ નથી. અર્થાત્‌ પ્રસ્તુત સૂત્રોક્ત વિધિમાં જે ઉપયોગવંત–યતનાવંત ન હોય, આ લોક–પરલોક સંબંધી ફલાકાંક્ષા–આશંસા જે રાખતો હોય, સમ્યક્‌ તત્ત્વનું ભાન નથી એવો જે મિથ્યાદૃષ્ટિ હોય, અને સાચી નિર્દંભ ભક્તિ અંતરમાં જાગી નથી એવો જે અભક્તિમંત હોય, તે અત્ર આ ચૈત્યવન્દનક્રિયાનો અધિકારી જ નથી, અને તેનું તે ક્રિયાનું કરવું તે સમ્યક્‌ નથી.

(અનધિકારીનું સમ્યક્કરણ નથી)

卐

૩

## અધિકારી–અનધિકારી વિવેક

અનધિકારીપ્રયોગમાં ઉલટો અનર્થસંભવ છે એટલા માટે અધિકારીશોધન પર આચાર્યજી હરિભદ્રજી ખાસ ભાર મૂકે છે—

श्रावणेऽपि तर्ह्यस्याधिकारिणो मृग्याः? को वा किमाह?

एवमेवैतत्, न केवलं श्रावणे, किं तर्हि? पाठेऽपि, अनधिकारिप्रयोगे प्रत्युतानर्थ-सम्भवात्, 'अहितं पथ्यमप्यातुरे' इति वचनप्रामाण्यात्। तथा 'अर्थी समर्थः शास्त्रेणापर्युदस्तो धर्मेऽधिक्रियते' इति विद्वत्प्रवादः, धर्म्मश्चैतत्पाठादि, कारणे कार्योपचारात्॥ ४

---

× "एतद्रागादिदं हेतुः श्रेष्ठो योगविदो विदुः।
सदनुष्ठानभावस्य, शुभभावांशयोगतः॥
जिनोदितमिति त्वाहुर्भावसारमदः पुनः।
संवेगगर्भमत्यन्तममृतं मुनिपुङ्गवाः॥" શ્રી યોગબિન્દુ

અર્થ:-પ્રશ્ન—ત્યારે આના શ્રાવણમાં (શ્રવણ કરાવવામાં) પણ શું અધિકારીઓ મૃગ્ય-શોધવા યોગ્ય છે? વા કોણ શું કહે છે એમ?

ઉત્તર—એ એમ જ છે. નહિં કે કેવલ શ્રાવણમાં. ત્યારે શું? પાઠમાં પણ (આના અધિકારી શોધવા યોગ્ય છે.) અનધિકારી પ્રયોગમાં ઉલટો અનર્થ સંભવ છે માટે,—'આતુરને (રોગીને) પથ્ય પણ અહિત છે' એવા વચનપ્રામાણ્યથી. તથા-'અર્થી, સમર્થ અને શાસ્ત્રથી અનિષિદ્ધ એવો (પુરુષ) ધર્મમાં અધિકારી હોય છે' એમ વિદ્વત્પ્રવાદ છે; અને આના પાઠાદિ તે ધર્મ છે,-કારણમાં કાર્યના ઉપચારથી.[૪]

## વિવેચન

"પાત્ર વિના વસ્તુ ન રહે, પાત્રે આત્મિક જ્ઞાન"...શ્રી મોક્ષમાળા

એટલે જિજ્ઞાસુ ચોથી શંકા કરે છે—અહો આચાર્યજી! ત્યારે આ ચૈત્યવન્દનના શ્રાવણમાં–શ્રવણ કરાવવામાં પણ આ કોણ છે? શું કહે છે? એમ શું એના અધિકારીઓ શોધવા યોગ્ય છે?

**શ્રાવણ તો શું પાઠ બા. પણ અધિકારીઓ શોધવા યોગ્ય**

એનો ઉત્તર આપતાં આચાર્યજી કહે છે—મહાનુભાવ! એ એમ જ છે. અર્થાત્ આ પાત્ર કોણ છે? ને આ કહેવાની વસ્તુ શી છે? એ વિચારી, માત્ર શ્રાવણમાં–શ્રવણ કરાવવાની બાબતમાં જ નહિં, પણ પાઠ બાબતમાં પણ 'पाठेऽपि' આ ચૈત્ય-વન્દનના અધિકારીઓ અવશ્ય શોધવા યોગ્ય છે. કારણ કે 'अनधिकारिप्रयोगे प्रत्युतानर्थसम्भवात्।' આના અનધિકારીમાં જો આનો પ્રયોગ કરવામાં આવે તો ઉલટો અનર્થનો સંભવ છે, માટે. આ અંગે કહ્યું છે કે-'अहितं पथ्यमप्यातुरे।' 'આતુરને–રોગીને પથ્ય પણ અહિત છે.' એટલે આ ચૈત્યવન્દન યોગ્ય પાત્રરૂપ અધિકારીને પથ્ય–આત્મ લાભકારી છતાં, અપાત્ર એવા અનધિકારીને તો તેની પોતાની અયોગ્યતાને લીધે અહિતકારી થઈ પડે છે. તેમજ–'अर्थी समर्थः शास्त्रेणापर्युदस्तो धर्मेऽधिक्रियते અર્થી, સમર્થ અને શાસ્ત્રથી અનિષિદ્ધ એવો પુરુષ ધર્મમાં અધિકારી હોય છે, એમ વિદ્વત્પ્રવાદ છે. અર્થાત્ જે ધર્મનો ખરેખરો ખપી નિર્દંભ ઇચ્છક અર્થી હોય, ધર્મ શિવાય બીજી કોઇ અપેક્ષા વિના જે નિર્ભયપણે ધર્મના પાલનમાં સમર્થ હોય, અને અપાત્રના લક્ષણ નહિં હોવાથી જેનો શાસ્ત્રથી નિષેધ કરવામાં આવ્યો ન હોય, એવો પુરુષ ધર્મમાં અધિકારી હોય છે, એમ વિદ્વજ્જનો વદે છે. અને આ ચૈત્યવન્દનના જે પાઠ–શ્રાવણ આદિ છે તે ધર્મના કારણરૂપ છે એટલે કારણમાં કાર્યના ઉપચારથી कारणे कार्योपचारात् તે પાઠાદિ પણ ધર્મ છે, धर्मश्चैतद्पाठादि, એટલા માટે એની બાબતમાં પણ અધિકારીઓ શોધવા યોગ્ય છે.



पञ्जिका:—अर्थी ઇત્યાદિ. अर्थी–અર્થી-ધર્માધિકારી, પ્રસ્તાવથી તેનો અભિલાષાતિરેકવાન્. समर्थः–સમર્થ, નિરપેક્ષતાથી ધર્મ અનુષ્ઠાન કરતો (આચરતો), ક્યાંયથી પણ તેના અનભિજ્ઞથી ડરતો નથી. शास्त्रेण–શાસ્ત્રથી, આગમથી, अपर्युदस्तः–અપ્રતિકુષ્ટ, અનિષિદ્ધ.

આના બહુમાની, વિધિપરા, ઉચિતવૃત્તિ એવા જે હોય તે જ આના અધિકારીઓ છે એમ પ્રદર્શિત કરે છે—

यद्येवमुच्यतां के पुनरस्याधिकारिण इति।

उच्यते—एतद्बहुमानिनो विधिपरा उचितवृत्तयश्च। न हि विशिष्टकर्म्मक्षयमन्तरेणैवंभूता भवन्ति, क्रमोऽप्यमीषामयमेव। न खलु तत्त्वत एतद्बहुमानिनो विधिपरा नाम, भावसारत्वाद्विधिप्रयोगस्य, न चायं बहुमानाभावे इति। न चामुष्मिकविधावप्यनुचितकारिणोऽन्यत्रोचितवृत्तय इति। विषयभेदेन तदौचित्याभावाद्, अप्रेक्षापूर्वकारिविजृम्भितं हि तत्। तदेतेऽधिकारिणः परार्थप्रवृत्तैर्लिङ्गतोऽवसेयाः, मा भूदनधिकारिप्रयोगे दोष इति॥ [८]

---

पञ्जिका—અને તે એવા લક્ષણવાળો જે ત્રિવર્ગરૂપ પુરુષાર્થચિંતામાં ધર્મને જ બહુમાને છે, ઈહલોક-પરલોકની બાબતમાં વિધિપર અને બ્રાહ્મણાદિ સ્વવર્ણોચિત વિશુદ્ધવૃત્તિમાન્ એવો હોય છે. विधिपरा—વિધિ એટલે ઈહલોક-પરલોકમાં અવિરુદ્ધ ફલવાળું અનુષ્ઠાન તે છે પર-પ્રધાન જેઓને તે વિધિપરા. उचितवृत्तयः—ઉચિતવૃત્તિવાળા, સ્વકુલાદિને ઉચિત શુદ્ધ જીવનોપાયવાળા.

શંકા—વારુ, જ્ઞાનાવરણાદિ કર્મવિશેષ ઉપઘાતક સતે સમ્યક્ચૈત્યવંદન લાભના અભાવને લીધે તેનો ક્ષયવાન્ જ અધિકારી કહેવા યોગ્ય છે, આ બહુમાનાદિ ગવેષણાથી શું? એટલા માટે કહ્યું—'नहि' ઈત્યાદિ. न-ન જ, हि-કારણકે, विशिष्टकर्म्मक्षयं-વિશિષ્ટ કર્મક્ષય. વિશિષ્ટ-અંતઃકોટાકોટિથી અધિક સ્થિતિવાળા, કર્મના-જ્ઞાનાવરણાદિના ક્ષય-વિનાશ, તે अन्तरेण-વિના, इत्थंभूताः-એવા પ્રકારના, એના બહુમાનાદિ પ્રકારને પામેલા, भवन्ति-વર્તતા. તેથી એના બહુમાનાદિથી વ્યંગ્ય કર્મક્ષયવિશેષવાન્ જ અધિકારી છે, નહિ કે બીજો.

ભલે એમ હો, તથાપિ આમ એઓનો ઉપન્યાસ નિયમ કેમ? તે માટે કહ્યું-क्रमोऽपि ઈત્યાદિ. न चायम् ઈતિ. न च-ન જ, अयं-આ ભાવ-ચૈત્યવંદનાવિષય શુભ પરિણામરૂપ સંવેગાદિ-વિધિપ્રયોગનો હેતુ એવો.

न चामुष्मिक ઈત્યાદિ. न च-ન જ, च શબ્દ ઉચિત વૃત્તિના વિધિપૂર્વકપણાની ભાવનાના સૂચનાર્થે છે. आमुष्मिकविधौ-આમુષ્મિક-પરલોક સંબંધી વિધિમાં, પરલોકફલવાળા કૃત્યમાં, તો પછી ઐહિક વિધિની બાબતમાં તો પૂછવું જ શું? એમ 'અપિ'-પણનો અર્થ છે. अनुचितकारिणो-અનુચિતકારી, વિરુદ્ધવૃત્તિવાળાઓ, अन्यत्र-ઈહલોકમાં, उचितवृत्तयः-ઉચિતવૃત્તિવાળા, સ્વકુલાદિને ઉચિત પરિશુદ્ધ સમાચારવાળા હોય છે,-પરલોકપ્રધાનની જ અહીં પણ ઔચિત્યપ્રવૃત્તિને લીધે. તેથી કહ્યું છે કે—

" परलोकविरुद्धानि कुर्वाणं दूरतस्त्यजेत्।
आत्मानं योऽतिसन्धत्ते, सोऽन्यस्मै स्यात् कथं हितः?॥ "

અર્થાત્-પરલોક વિરુદ્ધ (કૃત્યો) કરનારને દૂરથી ત્યજવો; જે આત્માનું અતિસંધાન (છેતરપીંડી) કરે છે, તે અન્ય અર્થે હિત કેમ હોય?

આ કયા કારણથી? તે માટે કહ્યું-विषयभेदेन-વિષયભેદથી, ભિન્ન વિષયતાથી, तदौचित्याभावात्-તેના ઔચિત્યના અભાવને લીધે; तयोः-તેના, ઈહલોક-પરલોકના, औचित्यस्य-ઔચિત્યના, દૃષ્ટ-અદૃષ્ટ અપાયપરિહારપ્રવૃત્તિરૂપ ઔચિત્યના, अभावात्-અભાવને લીધે. કારણ કે જે પરલોકમાં પરિણામસુંદર કૃત્ય છે, તે જ ઈહલોકમાં પણ છે. इति-એમ વિધિપરતા. વિધિપૂર્વક જ ઉચિતવૃત્તિત્વ છે. પ્રકારાન્તરના નિરસનાર્થે કહ્યું-अप्रेक्षापूर्वकारिविजृम्भितं हि तत्-અપ્રેક્ષાપૂર્વકારીઓ એમ વિજૃંભે છે-ચેષ્ટા કરે છે કે એકત્ર અનુચિતકારિ પણ અન્યત્ર ઉચિતકારી હોય.

અર્થ:-જો એમ છે તો પુન: આના અધિકારીઓ કોણ છે તે કહો.

(આચાર્ય)-કહેવામાં આવે છે:—

एतद्बहुमानिनो विधिपरा उचितवृत्तयश्च।

આના બહુમાની, વિધિપરા અને ઉચિતવૃત્તિવંત તે (આના અધિકારીઓ છે). વિશિષ્ટ કર્મક્ષય વિના એવંભૂત (એવા પ્રકારની દશાવાળા) હોતા નથી. ક્રમ પણ એઓનો આ જ છે. ખરેખર! તત્ત્વથી આના અબહુમાનીઓ વિધિપરા હોતા નથી,—વિધિપ્રયોગનું ભાવસારપણું છે માટે, આ (ભાવ) બહુમાન અભાવે હોતો નથી માટે.

અને પરલોક સંબંધી વિધિમાં પણ જે અનુચિતકારી હોય, તે અન્યત્ર (આ લોક સંબંધી વિધિમાં) ઉચિતવૃત્તિવાળા હોતા નથી,-વિષયભેદે કરીને તેના ઔચિત્યનો અભાવ છે માટે. (એથી ઉલટું માનવું તે) અપ્રેક્ષાપૂર્વકારી વિજૃંભિત (વિલસિત-ચેષ્ટા) છે.

તેથી કરીને આ અધિકારીઓ પરાર્થપ્રવૃત્તોએ લિંગથી ઓળખી લેવા યોગ્ય છે,-અનધિકારીપ્રયોગે દોષ મ હો એટલા માટે. ૫

## વિવેચન

"મીઠી હો પ્રભુ! મીઠી સૂરત તુજ, દીઠી હો પ્રભુ! દીઠી રુચિ બહુમાનથીજી;
તુજ ગુણ હો પ્રભુ! તુજ ગુણ ભાસન યુક્ત, સેવે હો પ્રભુ! સેવે તસુ ભવભય નથીજી."
શ્રી દેવચંદ્રજી

હવે જિજ્ઞાસુ પ્રશ્ન કરે છે—આચાર્યજી! આપ જો અધિકારીપણા પર આટલો બધો ભાર મૂકો છો, તો આના અધિકારીઓ કોણ છે? તે આપ કૃપા કરીને કહો. એટલે આચાર્યજી ઉત્તર આપતાં વદે છે—અહો જિજ્ઞાસુ ભવ્ય! અધિકારીના સ્પષ્ટ લક્ષણ અમે અત્ર કહીએ છીએ. (૧) આના (ધર્મના) બહુમાની, (૨) વિધિપરા, અને (૩) ઉચિતવૃત્તિવાળા તે આના અધિકારીઓ છે. આમ 'एतद्‌बहुमानिनो विधिपरा उचितवृत्तयश्च'—આ ત્રણે લક્ષણ વિચારવા યોગ્ય છે.

**અધિકારીના સ્પષ્ટ ત્રણ લક્ષણ**

(૧) ધર્મ અર્થ ને કામ એ ત્રિવર્ગરૂપ પુરુષાર્થમાં ધર્મને જ બહુમાને, ધર્મને જ વધારે મહત્વનો ગણે, એટલે કવચિત્ અર્થ-કામના ભોગે ધર્મ સાધે, પણ ધર્મના ભોગે અર્થ-કામ સાધવાની ઇચ્છા પણ ન કરે. આવું ધર્મ પ્રત્યેનું બહુમાન જેના હૃદયમાં વસ્યું છે તે અત્ર અધિકારીનું સૌથી પ્હેલું લક્ષણ છે. (૨) આ લોક-પરલોક સંબંધી અવિરુદ્ધ ફલવાળું જે કલ્યાણકારિ અનુષ્ઠાન-સદાચરણ સુવિહિત પુરુષોએ વિહિત કર્યું છે તે વિધિ. આ વિધિ જેને મન પર છે, પ્રધાન છે, તે **વિધિપર.** અર્થાત્ સુશીલરૂપ સદાચરણમાં તત્પરપણું તે અધિકારીનું બીજું લક્ષણ છે. (૩) બ્રાહ્મણાદિ પોતપોતાના વર્ણને ઉચિત એવી વિશુદ્ધ વૃત્તિવાળા તે ઉચિતવૃત્તિ. પોતપોતાના કુલ આદિને ઉચિત શુદ્ધ જીવનો-પાય જેનો છે, અર્થાત્ જે પોતાની આજીવિકા પણ શુદ્ધ પ્રમાણિક નીતિમાન્ નિર્દોષ

**ધર્મબહુમાની વિધિપરા ઉચિતવૃત્તિ**

ઉચિત ઉપાયથી રળે છે તે ઉચિતવૃત્તિમાન્. લોકોને લૂંટીને, ચૂંસીને, ગળાં કાપીને, અન્યાયી અપ્રમાણિક રીતિથી આજીવિકા મેળવે તે ઉચિતવૃત્તિ નહિં, પણ અનુચિતવૃત્તિ છે. આમ ન્યાય નીતિ અનુસારે ઉચિતવૃત્તિ–શુદ્ધ જીવનોપાય તે અધિકારીનું ત્રીજું લક્ષણ છે.

" વીતરાગે ગુણરાગ, ભક્તિ રુચિ નૈગમે હો લાલ.
ભવ્ય જીવ, નય સંગ્રહ રમે હો લાલ.
યથાપ્રવૃત્તિ વિધિયુક્ત, વચન આચારથી હો લાલ.
અમૃતક્રિયા સિદ્ધિ, કરે વ્યવહારથી હો લાલ....શિવગતિ." શ્રી દેવચંદ્રજી
મોક્ષાર્થી જિન ભક્તિ

અત્રે શંકા થવી સંભવે છે કે–જ્ઞાનાવરણાદિ કર્મઆવરણના સદ્ભાવે સમ્યક્ ચૈત્યવન્દનના લાભનો અભાવ હોય, એટલે જ્ઞાનાવરણાદિનો ક્ષયવાન્ જ અત્ર અધિકારી કહેવા યોગ્ય છે. તો પછી આ બહુમાનાદિ લક્ષણની વિચારણાથી શું ? આ શંકાનું અત્ર સમાધાન કહ્યું છે કે–અંતઃકોટાકોટિથી અધિક સ્થિતિવાળા એવા વિશિષ્ટ જ્ઞાનાવરણાદિ કર્મના ક્ષય વિના આવી દશાવાળા હોતા નથી.

વિશિષ્ટ કર્મ ક્ષય વિના આવી દશાવાળો ન હોય

न हि विशिष्टकर्मक्षयमन्तरेणैवंभूता भवन्ति. એટલે તેવા બહુમાનાદિથી કર્મવિશેષનો ક્ષય વ્યંગ્ય થાય છે, તેથી જ બહુમાનાદિવંતને અધિકારી કહ્યો છે તે યુક્ત છે.

એવંભૂત–એવા પ્રકારની બહુમાનાદિયુક્ત

એટલે શંકાકાર કહે છે–ભલે એમ હો, તો પણ આ લક્ષણોનો ઉપન્યાસ આ અનુક્રમે કેમ કર્યો ? તેનું સમાધાન અત્રે કર્યું છે–કે આ લક્ષણોનો ક્રમ પણ આ જ છે, क्रमोऽप्यमीषामयमेव. કારણ કે તત્ત્વથી જે આ ધર્મના અંગભૂત આ ચૈત્યવન્દનના બહુમાની ન હોય, તે એ અંગે વિધિપરાયણપણું છે, ન હોય, કારણ કે વિધિપ્રયોગનું ભાવસારપણું–ભાવપ્રધાનપણું છે, અને આ ભાવ બહુમાન અભાવે હોતો નથી. અર્થાત્ બહુમાન ભાવ હોય તો જ ભાવપ્રધાન એવો વિધિપ્રયોગ હોય; અને વિધિપ્રયોગ હોય તો જ ઉચિતવૃત્તિ હોય. કારણ કે પરલોક સંબંધી વિધિમાં પણ અનુચિતકારી હોય, વિરુદ્ધ વૃત્તિ–વર્તનવાળા હોય, તે આ લોક સંબંધી વિધિમાં પણ ઉચિતવૃત્તિવાળા–વર્તનવાળા ન હોય–

ઉક્ત લક્ષણોનો ક્રમ પણ આ જ

' न चामुष्मिकविधावप्युचितकारिणोऽन्यत्रोचितवृत्तयः '

આનું કારણ શું ? તે માટે અત્રે કહ્યું–વિષયભેદથી ઈહલોક–પરલોક સંબંધમાં દૃષ્ટ–અદૃષ્ટ અપાયપરિહારની પ્રવૃત્તિરૂપ ઔચિત્યનો અભાવ છે તે. અર્થાત્ પરલોક સંબંધી ઉચિત વિધિમાં જે અનુચિતકારી છે, તે આ લોક–પરલોકમાં દૃષ્ટ–અદૃષ્ટ બાધાવાળી અનુચિત પ્રવૃત્તિ છોડતો નથી. જે પરલોકમાં પરિણામસુંદર કૃત્ય છે, તે જ ઈહલોકમાં પણ છે. માટે વિધિપૂર્વક જ ઉચિતવૃત્તિપણું હોય છે. આથી ઉલટું, અર્થાત્ એકત્ર અનુચિતકારિ તે અન્યત્ર ઉચિતકારિ હોય એમ માનવું તે તો અપ્રેક્ષાપૂર્વકારિવિજૃંભિત 'अप्रेक्षापूर्वकारि विजृम्भितं हि तत्' અર્થાત્ જોઈ વિચારી નહિં વર્તનારા અવિચારી જનોનું ચેષ્ટિત છે.

આમ બહુમાન હોય તો જ વિધિપરાયણપણું ઘટે ને વિધિપરાયણપણું હોય તો જ ઉચિતવૃત્તિપણું ઘટે. માટે ઉક્ત ક્રમે જે આ ત્રણ લક્ષણોનો ઉપન્યાસ કર્યો છે તે સહેતુક

આ ઉપરથી એ તાત્પર્ય ફલિત થાય છે કે સૌથી પ્રથમ ધર્મ પ્રત્યે અને આ ધર્મ-ક્રિયા પ્રત્યે બહુમાન-પરમાદર ભાવ હોવો જોઈએ. આ બહુમાન હોય તો ધર્મની વિધિમાં તત્પરપણું પ્રાપ્ત થાય; અને ધર્મની વિધિમાં તત્પરપણું હોય, તો ઉચિત વૃત્તિ હોય, અર્થાત્ આ લોક-પરલોક સંબંધી કલ્યાણકારિ એવી ઉચિત વર્ત્તના-આચરણા હોય. જેમકે-અસત્ય, ચોરી, વ્યભિચાર આદિના અને અશુદ્ધ અપ્રમાણિક અનુચિત વૃત્તિના-આજીવિકાના પરિત્યાગરૂપ ઉચિત પ્રવૃત્તિનું સેવન હોય. પણ આવી ઉચિત વૃત્તિ જેને ન હોય, ને જે અન્યાયથી અપ્રમાણિકતાથી અર્થોપાર્જન વડે વૃત્તિ-આજીવિકા કરતો હોય, જે જૂઠ-વ્યભિચાર આદિ દુરાચરણ સેવતો હોય, તે તો અનુચિતવૃત્તિ હોઈ અત્ર અનધિકારી જ છે. આવા અનધિકારી પ્રયોગે દોષ મ હો, 'माभूदनधिकारिप्रयोगे दोष इति' એટલા માટે પરાર્થપ્રવૃત્ત જનોએ આ કહેવામાં આવતા લિંગથી-ચિહ્નોથી તે અનધિકારીઓ ઓળખી લેવા યોગ્ય છે.

**ધર્મબહુમાન, વિધિપરતા, ઉચિતવૃત્તિ એ ક્રમ**



ઉક્ત લક્ષણસંપન્ન અધિકારીને ઓળખવાના લિંગ-પ્રગટ ચિહ્ન દર્શાવે છે—

**लिङ्गानि चैषां तत्कथा प्रीत्यादीनि । तद्यथा—**

**तत्कथाप्रीतिः, निन्दाऽश्रवणम्, तदनुकम्पा, चेतसो न्यासः, परा जिज्ञासा । तथा-गुरुविनयः, सत्कालापेक्षा, उचितासनं, युक्तस्वरता, पाठोपयोगः । तथा-लोकप्रियत्वं, अगर्हिता क्रिया, व्यसने धैर्यं, शक्तितस्त्यागो, लब्धलक्षत्वं चेति ॥**

**एभिस्तदधिकारितामवेत्यैतदध्यापने प्रवर्त्तेत, अन्यथा दोष इत्युक्तं ।** [६]

**અર્થ:**—અને એઓના લિંગો (ચિહ્નો) તત્કથાપ્રીતિ આદિ છે. તે આ પ્રકારે—તત્કથાપ્રીતિ, નિન્દા અશ્રવણ, તદનુકંપા, ચિત્તનો ન્યાસ, પરા જિજ્ઞાસા; તથા-ગુરુવિનય, સત્કાલાપેક્ષા, ઉચિત આસન, યુક્ત સ્વરતા, પાઠોપયોગ; તથા-લોકપ્રિયત્વ, અગર્હિતા ક્રિયા, વ્યસનમાં ધૈર્ય, શક્તિ પ્રમાણે ત્યાગ, અને લબ્ધલક્ષત્વ.

એઓથી તેની અધિકારિતા જાણીને આના અધ્યાપનમાં પ્રવર્ત્તે, અન્યથા (નહિં તો) દોષ છે એમ કહ્યું છે.[૬]

---

**पञ्जिका:**—**तेष्वनुकम्पा**—તેઓ-ચૈત્યવન્દનનિન્દકો પ્રત્યે અનુકંપા-દયા. જેમકે-અહો કષ્ટ! કે આ બિચારા રજસ્-તમસ્થી આવેષ્ટિત (વિંટેલા), વિવશ, હિતોમાં મૂઢો આમ અનિષ્ટ ચેષ્ટા કરે છે! **चेतसो न्यासः**-ચિત્તનો ન્યાસ, અભિલાષાતિરેકથી ચૈત્યવન્દનમાં જ પુનઃ પુનઃ મનનું સ્થાપન. **परा जिज्ञासा**-પરા-વિશેષવતી એવી ચૈત્યવન્દનની જ જિજ્ઞાસા-જાણવાની ઈચ્છા. **सत्कालापेक्षा**-સત્કાલ અપેક્ષા, સંધ્યાત્રયરૂપ સુંદર કાલનું આશ્રયણ. **युक्तस्वरता**-યુક્તસ્વરતા, પર યોગને અનુપઘાતિ શબ્દતા. **पाठोपयोगः**-પાઠોપયોગ, પાઠમાં-ચૈત્યવન્દનાદિ સૂત્રગત પાઠમાં જ ઉપયોગ, નિત્ય ઉપયુક્તતા. **लब्धलक्षत्वं च**-અને લબ્ધલક્ષપણું; **लब्धं**-લબ્ધ-નિર્ણીત છે સર્વત્ર અનુષ્ઠાનમાં **लक्षं**-લક્ષ, પર્યંત સાધ્ય, **येन**-જેનાથી તે લબ્ધલક્ષ, તેનો ભાવ તે લબ્ધલક્ષત્વ. જેમ કે—

"जो उ गुणो दोसकरो, न सो गुणो दोसमेव तं जाण ।
अगुणोवि हु होइ गुणो, विणिच्छओ सुन्दरो जत्थ ॥"

અર્થાત્—જે ગુણ દોષકર હોય તે ગુણ નથી, તેને દોષ જ જાણ; અગુણ પણ ગુણ હોય, કે જ્યાં વિનિશ્ચય (પર્યવસાન) સુંદર હોય.

## વિવેચન

"સુમતિનાથ ગુણશું મિલીજી, વાધે મુજ મન પ્રીતિ;
તેલ બિન્દુ જિમ વિસ્તરેજી, જલમાંહે ભલી રીતિ...
સોભાગી જિનશું લાગ્યો અવિહડ રંગ." શ્રી યશોવિજયજી

ઉક્ત અધિકારીઓ જે તેના લિંગ પરથી-પ્રગટ ચિહ્ન પરથી ઓળખી શકાય તે અત્ર કહ્યા છે:-(૧) **તત્કથાપ્રીતિ**-ચૈત્યવંદન સંબંધી કથા પ્રત્યે પ્રીતિ. જ્યાં ક્યાંય પણ આ ભક્તિક્રિયા પરત્વે વાર્તા ચાલતી હોય, ત્યાં તે પ્રત્યે અંતર્પ્રેમ સ્ફુરે. (૨) **નિન્દા અશ્રવણ**-કોઈ તે સત્ક્રિયાની નિન્દા કરે તો તે સાંભળે નહિં, કાન ધરે નહિં. (૩) **તદનુકંપા**-તે ચૈત્યવન્દનના નિન્દક પ્રત્યે અનુકંપા-દયા. જેમકે-આ પામર મૂઢ જીવો આવી સત્ક્રિયાની નિન્દા કરે છે, તે બિચારાની શી દુર્ગતિ થશે? (૪) **ચિત્તનો ન્યાસ**-આ સત્ક્રિયામાં એવો ઇચ્છાતિરેક વર્ત્તે કે પુનઃ પુનઃ ચિત્તનું તેમાં સ્થાપન થાય. (૫) **પરા જિજ્ઞાસા**-ચૈત્યવન્દન સંબંધી પરમાર્થને જાણવાની પરમ ઇચ્છા વર્ત્તે. આ પ્રથમ પાંચ ચિહ્નો પરથી પ્રથમ બહુમાન લક્ષણનું અનુમાન થઈ શકે છે.

અધિકારીને ઓળખવાના પ્રગટ ચિહ્ન

તથા-(૬) **ગુરુવિનય**-ધર્મશિક્ષાદાતા ગુરુપ્રત્યે વિનય, નમ્રભાવે નમન-વંદનાદિ ઉપચાર. (૭) **સત્કાલાપેક્ષા**-આ સત્ભક્તિક્રિયાને ઉચિત સંધ્યાત્રયરૂપ સત્કાલનો આશ્રય કરવો તે. (૮) **ઉચિતાસન**-ગુરુથી ઉચ્ચ આસન કે સમ આસન નહિં, પણ નીચું આસન. (૯) **યુક્તસ્વરતા**-યથાયોગ્ય સ્વર કાઢવો તે, બીજાના યોગમાં ઉપઘાત કે વિક્ષેપ થાય એવો ઘોંઘાટ કે કોલાહલ ન કરતાં કે રાગડા ન તાણતાં, ઉચિત સ્વરે પાઠ કરવો. (૧૦) **પાઠોપયોગ**-ચૈત્યવન્દનાદિ સૂત્રના પાઠમાં ઉપયોગ, ચિત્તનું સાવધાનપણું. આ બીજા પાંચ ચિહ્નો પરથી બીજા વિધિપરતા લક્ષણનું અનુમાન થઈ શકે છે.

તથા—(૧૧) **લોકપ્રિયત્વ**—પોતાના સુશીલપણાનો એવો પ્રભાવ પડચો હોય કે જેથી લોકપ્રિયપણું પ્રાપ્ત હોય. (૧૨) **અગર્હિતા ક્રિયા**—અનિંદ્ય આચરણ હોય. (૧૩) **વ્યસનમાં ધૈર્ય**—વ્યસન-સંકટ-આપત્તિ આવી પડચે ધૈર્ય-ધીરપણું ન છોડે. (૧૪) **શક્તિ પ્રમાણે ત્યાગ**—અહંત્વ-મમત્વબુદ્ધિ છોડી, ફૂલણજી થઈને ગજા ઉપરવટ નહિં પણ પોતાની શક્તિ પ્રમાણે જ દાનાદિરૂપ વા વ્રતનિયમાદિરૂપ ત્યાગ. (૧૫) **લબ્ધલક્ષત્વ**—પર્યંત સાધ્ય-છેવટનો લક્ષ ભૂલવો નહિં તે લબ્ધલક્ષત્વ. જેમ રાધાવેધ સાધનારા બાણાવળીનો લક્ષ રાધાની કીકી પર જ હોય તેમ આ બધી આત્મસાધન ક્રિયા કરીને પણ મ્હારે એક આત્માર્થ જ સાધવો છે, આત્મશુદ્ધિ કરી એક આત્મસિદ્ધિ જ સાધવી છે, એ લક્ષ નિરંતર લક્ષમાં રાખવો તે લબ્ધલક્ષત્વ. આ ત્રીજા પાંચ ચિહ્નો પરથી ત્રીજા ઉચિતવૃત્તિત્વ લક્ષણનું અનુમાન થઈ શકે છે-આ પંદર ચિહ્નો પરથી અધિકારીપણું પરીક્ષીને આના અધ્યાપનમાં પ્રવર્ત્તે, નહિં તો દોષ છે એમ કહ્યું છે.

"હવે જિન વચન પ્રસંગથી, જાણી સાધક નીતિ;
શુદ્ધ સાધ્ય રૂચિપણે, કરીએ સાધન રીતિ...નમિ નમિ."—શ્રી દેવચંદ્રજી.



અચિન્ત્ય ચિન્તામણિસમું ચૈત્યવન્દન પામીને પણ અનધિકારી વિધિઅસેવનાદિથી મહા અકલ્યાણ પામે છે, ને તેના કારણિક પોતે થાય છે, માટે અધિકારીમાં જ પ્રયોગ કરવાની અધ્યાપકને ભલામણ કરે છે—

आह—क इवानधिकारिप्रयोगे दोष इति।

उच्यते—स ह्यचिन्त्यचिन्तामणिकल्पमनेकभवशतसहस्रोपात्तानिष्टदुष्टाष्टकर्म्मराशिजनितदौर्गत्यविच्छेदकमपीदमयोग्यत्वादवाप्य न विधिवदासेवते, लाववं चास्यापादयतीति। ततो विधिसमासेवकः कल्याणमिव महदकल्याणमासादयति। उक्तं च—

'धर्म्मानुष्ठानवैतथ्यात्, प्रत्यपायो महान्भवेत्।
रौद्रदुःखौघजनको, दुष्प्रयुक्तादिवौषधाद्॥ इत्यादि'

अतोऽनधिकारिप्रयोगे प्रयोक्तृकृतमेव तत्त्वतस्तदकल्याणमिति लिङ्गैस्तदधिकारितामवेत्यैतदध्यापने प्रवर्त्तेत।[७]

અર્થ:—શંકા—અનધિકારિપ્રયોગમાં એવો તે કયો દોષ છે?

(સમાધાન) કહેવામાં આવે છે—તે (અનધિકારી),—અનેક ભવશતસહસ્રથી ગ્રહેલ અનિષ્ટ દુષ્ટ અષ્ટ કર્મરાશિજનિત દૌર્ગત્યનું (દારિદ્યનું) વિચ્છેદનારૂં, એવું અચિન્ત્ય ચિન્તામણિ સમું આ (ચૈત્યવન્દન) પણ પામીને, અયોગ્યપણાને લીધે, વિધિવત્ આસેવતો નથી, અને આનું લાઘવ આપાદન કરે છે; તેથી કરીને તે થકી વિધિસમાસેવક જેમ કલ્યાણને, તેમ તે મહત્ અકલ્યાણને પામે છે. કહ્યું છે કે—

'ધર્માનુષ્ઠાન વૈતથ્યથી, પ્રત્યપાય મહા થાય;
જ્યમ દુષ્પ્રયુક્ત ઓસડે, રૌદ્ર દુઃખોઘ પ્રદાય.'

અર્થાત્–'ધર્માનુષ્ઠાનના વૈતથ્ય થકી (વિતથપણાથી–ખોટાપણાથી) રૌદ્ર દુઃખઓઘનો જનક એવો મહાન્ પ્રત્યપાય (ઉલટી હાનિ) હોય,—દુષ્પ્રયુક્ત ઔષધ થકી જેમ હોય છે તેમ.'

એથી કરીને અનધિકારિપ્રયોગમાં તત્ત્વથી પ્રયોક્તૃકૃત જ તેનું અકલ્યાણ છે, એટલા માટે લિંગોથી તેની અધિકારિતા જાણીને આના અધ્યાપનમાં પ્રવર્ત્તે.[૭]

## વિવેચન

"ભાવ હો પ્રભુ! ભાવ ચિન્તામણિ એહ, આતમ હો પ્રભુ! આતમસંપત્તિ આપવાજી;
એહિ જ હો પ્રભુ! એહિ જ શિવસુખ ગેહ, તત્ત્વ હો પ્રભુ! તત્ત્વાલંબન થાપવાજી...
મૂરતિ હો પ્રભુ! મૂરતિ અનંત જિણંદ."—શ્રી દેવચંદ્રજી.

"કામિત પૂરણ સુરતરુ, સખી. આનંદઘન પ્રભુ પાય-સખી."—શ્રી આનંદઘનજી.

**અચિંત્ય ચિંતામણિ સમું ચૈત્યવંદન**

એટલે જિજ્ઞાસુ પુનઃ પ્રશ્ન કરે છે—અહો આચાર્યજી! અનધિકારીમાં આ ચૈત્યવન્દનનો પ્રયોગ કરવામાં એવો તે કયો દોષ છે, કે જેથી કરી આપ ફરી ફરી અનધિકારીપ્રયોગના નિષેધ પર આટલો બધો ભાર મૂકો છો? એનો ઉત્તર આપતાં ભાવિતાત્મા આચાર્યજી વદે છે—આ ચૈત્યવન્દન જેનો મહિમા ન ચિંતવી શકાય એવું અચિન્ત્ય

ચિન્તામણિ સમાન છે, 'अचिन्त्यचिन्तामणिकल्पम्.' એટલે જ લાખો ક્રોડો ભવોમાં ઉપાર્જન કરેલ અનિષ્ટ દુષ્ટ અષ્ટ કર્મરાશિથી ઉપજેલ દૌર્ગત્યનું—આત્માના ગુણદારિદ્ર્યનું તે વિચ્છેદક છે, "दौर्गत्यविच्छेदकं", અર્થાત્ કર્મઆવરણ દૂર કરી તે આત્માની અનંત ગુણસમૃદ્ધિ પ્રગટ કરે છે. આવું દૌર્ગત્યનું વિચ્છેદક અચિન્ત્ય ચિન્તામણિ સમું ચૈત્ય-વન્દન પામીને પણ અનધિકારી જીવ પોતાના અયોગ્યપણાને લીધે વિધિવત્ આસેવતો નથી, એટલું જ નહિ પણ આનું લાઘવઆપાદન કરે છે, લાઘવ–હલકાપણું ઉપજાવે છે, જેમ તેમ પ્રયોગ કરી આ મહાન્ ક્રિયાના ગૌરવની હાનિ કરે છે. એટલે વિધિસમાસેવક —વિધિથી સમ્યક્ આસેવન કરનાર જેમ મહત્ કલ્યાણને પામે છે, તેમ આ અવિધિ-સમાસેવક અવિધિથી આસેવન કરનાર અનધિકારી જીવ મહત્ અકલ્યાણને પામે છે. અર્થાત્ આત્મસંપત્તિ આપવા માટે અચિન્ત્ય ભાવ–ચિન્તામણિ અર્હત્ ભગવંત જેવા મહત્ વિષયપણાએ કરીને જે અચિન્ત્ય ચિન્તામણિ સમું આ ચૈત્યવન્દનરૂપ મહત્ ભક્તિઅનુષ્ઠાન છે, તે જે ઉક્ત ભાવ-વિધિથી એટલે કે ઉપયોગથી, નિરાશંસાથી, સમ્યક્દૃષ્ટિથી, ભક્તિથી, બહુમાનાદિથી સમ્યક્પણે કરે તે મહાકલ્યાણનું ભાજન થાય; અને જે ઉક્ત વિધિથી વિપરીતપણે અવિધિથી એટલે કે અનુપયોગથી, આશંસાથી, મિથ્યાદૃષ્ટિથી, અભક્તિથી, અબહુમાનાદિથી અસમ્યક્પણે કરે તે મહાઅકલ્યાણનું ભાજન થાય. કારણ કે જેમ મહત્ એવા સત્ પ્રત્યેની અનાશાતનાથી, આદરથી, વિનયથી, ભક્તિથી, બહુમાનથી, આરાધનથી મહામોક્ષરૂપ સત્ ફળ મળે; તેમ તે પ્રત્યેની આશાતનાથી, અનાદરથી, અવિનયથી, અભક્તિથી, અબહુમાનથી, વિરાધનથી મહાસંસારરૂપ અસત્ ફળ મળે. જેમ રાજા રીઝે તો ન્યાલ કરી દે ને ખીજે તો ઘરબાર પણ જાય; તેમ આરાધનાથી સત્ પ્રસન્ન થાય તો જીવનું કલ્યાણ કલ્યાણ થઈ જાય, અને વિરાધનાથી અપ્રસન્ન થાય તો મહા અકલ્યાણ થાય.

**વિધિઅનાસેવન થકી લાઘવઆપાદનથી મહા અકલ્યાણ**

"જાણું હો પ્રભુ જાણું જન્મ કયત્થ, જો હું હો પ્રભુ! જો હું તુમ સાથે મિલ્યોજી;
સુરમણિ હો પ્રભુ! સુરમણિ પામ્યો હત્થ, આંગણ હો પ્રભુ! આંગણ મુજ સુરતરુ ફલ્યોજી."
શ્રી. યશોવિજયજી.

આ અંગે અત્રે સુભાષિત ટાંક્યું છે કે 'ધર્માનુષ્ઠાનના વૈતથ્યથી–વિતથપણાથી મહાન્ પ્રત્યપાય થાય છે કે જે રૌદ્ર દુઃખસમૂહનો જનક–ઉપજાવનાર હોય છે,–દુષ્પ્રયુક્ત ઔષધની પેઠે.' અર્થાત્ ગુણકારી ઔષધનો પણ જો દુષ્પ્રયોગ કરવામાં આવે, તો દુષ્ટ વિપરીત મિથ્યા અસત્ એવો અવિધિપ્રયોગ કરવામાં આવે, તેથી ગુણને બદલે ઉલટી મોટી હાનિ થાય. તે જ પ્રકારે આત્મગુણકારી ધર્માનુષ્ઠાનનો પણ જો દુષ્પ્રયોગ કરવામાં આવે, દુષ્ટ વિપરીત મિથ્યા અસત્ એવો અવિધિપ્રયોગ કરવામાં આવે, તો તેથી આત્માને ગુણને બદલે ઉલટી મહાન્ હાનિ થાય. કારણ કે આ ધર્માનુષ્ઠાન ઔષધ ભવરોગનો નાશ કરનારું મહા યોગ–રસાયન હોઈ પૌષ્ટિક રસાયન જેમ પચાવવું સહેલું નથી. એટલે જેમ રસાયનનો પ્રયોગ યોગ્ય ઉદ્દીપ્ત જઠરાગ્નિવાળા અધિકારી પર કરવામાં

**ધર્માનુષ્ઠાનના વૈતથ્યથી મહાન્ પ્રત્યપાય**

આવે તો તેને આરોગ્ય આપી દીર્ઘાયુ બક્ષે છે; પણ મંદાગ્નિવાળા અનધિકારી દુર્બળ મનુષ્ય પર તેનો પ્રયોગ કરવામાં આવે, તો તે તેને જીરવવાની શક્તિના અભાવે ભારે પડી જાય છે અને પ્રાણાંત વિપરીત પરિણામ પણ આપે છે; તેમ આ ધર્માનુષ્ઠાનરૂપ યોગ-રસાયનનો પ્રયોગ ઉદ્દીપ્તશક્તિસંપન્ન યોગ્ય અધિકારી પર કરવામાં આવે તો તેને બરાબર પચે છે અને ભવરોગનો નિર્મૂળ નાશ કરી અજરામરપણું આપે છે; પણ મંદશક્તિવાળા અયોગ્ય અનધિકારી જીવ પર આનો પ્રયોગ કરવામાં આવે તો તે તેને આત્મપરિણામપણે જરતું-પચતું નથી, અને આ સૂત્ર તો મને આવડે છે, આ ક્રિયા તો હું કરૂં છું, આમાં તે શું છે ? ઈત્યાદિ પ્રકારે ઉલટું મિથ્યાભિમાન રૂપ અજીર્ણ-'જ્ઞાનનો અપચો' ઉપજાવી મહાઅનર્થકારી થઈ પડે છે, યાવત્ જ્ઞાનાદિ-ભાવપ્રાણહરણરૂપ ભાવ-મૃત્યુ કરે છે, આમ જે જ્ઞાન નિર્જરાનો હેતુ થઈ મહાકલ્યાણકારી મોક્ષનું કારણ થવું જોઈએ, તે જ્ઞાન અનધિકારી જીવના હાથમાં જવાથી તેને માનનો હેતુ થઈ મહાઅનર્થકારી ભવબન્ધનનું કારણ થઈ પડે છે !

"જે જ્ઞાન મહાનિર્જરાનો હેતુ થાય છે, તે જ્ઞાન અનધિકારી જીવના હાથમાં જવાથી તેને અહિતકારી થઈ ઘણું કરી પરિણમે છે."-**શ્રીમદ્ રાજચંદ્ર**, અં. ૬૬૫.

આ ધર્માનુષ્ઠાન યોગ ખરેખર! મહાપ્રયોગ છે, એક લોકોત્તર કોટિનો મોટો અખતરો (Great & grand experiment) છે. એટલે તે જો સવળો ઉતરે તો બેડો પાર થઈ જાય, જીવનું કલ્યાણ કલ્યાણ થઈ જાય; અને અવળો પડે તો જીવનું નાવડું ડૂબી જાય! મહદ્ વસ્તુની હીન ઉપયોગરૂપ આશાતનાથી અકલ્યાણ થઈ મહા હાનિ થાય,-વિજ્ઞાનના પ્રયોગની પેઠે. એક ને એક વસ્તુમાંથી તેના ઉપયોગ પ્રમાણે ઝેર કે અમૃત નીકળે છે; તેમ આ ધર્માનુષ્ઠાનરૂપ યોગપ્રયોગના સદુપયોગથી અમૃત નીકળે ને દુરુપયોગથી ઝેર નીકળે ! દા. ત. આત્માને આત્મસ્વભાવમાં સ્થિતિરૂપ આત્મધર્મ પમાડનારૂં ધર્માનુષ્ઠાન જે આ લોક-પરલોક સંબંધી કામનાથી રહિતપણે કેવલ શુદ્ધ આત્માર્થે જ નિરહંકારપણે કરવાનું છે એવું વિધાન જ્ઞાની પુરુષોએ કર્યું છે; તે ધર્માનુષ્ઠાન પણ જો આ લોક-પરલોક સંબંધી કામનાથી, પરભાવ-વિભાવની આકાંક્ષાથી અહંકારપણે કરવામાં આવે, તો તે આત્માના ગુણની ઘાત કરનારૂં આત્માને ઝેરરૂપ વિષઅનુષ્ઠાન થઈ પડે છે. આમ આ લોક-પરલોક સંબંધી કામનાથી કરવામાં આવતું વિષઅનુષ્ઠાન ભાવઅવિધિરૂપ હોઈ આત્માને મહા-અકલ્યાણનું કારણ થઈ પડે છે; અને તત્ત્વથી આ અકલ્યાણનું કારણ પણ અનધિકારીમાં પ્રયોગ કરનાર ઉપદેશક જ થઈ પડે છે. એટલા માટે ઉપરમાં કહેવામાં આવેલા લિંગો-પ્રગટ ચિહ્નો પરથી તેની અધિકારિતા જાણીને આ ચૈત્યવન્દનના અધ્યાપનમાં તે ઉપદેશક પ્રવર્તે, એ જ તાત્પર્ય છે.

યોગ મહા પ્રયોગ

અનધિકારીપ્રયોગે પ્રયોક્તૃકૃત મહા અકલ્યાણ



એમ અધિકારીપ્રયોગ કરતા અધ્યાપકે વચન આરાધ્યું ઈ., એથી ઉલટું કરતાં ઉલટું જ કર્યું, એમ કહે છે—

" લોક સંજ્ઞાથી લોકાગ્રે જવાતું નથી."—શ્રીમદ્ રાજચંદ્ર.

" આદર્યો આચરણ લોક ઉપચારથી શાસ્ત્ર અભ્યાસ પણ કાંઈ કીધો;
શુદ્ધ શ્રદ્ધાન વળી આત્મ અવલંબ વિણુ, તેહવો કાર્ય તિણે કો ન સીધો." શ્રી દેવચંદ્રજી

卐

૪.

## આગમવિહિત શ્રેયોમાર્ગની ઉદ્ઘોષણા: સૂત્રબાધક અપવાદનો તિરસ્કાર

વચનોક્ત પંથ શિવાય હિતપ્રાપ્તિનો બીજો ઉપાય નથી, એમ આગમવિહિત વિધિમાર્ગની સુવિહિત-શેખર હરિભદ્રજી ઉદ્ઘોષણા કરે છે—

न हि वचनोक्तमेव पन्थानमुल्लंघ्यापरो हितावाप्त्युपाय:। न चानुभवाभावे पुरुषमात्रप्रवृत्तेस्तथेष्टफलसिद्धि:, अपि च लाघवापादनेन शिष्टप्रवृत्तिनिरोधतस्तद्विघात एव ॥ ૧

અર્થ:—ખરેખર! વચનોક્ત જ પંથ ઉલ્લંઘીને (શિવાય) હિતપ્રાપ્તિનો બીજો ઉપાય નથી. અને અનુભવ અભાવે પુરુષમાત્ર પ્રવૃત્તિ થકી તથાપ્રકારે ઇષ્ટફલસિદ્ધિ નથી, એટલું જ નહિં પણ લાઘવઆપાદન વડે શિષ્ટ પ્રવૃત્તિના નિરોધ થકી તેનો (ઇષ્ટફલસિદ્ધિનો) વિઘાત જ હોય છે.[e]

### વિવેચન

" તે માટે ઊભા કર જોડી, જિનવર આગળ કહિયે રે;
સમય ચરણ સેવા શુદ્ધ દેજો, જિમ આનંદઘન લહિયે રે...ષડ દરિશણ." શ્રી આનંદઘનજી

અત્રે કોઈ શંકા કરે કે—અત્રે શુભ કૃત્યમાં પુરુષ માત્ર પ્રવૃત્તિ એજ હિતનો ઉપાય છે, એમાં વચનની અપેક્ષા શી? તેનો ઉત્તર આપતાં શાસ્ત્રકાર મહર્ષિ લલિત

पञ्जिका—પુરુષ માત્ર પ્રવૃત્તિ પણ હિતપ્રાપ્તિ ઉપાય હોય, નહિં કે વચનોક્ત જ પંથ એમ આશંકીને કહ્યું—न चानुभवेत्यादि.—આ અભિપ્રાય છે—પૂર્વે સ્વયમેવ દૃષ્ટફલવાળા કૃષિ આદિમાં તેના ઉપાયપૂર્વક, અને અદૃષ્ટફલવાળા નિધાનખનનાદિ કર્મમાં આપ્તોપદિષ્ટ ઉપાયપૂર્વક પ્રવૃત્તને સ્વાભિલષિત ફલસિદ્ધિ અવશ્ય હોય છે,—નહિં કે અન્યથા. એટલા માટે અતીન્દ્રિય ફલવાળા ચૈત્યવન્દનમાં ફલ પરત્વે સ્વાનુભવ અભાવે પુરુષમાત્ર પ્રવૃત્તિના આશ્રયણથી વિવક્ષિત ફલસિદ્ધિ નથી,—વ્યભિચાર સંભવને લીધે; એથી કરીને શાસ્ત્રોપદેશ થકી તેમાં પ્રવર્તવું યોગ્ય છે. अपि च—એ દૂષણાન્તરના સમુચ્ચય અર્થમાં છે. યદૃચ્છા પ્રવૃત્તિથી સમ્યક્ ચૈત્યવન્દન વિધિના लाघवापादनेन—લાઘવઆપાદન વડે, લઘુકરણ વડે, शिष्टप्रवृत्तिनिरोधत:—શિષ્ટ પ્રવૃત્તિના નિરોધ થકી, પૂજ્ય પૂજારૂપ શિષ્ટાચારના પરિહાર થકી, तद्विघात एव—તેનો વિઘાત જ, ઉપાયાન્તરથી પણ સંભવતી તથાપ્રકારની ઇષ્ટફલ-સિદ્ધિનો વિષ્કંભ જ હોય છે. કહ્યું છે કે—"प्रतिबध्नाति हि श्रेय: पूज्यपूजाव्यतिक्रम:"—પૂજ્ય પૂજાનો વ્યતિક્રમ શ્રેયને પ્રતિબંધ કરે છે.

एवं हि कुर्वता आराधितं वचनं, बहुमतो लोकनाथः, परित्यक्ता लोकसंज्ञा, अङ्गीकृतं लोकोत्तरयानं, समासेविता धर्म्मचारितेति। अतोऽन्यथा विपर्यय इत्यालोचनीय-मेतदतिसूक्ष्माभोगेन ॥ ८

અર્થ :-કારણ કે એમ કરતાં તેનાથી ( અધ્યાપકથી ) વચન આરાધિત થયું, લોકનાથ બહુમત થયા, લોકસંજ્ઞા પરિત્યક્ત થઈ, લોકોત્તર યાન (માર્ગગમન) અંગીકૃત થયું, ધર્મ-ચારિતા સમાસેવિત થઇ; આનાથી અન્યથા ( ઉલટા પ્રકારે) વિપર્યય ( વિપરીતપણું ) છે, એમ આ અતિ સૂક્ષ્મ આભોગથી (મતિવિસ્તારથી ) આલોચવા યોગ્ય છે. ૮

## વિવેચન

"ચરમ નયણ કરી મારગ જોવતો રે, ભૂલ્યો સયલ સંસાર;
જિણે નયણે કરી મારગ જોઈએ રે, નયન તે દિવ્ય વિચાર."—શ્રી આનંદઘનજી

આમ ઉપરમાં કહ્યું તેમ અનધિકારીપ્રયોગે પ્રયોક્તૃકૃત જ તેનું અકલ્યાણ હોય છે, એટલા માટે અધ્યાપક ગુરુ પોતાની જોખમદારી બરાબર સમજી ઉક્ત લિંગો પરથી અધિકારિપણાની સમ્યક્ પરીક્ષા કરી આના અધ્યાપનમાં-શિક્ષણમાં પ્રવર્તે. કારણ કે ' एवं हि कुर्वता आराधितं वचनं।' ઈ. એમ કરતાં ખરેખર! તેણે (૧) વચનનું-ભગવાનની આગમરૂપ આજ્ઞાનું આરાધન કર્યું. (૨) અને એમ આજ્ઞા આરાધવાથી તે લોકના નાથનું બહુમતપણું-પરમ સંમતપણું-માન્યપણું કર્યું, બહુમાન કર્યું. (૩) અને એમ આ લોકોત્તર દેવના અને તેની આજ્ઞાના બહુમતપણાથી લોકસંજ્ઞાનો પરિત્યાગ કર્યો; લોકદૃષ્ટિએ ધર્મ માનવારૂપ લોકસંજ્ઞાનો, ગતાનુગતિક ગાડરીઆ પ્રવાહ જેવી ઓઘદૃષ્ટિરૂપ લોકદૃષ્ટિનો સર્વથા ત્યાગ કર્યો; જનમનરંજનરૂપ લોકપંક્તિમાં બેસવાનું છોડી દીધું. (૪) અને એમ અંધશ્રદ્ધારૂપ લૌકિક માર્ગ છોડી, અલૌકિક-લોકોત્તર માર્ગે ગમન કરવાનું અંગીકાર કર્યું. (૫) અને એમ લોકસંજ્ઞા છોડી લોકોત્તર માર્ગે ગમન કરવાથી તેણે સાચેસાચા ધર્મચારિપણાનું સમ્યક્ આસેવન કર્યું, ખરેખરૂં નિર્દંભ ધાર્મિકપણું આચર્યું.

અધિકારીપ્રયોગ કરે તેણે વચન આરાધ્યું ઈ.

પણ આનાથી અન્યથા એટલે કે અનધિકારિપ્રયોગ કરે તો વિપર્યય હોય, ઉપર કહ્યું તેથી બધું ઉલટું જ હોય. અર્થાત્ તેણે ભગવાનનું આજ્ઞારૂપ વચન આરાધ્યું નહિં, એટલે ભગવાન્ લોકનાથને બહુમત કર્યા નહિં, એથી લોકસંજ્ઞા છોડી નહિં ને લોકોત્તર માર્ગે ગમન કર્યું નહિ અને સાચું ધર્મચારિપણું આચર્યું નહિ. આ બધુંય વિવેકી વિચારકે અતિ સૂક્ષ્મ આભોગથી એટલે કે પોતાનો બુદ્ધિવિસ્તાર જેટલો પ્હોંચે ત્યાંસુધી સૂક્ષ્મપણે વિચારવા યોગ્ય છે. આમ જ્ઞાની પુરુષે જીવના એકાંત હિતહેતુએ આ અધિકારીપ્રયોગની એટલે કે અધિકારી જીવને જ આ આપવાની વાત કહી છે.

અનધિકારિપ્રયોગે એથી ઉલટું

---

पञ्जिका:—કેવો ? लोकसंज्ञा-લોકસંજ્ઞા, ગતાનુગતિકલક્ષણા લોકહેરિ. लोकोत्तरयानम्-લોકોત્તર પ્રવૃત્તિ.

અર્થ:—અપવાદ પણ-સૂત્રઅબાધાથી ગુરુલાઘવ આલોચનપર, અધિક દોષ નિવૃત્તિથી શુભ, શુભાનુબન્ધી, મહાસત્ત્વ આસેવિત એવો-ઉત્સર્ગભેદ જ છે, નહિં કે સૂત્રબાધાથી. ગુરુલાઘવચિન્તાના અભાવથી અહિતાનુબંધી હિત અસમંજસ હોઇ, પરમ ગુરુનું લાઘવકારિ એવું ક્ષુદ્ર સત્ત્વનું વિજૃંભિત (વિલસિત-ચેષ્ટિત) છે.

આનું અંગીકરણ પણ અનાત્મજ્ઞોનું સંસારસરિત્-સ્રોતમાં કુશકાશઅવલંબન છે, એમ સર્વથા પરિભાવન કરવા યોગ્ય છે.[10]

## વિવેચન

"પાપ નહિ કોઇ ઉત્સૂત્ર ભાષણ જિસો, ધર્મ નહિ કોઈ જગ સૂત્ર સરિખો;
સૂત્ર અનુસાર જે ભવિક કિરિયા કરે, તેહનો શુદ્ધ ચારિત્ર પરિખો. ધાર તરવારની."
—શ્રી. આનંદઘનજી.

અત્રે કોઈ શંકા કરે કે આપ આ સૂત્રોક્ત વિધિ અનુસાર વર્તવાની ને અધિકારી-પ્રયોગની વાત કરો છો, તો તેમાં શું અપવાદ નહિં હોય? તેનો અત્ર જવાબ આપ્યો છે કે અપવાદ પણ 'सूत्राबाधया' સૂત્રઅબાધાથી હોવો જોઈએ, સૂત્ર અવિરુદ્ધ હોવો જોઈએ. કારણકે ઉત્સર્ગરૂપ કે અપવાદરૂપ જે જે આજ્ઞા જ્ઞાનીએ કરી છે, તે કેવલ જીવના કલ્યાણહેતુએ, જેમ આત્માર્થ ઉત્પન્ન થઈ વર્ધમાન થાય ને સુરક્ષિત બને એમ એક સ્વરૂપાનુસંધાન લક્ષ્યના એકસૂત્રપણે કરી છે. એટલે સૂત્રથી અવિરુદ્ધ એવો અપવાદ પણ 'ગુરુલાઘવ આલોચનપર' 'गुरुलाघवालोचनपर:' અર્થાત્ જેમાં ગુણ અધિક અને દોષ અલ્પ હોય, લાભ વિશેષ ને હાનિ લેશ હોય એવા ગુરુલાઘવનો વિચાર પ્રધાન હોય,—એવો સાચી વાણીયાગતવાળો હોવો જોઈએ. એટલા માટે જ અત્રે કહ્યું કે તે 'અધિક દોષ નિવૃત્તિ વડે કરીને શુભ (પ્રશસ્ત) અને શુભાનુબંધી'—શુભભાવનો અનુબંધ કરનાર હોવો જોઈએ. અને આવો જે સૂત્રઅબાધક, ગુરુલાઘવ ચિંતાવાળો, શુભ અને શુભાનુબંધી અપવાદ છે, તે તો કારણવિશેષે મહાસત્ત્વ મહાત્માઓએ આત્મ-સંયમની રક્ષાર્થે સેવન કરેલો ઉત્સર્ગનો ભેદ જ છે; કારણકે આ અપવાદ પણ ઉત્સર્ગના ભંગ માટે નહિ, પણ ઉત્સર્ગની રક્ષા અર્થે જ સેવવામાં આવે છે, એટલે તે ઉત્સર્ગફલહેતુ હોઈ ઉત્સર્ગવિશેષ જ છે.

**અપવાદ પણ સૂત્રઅબાધાથી કેવો હોય?**

---

पञ्जिका—अपवादोऽपि-ઇત્યાદિ. उत्सर्गभेद एव-ઉત્સર્ગભેદ જ. ઉક્તલક્ષણવાળો અપવાદ ઉત્સર્ગસ્થાનાપન્નપણાએ કરીને ઉત્સર્ગફલહેતુ છે એટલા માટે ઉત્સર્ગવિશેષ જ છે. एतदङ्गीकरणमपि-આનું એટલે ક્ષુદ્રસત્ત્વવિજૃંભિતનું અપવાદપણે અંગીકરણ પણ, આદરણ પણ, તો પછી અનંગીકરણનું તો પૂછવું જ શું? આલંબન નથી થતું એમ 'અપિ' પણ શબ્દનો અર્થ છે. कुशकाशालम्बनम्-કુશ અને કાશ તે કુશ-કાશ, તેઓનું આલંબન-આશ્રયણ તે અનાલંબન જ છે,—અપુષ્ટ આલંબનપણાને લીધે.

'વચનોક્ત જ પંથ શિવાય હિતપ્રાપ્તિનો બીજો કોઈ ઉપાય છે નહિં'

સુભાષિત વદે છે કે– 'न हि वचनोक्तमेव पन्थानमुल्लंघ्यापरो हिताप्त्युपायः।' ખરેખર! વચનોક્ત જ પંથ શિવાય હિતપ્રાપ્તિનો બીજો કોઈ ઉપાય છે નહિં. કારણુ કે જેણે પરમ આત્મહિત પ્રાપ્ત કર્યું છે, એવા પ્રાપ્ત આપ્ત પુરુષનું વચન તે જ આગમ છે; એટલે આવા આત્માનુભવી આપ્તનું આગમવચન જ જીવને આત્મહિતનો એક અને અદ્વિતીય ઉપાય છે; અને આ જીવને તો તથાપ્રકારનો અનુભવ છે નહિં, એટલે અનુભવ અભાવે પુરુષમાત્ર પ્રવૃત્તિ થકી ઇષ્ટફલની સિદ્ધિ નથી. જેનું ફલ દૃષ્ટ છે એવા કૃષિ આદિમાં તેના ઉપાયપૂર્વક પ્રવર્ત્તે તો ઇષ્ટફલસિદ્ધિ થાય, પણ જેનું ફલ અદૃષ્ટ છે એવા નિધાનખનન (ખજાનો ખોદવો) આદિમાં તો તેના તજ્જ્ઞ આપ્તના ઉપદેશપૂર્વક પ્રવર્ત્તે તો જ નિધાનપ્રાપ્તિરૂપ ઇષ્ટફલસિદ્ધિ થાય. તેમ અદૃષ્ટ અચિંત્ય અતીંદ્રિય ફલવાળા પરમનિધાનરૂપ ચૈત્યવન્દન વિષયમાં પણ પરમ આત્માનુભવી આપ્તના ઉપદેશપૂર્વક પ્રવર્ત્તે તો જ મોક્ષપ્રાપ્તિરૂપ ઇષ્ટફલસિદ્ધિ થાય. એટલા માટે મુમુક્ષુએ આપ્ત પુરુષના આગમવચન અનુસાર જ પ્રવર્ત્તવા યોગ્ય છે.



સ્વચ્છંદ પ્રવૃત્તિથી લાઘવઆપાદન આદિ

આમ વચનોક્ત પંથ શિવાય—આગમવિહિત વિધિમાર્ગ શિવાય હિતપ્રાપ્તિનો બીજો ઉપાય નથી, એટલે આ ઉપયોગાદિ—બહુમાનાદિરૂપ ઉક્ત વિધિમાર્ગ છોડી સ્વચ્છંદે પ્રવૃત્તિ કરતાં ઇષ્ટફલસિદ્ધિ નથી. એટલું જ નહિં પણ ખોટી પ્રણાલિકારૂપ સ્વચ્છંદપ્રવૃત્તિથી સમ્યક્ ચૈત્યવન્દન પ્રવૃત્તિના **લાઘવ-આપાદન**—લાઘવકરણ (હલકાપણું કરવા) વડે કરીને સાચી **શિષ્ટ પ્રવૃત્તિનો નિરોધ** થાય છે, એથી કરીને **ઇષ્ટફલસિદ્ધિનો ઉલટો વિઘાત** જ—અટકાયત જ—અંતરાય જ હોય છે. માટે અધિકારી—અનધિકારીના વિવેક વિના આ અચિન્ત્ય ચિન્તામણિ સમા ચૈત્યવન્દનનો અનધિકારીમાં પ્રયોગ કરવો, તે 'ભેંસ આગળ ભાગવત'ની જેમ અથવા 'ડુક્કર પાસે મોતીનો ચારો નાંખવા'ની જેમ (Casting pearls before swine) આવી મહત્ વસ્તુને જ્યાં ત્યાં ફેંકી દેવારૂપ હોઈ, તે સત્ક્રિયાનું લાઘવ–હલકાપણું કરવા બરાબર ને યથાસૂત્ર ક્રિયાનું વિલોપન કરવા બરાબર છે, એટલે તેથી ઇષ્ટફલનો અંતરાય હોય એમ કહ્યું તે યથાર્થ જ છે.

❦

અપવાદ પણ સૂત્રઅબાધાથી હોય, પણ સૂત્રબાધાથી અપવાદનું સેવન તો પરમગુરુનું લાઘવકારિ ક્ષુદ્રસત્ત્વચેષ્ટિત છે ને તેનું ગ્રહણ તે સંસારસરિત્સ્રોતમાં તણખલાને પકડવા જેવું છે, એમ માર્મિક કથન કરે છે—

अपवादोऽपि सूत्राबाधया गुरुलाघवालोचनपरोऽधिकदोषनिवृत्त्या शुभः शुभानुबन्धी महासत्त्वासेवित उत्सर्गभेद एव, न तु सूत्रबाधया। गुरुलाघवचिन्ताऽभावेन हितमहितानुबन्ध्यसमंजसं, परमगुरुलाघवकारि क्षुद्रसत्त्वविजृम्भितमिति ॥

एतदङ्गीकरणप्यनात्मज्ञानां संसारसरिच्छ्रोतसि कुशकाशावलम्बनमिति परिभावनीयं सर्वथा ॥[१०]

> સૂત્રબાધાથી અપવાદસેવન તે પરમગુરુ લાઘવકારિ ક્ષુદ્રસત્ત્વચેષ્ટિત

આમ સૂત્રઅબાધાથી જે અપવાદ છે તે ઉત્સર્ગભેદ જ છે, નહિં કે સૂત્રબાધાથી હોય તે. એટલે સૂત્રબાધાથી જે અપવાદ સેવવામાં આવે તે ભલે કદાચ તાત્કાલિક કંઈક લાભ કરતો હોય તો પણ પરિણામે તો મહાહાનિ કરે છે. એટલે જ અત્રે કહ્યું છે કે– 'ગુરુલાઘવચિંતાના અભાવથી અહિતાનુબંધી હિત અસમંજસ છે.'–'गुरुलाघवचिन्ताऽभावेन हितमहितानुबन्ध्यसमञ्जसं'. અર્થાત્ જેમાં લાભ અધિક છે ને હાનિ અલ્પ છે એવી ગુરુલાઘવ ચિંતા જ્યાં નથી, એવું હિત પણ અહિતનો અનુબંધ કરનાર હોવાથી અસમંજસ–અસમુચિત છે. અને આવા ગુરુલાઘવચિંતા રહિત અહિતાનુબંધી અપવાદનું સેવન કરવું, તે પરમગુરુનું લાઘવ (લઘુપણું–હલકાપણું) કરનારૂં એવું ક્ષુદ્ર સત્ત્વનું–જંતુનું વિલસિત–ચેષ્ટિત છે. અર્થાત્ આખા જગત્ કરતાં પણ જેનું ગુણગૌરવ ગુરુ (ભારી) છે એવા પરમ જગદ્ગુરુ તીર્થંકરનું લાઘવ (લઘુપણું) તે ક્ષુદ્ર પ્રાણી પોતાના અવિધિયુક્ત અપવાદસેવનથી કરે છે; તે પરમગુરુને ને તેના સંબંધી ચૈત્યવંદન ક્રિયાને જેને તેને આપવાથી કે ગમે તેમ યદ્વા તદ્વા લૌકિક રીતે કરવાથી તે નીચી–હલકી–લઘુ પંક્તિએ ઉતારી મૂકી તેની આશાતના કરે છે; અને આમ પરમગુરુનું લાઘવ કરવું તે ક્ષુદ્ર–પામર જીવનું ચેષ્ટિત છે.

> તેવું અપવાદગ્રહણ સંસારસરિત્સ્રોતમાં તણખલાને બાઝવા જેવું !

આનું—ક્ષુદ્રસત્ત્વવિલસિતનું અપવાદપણે અંગીકરણ પણ અનાત્મજ્ઞોનું સંસારસરિત્સ્રોતમાં કુશકાશાવલંબન છે, 'संसारसरिच्छ्रोतसि कुशकाशावलम्बनम्'। જેને તેને આપવારૂપ અવિધિપ્રયોગનું અથવા યદ્વા તદ્વા ગમે તેમ ગાડરીઆ પ્રવાહ પ્રમાણે લૌકિક રીતે પ્રયોગનું અપવાદરૂપે ગ્રહણ તે તો ક્ષુદ્ર સત્ત્વનું ચેષ્ટિત છે એમ ઉપરમાં કહ્યું. આવા રૂઢિ પ્રમાણે હાંકયે રાખવારૂપ કે જેમ ચાલે છે તેમ ચલાવ્યે રાખવારૂપ અપવાદનું ગ્રહણ તે તો સંસારસરિતાના પ્રવાહમાં કુશકાશના–તણખલાના અવલંબન જેવું છે. જેમ નદીના પ્રવાહમાં તણાતો મનુષ્ય તણખલાને બાઝે, તો તેનો નિસ્તાર થાય નહિં, તેમ આવા તણખલા જેવા અપુષ્ટ આલંબનરૂપ અપવાદને જે અનાત્મજ્ઞો આલંબે, તેનો સંસારસરિત્‌થી નિસ્તાર થાય નહિં, એટલું જ નહિં પણ તે સંસારસરિતાના સ્રોતમાં તણાયા જ કરે. અર્થાત્ આ અનાત્મજ્ઞ જીવોને આત્મસ્વરૂપનું ભાન જ નથી, એટલે તે બિચારા પામર જીવો રૂઢિગતપણે કે લૌકિકપણે ક્રિયા કરતા રહી અમે તરશું એમ મિથ્યા આત્મસંતોષ માને છે, પણ તે તેમનું માનવું વંચક ઠગની પેઠે ઠગારૂં જ થઈ પડે છે. કારણ કે મૂળ સ્વરૂપ લક્ષ્યનું ભાન નહિં હોવાથી, લક્ષ્ય વિનાના બાણની પેઠે, તેના સર્વ યોગ–ક્રિયા–ફળ મોક્ષફળથી વંચિત કરનારા વંચક–આત્મવંચક થાય છે; એટલે તેઓ ચારે ગતિમાં રખડતા રહી સંસારસરિત્સ્રોતમાં તણાયા જ કરે છે. આમ આત્મસ્વરૂપનું જેને ભાન નથી એવા અનાત્મજ્ઞો ભલે ક્ષુદ્રસત્ત્વવિલસિતરૂપ અપવાદનું આલંબન ગ્રહે, પણ તે તણખલા જેવા અપુષ્ટ આલંબનથી તેઓ સંસારસરિ-

તાના સ્રોતમાંથી ડૂબતા બચે નહિં. એટલે એવા આલંબનનું અંગીકરણ મિથ્યા છે, એમ સર્વથા પરિભાવન કરવા યોગ્ય છે.

"વચન નિરપેક્ષ વ્યવહાર જૂઠો કહ્યો, વચન સાપેક્ષ વ્યવહાર સાચો;
વચન નિરપેક્ષ વ્યવહાર સંસાર ફલ, સાંભળી આદરી કાંઇ રાચો...ધાર."

શ્રી આનંદઘનજી



જિનપ્રવચન અને અન્ય વચનની તુલનાત્મક સ્થિતિ વિચારી, ઉત્તમ નિદર્શનોમાં યત્ન કરવો, એમ શ્રેયોમાર્ગ દર્શાવે છે—

निरूपणीयं प्रवचनगाम्भीर्यं, विलोकनीया तन्त्रान्तरस्थितिः, दर्शनीयं ततोऽस्याधिकत्वं, अपेक्षितव्यो व्याप्तीतरविभागः, यतितव्यमुत्तमनिदर्शनेष्विति श्रेयोमार्गः ॥ ११

અર્થ:-નિરૂપણીય છે પ્રવચનગાંભીર્ય, વિલોકનીય છે તન્ત્રાન્તર સ્થિતિ, દર્શનીય છે તેનાથી આનું અધિકત્વ, અપેક્ષિતવ્ય છે વ્યાપ્તિ-અવ્યાપ્તિ વિભાગ, યતિતવ્ય છે ઉત્તમ નિદર્શનોમાં,—એમ શ્રેયોમાર્ગ છે. ૧૧

## વિવેચન

"उदधाविव सर्वसिन्धवः समुदीर्णास्त्वयि सर्वदृष्टयः।
न च तासु भवानुदीक्ष्यते, प्रविभक्तासु सरित्स्विवोदधिः ॥"

શ્રી સિદ્ધસેન દિવાકરજી કૃત દ્વાત્રિંશત્ દ્વા. ૪

આમ અપુષ્ટ અપવાદનો નિષેધ કર્યો, તેની પુષ્ટિરૂપે અત્રે શાસ્ત્રકાર મહર્ષિએ સુંદર લલિત સુભાષિત સૂત્રો ઉપન્યસ્ત કર્યા છે : 'निरूपणीयं प्रवचनगाम्भीर्यं।' ઈ. (૧) 'પ્રવચન-ગાંભીર્ય નિરૂપણીય છે.' જિનપ્રવચન ઉપરછલ્લું કે ક્ષુલ્લક નથી, પણ સાગરવરગંભીર આશયવાળું છે, એમ આ પ્રવચનનું ગંભીર-પણું નિરૂપવા યોગ્ય છે. કારણ કે આ પ્રવચન ખરેખર ! 'પ્રવચન' —બીજા બધા વચન કરતાં ચઢીયાતું એવું પ્રકૃષ્ટ વચન છે. જ્યાં સૂત્રોરૂપી અર્થગંભીર મધુર નિર્મલ જલ ભર્યાં છે, સિદ્ધાન્તોરૂપી મોટા મોટા પ્રબળ તરંગો જ્યાં ઉછળી રહ્યા છે, યુક્તિઓરૂપી સરસ સરિતાઓનું જે સંગમસ્થાન છે, મહા-

**પ્રવચનગાંભીર્ય ને તન્ત્રાન્તર સ્થિતિ**

पञ्जिका—दर्शनीयं ततोऽस्याधिकत्वम्—તેનાથી આનું અધિકત્વ દર્શનીય છે; दर्शनीयं—દર્શનીય, દર્શાવવા યોગ્ય છે પરોને, વા સ્વયં દ્રષ્ટવ્ય-દેખવા યોગ્ય છે. ततः—તેનાથી, તન્ત્રાન્તર સ્થિતિ કરતાં, अस्य—આનું, પ્રકૃત તન્ત્રનું, अधिकत्वं—અધિકપણું, અધિક ભાવ,—કષ આદિથી શુદ્ધ જીવાદિ તત્ત્વના અભિધાયકપણાને લીધે. व्याप्तीतरविभागः-વ્યાપ્તિ, આનો સર્વતન્ત્રાનુગમ,—સર્વ નયમતાનુ-રોધિપણાને લીધે; અને ઈતર, અવ્યાપ્તિ તન્ત્રાન્તરોની,—એકનયરૂપપણાને લીધે; તે व्याप्तीतरे-વ્યાપ્તિ અને ઈતર, तयोः—તે બન્નેનો, विभागः-વિશેષ, અને અહીં ઈતરા શબ્દનો પુંવદ્‌ભાવ છે, "वृत्तिमात्रे सर्वादीनां पुंवद्भावः" વૃત્તિમાત્રમાં સર્વ આદિનો પુંવદ્‌ભાવ (હોય) એ વચનથી. उत्तमनिदर्शनेषु-આજ્ઞાનુસાર પ્રવૃત્ત મહાપુરુષ દૃષ્ટાન્તોમાં.

મતિવંતોની મતિ પણ જેનો તાગ લાવી શકતી નથી, અને જ્યાં ગુણગણરૂપ રત્નો દેખીને ચિત્ત પ્રસક્ત થઈ જાય છે, એવા આ પરમ ગંભીર શ્રુતસમુદ્રને વર્ણવવા કોણ સમર્થ છે? ઇત્યાદિ પ્રકારે આ પ્રવચનનું ગાંભીર્ય વિચારવા યોગ્ય છે.

સૂત્રો જેમાં અમલ જલ છે અર્થ ગંભીર મીઠાં,
સિદ્ધાન્તોના પ્રબળ ઉછળે જ્યાં તરંગો ગરીઠા;
દેખીને જ્યાં ગુણગણમણિ ચિત્ત થાયે પ્રસક્ત,
ચારુ એવો શ્રુત જલનિધિ વર્ણવા કોણ શક્ત?—પ્રજ્ઞાવબોધ મોક્ષમાળા (સ્વરચિત)

તથા–(૨) 'તન્ત્રાન્તર સ્થિતિ વિલોકનીય છે,' અન્ય તંત્રનું–વચનનું તેવું ગંભીરપણું નથી એમ અન્ય તંત્રની સ્થિતિ વિલોકવા યોગ્ય છે. કારણ કે ઉપરછલા ક્ષુલ્લક ભાવવાળા વચનો જ્યાં હિંસાદિ દોષથી દૂષિત હોઈ ખારા જલ સમા છે, એકાન્તવાદથી દૂષિત અપસિદ્ધાન્તોરૂપ ઉલ્લસતા કલ્પનાતરંગો જ્યાં ક્ષુદ્ર તરંગો જેવા છે, યુક્તિસરવાણીનો પણ જ્યાં પ્રવેશ પણ સંભવતો નથી, અલ્પમતિવંતો પણ 'આમાં તે શું છે?' એમ જેનો તાગ લાવી શકે છે, અને જ્યાં હિંસા–કષાયાદિ પોષક દુર્વિધાનોરૂપ કાંકરા દેખી ચિત્ત અપ્રસન્ન થાય છે, એવા આ ક્ષુદ્ર સામાન્ય જલાશયો જેવા તન્ત્રાન્તરોની લૌકિક માર્ગપ્રરૂપણાદિ સ્થિતિ અવલોકવા યોગ્ય છે.

તથા–(૩) 'તેનાથી આનું અધિકત્વ દર્શનીય છે.'—તન્ત્રાન્તરથી–અન્ય દર્શનોથી આ જિનપ્રવચનનું અધિકપણું (Suprериority) કષ–છેદ–તાપથી શુદ્ધ તત્ત્વના પ્રકાશકપણા વડે કરીને કેવી રીતે છે તે સ્વયં દેખવા યોગ્ય છે ને બીજાઓને દેખાડવા યોગ્ય છે. જેમકે–ક્યાં કેવલ શુદ્ધ આત્માર્થપ્રધાન લોકોત્તર માર્ગપ્રરૂપક આ સાગરવરગંભીર જિનપ્રવચન? ને ક્યાં જનમનરંજનપ્રધાન લૌકિક માર્ગપ્રરૂપક ક્ષુદ્ર જલાશયો સમા અન્ય વચન? જલાશયોનું જલ ઉપરની સપાટી (Surface) જોતાં ભલે સમાન લાગે, પણ તેના ઊંડાણની (Depth) ખબર તો જેમ જેમ તેમાં ઊંડા ઉતરીએ તેમ તેમ જ પડે છે. તેમ ઉપર ઉપરથી જોતાં તન્ત્રાન્તર વચન ભલે જિનપ્રવચન સમાન લાગે, પણ તેના ગાંભીર્યનો અનુભવ તો જેમ જેમ મધ્યસ્થ ભાવે કષ–છેદ–તાપ પરીક્ષાથી તે તે દર્શનના તત્ત્વનું અવગાહન કરીએ તેમ તેમજ થાય છે.

જિનપ્રવચનનું અધિકપણું

"બાકીના સઘળા ધર્મમતોના વિચાર જિનપ્રણીત વચનામૃત સિંધુ આગળ એક બિન્દુરૂપ પણ નથી.××× એક દેહમાં બે આત્મા નથી; તેમ આખી સૃષ્ટિમાં બે જૈન એટલે જૈનની તુલ્ય બીજું દર્શન નથી. આમ કહેવાનું કારણ શું? તો માત્ર તેની પરિપૂર્ણતા, નિરાગિતા, સત્યતા અને જગદ્‌હિતૈષિતા."–

**શ્રીમદ્ રાજચંદ્રજી પ્રણીત શ્રી મોક્ષમાળા** (બાલાવબોધ) પાઠ ૯૫.

તથા–(૪) 'વ્યાપ્તિ–અવ્યાપ્તિ વિભાગ અપેક્ષિતવ્ય છે,' અપેક્ષવા યોગ્ય છે. અને આમ સર્વનયમાં વ્યાપકપણાથી તાપશુદ્ધિને લીધે જિનપ્રવચનનું સર્વ તન્ત્રાન્તરોમાં

જિનપ્રવચનનું વ્યાપકપણું, ઇતરનું નહિં

વ્યાપકપણું છે, પણ એકનયાનુસારિ તન્ત્રાન્તરોનું જિનપ્રવચનમાં વ્યાપકપણું નથી,–એમ જિનદર્શનની વ્યાપ્તિ (Pervasion) અને ઇતર દર્શનોની અવ્યાપ્તિનો (non-pervasion) વિભાગ–વિશેષ વ્હેંચણુ (Distinguishing division) અપેક્ષવા યોગ્ય છે. કારણ કે જિનદર્શનનું સર્વદર્શનવ્યાપકપણું તેના સ્યાદ્વાદદર્શીપણાને લઈને છે. એટલે યથાયોગ્ય નયવિભાગ પ્રમાણે તે તે દર્શન પોતપોતાના નયની અપેક્ષાએ કથંચિત્–કોઈ અપેક્ષાએ સાચા છે એમ 'સ્યાત્' પદનો ન્યાસ કરીને તે સમાધાન–સમન્વય (Reconciliation) કરે છે. આમ જિનદર્શન સર્વ દર્શનોમાં વ્યાપક (all-pervaiding) થાય છે ને સર્વ દર્શનો જિનદર્શનના અંગભૂત બને છે. પણ અન્ય દર્શનો એકાન્તવાદના આગ્રહરૂપ દૂષણથી દૂષિત હોવાથી એકદેશીય હોઈ સર્વદેશીય જિનદર્શનમાં વ્યાપક થઈ શકતા નથી. સાગરમાં સર્વ સરિતાઓ સમાય છે, પણ સરિતામાં સાગર સમાતો નથી; તેમ જિનદર્શન–સાગરમાં સર્વદર્શન–સરિતાઓ સમાય છે, પણ સર્વદર્શન–સરિતામાં જિનદર્શન–સાગર સમાતો નથી. આમ સર્વ દર્શનોને પોતાના વિશાલ પટમાં સમાવવાને જિનદર્શન સમર્થ છે, કારણ કે સર્વથા સર્વત્ર નિરાગ્રહી એવી સર્વસમન્વયકારી પરમ ઉદાર અનેકાન્ત દૃષ્ટિને ઉપદેશતા જિન ભગવાનના ઉપદેશની રચના ત્રણે કાળમાં એવી પરમોત્તમ છે કે તેમાં સર્વ મતદર્શન હળીમળીને પોતપોતાની સંભાળ કરતા રહે છે.

"જિનવરમાં દર્શન સઘળાં છે, દર્શન જિનવર ભજના રે...
સાગરમાં સઘળી તટિની સહી, તટિની સાગર ભજના રે...
ષડ દરિસણ જિનઅંગ ભણીજે." શ્રી આનંદઘનજી

"રચના જિન ઉપદેશકી, પરમોત્તમ તિનુ કાળ;
ઇનમેં સબ મત રહત હૈ, કરતે નિજ સંભાળ." શ્રીમદ્ રાજચંદ્રજી.

ઉંચા દાખલા લઇ પ્રવર્ત્તવું

તથા–(૫) 'ઉત્તમ નિદર્શનોમાં યતિતવ્ય છે,'–યત્ન કરવા યોગ્ય છે. આમ આ બધો વિચાર કરી, ઉંચા જોણુ રાખી, ચઢતા પરિણામની ધારાએ ચઢવા ઉંચા દાખલા લેવા યોગ્ય છે, એમ સમજી, લોકોત્તર પ્રકારે યથાસૂત્ર આદર્શ ક્રિયા કરનારા સંત જનોના ઉત્તમ નિદર્શનોમાં–ઉદાહરણોમાં યત્ન કરવા યોગ્ય છે,–કે જેથી કરીને મુક્તિપંથને વિષે પોતાના આત્માની યાત્રા ઊર્ધ્વગામી થાય. 'એમ શ્રેયોમાર્ગ છે,'–એમ ઉક્ત પ્રકારે કલ્યાણ–માર્ગ છે, મોક્ષરૂપ શ્રેય–કલ્યાણ પામવાનો રસ્તો છે.

સદ્વિદ્યાના બુધપ્રિય જ એ શુભ્ર સંસ્કાર ઝીલી,
પૂર્ણેન્દુવત્ સકલ સુકલા પૂર્ણ ભાવે ય ખીલી;
આત્માર્થી હે! વિજય વરજે ધર્મ ને મોક્ષકામી!
યાત્રા ત્હારી સુગતિપથમાં હો સદા ઊર્ધ્વગામી!

—સ્વરચિત (અજ્ઞાવબોધ મોક્ષમાળા).

"ઉત્તમ ગુણ અનુરાગથી....સાહે. લહીએ ઉત્તમ ઠામ રે....ગુણ.
ઉત્તમ નિજ મહિમા વધે....સાહે. દીપે ઉત્તમ ધામ રે....ગુણ.' શ્રીયશોવિજયજી
"ઉત્તમ સંગે રે ઉત્તમતા વધે, સધે આનંદ અનંતોજી નેમિ." શ્રી દેવચંદ્રજી.



૫

## શ્રેયોમાર્ગના અધિકારી અપુનર્બન્ધકાદિ સુમુક્ષુઓઃ ભવાભિનંદી અનધિકારી

આ શ્રેયોમાર્ગ અપુનર્બન્ધકાદિનો વ્યવસ્થિત છે, અન્યનો અહીં અનધિકાર જ છે, એમ સ્પષ્ટ પ્રકાશે છે—

व्यवस्थितश्चायं महापुरुषाणां क्षीणप्रायकर्म्मणां विशुद्धाशयानां भवाबहुमानिनां अपुनर्बन्धकादीनामिति। अन्येषां पुनरिहानधिकार एव, शुद्धदेशनाऽनर्हत्वात् ॥[१२]

અર્થ:—અને આ (શ્રેયોમાર્ગ) મહાપુરુષ, ક્ષીણપ્રાય કર્મવાળા, વિશુદ્ધઆશયી, ભવઅબહુમાની, એવા અપુનર્બન્ધકાદિનો વ્યવસ્થિત છે; અન્યોનો પુનઃ અહીં અનધિકાર જ છે,—શુદ્ધ દેશનાના અનર્હપણાને (અયોગ્યપણાને) લીધે.[૧૨]

### વિવેચન

"કષાયની ઉપશાંતતા, માત્ર મોક્ષ અભિલાષ;
ભવે ખેદ પ્રાણી દયા, ત્યાં આત્માર્થ નિવાસ.
દશા ન એવી જ્યાં લગી, જીવ લહે નહિં જોગ;
મોક્ષમાર્ગ પામે નહિં, મટે ન અંતર રોગ."—શ્રી આત્મસિદ્ધિ.

અત્રે કોઈ એમ શંકા કરે કે—વારુ, આચાર્યજી! આપ તો આદર્શવાદી (Idealistic) હોઈ, આપશ્રીએ આવી પ્રવચનગાંભીર્યનિરૂપણ આદિ ઉચ્ચ કક્ષાની આદર્શવાદી વાત કહી શ્રેયોમાર્ગનો નિર્દેશ કર્યો. પરંતુ વાસ્તવવાદી (Realistic) દૃષ્ટિએ જોતાં આપની આ શ્રેયોમાર્ગની વાત તો 'તક્ષક ફણિધરના ચૂડામણિને ગ્રહવા જેવી' અશક્ય અનુષ્ઠાનરૂપ લાગે છે.

આ શંકાને નિર્મૂલ કરતાં ભાવિતાત્મા મહર્ષિ શાસ્ત્રકાર વદે છે—મહાનુભાવ! તમારી શંકા અસ્થાને છે. આ શ્રેયોમાર્ગ તો મહાપુરુષ—અપુનર્બન્ધકાદિનો વ્યવસ્થિત જ છે.

---

पञ्जिका—આ પ્રવચનગામ્ભીર્યનિરૂપણાદિ ઉત્સર્ગ-અપવાદ સ્વરૂપ પરિજ્ઞાન હેતુ શ્રેયોમાર્ગ ભલે હો, પરંતુ જ્વરહર તક્ષકના (નાગના) ચૂડારત્ન અલંકારના ઉપદેશવત્ (તે) અશક્ય અનુષ્ઠાન થશે એમ આશંકીને કહ્યું—व्यवस्थितश्च ઇત્યાદિ.

व्यवस्थितश्च—અને વ્યવસ્થિત, અને સ્વયમેવ પ્રતિષ્ઠિત,—અપુનર્બન્ધકાદિ મહાપુરુષોથી અનુષ્ઠિતપણાને લીધે.

આ શ્રેયોમાર્ગ અપુનર્બન્ધકાદિનો વ્યવસ્થિત

व्यवस्थितश्चायं महापुरुषाणां—अपुनर्बंधकादीनाम्. આ ×અપુનર્બન્ધકાદિ કેવા છે? —(૧) મહા ધર્મપુરુષાર્થપણાને લીધે તે મહાસત્ત્વવંત 'મહાપુરુષો' હોય છે. (૨) એટલા માટે જ આત્મ-પુરુષાર્થ વડે કરીને અંતઃકોટાકોટિ સાગરોપમ જેટલી કર્મસ્થિતિ શેષ હોઈ, કર્મ લગભગ ક્ષીણ કરી નાંખ્યા હોવાથી તેઓ '**ક્ષીણપ્રાય કર્મવાળા**' હોય છે. (૩) આમ કર્મમલ ઘણો ક્ષીણ થયો હોઈ, તેઓના ચિત્ત–આશયની અત્યંત શુદ્ધિ થઈ હોવાથી તેઓ '**વિશુદ્ધ આશયી**' હોય છે. (૪) અને આમ આશયવિશુદ્ધિને લીધે તેઓનું સંસાર પ્રત્યેનું બહુમાન ઉતરી ગયું હોવાથી, ભવાભિનંદિપણું મટી ગયું હોવાથી તેઓ '**ભવ અબહુમાની**' હોય છે. આવા લક્ષણસંપન્ન ખરેખરા મુમુક્ષુ–ભવબંધનથી છૂટવાની નિર્દંભ અંતરંગ ઇચ્છાવાળા જે છે, તે અપુનર્બન્ધકાદિનો જ આ શ્રેયરૂપ મોક્ષમાર્ગ વ્યવસ્થિત (Well-established) છે. અત્રે આદિ શબ્દથી એના કરતાં ઉંચી દશાવાળા સમ્યગ્દષ્ટિ, ચારિત્રી આદિ સમજવા; એટલે અપુનર્બન્ધક જેમાં આદિ છે તે અપુનર્બન્ધકાદિ. અર્થાત્ અપુનર્બન્ધક દશાવાળો જ મોક્ષમાર્ગનો પ્રાથમિકમાં પ્રાથમિક અધિકારી હોઈ, અપુનર્બન્ધકથી માંડીને જ આ મોક્ષમાર્ગના અધિકારની શરૂઆત થાય છે; અને પછી તો સમ્યગ્દષ્ટિ આદિ દશામાં તો તે અધિકાર ઉત્તરોત્તર વધતો જાય છે. તાત્પર્ય કે–જેને કષાયની ઉપશાંતતા થઈ છે, માત્ર મોક્ષ શિવાય બીજી અભિલાષા જેને વર્ત્તતી નથી, ભવ પ્રત્યે જેને અંતરંગ વૈરાગ્ય ઉપજ્યો છે અને સર્વ પ્રાણી પ્રત્યે જેને અનુકંપા વર્ત્તે છે, એવા સાચા આત્માર્થી, –અપુનર્બન્ધકાદિ દશાવાળા સાચા મુમુક્ષુ જોગીજનો જ આ શ્રેયરૂપ મોક્ષમાર્ગના યોગ્ય અધિકારી છે.

"અપુનર્બંધકથી માંડીને, જાવ ચરમ ગુણઠાણ;
ભાવ અપેક્ષાયે જિન આણા, મારગ ભાષે જાણ."—**શ્રી યશોવિજયજી કૃત. સા. ત્ર. ગા. સ્ત.**

અન્યોનો અહીં અનધિકાર જ: શુદ્ધ દેશના અયોગ્યપણું

પણ અન્યોનો સકૃદ્બન્ધકાદિનો તો અહીં મોક્ષમાર્ગમાં અનધિકાર જ છે. 'अन्येषां पुनरिहानधिकार एव,' અર્થાત્ ઉક્ત લક્ષણથી વિપરીત લક્ષણવાળા એવા હીનસત્ત્વ, ભારેકર્મી, મલિનઆશયી અને ભવબહુમાની (ભવાભિનંદી) જીવો આ મોક્ષમાર્ગના પ્રાથમિકમાં પ્રાથમિક અધિકારી પણ નથી. કારણ કે સંસાર ભલો છે, રૂડો છે, એમ સંસારથી રાચનારા, ભવને અભિનંદનારા એવા ભવાભિનંદી જીવો આ મોક્ષમાર્ગ પામવા ધારે તોપણ પામી શકે નહિં. ભવબંધનથી છૂટવા માગતો હોય તે જ

---

× અપુનર્બન્ધક લક્ષણ—

भवाभिनन्दिदोषाणां प्रतिपक्षगुणैर्युतः।
वर्धमानगुणप्रायो अपुनर्वन्धको मतः॥ શ્રી હરિભદ્રસૂરિ કૃત યોગબિન્દુ. ૧૭૮

"पावं न तिव्वभावा कुणइ ण वहुमण्णई भवं घोरं।
उचियठिइं च सेवइ सव्वत्थवि अपुणवन्धोत्ति॥" શ્રી હરિભદ્રસૂરિ પ્રણીત **પંચાશક.**

અર્થાત્—જે પાપ તીવ્રભાવથી ન કરે, ઘોર સંસારને ન બહુમાને, અને સર્વત્ર ઉચિત સ્થિતિને સેવે, તે અપુર્નબન્ધક છે.

છૂટે, પણ રાજીખુશીથી બંધાવા માગતો હોય તે કેમ છૂટી શકે? એટલે ખરેખર છૂટવા જ ન માગતા હોય અને શ્લેષ્મમાં માંખીની જેમ આસક્તિથી ભવમાં બંધાવા માંગતા હેય તે ભવાભિનંદી ક્ષુદ્રબંધકાદિ દશાવાળા જીવો મોક્ષમાર્ગના અનધિકારી જ છે. કારણ કે તેઓનું શુદ્ધ દેશનાનું અનર્હપણું—અયોગ્યપણું છે, માટે; शुद्धदेशनानर्हत्वात्. અર્થાત્ શુદ્ધ દેશના ઝીલી શકવાનું કે જીરવી શકવાનું તેમનામાં બીલકુલ સામર્થ્ય નથી, એટલે આ અનધિકારી જીવો શુદ્ધ દેશના શ્રવણ કરવાને સર્વથા નાલાયક છે.



શુદ્ધ દેશના ક્ષુદ્રસત્ત્વ મૃગયૂથને સંત્રાસન સિંહનાદ છે, એમ હરિભદ્રજી હરિગર્જના કરે છે—

शुद्धदेशना हि क्षुद्रसत्त्वमृगयूथसंत्रासनसिंहनादः। ध्रुवस्तावदतो बुद्धिभेदस्तदनु सत्त्वलेशचलनं कल्पितफलाभावापत्त्या दीनता, स्वभ्यस्तमहामोहवृद्धिः, ततोऽधिकृतक्रिया-त्यागकारी संत्रासः॥[૧૩]

અર્થ:—શુદ્ધ દેશના ખરેખર! ક્ષુદ્રસત્ત્વવાળા મૃગયૂથને સંત્રાસન (સંત્રાસ ઉપજાવનાર) સિંહનાદ છે. આ થકી પ્રથમ તો ધ્રુવ બુદ્ધિભેદ, તે પછી સત્ત્વલેશનું ચલન, કલ્પિત ફલની અભાવઆપત્તિથી દીનતા, સ્વભ્યસ્ત (સારી પેઠે અભ્યાસેલ) મહામોહની વૃદ્ધિ, તેથી કરીને પછી અધિકૃત ક્રિયાનો ત્યાગકારી સંત્રાસ (હોય છે).[૧૩]

## વિવેચન

"હરિનો મારગ છે શૂરનો, નહિં કાયરનું કામ જોને;
પરથમ પહેલું મસ્તક મૂકી, વળતી લેવું નામ જોને."—શ્રી પ્રીતમ ભક્ત

આ ઉક્ત અનધિકારી ભવાભિનંદી જીવો શુદ્ધ દેશના શ્રવણ કરવા શા માટે અયોગ્ય છે? તેનું સ્પષ્ટીકરણ કરતાં હરિભદ્રજી હરિગર્જના કરે છે કે—'शुद्धदेशना हि क्षुद्रसत्त्व-मृगयूथसंत्रासनसिंहनादः।' આ જે શુદ્ધ દેશના છે તે ક્ષુદ્રસત્ત્વવાળા મૃગયૂથને સંત્રાસ ઉપજાવનાર સિંહનાદ છે.' એટલે આ થકી (૧) પ્રથમ તો 'ધ્રુવ બુદ્ધિભેદ'—ચોક્કસ બુદ્ધિભેદ ઉપજે છે. અર્થાત્ અધિકૃત ક્રિયામાં આસ્થા નથી અને ક્ષુદ્રસત્ત્વપણાથી શુદ્ધ કરવાનું સામર્થ્ય નથી, એટલે ક્રિયા કરવાના તેના પરિણામ જ સમૂળા છૂટી જાય છે.

**શુદ્ધ દેશના ક્ષુદ્રસત્ત્વ મૃગયૂથને સંત્રાસન સિંહનાદ**

(૨) એટલે પછી 'સત્ત્વલેશચલન' થાય છે; સત્ક્રિયા કરવાનો અલ્પ પણ ઉત્સાહ હોય

---

पञ्जिका—ध्रुव ઈત્યાદિ. ध्रुव, નિશ્ચિત. तावत् શબ્દ વક્ષ્યમાણ અનર્થક્રમ અર્થે છે. अत—આ થકી, શુદ્ધ દેશના થકી, बुद्धिभेदो—બુદ્ધિભેદ,—યથાકથંચિત્ (જેમ તેમ) કરાતી અધિકૃત ક્રિયામાં અનાસ્થાથી અને ક્ષુદ્રસત્ત્વતાથી શુદ્ધકરણના અસામર્થ્યથી કરણપરિણામનું વિઘટન. तदनु—તે પછી, તે બુદ્ધિભેદ થકી ક્રમથી, सत्त्वलेशचलनं—સત્ત્વલેશનું ચલન, સુકૃતના ઉત્સાહલવનો ભ્રંશ, कल्पित-फलाभावापत्त्या—કલ્પિત ફલના અભાવની આપત્તિથી, સ્વબુદ્ધિથી સંભાવિત ફલની—અયથાસ્થિતકરણે પણ 'ન કિંચિત્' (કાંઈ નથી) એમ દેશનાકર્ત્તાના વચનથી—અસત્ત્વ સંભાવનાથી, दीनता—દીનતા, મૂલથી જ સુકૃતકરણ શક્તિક્ષય, स्वभ्यस्तमहामोहवृद्धिः—મહામોહ—મિથ્યાત્વમોહ તેથી પ્રતિભવ અભ્યાસથી સ્વભ્યસ્ત એવા મહામોહની વૃદ્ધિ—ઉપચય.

છે તે ડગી જાય છે. (૩) એટલે પછી આમાં કાંઈ નથી એમ દેશના કર્ત્તાના વચનથી 'કલ્પિત ફલની અભાવ આપત્તિથી દીનતા' ઉપજે છે; પોતે કલ્પેલા ફલના અભાવ પ્રસંગથી ક્રિયા કરવાની શક્તિનો જ સચોડો ક્ષય થવારૂપ લાચારી ઉપજે છે. (૪) એટલે ચિરકાળથી સારી પેઠે અભ્યાસેલ-'સ્વભ્યસ્ત મહામોહની વૃદ્ધિ' થાય છે. (૫) એટલે પછી પ્રસ્તુત ક્રિયા સર્વથા છોડી દેવારૂપ 'સંત્રાસ' ઉપજે છે. આમ અનુક્રમે અનર્થપરંપરા નીપજે છે. માટે ક્ષુદ્રસત્ત્વવાળા અનધિકારી જીવો શુદ્ધ દેશનાને અપાત્ર જ છે.

શાસ્ત્રમાં ત્રણ પ્રકારની સભા-શ્રોતાપરિષદ્ કહી છે. તે પ્રમાણે શ્રોતાના ગુણ-અવગુણ તપાસીને ઉપદેશ દેવાની શાસ્ત્રકારોની શૈલી છે. અપાત્ર શ્રોતાને તેને અયોગ્ય એવી ઉપદેશવાર્ત્તા કરવામાં આવે તો ઉલટી અનર્થકારક થઈ પડે છે, કારણ કે તે તેને ઝીલી શકવાને સમર્થ નથી અને ઊંધા અનર્થકારક અર્થમાં લઈ જાય છે. આ શ્રોતાના પ્રકારનું સ્વરૂપ શ્રી નંદીસૂત્રથી જાણવા યોગ્ય છે.

"સભા ત્રણ શ્રોતા ગુણ અવગુણ, નંદીસૂત્રે દીસેજી;
એ જાણી આ ગ્રંથ યોગ્યને, દેજો સુગુણ જગીશેજી.
ગુહ્ય ભાવ એ તેહને કહિએ, જેહશું અંતર ભાંજેજી;
જેહશું ચિત્ત પટંતર હોવે, તેહશું ગુહ્ય ન છાજેજી.
યોગ્ય અયોગ્ય વિભાગ અલહતો, કરશે મોટી વાતોજી;
ખમશે તે પંડિત પરષદમાં, મુષ્ટિ પ્રહાર ને લાતોજી."

શ્રી યશોવિજયજીકૃત યોગદૃષ્ટિસજ્ઝાય.

**સાચા વીરપુત્ર હરિભદ્રજીની વીરવાણી**

તેમાં જે મૃગપરિષદ્ જેવા હીનસત્ત્વ શ્રોતાજનો છે તે, સિંહનાદ સાંભળી મૃગલાંના ટોળાની જેમ, સિંહનાદ જેવી ચોકખીચટ નગ્નસત્યરૂપ વીરવાણી સાંભળી ત્રાસે છે! ને ભડકીને ભાગે છે! એટલે ગતાનુગતિક ગાડરીઆ ટોળા જેવા રૂઢ ને મૂઢ મૃગલાં જેવા હીનસત્ત્વ જીવો આ સત્ય તત્ત્વવાર્ત્તા કેમ ઝીલી શકે? આ **મહર્ષિ હરિભદ્રજી** જેવા સાચા વીરપુત્રની સિંહનાદ જેવી વીરવાણી શ્રવણ કરવાને કેમ યોગ્ય હોય? કારણ કે અહીં તો તથાભાવરૂપ અપુનર્બન્ધકાદિ દશાવાળી 'નગદનારાયણ'ની વાત છે, તથારૂપ અધ્યાત્મપરિણતિમય ભાવક્રિયા તત્ત્વસમજપૂર્વક કરવાની વાત છે, નિષ્કામ શુદ્ધ ભક્તિરૂપ સાચા આત્મપુરુષાર્થથી કર્મક્ષય કરી આશયશુદ્ધિ કરવાની વાત છે, ભવાભિનંદીપણું ત્યજી સાચું મુમુક્ષુપણું ભજવાની વાત છે, માનાર્થ વિષપાન છોડી આત્માર્થ અમૃતપાન કરવાની વાત છે, પ્રથમ અહંકારરૂપ માથું મૂકીને નિષ્કપટ આત્માર્પણપણે પ્રભુનું નામ લેવાની વાત છે. આવો આ 'હરિ'નો-કર્મને હરનારા **વીર** પ્રભુનો માર્ગ શૂરાનો માર્ગ છે, એમાં કાયરનું કામ નથી. એમ આ હરિભદ્રની હરિગર્જના પોકારે છે —ત્રાડ પાડે છે.



ભવાભિનંદી અનધિકારીઓને અનાદત કરી, અધિકારીઓને અધિકૃત કરી, પ્રસ્તુત વિષય કહીએ છીએ, એમ ઉપસંહાર કરે છે—

भवाभिनन्दिनां स्वानुभवसिद्धमप्यसिद्धमेतद्, अचिन्त्यमोहसामर्थ्यादिति, न खल्वेतानधिकृत्य विदुषा शास्त्रसद्भावः प्रतिपादनीयो, दोषभावादिति ॥
उक्तं च—

"अप्रशान्तमतौ शास्त्रसद्भावप्रतिपादनम् ।
दोषायाभिनवोदीर्णे, शमनीयमिव ज्वरे ॥" ×

इति कृतं विस्तरेण। अधिकारिण एवाधिकृत्य पुरोदितान् अपक्षपातत एव निरस्येतरान् प्रस्तुतमभिधीयत इति ॥[१४]

અર્થ:—ભવાભિનન્દીઓને આ સ્વાનુભવસિદ્ધ છતાં અસિદ્ધ છે,—અચિન્ત્ય મોહસામર્થ્યને લીધે. એટલા માટે ખરેખર! એઓને અધિકૃત કરી (આશ્રી) વિદ્વાને શાસ્ત્રસદ્ભાવ પ્રતિપાદન કરવા યોગ્ય નથી,—દોષભાવને લીધે. કહ્યું છે કે—

"અપ્રશાન્તમતિવંત પ્રત્યે શાસ્ત્રના સદ્ભાવનું પ્રતિપાદન દોષાર્થે હોય છે,—અભિનવ ઉદીર્ણ જ્વરમાં શમન કરનારા ઔષધની જેમ.

એટલે વિસ્તારથી સર્યું! પૂર્વોક્ત અધિકારીઓને જ અધિકૃત કરી, અપક્ષપાતથી જ ઈતરોને (બીજાઓને) નિરસ્ત કરી, પ્રસ્તુત કહેવામાં આવે છે:—[૧૪]

## વિવેચન

" મૂળ મારગ સાંભળો જિનનો રે, કરી વૃત્તિ અખંડ સન્મુખ....મૂળ મારગ.
નો'ય પૂજાદિની જો કામના રે, નો'ય વ્હાલું અંતર ભવ દુઃખ....મૂળ મારગ. "

—શ્રીમદ્ રાજચંદ્રજી

**ભવાભિનંદીઓ અને અચિન્ત્ય મોહસામર્થ્ય**

આ જે સિંહનાદથી મૃગયૂથસંત્રાસન આદિ વસ્તુ કહી તે 'ભવાભિનંદીઓને સ્વાનુભવસિદ્ધ' છે, છતાં મહદ્ આશ્ચર્ય છે કે 'અચિન્ત્ય મોહસામર્થ્યને લીધે અસિદ્ધ' છે! 'असिद्धमेतद्, अचिन्त्यमोहसामर्थ्यात्.' અર્થાત્ ભવને અભિનંદનારા આ ભવાભિનંદી જીવો મોહમાં એટલા બધા ડૂબેલા છે, કે તેઓ તે તે અનર્થપરંપરા સ્વાનુભવથી જાણતા છતાં જાણે ન જાણતા હોય એમ ભવાભિનંદીપણું ત્યજતા નથી અને મોક્ષમાર્ગ પરત્વે મૃગ જેવું હીનસત્ત્વ કાયરપણું ભજે છે! એ ખરેખર! મહામોહનું જ વિલસિત છે!

**ભવાભિનંદી લક્ષણ**

સંસાર જેને મીઠો લાગે છે એવા સંસારથી રાચનારા આ ભવાભિનંદીનું લક્ષણ **શ્રી યોગદૃષ્ટિસમુચ્ચયમાં** આ કહ્યું છે–'ક્ષુદ્ર, લાભરતિ, દીન, મત્સરવંત, ભયવાળો, શઠ, અજ્ઞાની એવો ભવાભિનંદી નિષ્ફળ આરંભથી સંયુક્ત એવો હોય છે.' અર્થાત્ તે ક્ષુદ્ર એટલે કૃપણ, પામર, તુચ્છ હોય છે; કારણ કે તુચ્છ–પામર સાંસારિક વિષયોને તે બહુમાનનારો હોઈ, તેના

× લોકતત્ત્વનિર્ણય (હરિભદ્રસૂરિ કૃત) શ્લો. ૭

આદર્શો ને વિચારણાઓ પણ તુચ્છ, પામર, કંજુસ જેવા અનુદાર ને છીંછરા હોય છે. તે **લાભરતિ**–લોભી–લાલચુ હોય છે, અને આવો લોભી–લાલચુ હોવાથી તે યાંચાશીલ, યાચના કરવાના સ્વભાવવાળો, માગણ વૃત્તિવાળો, વિષયનો ભીખારી હોય છે. તે **દીન**–સદાય અકલ્યાણદર્શી હંમેશાં ભૂંડુંજ દેખનારો (Pessimistic) નિરાશાવાદી જ હોય છે. તે **મત્સરવંત**–અદેખો હોય છે, એટલે તે પરની ગુણસંપત્તિ પ્રત્યે દ્વેષવાળો, પુણ્યદ્વેષી, ગુણદ્વેષી હોય છે, પારકાનું ભલું દેખી કે પારકાનો ગુણ દેખી તેને મનમાં બળતરા થાય છે, આગ ઊઠે છે. તે **ભયવાન્** હોય છે, સદા ભયાકુલ–ભયથી ફફડતો રહ્યા કરે છે. તે **શઠ**–માયાવી, કપટી, દાંભિક હોય છે. તે **અજ્ઞ**–અજ્ઞાની મૂર્ખ સારાસારના ભાન વિનાનો હોય છે.

"क्षुद्रो लाभरतिर्दीनो मत्सरी भयवान् शठः ।
अज्ञो भवाभिनन्दी स्यान्निष्फलारम्भसंगतः ॥" શ્રી યોગદૃષ્ટિસમુચ્ચય, ૭૬

"લોભી કૃપણ દયામણોજી, માયી મચ્છર ઠાણ;
ભવાભિનન્દી ભય ભર્યોજી, અફલ આરંભ અયાણ." **શ્રી યોગદૃષ્ટિ સજઝાય**

અને આવા લક્ષણવાળો હોઈ તે **નિષ્ફલારંભી** હોય છે; અર્થાત્ અતત્ત્વાભિનિવેશને લીધે તેનો મૂળ આરંભ જ ખોટો હોવાથી તેના સર્વ આરંભ–બધા મંડાણ નિષ્ફળ–અફળ જાય છે. કારણ કે તેનો બોધ 'અસત્ પરિણામથી અનુવિદ્ધ'— સંકળાયેલો–જોડાયેલો હોય છે, એટલે તે 'વિષમિશ્રિત અન્ન'ની જેમ નિયમથી 'અસત્' હોય છે. આ ઉપરથી સ્પષ્ટ ફલિત થાય કે ભવાભિનંદી જીવ ભલે ગમે તેટલો પંડિત હોય, ગમે તેટલો દ્રવ્યશ્રુતજ્ઞાની હોય, ગમે તેવો આગમવેત્તા–આગમધર–શાસ્ત્રવિશારદ કહેવાતો હોય, તોપણ તેના પરિણામ અસત્–મિથ્યા વાસનાથી વાસિત હોવાથી તેનો તે સર્વ બોધ 'વાસિત બોધ આધાર' હોઈ વાસ્તવિક રીતે અબોધ જ છે, અજ્ઞાન જ છે; અને તેની અનંત દ્રવ્ય ક્રિયા પણ અક્રિયા વા વિક્રિયા જ છે. આમ 'આંધળો વણે ને પાડો ચાવે' તેની જેમ ભવાભિનંદીનું સર્વ જ્ઞાન નિષ્ફળ છે ને સર્વ ક્રિયા નિષ્ફળ છે, એટલું જ નહિં પણ તેની સર્વ યોગક્રિયા પણ પરમાર્થથી તેવી જ નિષ્ફળ હોય છે. કારણ કે તેની મતિના યોગ વિષયવિકારયુક્ત દુર્વાસનામય છે, અંતરંગ પરિણતિ–વૃત્તિ વિભાવમાં રાચી રહી છે, પરિણામની વિષમતા વર્ત્તે છે, એટલે વિષમિશ્રિત અન્નની જેમ તેને યોગ પણ 'અયોગ' થઈ પડે છે, એટલે જ ભવાભિનંદીના બધા મંડાણ નિષ્ફળ હોવાથી તેને 'નિષ્ફલારંભી' કહ્યો છે તે યથાર્થ છે.

અસત્ પરિણામ અનુવિદ્ધ બોધ: નિષ્ફલારંભી ભવાભિનંદી

"વિષય વિકાર સહિત જે, રહ્યા મતિના યોગ;
પરિણામની વિષમતા, તેને યોગ અયોગ."–**શ્રીમદ્ રાજચંદ્રજી.**

* इत्यसत्परिणामानुविद्धो बोधो न सुंदरः ।
तत्संगादेव नियमाद्विषसंपृक्तकान्नवत् ॥" શ્રી યોગદૃષ્ટિસમુચ્ચય, ૭૭

" દ્રવ્ય ક્રિયા સાધન વિધિ યાચી, જે જિન આગમ વાંચી;
પરિણતિ વૃત્તિ વિભાવે રાચી, તિણે નવિ થાયે સાચી. "—શ્રી દેવચંદ્રજી.

" આગેકો ઢુંકત ધાય પીછે બછરા ચરાય, જૈસે દગહીન નર જેવરી વટતુ હૈ;
તૈસે મૂઢ ચેતન સુકૃત કરતૂતિ કરી, રોવત હસત ફલ ખોવત ખટતુ હૈ. "
—શ્રી બનારસીદાસજી.

વળી યોગબિન્દુમાં કહ્યું છે તેમ ભવાભિનંદી જીવ માનાર્થનો—લોકૈષણાનો ભૂખ્યો હોઈ 'લોકપંક્તિ'માં *—લોકની પંગતમાં બેસનારો હોય છે, અર્થાત્ લોકારાધન હેતુએ—લોકને રીઝવવા ખાતર મલિન અંતરાત્માથી સત્ક્રિયા કરે છે, અને તેથી તે એને મહાઅનર્થકર—દુરંત ફલદાયી થઈ પડે છે; કારણ કે જગત્‌ને રૂડું દેખાડી ધર્મીમાં ખપવા ખાતર ભવાભિનંદી જીવ, આત્માર્થેજ કરવા યોગ્ય એવી ધર્મક્રિયાનો પણ માનાર્થે ઉપયોગ કરે છે, અને તુચ્છ એવા લૌકિક માન—પૂજા—સત્કારાદિ ખાતર મહત્ એવી તે ધર્મક્રિયાનું લીલામ કરવા જેવો હીન ઉપયોગ કરે છે, અને આમ તેનું ખુલ્લું અપમાન કરી ઘોર આશાતના કરે છે. આવી લોકૈષણારૂપ લોકપંક્તિ અને લોકોત્તર એવું આત્મકલ્યાણ એને કદી મળતી પાણ આવે નહિં. અને પરમાર્થ વિચારીએ તો લોકોત્તર કલ્યાણરૂપ આત્માર્થ પાસે લોકૈષણારૂપ માનાર્થનું મૂલ્ય બે બદામનું પણ નથી. છતાં મહદ્ આશ્ચર્ય છે કે એક ભવના તુચ્છ કલ્પિત લાભની ખાતર અનંત ભવનું દુઃખ વ્હાલું ગણી 'ભવાભિનંદી' પોતાના નામને સાર્થક કરે છે! એ જ પ્રકારે અંતરમાં જેને ભોગાદિની ને પૂજાદિની કામના બળ્યા કરે છે, છતાં મુખેથી જે જ્ઞાનની ને 'અનાસક્ત' યોગની 'વાતો' કરે છે, તે સદ્‌યોગરહિત વિદ્વાનોની—પંડિતમન્યોની પણ એ જ દશા છે! યોગબિન્દુમાં શ્રી હરિભદ્રસૂરિજીએ કહ્યું છે તેમ મૂઢજનોનો જેમ પુત્ર—દારાદિ સંસાર છે, તેમ સદ્‌યોગરહિત વિદ્વાનોનો × 'શાસ્ત્રસંસાર' છે! આમ મૂઢ હોય કે વિદ્વાન્ હોય,—જેને અંતરમાં ભવદુઃખ વ્હાલું હોય અને પૂજાદિની કામના અંતરમાં વર્ત્યા કરતી હોય, એવો ભવાભિનંદી જીવ મોક્ષના આ મૂળમાર્ગના શ્રવણનો પણ અધિકારી કેમ હોય?

**લોકપંગતમાં બેસનારો ભવાભિનંદી**

"જગત્‌ને રૂડું દેખાડવા અનંતવાર પ્રયત્ન કર્યું; તેથી રૂડું થયું નથી. કેમકે પરિભ્રમણ અને પરિભ્રમણના હેતુઓ હજુ પ્રત્યક્ષ રહ્યા છે. એક ભવ જો આત્માનું રૂડું

* " लोकाराधनहेतोर्या मलिनेनान्तरात्मना ।
क्रियते सत्क्रिया सात्र लोकपंक्तिरुदाहृता ॥

भवाभिनन्दिनो लोकपंक्त्या धर्मक्रियामपि ।
महतो हीनदृष्ट्योच्चैर्दुरन्तां तद्विदो विदुः ॥ " યોગબિન્દુ

× " पुत्रदारादिसंसारः पुंसां संमूढचेतसाम् ।
विदुषां शास्त्रसंसारः सद्योगरहितात्मनाम् ॥ "—યોગબિન્દુ.

થાય તેમ વ્યતીત કરવામાં જશે, તો અનંત ભવનું સાટું વળી રહેશે; એમ હું લઘુત્વ-ભાવે સમજ્યો છઉં; અને તેમ કરવામાં જ મારી પ્રવૃત્તિ છે."

—શ્રીમદ્ રાજચંદ્ર અં. ૪૮

અને એટલા માટે જ આચાર્યજી અત્ર સખેદ વદે છે કે ખરેખર ! આ ભવાભિનંદી અનધિકારીઓને આશ્રીને તત્ત્વજ્ઞ વિદ્વાને શાસ્ત્રનો સદ્ભાવ પ્રતિપાદન કરવા યોગ્ય નથી, न खल्वेतानधिकृत्य विदुषा शास्त्रसद्भावो प्रतिपादनीयो, કારણ કે તેથી તેને દોષ ઉપજે છે માટે. આ અંગે તેઓશ્રીએ અત્રે સ્વરચિત લોકતત્ત્વનિર્ણયનું સુભાષિત ટાંક્યું છે કે–'જેની મતિ પ્રશાંત થઈ નથી એવા પ્રત્યે શાસ્ત્રના સદ્ભાવનું પ્રતિપાદન કરવું તે દોષનું કારણ થાય છે,–જેમ તાજા ઉભરી આવેલા તાવમાં શમન કરનારૂં ઔષધ દોષ કરે છે તેમ.' એટલે વિસ્તરથી સર્યું ! સુજ્ઞ વિચક્ષણ જનો આટલું કહ્યું છે તે પરથી થોડું કહ્યું ઝાઝું કરી જાણશે ! અમને અધિકારી જીવો પ્રત્યે રાગ નથી ને અનધિકારી જીવો પ્રત્યે દ્વેષ નથી, પણ સર્વ જીવો પ્રત્યે અમને સમભાવયુક્ત સદ્ભાવ છે, એટલે નિષ્પક્ષપાતપણે જ પૂર્વોક્ત અધિકારીઓને જ અધિકૃત કરી અને ઇતરને–અનધિકારીઓને અનાદૃત કરી, પ્રસ્તુત ગ્રન્થનો વિષય હવે કહીએ છીએ :—

ભવાભિનંદી અનધિકારીનો અનાદર



## ૬.

## વ્યાખ્યા અને સપ્ત વ્યાખ્યાંગ

હવે વ્યાખ્યા અને વ્યાખ્યાઅંગો દર્શાવવાનો ઉપક્રમ કરે છે—

अथास्य व्याख्या —

तल्लक्षणं च संहितादि। यथोक्तम् —

"संहिता च पदं चैव, पदार्थः पदविग्रहः।
चालना प्रत्यवस्थानं, व्याख्या तन्त्रस्य षड्विधा ॥" इति.

एतदङ्गानि तु जिज्ञासा गुरुयोगो विधि इत्यादीनि। अत्राप्युक्तम् —

"जिज्ञासा गुरुयोगो विधिपरता बोधपरिणतिः स्थैर्यम्।
उक्तक्रियाऽल्पभवता, व्याख्याङ्गानीति समयविदः ॥"

तत्र —

'नमोस्त्वर्हद्भ्यः' इति संहिता। पदानि तु नमः, अस्तु, अर्हद्भ्यः। पदार्थस्तु — 'नम' इति पूजार्थं, पूजा च द्रव्यभावसङ्कोचः, तत्र करशिरःपादादिसंन्यासो द्रव्यसङ्कोचः, भावसङ्कोचस्तु विशुद्धस्य मनसो नियोग इति। 'अस्त्विति' भवतु प्रार्थनाऽर्थोऽस्येति। 'णमिति' वाक्यालङ्कारे, प्राकृतशैल्या इति चेहोपन्यस्तः। 'अर्हद्भ्य' इति देवादिभ्योऽतिशय-पूजामर्हन्तीत्यर्हन्तस्तेभ्यो, नमःशब्दयोगाच्चतुर्थी।

पदविग्रहस्तु यानि समासभाञ्जि पदानि तेषामेव भवतीति नेहोच्यते।

चालना तु अधिकृतानुपपत्तिः चोदना। यथा–अस्त्विति प्रार्थना न युज्यते, तन्मात्रादिष्टासिद्धेः।

प्रत्यवस्थानं तु नीतितस्तन्निरासः। यथा–युज्यत एव, इत्थमेवेष्टसिद्धेरिति।

पदयोजनामात्रमेतद्, भावार्थं तु वक्ष्यामः॥[૧૮]

અર્થ :—હવે આની વ્યાખ્યા–અને તેનું લક્ષણ સંહિતાદિ છે. કહ્યું છે કે—

"સંહિતા, પદ, પદાર્થ, પદવિગ્રહ, ચાલના અને પ્રત્યવસ્થાન,–એમ તંત્રની વ્યાખ્યા ષડ્વિધ–છ પ્રકારની છે."

અને એના અંગો તો જિજ્ઞાસા, ગુરૂયોગ, વિધિ ઇત્યાદિ છે. અત્રે પણ કહ્યું છે કે—

"જિજ્ઞાસા, ગુરૂયોગ, વિધિપરતા, બોધપરિણતિ, સ્થૈર્ય, ઉક્ત ક્રિયા, અલ્પભવતા–એ વ્યાખ્યાઅંગો છે, એમ સમયવિદો (શાસ્ત્રજ્ઞો) વદે છે."

તેમાં—

(૧) नमोस्त्वर्हद्भ्यः—નમસ્કાર હો અર્હંતોને !–એમ સંહિતા છે.

(૨) પદો તો नमः, अस्तु, अर्हद्भ्यः—નમસ્કાર, હો, અર્હંતોને.

(૩) પદાર્થ તો:—नमः—નમસ્કાર, એ પૂજાર્થ છે. અને પૂજા તે દ્રવ્ય–ભાવ સંકોચ છે. તેમાં કર–શિર–પાદ આદિનો સંન્યાસ (સમ્યક્ન્યાસ–સ્થાપન) તે દ્રવ્યસંકોચ છે; અને ભાવસંકોચ તો વિશુદ્ધ મનનો નિયોગ છે.

अस्तु—હો ! આનો પ્રાર્થનાઅર્થ છે,

णं—એ પ્રાકૃત શૈલીથી વાક્યાલંકાર પરત્વે છે અને એટલા માટે અહીં ઉપન્યસ્ત (મૂકેલ) છે.

अर्हद्भ्यः—દેવાદિથકી અતિશય પૂજાને અર્હ (યોગ્ય) છે તે અર્હંતો, તેઓને. नमः શબ્દના યોગથી ચતુર્થી (વિભક્તિ) છે.

(૪) પદવિગ્રહ[૧] જે સમાસવાળા પદો છે તેઓનો જ હોય છે, એટલે અહીં કહેવામાં આવતો નથી.

(૫) ચાલના[૨] તો અધિકૃતની અનુપપત્તિની પ્રેરણા. જેમકે—'अस्तु'–એમ પ્રાર્થના યુક્ત નથી,–તે માત્રથી ઇષ્ટની અસિદ્ધિને લીધે.

---

पञ्जिका—'प्राकृतशैल्येति चेहोपन्यस्त इति'—અને અહીં પ્રાકૃત શૈલીથી ઉપન્યસ્ત છે,—प्राकृतशैल्या—પ્રાકૃત શૈલીથી' પ્રાકૃત ગ્રંથ સ્વાભાવ્યથી इति—એમ, વાક્યાલંકારતાથી, च–સમુચ્ચય અર્થમાં, इह–અહીં, સૂત્રમાં उपन्यस्तः–ઉપન્યસ્ત છે,—સંસ્કૃતમાં વાક્યાલંકારતાથી આના પ્રયોગના અદર્શનને લીધે.

---

૧. પદવિગ્રહ–પદ છૂટા પાડવા તે. ૨. ચાલના–પ્રસ્તુત વાત ઘટતી નથી એવી શંકા ઊઠાવવી તે.

(૬) પ્રત્યવસ્થાન* તો નીતિથી તેનો (અનુપપત્તિ પ્રેરણાનો) નિરાસ (નિરાકરણ). જેમકે-યુક્ત છે જ, આમ જ ઇષ્ટસિદ્ધિને લીધે.

આ પદયોજના માત્ર છે. ભાવાર્થ તો અમે કહીશું.[૧૫]



જિજ્ઞાસાદિ સપ્ત વ્યાખ્યાંગ મધ્યે પ્રથમ જિજ્ઞાસા અંગતું વ્યાખ્યાન કરે છે—

व्याख्याङ्गानि तु जिज्ञासादीनि, तद्व्यतिरेकेण तदप्रवृत्तेः। तत्र—

धर्मं प्रति मूलभूता वन्दना, अथ कोऽस्यार्थः इति ज्ञातुमिच्छा जिज्ञासा। न सम्यग्ज्ञानादृते सम्यक्क्रिया, 'पढमं नाणं तओ दये'ति वचनात्। विशिष्टक्षय-क्षयोपशमनिमित्तेयं नासम्यग्दृष्टेर्भवतीति तन्त्रविदः॥[१६]

અર્થ:—વ્યાખ્યાઅંગો તો જિજ્ઞાસા આદિ છે,-તેના વિના તેની (વ્યાખ્યાની) અપ્રવૃત્તિ છે માટે. તેમાં—

**धर्मं प्रति मूलभूता वन्दना।**

**ધર્મ પરત્વે મૂલભૂત વન્દના છે.**

(૧) હવે આનો અર્થ શો છે? એમ જાણવાની ઇચ્છા તે જિજ્ઞાસા. સમ્યગ્જ્ઞાન વિના સમ્યક્ ક્રિયા નથી,—'पढमं नाणं तओ दया'—પ્રથમ જ્ઞાન ને પછી દયા-એ વચનથી. વિશિષ્ટ ક્ષય-ક્ષયોપશમ નિમિત્તવાળી આ (જિજ્ઞાસા) અસમ્યગ્દૃષ્ટિને હોતી નથી, એમ તન્ત્રવિદો (વદે છે).[૧૬]

## વિવેચન

"જિનપતિ ભક્તિ મુક્તિનો મારગ, અનુપમ શિવસુખ કંદો રે."

—મહામુનીશ્વર શ્રી દેવચંદ્રજી.

જિજ્ઞાસા આદિ સાત જે કહ્યા તે વ્યાખ્યાના અંગ છે, કારણ કે તે ન હોય તો વ્યાખ્યાની પ્રવૃત્તિ પણ સંભવતી નથી. અત્રે 'धर्मं प्रति मूलभूता वन्दना।'—ધર્મની બાબતમાં વંદના છે તે મૂલભૂત છે, વંદના-પ્રભુભક્તિ તે ધર્મવૃક્ષનું મૂળ છે.

"ભક્તિ વિના નવિ મુક્તિ, હવે કોઈ ભક્તને હો લાલ."—**શ્રી રૂપવિજયજી.**

જિજ્ઞાસા 'પહેલું' વ્યાખ્યાંગ

(૧) આનો અર્થ શો છે? એમ જાણવાની ઇચ્છા-ઉત્કંઠા તે જિજ્ઞાસા. તત્ત્વનું સ્વરૂપ સમ્યક્પણે ન જાણ્યું હોય ત્યાંલગી ક્રિયાની સમ્યક્ પ્રવૃત્તિ સંભવતી નથી. એટલે જ અત્રે શ્રી દશવૈકાલિક સૂત્રનું સુપ્રસિદ્ધ સુભાષિત ટાંક્યું છે કે 'पढमं नाणं तओ दया'—પ્રથમ જ્ઞાન ને પછી દયા-એટલે સમ્યક્ જ્ઞાનની પ્રથમ આવશ્યકતા છે, અને જ્ઞાન પણ સાચી અંતરંગ જિજ્ઞાસા વિના ઉપજવું સંભવતું નથી, એટલે સૌથી પ્રથમ જિજ્ઞાસાની પણ પરમ આવશ્યકતા છે. કર્મના વિશિષ્ટ ક્ષયથી વા ક્ષયોપશમથી

* પ્રત્યવસ્થાન-ઘટતું નથી એવી શંકાનું સમાધાન કરી મૂળ વાતનું પ્રતિ-પાછું અવસ્થાન-જેમ છે તેમ સ્થાપન કરવું તે, અર્થાત્ જે કહ્યું છે તે બરાબર જ છે એમ શંકાનું નિવારણ કરવું તે.—**વિવેચક.**

આ સાચી જિજ્ઞાસા ઉપજે છે, એટલે તે અસમ્યગ્દૃષ્ટિને હોતી નથી, એમ શાસ્ત્રવેત્તાઓ કહે છે.

હું છું કોણ સ્વરૂપ મુજ શું ? જાણવા તત્ત્વ ઝંખે,
ઉત્કંઠાથી તરસ બુઝવા ચાતકો જેમ કંખે—**શ્રી યોગદૃષ્ટિકળશ (સ્વરચિત)**



ગુરુયોગ–એ બીજું વ્યાખ્યાંગ પ્રદર્શિત કરે છે—

तथा—

गुरुणा—यथार्थाभिधानेन स्वपरतन्त्रविदा परहितनिरतेन पराशयवेदिना सम्यक् सम्बन्धः, एतद्विपर्ययाद्विपर्ययसिद्धेः। तद्व्याख्यानमपि अव्याख्यानमेव, अभक्ष्यास्पर्शनीय-न्यायेनानर्थफलमेतदिति परिभावनीयम्॥[१७]

અર્થ :—(૨) તથા—ગુરુ સાથે—યથાર્થ અભિધાનવાળા, સ્વપરતન્ત્રવિદ્, પરહિતનિરત, પરાશયવેદી એવા ગુરુ સાથે સમ્યક્ સંબંધ (તે ગુરુયોગ),—આના વિપર્યયથી (ઉલટા પ્રકારથી) વિપર્યયની (ઉલટા પ્રકારની) સિદ્ધિ (હોય છે) માટે. તેનું (વિપરીત ગુણવાળા ગુરુનું) વ્યાખ્યાન પણ અવ્યાખ્યાન જ છે; અભક્ષ્ય–અસ્પર્શનીય ન્યાયથી આ (વ્યાખ્યાન) અનર્થફલવાળું છે, એમ પરિભાવન કરવા યોગ્ય છે.[૧૭]

## વિવેચન

"આત્મજ્ઞાન સમદર્શિતા, વિચરે ઉદય પ્રયોગ;
અપૂર્વ વાણી પરમ શ્રુત, સદ્ગુરુ લક્ષણ યોગ્ય."—**શ્રી આત્મસિદ્ધિ**

ગુરુ સાથે સમ્યક્ સંબંધ તે '**ગુરુયોગ**' નામનું બીજું વ્યાખ્યાઅંગ છે. સાચો તત્ત્વજિજ્ઞાસુ હોય તે તજ્જ્ઞ જ્ઞાની સદ્ગુરુને શોધે, એટલે જિજ્ઞાસા પછી ગુરુયોગ એ બીજું અંગ કહ્યું. આ ગુરુ કેવા હોવા જોઈએ ? તેનું સ્પષ્ટ લક્ષણ અત્ર પ્રદર્શિત કર્યું છેઃ–પ્રથમ તો તે ગુરુ '**યથાર્થ અભિધાનવાળા**' હોય. અર્થાત્ 'छत्तीस गुणो गुरु मज्झ' ઇત્યાદિ પ્રકારે શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે ગુણગણગૌરવથી 'ગુરુ' હોય, તો જ તેનું યથાર્થ 'ગુરુ' નામ કહી શકાય. એટલે જેનામાં આચાર્ય આદિમાં અવશ્ય હોવા યોગ્ય એવા શાસ્ત્રોક્ત યથાર્થ ભાવ–ગુણ વર્ત્તે છે, અંતર્માં યોગરૂપ ભાવ–દીવો પ્રગટ્યો હોવાથી જે સાચા ભાવયોગી આત્મજ્ઞાની છે, એવા ખરેખરા ભાવાચાર્ય–ભાવસાધુને જ 'ગુરુ' નામ ઘટે છે,–નહિં કે માત્ર દ્રવ્યલિંગ ધારણ કરનારા વેષધારી–નામધારી એવા દ્રવ્યઆચાર્ય–દ્રવ્યસાધુ આદિને. કારણ કે દ્રવ્યાચાર્ય–દ્રવ્યસાધુ આદિ તો ખોટા રૂપીઆ

યથાર્થનામા ગુણગણગુરુ ગુરુ

---

पञ्जिका–एतद्विपर्ययेत्यादि'—આવા ગુણવાળાથી વિપરીત ગુરુ થકી, विपर्ययसिद्धेः—વિપર્યયની સિદ્ધિને લીધે, અવ્યાખ્યાનની સિદ્ધિને લીધે. એની ભાવનાર્થે કહ્યું–'तद्व्याख्यानमित्यादि' अभक्ष्यास्पर्शनीयन्यायेनेति–અભક્ષ્ય–અસ્પર્શનીય–ન્યાયથી. ભક્ષ્ય પણ ગોમાંસાદિ કુત્સિતપણાને લીધે अभक्ष्यं અભક્ષ્ય છે તથા સ્પર્શનીય પણ ચણ્ડાલાદિ કોઈના કુત્સિતપણાને લીધે अस्पर्शनीयं–અસ્પર્શનીય છે, તે વડે न्यायः–ન્યાય, દૃષ્ટાન્ત, તેથી કરીને.

જેવા છે, તેને ગુરુ માનવા તે તો કૂડાને રૂડા માનવા જેવું છે, અને તે રૂડું નથી, એમ **શ્રી હરિભદ્રસૂરિજીએ** શ્રીયોગદૃષ્ટિસમુચ્ચયમાં સ્વયં કહ્યું છે; અને આવશ્યક નિર્યુક્તિમાં **શ્રી ભદ્રબાહુસ્વામીએ** પણ આ જ વસ્તુ ધાતુ અને છાપના પ્રસિદ્ધ દૃષ્ટાંતે સ્પષ્ટપણે સમર્થિત કરી છે. મહાગીતાર્થ યોગિરાજ **શ્રી આનંદઘનજી** પણ ગર્જના કરી ગયા છે કે—

"આતમજ્ઞાની શ્રમણ કહાવે, બીજા તો દ્રવ્યલિંગી રે;
વસ્તુગતે જે વસ્તુ પ્રકાશે, આનંદઘન મત સંગી રે."—**શ્રીઆનંદઘનજી.**

એટલે જ અત્રે ગુરુનું બીજું લક્ષણ '**સ્વપરતન્ત્રવિદ્**' કહ્યું છે. અર્થાત્ તે સ્વ-પર શાસ્ત્રના જ્ઞાતા હોય, સ્વસમય-પરસમયને જાણનારા હોય, આત્મા-અનાત્માના ભેદજ્ઞાનને પામેલા હોય. આવા '**ગીતાર્થ**' જ્ઞાની પુરુષને જ ગુરુપણાનો અધિકાર ઘટે છે. ગીતાર્થ એટલે કેટલાક લોકો માત્ર સૂત્રપાઠી સમજે છે એમ નહિ, પણ જેણે શાસ્ત્રનો-સૂત્રનો અર્થ-પરમાર્થ. ગીત કર્યો છે, સંગીતની જેમ અવિસંવાદીપણે આત્મામાં એકતાર આત્માનુભૂતિમય કર્યો છે તે ગીતાર્થ; અર્થાત્ જેણે પરમ નિશ્ચયરૂપ આત્મતત્ત્વ ગીત કર્યું છે, અનુભૂત કર્યું છે, તે ગીતાર્થ. **શ્રી સિદ્ધસેન દિવાકર સૂરિજીએ** કહ્યું છે તેમ 'ચરણકરણપ્રધાન એવા જેઓ સ્વસમય-પરસમયનો (ચિંતન) વ્યાપાર છોડી બેઠા છે, તેઓ ચરણ-કરણનો નિશ્ચયશુદ્ધ સાર* જાણતા નથી.' એટલા માટે સ્વ-પર સમયના જાણ એવા ગીતાર્થ આત્માનુભવી જ્ઞાની પુરુષ જ ગુરુ થવાને યોગ્ય છે.

**સ્વ-પર સમયના જાણ આત્મજ્ઞાની ગીતાર્થ**

"સમભાષી ગીતારથ નાણી, આગમમાંહે લહિયે રે;
આતમ અરથી શુભમતિ સજ્જન, કહો તે વિણ કિમ રહિયે રે?"
"ખંડ ખંડ પંડિત જે હોવે, તે નવિ કહિયે નાણી;
નિશ્ચિત સમય લહે તે નાણી, સંમતિની સહિનાણી....
રે જિનજી! વિનતડી અવધારો."**શ્રી યશોવિજયજી.**

આવા સ્વસમય-પરસમયના ભાવ જાણનારા વિચક્ષણ હોય, પણ પરહિત કરવા તત્પર ન હોય તો બીજાને તેથી શું લાભ થાય? એટલા માટે તે '**પરહિત નિરત**' હોય એવું ખાસ ત્રીજું વિશેષણ મૂક્યું. અર્થાત્ બીજા જીવોનું હિત-પારમાર્થિક કલ્યાણ કેમ થાય? એની અહોનિશ ચિંતા કરતા રહી તે હિત જેમ થાય તેવી પ્રવૃત્તિમાં અત્યંત રત, રચ્યા પચ્યા રહેનારા, આનંદ માનનારા પરોપકારપરાયણ હોય; અને એટલે જ ષડ્દર્શનના રહસ્યને જાણનારા તે પરમશ્રુત જ્ઞાની પુરુષ જગજ્જીવોને અપૂર્વ વાણી વડે સદુપદેશ દાન દઈ સાચો 'ધર્મલાભ' આપે છે. અને આવા જે પરહિતનિરત

**પરહિતનિરત: પરાશયવેદી**

* चरणकरणप्पहाणा ससमयपरसमयमुक्कवावारा।
चरणकरणस्स सारं णिच्छयसुद्धं ण याणंति।"—શ્રી સન્મતિતર્ક

ઉપદેષ્ટા ગુરુ હોય તે પરના આશયને જાણનાર વિચક્ષણ હોવા જોઈએ, નહિં તો પાત્ર-વિશેષ પ્રમાણે યથાયોગ્ય બોધ આપવાનું બની શકે નહિં, એટલા માટે અત્રે ચોથું વિશેષણ '**પરાશયવેદી**' એમ મૂક્યું.

આમ સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્રાદિ આત્મગુણની ઉચ્ચ દશાને પામેલા જે સમ્યગ્દૃષ્ટિ આત્મજ્ઞાની સમદર્શી વીતરાગી પુરુષ હોય, જે પૂર્વ પ્રારબ્ધ પ્રમાણે સર્વથા ઈચ્છા-રહિતપણે સર્વત્ર અપ્રતિબંધ ભાવથી ભવ્ય જનોનું હિત કરતાં વિચરતા હોય, અને જે પરમ કૃપાળુ પરમશ્રુતની વાણી કદી પૂર્વે ન સાંભળી હોય એવી અપૂર્વ હોય, એવા સદ્ગુરુયોગ્ય ગુણલક્ષણસંપન્ન જે હોય, તે જ સાચા ગુરુ છે; અને તેવા સાચા સદ્ગુરુ સાથે જે યોગ સમ્યક્ સંબંધ-અવંચક યોગ તે જ 'ગુરુ યોગ' છે. गुरुणा सम्यक् संबंधः.

" આગમધર ગુરુ સમકિતી, કિરિયા સંવર સાર રે;
સંપ્રદાયી અવંચક સદા, શુચિ અનુભવ આધારરે....
શાંતિજિન ! એક મુજ વિનતિ. "–**શ્રી આનંદઘનજી**

પણ આથી જે વિપર્યય-વિપરીત છે, તેથી તો વિપર્યયની વિપરીતની જ સિદ્ધિ હોય છે; एतद्विपर्ययाद्विपर્યयसिद्धेः. અર્થાત્ આવા ગુણસંપન્ન જે ગુરુ ન હોય, તેની સાથેનો યોગ-સંબંધ તો ગુરુઅયોગ અથવા અગુરુયોગ છે, જેનામાં ગુરુમાં હોવા યોગ્ય યથોક્ત ગુણ નથી અથવા તેથી વિપરીત ગુણ છે, તે અગુરુ અથવા કુગુરુ છે; અને તે 'ગુરુ' એવું અયથાર્થ ખોટું નામ ધરાવી ગુરુ બનવાની ચેષ્ટા કરે, તો તે કર્મ-ભારથી 'ગુરુ' (ભારી) બની મહામોહિનીય કર્મથી ભવસાગરમાં ડૂબી જાય છે. એટલે જેને સ્વ-પર તન્ત્રનું ભાન નથી,સ્વ-પર સમયનું કે આત્મા-અનાત્માનું જેને જ્ઞાન નથી, પરહિતની જેને કંઈ ખેવના નથી, પણ પોતાના માન-પૂજા-પ્રતિષ્ઠાદિની જ જેને ખેવના છે, અને પરના આશયનું જેને જાણપણું નથી,-એવા અગીતાર્થ અજ્ઞાની અસમયજ્ઞ તે અગુરુ જ અથવા કુગુરુ જ છે; અને તેનો યોગ તે તો સત્ફલથી વંચિત કરનારો-જીવને છેતરનારો વંચક યોગ હોઇ, ટેલિફોનમાં ખોટો નંબર જોડાઈ જવાની જેમ અયોગ જ છે, અર્થાત્ ગુરુયોગ જ નથી.

આથી ઉલટો ગુરુઅયોગ અથવા અગુરુયોગ

" અસદ્ગુરુ એ વિનયનો, લહે લાભ જો કાંઈ;
મહા મોહિનીય કર્મથી, બૂડે ભવજળ માંહિ." **શ્રી આત્મસિદ્ધિ.**

અને 'तद्व्याख्यानमपि अव्याख्यानमेव।'—એવા વિપરીત ગુણવાળા અજ્ઞાની અસદ્ગુરુનું વ્યાખ્યાન પણ અવ્યાખ્યાન જ છે. અર્થાત્ તેવા અગીતાર્થ કુગુરુ કવચિત્

* " जह जह बहुस्सुओ सम्मओ य सिस्सगणसंपरिवुडो अ ।
अविणिच्छिओ य समए तह तह सिद्धंतपडिणीओ ॥"

શ્રી સિદ્ધસેન દિવાકર કૃત સન્મતિતર્ક

અગુરુનું વ્યાખ્યાન પણ અવ્યાખ્યાન જઃ અભક્ષ્ય અસ્પર્શનીય ન્યાય

સૂત્રાર્થનું વ્યાખ્યાન કરવાની બાલચેષ્ટા કરે, તોપણ તેના વ્યાખ્યાનને 'વ્યાખ્યાન' નામ જ ઘટતું નથી. અને સિદ્ધાંતના નિશ્ચય-તત્ત્વનું ભાન નહિ હોવા છતાં તે અજ્ઞાની પોતે બહુશ્રુત આગમધર હોવાનો ફાંકો રાખી, ભલે મોટો શિષ્યપરિવાર* ધરાવી પોતાની પાછળ ગાડરીઆ પ્રવાહ જેવું મોટું ટોળું ચલાવતો હોય અને બહુજનસંમત બની વાચસ્પતિ થઈ ભલે વક્તાબાજી વડે વ્યાખ્યાન-ધરાઓ ધ્રૂજાવતો હોય, તો પણ તે ઓડનું ચોડ વેતરી અર્થનો પણ અનર્થ કરે છે, એટલે તેનું કહેવાતું વ્યાખ્યાન પણ અનર્થફલવાળું હોય છે. 'अभक्ष्यास्पर्शनीयन्यायेनानर्थफलमेतद्.' એટલા માટે આત્મઅજ્ઞાની અગીતાર્થ ગુરુનો સૂત્રાર્થ પણ શ્રવણને યોગ્ય નહિં હોઈ, એનું વ્યાખ્યાન પણ અભક્ષ્ય-અસ્પર્શનીય ન્યાયથી ત્યજવા યોગ્ય છે; અર્થાત્ માંસાદિ અભક્ષ્ય જેમ સ્પર્શવા યોગ્ય નથી, અથવા ચાંડાલાદિ અસ્પર્શ્ય જેમ સ્પર્શવા યોગ્ય નથી, તેમ આવા કુગુરુને અને તેના વ્યાખ્યાનને દૂરથી પણ સ્પર્શવા યોગ્ય નથી, નવ ગજના નમસ્કાર જ કરવા યોગ્ય છે!

"અજ્ઞાની નવિ હોવે મહાજન, જો પણ ચલવે ટોળું;
ધર્મદાસ ગણી વચન વિચારી, મન નવિ કીજે ભોળું....રે જિનજી!
જિમ જિમ બહુશ્રુત બહુજનસંમત, બહુ શિષ્યે પરવરીઓ;
તિમ તિમ જિનશાસનનો વયરી, જો નવિ નિશ્ચય દરિઓ....રે જિનજી!"

**શ્રી યશોવિજયજી કૃત સા. ત્ર. ગા. સ્ત.**



વિધિપરતા એ ત્રીજું વ્યાખ્યાંગ વર્ણવે છે—

तथा विधिपरता—

**मण्डलिनिषद्याक्षादौ प्रयत्नो ज्येष्ठक्रमानुपालनं उचितासनक्रिया सर्वथा विक्षेपसंत्यागः उपयोगप्रधानतेति श्रवणविधिः। हेतुरयं कल्याणपरम्परायाः। अतो हि नियमतः सम्यग्ज्ञानं, न ह्युपाय उपेयव्यभिचारी, तद्भावानुपपत्तेरिति ॥**[૧૮]

અર્થ:—(૩) તથા વિધિપરતા—

મંડલિનિષદ્યા, અક્ષાદિમાં પ્રયત્ન, જયેષ્ઠ ક્રમનું અનુપાલન, ઉચિત આસન ક્રિયા, સર્વથા વિક્ષેપસંત્યાગ, ઉપયોગપ્રધાનતા એમ શ્રવણવિધિ છે.—આ કલ્યાણપરંપરાનો હેતુ છે. આ થકી જ નિયમથી સમ્યગ્જ્ઞાન હોય છે, કારણકે ઉપાય ઉપેયથી વ્યભિચારી હોય નહિ,- તદ્ભાવની (ઉપાય ભાવની) અનુપપત્તિ હોય, માટે.[૧૮]

---

पञ्जिका—तद्भावानुपपत्तेरिति-તદ્ભાવની અનુપપત્તિને લીધે. ઉપેયમાં વ્યભિચારી ઉપાયનું ઉપાયપણું ઉપપન્ન થતું નથી એમ ભાવ છે.

## વિવેચન

" વિનય વધે ગુરુ પાસે વસતાં, જે જિનશાસન મૂલો રે;
દર્શન નિર્મલ ઉચિત પ્રવૃત્તિ, સુભ રાગે અનુકૂલો રે "....

શ્રી યશોવિજયજી કૃત સા. ત્ર. ગા. સ્તવન.

સાચા ગુરુનો યોગ થાય, તો પછી તેની વિધિપૂર્વક ઉપાસના કરવી જોઈએ, એટલા માટે **વિધિપરતા** એ ત્રીજું વ્યાખ્યાઅંગ સૂક્યું. તે વિધિપરતા આ આ પ્રકારે હોય: (૧) મંડલિનિષદ્યા–વિનયપૂર્વક મંડલિમાં બેસવું તે. (૨) અક્ષાદિમાં પ્રયત્ન–નોકારવાળી વગેરેની ગણનામાં યત્નવંતપણું. (૩) જ્યેષ્ઠ ક્રમનું અનુપાલન–નાના મોટાનો વિનય સાચવવો વગેરે. (૪) ઉચિત આસનક્રિયા–યથાયોગ્ય આસન લેવું, વિનયાન્વિતપણે બેસવું.

વિધિપરતા
ત્રીજું વ્યાખ્યાંગ

(૫) સર્વથા વિક્ષેપસંત્યાગ–ચિત્તવૃત્તિના આડાઅવળા જવારૂપ સર્વ પ્રકારના વિક્ષેપનો પરિત્યાગ કરી, અખંડપણે સન્મુખવૃત્તિ ધારવી. (૬) ઉપયોગપ્રધાનતા–શ્રવણમાં ઉપયોગ રાખી, સાવધાનપણે સાંભળવું.–એમ શ્રવણવિધિ છે. અને તે કલ્યાણપરંપરાનો હેતુ છે.– **हेतुरयं कल्याणपरंपरायाः।** આવા વિધિપૂર્વક સમ્યક્ શ્રવણ થકી જ નિયમથી ચોક્કસ સમ્યગ્જ્ઞાન હોય છે, કારણકે ' न ह्युपाय उपेयव्यभिचारी।' જે ખરેખરો 'ઉપાય' હોય તે 'ઉપેય'થી–સાધ્યથી વ્યભિચારી હોય નહિં, આડો અવળો જાય નહિં; નહિં તો તેનો ઉપાય ભાવ જ ઘટે નહિં; સાચું સાધન સાધ્યને સાધ્યા વિના રહે નહિં, તેમ સમ્યક્શ્રવણરૂપ સાચા ઉપાયનું ફલ સમ્યક્બોધ હોય જ.



બોધપરિણતિ એ ચોથું વ્યાખ્યાંગ કથે છે—

**तथा बोधपरिणतिः—**

सम्यग् ज्ञानस्थिरता रहिता कुतर्कयोगेन संवृतरत्नाधाराप्तिकल्पा, युक्ता मार्गानुसारितया तन्त्रयुक्तिप्रधाना। स्तोकायामप्यस्यां न विपर्ययो भवति। अनाभोगमात्रं, साध्यव्याधिकल्पं तु तद्, वैद्यविशेषपरिज्ञानादिति॥[१९]

અર્થ:—(૪) તથા બોધપરિણતિ—સમ્યગ્ જ્ઞાનસ્થિરતા,–કુતર્કયોગથી રહિત સંવૃત રત્નઆધારપ્રાપ્તિ તુલ્ય, માર્ગાનુસારિતાથી યુક્ત, તન્ત્રયુક્તિપ્રધાન એવી. આ થોડી પણ સતે વિપર્યય ( વિપરીત ભાવ ) હોતો નથી. અનાભોગમાત્ર તે તો સાધ્ય વ્યાધિ સમાન છે,– વૈદ્યવિશેષના પરિજ્ઞાનને લીધે.[૧૯]

## વિવેચન

" થોડા આર્ય અનારય જનથી, જૈન આર્યમાં થોડા;
તેમાં પણ પરિણત જન થોડા, શ્રમણ અલપ બહુ મોડા રે."

શ્રી યશોવિજયજી કૃત સા. ત્ર. ગાસ્ત.

पञ्जिका—वैद्यविशेषपरिज्ञानात्–વૈદ્યવિશેષ જેમ પરિજ્ઞાન તે થકી. આ અત્રે ભાવ છે–જેમ વૈદ્યવિશેષથી સાધ્ય વ્યાધિ નિવર્ત્તે છે, તેમ પરિજ્ઞાનથી અનાભોગ માત્ર (નિવર્ત્તે છે.)

જે સમ્યક્ વિનયાદિ વિધિપૂર્વક સદ્ગુરુ સમીપે બોધ શ્રવણ કરે છે, તેને બોધ ઉપજે છે, એટલે **બોધપરિણતિ** એ ચોથું વ્યાખ્યાંગ કહ્યું. આ બોધપરિણતિ એટલે સત્પુરુષના ઉપદેશનું આત્મામાં પરિણમવું, અર્થાત્ સમ્યગ્જ્ઞાનસ્થિરતા. આ બોધપરિણતિ—સમ્યગ્જ્ઞાનસ્થિરતા કેવી હોય ?–(૧) 'रहिता कुतर्कयोगेन ।' જેમાં કોઈ પ્રકારના કુતર્કનો યોગ હોય નહિં એવી તે કુતર્ક યોગથી રહિત હોય; (૨) 'संवृतरत्नाधाराप्तिकल्पा'—સંવૃત–ઢાંકેલા રત્ન આધારની પ્રાપ્તિ તુલ્ય હોય; (૩) માર્ગાનુસારિપણાથી યુક્ત એવી હોય –युक्ता मार्गानुसारितया; (૪) આગમને અનુકૂળ એવી સુયુક્તિથી પ્રધાન હોય, तन्त्रयुक्तिप्रधाना.

આવી સાચી બોધપરિણતિ થોડી પણ હોય–स्तोकायामप्यस्यां અર્થાત્ સત્પુરુષ સદ્ગુરુનો બોધ આત્મામાં લેશ પણ પરિણમ્યો હોય, તો વિપર્યય–વિપરીત ભાવ–વિપર્યાસ હોતો નથી–न विपर्ययो भवति; અને અનાભોગ માત્રથી–'अनाभोगमात्रं' અજાણતાં પણ જે હોય તે તો સાધ્ય વ્યાધિ સમાન છે, साध्यव्याधिकल्पं तु तद्; અર્થાત્ સાચા નિપુણ વૈદ્યનો જોગ જો મળ્યો હોય તો વ્યાધિ અવશ્ય જાય જ, તેમ સાચા 'સદ્ગુરુ વૈદ્ય સુજાણ' જો પ્રાપ્ત થયા છે, તો જીવનો અબોધરૂપ વ્યાધિ અવશ્ય જવાનો જ છે, સાધ્ય હોઈ ચોક્કસ મટવાનો જ છે.



સ્થૈર્ય એ પાંચમું વ્યાખ્યાંગ વિવરે છે—

तथा स्थैर्यं—

ज्ञानर्ध्यनुत्सेकः, तदज्ञानुपहसनं, विवादपरित्यागः, अज्ञबुद्धिभेदाकरणं, प्रज्ञापनीये नियोगः, संयमपात्रता नाम बहुमता गुणज्ञानां, विग्रहवती शमश्रीः, स्वाश्रयो भावसम्पदामिति ॥[२०]

અર્થ:—(૫) તથા સ્થૈર્ય—જ્ઞાનઋદ્ધિનો અનુત્સેક (અગર્વ), તેનાથી અજ્ઞનું અનુપહસન, વિવાદ પરિત્યાગ, અજ્ઞના બુદ્ધિભેદનું અકરણ, પ્રજ્ઞાપનીયમાં નિયોગ, ગુણજ્ઞોને બહુમત એવી સંયમપાત્રતા, વિગ્રહવતી શમશ્રી, ભાવસંપદાઓનો સ્વાશ્રય.[२०]

## વિવેચન

"બીજી સમજણ પછી કહીશ, જ્યારે ચિત્તે સ્થિર થઈશ...." **શ્રીમદ્ રાજચંદ્રજી.**

બોધ જેના આત્મામાં સમ્યક્પણે પરિણમે છે, તે સ્થિરતાને પામે છે, એટલા માટે '**સ્થૈર્ય**' એ પાંચમું વ્યાખ્યાઅંગ કહ્યું. આ સ્થૈર્ય–સ્થિરપણું–ઠરેલપણું કેવા કેવા પ્રકારે

---

पञ्जिका—तदज्ञानुपहसनम्–તેનાથી અજ્ઞનું અનુપહસન, સ્વયં જ્ઞાત જ્ઞેયથી અનભિજ્ઞનું અનુપહસન. विवादपरित्यागः–વિવાદનો પરિત્યાગ,–તેનાથી અનભિજ્ઞો સાથે, એમ સમજાય છે. अज्ञबुद्धिभेदाकरणम्–અજ્ઞના બુદ્ધિભેદનું અકરણ, સમ્યક્ચૈત્યવન્દનાદિ નહિં જાણનારનું ત્યાં અપ્રવૃત્તિ–પરિણામનું અનાપાદન. प्रज्ञापनीये नियोगः–પ્રજ્ઞાપનીયમાં નિયોગ, પ્રજ્ઞાપનીયને જ સમ્યક્કરણમાં નિયુંજે છે.

વ્યક્ત થાય? તે માટે કહ્યું—(૧) ઠરેલ પુરુષ **જ્ઞાનઋદ્ધિનો અનુત્સેક** ધરે—પોતાના જાણપણાનો ગર્વ ન કરે, પોતાના જ્ઞાન-વૈભવનું ઘમંડ ન રાખે. એટલે—(૨) **અજ્ઞનું અનુપહસન**—બીજા અબૂઝ અજ્ઞ જીવનો ઉપહાસ ન કરે, હાંસી–મશ્કરી ન કરે. એટલે—(૩) **વિવાદપરિત્યાગ**—અનભિજ્ઞ–અજ્ઞ જનો સાથે વાદવિવાદમાં કે મિથ્યા ચર્ચામાં ઉતરે નહિં. એટલે—(૪) **અજ્ઞના બુદ્ધિભેદનું અકરણ**—અજ્ઞજનનો બુદ્ધિ-ભેદ ન કરે; બુદ્ધિભેદ કરવાથી સમ્યક્ચૈત્યવન્દનાદિ નહિં જાણનારને તેમાં અપ્રવૃત્તિ-પરિણામનું ઉપજવાપણું થાય, માટે તેવો બુદ્ધિભેદ ન કરે. પરંતુ—(૫) **પ્રજ્ઞાપનીયમાં નિયોગ**—જે સમજાવ્યો સમજાવી શકાય એવો પ્રજ્ઞાપનીય સરલાત્મા યોગ્ય જીવ હોય તેમાં જ તેનો નિયોગ કરે, તેને જ સમ્યક્કરણમાં નિયુંજે.

જ્ઞાનઋદ્ધિનો અનુત્સેક આદિ

અને આમ—(૬) **સંયમપાત્રતા**—જેનામાં બોધ પરિણમીને સ્થિર થયો હોય, તે અવશ્ય સંયમનું પાત્ર બને, કારણ કે ज्ञानस्य फलं विरतिः—જ્ઞાનનું ફલ વિરતિ, એટલે ઠરેલ આત્મા સંયમની પાત્રતા પામે જ,—જે ગુણજ્ઞ જનોને બહુમત એવી હોય છે. એટલે—(૭) **વિગ્રહવતી શમશ્રી**—'विग्रहवती शमश्री'—અને જે સ્થિર સંયમપાત્ર બને તે દેહ-ધારિણી–મૂર્તિમાન્ શમશ્રી બને, શમનો સાક્ષાત્ અવતાર શાંતમૂર્તિ બને. (૮) **ભાવસંપદાઓનો સ્વાશ્રય**—'स्वाश्रयो भावसम्पदां'—અને આવો જે શાંતમૂર્તિ બને તેને ભાવસંપદાઓ પોતાનું સ્વઆશ્રયસ્થાન અથવા સહીસલામત સુઆશ્રયસ્થાન જાણી તેનો આશ્રય કરે. અર્થાત્ દર્શન–ચારિત્રાદિ સર્વ ભાવસંપદાઓ આવીને તે 'વિગ્રહવતી શમશ્રી' સ્વરૂપ પુરુષમાં નિવાસ કરે. આમ સ્થૈર્યનું લક્ષણ છે.

સંયમપાત્રતા વિગ્રહવતી શમશ્રી આદિ

" થિરતાથી થિરતા વાધે, સાધક નિજ પ્રભુતા સાધે લાલ.
પ્રભુ ગુણને રંગે રમતા, તે પામે અવિચલ સમતા લાલ. " **શ્રી દેવચંદ્રજી**



ઉક્તક્રિયા એ છઠ્ઠું વ્યાખ્યાંગ પ્રરૂપે છે—

तथा—

उक्तस्य-विज्ञातस्य तत्तत्कालयोगिनः तदासेवनसमये तथोपयोगपूर्वं शक्तित स्तथाक्रिया। नौषधज्ञानमात्रादारोग्यं, क्रियोपयोग्येव तत्। न चेयं यादृच्छिकी शस्ता, प्रत्यपायसम्भवादिति॥[२१]

અર્થ:—(૬) તથા ઉક્તક્રિયા—તત્ તત્ કાલયોગી એવા ઉક્તના–વિજ્ઞાતના તદ્આસેવન સમયે તથાપ્રકારે ઉપયોગપૂર્વક શક્તિ પ્રમાણે તથાક્રિયા, ઔષધના જ્ઞાનમાત્રથી આરોગ્ય નથી. ક્રિયોપયોગી જ તે (જ્ઞાન) છે; અને આ (ક્રિયા) યાદચ્છિકી શસ્ત નથી,–પ્રત્યપાયના સંભવને લીધે. [૨૧]

## વિવેચન

જ્ઞાન વિના ક્રિયા આંધળી-ક્રિયા વિના, જ્ઞાન તો પાંગળું લેખીએ;
ધર્મરથ કેમ એક ચક્રે ચલાવીએ? એક પાંખે કેમ ઊડીએ?

—શ્રી પ્રજ્ઞાવબોધ મોક્ષમાળા (સ્વરચિત).

જેને બોધપરિણતિ અને સ્થિરતા પ્રાપ્ત થઈ છે, તે જેમ ક્રિયા કરવાની કહી છે તેમ કરે છે, એટલા માટે **ઉક્ત ક્રિયા** એ વ્યાખ્યાનું છઠ્ઠું અંગ કહ્યું. જે જે ક્રિયા જે જે પ્રકારે વચનથી ઉક્ત છે, શાસ્ત્રમાં કહી છે, તેને વિજ્ઞાત કરી–વચનાનુસાર જ તેનો વિષયવિભાગ વિનિશ્ચિત કરી, તે તે ક્રિયાને યોગ્ય કાળે તેના આસેવનસમયે તથાપ્રકારે ઉપયોગપૂર્વક શક્તિઅનુસાર તે તે ક્રિયા કરવી, તે તથાક્રિયા છે. જેવા પ્રકારે જે જે કાળે જે જે ક્રિયા કરવાનું શાસ્ત્રમાં કહ્યું છે, તે તે પ્રકારે તે તે કાળે તે તે ક્રિયા તથાપ્રકારે ઉપયોગપૂર્વક કરવી તે તથાક્રિયા છે. આ ક્રિયાનું પ્રયોજન શું છે? તે માટે દૃષ્ટાંત કહ્યું—'न औषधज्ञानमात्रादारोग्यं। क्रियोपयोग्येव तत्।' ઔષધના જ્ઞાનમાત્રથી આરોગ્ય નથી થતું, પણ ઔષધ જાણીને તેનું સેવન કરે તો જ રોગ મટે છે; ચિકિત્સાક્રિયામાં ઉપયોગી થવું–ઉપયુક્ત થવું એટલું જ તે જ્ઞાનનું પ્રયોજન છે. તેમ ક્રિયાનું સ્વરૂપ માત્ર જાણ્યાથી કલ્યાણ કાર્ય સરતું નથી, પણ તથારૂપ જ્ઞાન અનુસાર ક્રિયા કર્યાથી જ આત્મઆરોગ્ય થાય છે. ત્યારે પ્રશ્ન થશે કે જ્ઞાન શું નિરર્થક છે? ના, નિરર્થક નહિં, પણ પરમ સાર્થક છે. જ્ઞાન પણ ક્રિયામાં ઉપયોગી–ઉપયુક્ત છે. યાદૃચ્છિકી સ્વચ્છંદક્રિયા પ્રશસ્ત નથી. 'न चेयं यादृच्छिकी शस्ता'. કારણ કે તેવી સ્વચ્છંદક્રિયાથી પ્રત્યપાયનો સંભવ છે, 'प्रत्यपायसंभवात्' લાભને બદલે ઉલટો હાનિ થવાનો સંભવ છે. માટે જ્ઞાનપૂર્વિકા જ

**જ્ઞાનપૂર્વક ક્રિયા: ઔષધજ્ઞાનનું દૃષ્ટાંત**

---

**पञ्जिका**—**उक्तस्य**-ઇત્યાદિ. **उक्तस्य**-ઉક્તના, વચનથી ઇષ્ટ ચૈત્યવન્દનાદિના. તેને જ વિશિષ્ટ કરે છે–**विज्ञातस्य**–વિજ્ઞાતના, વચનાનુસાર જ વિનિશ્ચિત વિષયવિભાગવાળાના, **तत्तत्कालयोगिनः**–તે તે કાલયોગિના, તે તે ચિત્રરૂપ કાળથી–તદ્અવસર લક્ષણ કાળથી સંબંધવંતના. આમ વિશેષણ કહ્યું; ક્રિયાને વિશેષિત કરતાં કહ્યું–**तदासेवनसमये** –તેના ઉક્તના કરણકાળે, **तथोपयोगपूर्वं**–આસેવ્યમાનને અનુરૂપ ઉપયોગ પૂર્વ–હેતુ જ્યાં છે તે તથા–ઉપયોગપૂર્વ હોય છે. **शक्तितः**–શક્તિથી, સ્વશક્તિને અપેક્ષીને, તેના અનતિક્રમથી પણ, **तथाक्रिया**–તથાક્રિયા, ઉક્ત અનુરૂપ પ્રકારવાન્ વ્યાપાર.

શંકા–ઉક્ત ક્રિયાથી શું? વ્યાખ્યાનના ફલભૂત ઉક્ત જ્ઞાન થકી જ ઇષ્ટિફલસિદ્ધિના સંભવને લીધે,–એમ આશંકીને કહ્યું–**न**–ન જ, **औषधज्ञानमात्रात्**–ઔષધના જ્ઞાન માત્રથી, ક્રિયારહિત કેવલ ઔષધ જ્ઞાનથી, **आरोग्यं**–આરોગ્ય, રોગાભાવ. કયા કારણથી? તો કે–**क्रियोपयोग्येव तद्**–ક્રિયોપયોગી જ તેઃછે, કારણ કે ચિકિત્સાલક્ષણ ક્રિયામાં ઉપયુક્ત થાય છે, ઉપકાર કરે છે, તત્શીલવાળું જે છે તે તથા–ક્રિયોપયોગિ જ છે, ન આરોગ્યઉપયોગવત્ પણ એમ 'એવ' કારનો અર્થ છે. **तद्** તે–, ઔષધ જ્ઞાનમાત્ર,–ક્રિયાનો જ આરોગ્યઉપયોગ છે માટે.

ત્યારે ક્રિયા જ ઉપાદેય છે, નહિ કે જ્ઞાન, એમ આશંકીને કહ્યું–'**न चेयम् इत्यादि. न च**–ન જ, **इयं**–આ, વન્દનાદિ ક્રિયા યાદૃશી તાદૃશી–જેવી તેવી યથા તથા જેમ તેમ કરેલી, **शस्ता**–શસ્ત, ઇષ્ટસાધિકા મત. કિંતુ જ્ઞાનપૂર્વિકાજ શસ્ત હોય છે.

ક્રિયા પ્રશસ્ત છે. જ્ઞાનનું સ્થાન પ્રથમ ને ક્રિયાનું સ્થાન પછી છે. 'पढमं नाणं तओ दया।' 'પહેલું જ્ઞાન અને પછી દયા' એ સૂત્રનો ફલિતાર્થ એ જ છે. જ્ઞાન ને ક્રિયાના યથાયોગ્ય સહકારથી જ ઈષ્ટફલસિદ્ધિ હોય છે.

"ધન્ય ધન્ય તે જીવ, પ્રભુ પદ વંદી હો જે દેશના સુણે;
જ્ઞાન ક્રિયા કરે શુદ્ધ, અનુભવ યોગે હો નિજ સાધકપણે." –શ્રી દેવચંદ્રજી.

કારણ કે 'જ્ઞાન–ક્રિયાના સમન્વયથી જ મોક્ષ છે.' 'ज्ञानक्रियाभ्यां मोक्षः।' જ્ઞાનથી જેવું આત્મસ્વરૂપ જાણ્યું, તેવું આચરણમાં–વર્તનમાં મૂકવાની પ્રક્રિયા તે ક્રિયા. જ્ઞાન અને

**જ્ઞાન–ક્રિયાનો સમન્વય**

ક્રિયા એ બન્ને એક રથના બે ચક્ર જેવા છે, એમાંનું એક પણ ચક્ર ન હોય તો ધર્મરથ ચાલે જ નહિં. જ્ઞાન વિનાની ક્રિયા આંધળી છે ને ક્રિયા વિનાનું જ્ઞાન પાંગળું છે. દાવાનલ લાગ્યો હોય ત્યાં દેખતાં છતાં પાંગળો નષ્ટ થાય ને દોડતાં છતાં આંધળો નષ્ટ થાય; પણ પાંગળાને ખાંધે બેસાડી આંધળો જો તેના સૂચન મુજબ ચાલે, બન્ને સહકાર કરી સમન્વય સાધે તો બન્ને બચી જાય. તેમ ભવ–દાવાનલમાંથી બચવા માટે સાધકે જ્ઞાન અને તદનુસારી ક્રિયા એ બન્નેનો યથાયોગ્ય સમન્વય સાધવો જોઈએ. અત્રે જ્ઞાનનું સ્થાન પ્રથમ અને ક્રિયાનું સ્થાન પછી મૂક્યું તે એમ સૂચવે છે કે ક્રિયા જ્ઞાનને અનુકૂલ–અનુસરતી તાત્ત્વિક સમજણવાળી હોવી જોઈએ. એટલા માટે જ ક્રિયાનું 'અનુષ્ઠાન' એવું નામ પ્રસિદ્ધ છે. અર્થાત્ દેહાદિ પરવસ્તુથી આત્મા ભિન્ન છે એવું જે જ્ઞાન થયું, તેને અનુરૂપપણે–છાજે એમ રાગાદિનો ત્યાગ કરી શુદ્ધ આત્માની સિદ્ધિ કરવા પ્રવર્ત્તવું તે અનુષ્ઠાન છે. એટલે કર્મઆશ્રવનો નિરોધ થઈ સંવર–નિર્જરા થાય, એમ સર્વ આત્મસાધનનું સેવન કરવું, એ જ ષડ્આવશ્યકાદિ સર્વ અનુષ્ઠાનનું અને અષ્ટાંગ યોગાદિ સર્વ ક્રિયાનું એક માત્ર પ્રયોજન છે. અને તથાપ્રકારે શુદ્ધ આત્મસ્વરૂપના નિરંતર લક્ષ્ય-પૂર્વક–આત્માના જ્ઞાનઉપયોગપૂર્વક ક્રિયા કરવામાં આવે તે જ તથાક્રિયા છે. અને એટલા માટે જ—

'જેમ રાધાવેધ સાધાનારા બાણાવળીનો લક્ષ રાધાની (પૂતળીની) કીકી પર જ હોય, તેમ આરાધક પુરુષ સતત આત્મસિદ્ધિનો જ લક્ષ રાખી સર્વ આરાધના કરે, સર્વ આત્મ-સાધન સેવે, તે તે અવશ્ય કરવા યોગ્ય ષડાવશ્યકાદિ ક્રિયામાં આત્મોપયોગપણે ઊંડા ઉતરી તેનો અધ્યાત્મરસ ચાખે. જેમકે–સામાયિકની પ્રતિજ્ઞા લેતાં તે સમભાવમાં સ્થિતિ કરે, પ્રત્યાખ્યાન કરતાં પરભાવ પચ્ચખે, સ્વાધ્યાય કરતાં આત્મભાવમાં વર્ત્તે, ચતુર્વિંશતિસ્તવ કરતાં પ્રભુનો સહજાત્મસ્વરૂપ ભાવ ચિંતવે, સદ્ગુરુવંદન કરતાં તેમનું આત્મારામીપણું ભાવે, પ્રતિક્રમણ કરતાં સ્વરૂપાતિક્રમ દોષની ક્ષમા યાચી સ્વરૂપસ્થાનમાં પ્રતિ–પાછું ક્રમણ–ગમન કરે, અને કાયોત્સર્ગ કરતાં દેહાતીત દશાનો અનુભવ અભ્યાસ કરે; આમ સર્વ ક્રિયા તે આરાધક પુરુષ, તથાપ્રકારનો આત્મોપયોગ રાખી અધ્યાત્મપરિણતિરૂપ ભાવ-ક્રિયાના અનુસંધાનપૂર્વક કરે;' (અને આમ તથાક્રિયા કરી આત્માર્થ સાધે).

**શ્રી પ્રજ્ઞાવબોધ મોક્ષમાળા** પાઠ ૨૮ (સ્વરચિત).



અલ્પભવતા એ સાતમું વ્યાખ્યાંગ દર્શાવે છે—

तथा अल्पभवता—

व्याख्याङ्गं प्रदीर्घतरसंसारिण स्तत्त्वज्ञानायोगात्। तत्राल्पः-पुद्गलपरावर्त्तादारतो भवः-संसारो यस्य तद्भावः अल्पभवता। न हि दीर्घदौर्गत्यभाक् चिन्तामणिरत्नावाप्तिहेतुः। एवमेव नानेकपुद्गलपरावर्त्तभाजो व्याख्याङ्गमिति समयसारविदः॥

अतः साकल्यत एतेषां व्याख्यासिद्धिः, तस्याः सम्यग्ज्ञानहेतुत्वादिति सूक्ष्मधियाऽऽलोचनीयमेतत्॥ [२२]

અર્થ:—(૭) તથા અલ્પભવતા—વ્યાખ્યાંગ છે,-પ્રદીર્ઘતર (અતિ અતિ દીર્ઘ) સંસારીને તત્ત્વજ્ઞાનનો અયોગ છે માટે. તેમાં અલ્પ એટલે પુદ્ગલપરાવર્ત્તથી નિકટવર્ત્તી ભવ-સંસાર જેનો છે તેનો ભાવ તે અલ્પભવતા. ખરેખર! દીર્ઘદૌર્ગત્યભાગી (દારિદ્રભાગી) ચિન્તામણિરત્નપ્રાપ્તિનો હેતુ નથી. એમજ અનેકપુદ્ગલપરાવર્ત્તભાગીઓ વ્યાખ્યાંગ નથી, એમ સમયસારવિદો કહે છે.

એથી કરીને એઓના (આ સપ્ત વ્યાખ્યાઅંગોના) સાકલ્યથી (સકલપણાથી-સંપૂર્ણપણાથી) વ્યાખ્યાસિદ્ધિ છે,-તેનું (વ્યાખ્યાનું) સમ્યગ્જ્ઞાનહેતુપણું છે માટે, એમ આ સૂક્ષ્મ બુદ્ધિથી આલોચવા યોગ્ય છે. [૨૨]

## વિવેચન

"ચરમાવર્ત્ત હો ચરમ કરણ તથા રે, ભવ પરિણતિ પરિપાક;
દોષ ટળે ને દૃષ્ટિ ખૂલે ભલી રે, પ્રાપતિ પ્રવચન વાક....સંભવ."—**શ્રી આનંદઘનજી**

આ બધા વ્યાખ્યાઅંગો કહ્યા તે પણ કાર્યકારી ફળવાન્ ક્યારે બને? કે જો જીવ લઘુકર્મી અલ્પસંસારી હોય તો જ; એટલા માટે **અલ્પભવતાને** સાતમું વ્યાખ્યાંગ કહ્યું, કારણ કે અતિ દીર્ઘતર સંસારીને તત્ત્વજ્ઞાનનો યોગ સંભવતો નથી. પુદ્ગલપરાવર્ત્તથી પણ કંઈક ન્યૂન જેનો સંસાર શેષ હોય, એવા ચરમપુદ્ગલાવર્ત્તવર્તી* જીવની જ અલ્પભવતા છે. 'नहि दीर्घदौर्गत्यभाक् चिन्तामणिरत्नावाप्तिहेतुः।'—દીર્ઘદૌર્ગત્યભાગી લાંબા વખતના દારિદ્રનું ભાજન રહેવાનો છે એવો દરિદ્રી

'દીર્ઘ દૌર્ગત્યભાગીને ચિન્તામણિ રત્નની પ્રાપ્તિ હોય નહિં'

પઞ્જિકા—'चिन्तामणिरत्नावाप्तिहेतुरिति'-चिन्तामणिरेव रत्नं-ચિન્તામણિ એ જ રત્ન-મણિ જાતિમાં પ્રધાનપણાને લીધે તે ચિન્તામણિરત્ન, વા પૃથગ્ ચિન્તામણિ અને રત્ન; **तस्य वा तयोर्वा**-તેનો વા તે બન્નેનો, **अवाप्तिहेतुः**-અવાપ્તિ હેતુ,-અભાગ્ય છે એટલા માટે.

* ચરમપુદ્ગલપરાવર્ત્તવર્ત્તી જીવનું આ લક્ષણ કહ્યું છે—

"दुःखितेषु दयात्यन्तमद्वेषो गुणवत्सु च।
औचित्यात्सेवनं चैव सर्वत्रैवाविशेषतः॥"—શ્રી યોગદૃષ્ટિસમુચ્ચય

(અર્થાત્) દુઃખિઆઓ પ્રત્યે અત્યંત દયા, અને ગુણવંતો પ્રત્યે અદ્વેષ, અને સર્વત્ર જ અવિશેષથી ઔચિત્ય પ્રમાણે સેવન આ છેલ્લા પુદ્ગલાવર્ત્તનું લક્ષણ છે. (એટલે આ ગુણ જેનામાં હોય તે જ વ્યાખ્યાઅંગ છે.)

ચિન્તામણિ રત્નની પ્રાપ્તિને યોગ્ય હોય નહિં. એમ અનેક પુદ્ગલપરાવર્ત્ત સંસાર જેને શેષ છે, જેને હજુ ઘણું ઘણું લાંબું ભવભ્રમણ બાકી છે, તે દીર્ઘસંસારીઓ પણ આ અચિન્ત્ય ચિન્તામણિસમા ચૈત્યવન્દનની પ્રાપ્તિને યોગ્ય હોય નહિં, એટલે તેઓ પણ વ્યાખ્યાઅંગ નથી, એમ શાસ્ત્રના રહસ્યજ્ઞાતાઓ કહે છે.

"તે અપરાધી હો જે તુજથી દૂર કે, ભૂરિ ભ્રમણ દુઃખના ધણી;
તે માટે હો તુજ સેવા રંગ કે, હોજો એ ઈચ્છા ઘણી." —શ્રી દેવચન્દ્રજી

આમ આ વ્યાખ્યાના સપ્ત અંગ કહ્યા, તેના સાકલ્યથી—તે સકલના મિલનથી જ વ્યાખ્યાસિદ્ધિ છે, કારણ કે આ વ્યાખ્યા છે તે સમ્યગ્જ્ઞાનનો હેતુ છે. ઈત્યાદિ આ સૂક્ષ્મ બુદ્ધિથી વિવેકી વાંચકે વિશેષે વિચારણીય છે.

"મરુધરમેં હો સુરતરુ લુંબ કે, સાગરમેં પ્રવહણ સમો;
ભવ ભમતાં હો ભવિજન આધાર કે, પ્રભુ દરિશણ સુખ અનુપમો." —શ્રી દેવચંદ્રજી



## ૭.

## ચૈત્યવન્દનવિધિ અને પ્રણિપાતદણ્ડક સૂત્રાવતાર

હવે પરમ સંવેગરંગી ભાવિતાત્મા આચાર્ય હરિભદ્રજી અત્રે ચિન્તામણિ અને કલ્પદ્રુમથી અધિક મહિમાવાળા ચૈત્યવન્દનનો ઉત્તમ ભક્તિભાવનિર્ભર દ્રવ્ય–ભાવ વિધિ સુંદર હૃદયંગમ શબ્દોમાં પ્રદર્શિત કરી સૂત્રાવતાર કરે છે—

इह प्रणिपातदण्डकपूर्वकं चैत्यवन्दनमिति स एवादौ व्याख्यायते। तत्र चायं विधिः—

इह साधुः श्रावको वा चैत्यगृहादावेकान्तप्रयतः परित्यक्तान्यकर्त्तव्यः प्रदीर्घतरतन्द्रावगमनेन यथासम्भवं भुवनगुरोः सम्पादितपूजोपचारः,

ततः सकलसत्त्वानपायिनीं भुवं निरीक्ष्य परमगुरुप्रणीतेन विधिना प्रमृज्य च क्षितिनिहितजानुकरतलः,

प्रवर्द्धमानातितीव्रतरशुभपरिणामो भक्त्यतिशयात् मुदश्रुपरिपूर्णलोचनो रोमाञ्चाञ्चितवपुः,

मिथ्यात्वजलनिलयानेककुग्राहनक्रचक्राकुले भवाब्धावनित्यत्वाच्चायुषोऽतिदुर्लभमिदं सकलकल्याणैककारणं चाधःकृतचिन्तामणिकल्पद्रुमोपमं भगवत्पादवन्दनं कथञ्चिदवाप्तं न चातः परं कृत्यमस्तीति अनेनात्मानं कृतार्थमभिन्यमानो,

भुवनगुरौ विनिवेशितनयनमानसो,

अतिचारभीरुतया सम्यगस्खलितादिगुणसम्पदुपेतं तदर्थानुस्मरणगर्भमेव प्रणिपातदण्डकसूत्रं पठति।[२२]

तच्चेदम्—

અર્થ:—અહીં પ્રણિપાતદણ્ડકપૂર્વક ચૈત્યવન્દન છે, એટલા માટે તેની જ આદિમાં વ્યાખ્યા કરવામાં આવે છે. અને તેમાં વિધિ આ છે—

અહીં સાધુ વા શ્રાવક,—

૧. ચૈત્યગૃહાદિમાં એકાંત પ્રયત થઇ, અન્ય કર્ત્તવ્ય પરિત્યક્ત કરી,

પ્રદીર્ઘતર તદ્ભાવગમનથી યથાસંભવ ભુવનગુરુનો પૂજોપચાર સંપાદિત કરી,

૨. પછી સકલસત્ત્વઅનપાયિની (કોઇ પણ પ્રાણીને બાધા નહિં ઉપજાવનારી) ભૂમિ નિરખીને અને પરમ ગુરુએ પ્રણીત કરેલ વિધિથી પ્રમાર્જીને,

પૃથ્વી પર જાનુ (ગોઠણ) અને કરતલ સ્થાપન કરી,

૩. પ્રવર્દ્ધમાન થતા અતિ તીવ્રતર શુભ પરિણામે, ભક્તિઅતિશય થકી હર્ષાશ્રુથી પરિપૂર્ણ લોચને, રોમાંચિત દેહે,

૪. મિથ્યાત્વ જલ નિલયવાળા અનેક કુગ્રાહ નક્રચક્રથી આકુલ ભવાબ્ધિને વિષે અને આયુષ્યના અનિત્યપણાને લીધે આ અતિ દુર્લભ, અને સકલ કલ્યાણનું એક કારણ, એવું ચિન્તામણિ–કલ્પદ્રુમની ઉપમાને અધઃકૃત કરતું ભગવત્પાદવન્દન કેમે કરીને માંડમાંડ પ્રાપ્ત થયું છે, અને આનાથી પર કૃત્ય છે નહિ,—એમ આના વડે આત્માને કૃતાર્થ અભિમાનતો સતો,

ભુવનગુરુમાં નયન–માનસ વિનિવેશિત (સ્થાપિત) કરી,

૫. અતિચારભીરુતાથી સમ્યક્ અસ્ખલિત આદિ ગુણસંપત્થી યુક્તપણે, તેના અર્થના અનુસ્મરણગર્ભપણે જ, પ્રણિપાતદણ્ડક સૂત્ર પઠે છે.[૨૩]

અને તે આ છે—

## વિવેચન

"દ્રવ્ય ભાવ શુચિ અંગ ધરીને, હરખે દેહરે જઈએ રે;
દહ તિગ પણ અહિગમ સાચવતાં, ઈકમના ધુરિ થઈએ રે.
....સુવિધિ જિનેસર પાય નમીને, શુભ કરણી એમ કીજેરે."—શ્રી **આનંદઘનજી**

અત્રે ચૈત્યવન્દનની પૂર્વતૈયારીરૂપ પૂર્વવિધિ દ્રવ્યથી અને ભાવથી બન્ને પ્રકારથી પ્રદર્શિત કર્યો છે. ચૈત્યવન્દન કરતાં પૂર્વે પ્રણિપાતદણ્ડક સૂત્ર (નમુત્થુણં) પઠવું જોઈએ, એટલા માટે તેની જ આદિમાં વ્યાખ્યા કરી છે; અને તે પ્રણિપાતદણ્ડક સૂત્ર પઠતાં પ્હેલાં પણ કેવા પૂર્વવિધિથી ભાવવૃદ્ધિ કરવી જોઈએ તે પણ સાંગોપાંગ ક્રમથી દર્શાવ્યું છેઃ—

આ અર્હદ્ભક્તિમય ચૈત્યવન્દન કરવા ઇચ્છતો સાધુ વા શ્રાવક હોય, તે—

(૧) પ્રથમ તો ચૈત્યગૃહાદિમાં 'एकान्तप्रयतः'–એકાંત પ્રયત થઈ, એક માત્ર આ ચૈત્યવન્દન ભક્તિકૃત્યમાં પ્રયત્નવંત–સમુદ્યત થઈ, એક એમાં જ ઉપયોગ જોડી, બીજું બધું કર્ત્તવ્ય સર્વથા છોડી, 'प्रदीर्घतरतद्भावगमनेन'—પ્રદીર્ઘતર તદ્ભાવગમનથી યથાસંભવ

ભુવનગુરુનો પૂજોપચાર સંપાદિત કરે,—'यथासम्भवं भुवनगुरोः सम्पादितपूजोपचारः,' 'યથાસંભવ'—સાધુને વા શ્રાવકને જેને જેવો સંભવતો હોય તેવો પૂજોપચાર આચરે; સાધુ પુષ્પપૂજાદિ દ્રવ્યપૂજા ન કરે, પણ સ્તોત્રપૂજાદિ ભાવપૂજા તો કરે જ, અને શ્રાવક દ્રવ્ય-ભાવ બન્ને પૂજા કરે. અને તે પણ કેવી રીતે કરે? 'પ્રદીર્ઘતર તદ્દભાવગમનથી' કરે; અર્થાત્ ઝટપટ પ્રસ્તુત ભક્તિકૃત્ય આટોપી લેવાની અણઘટતી ઉતાવળ કે દોડાદોડ નહિં કરતાં, કે વેઠ નહિં કાઢતાં, અત્યંત શાંતિથી—સ્વસ્થતાથી હેઠા મને, 'પ્રદીર્ઘતર'—અતિઅતિ દીર્ઘ—લાંબા 'તદ્દભાવગમનથી'—ભક્તિક્રિયાના અંગભૂત તે તે ભાવોમાં ભક્તિતન્મયપણે ગમનથી—પરિણમનથી કરે, અને તે તે દ્રવ્યના * આલંબનથી પણ ભાવનું આરોહણ કરતો જાય. જેમકે—

"પૂર્ણ કલશ શુચિ ઉદકની ધારા, જિનવર અંગે નામે;
આતમ નિર્મલ ભાવ કરંતાં, વધતે શુભ પરિણામે.
સમકિત બીજ નિજ આત્મ આરોપતા,
કળશ પાણી મિષે ભક્તિજલ સિંચતા".—**શ્રી દેવચંદ્રજી કૃત સ્નાત્રપૂજા.**

"પૂજા ને પરિણામ દોઉ, કરો ચંદનકી રીતિ;
શીતલતા ને સુગંધતા, જિણે ભાંજે ભવભીતિ.
એણી પરે ધૂપ પૂજા કરી, જિન આગળ શુભ ભાવ;
ટાળી વિભાવની પરિણતિ, દૂર કરો પરભાવ.
ઈસો રૂપ નિહારત ઘટમાં, તોરત કર્મ જંજીર રે;
જિન ઉત્તમ પદ પૂજ લહત ભવિ, નિજ આતમગુણ ધીર રે.
નિજ ગુણ રિદ્ધિ તિરોભાવે થઈ, ગ્રહણ કરતાં પરભાવો;
પ્રભુ ગુણ ગ્યાન ધ્યાનમાં રહેતાં, હોવત આવિરભાવો રે."

**—શ્રી ખિમાવિજયજી કૃત અષ્ટપ્રકારી પૂજા**

ઈત્યાદિ પ્રકારે તદ્દભાવગમનથી ભક્તિતન્મયપણે યથાસંભવ પૂજોપચાર કરી,

(૨) કોઈ પણ જીવને કંઈપિણ અપાય—હાનિ—બાધા ન ઉપજાવે એવી 'સકલસત્ત્વ અનપાયિની' શુદ્ધ ભૂમિ નિરખીને અને પરમ ગુરુએ પ્રણીત કરેલ વિધિથી પ્રમાર્જીને, ભૂમિ પર જાનુ—ગોઠણ અને કરતલ—બન્ને હથેળી સ્થાપન કરી,

* જલપૂજાદિ અષ્ટપ્રકારી પૂજા અંગે અપૂર્વ ભાવઘટના કરતાં પરમ ભાવિતાત્મા ભક્તશિરોમણિ મહામુનીશ્વર શ્રી પદ્મનંદિ આચાર્યજી પદ્મનંદિપંચવિંશતિકા અન્તર્ગત પૂજાષ્ટકમાં વદે છે કે—

"जातिर्जरामरणमित्यनलत्रयस्य, जीवाश्रितस्य बहुतापकृतो यथावत्।
विध्यापनाय जिनपादयुगाग्रभूमौ, धारात्रयं प्रवरवारिकृतं क्षिपामि॥
उच्चैःफलाय परमामृतसंज्ञकाय, नानाफलैर्जिनपतिं परिपूजयामि।
तद्भक्तिरेव सकलानि फलानि दत्ते, मोहेन तत्तदपि याचत एव लोकः॥"—ઈત્યાદિ.

(૩) પ્રવર્ધમાન–પ્રકૃષ્ટપણે વર્ધમાન થતા–ચઢતા જતા અતિ અતિ તીવ્ર શુભ પરિણામે, ભક્તિઅતિશયથકી (Excessive devotion) હર્ષાશ્રુથી પરિપૂર્ણ–છલકાતા લોચને, જ્યાં રોમાંચ ઉલ્લસે છે–રુંવાડા ઉભા થાય છે એવા રોમાંચિત દેહે,

(૪) 'मिथ्यात्वजलनिलयानेककुग्राहनक्रचक्राकुले भवाब्धौ–મિથ્યાત્વજલ નિલયવાળા અનેક કુગ્રાહ–નક્રચક્રથી આકુલ ભવાબ્ધિને વિષે અને આયુષ્ના અનિત્યપણાને લીધે આ અતિ દુર્લભ, અર્થાત્ 'મિથ્યાત્વજલનિલય'—મિથ્યાત્વ–જલ જેનું નિલય–નિવાસસ્થાન છે, અથવા મિથ્યાત્વજલમાં નિલય–નિતાન્ત લય પામી–લપાઈને જે રહ્યા છે એવા કુગ્રાહ–અસદ્ગ્રહરૂપ નક્રચક્રથી–મોટા મગરમચ્છોના સમૂહથી આકુલ–ખીચોખીચ ભરેલા અથવા આતુર–દુઃખી સંસારરૂપ સમુદ્રને વિષે, તેમજ ડાભની અણી પર રહેલા ઝાકળબિન્દુ જેવા આયુષ્યના અનિત્યપણાને લીધે પરમ દુર્લભ એવું આ સકલ કલ્યાણનું એક–અદ્વિતીય કારણ 'सकलकल्याणैककारणं,' ચિન્તામણિ–કલ્પદ્રુમની ઉપમાને અધઃકૃત કરતું–નીચે પાડતું–હેઠે પાડતું 'अधःकृतचिन्तामणिकल्पद्रुमोपमं', આ ભગવત્પાદવન્દન કેમે કરીને (Somehow) માંડમાંડ પ્રાપ્ત થયું છે, અને આનાથી–આ ભગવત્પાદવન્દનથી પર કૃત્ય છે નહિં 'न चातः परं कृत्यमस्ति' એમ આના વડે આત્માને કૃતાર્થ–કૃતકૃત્ય અભિમાનતો સતો, હું ધન્ય છું–કૃતપુણ્ય–કૃતાર્થ છું એમ સાત્ત્વિક હર્ષથી પ્રશસ્ત આત્મગૌરવ માનતો સતો,

'ભુવનગુરુમાં નયન–માનસ વિનિવેશિત કરી,'—ચક્ષુ અને મનને ત્યાંથી ખસે નહિં એવી રીતે એકીટસે અને એકીરસે વિશેષે કરીને નિતાંતપણે સ્થાપિત કરી,

(૫) 'અતિચારભીરુતાથી સમ્યક્—પ્રણિપાતદણ્ડક સૂત્ર પઠે છે.' અર્થાત્ રખેને કોઈ અતિચાર ન લાગી જાય એવી બીકથી–ભીરુતાથી તકેદારી રાખીને–ઉપયોગજાગૃતિ રાખીને, સ્ખલિત આદિ સૂત્રોચ્ચારણ દોષ ન આવી જાય એમ સમ્યક્પણે–યથાવત્પણે અસ્ખલિત આદિ સૂત્રોચ્ચારણ ગુણસંપદ્થી યુક્તપણે, અને તેના સૂત્રના અર્થનું અંતરૂમાં અનુસ્મરણ–અનુક્રમે સ્મરણ થયા કરતું હોય એમ અર્થાનુસ્મરણગર્ભપણે જ આ વક્ષ્યમાણ કહેવામાં આવતું **પ્રણિપાતદણ્ડક સૂત્ર** પઠે છે.



અને તે સૂત્ર આ છે—

# प्रणिपातदण्डक सूत्र

नमोऽत्थु णं अरहंताणं १, भगवंताणं २;

आइगराणं ३, तित्थयराणं ४, सयंसंवुद्धाणं ५;

पुरिसुत्तमाणं ६, पुरिससीहाणं ७, पुरिसवरपुंडरीयाणं ८, पुरिसवरगंधहत्थीणं ९;

लोगुत्तमाणं १०, लोगनाहाणं ११, लोगहियाणं १२, लोगपईवाणं १३, लोगपज्जोअगराणं १४;

अभयदयाणं १५, चक्खुदयाणं १६, मग्गदयाणं १७, सरणदयाणं १८, वोहिदयाणं १९;

धम्मदयाणं २०, धम्मदेसयाणं २१, धम्मनायगाणं २२, धम्मसारहीणं २३, धम्मवरचाउरंतचक्कवट्टीणं २४;

अप्पडिहयवरनाणदंसणधराणं विअट्टछउमाणं २५;

जिणाणं जावयाणं २६, तिण्णाणं तारयाणं २७, वुद्धाणं बोहयाणं २८, मुत्ताणं मोयगाणं २९;

सव्वण्णूणं सव्वदरिसीणं ३०,

सिवमयलमरुअमणंतमक्खयमव्वाबाहमपुणराविचित्तिसिद्धिगइ-नामधेयं ठाणं संपत्ताणं ३१,

णमो जिणाणं जिअभयाणं ३२ ॥

# પ્રણિપાતદણ્ડક સૂત્ર

(૧) નમસ્કાર હો અર્હંતોને! ૧, ભગવંતોને ૨;

(૨) આદિકરોને ૩, તીર્થંકરોને ૪, સ્વયંસંબુદ્ધોને ૫;

(૩) પુરુષોત્તમોને ૬, પુરુષસિંહોને ૭, પુરુષવરપુંડરીકોને ૮, પુરુષવરગન્ધહસ્તીઓને ૯;

(૪) લોકોત્તમોને ૧૦, લોકનાથોને ૧૧, લોકહિતોને ૧૨, લોકપ્રદીપોને ૧૩, લોકપ્રદ્યોતકરોને ૧૪;

(૫) અભયદાતાઓને ૧૫, ચક્ષુદાતાઓને ૧૬, માર્ગદાતાઓને ૧૭, શરણદાતાઓને ૧૮, બોધિદાતાઓને ૧૯;

(૬) ધર્મદાતાઓને ૨૦, ધર્મદેશકોને ૨૧, ધર્મનાયકોને ૨૨, ધર્મસારથિઓને ૨૩, ધર્મવરચાતુરંતચક્રવર્તીઓને ૨૪;

(૭) અપ્રતિહતવરજ્ઞાનદર્શનધરોને વ્યાવૃત્તછદ્મોને ૨૫;

(૮) જિનોને જાપકોને ૨૬, તીર્ણોને તારકોને ૨૭, બુદ્ધોને બોધકોને ૨૮, મુક્તોને મોચકોને; ૨૯;

(૯) સર્વજ્ઞોને સર્વદર્શીઓને ૩૦,

શિવ અચલ અરુજ અનંત અક્ષય અવ્યાબાધ અપુનરાવૃત્તિ સિદ્ધિગતિ નામધેય સ્થાન સંપ્રાપ્તોને ૩૧,

નમસ્કાર હો જિનોને જિતભયોને! ૩૨.

卐

# આ સૂત્રના બત્રીશ (વા તેત્રીશ) આલાપકનું નવ વિભાગમાં વર્ગીકરણ

इह द्वात्रिंशदालापकाः, त्रयस्त्रिंशदित्यन्ये 'तिविहेणं तिविहमाण'मि'त्यनेन सह। इह च—

आद्यालापकद्वयेन स्तोतव्यसम्पदुक्ता, यतोऽर्हतामेव भगवतां स्तोतव्ये समग्रं निबन्धनं।

तदन्यैस्तु त्रिभिः स्तोतव्यसम्पद एव प्रधाना साधारणासाधारणरूपा हेतुसम्पत्, यत आदिकरणशीला एव तीर्थकरत्वेन स्वयंसम्बोधिताश्चैते भवन्ति।

तदपरैस्तु चतुर्भिः स्तोतव्यसम्पद एवासाधारणरूपा हेतुसम्पत्, पुरुषोत्तमानामेव सिंहपुण्डरीकगन्धहस्तिधर्म्मभाक्त्वेन तद्भावोपपत्तेः।

तदन्यैस्तु पञ्चभिः स्तोतव्यसम्पद एव सामान्येनोपयोगसम्पत्, लोकोत्तमत्वलोकनायकत्वलोकहितत्वलोकप्रदीपत्वलोकप्रद्योतकरत्वानां परार्थत्वात्।

तदपरैस्तु पञ्चभिरस्या एवोपयोगसम्पदो हेतुसम्पत्, अभयदानचक्षुर्दानमार्गदानशरणदानबोधिदानैः परार्थसिद्धेः।

तदन्यैस्तु पञ्चभिः स्तोतव्यसम्पद एव विशेषेणोपयोगसम्पत्, धर्म्मदत्वधर्म्मदेशकत्वधर्म्मनायकत्वधर्म्मसारथित्वधर्म्मवरचातुरन्तचक्रवर्तित्वेभ्यस्तद्विशेषोपयोगात्।

तदन्यद्वयेन तु स्तोतव्यसम्पद एव सकारणा स्वरूपसम्पत्, अप्रतिहतवरज्ञानदर्शनधरा व्यावृत्तछद्मानश्चार्हन्तो भगवन्त इति हेतोः।

तदपरैश्चतुर्भिरात्मतुल्यपरफलकर्तृत्वसम्पत् जिनजापकत्वतीर्णतारकत्वबुद्धबोधकत्वमुक्तमोचकत्वानामेवंप्रकारत्वात्।

तदन्यैस्तु त्रिभिः प्रधानगुणापरिक्षयप्रधानफलाप्त्यभयसम्पदुक्ता, सर्वज्ञसर्वदर्शिनामेव शिवाचलादिस्थानसम्प्राप्तौ जितभयत्वोपपत्तेः॥ २४

અહીં બત્રીશ (૩૨) આલાપકો છે, તેત્રીશ (૩૩) છે એમ બીજાઓ કહે છે—'तिउट्टृछउमाणं ' એની સાથે. અને અહીં—

૧. આદ્ય બે આલાપકથી સ્તોતવ્યસંપદ્ કહી,—કારણ કે અર્હંત ભગવંતોના જ સ્તોતવ્યમાં સમગ્ર નિબન્ધન છે.

૨. તેનાથી અન્ય એવા ત્રણથી સ્તોતવ્યસંપદ્‌ની જ પ્રધાન એવી સાધારણ—અસાધારણરૂપ હેતુસંપદ્ કહી,—કારણ કે આદિકરણશીલ જ એવા એઓ તીર્થંકરપણાથી સ્વયંસંબોધિત હોય છે.

૩. તેનાથી અપર ચારથી સ્તોતવ્યસંપદ્‌ની જ અસાધારણરૂપ હેતુસંપદ્ કહી,—પુરુષોત્તમોને જ સિંહ—પુણ્ડરીક—ગન્ધહસ્તીધર્મભાગીપણાએ કરીને તદ્દભાવની ઉપપત્તિને લીધે.

૪. તેનાથી અન્ય પાંચથી સ્તોતવ્યસંપદ્‌ની જ સામાન્યથી ઉપયોગસંપદ્ કહી,—લોકોત્તમત્વ, લોકનાથત્વ, લોકહિતત્વ, લોકપ્રદીપત્વ, લોકપ્રદ્યોતકરત્વના પરાર્થપણાને લીધે.

૫. તેનાથી અપર પાંચથી આ જ ઉપયોગસંપદ્‌ની હેતુસંપદ્ કહી,—અભયદાન, ચક્ષુર્દાન, માર્ગદાન, શરણદાન, બોધિદાન વડે પરાર્થસિદ્ધિને લીધે.

૬. તેનાથી અન્ય પાંચથી સ્તોતવ્યસંપદ્‌ની જ વિશેષથી ઉપયોગસંપદ્ કહી,—ધર્મદત્વ, ધર્મદેશકત્વ, ધર્મનાયકત્વ, ધર્મસારથિત્વ, ધર્મવરચાતુરન્તચક્રવર્ત્તિત્વ થકી તેના વિશેષ ઉપયોગને લીધે.

૭. તેનાથી અન્ય દ્વયથી સ્તોતવ્યસંપદ્‌ની જ સકારણ સ્વરૂપસંપદ્ કહી,—અપ્રતિહતવરજ્ઞાનદર્શનધર અને વ્યાવૃત્તછદ્મ એવા અર્હંત ભગવંતો છે એવા હેતુને લીધે.

૮. તેનાથી અપર ચારથી આત્મતુલ્ય પરફલકર્તૃત્વ સંપદ્ કહી,—જિન—જાપકત્વ, તીર્ણ—તારકત્વ, બુદ્ધ—બોધકત્વ, મુક્ત—મોચકત્વના એવંપ્રકારપણાને લીધે.

૯. તેનાથી અન્ય ત્રણથી પ્રધાનગુણઅપરિક્ષય થકી પ્રધાન ફલ આપ્તિ વડે અભયસંપદ્ કહી,—સર્વજ્ઞ સર્વદર્શિઓને જ શિવઅચલાદિ સ્થાન સંપ્રાપ્તિ સતે જિતભયપણાની ઉપપત્તિને (ઘટમાનપણાને) લીધે.[૨૪]

## વિવેચન

"નિર્મળ તત્ત્વરુચિ થઈ રે....મન. કરજો જિનપતિ ભક્તિ રે....ભવિ.
દેવચંદ્ર પદ પામશો રે....મન. પરમ મહોદય યુક્તિ રે....ભવિ. "–શ્રી. દેવચંદ્રજી

અત્રે આ ચૈત્યવન્દન સૂત્રાન્તર્ગત આ પ્રણિપાતદણ્ડકની તત્ત્વસંકલના કેવી અદ્ભુત છે, તેનું સ્વપ્રજ્ઞાથી પરમ અદ્ભુત **મૌલિક સંશોધન** (Original Research) કરી, અને તેના પદોનું નવ વિભાગમાં સુયુક્તિયુક્ત પરમ બુદ્ધિગમ્ય (Most Intelligent) વર્ગીકરણ (Classification) દર્શાવી, પ્રજ્ઞાનિધાન **શ્રી હરિભદ્રસૂરિજીએ** પોતાના પ્રજ્ઞાતિશયનો પરિચય કરાવ્યો છે,–જે કોઈ પણ સહૃદયને આ મહામતિ મહાત્માની અપૂર્વ તત્ત્વદષ્ટિ પ્રત્યે સાનંદાશ્ચર્ય બહુમાન પ્રગટાવે છે.

અત્રે ૩૨ આલાવા છે અને બીજાના મતે 'વ્યાવૃત્તછદ્મ' એ આલાવો જૂદો ગણતાં ૩૩ આલાવા છે. તેની સંકલના આ પ્રકારે : (૧) પ્રથમ બે આલાવા–અર્હંત અને ભગવંત એ સ્તોતવ્યની–સ્તુતિ કરવા યોગ્યની સંપદ્ (ભાવલક્ષ્મી–ભાવઐશ્વર્ય) દાખવે છે. આ મૂળ સ્તોતવ્ય સતે જ તેમાં બીજી બધી સંપદાઓનું નિબન્ધન ઘટે છે. આમ આના પર જ બધી ધામધૂમ હોઈ આ સ્તોતવ્યસંપદ્ કેન્દ્રસ્થાને (Central) છે. (૨) એટલે પછી આ સ્તોતવ્ય-સંપદ્નું પ્રધાન સાધારણ કારણ શું? અસાધારણ કારણ શું? એ દર્શાવ્યું છે. (૩) પછી આ સ્તોતવ્ય-સંપદ્નો બીજા જીવોને–લોકોને શું ઉપયોગ? શું ઉપકાર? એ દર્શાવવા સામાન્યથી ઉપયોગસંપદ્ અને તેનું કારણ, તથા વિશેષથી ઉપયોગસંપદ્ એ કથન કર્યું છે. (૪) આવા પરમ ઉપકારી અર્હંત ભગવંતની સ્વરૂપસંપદ્ શી છે ને શા કારણે છે તે દર્શાવી, આ પ્રભુ બીજાઓને પણ આત્મતુલ્ય ફલ આપનારા છે, એમ તેનો મહામહિમા પ્રગટ કર્યો છે. (૫) અને છેવટે શિવ–અચલાદિ સ્થાનને પામેલા એઓ અભયસંપદ્ને પ્રાપ્ત છે એ દર્શાવ્યું છે. એ બધી સંકલના અત્રે વિસ્તારથી નિરૂપણ કરી છે; આ સમસ્તનો–આ વિવેચકે યોજેલી આ ગ્રંથના સારસર્વસ્વરૂપ–હૃદયરૂપ ખાસ આકૃતિ જે આ ગ્રંથના પ્રારંભમાં મૂકેલી છે તે પરથી–સુજ્ઞ વાચકને સુગમપણે ખ્યાલ આવશે.



---

पञ्जिका—साधारणासाधारणरूपेति—સર્વ જીવોની સાથે સાધારણ એવું आदिकरत्वं—આદિકરત્વ છે,—મોક્ષ અપેક્ષાએ, आदौ—ભવમાં,—સર્વ જીવોનું જન્માદિકરણશીલપણું છે માટે.

तीर्थकरत्वस्वयंसम्बोधौ—તીર્થંકરપણું અને સ્વયંસંબોધ અસાધારણ એ બે અર્હંતોને જ હોય છે.एते—એઓ,—અર્હન્ત ભગવન્તો.

'प्रधानगुणापरिक्षयप्रधानफलाप्त्यभयसम्पदुक्तेति।' प्रधानगुणयोः—પ્રધાન ગુણના—સર્વજ્ઞ સર્વદર્શિત્વના, अपरिक्षयेण—અપરિક્ષયથી, અવ્યાવૃત્તિથી, प्रधानस्य—પ્રધાન એવા, शिवाचलादिस्थानस्य—શિવ–અચલાદિ સ્થાનની, आप्तौ—આપ્તિમાં, લાભ સતે, अभयसम्पद्—અભયસમ્પદ્–જિતભયત્વરૂપા, उक्ता—કહી છે.

અત્રે શંકા થવી સંભવે છે કે એકસ્વભાવી વસ્તુમાં અનેકસ્વભાવી આ સ્તોતવ્યસંપદ્ આદિ ચિત્ર સંપદ્ કેમ ઘટે? જો ઘટે તો ઉપચારવૃત્તિથી ઘટે, મુખ્યપણે નહિં, એવી શંકાને નિરસ્ત કરતાં કહે છે—

इयं च चित्रा सम्पत् अनन्तधर्म्मात्मके वस्तुनि मुख्ये मुख्यवृत्त्या, स्तवप्रवृत्तिश्चैवं प्रेक्षापूर्वकारिणामिति संदर्शनार्थमेवमुपन्यासोऽस्य सूत्रस्य, स्तोतव्यनिमित्तोपलब्धौ तन्निमित्ताद्यन्वेषणयोगाद् ॥[२५]

॥ इति प्रस्तावना ॥

અર્થ:—અને આ ચિત્રસંપદ્ અનંતધર્માત્મક એવી મુખ્ય વસ્તુમાં મુખ્યવૃત્તિથી છે. અને એમ સ્તવપ્રવૃત્તિ પ્રેક્ષાપૂર્વકારીઓની હોય છે, એવા સંદર્શનાર્થે આ સૂત્રનો એવા પ્રકારે ઉપન્યાસ છે,—સ્તોતવ્ય નિમિત્તની ઉપલબ્ધિ સતે, તેના નિમિત્તાદિના અન્વેષણ યોગને લીધે.[૨૫]

॥ ઇતિ પ્રસ્તાવના ॥

## વિવેચન

"ઈત્યાદિક બહુ ભંગ ત્રિભંગી, ચમતકાર ચિત્ત દેતી રે;
અચરિજકારી ચિત્ર વિચિત્રા, આનંદઘન પદ લેતી રે. **શ્રી આનંદઘનજી.**

ઉપરમાં જે આ સ્તોતવ્ય આદિ ચિત્ર—નાના પ્રકારની સંપદ્ વર્ગીકરણ કરીને દર્શાવી, તે કાંઈ ઉપચરિત નથી, પણ 'અનંતધર્માત્મક એવી મુખ્ય વસ્તુમાં મુખ્યવૃત્તિથી' છે. अनंतधर्म्मात्मके वस्तुनि मुख्ये मुख्यवृत्त्या. અર્થાત્ વસ્તુ છે તે પરમાર્થથી જેનું અસ્તિત્વ છે એવી પરમાર્થસત્ છે; અને આ વસ્તુ અનંતધર્માત્મક છે, એક વસ્તુમાં અનંત ધર્મ રહ્યા છે એવી છે; એટલે આવી અનંતધર્માત્મક પરમાર્થસત્ મુખ્ય વસ્તુમાં આ જે નાના પ્રકારની સંપદ્ કહી તે મુખ્યવૃત્તિથી છે, પરમાર્થસત્‌પણે—નિરુપચરિતપણે છે. અને એમ એવા પ્રકારે પરમાર્થસત્ નિરુપચરિત મુખ્યવૃત્તિથી જ પ્રેક્ષાપૂર્વકારીઓની—પ્રકૃષ્ટપણે જોઈ વિચારી પ્રવર્ત્તનારા સત્‌પુરુષોની સ્તવપ્રવૃત્તિ છે, એના સંદર્શનાર્થે—સમ્યગ્‌દર્શનાર્થે આ પ્રસ્તુત સૂત્રનો એવા પ્રકારે સ્તોતવ્યસંપદ્ આદિ વિભાગથી ઉપન્યાસ છે. કારણકે 'સ્તોતવ્ય નિમિત્તની ઉપલબ્ધિ સતે, તેના નિમિત્તાદિનો અન્વેષણ યોગ'

---

पञ्जिका—વારુ, વસ્તુના એકસ્વભાવાધીનપણાને લીધે અનેક સ્વભાવાક્ષેપિકા સ્તોતવ્યસમ્પદ્ આદિક ચિત્ર સંપદ્ એકત્ર કેમ? જો હોય તો ઉપચારવૃત્તિથી હોય એમ આશંકીને કહ્યું—इयं च चित्रेत्यादि.'

स्तोतव्यनिमित्तोपलब्धाविति—સ્તોતવ્ય નિમિત્તની ઉપલબ્ધિ સતે. स्तोतव्याः—સ્તોતવ્ય, સ્તવાર્હ, અર્હન્તો, त एव निमित्तं—તેઓ જ નિમિત્ત, કર્મકારકપણાને લીધે સ્તવક્રિયાના હેતુ, तस्योपलब्धौ—તેની ઉપલબ્ધિ—જ્ઞાન સતે, 'तन्निमित्ताद्यन्वेषणयोगादिति'—તેના નિમિત્તાદિના અન્વેષણ યોગને લીધે. तस्य—તેનું, સ્તોતવ્યરૂપ અર્હત્‌લક્ષણ નિમિત્તનું, निमित्तं—નિમિત્ત, આદિકરત્વાદિ. आदि—આદિ શબ્દથી ઉપયોગાદિનો સંગ્રહ છે, तस्य—તેના, अन्वेषणात्—અન્વેષણથકી, ઘટનથી.

હોય છે માટે. અર્થાત્ સ્તોતવ્ય-સ્તુતિ કરવા યોગ્ય-સ્તવાર્હ એવા અર્હંતોરૂપ નિમિત્તની ઉપલબ્ધિ સતે, તે સ્તોતવ્ય અર્હંતલક્ષણ નિમિત્તનું પણ નિમિત્ત કારણ શું છે? તેનો ઉપયોગ શું છે? ઈત્યાદિ પ્રકારે તેના તત્ત્વઅન્વેષણનો-સંશોધનનો યોગ ઘટે છે.

"સ્યાદ્વાદી વસ્તુ કહીજે, તસુ ધર્મ અનંત લહીજે."—શ્રી દેવચંદ્રજી.

"अनन्तधर्मणस्तत्त्वं पश्यन्ती प्रत्यगात्मन: ।
अनेकान्तमयी मूर्त्ति र्नित्यमेव प्रकाशताम् ॥"

—શ્રી અમૃતચંદ્રાચાર્યજીકૃત સમયસાર કળશ

॥ इति महर्षिश्रीहरिभद्राचार्यविरचितायां मन:सुखनंदनेन भगवानदासेन हेमदेवीसुजातेन चिद्हेमविशोधिनीटीकाभिधानविवेचनेन सविस्तरं विवेचितायां ललितविस्तरायां प्रस्तावना ॥



# પ્રથમ અધિકાર[×] : સ્તોતવ્ય સંપદ્

## ૧. અર્હંત

આ સૂત્રનું પ્રયોજનઃ દુર્લભ ભાવનમસ્કાર આમ બીજાધાનથી સાધ્ય છે એમ જણાવવા માટે છે, એ દર્શાવે છે—

[१]तत्र—

### नमोऽस्त्वर्हद्भ्यः

इत्यत्रास्तु भवत्वित्यादौ प्रार्थनोपन्यासेन दुरापो भावनमस्कारः, तत्त्वधर्म्मत्वात् , अत इत्थं बीजाधानसाध्य इति ज्ञापनार्थं ॥ [२६*]

[१]અર્થ :—તેમાં—

નમોऽस्त्वर्हद्भ्यः—નમસ્કાર હો અર્હંતોને !

એમાં अस्तु–भवतु–હો ! ઇત્યાદિમાં પ્રાર્થનાના ઉપન્યાસથી દુરાપ (દુર્લભ) એવો ભાવનમસ્કાર છે,—તત્ત્વધર્મપણાને લીધે; આ થકી આમ બીજાધાન વડે સાધ્ય છે એમ જ્ઞાપનાર્થે. [૨૬]

### વિવેચન

"ચંદ્રપ્રભ મુખચંદ રે સખી ! દેખણ દે, ઉપશમ રસનો કંદ રે સખી.
સેવે સુરનર ઇંદ રે સખી. ગત કલિમલ દુઃખ દંદ રે સખી." શ્રી આનંદઘનજી

× ઉપરમાં પ્રણિપાતદણ્ડક સૂત્રના ૩૨ આલાપકનું જે નવ વિભાગમાં વર્ગીકરણ કર્યું, તે એક એક વિભાગનું હવે અનુક્રમે વ્યાખ્યાન કરાય છે. તે તે વિભાગનું વક્તવ્ય વિસ્તૃત હોઈ તે તે વિભાગ અત્ર વિષયની વિશદતા અને વાચકની સુગમતાર્થે પ્રથમ અધિકાર–દ્વિતીય અધિકાર ઈ. શીર્ષક હેઠળ નવ પ્રકરણોમાં (Chapters) વિભક્ત કરેલ છે. —ભગવાનદાસ

* અત્રે પારિગ્રાફના પ્રારંભે મથાળે મૂકેલો અંક તે તે અધિકાર અંતર્ગત ગદ્યસૂત્રોનો નવો ખાસ અંક સમજવો અને પારિગ્રાફના અંતે મથાળે આપેલો અંક આ ગ્રંથના સમગ્ર ગદ્યસૂત્રોનો સળંગ અંક (Serial No.) સમજવો. એટલી સામાન્ય સૂચના સર્વત્ર લક્ષમાં લેવી. આ વિવેચકે પ્રયોજેલી આ દ્વિવિધ યોજનાથી સુજ્ઞ વાચકને ગ્રંથનો વિષય સુગ્રાહ્ય અને સરળ બનશે. તેમજ– પ્રત્યેક ગદ્યસૂત્ર અને તેને લગતું વિવેચન પૂર્ણ થાય છે ત્યાં આવું 🙏 ચિહ્ન મૂકેલ છે.

—ભગવાનદાસ.

'નમસ્કાર હો અર્હંતોને!' એમાં 'હો!' એ ઉપરથી પ્રાર્થનાનો ઉપન્યાસ-રજૂઆત કરી, 'दुरापो भावनमस्कार:' દુરાપ-દુષ્પ્રાપ્ય-દુર્લભ એવો ભાવનમસ્કાર કર્યો છે.

**ભાવનમસ્કારની દુર્લભતા**

અચિન્ત્ય ચિંતામણિ સમા આ અર્હત્ ભગવંતનો આ ભાવ-નમસ્કાર પ્રાપ્ત થવો ખરેખર! પરમ દુર્લભ છે. કારણકે આહાર-નિદ્રા-ભય-મૈથુન આદિ સંજ્ઞાને પરવશ એવા જીવને સૂક્ષ્મ નિગોદથી માંડીને દેવ પર્યંત ચારે ગતિમાં ભ્રમણ કરતાં આ ભગવંતનું દર્શન પણ મહાદુર્લભ થઈ પડયું છે. એટલે 'પરપરિણતિ રાગીપણે, પરરસરંગે રક્ત' થયેલો આ અબૂઝ જીવ, ગમાર ગામડીઆ આયર-ભરવાડની જેમ, આ ભવારણ્યમાં આ ભગવંતના દર્શન વિના અનંતકાળ ભમ્યો છે, પણ પ્રભુ મળ્યા નથી; ને કદાચિત્ મળ્યા હોય, સાંભળ્યા હોય, પૂજ્યા હોય, દેખ્યા હોય, પણ ચિત્તને વિષે ભક્તિથી ધારણ કર્યા નથી, તેથી જ આ જીવ ભવદુઃખનું પાત્ર-ભાજન બન્યો છે. કારણ કે ભાવશૂન્ય ક્રિયાઓ ફલવતી થતી નથી.* "यस्मात् क्रिया: प्रतिफलंति न भावशून्या:". આમ અનંતકાળના પરિભ્રમણમાં આ ભાવનમસ્કાર જીવને પ્રાપ્ત થયો નથી, એટલે જ તેના આ પરિભ્રમણદુઃખનો અંત આવ્યો નથી. આમ આ ભાવનમસ્કાર પરમ દુર્લભ છે.

"સુહૂમ નિગોદ ન દેખિયો....સખી. બાદર અતિહિ વિશેષ રે સખી.
પુઢવી આઉ ન પેખિયો....સખી. તેઉ વાઉ ન લેશ રે સખી. ચંદ્રપ્રભ.
વનસપતિ અતિ ઘણ દીહા....સખી. દીઠો નહિંય દીદાર રે સખી.
બિ તિ ચતુરિંદિ જલ લીહા....સખી. ગતિ સંની પણ ધાર રે સખી. ચંદ્ર.
સુર તિરિ નિરય નિવાસમાં....સખી. મનુજ અનારજ સાથ રે સખી.
અપજ્જતા પ્રતિભાસમાં.... ....સખી. ચતુર ન ચઢિયો હાથ રે સખી. ચંદ્ર.
એમ અનેક થલ જાણિયે....સખી. દરિસણ વિણુ જિન દેવ રે સખી.
આગમથી મતિ આણિયે....સખી. કીજે નિર્મલ સેવ....રે સખી. ચંદ્ર."

— શ્રી. આનંદઘનજી

"જગતારક પ્રભુ વિનવું, વિનતડી અવધાર રે;
તુજ દરિસણ વિણ હું ભમ્યો, કાળ અનંત અપાર રે....જગ.
આયર ભમ્યો પ્રભુ નવિ મલ્યા, મિથ્યા અવિરતિ જોડી રે.
પરપરિણતિ રાગીપણે, પરરસરંગે રક્ત રે;
પરઆહક રક્ષકપણે, પરભોગે આસક્ત રે જગ."—શ્રી. દેવચંદ્રજી

"જિનપેં ભાવ વિના કબૂ, છૂટત નહિં દુઃખદાવ."—શ્રીમદ્ રાજચંદ્રજી

* "आकर्णितोऽपि महितोऽपि निरीक्षितोऽपि,
नूनं न चेतसि मया विधृतोऽसि भक्त्या।
जातोऽस्मि तेन जनबान्धव दुःखपात्रं,
यस्मात् क्रिया: प्रतिफलंति न भावशून्या: ॥"— શ્રી કલ્યાણમંદિર સ્તોત્ર

આને ભાવનમસ્કાર શા માટે કહ્યો ? 'तत्त्वधर्मत्वात्' — તત્ત્વધર્મપણાને લીધે. અર્થાત્ આ ભાવનમસ્કાર છે તે તત્ત્વધર્મરૂપ—પરમાર્થધર્મરૂપ છે, આત્મામાં તથાપ્રકારનો સમ્યગ્દર્શનાદિ ભાવધર્મ—તત્ત્વધર્મ—પરમાર્થધર્મ પ્રગટવારૂપ છે. આ પરમાત્મ પ્રભુનું જેવું જિનસ્વરૂપ છે તેવું જ મ્હારા આત્માનું નિજસ્વરૂપ છે, એમ ભાવી મ્હારૂં નિજસ્વરૂપ આ જિનસ્વરૂપથી અભેદ ભાવને પામો! મને પણ આ પ્રગટ જિનસ્વરૂપ પ્રાપ્ત થાઓ! ઇત્યાદિ પ્રકારે રુચિરૂપ—ભક્તિરૂપ ભાવથી—આત્મભાવથી નમસ્કાર કરવો તે ભાવનમસ્કાર છે; અને આવો આ રુચિરૂપ ભાવ જ્યાં પ્રગટે છે, ત્યાં સમ્યગ્દર્શનાદિ આત્મભાવનું પ્રગટપણું હોય છે. અને આ ભાવનમસ્કાર ' इत्थं वीजाधानसाध्यः '—આમ 'નમસ્કાર હો અર્હંતોને' એવા પ્રકારે પ્રાર્થના વડે **બીજાધાનથી સાધ્ય** હોય છે, અર્થાત્ એવા પ્રાર્થનારૂપ નમન પ્રકારથી આત્મામાં ધર્મબીજનું આધાન—રોપણ હોય છે. એટલે તે બીજાધાન વડે કરીને આ ભાવનમસ્કાર સધાય છે.

**તત્ત્વધર્મરૂપ ભાવનમસ્કાર આમ બીજાધાનથી સાધ્ય**



ધર્મબીજમાંથી અંકુરાદિ યાવત્ ફલસિદ્ધિ વર્ણવતું સુભાષિત શ્લોકપંચક અવતારે છે—

[२]उक्तं च—

" विधिनोप्ताद्यथा वीजादङ्कुराद्युदयः क्रमात् । फलसिद्धिस्तथा धर्म्मवीजादपि विदुर्बुधाः ॥१॥
वपनं धर्मवीजस्य सत्प्रशंसादि तद्गतम् । तच्चिन्ताद्यङ्कुरादि स्यात्फलसिद्धिस्तु निर्वृतिः ॥ २ ॥
चिन्ता सत्श्रुत्यनुष्ठानं, देवमानुषसम्पदः । क्रमेणाङ्कुरसत्काण्डनालपुष्पसमा मताः ॥३॥

(કાવ્યાનુવાદ) "વિધિથી વાવેલ બીજથી, અંકુરાદિ ક્રમે જેમ;
ફલસિદ્ધિ ધર્મબીજથી, જાણે છે બુધ તેમ. ૧
ધર્મબીજવાવણી ધર્મગત, સત્પ્રશંસાદિ જાણ;
તત્ચિન્તાદિ અંકુરાદિ ને, ફલસિદ્ધિ નિર્વાણ. ૨
ચિંતા સત્શ્રુતિ અનુષ્ઠાન ને, દેવ મનુષ્ય સંપત્ત;
ક્રમે અંકુર સત્કાંડ ને, નાલ ફુલ સમ સંમત્ત. ૩

---

पञ्जिका—वपनं ઇત્યાદિ શ્લોક. वपनं—નિક્ષેપણ, धर्मस्य—શ્રુતચારિત્રરૂપ ધર્મનું, वीजं—ફલનિષ્પત્તિહેતુ ધર્મબીજ, તેનું,—આત્મક્ષેત્રમાં એમ સમજવા યોગ્ય છે. તે શું ? તો કે-सत्प्रशंसादि—સત્પ્રશંસાદિ, સત્—સંશુદ્ધ અને તે આવા લક્ષણવાળું છે :—

" उपादेयधियाऽत्यन्तं संज्ञाविष्कम्भणान्वितम् ।
फलाभिसन्धिरहितं संशुद्धं ह्येतदीदृशम् ॥ "

અર્થાત્—અત્યંતપણે ઉપાદેયબુદ્ધિ વડે કરીને, સંજ્ઞાના વિષ્કંભન—નિરોધ સહિત, અને ફલાભિસંધિથી રહિત એવું આ સંશુદ્ધ હોય છે.

प्रशंसादि—વર્ણવાદ, કુશલ ચિત્ત—ઉચિત કૃત્ય કરણ લક્ષણ, तद्गतं—તદ્‌ગત, ધર્મગત, तच्चिन्तादि—તેની—ધર્મની ચિંતા—અભિલાષ, આદિ શબ્દથી સત્ શ્રુતિ આદિ કહેવામાં આવશે તે. अङ्कुरादि—અંકુર, સત્કાંડ આદિ કહેવામાં આવશે તે જ. फलसिद्धिस्तु निर्वृतिः—અને ફલસિદ્ધિ તો નિવૃત્તિ (નિર્વાણ—મોક્ષ) છે, એ પ્રતીતાર્થ જ છે.

૧અર્થ :— અને કહ્યું છે કે— "જેમ વિધિથી વાવેલા બીજમાંથી અંકુરાદિનો ઉદય ક્રમે કરીને હોય છે, તેમ ધર્મબીજ થકી પણ ફલસિદ્ધિ બુધો જાણે છે. ૧.

ધર્મબીજની વાવણી તે તદ્‌ગત સત્પ્રશંસાદિ છે, તત્‌ચિન્તાદિ તે અંકુરાદિ છે, અને નિર્વૃતિ (નિર્વાણ–મોક્ષ) તે ફલસિદ્ધિ છે. ૨.

ચિન્તા, સત્શ્રુતિ, અનુષ્ઠાન, દેવ–માનુષ સંપદ્,–એ ક્રમે કરીને અંકુર, સત્કાંડ, નાલ અને પુષ્પ સમા કહ્યા છે. ૩.

## વિવેચન

"બીજે વૃક્ષ અનંતતા રે, લાલ. પસરે ભૂ–જલ યોગ રે;
તિમ મુજ આતમસંપદા રે લાલ. પ્રગટે પ્રભુ સંયોગ રે....પદ્મપ્રભ." **શ્રી. દેવચંદ્રજી**

અત્રે બીજમાંથી ફલની ઉત્પત્તિ જેમ, ધર્મબીજમાંથી મોક્ષફલની સિદ્ધિ હોય છે, તે પ્રતિપાદન કરનારૂં પ્રસિદ્ધ દૃષ્ટાંત વર્ણવનારા સુભાષિત પદો ગ્રંથકર્ત્તા મહર્ષિએ ટાંકયા છે. તેનો ભાવાર્થ એમ છે કે સત્‌ક્ષેત્રમાં વિધિથી વાવેલા બીજમાંથી विधिनोप्ताद् यथा बीजात् જેમ અનુક્રમે અંકુરાદિનો ઉદય થઈ છેવટ ફલસિદ્ધિ હોય છે, તેમ સત્પાત્રમાં વિધિથી વાવવામાં આવેલ ધર્મબીજમાંથી પણ અનુક્રમે ફલસિદ્ધિ હોય છે. તેમાં–ધર્મસંબંધી સત્પ્રશંસાદિ છે તે ધર્મબીજની વાવણી છે, ધર્મસંબંધી ચિન્તાદિ છે તે અંકુરાદિ છે અને નિર્વૃતિ–નિર્વાણ–મોક્ષ તે ફલસિદ્ધિ છે. અત્રે ધર્મ સંબંધી સત્પ્રશંસાદિ તે ધર્મબીજ છે; અર્થાત્ ધર્મસંબંધી સત્પ્રશંસા–પ્રશસ્ત ભાવ, પરમ ઉપાદેયબુદ્ધિથી નિષ્કામ કુશલચિત્ત, વર્ણવાદ આદિ તે આત્મક્ષેત્રમાં શ્રુત–ચારિત્રરૂપ ધર્મના બીજની વાવણી સમાન છે. અત્રે 'સત્' પ્રશંસાદિ એમ કહ્યું, તેમાં સત્ એટલે સંશુદ્ધ અને તેનું લક્ષણ × શ્રી. યોગદૃષ્ટિસમુચ્ચયમાં આ કહ્યું છેઃ— (૧) અત્યંત ઉપાદેય બુદ્ધિ, (૨) સંજ્ઞાનિરોધ (૩) ફલાભિસંધિરહિતપણું–નિષ્કામપણું. અર્થાત્ પ્રથમ તો સત્‌ધર્મ પ્રત્યે અત્યંત ઉપાદેય બુદ્ધિ હોવી જોઈએ. એટલે કે આ ધર્મ બીજા બધાય કરતાં વધારે આદરવા યોગ્ય છે, ગ્રહણ કરવા યોગ્ય છે, આરાધવા–ઉપાસવા યોગ્ય છે, એવી તેને સૌથી પ્રથમ સ્થાન આપતી **પરમ ઉપાદેય બુદ્ધિ** તે પ્રત્યે ઉપજવી જોઈએ. સંશુદ્ધનું બીજું લક્ષણ એ છે કે–તેમાં આહાર, ભય, મૈથુન, પરિગ્રહ, ક્રોધ, માન, માયા, લોભ, ઓઘ અને લોક એ **દશ સંજ્ઞાનો નિરોધ**–ઉદયઅભાવ હોવો જોઈએ. સંશુદ્ધનું ત્રીજું લક્ષણ **ફલાભિસંધિ રહિતપણું** છે; અર્થાત્ સંશુદ્ધમાં ફલની કામના, નિદાન, આશંસા ન હોય. આમ જ્યાં ધર્મ પ્રત્યે પરમ ઉપાદેયબુદ્ધિ, સંજ્ઞાઅનુદય અને નિષ્કામપણું વર્તે છે, એવું સંશુદ્ધ–સત્ પ્રંશસાદિ જ ધર્મબીજ હોય છે અને તે જ યોગસિદ્ધિનું સાધક

સત્પ્રશંસાદિ ધર્મબીજ

× "उपादेयाधियात्यन्तं संज्ञाविष्कम्भणान्वितम् ।
फलाभिसन्धिरहितं संशुद्धं ह्येतदीदृशम् ॥—શ્રી યોગદૃષ્ટિસમુચ્ચય, ૨૬

થાય છે,—નહિ કે અસંશુદ્ધ. કારણ કે જે શાલિનું બીજ ન હોય તેમાંથી કોઈ કાળે શાલિનો અંકુરો ફૂટે નહિં અને શાલિબીજ હોય તેમાંથી શાલિનો અંકુરો ફૂટયા વિના રહે નહિં; તેમ ધર્મબીજ ન હોય તેમાંથી મોક્ષસાધક યોગનો અંકુરો ફૂટે નહિં અને ધર્મબીજ હોય તેમાંથી યોગનો અંકુર ફૂટયા વિના રહે નહિં. આ ધર્મબીજ—યોગબીજ મોક્ષના અવન્ધ્ય—અમોઘ કારણ છે. જેમ બીજમાંથી વૃક્ષ નીપજે ને કાળાંતરે ચોક્કસ ફળની પ્રાપ્તિ થાય, તેમ ચિત્તભૂમિમાં જે સત્ ધર્મબીજ—યોગબીજ રોપાય છે, તે મોક્ષમાર્ગરૂપ વૃક્ષસ્વરૂપે વિકાસ પામી—ફાલી ફૂલી, મોક્ષરૂપ ચોક્કસ ફલ આપે જ છે. એક નાનું સરખું વડનું બીજ પણ યોગ્ય ભૂમિ—જલ વગેરેનો યોગ પામી, કેવા વિશાલ વટવૃક્ષરૂપે ફાલે ફૂલે છે? એક નાની સરખી આંબાની ગોટલી વાવી હોય, તે પણ વખત જતાં કેવડા મોટા આમ્રવૃક્ષરૂપે પરિણમી મિષ્ટ આમ્રફળ આપે છે? તેમ આત્મક્ષેત્રમાં સતપ્રશંસાદિરૂપ જે ધર્મબીજો વહાય છે, તે યોગ્ય ભાવ—જલસિંચન વગેરે વડે અંકુરાદિ ભાવ પામી આગળ જતાં મોક્ષતરુમાં પરિણમી પરમ અમૃત ફળ ચોક્કસ આપે જ છે. અને તેમાં—ધર્મની ચિન્તા તે **અંકુર**,→સત્ શ્રુતિ તે **સતકાંડ** (થડ),→તથાપ્રકારે અનુષ્ઠાન તે **નાલ**,→દેવમનુષ્યની સંપદા તે **પુષ્પ—ફુલ**,→અને મોક્ષ તે **ફલ** એમ ઉત્તરોત્તર ક્રમ છે.

મિત્રાયોગી ચિતભૂમિ મહીં યોગના બીજ વાવે,
વૃદ્ધિ પામી ફલ અચૂક જે મોક્ષરૂપી જ લાવે;
જેવી રીતે વડ બીજ વધી વૃક્ષ વિશાલ થાવે,
થાયે ભાવી ત્યમ શિવપ્રદા બીજ આવા સ્વભાવે.

**શ્રી યોગદૃષ્ટિકલશ** (ડૉ. ભગવાનદાસ, સ્વરચિત)



મોક્ષરૂપ પ્રધાન ફળ એ જ ફળ, નહિં કે આનુષંગિક એ સ્પષ્ટ કથે છે—

**फलं प्रधानमेवाहुर्नानुषङ्गिकमित्यपि ।**
**पलालादिपरित्यागात्, कृषौ धान्याप्तिवद्बुधाः ॥४॥**
**अत एव च मन्यन्ते, तत्त्वभावितबुद्धयः ।**
**मोक्षमार्गक्रियामेकां, पर्यन्तफलदायिनीम् ॥५॥ इत्यादि ।"** २७

**ફલ પ્રધાનને જ બુધ કહે, આનુષંગિક પણ નાંહિ;**
**પરાળાદિ જયમ છોડીને, ધાન્યપ્રાપ્તિ કૃષિમાંહિ. ૪**
**તત્ત્વભાવિતબુદ્ધિઓ, એથી જ માને છેક;**
**છેવટનું ફલ આપતી, મોક્ષમાર્ગ ક્રિયા એક. ૫**

"करोति योगबीजानामुपादानमिहस्थितः ।
अवन्ध्यमोक्षहेतूनामिति योगविदो विदुः ॥" શ્રી યોગદૃષ્ટિસમુચ્ચય, ૨૨.

આ યોગબીજના સવિસ્તર વિજ્ઞાનાર્થે તત્ત્વરસિક જિજ્ઞાસુએ મત્કૃત યોગદૃષ્ટિસમુચ્ચય વિવેચન (શ્લો. ૨૩–૨૯ પૃ. ૧૧૦–૧૪૫) અવલોકવું. —ભગવાનદાસ

અર્થ:—બુધોએ પ્રધાનને જ ફલ કહ્યું છે, નહિં કે આનુષંગિકને પણ,-પરાળઆદિના પરિત્યાગથી કૃષિમાં ધાન્યપ્રાપ્તિની જેમ ૪.

એટલા માટે જ તત્ત્વભાવિત બુદ્ધિવાળાઓ પર્યંતફલદાયિની (છેવટનું ફલ આપનારી) એવી એક મોક્ષમાર્ગક્રિયાને માને છે. ૫. ઈત્યાદિ." ૨૭

## વિવેચન

"માત્ર મોક્ષની ઈચ્છા મન વિષે, બીજી કોઈ ગમે નહિં વાત....જીવ્યું ધન્ય તેહનું.
જેનો કાળ તે કિંકર થઈ રહ્યો, મૃગતૃષ્ણા જલ ત્રૈલોક....જીવ્યું."—**મનોરદાસ.**

અત્રે જે **પ્રધાન** છે, સર્વોત્કૃષ્ટ છે, તેને જ બુદ્ધજનોએ ફલ કહ્યું છે, 'फलं प्रधानमेवाहुः,' નહિ કે આનુષંગિકને પણ 'नानुषङ्गिकमित्यपि.' કૃષિમાં-ખેતીમાં જેમ પરાળ આદિને છોડીને पलालादिपरित्यागात् ધાન્યની પ્રાપ્તિને જ ફલ કહ્યું છે, कृषौ धान्याप्तिवद्बुधाः, તેમ અત્રે ધર્મની બાબતમાં પણ પરાળ જેવું, જારની પાછળ સાંઠા જેવું જે દેવલોકાદિ સુખરૂપ આનુષંગિક ફળ તે ફળ નથી, પણ ધાન્યની જેમ માત્ર મોક્ષપ્રાપ્તિ એ જ ફળ છે.

આ અંગે **બાણની લક્ષ્યક્રિયાનું દૃષ્ટાંત** પરિભાવન કરવા યોગ્ય છે, જેમ લક્ષ્યને-નિશાનને બરાબર તાકીને છોડેલું બાણ લક્ષ્યને અવશ્ય વિંધે, ચૂકે નહિં, ખાલી-અફળ જાય નહિં; તેમ શુદ્ધ આત્મસિદ્ધિરૂપ મોક્ષ લક્ષ્યને અનુલક્ષીને-તાકીને કરવામાં આવેલા યોગ, ક્રિયા ને ફળ અવંચક હોય, અવશ્ય પોતાના સાધ્યરૂપ લક્ષ્યને સાધે. પણ બાણનું નિશાન-લક્ષ્ય એક જ હોય છે; તે નિશાનથી આડું અવળું, વાંકુંચુકું, ઉપર નીચે બાણ જાય, તો નિશાન વિંધાતું નથી, ખાલી-અફળ જાય છે, અથવા આડાઅવળા અલક્ષ્ય વિંધવારૂપ અનેક ફળ થાય છે. તેમ પરમાર્થમાં પણ શુદ્ધ આત્માની સિદ્ધિ અથવા મોક્ષ એ જ એક લક્ષ્ય છે, એ જ એક નિશાન છે; એટલે એ જ એક સ્વરૂપલક્ષ્યના

યોગાવંચક
ક્રિયાવંચક
ફલાવંચક

---

पञ्जिका—फलं ઈત્યાદિ શ્લોક. फलं—ફલ; સાધ્ય. તે શું? તો કે प्रधानमेव—પ્રધાન જ, જ્યેષ્ઠ જ, ફલ એમ પુનઃ સંબંધિત થાય છે, તેથી પ્રધાન ફલને જ ફલ કહ્યું છે. અવધારણ ફલ કહ્યું—'नानुषङ्गिकमित्यपि'—આનુષંગિકને પણ નહિં,-ઉપસર્જનજન્યને પણ નહિં. દૃષ્ટાંત કહ્યું—पलालादिपरित्यागात्—પલાલાદિના પરિત્યાગથી, પલાલ-પુષ્પ પરિત્યજીને, कृषौ-કૃષિમાં, કર્ષણમાં, ખેતીમાં,—ધાન્યપ્રાપ્તિની જેમ, बुधाः—બુધો, સુધીઓ.

'अत एव' ઈત્યાદિ. अत एव—એટલા માટે જ, ફલ પ્રધાન જ છે ઈત્યાદિ જ હેતુ થકી, ચકાર અર્થપ્રાપ્ત આ કહેવામાં આવે છે એ સૂચનાર્થે છે, मन्यन्ते—માને છે, પ્રતિપન્ન કરે છે,

तत्त्वभावितबुद्धयः—તત્ત્વભાવિત બુદ્ધિવાળા, પરમાર્થદર્શી બુદ્ધિવાળા, मोक्षमार्गक्रियां—મોક્ષમાર્ગક્રિયા, સમ્યગ્દર્શનાદિ અવસ્થા, एकां—એક, અદ્વિતીયાદિરૂપ,—મોક્ષમાર્ગપણાએ કરીને, पर्यन्तफलदायिनीम् ઈત્યાદિ, પર્યંતફલદાયિની, મોક્ષરૂપ ચરમકાર્યકારિણી, શૈલેશી અવસ્થા એમ અર્થ છે,-અન્ય અવસ્થાઓ થકી અનંતર જ ફલાંતરભાવથી મોક્ષઅભાવ છે માટે.

અનુસંધાનવાળી જે યોગ-ક્રિયા એક મોક્ષ ફળ પ્રત્યે લઈ જાય, તે જ અવંચક-નહિં ચૂકનારી હોવાથી સફળ છે; બાકી તે એક સ્વરૂપ લક્ષ્યને ચૂકીને કરવામાં આવતી યોગ-ક્રિયા એક મોક્ષરૂપ સત્ફળથી ચૂકાવનાર-વંચક હોવાથી અફળ છે, અથવા ચારે ગતિમાં રખડવારૂપ સંસારપ્રત્યયી અનેક ફળ * આપનાર છે. આવા વંચક યોગ, વંચક ક્રિયા ને વંચક ફલરૂપ અનંત સાધન સાધવામાં આ જીવે મણા રાખી નથી. પણ મૂર્ત્તિમાન્ સતસ્વરૂપ સત્પુરુષના યોગ વિના, 'સંત ચરણ આશ્રય વિના' સ્વરૂપનો લક્ષ્ય નહિં થયો હોવાથી, તે સર્વ સાધનો લક્ષ્ય વિનાના બાણુની પેઠે, પરમાર્થે નિષ્ફળ ગયા છે; ઠગની જેમ જીવને ઠગનારા-વંચનારા 'વંચક' બન્યા છે. તે તે સાધન સ્વરૂપે સાચા છતાં, જીવની ઊંધી સમજણને લીધે, અથવા મમત્વને લીધે અથવા દુષ્ટ અભિમાનને લીધે જીવને બંધન થઈ પડયા છે ! 'સૌ સાધન બંધન થયા !' પણ સાચા સદ્ગુરુની સ્વરૂપ-ઓળખાણરૂપ અવંચક યોગથી સ્વરૂપનો લક્ષ્ય પામી, તે સ્વરૂપની સાધક એવી સત્ અવચંક યોગ-ક્રિયા કરે, યોગાવંચક-ક્રિયાવંચક કરે તો શુદ્ધ આત્મસિદ્ધિરૂપ એક મોક્ષ લક્ષ્ય પ્રત્યે લઈ જતા મોક્ષપ્રત્યયી સાનુબંધ ફલની-ફલાવંચકની પ્રાપ્તિ થાય; સ્વરૂપ ઓળખી, સ્વરૂપ સાધે, તો સ્વરૂપ પામે.

"એક કહે સાધિયે વિવિધ કિરિયા કરી, ફળ અનેકાંત લોચન ન દેખે;
ફલ અનેકાંત કિરિયા કરી બાપડા, રડવડે ચાર ગતિમાંહે લેખે.-ધાર.
"નિર્મળ સાધુ ભગતિ લહી સખી. યોગ અવંચક હોય....રે સખી.
કિરિયાવંચક તિમ સહી સખી. ફલ અવચંક જોય....રે સખી."—**શ્રી આનંદઘનજી.**

"સૌ સાધન બંધન થયા, રહ્યો ન કોઈ ઉપાય;
સત્ સાધન સમજ્યો નહિં, ત્યાં બંધન શું જાય ?"—**શ્રીમદ્ રાજચંદ્રજી.**

અને આમ આ વંચક-અવંચકનું સ્વરૂપ જે સમજ્યા છે તે સાચા મુમુક્ષુ આત્માર્થી સંત જનો, **એકાંત સ્વરૂપલક્ષી** સમસ્ત યોગ-ક્રિયાનું ફલ અવંચક હોય છે એમ જાણી, જેમ બને તેમ આત્માનો શુદ્ધ સ્વભાવધર્મ પ્રગટે એ રીતે માત્ર શુદ્ધ આત્માર્થે જ સર્વ ધર્મપ્રવૃત્તિ કરે છે, ને માત્ર એક મોક્ષ ફળને જ ઝંખે છે. બાકી ઈંદ્ર-ચક્રવર્તી આદિ પદવીરૂપ ફળને તે નિષ્કામ સંતજનો કદી ઈચ્છતા જ નથી, છતાં અચિંત્ય ચિંતામણિ સમા ધર્મરત્નના પ્રભાવથી તે પ્રાપ્ત થવા કાંઈ દુર્લભ નથી.

પર્યંતફલદાયિની એક મોક્ષમાર્ગ-ક્રિયાનું જ માન્યપણું

યોગરૂપ ધર્મરત્નની સિદ્ધિથી તેની આનુષંગિક પ્રાપ્તિ પણ હોય છે, પણ તે તો જારની પાછળ સાંઠા હોય જ તેના જેવી છે. સત્પુરુષો કાંઈ તેવા

---

*"जे अबुद्धा महाभागा वीरा असमत्तदंसिणो ।
असुद्धं तेसिं परक्कंतं सफलं होइ सव्वसो ॥
जे य बुद्धा महाभागा वीरा सम्मत्तदंसिणो ।
सुद्धं तेसिं परक्कंतं अफलं होइ सव्वसो ॥"—શ્રી સૂયગડાંગસૂત્ર.

આનુષંગિક ફળમાં રાચતા નથી, અને તેથી ભોળવાઈ જઈ મૂળ સ્વરૂપ લક્ષ્યને ચૂકતા નથી. કારણકે પશુ હોય તે સાંઠા–કડબ ઈચ્છે, પણ મનુષ્ય તો જાર જ ગ્રહણ કરે; તેમ સાંઠા જેવા આનુષંગિક–સાથે સાથે થતા ફળને પશુ જેવા બાલજીવ જ ઈચ્છે, પણ પંડિત સંતજન તેથી ફોસલાય નહિં; તે તો 'પાકા વાણીઆ' જેવા સ્વાર્થપટુ હોઈ આત્માર્થરૂપ મુખ્ય મૂળ મુદ્દાને કદી ભૂલે નહિં ! અને એટલા માટે જ તત્ત્વથી–પરમાર્થથી જેની બુદ્ધિ ભાવિત છે એવા આ ભાવિતાત્મા પરમાર્થદર્શી પ્રાજ્ઞજનો **'પર્યંતફલદાયિની'**–છેવટનું ફલ આપનારી એવી એક મોક્ષમાર્ગક્રિયાને જ માન્ય કરે છે, **मोक्षमार्गक्रियामेकां पर्यंतफलदायिनीं**; માત્ર 'एकमेवाद्वितीयं એક મોક્ષફલને અર્થે જ સમ્યગ્દર્શન–જ્ઞાન–ચારિત્રાદિ સમસ્ત મોક્ષમાર્ગક્રિયા–પ્રવૃત્તિ પરમાદરથી આદરે છે.



એમ પાઠ યુક્ત નથી વા મૃષાવાદ છે, એ શંકાનું સમાધાન કરે છે—

[२]आह—यद्येवं न सामान्येनैवं पाठो युक्तो, भावनमस्कारवतस्तद्भावेन तत्साधनायोगात्। एवमपि पाठे मृषावादः, 'असदभिधानं मृषेति' वचनात्, असदभिधानं च भावतः सिद्धे तत्प्रार्थनावचः, तद्भावेन तद्भवनायोगादिति ॥'

उच्यते—यत्किञ्चिदेतत् तत्त्वापरिज्ञानात्, भावनमस्कारस्यापि उत्कर्षादिभेदोऽस्त्येवेति तत्त्वं। एवं च भावनमस्कारवतोऽपि तथातथोत्कर्षादिभावेनास्य तत्साधनायोगोऽसिद्धः, तदुत्कर्षस्य साध्यत्वेन तत्साधनत्वोपपत्तेरिति।

एवं चैवमपि पाठे मृषावादः इत्याद्यपार्थकमेव, असिद्धे तत्प्रार्थनावच इति न्यायोपपत्तेः। तत्प्रकर्षवांस्तु वीतरागो न चैवं पठतीति ॥ २८

[३]અર્થ:—શંકા—જો એમ છે, તો સામાન્યથી એમ પાઠ યુક્ત નથી,—ભાવનમસ્કારવંતને તદ્ભાવ (ભાવનમસ્કારભાવ) વડે તત્સાધનનો (ભાવનમસ્કાર સાધનનો) અયોગ છે માટે. એમ પણ પાઠમાં મૃષાવાદ છે—'અસદભિધાન તે મૃષા' એ વચનથી; અને ભાવથી સિદ્ધ બાબતમાં તેનું પ્રાર્થનાવચન તે અસદ્ અભિધાન છે,—તદ્ભાવ વડે કરીને તદ્ભવનનો અયોગ છે માટે.

---

पञ्जिका—तत्साधनायोगात्–तस्य–તેનું, સિદ્ધ નમસ્કારનું, यत्साधनं—જે સાધન, નિર્વર્ત્તન–પ્રાર્થનાથી, तस्य–તેના, अयोगात्—અયોગને લીધે, અઘટનને લીધે. असदभिधानम्—અસત્ નું—અયુજ્યમાનનું અભિધાન—ભણન. तद्भावेन ઈત્યાદિઃ—तद्भावेन—તદ્ભાવથી, ભાવનમસ્કાર ભાવથી, तद्भवनायोगात्—તદ્ભવનના અયોગથી. આશંસનીય એવા ભાવનમસ્કારના ભવનના અયોગને લીધે. અનાગત એવા ઈષ્ટ અર્થના લાભ વડે આવિષ્કરણ તે આશિષ્, અને તે પ્રાર્થના છે.

भावनमस्कारस्यापि—ભાવનમસ્કારનો પણ, તો પછી નામાદિ નમસ્કારનું તો પૂછવું જ શું ? એમ 'અપિ'—પણ શબ્દનો અર્થ છે. तत्साधनत्वोपपत्तेः—તેના સાધનપણે ઉપપત્તિને લીધે. તેના—ઉત્કર્ષથી અનન્યરૂપ નમસ્કારની પ્રાર્થના વડે સાધનભાવના ઘટનને લીધે.

न चैवं पठति—એમ એવું પ્રાર્થન પઠતો નથી,—'नमस्तीर्थाय'—તીર્થને નમસ્કાર હો ! એમ એમ નિરાશંસ જ તેનાથી પઠનને લીધે.

(સમાધાન) કહેવામાં આવે છે—આ યત્કિંચિત્ છે (આ વાતમાં કાંઈ માલ નથી), તેના તત્ત્વનું અપરિજ્ઞાન છે માટે. ભાવનમસ્કારનો પણ ઉત્કર્ષ આદિ ભેદ છે જ એ તત્ત્વ છે. અને એમ ભાવનમસ્કારવંતને પણ તથાતથાપ્રકારે ઉત્કર્ષાદિ ભાવ વડે કરીને આનો તત્ સાધનનો (ભાવનમસ્કાર સાધનનો) અયોગ અસિદ્ધ છે,—તેના (ભાવનમસ્કારના) ઉત્કર્ષના સાધ્યપણાએ કરીને તેના સાધનપણાની ઉપપત્તિ છે માટે.

અને આમ એમ પાઠમાં પણ મૃષાવાદ છે ઈત્યાદિ નિરર્થક જ છે,—અસિદ્ધ બાબતમાં તેનું પ્રાર્થનાવચન છે એવા પ્રકારે ન્યાયની ઉપપત્તિ છે માટે, અને તેનો પ્રકર્ષવાન્ એવો વીતરાગ તો એમ પઠતો નથી માટે.[૨૮]

## વિવેચન

"શ્રી ચંદ્રપ્રભ જિન પદ સેવા, હેવાએ જે હળિયાજી;
આતમ અનુભવ ગુણથી મળિયા, તે ભવભયથી ટળિયાજી."—શ્રી દેવચંદ્રજી.

અત્રે કોઈ **શંકા** કરે છે કે—જો એમ ભાવનમસ્કાર છે તો સામાન્યથી એવા પ્રકારે પાઠ યુક્ત નથી; કારણ કે જેને ભાવનમસ્કાર વર્ત્તે છે, તેને ભાવનમસ્કાર ભાવ વડે ભાવ નમસ્કારનું સાધન ઘટતું નથી; અર્થાત્ જો ભાવનમસ્કાર છે, તો પછી તેને સાધવાનું ક્યાં રહ્યું ? વળી એવા પ્રકારે પાઠમાં મૃષાવાદનો દોષ પણ પ્રાપ્ત થાય છે; કારણ કે 'असद् अभिधानं मृषा' અસદ્ અભિધાન તે મૃષા એમ વચન છે; અને અત્રે જો ભાવથી નમસ્કારની સિદ્ધિ છે, તો પછી તે ભાવ માટેનું પ્રાર્થનાવચન અસત્ અભિધાન છે, કારણ કે તે ભાવનમસ્કારનો ભાવ હોવાથી તદ્ભવનનો અયોગ છે, અર્થાત્ આ ભાવનમસ્કાર હો ! એમ અનાગત ઈષ્ટલાભની આશંસારૂપ—પ્રાર્થનારૂપ વચન ઘટતું નથી.

આ શંકાનું **સમાધાન** કરતાં આચાર્યજી વદે છે કે—આ તમારી શંકામાં કાંઈ માલ નથી, કારણ કે તમે અત્ર તત્ત્વ સમજ્યા નથી. અત્રે તત્ત્વ એ છે કે ભાવનમસ્કારનો પણ ઉત્કર્ષ આદિ ભેદ છે જ; 'भावनमस्कारस्यापि उत्कर્ષादिभेदोस्त्येव' ભાવની તરતમતા પ્રમાણે ભાવ-નમસ્કારના પણ જઘન્ય—મધ્યમ—ઉત્કૃષ્ટ આદિ ચઢતા—ઉતરતા પ્રકાર હોય જ છે. એટલે એવા પ્રકારે ભાવનમસ્કારવંતને પણ તથાતથા-પ્રકારે ઉત્તરોત્તર ચઢીયાતી કોટિના ભાવનમસ્કાર વડે તેનો ઉત્કર્ષ આદિ ભાવ હોય છે; એથી કરીને ભાવનમસ્કાર વડે ભાવનમસ્કારનું સાધન ઘટતું નથી એમ નથી, અપિતુ ઘટે જ છે—तदुत्कर्षस्य साध्यत्वेन तत्साधनत्वोपपत्तेः; કારણ કે ઉત્તરોત્તર ભાવના અનુબંધથી ભાવનમસ્કારનો ઉત્કર્ષ—ઉત્તરોત્તર ચઢતી દશા પ્રાપ્ત કરવી એ જ સાધ્ય છે, એટલે તે ભાવશ્રેણીએ ચઢવા માટે તેના સાધનપણે ભાવ-નમસ્કારનું પણ ઘટમાનપણું જરૂર છે જ.

ભાવનમસ્કારનો ઉત્કર્ષ આદિ ભેદ

"કારણ ભાવ પરંપર સેવન, પ્રગટે કારજ ભાવોજી;
કારજ સિદ્ધે કારણતા વ્યય, શુચિ પરિણામિક ભાવોજી....શ્રીચંદ્ર." શ્રી દેવચંદ્રજી

અને આમ ઉપરમાં સ્પષ્ટ કરી દેખાડયું તેમ, એવા પ્રકારે પાઠમાં પણ મૃષાવાદ–અસત્ય ભાષણ છે એ આદિ જે શંકા ઊઠાવી તે વ્યર્થ જ છે, ફોગટ જ છે. કારણ કે જે વસ્તુ હજુ સિદ્ધ નથી થઈ, તે માટેનું સાધનરૂપ આ પ્રાર્થનાવચન છે, એમ ન્યાયની ઉપપત્તિ–ઘટમાનતા છે. પરંતુ તે ભાવનમસ્કારનો પ્રકર્ષ–પરાકાષ્ઠા (છેલ્લી હદ) જેને પ્રાપ્ત છે, એવો જે વીતરાગ છે તે તો તેવા પ્રકારે પાઠ કરતો નથી; કારણ કે તે તો 'नमस्तीर्थाय'—તીર્થને નમસ્કાર હો!–એમ નિરાસંશ જ પાઠ કરે છે.



ચાર પ્રકારની પૂજામાં પ્રતિપત્તિપૂજાનું પરમ પ્રાધાન્ય પ્રદર્શિત કરે છે—

[४]न चान्यस्तत्प्रकर्षवान्, भावपूजायाः प्रधानत्वात्, तस्याश्च प्रतिपत्तिरूपत्वात्। उक्तं चान्यैरपि—"पुष्पामिषस्तोत्रप्रतिपत्तिपूजानां यथोत्तरं प्राधान्यं।" प्रतिपत्तिश्च वीतरागे। पूजार्थं च नम इति। 'पूजा द्रव्यभावसङ्कोचः' इत्युक्तम्।

अतः स्थितमेतदनवद्यं 'नमोऽस्त्वर्हद्भ्यः' इति ॥[२९]

[४]અર્થ:— અને અન્ય તેનો પ્રકર્ષવાન્ નથી,—ભાવપૂજાનું પ્રધાનપણું છે માટે, અને તેનું (ભાવપૂજાનું) પ્રતિપત્તિરૂપપણું છે માટે. અને અન્યોએ પણ કહ્યું છે કે—"પુષ્પ, આમિષ, સ્તોત્ર, પ્રતિપત્તિ પૂજાનું ઉત્તરોત્તર પ્રાધાન્ય (પ્રધાનપણું) છે." અને પ્રતિપત્તિ વીતરાગમાં (હોય છે.) અને પૂજાર્થે નમસ્કાર છે. 'पूजा द्रव्यभावसङ्कोचः' પૂજા તે દ્રવ્ય–ભાવસંકોચ એમ કહ્યું છે.

એથી કરીને આ અનવદ્ય સ્થિત છે કે 'नमोऽस्त्वर्हद्भ्यः' 'નમસ્કાર હો અર્હંતોને!"[૨૯]

## વિવેચન

"તુરિય ભેદ પડિવત્તિ પૂજા, ઉપશમ ખીણ સયોગિ રે;
ચઉહા પૂજા ઉત્તરઝયણે, ભાખી કેવલ ભોગી રે"....શ્રી આનંદઘનજી.

---

पञ्जिका—पुष्पामिषस्तोत्रप्रतिपत्तिपूजानाम् ઈત્યાદિ. તેમાં આમિષ શબ્દથી–(૧) માંસ, (૨) ભોગ્ય વસ્તુ, (૩) રુચિર વર્ણાદિ, (૪) લોભ, (૫) સંચય, (૬) લાભ, (૭) રુચિર રૂપાદિ, (૮) શબ્દ નૃત્યાદિ કામગુણ, (૯) ભોજનાદિ અર્થો યથાસંભવ યોજ્ય છે.

દેશવિરતિમાં ચતુર્વિધા પણ (ચારે પ્રકારની) અને સરાગ સર્વવિરતિમાં સ્તોત્ર–પ્રતિપત્તિ એ બે પૂજા સમુચિત છે. ભલે એમ યથોત્તર (ઉત્તરોત્તર) પૂજાઓનું પ્રાધાન્ય હો, તથાપિ વીતરાગમાં કઈ સંભવે છે? તે માટે કહ્યું—

प्रतिपत्तिश्च वीतरागे—અને પ્રતિપત્તિ (પૂજા) વીતરાગમાં. प्रतिपत्तिः—પ્રતિપત્તિ એટલે અવિકલ આપ્ત ઉપદેશની પાલના, च—સમુચ્ચય અર્થમાં, वीतरागे—વીતરાગમાં, ઉપશાન્તમોહ આદિ પૂજાકારકમાં.

જો ખરેખર એમ પૂજાક્રમ છે અને વીતરાગમાં તેનો સંભવ છે, તોપણ નમસ્કારવિચારમાં તેનો ઉપન્યાસ અયુકત છે તે માટે કહ્યું—पूजार्थं च ઈત્યાદિ. પ્રતિપત્તિ પણ દ્રવ્ય–ભાવસંકોચ જ છે, એમ ભાવ છે.

"પરમ ગુણી સેવન તન્મયતા, નિશ્ચય ધ્યાને ધ્યાવેજી;
શુદ્ધાતમ અનુભવ આસ્વાદી, દેવચંદ્ર પદ પાવેજી."—**શ્રી દેવચંદ્રજી.**

અને તે વીતરાગથી અન્ય તો તેના પ્રકર્ષને પ્રાપ્ત છે નહિં, અર્થાત્ વીતરાગ શિવાયના બીજાને ભાવનમસ્કારની પરાકાષ્ઠા હજુ પ્રાપ્ત નથી, એટલે તેને તેવા પ્રકારે પ્રાર્થના–રૂપ નમસ્કાર કરવામાં અવિરોધ છે. 'भावपूजायाः प्रधानत्वात्, तस्याश्च प्रतिपत्तिरूपत्वात्।' કારણ કે ભાવપૂજાનું જ પ્રધાનપણું છે, અને આ ભાવપૂજાનું

ભાવપૂજાનું પ્રધાનપણું પ્રતિપત્તિરૂપપણું છે માટે. અર્થાત્ ભાવપૂજા છે તે જ પ્રધાન છે અને

અને પ્રતિપત્તિરૂપપણું તે પ્રતિપત્તિરૂપ છે. આ અંગે અન્યોએ પણ કહ્યું છે કે–'પુષ્પ, આમિષ (નૈવેદ્યાદિ), સ્તોત્ર અને પ્રતિપત્તિ પૂજાનું ઉત્તરોત્તર પ્રાધાન્ય (પ્રધાનપણું) છે.' અર્થાત્ પુષ્પપૂજાથી આમિષપૂજા ચઢીયાતી, આમિષ પૂજાથી સ્તોત્રપૂજા ચઢીયાતી અને સ્તોત્રપૂજાથી પ્રતિપત્તિપૂજા ચઢીયાતી છે. આમાં પ્રથમ ત્રણ પ્રકાર દ્રવ્યપૂજાના અંગભૂત છે ને ચોથો પ્રકાર–પ્રતિપત્તિપૂજા ભાવપૂજારૂપ છે.

"દ્રવ્ય સેવ વન્દન નમનાદિક, અર્ચન વળી ગુણગ્રામોજી;
ભાવ અભેદ થવાની ઈહા, પરભાવે નિઃકામોજી....
શ્રી ચંદ્રપ્રભ જિનપદ સેવા, હેવાએ જે હળિયાજી."—**શ્રી દેવચંદ્રજી**

પ્રતિપત્તિ પૂજા એટલે શું? જે જિનસ્વરૂપ છે તેના એક અંશથી માંડીને સર્વ અંશ સુધીના ગ્રહણ–અંગીકરણ વડે નિજસ્વરૂપનું આવિર્ભાવન–પ્રગટપણું તે પ્રતિપત્તિ પૂજા છે. અર્થાત્ સમ્યગ્દર્શન ભાવથી માંડીને કેવલજ્ઞાન ભાવ પર્યંત

**પ્રતિપત્તિ પૂજાનું સ્વરૂપ** ઉત્તરોત્તર વધતી દશાથી શુદ્ધ આત્મભાવનું અંગીકરણ–પ્રગટપણું તે પ્રતિપત્તિપૂજા છે. સમ્યગ્દૃષ્ટિપણું પ્રગટવું તે પ્રભુતાનો અંશ આત્મામાં પ્રગટવા બરાબર હોઈ પ્રતિપત્તિપૂજાના મંગલ પ્રારંભ સમાન છે. તે પછી અનુક્રમે સાચું ભાવશ્રાવકપણું પ્રગટવારૂપ સમ્યગ્દૃષ્ટિ દેશવિરતિપણું, સાચું ભાવસાધુપણું–ખરેખરૂં મુનિપદ પ્રગટવારૂપ સમ્યગ્દૃષ્ટિ સર્વવિરતિપણું, અખંડ શુદ્ધ આત્મોપયોગમાં અપ્રમત્ત જાગ્રતપણારૂપ અપ્રમત્તપણું, અપૂર્વ આત્મસામર્થ્યના સમુલ્લાસરૂપ અપૂર્વકરણપણું, શુદ્ધ આત્મધ્યાનરૂપ શુક્લ ધ્યાનથી શ્રેણીઆરોહણપણું, સર્વ મોહના ઉપશમનરૂપ ઉપશાંતમોહપણું વા ક્ષીણકરણરૂપ ક્ષીણમોહપણું–વીતરાગ યથાખ્યાતચારિત્રપણું, અને છેવટે વીતરાગ સર્વજ્ઞસર્વદર્શિપણું,—આમ ઉત્તરોત્તર આત્માની ગુણદશા વધતાં પૂર્ણતા પર્યંત આત્માની પ્રભુતા પ્રગટતી જવી તે પ્રતિપત્તિ છે. અને જેને એ પૂર્ણ પ્રભુતા પ્રગટી છે એવા પ્રભુના સ્વરૂપધ્યાનાવલંબને આત્મા જેમ જેમ આત્મભાવના અવલંબનવાળી આ ગુણદશાની ઊર્ધ્વમુખી યાત્રામાં આગળ વધતો જાય છે, તેમ તેમ તેની આ પ્રતિપત્તિપૂજાની માત્રા પણ વધતી જાય છે. અને આમ પ્રભુના આલંબને અપવાદથી અને આત્માના આલંબને ઉત્સર્ગથી આત્મા ઉત્તરોત્તર કેવી રીતે ચઢતી દશા પામે છે,

તેની સપ્ત નયમાં પરમ સુંદર હૃદયંગમ ઘટના ભક્તશિરોમણિ મહામુનીશ્વર શ્રીદેવચંદ્રજીએ તેમની લાક્ષણિક શૈલીમાં પ્રદર્શિત કરી છે. જેમકે—

"ભાવ સેવ અપવાદે નૈગમ, પ્રભુ ગુણને સંકલ્પેજી;
સંગ્રહ સત્તા તુલ્યારોપે, ભેદાભેદ વિકલ્પેજી ....શ્રી ચંદ્રપ્રભ૦
વ્યવહારે બહુમાન જ્ઞાન નિજ, ચરણે જિન ગુણ રમણાજી;
પ્રભુ ગુણ આલંબી પરિણામે, ઋજુપદ ધ્યાને સ્મરણાજી....શ્રી ચંદ્રપ્રભ૦
શબ્દે શુક્લ ધ્યાનારોહણ, સમભિરૂઢ ગુણ દશમેજી;
બીએ શુકલ અવિકલ્પ એકત્વે, એવંભૂત તે અમમેજી....શ્રી ચંદ્રપ્રભ૦
ઉત્સર્ગે સમકિત ગુણ પ્રગટ્યો, નૈગમ પ્રભુતા અંશેજી;
સંગ્રહ આતમ સત્તાલંબી, મુનિપદ ભાવ પ્રશંસેજી....શ્રી ચંદ્રપ્રભ૦
ઋજુસૂત્રે જે શ્રેણી પદસ્થે, આતમ શક્તિ પ્રકાશેજી;
યથાખ્યાત પદ શબ્દ સ્વરૂપે, શુદ્ધ ધર્મ ઉલ્લાસેજી....શ્રી ચંદ્રપ્રભ૦
ભાવ સયોગિ અયોગિ શૈલેશે, અંતિમ દુગ નય જાણોજી;
સાધનતાએ નિજ ગુણ વ્યક્તિ, તેહ સેવના વખાણોજી....શ્રી ચંદ્રપ્રભ૦
કારણ ભાવ તેહ અપવાદે, કાર્યરૂપ ઉત્સર્ગેજી;
આત્મભાવ તે ભાવ દ્રવ્યપદ, બાહ્ય પ્રવૃત્તિ નિસર્ગેજી....શ્રી ચંદ્રપ્રભ૦"

**શ્રી દેવચંદ્રજી**

આ ઉક્ત ચાર પ્રકારની પૂજા મધ્યે સમ્યગ્દૃષ્ટિ–દેશવિરતિમાં ચારે પ્રકારની પૂજા સમુચિત છે; સરાગ સર્વવિરતિમાં છેલ્લી બે—સ્તોત્રપૂજા અને પ્રતિપત્તિપૂજા સમુચિત છે; વીતરાગમાં એક પ્રતિપત્તિપૂજા જ સંભવે છે, અર્થાત્ ઉપશાંતમોહ, ક્ષીણમોહ, સયોગી કેવલી એ ત્રણે વીતરાગ ગુણસ્થાનમાં પરિપૂર્ણ અવિકલ આત્મસ્વરૂપના–આત્મભાવના અંગીકરણરૂપ પ્રતિપત્તિપૂજા જ ઘટે છે.

અત્રે કોઈ શંકા કરે કે ભલે એમ પૂજાક્રમ છે અને વીતરાગમાં તેનો સંભવ છે, તોપણ અહીં તો નમસ્કારની વાત પ્રસ્તુત છે, તેમાં તે પૂજાની વાત મૂકવી અસ્થાને છે. તે માટે સમાધાન કહ્યું કે આ નમસ્કાર છે તે પૂજા અર્થે છે, અને 'પૂજા તે દ્રવ્ય–ભાવ સંકોચ' છે એ અગાઉ કહેવામાં આવી ગયું છે. એથી કરીને 'नमोऽस्त्वर्हद्भ्यः'— 'નમસ્કાર હો અર્હંતોને!' એ અનવદ્ય–નિર્દોષ સ્થિત છે.

"એમ પૂજા બહુ ભેદ સુણીને, સુખદાયક શુભ કરણી રે;
ભવિક જીવ કરશે તે લેશે, આનંદઘન પદ ધરણી રે. "સુવિધિ." **શ્રી આનંદઘનજી**



પ્રાકૃતશૈલી અને બહુવચનપ્રયોગનું પ્રયોજન સૂચવે છે—

"इह च प्राकृतशैल्या चतुर्थ्यर्थे षष्ठी। उक्तं च—"बहुवयणेण दुवयणं, छट्ठिविभत्तीए भण्णइ चउत्थी। जह हत्था तह पाया, नमोऽत्थु देवाहिदेवाणं॥"

बहुवचनं तु अद्वैतव्यवच्छेदेनार्हद्बहुत्वख्यापनार्थं, विषयबहुत्वेन नमस्कर्तुः फलातिशयज्ञापनार्थं च, इत्येतच्चरमालापके 'नमो जिणाणं जिअभयाण'मित्यत्र सप्रतिपक्षं भावार्थमधिकृत्य दर्शयिष्यामः ॥ ३०

[५]અર્થ:—અને અહીં પ્રાકૃત શૈલીથી ચતુર્થી અર્થમાં છઠ્ઠી (વિભક્તિ) છે. અને કહ્યું છે કે—"બહુવચન વડે દ્વિવચન, અને છઠ્ઠી વિભક્તિ વડે ચોથી વિભક્તિ કહેવામાં આવે છે; જેમકે-જેવા હાથો તેવા પાદો, નમસ્કાર હો દેવાધિદેવોને!"

બહુવચન તો અદ્વૈતના વ્યવચ્છેદ વડે અર્હદ્બહુત્વના ખ્યાપન અર્થે અને વિષય-બહુત્વવડે નમસ્કારકર્ત્તાને ફલાતિશયના જ્ઞાપનઅર્થે છે,—એમ આ ચરમ (છેલ્લા) આલાપકમાં—'नमो जिणाणं जिअभयाणं' જિનોને જિતભયોને નમસ્કાર હો!'—એમાં સપ્રતિપક્ષ ભાવાર્થને અધિકૃત કરી અમે દર્શાવીશું. ૩૦

## વિવેચન

"જે સિઝઝા સિઝઝંતિ જે, સિઝઝંસંતિ અણંત;
જસુ આલંબન ઠવિય મણુ, સો સેવો અરિહંત."

—શ્રી દેવચંદ્રજી કૃત સ્નાત્રપૂજા.

અહીં જે બહુવચનનો પ્રયોગ કર્યો છે, તે અદ્વૈત મતના વ્યવચ્છેદ અર્થે છે. અહીં અદ્વૈત એટલે આત્માદ્વૈત મત સમજવો. આ આત્માદ્વૈત મતની માન્યતા પ્રમાણે એક જ આત્મા જૂદા જૂદા દેહધારીઓમાં રહ્યો છે,—જેમ ચંદ્ર એક છતાં જૂદા જૂદા જલભાજનમાં તેનું પ્રતિબિંબ પડતાં બહુપ્રકારનો દેખાય છે તેમ. **अद्वैतव्यवच्छेदेन अर्हद्बहुत्वख्यापनार्थं**—આવા એકાત્મવાદી અદ્વૈતમતનું નિરસન કરી અર્હત્નું બહુત્વ—અનેકપણું ખ્યાપન કરવા માટે અત્રે બહુવચન પ્રયોજેલ છે; તેમજ—વિષયના બહુત્વ વડે કરીને નમસ્કાર કરનારને ફલાતિશયની પ્રાપ્તિ હોય છે, તે જ્ઞાપન કરવા માટે પણ તે પ્રયોજેલ છે; **विषयबहुत्वेन नमस्कर्तुः फलातिशयज्ञापनार्थं च.** આ બધું 'नमो जिणाणं'

---

**पञ्जिका—अद्वैतव्यवच्छेदेन**—અદ્વૈતવ્યવચ્છેદ વડે કરીને. **द्वौ प्रकारौ इतं द्वीतं तस्य भावो द्वैतं**—બે પ્રકારને પામેલ તે દ્વીત, તેનો ભાવ તે દ્વૈત, તેના વિપર્યયથી અદ્વૈત, એકપ્રકારપણું. તે કોઈ કહે છે કે—

"एक एव हि भूतात्मा देहे देहे प्रतिष्ठितः।
एकधा बहुधा चापि, दृश्यते जलचन्द्रवत् ॥"

(અર્થાત્) એક જ ભૂતાત્મા દેહ દેહમાં પ્રતિષ્ઠિત છે; તે એક પ્રકારનો છતાં જલમાં ચંદ્રની જેમ બહુ પ્રકારનો દેખાય છે.

જ્ઞાન-શબ્દ આદિ અદ્વૈત બહુત્વમાં પણ આત્માદ્વૈત જ અહીં વ્યવચ્છેદ્ય છે,—અર્હદ્બહુત્વ વડે કરીને તેના જ વ્યવચ્છેદ્યપણાની ઉપપત્તિને લીધે.

**फलातिशयज्ञापनार्थं च**—અને ફલાતિશયના જ્ઞાપન અર્થે. **फलातिशय**—ભાવના ઉત્કર્ષ.

जिअभयाणं'—'જિનોને જિતભયોને નમસ્કાર હો!'—એ છેલ્લા આલાપકમાં ગ્રંથકર્ત્તા મહર્ષિ વિવરી બતાવશે. શેષ સુગમ છે.



હવે આચાર્યજી હરિભદ્રજી અન્ય આચાર્યોનાં અભિપ્રાયે આ સૂત્રની ઇચ્છાયોગમાં ઘટના કરે છે—

[૬]अन्ये त्वाहुः—

'नमोस्त्वर्हद्भ्यः' इत्यनेन प्रार्थनावचसा तत्त्वतो लोकोत्तरयानवतां तत्साधनं प्रथममिच्छायोगमाह, ततः शास्त्रसामर्थ्ययोगभावात्। सामर्थ्ययोग श्चानन्तर्येण महाफलहेतुरिति योगाचार्याः ॥ [૩૧]

[૬]અર્થ:—અન્યો તો કહે છે—

'नमोऽस्त्वर्हद्भ्यः'—'નમસ્કાર હો અર્હંતોને'—એવા આ પ્રાર્થનાવચન વડે તત્ત્વથી લોકોત્તર યાનવન્તોનો (લોકોત્તર માર્ગે ગમન કરનારાનો તત્સાધનરૂપ પ્રથમ ઇચ્છાયોગ કહ્યો છે,—તેના થકી શાસ્ત્રયોગ—સામર્થ્યયોગનો ભાવ છે માટે. અને સામર્થ્યયોગ આનન્તર્યથી (અનન્તરપણે-તરતજ) મહાફલહેતુ છે એમ યોગાચાર્યો કહે છે.[૩૧]

## વિવેચન

"પ્રણમો શ્રી અરનાથ, શિવપુર સાથ ખરેરી;
ત્રિભુવન જન આધાર, ભવનિસ્તાર કરેરી."—શ્રી દેવચંદ્રજી

આમ 'नमोऽस्त्वर्हद्भ्यः' એમાં 'नमोऽस्तु'—નમસ્કાર હો એ પરથી સામાન્યથી ભાવનમસ્કાર કહ્યો છે, એમ પોતાનો સ્વતન્ત્ર અભિપ્રાય પ્રતિપાદન કરી, હવે **આચાર્ય શ્રી હરિભદ્રજી** અન્યો તો કહે છે 'अन्ये त्वाहुः' એમ કહી વિવક્ષા વશે 'બીજાઓનો' અભિપ્રાય પણ નોંધે છે; અર્થાત્ એ એકાંતે એમ જ છે એમ નહિં, પણ આ પ્રકારે જેમ બીજાઓ કહે છે તેમ **વિવક્ષા વશે** (ઇચ્છાયોગ આદિમાં) પણ તે ભાવનમસ્કારની ઘટના કરી શકાય છે એમ આશય છે. બીજાઓના અભિપ્રાય પમાણે—

**વિવક્ષાવશે આ ભાવ નમસ્કારની ઇચ્છાયોગમાં ઘટના**

'નમસ્કાર હો અર્હંતોને' એવા આ પ્રાર્થનાવચન વડે तत्त्वतः लोकोत्तरयानवतां **તત્ત્વથી લોકોત્તર યાનવન્તોનો**—પરમાર્થથી લોકોત્તર માર્ગે ગમન કરનારાઓનો તે લોકોત્તર માર્ગના સાધનરૂપ પ્રથમ એવો **ઇચ્છાયોગ** કહ્યો છે; કારણ કે તે ઇચ્છાયોગ થકી જ **શાસ્ત્રયોગ—સામર્થ્યયોગનો** ભાવ હોય છે, અર્થાત્ સૌથી પ્રથમ ઇચ્છાયોગ પ્રાપ્ત હોય તો જ પછી અનુક્રમે શાસ્ત્રયોગ-સામર્થ્યયોગની પ્રાપ્તિ હોય છે. અને આ જે **સામર્થ્યયોગ** છે, તે આનન્તર્યથી—અનન્તરપણે તરતમાં જ મહાફલહેતુ—મોક્ષરૂપ મહાફલનો હેતુ છે, એમ યોગાચાર્યો વદે છે.— सामर्थ्ययोगश्चानन्तर्येण महाफलहेतुरिति योगाचार्याः.



## ઇચ્છાયોગ-શાસ્ત્રયોગ-સામર્થ્યયોગનું સ્વરૂપ

ઇચ્છાયોગ-શાસ્ત્રયોગ-સામર્થ્યયોગ શું છે તેનું સામાન્ય સૂચન કરે છે.

[૭]अथ क एते इच्छायोगादय :?

उच्यते—अमी खलु न्यायतन्त्रसिद्धा इच्छादिप्रधानाः क्रियया विकलाविकलाधिकास्तत्त्वधर्म्मव्यापाराः । ३२

[૭]અર્થ:—હવે આ ઇચ્છાયોગાદિ કયા છે?

કહેવામાં આવે છે—આ નિશ્ચયથી ન્યાયતંત્રસિદ્ધ એવા ઇચ્છાદિપ્રધાન, (અને) ક્રિયાથી વિકલ-અવિકલ-અધિક એવા તત્ત્વધર્મવ્યાપારો છે.૩૨

### વિવેચન

ઇચ્છારંગી શ્રુતાસંગી, સામર્થ્ય યોગ શૃંગને;
પામી શ્રીમદ્ હરિભદ્ર, પામે મોક્ષ અસંગને.—શ્રીયોગદૃષ્ટિ કલશ

(ડૉ. ભગવાનદાસ કૃત)

ત્યારે જિજ્ઞાસુને જિજ્ઞાસા ઉપજે છે કે—અહો આચાર્યજી ! આ ઈચ્છાયોગાદિ તે વળી કયા ? તે કૃપા કરીને કહો. એટલે આચાર્યજી કહે છે—અહો જિજ્ઞાસુ ! ધીરજ ધરીને સાંભળો, કહીએ છીએ—

આ ઈચ્છાયોગાદિ 'ન્યાયતન્ત્રસિદ્ધ' છે; સૂત્રથી આગમમાં ક્યાંય પણ શ્રવણ થતા નથી, તથાપિ તે ન્યાય તંત્રથી—યુક્તિઆગમથી સિદ્ધ—પ્રતિષ્ઠિત છે. આ ઈચ્છાયોગાદિ છે તે ઇચ્છાદિપ્રધાન છે, इच्छादिप्रधाना:', અર્થાત્ ઈચ્છા જેમાં પ્રધાન છે તે ઈચ્છાયોગ, શાસ્ત્ર જેમાં પ્રધાન છે તે શાસ્ત્રયોગ, અને સામર્થ્ય જેમાં પ્રધાન છે તે સામર્થ્યયોગ.

આ ઈચ્છાયોગાદિ 'ક્રિયાથી વિકલ-અવિકલ-અધિક એવા **તત્ત્વધર્મ વ્યાપારો** છે.' 'क्रियया विकलाविकलाधिकास्तत्त्वधर्मव्यापारा:', અર્થાત્ યથાસૂત્ર અધ્યાત્મક્રિયાની અપેક્ષાએ ઈચ્છાયોગ છે તે વિકલ-ખોડખાંપણવાળો-અસંપૂર્ણ છે, શાસ્ત્રયોગ છે તે અવિકલ-ખોડખાંપણ વિનાનો-સંપૂર્ણ છે, અને સામર્થ્યયોગ છે તે યથાસૂત્ર ક્રિયાથી પણ આગળ વધી જતો એવો અધિક છે. આમ આત્મપરિણતિરૂપ અધ્યાત્મક્રિયાથી અનુક્રમે વિકલ-અવિકલ અને અધિક એવા આ ઈચ્છાયોગ શાસ્ત્રયોગ અને સામર્થ્યયોગ ઉત્તરોત્તર ચઢતી આત્મદશાવાળા **તત્ત્વધર્મવ્યાપારો** तत्त्वधर्मव्यापारा: છે; સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્રરૂપ જે તત્ત્વધર્મ-પરમાર્થધર્મ-ભાવધર્મ છે તેના પ્રવૃત્તિરૂપ વ્યાપારો છે.

ઈચ્છાયોગાદિનું સામાન્ય સ્વરૂપ

---

पञ्जिका—न्यायतन्त्रसिद्धा :—ન્યાયતન્ત્રસિદ્ધ. न्याय :—ન્યાય, યુક્તિ, स एव तन्त्रम्—તે જ તંત્ર, આગમ, तेन सिद्धा:—તે વડે સિદ્ધ, પ્રતિષ્ઠિત છે,—સૂત્રથી સમયમાં ક્વચિત્ પણ તેના અશ્રવણને લીધે. અને કહેશે 'आगमश्चोपपत्तिश्च' ઈત્યાદિ.

ઈચ્છાયોગનું સ્વરૂપ—

उक्तं च*

"कर्तुमिच्छोः श्रुतार्थस्य, ज्ञानिनोऽपि प्रमादतः।
विकलो धर्म्मयोगो यः, स इच्छायोग उच्यते ॥ १ ॥

કાવ્યાનુવાદ (દોહરા)—ઇચ્છક શ્રુતજ્ઞ જ્ઞાનિનો, પણ પ્રમાદ પસાય;
વિકલ જે ધર્મયોગ તે, ઇચ્છાયોગ કથાય. ૧.

'અર્થ:—ધર્મ કરવાને ઇચ્છતા અને આગમ—અર્થ જેણે શ્રવણ કર્યો છે એવા શ્રુતાર્થ જ્ઞાનિનો પણ, પ્રમાદને લીધે જે વિકલ (અસંપૂર્ણ) ધર્મયોગ, તે ઇચ્છાયોગ કહેવાય છે.

## વિવેચન

"ઈચ્છે છે જે જોગીજન, અનંત સુખ સ્વરૂપ;
મૂળ શુદ્ધ તે આત્મપદ, સયોગી જિન સ્વરૂપ."—**શ્રીમદ્ રાજચંદ્રજી.**

અહીં ઈચ્છાયોગનું સ્વરૂપ સ્પષ્ટપણે કહ્યું છે. જ્યાં ધર્મ કર્ત્તવ્ય કરવાની સાચી નિર્દંભ અંતરંગ ઈચ્છાનું પ્રધાનપણું—મુખ્યપણું છે તેનું નામ 'ઈચ્છાયોગ' છે. તેવા ઇચ્છાયોગવાળો પુરુષ શાસ્ત્રવેત્તા અને સમ્યગ્જ્ઞાની હોય છે, પણ તેમ હોવા છતાં હજુ

---

पञ्जिका—'कर्तुमित्यादि श्लोकनवकं :' હવે આની વ્યાખ્યા—

**कर्तुमिच्छोः**—કરવાના ઇચ્છુ—ઇચ્છક, તથાપ્રકારના કર્મક્ષયોપશમ ભાવથી નિર્વ્યાજપણે જ (નિર્દંભપણે જ) કરવાને ઇચ્છતા એવા કોઈનો. આને જ વિશેષણ આપે છે—

"**श्रुतार्थस्य**"—શ્રુતાર્થ, એટલે જેણે આગમ શ્રુત કર્યું છે એવો. અર્થશબ્દ આગમવચન છે. 'अर्थ्यते अनेन तत्त्वं'—આના વડે કરીને તત્ત્વ અર્થાય છે, શોધાય છે એટલા માટે. આ (શ્રુતાર્થ—શ્રુતજ્ઞાની) પણ કદાચિત્ અજ્ઞાની જ હોય—ક્ષયોપશમના વૈચિત્ર્યને લીધે. એટલા માટે કહ્યું—

"**ज्ञानिनोऽपि**"—જ્ઞાનીનો પણ. અનુષ્ઠાન કરવા યોગ્ય (આચરવા યોગ્ય) તત્ત્વ જેણે જાણેલ છે એવા જ્ઞાનીનો પણ. એવંભૂત (એવા પ્રકારની દશાવાળો) હોવા છતાં પણ શું? તો કે—

"**प्रमादतः**"—પ્રમાદને લીધે, વિકથા આદિ પ્રમાદે કરીને, "**विकल**"—વિકલ, કાલ આદિ વિકલતાને આશ્રીને વિકલ—અસંપૂર્ણ, "**धर्म्मयोगः**"—ધર્મયોગ, ધર્મવ્યાપાર, યઃ—જે, વન્દનાદિ વિષયી,

**स इच्छायोग उच्यते**—તે 'ઇચ્છાયોગ' કહેવાય છે. અને આનું ઇચ્છાપ્રધાનપણું તથાપ્રકારે અકાલઆદિમાં પણ કરવા થકી છે.

* આ ઇચ્છાયોગ—શાસ્ત્રયોગ—સામર્થ્યયોગનો વિષય આચાર્યવર્ય હરિભદ્રજીને અત્યંત પ્રિય હોય એમ જણાય છે. કારણ કે તેઓશ્રીએ 'उक्तं च' એમ કહીને આ ૯ શ્લોક સ્વરચિત **યોગદૃષ્ટિસમુચ્ચયમાંથી** અત્ર અવતાર્યા છે; પંજિકાકારે પણ એ શ્લોક પર **શ્રીહરિભદ્રસૂરિની** સ્વોપજ્ઞ વૃત્તિની જ અત્ર અવતારણા કરી છે (ક્વચિત્ કિંચિત્ શબ્દાંતર જણાય છે); અને અતએવ આ વિવેચકે પણ તે ગ્રંથ પરના પોતાના સ્વરચિત વિવેચનમાંથી કિંચિત્ પ્રાસંગિક ભાગ અત્ર યથાસંભવ અવતાર્યો છે.

—ભગવાનદાસ

વિકથા વગેરે પ્રમાદને લીધે, તેનો તે ધર્મવ્યાપાર વિકલ એટલે કે ખોડખાંપણવાળો–અસંપૂર્ણ છે. આમ ઈચ્છાયોગી પુરુષના મુખ્ય લક્ષણ આ છેઃ (૧) ધર્મ કરવાની ઈચ્છા, (૨) શ્રુતાર્થ–શ્રુતજ્ઞાનીપણું; (૩) સમ્યગ્જ્ઞાનીપણું–સમ્યગ્દૃષ્ટિપણું (૪) છતાં પ્રમાદજન્ય વિકલપણું.

**ધર્મ કરવાની ઇચ્છા**—પ્રથમ તો તે પુરુષ ધર્મકાર્ય કરવાની સાચેસાચી ખરેખરી નિર્દંભ નિષ્કપટ અંતરંગ ઈચ્છાવાળો હોવો જોઈએ. એટલે 'મૂળ શુદ્ધ તે આત્મપદ' રૂપ શુદ્ધ ધર્મની—મોક્ષની પ્રાપ્તિ શિવાય બીજી ઈચ્છા જ્યાં મુમુક્ષુ આત્માર્થી જોગીજનને હોતી જ નથી, એવો ઈચ્છાયોગ એ જ યોગનું મંગલાચરણ છે, યોગનું પ્રથમ પગથિયું છે, યોગનું પ્રવેશદ્વાર છે.

**શ્રુતજ્ઞાન**—બીજું, તેનામાં શ્રુતજ્ઞાન હોવું જોઈએ. સદ્ગુરુમુખે કે સત્શાસ્ત્રમુખે તેણે શ્રુતનું–અર્થનું શ્રવણ કરેલું હોવું જોઈએ, તેને આગમનું જાણપણું હોવું જોઈએ.

**સમ્યગ્દૃષ્ટિ–જ્ઞાનીપણું**—શાસ્ત્રજ્ઞાન હોય, સર્વ આગમ જાણતો હોય, છતાં કદાચને અજ્ઞાની પણ હોય; એટલા માટે ઈચ્છાયોગી 'જ્ઞાની' હોવો જોઈએ એવું ખાસ વિશેષણ મૂક્યું. ઇચ્છાયોગી સમ્યગ્દૃષ્ટિ પુરૂષ હોય, સમ્યગ્દર્શનને પ્રાપ્ત થએલ આત્મજ્ઞાની હોય, સમ્યગ્દર્શન વિનાનું બધુંય જ્ઞાન અજ્ઞાનરૂપ જ છે, કારણકે શાસ્ત્રસમુદ્રનો પાર પામીને વિદ્વાન્–વિબુધ થયો હોય, પણ અનુષ્ઠાન કરવા યોગ્ય એવું આરાધ્ય ઈષ્ટ તત્ત્વ ન જાણ્યું હોય, તો તે અજ્ઞાની જ કહેવાય.

"જો હોય પૂર્વ ભણેલ નવ પણ, જીવને જાણ્યો નહિ,
તો સર્વ તે અજ્ઞાન ભાખ્યું, સાક્ષી છે આગમ અહીં;
એ પૂર્વ સર્વ કહ્યા વિશેષે, જીવ કરવા નિર્મળો,
જિનવર કહે છે જ્ઞાન તેને, સર્વ ભવ્યો સાંભળો."—**શ્રીમદ્ રાજચંદ્રજી.**

**પ્રમાદજન્ય વિકલતા**—આમ આ ઈચ્છાયોગી સમ્યગ્દૃષ્ટિ આત્મજ્ઞને દર્શનમોહ તો દૂર થયો છે, પણ ચારિત્રમોહની હજુ સંભાવના છે, એટલે હજુ તેને તેવી સંપૂર્ણ અવિકલ આત્મસ્થિતિ હોતી નથી, અખંડ આત્માનુચરણરૂપ ચારિત્ર હોતું નથી. કારણકે પ્રમાદનો સદ્ભાવ હોવાથી આત્મસ્વરૂપથી પ્રમત્ત–ચ્યુત થઈ જવાય છે, વિકથા વગેરે પ્રમાદના પ્રસંગથી તેના ચારિત્રભાવમાં વિકલપણું–ખામી આવી જાય છે, અને તેથી જ તેનો યોગ–ધર્મવ્યાપાર વિકલ–ખામીવાળો હોઈ, જ્ઞાનાચાર વગેરેના કાળ–વિનય વગેરે પ્રકારોમાં અતિચાર–દોષથી તેની સ્ખલના થાય છે. આ પ્રમાદની ઉત્તરોત્તર ન્યૂનતા (ઓછાશ) પ્રમાણે આ ઈચ્છાયોગી સમ્યગ્દૃષ્ટિ આત્મજ્ઞના ત્રણ વિભાગ પડે છેઃ (૧) અવિરતિ સમ્યગ્દૃષ્ટિ, (૨) દેશવિરતિ સમ્યગ્દૃષ્ટિ (ભાવશ્રાવક), સર્વવિરતિ સમ્યગ્દૃષ્ટિ (ભાવસાધુ.)

આમ સંક્ષેપે આ ઈચ્છાયોગનું લક્ષણ છે. આ પરમ રસપ્રદ બોધપ્રદ ઇચ્છાયોગ–શાસ્ત્રયોગ–સામર્થ્યયોગનું સવિસ્તર સ્વરૂપ આ વિવેચકે રચેલી તે **યોગદૃષ્ટિસમુચ્ચય**

ગ્રંથની '**સુમનોનંદની બૃહત્ ટીકા**'માં વિવેચિત કર્યું છે. વિશેષ જિજ્ઞાસુએ તે **સવિવેચન** ગ્રંથના ભૂમિકા પ્રકરણનું (પૃ. ૧૨-૫૩) અવલોકન કરવું. અત્રે તો તેનો અંશમાત્ર સાર ભાગ સમુદ્ધૃત કર્યો છે.

---

શાસ્ત્રયોગનું સ્વરૂપ—

शास्त्रयोगस्त्विह ज्ञेयो, यथाशक्त्यप्रमादिनः ।
श्राद्धस्य तीव्रबोधेन, वचसाऽविकलस्तथा ॥ २ ॥

બીજો શ્રાદ્ધ અપ્રમાદીને, શક્તિતણે અનુસાર;
તીવ્રબોધયુત શ્રુતથકી, વળી તે અવિકલ ધાર.

**અર્થ**:—અને શાસ્ત્રયોગ તો અહીં યથાશક્તિ અપ્રમાદી એવા શ્રાદ્ધને—શ્રદ્ધાવંતને જાણવો; અને તે તીવ્રબોધવાળા આગમ—વચન વડે કરીને તથા (કાલ આદિની અવિકલતા વડે કરીને) અવિકલ-અખંડ એવો હોય છે.

## વિવેચન

"જિનવર વચન અમૃત અનુસરિયે, તત્ત્વરમણ આદરિયે રે;
દ્રવ્યભાવ આશ્રવ પરહરિયે, દેવચંદ્ર પદ વરિયે રે. શ્રી સુબાહુજિન."—**શ્રી દેવચંદ્રજી.**

અહીં શાસ્ત્રયોગનું સ્વરૂપલક્ષણ સ્પષ્ટપણે કહ્યું છે. શાસ્ત્રપ્રધાન યોગ તે શાસ્ત્રયોગ. આ શાસ્ત્રયોગમાં આગમજ્ઞાનનું-શ્રુતબોધનું એટલું બધું તીવ્રપણું-તીક્ષ્ણપણું હોય છે, કે તે વડે કરીને એ અવિકલ-અખંડ હોય છે. અને તેવા શાસ્ત્રપટુપણાને લીધે સૂક્ષ્મમાં સૂક્ષ્મ અતિચાર દોષનું પણ અહીં જાણપણું હોય છે, તથા સૂક્ષ્મ ઉપયોગપૂર્વક-આત્મજાગૃતિપૂર્વક તે તે દોષ દૂર કરવામાં આવે છે. એટલે જ્ઞાનાચાર, દર્શનાચાર, ચારિત્રાચાર, તપાચાર ને વીર્યાચાર એ પંચ આચારના કાલ, વિનય વગેરે સૂક્ષ્મ પ્રકારોનું પણ યથાવત્ બરાબર પાલન કરવામાં આવે છે. એથી કરીને પણ આ શાસ્ત્રયોગ અવિકલ-અખંડ હોય છે, ખોડખાંપણ વિનાનો નિરતિચાર હોય છે.

---

पञ्जिका—શાસ્ત્રયોગનું સ્વરૂપ કથવાની ઈચ્છાથી કહ્યું—"शास्त्रयोगस्त्विति" શાસ્ત્રપ્રધાન યોગ તે શાસ્ત્રયોગ, એટલે પ્રક્રમથી (ચાલુ વિષયમાં) ધર્મવ્યાપાર જ તે પુનઃ, इह—અહીં, યોગતંત્રમાં, ज्ञेयः—જાણવો. કોનો ? કેવો ? તે માટે કહ્યું—

यथाशक्ति—યથાશક્તિ, શક્તિને અનુરૂપ, શક્તિ પ્રમાણે, अप्रमादिनः—અપ્રમાદીનો, વિકથાદિ પ્રમાદ રહિતનો. આનું જ વિશેષણ આપે છે—

श्राद्धस्य—શ્રાદ્ધનો—શ્રદ્ધાળુનો, તેવા પ્રકારનો મોહ દૂર થવાથી સંપ્રત્યયાત્મિક (સમ્યક્ પ્રતીતિવાળી) આદિ શ્રદ્ધા ધરાવનારનો—શ્રદ્ધાવંતનો.

तीव्रबोधेन—હેતુભૂત એવા તીવ્રબોધવાળા, वचसा—વચનથી, આગમથી, अविकलः—અવિકલ, અખંડ, तथा—તેમજ કાલાદિ વિકલતાની અબાધાએ કરીને પણ (અવિકલ-અખંડ), કારણ કે અપટુ (અકુશળ) હોય તે અતિચાર દોષના જ્ઞાતા-જાણનાર હોય નહિં, એટલા માટે કાલાદિ વૈકલ્યથી અબાધામાં તીવ્રબોધ હેતુપણે ઉપન્યસ્ત કર્યો.

આવો આ શાસ્ત્રયોગ જેને હોય છે એવો શાસ્ત્રયોગી પુરુષ (૧) તીવ્રશાસ્ત્ર-બોધવાળો, (૨) શ્રાદ્ધ–શ્રદ્ધાળુ, (૩) યથાશક્તિ અપ્રમાદી હોય. આ શાસ્ત્રયોગીને સિદ્ધાંતનો **તીવ્રબોધ**–તીક્ષ્ણ બોધ હોય છે; શાસ્ત્રનું સૂક્ષ્મમાં સૂક્ષ્મ રહસ્યભૂત ગૂઢ જ્ઞાન હોય છે; ભાવશ્રુતજ્ઞાન–શુદ્ધ આત્મજ્ઞાન આ શાસ્ત્રયોગીના હૃદયમાં નિરંતર રમી રહ્યું હોય છે, અત્યંત પરિણમી ગયું હોય છે.

આ શાસ્ત્રયોગી પુરુષ **શ્રાદ્ધ** એટલે શ્રદ્ધાવંત હોય છે. આમ તે સમ્યગ્દર્શની પુરુષ હોય છે એમ સ્પષ્ટ કર્યું છે. શાસ્ત્રયોગીની તે શ્રદ્ધા સંપ્રત્યયાત્મક કષ–છેદ–તાપ પરીક્ષાથી સમ્યક્ તત્ત્વપ્રતીતિરૂપ અથવા અન્ય પ્રકારની–આજ્ઞાપ્રધાન હોય છે.

અને એવો શ્રદ્ધાળુ હોવાથી જ આ શાસ્ત્રયોગી **અપ્રમાદી** હોય છે; અર્થાત્ જેના વડે કરીને આત્મા સ્વરૂપસ્થિતિથી ભ્રષ્ટ–પ્રમત્ત થાય તેનું નામ 'પ્રમાદ' છે, તે પ્રમાદ જેને નથી, જે આત્મસ્વરૂપમાં સ્થિતિ કરે છે, એવો અપ્રમત્ત અથવા અપ્રમાદી છે. આવો અપ્રમત્ત પુરુષ મદ, વિષય, કષાય, વિકથા, રાગ–દ્વેષ વગેરે પ્રમાદપ્રકારોથી પર હોય છે. એટલે જ આવો આત્મારામી પુરુષ અત્યંત આત્મોપયોગવંત હોઈ, સતત આત્મજાગૃતિમય હોઈ, પંચ મહાવ્રતના શુદ્ધ દ્રવ્ય–ભાવ પાલનમાં કંઈ પણ સ્ખલના આવવા દેતો નથી, પંચ આચારમાં લેશ પણ અતિચાર લાગવા દેતો નથી, પંચવિષયમાં રાગ–દ્વેષ રહિત વર્ત્તે છે, પંચસમિતિ–ત્રિગુપ્તિ આદિ બરાબર સાચવે છે, ક્રોધાદિ ચાર કષાયનો પરાજય કરે છે, સર્વ પ્રમાદ આચરણ દૂરથી વર્જે છે, અને સર્વત્ર સમભાવ ભાવતો રહી યથાસૂત્ર સર્વ આચરણ કરે છે. અને આવો આદર્શ દ્રવ્ય–ભાવ નિર્ગ્રંથ અપ્રમત્ત યોગી ચારિત્રમોહનો પરાજય કરવાને માટે અપૂર્વ શૂરવીરપણે યથાશક્તિ–પોતાની સમસ્ત શક્તિ પ્રમાણે પ્રવૃત્ત થાય છે, પરમ આત્મપુરુષાર્થપૂર્વક પ્રમાદશત્રુનો સંહાર કરવાને કટિબદ્ધ થાય છે, 'ભેઠ બાંધીને' 'રઢ લગાડીને' મંડી પડે છે. જેમકે—

"આત્મસ્થિરતા ત્રણ સંક્ષિપ્ત યોગની મુખ્યપણે તો વર્તે દેહ પર્યંત જો;
ઘોર પરીષહ કે ઉપસર્ગ ભયે કરી, આવી શકે નહીં તે સ્થિરતાનો અંત જો.
અપૂર્વ અવસર એવો ક્યારે આવશે ?
સંયમના હેતુથી યોગ પ્રવર્ત્તના, સ્વરૂપલક્ષે જિન આજ્ઞા આધીન જો;
તે પણ ક્ષણ ક્ષણ ઘટતી જાતી સ્થિતિમાં, અંતે થાયે નિજ સ્વરૂપમાં લીન જો....અપૂર્વ૦

—શ્રીમદ્ રાજચંદ્રજી

---

હવે સામર્થ્યયોગનું લક્ષણ કહે છે—

शास्त्रसंदर्शितोपायस्तदतिक्रान्तगोचरः ।
शक्त्युद्रेकाद्विशेषेण, सामर्थ्याख्योऽयमुत्तमः ॥३॥

શાસ્ત્રમાંહિ દર્શાવિયો, જે યોગનો ઉપાય;
ને તેથી પણ પર વળી, વિષય જેહનો જાય;
પ્રબળપણાથી શક્તિના, વિશેષે કરી આમ;
તે આ ઉત્તમ યોગ છે, સામર્થ્ય જેનું નામ.

અર્થ:—શાસ્ત્રમાં જેનો ઉપાય દર્શાવેલો છે અને તે શાસ્ત્ર કરતાં પણ જેનો વિષય,—શક્તિના ઉદ્રેકને લીધે (પ્રબલપણાને લીધે) પર છે,—તે આ 'સામર્થ્ય' નામનો ઉત્તમ યોગ છે.

## વિવેચન

"અલખ અગોચર અનુપમ અર્થનો, કોણ કહી જાણે રે ભેદ ?
સહજ વિશુદ્ધ રે અનુભવ વયણ જે, શાસ્ત્ર તે સઘળો રે ખેદ....વીર."
શ્રી આનંદઘનજી

અહીં સામર્થ્યયોગનું સ્વરૂપ કહ્યું છે. સામર્થ્યયોગ એટલે સામર્થ્યપ્રધાન યોગ. આત્મસામર્થ્યનું–આત્માના સમર્થપણાનું જેમાં પ્રધાનપણું છે તે સામર્થ્ય યોગ. આ યોગ સર્વ યોગમાં ઉત્તમ યોગ છે. આના બે લક્ષણ કહ્યા—(૧) શાસ્ત્રમાં આનો ઉપાય સામાન્યપણે દર્શાવ્યો છે, (૨) વિશેષપણે તો શાસ્ત્ર કરતાં પણ આ યોગનો વિષય પર છે,—શક્તિના પ્રબલપણાને લીધે. શાસ્ત્રમાં આ સામર્થ્યયોગનો ઉપાય બતાવ્યો તો છે, પણ તે માત્ર સામાન્યપણે બતાવ્યો છે,—વિશેષપણે નહિં. આમાં શાસ્ત્રનું પ્રયોજન તો માર્ગદર્શન—દિશાદર્શન પૂરતું છે, કે જુઓ! આ આ ઉપાય કરશો તો આગળનો માર્ગ પામશો. પછી વિશેષપણે તો સામર્થ્યયોગીએ પોતાના આત્મસામર્થ્યથી જ માર્ગનું સ્વરૂપ જાણી આગળ વધવાનું રહે છે. અને આ સામર્થ્યયોગીમાં આમ આત્મબલથી જ આગળ વધવાનું સામર્થ્ય હોય છે, તેનું કારણ આત્મશક્તિનો ઉદ્રેક—પ્રબલપણું છે. આ ઉભરાઈ જતી શક્તિનું મૂલ કારણ પણ તેની અત્યારસુધીની આદર્શ શાસ્ત્રોક્ત રીતિ પ્રમાણેની યોગસાધના છે, આત્મસંયમના યોગે અત્યંત શક્તિસંચય કર્યો છે—શક્તિ જમા કરી છે તે છે. અંગમાં નહિં સમાતી તે ઉદ્રેકવંતી શક્તિ જ તેને આગળ વધવાને પ્રેરે છે.

અને આવા આ સમર્થ યોગીનો આ સામર્થ્યયોગ સર્વ યોગોમાં ઉત્તમ છે, શ્રેષ્ઠ છે. કારણ કે 'મોક્ષની સાથે યોજે—જોડે તે યોગ' એમ યોગ શબ્દની વ્યાખ્યા છે; એ પ્રમાણે આ સામર્થ્યયોગ વગર વિલંબે, કાળક્ષેપ વિના, મોક્ષરૂપ પ્રધાન ફલ સાથે યોજે છે, શીઘ્રપણે મુક્તિનું કારણ થાય છે. એટલા માટે આ સામર્થ્યયોગ પરમ યોગ છે, યોગશિરોમણિ છે, યોગ પર્વતનું શિખર છે.

---

पञ्जिका—शास्त्रसंदर्शितोपायः—સામાન્યથી શાસ્ત્રમાં જેનો ઉપાય દર્શાવેલ છે, કહ્યો છે; કારણ કે શાસ્ત્રમાં સામાન્યથી તેનું અભિધાન છે માટે. तदतिक्रान्तगोचरः—તે શાસ્ત્રથી જેનો વિષય અતિક્રાન્ત છે—પર છે (શાસ્ત્ર કરતાં પણ જેનો વિષય આગળ વધી જાય છે). કયા કારણથી ? તે માટે કહ્યું—

शक्त्युद्रेकात्—શક્તિના ઉદ્રેકથી, શક્તિના પ્રાબલ્યથી–પ્રબલપણાથી, विशेषेण—વિશેષથી,—નહિં કે સામાન્યથી તેનો વિષય શાસ્ત્રથી અતિક્રાન્ત–પર છે, કારણ કે શાસ્ત્રનું સામાન્યથી ફલપર્યવસાનપણું છે. सामर्थ्याख्योऽयं—'સામર્થ્યયોગ' નામનો આ યોગ, उत्तमः—ઉત્તમ, સર્વપ્રધાન છે.—અક્ષેપે કરીને (અવિલંબે જ– શીઘ્રપણે) પ્રધાન ફલના કારણપણાને લીધે.

આના સમર્થન અર્થે જ કહે છે—

सिद्ध्याख्यपदसंप्राप्तिहेतुभेदा न तत्त्वतः ।
शास्त्रादेवावगम्यन्ते, सर्वथैवेह योगिभिः ॥ ४ ॥

સિદ્ધિપદ પ્રાપ્તિ હેતુના, ભેદ તત્ત્વથી આંહિ;
માત્ર શાસ્ત્રથી જ સર્વથા, ગમ્ય યોગિને નાંહિ.

અર્થઃ—'સિદ્ધિ' નામના પદની સંપ્રાપ્તિના હેતુભેદો અહીં તત્ત્વથી, યોગીઓને શાસ્ત્ર દ્વારા જ, સર્વથા જ જાણવામાં આવતા નથી.

## વિવેચન

"દિશિ દેખાડી રે શાસ્ત્ર સવિ રહે, ન લહે અગોચર વાત;
કારજ સાધક બાધક રહિત જે, અનુભવ મિત્ત વિખ્યાત....વીર."

શ્રી આનંદઘનજી

ઉપર જે કહ્યું તેના સમર્થન માટે—પુષ્ટિ માટે અત્રે કહે છે કે—મોક્ષપદની પ્રાપ્તિના જે સમ્યગ્દર્શન–જ્ઞાન–ચારિત્ર વ ગેરે હેતુઓ છે, કારણવિશેષો છે, તેનું જ્ઞાન યોગીઓને—સાચા સંત સાધુપુરુષોને માત્ર શાસ્ત્ર દ્વારા જ સર્વ પ્રકારે થઈ શકે નહિં. હા, કેટલાક પ્રકારો શાસ્ત્રથી અવશ્ય જાણી શકાય, પણ બધાય નહિં. કારણ કે તે સમ્યગ્દર્શનાદિ હેતુભેદોના ભેદ અનંત છે, કે જે વાણીને અગોચર છે, 'यतो वाचो निवर्तंते' જ્યાંથી વાણી પાછી વળે છે. માટે મુક્તિ પ્રાપ્તિ સંબંધમાં શાસ્ત્ર સર્વથા સમર્થ નથી, તેમ જ વ્યર્થ પણ નથી. અમુક મર્યાદા સુધી તેનું દિગ્દર્શન છે. શાસ્ત્રમર્યાદા જ્યાં પૂરી થાય છે, ત્યાં સામર્થ્યયોગ શરૂ થાય છે. એટલે પછી તો આ સમર્થ યોગીને સામર્થ્ય યોગનું—આત્માનુભવરૂપ જ્ઞાનયોગનું જ અવલંબન રહે છે, અને તે યોગ જ તેને ઠેઠ કૈવલ્ય પદ સુધી પહોંચાડે છે, તે અનુભવ મિત્ર જ તેને સહજ આત્મસ્વરૂપ શુદ્ધ ચૈતન્ય સ્વામી બનાવે છે.

---

સર્વથા તેનો પરિચ્છેદ (પરિજ્ઞાન) શાસ્ત્ર થકી જ માનવામાં આવતાં, દોષ કહે છે—

सर्वथा तत्परिच्छेदात्साक्षात्कारित्वयोगतः ।
तत्सर्वज्ञत्वसंसिद्धेस्तदा सिद्धिपदाप्तितः ॥५॥

---

पञ्जिका—सिद्ध्याख्यपदसम्प्राप्तिहेतुभेदाः—સિદ્ધિ નામના પદની સંપ્રાપ્તિના હેતુભેદો, મોક્ષ નામના પદની સંપ્રાપ્તિના કારણવિશેષો—સમ્યગ્દર્શનાદિ. શું? તો કે—न तत्त्वतः—નથી તત્ત્વભાવથી, પરમાર્થથી, शास्त्रादेव—શાસ્ત્ર થકી જ, આગમ થકીજ, अवगम्यन्ते—જાણવામાં આવતા. અને એમ છતાં પણ શાસ્ત્રનું વૈયર્થ્ય—વ્યર્થપણું—ફોગટપણું નથી એટલા માટે કહ્યું—सर्वथैवेह योगिभिः— સર્વથા જ અહીં યોગીઓથી, એટલે સર્વે જ પ્રકારોથી અહીં—લોકમાં સાધુઓથી,—તેઓના (સમ્યગ્દર્શનાદિના) અનન્તભેદપણાને લીધે.

સર્વથા જ જો શાસ્ત્રથી, જ્ઞાન તેહનું હોય;
તો સાક્ષાત્કારિત્વનો, જોગ તેહને સ્હોય;
તેથી સર્વજ્ઞત્વની, સિદ્ધિ સાંપડતાં ય;
પ્રાપ્તિ સિદ્ધિ પદ તણી, ત્યારે જ થઈ જાય !

અર્થ:—સર્વથા શાસ્ત્ર દ્વારા જ તે સમ્યગ્દર્શનાદિનું પરિજ્ઞાન થાય, તો સાક્ષાત્કારિપણાનો (પ્રત્યક્ષપણાનો) યોગ થશે; અને તેમ થતાં તેને સર્વજ્ઞપણાની સંસિદ્ધિને લીધે ત્યારે જ સિદ્ધિપદની પ્રાપ્તિ થઈ જશે! (આમ દોષ આવે છે).

## વિવેચન

"શાસ્ત્રાદિકના જ્ઞાનથી નીવેડો નથી, પણ અનુભવ જ્ઞાનથી નીવેડો છે."

શ્રીમદ્ રાજચંદ્રજી

હવે જો શાસ્ત્ર થકી જ તે સિદ્ધિપદની પ્રાપ્તિના કારણવિશેષોનું સર્વથા જ્ઞાન થાય એમ માનવામાં આવે, તો શો વિરોધ આવે છે? તેનો અહીં ખુલાસો કર્યો છે:-(૧) જો એમ થાય તો સર્વ ભાવનું પ્રત્યક્ષપણું થશે, (૨) એટલે ત્યારે જ સર્વજ્ઞપણું સાંપડશે, (૩) અને તેવી જ રીતે ત્યારે શ્રવણ થતાં જ મુક્તિ પણ મળશે! પણ તેમ બનતું દેખાતું નથી. અને આ બધું પ્રત્યક્ષ વિરુદ્ધ છે, અનિષ્ટ છે, દૃષ્ટઇષ્ટબાધિત છે. કારણ કે (૧) શાસ્ત્રદ્વારા તે સર્વભાવો સાક્ષાત્-પ્રત્યક્ષ એટલે આત્માનુભવગમ્યપણે દેખાતા નથી, પરોક્ષપણે જ દેખાય છે. શ્રુતજ્ઞાનનો વિષય પરોક્ષ છે, પ્રત્યક્ષ નથી. (૨) આમ શાસ્ત્રથી પ્રત્યક્ષ જ્ઞાન થતું નથી, એટલે તે થકી સર્વજ્ઞપણું પણ ઘટતું નથી. (૩) તેમજ સિદ્ધિપદની પ્રાપ્તિ પણ થતી દેખાતી નથી. માટે શાસ્ત્રદ્વારા જ સમ્યગ્દર્શનાદિ મોક્ષહેતુઓ સર્વથા-સર્વ પ્રકારે જાણી શકાય નહિં, એ સિદ્ધાન્ત દૃઢ થયો.

---

એ હશે, એમ પણ ભલે હો, એમાં અમને શી બાધા છે? એટલા માટે અત્ર કહે છે—

न चैतदेवं यत्तस्मात्प्रातिभज्ञानसङ्गतः ।
सामर्थ्ययोगोऽवाच्योऽस्ति, सर्वज्ञत्वादिसाधनम् ॥ ६ ॥

ને આ એમ ને—તે થકી, સહિત પ્રાતિભ જ્ઞાન;
સામર્થ્યયોગ અવાચ્ય છે, સર્વજ્ઞતાદિ નિદાન.

---

પઞ્જિકા—सर्वथा—સર્વથા, અક્ષેપે—અવિલંબે ફલસાધકપણા વગેરે સર્વ પ્રકારેથી, तत्परिच्छेदात्—શાસ્ત્ર થકી જ તે સિદ્ધિ નામના પદની સંપ્રાપ્તિના હેતુભેદોના પરિચ્છેદને લીધે—પરિજ્ઞાનને લીધે, શું? તો કે—साक्षात्कारित्वयोगत—કેવલ તેથી જ સાક્ષાત્કારિપણાએ કરીને યોગથી-કારણથી, तत्त्वश्रोतृसर्वज्ञत्वसंसिद्धेः—તે શ્રોતા યોગીના સર્વજ્ઞપણાની સંસિદ્ધિને લીધે,—પ્રસ્તુત હેતુભેદોના જ્ઞાના વડે કરીને સર્વથા પરિચ્છેદરૂપ યોગ થશે એટલા માટે; અને તેથી કરીને तदा—ત્યારે જ, શ્રવણક્ષણે જ, सिद्धिपदाप्तितः—સિદ્ધિપદની-મુક્તિપદની પ્રાપ્તિ થશે તેને લીધે,—અયોગિકેવલિપણાના પણ શાસ્ત્રથી જ અયોગિ કેવલિ સ્વભાવભજન વડે જાણપણાના પ્રસંગને લીધે, અવિષયમાં પણ શાસ્ત્ર-સામર્થ્યના અભ્યુપગમમાં આમ પણ શાસ્ત્ર-સામર્થ્યના પ્રસંગને લીધે.

અર્થ:—અને કારણ કે એ એમ નથી, તેટલા માટે પ્રાતિભ જ્ઞાનથી સંગત એવો સામર્થ્યયોગ અવાચ્ય—ન કહી શકાય એવો છે,—કે જે સર્વજ્ઞપણા વગેરેના સાધનરૂપ છે.

## વિવેચન

"અહો ! ચતુરાઈ રે અનુભવ મિત્તની, અહો ! તસ પ્રીત પ્રતીત;
અંતરજામી સ્વામી સમીપ તે, રાખી મિત્ર શું રીત....વીર."

શ્રી આનંદઘનજી

અયોગીપણાનું પરોક્ષ જ્ઞાન શાસ્ત્રથી થાય છે, પણ કોઈ તેથી કરીને સાક્ષાત્ અયોગીપણું-દેહ રહિત મુક્ત અવસ્થા પામી, સિદ્ધિપદને પ્રાપ્ત થતો દીઠો કે સાંભળ્યો નથી, એટલે કે શાસ્ત્રથી જ કોઈ મુક્તિ પામે એમ બનતું દેખાતું નથી.

અને આમ છે એટલા માટે જ સામર્થ્યયોગ જે છે તે અવાચ્ય છે, શાસ્ત્રવાણીને અગોચર છે; આત્માનુભવગોચર છે. એટલે જ આ સામર્થ્યયોગ તેના યોગીને સ્વસંવેદન-સિદ્ધ, આત્માનુભવગમ્ય કહ્યો છે. આ યોગ એટલે ક્ષપકશ્રેણિગત યોગીનો ધર્મવ્યાપાર જ છે; અર્થાત્ ક્ષપકશ્રેણી જેણે આરંભેલી છે એવા સમર્થ યોગીનો શુદ્ધ આત્મસ્વભાવરૂપ ધર્મમાં વર્ત્તનારૂપ જે ધર્મવ્યાપાર છે, તેનું નામ જ સામર્થ્યયોગ છે. એમાં આત્માનુભવનું—સ્વસંવેદનજ્ઞાનનું પ્રધાનપણું હોય છે, એટલે જ એને સામર્થ્યયોગ કહેલ છે. આવો આ સામર્થ્યયોગ 'પ્રાતિભ જ્ઞાન'થી સંગત–સંયુક્ત હોય છે, અને તે સર્વજ્ઞપણા આદિના સાધનરૂપ–કારણરૂપ થાય છે.

જેમાં પ્રતિભા–અસાધારણ આત્માનુભવનો પ્રકાશ ઝળકે છે, ચમકે છે, એવું પ્રતિભા-સંપન્ન જ્ઞાન તે પ્રાતિભજ્ઞાન. એને માર્ગાનુસારી પ્રકૃષ્ટ 'ઊહ' (અનન્ય તત્ત્વચિંતન) નામનું જ્ઞાન પણ કહે છે. આ પ્રાતિભજ્ઞાનરૂપ મહાતેજસ્વી પ્રદીપના (Search Light) પ્રકાશથી આગળનો માર્ગ સ્વયં પ્રકાશમાન દેખાય છે, ઝળહળી રહે છે, એટલે સામર્થ્ય-યોગી પ્રગટ માર્ગ દેખતો દેખતો આગળ ધપે છે. અને આમ પ્રાતિભજ્ઞાનથી યુક્ત એવા સામર્થ્યયોગથી ક્ષપકશ્રેણી પર ચઢતો ચઢતો આ યોગી તે શ્રેણીના અંતે કેવલજ્ઞાન પામે છે, ને કેવલજ્ઞાન ભાનુનો ઉદય થતાં તે સર્વજ્ઞ સર્વદર્શી બને છે, અને પછી આ છેલ્લા દેહનું આયુષ્ય પૂર્ણ થયે તે અયોગી કેવલી–સિદ્ધ થાય છે, "દૈહિક પાત્ર મટી જાય છે."

---

પઞ્જિકા— न चैतदेवं—અને આ–હમણાં જ જે ઉપર કહ્યું તે એમ નથી, કારણ કે શાસ્ત્ર થકી અયોગિકેવલિપણાનો બોધ થયે પણ, સિદ્ધિની અસિદ્ધિ છે (સિદ્ધિ પ્રાપ્ત થતી નથી). અને આમ છે તેટલા માટે—प्रातिभज्ञानसङ्गत:—પ્રાતિભજ્ઞાનથી સંગત, માર્ગાનુસારી પ્રકૃષ્ટ 'ઊહ' નામના જ્ઞાનથી યુક્ત, શું ? તો કે—सामर्थ्ययोगः—સામર્થ્યપ્રધાનયોગ તે સામર્થ્યયોગ. એટલે પ્રક્રમથી–ચાલુ વિષયમાં ક્ષપકશ્રેણિગત ધર્મવ્યાપાર જ ગ્રહ્યો છે. આ अवाच्योऽस्ति—અવાચ્ય છે, કહી શકાય એવો નથી,—તેના યોગીને સ્વસંવેદનસિદ્ધ અર્થાત્ આત્માનુભવગમ્ય છે, सर्वज्ञत्वादिसाधनम्—સર્વજ્ઞપણા આદિનું સાધન છે,—અક્ષેપે કરીને (વગર વિલંબે) આના થકી સર્વજ્ઞપણાની સિદ્ધિ હોય છે એટલા માટે.

સામર્થ્યયોગના ભેદ કહી બતાવવા માટે કહે છે—

द्विधायं धर्मसंन्यासयोगसंन्याससंज्ञितः ।
क्षायोपशमिका धर्मा योगाः कायादिकर्म तु ॥ ७ ॥

એહ સામર્થ્યયોગના, પ્રકાર બે આ ખાસ;
પ્હેલો ધર્મસંન્યાસ ને, બીજો યોગસંન્યાસ.
ક્ષાયોપશમિક હોય જે, ધર્મો તેહ કહાય;
કાય આદિનું કર્મ તે, યોગો અત્ર કથાય.

અર્થ:—સામર્થ્યયોગ, ધર્મસંન્યાસ અને યોગસંન્યાસ એવી સંજ્ઞાએ (યથાર્થ નામે) કરીને બે પ્રકારનો છે. ક્ષાયોપશમિક (ક્ષયોપશમભાવથી ઉપજતા તે ધર્મો છે, અને કાય વગેરેનું 'કર્મ' તે યોગો છે.

## વિવેચન

"વીર જિનેશ્વર પરમેશ્વર જયો, જગજીવન જિન ભૂપ;
અનુભવ મિત્તેરે હિત કરી, દાખ્યું તાસ સ્વરૂપ....વીર." શ્રી આનંદઘનજી

આ સામર્થ્યયોગનો બે ભેદ છે– (૧) '**ધર્મસંન્યાસ**' એવી સંજ્ઞાવાળો, (૨) '**યોગસંન્યાસ**' એવી સંજ્ઞાવાળો. અત્રે ધર્મો એટલે ક્ષાયોપશમિક ભાવો, અને યોગ એટલે મન–વચન–કાયાનું કર્મ–વ્યાપાર. એટલે જેમાં ધર્મોનો–ક્ષાયોપશમિક ભાવોનો સંન્યાસ–ત્યાગ હોય છે તે ધર્મસંન્યાસ યોગ ને જેમાં મન–વચન–કાયાના યોગનો સંન્યાસ–ત્યાગ હોય છે તે યોગસંન્યાસ યોગ. જેમાં ક્ષાયિક ભાવો ઉપજે છે એવા ધર્મસંન્યાસ યોગથી ક્ષપકશ્રેણી પર ચઢી કેવલજ્ઞાન પામી સયોગી કેવલી થાય છે; ને યોગસંન્યાસ યોગથી અયોગી અવસ્થા પામી અયોગી કેવલી થાય છે.

---

તેમાં જે જ્યારે હોય છે, તે ત્યારે કહી બતાવવા માટે કહે છે—

द्वितीयापूर्वकरणे प्रथमस्तात्त्विको भवेत् ।
आयोज्यकरणादूर्ध्वं, द्वितीय इति तद्विदः ॥ ८ ॥

બીજા કરણ અપૂર્વમાં, પ્હેલો તાત્ત્વિક હોય;
આયોજ્યકરણની પછી, તજ્જ્ઞો બીજો જોય.

---

પઞ્જિકા—द्विधा—બે પ્રકારનો, अयं—આ, સામર્થ્યયોગ છે. કેવા પ્રકારે? તો કે **धर्मसंन्यास-योगसंन्याससंज्ञितः**—ધર્મસંન્યાસ અને યોગસંન્યાસ સંજ્ઞાથી (નામથી)યુક્ત. સંન્યાસ, નિવૃત્તિ, ઉપરમ એ એક અર્થ છે; તેથી આની 'ધર્મસંન્યાસ' સંજ્ઞા ઉપજી છે, એટલા માટે ધર્મસંન્યાસ સંજ્ઞિત. 'तारकादिभ्य इतच्' એમ યોગસંન્યાસ' સંજ્ઞા આની ઉપજી છે એટલા માટે યોગસંન્યાસસંજ્ઞિત. આ ધર્મો કયા? વા યોગો કયા? તે માટે કહ્યું—

**क्षायोपशमिका धर्माः**—ક્ષાયોપશમિક તે ધર્મો. ક્ષયોપશમથી નીપજેલા એવા ક્ષમા આદિ તે ધર્મો છે. **योगाः कायादिकर्म तु**—અને યોગો તે કાય આદિના વ્યાપારો છે,—કાયોત્સર્ગકરણ આદિ. એમ આ સામર્થ્યયોગ બે પ્રકારનો છે.

અર્થ:—બીજા અપૂર્વકરણમાં તાત્વિક એવો પ્રથમ યોગ—ધર્મસંન્યાસયોગ હોય, અને આયોજ્યકરણથી આગળમાં બીજો યોગ—યોગસંન્યાસ યોગ હોય, એમ તેના જ્ઞાતાઓ—જાણકારો કહે છે.

## વિવેચન

"અનુભવ સંગે રે પ્રભુ મલ્યા, સફળ ફળ્યાં સવિ કાજ;
નિજ પદ સંપદ જે તે અનુભવે રે, આનંદઘન મહારાજ....વીર."

શ્રી આનંદઘનજી

તે સામર્થ્યયોગના બે ભેદમાં–(૧) પ્રથમ પ્રકારનો સામર્થ્યયોગ–તાત્વિક' એવો ધર્મસંન્યાસ યોગ દ્વિતીય અપૂર્વકરણમાં હોય છે, (૨) બીજા પ્રકારનો સામર્થ્યયોગ–યોગસંન્યાસ યોગ આયોજ્યકરણથી આગળમાં હોય છે.

તેમાં પ્રથમ, ધર્મસંન્યાસ અને તે પણ તાત્વિક–પારમાર્થિક કોટિનો ધર્મસંન્યાસ બીજા અપૂર્વકરણના સમયે પ્રગટે છે. અહીં 'બીજા' અપૂર્વકરણમાં એમ જે કહ્યું છે તે

'બીજા' અપૂર્વ કરણમાં

સહેતુક છે. કારણ કે પહેલું અપૂર્વકરણ કે છે ગ્રંથિભેદનું કારણ છે, તેમાં આ પ્રસ્તુત ધર્મસંન્યાસ હોઈ શકે નહિં, એટલા માટે 'બીજા'માં એમ કહી તેનો અપવાદ સૂચવ્યો. આમ આ **અપૂર્વ કરણ** બે છે: (૧) ગ્રંથિભેદના કારણરૂપ, (૨) ક્ષપકશ્રેણી વેળાનું.

---

**पञ्जिका—द्वितीयापूर्वकरणे**—બીજા અપૂર્વ કરણમાં. ગ્રંથિભેદના કારણરૂપ પહેલા અપૂર્વ કરણના વ્યવચ્છેદ–અપવાદ અર્થે બીજાનું ગ્રહણ કર્યું; કારણ કે પહેલા અપૂર્વ કરણમાં પ્રસ્તુત સામર્થ્યયોગની અસિદ્ધિ હોય છે.

'અપૂર્વકરણ' એ તો શુભ એવો અપૂર્વ પરિણામ કહેવાય છે,–કે જે અનાદિ સંસારમાં પણ તે તે ધર્મસ્થાનોમાં વર્તતા જીવને તેવા પ્રકારે પૂર્વે ઉપજ્યો હોતો નથી, અને જેનું ફલ ગ્રંથિભેદ આદિ છે. તેમાં—આ પ્રથમ અપૂર્વકરણમાં ગ્રંથિભેદ તે ફલ છે, અને આ ગ્રંથિભેદનું ફલ સમ્યગ્દર્શન છે. અને સમ્યગ્દર્શન છે તે પ્રશમ આદિ લિંગ–ચિહ્નવાળો આત્મપરિણામ છે. કહ્યું છે કે—"**प्रशमसंवेगनिर्वेदानुकम्पास्तिक्याभिव्यक्तिलक्षणं तत्त्वार्थश्रद्धानं सम्यग्दर्शनम्।**" પ્રશમ, સંવેગ, નિર્વેદ, અનુકંપા અને આસ્તિકયની અભિવ્યક્તિ (પ્રગટપણું) એ જેનું લક્ષણ છે, એવું તત્ત્વાર્થશ્રદ્ધાન તે સમ્યગ્દર્શન છે. યથાપ્રાધાન્ય–પ્રધાનપણા પ્રમાણે આ ઉપન્યાસ (અનુક્રમે ગોઠવણી) છે અને લાભ પશ્ચાનુપૂર્વીથી છે એમ સમયવિદો–શાસ્ત્રજ્ઞો કહે છે.

અને આ બીજું અપૂર્વકરણ,—કે જે તેવા પ્રકારની કર્મસ્થિતિમાંથી તેવા સંખ્યેય સાગરોપમ વ્યતીત થયે હોય છે,–તે બીજાં અપૂર્વકરણમાં શું? તો કે—**प्रथमस्तात्त्विको भवेत्**—પ્રથમ એટલે ધર્મસંન્યાસ સંજ્ઞિત સામર્થ્યયોગ તાત્વિક–પારમાર્થિક એવો હોય,–ક્ષપકશ્રેણિગત યોગીને ક્ષાયોપશમિક ક્ષાંતિઆદિ ધર્મોની નિવૃત્તિને લીધે. એટલા માટે આ આમ ઉપન્યાસ–રજૂઆત છે. અતાત્વિક તો પ્રવ્રજ્યા કાળે પણ સાવદ્ય પ્રવૃત્તિલક્ષણ ધર્મસંન્યાસ યોગ હોય છે,—પ્રવ્રજ્યાના જ્ઞાનયોગપ્રતિપત્તિરૂપપણાને લીધે.

**आयोज्यकरणादूर्ध्वं**—આયોજ્ય કરણથી આગળમાં. કેવલાભોગથી અચિન્ત્યવીર્યપણાએ કરીને **आयोज्य**—આયોજીને, તેવા પ્રકારે તત્કાલ ખપાવી દેવાય એમ ભવોપગ્રાહી કર્મની તથાપ્રકારના અવસ્થાન ભાવે કૃતિ,—તે આયોજ્યકરણ છે,—શૈલેશી અવસ્થામાં આના ભાવને લીધે. તેથી આયોજ્યકરણથી ઊર્ધ્વ (આગળમાં) દ્વિતીય હોય છે.

આ અપૂર્વકરણ એટલે શું? 'અપૂર્વ' એટલે અનાદિકાળના ભવભ્રમણમાં જે કદી પણ પૂર્વે પ્રાપ્ત થયો નથી એવો શુભ–પ્રશસ્ત આત્મપરિણામ. તેમાં પહેલા અપૂર્વકરણનું ફળ ગ્રંથિભેદ છે અને તે ગ્રંથિભેદનું ફળ સમ્યગ્દર્શન છે,–જેના પ્રશમ, સંવેગ, નિર્વેદ, અનુકંપા અને આસ્તિક્ય એ પાંચ લિંગ–પ્રકટ ચિહ્ન છે. પશ્ચાનુપૂર્વીથી જે સુંદર છે અથવા જેનો લાભ થાય છે એવા આ પાંચ લક્ષણવાળું સમ્યગ્દર્શન જીવને પહેલા અપૂર્વકરણના પ્રતાપે ગ્રંથિભેદ થયે સાંપડે છે.

'તાત્ત્વિક' ધર્મસંન્યાસ યોગ

અને પછી કર્મસ્થિતિમાંથી સંખ્યાત સાગરોપમ વ્યતીત થયે, આ બીજું અપૂર્વકરણ–અપૂર્વ આત્મપરિણામ પ્રાપ્ત થાય છે, ત્યારે આ તાત્ત્વિક ધર્મસંન્યાસ યોગ ક્ષપકશ્રેણીમાં ચઢતા સામર્થ્યયોગીને હોય છે; કારણ કે તે ક્ષપક યોગી ક્ષમા વગેરે ક્ષયોપશમરૂપ ધર્મોથી નિવર્ત્યો છે, અને ક્રોધાદિ કષાયરૂપ સર્વ કર્મપ્રકૃતિઓને જડમૂળથી ખપાવવારૂપ ક્ષાયિકભાવ ભણી પ્રવર્ત્યો છે. અને આવો જે ક્ષાયોપશમિક ધર્મોનો ત્યાગ કરવારૂપ 'ધર્મસંન્યાસ' નામનો સામર્થ્યયોગ છે, તે જ ખરેખરો તાત્ત્વિક પારમાર્થિક 'ધર્મસંન્યાસ યોગ' છે. અતાત્ત્વિક 'ધર્મસંન્યાસ' તો પ્રવ્રજ્યા–દીક્ષા અવસરે પણ હોય છે, કારણ કે જેમાં (સાવદ્ય) પ્રવૃત્તિરૂપ ધર્મોનો સંન્યાસ–ત્યાગ હોય છે, તે નિવૃત્તિરૂપ પ્રવ્રજ્યા–દીક્ષા કહેવાય છે. પાપોમાંથી પ્રકર્ષે કરીને શુદ્ધ ચરણયોગમાં વ્રજન–ગમન તે 'પ્રવ્રજ્યા' છે; વિષયકષાયાદિ દુષ્ટ ભાવોનું મુંડન–છોલણક્રિયા તેનું નામ 'દીક્ષા' છે. આ પ્રવ્રજ્યા (દીક્ષા–સંન્યાસ) જ્ઞાનયોગના અંગીકારરૂપ છે, એટલે તે ગ્રહણ કરવાને યોગ્ય પાત્ર પણ શાસ્ત્રોક્ત ઉત્તમ વિશિષ્ટ લક્ષણસંપન્ન હોવો જોઈએ. આવી જ્ઞાનયોગપ્રતિપત્તિરૂપ પ્રવ્રજ્યા સમયે અતાત્ત્વિક ધર્મસંન્યાસ હોય છે; અને ક્ષપકશ્રેણીમાં તાત્ત્વિક ધર્મસંન્યાસ હોય છે,—જેના યોગે ક્ષયોપશમરૂપ ધર્મોનું ક્ષપણ કરતો કરતો, કર્મપ્રકૃતિઓને સર્વથા ખપાવતો ખપાવતો સામર્થ્યયોગી ૮–૯–૧૦–૧૨ ગુણસ્થાનને વટાવી જઈ, તેરમા સયોગી કેવલિ ગુણસ્થાને પહોંચી 'નિજ કેવલજ્ઞાન નિધાન' પ્રગટાવે છે.

યોગસંન્યાસ યોગ

અને બીજો જે 'યોગસંન્યાસ' નામનો સામર્થ્યયોગ છે તે આયોજ્યકરણની પછી હોય છે. અચિંત્યવીર્યપણાએ કરીને, અસાધારણ આત્મસામર્થ્યથી કેવલી ભગવાન્ સમુદ્ઘાત કરે છે, તે પહેલાં **આયોજ્યકરણ** કરે છે. એટલે કે આ છેલ્લા ભવમાં ભોગવવાના–ભવોપગ્રાહી જે બાકી રહેલા વેદનીય વગેરે ચાર કર્મ છે, તેમાં જો વેદનીય વગેરેની સ્થિતિ આયુષ્ય કરતાં વધારે હોય, તો તેને સમ–સરખી કરવા માટે કેવલી ભગવાન ઉદીરણાઆવલિમાં નાંખવારૂપ આયોજ્યકરણ કરે છે,—કે જેથી કરીને સમુદ્ઘાત વડે તે તે કર્મોને જલદી ખપાવી દઈ સરખી સ્થિતિમાં લાવી મૂકાય. આવું આયોજ્યકરણ કરીને કેવલી ભગવાન સમુદ્ઘાત કરે છે. આ **કેવલિસમુદ્ઘાતમાં** આત્મપ્રદેશનો વિસ્તાર કરી—વિરાટ સ્વરૂપ ધારણ કરી, તે આત્મપ્રદેશ વડે આખો લોક દંડ–કપાટ–પ્રતર

કેવલી સમુદ્દ્ઘાત અને શૈલેશીકરણ

આકારે પૂરી દેવામાં આવે છે; અને તે તે કર્મપ્રદેશોને સ્પર્શી શીઘ્ર ભોગવી લઈ ખેરવી નાંખવામાં આવે છે; અને પછી તે આત્મપ્રદેશોનો ઉલટા ક્રમે ઉપસંહાર કરાય છે. આ બધો વિધિ માત્ર આઠ સમયમાં પૂરો થાય છે! આવું પરમ અદ્ભુત અચિંત્ય સામર્થ્ય આ પરમ સમર્થયોગી અત્ર વ્યક્ત કરે છે!!

અને આ આયોજ્યકરણ ને સમુદ્દ્ઘાતનું ફળ-પરિણામ **શૈલેશીકરણ** છે, એટલે કે તે પછી તરતમાં શૈલેશીકરણ પ્રાપ્ત થાય છે. તેમાં મન-વચન-કાયાના યોગનો સર્વથા નિરોધ કરી, આ પરમ સમર્થ યોગી ચોથું શુકલધ્યાન ધ્યાવતો સતો, શૈલેશ-મેરુ પર્વત જેવી નિષ્પ્રકંપ અડોલ અવસ્થાને પ્રાપ્ત થાય છે; અથવા સર્વસંવરરૂપ-સમાધાનરૂપ જે શીલ, તેનો ઈશ બને છે. આમ આ સ્વરૂપગુપ્તપરમ યોગીની શૈલેશ-મેરુ જેવી નિષ્કંપ યોગનિરોધરૂપ અવસ્થા તે શૈલેશીકરણ; અથવા પરમ આત્મસમાધિ પામેલા આ શીલેશ યોગીશ્વરની અવસ્થા તે શૈલેશીકરણ. આ શૈલેશી અવસ્થા, પાંચ હ્રસ્વ અક્ષર (અ, ઈ, ઉ, ઋ, લૃ) ઉચ્ચારાય તેટલો કાળ રહે છે, અને તેના છેલ્લા સમય પછી તરત જ આ પરમ **અયોગી યોગી** ઊર્ધ્વગમન કરી સિદ્ધપદમાં બિરાજે છે.

"મન-વચન-કાયા ને કર્મની વર્ગણા, છૂટે જહાં સકળ પુદ્ગલ સંબંધ જો;
એવું અયોગી ગુણસ્થાનક ત્યાં વર્ત્તતું, મહાભાગ્ય સુખદાયક પૂર્ણ અબંધ જો....અપૂર્વ.

—શ્રીમદ્ રાજચંદ્રજી

---

યોગસંન્યાસ યોગ: અયોગ પરમ યોગ—

**अतस्त्वयोगो योगानां योग: पर उदाहृत:।**
**मोक्षयोजनभावेन सर्वसंन्यासलक्षण: ॥९॥ इत्यादि** ३३

**(योगदृष्टिसमुच्चय—३-११)**

**એથી અયોગ યોગમાં, યોગ કહ્યો પરરૂપ;**
**મોક્ષ સાથ યોજન થકી, સર્વસંન્યાસ સ્વરૂપ.**

**અર્થ:**—એટલા માટે તો જે 'અયોગ' છે, તેને યોગોમાં પરમ યોગ કહ્યો છે, (કારણ કે) મોક્ષ સાથે તે યોજન—જોડાણ કરે છે; અને તે સર્વસંન્યાસ લક્ષણવાળો છે.

---

**पञ्जिका**—**अत एव**—એટલા માટે જ, શૈલેશી અવસ્થામાં યોગસંન્યાસરૂપ કારણને લીધે, **अयोगो**—અયોગ, યોગનો અભાવ (મન-વચન-કાયાના યોગનો અભાવ), **योगानां**—મિત્રા આદિ યોગોની મધ્યે, શું? તો કે—**योग: पर:**—પરમ યોગ, પ્રધાન યોગ, **उदाहृत:**—કહ્યો છે. કેવી રીતે? તે માટે કહ્યું—

**मोक्षयोजनभावेन**—મોક્ષ સાથે યોજન-ભાવરૂપ હેતુથી, '**योजनाद् योग:**'—યોજનને લીધે યોગ, એમ સમજીને. આનું સ્વરૂપ કહે છે—

**सर्वसंन्यासलक्षण:**—સર્વસંન્યાસલક્ષણવાળો,—ધર્મસંન્યાસ ને અધર્મસંન્યાસ કરતાં પણ અત્ર પરિશુદ્ધિના ભાવને લીધે.

## વિવેચન

"એક પરમાણુ માત્રની ન મળે સ્પર્શતા, પૂર્ણ કલંકરહિત અડોલ સ્વરૂપ જો;
શુદ્ધ નિરંજન ચૈતન્યમૂર્તિ અનન્યમય, અગુરુલઘુ અમૂર્ત સહજ પદરૂપ જો....અપૂર્વ."
—શ્રીમદ્‌ રાજચંદ્રજી

આમ 'યોગ સંન્યાસ' નામનો સામર્થ્યયોગ **શૈલેશી** અવસ્થામાં હોય છે એમ ઉપરમાં કહ્યું. તેમાં મન-વચન-કાયાના યોગનો અભાવ હોય છે, નિરોધ કરવામાં આવે છે, એટલે તે 'અયોગ' કહેવાય છે, અને આ **'અયોગ'** યોગ સર્વ યોગોમાં પરમ છે, પ્રધાન છે, કારણ કે તે 'मोक्षेण योजनाद् योगः' મોક્ષ સાથે સાક્ષાત્ યોજન કરાવનાર એવો ખરેખરા અર્થમાં 'યોગ' છે, અને તે સર્વસંન્યાસરૂપ લક્ષણવાળો છે, તેમાં અધર્મસંન્યાસ કે ધર્મસંન્યાસ કરતાં ઉત્કૃષ્ટ પરિશુદ્ધિ હોય છે. એટલે આ અયોગ પરમ શ્રેષ્ઠ યોગ છે.

અત્રે એક પરમાણુ માત્રનું પણ સ્પર્શવાપણું રહેતું નથી. સંપૂર્ણ નિષ્કલંક એવું અડોલ આત્મસ્વરૂપ પ્રગટે છે. અનન્ય એવી શુદ્ધ નિરંજન ચૈતન્યમૂર્ત્તિ વ્યક્ત થાય છે. અગુરુલઘુ એવું અમૂર્ત્ત સહજાત્મસ્વરૂપ પદ સિદ્ધ થાય છે. આ **સહજાત્મસ્વરૂપ પદને** શ્રી સર્વજ્ઞ દેવે જ્ઞાનમાં દીઠું છે, પણ તે શ્રી ભગવાન પણ તેનું સ્વરૂપ વર્ણવી શકતા નથી, તે સ્વરૂપનું વર્ણન અન્ય વાણી તો કેમ કરી શકે? તે જ્ઞાન તો માત્ર જ્ઞાનીને અનુભવગમ્ય છે.

"જે પદ દીઠું શ્રી સર્વજ્ઞે જ્ઞાનમાં, કહી શક્યા નહીં પણ તે શ્રી ભગવાન જો;
તેહ સ્વરૂપને અન્ય વાણી તે શું કહે? અનુભવ ગોચર માત્ર રહ્યું તે જ્ઞાન જો.
અપૂર્વ અવસર."—શ્રીમદ્‌ રાજચંદ્રજી

---

આદિ શબ્દથી—

"एतत्त्रयमनाश्रित्य, विशेषेणैतदुद्भवाः।
योगदृष्टय उच्यन्ते, अष्टौ सामान्यतस्तु ताः॥
मित्रा तारा बला दीप्रा स्थिरा कान्ता प्रभा परा।
नामानि योगदृष्टीनां, लक्षणं च निबोधत॥"
इत्यादि ग्रन्थो (योगदृष्टिसमुच्चये २२-२३) दृश्यः।

(અર્થાત્) એ ત્રણને આશ્રયા વિના, વિશેષથી તજ્જન્ય;
યોગ દૃષ્ટિ કહું આઠ તે, સામાન્ય થકી મન્ય.
મિત્રા તારા ને બલા, દીપ્રા સ્થિરા તેમ;
કાંતા પ્રભા અને પરા, દૃષ્ટિ આઠ છે એમ.
યોગદૃષ્ટિના નામ એ, અર્થતણે અનુસાર;
લક્ષણ તેનું સાંભળો, હવે અહીં ક્રમવાર.

(કાવ્યાનુવાદ-ભગવાનદાસકૃત)

આમ ઇચ્છાયોગીએ શરૂ કરેલી મોક્ષરૂપ ઇષ્ટ સ્થાન ભણીની મુસાફરી અહીં પૂરી થાય છે. યોગમાર્ગે અખંડ પ્રયાણ કરતાં, ક્વચિત્ મંદ – ક્વચિત્ તીવ્ર વેગે ચાલતાં ચાલતાં યોગી, શુભેચ્છાથી માંડી શૈલેશીકરણ પર્યંતની સમસ્ત યોગભૂમિકાઓ વટાવી જઈને, અયોગ એવા શૈલેશીકરણરૂપ મોક્ષનગરના ભવ્ય દરવાજે આવી ઊભો છે, અને પછી તત્ક્ષણ મોક્ષનગરમાં પ્રવેશ કરે છે.

ઇચ્છાયોગે શ્રુત યુત અને જ્ઞાની તોયે પ્રમાદી<br>
શાસ્ત્રે હોયે શ્રુતપટુ અતિ શ્રાદ્ધ ને અપ્રમાદી;<br>
સામર્થ્યે તો અનુભવ બલે ધર્મસંન્યાસ સાધે,<br>
શૈલેશીમાં પરમ પ્રભુને યોગસંન્યાસ લાધે,<br>
શુદ્ધ ચૈતન્યના સ્વામી, સહજાત્મસ્વરૂપ તે;<br>
સુયશા ભગવાન્ પામે, બ્રહ્માનંદ અનૂપ તે.—શ્રી યોગદૃષ્ટિકલશ (સ્વરચિત)



ભાવનમસ્કારની અપેક્ષાવિશેષે ઇચ્છાયોગાદિમાં ઘટના પ્રદર્શિત કરે છે—

[૯]तदत्र 'नमोऽर्हद्भ्यः' इत्यनेनेच्छायोगाभिधानं । 'नमो जिनेभ्यो जितभयेभ्य' इत्यनेन तु वक्ष्यमाणेन शास्त्रयोगस्य, निर्विशेषणसम्पूर्णनमोमात्राभिधानात्, विशेषप्रयोजनं चास्य स्वस्थाने एव वक्ष्याम इति ॥ तथा—

'इक्कोऽवि नमुक्कारो, जिणवरवसहस्स वद्धमाणस्स संसारसागराओ, तारेइ नरं व नारिं वा ॥' —इत्यनेन तु पर्यन्तवर्तिना सामर्थ्ययोगस्य, कारणे कार्योपचारात्, न संसारतरणं सामर्थ्ययोगमन्तरेणेति कृत्वा ॥ ३४

[૯]અર્થ:—તેથી અત્રે 'नमोर्हद्भ्यः'—'અર્હંતોને નમસ્કાર હો!' એ વડે ઇચ્છાયોગનું અભિધાન (કથન) છે. અને 'नमो जिनेभ्यो जितभयेभ्यः'—'જિનોને જિતભયોને નમસ્કાર હો!' એ વક્ષ્યમાણ વડે શાસ્ત્રયોગનું (અભિધાન) છે,—નિર્વિશેષણ સંપૂર્ણ નમો માત્ર અભિધાનને લીધે; અને આનું વિશેષ પ્રયોજન અમે સ્વસ્થાને જ કહીશું.

તથા—

'इक्कोवि नमुक्कारो जिणवरवसहस्स वद्धमाणस्स ।<br>
संसारसागराओ तारेइ नरं व नारिं वा ॥'

'જિનવરવૃષભ વર્ધમાનને એક પણ નમસ્કાર સંસારસાગરથી નર વા નારીને તારે છે,'—

એ પર્યન્તવર્તિ (નમસ્કાર) વડે સામર્થ્યયોગનું (અભિધાન) છે,—કારણમાં કાર્યના ઉપચારને લીધે—સંસારતરણ સામર્થ્યયોગ વિના નથી એમ સમજીને. ૩૪

## વિવેચન

"એક વાર પ્રભુ વંદના રે, આગમ રીતે થાય;<br>
કારણ સત્યે કાર્યની રે, સિદ્ધિ પ્રતીત કરાય....શ્રી સંભવ." શ્રી દેવચંદ્રજી.

આમ ઇચ્છાયોગ–શાસ્ત્રયોગ–સામર્થ્યયોગનું દિગ્દર્શન કરી, તેમાં પ્રસ્તુત ભાવ-નમસ્કારની ઘટના અન્ય આચાર્યો કેવા પ્રકારે કરે છે તે અત્ર દર્શાવ્યું છે. કારણકે 'नमोऽर्हद्भ्यः' એ પદમાં સામાન્યથી ભાવનમસ્કાર કહ્યો છે એમ પ્રથમ પોતાનો *અભિપ્રાય વ્યક્ત કરી, આચાર્યશ્રી હરિભદ્રજીએ પછી 'अन्ये तु' એમ કહી 'બીજા' આચાર્યોનો અભિપ્રાય નોંધવા માટે આ ઉપક્રમ કર્યો છે; એટલે તેઓના અભિપ્રાયે વિવક્ષાવશે આ નમસ્કારની ઇચ્છાયોગાદિમાં ઘટના કેવી રીતે કરી શકાય છે તેનું અત્ર સ્પષ્ટીકરણ કર્યું છે. તેમાં–(૧) 'नमोऽर्हद्भ्यः'–'અર્હંતોને નમસ્કાર હો!' એ પદ વડે ઇચ્છાયોગનું કથન છે. (૨) 'नमो जिणाणं जिअभयाणं'–'જિનોને જિતભયોને નમસ્કાર હો!' એ પદથી શાસ્ત્રયોગનું કથન છે. (૩) અને 'इक्कोवि नमुक्कारो' ઇત્યાદિ પદથી સામર્થ્યયોગનું કથન છે; અને એમ એક પણ નમસ્કારથી સંસારતરણ તે કારણમાં કાર્યના ઉપચારથી છે. 'न संसारतरणं सामर्थ्ययोगमन्तरेण' અર્થાત્ સામર્થ્યયોગ શિવાય સંસાર તરાતો નથી, એટલે સંસારસાગરથી તારવાને સમર્થ એવો કોઈ પણ એક નમસ્કાર હોય તો તે સામર્થ્યયોગ જ છે, સામર્થ્યયોગની દશારૂપ ઉત્કૃષ્ટ ભાવનમસ્કાર જ છે.

**વિવક્ષાવશે ભાવનમસ્કારની ઇચ્છાયોગ શાસ્ત્રયોગ સામર્થ્યયોગમાં ઘટના**

આમ અન્ય આચાર્યોના અભિપ્રાયે કથંચિત્–કોઈ અપેક્ષાએ આ નમસ્કારની વિભાગરૂપ યોજના કરી છે, તે એકાંતિક નથી, ને તે ઉપરથી એમ પણ નથી સમજવાનું કે એમ નમસ્કાર ઉચ્ચારણ માત્રથી તેવા પ્રકારનો નમસ્કાર થઈ જાય છે; પણ તથારૂપ ઈચ્છાયોગની યથોક્ત ગુણલક્ષણવાળી 'તત્ત્વધર્મ વ્યાપારરૂપ' દશા હોય તો ઇચ્છાયોગનો–ઈચ્છાયોગની કોટિનો ભાવનમસ્કાર હોય છે, શાસ્ત્રયોગની યથોક્ત ગુણલક્ષણવાળી દશા હોય તો તે શાસ્ત્રયોગનો–શાસ્ત્રયોગની કોટિનો ભાવનમસ્કાર હોય છે, અને સામર્થ્યયોગની યથોક્ત ગુણલક્ષણવાળી દશા હોય તો તે સામર્થ્યયોગનો–સામર્થ્યયોગની કોટિનો ભાવનમસ્કાર હોય છે. એટલે ઉત્તરોઉત્તર ભાવની તરતમતાવાળા આ ત્રણે ભાવનમસ્કાર પ્રકાર આત્મભાવરૂપ હોઇ આત્માની તથારૂપ દશાને આધીન છે, એમ આશય અત્ર સમજાય છે.



પ્રાતિભ જ્ઞાન અંગે શંકા સમાધાન કરે છે—

[૧૦]आह—अयं 'प्रातिभज्ञानसङ्गत' इत्युक्तं, तत्किमिदं प्रातिभं नाम? असदेतत्, मत्यादिपञ्चकातिरेकेणास्याश्रवणाद्।

उच्यते—चतुर्ज्ञानप्रकर्षोत्तरकालभावि केवलज्ञानादधः तदुदये सवित्रालोककल्पमिति न मत्यादिपञ्चकातिरेकेणास्य श्रवणं, अस्ति चैतद्, अधिकृतावस्थोपपत्तेरिति एतद्विशेष एव प्रातिभमिति कृतं विस्तरेण।[३५]

* આમ આચાર્યવર્ય હરિભદ્રજીએ આ સામાન્યપણે ભાવનમસ્કાર છે એમ પોતાનો અભિપ્રાય વ્યક્ત કરી, 'अन्ये तु' એમ કહી અન્ય આચાર્યોનો અભિપ્રાય નોંધ્યો છે. એટલે અમુક નમસ્કાર ઇચ્છાયોગને જ કે અન્ય યોગને જ લગતો છે એમ એકાંતે આગ્રહરૂપ કથન કરી ન શકાય; છતાં સમજફેરથી કે અસમંજસ ભાવથી કોઈ અન્યથા સમજે તો તે શાસ્ત્રકારના આશયને અનુરૂપ નથી.

[10]અર્થ:—શંકા—આ 'પ્રાતિભ જ્ઞાન સંગત' એમ કહ્યું, તો આ પ્રાતિભ તે શું વારુ ? આ અસત્ છે,—મતિ આદિ પંચકના અતિરેકથી આનું અશ્રવણ છે માટે.

(સમાધાન) કહેવામાં આવે છે—ચતુર્ જ્ઞાન પ્રકર્ષના ઉત્તરકાલે હોનારૂં એવું તે કેવલ જ્ઞાનથી નીચે હોઈ, ઉદય વેળાયે સૂર્યના આલોક સમું છે, એટલા માટે મતિ આદિ પંચકના અતિરેકથી આનું શ્રવણ નથી. અને આ (જ્ઞાન) છે,—અધિકૃત્વ અવસ્થાની ઉપપત્તિને લીધે. એનો વિશેષ જ પ્રાતિભ છે. એટલે વિસ્તરથી સર્યું ![35]

## વિવેચન

"योगजाद्दृष्टजनितः; स तु प्रातिभसंज्ञितः ।
संध्येव दिनरात्रिभ्यां, केवलश्रुतयोः पृथक् ॥"—શ્રી યશોવિજયજીકૃત અધ્યાત્મોપનિષદ્

અત્રે કોઈ શંકા કરે કે—આ સામર્થ્યયોગ 'પ્રાતિભજ્ઞાનસંગત' એમ કહ્યું, તો આ છઠ્ઠું જ્ઞાન—પ્રાતિભ જ્ઞાન વળી ક્યાંથી કહ્યું ? તે તો ઘટે નહિં, એટલે આ અસત્ છે, કારણ કે જ્ઞાન તો મતિ આદિ પંચ પ્રકારના જ છે, તેનાથી જૂદું એવું આ જ્ઞાન તો સાંભળ્યું નથી.

એ શંકાનું અત્ર સમાધાન કર્યું છે કે—મતિ–શ્રુત–અવધિ ને મનઃપર્યવ એ ચાર જ્ઞાનના પ્રકર્ષના ઉત્તરકાળે હોનારૂં એવું આ પ્રાતિભજ્ઞાન કેવલજ્ઞાનથી નીચે–હેઠેની ભૂમિકામાં હોય છે. એટલે કે 'ઉદયવેળાયે સૂર્યના આલોક સમું' અર્થાત્ અરુણોદય સમું છે. જેમ અરુણોદય રાત–દિવસથી જૂદો નથી, તેમ જ તે બેમાંથી એક પણ નથી; તેમ આ પ્રાતિભ જ્ઞાન શ્રુત–કેવલની વચ્ચેની સંધિનું જ્ઞાન છે, તે તે બેથી જૂદું પણ નથી, તેમ જ તે બેમાંથી એક પણ નથી. એટલા માટે મતિ આદિ પંચકથી જૂદું એનું શ્રવણ થતું નથી. અને આ અસત્ નથી, પણ સત્ છે,—'અધિકૃત્વની ઉપપત્તિને લીધે,' અર્થાત્ તે ચતુર્જ્ઞાનપ્રકર્ષથી અધિકપણાની–વિશિષ્ટપણાની ઉપપત્તિ–ઘટમાનતા છે, અને 'એનો વિશેષ જ પ્રાતિભ છે,' એટલે अलं विस्तरेण !

॥ इति नमोऽर्हद्भ्यः ॥ १ ॥



# ૨. ભગવંત : 'भगवद्भ्यः' પદ વ્યાખ્યાન

ભાવઅર્હંતના ગ્રહણાર્થે 'ભગવત્' પદનો ઉપન્યાસ છે એમ આ સૂત્રનું પ્રયોજન દર્શાવે છે—

[११]एते चार्हन्तो नामाद्यनेकभेदाः,—नामस्थापनाद्रव्यभावतस्तन्न्यासः" इति ( तत्त्वार्थे अ. १, सू ५) वचनात् । तत्र भावोपकारकत्वेन भावार्हत्सम्परिग्रहार्थमाह—[३६]

'भगवद्भ्यः' इति ।

[११]અર્થ:—અને આ અર્હન્તો નામ આદિ અનેક ભેદવાળા છે,–'નામ, સ્થાપના, દ્રવ્ય, ભાવથી તેનો ન્યાસ' એ વચનથી. તેમાં ભાવઉપકારકપણાએ કરીને ભાવઅર્હંતના સંપરિગ્રહાર્થે કહ્યું—[૩૬]

'ભગવંતોને'

### વિવેચન

"જ્ઞાનાનંદે હો પૂરણ પાવનો, વરજિત સકલ ઉપાધિ;
અતીન્દ્રિય ગુણગણ મણિ આગરુ, ઇમ પરમાતમ સાધ"....**શ્રી આનંદઘનજી**

આ અર્હંતો કહ્યા, તેના નામઅર્હંત્, સ્થાપનાઅર્હંત, દ્રવ્યઅર્હંત્ અને ભાવ-અર્હંત્ એમ અનેક ભેદ છે. અર્થાત્ જેમાં અર્હંતના ગુણ નથી, પણ જે માત્ર 'અર્હંત્' નામ ધરાવે છે તે નામ અર્હંત્; જેમાં 'અર્હંત્'નું આરોપણ કરી આ 'અર્હંત્' એમ સ્થાપવામાં આવે છે તે સ્થાપનાઅર્હંત્; જેમાં વર્ત્તમાનમાં અર્હંતના ગુણપર્યાય નથી પણ ભવિષ્યમાં જે અર્હંત્ થશે તે દ્રવ્યઅર્હંત્; અને જેમાં વર્ત્તમાનમાં અર્હંતના ગુણપર્યાય વર્તે છે, જે અર્હંતભાવરૂપ એવંભૂત ભાવઅર્હંત્ દશાને પામેલા છે, તે ભાવઅર્હંત્. આમાં ભાવઅર્હંતના આલંબનપ્રત્યય વિનાના નામ માત્ર કહેવાતા અર્હંતથી કે કહેવાતા સ્થાપનાઅર્હંતથી કંઈ ઉપકાર થવાનો સંભવ નથી, તેમજ ભવિષ્યમાં થનારા દ્રવ્યઅર્હંતથી પણ વર્તમાનમાં કાંઇ ઉપકાર થવાનો સંભવ નથી; પરંતુ જેમાં અર્હંત્પણાનો એવંભૂત ભાવ વર્ત્તે છે એવા ભાવઅર્હંત્ થકી જ ભાવઉપકાર થવાનો સંભવ છે, અને તે ભાવઅર્હંતના આલંબનપ્રત્યયે તે ભાવઅર્હંતનું સ્મરણ કરાવનાર તેના નામથી કે તેની પ્રતિકૃતિરૂપ સ્થાપનાથી (પ્રતિમાથી) પણ ઉપકાર થવાનો સંભવ છે. અર્થાત્ કહેવાતા નામઅર્હંતથી કે સ્થાપનાઅર્હંતથી ઉપકાર નથી, પણ મહાવીરાદિ જેવા ખરેખરા ભાવઅર્હંતના પવિત્ર નામથી ને શાંતમૂર્ત્તિ સ્થાપનાથી ( વીતરાગ મુદ્રાથી ) તો જરૂર ઉપકાર થાય જ છે. તથાપિ મુખ્ય ભાવઉપકાર તો ભાવઅર્હંત્ થકી જ સંભવે છે.

એટલે 'ભાવઉપકારકપણાએ કરીને ભાવઅર્હંતના સંપરિગ્રહાર્થે'—સમ્યક્ પરિગ્રહણ અર્થે અત્રે 'भगवद्भ्यः'—'ભગવંતોને' એ વિશિષ્ટ પદ મૂક્યું.



'ભગ' શબ્દનો અર્થ અને તેનો ષડ્વિધ પ્રયોગ નિર્દેશે છે—

[१२]तत्र भगः—समग्रैश्वर्यादिलक्षणः। उक्तं च—

"ऐश्वर्यस्य समग्रस्य, रूपस्य यशसः श्रियः।
धर्म्मस्याथ प्रयत्नस्य, षण्णां भगइतीङ्गना ॥" [३७]

[૧૨]અર્થ:—તેમાં ભગ તે સમગ્ર ઐશ્વર્યાદિ લક્ષણવાળો. અને કહ્યું છે કે—"સમગ્ર એવા ઐશ્વર્યની, રૂપની, યશની, શ્રીની, ધર્મની અને પ્રયત્નની—એમ છની 'ભગ' એવી સંજ્ઞા છે." [૩૭]

## વિવેચન

"સેવો ઈશ્વર દેવ, જિણે ઈશ્વરતા હો નિજ અદ્ભુત વરી;
તિરોભાવની શક્તિ, આવિર્ભાવે, હો સહુ પ્રગટ કરી." —શ્રીદેવચંદ્રજી

આ 'ભગવંત'એ પદમાં 'ભગ'એ શબ્દ સમગ્ર ઐશ્વર્ય આદિ લક્ષણવાળો છે. સમગ્ર એવા ઐશ્વર્ય, રૂપ, યશ, શ્રી, ધર્મ અને એ છના સંબંધમાં 'ભગ' એવી યથાર્થ સંજ્ઞા પ્રયોજાય છે. આત્માનું અનંત જ્ઞાનાદિ ઐશ્વર્ય જે કર્મઆવરણથી તિરોભાવને પામેલું હતું, તે જેણે અપૂર્વ આત્મપરાક્રમથી કર્મઆવરણનું વિદારણ કરી આવિર્ભાવ પમાડ્યું, અને આમ સર્વ વિભાવના પરિત્યાગથી આત્માની સ્વભાવભૂત સકલ શક્તિ પ્રગટ કરી જે સહજાત્મસ્વરૂપ સ્વામીએ અનંત સ્વરૂપસંપત્તિનું સ્વામીપણું—ઈશ્વરપણું પ્રાપ્ત કર્યું, તે જ ખરેખરો ઈશ્વર છે, ને તે જ ભગવંત છે.



ભગવંતનું સમગ્ર ઐશ્વર્યરૂપ ભગ વર્ણવે છે—

[१३]समग्रं चैश्वर्यं—भक्तिनम्रतया त्रिदशपतिभिः शुभानुबन्धिमहाप्रातिहार्यकरण-लक्षणं। [३८]

[૧૩]અર્થ:—અને સમગ્ર ઐશ્વર્ય—ભક્તિનમ્રતાથી ત્રિદશપતિઓથી (ઇંદ્રોથી) શુભાનુબંધિ મહાપ્રાતિહાર્યકરણ લક્ષણવાળું. [૩૮]

## વિવેચન

"શ્રી સુપાર્શ્વ જિનરાજ, તું ત્રિભુવન શિરતાજ;
આજ હો રાજે રે ઠકુરાઈ, તુજ પદ તણીજી." —શ્રી યશોવિજયજી

આ ભગવંતનું સમગ્ર–સંપૂર્ણ ઐશ્વર્ય તે ઇંદ્રોથી ભક્તિનમ્રપણે કરવામાં આવેલ મહાપ્રાતિહાર્ય વિભૂતિરૂપ છે. દિવ્ય ધ્વનિ, સુરપુષ્પવૃષ્ટિ, ચામર, છત્ર, ભામંડલ, દેવદુંદુભિ, અશોક અને સિંહાસન એ અષ્ટ મહાપ્રાતિહાર્ય પરથી આ ભગવંતોનું સમગ્ર ઐશ્વર્યરૂપ 'ભગ' સ્પષ્ટ જણાય છે. પ્રાતિહાર્ય એટલે શું? પ્રતિહારીનો ભાવ તે પ્રાતિહાર્ય. રાજદ્વારે બેઠેલો પ્રતિહારી જેમ રાજાનું સૂચન કરે છે, તેમ આ અષ્ટ મહાપ્રાતિહાર્ય વિભૂતિ આ ત્રિભુવનશિરતાજ ત્રિભુવનરાજરાજેશ્વર ભગવાન્ અત્ર બિરાજમાન છે એમ તેના મહામહિમાની છડી પોકારે છે. ત્રિભુવનની ઠકુરાઈ સૂચવતા આ પ્રાતિહાર્યની શોભા કેવી અનુપમ ને કેવી અદ્ભુત હોય છે, તેનું પરમ સુંદર હૃદયંગમ વર્ણન આદિ પુરાણમાં મહાકવિ શ્રી જિનસેનાચાર્યજીએ અને કલ્યાણમંદિર–ભક્તામર આદિ સ્તોત્રરત્નોમાં **શ્રીસિદ્ધસેન દિવાકરજી–માનતુંગાચાર્યજી** આદિ મહાકવિઓએ અપૂર્વ ભક્તિરસથી લલકાર્યું છે, અને પોકાર્યું છે કે 'હે ભગવન્! ધર્મોપદેશન વિધિમાં× આવી જે ત્હારી વિભૂતિ થઈ છે, તેવી બીજાની થઈ નથી; અંધકારને હણનારી જેવી દિનકરની પ્રભા છે, તેવી વિકાશી એવા ગ્રહગણની પણ ક્યાંથી હોય?' મહામુનિ **યશોવિજયજી–દેવચંદ્રજી** આદિ મહાભક્ત કવિઓએ પણ ફીદા થઈ ગાયું છે કે—

"દિવ્ય ધ્વનિ સુર ફૂલ, ચામર છત્ર અમૂલ;
આજ હો રાજે રે, ભામંડલ ગાજે દુંદુભિજી.
સિંહાસન અશોક, બેઠા મોહે લોક;
આજ હો સ્વામી રે શિવગામી, વાચક યશ થુણ્યોજી." **શ્રીયશોવિજયજી**

"પ્રાતિહારજ અતિશય શોભા, તે તો કહિય ન જાવે રે;
ઘૂક બાલકથી રવિ કર ભરનું, વર્ણન કેણિ પરે થાવે રે?" —**શ્રીદેવચંદ્રજી**



ભગવંતનું અનુપમ રૂપસ્વરૂપ ભગ દર્શાવે છે.

[૧૪] रूपं पुनः—सकलसुरस्वप्रभावविनिर्म्मिताङ्गुष्ठरूपाङ्गारनिदर्शनातिशयसिद्धं।[૩૯]

[૧૪] અર્થ:—રૂપ પુન: સકલ સુરોથી સ્વપ્રભાવ વડે વિનિર્મિત અંગુષ્ઠરૂપ અને અંગારના નિદર્શનના (દૃષ્ટાંતના) અતિશયથી સિદ્ધ એવું.[૩૯]

## વિવેચન

"રૂપ અનુત્તર દેવથી, અનંત ગુણ અભિરામ........પ્રભુજી!
જોતાં પણ જગિ જંતુને, ન વધે વિષય વિરામ........પ્રભુજી!
બાહુ જિણંદ દયામયી."—**શ્રી દેવચંદ્રજી**

---

× "इत्थं यथा तव विभूतिरभूज्जिनेन्द्र,
धर्मोपदेशनविधौ न तथा परस्य।
यादृक् प्रभा दिनकृतः प्रहतान्धकारा,
तादृक् कुतो ग्रहगणस्य विकाशिनोऽपि॥" શ્રી ભક્તામર સ્તોત્ર.

સર્વે દેવતાઓ સાથે મળીને પોતાની સુંદર રૂપ નિર્માણ કરવાની સમસ્ત શક્તિથી જો અંગૂઠા પ્રમાણ રૂપ વિકુર્વે—વિશિષ્ટ નિર્માણ કરે, તોપણ તે જિન ભગવંતના પગના અંગૂઠાની પાસે, અંગાર (કોલસા) જેમ ન શોભે; અર્થાત્ સર્વ દેવોએ નિર્માણ કરેલું પરમ સુંદર કલામય રૂપ પણ ભગવંતના પાદાંગુષ્ઠ પાસે કોલસા જેવું લાગે; એ પ્રસિદ્ધ દૃષ્ટાંત પરથી આ ભગવંતનું રૂપ કેવું અતિશયવંત હશે તે સ્વયં સિદ્ધ થાય છે. આ અંગે **શ્રી આવશ્યક સૂત્ર**માં કહ્યું છે કે—

"सव्वसुरा जइ रूवं अंगुट्ठपमाणयं विउव्विज्जा ।
जिणपायंगुट्ठं पइ न सोहए तं जहिंगालो ॥—**શ્રી આવશ્યક સૂત્ર, ૫૬૯**

અનુત્તર વિમાનના દેવ કરતાં પણ આ ભગવંતનું રૂપ અનંતગણું અભિરામ—પરમ સુંદર હોય છે, એ ઉપરથી પણ આ ભગવંતનું રૂપ કેવું અનુપમ હશે તેનો ખ્યાલ આવે છે. આમ અનુપમ રૂપસ્વરૂપ 'ભગ'થી પણ આ 'ભગવંત' હોય છે.

"રૂપ અનૂપ નિહાળી સુમતિ જિન તાહરૂં,
છંડી ચપળ સ્વભાવ ઠર્યું મન માહરૂં."—**શ્રી રૂપવિજયજી**



ભગવંતનું શાશ્વત યશરૂપ ભગ સંગીત કરે છે—

[१५] यशस्तु रागद्वेषपरीषहोपसर्गपराक्रमसमुत्थं त्रैलोक्यानन्दकार्याकालप्रतिष्ठं। [४०]

[૧૫] **અર્થ:**—યશ તો રાગ-દ્વેષ-પરીષહ-ઉપસર્ગમાં પરાક્રમથી સમુત્થ, ત્રૈલોક્ય આનંદકારી અને આકાલપ્રતિષ્ઠ એવો.[૪૦]

## વિવેચન

"નિર્મળ ગુણ મણિ રોહણભૂધરા, મુનિજન માનસ હંસ;
ધન્ય તે નગરી રે ધન્ય વેળા ઘડી, માતપિતા કુલવંશ....જિનેશર!"
—**શ્રી આનંદઘનજી**

જગતમાં જેમ પ્રતિપક્ષી શત્રુને જીતવામાં દાખવેલ પરાક્રમથી **યશ** ઊઠે છે, તેમ આ ભગવંતનો યશ પણ રાગ-દ્વેષ શત્રુને અને પરીષહ-ઉપસર્ગને જીતવામાં તેમણે દાખવેલ અદ્ભુત પરાક્રમથી ઊઠ્યો છે.—यशस्तु रागद्वेषपरीषहोपसर्गपराक्रमसमुत्थं. અર્થાત્ આખા જગતને પાદાક્રાંત કરનારા રાગ-દ્વેષ મહાશત્રુનો આ ભગવંતે સર્વદાને માટે સર્વથા સંહાર કરી નાંખ્યો; અને બીજાઓ જેનું નામ સાંભળતાં પણ કંપાયમાન થાય એવી ઘોર પરીષહ-ઉપસર્ગની સેનાથી પણ આ ભગવંતો, મેરુની જેમ નિષ્પ્રકંપ રહી, આત્મસ્વરૂપ સ્થિરતાથી લેશ પણ ચલાયમાન થયા નહિં—આવા અદ્ભુત આત્મ-પરાક્રમથી આ ભગવંતનો ચંદ્રકિરણ સમો ઉજ્જ્વલ મહાયશ ઉલ્લસ્યો.

જગતમાં બાહ્ય શત્રુસંહારમાં દાખવેલ પરાક્રમથી ઊઠેલો યશ મહાહિંસાદિથી મલિન કલંકિત હોઈ, કાંઈ સર્વલોકવ્યાપી હોતો નથી, ને સર્વ લોકને આનંદ ઉપજાવતો નથી;

પણ ભગવંતોનો આ આભ્યંતર શત્રુસંહાર-પરાક્રમથી ઊઠેલો યશ તો પરમ અહિંસાદિથી નિર્મલ-શુભ્ર નિષ્કલંક હોઇ, ત્રણે લોકમાં વ્યાપક બની, 'સુણતાં શ્રવણે અમી ઝરે' એવો '**ત્રૈલોક્યાનન્દકારિ**' —ત્રણે લોકને આનંદ ઉપજાવે એવો હોય છે.

બાહ્ય શત્રુસંહાર પરાક્રમજન્ય લૌકિક યશ ક્ષણજીવી હોઈ, કાંઈ સર્વકાળ સ્થિતિ કરતો નથી. પણ અમુક મર્યાદિત કાળ જ ટકે છે; પણ ભગવંતોનો આ આંતર શત્રુસંહાર-પરાક્રમથી ઊઠેલો અલૌકિક મહાયશ તો '**આકાલપ્રતિષ્ઠ**' છે,—'आकालप्रतिष्ठं', જ્યાંલગી કાળનું અસ્તિત્વ છે ત્યાંલગી તેની પ્રતિષ્ઠા છે, અર્થાત્ તે કોઈ કાળે નાશ નહિં પામનાર એવો શાશ્વત છે.

> "દેવ મહાજસ ગુણ અવલંબન, નિર્ભય પરિણતિ વ્યક્તિ રે;
> જ્ઞાને ધ્યાને અતિ બહુમાને, સાધે મુનિ નિજ શક્તિ રે...." **શ્રી દેવચંદ્રજી**
>
> "ચંદ્રકિરણ ઉજ્જવલ યશ ઉલસે, સૂરજ તુલ્ય પ્રતાપી દીપેજી,
> જે પ્રભુ ભક્તિ કરે નિત વિનયે, તે અરિયણ બહુ પ્રતાપી ઝીપેજી." **શ્રી યશોવિજયજી**



શ્રીમદ્ ભગવંતનું કેવલશ્રીરૂપ ભગ પ્રદર્શિત કરે છે—

[૧૬]श्रीः पुनः—घातिकर्मोच्छेदविक्रमावाप्तकेवलालोकनिरतिशयसुखसम्पत्समन्विततता परा ।[४१]

[૧૬]**અર્થ:**—શ્રી પુન: ઘાતિકર્મ ઉચ્છેદના વિક્રમથી (પરાક્રમથી) પ્રાપ્ત કેવલાલોકરૂપ નિરતિશય સુખસંપત્ સમન્વિતતા પરા.[૪૧]

## વિવેચન

> " ચરણ કમલ કમલા વસે રે, નિરમલ થિર પદ દેખ;
> સમલ અથિર પદ પરિહરી રે, પંકજ પામર પેખ....વિમલજિન."–**શ્રી આનંદઘનજી**

આ ભગવંતે ઘાતિકર્મનો ઉચ્છેદ કરવાનું વિક્રમ-પરાક્રમ દાખવ્યું, તેથી તેમને કેવલાલોક-કેવલજ્ઞાનપ્રકાશ પ્રાપ્ત થયો, એટલે તેમને નિરતિશય પરમ સુખસંપત્-સમન્વિતતા થઈ, એ જ આ ખરેખરા '**શ્રીમદ્**' ભગવાનનું શ્રીરૂપ 'ભગ' છે.

**આત્મ-મહાવીરત્વ**

કર્મ ને આત્માના ઘોર સંગ્રામમાં અપૂર્વ વીરત્વ દાખવતાં આ ભગવંતે પ્રથમ તો સમ્યગ્દર્શનરૂપ 'સુદર્શન' ચક્ર વડે અનંતાનુબંધી ચંડાળ ચોકડીથી વિંટાયેલા 'દર્શન-મોહ' નામધારી મિથ્યાદર્શન સેનાપતિનું મસ્તક ઉડાવી દીધું. એટલે કર્મની સેનામાં મોટું ભંગાણ પડતાં ચારિત્રમોહે સરદારી લીધી; તેની સામે આ ભગવંતે ચારિત્રધર્મ મહાયોદ્ધાને રણમાં ઉતાર્યો, અને તેણે આત્મસ્વભાવમાં વર્ત્તવારૂપ વ્રત-મુદ્ગર વડે તે ચારિત્રમોહના અપ્રત્યા-ખ્યાનાવરણ ને પ્રત્યાખ્યાનાવરણ એ બે પગ ભાંગી નાખી તેને લંગડો બનાવી દીધો.

એટલે લાગ જોઈને અપ્રમાદ ધનુર્ધરે આત્મજાગ્રતિરૂપ બાણ તાકીને તે મોહના મર્મસ્થાનમાં માર્યું, એટલે તે મોહ મૂર્ચ્છિત થઈને ધરણી પર ઢળી પડયો. પણ શત્રુનો વિશ્વાસ શો ? માટે મૃતપ્રાય છતાં સંજ્વલન કષાયથી જરાક સંજ્વલી રહેલો આ મહામોહ મહાશત્રુ કદાચને પાછો ઉછળે એમ જાણી, એને ક્ષય કર્યા વિના જરાય રેઢો ન મૂકવો, એમ સતત અપ્રમત્તપણે જાગતા રહી આ ભગવંત અપૂર્વકરણે અપૂર્વ આત્મસામર્થ્યયોગથી મોહને ખતમ કરવા માટે ક્ષપકશ્રેણીરૂપ ગજ પર આરૂઢ થયા; અને તેના ૮-૯-૧૦-૧૨ એ ગુણસ્થાનરૂપ ચાર પગ તળે તે મોહના સંજ્વલન-નોકષાયાદિ રહ્યા સહ્યા અવશેષને છૂંદી નાંખી, આ આત્મપરાક્રમી વીરે મોહને રત્નત્રયી ત્રિશૂલથી મારી નાંખ્યો.

આમ કર્મનો અન્નદાતા અને જગતત્રય પર એકછત્રી રાજ્ય ચલાવનારો મહામોહ ચક્રવર્ત્તી મરાયો, એટલે પછી જ્ઞાનાવરણીય દર્શનાવરણીય ને અંતરાય એ બાકીના ત્રણેય ઘાતિ મહારથી પણ તત્ક્ષણ જ ટપોટપ પડયા. એટલે આવા શત્રુસંહારથી ત્યારે જેવું આત્માનું આત્મસ્વભાવરમણતામય ચારિત્ર ખ્યાત છે અથવા જ્ઞાનિઓથી આખ્યાત છે તેવું 'યથાખ્યાત' ચારિત્ર તેમને પ્રગટયું, અને આમ પરમ સુખમય-આનંદઘનમય આત્મસ્વરૂપમાં પ્રતપનથી આ પરંતપ ભગવંતનું અનુપમ સ્વરૂપ તેજ પ્રતપી રહ્યું. અને આ ભગવંતના આવા અપૂર્વ આત્મપરાક્રમથી રીઝી કેવલશ્રીએ આવી આ શ્રીમદ્ ભગવંતના કંઠમાં વિજયમાલ આરોપી અને ભાલમાં ત્રિભુવનસ્વામીપણાનું તિલક કર્યું.



ધર્મમૂર્તિ ભગવંતનું પરમ ધર્મરૂપ ભગ પ્રકાશે છે—

[૧૭]धर्मस्तु—सम्यग्दर्शनादिरूपो दानशील-तपोभावनामयः साश्रवानाश्रवो महायोगात्मकः।[૪૨]

[૧૭]અર્થ:—ધર્મ તો સમ્યગ્દર્શનાદિરૂપ, દાન-શીલ-તપો-ભાવનામય, સાશ્રવ-અનાશ્રવ મહાયોગાત્મક એવો.[૪૨]

## વિવેચન

" શુદ્ધાતમ અનુભવ સદા, તે સ્વસમય વિલાસ રે;
પરવડી છાંયડી જ્યાં પડે, તે પરસમય નિવાસ રે....
ધરમ પરમ અરનાથનો."—શ્રી આનંદઘનજી

આ ભગવંતોનું ધર્મરૂપ 'ભગ' પણ સમગ્ર છે. ભગવંતોનો આ ધર્મ (૧) સમ્યગ્દર્શનાદિરૂપ, (૨) દાન-શીલ-તપ-ભાવનામય. (૩) સાશ્રવ-અનાશ્રવ મહાયોગાત્મક છે. તે આ પ્રકારે—

આ ભગવંતોનો જે 'सम्यग्दर्शनादिरूपः' સમ્યગ્દર્શનાદિરૂપ નિઃશ્રેયસ્ ધર્મ છે, તે ક્ષાયિકભાવે છે. એટલે ક્ષાયિક સમ્યગ્દર્શનને લીધે સ્વપરભેદવિજ્ઞાન જે તેમને ઉપજયું

સમ્યગ્દર્શનાદિરૂપ પરમ ધર્મ

છે, તેમાં કોઈ કાળે કંઈ પણ ક્ષતિ થવાનો સંભવ નથી; સકલ જ્ઞાનાવરણના ક્ષયથી ઉપજેલું તેમનું કેવલજ્ઞાન સદોદિત રહે એવું ઉત્કૃષ્ટ છે; અને મોહનીયના ક્ષયને લીધે શુદ્ધ આત્મસ્વરૂપમાં નિરંતર રમણતા વર્ત્યા કરે એવું પરમોત્કૃષ્ટ યથાખ્યાત ચારિત્ર એમને પ્રગટ્યું છે. આમ ક્ષાયિક સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્રરૂપ અભેદ રત્નત્રયીથી આ ભગવંતો સદા શુદ્ધ આત્મસ્વભાવ ધર્મમાં વર્ત્તતા હોવાથી, શુદ્ધ આત્માનો સદા અનુભવ કરવારૂપ-સ્વસમયવિલાસરૂપ આ ભગવંતોનો ધર્મ પરમ છે.

આ ભગવંતોનો દાન-શીલ-તપ-ભાવનામય ચતુર્વિધ ધર્મ પણ વ્યવહારથી ને નિશ્ચયથી બન્ને પ્રકારે પરમોત્તમ છે. દાનાંતરાયનો ક્ષય થયો હોવાથી આ ભગવંતો

દાન-શીલ-તપ ભાવનામય ધર્મ

પોતાના અનંત જ્ઞાનસંપત્તિમય શુદ્ધ સહજ આત્મસ્વરૂપનું દાન સ્વ આત્માને કરે છે; પરભાવ-વિભાવરૂપ અધર્મમાં ગમનરૂપ વ્યભિચારથી શીલનો ભંગ ન થવા દેતાં, આ ભગવંતો આત્મ-સ્વભાવ ધર્મમાં વર્ત્તવારૂપ અખંડ શીલનું પાલન કરતા સતા અનુપમ શીલ-સૌરભથી શોભે છે. જેનું દ્વાદશવિધ તપનું સેવન અનન્ય છે એવા આ પરંતપ ભગવંતો અનુપમ આત્મસ્વરૂપમાં પ્રતપનથી પ્રતપે છે. જેણે દ્વાદશ વૈરાગ્ય ભાવનાનું પરમ ભાવન કર્યું છે એવા આ ભગવંતો આત્મભાવનાથી પરમ ભાવિતાત્મા વર્ત્તે છે. આમ દાન-શીલ-તપ-ભાવનામય ચતુર્વિધ ધર્મનું પણ આ ભગવંતોને ઉત્કૃષ્ટપણું છે.

તેમજ જ્યાં કષાયજન્ય-સાંપરાયિક આશ્રવ ઉત્તરોત્તર ક્ષીણ થતો જતો હોય છે એવો સાશ્રવ યોગ આ ભગવંતોએ દશમા સૂક્ષ્મસંપરાય ગુણસ્થાન પર્યંત સાધ્યો; અને

સાશ્રવ-અનાશ્રવ મહાયોગાત્મક ધર્મ

પછી સર્વથા કષાય અભાવે માત્ર યોગપ્રત્યયી દ્વિસમયિક (બે સમયની સ્થિતિવાળો) બંધ શિવાય જ્યાં કર્મઆશ્રવનો સર્વથા અભાવ છે એવો અનાશ્રવ યોગ આ ભગવંતોએ બારમા-તેરમા ગુણસ્થાને સાધ્યો. આમ આ ભગવંતોનો પરિશુદ્ધ ધર્મવ્યાપારરૂપ મહાયોગાત્મક ધર્મ પણ ઉત્કૃષ્ટ છે.

અને આમ સાશ્રવ-અનાશ્રવ મહાયોગરૂપ દ્વિવિધ, સમ્યગ્દર્શનાદિરૂપ ત્રિવિધ અને દાનાદિરૂપ ચતુર્વિધ એવો આ ભગવંતોનો ધર્મ પરમોત્તમ હોવાથી સર્વપ્રકારે આ ભગવંતોનું ધર્મરૂપ ભગ સમગ્ર-સંપૂર્ણ છે.

---

* "अस्यैव सास्रवः प्रोक्तो बहुजन्मान्तरावहः।
पूर्वव्यावर्णितन्यायादेकजन्मा त्वनास्रवः ॥
आस्रवो बन्धहेतुत्वाद्बन्ध एवेह यन्मतः।
स सांपरायिको मुख्यस्तदेषोऽर्थोऽस्य संगतः ॥
एवं चरमदेहस्य संपरायवियोगतः।
इत्वरास्रवभावेऽपि स तथानास्रवो मतः ॥"

—શ્રી યોગબિન્દુ, શ્લોક ૩૩૫

"સંગ પરિહારથી સ્વામી નિજ પદ ગ્રહ્યું, શુદ્ધ આત્મિક આનંદ પદ સંગ્રહ્યું"
ધર્મ જગનાથનો ધર્મ શુચિ ગાઇયે, આપણો આતમા તેહવો ભાવિયે."
—શ્રી દેવચંદ્રજી



પરમ આત્મપરાક્રમી ભગવંતનું અનન્ય પ્રયત્નરૂપ ભગ કીર્ત્તન કરે છે—

[૧૮]प्रयत्नः पुनः—परमवीर्यसमुत्थ एकरात्रिक्यादिमहाप्रतिमाभावहेतुः समुद्घातशैलेश्यवस्थाव्यङ्ग्यः समग्र इति।[४२]

[૧૮]અર્થ:—પ્રયત્ન પુન: પરમવીર્ય સમુત્થ, એકરાત્રિકી આદિ મહાપ્રતિમા ભાવનો હેતુ, સમુદ્ઘાત-શૈલેશી અવસ્થાથી વ્યંગ્ય એવો સમગ્ર.[૪૩]

## વિવેચન

"અનંત વીરજ જિનરાજનો, શુચિ વીરજ પરમ અનંત રે;
નિજ આત્મ ભાવે પરિણમ્યો, ગુણ વૃત્તિ વર્ત્તનાવંત રે....
મન મોહ્યું અમારૂં પ્રભુ ગુણે."…. શ્રી દેવચંદ્રજી.

આ ભગવંતોનું પ્રયત્નરૂપ 'ભગ' પણ સમગ્ર છે. આ પ્રયત્ન (૧) 'परमवीर्यसमुत्थ:' પરમ વીર્યથી સમુત્થ–ઉત્પન્ન થયેલ, (૨) એકરાત્રિકી આદિ મહાપ્રતિમાભાવનો હેતુ, (૩) સમુદ્ઘાત–શૈલેશી અવસ્થાથી વ્યંગ્ય–વ્યક્ત થતો એવો છે. તે આ પ્રકારે:—

જેટલું અને જેવું આત્માનું વીર્ય–સામર્થ્ય તેટલો અને તેવો પ્રયત્ન થઈ શકે. આ ભગવંતોનું આત્મવીર્ય–આત્મસામર્થ્ય પરમ ઉત્કૃષ્ટ છે, એટલે આ ભગવંતોનો પ્રયત્ન–પ્રકૃષ્ટ યત્ન–આત્મપુરુષાર્થ પણ ઉત્કૃષ્ટ છે. આ ભગવંતોનું આત્મવીર્ય પરમ ઉત્કૃષ્ટ છે, એટલું જ નહિં પણ પરભાવ–વિભાવનો સ્પર્શલેશ નહિં હોવાથી પરમ શુચિ–શુદ્ધ–પવિત્ર છે, તેમજ ક્ષાયિક ભાવે હોવાથી તેનો કોઈ કાળે અંત ન આવે એવું અનંત છે. કારણ કે આ ભગવંતનું આત્મવીર્ય નિજ આત્મભાવમાં પરિણમ્યું છે અને નિજ ગુણવૃત્તિમાં વર્ત્તનાવંત વર્ત્તે છે.

"શુદ્ધ પરિણામતા વીર્યકર્ત્તા થઈ. પરમ અક્રિયતા અમૃત પીધો,
....સહજ ગુણઆગરો સ્વામી સુખસાગરો."—શ્રી દેવચંદ્રજી

આ ભગવંતોએ આ વીર્યસંચય આ પ્રકારે કર્યો:—મન–વચન–કાયાના પ્રમત્ત યોગથી આત્માની વેડફાઈ જતી–ચારે કોર વેરણ છેરણ થતી શક્તિને તેમણે અટકાવી; અને પરભાવ–વિભાવમાં ન જવા દેતાં જેમ બને તેમ આત્મસ્વરૂપમાં આત્માનું સંયમન કરી, આત્માને સંયમી રાખી—રોકી રાખી, તેમણે આત્મવીર્યની અત્યંત ઉગ્ર જમાવટ ( Mobilisation ) કરી, અને આમ તીક્ષ્ણ આત્મોપયોગવંત રહી સમયે સમયે અનંતા સંયમ વર્ધમાન કરતાં આ અપ્રમત્ત ભગવંતોએ સામર્થ્યયોગની શ્રેણીએ ચઢી અનંત એવું ક્ષાયિક વીર્ય પ્રગટાવ્યું.

"સંયમના યોગે વીર્ય તે, તુમે કીધો પંડિત દક્ષ રે;
સાધ્યરસી સાધકપણે, અભિસંધિ રમ્યો નિજ લક્ષ રે....મન મોહ્યું.
અભિસંધિ અબંધક નીપને, અનભિસંધિ અબંધક થાય રે;
સ્થિર એક તત્ત્વતા વરતતો, તે ક્ષાયિક શક્તિ સમાય રે...." શ્રી દેવચંદ્રજી

આમ સંયમના યોગે જેણે અપૂર્વ આત્મવીર્ય સંચય કર્યો, એવા આ ભગવંતોએ એકરાત્રિકી આદિ મહા દુષ્કર પ્રતિમાઓની અનન્ય સાધનામાં અપૂર્વ પ્રયત્ન—આત્મ-પુરુષાર્થ દાખવ્યો હોય એમાં આશ્ચર્ય શું? તેમજ અપૂર્વ આત્મપરાક્રમરૂપ અપૂર્વકરણથી ક્ષાયોપશમિક ધર્મોના સંન્યાસરૂપ (ત્યાગરૂપ) ધર્મસંન્યાસ સામર્થ્યયોગની શ્રેણીએ ચઢી જેણે 'નિજ કેવલજ્ઞાન નિધાન' પ્રગટાવ્યું, એવા આ ભગવંતોએ આયુપ્રાંતે કર્મોના સમીકરણાર્થે કેવલિસમુદ્ઘાતમાં પણ અનન્ય પ્રયત્નવિશેષરૂપ અપૂર્વ આત્મવીર્ય દાખવ્યું હોય એમાં આશ્ચર્ય શું? અને આ સમુદ્ઘાતના ફળરૂપ શૈલેશીકરણમાં મન-વચન-કાયાના યોગના સંન્યાસરૂપ યોગસંન્યાસ સામર્થ્યયોગ અર્થાત્ પરમ અયોગ યોગ સાધી, શૈલેશ-મેરુ જેવી નિષ્પ્રકંપ અડોલ આત્મસ્થિરતારૂપ પરમ યોગારૂઢ દશા પામવામાં પણ આ ભગવંતોએ પરમ આત્મવીર્યનો પરમ અદ્ભુત ચમત્કાર દાખવ્યો હોય એમાં પણ આશ્ચર્ય શું?

"વીર્ય ક્ષાયિક બલે ચપળતા યોગની, રોધી ચેતન કર્યો શુચિ અલેશી;
ભાવ શૈલેશીમેં પરમ અક્રિય થઈ, ક્ષય કરી ચાર તનુ કર્મ શેષી."—શ્રીદેવચંદ્રજી
"ઉત્કૃષ્ટે વીરજ નિવેશે, યોગક્રિયા નવિ પેસે રે;
યોગતણી ધ્રુવતા શૈલેશે, આતમશક્તિ ન ખેસે રે. વીરજી." શ્રી આનંદઘનજી



એવંભૂત 'ભગ' જેઓને છે તે ભગવંતો, તેઓને નમસ્કાર—એમ અપૂર્વ ભક્તિભાવ દાખવે છે—

[१९]अयमेवंभूतो भगो विद्यते येषां ते भगवन्तः, तेभ्यो भगवद्भ्यो नमोऽस्त्विवति । एवं सर्वत्र क्रिया योजनीया।

॥ इति (नमो) भगवद्भ्यः ॥ २ ॥

तदेवंभूता एव प्रेक्षावतां स्तोतव्या इति स्तोतव्यसम्पत् ॥ १ ॥[४४]

[१९]અર્થ:—આ એવંભૂત ભગ વિદ્યમાન છે જેઓને તે ભગવંતો. તે ભગવંતોને 'નમોઽસ્તુ' નમસ્કાર હો! એમ સર્વત્ર ક્રિયા યોજવા યોગ્ય છે.

॥ ઈતિ નમઃ ભગવંતોને ॥ ૨ ॥

તેથી એવંભૂતો જ પ્રેક્ષાવંતોને સ્તોતવ્ય (સ્તુતિ કરવા યોગ્ય) છે.[૪૪]

॥ ઈતિ સ્તોતવ્યસંપત્ ॥ ૧ ॥

## વિવેચન

"ઇણવિધ પરખી મન વિશરામી, જિનવર ગુણ જે ગાવે રે;
દીનબંધુની મ્હેર નજરથી, આનંદઘન પદ પાવે રે." —**શ્રી આનંદઘનજી**

આમ ઉપરમાં વિવરી બતાવ્યું તેમ સમગ્ર એવા ઐશ્વર્ય, રૂપ, યશ, શ્રી, ધર્મ અને પ્રયત્ન એ છએ પ્રકારનું આ સમગ્ર-સંપૂર્ણ 'ભગ' એવંભૂત—એવા પ્રકારની તથારૂપ દશાવાળું જેને વિદ્યમાન છે, તે ભગવંતો છે; તે ભગવંતોને નમસ્કાર હો! એમ સર્વત્ર—સર્વ સૂત્રપદોમાં નમસ્કાર ક્રિયા યોજવા યોગ્ય છે. જેમકે—**नमो आइगराणं, नमो तित्थयराणं, नमो सयंसंबुद्धाणं, नमो अभयदयाणं, नमो धम्मदयाणं** ઇત્યાદિ પ્રકારે આ પ્રણિપાતસૂત્ર દંડકના પ્રત્યેક પદની સાથે નમસ્કાર જોડવા યોગ્ય છે.

તેથી 'एवंभूता एव प्रेक्षावतां स्तोतव्याः'—એવંભૂતો જ—એવા પ્રકારની અર્હંત્ ભગવત્‌સ્વરૂપ જેની તથારૂપ પરમ આત્મદશા પ્રગટ છે, એવા અર્હંત ભગવંતો જ સ્તવાર્હ હોઈ, જોઈ વિચારી વર્ત્તનારા પ્રેક્ષાવંતોને સ્તોતવ્ય-સ્તુતિ કરવા યોગ્ય છે.

"માહરી શુદ્ધ સત્તા તણી પૂર્ણતા, તે તણો હેતુ પ્રભુ તુંહી સાચો;
દેવચંદ્રે સ્તવ્યો મુનિગણે અનુભવ્યો, તત્ત્વભક્તે ભવિક સકલ રાચો."

— **તત્ત્વરંગી મહામુનિ શ્રી દેવચંદ્રજી**

॥ इति स्तोतव्यसम्पद् ॥ १ ॥



# દ્વિતીય અધિકાર

# પ્રધાન સાધારણ-અસાધારણરૂપ હેતુસંપદ્

## ૩. આદિકર : ' आदिकरेभ्यः ' પદ વ્યાખ્યાન

'આદિકર' સૂત્રનું પ્રયોજન: પ્રત્યાત્મપ્રધાનવાદી મૌલિક સાંખ્યોનું નિરાકરણ—

[१] एतेऽपि भगवन्तः प्रत्यात्मप्रधानवादिभि मौंलिकसाङ्ख्यैः सर्वथाऽकर्त्तारोऽभ्युपगम्यन्ते ' अकर्त्ताऽऽत्मेति ' वचनात्, तद्व्यपोहेन कथञ्चित् कर्तृत्वाभिधित्सयाऽऽह—[४५]

**' आदिकरेभ्यः ' इति ।**

[१] અર્થ:—આ ભગવંતો પણ પ્રત્યાત્મપ્રધાનવાદી એવા મૌલિક સાંખ્યોથી સર્વથા અકર્ત્તા માનવામાં આવે છે,—'અકર્ત્તા આત્મા ' એ વચનથી,—તેના વ્યપોહથી (નિરાકરણથી ) કથંચિત્ કર્તૃત્વ કથવાની ઇચ્છાથી કહ્યું—[૪૫]

**' આદિકરોને '**

### વિવેચન

" કર્ત્તા ભોક્તા ભાવ, કારક ગ્રાહક હો જ્ઞાન ચારિત્રતા;
ગુણપર્યાય અનંત, પામ્યા તુમચા હો પૂર્ણ પવિત્રતા. " શ્રી દેવચંદ્રજી

આ ભગવંતો ' આદિકર ' છે. આ વિશેષણ પ્રત્યાત્મપ્રધાનવાદી **' મૌલિક ' સાંખ્યોનું નિરાકરણ** કરવા માટે મૂક્યું છે. ઉત્તર સાંખ્યો તો સર્વ આત્માઓમાં એક નિત્ય એવું પ્રધાન ( પ્રકૃતિ ) માને છે—' एकं नित्यं सर्वात्मसु प्रधानं ' એ વચનથી; તેના વ્યવચ્છેદ અર્થે અત્રે મૌલિક ( મૂળ, અસલ, Original ) સાંખ્ય એમ કહ્યું છે. આ મૌલિક સાંખ્યો પ્રત્યેક આત્મા દીઠ પ્રધાન–પ્રકૃતિ જૂદી જૂદી છે એમ વદતા હોઈ **' પ્રત્યાત્મપ્રધાનવાદી '**

---

पञ्जिका—प्रत्यात्मप्रधानवादिभि :—સત્ત્વ–રજસ્–તમસ્ની સામ્ય અવસ્થા તે પ્રકૃતિ, તે જ પ્રધાન. તેથી आत्मानं आत्मानं प्रति प्रधानं वदितुं शीलं येषां ते प्रत्यात्मप्रधानवादिनः तैः– આત્મા આત્મા પ્રતિ ( પ્રત્યેક આત્મા દીઠ ) પ્રધાન વદવાનું શીલ છે જેઓનું તે પ્રત્યાત્મપ્રધાનવાદીઓ, તેઓથી. ઉત્તર સાંખ્યો તો ' एकं नित्यं सर्वात्मसु प्रधानं ' એક નિત્ય એવું સર્વ આત્માઓમાં પ્રધાન છે એમ પ્રતિપન્ન છે, ( માને છે ), તેના વ્યવચ્છેદાર્થે ' मौलिक सांख्यैः ' મૌલિક સાંખ્યોથી એમ કહ્યું. તેનું ગ્રહણ પણ પ્રત્યાત્મકર્મભેદવાદી ( પ્રત્યેક આત્મા અને કર્મનો ભેદ વદનારા ) જૈનોની કર્તૃત્વમાત્ર વિષયા જ તેઓની સાથે વિપ્રતિપત્તિ ( વિરુદ્ધ માન્યતા ) છે એ અભિપ્રાયથી કર્યું છે.

કહેવાય છે, અને તેઓ આત્માને સર્વથા એકાંતે અકર્ત્તા માને છે—'अकर्त्ताऽत्मा' इति वचनात्—આત્મા અકર્ત્તા છે એમ તેઓનું વચન છે માટે. જૈનો પણ, તેમની જેમ, પ્રત્યેક જૂદા જૂદા આત્મા દીઠ જૂદી જૂદી પ્રકૃતિ (કર્મ) માને છે, પરંતુ તેઓ (જૈનો) આત્માને કથંચિત્—કોઈ અપેક્ષાએ કર્ત્તા માને છે. એટલો જ કર્તૃત્વમાત્રવિષયી જ—કર્તૃત્વમાત્ર સંબંધી જ મૌલિક સાંખ્યો સાથે જૈનોનો માન્યતાભેદ (વિપ્રતિપત્તિ) છે. એટલે કોઈ અપેક્ષાએ કર્તૃત્વ કથવાની ઇચ્છાથી અત્રે 'आदिकरेभ्यः'—આદિકરોને એ અર્થ-ગર્ભ વિશેષ પદ મૂક્યું છે.



આત્માદિગામિ સર્વ જન્માદિ પ્રપંચના આદિકર આ ભગવંતો છે એમ રહસ્ય દર્શાવે છે—

[२]इहादौ करणशीला आदिकराः, अनादावपि भवे तदा तदा तत्तत्कर्म्माण्वादिसम्ब-न्धयोग्यतया विश्वस्यात्मादिगाभिनो जन्मादिप्रपञ्चस्येति हृदयं।[४६]

[२]અર્થ:—અહીં આદિમાં કરણશીલ તે આદિકરો,—અનાદિ ભવમાં પણ ત્યારે ત્યારે તે તે કર્માણુ આદિની સંબંધયોગ્યતા વડે કરીને વિશ્વ (સમગ્ર) આત્માદિગામી જન્માદિ પ્રપંચના (આદિકરો)—એમ હૃદય છે.[४६]

## વિવેચન

"ચેતન જો નિજ ભાનમાં, કર્ત્તા આપ સ્વભાવ;
વર્તે નહિ નિજ ભાનમાં, કર્ત્તા કર્મ પ્રભાવ."—શ્રી આત્મસિદ્ધિ

અહીં 'આદિકર' એટલે શું? આદિમાં કરણશીલ તે આદિકર, અર્થાત્ આદિમાં—આદિ પરત્વે—આદિ સંબંધમાં કરવાનું શીલ—સ્વભાવ છે જેનો તે આદિકર. પ્રવાહ અપેક્ષાએ અનાદિ ભવમાં પણ આ ભગવંતો આદિકર છે; તો પછી પ્રતિનિયત—ચોક્કસ અમુક વ્યક્તિ અપેક્ષાએ આદિમંત ભવમાં તો પૂછવું જ શું? એમ 'अपि' 'પણ' શબ્દનો અર્થ છે.

તે આદિકર કોના વડે કરીને છે? તો કે 'तदा तदा' ત્યારે ત્યારે—તે તે કાળે 'तत् तत्' તે તે ચિત્રરૂપ—નાના પ્રકારના કર્માણુઓ સાથેના અને આદિ શબ્દથી તે

**पञ्जिका**—अन ઇત્યાદિ. **अनादावपि**—અનાદિ પણ,—પ્રવાહ અપેક્ષાએ; તો પછી પ્રતિનિયત વ્યક્તિ અપેક્ષાએ આદિમંતનું તો પૂછવું જ શું? એમ 'अपि' પણ શબ્દનો અર્થ છે. **भवे**—ભવમાં, સંસારમાં, **तदा तदा**—તે તે કાલે, '**तत्तत्कर्माण्वादिसम्बन्धयोग्यतया**'—**तत् तत्**—તે તે ચિત્રરૂપ, **कर्माणवः**—કર્માણુઓ, જ્ઞાનાવરણાદિ કર્મપરિણામ અર્હ (યોગ્ય) પુદ્ગલો, **आदि**—આદિ શબ્દથી તેઓના જ બન્ધ-ઉદય-ઉદીરણાદિહેતુ દ્રવ્ય-ક્ષેત્ર-કાલ-ભાવ ગ્રહાય છે, **तेन सम्बन्धः**—તેની સાથે સંબંધ, પરસ્પર અનુવૃત્તિ ચેષ્ટારૂપ સંયોગ, **तस्य योग्यता**—તેની યોગ્યતા, તે પ્રતિ પ્રહ્વતા, **तया**—તે વડે કરીને. **विश्वस्य**—વિશ્વ, સમગ્ર,—એવંવિધ યોગ્યતા જ આત્માની કર્તૃત્વશક્તિ છે, **आत्मादिगामिनः**—આત્માદિગામિ, આત્મ-પર-તદુભયગત એવા, **जन्मादिप्रपञ्चस्य**—પ્રતીત એવા જન્માદિ પ્રપંચના, **इति हृदयं**—એમ હૃદય છે, આ સૂત્રગર્ભ છે.

કર્માણુઓના જ બંધ–ઉદય–ઉદીરણાદિના હેતુરૂપ દ્રવ્ય–ક્ષેત્ર–કાલ–ભાવ સાથેના સંબંધની યોગ્યતા વડે કરીને —कर्माण्वादिसंबंधयोग्यतया, અર્થાત્ જ્ઞાનાવરણીયાદિ કર્મપરિણામને યોગ્ય એવા પુદ્ગલો—કર્માણુ અને તેના બંધ–ઉદયાદિરૂપ દ્રવ્ય–ક્ષેત્ર–કાલ–ભાવનાં સંબંધની એટલે કે 'પરસ્પર અનુવૃત્તિ ચેષ્ટારૂપ સંયોગ'ની યોગ્યતા વડે કરીને તેઓ આદિકર છે. આમ કર્મસંબંધયોગ્યતા એ જ આત્માની કર્ત્તૃત્વશક્તિ છે, અને તેના વડે કરીને તેઓ આદિકર છે.

અને તે આદિકર કોના છે? તે માટે કહ્યું કે—'विश्वस्यात्मादिगामिनो जन्मादिप्रपञ्चस्य।' —વિશ્વ (સમસ્ત) આત્માદિગામિ જન્માદિપ્રપંચના; અર્થાત્ આત્મગત, પરગત, ઉભયગત જન્માદિપ્રપંચના—એમ આ સૂત્રનું હૃદય–ગર્ભાર્થ-રહસ્ય છે. આમ ભગવાન જેમ પોતાના આત્માદિગામિ જન્માદિ પ્રપંચના આદિકર છે તેમ પ્રત્યેક આત્મા પણ પોતપોતાના આત્મગત, પરગત ને ઉભયગત જન્માદિ વિશ્વપ્રપંચનો આદિકર છે, પોતપોતાના કર્મ–જગત્‌નો કર્ત્તા છે, પોતપોતાના જન્માદિ પ્રપંચરૂપ વિશ્વનો સર્જક–સ્રષ્ટા આદિકર (Creator of his own individual universe) છે. અર્થાત્ જેમ ભગવંત પોતાના જન્માદિ પ્રપંચના આદિકર છે, તેમ અન્ય સર્વ આત્માઓ પણ પોતપોતાના જન્માદિ પ્રપંચના આદિકર છે, એટલે આ આદિકરપણું સર્વ-સાધારણ હોઈ સ્તોતવ્યસંપદ્‌નું સાધારણહેતુસંપદ્‌રૂપ છે. કારણ કે આ ચેતન જો નિજ સ્વરૂપના ભાનમાં વર્ત્તે તો આત્મસ્વભાવનો કર્ત્તા હોય, ને નિજ ભાનમાં ન વર્ત્તે તો કર્મના પ્રભાવનો કર્ત્તા હોય. આમ જ્યાંલગી આત્મસ્વરૂપનું ભાન ન હોય, ત્યાંલગી કર્ત્તા–કર્મ ઈ. ષટ્‌કારકચક્ર પરભાવપ્રત્યયી હોઈ આત્મબાધક થઈને પ્રવર્ત્તે છે, એટલે તે જન્મપ્રપંચનું–સંસારનું કારણ થાય છે; પણ આત્મસ્વરૂપનું ભાન થયે એ જ ષટ્‌કારકચક્ર સ્વભાવપ્રત્યયી થઈ આત્મસાધક થઈને પ્રવર્ત્તે છે, એટલે તે ભવપ્રપંચના ક્ષયનું–મોક્ષનું કારણ થાય છે. તે આ પ્રકારે:—

*આત્માદિગામિ જન્માદિ પ્રપંચનું આદિકરપણું*

કર્ત્તા, કર્મ, કરણ, અપાદાન, સંપ્રદાન અને અધિકરણ એ ષટ્‌કારકચક્ર જે પૂર્વે આત્મસ્વરૂપના ભાન વિના આત્મબાધકપણે ચાલતું હતું, વિપરીતપણે–ઉલટું ઊંધું (Anti-Clockwise) ચાલતું હતું, તે હવે આત્મસ્વરૂપનું ભાન આવ્યે આત્મસાધકપણે અવિપરીતપણે સુલટું સીધું (Clockwise) ચાલવા માંડે છે. પૂર્વે જે કર્ત્તા પરભાવનો થતો હતો, કર્મ પરભાવ–વિભાવ-રૂપ કરતો હતો, કરણ પર વસ્તુનું પ્રયોજતો હતો, ગ્રહણરૂપ સંપ્રદાન પરનું કરતો હતો, ત્યાગરૂપ અપાદાન સ્વનું કરતો હતો અને અધિકરણ પણ પર વસ્તુમાં કરતો હતો; તેને બદલે હવે તે કર્ત્તા સ્વભાવનો થાય છે, કર્મ સ્વભાવરૂપ કરે છે, કરણ આત્મસ્વભાવનું પ્રયોજે છે, ગ્રહણરૂપ સંપ્રદાન આત્મભાવનું કરે છે, ત્યાગરૂપ અપાદાન પરભાવનું કરે છે અને અધિકરણ આત્મવસ્તુમાં કરે છે. એટલે પૂર્વે જે પરનો કર્ત્તા, પર કર્મ, પર કરણ વડે, પર અર્થે, પર થકી, પરમાં રહીને કરતો હતો, તે હવે

*આત્મસાધક ષટ્‌કારક ચક્ર*

સ્વઆત્માનો કર્તા, સ્વભાવ કર્મને, સ્વભાવ કરણ વડે, સ્વભાવ અર્થે, સ્વ થકી, સ્વમાં રહીને કરે છે. અર્થાત્ આત્મા, આત્માને, આત્માથી, આત્મા અર્થે, આત્મા થકી, આત્મામાં સાધે છે. आत्मा आत्मानं आत्मना आत्मने आत्मनः आत्मनि साधयति। આ પ્રમાણે તે સાધક એવા કારકષટ્ક વડે આત્મગુણની સાધના કરે છે. ભક્તરાજ **દેવચંદ્રજીએ** ગાયું છે કે—

> "મલ્લિનાથ જગનાથ ચરણ યુગ ધ્યાઈએ રે,
> શુદ્ધાતમ પ્રાગ્ભાવ પરમ પદ પાઈયે રે;
> સાધક કારક ષટ્ક કરે ગુણ સાધનારે, તેહી જ શુદ્ધ સ્વરૂપ થાય નિરાબાધનારે.
> કર્તા આતમ દ્રવ્ય કારજ નિજ સિદ્ધતારે, ઉપાદાન પરિણામ પ્રયુક્ત તે કરણતારે;
> આતમ સંપદ્દાન તેહ સંપ્રદાનતા રે, દાતા પાત્ર ને દેય ત્રિભાવ અભેદતારે.
> સ્વપર વિવેચનકરણ તેહ અપાદાનથી રે, સકલ પર્યાય આધાર સંબંધ આસ્થાનથીરે;
> બાધક કારક ભાવ અનાદિ નિવારવા રે, સાધકતા અવલંબી તે સમારવારે. મલ્લિ."
>
> **મહામુનિ શ્રી દેવચંદ્રજી**

આમ અનાદિથી આ ષટ્કારક ચક્ર જે આત્મબાધકપણે વર્ત્તી જન્માદિ પ્રપંચનું કારણ થઈને પ્રવર્ત્તતું હતું, તેને આ આદિકર ભગવંતોએ આત્મસાધકપણે પ્રવર્તાવી, મોક્ષની સિદ્ધિ કરી. અને આમ જન્માદિ પ્રપંચના આદિકર તેઓ પોતે જ હતા તેમજ મોક્ષના આદિકર પણ તેઓ પોતે જ થયા.



આદિકર ન માનવામાં જન્માદિ વિશ્વ પ્રપંચનો અસંભવ પ્રદર્શિત કરે છે—

[૩]अन्यथाऽधिकृतप्रपञ्चासम्भवः, प्रस्तुतयोग्यतावैकल्ये प्रक्रान्तसम्बन्धासिद्धेः, अतिप्रसङ्गदोषव्याघातात्, मुक्तानामपि जन्मादिप्रपञ्चस्यापत्तेः, प्रस्तुतयोग्यताऽभावेऽपि प्रक्रान्तसम्बन्धाविरोधादिति परिभावनीयमेतत् ॥[૪૭]

---

पञ्जिका—વિપક્ષમાં બાધક કહ્યું—अन्यथा—નહિં તો, કર્તૃત્વ અનધિકૃત સતે, प्रपञ्चासम्भवः પ્રપંચનો અસંભવ હોય, વિશ્વ–સમગ્ર આત્માદિગામિ જન્માદિ પ્રપંચની અનુપપત્તિ (અઘટમાનતા) હોય. કયા કારણથી? તો કે—प्रस्तुतयोग्यतावैकल्ये—પ્રસ્તુત યોગ્યતાના વૈકલ્યે, પ્રસ્તુત—અનાદિ ભવમાં પણ ત્યારે ત્યારે તે તે કર્માણુ આદિ સંબંધનું નિમિત્ત એવી કર્તૃત્વલક્ષણા યોગ્યતાના અભાવે, प्रक्रान्तसंबंधासिद्धेः—પ્રક્રાન્ત–પ્રતિવિશિષ્ટ કર્માણુ આદિ સાથે ઉક્તરૂપ સંબંધની અનિષ્પત્તિને લીધે. આ પણ કયા કારણથી? માટે કહ્યું. अतिप्रसङ्गदोषव्याघातात्—એમ અભ્યુપગમ સતે, यः अतिप्रसङ्गः—જે અતિપ્રસંગ અતિવ્યાપ્તિ, स एव दोषः—તે જ અનિષ્ટપણાને લીધે દોષ, तेन—તે વડે, व्याघातः—વ્યાઘાત, પ્રકૃત યોગ્યતા વૈકલ્યે પ્રસ્તુત સંબંધનું અનિવારણ, तस्मात्—તે થકી. અતિપ્રસંગ જ ભાવે છે—मुक्तानामपि—મુક્તોને—નિર્વૃત્તોને પણ, બીજાની વાત તો દૂર રહો! जन्मादिप्रपञ्चापत्तेः—અનિષ્ટ એવા જન્માદિ પ્રપંચની આપત્તિ–પ્રાપ્તિને લીધે. કયા કારણથી? તો કે—प्रस्तुतयोग्यताऽभावेऽपि—પ્રસ્તુત યોગ્યતાના અભાવે પણ, પ્રસ્તુત યોગ્યતા વિના પણ, प्रक्रान्तसंबंधाविरोधात्—પ્રક્રાન્ત સંબંધના અવિરોધને લીધે, તે તે કર્માણુઓ આદિ સાથે સંબંધના અદોષને લીધે,—આત્મઅકર્તૃત્વવાદીઓના (મતે)—એમ આ અન્વય–વ્યતિરેકથી ભાવવા યોગ્ય છે.

[૩]અર્થ:—અન્યથા (નહિં તો) અધિકૃત પ્રપંચનો અસંભવ હોય,—પ્રસ્તુત યોગ્યતાના વૈકલ્યે (અભાવે) પ્રક્રાન્ત સંબંધની અસિદ્ધિને લીધે, અતિપ્રસંગ દોષથી વ્યાઘાતને લીધે, મુક્તોને પણ જન્માદિ પ્રપંચની આપત્તિને લીધે, પ્રસ્તુત યોગ્યતાના અભાવે પણ પ્રક્રાંત સંબંધના અવિરોધને લીધે,—એમ આ પરિભાવન કરવા યોગ્ય છે.[૪૭]

## વિવેચન

"કનકોપલવત્ પયડિ પુરુષતણી, જોડી અનાદિ સ્વભાવ.
અન્યસંયોગી જ્યાંલગી આતમા, સંસારી કહેવાય." —**શ્રી આનંદઘનજી**

અન્યથા—નહિં તો જો કર્તૃત્વ ન માનવામાં આવે તો આત્માદિગામિ જન્માદિ વિશ્વ-પ્રપંચનો અસંભવ—અઘટમાનપણું થાય—अधिकृतप्रपञ्चासंभव:. કયા કારણથી? તો કે—(૧) प्रस्तुतयोग्यतावैकल्ये—અનાદિ ભવમાં પણ ત્યારે ત્યારે તે તે કર્માણુ આદિ સંબંધના નિમિત્ત-રૂપ કર્તૃત્વલક્ષણા યોગ્યતાના અભાવે પ્રસ્તુત સંબંધની અસિદ્ધિ હોય, કર્માણુઆદિ સાથે આત્માના 'પરસ્પર અનુવૃત્તિ ચેષ્ટારૂપ સંયોગ'ની નિષ્પત્તિ થાય નહિ.

**આદિકરપણું ન માનવામાં જન્માદિ પ્રપંચનો અસંભવ**

प्रक्रान्तसंबंधासिद्धे:. આનું કારણ પણ શું? તે માટે કહ્યું (૨) 'અતિપ્રસંગ દોષથી વ્યાઘાતને લીધે'. અર્થાત્ **અતિપ્રસંગ**—અતિવ્યાપ્તિરૂપ અનિષ્ટ દોષ વડે પ્રસ્તુત યોગ્યતાના અભાવે પ્રકૃત સંબંધનું અનિવારણ થાય; એટલે કે પ્રકૃત યોગ્યતા વિના પણ પ્રસ્તુત કર્માદિ સંયોગનું નિવારણ થઈ શકે નહિં, યોગ્યતા અભાવે પણ કર્માદિસંયોગનો પ્રસંગ આવે,—આ અતિપ્રસંગ દોષથી બાધા થાય. આ અતિપ્રસંગ દોષ કેવી રીતે આવે છે? તો કે—બીજાની વાત તો દૂર રહો, પણ મુક્તોને—નિર્વાણપ્રાપ્ત * આત્માઓને પણ અનિષ્ટ એવા જન્માદિ પ્રપંચની આપત્તિ થશે. मुक्तानामपि जन्मादिप्रपञ्चस्यापत्ते:. શાને લીધે? 'પ્રસ્તુત યોગ્યતાના અભાવે પણ પ્રક્રાંત સંબંધના અવિરોધને લીધે;' એમ તો આત્મઅકર્તૃત્વવાદીઓના અભિપ્રાયે પ્રસ્તુત કર્મસંબંધ યોગ્યતાના અભાવે પણ પ્રક્રાંત સંબંધનો અવિરોધ છે—અદોષ છે માટે. અર્થાત્ તેની કર્મસંબંધયોગ્યતા નહિં છતાં સિદ્ધોને પણ જન્માદિ પ્રપંચની પ્રાપ્તિ થશે! આ અતિપ્રસંગ દોષ છે,—જે અનિષ્ટ છે. એમ આ અન્વય-વ્યતિરેકથી સર્વ પ્રકારે પરિભાવન કરવા યોગ્ય છે.



કર્મ-આત્માનો સંબંધયોગ્યતા સ્વભાવ ઉભયાશ્રયી છે એમ પ્રતિપાદન કરે છે—

[૪]न च तत्तत्कर्माण्वादेरेव तत्स्वभावतयाऽऽत्मनस्तथासम्बन्धसिद्धि:, द्विष्ठत्वेन अस्योभयोस्तथास्वभावापेक्षित्वात्, अन्यथा कल्पनाविरोधात् न्यायानुपपत्ते:।[૪૮]

* "एवं चानादिमान्मुक्तो योग्यताविकलोऽपि हि।
वध्येत कर्मणा न्यायात्तदन्यामुक्तवृन्दवत्॥"—યોગબિંદુ શ્લો. ૧૬૬.

[૪]અર્થ:—અને તે તે કર્માણુ આદિની જ તત્સ્વભાવતાએ કરીને આત્માની તથાપ્રકારે સંબંધસિદ્ધિ નથી,—આના (સંબંધના) દ્વિષ્ઠપણાથી ઉભયનું તથાસ્વભાવ અપેક્ષિપણું છે માટે, અન્યથા કલ્પનાવિરોધ છે માટે, ન્યાયની અનુપપત્તિ છે માટે.[૪૮]

## વિવેચન

"જીવ કર્મ સંયોગ આ, ખાણુ અનાદિ અનંત;
કોઈ ન કર્ત્તા તેહનો, ભાખે જિન ભગવંત."—શ્રીમદ્ રાજચંદ્રજી

અત્રે કોઈ **શંકા** કરે કે—તે તે કર્માણુ આદિની જ તત્સ્વભાવતાએ કરીને એટલે કે આત્મા સાથે સંબંધયોગ્યતારૂપ સ્વભાવ વડે કરીને આત્માની તથાપ્રકારે સંબંધસિદ્ધિ કેમ ન હોય? તેનું **સમાધાન** એ છે કે—ના, તેમ નથી. માત્ર તે તે કર્માણુ આદિની જ તત્સ્વભાવતા—તેવા પ્રકારની સ્વભાવતાએ કરીને આત્માની તથાપ્રકારે સંબંધસિદ્ધિ ઘટતી નથી. કારણ કે આ સંબંધ છે તેનું 'દ્વિષ્ઠપણું' છે—'द्विष्ठत्वेनास्य;' અર્થાત્ આ પરસ્પર સંબંધ કર્મ અને આત્મા ઉભય આશ્રયી છે, એટલે તેમાં કર્મ અને આત્મા ઉભયના તથાસ્વભાવની અપેક્ષા રહે છે—'उभयोस्तथास्वभावापेक्षित्वात्'. કર્મની આત્મા સાથે સંબંધયોગ્યતા અને આત્માની કર્મ સાથે સંબંધયોગ્યતા એમ કર્મ અને આત્મા એ બન્નેની તથાપ્રકારની સંબંધયોગ્યતા હોવી આવશ્યક છે, તો જ તે કર્મ-આત્માનો સંબંધ બની શકે. નહિં તો આત્માના સંબંધયોગ્ય સ્વભાવના અભાવે કલ્પનાનો વિરોધ આવે, અર્થાત્ કેવલ કર્માણુ આદિની જ સંબંધયોગ્યતાથી આત્મા સાથે સંબંધસિદ્ધિ છે એવી કલ્પના વ્યાઘાત—બાધા પામે. અને તેથી ન્યાયની અનુપપત્તિ—અઘટમાનતા હોય, શાસ્ત્રસિદ્ધ દૃષ્ટાંત ઘટે નહિં. માટે એકલા કર્માણુ આદિ માત્રની જ સંબંધયોગ્યતાથી સંબંધસિદ્ધિ કલ્પવા યોગ્ય નથી. પણ આત્મા અને કર્મ બન્નેની તથાપ્રકારની સંબંધયોગ્યતાથી જ સંબંધસિદ્ધિ માનવા યોગ્ય છે.

કર્મ-આત્મા ઉભયની સંબંધયોગ્યતા



---

पञ्जिका—હવે પરની આશંકા પરિહરતાં કહે છે—न च—ન જ તે કે, तत्तत्कर्माण्वादेरेव ઉક્તરૂપ તે તે કર્માણુ આદિની જ, तत्स्वभावतया—તત્સ્વભાવતાથી, सः—તે આત્મા સાથે સંબંધયોગ્યતા લક્ષણ, स्वभावः यस्य तत् तथा—સ્વભાવ છે જેનો તે તથા—તત્સ્વભાવ, तद्भावः—તેનો ભાવ તે તત્તા, तया—તે વડે કરીને, आत्मनः—આત્માની, જીવની, तथा—તથા પ્રકારે, અમે અભ્યુપગત કરેલી સંબંધયોગ્યતા જેમ, सम्बन्धसिद्धिः—સંબંધસિદ્ધિ—કર્માણુ આદિ સાથે. કયા કારણથી? તે માટે કહ્યું—द्विष्ठत्वेन—દ્વિષ્ઠપણાથી, દ્વયાશ્રયપણાએ કરીને, अस्य—આના, સંબંધના, उभयोः—ઉભયના, આત્માના અને કર્માણુ આદિના, तथास्वभावापेक्षित्वात्—તથા સ્વભાવના અપેક્ષિપણાને લીધે. વિપક્ષમાં બાધક કહ્યું— अन्यथा—નહિં તો, આત્માના સંબંધયોગ્ય સ્વભાવના અભાવે, कल्पनाविरोधात्—કલ્પનાના વિરોધને લીધે, કર્માણુ આદિના જ સ્વસંબંધયોગ્ય સ્વભાવથી આત્મા સાથે સંબંધસિદ્ધિ છે એની કલ્પનાના વ્યાઘાતને લીધે. કયા કારણથી? તો કે— न्यायानुपपत्तेः—ન્યાયની અનુપપત્તિને લીધે. ન્યાયની—શાસ્ત્રસિદ્ધ દૃષ્ટાંતની અનુપપત્તિને લીધે. અને તથાપ્રકારે સંબંધસિદ્ધિ છે એમ યોજ્ય (યોજવા યોગ્ય) નથી.

અલોકાકાશનું દૃષ્ટાંતઃ આત્માના પણ સંબંધયોગ્યતા સ્વભાવની સિદ્ધિ દર્શાવે છે—

"न हि कर्माण्वादेस्तथाकल्पनायामप्यलोकाकाशेन सम्बन्धः, तस्य तत्सम्बन्धस्वभावत्वायोगात्, अतत्स्वभावे चालोकाकाशे विरुध्यते कर्माण्वादेस्तत्स्वभावताकल्पनेति न्यायानुपपत्तिः। तत्स्वभावताङ्गीकरणे चास्यास्मदभ्युपगतापत्तिः॥ ४९

[૫]અર્થ:—કારણકે કર્માણુઆદિની તથાપ્રકારે કલ્પનામાં પણ અલોકાકાશની સાથે સંબંધ નથી,—તેના તત્સંબંધ સ્વભાવપણાનો અયોગ છે માટે; અને અતત્સ્વભાવી અલોકાકાશમાં કર્માણુ આદિની તત્સ્વભાવતા કલ્પના વિરોધ પામે છે. એમ ન્યાયની અનુપપત્તિ છે. અને આના તત્સ્વભાવતાના અંગીકરણમાં અમારાથી અભ્યુપગતની (માનવામાં આવેલ કર્તૃત્વની) આપત્તિ થાય છે. ૪૯

## વિવેચન

"જડ દ્રવ્ય ચતુષ્કે હો કે કર્તા ભાવ નહિં, સર્વ પ્રદેશે હો કે વૃત્તિ વિભિન્ન કહી;
ચેતન દ્રવ્યને હો કે સકલ પ્રદેશ મિલે, ગુણવર્ત્તના વર્ત્તે હો કે વસ્તુને સહજ ભલે."
— શ્રીદેવચંદ્રજી

ન્યાયની અનુપપત્તિ—અઘટમાનતા કેવા પ્રકારે છે? તો કે—કર્માણુ આદિની તથાપ્રકારે સંબંધયોગ્ય સ્વભાવની કલ્પના કરો, તો પણ અલોકાકાશની સાથે તેનો સંબંધ

---

पञ्जिका—ન્યાયની અનુપપત્તિ જ ભાવતાં કહ્યું—न—ન જ, हि:—કારણ કે, कर्माण्वादेः—ઉક્તરૂપ કર્માણુ આદિની, तथाकल्पनायामपि—તથાકલ્પનામાં પણ, અલોકાકાશમાં સંબંધયોગ્ય સ્વભાવની કલ્પનામાં પણ, તો પછી તેના અભાવે તો પૂછવું જ શું? એમ 'અપિ'-પણ શબ્દનો અર્થ છે. શું? તો કે—अलोकाकाशेन—પ્રતીત એવા અલોકાકાશ સાથે, सम्बन्धः—અવગાહ્ય-અવગાહક લક્ષણ સંબંધ. એમ કયા કારણથી? તે માટે કહ્યું—'तस्य तत्सम्बन्धस्वभावत्वायोगात्'; तस्य-તેનું, અલોકાકાશનું तेन-તે કર્માણુ આદિ સાથે, सम्बन्धस्वभावत्वं—સંબંધસ્વભાવપણું. तत्त्वायोगात्—તેના અયોગને લીધે. ભલે એમ હો, તો પણ પ્રકૃત કલ્પનાનો વિરોધ છે તે માટે કહ્યું—

अतत्स्वभावे च—અને અતત્સ્વભાવી, કર્માણુ આદિ સાથે સંબંધ અયોગ્ય સ્વભાવવાળા, अलोकाकाशे विरुध्यते—અલોકાકાશમાં વિરોધ પામે છે. અસંબંધદ્વારા આવેલી અતત્સ્વભાવતા કલ્પનાથી કર્માણુ આદિની તત્સ્વભાવતા કલ્પના નિરાકૃત થાય છે. इति—એમ, न्यायानुपपत्तिः—ઉક્તલક્ષણ ન્યાયની અનુપપત્તિ છે. અને પ્રયોગ—જે જેની સાથે સ્વયં અસંબંધયોગ્ય સ્વભાવી હોય છે, તે તેની સાથે કલ્પિત સંબંધયોગ્ય સ્વભાવથી પણ સંબંધિત થતો નથી. જેમ—અલોકાકાશ કર્માણુઆદિ સાથે; અને તેમ આત્મા કર્માણુ આદિ સાથે જ, એમ વ્યાપક અનુપલબ્ધિ છે.

એમ ત્યારે તત્સ્વભાવ પણ આ અંગીકાર કરવામાં આવશે, તે માટે કહ્યું—तत्स्वभावताऽङ्गीकरणे च—અને તત્સ્વભાવતાનું અંગીકરણ સતે, કર્માણુ આદિ સાથે સંબંધયોગ્ય રૂપનો અભ્યુપગમ સતે, अस्य—આની, આત્માની, अस्मदभ्युपगतापत्तिः—અમારાથી અભ્યુપગત કર્તૃત્વની આપત્તિ-પ્રસંગ થશે.

એકલા કર્માણુની સંબંધયોગ્યતાનું અઘટમાનપણું

થતો નથી, (તો પછી તેના-કલ્પનાના અભાવે તો પૂછવું જ શું? એમ 'પણ' શબ્દનો અર્થ છે); કારણકે તે અલોકાકાશના તે કર્માણુ આદિ સાથે સંબંધસ્વભાવપણાનો અયોગ છે માટે. એટલું જ નહિં પણ તેવો કર્માણુ સાથે સંબંધયોગ્યતા સ્વભાવ જેમાં છે નહિં એવા અતત્સ્વભાવી અલોકાકાશમાં કર્માણુ આદિની જે તત્સ્વભાવતાની-સંબંધયોગ્યતાસ્વભાવપણાની કલ્પના કરવી તે જ વિરોધ પામે છે. એમ એકલા કર્માણુ માત્રમાં જ સંબંધયોગ્યતા સ્વભાવની કલ્પના કરવામાં ન્યાયની અનુપપત્તિ-અઘટમાનતા છે; અર્થાત્ તેવી કલ્પના ન્યાયયુક્ત વા યુક્તિયુક્ત નહિં હોવાથી ઘટતી નથી. અત્રે ન્યાયપ્રયોગ આ પ્રકારે—'જે જેની સાથે **સ્વયં** સંબંધયોગ્ય સ્વભાવી ન હોય, તે તેની સાથે **કલ્પિત** સંબંધયોગ્ય સ્વભાવથી પણ સંબંધિત થતો નથી. જેમ અલોકાકાશ કર્માણુ આદિ સાથે સંબંધ પામતું નથી; તેમ આત્મા પણ કર્માણુ આદિ સાથે. એમ વ્યાપક અનુપલબ્ધિ છે.'

હવે જો આ આત્માની **તત્સ્વભાવતાનો** અંગીકાર કરો, એટલે કે કર્માણુ આદિ સાથે આત્માના સંબંધયોગ્યતારૂપ સ્વભાવનો સ્વીકાર કરો, તો અમારા અભ્યુપગતની—અમે માન્ય કરેલ અભિપ્રાયની એટલે કે આત્માના કર્તૃત્વની આપત્તિ થશે-अस्मदभ्युपगतापत्तिः; અમે જે સિદ્ધ કરવા માગીએ છીએ તેનો જ તમે સ્વીકાર કર્યો એમ થશે.



સામગ્રીનું ફલહેતુપણું અને સ્વભાવનું તદન્તર્ગતપણું સિદ્ધ કરે છે—

[c] न चैवं स्वभावमात्रवादसिद्धिः, तदन्यापेक्षित्वेन सामग्र्याः फलहेतुत्वात्, स्वभावस्य च तदन्तर्गतत्वेनेष्टत्वात्, निर्लोठितमेतदन्यत्र। [५०]

॥ इति आदिकरत्वसिद्धिः ॥३॥

---

पञ्जिका—અત્રે જ શંકાશેષના નિરાકરણાર્થે કહ્યું—**न च**—ન, **एवं**—એમ, એની સ્વભાવતાનું અંગીકરણ સતે, **स्वभावमात्रवादसिद्धिः**—સ્વભાવમાત્ર વાદની સિદ્ધિ.—

"कः कण्टकानां प्रकरोति तैक्ष्ण्यं ? विचित्रभावं मृगपक्षिणां च ।
स्वभावतः सर्वमिदं प्रवृत्तं,न कामचारोऽस्ति कुतः प्रयत्नः ॥"

(અર્થાત્) કંટકોનું તીક્ષ્ણપણું અને મૃગ-પક્ષીઓનો વિચિત્ર ભાવ કોણ કરે છે? આ સર્વ સ્વભાવથી પ્રવૃત્ત છે, કામચાર છે નહિં, પ્રયત્ન શેનો?—એવા લક્ષણવાળા સ્વભાવમાત્ર વાદની સિદ્ધિ થશે. કયા કારણથી? તે માટે કહ્યું—

**तदन्यापेक्षित्वेन**—તદન્યના અપેક્ષિપણાથી, સ્વભાવથી વ્યતિરિક્ત કાલ આદિના અપેક્ષિતપણાએ કરીને, **सामग्र्याः**—સામગ્રીના, કાલ સ્વભાવ નિયતિ પૂર્વકૃત અને પુરુષ એવા લક્ષણવાળી સામગ્રીના, **फलहेतुत्वात्**—ફલહેતુપણાને લીધે. તો પૂર્વે સ્વભાવને ફલહેતુ કેમ ઉપન્યસ્ત કર્યો? તે માટે કહ્યું—**स्वभावस्य च तदन्तर्गतत्वेन**—અને સ્વભાવના તદન્તર્ગતપણાએ કરીને, સામગ્રીના અંતર્ગતપણે, **इष्टत्वात्**—ઇષ્ટહેતુપણાને લીધે,—ફલહેતુતાથી, **निर्लोठितं**—નિર્લોઠિત, નિર્ણીત, **एतत्**-આ, સામગ્રીનું ફલહેતુપણું, **अन्यत्र**-અન્યત્ર, ઉપદેશપદ આદિમાં.

[૬]અર્થઃ—અને એમ સ્વભાવમાત્ર વાદની સિદ્ધિ નથી,—તદન્યઅપેક્ષિપણાએ કરીને સામગ્રીનું ફલહેતુપણું છે માટે, અને સ્વભાવનું તદન્તર્ગતપણાએ કરીને ઇષ્ટપણું છે માટે. આ અન્યત્ર નિર્લોઠિત છે.[૫૦]

॥ ઇતિ આદિકરત્વસિદ્ધિ ॥ ૩ ॥

## વિવેચન

"જે જે કારણ જેહનું રે, સામગ્રી સંયોગ;
મળતાં કારજ નીપજે રે, કર્તા તણે પ્રયોગ....અજિત જિન." **શ્રીદેવચંદ્રજી.**

શંકા—એમ તો આત્માની તત્સ્વભાવતાનું અંગીકરણ કરવામાં આવ્યે તો સ્વભાવમાત્ર વાદની સિદ્ધિ થશે. જેમકે– 'કંટકોનું તીક્ષ્ણપણું કોણ કરે છે? અને પશુ–પક્ષીઓનો નાના પ્રકારનો વિચિત્ર ભાવ કોણ કરે છે? આ બધુંય સ્વભાવથી ચાલી રહ્યું છે, એમાં આપણી ઇચ્છાનું ચલન છે નહિં, તો પછી પ્રયત્ન શાનો?' એવા પ્રકારનો સ્વભાવમાત્ર વાદ સિદ્ધ થશે.

**સામગ્રીનું ફલહેતુપણું અને સ્વભાવનું તદંતર્ગતપણું**

સમાધાન–ના, એમ નહિ થાય. 'तदन्यापेक्षित्वेन सामग्र्याः फलहेतुत्वात् ।' કારણ કે તે સ્વભાવથી વ્યતિરિક્ત–જૂદા એવા કાલ આદિના સાપેક્ષપણાએ કરીને સમગ્ર સાધનના સંમિલનરૂપ સામગ્રીનું ફલહેતુપણું છે માટે. અર્થાત્ કાલ, સ્વભાવ, નિયતિ, પૂર્વકૃત અને પુરુષ એ પાંચ સમવાયકારણરૂપ–સમગ્ર સાધનરૂપ સામગ્રી મળે, ત્યારે જ ફળની સિદ્ધિ થાય, કાર્યની નિષ્પત્તિ થાય—એ નિશ્ચય સિદ્ધાંત અચળ અખંડ અને અબાધિત જ છે. અને स्वभावस्य च तदन्तर्गतत्वेन इष्टत्वात् સ્વભાવ પણ તે સામગ્રીમાં જ અંતર્ગત છે, એટલે તેનું ફળહેતુપણે ઇષ્ટપણું છે. આમ સમગ્ર સાધનરૂપ સામગ્રીનું જ ફળહેતુપણું છે, આ અમે શાસ્ત્રવાર્તાસમુચ્ચય, યોગબિન્દુ, ઉપદેશપદ આદિ ગ્રંથોમાં સવિસ્તર નિર્લોઠિત–નિર્ણીત કર્યું છે, નિષ્તુષપણે સારી પેઠે ચર્ચ્યું છે, એટલે અત્રે વિસ્તારભયથી તે ઉલ્લેખતા નથી, એમ આચાર્ય **શ્રી હરિભદ્રજી** વદે છે. એમ આદિકરત્વની સિદ્ધિ થઈ.

॥ इति आदिकरत्वसिद्धिः ॥३॥



# ૪. તીર્થંકર : 'तीर्थकरेभ्यः' પદ વ્યાખ્યાન

તીર્થંકર પદનું પ્રયોજનઃ આગમધાર્મિકોનો નિરાસ—

[૭]एवमादिकरा अपि कैवल्यावाप्त्यनन्तरापवर्गवादिभिरागमधार्म्मिकैरतीर्थकरा एवेष्यन्ते, 'अकृत्स्नकर्म्मक्षये कैवल्याभावा'दिति वचनात्, तन्निरासेनैषां तीर्थकरत्वप्रतिपादनायाह–[५१]

'तीर्थकरेभ्यः' इति ।

[૭]અર્થ:—એમ આદિકરો પણ કૈવલ્યપ્રાપ્તિ અનંતર અપવર્ગવાદી એવા આગમધાર્મિકોથી અતીર્થંકરો જ માનવામાં આવે છે,—'અકૃત્સ્ન કર્મક્ષયે કૈવલ્ય અભાવને લીધે'— એ વચનથી,—તેના નિરાસથી એઓના તીર્થંકરપણાના પ્રતિપાદનાર્થે કહ્યું—[૫૧]

'તીર્થંકરોને'

વિવેચન

"ચક્રી ધરમ તીરથ તણો, તીરથ ફળ તત્ત સાર રે;
તીરથ સેવે તે લહે, આનંદઘન નિરધાર રે."—શ્રી આનંદઘનજી

એમ આદિકરો કહ્યા, તે પણ કૈવલ્યપ્રાપ્તિ પછી તરત જ મોક્ષ માનનારા આગમધાર્મિકોથી અતીર્થંકરો જ માનવામાં આવે છે. આગમ જ જેને મન પ્રધાન છે એવા આ 'આગમધાર્મિકો'થી અતીર્થંકરો જ માનવામાં આવે છે. આગમ જ જેને મન પ્રધાન છે એવા આ 'આગમધાર્મિકો'—વેદવાદીઓ ધર્મ-અધર્મ આદિ અતીન્દ્રિય અર્થમાં આગમને જ પ્રમાણ માને છે, પણ પ્રત્યક્ષાદિને પ્રમાણ માનતા નથી. કારણ કે તેઓના વચન પ્રમાણે 'અતીન્દ્રિય અર્થોનો સાક્ષાત્ દ્રષ્ટા છે નહિં, નિત્ય એવા વચનથી જ જે દેખે છે તે દેખે છે.' આ આગમધાર્મિકોની માન્યતા પ્રમાણે 'अकृत्स्नकर्मक्षये कैवल्याभावात्' સમસ્ત કર્મનો ક્ષય થયા વિના કૈવલ્ય ન હોય, અને કૈવલ્યપ્રાપ્તિ થઈ કે તરતજ મોક્ષપ્રાપ્તિ હોય, એટલે તીર્થ સ્થાપવારૂપ તીર્થંકરપણાનો અવકાશ જ ક્યાં રહ્યો? આ આગમધાર્મિકોની માન્યતાના નિરાસ અર્થે અત્રે 'तित्थयराणं'—तीर्थकरेभ्यः—તીર્થંકરોને એ વિશેષ પદ મૂક્યું છે.

---

पञ्जिका—आगमधार्मिकैः—આગમધાર્મિકોથી; આગમપ્રધાન ધાર્મિકો—વેદવાદીઓ, તેઓથી; કારણ કે તેઓ ધર્મ-અધર્મ આદિક અતીન્દ્રિય અર્થમાં આગમને જ પ્રમાણ માને છે,—નહિં કે પ્રત્યક્ષાદિકને પણ. જે તેઓએ કહ્યું છે—

"अतीन्द्रियाणामर्थानां साक्षाद्द्रष्टा न विद्यते ।
वचनेन हि नित्येन यः पश्यति स पश्यति ॥"

(અર્થાત્) અતીન્દ્રિય અર્થોનો સાક્ષાત્ દ્રષ્ટા વિદ્યમાન નથી; નિત્ય એવા વચનથી જ જે દેખે છે તે દેખે છે.

તીર્થંકર નામકર્મવિપાક થકી તીર્થંકરો હોય છે એમ પ્રતિપાદન કરે છે—

"तत्र—तीर्थकरणशीलाः तीर्थकराः, अचिन्त्यप्रभावमहापुण्यसंज्ञिततन्नामकर्मविपाकतः, तस्यान्यथा वेदनायोगात् ।"[५२]

"અર્થ:—તેમાં તીર્થકરણશીલ તે તીર્થંકરો,—અચિન્ત્યપ્રભાવી 'મહાપુણ્ય' સંજ્ઞિત તતનામકર્મના વિપાક થકી (હોય છે)—તેનો અન્યથા વેદનનો અયોગ છે માટે.[૫૨]

## વિવેચન

"ત્રીજે ભવ વર થાનક તપ કરી, જેણે બાંધ્યું જિન નામ....
રે ભવિકા ! સિદ્ધચક્ર પદ વંદો."—શ્રી યશોવિજયજી (શ્રી શ્રીપાળ રાસ).

તીર્થકરણશીલ તે તીર્થંકરો, અર્થાત્ તીર્થનું સ્થાપન કરવું એ જેનું શીલ છે-સ્વભાવ છે, તે '**તીર્થંકરો**' કહેવાય છે. અચિન્ત્ય છે પ્રભાવ જેનો અને 'મહા પુણ્ય' એવી યથાર્થ સંજ્ઞા આપવામાં આવી છે જેને, એવા 'તીર્થંકર' નામકર્મના વિપાક થકી—ઉદય થકી આ તીર્થંકરો હોય છે, કારણ કે તેનાથી અન્ય પ્રકારે આ તીર્થંકર નામકર્મનું વેદન થઈ શકતું નથી. 'अचिन्त्यप्रभावमहापुण्यसंज्ञिततन्नामकर्मविपाकतः ।' ઇ૦

તીર્થંકરપદ પ્રાપ્તિનો ઉપક્રમ

તે તીર્થંકર પદપ્રાપ્તિનો ઉપક્રમ આ પ્રકારે છે:—જીવની તથારૂપ યોગ્યતાથી—તથા-ભવ્યતાથી આકર્ષાઈને ઉત્તમ બોધિબીજ તેને પૂર્વજન્મમાં પ્રાપ્ત થાય છે. અને ત્યારે અર્હદ્‌ભક્તિ–પ્રવચનવાત્સલ્ય આદિ ઉત્તમ સ્થાનકોની તે ઉત્તમ સેવના કરે છે, ઉત્કૃષ્ટ આરાધના કરે છે. તથા 'આ મોહાંધકારથી* ગહન સંસારમાં પરિભ્રમણ દુઃખ પામી રહેલા આ બિચારા પ્રાણીઓને હું આ ધર્મરૂપ તેજ–પ્રકાશ વડે કરીને આ દુઃખમાંથી ગમે તેમ કરી યથાયોગપણે પાર ઉતારૂં,' હું આ સર્વ જીવને સદ્ધર્મશાસનરસિક કરૂં 'સવિ જીવ કરૂં શાસનરસી' એવા પ્રકારે તે વર બોધિ પામેલો બોધિસત્ત્વ ભાવના ભાવે છે. અને પછી તથારૂપ લોકકલ્યાણ પ્રવૃત્તિ કરતાં તે પરાર્થવ્યસની–પરોપકારનો બંધાણી પરમ પુણ્યરાશિ ને ગુણરાશિના સંચયરૂપ વર્ધમાન મહોદયને પામી, તીર્થંકર નામ કર્મ બાંધે છે; અને તે મહાપુણ્યનો ઉદય થતાં તે તીર્થંકર પદ પામી જગજ્જીવો પ્રત્યે નિષ્કારણ કરુણાથી પરમ પરોપકાર કરે છે.

"ભવ ત્રીજે સમકિત ગુણ રમ્યા, જિનભક્તિ પ્રમુખ ગુણ પરિણમ્યા;
તજી ઇંદ્રિય સુખ આશંસના, કરી સ્થાનક વીશની સેવના;

* "मोहान्धकारगहने संसारे दुःखिता बत ।
सत्त्वाः परिभ्रमन्त्युच्चैः सत्यस्मिन्धर्मतेजसि ॥
अहमेतानतः कृच्छ्राद्यथायोगं कथंचन ।
अनेनोत्तारयामीति वरबोधिसमन्वितः ॥—ઇત્યાદિ." યોગબિન્દુ.

અતિ રાગ પ્રશસ્ત પ્રભાવતા, મન ભાવના એહવી ભાવતા;
સવિ જીવ કરૂં શાસનરસી, ઈસી ભાવ દયા મન ઉલ્લસી. ”

**શ્રી દેવચંદ્રજી કૃત સ્નાત્રપૂજા**



જેનાથી જીવો સંસારસાગર તરે છે તે તીર્થ, એમ રૂપકઘટના દર્શાવે છે—

[૬]तत्र—येनेह जीवा जन्मजरामरणसलिलं मिथ्यादर्शनाविरतिगम्भीरं महाभीषणकषायपातालं सुदुर्लङ्घ्यमोहावर्त्तरौद्रं विचित्रदुःखौघदुष्टश्वापदं रागद्वेषपवनविक्षोभितं संयोगवियोगवीचीयुक्तं प्रबलमनोरथवेलाकुलं सुदीर्घं संसारसागरं तरन्ति तत्तीर्थमिति।[૫૩]

[૬]અર્થ:—તેમાં—જેના વડે કરીને અહીં જીવો,—જન્મ-જરા-મરણરૂપ જલવાળા, મિથ્યાદર્શન-અવિરતિથી ગંભીર, મહાભીષણ કષાયરૂપ પાતાલવાળા, સુદુર્લંઘ્ય મોહ-આવર્ત્તથી રૌદ્ર, વિચિત્ર દુઃખઓઘરૂપ દુષ્ટ શ્વાપદવાળા, રાગ-દ્વેષ પવનથી વિક્ષોભિત, સંયોગ-વિયોગરૂપ વીચીથી (મોજાંથી) યુક્ત, પ્રબલ મનોરથવેલાથી આકુલ એવા—સુદીર્ઘ સંસારસાગરને તરે છે તે તીર્થ.[૫૩]

## વિવેચન

“ શ્રી અરજિન ભવજલનો તારુ, લાગે મુજ મન વારુ રે....મનમોહન સ્વામી.
બાંહ્ય ગ્રહી જે ભવજલ તારે, આણે શિવપુર આરે . રે....મન. ”

—શ્રી યશોવિજયજી

જેના વડે કરીને અહીં જીવો સંસાર સાગરને તરે છે, તે ‘તીર્થ’ છે. येनेह जीवा सुदीर्घं संसारसागरं तरन्ति तत्तीर्थम् । સંસાર સાગર કેવો છે ? તેનું તાદૃશ્ય ચિત્ર રજૂ કરતી સુંદર રૂપક ઘટના અત્ર કરી છે.

**સંસાર સાગર : રૂપકઘટના**

સમુદ્ર જેમ જલથી ભરપૂર ને જલમય છે, તેમ આ સંસાર સમુદ્ર જન્મ-જરા-મરણરૂપ જલથી ભરપૂર ને તન્મય છે. સમુદ્ર જેમ તાગ ન લઈ શકાય એવા અગાધ જલથી ગંભીર છે, તેમ આ સંસાર સમુદ્ર તાગ ન લઈ શકાય એવા અગાધ મિથ્યાદર્શન-અવિરતિથી ગંભીર છે. સમુદ્ર જેમ ચારે દિશામાં પાતાલમાં પ્રતિષ્ઠિત ને પાતાલ જેવા ઊંડા આશયવાળા લક્ષ યોજન પ્રમાણ ચાર મહા

પઞ્જિકા—महाभीषणकषायपातालम्—મહાભીષણ કષાય-પાતાલવાળા. પાતાલમાં પ્રતિષ્ઠિતપણાથી અને તેની જેમ ગંભીરપણાથી પાતાલો તે યોજનલક્ષ પ્રમાણ ચાર મહાકલશો છે. જે પ્રકારે કહ્યું છે કે—

“ पणनउइं उ सहस्सा, ओगाहित्ता चउद्दिसिं लवणं ।
चउरोऽलिंजरसंठाणसंठिया होंति पायाला ॥ ”

( અર્થાત્ ) પંચાણુ હજાર યોજન ચારે દિશામાં લવણસમુદ્રને અવગાહીને અલિંજર (કોઠી) સંસ્થાનથી સંસ્થિત એવા ચાર પાતાલો છે. તેથી—महाभीषणाः कषाया एव पातालानि यत्र स तथा तम् મહાભીષણ એવા કષાયો જ જ્યાં પાતાલો છે, તે મહાભીષણ કષાયપાતાલવાળો, તેને.

કલશોથી યુક્ત છે, તેમ આ સંસાર સમુદ્ર પણ પાતાલ કલશો જેવા ઊંડા મહાભીષણ–મહા ભયંકર ચાર કષાય પાતાલોથી યુક્ત છે.

"ચઉ કષાય પાતાલ કલશ જિહાં, તિસના પ્રવન પચંડ;
બહુ વિકલ્પ કલ્લોલ ચઢતું હે, આરતિ ફેન ઉદ્દંડ....
ભવસાયર ભીષણ તારીએ હો, અહો મેરે લલના પાસજી!
ત્રિભુવન નાથ દિલમેં એ વિનંતિ ધારિયે હો...." શ્રી યશોવિજયજી.

સમુદ્ર જેમ દુર્લંઘ્ય–ઉલ્લંઘવા દુષ્કર એવા ઘૂમરીઓ ખવડાવતા આવર્ત્તથી–વમળથી રૌદ્રભયાનક છે, તેમ આ સંસાર સમુદ્ર પણ વિભ્રમરૂપ ઘૂમરીઓ ખવડાવતા એવા દુર્લંઘ્ય મોહરૂપ આવર્ત્તથી રૌદ્ર છે. સમુદ્ર જેમ વિચિત્ર પ્રકારના મગરમત્સ્ય આદિ દુષ્ટ શ્વાપદોથી–જલચરોથી વસેલો છે, તેમ આ સંસારસમુદ્ર પણ વિચિત્ર–નાના પ્રકારના દુઃખ–સમૂહરૂપ દુષ્ટ જલચરોથી વસેલો છે. સમુદ્ર જેમ પવનના હીલોળાથી ખળભળી ઊઠે છે–વિક્ષોભિત થાય છે, તેમ આ સંસારસમુદ્ર પણ રાગદ્વેષરૂપ પવનથી વિક્ષોભ પામી રહ્યો છે, ખળભળી રહ્યો છે. સમુદ્ર જેમ ઊઠતા અને લય પામતા મોજાંથી–વીચીથી ઊછળી રહ્યો છે, તેમ આ સંસારસમુદ્ર પણ ઉપજતા અને વિણસતા સંયોગવિયોગરૂપ મોજાંથી ઉલ્લસી રહ્યો છે. સમુદ્ર જેમ વેલાકુલ–ભરતીઓટથી આકુલ છે, તેમ આ સંસારસમુદ્ર પણ પ્રબલ મનોરથરૂપ વેલાથી–ભરતીઓટથી આકુલ–ભરપૂર છે. સમુદ્ર જેમ પાર ન પામી શકાય એવો સુદીર્ઘ–અતિ લાંબો છે, તેમ આ સંસારસમુદ્ર પણ પાર ન પમાય એવો સુદીર્ઘ છે.

"જરત ઉદ્દામ કામ વડવાનલ, પરત શીલ ગિરિ શૃંગ;
ફિરત વ્યસન બહુ મગર તિમિંગલ, કરત હે નિમગ ઉમંગ....ભવસાયર ભીષણ."
શ્રી યશોવિજયજી.

"સંસારને તત્ત્વજ્ઞાનીઓ એક મહાસમુદ્રની ઉપમા પણ આપે છે. સંસારરૂપી સમુદ્ર અનંત અને અપાર છે. અહો લોકો! એનો પાર પામવા પુરુષાર્થનો ઉપયોગ કરો! ઉપયોગ કરો!! આમ એમનાં સ્થળે સ્થળે વચનો છે. સંસારને સમુદ્રની ઉપમા છાજતી પણ છે. સમુદ્રમાં જેમ મોજાંની છોળો ઉછળ્યા કરે છે, તેમ સંસારમાં વિષયરૂપી અનેક મોજાંઓ ઉછળે છે. જળનો ઉપરથી જેમ સપાટ દેખાવ છે, તેમ સંસાર પણ સરળ દેખાવ દે છે. સમુદ્ર જેમ ક્યાંક બહુ ઊંડો છે, અને ક્યાંક ભમરીઓ ખવરાવે છે, તેમ સંસાર કામ વિષય પ્રપંચાદિકમાં બહુ ઊંડો છે. તે મોહરૂપી ભમરીઓ ખવરાવે છે. થોડું જળ છતાં સમુદ્રમાં જેમ ઉભા રહેવાથી કાદવમાં ગુચી જઈએ છીએ, તેમ સંસારના લેશ પ્રસંગમાં તે તૃષ્ણારૂપી કાદવમાં ઘુંચવી દે છે. સમુદ્ર જેમ નાના પ્રકારના ખરાબા, અને તોફાનથી નાવ કે વહાણને જોખમ પહોંચાડે છે, તેમ સ્ત્રીઓરૂપી ખરાબા, અને કામરૂપી તોફાનથી સંસાર આત્માને જોખમ પહોંચાડે છે. સમુદ્ર જેમ અગાધ જળથી શીતળ દેખાતો છતાં વડવાનળ નામના અગ્નિનો તેમાં વાસ છે, તેમ સંસારમાં માયારૂપી

અગ્નિ બળ્યા જ કરે છે. સમુદ્ર જેમ ચોમાસામાં વધારે જળ પામીને ઉંડો ઉતરે છે, તેમ પાપરૂપી જળ પામીને સંસાર ઉંડો ઉતરે છે, એટલે મજબુત પાયા કરતો જાય છે."

—શ્રીમદ્ રાજચંદ્રજી પ્રણીત શ્રી મોક્ષમાળા, પાઠ ૧૯

ઇત્યાદિ અનેક પ્રકારે જ્ઞાનીઓએ જેને સાગરની ઉપમા સંગોપાંગ ઘટાવી છે, એવો આ સંસારસાગર જેના વડે કરીને જીવો તરી જાય છે, તે 'તીર્થ' કહેવાય છે.

"ભમરીયા કે બીચિં ભયંકર, ઉલટી, ગુલટી વાચ;
કરત પ્રમાદ પિશાચન સહિત જ્યાં, અવિરતિ વ્યંતરી નાચ....ભવસાયર ભીષણ૦
ગરજત અરતિ કુરતિ રતિ બિજુરી, હોત બહુત તોફાન;
લાગત ચોર કુગુરૂ મલબારી, ધરમ જહાજ નિદાન....ભવસાયર ભીષણ૦
જુરે પાટિયે જિઉં અતિ જોરી, સહસ અઠાર શીલંગ;
ધર્મ જિહાજ તિઉં સજ કરી ચલવો, યશ કહે શિવપુરિ ચંગ....ભવ."

શ્રી યશોવિજયજી



આ તીર્થ તે આવું વિશિષ્ટ લક્ષણસંપન્ન પરમ જહાજ સમું પ્રવચન વા સંઘ છે, એમ દર્શાવે છે—

[૧૦] एतच्च यथावस्थितसकलजीवादिपदार्थप्ररूपकं अत्यन्तानवद्यान्याविज्ञातचरणकरण-क्रियाऽऽधारं त्रैलोक्यगतशुद्धधर्मसम्पद्युक्तमहासत्त्वाश्रयं अचिन्त्यशक्तिसमन्वितावितथसंवादि-परमवोहित्थकल्पं प्रवचनं सङ्घो वा, निराधारस्य प्रवचनस्यासम्भवात्। उक्तं च—

"तित्थं भंते! तित्थं? तित्थगरे तित्थं?
गोयमा! अरहा ताव नियमा तित्थंकरे, तित्थं पुण चाउव्वण्णो समणसङ्घो।"[५४]

[૧૦] અર્થ:—અને આ,—યથાવસ્થિત સકલ જીવાદિ પદાર્થનું પ્રરૂપક, અત્યંત અનવદ્ય અને અન્યને અવિજ્ઞાત એવી ચરણ કરણ ક્રિયાનો આધાર, ત્રૈલોક્યગત શુદ્ધ ધર્મસંપદ્ યુક્ત મહાસત્ત્વોના આશ્રયવાળું, અચિન્ત્ય શક્તિ સમન્વિત—અવિસંવાદિ એવું પરમ વહાણ સમું પ્રવચન વા સંઘ છે. કહ્યું છે કે—

"હે ભગવંત! તીર્થ તે શું તીર્થ છે? તીર્થંકર તે તીર્થ છે?
હે ગૌતમ! અર્હંતો તો નિયમથી તીર્થંકર છે, તીર્થ પુનઃ
ચતુર્વર્ણ શ્રમણસંઘ છે."[૫૪]

## વિવેચન

"ભવસમુદ્ર જલ તારવા, નિર્યામક સમ જિનરાજ રે;
ચરણ જહાજે પામિયે, અક્ષર શિવનગરનું રાજ રે."—શ્રી દેવચંદ્રજી

અને સંસારસાગરથી તારનારૂં આ તીર્થ કયું છે? તો કે—તરવામાં ને તારવામાં કદી વિસંવાદ ન પામે—ન ચૂકે એવું અવિસંવાદી પરમ જહાજ સમું પ્રવચન, વા તેના

पञ्जिका—'त्रैलोक्यगतशुद्धधर्म्मसम्पद्युक्तमहासत्त्वाश्रयम्' — त्रैलोक्यगता— ભુવનત્રયવર્ત્તી, शुद्धया—શુદ્ધ, નિર્દોષ, धर्म्मसम्पदा—સમ્યક્ત્વાદિરૂપ ધર્મસંપદ્‌થી સમન્વિત-युक्ताः—યુક્ત, એવા महासत्त्वाः—મહાસત્ત્વો, ઉત્તમ પ્રાણીઓ, आश्रयः—આશ્રય, આધાર, यस्य तत् तथा—છે જેનો તે તથા.

આધારભૂત સંઘ,—'अविसंवादि परमबोहित्थकल्पं प्रवचनं सङ्घो वा'. અપાર સાગર જેમ ઉત્તમ જહાજથી પાર ઉતરી શકાય છે, તેમ આ અપાર ઘોર સંસારસાગર પણ પ્રવચનરૂપ પ્રવહણથી પાર ઉતરી શકાય છે. એટલે પ્રવચન—પ્રવહણ એ જ સંસારસાગરથી તારનારૂં તીર્થ છે. સાગરથી પાર ઉતારનારૂં જહાજ પ્રથમ તો દિશા આદિ દર્શક યંત્રોથી સુસજ્જ હોવું જોઈએ. યંત્રસજ્જ છતાં ગતિક્રિયા ન કરે તો શું કામનું? એટલે બીજું તે ગતિ-ક્રિયાવંત હોવું જોઈએ. આવું જહાજ પણ તેના પ્રેરક—ચલાવનાર નિર્યામક કપ્તાન વગેરે બરાબર ન હોય તો કેમ ચાલે? એટલે ત્રીજું તેના આશ્રય—આધારરૂપ ઉત્તમ કપ્તાન આદિ હોવા જોઈએ. આ બધુંય હોવા છતાં જહાજ મજબૂત સુદૃઢ ન હોય તો વચ્ચે જ ભાંગી પડે, એટલે ચોથું તે શક્તિસંપન્ન હોવું જોઈએ. આવા લક્ષણવાળું ઉત્તમ જહાજ સાગર પાર ઉતારી ઇષ્ટ સ્થળે પહોંચાડે, તેમ તેવા જ યથોક્ત લક્ષણવાળું પ્રવચન જહાજ પણ સંસારસાગર પાર ઉતારી ઈષ્ટ મોક્ષ સ્થળે પહોંચાડે છે. આમ આ રૂપકની ભૂમિકા સમજવા માટે આટલો સામાન્ય નિર્દેશ કર્યો, એટલે અત્રે બુદ્ધિનિધાન આચાર્યજીએ પ્રવચનના જે ઉત્તમ બુદ્ધિગમ્ય (Most Intelligent) લક્ષણ પ્રયોજ્યા છે, તેની ચમત્કૃતિ હવે આ તુલનાત્મક અર્થઘટના (Comparison) પરથી સુજ્ઞ વાંચકથી સમજી શકાશે—

પ્રવચન વા પ્રવચનાધાર સંઘ તે તીર્થ: પ્રવચન જહાજ

ઉત્તમ જહાજ પ્રથમ તો દિશા-કાળ-ગતિ આદિ તત્ત્વ જેમ છે તેમ બરાબર દર્શાવનાર યંત્રોથી સુસજ્જ (Well-equipped) હોય; તેમ આ પરમ પ્રવચન જહાજ પણ જેમ છે તેમ યથાવસ્થિત સકલ જીવાદિ પદાર્થનું પ્રરૂપણ કરનાર વચન-તંત્રોથી સુસજ્જ છે. 'यथावस्थितसकलजीवादिपदार्थप्ररूपकं।'

ઉત્તમ જહાજ જેમ આડું અવળું નહિં એવું અનવદ્ય અને અન્ય હોડકાં વગેરેની બા. માં અવિજ્ઞાત એવું શીઘ્ર સતત ચલન-કરણ કરતું ઈષ્ટ દિશામાં ગતિમાન્—ક્રિયાશીલ હોય; તેમ આ પરમ પ્રવચન જહાજ પણ અત્યંત અનવદ્ય—સર્વથા પરમ નિર્દોષ અને અન્યોને અવિજ્ઞાત—બીજાઓને જાણવામાં નથી એવી ચરણ-કરણક્રિયાના આધારરૂપ હોઈ, મોક્ષરૂપ ઈષ્ટ નિશ્ચય દિશામાં ઉગ્ર સંવેગથી સતત ગતિમાન્—ક્રિયાશીલ હોય છે.—'अत्यन्तानवद्यान्याविज्ञातचरणकरणक्रियाऽऽधारं.'

અપાર સાગરને ઉલ્લંઘી ઈષ્ટ સ્થળે પહોંચવા માટે જોઇતી ધીરજ ને તમન્ના જેઓમાં છે, એવા ધીર મહાસત્ત્વ સંપત્તિમાન્ ઉતારુઓ જ (Passengers) જેમ ઉત્તમ જહાજનો આશ્રય કરે છે; તેમ આ અપાર સંસારસાગરને ઉલ્લંઘી મોક્ષરૂપ ઈષ્ટ સ્થળે પ્હોંચવા માટે જેઓમાં અપાર ધૈર્ય અને અનન્ય લગની છે, એવા શુદ્ધ સમ્યક્ત્વાદિ ધર્મસંપદ્સંપન્ન ત્રિભુવનવર્તી મહાસત્ત્વવંત મહાસત્ત્વો જ આ પરમ પ્રવચન જહાજનો આશ્રય કરે છે. 'त्रैलोक्यगतशुद्धधर्मसम्पद्युक्तमहासत्त्वाश्रयं.'

મહાસત્ત્વ આશ્રયવાળું પ્રવચન જહાજ

અને જેની દૃષ્ટિ સાબૂત છે, જેનું સમુદ્રયાનનું જ્ઞાન બરાબર છે, જેની વહાણ ચલાવવાની કળા અવિકળ છે, અને તોફાન-વંટોળીઆ વગેરે ગમે તેવી આફતમાં પણ જે ગભરાતા નથી, એવા ધીર મહાસત્ત્વ ઉત્તમ નિર્યામક કપ્તાન—ટંડેલ આદિનો જેને આશ્રય-આધાર છે, એવું જહાજ જેમ તેનો આશ્રય કરનારા સર્વ મહાસત્ત્વ ઉતારુઓને ક્ષેમકુશલપણે ( With safety ) ઇષ્ટ સ્થળ ભણી લઈ જાય છે; તેમ જેનું દર્શન-દૃષ્ટિ સમ્યક્ છે, જ્ઞાન સમ્યક્ છે, ચારિત્ર સમ્યક્ છે, અને ગમે તેવા પરીષહ-ઉપસર્ગની આપત્તિમાં પણ જે ક્ષોભ પામતા નથી, એવા શુદ્ધ સમ્યકત્વાદિ ધર્મસંપદ્સંપન્ન મહાધીર મહાસત્ત્વવંત મહાસત્ત્વોરૂપ નિર્યામકાદિનો જેને આશ્રય-આધાર-અવષ્ટંભ છે, એવું આ પરમ પ્રવચન જહાજ તેનો આશ્રય કરનારા સમ્યક્ત્વાદિસંપન્ન સર્વ મહાસત્ત્વ ઉતારુઓને ક્ષેમકુશલપણે યોગક્ષેમથી મોક્ષરૂપ ઇષ્ટ સ્થળ ભણી લઈ જાય છે.

યંત્રો બરાબર હોય, ઇષ્ટ દિશામાં ગતિ બરાબર હોય, નિર્યામકાદિ કુશળ હોય, પણ જહાજ પોતે અતિ લાંબી મુસાફરી માટે ક્ષમ એવું શક્તિવાળું ન હોય તો અધવચ્ચે જ ખોટકી પડે. પરંતુ સુદીર્ઘ પ્રવાસનો ઘસારો સહી શકે એવું મજબૂત મહાશક્તિસંપન્ન ઉત્તમ જહાજ તો વચ્ચે ખોટકી પડચા વિના ઇષ્ટ સ્થળે પ્હોંચાડવા સમર્થ હોય. તેમ આ પરમ પ્રવચન જહાજ પણ 'अचिन्त्यशक्तिसमन्वित' અચિન્ત્ય શક્તિસમન્વિત હોવાથી મોક્ષરૂપ ઇષ્ટ સ્થળે પ્હોંચાડવા પરિપૂર્ણ સંમર્થ હોય છે.

અને આવા લક્ષણવાળું ઉત્તમ જહાજ જેમ ઇષ્ટ સ્થળે પ્હોંચાડચા વિના રહે નહિં, તેમ ઉક્ત લક્ષણવાળું અચિન્ત્ય શક્તિસંપન્ન આ પરમ પ્રવચન જહાજ પણ મોક્ષરૂપ ઇષ્ટ સ્થળે પહોંચાડચા વિના રહે નહિ, એવું અવિસંવાદી જ હોય છે. આવા લક્ષણવાળું **પ્રવચન એ જ તીર્થ** છે, અથવા આ **પ્રવચનના આધારભૂત સંઘ એ જ તીર્થ** છે, કારણ કે નિરાધાર એવા પ્રવચનનો અસંભવ છે માટે. એટલે જ **શ્રીગૌતમસ્વામી**ના પ્રશ્નના ઉત્તરમાં ભગવાને ભગવતી સૂત્રમાં ચાતુર્વર્ણ્ય શ્રમણ સંઘને તીર્થ કહ્યું છે, અને તેના કર્ત્તા અર્હંતોને 'તીર્થંકર' કહ્યા છે.



તાત્પર્યાર્થ: આમ જ્ઞાનકૈવલ્યયોગ ઇ. થકી તીર્થંકરપણાની સિદ્ધિ છે એમ નિગમન કરે છે—

[११] ततश्चैतदुक्तं भवति—

घातिकर्म्मक्षये ज्ञानकैवल्ययोगात्तीर्थकरनामकर्म्मोदयतस्तत्स्वभावतया आदित्यादिप्रकाशनिदर्शनतः, शास्त्रार्थप्रणयनात्, मुक्तकैवल्ये तदसम्भवेनागमानुपपत्तेः, भव्यजनधर्म्मप्रवर्त्तक त्वेन परम्परानुग्रहकरास्तीर्थकराः॥[९९]

॥ इति तीर्थकरत्वसिद्धिः ॥४॥

૧૧અર્થ:—અને તેથી આ કહેવાનું થયું—

ઘાતિકર્મનો ક્ષય થયે, જ્ઞાનકૈવલ્ય યોગ થકી તીર્થંકર નામકર્મના ઉદયને લીધે, તત્સ્વભાવતા વડે કરીને આદિત્યાદિ પ્રકાશના નિદર્શનથી શાસ્ત્રાર્થ પ્રણયનને લીધે, મુક્ત-કૈવલ્યમાં તેના અસંભવથી આગમની અનુપપત્તિને લીધે,—ભવ્યજનોના ધર્મપ્રવર્તકપણા વડે કરીને પરંપરાઅનુગ્રહકર તીર્થંકરો છે. એમ તીર્થંકરપણાની સિદ્ધિ છે.[૫૫]

॥ ઈતિ તીર્થંકરત્વસિદ્ધિ ॥ ૪ ॥

## વિવેચન

"કેવલજ્ઞાન અનંત પ્રકાશી, ભવિજન કમલ વિકાસી રે....પ્રભુ અંતરજામી;
ચિદાનંદઘન તત્ત્વવિલાસી, શુદ્ધ સ્વરૂપ નિવાસી રે....પ્રભુ૦ સુબાહુ૦
"કર્મ ઉદય જિનરાજનો, ભવિજન ધર્મ સહાય....પ્રભુજી !
નામાદિ સંભારતાં, મિથ્યા દોષ વિલાય....પ્રભુજી !....બાહુ જિણંદ દયામયી....
— શ્રીદેવચંદ્રજી

---

पञ्जिका—घातिकर्म્મ ઈત્યાદિ. घातिकर्म्मक्षये—ઘાતિકર્મનો ક્ષય થયે, જ્ઞાનાવરણાદિ અદષ્ટ ચતુષ્ટયનો પ્રલય થયે, ज्ञानकैवल्ययोगात्—જ્ઞાનકૈવલ્યના યોગથી, કેવલજ્ઞાન-દર્શન લક્ષણ જ્ઞાનકૈવલ્યનો સંબંધ પ્રાપ્ત કરી, तीर्थकरनामकर्म्मोदयात्—તીર્થંકર નામકર્મના વિપાકરૂપ હેતુ થકી, तत्स्वभावतया—તત્સ્વભાવતાથી, તીર્થંકરણ સ્વાભાવ્યથી. કેવી રીતે ? તે માટે કહ્યું—आदित्यादिप्रकाशनिदर्शनतः—આદિત્યઆદિના પ્રકાશના નિદર્શનથી.

"तत्स्वाभाव्यादेव प्रकाशयति भास्करो यथा लोकम्।
तीर्थप्रवर्त्तनाय प्रवर्त्तते तीर्थकर एवम् ॥" (તત્ત્વાર્થભાષ્યે કારિકા, ૧૦)

(અર્થાત્) તત્સ્વાભાવ્યથી જ સૂર્ય જેમ લોકને પ્રકાશે છે, એમ તીર્થપ્રવર્તનાર્થે તીર્થંકર પ્રવર્તે છે. આદિ શબ્દથી ચંદ્ર-મણિ આદિના નિદર્શનનું ગ્રહણ છે. શું ? તે માટે કહ્યું—

शास्त्रार्थप्रणयनात्—શાસ્ત્રાર્થના પ્રણયન થકી, માતૃકાપદત્રયલક્ષણ શાસ્ત્રાર્થના પ્રણયનથી—ઉપદેશનથી. તીર્થંકરો એમ વક્ષ્યમાણ (કહેવામાં આવશે તે) સાથે સંબંધ છે. વિપક્ષમાં બાધક કહ્યું:—मुक्तकैवल्ये—મુક્તકૈવલ્યમાં, અપવર્ગલક્ષણ મુક્ત કૈવલ્યમાં, तदसम्भवेन—તેના અસંભવથી, શાસ્ત્રાર્થ પ્રણયનના અઘટનથી,—અશરીરતાથી પ્રણયનહેતુરૂપ મુખાદિના અભાવને લીધે, आगमानुपपत्तेः—આગમની અનુપપત્તિ થકી-અયોગ થકી. અને તે શાસ્ત્રાર્થ અકેવલિપ્રણીત નથી,—વ્યભિચારના સંભવને લીધે; અપૌરુષેય પણ નથી;—તેના નિષિત્સ્યમાનપણાને લીધે. કેવા હોતાં તે માટે કહ્યું—

भव्यजनधर्म्मप्रवर्त्तकत्वेन—ભવ્યજનના ધર્મપ્રવર્તકપણા વડે કરીને, યોગ્ય જીવના ધર્મમાં અવતારકપણાએ કરીને, परम्परानुग्रहकराः—પરંપરાઅનુગ્રહકર, પરંપરાથી—વ્યવધાનથી અનુગ્રહકર—ઉપકારકર. કારણ કે કલ્યાણયોગ્યતા લક્ષણ એવો જીવોનો ક્ષાયોપશમિકાદિ સ્વપરિણામ જ અનંતરપણે અનુગ્રહહેતુ છે, અને તતહેતુતાથી (તે પરિણામની હેતુતાથી) ભગવંતો અનુગ્રહહેતુ છે. અથવા પરંપરાથી—અનુબંધથી સ્વતીર્થના અનુવૃત્તિકાલ પર્યંત સુદેવત્વ-સુમાનુષત્વ આદિ કલ્યાણલાભલક્ષણ પરંપરાથી અનુગ્રહકર.

અને આ ઉપરથી કહેવાનું તાત્પર્ય એ થયું કે—'घातिकर्मक्षये' જ્ઞાનાવરણ–દર્શનાવરણ–મોહનીય ને અંતરાય એ ચાર ઘાતિકર્મનો ક્ષય થયે, ज्ञानकैवल्ययोगात्—કેવલજ્ઞાન–દર્શન-રૂપ જ્ઞાનકૈવલ્યનો યોગ થાય, ત્યારે 'તીર્થંકર' નામકર્મના ઉદયથકી तीर્થकरनामकर्मोदयतः તીર્થંકરો તેવા પ્રકારના તીર્થંકરણ સ્વભાવપણાએ કરીને જગતતારક ધર્મતીર્થનું સ્થાપન કરે છે. સૂર્ય–ચંદ્ર આદિ જેમ તેના તેવા સ્વભાવપણાથી જ લોકને પ્રકાશે છે; તેમ તીર્થંકર પણ તત્સ્વભાવપણાથી જ तत्स्वभावतया ધર્મતીર્થના સંસ્થાપનાર્થે પ્રવર્ત્તે છે, અને 'उपन्ने वा विघने वा धुवे वा'—ઉત્પાદ–વ્યય–ધ્રૌવ્યરૂપ ત્રિપદી આદિ શાસ્ત્રાર્થના પ્રણયન થકી—'शास्त्रार्थप्रणयनाद्' ઉપદેશન વડે કરીને જગતમાં જ્ઞાનપ્રકાશ રેલાવે છે.

**તીર્થંકરનામકર્મ: ધર્મતીર્થસ્થાપન**

પરંતુ 'मुक्तकैवल्ये तदसंभवेन' મુક્તકૈવલ્યમાં તો તેવા શાસ્ત્રાર્થપ્રણયનનો અસંભવ છે, કારણ કે અશરીરતાથી મુખાદિના અભાવે ઉપદેશ કેમ ઘટે? અને તેવા શાસ્ત્રાર્થ ઉપદેશનો અસંભવ છે, તો પછી પરો પણ જેને માન્ય કરે છે એવા આગમની પણ ઉપપત્તિ કેમ થાય–'आगमानुपपत्तेः'? એટલે જ્ઞાનકૈવલ્યસંપન્ન એવા તીર્થંકર થકી જ શાસ્ત્રાર્થ પ્રણયનનો સંભવ છે. અને આ શાસ્ત્રાર્થ પણ અકેવલિપ્રણીત નથી, કારણ કે તો તો વ્યભિચારનો–આડાઅવળા વિસંવાદી અર્થનો સંભવ હોય; અપૌરુષેય પણ નથી, કારણ કે તેનો હવે પછી આગળ ઉપર નિષેધ કરવામાં આવશે.

"વાણી ગુણ પાંત્રીશ અનોપમ, અવિસંવાદ સરૂપે રે;
ભવદુઃખવારણ શિવસુખકારણ, સૂધો ધર્મ પ્રરૂપે રે...."—શ્રીદેવચંદ્રજી

આમ જગતને તારનારા પરમ કલ્યાણકારી ધર્મતીર્થનું સ્થાપન કરનારા તીર્થંકર ભગવંતો 'भव्यजनधर्मप्रवर्त्तकत्वेन' ભવ્યજનોના ધર્મપ્રવર્ત્તકપણા વડે કરીને પરંપર-અનુગ્રહકરો परंपरानुग्रहकराः છે; અર્થાત્ યોગ્ય જીવોને ધર્મમાં અવતારકપણા વડે કરીને પરંપરાથી ઉપકાર કરનારા છે. અથવા પરંપરાથી એટલે કે અનુબંધથી પોતાનું તીર્થ જેટલો કાળ ચાલે તે પર્યંત સુદેવપણું–સુમનુષ્યપણું આદિ કલ્યાણ–લાભ પરંપરા વડે કરીને તીર્થંકરો પરંપરાથી અનુગ્રહહેતુ છે. અનંતર (Immediate) અનુગ્રહહેતુ તો જીવોનો કલ્યાણ પામવાની યોગ્યતારૂપ લક્ષણવાળો ક્ષાયોપશમિકાદિ સ્વપરિણામ જ આત્મપરિણામ જ છે, અથવા તત્કાલીન પ્રત્યક્ષ સદ્ગુરુ જ છે; પણ તે પરિણામના હેતુપણાએ કરીને અથવા અનંતર સદ્ગુરુના પરંપર પરમગુરુપણાએ કરીને તીર્થંકર ભગવંતો પરંપર અનુગ્રહહેતુ છે. 'भव्यजनधर्मप्रवर्त्तकत्वेन परम्परानुग्रहकरास्तीर्थकराः।'

**ભવ્યજનોના અનુગ્રહકર તીર્થંકરો**

કારણકે જ્ઞાનકૈવલ્યસંપન્ન આ સર્વજ્ઞ વીતરાગ તીર્થંકર દેવ આરબ્ધોદય પ્રમાણે સદ્-દેશના દાન વડે પરમ પરોપકાર કરતા સતા, દેહ છતાં દેહાતીત એવી કાયોત્સર્ગ–

તીર્થંકર દેવનો પરમ વિશ્વોપકાર

જીવન્મુક્ત દશાએ વિચરે છે. નિષ્કારણ કરુણારસસાગર એવા આ પરમ કૃપાળુ દેવ પરમાર્થમેઘની વૃષ્ટિ કરી, સંસારતાપથી સંતપ્ત જગજ્જંતુઓને પરમ આત્મશાંતિરૂપ શીતલતા આપે છે. "ભવદુઃખવારણ શિવસુખકારણ" એવો શુદ્ધ ધર્મ પ્રરૂપી, આ ભગવાન્ ધર્મમૂર્તિ વિશ્વબંધુ દુષ્ટ અસાધુજનોને દુષ્ટ માર્ગ છોડાવી, ને શિષ્ટ સાધુજનોને ઇષ્ટ પરમાર્થમાર્ગે ચઢાવી સર્વ જગત્જંતુનું પરમાર્થ હિત કરવારૂપ પરમ લોકાનુગ્રહ આચરે છે. અને સર્વ શોકનો નાશ કરનારા એવા ખરેખરા 'અશોક' ધર્મચક્રના પ્રવર્ત્તન વડે પરમ લોકોપકાર કરે છે. આવા વિશ્વકલ્યાણકારી વિશ્વવંદ્ય અર્હંત ભગવંતોને **દેવચંદ્રજી–આનંદઘનજી–યશોવિજયજી** આદિ સંત કવિજનોએ મહાવૈદ્ય, મહાગોપ, મહામાહણ, નિર્યામક, સાર્થવાહ આદિ યથાર્થ ઉપમાઓ આપી અનન્ય ભક્તિથી એમનો મહામહિમા સંગીત કર્યો છે.

"ભવઉપાધિ ગદ ટાળવા, પ્રભુજી છો વૈદ્ય અમોઘ રે;
રત્નત્રયી ઔષધ કરી, તમે તાર્યા ભવિજન ઓઘ રે.
દેવ વિશાલ જિણંદની તમે ધ્યાવો તત્ત્વ સમાધિ રે.
ભવઅટવી અતિ ગહનથી, પારગ પ્રભુજી સત્થવાહ રે;
શુદ્ધ માર્ગ દેશકપણે, યોગ ક્ષેમંકર નાહ રે....દેવ. ઇત્યાદિ."

—શ્રી દેવચંદ્રજી

॥ इति तीर्थंकरत्वसिद्धिः ॥ ४ ॥



# ૫. સ્વયંસંબુદ્ધ :
# 'स्वयंसम्बुद्धेभ्यः' પદ વ્યાખ્યાન

'સ્વયંસંબુદ્ધ' પદનું પ્રયોજન: મહેશ અનુગ્રહથી બોધવાદનો નિરાસ—

[१२] एतेप्यप्रत्ययानुग्रहबोधतन्त्रैः सदाशिववादिभिस्तदनुग्रहबोधवन्तोऽभ्युपगम्यन्ते, 'महेशानुग्रहात् बोधनियमा'विति वचनात्, एतद्व्यपोहायाह—[५६]

## ' स्वयंसम्बुद्धेभ्यः ' ।

[१२]અર્થ:—એઓ પણ,—અપ્રત્યયના (મહેશના) અનુગ્રહ થકી બોધ (ઉપજે છે) એવું જેનું તંત્ર છે, એવા સદાશિવવાદીઓથી તેના અનુગ્રહથી બોધવંતો માનવામાં આવે છે—'મહેશના અનુગ્રહથકી બોધ-નિયમ હોય છે' એ વચનથી,—એના નિરાકરણાર્થે કહ્યું—[પદ]

## ' સ્વયંસંબુદ્ધોને '

### વિવેચન

"સહજ સ્વરૂપે સ્વયં પ્રગટયાથી,
બ્રહ્મ સ્વયંભૂ બુદ્ધ બુઝયાથી."—**શ્રીપ્રજ્ઞાવબોધ મોક્ષમાળા.** (સ્વરચિત)

એ ભગવંતો પણ સદાશિવવાદીઓથી મહેશઅનુગ્રહ થકી બોધવંત માનવામાં આવે છે, તેના નિરાકરણાર્થે અત્રે '**સ્વયંસંબુદ્ધ**' એ ખાસ વિશેષણ મૂકયું છે. હેતુ-નિરપેક્ષ-નિષ્કારણ આત્મલાભપણાએ કરીને પ્રત્યય વિનાના જે 'અપ્રત્યય' કહેવાય છે, એવા મહેશના અનુગ્રહ થકી એટલે કે 'બોધયોગ્ય સ્વરૂપ સંપાદનલક્ષણ ઉપકાર થકી,' કૃપાપ્રસાદ થકી બોધ ઉપજે છે, એવું જેનું આગમ-તંત્ર છે, એવા **સદાશિવવાદીઓ**—ઈશ્વરકારણિકો કહે છે કે—'મહેશના અનુગ્રહ થકી બોધ-નિયમ હોય છે.' '**महेशानुग्रहाद् बोधनियमौ**' અર્થાત્ સત્પ્રવૃત્તિ અને અસત્‌નિવૃત્તિનો હેતુ એવો જ્ઞાનવિશેષરૂપ બોધ, અને સદાચારપ્રવૃત્તિ અસદાચારનિવૃતિરૂપ નિયમ—એ ઈશ્વરના અનુગ્રહ થકી નીપજે છે; અથવા ('**बोधनियमात्**' એ પાઠાંતરે) ઉક્તરૂપ બોધનો નિયમ-પ્રતિનિયતપણું ઈશ્વરના અનુગ્રહ થકી નીપજે છે. આવી આ ઈશ્વરને જગત્‌નું કારણ માનનારા ઈશ્વરવાદીની માન્યતાનું નિરસન અહીં 'સ્વયંસંબુદ્ધ' એ વિશિષ્ટ પદથી કર્યું છે.



---

**पञ्जिका—अप्रत्ययानुग्रहबोधतन्त्रै:**—**अप्रत्ययः**—અપ્રત્યય—હેતુનિરપેક્ષ આત્મલાભપણાએ કરીને, મહેશ, **तस्य**—તેનો, **अनुग्रहः**—અનુગ્રહ, બોધયોગ્ય સ્વરૂપ સંપાદનલક્ષણ ઉપકાર, **तेन**—તે વડે કરીને, **बोधः**—બોધ, સત્પ્રવૃત્તિ અને અસત્‌નિવૃત્તિના હેતુરૂપ જ્ઞાનવિશેષ, **तत्प्रधानस्तन्त्रः आगमः येषां**—તત્પ્રધાન તંત્ર-આગમ છે જેઓનું. **ते तथा**—તેં તથા—અપ્રત્યય અનુગ્રહ બોધતંત્રવાળા, **तैः**—તેઓથી, **सदाशिववादिभिः**—સદાશિવવાદીઓથી, ઈશ્વરકારણિકોથી. તંત્ર જ દર્શાવે છેઃ—**महेशानुग्रहाद्बोधनियमौ**—મહેશના અનુગ્રહ થકી **बोधो नियमश्च**—ઉક્તરૂપ બોધ અને નિયમ—સદાચારપ્રવૃત્તિ અસદાચારનિવૃત્તિ લક્ષણ (હોય છે.) '**बोधनियमात्**'—બોધનિયમથકી એ પાઠમાં તો **बोधस्य नियम.**—બોધનો નિયમ—પ્રતિનિયતપણું, તે થકી.

આ ભગવંતો સ્વયંસંબુદ્ધ કેવી રીતે? તે પ્રદર્શિત કરે છે—

[૧૩]तथाभव्यत्वादिसामग्रीपरिपाकतः प्रथमसम्बोधेऽपि स्वयोग्यताप्राधान्यात्, त्रैलोक्याधिपत्यकारणाचिन्त्यप्रभावतीर्थकरनामकर्म्मयोगे चापरोपदेशेन स्वयं-आत्मनैव सम्यग्वरबोधिप्राप्त्या बुद्धा-मिथ्यात्वनिद्रापगमसम्बोधेन स्वयंसम्बुद्धाः।[૫૭]

[૧૩]અર્થ:—તથાભવ્યત્વ આદિ સામગ્રીના પરિપાકથકી પ્રથમ સંબોધ વેળાએ પણ સ્વયોગ્યતાના પ્રાધાન્યને લીધે, અને ત્રૈલોક્યઆધિપત્યના કારણરૂપ અચિન્ત્યપ્રભાવી તીર્થંકર નામકર્મના યોગે, અપરોપદેશથી (પરના ઉપદેશ વિના) स्वयं—સ્વયં—આત્માથી જ सम्यग्—સમ્યગ્ વરબોધિપ્રાપ્તિથી बुद्धा—મિથ્યાત્વનિદ્રાના અપગમરૂપ (દૂર થવા રૂપ) સંબોધ વડે બુદ્ધો,—તે સ્વયંસંબુદ્ધ.[૫૭]

## વિવેચન

"પરમ ઇષ્ટ વાલ્હા ત્રિભુવન ધણી રે,
વાસુપૂજ્ય સ્વયંબુદ્ધ...."—શ્રી દેવચંદ્રજી

આ ભગવંતો સ્વયંસંબુદ્ધ કેવી રીતે? તેનું અત્ર પ્રતિપાદન કર્યું છે: પ્રથમ તો ભગવંતનું તથાભવ્યત્વ જ એવું હતું, તેમના આત્માનું ભવ્યપણું—યોગ્યપણું જ તથા-પ્રકારનું વિશિષ્ટ હતું; અને તેને કાળ આદિ સહકારી કારણકલાપનો જોગ આવી મળ્યો. આમ तथाभव्यत्वादिसामग्रीपरिपाकतः— સ્વ કાર્ય કરવાને સમર્થ એવી સમગ્ર કારણ-સામગ્રીનો પરિપાક થયો, એથી કરીને **પ્રથમ સંબોધ વેળાયે પણ**–'प्रथमसम्बोधेऽपि' પહેલી જ વાર જ્યારે સમ્યક્ત્વાદિનો લાભ થયો ત્યારે પણ તેઓ સ્વયોગ્યતા પ્રાધાન્યથી સ્વયં—પોતાની મેળે સંબુદ્ધ—સમ્યગ્પણે બુદ્ધ—જ્ઞાનપ્રાપ્ત થયા હતા; તો પછી તીર્થંકર ભવમાં તો પરોપદેશ વિના અપ્રથમ સંબોધ વેળાયે તો પૂછવું જ શું? એમ '.અપિ'—પણ શબ્દનો અર્થ છે.

સ્વયંસંબુદ્ધ

અને આમ આ ભગવંતો તથાભવ્યત્વાદિ સામગ્રીના પરિપાકથી પ્રથમ સંબોધ વેળાયે પણ સ્વયંસંબુદ્ધ થયા તે '**સ્વયોગ્યતાના પ્રાધાન્યને લીધે**'જ 'स्वयोग्यताप्राधान्यात्।'

पञ्जिका—तथा ઈત્યાદિ. तथा—તે પ્રકારે પ્રતિવિશિષ્ટ, भव्यत्वमेव—ભવ્યત્વ જ, તે तथाभव्यत्वं—તથાભવ્યત્વ, आदि—આદિ શબ્દથી તેનાથી અન્ય એવા કાલાદિ સહકારી કારણનો પરિગ્રહ છે, तेषां—તેઓની, सामग्री—સંહતિ, तस्याः—તેનો, यः—જે, परिपाकः—વિપાક, અવ્યાહત સ્વકાર્યકરણશક્તિ, तस्मात्—તે થકી. प्रथमसम्बोधेऽपि—પ્રથમ સંબોધમાં પણ, પ્રથમ સમ્યક્ત્વાદિ લાભમાં પણ. તો પછી તીર્થંકર ભવની પ્રાપ્તિમાં અપરોપદેશથી અપ્રથમ સંબોધમાં તો પૂછવું જ શું? એમ 'अपि' પણ શબ્દનો અર્થ છે. સ્વયંસંબુદ્ધ એમ યોગ—સંબંધ છે. કયા કારણથી? તે માટે કહ્યું:—स्वयोग्यताप्राधान्यात्—સ્વયોગ્યતાના પ્રાધાન્યને લીધે. સ્વયોગ્યતાનો પ્રકર્ષ ભગવંતોના પ્રથમ બોધમાં પ્રધાન હેતુ છે,—'लूयते केदारः स्वयमेव'—કેદારાદિ કપાતાં, કેદાર (કેળ) સ્વયમેવ કપાય છે, ઈત્યાદિની જેમ.

અર્થાત્ ભગવંતના આત્માની સહજ સ્વભાવરૂપ સ્વયોગ્યતા જ એવી ઉત્કૃષ્ટ હતી કે એ જ તેમના પ્રથમ સંબોધમાં પ્રધાન હેતુરૂપ થઈ પડી. કેળ વગેરે કોઈ કાપે છે, છતાં 'કેળ સ્વયમેવ કપાય છે' એમ કહેવાય છે, કારણ કે કેળની કોમળતારૂપ સ્વયોગ્યતાને લીધે તે કાપવું એટલું બધું સહેલું છે કે તેમાં કાપનારનો વ્યાપાર ગૌણ હોવાથી તેની ગણના થતી નથી. તેમ બોધદાતા કોઈ ગુરુ બોધ આપે છે, છતાં ભગવંતો 'સ્વયંસંબુદ્ધ થાય છે' એમ કહેવાય છે, કારણ કે ઉપાદાનરૂપ તેમના આત્માની સુલભબોધિપણારૂપ સ્વયોગ્યતાને લીધે સંબુદ્ધ થવું એટલું બધું સુકર છે, કે તેમાં બોધદાતા ગુરુ આદિ તો સાક્ષીરૂપ સ્વલ્પ નિમિત્ત માત્ર હોવાથી તેની વિવક્ષા કરાતી નથી. અર્થાત્ ભગવંતનું ઉપાદાન જ એવું બળવાન્ હતું કે તેમાં સદ્ગુરુ આદિના સ્વલ્પ નિમિત્તથી તેમને અપ્રયાસથી સમ્યગ્ તત્ત્વદર્શનરૂપ બોધ થઈ ગયો; બોધરૂપ આત્માનું ઉપાદાન પ્રગટાવવા માટે સદ્ગુરુ આદિ નિમિત્તની અનિવાર્ય જરૂર હોઈ, સદ્ગુરુબોધ નિમિત્તની એક જ ચીનગારી તેમના ઉપાદાનને જ્વલંત કરવા–પ્રગટાવવા–પેટાવવા માટે ( To kindle, ignite ) બસ હતી. આમ આ અપેક્ષાએ તેઓ પ્રથમ સંબોધ વેળાએ પણ સ્વયંસંબુદ્ધ હોય છે.

> "ઉપાદાન આતમા સહી રે, પુષ્ટાલંબન દેવ....જિનવર પૂજો !
> ઉપાદાન કારણપણે રે, પ્રગટ કરે પ્રભુ સેવ....જિનવર પૂજો !" શ્રી દેવચંદ્રજી

> "સર્વ જીવ છે સિદ્ધ સમ, જે સમજે તે થાય;
> સદ્ગુરુ આજ્ઞા જિનદશા, નિમિત્ત કારણ માંય.
> ઉપાદાનનું નામ લઈ, જે એ તજે નિમિત્ત;
> પામે નહિં સિદ્ધત્વને, રહે ભ્રાંતિમાં સ્થિત."—શ્રી આત્મસિદ્ધિ

અને ત્રૈલોક્યઆધિપત્યના–ત્રિભુવનસ્વામીપણાના કારણરૂપ એવા અચિન્ત્યપ્રભાવી તીર્થંકર નામકર્મનો જ્યારે યોગ થાય છે, ત્યારે તો 'અપરોપદેશથી' પરના ઉપદેશરૂપ નિમિત્ત વિના જ, સ્વયં–આત્માથી જ સમ્યગ્ વર બોધિ પ્રાપ્તિ વડે કરીને તેઓ મિથ્યાત્વ નિદ્રા દૂર થવા રૂપ સંબોધથી–આત્મજાગ્રતિથી બુદ્ધ હોવાથી સ્વયંસંબુદ્ધ હોય જ છે. बुद्धा मिथ्यात्वनिद्रापगमसम्बोधेन । ઈ. જેમકે—

આત્મસ્વરૂપનો બોધ થતાં અનાદિની પરભાવમાં આત્મભાવની ભૂલ નષ્ટ થઇ, અને મિથ્યાત્વરૂપ પ્રમાદની નિદ્રા છાંડી દઇ 'સમ્યગ્-જ્ઞાનસુધારસ ધર્મ' એવો આત્મા જાગ્યો.

**સંબુદ્ધ આત્માનો તાત્ત્વિક વિકાસક્રમ**

એટલે સ્વ–પર ભાવનો સહજ વિવેક પ્રગટ્યો, અને અંતર્ આત્મા સ્વભાવરૂપ ધર્મના સાધનમાં સ્થિર થયો. આત્માની જ્ઞાયકતા સર્વથા આત્મસ્વરૂપ સાધ્યના આલંબનવાળી થઈ, એટલે સ્થિરપણે પ્રવહતી નિજ પરિણતિ નિજ ધર્મરસ સ્થાપવા લાગી—જમા કરવા લાગી. આમ સર્વ પરપરિણતિ રસની રીઝ ત્યાગી દઇ, નિજ આત્મ અનુભવની ઇષ્ટતા જાગી; અને આશ્રવ ભાવની ચાલ સહેજે છૂટી જઈ જાલીમ–ઉગ્ર સંવર શિષ્ટતા પ્રગટી. અને

આમ આત્મસ્વરૂપમાં સંવૃત આત્માને સ્યાદ્વાદી એવી નિજ પ્રભુતાનું એકત્વ થતાં, શુદ્ધ આત્માના દર્શન–જ્ઞાન–ચારિત્રરૂપ નિજ રત્નત્રયી ક્ષાયિકભાવે પ્રગટ થઈ; પરભાવમાંથી વ્યાવૃત્તિરૂપ પ્રત્યાહાર કરી, શુદ્ધ આત્મભાવમાં ધારણરૂપ ધારણા ધરી, એટલે તત્ત્વાનંદી એવી પૂર્ણ સમાધિમાં લયમયી આત્મસ્થિતિ પ્રાપ્ત કરી. અને આ ક્રમે આત્મસ્વરૂપના કર્ત્તા–ભોક્તાભાવે અને તેમાં રમણપણે અવ્યાબાધ સ્વગુણની પૂર્ણ રીતિ ધારી, એટલે આ સહજાત્મસ્વરૂપી સ્વયંસંબુદ્ધ ભગવંતો સહજ અકૃત્રિમ નિર્મળ જ્ઞાનાનંદને પ્રાપ્ત થયા. સંબુદ્ધ આત્માનો આ તાત્ત્વિક વિકાસક્રમ **મહાગીતાર્થ દેવચંદ્રજી** મહામુનિએ અપૂર્વ લાક્ષણિક શૈલીથી સંગીત કર્યો છે—

"જગત દિવાકર શ્રી નમિશ્વર સ્વામ જો, તુજ મુખ દીઠે નાઠી ભૂલ અનાદિનિ રે લો;<br>
જાગ્યો સમ્યગ્જ્ઞાન સુધારસ ધામ જો, છાંડિ દુર્જય મિથ્યા નિંદ પ્રમાદની રે લો.<br>
સહેજે પ્રગટચો નિજ પર ભાવ વિવેક જો, અંતર આતમ ઠહર્યો સાધન સાધવે રે લો;<br>
સાધ્યાલંબી થઈ જ્ઞાયકતા છેક જો, નિજ પરિણતિ થિર નિજ ધર્મરસ ઠવે રે લો.<br>
ત્યાગીને સવિ પર પરિણતિરસ રીઝ જો, જાગી છે નિજ આતમ અનુભવ ઈષ્ટતા રે લો;<br>
સહેજે છૂટી આશ્રવ ભાવની ચાલ જો, જાલમ એ પ્રગટી સંવર શિષ્ટતા રે લો.<br>
સ્યાદ્વાદી નિજ પ્રભુતાને એકત્વ જો, ક્ષાયક ભાવે થાયે નિજ રત્નત્રયી રે લો;<br>
પ્રત્યાહાર કરીને ધારે ધારણ શુદ્ધ જો, તત્ત્વાનંદી પૂર્ણ સમાધિલયમયી રે લો.<br>
અવ્યાબાધ સ્વગુણની પૂરણ રીત જો, કરતા ભોક્તા ભાવે રમણપણે ધરે રે લો;<br>
સહજ અકૃત્રિમ નિર્મળ જ્ઞાનાનંદ જો, દેવચંદ્ર એકત્વે સેવનથી વરે રે લો."

**—શ્રી દેવચંદ્રજી.**



કર્મની યોગ્યતાના અભાવે તેમાં ક્રિયા તે ક્રિયા નથી, એમ યુક્તિથી પ્રતિપાદન કરે છે—

[१४]न वै कर्म्मणो योग्यताऽभावे तत्र क्रिया क्रिया, स्वफलाप्रसाधकत्वात्, प्रयासमात्रत्वात्, अश्वमाषादौ शिक्षापक्त्याद्यपेक्षया ।

सकललोकसिद्धमेतदिति नाभव्ये सदाशिवानुग्रहः, सर्वत्र तत्प्रसङ्गाद्, अभव्यत्वाविशेषादिति भावनीयं ॥ [५८]

[१४]**અર્થ** :—ખરેખર! કર્મની યોગ્યતાના અભાવે તેમાં (તે સંબંધમાં) ક્રિયા તે ક્રિયા નથી,—સ્વફલના અપ્રસાધકપણાને લીધે, (અને તે પણ) પ્રયાસમાત્રપણાને લીધે.—અશ્વ-માષ આદિમાં શિક્ષા–પક્તિ (પચનક્રિયા) આદિ અપેક્ષાએ.

આ સકલ લોકને સિદ્ધ છે. એટલે અભવ્યમાં સદાશિવનો અનુગ્રહ ન હોય,—સર્વત્ર તેના પ્રસંગને લીધે, (અને તે પણ) અભવ્યત્વના અવિશેષને લીધે,—એમ ભાવવા યોગ્ય છે.[૫૮]

## વિવેચન

"તુજ કરુણા સહુ ઉપરે રે, સરખી છે મહારાજ!
પણ અવિરાધક જીવને રે, કારણ સફલો થાય....ચંદ્રાનન જિન!"
—શ્રી દેવચંદ્રજી

હવે મહેશની અનુગ્રહક્રિયા થકી બોધ–નિયમની વાત કેમ ઘટતી નથી? તેનો ખુલાસો કરે છે—'न वै कर्मणो योग्यताऽभावे तत्र क्रिया क्रिया।' '**કર્મની યોગ્યતાના અભાવે તેમાં ક્રિયા તે ક્રિયા નથી.**' એટલે કે મહેશની અનુગ્રહક્રિયાની હેતુભૂત એવી જીવની તથારૂપ પરિણતિ સ્વભાવરૂપ યોગ્યતા જ જો ન હોય, તો સદાશિવની અનુગ્રહાદિક ક્રિયા તે ખરેખરી ક્રિયા જ નથી, પણ ક્રિયાભાસ જ છે. કારણ કે स्वफलाप्रसाधकत्वात् તે બોધાદિ ઇષ્ટ સ્વફલની પ્રસાધક થતી નથી, એટલે તે ક્રિયાનું પ્રયાસમાત્રપણું હોય છે–प्रयासमात्रत्वात्. આના સમર્થનમાં અત્રે 'અશ્વશિક્ષા–માષપક્તિ' આદિ દૃષ્ટાંત ઘટે છે,—अश्वमाषादौ शिक्षापक्त्याद्यपेक्षया. જેમ તેવી અશ્વશિક્ષા, જેનામાં યોગ્યતા નથી એવા અડિયલ ઘોડામાં નિષ્ફલ–પ્રયાસમાત્ર ફલરૂપ થાય છે. કોરડુ મગને પકાવવા માટે ગમે તેટલી પચનક્રિયા પણ નિષ્ફલ પ્રયાસમાત્ર ફલરૂપ થાય છે.

**કર્મયોગ્યતા અભાવે ક્રિયા તે ક્રિયા નથી**

---

पञ्जिका—न वै–ઇત્યાદિ. न वै–ન જ, कर्म्मणः—કર્મની, ક્રિયાવિષયી કર્મ–કારકની એમ અર્થ છે, योग्यताऽभावे—યોગ્યતાના અભાવે, ક્રિયાપ્રતિ વિષયતાથી પરિણતિ સ્વભાવના અભાવે, तत्र–તેમાં, કર્મમાં, क्रिया—સદાશિવ અનુગ્રહાદિક ક્રિયા, क्रिया—ક્રિયા હોતી, કિંતુ ક્રિયાભાસ જ હોય છે. કયા કારણથી? તે માટે કહ્યું:—स्वफलाप्रसाधकत्वात्—સ્વફલના અપ્રસાધકપણાને લીધે, અભિલષિત બોધાદિ ફલના અપ્રસાધકપણાને લીધે. આ પણ કયા કારણથી? તે માટે કહ્યું:—प्रयासमात्रत्वात्—ક્રિયાના પ્રયાસમાત્રપણાને લીધે આ કેવી રીતે સિદ્ધ છે? તે કહ્યું:—अश्वमाषादौ—અશ્વ–માષ આદિ કર્મમાં, આદિ શબ્દથી કપાસ આદિનો પરિગ્રહ છે, शिक्षापक्त्याद्यपेक्षया—શિક્ષા–પક્તિ આદિ અપેક્ષાએ, આદિ શબ્દથી લાક્ષારાગ આદિ અપેક્ષીને.

सकललोकसिद्धमेतद्—આ–ક્રિયાનું પ્રયાસમાત્રપણું સકલ લોકને સિદ્ધ છે. ભલે અપરકર્તૃક ક્રિયાનું આમ અક્રિયાપણું હો, પણ સદાશિવકર્તૃક ક્રિયાનું ન હોય, તેના અચિન્ત્યશક્તિપણાને લીધે, એમ આશંકીને કહ્યું:—इति–એમ, કર્મના યોગ્યતા ભાવે ક્રિયાનું ક્રિયાપણું ઐકાન્તિક અને સાર્વત્રિક એવું સકલલોકસિદ્ધ સતે, न–ન જ, अभव्ये–અભવ્યમાં, નિર્વાણ અયોગ્ય પ્રાણિમાં, सदाशिवानुग्रहः–સદાશિવનો અનુગ્રહ. કારણકે જો સ્વયોગ્યતા વિના પણ સદાશિવનો અનુગ્રહ હોય, તો તે અભવ્યને પણ અનુગ્રહ કરે; અને તે અનુગ્રહ કરતો નથી. કયા કારણથી? તે માટે કહ્યું:—सर्वत्र–સર્વત્ર, અભવ્યમાં, तत्प्रसङ्गात्—સદાશિવ અનુગ્રહના પ્રસંગને લીધે, આ પણ કયા કારણથી? તે માટે કહ્યું—अभव्यत्वाविशेषात्–અભવ્યત્વના અવિશેષને લીધે. અભવ્યત્વ સમ સતે પણ વિશેષ શો વારુ? જેની એકનો અનુગ્રહ ને અન્યનો નહિ, इति–એમ, એ, परिभावनीयं—પરિભાવનીય છે. જેમકે–સ્વયોગ્યતા જ સર્વત્ર ફલહેતુ છે.

પૂછવું જ શું ? એમ 'અપિ'—પણ શબ્દથી સૂચવ્યું છે. 'विशिष्टेतरफलयोः परम्परा-हेत्वोरपि भेदात्।' કારણ કે અનંતર—પરંપર હેતુઓનો એવો જો ભેદ ન હોય, તો તેના વિશિષ્ટપણા—અવિશિષ્ટપણાની અનુપપત્તિ હોય,—एतदभावे तद्विशिष्टेतरत्वानुपपत्तेः. તેના ફલના વિશિષ્ટપણા અને અવિશિષ્ટપણા એ બન્નેનો યોગે ઘટે નહિં; અર્થાત્ વિશિષ્ટ—અવિશિષ્ટ હેતુભેદ વિના વિશિષ્ટ—અવિશિષ્ટ ફલભેદ સંભવે નહિં.

એટલે જ भगवद्बोधिलाभो हि ભગવંતનો બોધિલાભ સ્ફુટપણે પરંપરાથી ભગવદ્-ભાવના નિર્વર્તન (સર્જન) સ્વભાવવાળો છે,—परंपरया भगवद्भावनिर्वर्तनस्वभावः, ભગવદ્ભાવ નીપજાવવાના સ્વભાવવાળો છે; પણ મરુદેવી માતા આદિ 'અન્તકૃત્ કેવલિના બોધિલાભની જેમ અતત્ સ્વભાવી નથી, न त्वन्तकृत्केवलिबोधिलाभवदतत्स्वभावः, તે ભગવદ્ભાવ નહિં નીપજાવવાના સ્વભાવવાળો, નથી, કારણ કે 'तद्वत' તેની પેઠે—અન્તકૃત કેવલિના બોધિલાભાદિની જેમ 'ततः' તે તીર્થંકર બોધિલાભથકી, તદ્ભાવની—અન્તકૃત્ કેવલિભાવની અસિદ્ધિ છે, માટે.—'तद्भावासिद्धेः.' આમ ભગવંતનો બોધિલાભ તીર્થંકર ભાવનું સર્જન કરનારો હોવાથી તથાપ્રકારે વિશિષ્ટ છે, પણ જીવનના અંતે જે કેવલજ્ઞાન પામી મોક્ષે જાય છે એવા અન્તકૃત્ કેવલિનો બોધિલાભ તીર્થંકર ભાવનું સર્જન કરનારો નહિં હોવાથી અવિશિષ્ટ છે. આમ તીર્થંકર—અતીર્થંકરનો વિશિષ્ટ—અવિશિષ્ટ બોધિભેદ સિદ્ધ થાય છે.

એટલે तत्तत्कल्याणाक्षेपक—તે તે કલ્યાણપરંપરાના 'આક્ષેપક'—આકર્ષક—ખેંચી આણનારા એવા अनादितथाभव्यताभाज એતે 'અનાદિ તથાભવ્યતા ભાવના ભાગી' એ તીર્થંકરો છે; અર્થાત્ તીર્થંકરોના આત્માની અનાદિ જ એવી કોઈ તથાપ્રકારની વિશિષ્ટ 'તથાભવ્યતા'—આત્મસ્વભાવયોગ્યતા છે, કે તે તે તે કલ્યાણપરંપરાને ખેંચી લાવી તેમની પાસે ઉપનત કરે છે, હાજર કરે છે. એમ સ્વયંસંબુદ્ધપણાની સિદ્ધિ છે.

॥ इति स्वयंसंबुद्धत्वसिद्धिः ॥ ૯ ॥



એમ સ્તોતવ્યસંપદ્‌ની જ પ્રધાન એવી સાધારણ—અસાધારણરૂપ હેતુસંપદ્ કહી, એમ ઉપસંહાર કરે છે—

[૧૬]एवमादिकर्तॄणां तीर्थकरत्वमन्यासाधारणस्वयंसम्बोधेनेति स्तोतव्यसम्पद एव प्रधाना साधारणासाधारणरूपा हेतुसम्पदिति ॥ २ ॥ [૬૦]

[૧૬]અર્થ:—એમ આદિકર્તાઓનું તીર્થંકરપણું અન્યને અસાધારણ એવા સ્વયંસંબોધ વડે કરીને છે, એમ સ્તોતવ્યસંપદ્‌ની જ પ્રધાન એવી સાધારણ—અસાધારણરૂપા હેતુસંપદ્. [૬૦] ॥ इति २ ॥

## વિવેચન

"અનંતજ્ઞાની હો અનંતદર્શની, અનાકારિ અવિરુદ્ધ;
લોકાલોક હો જ્ઞાયક સુહંકરૂ, અનાહારી સ્વયંબુધ."
—શ્રી દેવચંદ્રજી

એમ—ઉક્ત પ્રકારે વિવરી બતાવ્યું તેમ, જેઓ આત્માદિગામી જન્માદિ પ્રપંચના આદિકરો છે आदिकर्तॄणां એવા આ અર્હંત ભગવંતોનું શુદ્ધ આત્મધર્મરૂપ તીર્થનું સ્થાપન કરવારૂપ તીર્થંકરપણું तीर्थकरत्वं અન્યને અસાધારણ (સાધારણ નહિં એવા) સ્વયંસંબોધ વડે કરીને છે, अन्यासाधारणस्वयंसम्बोधेन.

આમ આદિકરપણા વડે અન્ય જીવોને સાધારણ અને સ્વયંસંબુદ્ધ—તીર્થંકરપણા વડે અન્ય જીવોને અસાધારણ એવી પ્રધાન હેતુસંપદ્‌ દર્શાવી, સ્તોતવ્યસંપદ્‌ની જ પ્રધાન એવી સાધારણ-અસાધારણરૂપા હેતુસંપદ્‌ કહી.

॥ इति प्रधाना साधारणाधारणरूपा हेतुसम्पद् ॥ २ ॥



૧. પાઠાંતર—तीर्थकरत्वेनान्या.

ઇત્યાદિની જેમ, અનુગ્રહક્રિયાની હેતુભૂત એવી જીવની પરિણતિસ્વભાવરૂપ તથારૂપ યોગ્યતા ન હોય તો મહેશની (ઈશ્વરની) ગમે તેવી અનુગ્રહક્રિયા પણ કાર્યકારી થતી નથી, નિષ્ફળ પ્રયાસમાત્ર ફલરૂપ થઈ પડે છે. આમ **યોગ્યતાના અભાવે ક્રિયાનું પ્રયાસમાત્રપણું** સકલ લોકને સિદ્ધ છે, પ્રતીત છે. એટલે કલ્પિત ઈશ્વરની કલ્પિત અનુગ્રહક્રિયાની નિષ્ફળતા બાબત વિશેષ પ્રમાણની જરૂર નથી.

ત્યારે કોઈ કહેશે કે આમ ભલે બીજાએ કરેલી ક્રિયાનું અક્રિયાપણું હો, પણ સદાશિવે કરેલી ક્રિયાનું અક્રિયાપણું ન હોય, કારણ કે તે ઇશ્વરનું તો અચિન્ત્યશક્તિપણું છે. તેનો ઉત્તર એ છે કે—કર્મની યોગ્યતાનો ભાવ—હોવાપણું હોય તો જ ક્રિયાનું ક્રિયાપણું હોય–આ એકાન્તથી સર્વત્ર લાગુ પડતો નિયમ ઉપરમાં કહ્યું તેમ સકલ લોકને સિદ્ધ છે; એટલે અભવ્યમાં—મુક્તિને અયોગ્ય પ્રાણીમાં સદાશિવનો અનુગ્રહ ન હોય. કારણ કે જો જીવની સ્વયોગ્યતા વિના પણ સદાશિવનો અનુગ્રહ હોય, તો અભવ્યપણાના અવિશેષથી તેનો પ્રસંગ પ્રાપ્ત થાય. એટલે કે મુક્તિગમનઅયોગ્યપણારૂપ અભવ્યત્વના અવિશેષથી—તફાવત વિના તેને અભવ્યમાં પણ અનુગ્રહ કરવો પડે. કારણ કે યોગ્યતા

**અભવ્યમાં સદાશિવ અનુગ્રહ ન હોય ઈ૦**

વિના જ જો અનુગ્રહ થતો હોય તો તે કહેવાતો ઇશ્વર પક્ષપાત કરી, ભવ્ય–અભવ્યનો ટાળો પાડી, એકનો અનુગ્રહ કરે ને બીજાનો નહિં, એમ બને નહિ. માટે તે તે જીવની પોતાની યોગ્યતા જ કાર્યકારિણી છે એટલે અનુગ્રહ કરનાર એવા કોઈ કલ્પિત કર્તારૂપ ઇશ્વરનું પ્રયોજન છે નહિં ને તેવી કલ્પનામાં કંઈ સાર નથી. છતાં અપેક્ષાવિશેષે ઇશ્વરનો અનુગ્રહ માનવો જ હોય તો શુદ્ધ વીતરાગ આત્મા એ જ ઇશ્વર છે, તેને તો સર્વત્ર સમબુદ્ધિ જ હોય, ને તેની કરુણા તો સર્વ જીવ પર એકસરખી જ હોય; પણ જે આત્મસ્વરૂપનો લક્ષ ચૂકવારૂપ વિરાધના ન કરે એવા અવિરાધક જીવને જ, આરાધકપણારૂપ સ્વયોગ્યતાને લીધે જ, તે શુદ્ધ આત્મારૂપ ઇશ્વરની કરુણા—અનુગ્રહતા સફળ થાય છે, એમ પોતાના અહંકાર–સ્વચ્છંદાદિના વિલોપનાર્થે આરોપિત—ઉપચરિત રીતે કહો તો તેમાં બાધ નથી. આમ આત્માની સ્વયોગ્યતા જ સર્વત્ર ફલહેતુ છે એ સારભૂત તત્ત્વ પરિભાવન કરવા યોગ્ય છે.



તીર્થંકર—અતીર્થંકરનો બોધિભેદ પણ ન્યાય્ય જ છે, એમ કહે છે—

[૬૯] बोधिभेदोऽपि तीर्थकरातीर्थकरयो न्र्याय्य एव। विशिष्टेतरफलयोः परम्पराहेत्वोरपि भेदात्, एतदभावे तद्विशिष्टेतरत्वानुपपत्तेः।

भगवद्बोधिलाभो हि परम्परया भगवद्भावनिर्वर्त्तनस्वभावो, न त्वन्तकृत्केवलिबोधिलाभवदतत्स्वभावः, तद्वत्ततस्तद्भावासिद्धेरिति, तत्तत्कल्याणाक्षेपकानादितथाभव्यताभाज एते। इति स्वयंसम्बुद्धत्वसिद्धिः॥ ५ ॥ [५९]

[૧૫]અર્થ:—તીર્થંકર—અતીર્થંકરનો બોધિભેદ પણ ન્યાય્ય જ છે,—વિશિષ્ટ-અવિશિષ્ટ એ બે ફલના પરંપરા હેતુઓનો પણ ભેદ છે માટે, એના અભાવે તેના વિશિષ્ટિપણા-અવિશિષ્ટપણાની અનુપપત્તિ છે માટે,

કારણ કે ભગવંતનો બોધિલાભ સ્ફુટપણે પરંપરાથી ભગવદ્ભાવના નિર્વર્ત્તન (સર્જન) સ્વભાવવાળો છે, પણ અન્તકૃત્ કેવલીના બોધિલાભની જેમ અતત્સ્વભાવી નથી,—તેની પેઠે તેના થકી તદ્ભાવની અસિદ્ધિ છે માટે. એટલે તે તે કલ્યાણના આક્ષેપક (આકર્ષક) એવા અનાદિ તથાભવ્યતા ભાવના ભાગી એઓ છે. એમ સ્વયંસંબુદ્ધત્વની સિદ્ધિ છે.[૫૯]

॥ ઈતિ સ્વયંસંબુદ્ધત્વસિદ્ધિ ॥ ૫ ॥

## વિવેચન

"સ્વામી સ્વયંપ્રભને જાઉં ભામણે, હરખે વાર હજાર;
વસ્તુ ધર્મ પૂરણ જસુ નીપનો, ભાવ કૃપા કિરતાર. સ્વામી૦"—શ્રી દેવચંદ્રજી

હવે 'વરબોધિની પ્રાપ્તિથી' એમ જે કહ્યું હતું, તેની સિદ્ધિ અર્થે કહ્યું—'बोधिभेदोऽपि तीर्थकरातीर्थकरयोर्न्याय्य एव'—'તીર્થંકર-અતીર્થંકરનો બોધિભેદ પણ ન્યાય્ય જ છે.' સમ્યક્ત્વાદિ મોક્ષમાર્ગભેદ પણ યુક્તિયુક્ત જ છે, તો પછી તદાશ્રયી વિભૂતિ આદિની વાત તો દૂર રહો, એમ 'અપિ' પણ શબ્દનો અર્થ છે. આ તીર્થંકર-અતીર્થંકરના બોધિભેદ અંગે યુક્તિ આ પ્રકારે—વિશિષ્ટ ફલ અને તેથી ઈતર અવિશિષ્ટ ફલ એ બન્નેના પરંપરાહેતુઓનો પણ ભેદ હોય, તો પછી અનંતર હેતુઓના ભેદનું તો

**તીર્થંકર-અતીર્થંકરનો બોધિભેદ**

---

पञ्जिका—વરબોધિની પ્રાપ્તિથી એમ કહ્યું; તેની સિદ્ધિ અર્થે કહ્યું—बोधिभेदोऽपि—બોધિભેદ પણ, સમ્યક્ત્વાદિ મોક્ષમાર્ગભેદ પણ, તદાશ્રયી વિભૂતિ આદિના ભેદની વાત તો દૂર રહો, तीर्थकरातीर्थकरयोः—તીર્થંકર ને અતીર્થંકરનો, न्याय्य एव-ન્યાય્ય જ, યુક્તિયુક્ત જ છે. યુક્તિ જ કહે છે-

विशिष्टेतरफलयोः परम्पराहेत्वोरपि—વિશિષ્ટ ફલના અને ઈતર (અવિશિષ્ટ) ફલના પરંપરાહેતુના-વ્યવહિત કારણના; તો પછી અનંતર કારણનું તો પૂછ્યું જ શું? એમ 'અપિ' પણ શબ્દનો અર્થ છે. भेदात्-ભેદથી, પરસ્પર વિશેષથી, કયા કારણથી? તે માટે કહ્યું—एतदभावे આના અભાવે, પરંપરા હેતુઓના ભેદ અભાવે. तद्विशिष्टेतरत्वानुपपत्तेः तस्य—તેનું ફલનું જે विशिष्टत्वं—વિશિષ્ટત્વ અને इतरत्वं—ઈતરત્વ-અવિશિષ્ટત્વ, तयोः—તે બન્નેના अयोगात्-અયોગને લીધે, એ જ ભાવે છે.

भगवद्बोधिलाभः—ભગવત્નો બોધિલાભ, परम्परया—પરંપરાથી, અનેક ભવવ્યવધાનથી, भगवद्भावनिर्वर्त्तनस्वभावः—ભગવદ્ભાવના નિર્વર્ત્તન સ્વભાવવાળો છે. ભગવદ્ભાવ-તીર્થંકરપણું. વ્યતિરેક કહ્યો—न तु-ન પુનઃ, अन्तकृतकेवलिबोधिलाभवत्—અન્તકૃત્-મરુદેવી આદિ કેવલિના બોધિલાભની જેમ, अतत्स्वभावो—અતત્સ્વભાવી, ભગવત્ભાવ અનિર્વર્ત્તન સ્વભાવી. એ પણ કેવી રીતે? તે માટે કહ્યું—तद्वद्-તેની જેમ, અન્તકૃત્ કેવલિના બોધલાભાદિની જેમ, ततः—તેના થકી, તીર્થંકર બોધિલાભ થકી, तद्भावासिद्धेः—તદ્ભાવની-તીર્થંકરભાવની અસિદ્ધિને લીધે. ॥ इति स्वयंसम्बुद्धत्वसिद्धिः ॥

# તૃતીય અધિકાર
# સ્તોતવ્યસંપદ્‌ની જ અસાધારણ હેતુસંપદ્‌

## ૬. પુરુષોત્તમ:

## 'पुरुषोत्तमेभ्यः' પદ વ્યાખ્યાન

'પુરુષોત્તમ' પદનું પ્રયોજન: સર્વસત્ત્વએવંભાવવાદી બૌદ્ધવિશેષોનો નિરાસ—

[१]एते च सर्वसत्त्वैवंभाववादिभि र्बौद्धविशेषैः सामान्यगुणत्वेन न प्रधानतयाऽङ्गीक्रियन्ते 'नास्तीह कश्चिदभाजनं सत्त्वः' इति वचनात्, तदेतन्निराचिकीर्षयाऽऽह ॥ ६१

**'पुरुषोत्तमेभ्यः'**

[१]અર્થ:—અને એઓ—સર્વ સત્ત્વોના એવંભાવવાદી બૌદ્ધવિશેષોથી સામાન્યગુણપણાએ કરીને પ્રધાનતાથી અંગીકાર કરવામાં આવતા નથી,—'અહીં કોઈ સત્ત્વ અભાજન નથી' એ વચનથી,—તેથી આના નિરાકરણ કરવાની ઇચ્છાથી કહ્યું—૬૧

**'પુરુષોત્તમોને'**

### વિવેચન

"પરમ પુરુષ પ્રભુ સદ્‌ગુરુ, પરમ જ્ઞાન સુખ ધામ;
જેણે આપ્યું ભાન નિજ, તેને સદા પ્રણામ...." શ્રીમદ્ રાજચંદ્રજી.

---

पञ्जिका—सर्वसत्त्व ઇત્યાદિ. सर्वसत्त्वानां—સર્વ સત્ત્વોનો, નિખિલ જીવોનો, एवंभावं—એવંભાવ, વિવક્ષિત એકપ્રકારપણું, वदन्तीत्येवंशीलाः—વદે છે એવું શીલ છે જેઓનું, तैः—તે, बौद्धविशेषैः—બૌદ્ધવિશેષોથી, સૌગતભેદોથી. વૈભાષિકોથી એમ સમજાય છે,—તેઓના જ નિરુપચરિત અસ્તિત્વના અભ્યુપગમને લીધે.

सामान्याः—સામાન્ય, સાધારણ, गुणाः—પરોપકરણાદિ ગુણો, येषां—છે જેઓના, તે तथा—તે તથા, સામાન્ય ગુણ, तद्भावस्तत्त्वं—તેનો ભાવ તે તત્ત્વ, સામાન્યગુણત્વ, तेन—તેના વડે કરીને, न—ન જ, प्रधानतया—પ્રધાનતાથી, અતિશાયિતાથી अङ्गीक्रियन्ते—અંગીકાર કરાતા, માનવામાં આવતા. કયા કારણથી? તે માટે કહ્યું:—नास्ति—છે નહિ, વિદ્યમાન નથી, इह—અહીં, લોકમાં, कश्चित्—કોઈ, નર-નારકાદિ, अभाजनम्—અભાજન, અપાત્ર, અયોગ્ય એમ અર્થ છે, सत्त्वः—સત્વ, પ્રાણી, इति वचनात्—એવા વચનથી, એવંરૂપ આપ્ત ઉપદેશથી, पुषोरुत्तमेभ्यः—પુરુષોત્તમોને.

અને આ ઉપરોક્ત વિશેષણો જેને ઘટાવ્યા તે આ અર્હંત ભગવંતો, સર્વ સત્ત્વોના એવંભાવવાદી બૌદ્ધવિશેષોથી પ્રધાનપણે અંગીકાર કરવામાં આવતા નથી; તેના નિરાકરણાર્થે અત્રે 'पुरुषोत्तमेभ्यः'—પુરુષોત્તમોને એ ખાસ વિશેષણ મૂકયું છે. સર્વ સત્ત્વોનો—સર્વ જીવોનો એક સરખાપણારૂપ એવો એક પ્રકારનો ભાવ છે, એમ વદનારા આ **'સર્વસત્ત્વ–એવંભાવવાદી'** બૌદ્ધવિશેષો (વૈભાષિક બૌદ્ધો) કહે છે કે—'અહીં લોકમાં કોઈ પણ સત્ત્વ. પ્રાણી અભાજન નથી,' અર્થાત્ અપાત્ર અયોગ્ય નથી. એટલે સામાન્યગુણપણાએ કરીને સર્વ જીવને સમાન યોગ્યતાવાળા માનતા હોવાથી તેઓ કોઈનો પ્રધાનપણે, અતિશાયિપણે, ચઢિયાતાપણે સ્વીકાર કરતા નથી. આ તેઓની માન્યતાનું નિરસન અત્રે 'પુરુષોત્તમ' એ વિશિષ્ટ પદથી કર્યું છે.



પુરુષોત્તમ કેવા પ્રકારે? તે દર્શાવે છે—

[२]पुरि शयनात् पुरुषाः—सत्त्वा एव, तेषां उत्तमाः—सहजतथाभव्यत्वादिभावतः प्रधानाः पुरुषोत्तमाः। तथाहि—

आकालमेते परार्थव्यसनिन, उपसर्जनीकृतस्वार्थाः, उचितक्रियावन्तः, अदीनभावाः, सफलारम्भिणः, अदृढानुशयाः, कृतज्ञतापतयः, अनुपहतचित्ता, देवगुरुबहुमानिनस्तथा गम्भीराशया इति।

न सर्वे एवंविधाः, खुडुङ्कानां व्यत्ययोपलब्धेः, अन्यथा खुडुङ्काभाव इति। [६२]

[२]અર્થ :—પુરૂમાં શયન થકી પુરુષો–સત્ત્વો જ, તેઓમાં ઉત્તમ—સહજ તથાભવ્યત્વાદિ ભાવથકી પ્રધાન તે પુરુષોત્તમો. તે આ પ્રકારે :—

આકાલ એઓ પરાર્થવ્યસની, સ્વાર્થને ઉપસર્જન (ગૌણ) કરનારા, ઉચિત ક્રિયાવંત, અદીન ભાવવાળા, સફલારંભી, અદૃઢ અનુશયવાળા, કૃતજ્ઞતાપતિ, અનુપહત ચિત્તવાળા, દેવગુરુબહુમાની, તથા ગંભીર આશયી એવા હોય છે.

સર્વ એવા પ્રકારના નથી હોતા,—ખુડુંકોના (ઠોલીઆઓના) વ્યત્યયની (વિપરીત ભાવની) ઉપલબ્ધિ છે માટે,—અન્યથા ખુડુંકોનો અભાવ હોય.[૬૨]

---

पञ्जिका—अदृढानुशयी इति अदृढः—અદૃઢ, અપકારી પ્રત્યે પણ અનિબિડ, अनुशयः—અનુશય, અપકાર બુદ્ધિ, येषां—છે જેઓનો, ते तथा—તે તથા, અદૃઢાનુશયવાળા.

न सर्वे ઇત્યાદિ. न—નજ, सर्वे एव—સર્વે જ, सत्त्वाः—સત્વો, एवंविधाः—એવંવિધ, એવા પ્રકારના, ભાવિભગવદ્ભાવવાળા સત્ત્વ સમા. કયા કારણથી? તે માટે કહ્યું—खुडुङ्कानां—ખુડુંકોના, સમ્યક્ શિક્ષા અનર્હોની, व्यत्ययोपलब्धे—વ્યત્યય ઉપલબ્ધિને લીધે, પ્રકૃતથી વિપરીત ગુણના દર્શનને લીધે. વ્યતિરેક કહ્યો—अन्यथा—હિં તો, પ્રકૃતથી ગુણવૈપરીત્યના અભાવે, खुडुङ्काभावः—ઉક્ત લક્ષણવાળા ખુડુંકોનો અભાવ હોય, –સ્વલક્ષણના જ અભાવને લીધે. અને તેઓ (ખુડુંકો) નથી એમ નથી, –સર્વેના અવિગાનને લીધે.

## વિવેચન

"પરમ પુરુષ પરમાતમા, પરમેશ્વર પરધાન....લલના;
પરમ પદારથ પરમેષ્ટિ, પરમદેવ પરમાન....લલના....શ્રીસુપાસ." શ્રી આનંદઘનજી

પુરુષોત્તમ એટલે શું? પુરૂમાં—શરીરમાં શયન કરે તે પુરુષો, સત્ત્વો જ, તેઓમાં ઉત્તમ તે પુરુષોત્તમો, અર્થાત્ તથાપ્રકારના સહજ સ્વભાવયોગ્યતારૂપ તથાભવ્યત્વાદિ ભાવ થકી પ્રધાન તે પુરુષોત્તમ. सहजतथाभव्यत्वादिभावतः प्रधानाः पुरुषोत्तमाः. તે આ પ્રકારે—आकालमेते परार्थव्यसनिन, उपसर्ज्जनीकृतस्वार्था। ઈ. કાળની આદિથી માંડીને એઓ પરાર્થવ્યસની—પરોપકારના બંધાણી, સ્વાર્થને ગૌણ કરનારા, ઉચિત ક્રિયા આચરનારા, અદીન ભાવ ધરનારા, સફલારંભી, અદૃઢ અનુશયી—અપકારી પ્રત્યે પણ દૃઢ ગાઢ રોષ નહિં રાખનારા, કૃતજ્ઞતાના સ્વામી, અનુપહત—અકુંઠિત ચિત્તવાળા, દેવ-ગુરુ પ્રત્યે બહુમાન ધરનારા, તથા ગંભીર આશયવાળા હોય છે.

પણ સર્વેય સત્ત્વો એવા પ્રકારના એટલે કે તે ભાવિભગવદ્‌ભાવવાળા સત્ત્વો સમા નથી હોતા, કારણ કે 'खुङ्कानां व्यत्ययोपलब्धेः।' 'ખુડુંકોના વ્યત્યયની (વિપરીત ભાવની) ઉપલબ્ધિ છે, માટે.' અર્થાત્ સમ્યક્ શિક્ષા અનર્હ—અયોગ્ય એવા 'ખુડુંકોના'—જડસુ ઠોલીઆઓના પ્રકૃતથી વિપરીત ગુણોનું (દોષોનું) પ્રત્યક્ષ દર્શન થાય છે માટે. જેમકે—તેઓ પરાર્થની ઉપેક્ષા કરનારા, સ્વાર્થને પ્રધાન કરનારા, અનુચિત ક્રિયા આચરનારા, દીન ભાવ ધરનારા, નિષ્ફલારંભી, દૃઢ અનુશયી—મહા રોષીલા ખારીલા, કૃતઘ્નતાના સ્વામી, ઉપહત-કુંઠિત ચિત્તવાળા, દેવ-ગુરુના અબહુમાની, તથા અગંભીર-ક્ષુલ્લક આશયવાળા પ્રગટ દેખાય છે. નહિં તો આમ પ્રકૃતથી વિપરીત ગુણનો અભાવ હોય તો ઉક્ત લક્ષણવાળા 'ખુડુંકોનો'—શિક્ષાને અયોગ્ય ઠોલીઆઓનો અભાવ હોય. અને આ ખુડુંકો-ઠોલીઆઓ નથી એમ નથી, કારણ કે સર્વે અવિગાનથી એકી અવાજે તેનો સ્વીકાર કરે છે.

'ખુડુંકો'નો વિપરીત ભાવ

અને આમ આ વિચિત્ર જગતમાં જીવોનું સહજ સ્વાભાવિક યોગ્યતારૂપ તથાભવ્યત્વ વિચિત્ર—નાના પ્રકારનું હોય છે, એ ઉપરથી ભિન્ન ભિન્ન પ્રકારની યોગ્યતાવાળા સત્ત્વોનું અસમાનપણું સિદ્ધ થાય છે, અને ઉત્તમ યોગ્યતાવાળા સત્ત્વોનું પુરુષોત્તમપણું પણ સ્વયં સિદ્ધ થાય છે.



અત્રે દૃષ્ટાંત : અશુદ્ધ જાત્ય રત્ન પણ અજાત્ય રત્ન સાથે સમાન નથી—

[३]नाशुद्धमपि जात्यरत्नं समानमजात्यरत्नेन, न चेतरदितरेण, तथा संस्कारयोगे सत्युत्तरकालमपि तद्भेदोपपत्तेः। न हि काचः पद्मरागीभवति जात्यनुच्छेदेन गुणप्रकर्षाभावात्॥[६३]

[3]અર્થ:—અશુદ્ધ જાત્ય રત્ન પણ અજાત્ય રત્ન સાથે સમાન નથી, અને ઇતર ઇતર સાથે (સમાન નથી);—તથાપ્રકારે સંસ્કાર યોગ સતે ઉત્તરકાળે પણ તે બન્નેના ભેદની ઉપપત્તિ છે માટે. કાચ ખરેખર! પદ્મરાગ થતો નથી,—જાતિના અનુચ્છેદથી ગુણપ્રકર્ષનો અભાવ છે માટે. [૬૩]

## વિવેચન

"तेजः स्फुरन्मणिषु याति यथा महत्त्वं,
नैवं तु काचशकले किरणाकुलेऽपि ॥"—શ્રી ભક્તામરસ્તોત્ર

અત્રે કોઈ કહેશે કે—તીર્થંકરપણાના હેતુને લીધે બોધિલાભ પરત્વે ભગવંતોની અન્ય સાથે અસમાનતા ભલે હો, પણ બીજી અવસ્થામાં અસમાનતા કેમ ઘટે? તેનું સમાધાન અત્રે જાત્ય-અજાત્ય રત્નની પ્રતિવસ્તૂપમાથી બતાવ્યું છે—

**અશુદ્ધ જાત્યરત્ન પણ અજાત્યરત્ન સાથે સમાન નથી**

नाशुद्धमपि जात्यरत्नं समानमजात्यरत्नेन। न चेतरदितरेण। 'અશુદ્ધ જાત્ય રત્ન (પદ્મરાગાદિ) પણ અજાત્ય રત્ન (કાચાદિ) સાથે સમાન નથી' હોતું, (તો પછી શુદ્ધ તો સમાન ક્યાંથી જ હોય? એમ 'અપિ'-પણ શબ્દથી સૂચવ્યું છે); અને ઇતર—અજાત્ય રત્ન જાત્ય રત્ન સાથે સમાન નથી હોતું. કારણ કે તથાપ્રકારે અશુદ્ધ અવસ્થામાં અસમાનતા સતે શુદ્ધિના ઉપાયરૂપ ક્ષાર-માટી-પુટપાક આદિના સંસ્કારયોગે ઉત્તરકાળે પણ તે બન્નેના—જાત્ય અજાત્ય રત્નના ભેદની ઉત્પત્તિ છે, જાત્ય અજાત્ય રત્નનો ભેદ ઘટે છે.

ખરેખર! ગમે તેટલા સંસ્કારયોગે પણ કાચ પદ્મરાગ બનતો નથી, 'न हि काचः पद्मरागीभवति।' કારણ કે કાચ આદિ જાતિના અનુચ્છેદે કરી ગુણપ્રકર્ષનો અભાવ છે માટે, जात्यनुच्छेदेन गुणप्रकर्षाभावात्; અર્થાત્ કાચ આદિની જાતિનો ઉચ્છેદ (ઉલ્લંઘન) થતો નથી, કાચ કાચ મટી જતો નથી અને તેને ગમે તેટલો ઘસી ઘસીને ચકચકિત કરો

---

**पञ्जिका**—**न**—ન જ, **अशुद्धमपि**—અશુદ્ધ પણ, મલગ્રસ્ત પણ, **जात्यरत्नं**—જાત્ય રત્ન. પદ્મરાગાદિ, **समानं**—સમાન, તુલ્ય, **अजात्यरत्नेन**—અજાત્ય રત્ન સાથે, કાચ સાદિ સાથે. શુદ્ધ તેની સમાન હોતું જ નથી, એમ 'અપિ'-પણ શબ્દનો અર્થ છે. **न चेतरद्**—અને ઇતર, અજાત્ય રત્ન, **इतरेण**—ઇતર સાથે, જાત્ય રત્ન સાથે. કયા કારણથી? તે માટે કહ્યું:—**तथा**-તથા, અશુદ્ધ અવસ્થામાં અસમાનતા સતે, **संस्कारयोगे**—સંસ્કારયોગે, શુદ્ધિના ઉપાયરૂપ ક્ષાર-માટી-પુટપાક સંયોગે, **उत्तरकालमपि**—ઉત્તર કાળે પણ, તો પણ પૂર્વકાળે તો પૂછવું જ શું? એમ 'અપિ'-પણનો અર્થ છે. **तद्भेदोपपत्तेः**—તેના ભેદની ઉપપત્તિને લીધે. ને બન્નેના જાત્ય-અજાત્ય રત્નના અસાદશ્યઘટનથી ભેદ ઉપપતિ (છે). તે જ ભાવે છે—

**न हि काचः पद्मरागीभवति**—કાચ પદ્મરાગ થતો નથી, સંસ્કારયોગે પણ એમ સમજાય છે. હેતુ કહ્યો:—**जात्यनुच्छेदेन**—જાતિઅનુચ્છેદથી, કાચ આદિ સ્વભાવના અનુલ્લંઘન વડે કરીને, **गुणप्रकर्षाभावात्**—ગુણ પ્રકર્ષના અભાવને લીધે, કાન્તિઆદિ ગુણોના વૃદ્ધિઅભાવને લીધે.

ગમે તેટલા સંસ્કાર યોગે કાચ પદ્મરાગ ન થાય

તો પણ તે કાન્તિ આદિ ગુણની વૃદ્ધિનો પ્રકર્ષ પામતો નથી. અથવા 'गुणप्रकर्षभावात्' (?) એ પાઠ લેતાં બીજી રીતે ઘટાવીએ તો જાતિના અનુચ્છેદથી ગુણપ્રકર્ષનો ભાવ હોય છે, અર્થાત્ કોઈ કાચ આદિ વસ્તુ વધી વધીને ગુણપ્રકર્ષ પામે તે પણ પોતાની સ્વજાતિનો ઉચ્છેદ–ઉલ્લંઘન કર્યા વિના જ, એટલે કે પોતાની જાતિની મર્યાદામાં–હદમાં રહીને જ તે પોતાના વધારેમાં વધારે કાન્તિ આદિ ગુણનો પ્રકર્ષ પામી શકે છે, તેથી આગળ નહિં. આમ શુદ્ધ–અશુદ્ધ ગમે તે અવસ્થામાં જાત્ય–અજાત્ય રત્નનો પ્રગટ ભેદ સિદ્ધ છે.

"સુમતિનાથ સાચા હો....
પરિ પરિ પરખત હિ ભયા, જૈસા હીરા જાચા હો;
ઔર દેવ સવિ પરિહર્યા, મૈં જાણી કાચા હો....સુમતિ."—શ્રી યશોવિજયજી



આનું જ પ્રત્યેકબુદ્ધાદિ આગમવચનથી સમર્થન કરે છે—

[૪]इत्थंचैतदेवं प्रत्येकबुद्धादिवचनप्रामाण्यात्, तद्भेदानुपपत्तेः, न तुल्यभाजनतायां तद्भेदो न्याय्य इति। ६४

[૪]અર્થ:—અને આમ આ એમ પ્રત્યેકબુદ્ધ આદિ વચનના પ્રામાણ્ય થકી છે,—(અન્યથા) તેના ભેદની અનુપપત્તિ છે માટે; તુલ્ય ભાજનતામાં તેનો ભેદ ન્યાય્ય નથી એટલા માટે. ૬૪

## વિવેચન

"નાથ ! તુમારી જોડિ, ન કો ત્રિહુ લોક મેં રે;
પ્રભુજી પરમ આધાર, અછો ભવિ થોકને રે....અનિલજિન."—શ્રી દેવચંદ્રજી

---

पञ्जिका—આ જ તંત્રયુક્તિથી સાધવાને કહ્યું—इत्थं च—આમ જ જાતિ અનુચ્છેદ વડે કરીને જ,—च કારના અવધારણઅર્થપણાને લીધે, एतत्—આ, ગુણ પ્રકર્ષભવન લક્ષણ વસ્તુ. કયા કારણથી? તે માટે કહ્યું:—एवम्—એમ, આ જાતિઅનુચ્છેદ વડે કરીને ગુણપ્રકર્ષભાવલક્ષણ પ્રકારથી, प्रत्येकबुद्धादिवचनप्रामाण्यात्–प्रत्येकबुद्धादि—પૃથક્–ભિન્નસ્વરૂપી એવા પ્રત્યેકબુદ્ધ, બુદ્ધબોધિત, સ્વયંબુદ્ધ આદિના, वचनानि–વચનો, નિરૂપક ધ્વનિઓ, तेषां—તેઓનું, प्रामाण्यं—પ્રામાણ્ય, આપ્તોપદિષ્ટપણાએ કરીને અભિધેય અર્થનો અવ્યભિચારી ભાવ, तस्मात्—તે થકી. વ્યતિરેકથી આના જ સમર્થન અર્થે કહ્યું:—तद्भेदानुपपत्ते—તદ્‌ભેદની–તેના ભેદની અનુપપત્તિને લીધે, અહીં अन्यथा શબ્દના અધ્યારોપથી 'अन्यथा तद्भेदानुपपत्तेः' એમ યોજવા યોગ્ય છે તદ્‌ભેદાનુપપત્તિ જ ભાવે છે—न–ન જ, तुल्यभाजनतायां—તુલ્યભાજનતામાં, તુલ્યયોગ્યતામાં, तद्भेदः—તેઓનો ભેદ, પ્રત્યેકબુદ્ધાદિ ભેદ, न्याय्यः—ન્યાય્ય, યુક્તિસંગત, इति એમ.

જાત્ય-અજાત્ય રત્નના ઉક્ત દૃષ્ટાંત પરથી ફલિત થતી યોગ્યતાભેદરૂપ વસ્તુનું અત્રે શાસ્ત્રોક્ત યુક્તિથી સમર્થન કર્યું છે—

અને આમ જ આ જાતિઅનુચ્છેદથી ગુણપ્રકર્ષનો ભાવ હોય છે, એ વસ્તુ એમ પ્રત્યેકબુદ્ધ આદિ વચનના પ્રામાણ્યથી-પ્રમાણપણાથી સમર્થિત થાય છે. અર્થાત્ પ્રત્યેક-બુદ્ધ, બુદ્ધબોધિત, સ્વયંબુદ્ધ આદિ ભિન્ન ભિન્ન સ્વરૂપવાચક શબ્દો આગમમાં કહ્યા છે, તેના પ્રમાણથી આ એમ જ છે, નહિં તો તેના ભેદની અનુપપત્તિ-અઘટમાનપણું હોય. કેવા પ્રકારે? તો કે 'न तुल्यभाजनतायां तद्भेदो न्याय्य इति' 'તુલ્ય ભાજનતામાં તેનો ભેદ ન્યાય્ય નથી. બધાની તુલ્ય-સરખી પાત્રતા યોગ્યતા હોય તો આવો પ્રત્યેકબુદ્ધાદિ ભેદ ન્યાય્ય-યુક્તિયુક્ત નથી



અને આ ઉપરથી મુક્તિમાં પણ વિશેષ છે એમ નથી, એ સમજાવવા દરિદ્ર અને ધનવાનના અવિશિષ્ટ મૃત્યુનું દષ્ટાંત રજૂ કરે છે—

न चात एव मुक्तावपि विशेषः कृत्स्नकर्म्मक्षयकार्यत्वात्, तस्य चाविशिष्टत्वात्।
दृष्टश्च दरिद्रेश्वरयोरप्यविशिष्टो मृत्युः, आयुः क्षयाविशेषात्। न चैतावता तयोः प्रागप्यविशेषः, तदन्यहेतुविशेषात्। निदर्शनमात्रमेतद्।[६९]

---

पञ्जिका—એમ સત્ત્વભેદસિદ્ધિ સતે મુક્તિમાં પણ તેના ભેદનો પ્રસંગ આવશે એમ પર આશંકાના પરિહારાર્થે કહ્યું:—न च—ન :જ, अत एव—આ થકી જ, અહીં સત્ત્વભેદસિદ્ધિરૂપ હેતુ થકી જ, मुक्तावपि—મુક્તિમાં પણ, મોક્ષમાં પણ,કેવળ અહીં નહિં, विशेषः—વિશેષ, ભેદ,—ત્યાં પણ સત્ત્વમાત્રના ભાવને લીધે. કયા કારણથી? તો કે—कृत्स्नकर्मक्षयकार्यत्वात्—કૃત્સ્ન કર્મક્ષયના કાર્યપણાને લીધે, નિખિલ કર્મક્ષયાનન્તર મુક્તિના ભાવિપણાને લીધે. એમ પણ શું? તે માટે કહ્યું:—तस्य च—અને તેના, કૃત્સ્ન કર્મક્ષયના, अविशिष्टत्वात्—અવિશિષ્ટપણાને લીધે, સર્વ મુક્તોના એકાદશપણાને લીધે. તે જ અર્થાન્તર દર્શનથી ભાવે છે—

दृष्टश्च—અને દૃષ્ટ છે, ઉપલબ્ધ છે, दरिद्रेश्वरयोरपि-દરિદ્ર અને ઇશ્વર (ધનવાન્) એવા બે પુરુષવિશેષનું પણ, તો પછી અન્ય બે અવિશિષ્ટોનું તો પૂછવું જ શું? એમ 'અપિ' પણ શબ્દનો અર્થ છે. अविशिष्टः—અવિશિષ્ટ, એકરૂપ, मृत्युः—મૃત્યુ પ્રાણોપરમ, કયા કારણથી? તે માટે કહ્યું—आयुःक्षयाविशेषाद्—પ્રાણોપરમના કારણરૂપ आयु क्षयस्य—આયુક્ષયના, अविशेषाद्—અવિશેષને લીધે, અભેદને લીધે, -કારણવિશેષપૂર્વક જ કાર્યવિશેષ હોય છે એટલા માટે. ત્યારે તે બન્નેનો પૂર્વે પણ અવિશેષ હશે? તે માટે કહ્યું:—न चैतावता—અને એટલાથી જ, મૃત્યુના અવિશેષથી, तयोः—તે બન્નેનો, દરિદ્ર-ઇશ્વરનો, प्रागपि—પૂર્વે પણ, મૃત્યુકાલથી પૂર્વે પણ, अविशेषः—ઉક્તરૂપ અવિશેષ. કયા કારણથી? તો કે—तदन्यहेतुविशेषात्—तस्मात्—તેનાથી, આયુક્ષયથી, अन्ये—અન્ય જે વિભવ-સત્ત્વ-અસત્ત્વાદિ हेतवः—હેતુઓ, तैः—તે વડે કરીને, विशेषाद्—વિશેષને લીધે, વિશિષ્ટી-કરણને લીધે, निदर्शनमात्रमेतद् इति—આ નિદર્શનમાત્ર છે. ક્ષીણકર્મવાળા મુક્તોનું ક્ષીણ આયુઃકર્માંશ વિશેષવાળા દરિદ્ર-ઇશ્વર સાથે પરમાર્થથી કિંચિત્ સામ્ય નથી એમ આ દષ્ટાન્ત માત્ર છે.

॥ इति पुरुषोत्तमत्वसिद्धिः ॥

[૫]અર્થ:—અને (એટલા માટે જ) મુક્તિમાં પણ વિશેષ (ભેદ) છે એમ નથી,—(તે મુક્તિનું) કૃત્સ્નકર્મક્ષયનું કાર્યપણું છે માટે, અને તેનું (કૃત્સ્નકર્મક્ષયનું) અવિશિષ્ટપણું છે માટે.

અને દરિદ્રનું તેમજ ઈશ્વરનું (ધનવાનનું) મૃત્યુ અવિશિષ્ટ દૃષ્ટ છે,—આયુઃક્ષયના અવિશેષને લીધે. અને એટલા પરથી તે બન્નેનો પૂર્વે પણ અવિશેષ નથી,—તદન્ય (તેનાથી અન્ય) હેતુવિશેષને લીધે. આ નિદર્શનમાત્ર છે. [૬૫]

॥ ઇતિ પુરુષોત્તમ ॥ ૬ ॥

## વિવેચન

" નિર્મમ નિઃસંગી હો નિર્ભય અવિકારતા, નિર્મલ સહજ સમૃદ્ધિ;
અષ્ટ કરમ હો વનદાહથી, પ્રગટી અન્વય ઋદ્ધિ....શ્રી શુદ્ધમતિ. " શ્રીદેવચંદ્રજી

એમ યોગ્યતાભેદથી સત્ત્વોના ભેદની સિદ્ધિ સતે, મુક્તિમાં પણ તેઓના ભેદનો પ્રસંગ આવશે એવી કોઈ આશંકા કરે, તેના પરિહારાર્થે કહ્યું-અહીં સત્ત્વભેદની સિદ્ધિ થઈ એટલે જ કાંઈ ' મુક્તિમાં પણ વિશેષ (ભેદ) છે એમ નથી. '

**મુક્તિમાં પણ ભેદ નથી** કારણ કે મુક્તિ છે તે જ્ઞાનાવરણીયાદિ સર્વ કર્મના ક્ષયાનન્તર હોય છે, એટલે તે સર્વકર્મક્ષયના કાર્યરૂપ છે; અને જે આ સર્વકર્મનો ક્ષય છે તેનું તો અવિશિષ્ટપણું છે, અર્થાત્ સર્વ મુક્તોને આ સર્વકર્મ-ક્ષયરૂપ કાર્યનું એકાદશપણું, એકસરખાપણું છે, એટલે મુક્તોમાં કાંઈ ભેદ નથી. આમ પૂર્વે સંસારી અવસ્થામાં યોગ્યતાભેદ છતાં મુક્તોમાં ભેદ નથી, એ વસ્તુના સમર્થનમાં અત્રે બીજું લોકપ્રસિદ્ધ દૃષ્ટાંત રજૂ કર્યું છેઃ— ' दृष्टश्च दरिद्रेश्वरयोरप्यविशिष्टो मृत्युः। ' દરિદ્ર ને ધનવાન–એ બે પુરુષવિશેષોનું પણ મૃત્યુ અવિશિષ્ટ–એકરૂપ દૃષ્ટ છે, (તો પછી અવિશિષ્ટોનું તો પૂછવું જ શું? એમ ' અપિ ' પણ શબ્દનો અર્થ છે); કારણ કે પ્રાણોપરમના કારણરૂપ આયુક્ષયનો અવિશેષ–અભેદ છે માટે, आयुःक्षयाविशेषात्;

**દરિદ્ર-ધનવાનના મૃત્યુમાં તફાવત નથી** દરિદ્ર આયુ ક્ષયથી મરી ગયો તેમજ ધનવાન પણ આયુક્ષયથી મરી ગયો, એમ આયુક્ષયરૂપ કારણમાં ભેદ નથી, માટે. ત્યારે કોઈ કહેશે—તે બન્નેનો મૃત્યુકાળ પૂર્વે પણ શું અવિશેષ–અભેદ હશે? તે માટે કહ્યું—' न चैतावता तयोः प्रागप्यविशेषः। ' ' એટલાથી તે બન્નેનો પૂર્વે પણ અવિશેષ નથી, ' અર્થાત્ મૃત્યુનો અવિશેષ છે એટલાથી જ તે દરિદ્ર–ધનવંત બન્નેનો મૃત્યુકાલ પૂર્વે પણ અવિશેષ–અભેદ છે એમ નથી; કારણ કે આયુક્ષયથી અન્ય એવા વિભવ–સત્ત્વ આદિ હેતુવિશેષ થકી તે બન્નેનો વિશેષરૂપ–ભેદરૂપ પ્રગટ તફાવત દેખાય જ છે. આ તો ઉક્ત મુક્તઅભેદ સમજાવવા માટેનું ' નિદર્શન માત્ર છે '; બાકી જેના સર્વ કર્મ ક્ષીણ થયા છે એવા મુક્તોનું, ક્ષીણ આયુઃકર્માંશવાળા દરિદ્ર–ધનવાન્ સાથે પરમાર્થથી કંઈ સામ્ય નથી, એમ આ દૃષ્ટાન્ત માત્ર છે.

॥ इति पुरुषोत्तमाः ॥ ६ ॥



# ૭. પુરુષસિંહ

# 'पुरुषसिंहेभ्यः' પદ વ્યાખ્યાન

'પુરુષસિંહ' સૂત્રનું પ્રયોજન: બાહ્યઅર્થસંવાદિ-સત્યવાદીનો નિરાસ—

[६]एते च बाह्यार्थसंवादिसत्यवादिभिः साङ्कृत्यैरुपमावैतथ्येन निरुपमस्तवार्हा एवेष्यन्ते, 'हीनाधिकाभ्यामुपमा मृषेति वचनात्, एतद्व्यवच्छेदार्थमाह—[६६]

'पुरुषसिंहेभ्यः' इति ।

[६]અર્થ:—અને એઓ—બાહ્ય અર્થસંવાદિ-સત્યવાદી એવા સાઙ્કૃત્યોથી ઉપમાના વિતથપણાએ (અસત્યપણાએ) કરીને નિરુપમ સ્તવાર્હ જ માનવામાં આવે છે,—'હીન અધિકથી ઉપમા મૃષા' એ વચનથી; એના વ્યવચ્છેદ અર્થે કહ્યું—[६६]

'પુરુષસિંહોને'

## વિવેચન

"વામાનંદન જિનવર મુનિસંહે વડો રે,
જિમ સુરમાંહિ સોહે સુરપતિ પરવડો રે;
જિમ ગિરિમાંહિ સુરાચલ મૃગમાંહે કેસરી રે,
જિમ ચંદન તરુમાંહિ સુભટમાંહિ મુર અરિ રે"—શ્રી યશોવિજયજી

અને ઉક્ત વિશેષણસંપન્ન એવા એઓ—અર્હંત ભગવંતો, બાહ્ય અર્થ સાથે સંવાદિ તે સત્ય એવું વદનારા સાઙ્કૃત્યોથી નિરુપમ સ્તવાર્હજ—ઉપમા રહિત સ્તવને જ

---

पञ्जिका बाह्य ઈત્યાદિ. સમ્યક્ શુભભાવપ્રવર્ત્તક અને ઈતરનિવર્ત્તક એવું સત્ય વા અસત્ય વચન નિશ્ચયથી સત્ય છે. તેના પ્રતિષેધથી—बह्यार्थसंवाद्यवे—બાહ્ય અર્થને સંવાદી જ, અભિધેય અર્થથી અવ્યભિચારી જ, सत्यवादिभिः—વ્યવહારરૂપ सत्यं—સત્ય વક્તવ્ય છે इति वदितुं शीलं येषां—એમ વદવાનું શીલ છે જેઓનું, ते तथा—તે તથા, સત્યવાદીઓ, तैः—તેઓથી. साङ्कृत्यैः—સાઙ્કૃત્યોથી, સાંકૃત નામના પ્રવાદીના શિષ્યોથી. उपमावैतथ्येन—ઉપમાના વૈતથ્યથી-વિતથપણાથી, સિંહ-પુણ્ડરીક આદિ સાદૃશ્યના અલીકપણાથી—ખોટાપણાથી निरुपमस्तवार्हा एव—નિરુપમં સ્તવાર્હ જ, સર્વ અસાદૃશ્યથી વર્ણન યોગ્ય માનવામાં આવે છે. કયા કારણથી? તે માટે કહ્યું:—हीनाधिकाभ्यां—હીન-અધિક વડે, हीनेन—હીનથી, ઉપમેય અર્થથી નીચથી, अधिकेन च—અને અધિકથી, ઉપમેય અર્થથી જ ઉત્કૃષ્ટથી, उपमा—સાદૃશ્ય, मृषा—અસત્ય છે, इति वचनात् એ વચનથી, એવા પ્રકારના આગમથી.

બાહ્ય અર્થ સાથે સંવાદી તેજ સત્ય, એમતનું નિરસન

યોગ્ય માનવામાં આવે છે, તેના નિરાકરણાર્થે અત્ર 'पुरुषसिंहेभ्यः'–પુરુષસિંહોને એ વિશેષ પદ મૂક્યું છે. કારણ કે વાસ્તવિક રીતે તો સમ્યક્ શુભ ભાવમાં પ્રવર્ત્તાવનારૂં અને અશુભ ભાવથી નિવર્ત્તાવનારૂં એવું જે સત્ય વા અસત્ય વચન હોય, તે નિશ્ચયથી—પરમાર્થથી સત્ય છે. પણ તેનો નિષેધ કરતાં **સાંકૃત્યો** એટલે કે 'સાંકૃત' નામના વાદીવિશેષના શિષ્યો એમ વદે છે કે—બાહ્ય અભિધેય અર્થ સાથે સંવાદી–સંવાદ પામતું, મેળ ખાતું એવું અવ્યભિચારી તે જ વ્યવહારરૂપ સત્ય છે. કારણ કે સિંહ, પુણ્ડરીક આદિના સાદૃશ્યનું અલીકપણું—અસત્યપણું—ખોટાપણું હોવાથી તે તે ઉપમાનું વૈતથ્ય–વિતથપણું–ખોટાપણું છે, એટલે उपमावैतथ्येन–ઉપમાના વિતથપણાથી એ ભગવંતો નિરુપમ હોવાથી ઉપમા રહિત સ્તવને જ યોગ્ય છે—निरुपमस्तवार्हा एव, હીન–અધિકથી ઉપમા મૃષા' છે એ વચન છે, માટે; हीनाधिकाभ्यामुपमा मृषेतिवचनात्. અર્થાત્ જેને ઉપમા આપવામાં આવે છે તે ઉપમેયથી હીન–નીચી-ઉતરતી ઉપમા જો આપવામાં આવે, તો તે ઉપમેયનો યથાર્થ ભાવ નહિં દર્શાવતી હોવાથી મૃષા–ખોટી છે; અને ઉપમેયથી જો અધિક–ચઢીયાતી ઉપમા આપવામાં આવે, તો અતિશયોક્તિરૂપ હોવાથી તે પણ મૃષા–ખોટી છે. આમ બાહ્ય અર્થ સાથે સંવાદી–મેળ ખાય તે જ સત્ય એમ વદનારા આ સાંકૃત્યોના વ્યવચ્છેદ અર્થે અહીં '**પુરુષસિંહોને**' એ ખાસ પદ કહ્યું છે.



આ ભગવંતો પુરુષસિંહો કેવા પ્રકારે છે? તે પ્રદર્શિત કરે છે—

૭पुरुषाः प्राग्व्यावर्णितनिरुक्तास्ते सिंहा इव प्रधानशौर्यादिगुणभावेन ख्याताः पुरुषसिंहाः।

ख्याताश्च कर्म्मशत्रून् प्रति शूरतया, तदुच्छेदनं प्रति क्रौर्येण, क्रोधादीन् प्रति असहनतया, रागादीन् प्रति वीर्ययोगेन, तपःकर्म्म प्रति वीरतया।

अवज्ञैषां परीषहेषु, न भयमुपसर्गेषु, न चिन्ताऽपीन्द्रियवर्गे, न खेदः संयमाध्वनि, निष्प्रकम्पता सद्धयान इति ।[६७]

૭અર્થ:—પુરુષો—પૂર્વે વ્યાવર્ણિત નિરુક્તવાળા (વ્યુત્પત્તિવાળા) તેઓ, સિંહો જેવા પ્રધાન શૌર્યાદિ ગુણભાવથી ખ્યાત, તે પુરુષસિંહો.

અને કર્મશત્રુઓ પ્રતિ શૂરતાથી, તેઓના ઉચ્છેદન પ્રતિ ક્રૂરતાથી, ક્રોધાદિ પ્રતિ અસહનતાથી, રાગાદિ પ્રતિ વીર્યયોગથી, તપઃકર્મ પ્રતિ વીરતાથી તેઓ ખ્યાત છે.

પરીષહોમાં એઓને અવજ્ઞા છે, ઉપસર્ગોમાં ભય નથી, ઈન્દ્રિયવર્ગમાં ચિંતા પણ નથી, સંયમમાર્ગમાં ખેદ નથી, સદ્ધયાનમાં નિષ્પ્રકમ્પતા છે.[૬૭]

## વિવેચન

"यस्य च शुक्लं परमतपोऽग्नि—र्ध्यानमनन्तं दुरितमधाक्षीत् ।
तं जिनसिंहं कृतकरणीयं, मल्लिमशल्यं शरणमितोऽस्मि ॥"

**—શ્રી સમન્તભદ્રાચાર્યજી કૃત બૃહત્સ્વયંભૂ સ્તોત્ર.**

પુરમાં—શરીરમાં શયન કરે તે પુરુષ એમ પૂર્વે જેની નિરુક્તિ—વ્યુત્પત્તિ સ્પષ્ટ કહેવામાં આવી હતી તે પુરુષો; તેઓ, સિંહો જેમ, પ્રધાન શૌર્ય આદિ ગુણના ભાવથી—હોવાપણાથી ખ્યાત-પ્રસિદ્ધ છે તે પુરુષસિંહો. અને તેઓના શૌર્ય આદિ ગુણગણની ખ્યાતિ આ પ્રકારે જગત્પ્રસિદ્ધ છે: 'ख्याताश्च कर्म्मशत्रून् प्रति शूरतया, तदुच्छेदनं प्रति क्रौर्येण । ઈ.

કર્મશત્રુઓ સાથે આત્માના સનાતન યુદ્ધમાં તેઓ અદ્ભુત શૂરતા દાખવે છે, તે કર્મરિપુઓના ઉચ્છેદનમાં—નિર્મૂલ નાશમાં તીક્ષ્ણ ક્રૂરતા બતાવે છે, ક્રોધ-માન આદિ કષાયોની હાજરી ક્ષણ પણ ન સહી શકે એવી ઉત્કટ અસહનતા પુરુષસિંહ ભગવંતો ધરાવે છે, રાગ-દ્વેષાદિ વિભાવોના ઉન્મૂલનમાં અપૂર્વ વીર્યયોગ—આત્મસામર્થ્ય સ્ફુરાવે છે, અને તપઅનુષ્ઠાનમાં અનુપમ વીરતા પ્રદર્શાવે છે. આમ સિંહ જેમ શૌર્યાદિ ગુણોથી તેઓ પ્રખ્યાત છે.

તેમજ 'अवज्ञैषां परीषहेषु, न भयमुपसर्गेषु' ઈ૦ મોક્ષમાર્ગે પરમ શૂરવીરપણે વિચરતા આ અવધૂત પુરુષસિંહોને ગમે તેવા ઘોર પરીષહો આવી પડે, તોપણ તે પ્રત્યે અવજ્ઞા હોય છે—બીલકુલ પરવાહ હોતી નથી; ભયંકર ઉપસર્ગો થાય તોપણ પરિણામની ચંચલતારૂપ લેશ પણ ભય ઉદ્ભવતો નથી; ઈન્દ્રિયગ્રામની વિષયપ્રસિરૂપ ચિન્તા હોતી નથી; આત્માને સ્વરૂપમાં સંયમી રાખવારૂપ સંયમમાર્ગમાં ખેદ-થાક-કંટાળો ઉપજતો નથી; અને આત્મસ્વરૂપના અનન્ય એકાગ્ર ચિન્તનરૂપ સદ્ધ્યાનમાં નિષ્પ્રકંપતા હોવાથી યોગનું લેશ માત્ર કંપાયમાનપણું હોતું નથી. આમ સિંહની જેમ નિર્ભયતા, નિશ્ચિંતતા, નિષ્કંપતા આદિ ગુણોથી પણ તેઓનું સિંહ સાથે સામ્ય ઘટે છે.

"સૂર જગદીશની તીક્ષ્ણ અતિ શૂરતા, જિણે ચિરકાળનો મોહ જીતો;
ભાવ સ્યાદ્વાદતા શુદ્ધ પરગાશ કરી, નીપનો પરમ પદ જગ વદિતો"....

—શ્રી દેવચંદ્રજી



ઉપમા દ્વારા તત્ત્વથી અસાધારણ ગુણનું કથન ને તેથી શિષ્યવિશેષનો અનુગ્રહ દર્શાવે છે—

[८] न चैवमुपमा मृषा, तद्द्वारेण तत्त्वत: तदसाधारणगुणाभिधानात् ।
विनयविशेषानुग्रहार्थमेतत्, इत्थमेव केषाञ्चिदुक्तगुणप्रतिपत्तिदर्शनात् । चित्रो हि सत्त्वानां क्षयोपशम:, ततः कस्यचित्कथञ्चिदाशयशुद्धिभावात् ।[६८]

'અર્થ:—અને એમ ઉપમા મૃષા નથી, કારણ કે તે દ્વારે તત્ત્વથી તેઓના અસાધારણ-ગુણનું અભિધાન (કથન) છે, માટે.

આ વિનયવિશેષોના અનુગ્રહાર્થે છે,—આમ જ કોઈને ઉક્ત ગુણની પ્રતિપત્તિનું (પ્રતીતિ-ગ્રહણનું) દર્શન થાય છે, માટે. કારણ કે સત્ત્વોનો ક્ષયોપશમ ચિત્ર છે, તે થકી કોઈને કથંચિત્ (કોઇ અપેક્ષાએ) આશયશુદ્ધિનો ભાવ હોય છે, માટે.'[૬૮]

## વિવેચન

"નદીયામાંહિ જિમ ગંગ અનંગ સુરૂપમાં રે,
ફુલમાંહિ અરવિંદ ભરતપતિ ભૂપમાં રે;
ઐરાવત ગજમાંહિ ગરૂડ ખગમાં યથા રે,
તેજવંતમાંહિ ભ ણુ વખાણમાંહિ જિનકથા રે....વામાનંદન."—શ્રી યશોવિજયજી

આમ ઉપરમાં વિવરી બતાવ્યું તેમ અનેક પ્રકારે સિંહ સાથે ગુણસામ્ય ઘટે છે, એટલે આ ભગવંતોને 'પુરુષસિંહો' એમ જે ઉપમા આપવામાં આવી છે, તે મૃષા—અસત્ય નથી, યથાર્થ છે. કારણ કે તે સિંહની ઉપમા દ્વારે તત્ત્વથી—

**ઉપમાનું સત્યાર્થપણું**

પરમાર્થથી તેઓના અસાધારણ ગુણોનું કથન કરવામાં આવ્યું છે; અર્થાત્ સિંહ આદિમાં પણ ક્યાંય સાધારણ નથી એવા અસાધારણ-અસામાન્ય (Extra-ordinary) શૌર્યાદિ ગુણોની તે સિંહ ઉપમાથી એકદમ પ્રતીતિ ઉપજે છે. એટલે તેનું સત્યાર્થપણું-યથાર્થપણું જ છે.

---

**पञ्जिका**—**न च**—ન જ, **एवम्**—એમ, ઉક્ત પ્રકારે, **उपमा**—સિંહસાદૃશ્યલક્ષણા ઉપમા, **मृषा**—અલીક, ખોટી. કયા કારણથી? તે માટે કહ્યું—**तद्द्वारेण**—તે દ્વારે, સિંહઉપમા દ્વારથી, **तत्त्वतः**—તત્ત્વથી, પરમાર્થને આશ્રીને,—નહિં કે શાબ્દ વ્યવહારથી; **तदसाधारणगुणाभिधानात्**—તેઓના અસાધારણ ગુણના અભિધાનને લીધે. **तेषां**—તેઓના, ભગવંતોના, **असाधारणाः**—અસાધારણ, સિંહ આદિમાં ક્વચિત્ અન્યત્ર અપ્રવૃત્ત એવા જે, **गुणाः**—ગુણો, શૌર્યાદિ, **तेषां** તેઓના, **अभिधानात्**—અભિધાન થકી, પ્રત્યાયન થકી. વારુ, તેના અસાધારણ ગુણાભિધાયી એવો ઉપાયાન્તર સતે પણ શું અર્થે આમ ઉપન્યાસ કર્યો? તે માટે કહ્યું—

**विनेयविशेषानुग्रहार्थमेतत्**—વિનેયવિશેષોને અનુગ્રહવાને આ ઉપન્યસ્ત છે. એ જ ભાવે છે—**इत्थमेव**—આમ જ, પ્રકૃત ઉપમાના ઉપન્યાસથી જ, **केषाञ्चिद्**—કોઈ વિનેયવિશેષોને, **उक्तगुणप्रतिपत्तिदर्शनात्**—**उक्तगुणाः**—ઉક્ત ગુણો, અસાધારણ શૌર્યાદિ, **तेषां**—તેઓના **प्रतिपत्तिदर्शनात्**—પ્રતીતિદર્શનને લીધે. કયા કારણથી આ એમ છે? તે માટે કહ્યું:—**चित्रो**—ચિત્ર, ન એકરૂપ, **हि**—કારણ કે, **सत्त्वानां**—સત્ત્વોનો, પ્રાણીઓનો, **क्षयोपशमः**—જ્ઞાનાવરણાદિ કર્મોનો ક્ષયવિશેષલક્ષણ ક્ષયોપશમ, **ततः**—તે થકી, ક્ષયોપશમવૈચિત્ર્ય થકી, **कस्यचिद्**—કોઈ વિનેયના (શિષ્યના), **कथञ्चित्**—કથંચિત્ પ્રકૃત ઉપમા ઉપન્યાસ આદિ પ્રકારથી, **आशयशुद्धिभावात्**—આશયશુદ્ધિભાવને લીધે, ચિત્ત-પ્રસાદભાવને લીધે.—એમ ઉપમા મૃષા નથી એમ યોગ (સંબંધ) છે.

ત્યારે કોઈ કહેશે કે અસાધારણ ગુણનો વાચક એવો બીજો કોઈ ઉપાય છતાં આમ ઉપમાનો ઉપન્યાસ શું કામ કર્યો? આમ ઉપમા શું અર્થે મૂકી? તેનો અત્રે શાસ્ત્રકર્તા મહર્ષિએ ખુલાસો કર્યો છે કે—'विनेयविशेषानुग्रहार्थमेतत् ।' આ વિનેયવિશેષોના-શિષ્યવિશેષોના અનુગ્રહાર્થે—ઉપકારાર્થે આ એમ મૂકવામાં આવેલ છે,—આમ જ ઉપમાના ઉપન્યાસથી જ કોઈ શિષ્ય-વિશેષોને ઉક્ત અસાધારણ શૌર્યાદિ ગુણોની પ્રતિપત્તિ—મનથી શીઘ્ર ગ્રહણરૂપ પ્રતીતિ ઉપજતી દેખાય છે, માટે. કારણ કે 'चित्रो हि सत्त्वानां क्षयोपशमः' સત્ત્વોનો પ્રાણીઓનો જ્ઞાનાવરણાદિ કર્મોનો ક્ષયવિશેષલક્ષણ ક્ષયોપશમ ચિત્ર નાના પ્રકારનો હોય છે, અને તે ક્ષયોપશમના વિચિત્રપણાને લીધે કોઈ શિષ્યને કથંચિત્-કોઈ અપેક્ષાએ પ્રસ્તુત ઉપમા ઉપન્યાસ આદિ પ્રકારથી આશયશુદ્ધિનો-ચિત્તપ્રસાદનો ભાવ હોય છે. માટે એવા પ્રકારે ઉપમા મૃષા નથી, પણ પરમાર્થથી સત્ય જ છે.

શિષ્યવિશેષનો અનુગ્રહહેતુ



નિષ્કારણ કરુણાળુ મહત્ પુરુષોનો અનુગ્રહવિધિ યથાભવ્ય વ્યાપક હોય છે, એ સમજાવે છે—

[१] यथाभव्यं व्यापक श्चानुग्रहविधिः, उपकार्यात्प्रत्युपकारलिप्साऽभावेन महतां प्रवर्त्तनात् । [६९]

[૯]અર્થ:—અને અનુગ્રહવિધિ યથાભવ્ય વ્યાપક છે,—ઉપકાર્ય પાસેથી પ્રત્યુપકારની લિપ્સાના (પામવાની ઇચ્છાના) અભાવે મહંતોનું પ્રવર્ત્તન હોય છે, માટે. [૬૯]

## વિવેચન

"નિષ્કારણ કરુણારસ સાગર,
અનંત ચતુષ્ક પદ પાગી હો....મલ્લિ જિન!"—શ્રી આનંદઘનજી.

ત્યારે આશંકા થશે કે—વારુ. સિંહાદિરૂપ હીન ઉપમાથી કોઈ શિષ્યવિશેષોને **ભલે** ભગવદ્‌ગુણની પ્રતિપત્તિ થતી હોય, તો પણ તે ઉપમા હીન-ઉતરતી હોવાથી સુંદર

पञ्जिका—વારુ, જો સિંહાદિરૂપ હીન ઉપમાથી પણ કોઈને ભગવદ્‌ગુણની પ્રતિપત્તિ થાય, તથાપિ તે સુંદર નથી, તે માટે કહ્યું—यथाभव्यं (ઇત્યાદિ) यो यथा भव्योऽनुगृहीतुं योग्यो—જે જેમ ભવ્ય—અનુગ્રહવાને યોગ્ય તે यथाभव्यं—યથાભવ્ય, યોગ્યતાનુસાર, तेन—તે વડે, व्यापकश्च—અને વ્યાપક, પુનઃ સર્વાનુયાયી, अनुग्रहविधिः—અનુગ્રહવિધિ, ઉપકારકરણ છે, અત્રે હેતુ—

उपकार्याद्—ઉપક્રિયમાણ—ઉપકાર કરાઈ રહેલા તરફથી, प्रत्युपकारलिप्साऽभावेन—પ્રત્યુપકારની લિપ્સાના (લેવાની ઈચ્છાના) અભાવે. ઉપકાર્યને આશ્રીને ઉપકર્ત્તાનું અનુગ્રહકરણ તે प्रत्युपकारः—પ્રત્યુપકાર, તેમાં लिप्साऽभावेन—લિપ્સાના અભાવથી, અભિલાપનિવૃત્તિથી महतां—મહંતોના સંતોના, प्रवर्त्तनात्—પ્રવર્ત્તનને લીધે, अतः—એથી કરીને, આમ જ કોઈ અનુગૃહીત થાય છે, એટલા માટે એમ પણ ઉપમાપ્રવૃત્તિ અદુષ્ટ છે.

# ૮. પુરુષવરપુણ્ડરીક

## 'पुरुषवर पुण्डरीकेभ्यः' પદ વ્યાખ્યાન

આ સૂત્રનું પ્રયોજનઃ અભિન્નજાતીય ઉપમા જ આપવા યોગ્ય છે એ વાદનું નિરસન —

[११]एते चाविरुद्धधर्माध्यासितवस्तुवादिभिः सुचारुशिष्यैः विरुद्धोपमाऽयोगेनाभिन्नजातीयोपमार्हा एवाभ्युपगम्यन्ते, 'विरुद्धोपमायोगे तद्धर्मापत्त्या तदवस्तुत्वमिति वचनात्, एतद्व्यपोहायाह —[७१]

### 'पुरुषवरपुण्डरीकेभ्यः'

[११]અર્થ:—અને એઓ—અવિરુદ્ધધર્માધ્યાસિત વસ્તુવાદી સુચારુશિષ્યોથી વિરુદ્ધ ઉપમાના અયોગે કરીને—અભિન્નજાતીય ઉપમાને જ અર્હ (યોગ્ય) માનવામાં આવે છે, —'વિરુદ્ધ ઉપમાના યોગે તદ્ધર્મની આપત્તિથી તેનું અવસ્તુત્વ હોય' એ વચનથી; એના વ્યપોહ (નિરાકરણ) અર્થે કહ્યું—[७१]

### 'પુરુષવરપુણ્ડરીકોને'

---

पञ्जिका—एते च ઇત્યાદિ. અને આ પૂર્વ સૂત્રોક્ત ગુણભાગી પણ અભિન્નજાતીય ઉપમાર્હ જ માનવામાં આવે છે એમ યોગ (સંબંધ) છે. કોનાથી? તે માટે કહ્યું—अविरुद्धैः—અવિરુદ્ધ, એકજાતીય, धर्मैः—ધર્મોથી, સ્વભાવોથી, अध्यासितं—અધ્યાસિત, આક્રાન્ત, वस्तु—ઉપમાદિ વસ્તુ, वदितुं शीलं येषां ते तथा—વદવાનું શીલ છે જેઓનું તે તથા—અવિરુદ્ધધર્માધ્યાસિત વસ્તુવાદી, तैः—તેઓથી, सुचारुशिष्यैः—સુચારુશિષ્યોથી, પ્રવાદિવિશેષના અન્તેવાસીઓથી.

विरुद्धोपमाऽयोगेन—વિરુદ્ધ ઉપમાના અયોગથી; विरुद्धायाः—વિરુદ્ધ, ઉપમેય અપેક્ષાથી વિજાતીય એવી પુંડરીકાદિક, उपमायाः—ઉપમાના-ઉપમાનના, अयोगेन—અયોગથી, અઘટનથી, શું? તો કે—अभिन्नेत्यादि. अभिन्नजातीयाया एव—અભિન્નજાતીય જ એવી ભગવત્ તુલ્ય મનુષ્યાન્તરરૂપ, उपमाया अर्हाः—ઉપમાને અર્હ-યોગ્ય, इष्यन्ते—માનવામાં આવે છે. કયા કારણથી? તો કે—

विरुद्धोपमायाः—પુંડરીકાદિરૂપ વિરુદ્ધ ઉપમાના, योगे—સંબંધે, तद्धर्मापत्त्या—તત્ધર્માપત્તિથી, વિજાતીય ઉપમાના ધર્મની આપત્તિથી, तस्य—તેનું, અર્હદાદિ લક્ષણ ઉપમેયનું, अवस्तुत्वं—અવસ્તુત્વ, —તાદૃશધર્મા વસ્તુના અસંભવને લીધે, इति वचनात्—એ વચનથી. તે પૂર્વવત્. અને એમ કહેવા યોગ્ય નથી કે પૂર્વ સૂત્રથી જ આ સૂત્રના વ્યવચ્છેદ્ય અભિપ્રાયના—સિંહઉપમાના પણ વિજાતીયપણાથી—વ્યવચ્છિન્નપણાને લીધે, શું અર્થે આનો ઉપન્યાસ છે? એમ. કારણ કે 'નિરુપમસ્તવ' એટલા માત્ર વ્યવચ્છેદકપણાએ કરીને ચરિતાર્થ એવા તેનું વિવક્ષિતપણું છે માટે?

## વિવેચન

"જિન સેવનથેં પાઈયે હો, શુદ્ધાતમ મકરંદ........લલના,
તત્ત્વપ્રતીત વસંત ઋતુ પ્રગટી, ગઈ શિશિર કુપ્રતીત........લલના.
દુરમતિ રજની લઘુ ભઈ હો, સદ્‌બોધ દિવસ વર્ધિંત. લલના."—શ્રી દેવચંદ્રજી

અને પૂર્વોક્ત ગુણવિશેષસંપન્ન આ અર્હંત ભગવંતો 'અભિન્નજાતીય ઉપમાને જ યોગ્ય' છે એમ અવિરુદ્ધધર્માધ્યાસિત વસ્તુવાદી સુચારુશિષ્યોથી માનવામાં આવે છે, તેના નિરાસ અર્થે અહીં 'पुरुषवरपुण्डरीकेभ्यः'—પુરુષવર-પુંડરીકોને એ વિશિષ્ટ પદ કહ્યું છે. અર્થાત્ વસ્તુ અવિરુદ્ધ—એક-જાતીય ધર્મોથી—સ્વભાવોથી અધ્યાસિત છે એમ જે વદે છે, તે આ 'સુચારુ' નામના પ્રવાદીવિશેષના શિષ્યો માને છે કે—એ ભગવંતોને 'અભિન્નજાતીય' એટલે કે જૂદી જાતિની નહિં એવી સમાનજાતીય મનુષ્યાન્તરની જ ઉપમા આપવા યોગ્ય છે; કારણ કે વિરુદ્ધ ઉપમાનો અયોગ છે, અર્થાત્ ઉપમેય અપેક્ષાએ વિરુદ્ધ—વિજાતીય એવા પુંડરીકાદિની ઉપમાનું અઘટમાનપણું છે. આ અંગે તેઓનું વચન છે કે—'વિરુદ્ધ ઉપમાના યોગે તદ્ધર્મની આપત્તિથી તેનું અવસ્તુત્વ હોય;' એટલે કે પુંડરીકાદિ વિરુદ્ધ—વિજાતીય ઉપમા યોજવામાં આવે, તો તે અર્હદાદિ ઉપમેયને તે વિજાતીય ઉપમાના ધર્મની આપત્તિ થાય, વિજાતીય વસ્તુના ધર્મ પ્રાપ્ત થવાનો પ્રસંગ આવે; અને એમ વિજાતીય ધર્મની આપત્તિથી તે અર્હદાદિ ઉપમેયનું અવસ્તુત્વ—અવસ્તુપણું હોય; અર્થાત્ નિજધર્મસંપન્ન ધર્મીરૂપ વસ્તુનો અસંભવ હોય, વસ્તુને પોતાના નિજ વસ્તુપણા જેવું કાંઈ રહે નહિં. એટલા માટે અભિન્નજાતીય ઉપમા જ આપવા યોગ્ય છે. આમ જે વાદીઓનું મંતવ્ય છે, તેઓના વ્યપોહાર્થે—નિરાકરણાર્થે અત્રે 'પુરુષવરપુણ્ડરીક' એ ખાસ વિશેષણ યોજ્યું છે.

**અભિન્નજાતીય ઉપમા જ યોગ્ય છે, એ મતનું નિરસન**

અત્રે કોઈ એમ શંકા કરે કે—સિંહ ઉપમા પણ વિજાતીય છે, એટલે આગલા સૂત્રથી જ આ સૂત્રના વ્યવચ્છેદ અભિપ્રાયનું વ્યવચ્છિન્નપણું—ખંડિતપણું થઈ ચૂક્યું છે, તો પછી આ સૂત્રનો ઉપન્યાસ શું અર્થે? તેનો ઉત્તર એ છે કે—એ શંકા યોગ્ય નથી, કારણ કે આગલા સૂત્રનું વ્યવચ્છેદકપણું 'નિરુપમ સ્તવ' એટલા પૂરતું જ ચરિતાર્થ છે, એટલે આ સૂત્રનું વ્યવચ્છેદક પ્રયોજન પણ 'અભિન્નજાતીય ઉપમા' અંગેનું હોઈ સ્પષ્ટ છે.



પુણ્ડરીક ઉપમાનું ઘટમાનપણું બિંબ-પ્રતિબિંબ ભાવથી પ્રદર્શિત કરે છે—

[१२] पुरुषाः पूर्ववत् ते वरपुण्डरीकाणीव संसारजलासङ्गादिना धर्म्मकलापेन पुरुषवरपुण्डरीकाणि।

यथा पुण्डरीकाणि पङ्के जातानि जले वर्द्धितानि तदुभयं विहाय वर्त्तन्ते, प्रकृतिसुन्दराणि च भवन्ति, निवासो भुवनलक्ष्म्या, आयतनं चक्षुराद्यानन्दस्य, प्रवरगुणयोगतो

નથી, તે આશંકા દૂર કરવા માટે કહ્યું—'यथाभव्यं व्यापकश्चानुग्रहविधिः।' 'આ અનુગ્રહ વિધિ યથાભવ્ય વ્યાપક છે.' અર્થાત્ યથાભવ્ય એટલે જે જે જેવા જેવા પ્રકારે ભવ્ય—અનુગ્રહયોગ્ય હોય, તેને તેને તેવા તેવા પ્રકારે તેની યોગ્યતાનુસારે અનુગ્રહ-ઉપકાર કરવો, એમ આ અનુગ્રહવિધિ વ્યાપક—સર્વગ્રાહી (All-embracing) છે. એટલે જેવો જેવો શિષ્યરૂપ પાત્રવિશેષ હોય, તેવો તેવો તેને અનુકૂળ પડે, માફક આવે, તેના આત્માને ગુણ કરે, એવા પ્રકારે બોધ કરી, સર્વનો ઉપકાર થાય એમ પ્રવર્ત્તવાની સત્પુરુષોની શૈલી છે.

યથાભવ્ય વ્યાપક અનુગ્રહવિધિ

'उपकार्यात्प्रत्युपकारलिप्साऽभावेन महतां प्रवर्त्तनात्।' જેના પ્રત્યે ઉપકાર કરાઈ રહ્યો છે તે ઉપકાર્ય તરફથી કોઈ પણ પ્રકારનો પ્રત્યુપકાર—વળતો બદલો લેવાની ઈચ્છા વિના જ મહત્ પુરુષો—સાચા સંત સત્પુરુષો કેવલ નિષ્કારણ કરુણાથી જ—નિષ્કામ પરમાર્થ—પ્રેમથી જ સર્વનો ઉપકાર કરે એવી તે વ્યાપક સર્વગ્રાહી અનુગ્રહપ્રવૃત્તિ કરે છે: એથી કરીને એમ જ કોઈ અનુગૃહીત થાય છે. એટલા માટે એમ પણ ઉપમા મૂકવામાં કોઈ પણ દોષ નથી, પણ ગુણ જ છે.



ગણધરપ્રણીત આ સૂત્રને આચાર્યવર્ય હરિભદ્રજી ભાવપૂર્ણ ભવ્ય અંજલિ અર્પે છે—

[૧૦] महापुरुषप्रणीतश्चाधिकृतदण्डकः, आदिमुनिभिरर्हच्छिष्यै गणधरैः प्रणीतत्वात्। अत एवैष महागम्भीरः सकलन्यायाकरः, भव्यप्रमोदहेतुः, परमार्षरूपो, निदर्शनमन्येषामिति न्याय्यमेतद् यदुत 'पुरुषसिंहा' इति॥[७०]

[૧૦] અર્થ :—અને અધિકૃત દણ્ડક મહાપુરુષપ્રણીત છે—આદિ મુનિઓ અર્હત્ શિષ્યો ગણધરોથી પ્રણીતપણું છે માટે. અત એવ (એટલા માટે જ) આ મહાગંભીર, સકલ ન્યાયાકર, ભવ્યપ્રમોદહેતુ, પરમાર્ષરૂપ (હોઈ) અન્યોને નિદર્શન છે. એટલા માટે આ ન્યાય્ય છે કે 'પુરુષસિંહો'.[૭૦]

## વિવેચન

તત્ત્વના તરંગ જેમાં, દુસ્તર ઉલ્લસે એવા,
અગમ આગમ વારિ, મિષ્ટ જ્યાં મણાય છે;
નિજ બુદ્ધિ મંથ વડે, બુધથી મંથિત થાતાં,
સ્ફુટ જ્યાં જ્ઞાનાદિ રત્ન, ગણ્યા ન ગણાય છે
— પ્રજ્ઞાવબોધ મોક્ષમાળા (સ્વરચિત)

पञ्जिका—परमार्षरूपः—પરમાર્ષરૂપ. परमं—પરમ, પ્રમાણભૂત, જે आर्षं—આર્ષ, ઋષિપ્રણીત, તદ્રૂપ. इति—એવા પ્રકારે, 'पुरुषसिंहाः'—'પુરુષસિંહો' એવું આ ઉપમાન ન્યાય્ય-યુક્તિયુક્ત છે.

અને આ અધિકૃત–પ્રસ્તુત ચૈત્યવન્દન દણ્ડક સૂત્ર પણ તેવા જ 'નિષ્કારણ કરુણારસ સાગર' પરમકૃપાળુ મહત્ પુરુષોથી પ્રણીત છે.;— महापुरुषप्रणीतश्चाधिकृतदण्डकः. કારણ કે અર્હત્ ભગવાનના—તીર્થંકરદેવના અંતેવાસી સાક્ષાત્ શિષ્યો એવા આદિ મુનિઓ —ગણધરોથી તેનું પ્રણીતપણું છે, માટે.— आदिमुनिभिरर्हच्छिष्यैर्गणधरैः प्रणीतत्वात्. આ મહામુનિ ગણધરપ્રણીત ચૈત્યવન્દન સૂત્ર માટે મહા અર્થગર્ભ વિશેષણો યોજી મહામુનિ હરિભદ્રજીએ તેની અત્રે મુક્ત કંઠે પ્રશંસા કરી ભવ્ય અંજલિ અર્પી છેઃ—

અને આમ આ આદિ મુનિ અર્હત્શિષ્ય ગણધરો જેવા મહાજ્ઞાની પરમ પ્રજ્ઞાનિધાન મહત્ પુરુષોથી પ્રણીત છે—'अत एव एष महागम्भीरः, सकलन्यायाकरः, भव्यप्रमोदहेतुः, परमार्षरूपो, निदर्शनमन्येषां।' એટલા માટે જ આ ચૈત્યવન્દન દંડક સૂત્ર '**મહાગંભીર**' છે, સાગરની જેમ અર્થગંભીરતાનો—તત્ત્વ-ઊંડાણનો તાગ ન પામી શકાય એવું મહા અર્થગંભીર છે. એટલે જ તે '**સકલ ન્યાયાકર**' છે, સર્વ ન્યાયનો–દર્શનવિષયક પ્રમાણભૂત ચર્ચાનો આકર—ખાણ છે; રત્નની ખાણમાં જેમ જેમ ખોદો તેમ તેમ રત્નો નિકળ્યાં જ કરે, તેમ આ ન્યાયની ખાણ સમા સૂત્રને જેમ જેમ અવગાહો—ઊંડા ઉતરીને વિચારો તેમ તેમ તેમાં અનેક ન્યાય–રત્નોની તત્ત્વવાર્તા નિકળ્યાં જ કરે. આવું મહાગંભીર ન્યાયાકર હોવાથી જ તે '**ભવ્ય પ્રમોદ હેતુ**' છે, સર્વ ભવ્યજનોને—યોગ્ય સુપાત્ર જીવોને પ્રમોદનો હેતુ હોય છે. જેમ જેમ ભવ્ય જનો આના ઊંડાણમાં ઉતરે છે, તેમ તેમ તેમાં ઓર ને ઓર તત્ત્વચમત્કારો દેખી તેને ગુણપ્રેમરૂપ પ્રમોદની–પરમ આનંદની લહરીઓ ઉલ્લસે છે. આવું તે '**પરમાર્ષરૂપ**' છે, પરમ ઋષિથી પ્રણીત હોવાથી પરમ પ્રમાણભૂત આર્ષવચનરૂપ છે. અને આવું પરમ પ્રમાણભૂત આ મહાગંભીર પરમાર્ષ વચન ન્યાયની તાત્ત્વિક વિચારણાઓથી નિર્ભર હોવાથી '**અન્યોને નિદર્શન**' છે, અર્થાત્ સર્વત્ર આવા પ્રકારે ન્યાયયુક્ત તત્ત્વવિચારણા કરવા યોગ્ય છે એમ બીજાઓને પણ તેના નિદર્શનરૂપ—દિશાદર્શનરૂપ ઉદાહરણ છે, સૂત્રનો પરમાર્થ વિચારવાની પ્રેરણા કરનારો ધડો બેસાડે એવો દાખલો છે. એટલા માટે 'पुरुषसिंहाः'—પુરુષસિંહો એમ જે કહ્યું તે ન્યાયયુક્ત જ છે.

ગણધરપ્રણીત આ સૂત્ર સકલ ન્યાયાકર છે

॥ इति पुरुषसिंहाः ॥ ७ ॥



विशिष्टतिर्यग्नरामरैः सेव्यन्ते, सुखहेतूनि भवन्ति च,

तथैतेऽपि भगवन्तः कर्मपङ्के जाताः दिव्यभोगजलेन वर्द्धिताः उभयं विहाय वर्त्तन्ते, सुन्दराश्चातिशययोगेन, निवासो गुणसम्पदः, हेतवो दर्शनाद्यानन्दस्य, केवलादिगुणभावेन भव्यसत्त्वैः सेव्यन्ते निर्वाणनिबन्धनं च जायन्त।

इति नैव भिन्नजातीयोपमायोगेऽप्यर्थतो विरोधाभावेन यथोदितदोषसम्भव इति।[૭૨]

[૭૨]અર્થ:—પુરુષો પૂર્વવત્ તે વરપુણ્ડરીકોની જેમ સંસારજલ–અસંગ આદિ ધર્મકલાપથી પુરુષવરપુણ્ડરીકો.

જેમ પંકમાં જન્મેલા (ને) જલમાં વૃદ્ધિ પામેલા પુંડરીકો તે ઉભયને છોડીને વર્ત્તે છે, અને પ્રકૃતિસુંદર એવા તેઓ ભુવનલક્ષ્મીનો નિવાસ (ને) ચક્ષુઆદિ આનંદનું આયતન હોય છે, પ્રવર ગુણયોગ થકી વિશિષ્ટ તિર્યંચ–નર–અમરોથી સેવાય છે અને સુખહેતુઓ હોય છે;

તેમ આ ભગવંતો પણ કર્મપંકમાં જન્મેલા (ને) દિવ્ય ભોગ–જલથી વર્દ્ધિત થયેલા એવા (હોઈ) ઉભયને છોડીને વર્ત્તે છે, અને અતિશય યોગથી સુંદર એવા તેઓ ગુણસંપદનો નિવાસ (ને) દર્શનાદિ આનંદના હેતુઓ હોય છે, કેવલ આદિ ગુણભાવે કરીને ભવ્ય સત્ત્વોથી સેવાય છે, અને નિર્વાણનિબંધન થાય છે.

એટલા માટે ભિન્નજાતીય ઉપમાયોગે પણ અર્થથી વિરોધ અભાવે કરીને યથોદિત દોષનો સંભવ નથી જ.[૭૨]

## વિવેચન

"ભોગપંક તજી ઉપર બેઠા, પંકજ પરે જે ન્યારા;
સિંહ પરે નિજ વિક્રમ શૂરા, ત્રિભુવન જન આધારા....
ધન્ય તે મુનિવરા રે, જે ચાલે સમભાવે."—શ્રી યશોવિજયજી

પુરુષવરપુણ્ડરીકો એટલે શું ? પુરુષો તે અગાઉ કહ્યા પ્રમાણે 'પુરમાં શયન થકી પુરુષ; તેઓ વર પુણ્ડરીકોની (શ્રેષ્ઠ શ્વેત કમલની) જેમ, સંસારરૂપ જલ સાથે અસંગ આદિ ધર્મકલાપ–ધર્મસમૂહ વડે કરીને **પુરુષવરપુણ્ડરીકો.** संसारजलासङ्गादिधर्मकलापेन पुरुषवरपुण्डरीकानि. પુણ્ડરીકો જેમ સર્વ કમલજાતિમાં વર–સર્વોત્કૃષ્ટ છે, તેમ પુરુષોમાં વર પુણ્ડરીક સમાન સર્વશ્રેષ્ઠ તે પુરુષવરપુણ્ડરીકો. આ ઉપમાનો બિંબ–પ્રતિબિંબ ભાવ આર્ષ દૃષ્ટા **મહાકવિ હરિભદ્રજીએ** અત્રે સાંગોપાંગ ઘટાવ્યો છે, તેનો ભાવાર્થ આ પ્રકારે:—

પુણ્ડરીકો પંકમાં–કાદવમાં જન્મે છે ને જલમાં વૃદ્ધિ પામે છે, છતાં તે બન્નેને છોડીને અસંગ નિર્લેપપણે વર્ત્તે છે; તેમ આ ભગવંતો પણ કર્મપંકમાં જન્મ્યા છે ને દિવ્ય ભોગરૂપ જલથી વૃદ્ધિ પામ્યા છે, છતાં તે બન્નેને છોડીને અસંગ નિર્લેપપણે વર્ત્તે છે. મોહમયી માયા મધ્યે પણ સદા અમોહસ્વરૂપી એવા દુષ્કરદુષ્કરકારી જ્ઞાની તો ભોગપંક મધ્યે પણ જલમાં કમલની જેમ લેપાતા નથી, ખરડાતા નથી, એનું ઉત્તમ દૃષ્ટાંત આ તીર્થંકર

જલકમલવત્ નિર્લેપ ભગવંતો

ભગવંતો છે. તેઓ ગૃહસ્થાવસ્થામાં હતા ત્યારે પણ પરમ વૈરાગ્યવાસિત હતા, ભોગપંક મધ્યે પણ જલકમલવત્ અલિપ્ત હતા.

"રાગ ભરે જન મન રહો, પણ તિહું કાળ વૈરાગ;
ચિત્ત તમારા રે સમુદ્રનો, કોઈ ન પામે હો તાગ.
શ્રી શ્રેયાંસ કૃપા કરો."—**શ્રી યશોવિજયજી.**

"यदा मरुन्नरेन्द्रश्रीस्त्वया नाथोपभुज्यते।
यत्र तत्र रतिर्नाम विरक्तत्वं तदापि ते॥"—**શ્રી હેમચંદ્રાચાર્યજી.**

પુણ્ડરીકો એવા પ્રકૃતિસુંદર–સ્વભાવથી સુંદર છે કે સૌંદર્યમૂર્તિ ભુવનલક્ષ્મી પણ ત્યાં આવીને નિવાસ કરે છે ને તે મન–નયન આદિને આનંદનું આયતન–ધામ થઈ પડે છે.

'ચરણ કમલ કમલા વસે રે'

તેમ અતિશયયોગે કરી આ ભગવંતો એવા પરમ સુંદર છે કે કેવલશ્રી આદી ગુણસંપદ્ આવીને તેમનામાં નિવસ કરે છે ને તેમના દર્શનાદિ આનંદના હેતુઓ થઈ પડે છે. 'सुन्दराश्चातिशययोगेन, निवासो गुणसम्पदः।' આ અંગે કવિવર **શ્રી આનંદઘનજી**એ સુંદર ઉત્પ્રેક્ષા કરી છે કે–હે ભગવંત! આપ શ્રીમદ્‌ના ચરણકમલમાં કમલા–શ્રી નિવાસ કરે છે, તે સમલ અને અસ્થિર પદરૂપ પંકજને પામર તુચ્છ લેખી ને તમારા ચરણકમલને નિર્મલ સ્થિર પદરૂપ દેખીને જાણે તેમ કરતી હોયની! આમ કમલા જેના ચરણકમલમાં વસે છે એવા હે શ્રીમદ્ ભગવંત! મ્હારો આ મન મધુકર તમારા શ્રીમદ્ ચરણકમલમાં એવો મુગ્ધ બન્યો છે, કે તે સુવર્ણમય મેરુને અને ઇંદ્ર–ચંદ્ર–નાગેંદ્રને પણ રંક ગણી, તમારા ગુણ–મકરંદના પાનમાં લીન થઈ ગયો છે.

"ચરણકમલ કમલા વસે રે, નિર્મલ થિર પદ દેખ;
સમલ અથિર પદ પરિહરી રે, પંકજ પામર પેખ....**વિમલ જિન.**

મુજ મન તુજ પદ તુજ પદ પંકજે રે, લીનો ગુણ મકરંદ;
રંક ગણે મંદરધરા રે, ઇંદ્ર ચંદ્ર નાગેંદ્ર....વિમલ જિન."**શ્રી આનંદઘનજી**

અને આમ પ્રવર–ઉત્તમોત્તમ ગુણોથી પુંડરીકો જેમ વિશિષ્ટ તિર્યંચો મનુષ્યો ને દેવોથી સેવાય છે અને સુખના હેતુ હોય છે; તેમ આ ભગવંતો પણ કેવલજ્ઞાનાદિ પરમોત્તમ ગુણોના હોવાપણાથી ભવ્ય પ્રાણીઓથી સેવાય છે અને પરમ સુખધામ નિર્વાણના–મોક્ષના નિબંધન–નિશ્ચય કારણરૂપ થઈ પડે છે.

"પુષ્કલાવઈ વિજયે હો, કે વિચરે તીરથપતિ,
પ્રભુચરણને સેવે હો, કે સુર નર અસુરપતિ;
જસુ ગુણ પ્રગટ્યો હો, કે સર્વ પ્રદેશમાં,

આતમ ગુણની હો, કે વિકસી અનંત રમા"....
"જસ નામે હો પ્રગટે ગુણરાશ કે, ધ્યાને શિવસુખ વિલસીએ."
—શ્રી દેવચંદ્રજી

આમ બિંબ–પ્રતિબિંબ ભાવથી આ ઉપમા સાંગોપાંગ ઘટે છે. એટલે ભિન્નજાતીય ઉપમાના યોગે પણ અર્થથી–પરમાર્થથી–તત્ત્વથી વિરોધનો અભાવ હોવાથી યથોદિત–જે કહ્યો તે દોષનો સંભવ નથી જ.



એક–અનેક સ્વભાવી વસ્તુ અને ન્યાયમુદ્રા દર્શાવે છે—

[१३]एकानेकस्वभावं च वस्तु, अन्यथा तत्तत्त्वासिद्धेः। सत्त्वामूर्त्तत्वचेतनत्वादिधर्म्मरहितस्य जीवत्वाद्ययोग इति न्यायमुद्रा।[७३]

[૧૩]અર્થ:—અને વસ્તુ એક–અનેક સ્વભાવવાળી છે,–અન્યથા તત્તત્ત્વની (વસ્તુતત્ત્વની) અસિદ્ધિ હોય, માટે. સત્ત્વ–અમૂર્ત્તત્વ–ચેતનત્વ આદિ ધર્મોથી રહિતને જીવત્વ આદિનો અયોગ છે;—એમ ન્યાયમુદ્રા છે.[૭૩]

## વિવેચન

અનંત ધર્માત્મક વસ્તુ અત્ર, સ્યાદ્વાદનું શાસન એકછત્ર;
સ્યાદ્વાદ મુદ્રા જન જેહ લોપે, સર્વસ્વ તેનું નૃપ લે જ કોપે.—(સ્વરચિત)

વિરુદ્ધ ઉપમાયોગે તદ્ધર્મની આપત્તિથી અવસ્તુત્વ હોય એમ જે ઉપરમાં વાદીની દલીલ કહી, તેના નિષેધાર્થે અહીં વસ્તુસ્વરૂપનો વિચાર દાખવ્યો છે: 'एकानेकस्वभावं च वस्तु।' વસ્તુ એક–અનેક સ્વભાવવાળી છે. અર્થાત્ જીવાદિ વસ્તુ દ્રવ્યપર્યાયરૂપ હોઈ દ્રવ્યથી એક ને પર્યાયથી અનેક સ્વભાવ–ધર્મવાળી છે; ધર્મી એવા દ્રવ્યની અપેક્ષાએ વસ્તુ એક અખંડ પિંડરૂપ અભેદ છે, પણ ધર્મ–ગુણપર્યાયની અપેક્ષાએ અનેક ખંડ ખંડ ભેદરૂપ છે. 'अन्यथा तत्तत्त्वासिद्धेः।' 'અન્યથા તત્તત્ત્વની (વસ્તુતત્ત્વની) અસિદ્ધિ

**એકાનેકસ્વભાવી વસ્તુ : ન્યાયમુદ્રા**

पञ्जिका—एकानेकस्वभावं—એક–અનેક સ્વભાવી, च કાર પ્રકૃત ઉપમાના અવિરોધની ભાવનાના સૂચનાર્થે છે,—દ્રવ્ય-પર્યાયરૂપપણાને લીધે, वस्तु—જીવાદિ વસ્તુ,—એમ પક્ષ છે. અત્રે હેતુ—अन्यथा—નહિં તો, એક–અનેક સ્વભાવત્વ વિના, तस्य—તેનું, વસ્તુનું, तत्त्वं—તત્ત્વ, વસ્તુત્વ, तस्यासिद्धेः—તેની અસિદ્ધિને લીધે. એના જ ભાવન અર્થે કહ્યું—

सत्त्वामूर्त्तत्वचेतनत्वादिधर्म्मरहितस्य—સત્ત્વ–અમૂર્ત્તત્વ–ચેતનત્વ આદિ ધર્મરહિતને; सत्त्वं—સત્ત્વ, સત્ પ્રત્યય–અભિધાનકારિપણું, अमूर्त्तत्वं—અમૂર્ત્તત્વ, અમૂર્ત્તત્વપણું, રૂપાદિરહિતપણું, चेतनत्वं—ચેતનત્વ, ચૈતન્યવંતપણું, आदि—આદિ શબ્દથી પ્રમેયત્વ–પ્રદેશવત્ત્વ આદિ ચિત્ર ધર્મનું ગ્રહણ છે, तै रहितस्य—તેનાથી રહિત—અવિશિષ્ટીકૃત વસ્તુને, जीवत्वाद्ययोगः—જીવત્વઆદિનો અયોગ, પરસ્પર વિભિન્ન જીવત્વાદિ ચિત્રરૂપનો અભાવ, इति—એમ, આ न्यायमुद्रा—ન્યાયમુદ્રા, યુક્તિમર્યાદા વર્ત્તે છે,—પ્રસાધન પરોથી પણ ઉલ્લંઘવાના અશક્યપણાને લીધે.

હોય માટે,' નહિં તો તે તે જીવાદિ વસ્તુનું વસ્તુતત્ત્વ-વસ્તુત્વ જ સિદ્ધ ન થાય.

કારણ કે 'સત્ત્વ-અમૂર્ત્તત્વ-ચેતનત્વ આદિ ધર્મોથી રહિતને જીવત્વ આદિનો, અયોગ છે એમ ન્યાયમુદ્રા છે.' અર્થાત્ સત્ત્વ-અસ્તિત્વ, અમૂર્ત્તત્વ, ચેતનત્વ, 'આદિ' શબ્દથી પ્રમેયત્વ પ્રદેશવત્ત્વ) એ આદિ ચિત્ર-નાના પ્રકારના ધર્મોથી વિશિષ્ટ નહિં કરવામાં આવેલી ધર્મીરૂપ વસ્તુને જીવત્વ આદિનો યોગ નહિં ઘટે. કારણ કે 'સત્ત્વ' (અસ્તિત્વ) એટલું માત્ર કહ્યાથી આ જીવ છે એમ કહી શકાતું નથી,—તે અસ્તિત્વ અજીવમાં પણ છે, માટે. ત્યારે અમૂર્ત્તત્વ કહેવામાં આવે તો પણ આ જીવ એવો બોધ થઈ શકતો નથી—અમૂર્ત્તત્વ અજીવ એવા આકાશમાં પણ છે, માટે. ત્યારે ચેતનત્વ કહેવામાં આવે તો આ જીવ એવો બોધ થઈ શકે છે, પણ અજીવનો બોધ થતો નથી, કારણ કે તે ચેતનત્વરૂપ વિશિષ્ટ લક્ષણ કોઈ પણ અજીવ દ્રવ્યમાં નથી. આમ સત્ત્વ-અમૂર્ત્તત્વ, ચેતનત્વ આદિ અનેક ધર્મોથી વિશિષ્ટ કરવામાં આવે તો જ જીવાદિ વસ્તુનો બોધ થઈ શકે છે, નહિં તો નહિં,-એમ આ **ન્યાયમુદ્રા** છે, ન્યાયની છાપ છે;-કે જે રાજમુદ્રાની (Royal Seal) જેમ બુદ્ધિધન એવા અન્યદર્શનીઓથી પણ ઉલ્લંઘી શકાય એમ નથી.

"સ્યાદ્વાદી વસ્તુ કહીજે, તસુ ધર્મ અનંત લહીજે,
સામાન્ય વિશેષનું ધામ, તે દ્રવ્યાસ્તિક પરિણામ."—**શ્રી દેવચંદ્રજી**



સત્ત્વ જ અમૂર્ત્તત્વાદિ નથી, એ દર્શાવે છે—

[૧૪]**न सत्त्वमेवामूर्त्तत्वादि, सर्वत्र तत्प्रसङ्गात् एवं च मूर्त्तत्वायोगः।** [૭૪]

[૧૪]**અર્થ:**—સત્ત્વ જ અમૂર્ત્તત્વાદિ નથી, —સર્વત્ર તેનો પ્રસંગ આવશે માટે; અને એમ મૂર્ત્તત્વાદિનો અયોગ થશે.[૭૪]

## વિવેચન

"એહવા પરમાતમ પ્રભુ રે, પરમાનંદ સ્વરૂપ;
સ્યાદ્વાદી સત્તારસી રે, અમલ અખંડ અનૂપ....અજિત જિન!"—**શ્રીદેવચંદ્રજી**

---

**पञ्जिका**—વારુ, અમૂર્ત્તત્વાદિના સત્ત્વરૂપ-અનતિક્રમથી સત્ત્વ સતે જીવત્વ આદિનો અયોગ કેમ? એમ આશંકીને કહ્યું:—**न**—ન જ, **सत्त्वमेव**—સત્ત્વ જ, શુદ્ધ સંગ્રહનયને અભિમત સત્તા માત્ર જ, **अमूर्त्तत्वादि**—અમૂર્ત્તત્વાદિ, જીવાદિગત અમૂર્ત્તત્વ-ચૈતન્યાદિ. કયા કારણથી? તે માટે કહ્યું—**सर्वत्र**—સર્વત્ર, ઘટાદિ સત્ત્વમાં, **तत्प्रसङ्गात्**—તેના પ્રસંગને લીધે, અમૂર્ત્તત્વ-ચૈતન્યાદિ પ્રાપ્તિને લીધે,—સત્ત્વના એકરૂપથી સર્વથા અવ્યતિરેકને લીધે. જો ખરેખર એમ છે તેથી શું? તે માટે કહ્યું:—**एवं च**—અને એમ, સત્ત્વમાત્રના અભ્યુપગમમાં, **मूर्त्तत्वाद्ययोग:**—મૂર્ત્તત્વાદિનો અયોગ, મૂર્ત્તત્વ-અચૈતન્યાદિનો અભાવ થશે; અને તદ્ભાવે—મૂર્ત્તત્વાદિના અભાવભાવે તેના પ્રતિપક્ષરૂપપણાથી અમૂર્ત્તત્વાદિનો પણ અભાવ પ્રસંગ થશે, અને તથાપ્રકારે લોક-પ્રતીતિબાધા થશે.

ત્યારે કોઈ આશંકા કરશે કે-વારુ, અમૂર્ત્તત્વાદિ છે તે સત્ત્વનો અતિક્રમ કરતા નથી, એટલે અમૂર્ત્તત્વાદિ હોય ત્યાં સત્ત્વ હોય જ, તો પછી સત્ત્વ સતે જીવત્વ આદિનો અયોગ કેમ હોય? તેનું અત્ર સમાધાન કર્યું છે.—'સત્ત્વ જ અમૂર્ત્તત્વાદિ નથી,' અર્થાત્ શુદ્ધ સંગ્રહ નયના અભિપ્રાયે સત્તામાત્ર જ સત્ત્વ કહ્યું એટલે કાંઈ જીવાદિગત અમૂર્ત્તત્વ-ચેતનત્વ આદિ આવી જતું નથી,-કારણ કે 'સર્વત્ર તેના પ્રસંગને લીધે'-સર્વત્ર તેનો પ્રસંગ આવે માટે. અર્થાત્ 'સત્ત્વ' માત્ર કહેવાથી જો અમૂર્ત્તત્વ-ચેતનત્વ આદિ ગ્રહાય, તો પછી ઘટાદિ પણ સત્ત્વ છે, એટલે તેને પણ અમૂર્ત્તત્વ-ચેતનત્વ આદિનો પ્રસંગ આવશે, (જે અનિષ્ટ છે), કારણ કે સત્ત્વ એકરૂપ હોવાથી સર્વથા તેનો વ્યતિરેક-જૂદાપણું નથી.

જો ખરેખર! એમ છે તેથી શું? તે માટે કહ્યું-'અને એમ મૂર્ત્તત્વાદિનો અયોગ થશે.' અર્થાત્ એમ સત્ત્વમાત્ર જ (અસ્તિત્વ માત્ર જ) જો માનવામાં આવશે, તો મૂર્ત્તત્વ-અચેતનત્વ આદિનો અભાવ થશે; અને તે મૂર્ત્તત્વાદિનો અભાવ ભાવ હોતાં તેના તેના પ્રતિપક્ષરૂપપણાથી અમૂર્ત્તત્વ-ચેતનત્વ આદિનો પણ અભાવ પ્રસંગ થશે; અને તથાપ્રકારે લોક-પ્રતીતિબાધા થશે, કારણ કે લોકમાં પણ પ્રસિદ્ધ છે કે મૂર્ત્ત-અમૂર્ત્ત, ચેતન-અચેતન ભિન્ન ભિન્ન વસ્તુ છે, તેમ જ પ્રત્યક્ષ પ્રતીતિથી પણ તે દૃષ્ટ છે, આ બન્નેની બાધા ઉપજશે.



સત્ત્વની વિશિષ્ટતા હશે, એ મતનું નિરસન કરે છે—

[૯]सत्त्वविशिष्टताऽपि न, विशेषणमन्तरेणातिप्रसङ्गात्। एवं नाभिन्ननिमित्तत्वादृते विरोधः।[૭૯]

॥ इति पुरुषवरपुण्डरीकाणि ॥ ८ ॥

---

पञ्जिका—અત્રે જ મતાન્તરનો નિરાસ કરતાં કહ્યું—

**सत्त्वविशिष्टताऽपि न**—સત્ત્વવિશિષ્ટતા પણ નથી. વિશિષ્ટ એવું સ્વપરપક્ષવ્યાવૃત્ત **सत्त्वमपि**—બૌદ્ધઅભિમત સત્ત્વ પણ, **न**—નથી જ, અમૂર્ત્તપણાને લીધે એ અનુવર્ત્તે છે. અવિશિષ્ટ સત્ત્વ પૂર્વોક્ત યુક્તિથી અમૂર્ત્તત્વાદિ નથી હોતું જ, એમ 'અપિ'-પણ શબ્દનો અર્થ છે કયા કારણથી? તે માટે કહ્યું—**विशेषणं**—વિશેષણ, ભેદક, **अन्तरेण**—વિના, **अतिप्रसङ्गात्**—અતિપ્રસંગને લીધે, વિશિષ્ટતાની અતિવ્યાપ્તિને લીધે. સત્ત્વ એકરૂપ જીવમાં ભેદક રૂપાન્તર અભાવે, ચેતનાદિ વિશિષ્ટરૂપ કલ્પના સતે, અજીવમાં પણ તત્કલ્પનાની પ્રાપ્તિને લીધે.

**एवं**—એમ, એકસ્વભાવી વસ્તુમાં અનેક દોષોના ઉપનિપાતથી વિચિત્રરૂપ વસ્તુની સિદ્ધિમાં, **न विरोधः**—વિરોધ નથી; વિજાતીય ઉપમાથી અર્પિત ધર્મનો પરસ્પર નિરાકરણલક્ષણ વિરોધ નથી. વિજાતીય ઉપમાયોગે પણ શું સર્વથા? न-ના. એટલા માટે કહ્યું—**अभिन्ननिमित्तत्वादृते**—અભિન્ન-નિમિત્તપણા શિવાય. જો ઉપમેય વસ્તુગત એક ધર્મરૂપ નિમિત્તમાં સદૃશી અને વિસદૃશી ઉપમા પ્રયોજાય, તો વિરોધ હોય પણ ખરો,—પણ નહિં કે વિસદૃશ ધર્મનિમિત્ત એવી અનેક ઉપમાઓમાં પણ. પુરુષવરપુંડરીક એ વડે કરીને સદૃશી અને વિસદૃશી ઉપમા સિદ્ધ છે.

[૧૫]અર્થ :—સત્ત્વની વિશિષ્ટતા પણ નથી,—વિશેષણ વિના પ્રતિપ્રસંગને લીધે. એમ અભિન્નનિમિત્તપણા શિવાય વિરોધ નથી.[૭૫]

॥ ઈતિ પુરુષવરપુણ્ડરીકો ॥ ૮ ॥

## વિવેચન

"ઈંદ્ર ચંદ્ર રવિ ગિરિ તણા, ગુણ લઈ ઘડિયું અંગ લાલરે;
ભાગ્ય કિહાં થકી આવિયું ? અચરિજ એહ ઉત્તંગ લાલરે." **શ્રી યશોવિજયજી**

અત્રે વળી કોઈ (બૌદ્ધ) એમ કહેશે કે—સ્વપરપક્ષથી વ્યાવૃત્ત એવું વિશિષ્ટ સત્ત્વ કેમ ન હોય ? તેનો નિરાસ કરતાં કહ્યું—'સત્ત્વની વિશિષ્ટતા પણ નથી.' અવિશિષ્ટ સત્ત્વ તો પૂર્વોક્ત યુક્તિથી અમૂર્ત્તત્વાદિ નથી હોતું જ એટલું જ નહિ, પણ વિશિષ્ટ સત્ત્વ અમૂર્ત્તત્વાદિ નથી જ, કારણ કે 'વિશેષણ વિના અતિપ્રસંગને લીધે' અતિપ્રસંગ દોષ આવે છે, માટે. અર્થાત્ ભેદ કરનારૂં એવું ભેદક વિશેષણ જ ન હોય તો વિશિષ્ટતા કહેવી તે અતિપ્રસંગ છે, અતિવ્યાપ્તિ છે; સત્ત્વએકરૂપ જીવમાં વિશેષણ વિના જો ચેતનાદિ વિશિષ્ટ રૂપની કલ્પના કરવામાં આવે, તો પછી અજીવમાં પણ તેવી વિશિષ્ટતાની કલ્પનાની પ્રાપ્તિ થશે,—આમ અતિપ્રસંગ દોષ આવશે. તેમ જ—વિશેષણ વિના વિશિષ્ટતા કહેવી તે તો વદતોવ્યાઘાત છે, કારણ કે વિશેષણ વિના વિશિષ્ટતા શી ?

સત્ત્વવિશિષ્ટતા પણ નથી ઈ.

એમ એકસ્વભાવી વસ્તુમાં અનેક દોષની આપત્તિ થાય છે, એટલે વિચિત્રરૂપ–અનેકરૂપ વસ્તુની સિદ્ધિમાં વિરોધ નથી, અર્થાત્ વિજાતીય ઉપમાથી અર્પિત ધર્મોના ઘટમાનપણામાં પણ દૂષણરૂપ વિરોધ નથી. શું સર્વથા વિરોધ નથી ? તે માટે અત્રે અપવાદ કહ્યો કે—'એમ અભિન્નનિમિત્તપણા શિવાય વિરોધ નથી.' અર્થાત્ જો ઉપમેય વસ્તુગત એક જ ધર્મરૂપ અભિન્ન નિમિત્તમાં સદૃશી ને વિસદૃશી ઉપમા પ્રયોજવામાં આવે, તો વિરોધ હોય પણ ખરો; પણ નહિં કે વિસદૃશ (જૂદા જૂદા) ધર્મનિમિત્ત એવી અનેક ઉપમાઓમાં પણ. આમ 'પુરુષવરપુંડરીક' એ વડે સદૃશી ને વિસદૃશી ઉપમા સિદ્ધ છે.

॥ इति पुरुषवरपुण्डरीकेभ्यः ॥ ८ ॥



# ૯. પુરુષવરગન્ધહસ્તી

## 'पुरुषवरगन्धहस्तिभ्यः' પદ વ્યાખ્યાન

આ પદનું પ્રયોજનઃગુણક્રમઅભિધાન વાદનો નિરાસ—

[१६]एते च यथोत्तरं गुणक्रमाभिधानवादिभिः सुरगुरुविनेयै र्हीनगुणोपमायोग एवाधिक-गुणोपमार्हा इष्यन्ते, अभिधानक्रमाभावेऽभिधेयमपि तथा, 'अक्रमवदसदि'ति वचनात्, एतन्निरासायाह—[७८]

**'पुरुषवरगन्धहस्तिभ्यः' इति ।**

[१६]અર્થ:—અને એઓ—યથોત્તર ગુણક્રમઅભિધાનવાદી સુરગુરુવિનેયોથી હીનગુણ ઉપમા યોગે જ અધિકગુણ ઉપમાર્હ માનવામાં આવે છે,—અભિધાન ક્રમના અભાવે અભિધેય પણ તથાપ્રકારે,—'અક્રમવંત તે અસત્' એ વચનથી;—એના નિરાસ અર્થે કહ્યું—[૭૬]

**'પુરુષવરગન્ધહસ્તીઓને'**

**વિવેચન**

"શ્રી નમિ જિનની સેવા કરતાં,
અલિય વિઘન સવિ નાશેજી."—**શ્રી યશોવિજયજી.**

---

पञ्जिका—यथोत्तरं ઇત્યાદિ. यथोत्तरं—યથોત્તર, ઉત્તરોત્તર, गुणानां—ગુણોનો, પુરુષાર્થોપયોગી જીવ-અજીવ ધર્મોનો, ગુણસ્થાનકોની જેમ क्रमः—ઉત્તરોત્તર પ્રકર્ષ લક્ષણ ક્રમ, तेन—તે વડે, अभिधानं—અભિધાન, ભણન, કથન, वदन्तीत्येवंशीलाः—વદે છે એવંશીલ, तैः—તેઓથી, सुरगुरुविनेयैः—સુરગુરુના વિનેયોથી બૃહસ્પતિશિષ્યોથી, हीनगुणोपमायोग एव—હીનગુણ ઉપમાના યોગે જ, હીનગુણની ઉપમાથી ઉપમિત જ ગુણમાં, હીનગુણમાં એમ અર્થ છે, अधिकगुणोपमार्हा इष्यन्ते—અધિક ગુણ ઉપમાર્હ માનવામાં આવે છે. અધિક ગુણની ઉપમાના ઉપન્યાસ વડે અધિક ગુણ ઉપમિત કરવા યુક્ત છે એમ અર્થ છે. તે આ પ્રકારે—ગન્ધગજની ઉપમા વડે ભગવદ્‌વિહારનું મહાપ્રભાવ શક્રાદિ પુરુષ માત્રથી સાધ્ય એવા મારી-ઈતિ, દુર્ભિક્ષ આદિ ઉપદ્રવોનું નિવર્ત્તકપણું સાધિત સતે, પુંડરીક ઉપમાથી ભુવનાદ્‌ભુતભૂત અતિશયસંપત્—કેવલજ્ઞાનથી પ્રભૃતિ નિર્વાણપ્રાપ્તિ પર્યવસાન ભગવંતોના ગુણો ઉપમિત કરવા યુક્ત છે. કયા કારણથી? તે માટે કહ્યું—

अभिधानक्रमाभावे—અભિધાન ક્રમના અભાવે, વાચક ધ્વનિની પરિપાટીના વ્યત્યયમાં, अभिधेयमपि—અભિધેય પણ, વાચ્ય પણ, तथा—તેમ, અભિધાનવત્ अक्रमवत्—અક્રમવાળું, પરિપાટીરહિત, असत्—અસત્, અવિદ્યમાન,—ક્રમવૃત્ત જન્મવાળા અભિધેયની અક્રમ ઉક્તિમાં તદ્રૂપે અભિધાનપણાને લીધે.

અને ઉક્ત ગુણ વિશેષણો જેને સાંગોપાંગપણે ઘટે છે એવા આ અર્હંત ભગવંતો, 'યથોત્તર ગુણક્રમઅભિધાનવાદી સુરગુરુવિનેયોથી (શિષ્યોથી) હીનગુણ ઉપમાયોગે જ અધિકગુણ ઉપમાર્હ માનવામાં આવે છે,' એના નિરાકરણ અર્થે અહીં 'पुरुषवरगन्धहस्तिभ्यः' —'પુરુષવરગન્ધહસ્તીઓને' એ ખાસ વિશિષ્ટ પદ સૂક્યું છે; અર્થાત્ યથોત્તર-ઉત્તરોત્તર ગુણસ્થાનકોની જેમ પુરુષાર્થોપયોગી ગુણોનો ઉત્તરોત્તર પ્રકર્ષરૂપ ચઢતો ક્રમ, તે વડે અભિધાન-કથન કરવા યોગ્ય છે એમ જે માને છે, તે આ યથોત્તર-ગુણક્રમ-અભિધાનવાદી એવા બૃહસ્પતિશિષ્યો વદે છે કે—પ્રથમ હીન-ઉતરતા ગુણની ઉપમાનો યોગ-ઘટના કર્યા પછી જ અનુક્રમે અધિક-ચઢીયાતા ગુણની ઉપમા આપવા યોગ્ય છે. એટલે સરખામણીમાં ઉતરતી એવી ગંધગજની ઉપમા વડે ભગવદ્વિહારનું દુર્ભિક્ષાદિ ક્ષુદ્રઉપદ્રવ-નિવારણનું સમર્થપણું પ્રથમ સાધ્યા પછી જ, તેનાથી ચઢીયાતી એવી પુંડરીકની ઉપમા વડે કેવલજ્ઞાનશ્રીથી માંડી નિર્વાણપ્રાપ્તિ પર્યંતની ભગવાન્‌ની ભુવનાદ્ભુત અતિશયસંપદ્ સાધવા યોગ્ય છે. માટે અત્રે પ્રથમ પુંડરીકની ઉપમા આપ્યા પછી ગંધગજની ઉપમા આપી, તે ક્રમભંગરૂપ દોષ છે. કારણ કે 'અભિધાન ક્રમના અભાવે અભિધેય પણ તથાપ્રકારે અક્રમવત્ અસત્ છે;' અર્થાત્ અભિધાનનો-વાચક શબ્દનો ક્રમ જો ન હોય, તો તેનાથી વાચ્ય અભિધેય પણ તે અભિધાનની જેમ તેવા પ્રકારે અક્રમવત્ હોઈ અસત્ હોય. કારણ કે 'अक्रमवत् असत्' એ વચન છે. આમ જે પોતાનો મત સ્થાપવા માટેની દલીલ રજૂ કરે છે, તે યથોત્તર-ગુણક્રમઅભિધાનવાદીઓના નિરસન અર્થે 'પુરુષવરગન્ધહસ્તી' એ ખાસ વિશેષ પદ અત્ર કહ્યું છે.

**અક્રમવત્ અસત્ એ મતનું નિરસન**

"જિહાં રવિ તેજે જળહળે, તિહાં કિમ રહે અંધકાર હો;
કેસરી જિહાં ક્રીડા કરે, તિહાં નહિં ગજ પરિચાર હો...." શ્રી યશોવિજયજી



પુરુષવરગન્ધહસ્તી ઉપમાનું ઘટમાનપણું દર્શાવે છે—

[१७]पुरुषाः पूर्ववदेव, ते वरगन्धहस्तिन इव गजेन्द्रा इव क्षुद्रगजनिराकरणादिना धर्म्मसाम्येन पुरुषवरगन्धहस्तिनः।

यथा गन्धहस्तिनां गन्धेनैव तद्देशविहारिण. क्षुद्रशेषगजा भज्यन्ते, तद्वदेतेऽपि परचक्रदुर्भिक्षमारिप्रभृतयः सर्वे एवोपद्रवगजा अचिन्त्यपुण्यानुभावतो भगवद्विहारपवनगन्धादेव भज्यन्त इति॥[७७]

[१७]અર્થ:—पुरुषाः—પુરુષો પૂર્વવત્ જ, તે वरगन्धहस्तिनः વરગન્ધહસ્તીઓ જેવા, —ગજેન્દ્રો જેવા—ક્ષુદ્ર ગજના નિરાકરણાદિ ધર્મસામ્યથી, તે पुरुषवरगन्धहस्तिनः પુરુષવરગન્ધહસ્તીઓ.

જેમ ગન્ધહસ્તીઓના ગન્ધથી જ તદ્દેશવિહારી ક્ષુદ્ર શેષ ગજો ભાગી જાય છે, તેની જેમ આ પણ પરચક્ર, દુર્ભિક્ષ, મારિ પ્રમુખ સર્વજ ઉપદ્રવ ગજો અચિન્ત્ય પુણ્યાનુભાવ થકી ભગવદ્વિહારના પવનની ગન્ધથી જ ભાગી જાય છે.[૭૭]

[૧૯]અર્થ:—એમ અભિધેય પણ તથાપ્રકારે અક્રમવત્ અસત્ નથી, એમ ઉક્તવત્ અક્રમવત્પણાની અસિદ્ધિ છે માટે, અને ક્રમ—અક્રમ વ્યવસ્થાનો અભ્યુપગમ છે માટે.[૯૮]

## વિવેચન

स्वराष्ट्रपरराष्ट्रेभ्यो यत्क्षुद्रोपद्रवा द्रुतम् ।
विद्रवन्ति त्वत्प्रभावात् सिंहनादादिव द्विपाः ॥"

શ્રી હેમચંદ્રાચાર્યજી કૃત વીતરાગસ્તવ

**એમ અભિધેય પણ અક્રમવત્ અસત્ નથી**

આ પરથી શું સિદ્ધ થયું? તે માટે કહ્યું—'એમ અભિધેય પણ તથાપ્રકારે અક્રમવત્ અસત્ નથી;' એમ અભિધાનન્યાયથી એટલે કે અક્રમવત્ (ક્રમ વિનાનું) અભિધાન જેમ અસત્ નથી, તેમ અક્રમવત્ અભિધેય પણ તથાપ્રકારે અસત્ નથી. કારણ કે—(૧) 'ઉક્તવત્ અક્રમવત્પણાની અસિદ્ધિ છે, માટે;' અર્થાત્ પ્રતિપાદન કરવામાં આવેલ ન્યાયથી, અભિધાન–અભિધેયના—વાચ્ય–વાચકના પરસ્પર ગાઢ સંબંધને લીધે, અભિધાનના ક્રમથી અભિધેયની ક્રમ–ઉત્ક્રમ આદિ પ્રકારે કહી શકાય એવી સ્વભાવપરિણતિ હોવાથી સર્વથા અક્રમવંતપણાની—ક્રમરહિતપણાની અસિદ્ધિ છે માટે. એમ પરિણતિને અપેક્ષીને અભિધાનદ્વારે ગુણોના ક્રમ–અક્રમ કહ્યા. હવે સ્વભાવથી જ કથવા માટે કહ્યું—(૨) 'ક્રમ–અક્રમ વ્યવસ્થાનો અભ્યુપગમ છે, માટે;' અર્થાત્ ક્રમથી અને અક્રમથી સામાન્યથી હીનાદિ ગુણોની જીવાદિ ગુણીમાં વ્યવસ્થાનો સ્યાદ્વાદવાદીઓએ સ્વીકાર કર્યો છે માટે.—આ બન્ને કારણ પરથી ફલિત થાય છે કે અભિધેય પણ તથાપ્રકારે અક્રમવત અસત્ નથી. એટલે પુંડરીક ઉપમાથી અત્યંત અતિશયવંત ગુણસિદ્ધિ કર્યા પછી, ગન્ધગજની ઉપમાથી વિહારગુણઅર્પણ તે હીનાદિ ગુણક્રમ અપેક્ષાએ અક્રમવંત છતાં અસત્ નથી એમ સિદ્ધ થયું.



---

पञ्जिका—न—ન જ, एवम्—એમ, અભિધાનન્યાયથી, अभिधेयमपि—અભિધેય પણ, तथा—તથાપ્રકારે, अक्रमवत् असत् इति—અક્રમવત્ અસત્ એમ પરોપન્યસ્ત. કયી રીતે? उक्तवत्—ઉક્તવત્, પ્રતિપાદિત નીતિથી, अक्रमवत्त्वासिद्धेः—અક્રમવંતપણાની અસિદ્ધિને લીધે. અભિધાનક્રમથી આક્ષિપ્ત ક્રમવંત અભિધેયના ક્રમ–ઉત્ક્રમ આદિ પ્રકારથી અભિધાનાર્હ સ્વભાવપરિણતિમંતપણાથી સર્વથા ક્રમરહિતપણાની અસિદ્ધિને લીધે. એમ અભિધેયપરિણતિને અપેક્ષીને અભિધાન દ્વારે ગુણોના ક્રમ–અક્રમ કહ્યા. હવે સ્વભાવથી જ કથવા માટે કહ્યું—

क्रमाक्रमव्यवस्थाभ्युपगमाच्च—ક્રમ–અક્રમ વ્યવસ્થાના અભ્યુપગમને લીધે. क्रमेणाक्रमेण च—ક્રમથી અને અક્રમથી, સામાન્યથી હીનાદિ ગુણોની જીવાદિ ગુણીમાં व्यवस्थायाः—વ્યવસ્થાના, સ્વરૂપલાભ–લક્ષણા વિશિષ્ટ અવસ્થાના, अभ्युपगमात्—અભ્યુપગમને લીધે, સ્યાદ્વાદીઓથી અંગીકરણને લીધે. च કાર પૂર્વ યુક્તિની અપેક્ષાએ સમુચ્ચય અર્થમાં છે. नाभिधेयमपि तथाऽक्रमवदसद् इति योगः—અભિધેય પણ તથાપ્રકારે અક્રમવત્ અસત્ નથી એમ યોગ (સંબંધ) છે. પુંડરીક ઉપમાથી ઉપનીત અત્યંત અતિશાયિ ગુણસિદ્ધિ સતે, ગન્ધગજ ઉપમાથી વિહારગુણઅર્પણ તે પરાભિપ્રેત હીનાદિ ગુણક્રમ અપેક્ષાએ અક્રમવત્ છતાં અસત્ નથી એમ ભાવ છે.

એમ ન માનવામાં શો દોષ આવે? તે વ્યતિરેકથી કહે છે—

[२०]अन्यथा न वस्तुनिबन्धना शब्दप्रवृत्तिरिति स्तवैयर्थ्यमेव । ततश्चान्धकारनृत्तानुकारी प्रयास इति ।[८०]

॥ पुरुषवरगन्धहस्तिन इति ॥ ९ ॥

[२०]અર્થ:—અન્યથા (નહિં તો) વસ્તુનિબન્ધનવાળી શબ્દપ્રવૃત્તિ ન હોય, એટલે સ્તવવૈયર્થ્ય જ (વ્યર્થપણું જ) હોય; અને તેથી અંધકારમાં નૃત્તનો અનુકારી (સદૃશ) પ્રયાસ હોય.[૮૦]

॥ ઈતિ પુરુષવરગન્ધહસ્તીઓ ॥ ૯ ॥

## વિવેચન

" यस्य पुरस्ताद् विगलितमाना
न प्रतितीर्थ्या भुवि विवदन्ते "—શ્રીસમન્તભદ્રાચાર્યજીકૃત બૃહતસ્વયંભૂસ્તોત્ર

ઉપરમાં જે વાત કહી, તે જ વ્યતિરેકથી સમર્થિત કરતાં કહ્યું—'અન્યથા (નહિં તો) વસ્તુનિબન્ધનવાળી શબ્દપ્રવૃત્તિ ન હોય.' અર્થાત્ ક્રમ-અક્રમ વ્યવસ્થાનો અને પૂર્વાનુપૂર્વી આદિ અભિધેય સ્વભાવનો જો અભાવ હોય, તો

નહિં તો વસ્તુનિબંધના શબ્દપ્રવૃત્તિ ન હોય

વાચ્ય ગુણનિમિત્ત પ્રસ્તુત ઉપમાના ઉપન્યાસરૂપ વાચક શબ્દની પ્રવૃત્તિ જ ન હોય; અને પૂર્વાનુપૂર્વીથી જ જો તેનું અભિધેય-સ્વભાવપણું હોય અને તેના નિબંધનવાળો તે જ પ્રકારનો પૂર્વાનુ-પૂર્વી રૂપ જ શબ્દવ્યવહાર હોય, તો આમ શબ્દપ્રવૃત્તિ કેમ યુક્ત હોય?

આમ વસ્તુનિબન્ધનવાળી શબ્દપ્રવૃત્તિનો અભાવ હોય, 'એટલે સ્તવવૈયર્થ્ય જ હોય,' સ્તવનું વ્યર્થપણું જ હોય. કારણ કે અસત્ અર્થના કથનથી સદ્ભૂત ગુણની

---

पञ्जिका—આ જ અર્થ આ જ ઉપન્યાસથી વ્યતિરેકથી સાધવાને કહ્યું:—अन्यथा—નહિં તો, ક્રમ-અક્રમ વ્યવસ્થાના અને પૂર્વાનુપૂર્વી આદિ અભિધેય સ્વભવના અભાવે, न—ન જ, शब्दप्रवृत्तिः—શબ્દપ્રવૃત્તિ,—પ્રસ્તુત ઉપમાઉપન્યાસરૂપ, वस्तुनिबन्धना—વાચ્યગુણ નિમિત્તા. હીનાદિ ક્રમથી જ ગુણજન્મનિયમ અને પૂર્વાનુપૂર્વીથી જ અભિધેયસ્વભાવપણું સતે, અને તેના નિબંધનવાળો તે જ પ્રકારનો શબ્દ વ્યવહાર સતે, આમ શબ્દપ્રવૃત્તિ કેમ યુક્ત હોય?

इति—એટલે, આ હેતુ થકી, વસ્તુનિબંધન શબ્દપ્રવૃત્તિઅભાવ લક્ષણ હેતુ થકી स्तववैयर्थ्यमेव—સ્તવનું વ્યર્થપણું જ, स्तवस्य—અધિકૃત સ્તવનું, वैयर्थ्यमेव—વૈયર્થ્ય જ, નિષ્ફલપણું જ,—અસદ્ અર્થાભિધાયિતા વડે સ્તવ ધર્મના અતિક્રમથી સ્તવકાર્યના અકરણને લીધે.

ततश्च—અને તેથી કરીને, સ્તવવૈયર્થ્યથી, अन्धकारनृत्तानुकारी—અંધકારમાં નૃત્ત જેવો, સંતમસ્માં કરેલા નર્તન સદૃશ, प्रयासः—સ્તવલક્ષણ પ્રયાસ. અને આ એમ નથી, સફ્લારંભી મહાપુરુષથી આના પ્રણીતપણાને લીધે. એટલે પુંડરીક વડે ઉપમેય કેવલજ્ઞાનાદિની સિદ્ધિ સતે, ગંધગજ વડે ઉપમેય વિહારગુણની સિદ્ધિ અદુષ્ટ છે.

## વિવેચન

"પુણ્યવંત જ્યાં પદ ધરે, પગ પગ ઋદ્ધિ રસાળ." **શ્રી વિનયવિજયજીકૃત શ્રીપાળરાસ**

યથોક્ત લક્ષણવાળા પુરુષો જે, ક્ષુદ્ર–તુચ્છ ગજના નિરાકરણાદિ ધર્મસામ્યથી–ધર્મ-સમાનતાથી–સમાનધર્મપણાથી વરગન્ધહસ્તીઓ—ગંધગજેંદ્રો જેવા છે, તે **પુરુષવરગન્ધ-હસ્તીઓ** કહેવાય છે. જેમ ગંધગજેન્દ્રોના ગંધથી જ તે દેશમાં વિહરતા ક્ષુદ્ર–તુચ્છ પામર ગજો ભાગી જાય છે, પલાયન કરી જાય છે; તેમ પુરુષવરગન્ધહસ્તી ભગવાન તીર્થંકર જેવા પરમ પુણ્યશ્લોક પુરુષ જ્યાં જ્યાં વિચરે છે ત્યાં ત્યાં તે ભગવદ્‌ના અચિન્ત્ય પુણ્યપ્રભાવથકી પરચક્ર–પરરાષ્ટ્રઆક્રમણ, દુર્ભિક્ષ–દુષ્કાળ, મારિ–મરકી વગેરે સમસ્ત ઉપદ્રવરૂપ ક્ષુદ્ર હાથીઓ ભગવદ્‌વિહારના પવનની ગંધથી જ ભાગી જાય છે–ક્યાંય પલાયન કરી જાય છે. આમ આ ઉપમાનું યથાર્થપણું છે.



વસ્તુનું એકાનેક સ્વભાવપણું સતે એમ પણ અભિધાનક્રમનો અભાવ નથી, એ સિદ્ધ કરે છે—

૧૮ न चैकानेकस्वभावत्वे वस्तुन एवमप्यभिधानक्रमाभावः, सर्वगुणानामन्योऽन्यसंवलितत्वात्, पूर्वानुपूर्व्याद्यभिधेयस्वभावत्वात्, अन्यथा तथाऽभिधानाप्रवृत्तेः ।७८

**૧૮ અર્થ:—અને વસ્તુનું એકાનેકસ્વભાવપણું સતે, એમ પણ અભિધાનક્રમનો અભાવ નથી,—સાર્વગુણોના અન્યોન્ય સંવલિતપણાને લીધે પૂર્વાનુપૂર્વી આદિથી અભિધેય-સ્વભાવપણું છે, માટે; અન્યથા તથાપ્રકારે અભિધાનની અપ્રવૃત્તિ હોય, માટે. ૭૮**

---

पञ्जिका—न च ઇત્યાદિ. न च—ન જ, एकानेकस्वभावत्वे—એકાનેકસ્વભાવપણામાં; एकः—એક—દ્રવ્યતાથી, अनेकश्च—અને અનેક—પર્યાયરૂપતાથી, स्वभावः—સ્વભાવ, સ્વરૂપ, यस्य तत् तथा—જેનો છે તે તથા—એકાનેક સ્વભાવ, तद्भावः तत्त्वं—તેનો ભાવ તે તત્ત્વ—એકાનેકસ્વભાવત્વ, तस्मिन्—તેમાં, वस्तुनः—વસ્તુનું, પદાર્થનું, एवमपि—એમ પણ, અધિકગુણ ઉપમાના યોગે હીનગુણ ઉપમાના ઉપન્યાસમાં પણ, अभिधानक्रमाभावः—અભિધાનક્રમનો અભાવ, વાચક શબ્દ-પરિપાટિનો વ્યત્યય કયા કારણથી ? તે માટે કહ્યું—

सर्वगुणानां ઇo सर्वगुणानां—સર્વ ગુણોના, યથાસ્વ જીવ–અજીવગત સર્વ પર્યાયોના, संवलितत्वात्—સંવલિતપણાને લીધે, સંસૃષ્ટરૂપણાને લીધે. શું ? તે માટે કહ્યું—पूर्वानुपूर्व्याद्यभिधेयस्वभावत्वात्—પૂર્વાનુપૂર્વી આદિથી અભિધેયસ્વભાપણાને લીધે पूर्वानुपूर्व्यादिभिः—પૂર્વાનુપૂર્વી આદિથી, વ્યવહારનયમત આદિથી, આદિ શબ્દથી પશ્ચાનુપૂર્વી—અનાનુપૂર્વીનું ગ્રહણ છે, अभिधेयः—અભિધેય, અભિધાન વિષયભાવ પરિણતિમાન્, स्वभावः येषां—સ્વભાવ છે જેઓનો, ते तथा—તે તથા, तद्भावस्तत्त्वं—તદ્‌ભાવ તે તત્ત્વ, तस्मात्—તેને લીધે. કારણ કે ગુણોનું સંવલિતરૂપપણું સતે કોઈ એક નિશ્ચિત ક્રમાદિનો અભાવ છે, માટે. વ્યતિરેક કહ્યો—

अन्यथा—નહિ તો, પૂર્વાનુપૂર્વી આદિથી ગુણોની અનભિધેય સ્વભાવતા સતે, तथा—તથા-પ્રકારે, પૂર્વાનુપૂર્વી આદિ ક્રમથી, अभिधानाप्रवृत्तेः—અભિધાનની અપ્રવૃત્તિને લીધે, અભિધાયક ધ્વનિઓની અપ્રવૃત્તિને લીધે, એમ પણ અભિધાનક્રમ અભાવ નથી એમ યોગ (સંબંધ) છે, કારણ કે અભિધેયતાપરિણતિ અપેક્ષાવાળો અભિધાનવ્યવહાર છે.

## વિવેચન

"અહો ! શ્રી સુમતિ જિન ! શુદ્ધતા તાહરી, સ્વગુણ પર્યાય પરિણામ રામી;
એકતા નિત્યતા અસ્તિતા ઇતર યુત, ભોગ્ય ભોગી થકો પ્રભુ અકામી....અહો."

શ્રી દેવચંદ્રજી.

અને આગલા સૂત્રના વ્યાખ્યાનમાં વિવરી બતાવ્યું તેમ—દ્રવ્યથી એક ને પર્યાયથી અનેકરૂપ એવી 'વસ્તુનું એક-અનેક સ્વભાવપણું સતે, એમ પણ અભિધાનક્રમના અભાવ નથી.—न चैकानेकस्वभात्वे वस्तुन एवमप्यभिधानक्रमाभावः. અર્થાત્ એવા પ્રકારે અધિકગુણવાળી ચઢીયાતી ઉપમા યોજ્યા પછી હીનગુણવાળી ઉતરતી ઉપમા મૂકવામાં પણ અભિધાનક્રમનો અભાવ નથી હોતો, વાચક શબ્દની પરિપાટિનો વ્યત્યય—(ઉલટા સુલટાપણું) નથી હોતો. કારણ કે सर्वगुणानामन्योन्यसंवलितत्वात् 'સર્વગુણોના અન્યોન્ય સંવલિતપણાને લીધે પૂર્વાનુપૂર્વી આદિથી અભિધેયસ્વભાવપણું છે, માટે'—पूर्वानुपूर्व्याद्यभिधेयस्वभावत्वात्. અર્થાત્ જીવ-અજીવના પોતપોતાના સર્વ ગુણોનું—પર્યાયોનું અન્યોન્ય-પરસ્પર એવું સંવલિતપણું, સંસૃષ્ટરૂપપણું સંશ્લિષ્ટપણું, ગ્રથિતપણું, ઓતપ્રોતપણું છે, કે કયો ગુણ પહેલો ગણવો ને કયો પછી ગણવો એ અશક્ય છે; અને એટલે જ તે ગુણ-ધર્મોનું પૂર્વાનુપૂર્વી આદિથી અભિધેય-સ્વભાવપણું છે, એટલે કે અભિધાનના વિષયભાવરૂપ પરિણતિવાળા અભિધેયનો સ્વભાવ એવો છે, કે તેનું કથન પૂર્વાનુપૂર્વીથી—સુલટા ક્રમથી, પશ્ચાનુપૂર્વીથી—ઉલટા ક્રમથી કે અનાનુપૂર્વીથી—અનનુક્રમથી કરી શકાય છે, તાત્પર્ય કે—એકાનેકસ્વભાવવાળી વસ્તુના સર્વ ગુણો એક બીજા સાથે એવા સંવલિત-ગાઢ પરોવાયેલ (Interwoven) છે કે તેઓ કોઈ એક નિશ્ચિત ક્રમે જ કહી શકાય એવું કાંઈ નથી, પણ પૂર્વાનુપૂર્વીથી સુલટા ક્રમે, પશ્ચાનુપૂર્વીથી ઉલટા ક્રમે, કે અનાનુક્રમીથી અનનુક્રમે કહી શકાય છે.

**સર્વગુણોનું અન્યોન્ય સંવલિતપણું: અને પૂર્વાનુપૂર્વી આદિ અભિધેય સ્વભાવપણું**

આમ કેમ ? તે માટે કહ્યું—'અન્યથા તથાપ્રકારે અભિધાનની અપ્રવૃત્તિ હોય, માટે. —अन्यथा तथाऽभिधानाप्रवृत्तेः. પૂર્વાનુપૂર્વી આદિથી ગુણોની અભિધેયસ્વભાવતા ન હોય, તો તથાપ્રકારે પૂર્વાનુપૂર્વી આદિ ક્રમથી અભિધાનની-કથનની પ્રવૃત્તિ ન હોય, અર્થાત પૂર્વાનુપૂર્વી, પશ્ચાનુપૂર્વી, અનાનુપૂર્વી એ અભિધાયક-વાચક શબ્દોની પ્રવૃત્તિ જ ન હોય. આમ અભિધાન-અભિધેયનો—વાચ્ય-વાચકનો પરસ્પર સંબંધ છે, એટલે અભિધાન-ક્રમનો અભાવ નથી.



એમ અભિધેય પણ તથાપ્રકારે અક્રમવત્ અસત્ નથી, એમ યુક્તિથી પ્રતિપાદન કરે છે—

[१९] नैवमभिधेयमपि तथाऽक्रमवदसदित्युक्तवद् अक्रमःस्वासिद्धेः, क्रमाक्रमव्यवस्था-भ्युपगमाच्च । [७९]

[૧૯]અર્થ:—એમ અભિધેય પણ તથાપ્રકારે અક્રમવત્ અસત્ નથી, એમ ઉક્તવત્ અક્રમવત્પણાની અસિદ્ધિ છે માટે, અને ક્રમ—અક્રમ વ્યવસ્થાનો અભ્યુપગમ છે માટે.[૯૮]

## વિવેચન

स्वराष्ट्रपरराष्ट्रेभ्यो यत्क्षुद्रोपद्रवा द्रुतम् ।
विद्रवन्ति त्वत्प्रभावात् सिंहनादादिव द्वीपा ॥"

શ્રી હેમચંદ્રાચાર્યજી કૃત વીતરાગસ્તવ

**એમ અભિધેય પણ અક્રમવત્ અસત્ નથી**

આ પરથી શું સિદ્ધ થયું? તે માટે કહ્યું—'એમ અભિધેય પણ તથાપ્રકારે અક્રમવત્ અસત્ નથી;' એમ અભિધાનન્યાયથી એટલે કે અક્રમવત્ (ક્રમ વિનાનું) અભિધાન જેમ અસત્ નથી, તેમ અક્રમવત્ અભિધેય પણ તથાપ્રકારે અસત્ નથી. કારણ કે—(૧) 'ઉક્તવત્ અક્રમવત્પણાની અસિદ્ધિ છે, માટે;' અર્થાત્ પ્રતિપાદન કરવામાં આવેલ ન્યાયથી, અભિધાન—અભિધેયના—વાચ્ય—વાચકના પરસ્પર ગાઢ સંબંધને લીધે, અભિધાનના ક્રમથી અભિધેયની ક્રમ—ઉત્ક્રમ આદિ પ્રકારે કહી શકાય એવી સ્વભાવપરિણતિ હોવાથી સર્વથા અક્રમવંતપણાની—ક્રમરહિતપણાની અસિદ્ધિ છે માટે. એમ પરિણતિને અપેક્ષીને અભિધાનદ્વારે ગુણોના ક્રમ—અક્રમ કહ્યા. હવે સ્વભાવથી જ કથવા માટે કહ્યું—(૨) 'ક્રમ—અક્રમ વ્યવસ્થાનો અભ્યુપગમ છે, માટે;' અર્થાત્ ક્રમથી અને અક્રમથી સામાન્યથી હીનાદિ ગુણોની જીવાદિ ગુણીમાં વ્યવસ્થાનો સ્યાદ્‌વાદવાદીઓએ સ્વીકાર કર્યો છે માટે.—આ બન્ને કારણ પરથી ફલિત થાય છે કે અભિધેય પણ તથાપ્રકારે અક્રમવત અસત્ નથી. એટલે પુંડરીક ઉપમાથી અત્યંત અતિશયવંત ગુણસિદ્ધિ કર્યા પછી, ગન્ધગજની ઉપમાથી વિહારગુણઅર્પણ તે હીનાદિ ગુણક્રમ અપેક્ષાએ અક્રમવંત છતાં અસત્ નથી એમ સિદ્ધ થયું.



पञ्जिका—न—ન જ, एवम्—એમ, અભિધાનન્યાયથી, अभिधेयमपि—અભિધેય પણ, तथा—તથાપ્રકારે, अक्रमवत् असत् इति—અક્રમવત્ અસત્ એમ પરોપન્યસ્ત. કયી રીતે? उक्तवत्—ઉક્તવત્, પ્રતિપાદિત નીતિથી, अक्रमवत्त्वासिद्धेः—અક્રમવંતપણાની અસિદ્ધિને લીધે. અભિધાનક્રમથી આક્ષિપ્ત ક્રમવંત અભિધેયના ક્રમ—ઉત્ક્રમ આદિ પ્રકારથી અભિધાનાર્હ સ્વભાવપરિણતિમંતપણાથી સર્વથા ક્રમરહિતપણાની અસિદ્ધિને લીધે. એમ અભિધેયપરિણતિને અપેક્ષીને અભિધાન દ્વારે ગુણોના ક્રમ—અક્રમ કહ્યા. હવે સ્વભાવથી જ કથવા માટે કહ્યું—

क्रमाक्रमव्यवस्थाभ्युपगमाच्च—ક્રમ—અક્રમ વ્યવસ્થાના અભ્યુપગમને લીધે. क्रमेणाक्रमेण च—ક્રમથી અને અક્રમથી, સામાન્યથી હીનાદિ ગુણોની જીવાદિ ગુણીમાં व्यवस्थायाः—વ્યવસ્થાના, સ્વરૂપલાભ-લક્ષણા વિશિષ્ટ અવસ્થાના, अभ्युपगमात्—અભ્યુપગમને લીધે, સ્યાદ્વાદીઓથી અંગીકરણને લીધે. च કાર પૂર્વ યુક્તિની અપેક્ષાએ સમુચ્ચય અર્થમાં છે. नाभिधेयमपि तथाऽक्रमवदसद् इति योगः—અભિધેય પણ તથાપ્રકારે અક્રમવત્ અસત્ નથી એમ યોગ (સંબંધ) છે. પુંડરીક ઉપમાથી ઉપનીત અત્યંત અતિશાયિ ગુણસિદ્ધિ સતે, ગન્ધગજ ઉપમાથી વિહારગુણઅર્પણ તે પરાભિપ્રેત હીનાદિ ગુણક્રમ અપેક્ષાએ અક્રમવત્ છતાં અસત્ નથી એમ ભાવ છે.

એમ ન માનવામાં શો દોષ આવે? તે વ્યતિરેકથી કહે છે—

[२०]अन्यथा न वस्तुनिबन्धना शब्दप्रवृत्तिरिति स्तववैयर्थ्यमेव। ततश्चान्धकारनृत्तानुकारी प्रयास इति।[८०]

॥ पुरुषवरगन्धहस्तिन इति ॥ ९ ॥

[૨૦]અર્થ:—અન્યથા (નહિં તો) વસ્તુનિબન્ધનવાળી શબ્દપ્રવૃત્તિ ન હોય, એટલે સ્તવવૈયર્થ્ય જ (વ્યર્થપણું જ) હોય; અને તેથી અંધકારમાં નૃત્તનો અનુકારી (સદૃશ) પ્રયાસ હોય.[૮૦]

॥ ઈતિ પુરુષવરગન્ધહસ્તીઓ ॥ ૯ ॥

## વિવેચન

" यस्य पुरस्ताद् विगलितमाना
न प्रतितीर्थ्या भुवि विवदन्ते "—શ્રીસમન્તભદ્રાચાર્યજીકૃત બૃહત્સ્વયંભૂસ્તોત્ર

ઉપરમાં જે વાત કહી, તે જ વ્યતિરેકથી સમર્થિત કરતાં કહ્યું—'અન્યથા (નહિં તો) વસ્તુનિબન્ધનવાળી શબ્દપ્રવૃત્તિ ન હોય.' અર્થાત્ ક્રમ-અક્રમ વ્યવસ્થાનો અને પૂર્વાનુપૂર્વી આદિ અભિધેય સ્વભાવનો જો અભાવ હોય, તો નહિં તો વસ્તુનિબંધના વાચ્ય ગુણનિમિત્ત પ્રસ્તુત ઉપમાના ઉપન્યાસરૂપ વાચક શબ્દની શબ્દપ્રવૃત્તિ ન હોય પ્રવૃત્તિ જ ન હોય; અને પૂર્વાનુપૂર્વીથી જ જો તેનું અભિધેય-સ્વભાવપણું હોય અને તેના નિબંધનવાળો તે જ પ્રકારનો પૂર્વાનુ-પૂર્વી રૂપ જ શબ્દવ્યવહાર હોય, તો આમ શબ્દપ્રવૃત્તિ કેમ યુક્ત હોય?

આમ વસ્તુનિબન્ધનવાળી શબ્દપ્રવૃત્તિનો અભાવ હોય, 'એટલે સ્તવવૈયર્થ્ય જ હોય,' સ્તવનું વ્યર્થપણું જ હોય. કારણ કે અસત્ અર્થના કથનથી સદ્ભૂત ગુણની

---

पञ्जिका—આ જ અર્થ આ જ ઉપન્યાસથી વ્યતિરેકથી સાધવાને કહ્યું:—अन्यथा—નહિં તો, ક્રમ-અક્રમ વ્યવસ્થાના અને પૂર્વાનુપૂર્વી આદિ અભિધેય સ્વભવના અભાવે, न—ન જ, शब्दप्रवृत्तिः—શબ્દપ્રવૃત્તિ,—પ્રસ્તુત ઉપમાઉપન્યાસરૂપ, वस्तुनिबन्धना—વાચ્યગુણ નિમિત્તા. હીનાદિ ક્રમથી જ ગુણજન્મનિયમ અને પૂર્વાનુપૂર્વીથી જ અભિધેયસ્વભાવપણું સતે, અને તેના નિબંધનવાળો તે જ પ્રકારનો શબ્દ વ્યવહાર સતે, આમ શબ્દપ્રવૃત્તિ કેમ યુક્ત હોય?

इति—એટલે, આ હેતુ થકી, વસ્તુનિબંધન શબ્દપ્રવૃત્તિઅભાવ લક્ષણ હેતુ થકી स्तववैयर्थ्यमेव—સ્તવનું વ્યર્થપણું જ, स्तवस्य—અધિકૃત સ્તવનું, वैयर्थ्यमेव—વૈયર્થ્ય જ, નિષ્ફલપણું જ,—અસદ્ અર્થાભિધાયિતા વડે સ્તવ ધર્મના અતિક્રમથી સ્તવકાર્યના અકરણને લીધે.

ततश्च—અને તેથી કરીને, સ્તવવૈયર્થ્યથી, अन्धकारनृत्तानुकारी—અંધકારમાં નૃત્ત જેવો, સંતમસ્માં કરેલા નર્તન સદૃશ, प्रयासः—સ્તવલક્ષણ પ્રયાસ. અને આ એમ નથી, સફ્લારંભી મહાપુરુષથી આના પ્રણીતપણાને લીધે. એટલે પુંડરીક વડે ઉપમેય કેવલજ્ઞાનાદિની સિદ્ધિ સતે, ગંધગજ વડે ઉપમેય વિહારગુણની સિદ્ધિ અદુષ્ટ છે.

સ્તવનારૂપ ભાવસ્તવના ધર્મનું ઉલ્લંઘન થાય, એટલે સ્તવનું ગુણપ્રતીતિ ઉપજાવવારૂપ ફળ–કાર્ય નીપજે નહિં. અને આમ સ્તવનું નિષ્ફળપણું–વ્યર્થપણું હોય, 'તેથી અંધકારમાં નૃત્તનો અનુકારી (સદૃશ) પ્રયાસ હોય'—ततश्चान्धकारनृत्तानुकारी प्रयासः,—અંધારામાં નાચ કરવા જેવો આ સ્તવ પ્રયાસ થઈ પડે.

અને આ એમ તો કોઈ કાળે બને નહિં, કારણ કે **સફલારંભી** મહાપુરુષથી આનું પ્રણીતપણું છે માટે. અર્થાત્ જેના સર્વ આરંભ—બધા મંડાણ પરમાર્થ અર્થ-

**સફલારંભી મહાપુરુષ પ્રણીત આ સ્તવ**

સાધકપણાથી સર્વથા સર્વદા સફલ જ હોય છે, એવા **સફલારંભી** શ્રી ગણધર દેવ જેવા મહાજ્ઞાની મહત્ પુરુષથી અર્હંત ભગવંતના સદ્ભૂત ગુણનું સંકીર્તન કરનાર આ ભાવસ્તવ પ્રણીત કરાયું છે, એટલે આ સ્તવ અક્ષરે અક્ષરે પરમ પરમાર્થસત્ પદોથી સંકલિત હોવાથી પરમ સાર્થ—પરમાર્થસંપન્ન જ છે.

એટલે પુંડરીક વડે ઉપમેય કેવલજ્ઞાનાદિની સિદ્ધિસતે, ગંધગજ વડે ઉપમેય વિહારગુણની સિદ્ધિ સર્વથા નિર્દોષ છે, એટલું જ નહિં પણ પરમ પરમાર્થગુણ સંપન્ન જ છે.

॥ इति पुरुषवरगन्धहस्तिनः ॥ ९ ॥



એમ પુરુષોત્તમપણા આદિ પ્રકારે સ્તોતવ્યસંપદ્ની જ અસાધારણરૂપ હેતુસંપદ્ કહી એમ ઉપસંહાર કરે છે—

[२१] एवं पुरुषोत्तमसिंहपुण्डरीकगन्धहस्तिधर्म्मातिशययोगत एव एकान्तेनादिमध्यावसानेषु स्तोतव्यसम्पत्सिद्धिः, इति स्तोतव्यसम्पद एवासाधारणरूपा हेतुसम्पदिति ॥ ३ ॥[८१]

[२१] એમ પુરુષોત્તમ–સિંહ–પુણ્ડરીક–ગંધહસ્તી ધર્મઅતિશયોના યોગ થકી જ, એકાન્તથી આદિ–મધ્ય–અવસાનમાં સ્તોતવ્યસંપત્ની સિદ્ધિ છે, એટલા માટે સ્તોતવ્ય-સંપદ્ની જ અસાધારણરૂપા (આ) હેતુસંપદ્ છે.[८१]

॥ ઇતિ સ્તોતવ્યસંપદ્ની જ અસાધારણરૂપા હેતુસંપદ્ ॥ ૩ ॥

---

पञ्जिका—एकान्तेन ઇત્યાદિ. एकान्तेन—એકાન્તથી, અવ્યભિચારથી, आदिमध्यावसानेषु—આદિ–મધ્ય–અવસાનમાં; आदौ–આદિમાં, અનાદિમાં—ભવોમાં પુરુષોત્તમતાથી, मध्ये—મધ્યમાં, વ્રતવિધિમાં સિંહ–ગન્ધહસ્તિધર્મભાગીપણાથી, अवसाने च—અને અવસાનમાં (અંતમાં)—મોક્ષમાં પુંડરીક ઉપમાનતાથી, स्तोतव्यसम्पत् सिद्धिः—સ્તોતવ્યસંપત્ની સિદ્ધિ છે, સ્તવનીયના સ્વભાવની સિદ્ધિ છે. ॥ इति ॥

## વિવેચન

"પરમાતમ પરમેસરૂ, ભાવદયાદાતાર,
સેવો ધ્યાવો એહને, દેવચંદ્ર સુખકાર....બાહુ જિણંદ દયામયી."—શ્રી દેવચંદ્રજી.

એમ પુરુષોત્તમ–પુરુષસિંહ–પુરુષવરપુણ્ડરીક–પુરુષવરગન્ધહસ્તીના તે તે વિશિષ્ટ ધર્મરૂપ અતિશયયોગથકી જ એકાન્તથી આદિ–મધ્ય–અંતમાં આ સ્તોતવ્ય અર્હંત ભગવંતની સ્તોતવ્યસંપદ્‌ની સંસિદ્ધિ–સમ્યક્‌પ્રકારે સિદ્ધિ છે. અર્થાત્‌ આદિમાં–અનાદિ ભવોમાં એમનું પુરુષોત્તમપણું સિદ્ધ છે, મધ્યમાં—મુનિ દશામાં એમનું સિંહસમાનપણું ને ગંધહસ્તીસમાનપણું સિદ્ધ છે, અને અંતમાં–મોક્ષમાં એમનું પુરુષવરપુંડરીકપણું સિદ્ધ છે;—એટલે આમ આ આ હેતુથી આ સ્તોતવ્ય–સ્તવવાયોગ્ય સ્તવાર્હ અર્હંત ભગવંતની સ્તોતવ્યસંપદ્‌ની–સહજાત્મસ્વરૂપી શ્રીમદ્‌પણાની–આત્મવૈભવની હેતુભૂત હેતુસંપદ્‌ સિદ્ધ થઈ.

॥ इति स्तोतव्यसम्पद एवासाधारणरूपा हेतुसम्पत् ॥ ३ ॥



# ચતુર્થ અધિકાર
# સ્તોતવ્યસંપદ્‌ની જ
# સામાન્યથી ઉપયોગસંપદ્‌

## ૧૦. લોકોત્તમ: 'लोकोत्तमेभ्यः' પદ વ્યાખ્યાન

હવે 'લોકોત્તમ' આદિ સૂત્રપંચકનું પ્રયોજન દર્શાવે છે—

[૧]साम्प्रतं 'समुदायेष्वपि प्रवृत्ताः शब्दा अनेकधाऽवयवेष्वपि प्रवर्त्तन्ते,' स्तवेष्वप्येवमेव वाचकप्रवृत्तिरिति न्यायसंदर्शनार्थमाह—

**'लोकोत्तमेभ्यः'**

इत्यादि सूत्रपञ्चकम् ।[૮૨]

[૧]અર્થ:—હવે—'સમુદાયોમાં પણ પ્રવૃત્ત શબ્દો અનેક પ્રકારે અવયવોમાં પણ પ્રવર્તે છે,' સ્તવોમાં પણ એમ જ વાચકપ્રવૃત્તિ છે, એવા ન્યાયના સંદર્શનાર્થે—

**'લોકોત્તમોને'**

—ઈત્યાદિ સૂત્રપંચક કહ્યું.[૮૨]

### વિવેચન

"નાથ ! તુમારી જોડી ન કો તિહું લોકમેં રે,
પ્રભુજી પરમ આધાર અછો ભવિયોકને રે."—શ્રી દેવચંદ્રજી

---

पञ्जिका—अनेकधा—અનેક પ્રકારના, अवयवेष्वपि—અવયવોમાં પણ,—નહિં કે કેવલ સમુદાયમાં, એમ 'અપિ'—પણ શબ્દનો અર્થ છે, शब्दाः—શબ્દો, प्रवर्त्तन्ते—પ્રવર્તે છે.—જેમ 'સપ્તર્ષિ' શબ્દ સપ્ત ઋષિઓમાં લબ્ધપ્રવૃત્તિ (પ્રવૃત્તિ પામેલો) હોઈ, 'એક સપ્તર્ષિ, બે સપ્તર્ષિ ઊગ્યા', ઈત્યાદિ પ્રયોગમાં તેના નાનારૂપ એક દેશોમાં અવિગાનથી વર્તે છે, તેમ પ્રસ્તુત સ્તવમાં 'લોક' શબ્દ છે એમ ભાવ છે.

---

૧. પાઠાંતર:—सूत्रेष्वपि.

હવે સમુદાયોમાં–સમગ્ર વસ્તુસમૂહોમાં પણ જે શબ્દો પ્રવૃત્ત છે, વપરાય છે, પ્રયોજાય છે, તે વિવિધ પ્રકારે તેના અવયવોમાં—એકદેશાદિ વિભાગોમાં પણ પ્રવર્ત્તે છે, પ્રયુક્ત થાય છે. જેમ કે–સપ્તર્ષિ. 'સપ્તર્ષિ' શબ્દ સપ્ત ઋષિઓમાં–સપ્ત તારકના જૂથ સંબંધમાં વપરાઈ રહેલો છે; છતાં એક સપ્તર્ષિ, બે સપ્તર્ષિ, ત્રણ સપ્તર્ષિ ઊગ્યા ઈ. પ્રકારે તેના એક આદિ દેશમાં તેનો પ્રયોગ સર્વસંમતપણે કરાય છે. અથવા 'અંગ' શબ્દ શરીરના સંબંધમાં વપરાય છે, છતાં તે શરીરના અવયવાદિ ભાગમાં પણ અંગ શબ્દનો પ્રયોગ કરાય છે. તેમ પ્રસ્તુત સ્તવમાં પણ 'લોક' શબ્દ લોકના અવયવભૂત–અંગભૂત વિભાગમાં પ્રયોજિત છે, એવા ન્યાયના સંદર્શનાર્થે અત્રે 'लोकोत्तमेभ्यः' **લોકોત્તમોને** ઈત્યાદિ સૂત્રપંચક કહ્યું છે.

'લોકોત્તમ' આદિ પંચસૂત્રનું પ્રયોજન



સામાન્યથી ભવ્ય સત્ત્વ લોકમાં ઉત્તમ તે લોકોત્તમ, એમ 'લોકોત્તમ' પદની વ્યાખ્યા કરે છે—

[२]इह यद्यपि लोकशब्देन तत्त्वतः पञ्चास्तिकाया उच्यन्ते—
"धर्म्मादीनां वृत्तिर्द्रव्याणां यत्र तत् क्षेत्रम् । तैर्द्रव्यैः सह लोकस्तद्विपरीतं ह्यलोकाख्यम् ॥"
—इति वचनात्, तथाप्यत्र लोकध्वनिना सामान्येन भव्यसत्त्वलोक एव गृह्यते, सजातीयोत्कर्ष एवोत्तमत्वोपपत्तेः ।

अन्यथाऽतिप्रसङ्गोऽभव्यापेक्षया सर्वभव्यानामेवोत्तमत्वात्, एवं च नैषामतिशय उक्तः स्यादिति परिभावनीयोऽयं न्यायः ।

ततश्च भव्यसत्त्वलोकस्य सकलकल्याणैकनिबन्धन तथाभव्यत्वभावेनोत्तमाः ॥[८२]

[२] અર્થ:—અહીં યદ્યપિ 'લોક' શબ્દથી તત્ત્વથી પંચાસ્તિકાયો કહેવાય છે,—"ધર્માદિ દ્રવ્યોની વૃત્તિ જ્યાં હોય છે, તે ક્ષેત્ર તે દ્રવ્યો સહિત 'લોક' છે, તેથી વિપરીત તે 'અલોક' કહેવાય છે,"—એ વચનથી; તથાપિ અત્રે 'લોક' ધ્વનિથી સામાન્યથી ભવ્ય સત્ત્વલોક જ ગ્રહાય છે,—સજાતીયમાં ઉત્કર્ષમાં જ ઉત્તમપણાની ઉપપત્તિ (ઘટમાનતા) છે, માટે.

અન્યથા અતિપ્રસંગ છે,—અભવ્ય અપેક્ષાએ સર્વ ભવ્યોનું જ ઉત્તમપણું છે, માટે; અને એમ એઓનો અતિશય ઉક્ત ન થાય. એમ આ ન્યાય પરિભાવનીય છે.

અને તેથી કરીને ભવ્ય સત્ત્વ લોકમાં સકલ કલ્યાણના એક નિબન્ધનરૂપ તથાભવ્યત્વ ભાવ વડે કરીને ઉત્તમ (તે લોકોત્તમો).[૮૩]

## વિવેચન

"તુમ્હે પ્રભુ તુમ્હે તારક વિભુજી, તુમ સમો અવર ન કોય....વિમલ."

—શ્રી દેવચંદ્રજી.

અહીં 'લોક' શબ્દથી જો કે તત્ત્વથી પંચાસ્તિકાયો કહેવાય છે,—'ધર્માદિ દ્રવ્યોની જ્યાં વૃત્તિ હોય છે તે ક્ષેત્ર તે દ્રવ્યો સહિત લોક છે, તેથી વિપરીત તે અલોક કહેવાય

છે' એ વચનથી,—તોપણ અત્રે 'લોક' શબ્દથી સામાન્યપણે 'ભવ્ય સત્ત્વલોક જ' ભવ્ય પ્રાણીવર્ગ જ ગ્રહવામાં આવ્યો છે. તેનું કારણ આ છે : 'सजातीयोत्कर्ष एवोत्तमत्वोपपत्तेः ।' સજાતીયમાં—પોતાના સમાન જાતિવાળામાં ઉત્કર્ષ—ઉત્કૃષ્ટપણું હોય તો જ ઉત્તમપણાની ઉપપત્તિ–ઘટમાનતા છે; નહિં તો અતિપ્રસંગ છે, કારણ કે અભવ્યની અપેક્ષાએ તો સર્વ જ ભવ્યોનું ઉત્તમપણું છે; અને એમ અભવ્યની અપેક્ષાએ ઉત્તમપણું કહ્યે કાંઇ આ ભગવંતોનો અતિશય—અસાધારણ ગુણવિશિષ્ટપણું ઉક્ત થાય નહિં, કહેવાય નહિં. એમ આ ન્યાય પરિભાવન કરવા યોગ્ય છે.

સકલ ભવ્ય સત્ત્વ-લોકમાં ઉત્તમ

અને તેથી કરીને ભવ્ય સત્ત્વલોકમાં—ભવ્ય પ્રાણીગણરૂપ લોકમાં જે ઉત્તમ છે, તે લોકોત્તમ. ભવ્ય લોકમાં ભગવંતનું આ ઉત્તમપણું શી રીતે છે? તે માટે કહ્યું—'સકલ કલ્યાણના એક નિબન્ધનરૂપ તથાભવ્યત્વ ભાવ વડે કરીને'—'सकलकल्याणैकनिवन्धनतथाभव्यत्वभावेन'—અર્થાત્ આ ભગવંતોનું તથાભવ્યત્વ—તથાપ્રકારનું ભવ્યપણું—વિશિષ્ટ યોગ્યપણું એવું ઉત્તમ છે કે તે ઉત્તરોત્તર સર્વ કલ્યાણપરંપરાનું એક–અનન્ય–અદ્વિતીય નિબન્ધન—સાનુબંધ કારણ થઈ પડે છે. આવા ઉત્તમ તથાભવ્યત્વ ભાવ વડે કરીને આ ભગવંતો સર્વ ભવ્યલોકમાં ઉત્તમ છે, એટલે જ તેઓને અત્રે 'લોકોત્તમ' એ યથાર્થ વિશેષ પદ અર્પ્યું છે.

સકલકલ્યાણનિબંધન તથાભવ્યત્વભાવ વડે ઉત્તમપણું

"પારિણામિક કારજ તણો, કર્ત્તા ગુણકરણે નાથ રે;
અક્રિય અક્ષય સ્થિતિમયી, નિકલંક અનંતી આથ રે. શ્રી શ્રેયાંસ."

—શ્રી દેવચંદ્રજી.



તથાભવ્યત્વ વિચિત્ર કેમ છે? તેની કારણપરંપરાનું સૂક્ષ્મ મીમાંસન કરે છે—

[२]भव्यत्वं नाम सिद्धिगमनयोग्यत्वम्, अनादिपारिणामिको भावः। तथा भव्यत्वमिति च विचित्रमेतत्, कालादिभेदेनात्मनां बीजादिसिद्धिभावात् सर्वथा योग्यताऽभेदे तदभावात्, तत्सहकारिणामपि तुल्यत्वप्राप्तेः अन्यथा योग्यताभेदायोगात्, तदुपनिपाताक्षेपस्यापि तन्निबन्धनत्वात्। निश्चयनयमतमेतदतिसूक्ष्मबुद्धिगम्यम् ॥[८४]

॥ इति लोकोत्तमाः ॥ १० ॥

पञ्जिका—भव्यत्वं ઇત્યાદિમાં. भविष्यति विवक्षितपर्यायेण इति भव्यः—વિવક્ષિત પર્યાયથી થશે તે ભવ્ય, तद्भावः—તેનો ભાવ તે ભવ્યત્વ, नाम—એ સંજ્ઞા અર્થમાં છે, તેથી 'ભવ્યત્વ' નામક જીવપર્યાય છે. सिद्धयन्ति—સિદ્ધ થાય છે, નિષ્ઠિતાર્થ થાય છે, जीवा-જીવો, अस्यामिति सिद्धिः—આમાં તે સિદ્ધિ, તે સકલકર્મક્ષયલક્ષણા જીવની અવસ્થા જ છે, तत्र ત્યાં, गमनं—ગમન, તદ્ભાવ–પરિણમન લક્ષણ ગમન તે सिद्धिगमनं—સિદ્ધગમન, तस्य—તેનું, योग्यत्वं—યોગ્યત્વ. योक्ष्यते

[3]અર્થ:—'ભવ્યત્વ' નામ સિદ્ધિગમન યોગ્યત્વ છે, તે અનાદિ પારિણામિક ભાવ છે. અને 'તથાભવ્યત્વ' એવું આ વિચિત્ર છે,—કાલાદિ ભેદથી આત્માઓનો બીજાદિ સિદ્ધિનો ભાવ હોય છે, માટે; સર્વથા યોગ્યતાના અભેદે તેનો (કાલાદિ ભેદે બીજાદિ સિદ્ધિનો) અભાવ હોય, માટે; તેના સહકારીઓના પણ તુલ્યપણાની પ્રાપ્તિ હોય માટે; અન્યથા યોગ્યતાઅભેદનો અયોગ હોય, માટે; તેના (સહકારીના) ઉપનિપાત આક્ષેપનું પણ તન્નિબન્ધનપણું (યોગ્યતાહેતુપણું) છે, માટે. આ નિશ્ચયનયમત અતિ સૂક્ષ્મબુદ્ધિગમ્ય છે.[84]

॥ ઇતિ લોકોત્તમો ॥ ૧૦ ॥

---

सामग्रीसम्भवे स्वसाध्येनेति योग्यं। સામગ્રી સંભવે સ્વસાધ્ય સાથે યોજાશે તે યોગ્ય, तद्भावः—તેનો ભાવ, योग्यत्वं—તે યોગ્યત્વ. अनादिः—અનાદિ, આદિરહિત, અને તે परि—સર્વાત્માથી, नामः—પ્રહ્વીભાવ, તે परिणामः—પરિણામ—स एव पारिणामिकश्च—અને તે જ પારિણામિક. अनादि पारिणामिको भावः—અનાદિ પારિણામિક ભાવ,—જીવસ્વભાવ જ. એમ સામાન્યથી ભવ્યત્વ કહી, હવે તે જ પ્રતિવિશિષ્ટ હોઈ તથાભવ્યત્વ છે એમ કહે છે—

तथाभव्यत्वमिति च-तथा—તથા પ્રકારે, તે અનિયત (નિયત?) પ્રકારે, भव्यत्वम् ઉક્તરૂપ ભવ્યત્વ, इति શબ્દ સ્વરૂપ ઉપદર્શનાર્થ છે, च કાર અવધારણાર્થ ભિન્નક્રમવાળો છે અને તેથી કરીને જે આ તથાભવ્યત્વ છે, તે શું? તે માટે કહ્યું—विचित्रं—વિચિત્ર, નાનારૂપ હોઈ, एतदेव—આ જ ભવ્યત્વ 'તથાભવ્યત્વ' કહેવાય છે. કયા કારણથી તે માટે કહ્યું—कालादिभेदेन—કાલાદિ ભેદથી, સહકારી એવા કાલ-ક્ષેત્ર-ગુરુ આદિ દ્રવ્યવૈચિત્ર્યથી, आत्मनां—આત્માઓના, જીવોના, बीजादिसिद्धिभावात्—બીજાદિ સિદ્ધિના ભાવને લીધે; बीजं—બીજ ધર્મપ્રશંસાદિ, आदि-શબ્દથી ધર્મચિંતા—શ્રવણ આદિનું ગ્રહણ છે, तेषां—તેઓના, सिद्धिभावात्—સિદ્ધિ ભાવ થકી, સત્ત્વ થકી (હોવાપણા થકી).

વ્યતિરેક કહ્યો—सर्वथा योग्यताऽभेदे—સર્વથા યોગ્યતાના અભેદે. સર્વ પ્રકારે એકાકાર યોગ્યતા સતે, तदभावात्—કાલાદિ ભેદે બીજાદિ સિદ્ધિના અભાવને લીધે કારણભેદપૂર્વક કાર્યભેદ એમ ભાવ છે. પારિણામિક હેતુરૂપ ભવ્યત્વના અભેદે પણ સહકારી ભેદ થકી કાર્યભેદ હોય, એવી આશંકાના નિરાસ અર્થે કહ્યું—तत्सहकारिणामपि—તેના, સહકારીઓની પણ; तस्य—તેના, ભવ્યત્વના, सहकारिणः—સહકારીઓ, અતિશય આધાયક એવા પ્રતિવિશિષ્ટ દ્રવ્ય-ક્ષેત્રાદિ, तेषां—તેઓની,—નહિં કે કેવલ ભવ્યત્વની એમ 'અપિ'-પણ શબ્દનો અર્થ છે શું? તે માટે કહ્યું—तुल्यत्वप्राप्तेः—તુલ્યત્વ-પ્રાપ્તિને લીધે, સાદૃશ્યપ્રસંગને લીધે. અત્ર પણ વ્યતિરેક કહ્યો—

अन्यथा—અન્યથા સહકારી સાદૃશ્યના અભાવે, योग्यतायाः—યોગ્યતાના, ભવ્યત્વના अभेदायोगात्—અભેદઅયોગને લીધે, એકરૂપત્વના અઘટનને લીધે આ પણ કયા કારણથી? તે માટે કહ્યું—तदुपनिपाताक्षेपस्यापि—તેના ઉપનિપાતના આક્ષેપના પણ; तेषां—તેઓનો, સહકારીઓનો, उपनिपातः—ઉપનિપાત, ભવ્યત્વની સમીપ વૃત્તિ, तस्याक्षेप—તેનો આક્ષેપ—નિશ્ચિત સ્વકાલભવન, तस्य—તેના,—નહિં કે કેવલ પ્રકૃત બીજાદિ સિદ્ધિભાવના એમ 'અપિ'-પણ શબ્દનો અર્થ છે तन्निबन्धनत्वात्—તન્નિબન્ધનપણાને લીધે, યોગ્યતાહેતુપણાને લીધે તેથી યોગ્યતાના અભેદે તેના સહકારીઓનો પણ નિશ્ચિત અભેદ હોય, એમ યુગપત્—એકી સાથે તેનો ઉપનિપાત પ્રાપ્ત થાય છે.

निश्चयनयमतं—નિશ્ચયનય મત, પરમાર્થનય અભિપ્રાય, एतद्—આ છે કે, ભવ્યત્વ ચિત્ર છે; વ્યવહારનય અભિપ્રાયથી તો તુલ્યત્વ હોય પણ ખરું,—તેનું (વ્યવહાર નયનું) સાદૃશ્ય માત્ર આશ્રયથી જ પ્રવૃત્તપણું છે માટે.

## વિવેચન

"સિદ્ધિ નિવાસ લહે ભવિસિદ્ધિ, તેમાં શો પાડ તમારો ?
તો ઉપગાર તમારો લહીએ, અભવ્યસિદ્ધને તારો હો પ્રભુજી! ઓલંભડે મત ખીજો"
—શ્રી મોહનવિજયજી

ભવ્ય એટલે સિદ્ધિગમનયોગ્ય. 'भविष्यति विवक्षितपर्यायेण इति भव्यः'–વિવક્ષિત પર્યાયથી થશે તે ભવ્ય, તેનો ભાવ તે ભવ્યત્વ. એટલે 'भव्यत्वं नाम सिद्धिगमन-योग्यत्वं।' ભવ્યત્વ એટલે સિદ્ધિગમનયોગ્યત્વ છે.' અર્થાત્ જીવો જેમાં સિદ્ધ થાય છે, નિષ્ઠિતાર્થ–કૃતકૃત્ય થાય છે, એવી સકલકર્મક્ષય લક્ષણા સિદ્ધિ તે આત્માની શુદ્ધ સહજાત્મ-સ્વરૂપલાભ અવસ્થારૂપ સિદ્ધિ, ત્યાં ગમન–તદ્‌ભાવ પરિણમનરૂપ ગમન તે સિદ્ધિગમન; અને તેનું યોગ્યત્વ–યોગ્યપણું તે સિદ્ધિગમનયોગ્યત્વ. પંજિકાકારે સુંદર વ્યાખ્યા કરી છે તેમ 'योक्ष्यते सामग्रीसम्भवे स्वसाध्येनेति योग्यं' સામગ્રી સંભવે સ્વસિદ્ધિરૂપ સાધ્ય સાથે યોજાશે તે યોગ્ય ને તેનો ભાવ તે યોગ્યત્વ. અર્થાત્ સામગ્રી મળ્યે જે સિદ્ધિપરિણામરૂપ આત્મદશાને પામશે–પામવા યોગ્ય છે તે ભવ્ય, અને તેનો ભાવ તે ભવ્યત્વ.

ભવ્યત્વ સિધ્ધિગમનયોગ્યત્વ

"પારિણામિક સત્તા તણો, આવિર્ભાવ વિલાસ નિવાસરે;
સહજ અકૃત્રિમ અપરાશ્રયી, નિર્વિકલ્પ ને નિઃપ્રયાસરે...શ્રી શ્રેયાંસ."શ્રી દેવચંદ્રજી

આ ભવ્યત્વ તે જીવનો 'અનાદિ પારિણામિક ભાવ' છે.' अनादिपारिणामिको भावः' અર્થાત્ અનાદિ–આદિરહિત, પરિ–સર્વથા–સર્વાત્માથી, નામ–'પ્રહ્વીભાવ'–નમન તે પરિણામ; તે જ પરિણામિક ભાવ. જલ જેમ ઢોળાવવાળી જગ્યા પર નીચે પરિણમ્યા જ કરે, ઢળ્યા જ કરે, તેમ ભવ્યત્વરૂપ આ પારિણામિક ભાવ સિદ્ધિગમનયોગ્યપણાની દિશામાં પરિણમ્યા જ કરે, ઢળ્યા જ કરે, એવા વલણવાળો ( Bent, Inclination ) હોય. આ પારિણામિક ભાવ જીવનો સ્વભાવભૂત ભાવ જ છે.

એમ સામાન્યથી ભવ્યત્વ છે, છતાં પ્રત્યેક આત્માનું તે ભવ્યત્વ પ્રતિવિશિષ્ટ–ખાસ જૂદું જુદું તથાતથાપ્રકારનું હોવાથી તે '**તથાભવ્યત્વ**' કહેવાય છે. એટલા માટે જ અત્રે કહ્યું–'तथाभव्यत्वमिति च विचित्रमेतत. ।'–તથાભવ્યત્વ એવું આ વિચિત્ર છે. અર્થાત્ તથાતથાપ્રકારે–તેવા તેવા પ્રકારે પ્રતિનિયત એવું ભવ્યત્વ તે તથાભવ્યત્વ વિચિત્ર–નાના પ્રકારનું હોય છે. કયા કારણથી વિચિત્ર હોય છે? તો કે 'કાલાદિ ભેદથી આત્માઓનો બીજાદિ સિદ્ધિનો ભાવ હોય છે, માટે; कालादिभेदेनात्मनां बीजादिसिद्धिभावात्'. અર્થાત્ જૂદા જૂદા આત્માઓને જૂદા જૂદા કાળે, જૂદા જૂદા ક્ષેત્રે, જૂદા જૂદા ગુરુ આદિ દ્રવ્ય યોગે બીજાદિ-ભાવની સિદ્ધિ હોય છે; ધર્મપ્રશંસાદિરૂપ ધર્મબીજની, ધર્મચિંતા–શ્રવણાદિરૂપ ધર્મઅંકુર આદિની ભિન્ન ભિન્ન દ્રવ્ય–ક્ષેત્ર–કાળમાં પ્રાપ્તિ હોય છે; તે જ એમ સૂચવે

તથાભવ્યત્વ વિચિત્ર

છે કે જૂદા જૂદા જીવોની યોગ્યતા–તથાભવ્યતા જૂદા જૂદા પ્રકારની છે, અને આત્માની આ સહજ સ્વભાવભૂત યોગ્યતાના* ભેદને લીધે જ કાલાદિ ભેદે બીજાદિ સિદ્ધિનો ભાવ હોય છે.

આમ ન હોય તો શો વિરોધ આવે? તે માટે વ્યતિરેક કહ્યો—'સર્વથા યોગ્યતાના અભેદે તેનો (કાલાદિ ભેદે બીજાદિ સિદ્ધિનો) અભાવ હોય, માટે.' સર્વ પ્રકારે યોગ્યતાનો અભેદ–એકાકારપણું હોય, તો ઉપર વિવરી બતાવ્યું તેમ કાલાદિ ભેદે બીજાદિ સિદ્ધિનો ભાવ ઘટે નહિં, કારણ કે કારણભેદપૂર્વક કાર્યભેદ હોય. ત્યારે કોઈ કહેશે—પારિણામિક હેતુરૂપ ભવ્યત્વનો અભેદ છતાં. સહકારીભેદથી કાર્યભેદ કેમ ન હોય? તેના નિરાકરણાર્થે કહ્યું—'તેના સહકારીઓની પણ તુલ્યત્વપ્રાપ્તિ હોય, માટે.' તે ભવ્યત્વના સહકારી એવા પ્રતિવિશિષ્ટ દ્રવ્ય–ક્ષેત્રાદિની પણ (નહિં કે કેવલ ભવ્યત્વની એમ 'અપિ' પણ શબ્દનો અર્થ છે) તુલ્યપણાની–સમાનપણાની પ્રાપ્તિનો પ્રસંગ આવે માટે.

સર્વથા યોગ્યતાઅભેદે કાલાદિભેદે બીજાદિ સિદ્ધિઅભાવ

અત્રે પણ વ્યતિરેક કહ્યો—'અન્યથા યોગ્યતાઅભેદનો અયોગ હોય, માટે,' અર્થાત્ સહકારીના સાદૃશ્યનો–સમાનપણાનો જો અભાવ હોય, તો ભવ્યત્વના અભેદનો–એકરૂપપણાનો અયોગ–અઘટમાનપણું હોય. આ પણ કયા કારણથી? 'તેના (સહકારીના) ઉપનિપાત આક્ષેપનું પણ તન્નિબન્ધનપણું (યોગ્યતાહેતુપણું) છે, માટે.' અર્થાત્ તે સહકારીઓનો ઉપનિપાત–ભવ્યત્વની સમીપે ઉપસ્થિત થવું–હાજર થવું, તેનો આક્ષેપ–સ્વકાલે ખેંચાઈ આણવારૂપ આકર્ષણ, તેનું પણ તન્નિબન્ધનપણું યોગ્યતાહેતુપણું છે, માટે. નહિં કે કેવલ પ્રકૃત બીજાદિ સિદ્ધિ ભાવનું તન્નિબંધનપણું છે માટે, એમ 'અપિ' પણ શબ્દનો અર્થ છે. તાત્પર્ય કે જીવની તથાભવ્યતા–તથાપ્રકારની યોગ્યતા જ તે તે સહકારીઓને સ્વકાલે ખેંચી લાવીને હાજર કરે છે. એટલે યોગ્યતાના અભેદે તેના સહકારીઓનો પણ નિશ્ચિત અભેદ–એમ એકી સાથે તેનો ઉપનિપાત પ્રાપ્ત થાય છે.

આમ જે કહ્યું તે 'આ નિશ્ચયનય મત અતિ સૂક્ષ્મબુદ્ધિગમ્ય છે.' આ નિશ્ચય–નય મત–પરમાર્થનય અભિપ્રાય આ છે કે–ભવ્યત્વ ચિત્ર–નાના પ્રકારનું છે. વ્યવહાર નય અભિપ્રાયથી તો તુલ્યપણું હોય પણ ખરૂં, કારણ કે તે વ્યવહાર નય માત્ર સાદૃશ્ય–સમાનપણાને આશ્રીને પ્રવર્ત્તે છે, માટે. આ સર્વ વસ્તુ અતિ સૂક્ષ્મબુદ્ધિથી ગમ્ય–સમજાય એમ છે.

॥ इति लोकोत्तमा: ॥ १० ॥



* "योग्यता चेह विज्ञेया बीजसिद्ध्याद्यपेक्षया ।
आत्मन: सहजा चित्रा तथाभव्यत्वमित्यत: ॥"—શ્રીયોગબિન્દુ, ૨૭૮

અર્થાત્—બીજસિદ્ધિ વગેરેની અપેક્ષાએ આત્માની જે સહજ એવી નાના પ્રકારની યોગ્યતા, તે તથાભવ્યત્વ કહેવાય છે. જીવોની તેવા તેવા પ્રકારની યોગ્યતા તેનું નામ તથાભવ્યત્વ.

# ૧૧. લોકનાથ

## 'लोकनाथेभ्यः' પદ વ્યાખ્યાન

'લોકનાથ' પદમાં લોક એટલે બીજાધાનાદિથી સંવિભક્ત એવો વિશિષ્ટ ભવ્યલોક એમ દર્શાવે છે—

[४]तथा—

### 'लोकनाथेभ्यः'

इति। इह तु लोकशब्देन तथेतरभेदाद्विशिष्ट एव तथा रागाद्युपद्रवरक्षणीयतया बीजाधानादिसंविभक्तो भव्यलोकः परिगृह्यते, अनीदृशि नाथत्वानुपपत्तेः। [८५]

[४]અર્થ:—તથા—

### 'લોકનાથોને'

અહીં તો 'લોક' શબ્દથી તથાપ્રકારના ઈતર ભેદથી વિશિષ્ટ જ તથાપ્રકારે રાગાદિ ઉપદ્રવોમાંથી રક્ષણીયપણાએ કરીને બીજાધાનઆદિથી સંવિભક્ત, એવો ભવ્યલોક પરિગ્રહાય છે,—અનીદૃશમાં ( આવો ન હોય એમાં ) નાથપણાની અનુપપત્તિ ( અઘટમાનતા ) છે, માટે. [८५]

---

पञ्जिका—तथा—' સમુદાયોમાં પણ પ્રવૃત્ત ' ઈત્યાદિ સૂત્ર વાચ્ય છે, એમ ' તથા ' શબ્દનો અર્થ છે. એમ ઉત્તર સૂત્રોમાં પણ ' તથા ' શબ્દનો અર્થ વાચ્ય છે.

तथेतरभेदात्—તથાપ્રકારના ઈતર ભેદથી; तथा—તત્પ્રકારનો, ભવ્યરૂપ જ, જે इतरभेदः—ભવ્ય સામાન્યનો ઈતર ભેદ,—બીજાધાન આદિ વડે સંવિભક્ત કરવો અશક્તિ, तस्मात्—તેનાથી, विशिष्ट एव—વિશિષ્ટ જ, વિભક્ત જ.

तथा—તથાપ્રકારે, તે તે પ્રકારે, रागाद्युपद्रवरक्षणीयतया—રાગાદિ ઉપદ્રવોથી રક્ષણીયતા વડે; रागादय एव तेभ्यो वा उपद्रवो रागाद्युपद्रवः—રાગાદિ જ વા તે થકી ઉપદ્રવ તે રાગાદિ ઉપદ્રવ, तस्मात्—તેમાંથી, रक्षणीयता –તેના વિષયભાવમાંથી અપસારણતા, तया—તે વડે, बीजाधानादि-संविभक्तो—બીજાધાનઆદિથી સંવિભક્ત; ધર્મબીજવપન, ચિંતા, સત્‌શ્રુતિ આદિ સર્વથા સ્વાયત્તીકૃત, ( સ્વાધીન કરાયેલા ) કુશલ આશયવિશેષથી, संविभक्तः—સંવિભક્ત, સમય અપેક્ષાએ સંગત વિભાગવાન્ કરાયેલો,—કુશલ આશયના ભગવત્પ્રસાદથી લભ્યપણાને લીધે; भव्यलोकः—ઉક્તસ્વરૂપ ભવ્યલોક, परिगृह्यते—પરિગ્રહ કરાય છે, આશ્રય કરાય છે. કયા કારણથી ? તે માટે કહ્યું—

अनीदृशि—અનીદૃશમાં, આવો ન હોય એમાં, બીજાધાનઆદિથી અસંવિભક્ત એવા અવિષયભૂતમાં, नाथत्वानुपपत्तेः—નાથત્વની અનુપપત્તિને લીધે, ભગવંતોના નાથભાવના અઘટનને લીધે.

## વિવેચન

"બીજે વૃક્ષ અનંતતા રે લાલ, પસરે ભૂજલ યોગ રે;
તિમ મુજ આતમ સંપદા રે લાલ, પ્રગટે પ્રભુ સંયોગ રે." **શ્રી દેવચંદ્રજી**

તથાપ્રકારે એટલે સમુદાયમાં પણ પ્રવૃત્ત શબ્દો અનેક પ્રકારે તેના અવયવોમાં પણ પ્રવર્ત્તે છે, તે જ આગલા સૂત્રમાં કહેલા ન્યાયે 'लोकनाथेभ्यः'—'લોકનાથોને' એ વિશિષ્ટ પદનો ઉપન્યાસ છે.

અને 'અહીં તો લોક શબ્દથી તથાપ્રકારના ઈતર ભેદથી વિશિષ્ટ જ એવો ભવ્ય લોક પરિગ્રહાય છે.' અર્થાત્ તથાપ્રકારનો ઈતર ભેદ—ભવ્યસામાન્યરૂપ ભેદ કે જે બીજાધાનઆદિ વડે સંવિભક્ત કરવો અશક્ય છે, તેનાથી વિશિષ્ટ, વિભક્ત, જૂદો તરી આવતો એવો ભવ્યલોક જ અહીં 'લોક' શબ્દથી વિવક્ષિત છે; એટલે કે બીજાધાન આદિ યોગ્ય દશાવાળી કોઈ પણ કોટિમાં (Category) જે આવી શકતા નથી એવા ભવ્યસામાન્યથી વિશિષ્ટ ભવ્યલોકનું જ અહીં ગ્રહણ છે.

આ વિશિષ્ટ ભવ્યલોક કેવો હોય ? તે માટે કહ્યું—'तथा रागाद्युपद्रवरक्षणीयतया बीजाधानादिसंविभक्तो' તથાપ્રકારે રાગાદિ ઉપદ્રવોમાંથી રક્ષણીયપણાએ કરીને બીજાધાન આદિથી સંવિભક્ત એવો; તથાપ્રકારે—તેવા તેવા પ્રકારે રાગાદિરૂપ ઉપદ્રવોથી વા રાગાદિજન્ય ઉપદ્રવોથી રક્ષણ કરવા યોગ્યપણાએ કરીને જે બીજાધાન આદિથી સંવિભક્ત છે એવો. અર્થાત્ ધર્મ-બીજવપન, ધર્મચિંતા, સત્શ્રુતિ આદિરૂપ કુશલ આશયવિશેષ વડે જે બીજ–અંકુર–કાણ્ડ આદિ પૂર્વોક્ત શાસ્ત્રસંગત વિભાગમાં વ્હેંચાયેલ છે, એવો વિશિષ્ટ દશાસંપન્ન હોય, તે જ ભવ્યલોક અત્ર સમજવો. સાદા શબ્દોમાં કહીએ તો ધર્મબીજનું (યોગબીજનું) ચિત્તભૂમિમાં રોપણ થવું, ધર્મચિંતાઆદિ અંકુરાદિનું ઉપજવું, એ આદિ કુશલ આશયવિશેષરૂપ દશાવિશેષ ભગવત્પ્રસાદ થકી લભ્ય—પ્રાપ્ત થવા યોગ્ય છે; એટલે ભગવત્પ્રસાદ થકી તે ધર્મબીજવપન આદિ દશાવિશેષ જેને વર્ત્તે છે, એવા બીજાધાનઆદિ ભૂમિકાવાળા વિશિષ્ટ ભવ્યો જ અત્રે 'લોક' શબ્દથી ગ્રહેલ છે. (જુઓ પૃ. ૭૧ થી ૭૩)

**બીજાધાનાદિથી સંવિભક્ત વિશિષ્ટ ભવ્ય લોકના નાથ**

આમ ભેદરૂપ ટાળો પાડવાનું કારણ શું ? તો કે—'अनीदृशि नाथत्वानुपपत्तेः'—'અનીદૃશમાં (આવો ન હોય એમાં) નાથપણાની અનુપપત્તિ (અઘટમાનતા) છે, માટે.' આવો—બીજાધાનાદિથી જે સંવિભક્ત ન હોય એટલે કે બીજાધાન આદિ કોઈ પણ યોગ્ય દશાવાળા વિભાગમાં જે હજુ આવ્યો નથી, તે પરત્વે ભગવંતોનું નાથપણું ઘટે નહિં, માટે. અર્થાત્ ધર્મબીજનું આધાન થવા યોગ્ય યોગ્યતા આદિ જેને હજુ સાંપડી નથી, એવા જીવો અંગે ભગવંતોનું નાથપણું ઘટતું નથી.

યોગ—ક્ષેમ કરે તે જ ખરેખરો નાથ, એમ સંકલનાબદ્ધ યુક્તિથી પ્રતિપાદન કરે છે—

[८]योगक्षेमकृदयमिति विद्वत्प्रवादः, न तदुभयत्यागाद् आश्रयणीयोऽपि परमार्थेन तल्लक्षणायोगात्, इत्थमपि तदभ्युपगमेऽतिप्रसङ्गात्, महत्त्वमात्रस्येहाप्रयोजकत्वात्, विशिष्टोपकारकृत एव तत्त्वतो नाथत्वात्, औपचारिकवाग्वृत्तेश्च पारमार्थिकस्तवत्वासिद्धिः ।[८६]

[૫]અર્થ :—યોગ-ક્ષેમ કરનારો તે આ (નાથ) એમ વિદ્વત્પ્રવાદ છે, તદુભયના (યોગ-ક્ષેમના) ત્યાગથી આશ્રયણીય પણ (નાથ) નથી,—પરમાર્થથી તત્લક્ષણનો અયોગ છે માટે, આમ પણ તેના અભ્યુપગમમાં અતિપ્રસંગ છે માટે, મહત્ત્વમાત્રનું અહીં અપ્રયોજકપણું છે માટે, વિશિષ્ટ ઉપકારકરનું જ તત્ત્વથી નાથપણું છે માટે; અને ઔપચારિક વાગ્વૃત્તિથી પારમાર્થિક સ્તવપણાની અસિધ્ધિ છે.[૮૬]

---

पञ्जिका—કયા કારણથી ? કારણ કે—योगक्षेमकृत्—યોગ—ક્ષેમ એ બન્નેનો કર્તા, अयम्—આ, નાથ, इति—એમ, विद्वत्प्रवादः—વિદ્વત્પ્રવાદ, પ્રાજ્ઞપ્રસિદ્ધિ છે. યોગ અને ક્ષેમ એ બેમાંથી કોઈ એકનો કર્તા વા સર્વથા તેનો અકર્તા નાથ હશે ? એવી આશંકાના નિરાસ અર્થે કહ્યું:—न—ન જ, तदुभयत्यागात्—તદુભયત્યાગથી; तदुभयं—તદુભય, યોગ-ક્ષેમ ઉભય, सर्वथा तत्परिहारात्—સર્વથા તેના પરિહારથી વા આ બેમાંથી કોઈ એકના આશ્રયણથી, आश्रयणीयोऽपि—આશ્રયણીય પણ, અર્થિત્વવશથી ગ્રાહ્ય પણ નાથ. તો પછી અનાશ્રયણીયનું તો પૂછવું જ શું ? એમ 'અપિ' પણ શબ્દનો અર્થ છે. કયા કારણથી ? તે માટે કહ્યું—परमार्थेन—પરમાર્થથી, નિશ્ચયપ્રવૃત્તિથી, तल्लक्षणायोगात्—તત્લક્ષણના અયોગથી, નાથલક્ષણના અયોગથી. ઉભયકરપણું જ તત્લક્ષણ છે એ ઉક્ત જ છે. વિપક્ષે બાધક કહ્યું—इत्थमपि—આમ પણ, તત્લક્ષણઅયોગે પણ; તત્લક્ષણયોગે તો પ્રસંગિત છે જ, એમ 'અપિ'—પણ શબ્દનો અર્થ છે; अतिप्रसङ्गात्—અતિપ્રસંગને લીધે. અકિંચિત્કર એવા કુડી (પાઠાંતરઃકુટી) આદિને પણ નાથપણાની પ્રાપ્તિ થશે, તે માટે. ત્યારે ગુણ-ઐશ્વર્ય આદિથી મહાન જ નાથ છે એટલે અતિપ્રસંગ નથી એમ આશંકીને કહ્યું—

महत्त्वमात्रस्य—મહત્ત્વમાત્રના, યોગ-ક્ષેમરહિત કેવલ મહત્ત્વના જ, इह—અહીં, નાથત્વમાં, अप्रयोजकत्वात्—અપ્રયોજકપણાને લીધે, અહેતુપણાને લીધે. કયા કારણથી ? તે માટે કહ્યું—विशिष्टोपकारकृत एव—વિશિષ્ટ ઉપકાર કરનારના જ, યોગક્ષેમલક્ષણ ઉપકાર કરનારના જ—નહિ કે અન્યના, तत्त्वतः—તત્ત્વથી, નિશ્ચયથી, नाथत्वात्—નાથપણાને લીધે. ત્યારે ઉપચારથી મહાન્ નાથ હશે ? એમ આશંકીને કહ્યું—

औपचारिकवाग्वृत्तेश्च—ઔપચારિક વાગ્વૃત્તિના. ઉપચારથી અનાથમાં આધિક્યસામર્થ્યથી નાથધર્મના અધ્યારોપથી ઉપજેલી તે औपचारिकी—ઔપચારિકી, અને તે वाग्वृत्तिः—વાગ્વૃત્તિ, तस्याः—તેના, च—પુનઃ અર્થમાં છે. पारमार्थिकस्तवत्वासिद्धि.—પારમાર્થિક સ્તવપણાની અસિદ્ધિ છે. સદ્ભૂત અર્થ સ્તવરૂપની અસિદ્ધિ છે. 'अनीदृशि नाथत्वानुपपत्तेः'—અનીદૃશમાં નાથત્વની અનુપપત્તિને લીધે, એમ પૂર્વ સાથે યોગ-સંબંધ છે.

## વિવેચન

"આચારિજ ઉવઝાય, સાધક મુનિવર હો દેશવિરત ધરૂજી;
આતમ સિદ્ધ અનંત, કારણરૂપે રે યોગ ક્ષેમંકરૂજી....મહાભદ્ર." શ્રી દેવચંદ્રજી

ત્યારે પ્રશ્ન થવો સંભવે છે કે—આવો વિશિષ્ટ ન હોય એમાં ભગવાનનું નાથપણું ઘટતું નથી એમ કહેવાનું કારણ શું ? તેનું સમાધાન કરવા માટે અત્રે આચાર્યશ્રીએ ઉત્તરોત્તર યુક્તિયુક્ત સંકલનાબદ્ધ કારણપરંપરા દર્શાવી છે. તે આ પ્રકારે—'योगक्षेमकृद्यम्' ઈ. યોગ-ક્ષેમ કરનારો તે આ ( નાથ ) એમ વિદ્વત્પ્રવાદ છે. અર્થાત્ વિદ્વજ્જનો વદે છે કે ખરો નાથ હોય તે અપ્રાપ્તનો યોગ ને પ્રાપ્તનું ક્ષેમ ( કુશલ ) કરાવે એવો હોય; એટલે આમ યોગ-ક્ષેમ કરે તે જ ખરેખરો 'નાથ' છે. ત્યારે આશંકા થશે કે યોગ-ક્ષેમ એ બેમાંથી એકનો કે બન્નેનો કરનારો ન હોય તે શું નાથ નથી ? તેના સમાધાનાર્થે કહ્યું—'તદુભયના ( યોગ-ક્ષેમના ) ત્યાગથી આશ્રયણીય પણ ( નાથ ) નથી;' 'न तदुभयत्यागाद् आश्रयणीयोऽपि'; અર્થાત્ યોગ-ક્ષેમ એ બન્ને વા બેમાંથી એક પણ જે ન કરતો હોય હોય, એવો ભલે આશ્રયણીય—આશ્રય કરવા યોગ્ય—ભજવા યોગ્ય હોય, તોપણ તે પણ નાથ નથી, તો પછી અનાશ્રયણીયનું—આશ્રય નહિં કરવા યોગ્યનું તો પૂછવું જ શું ? એમ 'અપિ'—પણ શબ્દનો અર્થ છે. એમ કયા કારણથી કહો છો ? તે માટે કહ્યું—પરમાર્થથી તતલક્ષણનો અયોગ છે, માટે;—परमार्थेन तल्लक्षणायोगात्. પરમાર્થથી—નિશ્ચયથી યોગ-ક્ષેમ એ ઉભય કરે તે નાથ એવું ઉક્ત નાથલક્ષણ ઘટતું નથી, માટે. એમ ન માનીએ તો શું બાધા આવે ? તો કે—'આમ પણ તેના અભ્યુપગમમાં અતિપ્રસંગ છે, માટે;' આમ નાથલક્ષણનો યોગ-ઘટમાનપણું નહિં છતાં નાથ તરિકે માનવામાં અતિપ્રસંગ દોષ આવે, માટે. તો તો પછી કૂડી ( ભીંત ), કૂટી ( ઝુંપડી ) આદિ પણ આશ્રયરૂપ છે, તેને પણ નાથપણાની પ્રાપ્તિ થશે ! એમ લક્ષ્ય બ્હાર લક્ષણના જવાથી ( Beyond the mark ) અતિવ્યાપ્તિદોષરૂપ અતિપ્રસંગ ઉપજશે.

*યોગ-ક્ષેમ કરે તે જ ખરેખરો 'નાથ'*

ત્યારે વળી કોઇ કહેશે—ગુણ-ઐશ્વર્ય આદિ વડે કરીને મહાન્ હોય તે જ નાથ છે, માટે અતિપ્રસંગ નથી. તેનો અત્ર રદીઓ આપ્યો છે કે—'મહત્ત્વમાત્રનું અહીં અપ્રયોજકપણું છે, માટે;' યોગ-ક્ષેમ રહિત એવા કેવલ મહત્ત્વમાત્રનું અત્રે નાથપણાની બાબતમાં અપ્રયોજકપણું છે, અહેતુપણું છે. અર્થાત્ જેના થકી ભક્તજનનું યોગ-ક્ષેમરૂપ પરમાર્થ પ્રયોજન સિદ્ધ થતું નથી, તે મહત્ત્વમાત્ર અપ્રયોજક છે. આમ અપ્રયોજકપણું કયા કારણથી કહો છો ? તે માટે કહ્યું—'विशिष्टोपकारकृत एव तत्त्वतो नाथत्वात् ।'— વિશિષ્ટ ઉપકારકરનું જ તત્ત્વથી નાથપણું છે, માટે; યોગ-ક્ષેમરૂપ વિશિષ્ટ—ખાસ ઉપકાર કરે તેનું જ તત્ત્વથી—નિશ્ચયથી નાથપણું—નાથભાવ છે, માટે.

*વિશિષ્ટ ઉપકારકરનું જ તત્ત્વથી નાથપણું*

ત્યાં વળી આશંકા થશે કે મહાન્ શું ઉપચારથી નાથ હશે? તેના નિવારણાર્થે કહ્યું—'ઔપચારિક વાગ્વૃત્તિથી પારમાર્થિક સ્તવપણાની અસિદ્ધિ છે.'—'औपचारिक-वाग्वृत्तेश्च पारमार्थिकस्तवत्वासिद्धिः'. અર્થાત્ જે અનાથ છે, જે નાથ જ નથી, તેમાં માત્ર મહત્ત્વના કારણે ઉપચારથી નાથપણાનું આરોપણ કરવારૂપ ઔપચારિકી વચનવૃત્તિ કરવામાં આવે, તે થકી પારમાર્થિક સ્તવપણાની અસિદ્ધિ છે, સદ્ભૂત અર્થસ્તવરૂપ ભાવસ્તવપણાની સિદ્ધિ નથી. માટે આવો યોગ-ક્ષેમ કરે એવો ન હોય એમાં નાથપણું ઘટતું નથી એમ જે કહ્યું હતું તે યથાર્થ જ છે.

**ઔપચારિકતાથી પારમાર્થિક સ્તવપણું ન ઘટે**

"પ્રભુ છો ત્રિભુવન નાથ, દાસ હું તાહરો હો લાલ.
કરુણાનિધિ અભિલાષ, અછે મુજ એ ખરો હો લાલ.
આતમ વસ્તુ સ્વભાવ, સદા મુજ સાંભરો હો લાલ.
ભાસન વાસન એહ, ચરણ ધ્યાને ધરો હો લાલ. દીઠો સુવિધિ." શ્રી દેવચંદ્રજી



બીજાધાનાદિથી જેઓનું યોગ-ક્ષેમ થાય, તે જ ભવ્યો અહીં વિવક્ષિત છે—

[६]तदिह येषामेव बीजाधानोद्भेदपोषणैर्योगः क्षेमं च तत्तदुपद्रवाद्यभावेन, त एवेह भव्याः परिगृह्यन्ते।[८७]

[६]અર્થ:—તેથી અહીં જેઓને જ બીજાધાન-ઉદ્ભેદ-પોષણથી યોગ અને તે તે ઉપદ્રવાદિના અભાવથી ક્ષેમ હોય છે, તેઓ જ અહીં ભવ્યો પરિગ્રહાય છે.[૮૭]

## વિવેચન

"यस्य येन प्रकारेण, बीजाधानादिसंभवः।
सानुबन्धो भवत्येते, तथा तस्य जगुस्ततः॥"—શ્રી યોગદૃષ્ટિસમુચ્ચય, શ્લોક. ૧૩૫.

આ યુક્તિયુક્ત સંકલનાબદ્ધ કારણપરંપરા દર્શાવી, તે પરથી શું ફલિત થયું તેનું નિગમન (Conclusion) કરતાં કહ્યું—'येषामेव बीजाधानोद्भेदपोषणैर्योगः क्षेमंचतत्तदु-

पञ्जिका:—तत्—તેથી કરીને, इह—અહીં, સૂત્રમાં येषामेव—જેઓને જ, વિક્ષ્યમાણ ક્યાના વિષયભૂતોને જ,—નહિં કે અન્યોને, बीजाधानोद्भेदपोषणैः—બીજાધાન-ઉદ્ભેદ-પોષણ-વડે; धर्मबीजस्य—ધર્મબીજના, आधानेन—પ્રશંસાદિથી આધાન વડે, उद्भेदेन—ચિંતા અંકુર કરણથી ઉદ્ભેદ વડે, पोषणेन—સત્શ્રુતિ આદિ કાંડ-નાલ આદિ સંપાદનથી પોષણ વડે, योगः—યોગ,—અપ્રાપ્તલાભ-લક્ષણ; क्षेमं च—અને ક્ષેમ,—લબ્ધપાલન લક્ષણ. तत्तदुपद्रवाद्यभावेन. તે તે ઉપદ્રવાદિના અભાવ વડે; तत्तदुपद्रवाः—તે તે ઉપદ્રવો, ચિત્રરૂપ નરકાદિ વ્યસનો, आदि—આદિ શબ્દથી તેના નિબંધનભૂત રાગાદિનું ગ્રહણ છે, तेषामभावेन—તેઓના અભાવ વડે, અત્યન્ત ઉચ્છેદ વડે; त एव—તેઓ જ, નહિં કે અન્ય, भव्याः—ભવ્યો-ઉક્તરૂપ, परिगृह्यन्ते—પરિગ્રહાય છે.

પદ્રવાદ્યભાવેન,' તેથી અહીં જેઓને જ બીજાધાન-ઉદ્‌ભેદ-પોષણથી યોગ અને તે તે ઉપદ્રવાદિના અભાવથી ક્ષેમ હોય છે, તેઓ જ અહીં ભવ્યો પરિગ્રહાય છે. તે આ પ્રકારે—

યોગ-ક્ષેમ કરનારા ખરેખરા 'નાથ' એવા આ નિષ્કારણ કરુણારસસાગર લોકનાથો ખરેખર ! ભવવ્યાધિના ભિષગ્‌વરો—સંસારરોગના વૈદ્યરાજો છે. એટલા માટે જ જે જે ભવ્ય પ્રાણીને જે જે પ્રકારે સાનુબંધ—ઉત્તરોત્તર અનુબંધવાળો બીજાધાન-આદિનો સંભવ થાય, તેવા પ્રકારે તેઓએ, કુશલ માળીની પેઠે, તેના પ્રત્યે ઉપદેશકાર્ય કર્યું. કુશળ માળી ઉખર ભૂમિમાં વાવેલું બીજ નિષ્ફળ જાય છે એમ જાણી પ્રથમ તો યોગ્ય ફળદ્રૂપ ભૂમિ શોધે છે; તેમ આ ભિષગ્‌વરો પ્રથમ તો યોગ્ય પાત્રવિશેષરૂપ ભવ્ય ભૂમિ શોધે છે. પછી કુશળ માળી જેમ તે યોગ્ય ભૂમિમાં બીજાધાન થાય, બીજ રોપાય, ઊગી નીકળે એવું ખાતર નાંખે છે; તેમ આ કુશળ ભિષગ્‌વરો પણ યોગ્ય ક્ષેત્રરૂપ ભવ્યલોકની ચિત્ત ભૂમિમાં સમ્યગ્ બોધબીજનું આધાન થાય, રોપણ થાય, તેવું ભવોદ્વેગ ઉપજે એવું ઉપદેશરૂપ ખાતર નાંખે છે. જેમકે—

**કુશલ માળીનું દૃષ્ટાંતઃ બીજાધાનાદિ**

હે જીવ ! આ સર્વ પ્રકારે ભયાકુલ સંસારમાં ચારે ગતિમાં ભ્રમણ કરતાં તું અનંત દુઃખ પામ્યો છે. 'ભીષણ× નરક ગતિમાં, તિર્યંચ ગતિમાં, કુદેવ ગતિમાં, ને કુમનુષ્ય ગતિમાં તું તીવ્ર દુઃખને પ્રાપ્ત થયો છે.' હે જીવ ! અશુચિ બીભત્સ ને મલમલિન એવા અનેક જનનીઓના ગર્ભાવાસમાં તું ચિરકાળ વસ્યો છે. સમુદ્રના પાણી કરતાં પણ વધારે માતાના ધાવણ તું ધાવ્યો છે. તારા મરણ સમયે સાગરજલ કરતાં પણ વધારે આંસુડા તારી માતાઓએ સાર્યા છે. આમ અનંત જન્મ મરણ કરતાં હે જીવ ! આ ત્રિભુવન મધ્યે તેં સર્વ સ્થાનમાં વારંવાર ગમનાગમન કર્યું છે, સર્વ જીવો સાથે સર્વ પ્રકારના સંબંધો તેં અનેકવાર કર્યા છે, ભુવનોદરમાં વર્ત્તતા સર્વ પુદ્‌ગલો તેં ફરી ફરી ગ્રસ્યા છે ને મૂકયા છે, જગત્‌ની એઠ તેં વારંવાર હોંસે હોંસે ખાધી છે, તોપણ તું તૃપ્તિ પામ્યો નથી ! 'તૃષ્ણાથી પીડિત થઈને તેં ત્રણે ભુવનનું પાણી પીધું છે, તોપણ ત્હારી તૃષ્ણાનો છેદ થયો નથી !' માટે હે જીવ ! હવે તો તું વિરામ પામ ! વિરામ પામ !

**ઉપદેશરૂપ ખાતર**

—ખારૂં પાણી છોડી મીઠા જલેથી, આવે બીજે અંકુરા જે રીતેથી;
તેવી રીતે તત્ત્વશ્રુતિ પ્રભાવે, અંકુરા તો યોગના બીજ પાવે.
ખારા પાણી તુલ્ય સંસાર પાણી, તત્ત્વ શ્રુતિ મિષ્ટ વારિ સમાણી;
કલ્યાણો સૌ એ થકી સાંપડે છે, ગુરુભક્તિ સૌખ્ય લ્હાવો મળે છે."

—શ્રી યોગદૃષ્ટિકળશ (સ્વરચિત)

× भीसणनरयगईए तिरियगईए कुदेवमणुगइए ।
पत्तोसि तिव्वदुःखं भावहि जिणभावणा जीव ॥
तिहुयण सलिलं सयलं पीयं तिण्हाइ पीडिएण तुमे ।
तो वि ण तण्हा छेओ जाओ चिंतेह भवमहणम् ॥"

महर्षि श्रीकुंदकुंदाचार्यजी प्रणीत श्री भावप्राभृत.

ખાતર નાખી માળી જેમ તે યોગ્ય ભૂમિમાં સારા ચોકખા શુદ્ધ બીજ નાંખે છે, વાવે છે, તેમ આ કુશળ ભિષગ્‌વરો પણ સત્‌ધર્મપ્રશંસાદિરૂપ ધર્મબીજનું ભવ્ય જીવોની ચિત્તભૂમિમાં આધાન થાય એવાં બોધ–બીજ વાવે છે, રોપે છે. જેમ કે—સદ્દેવભક્તિ, સદ્‌ગુરુભક્તિ ને સત્‌ધર્મભક્તિ એ આ અપાર સંસારસમુદ્ર તરવાના મુખ્ય સાધન છે. કારણ કે પૂર્ણ સિદ્ધસ્વરૂપ પ્રભુ આદર્શસ્થાને હોઈ, જીવને આત્મસિદ્ધિરૂપ ઈષ્ટ લક્ષ્યનું નિરંતર ભાન કરાવે છે.

યોગ્ય ચિત્તભૂમિમાં બીજપ્રક્ષેપ

સદ્‌ગુરુ, સન્માર્ગના પરમ સાધક સાધુપુરુષ સાક્ષાત્ જીવંતમૂર્ત્તિ પ્રત્યક્ષ જીવતા જાગતા જોગી હોઈ, જીવને પરમ અવલંબનરૂપ થઈ પડી પ્રેરણાબલ આપે છે. અને તેમના વિરહે અથવા તેમની આજ્ઞાએ સત્‌ધર્મપ્રરૂપક સત્‌શાસ્ત્ર પણ પરમ આલંબનરૂપ બની પરમ ઉપકારી થાય છે. માટે આ સત્‌સાધન પ્રત્યે પ્રીતિ–ભક્તિ આદિની વૃદ્ધિ કરો ! વૃદ્ધિ કરો !

"પ્રભુ ગુણનો ઉપદેશ, તે જલધારા વહી રે....તે.
ધરમ રુચિ ચિત્તભૂમિ માંહિ નિશ્ચલ રહી રે....માંહિ
શ્રીનમિ જિનવર સેવ ઘનાઘન ઉનમ્યો. રે."—શ્રી દેવચંદ્રજી.

માળી જેમ બીજાધાન થયા પછી પણ, બીજ રોપાયા પછી પણ, તેમાંથી અંકુર–ફણગો ફૂટે તેમ જલસિંચન કરે છે; તેમ આ નિપુણ વૈદ્યરાજો પણ તે તે ભવ્યને તે બોધબીજ ઊગી નીકળી તેમાંથી અંકુર ફૂટે એવું સદુપદેશ જલ સિંચે છે. જેમ કે—અહો ભવ્યો ! તમને પ્રધાન ધર્મબીજરૂપ* ઉત્તમ મનુષ્યપણું મળ્યું છે, ભરતક્ષેત્રાદિ કર્મભૂમિરૂપ આર્યક્ષેત્ર પણ સાંપડ્યું છે, પણ એ ધર્મબીજને વાવી, ઉગાડી, તેમાંથી સત્‌કર્મરૂપ ખેતી ન કરો, તેને ખેડવાનો પ્રયત્ન ન કરો ને બીજ વેડફી નાંખો તો શું કામનું ? આ ધર્મક્ષેત્રરૂપ કુરુક્ષેત્રમાં—કર્મક્ષેત્રમાં શુભવૃત્તિરૂપ પાંડવો અને અશુભ વૃત્તિરૂપ કૌરવોનું સનાતન યુદ્ધ ચાલ્યા કરે છે; તેમાં સત્‌કર્મયોગરૂપ સત્ય પુરુષાર્થથી—આત્મપરાક્રમથી જ્યારે અસદ્ વૃત્તિઓને દબાવી દઈ સદ્‌વૃત્તિઓ વિજયી બને છે, ત્યારે પરમાર્થથી ધર્મબીજની ખેતી શરૂ થાય છે, એમ સમજી, આ કર્મભૂમિમાં જન્મેલા હે ભવ્યજનો ! તમે સત્‌કર્મરૂપ પુરુષાર્થમાં પ્રયત્ન કરો ! પ્રયત્ન કરો ! સત્‌કર્મયોગ સાધી સાચા કર્મયોગી બનો ! આ ઉત્તમ ધર્મબીજરૂપ મનુષ્યપણાને વાવી સત્‌કર્મરૂપ ખેતી કરો !

સદુપદેશ જલસિંચન

"અશુભાચાર નિવારણ તૃણ અંકુરતા રે....તૃણ.
વિરતિ તણાં પરિણામ, તે બીજની પૂરતા રે. તે....શ્રીનમિ."—શ્રી દેવચંદ્રજી.
જો ઈચ્છો પરમાર્થ તો, કરો સત્ય પુરુષાર્થ;
ભવસ્થિતિ આદિ નામ લઈ, છેદો નહિં આત્માર્થ."—શ્રી આત્મસિદ્ધિ.

---

* धर्मबीजं परं प्राप्य मानुष्यं कर्मभूमिषु ।
न सत्कर्मकृषावस्य प्रयतन्तेऽल्पमेधसः ॥"—શ્રી યોગદૃષ્ટિસમુચ્ચય શ્લોક. ૮૩.

પછી માળી તે કુમળા છોડને રક્ષવા માટે તેની આસપાસ વૃત્તિ–વાડ કરે છે, ક્યારો બાંધે છે અને તેને પાણી પાયા કરે છે; તેમ આ નિષ્ણાત વૈદ્યવરો ભવ્યજનના ઊગતા બોધરૂપ છોડને રક્ષવા માટે વ્રત–વૃત્તિરૂપ વાડનો પ્રબંધ કરી આપી, તેને તેવા પ્રકારનું સદ્બોધ–જલ પાયા કરી પરિવૃદ્ધિ પમાડે છે. જેમ કે—અહો ભવ્ય જનો! નિજ સ્વરૂપનું સાધ્યપણું લક્ષમાં રાખી જો તમે પંચ–મહાવ્રતરૂપ ધાન્યની ખેતી કરશો, તો ક્ષાયિક દર્શન–જ્ઞાન–ચારિત્ર વગેરે ગુણરૂપ ધાન્ય નિષ્પન્ન થઈ આત્માના ઘરને ભરી દેશે, અને પછી તમારા આત્મપ્રદેશમાં પરમાનંદરૂપ સુભિક્ષ–સુકાળ વર્ત્તશે, એટલે તમે સાદિ અનંત-કાળ આત્મસુખ ભોગવશો.

વૃત્તિ–વાડ આદિ રક્ષાવિધિ

"પંચ મહાવ્રત ધાન્ય, તણાં કર્ષણ વધ્યાં રે....તણાં.
સાધ્યભાવ નિજ થાપી, સાધનતાએ સધ્યાં રે....સાધન.
ક્ષાયિક દરિસણ જ્ઞાન, ચરણ ગુણ ઉપન્યા રે....ચરણ.
આદિક બહુ ગુણ સસ્ય, આતમ ઘર નીપન્યા રે....આતમ....શ્રીનમિ જિનવરસેવ.

પ્રભુ દરિસણ મહામેહ, તણે પરવેશમેં રે,....તણે.
પરમાનંદ સુભિક્ષ, થયા મુજ દેશમેં રે....થયા.
દેવચંદ્ર જિનચંદ્ર, તણો અનુભવ કરો રે....તણો.
સાદિ અનંતો કાળ, આતમ સુખ અનુસરો રે....આતમ શ્રી નમિ."—શ્રીદેવચંદ્રજી

અને પછી પશુ–પક્ષી આદિ ઉપદ્રવોથી રક્ષણ કરી કુશળ માળી જેમ ખૂબ કાળજીથી–માવજતથી છોડને ઉછેરીને તે ફલ–ફૂલથી શોભતું વૃક્ષ થાય તેવું કરે છે; તેમ આ ભવરોગના ભિષગ્વરો પણ રાગદ્વેષાદિ ઉપદ્રવોથી રક્ષણ કરી આ બોધરૂપ વૃક્ષને ઉછેરી મોક્ષવૃક્ષરૂપ બને એમ કરે છે. જેમ કે–જ્યાં રાગદ્વેષ છે ત્યાં જ સર્વદા ક્લેશ છે, ને તે રાગદ્વેષથી પર એવી ઉદાસીનતાનો જ્યાં વાસ છે ત્યાં સર્વ દુઃખનો નાશ છે, ને ત્યાં દેહ છતાં નિર્વાણ એવી જીવન્મુક્ત દશા વર્ત્તે છે. માટે સર્વત્ર રાગ–દ્વેષનો ત્યાગ કરી, તમે આત્માના સમ્યગ્દર્શન–જ્ઞાન–ચારિત્રમય શુદ્ધ સ્વભાવરૂપ ધર્મને પ્રગટ કરવા પુરુષાર્થ કરો! પુરુષાર્થ કરો!

"જહાં રાગ અને વળી દ્વેષ, તહાં સર્વદા માનો ક્લેશ;
ઉદાસીનતાનો જ્યાં વાસ, સકળ દુઃખનો છે ત્યાં નાશ.
સર્વ કાલનું છે ત્યાં જ્ઞાન, દેહ છતાં ત્યાં છે નિર્વાણ;
ભવ છેવટની છે એ દશા, રામ ધામ આવીને વસ્યા."—શ્રીમદ્ રાજચંદ્રજી.

ઈત્યાદિ પ્રકારે સતધર્મપ્રશંસાદિરૂપ ધર્મબીજના આધાનથી, ધર્મચિંતારૂપ અંકુર ઉદ્ભેદથી, અને સત્શ્રુતિ આદિરૂપ કાંડ–નાલ આદિ સંપાદનરૂપ પોષણથી જેઓને અપ્રાપ્તના લાભરૂપ યોગ હોય છે, અને તે તે નરકાદિ વ્યસનોરૂપ નાના પ્રકારના

ઉપદ્રવોના અથવા તેના નિબંધનભૂત રાગાદિ ઉપદ્રવોના અભાવથી પ્રાપ્તના પાલનરૂપ ક્ષેમ ઉપજે છે. તેઓ જ અહીં ભવ્યો પરિગ્રહવામાં આવ્યા છે એ સિદ્ધ થયું.

"ત્રિવિધ યોગ ધરી આદર્યો રે, નેમિનાથ ભરતાર;
ધારણ પોષણ તારણો રે, નવરસ મુક્તાહાર; મનરા વાલા.
કારણરૂપી પ્રભુ ભજ્યો રે, ગણ્યો ન કાજ અકાજ;
કૃપા કરી મુજ દીજીએ રે, આનંદઘન પદ રાજ....મનરા." **શ્રી આનંદઘનજી.**



આ યોગ-ક્ષેમ કોઈ પણ તીર્થંકરને સકલભવ્યવિષયી કેમ નથી હોતા? એ યુક્તિથી દર્શાવી, બીજાધાન પણ અપુનર્બંધકને હોય છે એમ સ્પષ્ટ કહે છે—

[૭]न चैते कस्यचित्सकलभव्यविषये, ततस्तत्प्राप्त्या सर्वेषामेव मुक्तिप्रसङ्गात्। तुल्यगुणा ह्येते प्रायेण, ततश्च चिरतरकालातीतादन्यतरस्माद्भगवतो बीजाधानिसिद्धे रल्पेनैव कालेन सकलभव्यमुक्तिः स्यात्, बीजाधानमपि ह्यपुनर्बन्धकस्य, न चास्यापि पुद्गलपरावर्त्तः संसार इति कृत्वा।[८८]

॥ तदेवं लोकनाथाः ॥ ११ ॥

---

પઞ્જિકા—એવો મત થાય કે અચિન્ત્ય શક્તિવંત ભગવંતો સર્વ ભવ્યોને ઉપકાર કરવાને ક્ષમ-સમર્થ છે, તો આ વિશેષ કેમ? તે માટે કહ્યું:—ન ચ ન જ एते—આ યોગ-ક્ષેમ, कस्यचित्–કોઈના, તીર્થકૃતના, सकलभव्यविषये—સકલભવ્યવિષયી, સર્વ ભવ્યોને આશ્રીને પ્રવૃત્ત. વિપક્ષે બાધક કહ્યું—ततः—તે થકી, વિશિષ્ટ તીર્થંકર થકી, तत्प्राप्त्या–તેની પ્રાપ્તિથી, યોગ-ક્ષેમની પ્રાપ્તિથી–યોગ-ક્ષેમનું સકલભવ્યવિષયપણું સતે, सर्वेषामेव—સર્વેજ ભવ્યોના, मुक्तिप्रसङ्गात्—મુક્તિના પ્રસંગને લીધે, યોગ-ક્ષેમથી સાધ્ય મોક્ષની પ્રાપ્તિને લીધે. એ જ ભાવતાં કહ્યું—

तुल्यगुणाः—તુલ્ય ગુણવાળા, સદશ જ્ઞાનાદિ શક્તિવાળા, हि–કારણ કે અર્થમાં, एते–આ, તીર્થંકરો, प्रायेण–પ્રાયે કરીને, બાહુલ્યથી,—શરીર-જીવિત આદિથી તો અન્યથાપણું પણ હોય એટલા માટે 'પ્રાયે' એમ ગ્રહણ છે. ततः—તેથી કરીને, તુલ્યગુણપણારૂપ હેતુથી, चिरतरकालातीतात् ચિરતર કાલાતીત, પુદ્ગલપરાવર્ત્તથી પર કાળમાં થયેલા. अन्यतरस्मात्–કોઈ પણ એક, ભરતાદિ કર્મભૂમિ—ભાવી, भगवतः–ભગવંત થકી, તીર્થંકર થકી, बीजाधानादिसिद्धेः—ઉક્તરૂપ એવી બીજાધાન-ઉદ્ભેદ-પોષણની સિદ્ધિને નિષ્પત્તિને લીધે, अल्पेनैव कालेन–પુદ્ગલપરાવર્ત્ત મધ્યગત જ–અલ્પ જ કાળમાં, सकलभव्यमुक्तिः स्यात्–સકલ ભવ્યોની મુક્તિ થાય, સર્વેય ભવ્યો સિદ્ધ થાય. વારુ, અનાદિ કાળમાં પણ બીજાધાન આદિના સંભવથી અલ્પ જ કાળમાં સર્વ ભવ્યની મુક્તિનો પ્રસંગ કેમ? એમ આશંકીને કહ્યું—

बीजाधानमपि—બીજાધાન પણ; ધર્મપ્રશંસાદિક પણ,—સમ્યક્ત્વાદિ તો દૂર રહો, એમ 'અપિ' પણ શબ્દનો અર્થ છે, हि–કારણ કે, अपुनर्बन्धकस्य—અપુનર્બંધકને. 'पापं न तीव्रभावात् करोति' પાપ તીવ્ર ભાવથી નથી કરતો ઇત્યાદિ લક્ષણવાળા અપુનર્બંધકને; न च–ન જ, अस्यापि–આનો પણ, સમ્યગ્દૃષ્ટિ આદિનો તો દૂર રહો, पुद्गलपरावर्त्तः—સમયસિદ્ધ પુદ્ગલપરાવર્ત્ત, संसारः—સંસાર, સંસાર કાળ, इति कृत्वा—એવા હેતુ થકી,—અલ્પ જ કાળમાં સર્વ ભવ્ય મુક્તિ થાય એમ યોગ (સંબંધ) છે.

[૭] અર્થ :—અને આ (યોગ-ક્ષેમ) કોઈના (તીર્થંકરના) સકલભવ્યવિષયી નથી,—તે (તીર્થંકર) થકી તેની (યોગ-ક્ષેમની) પ્રાપ્તિથી સર્વેના જ મુક્તિપ્રસંગને લીધે. કારણ કે એઓ (તીર્થંકરો) પ્રાયે તુલ્યગુણવાળા છે, અને તેથી કરીને ચિરતર કાલાતીત કોઈ પણ ભગવંત થકી બીજાધાન આદિની સિધ્ધિને લીધે અલ્પ જ કાળમાં સકલ ભવ્યોની મુક્તિ થાય,—કારણ કે બીજાધાન પણ અપુનર્બન્ધકને હોય અને આનો પણ પુદ્ગલપરાવર્ત્ત સંસાર ન હોય, એટલા માટે.[૮૮]

॥ તેથી એમ લોકનાથો. ॥ ૧૧ ॥

## વિવેચન

"જો તુમ ધ્યાતાં શિવસુખ લહીએ, તો તુમને કેઈ ધ્યાવે;
પણ ભવસ્થિતિ પરિપાક થયા વિણ, કોઈ ન મુક્તિ જાવે.
હો પ્રભુજી! ઓલંભડે મત ખીજો." શ્રી મોહનવિજયજી

અત્રે કોઈ એવો મત વ્યક્ત કરે કે—ભગવંતો તો અચિન્ત્ય શક્તિવંત છે, એટલે તેઓ તો સર્વ ભવ્યોનો ઉપકાર કરવાને ક્ષમ છે, સમર્થ છે, તો પછી આવાં વિશિષ્ટ ભવ્ય લોકના જ નાથ એમ ટાળો કેમ પાડયો? તેનું સમાધાન એ છે કે—'આ (યોગ-ક્ષેમ) કોઈના (તીર્થંકરના) સકલભવ્યવિષયી નથી. —'न चैते कस्यचित्सकलभव्यविषये.' અર્થાત્ કોઈ પણ તીર્થંકરને આ યોગ-ક્ષેમ સર્વ ભવ્યને આશ્રીને પ્રવર્ત્યા નથી. એથી વિપરીત માનવામાં શી બાધા આવે? તે માટે કહ્યું-'તે (તીર્થંકર) થકી તેની (યોગ-ક્ષેમની) પ્રાપ્તિથી સર્વેના જ મુક્તિપ્રસંગને લીધે.' અર્થાત્ તે કોઈ વિશિષ્ટ તીર્થંકર થકી સર્વ ભવ્યને જો યોગ-ક્ષેમની પ્રાપ્તિ થતી હોય, તો સર્વેય ભવ્યોને મુક્તિનો પ્રસંગ પ્રાપ્ત થાય, યોગક્ષેમથી સાધ્ય એવા મોક્ષની પ્રાપ્તિનો પ્રસંગ આવે,—જેમ બનતું દેખાતું નથી. એનું જ ભાવન કરતાં કહ્યું—'तुल्यगुणा ह्येते प्रायेण।'—'એઓ (તીર્થંકરો) પ્રાયે તુલ્ય-ગુણવાળા—સદશ જ્ઞાનાદિશક્તિવાળા, સરખા આત્મગુણસામર્થ્યવાળા છે; છતાં શરીર-જીવિત આદિ બાહ્ય પ્રકારોથી તો અસદશપણું પણ હોય એટલા માટે 'પ્રાયે'નું ગ્રહણ છે. તેથી તુલ્યગુણપણાને લીધે 'ચિરતરકાલાતીત'—પુદ્ગલપરાવર્તથી પર કાળમાં ભરતાદિ કર્મભૂમિમાં થયેલા 'કોઈ પણ એક ભગવંત (તીર્થંકર) થકી બીજાધાન આદિની સિધ્ધિને લીધે અલ્પ જ કાળમાં સકલ ભવ્યોની મુક્તિ થાય;' અર્થાત્ તે પુદ્ગલ-પરાવર્ત્ત મધ્યગત જ અલ્પ જ કાળમાં ઉક્તરૂપ બીજાધાન-ઉદ્ભેદ-પોષણની સિદ્ધિ થકી સર્વ ભવ્યોની મુક્તિ થાય, સર્વેય ભવ્યો સિદ્ધ થઈ જાય.

(હાંસિયામાં: આ યોગ-ક્ષેમ કોઈના સકલભવ્યવિષયી નથી)

"અક્ષય પદ દેતાં ભવિજનને, સંકીર્ણતા નવિ જાય;
શિવ પદ દેવા જો સમરથ છો, તો જશ લેતાં શું જાય?....હો પ્રભુજી!"
શ્રી મોહનવિજયજી

ત્યારે વળી આશંકા થશે કે—અનાદિ કાળમાં પણ બીજાધાન આદિનો સંભવ છે, તો પછી અલ્પ જ કાળમાં સર્વ ભવ્યોની મુક્તિનો પ્રસંગ કેમ ? તેનું સમાધાન કહ્યું—

'वीजाधानमपि ह्यपुनर्वन्धकस्य, न चास्य पुद्गलपरावर्त्तः संसारः।'

બીજાધાન પણ અપુનર્બન્ધકને

કારણ કે બીજાધાન પણ અપુનર્બન્ધકને હોય, અને આનો પણ પુદ્ગલપરાવર્ત્ત સંસાર ન હોય, એટલા માટે.' અર્થાત્ સમ્યક્ત્વાદિ તો દૂર રહો, પણ ધર્મપ્રશંસાદિરૂપ બીજાધાન પણ 'पापं न तीव्रभावात् करोति' પાપ તીવ્રભાવથી નથી કરતો ઈત્યાદિ લક્ષણવાળા અપુનર્બન્ધકને જ હોય. અને સમ્યગ્દૃષ્ટિ આદિની વાત તો દૂર રહો, પણ આ અપુનર્બન્ધકનો પણ સંસાર કાળ શાસ્ત્રપ્રસિદ્ધ પુદ્ગલપરાવર્ત્ત જેટલો ન હોય, પણ તેથી પણ કંઈક ન્યૂન હોય. એટલે તે પુદ્ગલપરાવર્ત્તથી પર કાળમાં થયેલા કોઈ તીર્થંકરે રોપેલા બીજાધાન આદિ થકી તે અલ્પકાળરૂપ પુદ્ગલપરાવર્ત્ત દરમ્યાન જ સર્વ ભવ્યોની મુક્તિનો પ્રસંગ પ્રાપ્ત થાય, કે જેમ બનતું દેખાતું નથી ને સંભવતું પણ નથી.

'પાકી જ્યારે ભવપરિણુતિ મંદ મિથ્યાત્વ થાવે,<br>
છેલ્લો જ્યારે પુદ્ગલતણો અત્ર આવર્ત્ત આવે;<br>
ત્યારે પ્રાયે મનુજ ગતિમાં યોગબીજો ગ્રહે આ,<br>
બીજા આવું મહત કરવા વ્યક્તિ ક્યાંથી લહે આ ?' શ્રીયોગદૃષ્ટિકલશ (સ્વરચિત)

॥ इति लोकहितनाथाः ॥ ११ ॥



# ૧૨. લોકહિત

# 'लोकहितेभ्यः' પદ વ્યાખ્યાન

'લોકહિત' પદમાં લોક એટલે સકલ પ્રાણિલોક અથવા પંચાસ્તિકાયાત્મક લોક એમ વ્યાખ્યા કરે છે—

[૮]तथा—

## 'लोकहितेभ्यः'

इह लोकशब्देन सकलसांव्यवहारिकादिभेदभिन्नः प्राणिलोको गृह्यते, पञ्चास्तिकायात्मको वा सकल एव। एवं चालोकस्यापि लोक एवान्तर्भावः, आकाशास्तिकायस्योभयात्मकत्वात्। लोकादिव्यवस्थानिवन्धनं तूक्तमेव।

तदेवंविधाय लोकाय हिताः यथावस्थितदर्शनपूर्वकं सम्यक्प्ररूपणाचेष्टया तदायत्यबाधनेनेति च। [८९]

અર્થઃ-તથા—

## 'લોકહિતોને'

અહીં 'લોક' શબ્દથી સકલ જ સાંવ્યવહારિક આદિ ભેદથી ભિન્ન પ્રાણિલોક ગ્રહાય છે, વા પંચાસ્તિકાયાત્મક સકલ જ લોક ગ્રહાય છે, અને એમ અલોકનો પણ લોકમાં જ અંતર્ભાવ (થાય છે),—આકાશાસ્તિકાયનું ઉભયાત્મકપણું છે, માટે. લોકાદિવ્યવસ્થાનું નિબંધન (કારણ) તો ઉક્ત જ છે.

તેથી એવંવિધ (એવા પ્રકારના) લોક અર્થે હિત,—યથાવસ્થિત દર્શનપૂર્વક સમ્યક્ પ્રરૂપણા-ચેષ્ટા વડે કરીને અને તેના આયતિમાં (ભાવિકાળે) અબાધન વડે કરીને.[૮૯]

### વિવેચન

"ભવઉપાધિ ગદ ટાળવા, પ્રભુજી છો વૈદ્ય અમોઘ રે;
રત્નત્રયી ઓષધ કરી, તમે તાર્યા ભવિજન ઓઘ રે....
દેવ વિશાલ જિણંદની તમે ધ્યાવો તત્ત્વ સમાધિ રે."—શ્રી દેવચંદ્રજી

તથા એટલે તથાપ્રકારે સમુદાયવાચક શબ્દો તેના અવયવોમાં પણ પ્રવૃત્ત થાય છે એ જ પૂર્વોક્ત ન્યાયે 'लोकहितेभ्यः'—'લોકહિતોને' એ વિશિષ્ટ પદ મૂક્યું છે.

**લોકહિત ભગવાનને નમસ્કાર**

'અહીં લોક શબ્દથી સકલ જ સાંવ્યવહારિક આદિ ભેદથી ભિન્ન પ્રાણિલોક ગ્રહાય છે.' અર્થાત્ મનુષ્ય-તિર્યંચ આદિ વ્યવહાર-રાશિમાં વર્ત્તતા તે સાંવ્યવહારિક, અને અનાદિથી નિત્યનિગોદ અવસ્થામાં પડેલા જે હજુ વ્યવહારરાશિમાં આવ્યા નથી તે અસાંવ્યવહારિક,—એ બે જ ભેદોથી ભિન્ન સમસ્ત જ જીવલોક અત્રે 'લોક' શબ્દથી ગ્રહાય છે. અથવા 'પંચાસ્તિકાયાત્મક સકલ જ લોક ગ્રહાય છે, અને એમ અલોકનો પણ લોકમાં જ અન્તર્ભાવ થાય છે,' એમ અલોક પણ લોકની અંદર આવી જાય છે, કારણ કે તે આકાશાસ્તિકાય તે લોક-અલોક ઉભયમય છે. આ લોક-અલોકની ભેદરૂપ વ્યવસ્થાનું કારણ અગાઉ કહેવાઈ ચૂક્યું છે. (જુઓ ૪) તેથી એવંવિધ લોકાર્થે હિત—'तदेवंविधाय लोकाय हिताः' એવા પ્રકારના સકલ પ્રાણિલોકને અર્થે અથવા સકલ લોકાલોકને અર્થે જે હિતરૂપ તે લોકહિત.

---

पञ्जिका:—सांव्यवहारिकादिभेदभिन्नः—નર-નારકાદિ લોકપ્રસિદ્ધ વ્યવહાર તે संव्यवहारः—સંવ્યવહાર, तत्र भवाः—તેમાં થયેલા તે सांव्यवहारिकाः—સાંવ્યવહારિક, आदि—આદિ શબ્દથી. તેથી વિપરીત—નિત્યનિગોદ અવસ્થાવાળા અસાંવ્યહારિક જીવો ગ્રહાય છે, त एव भेदौ—તે બે જ ભેદો-પ્રકારો, ताभ्यां भिन्नः—તે વડે ભિન્ન.

યથાવસ્થિત ઇત્યાદિ. यथावस्थितं—યથાવસ્થિત, અવિપરીત, दर्शनं—દર્શન, વસ્તુબોધ, पूर्वं—કારણ, यत्र तत्—જ્યાં છે તે, यथावस्थितदर्शनपूर्वकं—યથાવસ્થિત દર્શનપૂર્વક,—આ ક્રિયાવિશેષણ છે. सम्यक्प्ररूपणाचेष्टया—સમ્યક્ પ્રરૂપણા-ચેષ્ટાથી, સમ્યક્ પ્રજ્ઞાપના-વ્યાપારથી, तदायत्यबाधनेन તેના આયતિમાં અબાધનથી; तस्य—તેના સમ્યગ્દર્શનપૂર્વક પ્રજ્ઞાપિતના, आयतौ—આયતિમાં, આગામિ કાળે, अबाधनेन—અબાધનથી, અપીડનથી, इति च—અને આ હેતુથી, हिताः—હિત એમ યોગ (સંબંધ) છે.

આ હિત કેવી રીતે હોય છે? તે માટે કહ્યું—'यथावस्थिततदर्शनपूर्वकं सम्यक् प्ररूपणाचेष्टया तदायत्यबाधनेन',—યથાવસ્થિત દર્શનપૂર્વક સમ્યક્ પ્રરૂપણા—ચેષ્ટા વડે કરીને અને તેના આયતિમાં (ભાવિકાળે) અબાધન વડે કરીને અર્થાત્ યથાવસ્થિત—જેમ છે તેમ વસ્તુસ્વરૂપના **સમ્યગ્દર્શનપૂર્વક**—સમ્યક્ બોધપૂર્વક **સમ્યક્પ્રરૂપણા—ચેષ્ટા** વડે કરીને અને **આયતિમાં**—લાંબા ગાળે ભવિષ્યમાં તે સમ્યક્પ્રરૂપણા—ચેષ્ટાના **અબાધન**—અપીડન વડે કરીને હિત હોય છે. આમ પ્રથમ તો યથાવસ્થિત—જેમ છે તેમ યથાર્થ વસ્તુબોધરૂપ સમ્યગ્દર્શન હોય, અને પછી તે સમ્યગ્દર્શનને અનુરૂપ સમ્યક્ પ્રરૂપણા—ચેષ્ટા હોય, અને તે સમ્યક્ પ્રરૂપણા—ચેષ્ટા પણ એવી હોય કે આગામિ કાળે પણ તેનું ભંગરૂપ બાધન ન થાય; આમ હોય તો જ લોકને હિત થાય. આ પરથી સ્પષ્ટ સમજાય છે કે લોકહિત થવામાં પ્રથમ તો સમ્યગ્દર્શન હોવું જોઈએ, એટલા માટે અત્રે પ્રથમ 'સમ્યગ્દર્શનપૂર્વક' એ પદ મૂકયું છે; અને પછી તે સમ્યગ્દર્શનને અનુરૂપ એવી ભાવિકાળે પણ અબાધક સમ્યક્ પ્રરૂપણા—ચેષ્ટા હોવી જોઈએ; તો જ પ્રસ્તુત લોકહિત થાય. તેમાં—

**આ હિત કેવી રીતે હોય છે?**

**જીવલોકહિત**—જીવલોક પરત્વે હિત આ પ્રકારે:—અસાંવ્યવહારિક અને સાંવ્યવહારિક એ બે વિભાગમાં વિભક્ત એકેન્દ્રિયાદિ સકલ સંસારી જીવલોકનું જે સ્વરૂપ જેમ છે, તેમ પ્રથમ તો સમ્યક્પણે દેખે; અને આ સર્વ જીવો ચૈતન્યદૃષ્ટિએ એકસ્વરૂપ છે, એટલે આ પોતાના ચૈતન્યસ્વરૂપ આત્માના સમાનધર્મી સાધર્મિક બંધુઓ છે એમ લેખે; અને આમ સર્વ આત્મમાં આત્મ સમાન સમદૃષ્ટિ પ્રાપ્ત થવાથી, 'આત્મવત્ સર્વભૂતેષુ' સર્વભૂતોમાં આત્મવત્ બુદ્ધિ ઉપજવાથી, પોતાના આત્માની રક્ષા અર્થે જેવી જાળવણી—યતના રાખે, તેવી જાળવણી—જયણા સકલ જીવની રક્ષા અર્થે રાખે. એટલે તે તે એકેન્દ્રિયથી માંડી પંચેન્દ્રિય સુધીના જીવોના સ્વરૂપનું જે પ્રકારે સમ્યગ્દર્શન કર્યું છે, તે પ્રકાર લક્ષમાં રાખી પુષ્પપાંખડી પણ ન દૂભાય એવા કોમળ આત્મપરિણામથી તે તે જીવોને તત્કાળ અને આયતિમાં—લાંબા ગાળે આલઅવલ ન ઉપજે એવી સમ્યક્ પ્રરૂપણા—ચેષ્ટા કરે. આમ સમ્યગ્દર્શનપૂર્વક ત્રિકાળવિષયક સમ્યક્ પ્રરૂપણા—ચેષ્ટા કરી જે સમ્યગ્દર્શન—જ્ઞાન—ચારિત્રરૂપ રત્નત્રયીની એકતા કરે, તે સર્વ જીવને એકાંતે હિતરૂપ હોય, સકલ જીવલોક—હિત હોય.

"સર્વ જીવનું ઇચ્છો સુખ, મહાવીરની શિક્ષા મુખ્ય."

—**શ્રીમદ્ રાજચંદ્રજીપ્રણીત મોક્ષમાળા**

"દ્રવ્ય થકી છ કાયને, ન હણે જેહ લગાર....પ્રભુજી!
ભાવદયા પરિણામનો, એહી જ છે વ્યવહાર....પ્રભુજી! બાહુજિણંદ દયામયી.
એમ અહિંસકતામયી, દીઠો તું જિનરાજ....પ્રભુજી!
રક્ષક નિજ પર જીવનો, તારણ તરણ જિહાજ....પ્રભુજી! બાહુ૦"—**શ્રી દેવચંદ્રજી.**

**પંચાસ્તિકાયાત્મક લોકહિત**—પંચાસ્તિકાયાત્મક લોક પરત્વે હિત આ પ્રકારે:—આ લોક ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, પુદ્ગલાસ્તિકાય ને જીવાસ્તિકાય

એમ પંચાસ્તિકાયમય છે. વસ્તુઅસ્તિસ્વરૂપ 'અસ્તિ'થી અને પ્રદેશબહુત્વરૂપ 'કાય'થી આ પાંચ અસ્તિકાય કહેવાય છે; આ પ્રત્યેક અસ્તિકાય સ્વદ્રવ્ય-ક્ષેત્ર-કાલ ભાવથી અસ્તિ છે, પણ પરદ્રવ્ય-ક્ષેત્ર-કાલ-ભાવથી નાસ્તિ છે, એટલે એક અસ્તિકાય બીજા અસ્તિકાયના સ્વરૂપમાં અન્તઃપ્રવેશ કરતો નથી, પણ સ્વરૂપપ્રતિષ્ઠાપક અગુરુલઘુ ગુણથી પોતપોતાના સ્વસ્વરૂપમાં સુપ્રતિષ્ઠિત રહે છે. આ પાંચ અસ્તિકાય મધ્યે ધર્માસ્તિકાય આદિ પ્રથમ ચાર અજીવ-અચેતન છે, એક જીવ એ જ ચેતન છે; અજીવમાં ધર્મ-અધર્મ-આકાશ અને જીવ એ ચાર અમૂર્ત્ત-અરૂપી છે, એક પુદ્ગલ જ મૂર્ત્ત-શબ્દ-રસ-રૂપ-ગંધ-સ્પર્શ-મય રૂપી છે. આમ આ પંચાસ્તિકાય મધ્યે અજીવથી આ જીવ વિશિષ્ટ એવા સ્વ ચેતન-લક્ષણથી પ્રગટ ભિન્ન છે.

**પંચાસ્તિકાય અને આત્મહિત**

આમ નિશ્ચયતત્ત્વથી વસ્તુસ્વરૂપના ભેદજ્ઞાનરૂપ સમ્યગ્દર્શન જે કરે છે તે ભાવે છે કે-અત્રે ધર્મ, અધર્મ ને આકાશ એ અચેતન વિજાતિ હોવાથી ચેતન આત્માને અગ્રાહ્ય છે-ગ્રહણ કરવા યોગ્ય નથી; અને પુદ્ગલ ગ્રહવાથી કર્મકલંકતા ઉપજે છે અને આત્મસ્વરૂપને બાધક એવો બાહ્ય ભાવ વધે છે, એટલે આત્મસ્વરૂપને હાનિ કરનાર તે પુદ્ગલ તો અત્યંત હેય છે. અને ચેતન જીવમાં પણ જે રાગી જીવો છે તેના સંગે રાગદશા વધે છે, ને તેથી ભવભ્રમણરૂપ સંસાર થાય છે, માટે તેનો સંગ પણ વર્જ્ય છે; પણ નિરાગી વીતરાગ સાથે રાગ જોડવાથી ભવનો પાર થાય છે, માટે એ લોકહિતરૂપ વીતરાગ આત્મા જ પરમ આદેય છે, કારણ કે તેના વિનય-ભક્તિ આદિરૂપ સંગથી આત્માના અપ્રશસ્ત ભાવ ટળી પ્રશસ્ત ભાવ વધે છે, અને એમ કરતાં નવાં કર્મના આગમનરૂપ આશ્રવ નષ્ટ થઈ શુદ્ધ આત્મભાવરૂપ સંવર વધે છે ને નિર્જરા સધે છે, આમ આત્મભાવ પ્રકાશિત થઈ લોકહિત વીતરાગ પ્રભુના એકત્વધ્યાને નિજ તત્ત્વમાં એકતાન બની શુક્લ ધ્યાનની શ્રેણીએ ચઢતાં પૂર્ણ આત્મસ્વભાવરૂપ મોક્ષ પ્રગટે છે.

"ધર્મ અધર્મ આકાશ અચેતના, તે વિજાતિ અગ્રાહ્યોજી;
પુદ્ગલ ગ્રહવે રે કર્મકલંકતા, વાધે બાધક બાહ્યોજી....નેમિ જિણેસર.
રાગી સંગે રે રાગ દશા વધે, થાયે તિણે સંસારોજી;
નિરાગીથી રે રાગનું જોડવું, લહીએ ભવનો પારોજી....નેમિ.
અપ્રશસ્તતા રે ટાળી પ્રશસ્તતા, કરતાં આશ્રવ નાસેજી;
સંવર વાધે રે સાધે નિર્જરા, આતમભાવ પ્રકાશેજી....નેમિ.
નેમિ પ્રભુ ધ્યાને રે એકત્વતા, નિજ તત્ત્વે એકતાનોજી;
શુક્લ ધ્યાને રે સાધી સુસિદ્ધતા, લહિયે મુક્તિ નિદાનોજી." શ્રી દેવચંદ્રજી

ઈત્યાદિ પ્રકારે વિવેક ભાવનાથી અન્ય અસ્તિકાયોથી આત્માના તત્ત્વથી ભિન્નપણાનું સમ્યગ્દર્શન કરી, તત્ત્વથી તેવું ભિન્નપણું પ્રગટે ને ભાવિકાળે તેને બાધા ન આવે એવી પ્રરૂપણા-ચેષ્ટા—પ્રરૂપણા આચરણા જે કરે છે, તે તત્ત્વથી તે પંચાસ્તિકાયાત્મક લોક પ્રત્યે હિત એવા લોકહિત છે.

અને આ ભગવંતોએ તો તેવું બન્ને પ્રકારનું લોકહિતરૂપપણું સ્વાચરણથી સિદ્ધ કરી દેખાડ્યું જ છે, તે અત્રે સમ્યક્ 'प्ररूपणाचेष्टया'—પ્રરૂપણા–ચેષ્ટાથી એમ એકવચની પ્રયોગ પરથી સૂચિત થાય છે. કારણ કે આ લોકહિત ભગવંતોએ જેવી પ્રરૂપણા કરી તેવી જ ચેષ્ટા–આચરણા કરી છે. અર્થાત્ તેઓએ વસ્તુસ્વરૂપનું જેમ છે તેમ યથાવસ્થિત સમ્યગ્દર્શન કરી, તેને અનુરૂપ સમ્યક્ પ્રરૂપણા ને સમ્યક્ આચરણા કરી છે, એટલું જ નહિં પણ આયતિમાં–લાંબા ગાળે પણ તે પ્રરૂપણા–ચેષ્ટાનું ભંગરૂપ બાધન ન થાય એવી અવિકલ યોજના કરી છે. એટલે તેઓ ખરેખરા 'લોકહિત' છે એમ અત્ર ધ્વનિ છે.



તત્ત્વથી હિત કોણ? તે દર્શાવે છે—

[૧]इह यो यं याथात्म्येन पश्यति तदनुरूपं च चेष्टते भाव्यपायपरिहारसारं, स तस्मै तत्त्वतो हित इति हितार्थः, इत्थमेव तदिष्टोपपत्तेः। [९९]

[૧]અર્થ :—અહીં જે જેને યાથાત્મ્યથી (જેમ છે તેમ) દેખે છે અને તેને અનુરૂપ એવું ભાવિ અપાયપરિહારથી સાર ચેષ્ટે છે (આચરે છે), તે તે અર્થે તત્ત્વથી હિત છે, એમ હિતનો અર્થ છે,—આમ જ તેના ઇષ્ટની ઉપપત્તિ (ઘટમાનતા) છે, માટે.[૯૦]

## વિવેચન

"રક્ષક જિન છ કાયના, વળી મોહનિવારક સ્વામ રે;
શ્રમણ સંઘ રક્ષક સદા, તિણે ગોપ ઈશ અભિરામ રે....દેવ વિશાલ."
—શ્રી દેવચંદ્રજી.

અહીં—લોકમાં 'જે જેને યાથાત્મ્યથી દેખે છે–' 'यो यं याथात्म्येन पश्यति'—જેમ છે તેમ યથાર્થ સ્વસ્વરૂપથી અવલોકે છે, અને 'तदनुरूपं च चेष्टते' 'તેને અનુરૂપ'—સમ્યગ્દર્શનને અનુરૂપ–અનુકૂળ છાજે એવું 'ચેષ્ટે છે' (આચરે છે), અને તે પણ 'ભાવિ અપાય પરિહારથી સાર'—भाव्यपायपरिहारसारं એવું ચેષ્ટે (આચરે છે) 'તે તે અર્થે તત્ત્વથી હિત છે,' 'स तस्मै तत्त्वतो हितः', એટલે કે તે યાથાત્મ્ય દર્શનાદિના

पञ्जिका—એ જ ભાવતાં કહે છે—इह—અહીં; જગત્માં, यः—જે કર્તા, यं—જેને કર્મતારૂપને याथात्म्येन—યાથાત્મ્યથી, સ્વસ્વરૂપઅનતિક્રમથી, पश्यति—પેખે છે, અવલોકે છે, तदनुरूपं च—અને તેને અનુરૂપ, દર્શનને અનુરૂપ, चेष्टते—ચેષ્ટા કરે છે, વ્યવહરે છે; भाव्यपायपरिहारसारं—ભાવિ અપાયના પરિહારથી સાર એવું,—અનુરૂપ ચેષ્ટનમાં પણ ભાવિ અપાયને પરિહરતાં એમ અર્થ છે; નહિં કે પુનઃ સત્યભાષી લૌકિક કૌશિક મુનિની જેમ ભાવિ અપાયનો હેતુ; सः—તે, એવંરૂપ, तस्मै—તેને, યાથાત્મ્ય દર્શનાદિના વિષયરૂપ કરાયેલને, हितः—હિત, અનુગ્રહહેતુ, इति—એમ, हितार्थः—હિત શબ્દનો અર્થ છે. કયા કારણથી? તે માટે કહ્યું:—इत्थमेव—આમ જ, આ જ યાથાત્મ્ય દર્શનાદિ પ્રકારથી, तस्य—તેના, સદ્ભૂત દર્શનાદિ ક્રિયાકર્ત્તાની, इष्टोपपत्तेः—ઇષ્ટ ઉપપત્તિને લીધે. इष्टस्य—ઇષ્ટના, ક્રિયાફલના; ચેતનો વા અચેતનોરૂપ વિષયમાં ક્રિયા સતે સ્વગત અને ચેતનવિશેષોમાં (પાઠાંતર–ચેતન વિષયોમાં) સ્વપરગત ક્રિયાફલના ઘટનને લીધે.

વિષયરૂપ કરાયેલ પ્રત્યે તે હિત–અનુગ્રહહેતુ હોય છે. અર્થાત્ ભવિષ્યમાં લાંબા ગાળે પણ હાનિ ન થાય એવી તકેદારીથી સારભૂત એવી જે સમ્યક્ ચેષ્ટા કરે છે, તે તેને હિતરૂપ હોય છે; નહિં કે સત્યભાષી લૌકિક કૌશિક મુનિની પેઠે ભવિષ્યમાં–લાંબા ગાળે પણ અપાય હાનિ થાય એવી ચેષ્ટા કરે છે તે. કૌશિક મુનિએ રસ્તામાં મૃગલાં દીઠાં. તેને પારધિએ પૂછ્યું—તમે આ રસ્તે મૃગલાં દીઠાં? સત્યભાષી કૌશિકે કહ્યું—હા, આ માર્ગે મૃગલાં ગયાં છે. આમ તે સાચું તો બોલ્યો, પણ તેથી તો બિચારાં મૃગલાંઓના પ્રાણહરણનો ભાવિ અપાય આવી પડ્યો, અને તે મુનિ પોતે પણ સાચું બોલતાં છતાં મહાપાપનો ભાગીદાર બની ભાવિ નરકાદિ મહા અપાયનું ભાજન બન્યો, તાત્પર્ય કે—સમ્યક્ વિવેકપૂર્વક ભાવિ અપાયને–હાનિને પરિહરતો સતો જે સમ્યગ્દર્શનને અનુરૂપ સમ્યક્ આચરણા કરે છે, તે તે સમ્યગ્દર્શનના વિષયરૂપ કરાયેલને હિત–અનુગ્રહહેતુ હોય છે, એમ 'હિત' શબ્દનો અર્થ છે.

**તત્ત્વથી હિત કોણ? ને કેવી રીતે?**

કારણ કે 'આમ જ તેના ઇષ્ટની ઉપપત્તિ (ઘટમાનતા) છે માટે'—'इत्थमेव तदिष्टोपपत्तेः', અર્થાત્ આમ જ—યાથાત્મ્ય દર્શનાદિ પ્રકારથી તેના—સદ્ભૂત દર્શનાદિ ક્રિયાકર્ત્તાના ઇષ્ટની–ઇષ્ટ ક્રિયાફલની ઉપપત્તિ છે, માટે; એટલે કે અચેતન વિષયમાં ક્રિયા સતે સ્વગત ઇષ્ટ ક્રિયાફલનું અને ચેતન વિષયોમાં ક્રિયા સતે સ્વપરગત ઇષ્ટ ક્રિયાફલનું ઘટમાનપણું છે, માટે.



સપરિણામ હિત તે ઇષ્ટ એમ સ્પષ્ટ કરે છે—

[૧૦] इष्टं च सपरिणामं हितं, स्वादुपथ्यान्नवदतिरोगिणः।[९१]

[૧૦] અર્થ:—અને ઇષ્ટ તે સપરિણામ હિત છે,—અતિરોગીને સ્વાદુ–પથ્ય અન્નની જેમ. [૯૧]

पञ्जिका—ઇષ્ટની જ વ્યાખ્યા કરે છે—इष्टं पुनः सपरिणामं—ઇષ્ટ પુનઃ સપરિણામ, ઉત્તરોત્તર શુભફલાનુબંધિ हितं—હિત, સુખકારિ; પ્રકૃત હિતયોગથી સાધ્ય અનુગ્રહ એમ ભાવ છે. દૃષ્ટાન્ત કહ્યું:—स्वादुपथ्यान्नवत्—સ્વાદુ–પથ્ય અન્નની જેમ. स्वादु—જિહ્વેન્દ્રિયપ્રીણક (પ્રસન્ન કરનાર), पन्था इव पन्थाः—પંથ જેવો પંથ,—સતત ઉલ્લંઘનીયપણાથી, ભવિષ્યકાળ, तत्र साधु—તેમાં સાધુ, ભલું તે, पथ्यं च—અને પથ્ય. તે स्वादुपथ्यं—સ્વાદુ–પથ્ય, तदन्नं—તે અન્ન, तद्वत्—તેની જેમ. अतिरोगिणः—અતિરોગીને, અતીતપ્રાય રોગવાળાને. અભિનવ રોગમાં તો 'अहितं पथ्यमप्यातुरे'—આતુરમાં પથ્ય પણ અહિત છે એ વચનથી પથ્યનો અનધિકાર જ છે. इतिरोगिणः એ પાઠમાં इति—एवंप्रकारः—એવા પ્રકારનો, સ્વાદુ–પથ્ય અન્નઅર્હ જે રોગ, तद्वतः—તદ્વંતને. સ્વાદુનું ગ્રહણ તત્કાળે પણ સુખહેતુપણે વિવક્ષિતપણાને લીધે, અને અસ્વાદુત્વમાં પથ્યના પણ અતથાભૂતપણાને લીધે એકાન્તથી ઇષ્ટપણું નથી. અને ઉપચારથી સ્વાદુ–પથ્ય અન્નનું ઇષ્ટપણું છે,—તજ્જન્ય અનુગ્રહના જ ઇષ્ટપણાને લીધે. કહ્યું છે કે—

"कज्जं इच्छंतेणं अणंतरं कारणंपि इट्ठंति।
जह आहारजतित्तिं इच्छंतेणेह आहारो॥"

(અર્થાત્) કાર્યને ઇચ્છનારને અનન્તર કારણ પણ ઇષ્ટ છે,—જેમ આહારજન્ય તૃપ્તિ ઇચ્છનારને આહાર અહીં ઇષ્ટ છે.

એમ ઇષ્ટપણાને લીધે આ હિતયોગલક્ષણા ક્રિયા પણ અત એવ ઇષ્ટ સિદ્ધ થઈ.

## વિવેચન

"ભવરોગના વૈદ્ય જિનેશ્વરૂ, ભાવૌષધ તુજ ભક્તિ....જિણંદજી !
દેવચંદ્રને શ્રી અરિહંતનો, છે આધાર એ વ્યક્તિ....જિણંદજી !"—શ્રી દેવચંદ્રજી

આ 'ઇષ્ટ'ની વ્યાખ્યા શી ? તે અત્ર કહી છે—'इष्टं च सपरिणामं हितं—'ઇષ્ટ તે સપરિણામ હિત છે.' અર્થાત્ ઉત્તરોત્તર શુભ ફલનો અનુબંધ કરનારૂં, શુભ ફલની અખંડ પરંપરા ચાલુ રાખનારૂં એવું જે સપરિણામ હિતરૂપ હોય, પરિણામે પણ સુખદ હોય તે ઇષ્ટ. અત્રે દૃષ્ટાંત—અતિરોગીને સ્વાદુ-પથ્ય અન્નની જેમ. 'स्वादुपथ्यान्नवदतिरोगिनः ।' અતિરોગી એટલે જે રોગને લગભગ અતીત કરી, વટાવી જઈ, લગભગ સાજો થઈ ગયેલો (Convalascent) છે, તેને સ્વાદુ અને પથ્ય અન્ન જેમ સપરિણામ હિતરૂપ હોય છે તેમ. અત્રે સ્વાદુ અને પથ્ય એ બન્ને વિશેષણ સાર્થક છે. સ્વાદુ એટલે જીભને ગમતું-પ્રસન્ન કરનારૂં, સ્વાદિષ્ટ; અને પંથની જેમ સતત ઉલ્લંઘવો પડતો હોવાથી ભવિષ્યકાળ એ જ પંથ, તે પ્રત્યે જે રૂડું-ભલું તે પથ્ય, અર્થાત્ ભવિષ્યમાં પરિણામે પણ જે ગુણકારી તે પથ્ય. આવું સ્વાદુ અને પથ્ય અન્ન અતિ-રોગીને—સાજા રોગીને હિતરૂપ હોય છે, પણ અભિનવ-તાજા રોગીને તો 'अहितं पथ्यमप्यातुरे' આતુરમાં-રોગાતુરમાં પથ્ય પણ અહિત છે એ વચનથી પથ્ય પણ હિતરૂપ નથી. 'ઇતિ-રોગી' એ પાઠમાં એવા પ્રકારે સ્વાદુ-પથ્ય અન્નને યોગ્ય રોગવાળાને એમ અર્થ કરવો.

ઇષ્ટ તે સપરિણામ હિત: અતિરોગીને સ્વાદુ-પથ્ય અન્ન જેમ

અત્રે પથ્ય છતાં અસ્વાદુ હોય તે સુખહેતુ થતું નથી, પણ જિહ્વેન્દ્રિયને પ્રસન્ન કરતું એવું સ્વાદુ હોય તે તત્કાલ (Immediately) પણ સુખહેતુ હોય છે, એટલા માટે 'સ્વાદુ' વિશેષણ ઇષ્ટ છે. અને સ્વાદુ છતાં અપથ્ય હોય તે પરિણામે (Ultimately, in the long run) સુખહેતુ હોતું નથી, પણ પથ્ય હોય તે જ પરિણામે સુખહેતુ હોય છે, એટલા માટે 'પથ્ય' વિશેષણ પણ ઇષ્ટ છે. આમ તત્કાલ અને ભાવિ પરિણામે ઇષ્ટ સુખલાભનું કારણ થતું હોવાથી સ્વાદુ-પથ્ય અન્નનું પણ ઉપચારથી ઇષ્ટપણું છે. કહ્યું છે કે—'કાર્ય ઇચ્છનારને અનંતર કારણ પણ ઇષ્ટ છે—જેમ આહારજન્ય તૃપ્તિ ઇચ્છનારને અહીં આહાર ઇષ્ટ છે તેમ.' આ દૃષ્ટાંતનો ફલિતાર્થ એ છે કે—તત્કાલ ને પરિણામે સુખદ સ્વાદુ-પથ્ય અન્ન જેમ અતિરોગીને ઇષ્ટ છે, તેમ તત્કાલ ને પરિણામે જે હિત હોય, તે હિતક્રિયા જ હિતકર્તાને ઇષ્ટ છે.



એથી ઉલટું તે અનિષ્ટ એમ વ્યતિરેકથી કહે છે—

[११]अतोऽन्यथा तदनिष्टत्वसिद्धिः तत्कर्तुरनिष्टाप्तिहेतुत्वेन, अनागमं पापहेतोरपि पापभावात्। [१२]

[૧૧]અર્થ:—આનાથી અન્યથા તેના અનિષ્ટપણાની સિદ્ધિ છે, તેના કર્ત્તાને અનિષ્ટપ્રાપ્તિ-હેતુપણાએ કરીને; કારણ કે અનાગમપણે પાપહેતુથકી પણ પાપભાવ છે, માટે.[૯૨]

## વિવેચન

"પ્રાણીમાત્રનો રક્ષક, બંધવ અને હિતકારી એવો કોઈ ઉપાય હોય
તો તે વીતરાગનો ધર્મ જ છે."—શ્રીમદ્ રાજચંદ્રજી

આમ સપરિણામ હિત તે ઇષ્ટ એમ જો ન માનવામાં આવે તો શો વિરોધ આવે ? તે અહીં વ્યતિરેકથી દર્શાવ્યો છે—'આનાથી અન્યથા તેના અનિષ્ટપણાની સિદ્ધિ છે.' —'अतोऽन्यथा तदनिष्टत्वसिद्धिः'. અર્થાત્ જે જેને યાથાત્મ્યથી દેખે છે, અને ભાવિ અપાય પરિહારથી સાર એવી રીતે તેને અનુરૂપ ચેષ્ટા કરે છે, એમ જે ઉપરમાં કહ્યું એનાથી અન્યથા—પ્રકારાન્તરે જે ચેષ્ટા કરે છે તે ચેષ્ટાના અનિષ્ટપણાની—અસુખકારિપણાની સિદ્ધિ હોય છે. એટલે કે જેમ છે તેમ વસ્તુને દેખ્યા વિના અને ભાવિ હાનિ ન થાય એવી તકેદારી રાખ્યા વિના જે અનનુરૂપ ચેષ્ટા કરવા જાય છે, તે ઇષ્ટ નથી, પણ સપરિણામ હિતરૂપ નહિ હોવાથી અનિષ્ટ છે.

---

पञ्जिका—એમ વ્યતિરેક કહે છેઃ—अतः—આનાથી, 'यो यं याथात्म्येन पश्यति' જે જેને યાથાત્મ્યથી દેખે છે ઇત્યાદિ ઉક્તરૂપ પ્રકારથી अन्यथा—અન્યથા, પ્રકારાન્તરે ચેષ્ટામાં, तदनिष्टत्वसिद्धिः—તેની અનિષ્ટત્વસિદ્ધિ છે; तस्याः—તે ચેષ્ટાનું, अनिष्टत्वं—અનિષ્ટત્વ, અનિષ્ટપણું, અસુખકારિપણું, तस्य सिद्धिः—તેની સિદ્ધિ—નિષ્પત્તિ. કેવી રીતે ? તે માટે કહ્યુંઃ—तत्कर्त्तुः—તેના કર્ત્તાના, પ્રકારાન્તરે ચેષ્ટાકર્ત્તાના, अनिष्टाप्तिहेतुत्वेन—અનિષ્ટ પ્રાપ્તિના હેતુપણાએ કરીને. अनिष्टं च—અને અહીં અનિષ્ટ, અશુભ કર્મ, तस्याप्तिः—તેની પ્રાપ્તિ, બંધ, तस्याः—તેના, પ્રકારાન્તર-ચેષ્ટાના, हेतुत्वेन—હેતુપણાએ કરીને.

આ અભિપ્રાય છે—વિપર્યસ્ત બોધવાળો વિપરીત પ્રજ્ઞાપનાદિથી ચેતનોમાં વા અચેતનોમાં અનનુરૂપ ચેષ્ટા કરતો, (અને) અનુરૂપ ચેષ્ટનમાં પણ ભાવિ અપાય અપરિહરતો સતો નિયમથી અશુભ કર્મથી બંધાય છે. પરો પ્રત્યે તો તે અનિષ્ટપ્રાપ્તિહેતુ હોય વા ન હોય એમ અનેકાંત છે—અચેતનો પ્રત્યે ન હોય, ચેતનો પ્રત્યે તો હોય પણ ખરો એમ ભાવ છે.

વારુ, પરો પ્રત્યે અહિતયોગનું અનૈકાન્તિકપણું સતે, પ્રકારાન્તર ચેષ્ટનવાળા તેના કર્ત્તાનું અનિષ્ટ-પ્રાપ્તિહેતુપણું ઐકાન્તિક કેમ ? એમ આશંકીને કહ્યું:—अनागमम्—અનાગમપણે, આગમના આદેશ શિવાય, पापहेतोरपि—પાપહેતુથકી પણ, અયથાવસ્થિત દર્શનાદિ અકુશલ કર્મકારણ થકી, पापभावात्—પાપભાવને લીધે, અકુશલ કર્મભાવને લીધે. પાપહેતુથી કરાયેલા પરો પ્રત્યેના અપાય થકી પુનઃ પાપભાવ જ (હોય), એમ 'અપિ'—પણ શબ્દનો અર્થ છે.

આ અભિપ્રાય છે—આગમના આદેશથી ક્વચિત્ અપવાદે જીવવધાદિ પાપહેતુઓમાં પ્રવૃત્તને પાપભાવ ન હોય, પણ અન્યથા પ્રવૃત્તિમાં તો પરો પ્રત્યે પ્રત્યપાય અભાવે પણ સ્વપ્રમાદ દોષના ભાવથકી નિયમથી પાપભાવ હોય. એટલે તેના કર્ત્તાનું અનિષ્ટપ્રાપ્તિહેતુપણું એકાંતિક છે.

આ અનિષ્ટપણું કેવી રીતે હોય છે? 'तत्कर्तृरनिष्टाप्तिहेतुत्वेन' 'તેના કર્ત્તાને અનિષ્ટ પ્રાપ્તિના હેતુપણાએ કરીને.' અર્થાત્ સમ્યગ્દર્શનાદિ વિનાની પ્રકારાન્તરે ચેષ્ટા કરનારને તે ચેષ્ટા અશુભ કર્મબંધરૂપ અનિષ્ટની પ્રાપ્તિનો હેતુ થઇ પડે છે, એટલે તે ચેષ્ટા પણ અનિષ્ટ છે. તાત્પર્ય કે—જે જેમ છે તેમ વસ્તુસ્વરૂપને દેખવારૂપ સમ્યગ્દર્શનના અભાવે અસત્—મિથ્યા પ્રરૂપણાઆદિથી ચેતનો વા અચેતનો પ્રત્યે અનનુરૂપ-અણુછાજતી ચેષ્ટા કરે છે, અને અનુરૂપ ચેષ્ટા કરે તોપણ પરિણામે ભાવિ હાનિ ન થાય એવી તકેદારીવાળી કાળજી રાખતો નથી, તે પોતે જ અશુભ કર્મથી બંધાઈ પોતાને તો એકાંતે અનિષ્ટપ્રાપ્તિનો હેતુ અવશ્ય થઈ જ પડે છે, પરોને—બીજાઓને તો તે અનિષ્ટપ્રાપ્તિનો હેતુ હોય કે ન હોય એમ ભજનારૂપ અનેકાંત છે,—અચેતનોને ન હોય, ચેતનોને તો હોય પણ ખરો. અર્થાત્ 'ખાડો ખોદે તે પડે' એ ન્યાયે બીજાનું અહિત થાય વા ન થાય, પણ અહિતકર્ત્તાનું પોતાનું અહિત તો થાય જ થાય.

**બીજાનું અહિત થાય કે નહિં, પણ અહિતકર્ત્તાનું તો થાય જ**

અત્રે કોઈ શંકા કરશે—વારુ, આમ બીજાઓને અહિતયોગ અનિષ્ટપ્રાપ્તિહેતુરૂપ થાય વા ન થાય એમ વિકલ્પરૂપ અનેકાંત છે, તો પછી પ્રકારાન્તર ચેષ્ટન વડે અહિતકર્ત્તાને અનિષ્ટપ્રાપ્તિહેતુપણું એકાન્તિક કેમ હોય? એ આશંકાના સમાધાનાર્થે અત્રે કહ્યું—'अनागमं पापहेतोरपि पापभावात्' 'અનાગમપણે પાપહેતુ થકી પણ પાપભાવ છે માટે.' અર્થાત્ અનાગમપણે—આગમના આદેશ વિના, આગમથી નિરપેક્ષપણે અયથાવસ્થિત દર્શન–મિથ્યા દર્શન, મિથ્યા–અસત્ પ્રરૂપણા અને અસત્ આચરણા આદિ પાપહેતુ થકી પણ પાપભાવ–અકુશલ કર્મભાવ હોય છે; તો પછી પાપહેતુથી પરો પ્રત્યે કરાયેલ અપાય–હાનિ થકી પાપભાવ જ હોય એમાં પૂછવું જ શું? એમ 'અપિ' પણ શબ્દથી સૂચવ્યું છે. તાત્પર્ય કે—આગમના આદેશથી ક્વચિત્ જીવવધાદિ પાપહેતુઓમાં પણ પ્રવૃત્તને પાપભાવ ન હોય, પણ આગમ આદેશથી નિરપેક્ષ પ્રવૃત્તિમાં તો બીજાઓ પ્રત્યે અપાય–હાનિ ન થતી હોય, તોપણ પોતાના પ્રમાદદોષના ભાવને લીધે નિયમથી પાપભાવ હોય જ. એટલા માટે તેના કર્ત્તાને અનિષ્ટપ્રાપ્તિહેતુપણું એકાન્તિક છે.

**અનાગમપણે પાપહેતુ થકી પણ પાપભાવ**



ઇતરેતરાપેક્ષી કર્તા–કર્મ પ્રકાર છે, એ યુક્તિથી લોકહિતપણું નિરુપચરિત છે એમ સિદ્ધ કરે છે—

[१२]इतरेतरापेक्षः कर्तृकर्म्मप्रकारः, नाचेतनाहितयोग उपचरितः, पुनरागमकर्म्मकत्वेन, सचेतनस्यापि एवंविधस्यैव नायमिति दर्शनार्थः।

कर्तृव्यापारापेक्षमेव तत्र कर्म्मत्वं, न पुनः स्वविकारापेक्षं, कङ्कटुकपक्काविस्थमपि दर्शनात्। [९३]

॥ इति लोकहिताः ॥ १२ ॥

[૧૨]અર્થઃ—ઇતરેતર અપેક્ષાવાળો કર્તા–કર્મપ્રકાર છે. અચેતન પ્રત્યેનો અહિતયોગ ઉપચરિત નથી, પુનરાગમકર્મકપણા વડે કરીને.

સચેતનને પણ—એવંવિધને જ આ (અહિતયોગ) નથી, એમ દર્શનાર્થે છે.

તેમાં કર્મત્વ કર્તૃવ્યાપારઅપેક્ષી જ છે,—નહિં કે પુનઃ સ્વવિકારઅપેક્ષી—કાંગડુ મગની પકાવટમાં આમ પણ દર્શન છે, માટે.[૯૩]

॥ ઇતિ લોકહિતો ॥ ૧૨ ॥

---

पञ्जिका:- વારુ, આ પણ કેમ નિશ્ચિત છે કે અનાગમપણે પાપહેતુ થકી પણ અવશ્ય પાપભાવ છે? એમ આશંકીને કહ્યું: इतरेतरापेक्षः—ઇતરેતર અપેક્ષાવાળો, પરસ્પર આશ્રિત, कर्तृकर्म्मप्रकार:- કારકભેદ લક્ષણ કર્ત્તા-કર્મપ્રકાર. કર્ત્તા કર્મને અપેક્ષીને વ્યાપારવાન્ અને કર્મ કર્ત્તાને અપેક્ષીને, એમ ભાવ છે. જેમ પ્રકાશ્ય ઘટાદિકને અપેક્ષીને પ્રકાશક પ્રદીપાદિ, અને તે પ્રકાશક સતે પ્રકાશ્ય (હોય); તેમ વિપર્યસ્ત બોધ આદિ પાપહેતુમાન્ પાપકર્ત્તા પુરુષ અવશ્ય તથાવિધ કાર્યરૂપ પાપભાવ સતે જ હોય, પાપભાવ પણ તે પાપકર્ત્તા સતે હોય. એટલે આ ઉપરથી આ સ્થિત છે—પ્રકારાન્તર ચેષ્ટનની અનિષ્ટત્વસિદ્ધિ છે,—હિતયોગથી વિપરીતપણાને લીધે; અને વિષય પ્રતિ અહિતયોગપણું છે.

વારુ, એમ અચેતનોમાં અહિતયોગ કેમ? તેનાથી સાધ્ય એવાં ક્રિયાફલરૂપ અપાયના તેઓમાં કદી પણ અભાવને લીધે. જો ઉપચરિત હોય, તો તેનું ઉપચરિતપણું સતે તેઓમાં હિતયોગ પણ તાદૃશ જ (તેવો જ) પ્રસંગિત થાય, અને સ્તવમાં તાદૃશનો પ્રયોગ નથી,—સ્તવના સદ્ભૂતાર્થવિષયપણાને લીધે. તો પછી ભગવંતો સર્વલોકહિત કેમ? એમ આશંકીને કહ્યું:—

न—ન જ, अचेतनाहितयोग:—अचेतनेषु—અચેતનોમાં, ધર્માસ્તિકાયાદિમાં, अहितयोग:—અહિતયોગ, અપાયહેતુ મિથ્યાદર્શનાદિ વ્યાપાર, उपचरित:—ઉપચરિત, અધ્યારોપિત 'अग्निर्माणवक:' —માણવક અગ્નિ છે ઇત્યાદિમાં અગ્નિત્વની જેમ. અત્રે હેતુ કહ્યો—

पुनरागमकर्म्मकत्वेन—પુનરાગમકર્મકપણા વડે કરીને. पुनरागमनं—પુનરાગમન,—પ્રત્યાવૃત્ત થઈને કર્ત્તામાં જ ક્રિયાફલભૂત અપાયના ભાજનીકરણ વડે, कर्म्म यस्य स:—કર્મ છે જેનુ તે पुनरागमकर्म्मक:—પુનરાગમકર્મક, એવો અચેતન અહિતયોગ, तस्य भाव:—તેનો ભાવ તે तत्त्व—તત્ત્વ, પુનરાગમકર્મકત્વ, तेन—તે વડે કરીને.

ઉપચરિત અહિત ભાવ મુખ્યભાવ કાર્યકારી નથી,—માણવકના અગ્નિત્વવત્; પણ અચેતન અહિતયોગ તો પ્રત્યાવૃત્ત થઈ સ્વકર્ત્તામાં જ ક્રિયાફલરૂપ અપાય ઉપરચતો સતો પરવધાર્થે દુઃશિક્ષિતના શસ્ત્રવ્યાપારની જેમ, તેને જ હણતો સતો ઉપચરિત કેમ હોય?

એમ તો ત્યારે સચેતનોમાં પણ અહિતયોગ પુનરાગમકર્મક જ પ્રાપ્ત થયો, એમ પરવચનનો અવકાશ આશંકીને કહ્યું—सचेतनस्यापि—સચેતનનો પણ, જીવાસ્તિકાયનો એમ અર્થ છે, અહિતયોગ એમ સમજાય છે; અચેતનનો તો છે જ એમ 'अपि'—પણ શબ્દનો અર્થ છે, एवंविधस्यैव— —એવંવિધનો જ, અચેતન સમનો જ, ક્રિયાફલભૂત અપાયથી રહિતનો જ એમ અર્થ છે, न—ન જ, अयं—આ, પ્રકૃત અચેતન અહિતયોગ, इति—આ પૂર્વોક્ત અર્થના, दर्शनार्थः—દર્શનાર્થ છે, વ્યાપક છે, એમ ભાવ છે,—અહિતયોગ થકી કોઈ સચેતનમાં ક્રિયાફલ અપાયના પણ ભાવને લીધે.

વારુ, જો અચેતનોમાં ક્રિયાફલરૂપ અપાય છે નહિં, તો તેના આલંબને (પાઠાંતરઃ તથાપ્રકારે) પ્રવૃત્ત અહિતયોગથી આક્ષિપ્ત એવું તેઓનું કર્મત્વ કેમ? તે માટે કહ્યું:—कर्तृव्यापारापेक्षमेव— કર્તૃવ્યાપારાપેક્ષ જ, મિથ્યાદર્શનાદિ ક્રિયાકૃત જ, तत्र—તેમાં, અચેતનોમાં, कर्म्मत्वं—કર્મપણું છે. અવધારણફલ કહ્યું—न पुनः स्वविकारापेक्षं—નહિં કે પુનઃ સ્વવિકારાપેક્ષ, ન સ્વગત અપાય અપેક્ષ, વારુ, આમ કર્મભાવ કેવી રીતે? એમ આશંકીને કહ્યું :—

कङ्कटुपक्त्कावित्थमपि दर्शनात्—કંકટુક (કાંગડૂ) પક્તિમાં (પકાવટમાં) આમ પણ દર્શનને લીધે. कङ्कटुकानां—કંકટુક, પાકઅનર્હ મગ આદિની, पक्तौ—પક્તિમાં, પચનમાં, इत्थमपि—આમ પણ, સ્વવિકાર અભાવે પણ, दर्शनात्—કર્મત્વના દર્શનને લીધે; 'कङ्कटुकान्पचति'—કંકટુકોને (કાંગડૂને) પચાવે છે, એવા પ્રયોગના પ્રામાણ્યને લીધે. અને એમ અચેતનોમાં હિતયોગ પણ મુખ્ય જ કર્તૃવ્યાપાર અપેક્ષાએ છે, એટલા માટે તેના કારણિકપણાએ કરીને સ્તવવિરોધ નથી.

## વિવેચન

"મહાવીરની તુલ્ય ઋષભદેવ જેવા જે જે સર્વજ્ઞ તીર્થંકરો થયા છે તેમણે નિસ્પૃહિતાથી ઉપદેશ આપીને જગદ્‌હિતૈષિણી પદવી પ્રાપ્ત કરી છે"

શ્રીમદ્ રાજચંદ્રજીપ્રણીત ભાવનાબોધ

ત્યારે શંકા થશે—અનાગમપણે પાપહેતુ થકી પણ અવશ્ય પાપભાવ છે એમ નિશ્ચિત કેમ કહી શકાય? તેના નિવારણાર્થે કહ્યું—'इतरेतरापेक्षः कर्तृकर्म्मप्रकारः।' 'ઈતરેતર અપેક્ષાવાળો કર્ત્તા–કર્મપ્રકાર છે.' અર્થાત્ કર્ત્તા–કર્મનો જે પ્રકાર છે, તે પરસ્પર આશ્રિત હોઈ એકબીજાની અપેક્ષાવાળો છે; એટલે કર્ત્તા કર્મને અપેક્ષીને ને કર્મ કર્ત્તાને અપેક્ષીને પ્રવર્ત્તે છે. જેમ પ્રકાશ્ય (પ્રકાશાવા યોગ્ય) એવા ઘટાદિકને અપેક્ષીને પ્રદીપાદિ પ્રકાશક છે અને તે પ્રકાશક એવા પ્રદીપાદિને અપેક્ષીને ઘટાદિ પ્રકાશ્ય છે; તેમ પાપકર્મને અપેક્ષીને પાપકર્ત્તા છે ને પાપકર્ત્તાને અપેક્ષીને પાપકર્મ છે. એટલે પ્રકૃતમાં વિપર્યસ્ત દર્શન–અસત્પ્રરૂપણા આદિ પાપહેતુવાળો પાપકર્ત્તા પુરુષ અવશ્ય તથાપ્રકારના પાપભાવરૂપ કર્મવાળો જ હોય, અને તથાપ્રકારનું પાપભાવરૂપ કર્મ પણ તેવા પાપકર્ત્તા પુરુષને આશ્રીને જ વર્ત્તે. આમ અન્યોન્યઆશ્રયી કર્ત્તા–કર્મ સંબંધ પરથી નિશ્ચિત થાય છે કે—મિથ્યાદર્શન–અસત્પ્રરૂપણા આદિ પાપહેતુ વડે કરીને વિપરીત ચેષ્ટનના અનિષ્ટપણાની સિદ્ધિ છે,—હિતયોગથી વિપરીતપણું અને અહિતયોગપણું છે, માટે.

ઈતરેતરાપેક્ષી કર્તૃકર્મપ્રકાર

અત્રે કોઈ આશંકા કરશે—વારુ, એમ અચેતનોમાં અહિતયોગ કેમ ઘટશે? કારણ કે તે અહિતયોગથી સાધ્ય એવા ક્રિયાફલરૂપ અપાયનો (હાનિનો) તેઓમાં કદી પણ સંભવ નથી, માટે. હવે જો અહિતયોગ ઉપચરિત છે એમ કહો, તો તેનું ઉપચરિતપણું સતે તેઓ પ્રત્યેના હિતયોગને પણ તાદૃશ જ—ઉપચરિત જ કહેવાનો પ્રસંગ પ્રાપ્ત થશે; અને સ્તવનું તો સદ્‌ભૂતાર્થવિષયપણું છે, એટલે તેમાં તેવા ઉપચરિતનો પ્રયોગ છે નહિ. તો પછી ભગવંતો સર્વલોકહિત શી રીતે? એ આશંકાના સમાધાનાર્થે કહ્યું—'અચેતનો પ્રત્યેનો અહિતયોગ ઉપચરિત નથી.' અર્થાત્ અચેતન એવા ધર્માસ્તિકાય આદિમાં અહિતયોગ—અપાયહેતુરૂપ મિથ્યાદર્શનાદિવ્યાપાર ઉપચરિત નથી, 'અગ્નિ-માણવકની' જેમ અધ્યારોપિત નથી; માણવક અગ્નિ છે, ઈત્યાદિમાં અગ્નિપણું જેમ ઉપચરિત છે, તેમ અત્રે નથી.

અચેતન અહિતયોગ ઉપચરિત નથી

આ અહિતયોગ ઉપચરિત કેમ નથી? તેનું કારણ દર્શાવ્યું–'पुनरागमकर्मकत्वेन।' **'પુનરાગમ કર્મકપણા વડે કરીને.'** અર્થાત્ પુનરાગમન કર્મ એટલે પ્રત્યાવૃત્ત થઈને—પાછું વળીને (Rebounding) કર્ત્તાને જ ક્રિયાફલભૂત અપાયનું (હાનિનું) ભાજન કરવા વડે પાછું આવવું તે પ્રત્યાગમન કર્મ જેનું છે, તે પુનરાગમકર્મક (અચેતન અહિતયોગ છે), તેનો ભાવ તે પુનરાગમકર્મકપણું, તે વડે કરીને. એટલે કે અચેતન પ્રત્યેનો અહિતયોગ છે તે પુનરાગમકર્મક છે, એટલે તે અચેતનમાંથી પાછો વળીને તે અહિતકર્ત્તામાં જ આવી તેને જ અહિતનું–અપાયનું

પુનરાગમકર્મકપણા વડે કરીને અહિતયોગ ઉપચરિત નથી

ભાજન બનાવે છે. હવે જો આ અહિતયોગ માણવક-અગ્નિની જેમ ઉપચરિત હોય, તો તે મુખ્યભાવ કાર્યકારી હોય નહિં; પણ આ અચેતનઅહિતયોગ તો પ્રત્યાવૃત્ત થઈ-પાછો વળી સ્વકર્ત્તામાં જ ક્રિયાફલરૂપ અનિષ્ટ-અપાય નીપજાવે છે; એટલે પરવધાર્થે દુઃશિક્ષિતનો શસ્ત્રવ્યાપાર તેને પોતાને જ હણે છે, તે જેમ ઉપચરિત નથી, તેમ આ પુનરાગમનકર્મવાળો અચેતન-અહિતયોગ પણ પાછો વળી તે અહિતકર્ત્તાને પોતાને જ હાનિં ઉપજાવતો હોવાથી ઉપચરિત નથી.

ત્યારે એમ તો સચેતનોમાં પણ પુનરાગમકર્મક જ પ્રાપ્ત થશે, એવી આશંકા દૂર કરવા માટે કહ્યું—'સચેતનને પણ—એવંવિધને જ આ (અહિતયોગ) નથી એમ દર્શનાર્થ છે.' અર્થાત્ એવંવિધ જ એટલે અચેતનની સમ જ, ક્રિયાફલભૂત અપાયથી રહિત જ એવા સચેતનને—જીવાસ્તિકાયને પણ આ પ્રકૃત અચેતન-અહિતયોગ નથી, એમ આ પૂર્વોક્ત અર્થના દર્શનાર્થ છે, ખ્યાપક છે, કારણ કે અહિતયોગ થકી કોઈ સચેતનમાં ક્રિયાફલ-રૂપ અપાયનો ભાવ હોય છે, માટે.

**શંકા-સમાધાન**

ત્યારે વળી શંકા થશે કે—વારુ, જો અચેતનોમાં ક્રિયાફલરૂપ અપાય (હાનિ) છે નહિં, તો તથાપ્રકારે તેના આલંબને પ્રવૃત્ત અહિતયોગથી આક્ષિપ્ત એવું તેઓનું કર્મત્વ કેમ? તેના સમાધાનાર્થે કહ્યું—'कर्तृव्यापारापेक्षमेव तत्र कर्मत्वं। न पुनः स्वविकारापेक्षं'—તેમાં કર્મત્વ કર્તૃવ્યાપારાપેક્ષી જ છે. અર્થાત્ તેમાં-અચેતનોમાં કર્મ પણું તે કર્ત્તાના વ્યાપારની અપેક્ષાએ જ છે, મિથ્યાદર્શનાદિ ક્રિયાકૃત જ છે. આમ 'જ' કારરૂપ અવધારણનું ફલ કહ્યું—'નહિં કે પુનઃ સ્વવિકારઅપેક્ષી;' પોતાના સ્વવિકારને—સ્વગત અપાયને અપેક્ષીને નહિં.

વારુ, આમ કર્મભાવ શી રીતે? તો કે 'કાંગડૂ મગની પકાવટમાં આમ પણ દર્શન છે માટે'—'कङ्कटुकपक्कावित्थमपि दर्शनात्'; અર્થાત્ પાકને અયોગ્ય એવા કાંગડૂ મગ આદિના પચનમાં આમ પણ સ્વવિકારના અભાવે પણ કર્મપણાનું દર્શન થાય છે, માટે. કારણ કે 'કાંગડૂને પકાવે છે' એવા પ્રયોગનું પ્રત્યક્ષ પ્રમાણ છે; કાંગડૂ પોતે પાકતા નથી, છતાં કર્ત્તા પચનની ક્રિયા કરે છે, તેને અપેક્ષીને તેવો પચન-કર્મપણાનો પ્રયોગ થાય છે.

અને એમ અચેતનોમાં અહિતયોગ જેમ મુખ્ય જ છે, તેમ હિતયોગ પણ કર્તૃ-વ્યાપાર અપેક્ષાએ મુખ્ય જ છે, એટલે તે હિતયોગના કારણિકપણા વડે કરીને સ્તવમાં વિરોધ નથી.

॥ इति लोकहिता: ॥ १२ ॥



# ૧૩. લોકપ્રદીપ

## 'लोकप्रदीपेभ्यः' પદ વ્યાખ્યાન

અત્રે લોક એટલે વિશિષ્ટ જ સંજ્ઞિલોક એ સ્પષ્ટ કહી, એવો ન હોય તેમાં તત્ત્વથી પ્રદીપપણું ઘટતું નથી, એમ અંધ-પ્રદીપ દૃષ્ટાંતથી પ્રદર્શિત કરે છે—

[१३]तथा—

### लोकप्रदीपेभ्यः

अत्र लोकशब्देन विशिष्ट एव तद्देशनांशुभिर्मिथ्यात्वतमोऽपनयनेन यथार्हं प्रकाशित-ज्ञेयभावः संज्ञिलोकः परिगृह्यते। यस्तु नैवंभूतः तत्र तत्त्वतः प्रदीपत्वायोगाद्, अन्ध-प्रदीपदृष्टान्तेन।

यथा ह्यन्धस्य प्रदीपस्तत्त्वतः अप्रदीप एव, तं प्रति स्वकार्याकरणात्, तत्कार्यकृत एव च प्रदीपत्वोपपत्तेः, अन्यथाऽतिप्रसङ्गात्। [१४]

[१७]અર્થ:-તથા—

### 'લોકપ્રદીપોને'

અત્રે 'લોક' શબ્દથી,—તેના દેશના આદિ કિરણો વડે મિથ્યાત્વ તમસ્‌ના દૂર થવાથી યથાર્હ (યથાયોગ્યપણે) જેનો જ્ઞેયભાવ પ્રકાશિત છે,—એવો વિશિષ્ટ જ સંજ્ઞિલોક પરિગ્રહાય છે,—પણ જે એવંભૂત નથી તેમાં તત્ત્વથી પ્રદીપપણાનો અયોગ છે, માટે;—અંધ-પ્રદીપ દૃષ્ટાન્તથી.

જેમ અંધને પ્રદીપ તત્ત્વથી અપ્રદીપ જ છે,—તેના પ્રતિ સ્વકાર્યના અકરણને લીધે, અને તત્કાર્ય કરનારના જ પ્રદીપપણાની ઉપપત્તિને લીધે; અન્યથા અતિપ્રસંગ છે, માટે.[૯૪]

### વિવેચન

"સાહેલાં હે કુંથુ જિનેશ્વર દેવ, રત્નદીપક અતિ દીપતો હો લાલ;
સા. મુજ મન મંદિર માંહી, આવે જો અરિબલ જીપતો હો લાલ....
સા. મિટે તો મોહ અંધાર, અનુભવ તેજે ઝળહળે હો લાલ;
સા. ધૂમ કષાય ન રેખ, ચરણ ચિત્રામણ નવિ ચલે હો લાલ. શ્રી યશોવિજયજી

તથા એટલે તથાપ્રકારે 'લોક' શબ્દનો લોકના એક દેશમાં વળી બીજો વિશિષ્ટ

પ્રયોગ કર્યો છે—'लोकप्रदीपेभ्यः'—**લોકપ્રદીપોને.** અત્રે 'લોક' શબ્દથી તે કેવલજ્ઞાન-ભાસ્કર ભગવંતોના દેશનારૂપ કિરણો વડે મિથ્યાત્વ તમસ્-મિથ્યાત્વ અંધકાર ટળવાથી યથાર્હ-યથાયોગ્યપણે જેનો જ્ઞેયભાવ પ્રકાશ પામ્યો છે, એવો **વિશિષ્ટ જ સંજ્ઞિલોક** ગ્રહવામાં આવ્યો છે-'विशिष्ट एव संज्ञिलोकः'. અર્થાત્ ભગવંતના દેશનાકિરણોથી મિથ્યાત્વ અંધકાર દૂર થવાથી, જેને પોતપોતાના ક્ષયોપશમ અનુસાર યથાયોગ્યપણે જીવ-અજીવાદિ જ્ઞેય તત્ત્વના ભાવ-પરમાર્થ જાણવારૂપ જ્ઞાનપ્રકાશ સાંપડ્યો છે,—એવો સમ્યક્જ્ઞાનવાન્ સમ્યગ્જ્ઞાનસંપન્ન વિશિષ્ટ જ 'સંજ્ઞિ'લોક અત્ર 'લોક'શબ્દથી અભિપ્રેત છે.

અત્રે લોક એટલે વિશિષ્ટ જ સંજ્ઞિલોક

કારણ કે—'यस्तु नैवंभूतः तत्र तत्त्वतः प्रदीपत्वायोगाद्, अन्धप्रदीपदृष्टान्तेन।'—'જે એવંભૂત નથી, તેમાં તત્ત્વથી પ્રદીપપણાનો અયોગ છે માટે,—અંધ-પ્રદીપ દૃષ્ટાંતથી.' અર્થાત્ જે એવા પ્રકારની—એવંભૂત સમ્યગ્જ્ઞાનદશાને પામેલો જ્ઞાની સમ્યગ્દૃષ્ટિ નથી, જેના અંતરમાં **સમ્યગ્જ્ઞાનરૂપ રત્નદીપક** પ્રગટ્યો નથી, તેના સંબંધમાં તત્ત્વથી—પરમાર્થથી ભગવંતનું પ્રદીપપણું ઘટતું નથી. અર્થાત્ આ લોકપ્રદીપ ભગવંતના યોગે મનોમંદિરમાં જો સમ્યગ્દર્શન-બોધરૂપ રત્નદીપક પ્રગટ્યો, તો જ મોહ અંધકાર વિલય પામે છે, 'મિટે તો મોહ અંધાર'; અને આત્મઅનુભવ તેજનો ઝળહળાટ વ્યાપી રહે છે, 'અનુભવ તેજે ઝળહળે હો લાલ;' આમ **બોધ-રત્નદીપક** જેના અંતરમાં પ્રગટે, તે વિશિષ્ટ સમ્યગ્દૃષ્ટિ લોકને જ આ ભગવંત પ્રદીપરૂપ થાય છે. પણ જેના અંતરમાં તેવો બોધદીપક પ્રગટતો નથી ને મોહઅંધકાર વિઘટતો નથી, તેને આ ભગવંતો પ્રદીપરૂપ થતા જ નથી.

"દેવજશા દરિશન કરો, વિઘટે મોહ વિભાવ....લાલ રે;<br>
પ્રગટે શુદ્ધ સ્વભાવતા આનંદ લહરી દાવ લાલ રે."—**શ્રી દેવચંદ્રજી**

અત્રે **અંધ-પ્રદીપનું દૃષ્ટાંત** ઘટે છે. यथा ह्यन्धस्य प्रदीपस्तत्त्वतः अप्रदीप एव। ઇ. જેમ અંધને પ્રદીપ તત્ત્વથી અપ્રદીપ જ છે,—તેના પ્રતિ સ્વકાર્યના અકરણને લીધે, અને તત્કાર્ય કરનારના જ પ્રદીપપણાની ઉપપત્તિને લીધે, અન્યથા અતિપ્રસંગ છે માટે. અર્થાત્ આંધળાને દીવો નહિ દીવા જેવો જ છે, કારણ કે એક તો તેના પ્રત્યે તે દીવો પ્રકાશ વડે વસ્તુદર્શનરૂપ સ્વકાર્ય કરતો નથી, અને બીજું તે પ્રકાશરૂપ કાર્ય કરનારને જ ખરેખરૂં પ્રદીપપણું ઘટે છે, નહિં તો અતિપ્રસંગ-અતિવ્યાપ્તિ દોષ આવે છે.



અંધ સમા અજ્ઞાન લોક પ્રત્યે લોકપ્રદીપ ભગવંતો પણ અપ્રદીપો જ છે, એમ સંકલનાબદ્ધ યુક્તિથી માર્મિક કથન કરે છે—

[१४] अन्धकल्पश्च यथोदितलोकव्यतिरिक्तस्तदन्यलोकः, तद्देशनांशुभ्योऽपि तत्त्वोपलम्भाभावात्, समवसरणेऽपि सर्वेषां प्रबोधाश्रवणात्, इदानीमपि तद्वचनतः प्रबोधादर्शनात्,

तदभ्युपगमवतामपि तथाविधलोकदृष्ट्यनुसारप्राधान्याद्, अनपेक्षितगुरुलाघवं तत्त्वोपलम्भ-शून्यप्रवृत्तिसिद्धेरिति ।

तदेवंभूतं लोकंप्रति भगवन्तोऽपिअप्रदीपा एव, तत्कार्याकरणादित्युक्तमेतत् ।[९५]

[९४]અર્થઃ—અને યથોદિત લોકથી વ્યતિરિક્ત (જૂદો) એવો તેનાથી અન્ય લોક અંધ તુલ્ય છે,—તેના (લોકપ્રદીપ ભગવંતના) દેશનાદિ કિરણો થકી પણ તત્ત્વોપલંભનો અભાવ છે માટે, સમવસરણમાં પણ સર્વના પ્રબોધનું અશ્રવણ છે માટે, હમણાં પણ તેના વચન થકી પ્રબોધનું અદર્શન છે માટે, તેના અભ્યુપગમવંતોને (માન્ય કરનારાઓને) પણ તથાવિધ લોકદૃષ્ટિ અનુસારનું પ્રાધાન્ય છે માટે, ગુરુલાઘવના અનપેક્ષિતપણે તત્ત્વોપલંભ-શૂન્ય પ્રવૃત્તિની સિદ્ધિ છે માટે.

તેથી એવંભૂત લોક પ્રતિ ભગવંતો પણ અપ્રદીપો જ છે,—તેના કાર્યના અકરણને લીધે, એમ આ ઉક્ત છે.[૯૫]

---

पञ्जिकाः—तदभ्युपगम—ઇત્યાદિ. तदभ्युपगमवतामपि—તેના અભ્યુપગમવંતોને પણ, ભગવંતો સર્વપ્રદીપો છે,—નહિં કે વિવક્ષિત સંજ્ઞિમાત્રના જ એમ અંગીકારવંતોની પણ.—નહિં કે કેવલ પૂર્વોક્ત અંધકલ્પ લોકના એમ 'અપિ' પણ શબ્દનો અર્થ છે. तत्त्वोपलम्भशून्यप्रवृत्तिसिद्धेः—તત્ત્વોપલંભશૂન્ય પ્રવૃત્તિની સિદ્ધિને લીધે એમ ઉત્તર સાથે યોગ (સંબંધ છે). ક્યા કારણથી? તે માટે કહ્યું:—

तथाविधलोकदृष्ट्यनुसारप्राधान्यात्—તથાવિધ લોકદૃષ્ટિ અનુસારના પ્રાધાન્યને લીધે. तथाविधः—તથાવિધ, પરમાર્થથી અસત્ એવી તથારૂપ વસ્તુમાં પણ બહુરૂપ વ્યવહાર પ્રવૃત્ત, स चासौ लोकः—અને તે લોક તે तथाविधलोकः—તથાવિધ લોક, तस्य दृष्टिः—તેની દૃષ્ટિ, અભિપ્રાય,—વ્યવહાર નય એમ અર્થ છે, तस्यानुसारः—તેનો અનુસાર, અનુવૃત્તિ, तस्य—તેના, प्राधान्यात्—પ્રાધાન્યને લીધે. આ કહેવાનું થયું—ભગવંતોના સર્વપ્રદીપત્વ અભ્યુપગમમાં લોકવ્યવહાર જ પ્રાધાન્યથી અભ્યુપગત થાય છે, નહિં કે વસ્તુતત્ત્વ. કારણકે લોકવ્યવહારથી પ્રદીપ પ્રદીપ જ છે, નહિં કે અપ્રદીપ પણ, કુટ-કુટી આદિના જ અપ્રદીપપણે રૂઢપણાને લીધે. તેમ ભગવંતો પણ સર્વપ્રદીપો જ છે, નહિં કે કોઈના અનુપયોગ થકી અપ્રદીપ પણ. પણ ઋજુસૂત્રાદિ નિશ્ચયનય મતથી તો જે જ્યાં ઉપયોજાતું નથી, તે તેની અપેક્ષાએ ન કિંચિત્ જ છે. જેમ મંગલને ઉદ્દેશીને ભાષ્યકારે કહ્યું છે—

"उज्जुसुयस्स सयं संपयं च जं मंगलं तयं एक्कं ।
नाईयमणुप्पन्नं, मंगलमिट्ठं परक्कं वा ॥
नाईयमणुप्पन्नं, परकीयं वा पयोयणाभावा ।
दिट्ठंतो खरसिंगं, परधणमहवा जहा विहलं ॥"

(અર્થાત્) ઋજુસૂત્રને મતે સ્વયં અને સાંપ્રત જે તે જ એક મંગલ છે,—અતીત અનુત્પન્ન વા પારકું (પરકીય) મંગલ ઇષ્ટ નથી. (૧) અતીત, અનુત્પન્ન વા પરકીય પ્રયોજનઅભાવને લીધે ઇષ્ટ નથી. દૃષ્ટાંત—ખરશૃંગ અથવા પરધન જેમ વિફલ છે. (૨)

તેથી ભગવંતો પણ સંજ્ઞિવિશેષ સિવાય અન્યત્ર અનુપયુક્ત થતા સતા અપ્રદીપો જ છે. કેવી રીતે? તે માટે કહ્યું:—अनपेक्षितगुरुलाघवं—ગુરુલાઘવ અનપેક્ષિતપણે. गुरुः—ગુરુ, નિશ્ચયનય, તેનાથી ઇતર તે लघुः—લઘુ. तयोर्भावः—તે બન્નેનો ભાવ તે गुरुलाघवं—ગુરુલાઘવ. સદ્ભૂતાર્થવિષયી સમ્યગ્ભાવગ્રાહક તેથી ગુરુપક્ષ તેમાં આશ્રય કરવો યુક્ત છે, નહિં કે ઇતર, એમ તત્ત્વપક્ષના ઉપેક્ષણથકી, अनपेक्षितं गुरुलाघवं यत्र तद्यथा भवतीति क्रियाविशेषणमेतत्—ગુરુલાઘવ જ્યાં અનપેક્ષિત છે,

## વિવેચન

"પુરુષ પરંપર અનુભવ જોવતાં રે, અંધોઅંધ પલાય;
વસ્તુ વિચારૂં રે જો આગમે કરી રે, ચરણ ધરણ નહિં ઠાય."—**શ્રી આનંદઘનજી**

અને 'अन्धकल्पश्च यथोदितलोकव्यतिरिक्त स्तदन्यलोकः।' યથોદિત લોકથી વ્યતિરિક્ત—તેનાથી અન્ય લોક અંધ તુલ્ય છે. અર્થાત્ જેવો કહ્યો તે સમ્યક્જ્ઞાનસંજ્ઞા-સંપન્ન સંજ્ઞી જ્ઞાની સમ્યગ્દૃષ્ટિ લોકથી વ્યતિરિક્ત-જૂદો પડતો, એવો તે શિવાયનો જે અન્ય અસંજ્ઞી અજ્ઞાની મિથ્યાદૃષ્ટિ લોક છે તે તો આંધળા સમાન છે. એમ શાને લીધે કહો છો? તે માટે ભાવિતાત્મા **મહર્ષિ હરિભદ્રજી** ઉત્તરોત્તર યુક્તિસંકલનાવાળી કારણપરંપરા (Chain of reasoning) દર્શાવે છે: (૧) 'तद्देशनाद्यंशुभ्योऽपि तत्त्वोपलम्भाभावात्'—તેના દેશનાદિ અંશુઓ (કિરણો) થકી પણ તત્ત્વઉપલંભનો અભાવ છે માટે; તે લોકપ્રદીપ ભગવંતોના જ્ઞાનપ્રકાશ રેલાવનારા દેશનાઆદિ કિરણોથી પણ તે દૃષ્ટિઅંધ અસંજ્ઞી અજ્ઞાની લોકોને તત્ત્વઉપલંભનો-તત્ત્વપ્રાપ્તિનો—તત્ત્વઅનુભવનો અભાવ છે માટે.

અંધ સમો અજ્ઞાની લોક

આમ શા આધારે કહો છો? તે માટે કહ્યું—(૨) 'समवसरणेऽपि सर्वेषां प्रबोधाश्रवणात्।' સમવસરણમાં પણ સર્વના પ્રબોધનું અશ્રવણ છે માટે. સમવસરણમાં-દેશના-પરિષદ્‌માં કે જ્યાં આ ભગવંતો શ્રીમુખે ભવદુઃખવારણ ને શિવસુખકારણ એવી શુદ્ધ વાણી પ્રકાશે છે, ત્યાં પણ સર્વ શ્રોતા જીવો પ્રબોધ-પ્રતિબોધ વા આત્મજાગૃતિ પામે છે એમ શાસ્ત્રમાં સંભળાતું નથી, પણ કોઈ કોઈ તથારૂપ યોગ્યતાવાળા ભવ્ય જીવો જ પ્રબોધ પામે છે એમ સંભળાય છે. સમવસરણમાં 'પણ' એમ કહ્યું, એટલે અન્યત્ર શું તેવો પ્રકાર દૃશ્ય થાય છે? તે માટે કહ્યું—હા, જુઓ!—(૩) 'इदानीमपि तद्वचनतः प्रबोधादर्शनात्।' '**હમણાં પણ તેના વચન થકી પ્રબોધનું અદર્શન છે માટે.**' વર્તમાનમાં પણ તે ભગવંતના વચન થકી પ્રબોધનું દર્શન થતું નથી, અર્થાત્ આધુનિક કાળમાં—હાલમાં પણ ભગવંતના પરોક્ષ વચનરૂપ આગમવાણી ઘણા જીવો શ્રવણ કરે છે, વાંચન-વ્યાખ્યાનાદિ પણ કરે છે, તથાપિ તેઓને તેથી પ્રબોધ ઉપજતો દેખાતો નથી

ભગવદ્ વચનકિરણ થકી પણ પ્રબોધનો અભાવ

---

તે જેમ હોય તે, આ ક્રિયાવિશેષણ છે. અથવા ગુણદોષવિષયી ગુરુલાઘવ અપેક્ષીને પ્રેક્ષાવંતની પણ ક્વચિત્ વ્યવહારથી તત્ત્વોપલંભશૂન્ય પ્રવૃત્તિ હોય. અને તે અત્રે ન્યાય નથી એટલા માટે તેના નિષેધાર્થે કહ્યું—अनपेक्षितगुरुलाघवमिति। તેથી શું? તે માટે કહ્યું—

तत्त्वोपलम्भशून्यप्रवृत्तिसिद्धेः—તત્ત્વોપલંભશૂન્ય પ્રવૃત્તિની સિદ્ધિને લીધે. तत्त्वोपलम्भशून्या—તત્ત્વોપલંભશૂન્ય,—વ્યવહારમાત્રના આશ્રયપણાથી,—નહિં કે સ્તવનીયના સ્વભાવની સંવિત્તિમતી, प्रवृत्तिः—પ્રસ્તુત સ્તવલક્ષણપ્રવૃત્તિ, तस्याः सिद्धेः—તેની સિદ્ધિથી, નિષ્પત્તિથી, तद्देशनाद्यंशुभ्योऽपि तत्त्वोपलम्भाभावात्—તેના દેશનાદિ અંશુઓ થકી પણ તત્ત્વોપલંભના અભાવને લીધે, એમ પૂર્વ સાથે સંબંધ છે.

ભગવંતના વચનના શ્રવણાદિ કરતાં છતાં આમ કેમ? તેનું કારણ દર્શાવ્યું—(૪) 'तदभ्युपगमवतामपि तथाविधलोकदृष्टयनुसारप्राधान्यात्।' 'તેના અભ્યુપગમવંતોને પણ તથાવિધ લોકદૃષ્ટિ અનુસારનું પ્રાધાન્ય છે, માટે;' તે ભગવંતોના ને તેના વચનામૃતોનો અભ્યુપગમ-માન્યપણું કરનારાઓને પણ લોકદૃષ્ટિ અનુસારનું-લૌકિક વૃત્તિ અનુવૃત્તિનું પ્રધાનપણું છે, માટે. અર્થાત્ આ ભગવંતને અને તેના શાસન-વચનને માનવાનો જે દાવો કરે છે, શાસનના નામની વાત પોકારે છે, તેવાઓ પણ તથાપ્રકારની પરમાર્થથી અસત્ એવી રૂઢ વ્યવહારરૂપ લોકરૂઢિથી પ્રવર્ત્તતી ગાડરીઆ પ્રવાહ જેવી લોકદૃષ્ટિને પ્રધાનપણે અનુસરે છે. તે પણ સૂચવે છે કે ભગવદ્વચનને માનનારા છતાં, આ ગતાનુગતિક લોકદૃષ્ટિ અનુસારને પ્રાધાન્ય આપનારા જનોને ભગવંતનો બોધેલો દિવ્ય જ્ઞાનપ્રકાશ હજુ સાંપડ્યો નથી; નહિં તો જો ભગવંતનો અલૌકિક જ્ઞાનપ્રકાશ સાંપડ્યો હોત, તો અલૌકિક દૃષ્ટિ છોડીને આમ લોકદૃષ્ટિને અનુસરવારૂપ આવી દશા તેમની હોત નહિં. એટલે તેઓ પણ અલૌકિક પરમાર્થદૃષ્ટિશૂન્ય હોવાથી અજ્ઞાનઅંધ જ છે.

લોકદૃષ્ટિ અનુસારનું પ્રાધાન્ય!

એઓનું આ લોકદૃષ્ટિ અનુસારનું પ્રાધાન્ય શી રીતે છે? તે માટે કહ્યું— 'अनपेक्षितगुरुलाघवं तत्त्वोपलम्भशून्यप्रवृत्तिसिद्धेः।' ગુરુલાઘવના અનપેક્ષિતપણે તત્ત્વોપલંભશૂન્ય પ્રવૃત્તિની સિદ્ધિ છે માટે.' નિશ્ચયનય સદ્ભૂતાર્થવિષયી હોવાથી ગુરુ (પ્રધાન) છે ને વ્યવહારનય અભૂતાર્થવિષયી હોવાથી લઘુ (ગૌણ) છે; એટલે તત્ત્વપ્રદર્શક નિશ્ચયનું ગુરુપણું ને વ્યવહારનું લઘુપણું છે એવા પ્રકારના ગુરુલાઘવની અપેક્ષા રાખ્યા વિના, અથવા જેમાં ગુણ ગુરુ (ભારી) છે ને દોષ લઘુ (હળવો) છે એવા પ્રકારના ગુણદોષ-વિષયી ગુરુલાઘવની અપેક્ષા રાખ્યા વિના, તત્ત્વોપલંભશૂન્ય—તત્ત્વપ્રાપ્તિ વિનાની પ્રવૃત્તિની સિદ્ધિ છે માટે. અર્થાત્ રૂઢ વ્યવહારરૂપ લોકદૃષ્ટિને પ્રાધાન્ય આપી તેને અનુસરતા રૂઢિચુસ્ત જડ લોકો નિશ્ચયનયથી સાધ્ય એવું તત્ત્વ જે ગુરુ-પ્રધાન છે, તેને લઘુ-ગૌણ કરે છે, ને બાહ્ય સાધન જે લઘુ-ગૌણ છે તેને ગુરુ-પ્રધાન કરે છે! અને આમ ગુરુ-લાઘવ ચિંતાની અપેક્ષા-દરકાર વિનાની તેઓની પ્રવૃત્તિ પ્રગટ સિદ્ધ દેખાતી હોવાથી, તેઓને તત્ત્વપ્રાપ્તિને નામે મોટું મીંડું જ દેખાય છે! તત્ત્વઅનુભવનું નામ નિશાન પણ દેખાતું નથી! કારણ કે જે વ્યવહારપ્રધાન લોકદૃષ્ટિવાળો છે અને વ્યવહારમાં જ જેની દૃષ્ટિ રહ્યા કરે છે, તેને નિશ્ચયરૂપ પરમાર્થનો લક્ષ થતો નથી, તે તો વ્યવહારના અનંત ભેદરૂપ કુંડાળામાં જ રમ્યા કરે છે, ગોળ ગોળ ચક્રાવામાં જ ભમ્યા કરે છે, પણ તેને એક નિશ્ચયરૂપ અખંડ વસ્તુતત્ત્વની પ્રાપ્તિ થતી નથી.

ગુરુલાઘવનિરપેક્ષ તત્ત્વશૂન્ય પ્રવૃત્તિ!

"પરમારથ પંથ જે વહે, તે રંજે એક તંત રે;
વ્યવહારે લખ જે રહે, તેહના ભેદ અનંત રે....ધરમ પરમ અરનાથનો.
વ્યવહારે લખ દોહિલો, કાંઈ ન આવે હાથ રે;
શુદ્ધ નય થાપના સેવતાં, રહે ન દુવિધા સાથ રે....ધરમ."—શ્રી આનંદઘનજી

તેથી આ ઉપરથી પ્રતીત થાય છે કે—'एवंभूतं लोकं प्रति भगवन्तोऽपि अप्रदीपा एव, तत्कार्याकरणाद्' એવંભૂત લોક પ્રતિ ભગવંતો પણ અપ્રદીપો જ છે,—તેના કાર્યના અકરણને લીધે.' આમ ઉપરમાં વિવરી દેખાડ્યું તેમ જેઓને ભૂતકાળને વિષે ભગવંતના સાક્ષાત્ વચનથી પણ તત્ત્વજ્ઞાનરૂપ બોધ ઉપજ્યો નથી, અને વર્ત્તમાન કાળને વિષે પણ તે જ ભગવંતોના પરોક્ષ વચનથી જેને બોધ ઉપજતો દેખાતો નથી, અને એટલે જ તત્ત્વને નામે મોટા મીંડાવાળી જેની પ્રવૃત્તિ પ્રગટ દેખાય છે, એવા અજ્ઞાનઅંધ લોક પ્રતિ આ લોકપ્રદીપ ભગવંતો પ્રદીપ જ નથી, કારણ કે તેઓના સંબંધમાં જ્ઞાનપ્રકાશથી તત્ત્વબોધરૂપ જે કાર્ય તે તેઓ કરતા નથી. કારણ કે ઋજુ-સૂત્રાદિ નિશ્ચયનય મતથી જે જ્યાં ઉપયુક્ત થતું નથી, તે તેની અપેક્ષાએ ન કિંચિત્ જ છે. આ અંગે જે મંગલને ઉદ્દેશીને ભાષ્યકારે—**શ્રી જિનભદ્રજી ગણી ક્ષમાશ્રમણજીએ** કહ્યું છે તે લાગુ પડે છે—'ઋજુસૂત્રને મતે સ્વયં અને સાંપ્રત (વર્ત્તમાનમાં) જે મંગલ છે તે જ એક મંગલ છે, અતીત અનુત્પન્ન કે પારકું મંગલ ઈષ્ટ નથી. કારણ કે અતીત અનુત્પન્ન વા પારકું છે તે પ્રયોજનઅભાવથી ઈષ્ટ નથી. દૃષ્ટાંત—ખરશૃંગ અથવા પરધન જેમ વિફલ છે તેમ.' તેથી ભગવંતો પણ તત્ત્વજ્ઞાનપ્રકાશને પામેલા ઉક્ત સંજ્ઞિ-વિશેષો શિવાય અન્યત્ર ઉપયુક્ત નહિં થતા હોઈ, તે અજ્ઞાનઅંધ અસંજ્ઞી લોકો માટે તો અપ્રદીપ જ છે.

*એવા અજ્ઞાનાંધ લોક પ્રતિ ભગવંતો પણ અપ્રદીપો જ*

પણ આમાં કાંઈ તે ભુવનપ્રદીપ ભગવંતોનો દોષ નથી, પણ તે તે અજ્ઞાનઅંધ-જનોના દૃષ્ટિઅંધપણાનો જ દોષ છે, કે જેથી ત્રિભુવનને પ્રકાશિત કરતો ભગવંતનો જ્ઞાનપ્રકાશ ઝીલવાને તેઓ સમર્થ થતા નથી. કારણ કે અંધ-પ્રદીપ દૃષ્ટાંત પ્રમાણે પદાર્થદર્શનમાં જેટલી પ્રકાશની તેટલી દૃષ્ટિની આવશ્યકતા છે, તેમ દિવ્ય જિનમાર્ગદર્શનમાં જેટલી જિનવચન પ્રકાશની તેટલી તે પ્રકાશને ઝીલનારી દિવ્ય યોગદૃષ્ટિ—સમ્યગ્-દૃષ્ટિની આવશ્યકતા છે. એટલે પ્રબળ પ્રકાશશક્તિવાળો પ્રદીપ હોય, પણ તે પ્રકાશને ઝીલનારી દૃષ્ટિ જ આંધળાને ન હોય, તેમાં પ્રદીપનો શો દોષ ? દોષ તો કેવળ આંધળાની દૃષ્ટિશૂન્યતાનો જ. તેમ આ અનંત જ્ઞાનપ્રકાશશક્તિસંપન્ન ભગવંત લોકપ્રકાશક લોકપ્રદીપ છે, પણ તેમના દિવ્ય પ્રકાશને ઝીલવાની સમ્યગ્દૃષ્ટિ-યોગદૃષ્ટિ જ ન હોય, તો તેમાં લોકપ્રદીપ ભગવંતોનો શો દોષ ? દોષ તો કેવળ દૃષ્ટિઅંધ જનોની દૃષ્ટિશૂન્યતાનો જ.

*અજ્ઞ લોકના દૃષ્ટિઅંધપણાનો જ દોષ*

કારણ કે દૃષ્ટિ વિના દર્શન હોય નહિં ને દૃષ્ટિશૂન્ય આંધળો માર્ગ દેખે નહિં, તેમ આંતર્દૃષ્ટિ વિના આભ્યંતર દર્શન હોય નહિં ને આંતર્દૃષ્ટિશૂન્ય અજ્ઞાનઅંધ અધ્યાત્મ-માર્ગ દેખે નહિં. એટલે અધ્યાત્મપ્રધાન દિવ્ય જિનમાર્ગનું દર્શન સમ્યગ્દૃષ્ટિથી-દિવ્ય યોગદૃષ્ટિથી જ થાય. 'જિણે નયણે કરી મારગ જોઈએ રે, નયન તે દિવ્ય વિચાર.' આ પરમાર્થદૃષ્ટિ વિના તો બધું ય અંધારૂં છે. 'આંખ વિનાનું અંધારૂં રે' એ લોકોક્તિ અહીં પરમાર્થમાર્ગમાં સાવ સાચી જણાય છે. આ કેવળ શુદ્ધ આત્મપરિણતિરૂપ આધ્યાત્મિક અંતરંગ જિનમાર્ગનું દર્શન ગાડરીઆ પ્રવાહ જેવી બહિરંગ

*સમ્યગ્દર્શન માટે સમ્યગ્ યોગદૃષ્ટિની જરૂર*

ઓઘદૃષ્ટિ—લોકદૃષ્ટિથી ન જ થઈ શકે. એટલા માટે જીવોની એ ગતાનુગતિક ગાડરીઆ પ્રવાહ જેવી લૌકિક ઓઘદૃષ્ટિ દૂર કરાવી, દિવ્ય જિનમાર્ગના યથાર્થ દર્શનાર્થે આધ્યાત્મિક યોગદૃષ્ટિ અર્પવા માટે જ આર્ષ દૃષ્ટા **મહર્ષિ હરિભદ્રાચાર્યજીએ 'યોગદૃષ્ટિ સમુચ્ચય'** જેવા યુગપ્રવર્ત્તક (Epoch-making) ગ્રંથનું નિર્માણ કરેલું દૃશ્ય થાય છે. કારણ કે તેવી યોગદૃષ્ટિના અભાવે અલૌકિક આધ્યાત્મિક જિનમાર્ગને પણ ગતાનુગતિક લોકો લૌકિક દૃષ્ટિએ—ઓઘદૃષ્ટિએ દેખે છે! **મહાત્મા આનંદઘનજી** પોકાર કરી ગયા છે કે 'ચરમ નયણ કરી મારગ જોવતો રે, ભૂલ્યો સયલ સંસાર;' તેમ જ—'પુરુષ-પરંપર અનુભવ જોવતાં રે, અંધોઅંધ પલાય.' તેમ અત્રે શાસ્ત્રકર્ત્તા **મહર્ષિ હરિભદ્રાચાર્યજીએ** પણ વર્ત્તમાન જિનમાર્ગાનુયાયી હોવાનો દાવો કરનારાઓનું 'લોકદૃષ્ટિ પ્રાધાન્ય અનુસારિપણું' દેખી માર્મિક રીતે અંતરંગ ખેદ વ્યક્ત કર્યો છે કે—અરે! આ લોકોત્તર જિનમાર્ગને પણ આ અંધ સમા ગતાનુગતિક લોકો લૌકિક દૃષ્ટિએ દેખતા રહી તત્ત્વશૂન્ય પ્રવૃત્તિ કરી રહ્યા છે! એટલે જ આ લોકપ્રદીપ ભગવંતો પણ વચનકિરણથી એમને પ્રબોધ નહિં ઉપજાવતા હોવાથી એમના માટે તો અપ્રદીપ થઈ પડ્યા છે!

"ચરમ નયન કરી મારગ જોવતો રે, ભૂલ્યો સયલ સંસાર;
જિણે નયણે કરી મારગ જોઈએ રે, નયન તે દિવ્ય વિચાર.
....પંથડો નિહાળું રે બીજા જિન તણો રે." **શ્રી આનંદઘનજી**

"આદર્યો આચરણ લોકઉપચારથી, શાસ્ત્રઅભ્યાસ પણ કાંઈ કીધો;
શુદ્ધ શ્રદ્ધાન વળી તત્ત્વઅવલંબ વિનુ, તેહવો કાર્ય તિણે કો ન સીધો."
**શ્રી દેવચંદ્રજી.**



[૧૫] न चैवमपि भगवतां भगवत्त्वायोगः, वस्तुस्वभावविषयत्वादस्य तदन्यथाकरणे तत्तत्त्वायोगात् ।

स्वो भावः स्वभावः आत्मीया सत्ता, स च अन्यथा चेति व्याहतमेतत् ।[૯૬]

[૧૫] **અર્થ:**—અને એમ પણ ભગવંતોના ભગવત્‌પણાનો અયોગ નહિં થાય,—આના વસ્તુસ્વભાવવિષયપણાને લીધે તેના અન્યથાકરણમાં તત્તત્ત્વનો (તેના વસ્તુસ્વભાવપણાનો) અયોગ છે માટે.

स्वो भावः स्वभावः आत्मीया सत्ता । સ્વ ભાવ તે સ્વભાવ—આત્મીય સત્તા, અને તે (સ્વભાવ) અને અન્યથા, એમ આ વ્યાહત છે.[૯૬]

पञ्जिका—तदन्यथाकरणे तत्तत्त्वायोगादिति । तस्य—તેના, જીવાદિ વસ્તુસ્વભાવના, अन्यथाकरणे—અન્યથાકરણમાં, ભગવંતો દ્વારા અસ્વભાવકરણમાં, तत्तत्त्वायोगात्—તેના તત્ત્વના અયોગને લીધે. तस्य—તેના, વસ્તુસ્વભાવના સ્વભાવત્વઅયોગને લીધે.

× "लोकः स्ताद् योगलोचनः" શ્રી હરિભદ્રસૂરિકૃત યોગબિન્દુ

એમ પણ ભગવંતોનું ભગવંતપણું ઘટતું નથી એમ નથી, ઘટે જ છે, એમ વસ્તુસ્વભાવ અન્યથા ન થાય એ યુક્તિથી પ્રતિપાદન કરે છે—

## વિવેચન

"વસ્તુ સ્વભાવ સ્વજાતિ તેહનો, મૂલ અભાવ ન થાય;
પર વિભાવ અનુગત ચેતનથી, કર્મે તે અવરાય રે....શ્રી સીમંધર."—શ્રી દેવચંદ્રજી

અત્રે કોઈ કહેશે કે એમ આ વિશિષ્ટ સંજ્ઞિ લોકને જ જો ભગવંતો પ્રદીપ છે, તો પછી તેઓનું અચિન્ત્યશક્તિસંપન્ન ભગવત્પણું કેમ ઘટશે? તે માટે અત્રે કહ્યું— 'અને એમ પણ ભગવંતોના ભગવત્પણાનો અયોગ નહિં થાય.'

**વસ્તુસ્વભાવ અન્યથા ન થાય**

એવા પ્રકારે પણ સંજ્ઞિવિશેષો પરત્વે જ પ્રદીપપણું હોવાથી કાંઈ ભગવંતોનું ભગવંતપણું નહિં ઘટે એમ નથી. કારણ કે—'આના વસ્તુસ્વભાવ વિષયપણાને લીધે તેના અન્યથાકરણમાં તત્તત્ત્વનો અયોગ છે માટે.' અર્થાત્ આ ભગવંતના પ્રદીપપણારૂપ સ્તવનો વિષય વસ્તુસ્વભાવ છે, એટલે જીવોનું જે તથાભવ્યત્વ—તેવા તેવા પ્રકારના યોગ્યાયોગ્યપણારૂપ વસ્તુસ્વભાવ છે, તેના અન્યથાકરણમાં—જૂદો જ પ્રકાર કરવામાં તો તત્તત્ત્વનો અયોગ થાય, તે વસ્તુસ્વભાવપણું જ ઘટે નહિં. અને વસ્તુસ્વભાવમાં તો ક્યારેય પણ કોઈથી પણ કંઈ પણ ફેરફાર કરી શકાય નહિં. કારણ કે 'स्वो भावः स्वभावः आत्मीया सत्ता।' સ્વ ભાવ તે સ્વભાવ, આત્મીય સત્તા; અને તે ને અન્યથા એમ આ વ્યાહત છે.' અર્થાત્ સ્વ—પોતાનો ભાવ તે સ્વભાવ, આત્મીય વસ્તુની પોતાની સ્વરૂપસત્તા. અને આવો જે સ્વભાવ તેને 'તે' કહેવો અને વળી 'અન્યથા'—અન્ય પ્રકારનો કહેવો તે સ્વયં ખંડિત થાય છે. કારણ કે જો 'તે' છે તો તે 'અન્યથા' કેમ હોય? ને 'અન્યથા' હોય તો 'તે' કેમ હોય? એમ વદતોવ્યાઘાત થાય છે.



ઉક્તના સમર્થનમાં વિશેષ યુક્તિ દર્શાવી નિગમન કરે છે—

[૧૬] किं च—एवमचेतनानामपि चेतनाऽकरणे समानमेतदित्येवमेव भगवत्त्वायोगः इतरेतरकरणेऽपि स्वात्मन्यपि तदन्यविधानात्। यत्किञ्चिदेतदिति यथोदितलोकापेक्षयैव लोकप्रदीपाः। [९७]

॥ इति लोकप्रदीपाः ॥ १३ ॥

पञ्जिका—किं च ઇત્યાદિ. किं च—એ અભ્યુચ્ચય અર્થમાં છે. एवं—એમ, અવિષયમાં અસામર્થ્યથી, અભગવત્ત્વનું પ્રસંજન સતે, अचेतनानामपि—અચેતનોના પણ, ધર્માસ્તિકાયાદિના,—તો પછી પૂર્વોક્ત વિપરીત લોકની અપ્રદીપત્વ બાબતમાં તો પૂછવું જ શું? એમ 'અપિ'-પણ શબ્દનો અર્થ છે; चेतनाऽकरणे—ચેતનઅકરણમાં, ચૈતન્યવંતના અવિધાનમાં, समानं—સમાન, તુલ્ય, પૂર્વ પ્રસંજન સાથે, एतद्—આ, અભગવત્ત્વ પ્રસંજન, इति—આ હેતુ થકી, एवमेव—એમ જ અપ્રદીપત્વ પ્રકારે જ, भगवत्त्वायोगः—ઉક્તરૂપ ભગવત્ત્વ અયોગ છે. અભ્યુપગમ કરીને પણ (અભ્યુપગમને પણ?) દૂષણ દેતાં કહ્યું—

इतरेतरकरणेऽपि—ઇતરેતરકરણમાં પણ; इतरस्य—ઇતરના, જીવાદિના, इतरकरणेऽपि—અજીવાદિકરણમાં પણ. 'અપિ'—અભ્યુપગમ અર્થમાં છે. स्वात्मन्यपि—સ્વાત્મામાં પણ, સ્વમાં પણ तदन्यस्य—તદન્યના, વ્યતિરિક્તના, મહામિથ્યાદૃષ્ટિ આદિના, विधानात्—વિધાનથકી, કરણથકી, ન આ (એમ) નથી, એથી કરીને यत्किञ्चिदेतत्—આ—અભગવત્ત્વ પ્રસંજન યત્કિંચિત્ છે. ॥ इति ॥

[૧૬]અર્થઃ—તેમ જ—એમ અચેતનોના પણ ચેતન-અકરણમાં આ સમાન છે, એટલે એમ જ ભગવત્પણાનો અયોગ (થશે),—ઇતરેતરકરણમાં પણ સ્વાત્મમાં પણ તદન્યવિધાન (તેનાથી અન્યનું વિધાન) થશે માટે. આ યત્કિંચિત્ છે. એટલે યથોદિત લોકની અપેક્ષાએ જ લોકપ્રદીપો.[૯૯]

॥ ઈતિ લોકપ્રદીપો ॥૧૩॥

## વિવેચન

'ગુણવંત અનંત મહંત સ્તવો, ભવતારણો ભગવંત રે.'—શ્રી દેવચંદ્રજી

અત્રે વળી બીજી યુક્તિ દર્શાવે છે—'એમ અચેતનોના પણ ચેતનઅકરણમાં આ સમાન છે, એટલે એમ જ ભગવત્પણાનો અયોગ છે.' અર્થાત્ એમ અવિષયમાં અસામર્થ્યથી અભગવંતપણાનો પ્રસંગ જો કહેશો, તો ધર્માસ્તિકાયાદિ અચેતનોના પણ ચેતન નહિં કરવામાં પણ આ અભગવંતપણાનો પ્રસંગ સમાન જ–સરખો જ પ્રાપ્ત થશે. શાને લીધે? તો કે 'ઈતરેતરકરણમાં પણ સ્વાત્મમાં પણ તદન્ય વિધાનને લીધે.' અર્થાત ઈતરેતર-કરણમાં એટલે એકનું બીજું કરવામાં,—જીવનો અજીવ ને અજીવનો જીવ કરવામાં, લોકનો અલોક ને અલોકનો લોક કરવામાં પણ, એટલે કે ભગવાન્ લોકનો અલોક ને અચેતનનો ચેતન કરી શકે એમ જો માનવામાં આવે, તો સ્વ આત્મામાં—તેના પોતાના આત્મામાં પણ તદન્યના—પોતાનાથી વ્યાતિરિક્ત (જૂદા) એવા મહામિથ્યાદૃષ્ટિ આદિનું વિધાન કરવાનો પ્રસંગ આવી પડશે! એટલે સ્વભાવ ફેરવવાનું માનવાથી ભગવત્પણાનો પણ અયોગ થશે, જે સર્વથા અનિષ્ટ છે. એથી કરીને 'આ યત્કિંચિત્ છે'—આ અભગવંત-પણાનો પ્રસંગ પ્રાપ્ત થવાની વાતમાં કાંઈ માલ નથી, કારણ કે વસ્તુસ્વભાવ કદી ફરતો નથી ને કોઈ ફેરવતું નથી, 'એટલે યથોદિત લોકની અપેક્ષાએ જ લોકપ્રદીપો,' જેવો કહ્યો તેવા વિશિષ્ટ સંજ્ઞિલોકની અપેક્ષાએ જ આ ભગવંતો લોકપ્રદીપો છે, એમ સિદ્ધ થયું.

॥ इति लोकप्रदीपाः ॥ १३ ॥



# १४. લોકપ્રદ્યોતકર

# 'लोकप्रद्योतकरेभ्यः' પદ વ્યાખ્યાન

અત્રે લોક એટલે ઉત્કૃષ્ટમતિ ભવ્યસત્ત્વલોક—ગણધરવર્ગ એમ આચાર્યજી વ્યાખ્યા કરે છે—

[१७] तथा—

## 'लोकप्रद्योतकरेभ्यः'

इह यद्यपि लोकशब्देन प्रक्रमाद्भव्यलोक उच्यते,
'भव्यानामालोको वचनांशुभ्योऽपि दर्शनं यस्मात्। एतेषां भवति तथा तदभावे व्यर्थ आलोकः॥२॥'
इति वचनात्, तथाप्यत्र लोकध्वनिनोत्कृष्टमतिः भव्यसत्त्वलोक एव गृह्यते, तत्रैव तत्त्वतः प्रद्योतकरणशीलत्वोपपत्तेः ॥ [१८]

---

पञ्जिका—प्रक्रमाद्—પ્રક્રમથી, આલોક શબ્દથી વાચ્ય પ્રદ્યોતના. ઉપન્યાસની અન્યથાઅનુપપત્તિને લીધે. भव्यानां—ઈત્યાદિ. भव्यानां—ભવ્યોનો, નહિં કે અભવ્યોનો પણ, आलोकः—આલોક, પ્રકાશ, સદ્દર્શનહેતુ શ્રુતાવરણક્ષયોપશમ. આ જ અન્વય-વ્યતિરેકથી ભાવતાં કહ્યું—वचनांशुभ्योऽपि—વચનાંશુથકી પણ, પ્રકાશના પ્રધાનહેતુઓ થકી, તો પછી તેનાથી અન્ય હેતુઓ થકી તો પૂછવું જ શું? એમ 'અપિ' પણ શબ્દનો અર્થ છે. दर्शनं—દર્શન, પ્રકાશ્યનું અવલોકન, यस्मात्—જે કારણથી, એ હેતુ અર્થમાં. एतेषां—એઓને, ભવ્યોને, भवति—હોય છે, વર્તે છે, तथा—જેમ દૃશ્ય વસ્તુ સ્થિત છે તથાપ્રકારે. વારુ, આમ નિયમ કેમ? ભવ્યોને પણ વચનાંશુઓ થકી આલોકમાત્રના અભાવને લીધે. તે માટે કહ્યું—तदभावे—તેના અભાવે, તથાદર્શનના અભાવે, व्यर्थः—વ્યર્થ, અકિંચિત્કર છે તેઓનો આલોક; તે આલોક જ નથી હોતો,—સ્વકાર્યકારિતું જ વસ્તુત્વ છે માટે; इति वचनात्—એવા વચનથી, એવંભૂત શ્રુતપ્રામાણ્ય થકી.

तथापि—એમ પણ, अत्र—સૂત્રમાં, लोकध्वनिना—લોક શબ્દથી, उत्कृष्टमतिः—ઉત્કૃષ્ટ મતિવાળો, ઔત્પત્તિકી આદિ વિશિષ્ટ બુદ્ધિમાન એવો ગણધરપદપ્રાયોગ્ય એમ અર્થ છે, भव्यसत्त्वलोकः—ભવ્ય સત્ત્વલોક જ, નહિં કે પુનઃ અન્ય. કારણ કે જે પ્રથમ સમવસરણમાં જ ભગવત્થી ઉપન્યસ્ત માતૃકાપદત્રયના શ્રવણથકી પ્રદ્યોત પ્રવૃત્તિ સતે, સમસ્ત અભિલાપ્યરૂપ પ્રદ્યોત્ય એવા જીવાદિ સપ્ત તત્ત્વ દેખનારો અને સકલ શ્રુતગ્રંથ રચનારો એવો શીઘ્ર થઈ જાય છે, તે અહીં ગ્રહાય છે. આ એમ કયા કારણથી છે? તે માટે કહ્યું—

तत्रैव—ત્યાં જ, ઉત્કૃષ્ટમતિવાળા જ ભવ્ય લોકમાં तत्त्वतः—તત્ત્વથી, નિશ્ચય વૃત્તિથી, प्रद्योतकरण—शीलत्वोपपत्तेः—પ્રદ્યોતકરણશીલત્વની ઉપપત્તિને લીધે. उप्पन्नेइ वा १, विगमेइ वा २ धुवेइ वा ३,—ઉત્પન્ન, વિગમ, વા ધ્રુવ—એમ પદત્રયના ઉપન્યાસ વડે, प्रद्योतस्य—પ્રકૃષ્ટ પ્રકાશરૂપ પ્રદ્યોતના, तच्छीलतया—તત્શીલતાથી, વિધાનઘટનથી,—ભગવંતોની પ્રદ્યોતક શક્તિનો તે જ ભવ્યલોકમાં કાર્ત્સ્ન્યથી (સંપૂર્ણપણે) ઉપયોગ છે એટલા માટે.

[૯૭]અર્થ:–તથા—

# 'લોકપ્રદ્યોતકરોને'

અહીં યદ્યપિ 'લોક' શબ્દથી પ્રક્રમથી ભવ્ય લોક કહેવાય છે,—'ભવ્યોનો આલોક વચનાંશુ (વચન કિરણો) થકી પણ હોય છે,—જે થકી એઓને તથાપ્રકારે દર્શન હોય છે, તેના (તથાદર્શનના) અભાવે આલોક વ્યર્થ છે,' એ વચનથી,—તથાપિ અત્ર 'લોક' ધ્વનિથી ઉત્કૃષ્ટ મતિવાળો ભવ્ય સત્ત્વલોક જ ગ્રહાય છે,—ત્યાં જ તત્ત્વથી પ્રદ્યોત-કરણ શીલપણાની ઉપપત્તિ (ઘટમાનતા) છે, માટે.[૯૮]

## વિવેચન

"પ્રવચન સમુદ્ર બિન્દુમાં ઉલટી આવે જેમ;
ચૌદ પૂર્વની લબ્ધિનું, ઉદાહરણ પણ તેમ."—શ્રીમદ્ રાજચંદ્રજી

તથા એટલે તથાપ્રકારે પૂર્વે કહ્યું હતું તેમ સમુદાયોમાં પ્રવૃત્ત શબ્દ તેના અવયવોમાં પણ પ્રવર્તે છે, એ જ ન્યાયે 'लोकप्रद्योतकरेभ्यः'—લોકપ્રદ્યોતકરોને એ વિશિષ્ટ સૂત્રપદ અત્ર મૂક્યું છે. અહીં પ્રક્રમથી–ચાલુ સંબંધથી આલોક શબ્દથી વાચ્ય 'પ્રદ્યોત' શબ્દ મૂક્યો તે બીજી કોઈ રીતે ઘટતો નથી, એટલે 'લોક' શબ્દથી ભવ્ય લોક કહેલો છે. આ અંગે અત્રે વચન ટાંક્યું છે, તેનો ભાવાર્થ એ છે કે:—'ભવ્યોનો આલોક'–પ્રકાશ, સદ્દર્શનહેતુરૂપ શ્રુતાવરણક્ષયોપશમ હોય છે, તે 'વચનાંશુથકી પણ હોય છે,' પ્રકાશના પ્રધાનહેતુરૂપ આપ્ત આગમના વચનકિરણો થકી પણ ઉપજે છે, તો પછી તેનાથી અન્ય હેતુઓ થકી તો પૂછવું જ શું? એમ 'અપિ'–પણ શબ્દનો અર્થ છે. 'જે આલોકથકી એઓને તથાદર્શન હોય છે,' અર્થાત્ વચનકિરણોથી પણ ઉપજતા આ આલોકથકી આ ભવ્યોને તથાદર્શન હોય છે, જેવા પ્રકારે દૃશ્ય વસ્તુ સ્થિત છે, તેવા પ્રકારે દર્શન હોય છે. 'તેના અભાવે આલોક વ્યર્થ છે,' તથાદર્શનના અભાવે શ્રુતાવરણક્ષયોપશમરૂપ પ્રકાશ આલોક વ્યર્થ છે, અકિંચિત્કર છે; તે આલોક આલોક જ નથી, કારણ કે સ્વકાર્ય કરે તેનું જ વસ્તુત્વ છે, માટે.

આલોક (પ્રદ્યોત) અને તથાદર્શન

આ વચન પ્રમાણે પ્રદ્યોતવાચક આલોક શબ્દની અર્થઘટના પરથી 'યદ્યપિ લોક શબ્દથી પ્રક્રમથી ભવ્ય લોક કહેવાય છે. તથાપિ અત્ર 'લોક' ધ્વનિથી ઉત્કૃષ્ટમતિવાળો ભવ્યસત્ત્વલોક જ ગ્રહાય છે—'उत्कृष्टमतिः भव्यसत्त्वलोक एवगृह्यते'; અર્થાત્ આ સૂત્રમાં લોક શબ્દથી ઔત્પત્તિકી આદિ વિશિષ્ટ બુદ્ધિનિધાન એવો ગણધરપદપ્રાયોગ્ય ભવ્ય સત્ત્વલોક જ ગ્રહવામાં આવ્યો છે. પ્રથમ સમવસરણમાં જ ભગવંતના શ્રીમુખે 'उपन्नेइ वा विगमेइ वा धुवेइ वा'—ઉત્પન્ન વા વિઘ્ન વા ધ્રુવ એ ત્રિપદીના શ્રવણમાત્રથકી પ્રદ્યોત–પ્રકૃષ્ટ પ્રકાશ સતે, સમસ્ત અભિલાપ્યરૂપ (કહી શકાય એવા) પ્રદ્યોત્ય એવા જીવાદિ સપ્ત તત્ત્વનું દર્શન કરી, જેઓ દ્વાદશાંગીની રચના કરવા માટે શીઘ્ર સમર્થ થઈ ગયા હતા, એવા પ્રકૃષ્ટ મતિમાન્ ગણધરદેવો જ અત્ર 'લોક' શબ્દથી

અત્રે 'લોક' એટલે ઉત્કૃષ્ટમતિ ગણધરપદ-યોગ્ય ભવ્ય

વિવક્ષિત છે, નહિં કે અન્ય. કારણ કે 'ત્યાં જ તત્ત્વથી પ્રદ્યોતકરણશીલત્વની ઉપપતિ છે માટે.'—'तत्रैव तत्त्वतः प्रद्योतकरणशीलत्वोपपत्तेः.' અર્થાત્ તે ઉત્કૃષ્ટ મતિવાળા જ ભવ્ય-લોકમાં તત્ત્વથી-નિશ્ચયવૃત્તિથી પ્રદ્યોતકરણશીલપણાની ઘટમાનતા છે. ઉત્પાદ-વ્યય ને ધ્રૌવ્ય એ ત્રિપદી વડે પ્રકૃષ્ટ પ્રકાશરૂપ પ્રદ્યોત કરવાનું શીલપણું-સ્વભાવપણું ઘટે છે,—ભગવંતોની પ્રદ્યોતક શક્તિને સંપૂર્ણપણે ઝીલવાને સમર્થ તેવા મહાપાત્રો જ હોય છે, માટે. આ અંગે પરમતત્ત્વદૃષ્ટા **શ્રીમદ્ રાજચંદ્રજીએ 'મોક્ષમાળા' નામક મહા દર્શનપ્રભાવક** ગ્રંથમાં ભાખ્યું છે કે—

"દ્રવ્યાર્થિક ભાવાર્થિક નયે આખી સૃષ્ટિનું જ્ઞાન એ ત્રણ શબ્દોમાં રહ્યું છે, તેનો વિચાર કોઈક જ કરે છે; તે સદ્ગુરુમુખની પવિત્ર લબ્ધિરૂપે જ્યારે આવે ત્યારે દ્વાદશાંગી જ્ઞાન શા માટે ન થાય? જગત્ એમ કહેતાં જ મનુષ્ય એક ઘર, એક વાસ, એક ગામ, એક શહેર, એક દેશ, એક ખંડ, એક પૃથ્વી એ સઘળું મૂકી દઈ અસંખ્યાત દ્વીપ સમુદ્રાદિથી ભરપૂર વસ્તુ કેમ સમજી જાય છે? એનું કારણ માત્ર એટલું જ કે તે એ શબ્દની બહોળતાને સમજ્યું છે, કિંવા એનું લક્ષ એની અમુક બહોળતાએ પહોંચ્યું છે; જેથી જગત્ એમ કહેતાં એવડો મોટો મર્મ સમજી શકે છે; તેમજ ઋજુ અને સરળ સત્પાત્ર શિષ્યો નિર્ગ્રંથ ગુરુથી એ ત્રણ શબ્દોની ગમ્યતા લઈ દ્વાદશાંગી જ્ઞાન પામતા હતા."

—**શ્રીમદ્ રાજચંદ્ર** પ્રણીત **મોક્ષમાળા** (બાલાવબોધ), પાઠ ૯૧

'અનેકાંત એવી પ્રત્યેક વસ્તુનું ઉત્પાદ-વ્યય-ધ્રૌવ્ય યુક્ત એવું 'સત્' સ્વરૂપ છે. આવા એકાક્ષરી 'સત્' સ્વરૂપમાં જ આખા વિશ્વનું તત્ત્વજ્ઞાન શમાય છે. આ ઉત્પાદ-વ્યય-ધ્રૌવ્ય એ જ ગણધરોને દ્વાદશાંગીનું રહસ્ય પમાડનારી સુપ્રસિદ્ધ 'ત્રિપદી' છે, અને એ જ અપેક્ષાવિશેષે રૂપકરૂપે ઘટાવીએ તો બ્રહ્મા વિષ્ણુ ને મહેશ એ 'ત્રિમૂર્તિ' છે.'

—**પ્રજ્ઞાવબોધ મોક્ષમાળા** (ડૉ. ભગવાનદાસ કૃત), પાઠ ૨૩



ચૌદપૂર્વવિદોનો પણ સ્વસ્થાને મહાન્ દર્શનભેદ સર્વથા પ્રકાશઅભેદે હોય નહિં, એમ પ્રતિપાદન કરે છે—

[१८]अस्ति च च चतुर्दशपूर्वविदामपि स्वस्थाने महान् दर्शनभेदः, तेषामपि परस्परं षट्स्थानपतितत्वश्रवणात्।

न चायं सर्वथा प्रकाशाभेदे, अभिन्नो ह्येकान्तेनैकस्वभावः, तन्नास्य दर्शनभेद-हेतुतेति।[१९]

[૯૮]અર્થ:—અને ચતુર્દશપૂર્વવિદોનો પણ સ્વસ્થાને મહાન્ દર્શનભેદ છે,—તેઓના પણ પરસ્પર ષટ્‌સ્થાનપતિતપણાનું શ્રવણ થાય છે માટે.

અને આ (મહાન્ દર્શનભેદ) સર્વથા પ્રકાશઅભેદે હોય નહિં, કારણકે અભિન્ન તે એકાન્તથી એકસ્વભાવી હોય, તેથી કરીને આની (પ્રકાશ અભેદની) દર્શનભેદહેતુતા હોય નહિં.[૯૯]

## વિવેચન

"અલ્પવીર્ય ક્ષયોપશમ અછે, અવિભાગ વર્ગણારૂપ રે,
ષડ્‌ગુણ એમ અસંખ્યથી, થાયે યોગસ્થાન સ્વરૂપ રે."—શ્રી દેવચંદ્રજી

ઉપરમાં જે કહ્યું કે ઉત્કૃષ્ટ ચતુર્દશપૂર્વવિદોમાં જ આ પ્રદ્યોતકરપણું ઘટે છે, તેના જ સમર્થનમાં હવે યુક્તિ દર્શાવે છે—'अस्ति च चतुर्दशपूर्वविदामपि स्वस्थाने महान् दर्शनभेदः।' 'અને ચતુર્દશપૂર્વવિદોનો પણ સ્વસ્થાને મહાન્ દર્શનભેદ છે.' અર્થાત્ બીજા અલ્પ ક્ષયોપશમીની વાત તો દૂર રહો, પણ ચૌદ પૂર્વનું જેને જ્ઞાન છે એવા મહાક્ષયોપશમી **ચૌદપૂર્વીનો પણ ચૌદપૂર્વની લબ્ધિરૂપ સ્વસ્થાને મહાન્ દર્શનભેદ છે;** ચૌદપૂર્વના જાણપણારૂપ એક સામાન્ય સ્થાને—કક્ષાએ સ્થિતિ કરતા ચૌદ પૂર્વીઓના દર્શનમાં પણ તારતમ્ય હોય છે, એક જ દશ્ય વિષયમાં પણ પ્રતીતિવિશેષરૂપ મોટો ભેદ પડે છે. આ મહાન્ દર્શનભેદ શાને લીધે છે?

---

पञ्जिका—अस्ति—છે, વર્ત્તે છે, च કાર પૂર્વોક્ત અર્થની ભાવનાર્થે છે, चतुर्दशपूर्वविदामपि—ચતુર્દશપૂર્વવિદોનો પણ, તેનાથી ઇતરની વાત તો દૂર રહો, એમ 'અપિ'—પણ શબ્દનો અર્થ છે, स्वस्थाने—ચતુર્દશપૂર્વલબ્ધિલક્ષણ સ્વસ્થાને, महान्—બૃહત્, दर्शनभेदः—દર્શનભેદ, દશ્યપ્રતીતિવિશેષ છે. કયા કારણથી? તે માટે કહ્યું:—तेषामपि—તેઓનો પણ, ચતુર્દશપૂર્વવિદોનો પણ, પુનઃ અસકલ શ્રુતગ્રંથવંત એવા અન્યોનું તો પૂછવું જ શું? એમ 'અપિ'—પણ શબ્દનો અર્થ છે, परस्परं—પરસ્પર, અન્યોન્ય, षट्स्थानश्रवणात्—ષટ્‌સ્થાન શ્રવણથી. અનંતભાગ, અસંખ્યેય ભાગ, સંખ્યેય ભાગ, સંખ્યેય ગુણ, અસંખ્યેય ગુણ, અનંતગુણ લક્ષણ છ વૃદ્ધિસ્થાનોના અને હાનિસ્થાનોના શાસ્ત્રમાં ઉપલંભને લીધે. જો એમ છે તો તેથી શું? તે માટે કહ્યું—

न चायं—અને આ મહાન્ દર્શનભેદ ન હોય, सर्वथा प्रकाशाभेदे—સર્વથા પ્રકાશ અભેદે, એકાકાર જ શ્રુતાવરણાદિ ક્ષયોપશમલક્ષણ પ્રકાશ સતે એમ અર્થ છે. એ જ ભાવે છે:—अभिन्नो—અભિન્ન, અનાનારૂપ, हि—કારણ કે, एकान्तेन—એકાન્તથી, નિયમવૃત્તિથી, एकस्वभावः—એકસ્વભાવી, એકરૂપ પ્રકાશ એમ પ્રકૃત છે. એકાન્તથી એકસ્વભાવી જ પ્રકાશમાં દ્વિતીયાદિ સ્વભાવનો અભાવ છે એમ ભાવ છે. પ્રયોજન કહ્યું—

तत्—તેથી કરીને, એકસ્વભાવપણાને લીધે, न—નથી, अस्य—આની, दर्शनभेदहेतुता—દર્શનભેદહેતુતા, દશ્ય વસ્તુના પ્રતીતિવિશેષની નિબન્ધનતા.

તો કે 'તેઓના પણ પરસ્પર ષટ્સ્થાનપતિતપણાનું શ્રવણ થાય છે માટે,' तेषामपि परस्परषट्स्थानपतितत्वश्रवणात्.—બીજાનું તો શું, પણ તે ચતુર્દશપૂર્વ-વિદોનું પણ પરસ્પર **ષટ્સ્થાનપતિતપણું** આગમમાં સંભળાય છે, તેને લીધે. અર્થાત્ અનંતભાગ વૃદ્ધિ, અસંખ્યેયભાગ વૃદ્ધિ, સંખ્યેયભાગ વૃદ્ધિ, સંખ્યેયગુણ વૃદ્ધિ, અસંખ્યેયગુણ વૃદ્ધિ, અનંત-ગુણ વૃદ્ધિ—એમ છ વૃદ્ધિસ્થાનોનો; અને અનંતભાગ હાનિ, અસંખ્યેય-ભાગ હાનિ, સંખ્યેયભાગ હાનિ, સંખ્યેયગુણ હાનિ, અસંખ્યેય-ગુણ હાનિ, અનંતગુણ હાનિ—એમ છ હાનિસ્થાનોનો પરસ્પર નિયમ જે પ્રત્યેક ગુણ-સ્થાનમાં પ્રયોજિત છે, તે અત્રે ચતુર્દશપૂર્વ લબ્ધિસ્થાનમાં પ્રયોજિત છે, તે અત્રે ચતુર્દશપૂર્વ લબ્ધિસ્થાનમાં પણ લાગુ પડે છે. કોઈ એક અમુક સ્થાનના કનિષ્ઠમાં કનિષ્ઠ પ્રકારમાં ઓછામાં ઓછું (Minimum) એક અંશ (Unit) દર્શન માનીએ, તો પછી તેમાં આ સામાન્ય નિયમ પ્રમાણે હાનિ—વૃદ્ધિના અનંત સંયોગો થતાં (Permutations & Combinations) થતાં તે સ્થાનના અનંત દર્શનભેદ થાય છે; તેમ અત્રે ચૌદપૂર્વ લબ્ધિરૂપ સામાન્ય શ્રુતજ્ઞાન સ્થાનમાં પણ અનંત દર્શનભેદ પડે છે તેનું રહસ્યકારણ મતિજ્ઞાનની તરતમતારૂપ ક્ષયોપશમ ભેદ છે. જેમ કેમેરાનો પડદો (Diaphragm) ઓછોવત્તો ખુલે, તેમ દૃષ્ટિમર્યાદાનું ક્ષેત્ર (Field of vision) વધઘટ થાય છે તે જ પ્રકારે જેવી ક્ષયોપશમની વધઘટ-તરતમતા હોય, જેટલું કર્મનું આવરણ ખસ્યું હોય, તેટલું ઓછુંવત્તું દર્શન થાય છે. આમ એક જ ચતુર્દશપૂર્વ લબ્ધિસ્થાનમાં મતિજ્ઞાનવરણના ક્ષયોપશમની વિચિત્રતાના કારણે અનંત દર્શનભેદ પડે છે.

**ચૌદપૂર્વીઓનો પણ ષટ્સ્થાનપતિતપણે ક્ષયોપશમની તરતમ-તાથી મહાન દર્શનભેદ**

આવો મહાન્ દર્શનભેદ પડે છે તેથી શું ફલિત થાય છે? તો કે—આ (મહાન્ દર્શન ભેદ) સર્વથા પ્રકાશઅભેદે હોય નહિ.—न चायं सर्वथा प्रकाशाभेदे.' સર્વથા-સર્વ પ્રકારે પ્રકાશનો અભેદ-એકાકારપણું હોય, શ્રુતાવરણાદિના ક્ષયોપશમરૂપ જ્ઞાનપ્રકાશ એકાકાર-અભેદ હોય, તો આવો દર્શનભેદ ઘટે નહિં. 'अभिन्नो ह्येकान्तेनैकस्वभावः। ઈ૦ કારણ કે અભિન્ન તે એકાન્તથી એકસ્વભાવી હોય, તેથી કરીને આની (પ્રકાશ અભેદની) દર્શનભેદ હેતુતા હોય નહિ.—'तन्नास्यदर्शनभेदहेतुता'. અર્થાત્ જે અભિન્ન હોય, ભિન્ન પ્રકારનો—નાનારૂપ ન હોય, તે એકાન્તથી-નિયમથી એકસ્વભાવવાળો હોય આ સર્વત્ર લાગુ પડતા સાર્વત્રિક નિયમ પ્રમાણે જો તે ક્ષયોપશમરૂપ જ્ઞાનપ્રકાશ અભિન્ન હોય તો તે એકસ્વભાવી હોવો જોઈએ, અને આમ એકસ્વભાવીપણું હોતાં આ પ્રકાશઅભેદનું દર્શનભેદહેતુપણું હોય નહિં, દશ્ય વસ્તુના પ્રતીતિવિશેષનું કારણપણું હોય નહિં.

**પ્રકાશઅભેદે દર્શનભેદ હોય નહિં**

પ્રકાશઅભેદે દર્શનભેદ કેમ ન હોય ? તે યુક્તિથી ભાવન કરે છે—

[19]स हि येन स्वभावेनैकस्य सहकारी तत्तुल्यमेव दर्शनमकुर्वन्न तेनैवापरस्य, तत्तत्त्वविरोधादिति भावनीयं ।[100]

[19]અર્થ:—કારણ કે તે (પ્રકાશ) જે સ્વભાવ વડે એકનો સહકારી હોતાં તત્‌તુલ્ય જ (પ્રથમ દૃષ્ટા સમ જ) દર્શન નહિં કરતો સતો, તે વડે કરીને જ અપરનો (દ્વિતીય દૃષ્ટાનો) સહકારી નથી,—તત્‌તત્ત્વના વિરોધને લીધે, એમ ભાવન કરવા યોગ્ય છે.[100]

## વિવેચન

"લોકાલોક પ્રકાશક નાણી, ભવિજન તારણ જેહની વાણી;
પરમાનંદ તણી નીશાણી, તસુ ભગતે મુજ મતિ ઠહરાણી....
કુસુમાંજલિ મેલો નેમિ જિણંદા." શ્રી દેવચંદ્રજી

પ્રકાશઅભેદ હોય તો દર્શનભેદહેતુપણું હોય નહિં એમ જે ઉપરમાં કહ્યું, તેનું જ અત્રે ભાવન કર્યું છે: કારણ કે 'स हि येन स्वभावेनैकस्य सहकारी' તે પ્રકાશ જે આત્મગત સ્વભાવ વડે કરીને એક દૃષ્ટાને સાધ્ય એવી દર્શનક્રિયામાં સહાયરૂપ સહકારી છે, તે 'તત્‌તુલ્ય જ દર્શન નહિં કરતો સતો', तत्तुल्यमेव दर्शनमकुर्वन्–તે પ્રથમ દૃષ્ટા તુલ્ય જ–સમાન જ વસ્તુબોધ નહિં કરતો સતો, 'તે વડે કરીને જ અપરનો સહકારી નથી'—न तेनैवापरस्य—તે પ્રથમ દૃષ્ટાના સહકારી સ્વભાવ વડે જ બીજા દૃષ્ટાનો સહકારી નથી.

---

पञ्जिका:—એ જ ભાવે છે:—स हि—કારણ કે તે પ્રકાશ, येन स्वभावेन—જે આત્મગત સ્વભાવ વડે કરીને, एकस्य—એક દૃષ્ટાનો, सहकारी—સાધ્ય એવી દર્શનક્રિયામાં સહાય, तत्तुल्यमेव—તેની તુલ્ય જ, પ્રથમ દૃષ્ટા સમ જ, दर्शनं—દર્શન, વસ્તુબોધ, अकुर्वन्—નહિં કરતો, અવિદધાન, न–ન, तेनैव—તે વડે જ, પ્રથમ દૃષ્ટાના સહકારી સ્વભાવ વડે, अपरस्य—અપરનો, દ્વિતીય દૃષ્ટાનો, સહકારી એમ સમજાય છે. કયા કારણથી ? તે માટે કહ્યું—

तत्तत्त्वविरोधात्—અતુલ્ય દર્શનકરણમાં તેના તત્ત્વના વિરોધને લીધે; तस्य—તેનું, અપર દૃષ્ટૃસહકારિ એકસ્વભાવનું, तत्त्वं—તત્ત્વ, પરાભ્યુપગત એવું પ્રથમ દૃષ્ટૃસહકારિપણું, तस्य—તેના, विरोधात्—વિરોધને લીધે, અપર દૃષ્ટાના સહકારિપણા વડે કરીને જ નિરાકૃતિને લીધે. इति—એમ, આ, भावनीयं—ભાવનીય છે, આની ભાવના કાર્ય છે. કારણકે કારણભેદપૂર્વક જ નિશ્ચયથી કાર્યભેદ છે. તેથી અવિશિષ્ટ હેતુ થકી પણ વિશિષ્ટ કાર્યની ઉત્પત્તિના અભ્યુપગમમાં જગત્‌પ્રતીત કારણવૈચિત્ર્ય વ્યર્થ જ થાય. અને તથાપ્રકારે કહ્યું છે—

"नाकारणं भवेत्कार्यं, नान्यकारणकारणम् ।
अन्यथा न व्यवस्था स्यात्, कार्यकारणयोः क्वचित् ॥"

(અર્થાત્) અકારણ કાર્ય ન હોય, અન્યકારણરૂપ કારણવાળું કાર્ય ન હોય; નહિં તો ક્વચિત્ કાર્ય–કારણની વ્યવસ્થા ન હોય.

આમ કયા કારણથી ? તે માટે કહ્યું—'તત્તત્ત્વના વિરોધને લીધે.' 'तत्तत्त्वविरोधात् '. અતુલ્યઅસમાન દર્શનકરણ સતે, અપર દ્રષ્ટાના સહકારી એવા તે એકસ્વભાવનું તત્ત્વ-પરે માનેલું જે પ્રથમ દ્રષ્ટૃસહકારિપણું, તે અપર દ્રષ્ટાના સહકારિ-પણા વડે કરીને જ વિરોધ પામે છે. અર્થાત્ તે પ્રકાશ જો તુલ્ય દર્શન નથી કરતો, તો પ્રથમ દ્રષ્ટા પ્રત્યે તે પ્રકાશના સહકારી સ્વભાવનું દ્વિતીય દ્રષ્ટા પ્રત્યેના તે પ્રકાશના સહકારી સ્વભાવ થકી નિરાકરણ થાય છે. જૂદા જૂદા દ્રષ્ટાનું દર્શનરૂપ કાર્ય જો જૂદું છે, તો તેના કારણરૂપ પ્રકાશસ્વભાવ પણ જૂદો જૂદો જ છે. કારણ કે કારણભેદપૂર્વક જ નિશ્ચયથી કાર્યભેદ છે. તેથી અવિશિષ્ટ હેતુ થકી પણ કાર્યની ઉત્પત્તિ જો માનવામાં આવે, તો જગત્પ્રતીત કારણવૈચિત્ર્ય વ્યર્થ જ થાય, અથવા કાર્યકારણના નિયમની કોઈ વ્યવસ્થા રહેવા પામે નહિં. આ અંગે **શ્રી મુનિસુંદરસૂરિજીએ** પંજિકામાં ટાંકેલા શ્લોકમાં કહ્યું છે તેમ 'અકારણ–કારણ વિનાનું કાર્ય ન થાય, અને અન્યના કારણરૂપ કારણવાળું કાર્ય ન થાય, નહિં તો ક્વચિત્ કાર્ય-કારણની વ્યવસ્થા ન હોય' તાત્પર્ય કે—બે જૂદા જૂદા દ્રષ્ટાને તુલ્ય–સમાન દર્શન નહિં ઉપજાવતો ક્ષયોપશમરૂપ પ્રકાશસ્વભાવ અવશ્ય જૂદો જૂદો જ હોવો જોઈએ. આમ ક્ષયોપશમરૂપ પ્રકાશનો સ્વભાવભેદ છે, એટલે જ દર્શનભેદ હોય છે. 'એમ ભાવનીય છે'—એમ જે આ કહ્યું તે ભાવન કરવા યોગ્ય છે.

ક્ષયોપશમરૂપ પ્રકાશના સ્વભાવભેદે દર્શનભેદ



પરસ્પર અપેક્ષાવાળો કાર્ય–કારણરૂપ વસ્તુસ્વભાવ ને તેને આધીન ફલસિદ્ધિ દર્શાવે છે—

[२०] इतरेतरापेक्षो हि वस्तुस्वभावः, तदायत्ता च फलसिद्धिरिति, उत्कृष्टचतुर्दशपूर्वविल्लोकमेवाधिकृत्य प्रद्योतकराः। [१०२]

[२०] અર્થ:—કારણ કે ઇતરેતરાપેક્ષ વસ્તુસ્વભાવ છે અને તદાયત્ત (તેને આધીન) ફલસિદ્ધિ છે. એટલા માટે ઉત્કૃષ્ટ ચતુર્દશપૂર્વવિદ્ લોકને જ અધિકૃત કરી (આશ્રી) પ્રદ્યોતકરો છે. [१०२]

पञ्जिका:—ભાવનિકા સ્વયં પણ કહે છે:— इतरेतरापेक्षो—ઇતરેતરાપેક્ષી, हि-કારણકે અર્થમાં, इतरः—ઇતર, કારણ વસ્તુસ્વભાવ, इतरं—ઇતરને (કાર્યવસ્તુ–સ્વભાવને), અને કાર્ય વસ્તુસ્વભાવ કારણ વસ્તુસ્વભાવને अपेक्षते—અપેક્ષે છે, આશ્રે છે, તે इतरेतरापेक्षः—ઇતરેતરાપેક્ષ वस्तुस्वभावः—વસ્તુસ્વભાવ, કાર્ય–કારણરૂપ પદાર્થનું સ્વતત્ત્વ. તેથી શું ? તે માટે કહ્યું:—तदायत्ता च—અને તેને આયત્ત, કાર્યાપેક્ષ કારણસ્વભાવને આયત્ત, फलसिद्धिः—ફલસિદ્ધિ, કાર્યસિદ્ધિ, કાર્યનિષ્પત્તિ. જેવો પ્રકાશરૂપ કારણસ્વભાવ છે, તેવું દર્શનરૂપ કાર્ય ઉપજે છે એમ ભાવ છે. इति—એટલા માટે, આ પ્રકાશભેદથી દર્શનભેદરૂપ હેતુ થકી, उत्कृष्टचतुर्दशपूर्वविल्लोकमेव—ઉત્કૃષ્ટ ચતુર્દશપૂર્વવિત્ લોકને જ,—નહિં કે અન્ય ષટ્સ્થાનહીન શ્રુતલબ્ધિવાળાને, अधिकृत्य—અધિકૃત કરી, આશ્રીને. प्रद्योतकराः—પ્રદ્યોતકરા. इति।

અને એમ આ આપન્ન થયું કે ભગવત્‌ની પ્રજ્ઞાપનારૂપના પ્રદ્યોતથી જેણે નિખિલ અભિલાપ્ય ભાવ-કલાપ પ્રતિપન્ન કર્યો છે, એવા ગણધરો જ ઉત્કૃષ્ટ ચતુર્દશપૂર્વવિદો હોય છે. ગણધરોને જ ભગવંતની પ્રજ્ઞાપના થકી જ ઉત્કૃષ્ટ પ્રકાશલક્ષણ પ્રદ્યોતના સંપાદનનું સામર્થ્ય છે માટે. ત્યારે એમ તો ગણધર શિવાય અન્યોને ભગવત્વચન થકી અંપ્રકાશ પ્રાપ્ત થાય છે એમ જો કહો, તો તેમ નથી.—ભગવત્વચનથી સાધ્ય પ્રદ્યોતના એક દેશના એઓમાં ભાવને લીધે, પૃથક્ પૂર્વાદિ દિશાઓમાં દિગ્દર્શક પ્રકાશની જેમ,

## વિવેચન

"કારણ જોગે હો કારણ નીપજે રે, એમાં કોઈ ન વાદ;
પણ કારણ વિણ કારજ સાધિયે રે, એ નિજ મત ઉન્માદ....સંભવદેવ."
શ્રી આનંદઘનજી

ઉપર જે ક્ષયોપશમરૂપ પ્રકાશભેદે દર્શનભેદની વાત સિદ્ધ કરી, તેની જ અત્ર ભાવના કરી છે—'इतरेतरापेक्षो हि वस्तुस्वभावः।' ઈ૦ કારણ કે ઈતરેતરાપેક્ષ વસ્તુ-સ્વભાવ છે અને તદાયત્ત (તેને આધીન) ફલસિદ્ધિ છે.' અર્થાત્ ઇતરેતરાપેક્ષી વસ્તુસ્વભાવ ઇતર—કારણવસ્તુસ્વભાવ ઇતરને—કાર્યવસ્તુસ્વભાવને, અને કાર્યવસ્તુ-સ્વભાવ કારણવસ્તુસ્વભાવને અપેક્ષે છે, આશ્રય કરે છે, એવો **ઈતિરાપેક્ષી વસ્તુસ્વભાવ** છે, કાર્યકારણરૂપ પદાર્થનું સ્વતત્ત્વ છે; અને 'तदायत्ता च फलसिद्धिः' તેને—કાર્યાપેક્ષ કારણસ્વભાવને આધીન ફલસિદ્ધિ છે; જેવો પ્રકાશરૂપ કારણ-સ્વભાવ છે તેવું દર્શનરૂપ કાર્ય ઉપજે છે એમ ભાવ છે. 'એટલા માટે ઉત્કૃષ્ટ ચતુર્દશ-પૂર્વવિદ્ લોકને જ અધિકૃત કરી (આશ્રીને) પ્રદ્યોતકરો છે. 'उत्कृष्टचतुर्दशपूर्वविल्लोक-मेवाधिकृत्य प्रद्योतकराः'; અર્થાત્ એટલા માટે આ સર્વ ન્યાયચર્ચા પરથી ફલિત થાય છે કે પ્રકાશભેદે દર્શનભેદરૂપ હેતુથકી ઉત્કૃષ્ટ ચતુર્દશપૂર્વવિદ્ લોકને જ—નહિં કે અન્ય ષટ્સ્થાનહીન શ્રુતલબ્ધિવંતને—અધિકૃત કરીને, આશ્રીને, ભગવંતો 'પ્રદ્યોતકરો' છે.

અને એમ આ ઉપરથી આ પણ ફલિત થયું કે—ભગવંતના પ્રજ્ઞાપનારૂપ પ્રદ્યોતથી—પ્રકૃષ્ટ પ્રકાશથી જેણે સકલ અભિલાપ્ય—કહી શકાય એવો ભાવકલાપ પ્રતિપન્ન—ગ્રહણ કર્યો છે, એવા **ગણધરો જ ઉત્કૃષ્ટ ચતુર્દશપૂર્વવિદો** હોય છે.

ગણધરો જ ઉત્કૃષ્ટ ચતુર્દશપૂર્વવિદો

કારણ કે ગણધરોને જ ભગવંતની પ્રજ્ઞાપના થકી જ ઉત્કૃષ્ટ પ્રકાશરૂપ પ્રદ્યોતના સંપાદનનું સામર્થ્ય છે માટે; અર્થાત્ ગણધરો જ તે ભગવંતોનો **'પ્રદ્યોત'**—પ્રકૃષ્ટ પ્રકાશ પૂર્ણપણે ઝીલવાના પૂર્ણ પાત્ર (Receptacle) છે. ત્યારે એમ તો ગણધર શિવાય બીજાઓને ભગવત્વચન થકી અપ્રકાશ પ્રાપ્ત થાય છે, એમ જો શંકા કરો, તો તેમ નથી. કારણ કે ભગવત્વચનથી સાધ્ય એવા પ્રદ્યોતના એક દેશનો એઓમાં ભાવ—હોવાપણું છે,—જેમ સર્વદિગ્પ્રકાશક પ્રકાશનો પૂર્વ આદિ એક વા વધારે દિશામાં પ્રકાશભાવ હોય છે તેમ.



પ્રદ્યોત્ય તે સપ્ત પ્રકારનું જીવાદિ તત્ત્વ, એ સ્પષ્ટ કરે છે—

[२१] प्रद्योत्यं तु सप्तप्रकारं जीवादितत्त्वं, सामर्थ्यगम्यमेतत्, तथाशाब्दन्यायात्। अन्यथा अचेतनेषु प्रद्योतनायोगः, प्रद्योतनं प्रद्योत इति भावसाधनस्यासम्भवात्। अतो ज्ञानयोग्य-तैवेह प्रद्योतनमन्यापेक्षयेति। तदेवं स्तवेष्वपि एवमेव वाचकप्रवृत्तिरिति स्थितम्॥[१०२]

[૨૧] **અર્થ:—પ્રદ્યોત્ય તો સપ્ત પ્રકારનું જીવાદિ તત્ત્વ છે, એ સામર્થ્યગમ્ય છે,—તથાપ્રકારના શાબ્દ ન્યાયથી. અન્યથા (નહિં તો) અચેતનોમાં પ્રદ્યોતનનો અયોગ હોય,—પ્રદ્યોતન તે પ્રદ્યોત એમ ભાવસાધનના અસંભવને લીધે. એથી કરીને જ્ઞાનયોગ્યતા જ અહીં અન્ય અપેક્ષાએ પ્રદ્યોતન છે. તેથી એમ સ્તવોમાં પણ એમ જ વાચકપ્રવૃત્તિ છે એમ સ્થિત છે—इति स्थितं.**[૧૦૨]

## વિવેચન

"જીવ અજીવ પદાર્થો, પુણ્ય પાપ આસવ તથા બંધ;
સંવર નિર્જરા મોક્ષ, તત્ત્વ કહ્યાં, નવ પદાર્થ સંબંધ.
જીવ, અજીવ વિષે તે, નવે તત્ત્વનો સમાવેશ થાય;
વસ્તુ વિચાર વિશેષે, ભિન્ન પ્રબોધ્યા મહાન મુનિરાય." **શ્રીમદ્ રાજચંદ્રજી**

એમ પ્રદ્યોતકરની સિદ્ધિ કરી, પ્રદ્યોતનીય—પ્રદ્યોતન કરવા યોગ્ય વસ્તુના નિર્ધારણાર્થે કહ્યું—'प्रद्योत्यं तु सप्तप्रकारं जीवादितत्त्वं' 'પ્રદ્યોત્ય તો સપ્ત પ્રકારનું જીવાદિ તત્ત્વ છે, એ સામર્થ્યગમ્ય છે,—તથાપ્રકારના શાબ્દ ન્યાયથી.' અર્થાત **પ્રદ્યોત્ય**—પ્રદ્યોતવિષય તો જીવ—અજીવ—આશ્રવ—બંધ—સંવર—નિર્જરા—મોક્ષરૂપ સાત પ્રકારનું તત્ત્વ છે. એ સૂત્રમાં અનુપાત્ત—ગ્રહવામાં નહિં આવેલ છતાં સામર્થ્યગમ્ય છે, તથાપ્રકારના શાબ્દ ન્યાયથી—વ્યાકરણનિયમથી સમજી શકાય છે. તે **શાબ્દન્યાય** એ છે કે ક્રિયાકર્ત્તાની સિદ્ધિ સતે સકર્મ ધાતુઓમાં નિયમથી તે પ્રકારના કર્મનો ભાવ હોય છે, એટલે 'પ્રદ્યોત્' ધાતુમાં એ નિયમ લાગુ પડે છે, માટે.

---

**पञ्जिका:**—એમ પ્રદ્યોતકરની સિદ્ધિ સતે પ્રદ્યોતનીયના નિર્ધારણાર્થે કહ્યું:—**प्रद्योत्यं तु**—પ્રદ્યોતવિષય પુનઃ, **सप्तप्रकारं**—સપ્ત પ્રકારનું, સપ્તભેદવાળું, **जीवादितत्त्वं**—જીવ—અજીવ—આશ્રવ—બંધ—સંવર—નિર્જરા—મોક્ષ લક્ષણ વસ્તુ **सामर्थ्यगम्यमेतत्**—એ સૂત્રમાં અનુપાત્ત છતાં સામર્થ્યગમ્ય છે. કયા કારણથી? તે માટે કહ્યું—**तथाशाब्दन्यायात्**—તથાપ્રકારના શાબ્દ ન્યાયથી, ક્રિયાકર્ત્તાની સિદ્ધિ સતે સકર્મ ધાતુઓમાં નિયમથી તત્પ્રકારના કર્મના ભાવને લીધે,

શંકા—જીવાદિ તત્ત્વ પ્રદ્યોતધર્મવાળું પણ કેમ ન હોય?—જેથી કરીને ભગવંતોના **સંપૂર્ણ** જ લોકના પ્રદ્યોતકરપણાની સિદ્ધિ હોય. એમ આશંકીને વ્યતિરેક કહ્યો:—**अन्यथा**—પ્રદ્યોતત્વ છોડીને, **अचेतनेषु**—અચેતનોમાં, ધર્માસ્તિકાય આદિમાં **प्रद्योतनायोग:**—પ્રદ્યોતનનો અયોગ હોય, કેવી રીતે? તે માટે કહ્યું—**प्रद्योतनं प्रद्योत इति भावसाधनस्यासम्भवात्**—પ્રદ્યોત એમ ભાવસાધનના અસંભવને લીધે. આપ્તવચનથી સાધ્ય એવો શ્રુતાવરણ ક્ષયોપશમ તે **भाव:**—ભાવ છે, **साधनं तु**—સાધન તો પ્રદ્યોત છે, (પાઠાંતરઃ **भावसाधन: प्रद्योत:**—ભાવસાધન પ્રદ્યોત છે). તે અચેતનોમાં કઈ રીતે હોય? એટલા માટે કહ્યું:—

**अत:**—આથી કરીને, અચેતન એવા ધર્માસ્તિકાયાદિમાં ભાવસાધન પ્રદ્યોતના અસંભવને લીધે, **ज्ञानयोग्यतैव**—જ્ઞાનયોગ્યતા જ, શ્રુતજ્ઞાનજ્ઞાતૃવ્યાપારરૂપ (પાઠાંતરઃ શ્રુતજ્ઞાનલક્ષણ જ્ઞાતૃવ્યાપારરૂપ) જ્ઞાનપ્રતિ વિષયભાવ—પરિણતિ જ, **इह**—અહીં, અચેતનોમાં **प्रद्योतनं**—પ્રદ્યોતન, પ્રકાશ, **अन्यापेक्षया**—અન્ય અપેક્ષાએ, તેના સ્વરૂપના પ્રકાશક એવા આપ્તવચનને અપેક્ષીને. જેમ સ્ફુટપણે પ્રદીપપ્રભાદિક પ્રકાશકને અપેક્ષીને ચક્ષુષ્મંત દ્રષ્ટાને દૃશ્ય એવા ઘટાદિની દર્શનવિષયભાવ પરિણતિ જ પ્રકાશ છે, તેમ અહીં પણ યોજ્ય છે,—નહિં કે શ્રુતાવરણ ક્ષયોપશમલક્ષણ.

અત્રે શંકા થવી સંભવે છે કે—જીવાદિ તત્ત્વ પ્રદ્યોતધર્મવાળું પણ કેમ ન હોય ? જેથી કરીને ભગવંતોના સંપૂર્ણ જ લોકના પ્રદ્યોતકરપણાની સિદ્ધિ હોય. એના નિવારણાર્થે વ્યતિરેક કહ્યો—'અન્યથા અચેતનોમાં પ્રદ્યોતનનો અયોગ હોય.'—'अन्यथा अचेतनेषु प्रद्योतनायोगः'. અર્થાત્ અન્યથા—નહિં તો, પ્રદ્યોત્યપણું છોડીને, ધર્માસ્તિકાયાદિ અચેતનોમાં પ્રદ્યોતનનો અયોગ હોય, પ્રદ્યોતન–પ્રકાશ પામવાપણું ઘટે નહિં. કેવી રીતે ? તે માટે કહ્યું—'પ્રદ્યોતન તે પ્રદ્યોત એમ ભાવસાધનના અસંભવને લીધે' અર્થાત્

**જ્ઞાનયોગ્યતા જ અહીં અન્ય અપેક્ષાએ પ્રદ્યોતન**

આપ્તવચનથી સાધ્ય એવો શ્રુતાવરણક્ષયોપશમરૂપ જે ભાવ, તેનું સાધન પ્રદ્યોત છે; એટલે શ્રુતાવરણક્ષયોપશમ ભાવના સાધનરૂપ પ્રદ્યોતનો અચેતનોમાં સંભવ શી રીતે હોય ? 'એથી કરીને જ્ઞાનયોગ્યતા જ અહીં અન્ય અપેક્ષાએ પ્રદ્યોતન છે.' अतो ज्ञानयोग्यतैवेह प्रद्योतनमन्यापेक्षया. એટલા માટે જ—અચેતન એવા ધર્માસ્તિકાયાદિમાં ક્ષયોપશમ ભાવસાધનરૂપ પ્રદ્યોતના અસંભવને લીધે જ, જ્ઞાનયોગ્યતા એટલે કે શ્રુતજ્ઞાતાના વ્યાપારરૂપ જ્ઞાન પ્રતિ વિષયભાવપરિણતિ એ જ અહીં—અચેતનોમાં અન્ય અપેક્ષાએ એટલે કે તેના સ્વરૂપના પ્રકાશક એવા આપ્તવચનને અપેક્ષીને પ્રદ્યોતન—પ્રકાશ છે,

તાત્પર્ય કે—અચેતનોમાં ક્ષયોપશમભાવરૂપ પ્રદ્યોતન–પ્રકાશન અશક્ય છે, પણ **જ્ઞાનયોગ્યતારૂપ–જ્ઞેયપણારૂપ પ્રદ્યોતન**–પ્રકાશન જ શક્ય છે. 'જેમ પ્રદીપપ્રભાદિક પ્રકાશકને અપેક્ષીને ચક્ષુષ્મંત દ્રષ્ટાને દૃશ્ય એવા ઘટાદિની દર્શન–વિષયભાવપરિણતિ એ જ પ્રકાશ છે, તેમ અહીં પણ યોજ્ય છે,—નહિં કે શ્રુતાવરણ–ક્ષયોપશમ લક્ષણ પ્રકાશ.' અર્થાત્ ઘટાદિ જેમ દર્શનનો વિષય બને એ જ એનો પ્રકાશ છે, તેમ અચેતનો જ્ઞાનનો વિષયભાવ પામે—જ્ઞેય બને એ જ એનો પ્રકાશ છે.



આવા વિશિષ્ટ અર્થમાં પ્રયુક્ત લોકશબ્દનું તત્ત્વથી અપુષ્કલપણું નથી, એમ સૂચવે છે—

[२२]एतेन 'स्तवेऽपुष्कलशब्दः प्रत्यवायाय' इति प्रत्युक्तं, तत्त्वेनेदृशस्यापुष्कलत्वायोगात् ॥[१०२]

॥ इति लोकप्रद्योतकराः ॥ १४ ॥

[२२]અર્થઃ—આ વડે કરીને 'સ્તવમાં અપુષ્કલ શબ્દ પ્રત્યવાયાર્થે હોય છે' એનો પ્રત્યુત્તર કહી દેવાયો,—તત્ત્વથી આવાના અપુષ્કલપણાનો અયોગ છે, માટે.[१०३]

॥ ઈતિ લોકપ્રદ્યોતકરો ॥ ૧૪ ॥

पञ्जिका:—एतेन—આ વડે, લોકોત્તમ આદિ પદપંચક વડે, अपुष्कलशब्दः—અપુષ્કલ શબ્દ, લોકરૂઢ સંપૂર્ણ સ્વઅર્થનો અનભિધાયક.

तत्त्वेन—ઇત્યાદિ. तत्त्वेन—તત્ત્વથી, વાસ્તવી સ્તવનવૃત્તિને આશ્રીને, ईदृशस्य—આવાના, વિભાગથી પ્રવૃત્ત લોક શબ્દના સંપૂર્ણ સ્વઅર્થ અનભિધાને પણ, अपुष्कलत्वायोगात्—અપુષ્કલપણાના અયોગને લીધે, ન્યૂનત્વના અઘટનને લીધે. લોકરૂઢ સ્વઅર્થ અપેક્ષાએ તો અપુષ્કલત્વ યુક્ત હોય પણ ખરું, એટલા માટે તત્ત્વનું ગ્રહણ છે.

## વિવેચન

'ફલ વિસંવાદ જેહમાં નહિં, શબ્દ તે અર્થ સંબંધી રે.'—**શ્રી આનંદઘનજી.**

આ ઉપરથી 'સ્તવમાં અપુષ્કલ શબ્દ પ્રત્યવાય (અપાય–હાનિ) અર્થે હોય છે એનો પ્રત્યુત્તર કહી દેવાયો. લોકમાં રૂઢ એવા સંપૂર્ણ સ્વઅર્થનો અનભિધાયક—વાચક નહિં તે 'અપુષ્કલ' શબ્દ કહેવાય છે. આવો અપુષ્કલ–અસંપૂર્ણ અર્થવાચક શબ્દ જો સ્તવમાં પ્રયોજાય, તો તે પ્રત્યવાયનું–અપાયનું–હાનિનું કારણ હોય છે, એવી દલીલનો રદીઓ ઉપર કહેલી યુક્તિઓથી આપી દેવાયો. કારણ કે 'તત્ત્વથી આવાના અપુષ્કલપણાનો અયોગ છે માટે.' 'तत्त्वेनेदृशस्यापुष्कलत्वायोगात्'. અર્થાત્ સંપૂર્ણ સ્વઅર્થનું અનભિધાન –અકથન છતાં પણ સ્તવપ્રવૃત્તિને આશ્રીને આવાના એટલે કે આમ વિભાગથી પ્રવૃત્ત લોક શબ્દના **અપુષ્કલપણાનો**–અસંપૂર્ણપણાનો **અયોગ** છે, ન્યૂનપણાનું અઘટમાનપણું છે માટે. લોકરૂઢ સ્વઅર્થ અપેક્ષાએ તો અપુષ્કલપણું યુક્ત હોય પણ ખરૂં, એટલા માટે 'તત્ત્વથી' એમ કહ્યું છે.

॥ इति लोकप्रद्योतकराः ॥ १४ ॥



એમ લોકોત્તમતાદિ પ્રકારે ભગવંતોનું પરમ લોકોપકારિપણું સિદ્ધ થયું, એમ ઉપસંહાર કરે છે—

[२३]एवं लोकोत्तमतया लोकनाथभावतो लोकहितत्वसिद्धेर्लोकप्रदीपभावात् लोकप्रद्योतकरत्वेन परार्थकरणात् स्तोतव्यसम्पद एव सामान्येनोपयोगसम्पदिति ॥ ४ ॥ [१०४]

॥ इति स्तोतव्यसम्पद एव सामान्येन उपयोगसम्पत् ॥ ४ ॥

[૨૩]**અર્થ:**—એમ લોકોત્તમતાથી, લોકનાથભાવથી, લોકહિતત્વસિદ્ધિથી, લોકપ્રદીપભાવથી, લોકપ્રદ્યોતકરપણાથી, પરાર્થકરણ થકી સ્તોતવ્યસંપદ્‌ની જ સામાન્યથી ઉપયોગસંપદ્ (કહી).[૧૦૬]

॥ ઈતિ સ્તોતવ્યસંપદ્‌ની જ સામાન્યથી ઉપયોગસંપદ્ ॥ ૪ ॥

## વિવેચન

"ઉપકારી શિર સેહરો, ગુણનો નવિ આવે પાર;
શ્રી નયવિજય સુશિષ્યને, હોજો નિત્ય મંગળમાળ."—**શ્રી યશોવિજયજી**

એમ 'લોક' શબ્દના જૂદા જૂદા અર્થમાં પ્રયોગ કરવા પૂર્વક ઉપરમાં વિવરી બતાવ્યું તેમ, ભગવંતનું પરોપકારકરણ આ લોકોત્તમ આદિ સૂત્રપંચકથી વર્ણવ્યું છે:

**અર્હંત ભગવંતોનો પરમ લોકોપકાર**

(૧) પરમ પરોપકારપરાયણતા આદિ ઉત્તમ ગુણગણથી સકલ ભવ્ય–સત્ત્વ લોકમાં ઉત્તમતારૂપ **લોકોત્તમતાથી** આ ભગવંતોનું સર્વ લોક પ્રત્યે પરમ પરોપકારકરણનું સમર્થપણું દાખવ્યું છે. (૨) બીજાધાન આદિને યોગ્ય વિશિષ્ટ ભવ્યસત્ત્વોના યોગ–ક્ષેમ કરવારૂપ ખરેખરા નાથપણાથી–**લોકનાથભાવથી** આ ભગવંતોનો તે તે ભવ્ય જીવો પ્રત્યેનો

નિષ્કારણ કરુણાજન્ય પરમ પરોપકાર જ દાખવ્યો છે. (૩) સર્વ જીવલોક પ્રત્યે વા પંચાસ્તિકાયમય અખિલ લોક પ્રત્યે પૂર્વાપર સપરિણામ હિત કરવારૂપ લોકહિતત્વસિદ્ધિથી આ ભગવંતોનો સર્વ લોક પ્રત્યેનો પરમ પરોપકાર પ્રદર્શિત કર્યો છે. (૪) ભગવંતના જ્ઞાનપ્રકાશને ઝીલનારા વિશિષ્ટ સંજ્ઞિલોકના હૃદયમાં દીવામાંથી દીવો પ્રગટે એમ જ્ઞાન-પ્રદીપ પ્રગટાવવારૂપ **લોકપ્રદીપભાવથી** પણ આ લોકપ્રદીપો તે તે યોગ્ય જીવો પ્રત્યે અનન્ય પરમ ઉપકાર જ કરે છે. (૫) અને ઉત્કૃષ્ટમતિવાળા ગણધરોરૂપ વિશિષ્ટ ભવ્ય લોકને પ્રદ્યોત–પ્રકૃષ્ટ પ્રકાશ કરવારૂપ **લોકપ્રદ્યોતકરપણાથી** પણ આ ભગવંતો તે મહાનુભાવ મહામતિ મહાત્માઓ પ્રત્યે પણ અનુપમ પરમ ઉપકાર કરે છે. આમ આ પાંચે વિશેષણ વડે ભગવંતોનું પરમ પરાર્થકરણ–પરોપકારકરણ દાખવી, આ ભગવંતોની સ્તોતવ્યસંપદ્‌ની જ બીજાઓને–પરોને પરમ ઉપયોગરૂપ થઈ પડતી એવી સામાન્યથી ઉપયોગસંપદ્ કહી.

॥ इति स्तोतव्यसम्पद एव सामान्येन उपयोगसंपत् ॥ ४ ॥



# પંચમ અધિકાર
# ઉપયોગસંપદ્‌ની જ હેતુસંપદ્‌

## ૧૫. અભયદ
## 'अभयदेभ्यः' પદ વ્યાખ્યાન

ભગવંતો જ તેવા તેવા પ્રકારે સત્ત્વકલ્યાણહેતુઓ છે, એ પ્રદર્શિત કરવા અભયાદિ સૂત્રપંચકનો પન્યાસ—

[१]साम्प्रतं भवनिर्वेदद्वारेणार्थतो भगवद्बहुमानादेव विशिष्टकर्मक्षयोपशमभावाद् अभयाधर्मसिद्धिस्तद्व्यतिरेकेण नैःश्रेयसधर्मासम्भवाद् भगवन्त एव तथा तथा सत्त्वकल्याणहेतव ते प्रतिपादयन्नाह—

**'अभयदयाणं'**

त्यादि सूत्रपञ्चकम् ।[१०५]

---

पञ्जिकाः—भवनिर्वेद ઇત્યાદિ. भवनिर्वेदः—સંસારોદ્વેગ. જેમકે—

"कायः संनिहितापायः सम्पदः पदमापदाम् ।
समागमाः सापगमाः, सर्व्वमुत्पादि भङ्गुरम् ॥"

(અર્થાત્) કાય સંનિહિત અપાયવાળી છે, સંપદો આપદાઓનું પદ છે, સમાગમો અપગમ સહિત છે, ઉત્પત્તિમંત સર્વ ભંગુર (નાશવંત) છે, એમ ચિન્તાલક્ષણ ભવનિર્વેદ, स एव द्वारम्—તે જ દ્વાર, ઉપાય, तेन—તે વડે, ભગવંતો તથાતથા સત્ત્વકલ્યાણહેતુઓ છે એમ ઉત્તર—આગળ સાથે સંબંધ છે. કેવી રીતે? તે માટે કહ્યું—

अर्थतः—અર્થથી, તત્ત્વવૃત્તિથી, भगवद्बहुमानादेव—ભગવદ્‌બહુમાન થકી જ, અર્હત્પક્ષપાત થકી જ,—ભવનિર્વેદના જ ભગવદ્‌બહુમાનપણાને લીધે. તેથી શું? તે માટે કહ્યું—विशिष्टकर्मक्षयोपशमभावात्—विशिष्टस्य—વિશિષ્ટ, મિથ્યાત્વમોહાદિ, कर्मणः—કર્મનો क्षयोपशमः—ઉક્તરૂપ ક્ષયોપશમ, तद्भावात्—તેના ભાવને લીધે. તેથી પણ શું? તે માટે કહ્યું—अभयादिधर्मसिद्धेः—અભયાદિ ધર્મની સિદ્ધિને લીધે, અભય-ચક્ષુ-માર્ગ-શરણઆદિ ધર્મના ભાવને લીધે. વ્યતિરેક કહ્યો—

तद्व्यतिरेकेण—તેના વ્યતિરેકથી, અભયાદિ ધર્મની સિદ્ધિના અભાવથી, नैःश्रेयसधर्मासम्भवात्—નૈઃશ્રેયસ ધર્મના અસંભવને લીધે, નિઃશ્રેયસ ફલવાળા સમ્યગ્‌દર્શનાદિ ધર્મોના અઘટનને લીધે. भगवन्त एव—અર્હત્‌લક્ષણ ભગવંતો જ, तथा तथा—તથાતથાપ્રકારે, અભયદાનાદિ પ્રકારથી, सत्त्वकल्याणहेतवः—સત્ત્વકલ્યાણહેતુઓ, સમ્યક્ત્વાદિ કુશલપરંપરાકારણ.

[1]અર્થ :—હવે—ભવનિર્વેદ દ્વારા અર્થથી ભગવદ્બહુમાનથકી જ વિશિષ્ટ કર્મક્ષયોપશમ ભાવને લીધે અભયાદિ ધર્મની સિદ્ધિ હોય છે, (ને) તે શિવાય નૈશ્રેયસ ધર્મનો અસંભવ હોય છે—માટે, ભગવંતો જ તથાતથાપ્રકારે સત્ત્વકલ્યાણહેતુઓ છે, એમ પ્રતિપાદન કરતાં કહ્યું—

## ' અભયદોને '

ઈત્યાદિ સૂત્રપંચક.[105]

### વિવેચન

"સંભવ દેવ તે ધુર સેવો સવે રે, લહી પ્રભુ સેવન ભેદ;
સેવન કારણ પહેલી ભૂમિકા રે, અભય અદ્વેષ અખેદ." **શ્રી આનંદઘનજી**

હવે આ ઉક્ત ગુણલક્ષણસંપન્ન ભગવંતો જ તથાતથાપ્રકારે—અભયદાનઆદિ તેવા તેવા પ્રકારે **સત્ત્વકલ્યાણહેતુઓ**—જગજ્જીવોના કલ્યાણકારણો છે, એમ પ્રતિપાદન કરવા માટે અત્ર 'अभयदयाणं'—अभयदेभ्यः—**અભયદોને** એ આદિ સૂત્રપંચક મૂક્યું છે; અને તેનો પ્રસ્તાવ રજૂ કરતાં વૃત્તિકાર મહર્ષિએ આ ભગવંતો સત્ત્વકલ્યાણહેતુઓ કેવી રીતે ને કેવા ક્રમે હોય છે, તેની **યુક્તિસંગત કારણસંકલનાનું** સુંદર નિરૂપણ કર્યું છે. 'भवनिर्वेदद्वारेणार्थतो भगवद्बहुमानादेव' ઈ. તે આ પ્રકારેઃ—પ્રથમ તો ભવનિર્વેદ—ભવઉદ્વેગ, સંસાર પ્રત્યે ખરેખરો અંતરંગ સહજ વૈરાગ્ય ઉપજે,—નહિં કે ઈષ્ટવિયોગ, અનિષ્ટસંયોગ, રોગઆપત્તિ વગેરે દુઃખના કારણોથી ઉપજતો દુઃખગર્ભિત 'મસાણીઓ' વૈરાગ્ય, કારણ કે તેવો દુઃખજન્ય વૈરાગ્ય તો આર્ત્તધ્યાનનો પ્રકાર છે. માટે જન્મ, જરા, મૃત્યુ, રોગ, શોકઆદિ દુઃખમય સંસારનું ભગવંતે ભાખેલું સાચું યથાતથ્ય સ્વરૂપ ભાવતાં જે સહજ સ્વાભાવિક ભવવૈરાગ્ય ઉપજે તે જ અત્ર પ્રસ્તુત છે. જેમકે—

"જન્મ જરા મરણે કરી એ, એ સંસાર અસાર તો;
કર્યાં કર્મ સહુ અનુભવે એ, કોઈ ન રાખણહાર તો."
—**શ્રી વિનયવિજયજીકૃત પુણ્યપ્રકાશ સ્તવન**

ભગવંતો જ તેવા તેવા પ્રકારે સત્ત્વ કલ્યાણહેતુઓ

અને (૧) આવા આ **ભવનિર્વેદ**—ભવવૈરાગ્ય દ્વારે અર્થથી—તત્ત્વથી—પરમાર્થથી **ભગવદ્બહુમાન** જ વ્યક્ત થાય છે, કારણ કે ભવવૈરાગ્ય એ ભગવંતના વૈરાગ્યમય ઉપદેશનું આચરણરૂપ આજ્ઞાપાલન છે, એટલે ભવનિર્વેદ ઉપજવો એ ભગવંતનું અતિમાન્યપણારૂપ બહુમાન કર્યા બરાબર છે. (૨) આમ ભવનિર્વેદ દ્વારે અર્થથી ભગવદ્બહુમાન થકી જ ચિત્તશુદ્ધિ ઉપજતાં મિથ્યાત્વ—મોહાદિ **વિશિષ્ટકર્મોનો ક્ષયોપશમ** ભાવ ઉપજે છે. (૩) અને આ વિશિષ્ટ કર્મક્ષયોપશમ થકી **અભયાદિ ધર્મની સિદ્ધિ** હોય છે. (૪) આ અભયાદિ ધર્મની સિદ્ધિ શિવાય **નૈઃશ્રેયસધર્મ**—નિઃશ્રેયસ સંબંધી—મોક્ષસંબંધી ધર્મનો અસંભવ હોય છે, 'तद्व्यतिरेकेण नैःश्रेयसधर्मासंभवात्'—અર્થાત્ સમ્યગ્દર્શનાદિ પરમ કલ્યાણરૂપ મોક્ષધર્મની પ્રાપ્તિ અભયાદિ ધર્મની સિદ્ધિ પછી જ સંભવે છે. આમ

ભવનિર્વેદ થકી ભગવદ્બહુમાન, ભગવદ્બહુમાન થકી વિશિષ્ટ કર્મક્ષયોપશમ, વિશિષ્ટ કર્મક્ષયોપશમ થકી અભયાદિધર્મસિદ્ધિ ને અભયાદિધર્મસિદ્ધિ થકી નૈઃશ્રેયસધર્મસિદ્ધિ હોય છે. તેથી કરીને 'भगवन्त एव तथातथा सत्त्वकल्याणहेतव:' આ **સકલ કલ્યાણપરંપરાના મૂળ હેતુ શ્રી ભગવંતો જ છે,** એટલે જ તેવા તેવા પ્રકારે તેમનું સત્ત્વકલ્યાણહેતુપણું દર્શાવવા 'અભયદ' એ આદિ પાંચ સૂત્ર અત્ર કહ્યા છે.

"શુદ્ધાતમ સંપત્તિતણા તમે કારણ સાર, દેવચંદ્ર અરિહંતની સેવા સુખકાર."

**—શ્રી દેવચંદ્રજી**



અભય એટલે વિશિષ્ટ આત્મસ્વાસ્થ્ય અર્થાત્ નિઃશ્રેયસધર્મભૂમિકાની નિબન્ધનભૂત ધૃતિ એમ વ્યાખ્યા કરે છે—

[૨]इह भयं सप्तधा—इहपरलोकाऽऽदानाकस्मादाजीवमरणाश्लाघाभेदेन, एतत्प्रतिपक्षतोऽभयमिति विशिष्टमात्मन: स्वास्थ्यं, नि:श्रेयसधर्म्मभूमिकानिबन्धनभूता धृतिरित्यर्थ: ।[१०६]

[૨]અર્થ :—અહીં ભય સપ્ત પ્રકારે—ઇહલોક, પરલોક, આદાન, અકસ્માત્, આજીવ, મરણ, અશ્લાઘા ભેદથી. એના પ્રતિપક્ષથી અભય એટલે વિશિષ્ટ એવું આત્માનું સ્વાસ્થ્ય; નિઃશ્રેયસ ધર્મભૂમિકાની નિબન્ધનભૂત ધૃતિ એમ અર્થ છે.[૧૦૬]

---

पञ्जिका—इह ઇત્યાદિ. इहपरलोकादानाकस्मादाजीवमरणाश्लाघाभेदेन—ઇહ-પરલોકાદિ ઉપાધિઓથી भेद:—ભેદ, વિશેષ, तेन—તે વડે. તેમાં—મનુષ્યાદિકને સજાતીયાદિ અન્ય મનુષ્યાદિ થકી જ જે ભય તે ઇહલોકભય. ઇહ અધિકૃત—ભીતિમંત ભાવલોક તે ઇહલોક, तत: भयं—તેના થકી ભય એમ વ્યુત્પત્તિ છે. તથા વિજાતીય તિર્યંચ-દેવાદિ થકી મનુષ્યાદિને જે ભય તે પરલોકભય. आदीयते इति आदानं—લઈ લેવાય છે તે આદાન, તે અર્થે ચોર આદિ થકી જે ભય તે આદાનભય. अकस्मादेव—અકસ્માત્ જ બાહ્ય નિમિત્ત અનપેક્ષપણે ગૃહાદિમાં જ સ્થિતને રાત્રી આદિમાં भयम्—ભય તે અકસ્માત્ ભય. आजीव:—આજીવ, વર્તનોપાય, તે અન્યથી ઉપરુદ્ધ થતાં भयम्—ભય, તે આજીવ ભય. મરણ ભય પ્રતીત છે. अश्लाघाभयं—અશ્લાઘા ભય, અકીર્તિ ભય. એમ કરવામાં આવતાં મોટો અયશ થાય એમ તેના ભયથી પ્રવર્તે નહિં.

एतत्प्रतिपक्षतः—एतस्य—આ ઉક્ત ભયના, प्रतिपक्षतः—પ્રતિપક્ષથી, પરિહારથી, अभयं—અભય; ભયાભાવરૂપ, इति—એવા લક્ષણવાળું. પર્યાયથી પણ કહ્યું:—विशिष्टं—વિશિષ્ટ, વક્ષ્યમાણ ગુણના નિબન્ધનપણા વડે કરીને પ્રતિનિયત, आत्मनः—આત્માનું, જીવનું, स्वास्थ्यं—સ્વાસ્થ્ય, સ્વરૂપ-અવસ્થાન,-તાત્પર્યથી પણ કહ્યું:—

नि:श्रेयसधर्म्मभूमिकानिबन्धनभूता धृतिरित्यर्थः इति। નિઃશ્રેયસ ધર્મની ભૂમિકાની નિબંધનભૂત ધૃતિ એમ અર્થ છે. नि:श्रेयसाय—નિઃશ્રેયસાર્થે, મોક્ષાર્થે, धर्म्मः—ધર્મ, તે नि:श्रेयसधर्म्मः—નિઃશ્રેયસ ધર્મ, સમ્યગ્દર્શનાદિ, तस्य—તેની, भूमिका—ભૂમિકા, બીજભૂત માર્ગબહુમાનાદિ ગુણ, तस्य—તેની, निबन्धनभूता—કારણભૂત, धृति:—ધૃતિ, આત્માનું સ્વરૂપાવધારણ, इति—આ, अर्थ:—અર્થ, પરમાર્થ છે.

## વિવેચન

"સપ્ત મહાભય ટાળતો રે, સપ્તમ જિનવર દેવ....લલના;
સાવધાન મનસા કરી રે, ધારો જિનપદ સેવ....લલના." શ્રી આનંદઘનજી

અહીં ભય ઇહલોક આદિ ભેદથી સાત પ્રકારે છેઃ (૧) ઇહલોકભય—આ લોકસંબંધી ભય. આ લોકમાં મનુષ્યાદિને સજાતીય એવા અન્ય મનુષ્યાદિ થકી જ જે ભય તે. (૨) પરલોક ભય—વિજાતીય એવા તિર્યંચ-દેવાદિ થકી મનુષ્યાદિને જે ભય તે. (૩) આદાનભય—'आदीयते इति आदानं' લઈ લેવાય, આંચકી લેવાય તે આદાન. ચોર-રાજા આદિ થકી લૂંટાવાનો ભય તે આદાન ભય. (૪) અકસ્માત્ ભય—વિના કારણ આકસ્મિકપણે વિષ-શસ્ત્રઘાત આદિથી ભય આવી પડે તે. (૫) આજીવ ભવ—આજીવિકા કેમ ચાલશે, પેટ કેમ ભરાશે એમ આજીવિકાનો-વૃત્તિનો ભય. (૬) મરણ ભય—રખેને હું મરી જઈશ, તો પાછળ શું થશે ઇત્યાદિ પ્રકારે. (૭) અશ્લાઘા ભય—લોકો મ્હારૂં વાંકું બોલશે, ઇત્યાદિ પ્રકારે અપકીર્ત્તિભય. એ સપ્ત ભયના પ્રતિપક્ષથી-વિરુદ્ધપણાથી ભયનો અભાવ તે અભય.

ઇહલોકાદિ સપ્ત ભય

આ **અભય એટલે વિશિષ્ટ એવું આત્માનું સ્વાસ્થ્ય**, 'अभयमिति विशिष्ट-मात्मनः स्वास्थ्यं', અર્થાત્ કહેવામાં આવશે તે ગુણના કારણપણાથી વિશિષ્ટ એવું આત્માનું સ્વાસ્થ્ય-સ્વસ્થપણું, સ્વરૂપઅવસ્થાન તે અભય. અને એનો તાત્પર્ય અર્થ એ છે કે 'નિઃશ્રેયસધર્મ ભૂમિકાની નિબંધનભૂત ધૃતિ' તે અભય. 'निःश्रेयसधर्मभूमिकानिबन्धनभूता धृतिः।' અર્થાત્ નિઃશ્રે-યસાર્થ-મોક્ષાર્થ ધર્મ તે સમ્યગ્દર્શનાદિ મોક્ષમાર્ગરૂપ નિઃશ્રેયસધર્મ, તેની ભૂમિકા—બીજભૂત માર્ગબહુમાનાદિ જે ગુણ, તેની નિબંધનભૂત-કારણભૂત ધૃતિ-ધીરજ, આત્માનું સ્વરૂપાવધારણ તે અભય.

અભય એટલે વિશિષ્ટ એવું આત્માનું સ્વાસ્થ્ય

"તુજ સરિખો સાહિબ મિલ્યો, ભાંજે ભવ ભ્રમ ટેવ લાલ રે;
પુષ્ટાલંબન પ્રભુ લહી, કોણ કરે પરસેવ લાલ રે?.......દેવયશા દરિશણ કરો."
—શ્રી દેવચંદ્રજી.



આત્મસ્વાસ્થ્યરૂપ અભય વિના નિશ્રેયસધર્મની સિદ્ધિ હોય નહિં, એ યુક્તિથી સમર્થિત કરે છે—

[૩]न ह्यस्मिन्नसति यथोदितधर्म्मसिद्धिः, सन्निहितभयोपद्रवैः प्रकामं चेतसोऽभिभवात्, चेतःस्वास्थ्यसाध्यश्चाधिकृतो धर्म्मः, तत्स्वभावत्वात्। विरुद्धश्च भयपरिणामेन, तस्य तथा-स्वास्थ्यकारित्वात्।[१०७]

[૩]અર્થ:—કારણ કે આ (સ્વાસ્થ્ય) નહિં સતે યથોદિત ધર્મની સિદ્ધિ નથી,—સન્નિહિત ભયઉપદ્રવોથી અત્યંતપણે ચિત્તના અભિભવને લીધે; અને આ અધિકૃત ધર્મ ચેતઃસ્વાસ્થ્યથી સાધ્ય છે,—તત્સ્વભાવપણાને લીધે; અને ભયપરિણામથી વિરુદ્ધ છે,—તેના તથાપ્રકારે અસ્વાસ્થ્યકારિપણાને લીધે.[૧૦૭]

## વિવેચન

"પણ નવિ ભય જિનરાજ પસાયે, તત્ત્વરસાયણ પાયે રે;
પ્રભુ ભક્તે નિજ ચિત્ત વસાયે, ભાવરોગ મિટ જાયે રે....શ્રીસુબાહુ જિન." શ્રી દેવચંદ્રજી

ઉપરમાં અભયનો અર્થ આત્માનું વિશિષ્ટ સ્વાસ્થ્ય અથવા ધૃતિ એમ કરવામાં આવ્યો, ને તેને નિ:શ્રેયસધર્મભૂમિકાનો નિબન્ધનભૂત કહ્યો, તે શા કારણે? તેની યુક્તિનું અહીં દર્શન કરાવ્યું છે: (૧) આ સ્વાસ્થ્ય ન હોય, તો યથોક્ત નિ:શ્રેયસધર્મની—સમ્યગ્‌દર્શનાદિ મોક્ષધર્મની સિદ્ધિ હોય નહિં; કારણ કે 'सन्निहितभयोपद्रवैः प्रकामं चेतसोऽभिभवात्।' સન્નિહિત—સન્નિધાનમાં રહેલ—સમીપવર્ત્તી ભયરૂપ ઉપદ્રવોથી અત્યંતપણે ચિત્તનો અભિભવ—દબાઈ જવાપણું હોય છે; અર્થાત્ ભયઉપદ્રવો ચિત્તભૂમિમાં એટલો બધો ક્ષોભ—ખળભળાટ મચાવે છે, કે ચિત્તનું લેશ પણ સ્વાસ્થ્ય રહેવા પામતું નથી. એટલે ચિત્તની આવી અસ્વસ્થ ભયભીત સ્થિતિમાં તેમાં નિ:શ્રેયસધર્મનો પ્રવેશ પણ ક્યાંથી હોય?

**આત્મસ્વાસ્થ્ય વિના નિ:શ્રેયસધર્મ સિદ્ધિ ન હોય**

અને (૨) अ. આ અધિકૃત પ્રસ્તુત નિ:શ્રેયસધર્મ તો ચેત:સ્વાસ્થ્યથી સાધ્ય—સાધી શકાવા યોગ્ય છે, 'चेतःस्वास्थ्यसाध्यश्चाधिकृतोधर्मः।' કારણ કે તેનું તત્સ્વભાવપણું છે, માટે. અર્થાત્ આત્મપરિણામની સ્વસ્થતા એ જ ધર્મ છે, એટલે આ ધર્મનો સ્વભાવ જ એવો છે કે તે ચિત્તસ્વાસ્થ્યથી જ સાધી શકાય. (ब) અને બીજું—આ ધર્મ છે તે 'ભયપરિણામથી વિરુદ્ધ છે,—તેના તથાપ્રકારે અસ્વાસ્થ્યકારિપણાને લીધે.' અર્થાત્ આત્મપરિણામની સ્વસ્થતારૂપ ધર્મ તે ચંચલતારૂપ ભયપરિણામથી વિરુદ્ધ—પ્રતિપક્ષી છે, 'ભય ચંચલતા હો જે પરિણામની રે' (આનંદઘનજી), કારણ કે તે ભયપરિણામ તથા-પ્રકારે ચિત્તસ્વાસ્થ્યથી વિપરીત એવું અસ્વાસ્થ્ય ઉપજાવે છે. આમ

**નિ:શ્રેયસધર્મ ચિત્ત-સ્વાસ્થ્યથી સાધ્ય અને ભયપરિણામથી વિરુદ્ધ**

---

पञ्जिका—એ જ ભાવે છે:—न हीति न—ન જ, હિ:—કારણ કે, अस्मिन्—આ સ્વાસ્થ્ય, असति—અસતે, અવિદ્યમાન હોતાં, यथोदितधर्म्मसिद्धिः—યથોદિત ધર્મસિદ્ધિ, નિ:શ્રેયસ્ ધર્મ નિષ્પત્તિ. કયા કારણથી? તે માટે કહ્યું—सन्निहितभयोपद्रवैः—સન્નિહિત ભયોપદ્રવોથી. सन्निहितैः—સન્નિહિત, ચિત્તમાં વર્ત્તમાન, भयान्येव—ઉક્તરૂપ ભયો જ, उपद्रवाः—ઉપદ્રવો, તે भयोपद्रवाः—ભય-ઉપદ્રવો, વ્યસનો, तैः—તે વડે, प्रकामम्—અત્યંતપણે, चेतसो—ચિત્તના, મનના, अभिभवात्—અભિભવને લીધે, પીડનને લીધે. અને પ્રકામનું ગ્રહણ ભયોપદ્રવોના અંતરંગપણાએ કરીને આત્યંતિક અભિભવહેતુપણાના ખ્યાપનાર્થે છે. જો ખરેખર એમ છે તો તેથી શું? તે માટે કહ્યું—

चेतःस्वास्थ्यसाध्यश्चाधिकृतो धर्म्मः—અને અધિકૃત ધર્મ ચેત:સ્વાસ્થ્યથી સાધ્ય છે. અને ચિત્તસમાધાનહેતુ अधिकृतो धर्म्मः—સમ્યગ્‌દર્શનાદિ. કયા કારણથી? તે માટે કહ્યું—तत्स्वभावत्वात्—તત્સ્વભાવપણાને લીધે. ધર્મનો તે સ્વભાવ જ છે કે તે ચેત:સ્વાસ્થ્યથી સાધ્ય છે. વારુ, ભય-પરિણામે પણ આના સંભવને લીધે અભયહેતુકપણું કેમ? તે માટે કહ્યું—विरुद्धश्च—અને વિરુદ્ધ છે, નિરાકૃત છે, भयपरिणामेन—ભયપરિણામથી. કયા કારણથી? તે માટે કહ્યું:—तस्य—તેના, ભય-પરિણામના, तथा—તથા પ્રકારે, ધર્મસાધક ચેત:સ્વાસ્થ્યથી વિરુદ્ધ એવા અસ્વાસ્થ્યના વિધાયકપણાને લીધે.

જ્યાં ભય છે ત્યાં અસ્વાસ્થ્ય છે ને જ્યાં અભય છે ત્યાં સ્વાસ્થ્ય છે, એમ બંનેનો અવિનાભાવ સંબંધ હોવાથી **અભયનો** અર્થ **આત્માનું સ્વાસ્થ્ય** કહ્યો તે યથાર્થ છે. અને આવું અભયરૂપ જ્યાં સ્વાસ્થ્ય છે ત્યાં નિઃશ્રેયસધર્મની સિદ્ધિ છે ને જ્યાં તેવું સ્વાસ્થ્ય નથી ત્યાં તેની સિદ્ધિ નથી, એ પણ અત્ર અન્વય-વ્યતિરેકથી સિદ્ધ કર્યું.



આવી અભયસિદ્ધિ ભગવંતો થકી જ હોય છે, એ સિદ્ધ કરતા ચાર સંકલનાબદ્ધ કારણો હરિભદ્રજી દર્શાવે છે—

[૪]अतोऽस्य गुणप्रकर्षरूपत्वात्, अचिन्त्यशक्तियुक्तत्वात्, तथाभावेनावस्थितेः, सर्वथा परार्थकरणात्, भगवद्भ्य एव सिद्धिरिति । तदित्थंभूतमभयं ददतीत्यभयदाः ॥१५॥[१०८]

[૪]અર્થ :—એથી કરીને—ગુણપ્રકર્ષરૂપપણાને લીધે, અચિન્ત્યશક્તિયુક્તપણાને લીધે, તથાભાવે અવસ્થિતિને લીધે, સર્વથા પરાર્થકરણને લીધે, આની (અભયની) ભગવંતો થકી જ સિદ્ધિ છે. તેથી એવંભૂત અભય દીએ છે તે અભયદો.[૧૦૮]

## વિવેચન

"તેહની ભક્તિ ભવભય ભાજે, નિર્ગુણ પિણ ગુણ શક્તિ ગાજે;
દાસભાવ પ્રભુતાને આપે, અંતરંગ કલિમલ સવિ કાપે....દીઠો દરિશન."
**શ્રી દેવચંદ્રજી.**

આમ નિઃશ્રેયસધર્મની ભૂમિકાના નિબન્ધનરૂપ ધૃતિ અથવા વિશિષ્ટ એવું આત્માનું સ્વાસ્થ્ય જેનું સ્વરૂપ છે, એવા આ અભયની સિદ્ધિ આ ભગવંતો થકી જ હોય છે. તેના આ **સંકલનાબદ્ધ ચાર કારણો** અત્ર દર્શાવ્યા છે—(૧) 'गुणप्रकर्षरूपत्वात्' ગુણપ્રકર્ષ-રૂપપણું—સમ્યગ્દર્શનાદિ સર્વ ગુણનો પ્રકર્ષ—પરાકાષ્ઠા—છેલ્લી હદ આ ભગવંતોમાં જ પ્રાપ્ત થાય છે, માટે. (૨) 'अचिन्त्यशक्तियुक्तत्वात्, અચિન્ત્યશક્તિયુક્તપણું'—ચિંતવી ન શકાય એવી અનંત આત્મશક્તિના સ્વામી આ ભગવંતો છે, માટે. (૩) 'तथाभावे-

અભયસિદ્ધિ આ ભગવંતો થકી જ

पञ्जिकाः—अतः—એથી કરીને, નિઃશ્રેયસધર્મની ભૂમિકાના નિબંધનભૂત ધૃતિરૂપપણાને લીધે, अस्य—આની, અભયની, 'भगवद्भ्य एव सिद्धिः' એમ ઉત્તર સાથે સંબંધ છે.

गुणप्रकर्षरूपत्वाद् ઇત્યાદિ. અત્ર ચાર પરંપરાફલભૂત હેતુઓ છે, —ગુણપ્રકર્ષરૂપત્વ, અચિન્ત્ય-શક્તિયુક્તત્વ, તથાભાવઅવસ્થિતિ, સર્વથા પરાર્થકરણ એ લક્ષણવાળા. તે આ પ્રકારે—(૧) ભગવંતોનું ગુણપ્રકર્ષપૂર્વક અચિન્ત્યશક્તિયુક્તપણું છે,—ગુણપ્રકર્ષના અભાવે અચિન્ત્યશક્તિયુક્તપણાના અભાવને લીધે. (૨) અને અચિન્ત્યશક્તિયુક્તપણું સતે तथाभावेन—તથાભાવથી, અભયભાવથી અવસ્થિતિ છે,—અચિન્ત્યશક્તિયુક્તપણા વિના તથાભાવે અવસ્થિત રહેવાના અશક્યપણાને લીધે. (૩) અને તથાભાવથી અવસ્થિતિ સતે सर्वथा—બીજાધાનાદિ સર્વ પ્રકારે. परार्थकरणं—પરાર્થકરણ, પરહિતવિધાન છે,—સ્વયં તથારૂપ ગુણશૂન્યથી પરોમાં ગુણાધાનના અશક્યપણાને લીધે. भगवद्भ्य एव—ભગવંતો થકી જ,—ન સ્વતઃ, ન અન્યોથી પણ, એમ એવકારનો અર્થ છે.

नावस्थितेः' તથાભાવે અવસ્થિતિ—તથાપ્રકારના પરમ અભય સહજ સ્વરૂપસ્થ ભાવે સદા જેમ છે તેમ આ ભગવંતોની સ્વસ્થ સ્થિતિ છે, માટે. (૪) 'सर्वथा परार्थकरणात्' સર્વથા પરાર્થકરણ—સર્વપ્રકારે બીજા જીવો પ્રત્યે પરોપકાર કરવો એવો ભગવંતોનો નિષ્કારણ કરુણાશીલ સ્વભાવ છે, માટે.

આ ચાર કારણોની પણ પૂર્વાપર સંબંધયુક્ત સંકલના છે, તે આ પ્રકારે—(૧) ભગવંતોનું અચિન્ત્યશક્તિયુક્તપણું ગુણપ્રકર્ષપૂર્વક છે, ગુણપ્રકર્ષને લઈને છે, કારણ કે ગુણપ્રકર્ષના અભાવે અચિન્ત્યશક્તિયુક્તપણાનો અભાવ હોય, માટે. (૨) અને અચિન્ત્ય-શક્તિપણું હોય, તો જ તથાભાવે અવસ્થિતિ હોય, કારણ કે અચિન્ત્યશક્તિયુક્તપણા વિના તથાભાવે અવસ્થિત રહેવાનું સામર્થ્ય સંભવતું નથી. (૩) અને તથાભાવે અવસ્થિતિ હોય, તો જ સર્વથા પરાર્થકરણ-બીજાધાન આદિ સર્વ પ્રકારે પરોપકારકરણ હોઈ શકે, કારણ કે પોતે તથારૂપ ગુણથી શૂન્ય હોય તે બીજાઓમાં તે ગુણોનું આધાન કરી શકે નહિં.

આમ આ ચાર પરંપરાફલભૂત હેતુઓથી આ અભયની સિદ્ધિ આ ભગવંતો થકી જ હોય છે,—નહિં કે સ્વતઃ આપોઆપ, કે નહિં કે અન્યો થકી પણ. તેથી આવા પ્રકારનું જે અભય દીએ છે, તે 'અભયદ', એમ જે વિશેષ પદ આપ્યું તે યથાર્થ જ છે.

"જસુ ભગતે નિરભય પદ લહીએ,
તેહની સેવામાં થિર રહીએ." —શ્રી દેવચંદ્રજી

॥ इति अभयदाः ॥ १५ ॥



# ૧૬. ચક્ષુર્દ

## 'चक्षुर्देभ्यः' પદ વ્યાખ્યાન

ચક્ષુરિન્દ્રિય અને તેના બે પ્રકાર—દ્રવ્યેન્દ્રિય-ભાવેન્દ્રિયનું સ્વરૂપ દર્શાવે છે—

तथा—

### 'चक्खुदयाणं'

इह चक्षुः चक्षुरिन्द्रियं, तच्च द्विधा द्रव्यतो भावतश्च। द्रव्येन्द्रियं—बाह्यनिर्वृत्तिसाधकतमकरणरूपं, "निर्वृत्त्युपकरणे द्रव्येन्द्रिय" मिति वचनात्। भावेन्द्रियं तु क्षयोपशम उपयोगश्च, "लब्ध्युपयोगौ भावेन्द्रिय" मिति वचनात्।[१०९]

[५]અર્થ:—તથા—

## 'ચક્ષુર્દાને'

અહીં ચક્ષુ તે ચક્ષુરિન્દ્રિય, અને તે બે પ્રકારે—દ્રવ્યથી અને ભાવથી. દ્રવ્યેન્દ્રિય—બાહ્ય નિર્વૃત્તિ અને સાધકતમ કરણરૂપ છે, "નિર્વૃત્તિ અને ઉપકરણ એ બે દ્રવ્યેન્દ્રિય" -એ વચનથી, અને ભાવેન્દ્રિય તો ક્ષયોપશમ અને ઉપયોગ છે,—"લબ્ધિ અને ઉપયોગ એ બે ભાવેન્દ્રિય છે"-એ વચનથી.[૧૦૯]

## વિવેચન

"બિના નયન પાવે નહિં, બિના નયનકી બાત;
સેવે સદ્ગુરુકે ચરન, સો પાવે સાક્ષાત."—શ્રીમદ્ રાજચંદ્રજી

તે જ પ્રકારે આ ભગવંતો ચક્ષુ દેનારા છે, માટે ચક્ષુર્દ પદ કહ્યું. અહીં ઇંદ્રિય એટલે ઇંદ્ર સંબંધિની. સર્વ વિષયની ઉપલબ્ધિ અને ભોગઅનુભવનું સામર્થ્ય-ઐશ્વર્ય-સ્વામિત્વ આત્માનું છે, એટલે આત્મા એ જ ઇન્દ્ર છે. આમ ઇંદ્ર એટલે આત્મા જેનો સ્વામી છે તે ઇંદ્રિય; અથવા જે પોતપોતાના નિયત ક્ષેત્રમાં અહમિન્દ્રની જેમ સર્વ-સત્તાધીશ થઈને વર્ત્તે છે તે ઇન્દ્રિય. એટલે તેના ક્ષેત્રમાં બીજાનું કંઈ ચાલતું નથી ને બીજાના ક્ષેત્રમાં તેનું કાંઈ ચાલતું નથી. જેમકે-શ્રોત્રેન્દ્રિયનું ક્ષેત્ર શ્રવણ પૂરતું જ છે, ઇત્યાદિ. આમ સામાન્યપણે ઇન્દ્રિયની વ્યાખ્યા છે.

**દ્રવ્યેન્દ્રિય અને ભાવેન્દ્રિય**

અહીં—આ સૂત્રમાં ચક્ષુ તે ચક્ષુરિન્દ્રિય. અને તે બે પ્રકારે છે—દ્રવ્યથી અને ભાવથી તેમાં 'દ્રવ્યેન્દ્રિય બાહ્ય નિર્વૃત્તિરૂપ અને સાધકતમ કરણરૂપ છે.' અર્થાત્ દ્રવ્યેન્દ્રિયના બે પ્રકાર છે: (૧) બાહ્ય નિર્વૃત્તિરૂપ અને ઉપલક્ષણથી આભ્યંતર નિર્વૃત્તિરૂપ. નિર્વૃત્તિ એટલે આકાર, આકૃતિ, ઘાટરચના. બાહ્ય નિર્વૃત્તિ-આકૃતિ અનેક પ્રકારની છે; અને શ્રોત્રાદિની આભ્યંતર નિર્વૃત્તિ—આકૃતિ અનુક્રમે કદંબ પુષ્પ, ધાન્ય મસૂર, અતિમુક્તપુષ્પ-ચન્દ્રિકા,

---

पञ्जिका:—चक्षुः—ચક્ષુ, वाह्यनिर्वृत्तिसाधकतमकरणरूपम्-वाह्या—બાહ્ય, બહિર્વર્ત્તિની, અને આના ઉપલક્ષણપણાથી અભ્યન્તરા, निर्वृत्तिः—નિર્વૃત્તિ, વક્ષ્યમાણરૂપા, साधकतमं करणं च—અને સાધકતમ કરણ, ઉપકરણેન્દ્રિય, તેથી ते रूपं यस्य तत् तथा—તે બે છે રૂપ જેનું તે તથા.

निर्वृत्त्युपकरणे ઇત્યાદિ સૂત્રદ્વયનો અભિપ્રાય આ છે—અહીં इन्दनादिन्द्रः—ઇંદનથી ઇંદ્ર-જીવ,—સર્વ વિષયના ઉપલબ્ધિ-ભોગલક્ષણ પરમૈશ્વર્યના યોગને લીધે, तस्य लिङ्गमिन्द्रियं—તેનું લિંગ તે ઇંદ્રિય, શ્રોત્રાદિ. તે ચતુર્વિધ છે—નામાદિ ભેદથી. તેમાં નામ-સ્થાપના એ બે સુજ્ઞાન (સમજવા સુગમ) છે. નિર્વૃત્તિ અને ઉપકરણ એ બે દ્રવ્યેન્દ્રિય છે; લબ્ધિ અને ઉપયોગ એ બે ભાવેન્દ્રિય છે. તેમાં—નિર્વૃત્તિ એટલે આકાર, અને તે બાહ્યા અને અભ્યન્તરા છે. તેમાં બાહ્ય અનેક પ્રકારની છે. અભ્યન્તરા પુનઃ ક્રમથી શ્રોત્રાદિની (૧) કદંબપુષ્પ, (૨) ધાન્ય મસૂર, (૩) અતિમુક્તક પુષ્પ, ચંદ્રિકા, (૪) ક્ષુરપ્ર, (૫) નાનાકાર સંસ્થાનવાળી છે. ઉપકરણેન્દ્રિય—વિષયગ્રહણમાં સમર્થ, છેદ્યના છેદનમાં ખડ્ગધારાની જેમ,—જે ઉપહત સતે નિર્વૃત્તિસદ્ભાવે પણ વિષય ગ્રહતી નથી. લબ્ધિઇન્દ્રિય—જે તદાવરણનો ક્ષયોપશમ છે તે. ઉપયોગેન્દ્રિય—જે સ્વવિષયમાં જ્ઞાનવ્યાપાર છે તે.

ક્ષુરપ્ર (ખુરપો) અને નાનાકાર સંસ્થાનવાળી છે' (૨) ઉપકરણેન્દ્રિય—વિષયગ્રહણમાં સમર્થ, ઉપકારી તે ઉપકરણેન્દ્રિય. છેદ્યના છેદનમાં ખડ્ગધારાની જેમ તે જ વિષયના ગ્રહણમાં સાધકતમ–પરમ સાધક છે, કારણ કે જો આ ઉપકરણેન્દ્રિય ઉપહત હોય, તો નિર્વૃત્તિ ઇન્દ્રિયના (આકારના) સદ્ભાવે પણ તે વિષય ગ્રહતી નથી. એટલા માટે જ એને અહીં સૂત્રમાં 'સાધકતમ કરણરૂપ' કહી છે.

અને ભાવેન્દ્રિય છે તેના પણ બે પ્રકાર છે–(૧) લબ્ધિઇન્દ્રિય, (૨) ઉપયોગેન્દ્રિય. તે તે ઇન્દ્રિયના આવરણનો ક્ષયોપશમ તે લબ્ધિઇન્દ્રિય છે; અને સ્વવિષયમાં ઉપયોગ-રૂપ (Application) જ્ઞાનવ્યાપાર તે ઉપયોગેન્દ્રિય છે. भावेन्द्रियं तु क्षयोपशम उपयोगश्च.

આમ દ્રવ્યેન્દ્રિય અને ભાવેન્દ્રિયની સામાન્ય વ્યવસ્થા છે, તે સર્વ ઇન્દ્રિયોની જેમ અત્રે વિવક્ષિત ચક્ષુને–ચક્ષુરિન્દ્રિયને પણ લાગુ પડે છે; અર્થાત્ ચક્ષુરિન્દ્રિય પણ દ્રવ્યેન્દ્રિય અને ભાવેન્દ્રિય એ બે પ્રકારે છે.



અત્રે શ્રદ્ધા એ જ આત્મધર્મરૂપ ભાવચક્ષુ છે ને તે વિના તત્ત્વદર્શન હોતું નથી, એમ પ્રતિપાદન કરે છે—

**[६] तदत्र चक्षुः—विशिष्टमेवात्मधर्म्मरूपं तत्त्वावबोधनिबन्धनश्रद्धास्वभावं गृह्यते, श्रद्धाविहीनस्याचक्षुष्मत इव रूपमिव तत्त्वदर्शनायोगात्। न चेयं मार्गानुसारिणी सुखमवाप्यते, सत्यां चास्यां भवत्येतन्नियोगतः, कल्याणचक्षुषीव सद्रूपदर्शनम्।** [११०]

---

पञ्जिका:—तद् ઈત્યાદિ. કારણકે ઇંદ્રિયપણાથી સામાન્યથી આવું ચક્ષુ છે, तत्—તેથી કરીને, अत्र—સૂત્રમાં, चक्षुर्विशिष्टमेव—ચક્ષુ વિશિષ્ટ જ છે,–નહિં કે સામાન્ય, आत्मधर्म्मरूपं—આત્મધર્મરૂપ,–ઉપયોગવિશેષતા વડે કરીને જીવનું સ્વભાવભૂત એવું. વિશેષ્ય જ કહ્યું—तत्त्वावबोधनिबन्धनं—તત્ત્વાવબોધનું નિબન્ધન, જીવાદિ પદાર્થનું પ્રતીતિકારણ, એવી या श्रद्धा—જે શ્રદ્ધા, ધર્મપ્રશંસાદિરૂપ રુચિ, सा स्वभावो लक्षणं यस्य तत्तथा—તે સ્વભાવ છે લક્ષણ જેનું તે તથા, गृह्यते—ગ્રહાય છે, અંગીકાર કરાય છે.

વારુ, જ્ઞાનાવરણાદિ ક્ષયોપશમ જ ચક્ષુષ્પણે કહેવો યુક્ત છે, તેના જ દર્શનહેતુપણાને લીધે, નહિં કે મિથ્યાત્વમોહના ક્ષયોપશમથી સાધ્ય એવી તત્ત્વરુચિરૂપ શ્રદ્ધા. એમ આશંકીને કહ્યું—श्रद्धाविहीनस्य—શ્રદ્ધાવિહીનને, તત્ત્વરુચિરહિતને, अचक्षुष्मत इव—અચક્ષુષ્મંતની જેમ, અંધની જેમ, रूपमिव—રૂપની જેમ, નીલાદિ વર્ણની જેમ, જે तत्त्वं—તત્ત્વ,–જીવાદિ લક્ષણ, तस्य–તેનું દર્શન, અવલોકન, तस्य—તેના, अयोगात्—અયોગને લીધે, અનુપપત્તિને લીધે

ભલે એમ હો, તથાપિ તે અન્ય હેતુથી સાધ્ય હોય, નહિં કે ભગવત્પ્રસાદથી સાધ્ય, એટલા માટે કહ્યું—न च—ન જ, इयं—આ, તત્ત્વરુચિરૂપ શ્રદ્ધા, मार्गं—માર્ગને, સમ્યગ્દર્શનાદિક મુક્તિપથને, अनुकूलतया—અનુકૂલપણે, सरति—સરે છે, ગમન કરે છે, इत्येवंशीला—એમ એવંશીલા, તે मार्गानुसारिणी—માર્ગાનુસારિણી, सुखम्—સુખેથી, અપરિક્લેશપણે, યથાકથંચિત્–જેવી તેવી રીતે, अवाप्यते—પ્રાપ્ત થતી, એમ અર્થ છે.

ભલે આ ભગવત્પ્રસાદથી સાધ્ય હો, પણ સ્વસાધ્ય પ્રતિ આનો (શ્રદ્ધાનો) નિયત હેતુભાવ નથી, એટલા માટે કહ્યું—सत्यां च—અને સતે, વિદ્યમાન સતે, अस्याम्—આ, ઉક્તરૂપ શ્રદ્ધા, भवति—થાય છે, ઉપજે છે, एतत्—આ, તત્ત્વદર્શન, नियोगतः—નિયોગથી, અવશ્યંભાવથી. નિદર્શન કહ્યું—

कल्याणचक्षुषीव—જેમ કલ્યાણચક્ષુ સતે, નિરુપહતા દૃષ્ટિ સતે, सद्रूपदर्शनं–સદ્રૂપદર્શન. सतः—સત્, સદ્ભૂત, रूपस्य—રૂપનું, दर्शनं—દર્શન, અવલોકન,–નહિં કે કાચકામલાદિથી ઉપહત ચક્ષુની જેમ અન્યથા.

૬અર્થ :—તેથી કરીને અત્રે ચક્ષુ તે વિશિષ્ટ જ આત્મધર્મરૂપ એવું, તત્ત્વાવબોધના નિબન્ધનરૂપ શ્રદ્ધાસ્વભાવવાળું ગ્રહવામાં આવે છે,—કારણ કે શ્રદ્ધાવિહીનને, અચક્ષુષ્મંતને રૂપની જેમ, તત્ત્વદર્શનનો અયોગ છે, માટે; અને માર્ગાનુસારિણી એવી આ (શ્રદ્ધા) સુખેથી પ્રાપ્ત થતી નથી, અને આ (શ્રદ્ધા) સતે આ (તત્ત્વ દર્શન) નિયોગથી હોય છે,—કલ્યાણ ચક્ષુ સતે સદ્રૂપદર્શનની જેમ.[૧૧૦]

## વિવેચન

"શુદ્ધ શ્રદ્ધાન વિણ જેહ કિરિયા કરી, છાર પર લિંપણો તેહ જાણો."

શ્રી આનંદઘનજી.

આમ ઉપરમાં કહ્યું તેમ ઇંદ્રિયપણે સામાન્યથી ચક્ષુનું આવું સ્વરૂપ છે. પરંતુ 'अत्र चक्षुः विशिष्टमेवात्मधर्म्मरूपं'—અત્ર સૂત્રમાં તો ઉપયોગવિશેષતા વડે કરીને જીવનું સ્વભાવભૂત એવું આત્મધર્મરૂપ વિશિષ્ટ જ ચક્ષુ ગ્રહવામાં આવ્યું છે,–નહિં કે ઉક્તવત્ સામાન્ય ચક્ષુ. આ આત્મધર્મરૂપ વિશિષ્ટ જ ચક્ષુ કેવું છે? તે માટે કહ્યું—'तत्त्वाववोधनिवन्धन-श्रद्धास्वभावं' 'તત્ત્વાવબોધના નિબન્ધનરૂપ શ્રદ્ધાસ્વભાવવાળું;' અર્થાત્ જીવ-અજીવાદિ તત્ત્વઅવબોધના નિબન્ધનરૂપ—નિશ્ચય-કારણરૂપ એવી જે શ્રદ્ધા–પ્રતીતિ–ધર્મપ્રશંસાદિરૂપ રુચિ તે જ સ્વભાવ છે જેનો એવું. આમ તત્ત્વજ્ઞાનના કારણરૂપ શ્રદ્ધા એ જ **આત્મધર્મરૂપ ભાવચક્ષુ** અત્ર વિવક્ષિત છે.

*અત્ર શ્રદ્ધા એ જ આત્મધર્મરૂપ ભાવચક્ષુ*

અત્રે કોઈ આશંકા કરશે—જ્ઞાનાવરણાદિ ક્ષયોપશમ જ ચક્ષુષ્પણે કહેવો યુક્ત છે, કારણ કે તેનું જ દર્શનહેતુપણું છે, —નહિં કે મિથ્યાત્વમોહનીયના ક્ષયોપશમથી સાધ્ય એવી તત્ત્વરુચિરૂપ શ્રદ્ધા એ આશંકાના નિવારણાર્થે કહ્યું—'શ્રદ્ધા-વિહીનને, અચક્ષુષ્મંતને રૂપની જેમ તત્ત્વદર્શનનો અયોગ છે, માટે.' 'श्रद्धाविहीनस्याचक्षुष्मत इव रूपमिव तत्त्वदर्शनायोगात्।' અર્થાત્ અચક્ષુષ્મંતને–ચક્ષુવિહોણા અંધને જેમ રૂપનું દર્શન થતું નથી, તેમ તત્ત્વરુચિરૂપ–શ્રદ્ધારૂપ ભાવચક્ષુ વિહીનને તત્ત્વદર્શનનો યોગ હોતો નથી, તત્ત્વ-દર્શન ઘટતું નથી. એટલા માટે શ્રદ્ધાને ચક્ષુ× કહ્યું તે યથાર્થ જ છે.

*શ્રદ્ધાવિહીનને તત્ત્વદર્શન ન હોય*

અને 'सद्धा परम दुल्लहा' એ સૂત્ર પ્રમાણે આવી આ તત્ત્વરુચિરૂપ શ્રદ્ધા પરમ દુર્લભ હોઈ, ભગવદ્અનુગ્રહ થકી જ સાધ્ય છે એમ ગર્ભિતપણે દર્શાવતાં કહ્યું—'માર્ગાનુસારિણી એવી આ (શ્રદ્ધા) સુખેથી પ્રાપ્ત થતી નથી.'—'न चेयं मार्गानुसारिणी सुखमवाप्यते'. અર્થાત્ **માર્ગાનુસારિણી** એટલે સમ્યગ્દર્શનાદિ મોક્ષમાર્ગને અનુકૂળપણે અનુસરતી, તત્ત્વદર્શનના માર્ગ પ્રત્યે લઈ જતી, એવી આ તત્ત્વરુચિરૂપ શ્રદ્ધા સુખેથી–સહેલાઈથી, વિના પરિક્લેશે

× સરખાવો :—"सत्श्रद्धासङ्गतो वोधो दृष्टिरित्यभिधीयते।
असत्प्रवृत्तिव्याघातात्सत्प्रवृत्तिपदावहः॥" શ્રીયોગદૃષ્ટિસમુચ્ચય

–વિના પરિશ્રમે, સુગમતાથી કાંઈ જેવી તેવી રીતે પ્રાપ્ત થઈ જતી નથી, એ જ સૂચવે છે કે તે જીવની તથારૂપ યોગ્યતા થયે પરમ દુર્લભ એવા ભગવદ્ અનુગ્રહ થકી જ પ્રાપ્ત હોય છે.

આવી માર્ગાનુસારિણી શ્રદ્ધા વિના તત્ત્વદર્શન હોતું નથી એમ વ્યતિરેકથી કહી એ જ વસ્તુ હવે અન્વયથી દૃઢ કરતાં કહ્યું—'सत्यां चास्यां भवत्येतन्नियोगतः'—અને

**માર્ગાનુસારિણી શ્રદ્ધા સતે તત્ત્વદર્શન હોયજ**

આ (શ્રદ્ધા) સતે આ (તત્ત્વદર્શન) નિયોગથી હોય છે, કલ્યાણ-ચક્ષુ સતે સદ્રૂપદર્શનની જેમ. 'कल्याणचक्षुषीव सद्रूपदर्शनम्।' અર્થાત્ આ તત્ત્વરુચિરૂપ માર્ગાનુસારિણી શ્રદ્ધા હોય, તો પછી આ તત્ત્વદર્શન નિયોગથી–નિયમથી અવશ્યમેવ થાય છે. અત્રે દૃષ્ટાંતઃ જેમ કલ્યાણ ચક્ષુ—નિરુપહત ખોડખાંપણ વિનાનું અવિકલ ચક્ષુ હોય તો સદ્રૂપદર્શન થાય છે, સદ્ભૂત પદાર્થનું યથાર્થ સ્વરૂપદર્શન થાય છે, તેમ આ શ્રદ્ધારૂપ ભાવચક્ષુ હોય તો તત્ત્વદર્શન થાય છે.

"શ્રદ્ધા જ્ઞાને જે ગ્રહ્યો રે, તેહી જ કાર્ય કરાય રે....દયાલરાય." શ્રી દેવચંદ્રજી.



આ શ્રદ્ધાજન્ય તત્ત્વદર્શનમાં કાળ શિવાય બીજો પ્રતિબંધ નથી અને આ પ્રતિબંધ પણ અપ્રતિબંધ જ છે, એમ પ્રદર્શિત કરે છે—

[७]न ह्यत्र प्रतिबन्धो नियमेन ऋते कालादिति निपुणसमयविदः। अयं चाप्रतिबन्ध एव, तथा तद्भवनोपयोगित्वात्, तमन्तरेण तत्सिद्धयसिद्धेः विशिष्टस्योपादानहेतोरेव तथापरिणतिस्वभावत्वात्।[१११]

पञ्जिका—न हि—ન જ, अत्र—અત્રે, માર્ગાનુસારિ શ્રદ્ધાથી સાધ્ય એવા દર્શનમાં प्रतिबन्ध—વિષ્કંભ—नियमेन—નિયમથી, અવશ્યંભાવથી, ક્યાંયથી એમ સમજાય છે શું સર્વથા? ના, એટલા માટે કહ્યું—ऋते—વિના, कालात्—કાલ. કારણ કે કાલ જ અત્ર પ્રતિબંધક છે એમ ભાવ છે, इति—એમ, निपुणसमयविदो—નિશ્ચયનયવ્યવહારીઓ વદે છે.

વારુ, કાલ પણ પ્રતિબંધક સતે એમ કેમ કહેવામાં આવે છે કે—'અત્રે નિયમથી પ્રતિબંધ નથી જ?' તે માટે કહ્યું— अयं च—અને આ, કાલપ્રતિબંધ, अप्रतिबन्ध एव—અપ્રતિબન્ધ જ છે. કયા કારણથી? તે માટે કહ્યું—तथा—તથાપ્રકારે, દર્શનરૂપતાથી, तस्या—તેનું, શ્રદ્ધાનું, भवनं—ભવન, પરિણમન, તે तद्भवनं—તદ્ભવન, तत्र उपयोगित्वात्—તેમાં ઉપયોગિપણાને લીધે, કાળના વ્યાપારવંતપણાને લીધે. વ્યતિરેક કહ્યો—

तं—તે, કાળ, अन्तरेण—વિના, तत्सिद्धयसिद्धेः—तस्य—તેની, દર્શનની સ્વભાવલાભ અનિષ્પત્તિને લીધે, विशिष्टस्य—વિશિષ્ટ, વિચિત્ર સહકારિ કારણથી જેનો સ્વભાવાતિશય આહિત છે એવા उपादानहेतोरेव—ઉપાદાનહેતુના જ, પારિણામિક કારણના જ, तथापरिणतिस्वभावत्वात्—તથાપરિણતિ સ્વભાવને લીધે. तथापरिणतिः—કાર્યાભિમુખ પરિણામ, सा एव स्वभावः यस्य स तथा—તે જ છે સ્વભાવ જેનો–કાળનો તે તથા, तद्भावस्तत्त्वं—તદ્ભાવ તે તત્ત્વ, तस्मात्—તેથી,–કાળના દ્રવ્ય–પર્યાયપણાને લીધે.

ઉઅર્થઃ—કારણ કે અત્ર કાળ શિવાય પ્રતિબન્ધ નિયમથી નથી જ એમ નિપુણ સમયવિદો વદે છે. અને આ (કાળપ્રતિબન્ધ) અપ્રતિબંધ જ છે; કારણ કે તથાપ્રકારે તેના (શ્રદ્ધાના) ભવનમાં ઉપયોગિપણું છે માટે, તે (કાળ) વિના તેની (દર્શનની) સિદ્ધિની અસિદ્ધિ છે માટે, વિશિષ્ટ ઉપાદાનહેતુનું જ તથાપરિણતિ સ્વભાવપણું છે માટે.[૧૧૧]

## વિવેચન

" કાળલબ્ધિ લહી પંથ નિહાળશું રે, એ આશા અવલંબ;
એ જન જીવે રે જિનજી જાણજો રે, આનંદઘન મત અંબ.
પંથડો નિહાળું રે બીજા જિન તણો રે. " શ્રી આનંદઘનજી.

આ માર્ગાનુસારી શ્રદ્ધાથી નિયમથી તત્ત્વદર્શન થાય છે એમ જે કહ્યું તેમાં—'અત્રે કાળ શિવાય પ્રતિબંધ નિયમથી નથી જ એમ નિપુણ સમયવિદો વદે છે;' 'न ह्यत्र प्रतिबन्धो ऋते कालात्'; અર્થાત્ એક કાળ—સમય શિવાય બીજે ક્યાંયથી પણ પ્રતિબંધ—અટકાયત—રૂકાવટ અવશ્યપણે નથી જ; અત્રે પ્રતિબંધક—અટકાયત કરનાર જો કોઈ પણ હોય તો તે માત્ર કાળ જ છે, એમ કુશલ શાસ્ત્રપટુ સમયવિદો—નિશ્ચયસિદ્ધાંત—જ્ઞાતાઓ કહે છે.

*અત્રે કાળ શિવાય પ્રતિબંધ નથી*

ત્યારે પ્રશ્ન થશે કે—કાળ જો પ્રતિબંધક હોય તો પછી અત્રે નિયમથી પ્રતિબંધ નથી જ એમ કેમ કહ્યું? તેનો ખુલાસો કર્યો કે 'આ (કાળપ્રતિબંધ) અપ્રતિબંધ જ છે,'—अयं चाप्रतिबंध एव, આ કાળપ્રતિબંધ તે પ્રતિબંધ જ નથી. 'કારણ કે તથાપ્રકારે તેના (શ્રદ્ધાના) ભવનમાં ઉપયોગિપણું છે માટે', 'तथा तद्भवनोपयोगित्वात्'; અર્થાત્ તથાપ્રકારે દર્શનરૂપપણે, તે શ્રદ્ધાના ભવનમાં—પરિણમનમાં કાળનું ઉપયોગિપણું છે માટે. Only it is a question of time. એટલે પ્રતિબંધરૂપ થવાની વાત તો દૂર રહી, પણ શ્રદ્ધાને દર્શનરૂપપણે પરિણમાવવામાં કાળ પણ ઉપયોગી ભાવ ભજવી રહ્યો છે. કારણ કે 'તે (કાળ) વિના તેની (દર્શનની) સિદ્ધિની અસિદ્ધિ છે માટે', 'तमन्तरेण तत्सिद्ध्यसिद्धेः'; અર્થાત્ કાલલબ્ધિપરિપાક થયા વિના તે દર્શનની સિદ્ધિ હોતી નથી.

*આ કાળપ્રતિબંધ અપ્રતિબંધ જ*

"ઉપાદાન ઉપાદાન નિજ પરિણતિ વસ્તુની રે, પણ નિમિત્ત આધીન....મુનિસુવ્રત."
શ્રી દેવચંદ્રજી.

તે પણ કયા કારણથી? તો કે 'विशिष्टस्योपादानहेतोरेव तथापरिणतिस्वभावत्वात्।' 'વિશિષ્ટ ઉપાદાનહેતુનું જ તથાપરિણતિ સ્વભાવપણું છે, માટે;' અર્થાત્ વિશિષ્ટ એટલે નાના પ્રકારના કાળ આદિ સહકારી કારણથી યુક્ત એવા ઉપાદાન હેતુનું જ—પારિણામિક કારણનું જ તથાપ્રકારે પરિણતિસ્વભાવપણું છે, માટે. એટલે કે કાળ આદિ સહકારી નિમિત્તકારણો પણ જ્યાં આવી મળ્યા છે, એવું વિશિષ્ટ ઉપાદાન જ તેવા તેવા પ્રકારે કાર્યાભિમુખ પરિણતિ—પરિણામ પામે એવો તેનો સ્વભાવ છે; અને

*વિશિષ્ટ ઉપાદાનહેતુનું તથાપરિણતિ સ્વભાવપણું*

દ્રવ્યના પરિવર્ત્તન-પર્યાય કરવારૂપ વર્ત્તનાધર્મપણાને લીધે કાળ પણ તે કાર્યાભિમુખ પરિણતિમાં પોતાનો ભાગ ભજવતો હોઈ ઉપયોગી છે.

"કાળલબ્ધિ મુજ મત ગણો,' ભાવલબ્ધિ તુમ હાથે રે;
લડથડતું પણ ગજબચ્ચું, ગાજે ગજવર સાથે રે....સંભવ જિન." શ્રી યશોવિજયજી.



આ શ્રદ્ધા ધર્મકલ્પવૃક્ષના અવંધ્ય બીજરૂપ છે, એમ પ્રશંસે છે—

'तदेषाऽवन्ध्यबीजभूता धर्म्मकल्पद्रुमस्येति परिभावनीयं। इयं चेह चक्षुरिन्द्रियं चोक्तवद्भगवद्भ्य इति चक्षुर्ददतीति चक्षुर्दाः ॥ १६ ॥[११२]

'અર્થ:—તેથી આ (શ્રદ્ધા) ધર્મકલ્પદ્રુમની અવંધ્ય બીજભૂત છે એમ પરિભાવનીય છે.

અને આ (શ્રદ્ધા) અહીં ચક્ષુરિન્દ્રિય ઉક્તવત્ ભગવંતો થકી છે, એટલે 'चक्षुर्ददतीति चक्षुर्दाः' ચક્ષુ દીએ તે ચક્ષુર્દા. ॥ ૧૬ ॥[११२]

## વિવેચન

"કાર્યરુચિ કર્ત્તા થયે રે, કારક સવિ પલટાય રે....દયાલરાય!
આતમઘર આતમ રમે રે, નિજ ઘર મંગલમાલ રે. દયાલરાય!" શ્રીદેવચંદ્રજી

તેથી-આ બધુંય ઉપરમાં કહ્યું તે પરથી સિદ્ધ થયું કે—'एषाऽवन्ध्यबीजभूता धर्म्मकल्पद्रुमस्य',—આ (શ્રદ્ધા) ધર્મ-કલ્પદ્રુમની અવન્ધ્ય બીજભૂત છે, એમ પરિભાવનીય છે. આ માર્ગાનુસારિણી શ્રદ્ધા જે કહી, તે ધર્મરૂપ કલ્પવૃક્ષની અવંધ્ય-અચૂક બીજભૂત છે,—કે જેમાંથી અવશ્ય ધર્મરૂપ કલ્પવૃક્ષ ફાલીફૂલીને મુમુક્ષુને મોક્ષરૂપ મનોવાંછિત ફલ આપશે જ. એમ આ પરિભાવન-સર્વપ્રકારે ભાવન કરવા યોગ્ય છે.

'અને આ (શ્રદ્ધા) અહીં ચક્ષુરિન્દ્રિય ઉક્તવત્ ભગવંતો થકી છે.' આ શ્રદ્ધા છે તે જ અહીં આ સૂત્રમાં ચક્ષુરિન્દ્રિય વિવક્ષિત છે; અને આ ચક્ષુની પ્રાપ્તિ પણ, અભયની જેમજ, ભગવંતોના ગુણપ્રકર્ષરૂપપણાથી, અચિન્ત્યશક્તિયુક્તપણાથી, તથાભાવે અવસ્થિતિથી, અને સર્વથા પરાર્થકરણથી આ ભગવંતો થકી જ હોય છે. એટલે चक्षुर्ददति इति चक्षुर्दाः—ચક્ષુ દીએ છે તે ચક્ષુર્દા એવા આ ભગવંતો છે.

॥ इति चक्षुर्दाः ॥ १६ ॥



---

पञ्जिका—उक्तवत्—પૂર્વસૂત્રમાં કહેલ અભયધર્મવત્.

# ૧૭. માર્ગદ

# 'માર્ગદેભ્યઃ' પદ વ્યાખ્યાન

અત્રે માર્ગ તે ચિત્તનું અવક્ર ગમન, ક્ષયોપશમવિશેષ, અર્થાત્ 'સુખા' એમ વ્યાખ્યા કરે છે—

[૧]તથા-

## 'मग्गदयाणं'

इह मार्ग्गः-चेतसोऽवक्रगमनं, भुजङ्गमगमननलिकायामतुल्यो विशिष्टगुणस्थानावाप्तिप्रगुणः स्वरसवाही क्षयोपशमविशेषः। हेतुस्वरूपफलशुद्धा सुखेत्यर्थः।[११३]

[૯]અર્થ:-તથા—

## 'માર્ગદોને'

અહીં માર્ગ—ચિત્તનું અવક્ર ગમન તે, ભુજંગમની ગમનનલિકાના આયામ તુલ્ય, વિશિષ્ટ ગુણસ્થાન પ્રાપ્તિમાં પ્રગુણ એવો સ્વરસવાહી ક્ષયોપશમવિશેષ છે; હેતુથી, સ્વરૂપથી અને ફલથી શુદ્ધ એવી 'સુખા' એમ અર્થ છે.[૧૧૩]

### વિવેચન

"કપટરહિત થઈ આતમ અરપણા રે,
આનંદઘન પદ રેહ."—શ્રી આનંદઘનજી.

તથાપ્રકારે માર્ગની પ્રાપ્તિ પણ આ ભગવતો થકી હોય છે, એટલા માટે અહીં 'मग्गदयाणं'-मार्ग्गदेभ्यः—માર્ગદોને એ વિશિષ્ટ સૂત્રપદ કહ્યું છે. અહીં–આ સૂત્રમાં

---

पञ्जिका—मग्गदयाणं। मार्ग्ग इह—ઇત્યાદિ. इह—અહીં, સૂત્રમાં, मार्ग्गः—માર્ગ, પંથ, તે શું લક્ષણવાળો છે? તે માટે કહ્યું:—चेतसो—ચિત્તનું, મનનું, अवक्रगमनम्—અવક્ર ગમન, અકુટિલા પ્રવૃત્તિ. કેવો? તે માટે કહ્યું:—भुजङ्गमस्य—ભુજંગમની, સર્પની, गमननलिका—શુષિર વંશ (પોલો વાંસ) આદિ લક્ષણવાળી ગમનનલિકા,—જે વડે તે અંતઃપ્રવિષ્ટ જઈ શકે છે, तस्याः—તેનો, आयामः—દૈર્ઘ્ય, तेन—તેની સાથે, तुल्यः—તુલ્ય, ક્ષયોપશમવિશેષ એમ યોગ છે. કેવા પ્રકારનો? તે માટે કહ્યું:—

विशिष्टगुणस्थानावाप्तिप्रगुणः—વક્ષ્યમાણ વિશિષ્ટ ગુણલાભહેતુ, स्वरसवाही—નિજાભિલાષ પ્રવૃત્ત, क्षयोपशमः—દુઃખહેતુ એવા દર્શનમોહાદિનો ક્ષયવિશેષ. તે આ પ્રકારે—જેમ નલિકાની અંદર પ્રવૃત્ત ભુજંગમના ગમનમાં અવક્ર જ નલિકાયામ સમીહિત સ્થાનની પ્રાપ્તિનો હેતુ છે,—વક્રમાં ત્યાં જવાના અશક્યપણાને લીધે, એમ તે પણ મિથ્યાત્વમોહનીયાદિ ક્ષયોપશમ ચિત્તને. તાત્પર્ય કહ્યું:—हेतुस्वरूपफलशुद्धा-हेतुना—પૂર્વોદિત શ્રદ્ધાલક્ષણ હેતુથી, स्वरूपेण—સ્વગત જ સ્વરૂપથી, फलेन—વિવિદિષાદિ ફલથી, शुद्धा—નિર્દોષા, सुखा—ઉપશમસુખરૂપા સુખાસિકા એમ અર્થ છે. આ માર્ગના સ્વરૂપનો નિશ્ચય છે.

માર્ગ તે ચિત્તનું અવક્ર ગમન

'मार्गः चेतसोऽवक्रगमनं ।' 'માર્ગ—ચિત્તનું અવક્ર ગમન,' અકુટિલ પ્રવૃત્તિ છે. અર્થાત્ ચિત્તનું આડુંઅવળું-વાંકુંચુંકું નહિ ચાલવું, સીધું સરલપણે-ઋજુપણે ચાલવું તે માર્ગ છે. આ ચિત્તના અવક્ર ગમનરૂપ માર્ગ તે 'भुजङ्गमगमननलिकायामतुल्यो क्षयोपशमविशेषः' 'ભુજંગમની ગમનનલિકાના આયામ તુલ્ય એવો ક્ષયોપશમવિશેષ છે.' અર્થાત્ ભુજંગમની-સર્પની ગમનનલિકા એટલે પોલો વાંસ વગેરે નળી જેની અંદર પ્રવેશી તે ગમન કરી શકે છે, તેનો આયામ-દૈર્ઘ્ય-લંબાઈ, તેની સાથે તુલ્ય-સમાન એવો ક્ષયોપશમવિશેષ-દર્શનમોહાદિનો ક્ષયવિશેષ છે. આ ક્ષયોપશમવિશેષ કેવો છે? તો કે 'विशिष्टगुणस्थानावाप्तिप्रगुणः स्वरसवाही ।' 'વિશિષ્ટ ગુણસ્થાનપ્રાપ્તિમાં પ્રગુણ એવો સ્વરસવાહી;' અર્થાત્ કહેવામાં આવશે એવા વિશિષ્ટ ગુણસ્થાનની પ્રાપ્તિમાં પ્રગુણ-અનુકૂળ, એવો સ્વરસવાહી એટલે સ્વરસથી આપોઆપ સહજ સ્વભાવે વહન કરતો—પ્રવર્તતો.

ભુજંગમગમન નલિકાયામ તુલ્ય ક્ષયોપક્ષમવિશેષ

તાત્પર્ય કે-સર્પની ગતિ મૂળ તો વાંકી છે, પણ પોલા વાસની નળીમાં પેઠો એટલે તે વક્ર ગમન છોડી દઈ આપોઆપ સડસડાટ સીધો ચાલ્યો જાય છે, ને વાંસના આગળ આગળના ભાગરૂપ ગુણને સ્પર્શતો આગળ ધસે છે; આવા તેના અવક્ર સીધા સડસડાટ ગમનમાં અવક્ર-સરલ વાંસની નળીનું અવક્રપણું ને દીર્ઘપણું જ કારણભૂત છે. તે જ પ્રકારે ચિત્તરૂપ ભુજંગની ગતિ મૂળ તો વાંકી છે, પણ દર્શનમોહાદિના ક્ષયવિશેષ-રૂપ-ક્ષયોપશમવિશેષરૂપ વંશનલિકામાં જીવનો પ્રવેશ થતાં વક્ર ગમન છોડી દઇ ચિત્ત સ્વરસથી આપોઆપ જ સીધું સરલપણે સડસડાટ ચાલ્યું જાય છે, ને ઉત્તરોત્તર આગળનું ગુણસ્થાન સ્પર્શતું સ્પર્શતું આત્મવિકાસમાં પ્રગતિ કરે છે. ચિત્ત-ભુજંગના આ અવક્ર ગમન યુક્ત પ્રગતિમાં-ઇષ્ટસ્થાન પ્રાપ્તિમાં અવક્ર સરલ વાંસની નળીની લંબાઇ સમો ક્ષયોપશમવિશેષ જ કારણભૂત છે, કારણ કે સ્વરસથી આપોઆપ પ્રવર્તતો તે જ ઉત્તરોત્તર ગુણસ્થાનની પ્રાપ્તિમાં પ્રગુણ-પ્રકૃષ્ટ ગુણ કરનારો અનુકૂળ છે.

આકૃતિ ૧




આમ ચિત્તના અવક્રગમનરૂપ માર્ગ તે જીવનો ક્ષયોપશમવિશેષ જ છે. બીજા શબ્દમાં કહીએ તો 'हेतुस्वरूपफलशुद्धा सुखेत्यर्थः'—હેતુથી, સ્વરૂપથી અને ફલથી

શુદ્ધ એવી 'સુખા' એમ અર્થ છે. અર્થાત્ પૂર્વોક્ત શ્રદ્ધારૂપ હેતુથી, ઉત્તરોત્તર નિર્મલ થતા જતા સ્વગત સ્વરૂપથી, અને વિવિદિષાદિ ફલથી શુદ્ધ–નિર્દોષ એવી સુખા–ઉપશમસુખરૂપ સુખાસિકા અથવા સુખરૂપ પ્રગતિ છે. આમ શ્રદ્ધા થકી ઉપજતી, સ્વરૂપશુદ્ધિની વૃદ્ધિ કરતી ને વિવિદિષા નીપજાવતી એવી આ સુખેથી પ્રગતિ કરવારૂપ સુખા એ જ ક્ષયોપશમવિશેષરૂપ માર્ગ છે.






આ ક્ષયોપશમવિશેષરૂપ માર્ગ વિના યથોક્ત ગુણસ્થાનપ્રાપ્તિ નથી. સાનુબંધ ક્ષયોપશમ થકી જ હોય છે, એમ અન્વય–વ્યતિરેકથી સ્પષ્ટ કરે છે—

[૧૦]नास्मिन्नान्तरेऽसति यथोदितगुणस्थानावाप्तिर्मार्गविषमतया चेतःस्खलनेन प्रतिबन्धोपपत्तेः । सानुबन्धक्षयोपशमतो यथोदितगुणस्थानावाप्तिः, अन्यथा तदयोगात् क्लिष्टदुःखस्य तत्र तत्त्वतो बाधकत्वात् ।[११४]

**[૧૦]અર્થઃ—આ (ક્ષયોપશમ) આન્તર (હેતુ) નહિં સતે, યથોદિત ગુણસ્થાનની પ્રાપ્તિ નથી, કારણ કે માર્ગવિષમતાથી ચેતઃસ્ખલન વડે પ્રતિબન્ધની ઉપપત્તિ છે માટે. સાનુબન્ધ ક્ષયોપશમ થકી યથોદિત ગુણસ્થાનની પ્રાપ્તિ છે, અન્યથા તેનો અયોગ છે માટે, ક્લિષ્ટ દુઃખનું તેમાં તત્ત્વથી બાધકપણું છે માટે.[૧૧૪]**

---

पञ्जिका—વ્યતિરેકથી ભાવતાં કહે છેઃ—न—ન જ, अस्मिन्—આ, ક્ષયોપશમરૂપ માર્ગ, आन्तरे—અન્તરંગ હેતુ સતે,—બહિરંગ ગુરુઆદિ સહકારિ સદ્ભાવે પણ, यथोदितगुणस्थानावाप्तिः—સમ્યગ્દર્શનાદિ ગુણલાભ. કયા કારણથી? તે માટે કહ્યુંઃ—मार्गविषमतया—માર્ગવિષમતાથી, ક્ષયોપશમવિસંસ્થુલતાથી, चेतःस्खलनेन—ચેતઃસ્ખલન વડે, મનોવ્યાઘાત વડે, प्रतिबन्धोपपत्तेः—પ્રતિબંધની ઉપપત્તિને લીધે, યથોદિત ગુણસ્થાનપ્રાપ્તિના વિષ્કંભસંભવને લીધે. કયા કારણથી! કારણ કે सानुबन्धक्षयोपशमात्—સાનુબંધ ક્ષયોપશમ થકી, ઉત્તરોત્તર અનુબંધથી પ્રભૂત ક્ષયોપશમ થકી, गुणस्थानावाप्तिः—પૂર્વોક્ત ગુણસ્થાનપ્રાપ્તિ ઉપજે છે. વ્યતિરેક કહ્યો—

अन्यथा—સાનુબન્ધ ક્ષયોપશમના અભાવે, तदयोगात्—તેના અયોગને લીધે. યથોદિત ગુણસ્થાન પ્રાપ્તિના અભાવને લીધે. કયા કારણથી? તે માટે કહ્યું—क्लिष्टं—ક્લિષ્ટ, दुःखयतीति दुःखं—દુઃખ દે છે તે દુઃખ, કર્મ, તેથી ક્લિષ્ટ કર્મના, तत्र—તેમાં, નિરનુબન્ધ ક્ષયોપશમમાં, तत्त्वतः—તત્ત્વથી, અન્તરંગ વૃત્તિથી, बाधकत्वात्—પ્રકૃત ગુણસ્થાનના બાધકપણાને લીધે,

## વિવેચન

"સકલ વિભાવ ઉપાધિ થકી મન ઓસર્યો હો લાલ.
સત્તા સાધન માર્ગ ભણી એ સંચર્યો હો લાલ. દીઠો સુવિધિ."—શ્રીદેવચંદ્રજી

આમ ક્ષયોપશમવિશેષરૂપ માર્ગ છે એમ અન્વયથી કહ્યું. તે જ વસ્તુ હવે વ્યતિરેકથી અહીં દૃઢ કરી છે: 'नास्मिनान्तरेऽसति यथोदितगुणस्थानावाप्तिः।'—'આ (ક્ષયોપશમ) આન્તર (હેતુ) નહિં સતે, યથોદિત ગુણસ્થાનની પ્રાપ્તિ નથી;' આ ક્ષયોપશમરૂપ અંતરંગ હેતુ ન હોય, તો બહિરંગ ગુરુઆદિ સહકારીના સદ્ભાવે પણ યથોક્ત સમ્યગ્દર્શનાદિ ગુણભૂમિકાનો લાભ નથી હોતો. 'मार्गविषमतया चेतःस्खलनेन प्रतिबन्धोपपत्तेः।' 'કારણ કે માર્ગવિષમતાથી ચેતઃસ્ખલન વડે પ્રતિબન્ધની ઉપપત્તિ છે માટે.' વિષમ–ખડબચડા માર્ગે ગમન કરતાં સ્ખલન થવાથી–ઠોકર લાગવાથી જેમ પ્રતિબંધ–અટકાયત થાય, તેમ ક્ષયોપશમરૂપ માર્ગની વિષમતાથી ચિત્તસ્ખલન–મનોવ્યાઘાત વડે કરીને યથોક્ત ગુણસ્થાનની પ્રાપ્તિમાં પ્રતિબંધ–અવરોધ–રૂકાવટ હોય, માટે.

**ક્ષયોપશમવિશેષ વિના ગુણસ્થાનપ્રાપ્તિ નથી**

તે પણ કયા કારણથી? તો કે 'सानुबन्धक्षयोपशमतो यथोदितगुणस्थानावाप्तिः, अन्यथा तदयोगात्।' 'સાનુબંધ ક્ષયોપશમ થકી યથોદિત ગુણસ્થાનની પ્રાપ્તિ છે, અન્યથા તેનો અયોગ છે, માટે.' સાનુબંધ–ઉત્તરોત્તર અનુબંધવાળા સંકલનાબદ્ધ **ક્ષયોપશમ** થકી યથોક્ત ગુણસ્થાન લાભ ઉપજે છે, નહિં તો તેવા સાનુબંધ ક્ષયોપશમના અભાવે ક્ષયોપશમ ઉત્તરોત્તર સંકલનાબદ્ધ ન હોય, એટલે કે ઉત્તરોત્તર સંકલના વિહીન નિરનુબંધ હોય તો પ્રસ્તુત ગુણસ્થાન પ્રાપ્તિનો યોગ ઘટતો નથી. કારણ કે 'क्लिष्टदुःखस्य तत्र तत्त्वतो बाधकत्वात्।' ક્લિષ્ટ દુઃખનું તેમાં તત્ત્વથી બાધકપણું છે માટે.' અર્થાત્ 'દુઃખયતીતિ દુઃખં'–દુઃખ દે તે દુઃખ, અને કર્મ દુઃખ દે છે, માટે અત્રે દુઃખ શબ્દથી કર્મ કહ્યું છે. આ ઉપરથી ક્લિષ્ટ દુઃખનું એટલે ક્લિષ્ટ કર્મનું તેમાં–નિરનુબંધ ક્ષયોપશમમાં તત્ત્વથી–અંતરંગ વૃત્તિથી પ્રસ્તુત ગુણસ્થાનનું બાધકપણું છે; એટલે કે નિરનુબંધ ક્ષયોપશમમાં જે ક્લિષ્ટ કર્મનું હોવાપણું છે, તે ક્લિષ્ટ કર્મ જ ગુણસ્થાનની પ્રાપ્તિમાં બાધકરૂપ–અંતરાયરૂપ થઇ પડે છે. આ આકૃતિથી સ્ફુટ થશે—

**સાનુબંધ ક્ષયોપશમથકી ગુણસ્થાનપ્રાપ્તિ, નહિં તો નહિં**

આકૃતિ ૨









સાનુબંધ કર્મ તે જ ગુણસ્થાનપ્રાપ્તિમાં પ્રતિબંધક ક્લિષ્ટ કર્મ છે, અને માર્ગપ્રાપ્તિ સતે જીવ તેવો અતિસંક્લિષ્ટ નથી હોતો, ઇત્યાદિ પરમ પ્રવચનરહસ્ય પ્રકાશે છે—

[११] सानुबन्धं क्लिष्टमेतदिति तन्त्रगर्भः, तद्बाधितस्यास्य तथागमनाभावात, भूयस्तदनुभवोपपत्तेः। न चासौ तथाऽतिसंक्लिष्टस्तत्प्राप्ताविति प्रवचनपरमगुह्यं, न खलु भिन्नग्रन्थेर्भूयस्तद्बन्ध इति तन्त्रयुक्त्युपपत्तेः। [११५]

[११] અર્થ :—સાનુબંધ એવું આ (કર્મ) ક્લિષ્ટ છે એમ તન્ત્રગર્ભ છે, તેનાથી બાધિત એવા આના (ચિત્તના) તથાગમનનો અભાવ છે માટે, પુનઃ તેના (ક્લિષ્ટ દુઃખના) અનુભવની ઉપપત્તિ છે માટે.

અને તે (પ્રકૃત જીવ) તેની (માર્ગની) પ્રાપ્તિ સતે તથાપ્રકારે અતિસંક્લિષ્ટ નથી હોતો, એમ પ્રવચનનું પરમ ગુહ્ય છે,—નિશ્ચયે કરીને ભિન્નગ્રન્થિને પુનઃ તેનો બંધ નથી એવી તન્ત્રયુક્તિની ઉપપત્તિને લીધે. [૧૧૫]

## વિવેચન

"ઘાતિ ડુંગર આડા અતિ ઘણા, તુજ દરિશણ જગનાથ." **શ્રી આનંદઘનજી**

ગુણસ્થાનપ્રાપ્તિમાં પ્રતિબંધક ક્લિષ્ટ કર્મ છે એમ ઉપરમાં કહ્યું. આ ક્લિષ્ટના સ્વરૂપનું જ વ્યાખ્યાન અત્ર કર્યું છે: 'सानुबन्धं क्लिष्टमेतदिति तन्त्रगर्भः।' સાનુબંધ એવું આ (કર્મ) ક્લિષ્ટ છે એમ તંત્રગર્ભ છે.' સાનુબંધ એટલે ઉત્તરોત્તર પરંપરાથી

---

**पञ्जिका—सानुबन्धं**—પરંપરાનુબંધવાળું, **क्लिष्टं**—ક્લિષ્ટ, ક્લેશકારિ, **एतत्**—આ, કર્મ,—નહિં કે પુનઃ તત્કાળ જ પરમ ક્લેશકારિ પણ,—સ્કંદકાચાર્યના શિષ્યોના કર્મ જેમ, અથવા મહાવીરના કર્મ જેમ, **इति तन्त्रगर्भः**—આ પ્રવચનપરમાર્થ છે. આ કયા કારણથી? તે માટે કહ્યું:—**तद्बाधितस्य**—તેનાથી બાધિત, ક્લિષ્ટકર્મથી અભિભૂત, **अस्य**—આના, ચિત્તના, **तथागमनाभावात्**—તથાપ્રકારે ગમનના અભાવને લીધે, અવક્રતાથી વિશિષ્ટ ગુણસ્થાનગમનના અભાવને લીધે. કયા કારણથી? તે માટે કહ્યું—**भूयस्तदनुभवोपपत्तेः**—પુનઃ તેના અનુભવની ઉપપત્તિને લીધે, **तस्य**—તેનો, ક્લિષ્ટ દુઃખનો, **अनुभव एव उपपत्तिः**—અનુભવ જ ઉપપત્તિ, **तस्याः**—તેને લીધે. અવશ્ય અનુભવનીય એવું તે (ક્લિષ્ટ કર્મ) સતે અવક્ર ચિત્તગમન કેમ હોય? એમ ભાવ છે.

વારુ, સમ્યગ્દર્શનની પ્રાપ્તિ થયે પણ કોઈના મિથ્યાત્વગમનને લીધે અત્રે ક્લિષ્ટ દુઃખનો અભાવ કેમ? તે માટે કહ્યું—**न च**—ન જ, **असौ**—તે, પ્રકૃત જીવ, **तथा**—તથાપ્રકારે, પૂર્વની જેમ, **अतिसंक्लिष्टः**—અતીવ સાનુબંધ ક્લેશવાળો, **तत्प्राप्तौ**—માર્ગપ્રાપ્તિ થયે, **इति**—આ, **प्रवचनपरमगुह्यं**—પ્રવચનનું પરમ ગુહ્ય, શાસનનું હૃદય છે. અત્રે હેતુ—

**न खलु**—ન જ, **भिन्नग्रन्थेः**—ભિન્નગ્રંથિવંતને, સમ્યક્ત્વવંતને, **भूयः**—પુનઃ, **तद्बन्धः**—ગ્રંથિબંધ, **इति**—એમ, **तन्त्रयुक्त्युपपत्तेः**—તન્ત્રયુક્તિની ઉપપત્તિને લીધે, પુનઃ તેના બંધ વડે કદી પણ વ્યવલીન થતો નથી ઇત્યાદિ શાસ્ત્રીય યુક્તિના યોગને લીધે.

સાનુબંધ કર્મ તે ક્લિષ્ટ અને તે જ ગુણસ્થાનપ્રાપ્તિ પ્રતિબંધક

જેનો અનુબંધ-સંકલના થયા કરે છે, એવું જે આ કર્મ તે જ 'ક્લિષ્ટ'-ક્લેશકારિ છે, ( પણ સ્કંદકાચાર્યના શિષ્યોના કર્મની જેમ કે મહાવીરના કર્મની જેમ તત્કાલ જ પરમ ક્લેશકારિ કર્મ તે ક્લિષ્ટ નથી, ) એમ તંત્રગર્ભ-પ્રવચનપરમાર્થ છે. કારણ કે 'તેનાથી બાધિત એવા આના (ચિત્તના) તથાગમનનો અભાવ છે માટે;' તે ક્લિષ્ટ કર્મથી બાધિત-પીડિત-ક્લેશિત ચિત્તના તથાપ્રકારે અવક્રપણે ગુણસ્થાન પ્રત્યે ગમનનો અભાવ હોય છે, માટે; અર્થાત્ ક્લિષ્ટ કર્મથી ક્લેશિત ચિત્ત વાંકું ચાલે છે, એટલે તેનું તેવા પ્રકારે ગુણસ્થાન પ્રત્યે ગમન હોતું નથી.

અને તે પણ કયા કારણથી? તો કે 'પુનઃ તેના (ક્લિષ્ટ દુઃખના) અનુભવની ઉપપત્તિ છે, માટે; પુનઃ ક્લિષ્ટ દુઃખનો-કર્મનો અનુભવ એ જ તેની ઉપપત્તિ-ઘટમાનતા છે, માટે. એટલે ક્લિષ્ટ દુઃખરૂપે-ક્લેશરૂપે અવશ્ય અનુભવમાં આવતું એવું તે ક્લિષ્ટ કર્મ સતે અવક્ર ચિત્તગમન કેમ હોય? ને અવક્ર ચિત્તગમન ન હોય તો ગુણસ્થાન પ્રત્યે ગમનરૂપ પ્રગતિ કેમ હોય? અર્થાત્ ન જ હોય. આથી ઉલટું અક્લિષ્ટ (નિરનુબંધ) કર્મ હોય તો જ ચિત્તનું અવક્ર ગમન હોય ને ગુણસ્થાન પ્રત્યે પ્રગતિ હોય. તાત્પર્ય કે-સાનુબંધ એવા ક્લિષ્ટ કર્મથી નિરનુબંધ ક્ષયોપશમને લીધે ચિત્તના અવક્ર ગમનરૂપ માર્ગની પ્રાપ્તિ હોય નહિં; પરંતુ નિરનુબંધ એવા અક્લિષ્ટ કર્મથી સાનુબંધ ક્ષયોપશમવિશેષને લીધે જ ચિત્તના અવક્ર ગમનરૂપ માર્ગની પ્રાપ્તિ હોય.

અત્રે કોઈ શંકા કરશે-સમ્યગ્દર્શનની પ્રાપ્તિ થયે પણ પતન થવાથી કોઈને મિથ્યાત્વની પ્રાપ્તિ હોય છે, તો પછી અત્રે ક્લિષ્ટ કર્મનો અભાવ કેમ? તેના નિવારણાર્થે કહ્યું :—'न चासौ तथाऽतिसंक्लिष्टस्तत्प्राप्ताविति प्रवचनपरमगुह्यं।'

માર્ગપ્રાપ્તિ સતે અતિસંક્લિષ્ટ ન હોય

'તે (પ્રકૃત જીવ) તેની (માર્ગની) પ્રાપ્તિ સતે તથાપ્રકારે અતિસંક્લિષ્ટ નથી હોતો એમ પ્રવચનનું પરમ ગુહ્ય છે' અર્થાત્ તે પ્રકૃત જીવ માર્ગની પ્રાપ્તિ થશે, પૂર્વની જેમ તથાપ્રકારે અતિસંક્લિષ્ટ-સાનુબંધ ક્લિષ્ટ કર્મવાળો-અતિ ક્લેશિત નથી હોતો,-એમ આ પ્રવચનનું-જિનશાસનનું પરમ ગુહ્ય, પરમ રહસ્ય છે.

તે અતિસંક્લિષ્ટ કેમ નથી હોતો? તો કે 'न खलु भिन्नग्रन्थे र्भूयस्तद्बन्धः।' 'નિશ્ચયે કરીને ભિન્નગ્રંથિને પુનઃ તેનો બંધ નથી એવી તંત્રયુક્તિની ઉપપત્તિને લીધે.' અર્થાત્ જેણે ગ્રંથિનો ભેદ કર્યો છે, એવા સમ્યક્ત્વવંતને પુનઃ તેનો તેવા પ્રકારે બંધ નથી હોતો. તે ગ્રંથિ એકવાર ત્રૂટી એટલે બસ ત્રૂટી! ખલાસ! તે ફરીને તેવા સ્વરૂપમાં પાછી ઊભી થવા પામે જ નહિ, સંધાય નહિં, એવો તેનો ભેદ હોય છે,-એવા પ્રકારે શાસ્ત્રીય યુક્તિનું ઘટમાનપણું છે માટે.

એમ અનિવૃત્તિગમનથી આ માર્ગરૂપ ક્ષયોપશમવિશેષનો બીજા ક્ષયોપશમોથી ભેદ છે, અને આ અંગે યોગાચાર્ય પતંજલિની પણ સંમતિ છે, એમ સમન્વય સાધે છે—

[१२]एवमनिवृत्तिगमनेनास्य भेदः। सिद्धं चैतत् प्रवृत्त्यादिशब्दवाच्यतया योगाचार्याणां, प्रवृत्तिपराक्रमजयानन्दऋतम्भरभेदः कर्म्मयोग इत्यादिविचित्रवचनश्रवणादिति।[११६]

[१२]અર્થ:—એમ અનિવૃત્તિગમને કરી આનો (માર્ગરૂપ ક્ષયોપશમનો) ભેદ છે, અને આ પ્રવૃત્તિઆદિ શબ્દવાચ્યતાથી યોગાચાર્યોને સિદ્ધ છે,—પ્રવૃત્તિ, પરાક્રમ, જય, આનંદ ને ઋતંભર ભેદવાળો કર્મયોગ છે, ઇત્યાદિ વિચિત્ર વચનના શ્રવણને લીધે.[११६]

## વિવેચન

" શુદ્ધ માર્ગે વધ્યો સાધ્ય સાધન સધ્યો,
 સ્વામી પ્રતિછંદે સત્તા આરાધે....અહો શ્રી સુમતિ જિન !" શ્રી દેવચંદ્રજી

આ બધું જે ઉપરમાં કહ્યું તેનો ફલિતાર્થ શું ? તે માટે એમ કહ્યું—'एवमनिवृत्तिगमनेनास्य भेदः।' અનિવૃત્તિગમને કરી આનો (માર્ગરૂપ ક્ષયોપશમનો) ભેદ છે. અર્થાત્

पञ्जिका—તેથી શું સિદ્ધ થયું ? તે માટે કહ્યું—एवं—એમ, સાનુબન્ધતાથી, अनिवृत्तिगमनेन—અનિવૃત્તિગમનથી, અનિવૃત્તિકરણની પ્રાપ્તિથી, अस्य—આનો, માર્ગરૂપ ક્ષયોપશમનો, भेदः—ભેદ, વિશેષ,—શેષ ક્ષયોપશમોથી. પરતંત્ર વડે પણ આ સાધતાં કહ્યું:—सिद्धं च—અને સિદ્ધ છે, પ્રતીત છે, एतत्—આ સાનુબંધ ક્ષયોપશમવંતનું ગ્રન્થિભેદાદિ લક્ષણ વસ્તુ, प्रवृत्त्यादिशब्दवाच्यतया—પ્રવૃત્તિ આદિ શબ્દવાચ્યતાથી, નામાન્તરથી એમ અર્થ છે, योगाचार्याणां—યોગાચાર્યોને, પતંજલિપ્રભૃતિને. કેવી રીતે ? તે માટે કહ્યું—

प्रवृत्तिपराक्रमजयानन्दऋतम्भरभेदः कर्म्मयोगः—પ્રવૃત્તિ, પરાક્રમ, જય, આનંદ ને ઋતંભર ભેદવાળો કર્મયોગ છે. प्रवृत्तिः—ચરમ યથાપ્રવૃત્તિકરણ શુદ્ધિલક્ષણા પ્રવૃત્તિ, પ્રકૃત માર્ગ એમ અર્થ છે, पराक्रमेण—પરાક્રમથી, વીર્યવિશેષ વૃદ્ધિથી, અપૂર્વકરણ વડે એમ અર્થ છે, जयः—જય, વિઘ્નકનો અભિભવ, વિઘ્નજય, અનિવૃત્તિકરણ એમ અર્થ છે. आनन्दः—આનંદ,—સમ્યગ્દર્શનલાભરૂપ, 'तमोग्रन्थिभेदादानन्दः'—તમોગ્રંથિના ભેદ થકી આનંદ એ વક્ષ્યમાણ વચનથી, ऋतम्भरः—ઋતના, સત્યના, भरणात्—ભરણથી, અને તેથી તે તે प्रवृत्त्यादयो भेदा यस्य स तथा—તે પ્રવૃત્તિ આદિ ભેદ છે જેના તે તથા, कर्म्मयोगः—ક્રિયાલક્ષણ કર્મયોગ. કર્મનું ગ્રહણ ઇચ્છાલક્ષણ પ્રણિધાનયોગના વ્યવચ્છેદાર્થે છે. સામાન્યથી અન્યત્ર યોગ પંચ પ્રકારનો છે. કહ્યું છે કે—

"प्रणिधिप्रवृत्तिविघ्नजयसिद्धिविनियोगभेदतः प्रायः।
धर्मज्ञैराख्यातः शुभाशयः पञ्चधाऽत्र विधौ॥" (ષોડશક, ३-६).

(અથાત્) પ્રણિધિ, પ્રવૃત્તિ, વિઘ્નજય, સિદ્ધિ અને વિનિયોગના ભેદથી પ્રાયે ધર્મજ્ઞોથી પંચ પ્રકારનો શુભાશય અત્ર વિધિમાં કહ્યો છે. અને શુભાશય તે યોગ છે. इत्यादि—આદિ શબ્દથી ઇચ્છાયોગ આદિ વચનનું ગ્રહણ છે.

અનિવૃત્તિગમને કરી માર્ગરૂપ ક્ષયોપશમનો ભેદ

એવા પ્રકારે સાનુબંધપણે અનિવૃત્તિગમનથી—પાછું વળવારૂપ નિવૃત્તિ જ્યાં નથી (No turning back) એવા ગમનથી આ માર્ગરૂપ ક્ષયોપશમનો ભેદ છે, શેષ ક્ષયોપશમોથી વિશેષ છે; આ **અનિવૃત્તિગમન**રૂપ લક્ષણથી આ માર્ગરૂપ ક્ષયોપશમ બાકીના બીજા ક્ષયોપશમોથી જૂદો પડે છે. વાંસની નળીમાં પેઠેલા ભુજંગને જેમ પાછું વળવાપણું નથી, પણ સાનુબંધપણે ઉત્તરોત્તર આગળ જવાપણું જ છે એવું અનિવૃત્તિગમન હોય છે; તેમ માર્ગરૂપ ક્ષયોપશમવિશેષને પામેલા ભવ્ય-ભુજંગને પણ પાછું વળવાપણું નથી, પણ સાનુબંધપણે ઉત્તરોત્તર આગળ આગળની ગુણભૂમિકાને સ્પર્શતા જવાપણું જ છે એવું **અનિવૃત્તિગમન** હોય છે; એટલે સમ્યક્ત્વની પ્રાપ્તિ કરાવ્યા વિના રહે નહિં-નિવર્ત્તે નહિં એવું અનિવૃત્તિકરણ હોય છે. પરંતુ આવો માર્ગરૂપ સાનુબંધ ક્ષયોપશમવિશેષ જેને નથી, પણ નિરનુબંધ ક્ષયોપશમ હોય છે, તેને તો તેવું અનિવૃત્તિગમન હોતું નથી. આમ અનિવૃત્તિગમન વડે કરીને માર્ગરૂપ સાનુબંધ ક્ષયોપશમવિશેષનો શેષ નિરનુબંધ ક્ષયોપશમોથી પ્રગટ ભેદ છે. અને આ માર્ગરૂપ ક્ષયોપશમવિશેષની પ્રાપ્તિથી અનિવૃત્તિગમન વડે ઉત્તરોત્તર પ્રગતિ કરતાં અનિવૃત્તિકરણની પ્રાપ્તિનો ઉપક્રમ આ પ્રકારે—

'ભવ્યોને યથાપ્રવૃત્ત કરણ, અપૂર્વ કરણ અને અનિવૃત્તિ કરણ એમ ત્રણેય કરણ પ્રાપ્ત થાય છે; અને બીજાઓને એટલે કે અભવ્યોને પહેલું યથાપ્રવૃત્ત કરણ જ હોય છે, બીજા કરણ તેને કદી પણ પ્રાપ્ત થઈ શકે નહિં. અત્રે કરણ એટલે પરિણામ. 'આગુસે ચલી આતી હૈ' એ રીતે અનાદિ કાળપ્રવાહમાં પ્રવર્ત્તતાં પ્રવર્ત્તતાં જીવને જે કવચિત્ કિંચિત્ ભાવચમકારા જેવું સામાન્યપણે (Ordinarily) પ્રવર્ત્તે છે એવું પૂર્વાનુપૂર્વ કરણ તે યથાપ્રવૃત્ત કરણ છે.

યથાપ્રવૃત્ત કરણ આદિનું સ્વરૂપ

આવું યથાપ્રવૃત્તકરણ તો જીવ અનંતવાર કરે છે ને અનંતવાર ગ્રંથિની નિકટ આવે છે, પણ તે માત્ર સામાન્ય સાધારણ પ્રયત્નરૂપ હોઈ આત્મવીર્યની મંદતાને લીધે તે ગ્રંથિભેદ કર્યા વિના પાછો વળી જાય છે. અને ભવ્ય પણ જ્યાંલગી અપૂર્વ (Unprecedented) આત્મપરિણામરૂપ ભાવને પામી, અપૂર્વ આત્મપુરુષાર્થ સ્ફુરાવી, અનન્ય પ્રયત્નથી—અસાધારણ (Extra-ordinary effort) પ્રયાસથી, પોતાના સર્વ સામર્થ્યથી (With all his might) શૂરવીરપણે 'યાહોમ કરીને,' ગ્રંથિરૂપ દુર્ભેદ્ય દુર્ગનો ભેદ કરવા સર્વાત્માથી પ્રવર્ત્તતો નથી, ત્યાંલગી તે પણ તે કાર્યમાં સફળ થતો નથી. પણ જીવ જ્યારે છેલ્લા પુદ્ગલાવર્ત્તમાં વર્ત્તતો હોય છે ને તેમાં પણ ભાવમલની અત્યંત ક્ષીણતા થાય છે, ત્યારે ભવ્ય જીવને છેલ્લું **યથાપ્રવૃત્તકરણ** પ્રાપ્ત થાય છે, અને તે ગ્રંથિભેદની અત્યંત નિકટ આવે છે. એટલે પછી તેને અપૂર્વ આત્મભાવનો ઉલ્લાસ થતાં, અપૂર્વ આત્મપુરુષાર્થની સ્ફુરણાથી **અપૂર્વકરણ** ને **અનિવૃત્તિકરણ**ની પ્રાપ્તિ થાય છે **અપૂર્વ કરણ** એટલે અનાદિકાળમાં પૂર્વે કદી પણ પ્રાપ્ત થયો નથી એવો અપૂર્વ આત્મપરિણામ;

અને સમ્યક્ત્વની પ્રાપ્તિ કરાવ્યા વિના રહે નહિં–નિવર્ત્તે નહિં, તે **અનિવૃત્તિકરણ**. અપૂર્વ કરણથી ગ્રંથિભેદ થાય છે અને અનિવૃત્તિકરણથી સમ્યક્ત્વ થાય છે. અને સમ્યક્ત્વ પ્રાપ્ત થયા પછી જો **તીવ્ર સંવેગથી અપૂર્વ પુરુષાર્થધારા** ચાલુ રાખે ને વધારે, તો પલ્યોપમ–સાગરોપમાદિ જેટલી કર્મસ્થિતિ પણ શીઘ્ર ક્ષય કરી, ઝપાટાબંધ ભાવશ્રાવક, ભાવસાધુ આદિ દશાને પામે, અને ઉપશમ–ક્ષપકશ્રેણી પર આરૂઢ થઈ, અનુપમ કેવલજ્ઞાન પ્રગટાવી, યાવત્ તે જ ભવે પણ મોક્ષ પામે. જો જીવના પુરુષાર્થમાં મંદતા હોય તો તે પ્રમાણે મોક્ષની પ્રાપ્તિમાં પણ ઢીલ થાય. એટલે મોક્ષની પ્રાપ્તિ જીવના પુરુષાર્થબલને આધીન છે."

**—શ્રી યોગદૃષ્ટિસમુચ્ચય વિવેચનમાંથી** (સ્વરચિત) પૃ. ૪૬–૪૮

એમ અનિવૃત્તિગમન વડે માર્ગરૂપ સાનુબંધ ક્ષયોપશમનો ભેદ જિનાગમની યુક્તિથી સિદ્ધ છે. 'અને આ પ્રવૃત્તિ આદિ શબ્દવાચ્યતાથી યોગાચાર્યોને સિદ્ધ છે.' અર્થાત્ સાનુબંધ ક્ષયોપશમવંતને અનિવૃત્તિગમનથી ગ્રંથિભેદાદિ પ્રાપ્ત હોય છે, એ જિનદર્શનસંમત વસ્તુ, પતંજલિઆદિ યોગાચાર્યોને પણ પ્રવૃત્તિ આદિ શબ્દવાચ્યતાથી–નામાન્તરથી સિદ્ધ છે, પ્રતીત છે—'प्रवृत्तिपराक्रमजयानन्दऋतम्भरभेदः कर्म्मयोगः।' 'પ્રવૃત્તિ પરાક્રમ, જય, આનંદ ને ઋતંભર ભેદવાળો કર્મયોગ છે ઇત્યાદિ વિચિત્ર વચનના શ્રવણને લીધે.' અર્થાત્ જે જિનદર્શનસંમત વસ્તુ છે, તેને માટે તે યોગદર્શનપ્રણેતાઓ જૂદો શબ્દ પ્રયોગ કરી તેને નામાન્તરથી ઓળખે છે, પણ તેમાં માત્ર શબ્દભેદ છે, અર્થભેદ નથી. આ બન્ને પરિભાષાભેદનો સમન્વય આ પ્રકારે—

જૈન દર્શન અને યોગદર્શનની પરિભાષાનો સુમેળ

(૧) શુદ્ધિલક્ષણા પ્રવૃત્તિ તે ચરમ યથાપ્રવૃત્ત કરણ બરાબર છે, પ્રકૃત માર્ગ એ જ પ્રવૃત્તિ છે. (૨) વીર્યવિશેષવૃદ્ધિરૂપ પરાક્રમ તે અપૂર્વકરણ બરાબર છે. (૩) વિઘ્નજયરૂપ જય તે અનિવૃત્તિકરણ બરાબર છે. (૪) આનંદ તે સમ્યગ્દર્શન–લાભ બરાબર છે,–'तमोग्रंथिभेदादानन्दः'–તમોગ્રંથિભેદ થકી આનંદ એ વચનથી. (૫) ઋતના–સત્યનાં ભરણથી–ધારણથી 'ઋતંભર' પ્રજ્ઞાવિશેષ તે સમ્યગ્દૃષ્ટિ પુરુષની સાચી જ્ઞાનદશા બરાબર છે.

અત્રે પ્રથમ તો પ્રવૃત્તિ કરે, એટલે માર્ગ પામે; પછી તે માર્ગે અપૂર્વ ઉત્સાહથી આગળ વધવાનું પરાક્રમ દાખવે, અને વચ્ચે વિઘ્ન આવે તેનો જય કરે; એટલે સમ્યગ્દર્શનની પ્રાપ્તિથી આનંદ ઉપજે અને પછી તથારૂપ સાચી વીતરાગ દશા થતાં ઋતંભરા બુદ્ધિ પ્રગટે. આમ પ્રવૃત્તિઆદિ ભેદવાળો કર્મયોગ છે, આધ્યાત્મિક ક્રિયારૂપ અંતરાત્મ–પરિણતિવાળો કર્મયોગ છે. ઇત્યાદિ વિચિત્ર–નાનારૂપ વચન પાતંજલ યોગશાસ્ત્રમાં શ્રુત થાય છે, તે પરથી પણ ઉક્ત સર્વ વસ્તુ પરિપુષ્ટ થાય છે. આ આકૃતિથી સ્પષ્ટ સમજાશે—

### આકૃતિ ૩

| | | | | | |
|---|---|---|---|---|---|
| (જૈનદર્શન) | છેલ્લું યથાપ્રવૃત્તકરણ | અપૂર્વકરણ | અનિવૃત્તિકરણ | સમ્યગ્દર્શન | જ્ઞાનદશા |
| | માર્ગ | ગ્રં >< થિ | ગ્રંથિભેદ | | |
| (યોગ દર્શન) | પ્રવૃત્તિ | પરાક્રમ | જય | આનંદ | ઋતંભર પ્રજ્ઞા |

અને આ માર્ગ ભગવંતો થકી જ હોય, માટે ભગવંતો માર્ગદ છે, એમ નિગમન કરે છે—

[૧૩]न चेदं यथोदितमार्गाभावे, स चोक्तवद् भगवद्भ्य इति मार्गं ददति मार्गदाः ॥ १७ ॥[૧૧૭]

[૧૩]અર્થ:—અને આ (અનિવૃત્તિગમન) યથોદિત માર્ગના અભાવે ન હોય, અને તે માર્ગ ઉક્તવત્ ભગવંતો થકી છે. એટલે માર્ગ દીએ છે તે માર્ગદો. ॥ ૧૭ ॥[૧૧૭]

"મારગદેશક મોક્ષનો રે, કેવલજ્ઞાન નિધાન;
ભાવદયાસાગર પ્રભુ રે, પર ઉપગારી પ્રધાનોરે....વીર પ્રભુ." શ્રી દેવચંદ્રજી

અને આ જે અનિવૃત્તિગમન—પાછા વળ્યા વિનાનું—નિવૃત્તિ વિનાનું ગમન કહ્યું તે યથોક્ત ક્ષયોપશમવિશેષલક્ષણ માર્ગના અભાવે ન હોય, —न चेदं यथोदितमार्गाभावे; અને તે માર્ગ પણ અભયાદિ અધિકારમાં અગાઉ કહ્યા મુજબ ગુણપ્રકર્ષરૂપપણા આદિ ચાર કારણકલાપથી ભગવંતો થકી જ હોય. એટલે માર્ગ દીએ તે માર્ગદ એવા આ અર્હંત ભગવંતો છે.

॥ इति मार्गदाः ॥ १७ ॥

卐

# १८. શરણદ

# 'शरणदेभ्य:' પદ વ્યાખ્યાન

અત્રે ભવારણ્યગત આર્ત્ત જીવોને સમાશ્વાસનસ્થાન સમું તત્ત્વચિન્તાઅધ્યવસાન—વિવિદિષા (તત્ત્વ-જિજ્ઞાસા) એ જ શરણ, એમ વ્યાખ્યા કરે છે—

[१४] तथा—

## 'सरणदयाणं'

इह शरणं—भयार्त्तत्राणं, एतच्च संसारकान्तारगतानां अतिप्रबलरागादिपीडितानां दुःखपरम्परासङ्क्लेशविक्षोभतः समाश्वासनस्थानकल्पं तत्त्वचिन्तारूपमध्यवसानं विविदिषेत्यर्थः ।[११८]

[१४] અર્થ –તથા—

## 'શરણદોને'

અહીં શરણ ભયાર્ત્તનું ત્રાણ છે; અને એ,—દુઃખપરંપરા ને સંક્લેશના વિક્ષોભ થકી અતિપ્રબલ રાગાદિથી પીડિત એવા સંસારકાન્તારગતોને સમાશ્વાસનસ્થાન સમું—તત્ત્વ-ચિન્તારૂપ અધ્યવસાન છે; વિવિદિષા એમ અર્થ છે.[११८]

### વિવેચન

'ત્રાણ શરણ આધાર છો રે, પ્રભુજી ભવ્ય સહાય રે....દયાલરાય !
દેવચંદ્ર પદ નીપજે રે, જિનપદ કજ સુપસાય રે....દયાલરાય !"—**શ્રી દેવચંદ્રજી**

તથા–તેવા જ પ્રકારે આ ભગવંતો શરણ દેનારા છે એટલા માટે અત્રે 'सरणदयाणं' –शरणदेभ्यः—**શરણદોને** એ પદ મૂક્યું. અહીં આ સૂત્રમાં 'શરણ એટલે ભયાર્ત્તનું ત્રાણ છે.' 'शरणं भयार्त्तत्राणं।' ભયથી જે આર્ત્ત–દુઃખી છે તેનું ત્રાણ–રક્ષણ–બચાવવું તે શરણ છે. અને એ શરણ 'तत्त्वचिन्तारूपमध्यवसानं'–'**તત્ત્વચિંતારૂપ અધ્યવસાન**'– આધ્યાત્મિક અંતરંગ વૃત્તિ છે. અર્થાત્ તત્ત્વચિંતનરૂપ જે ચિત્તપરિણતિ, સંકલ્પરૂપ મનોવ્યાપાર, આધ્યાત્મિક અંતરંગ વૃત્તિ તે જ ભવભયથી આર્ત્તનું–દુઃખીનું ત્રાણ–રક્ષણ કરનાર શરણ છે.

આ શરણ કેવું છે? તો કે—दुःखपरम्परासङ्क्लेशविक्षोभतः—દુઃખપરંપરા ને સંક્લેશના વિક્ષોભ થકી અતિપ્રબલ રાગાદિથી પીડિત એવા સંસારકાંતારગતોને

---

पञ्जिका—दुःखपरम्परासङ्क्लेशविक्षोभतः-दुःखपरम्परायाः—નરકાદિભવરૂપ દુઃખપરંપરાના, सङ्क्लेशस्य च—અને ક્રોધાદિ લક્ષણ સંક્લેશના, विक्षोभतः—વિક્ષોભ થકી, સ્વરૂપહ્રાસલક્ષણ ચલનથકી.

ભવારણ્યમાં સમાશ્વાસન સ્થાન સમું શરણ

अतिप्रबलरागादिपीडितानां संसारकातारगतानां-સમાશ્વાસનસ્થાન સમું છે, 'समाश्वासनस्थानकल्पं'—અર્થાત્ નરક-તિર્યંચાદિ ચારે ગતિમાં જન્મ-જરા-મરણાદિ અનંત દુઃખપરંપરાથી અને ક્રોધાદિ કષાયજન્ય સંક્લેશથી ઉપજતા આત્મસ્વરૂપચલન રૂપ વિક્ષોભ થકી જે અત્યંત બળવાન્ રાગ-દ્વેષાદિથી પીડાઈ રહ્યા છે, એવા સંસાર-કાન્તારગત—ભવારણ્યવર્ત્તી જીવોને સમાશ્વાસનસ્થાન સમું છે, આત્મશાંતિ અર્પનારૂં આશ્રયસ્થાન છે. આ સંસારરૂપ કાંતાર-ભવરૂપી ભયંકર અટવી છે. તેમાં આત્મસ્વરૂપનું ભાન ભૂલેલા આ જીવો નરક-તિર્યંચાદિ ચારે ગતિમાં ગોથાં ખાતાં જન્મ-જરા-મરણાદિ અનંત દુઃખપરંપરા પામી રહ્યા છે, અને ક્રોધાદિ કષાયઅગ્નિથી ઉપજતા અંતસ્તાપથી સંક્લેશ-મહાક્લેશ અનુભવી રહ્યા છે. એટલે આવી દુઃખપરંપરાથી ને કષાયજન્ય સંક્લેશથી તેના આત્મામાં વિક્ષોભ ઉપજે છે, આત્મસ્વરૂપની અસ્વસ્થતારૂપ ભારી ખળભળાટ ઊઠે છે; અને આવા સ્વરૂપચલનરૂપ વિક્ષોભથી પરભાવમાં આત્મબુદ્ધિને લીધે તે અતિપ્રબલ રાગ-દ્વેષાદિ દોષથી પીડાય છે. આમ દુઃખપરંપરાથી ને સંક્લેશથી ઉપજતા આત્મસ્વરૂપચલનરૂપ વિક્ષોભને લીધે રાગાદિથી પીડાતા આ સંસારકાંતારગત-ભયંકર ભવાટવીમાં ભટકતા જીવો જે બિચારા 'ત્રાહિ મામ્' પોકારતાં મહાભય અનુભવી રહ્યા છે, તેઓને આ **તત્ત્વચિંતન સમાશ્વાસનસ્થાન સમું** છે, પરમ આત્મશાંતિ અર્પનારૂં દીલાસાનું ઠેકાણું છે, હૈયાધારણ દેનારૂં આશ્રયસ્થાનરૂપ શરણ છે.

તત્ત્વચિંતા 'વિવિદિષા' એજ શરણ

અત્રે તત્ત્વચિંતા અધ્યવસાનને જ શરણ કહેવાનું કારણ શું ? તે આમ વિચારવા યોગ્ય છેઃ આ જીવને અનંત ભવભ્રમણ દુઃખની પ્રાપ્તિ થઈ તે નિજ સ્વરૂપના તત્ત્વચિંતન વિના જ થઈ છે, **શ્રી આત્મસિદ્ધિમાં** કહ્યું છે તેમ 'જે સ્વરૂપ સમજ્યા વિના પામ્યો દુઃખ અનંત;' એટલે આ ભવભયદુઃખ ટાળવું હોય તો જેથી નિજ સ્વરૂપનું ભાન થાય એવું તત્ત્વચિન્તન જ એક તેમાંથી ત્રાણ કરનાર એક શરણ છે.

"શ્રી સુબાહુ જિન અંતરજામી, મુજ મનનો વિશરામી રે....પ્રભુ અંતરજામી;
આતમ ધર્મતણો આરામી, પરપરિણુતિ નિષ્કામી રે....પ્રભુ."—**શ્રી દેવચંદ્રજી**

અને આ જે તત્ત્વચિંતાનું અધ્યવસાન-મનોવૃત્તિ છે, તે જ '**વિવિદિષા**' એમ પર્યાયનામથી ઓળખાય છે. 'વિદ્' (To know) ધાતુ પરથી વિવિદિષા એટલે તત્ત્વ જાણવાની ઇચ્છા-તત્ત્વજિજ્ઞાસા એમ અર્થ છે. તત્ત્વ જાણવાની અંતરંગ ઇચ્છા, ઉત્કંઠા, ઇંતેજારી, તમન્ના, તાલાવેલી તે ખરી જિજ્ઞાસા છે. સાચી તત્ત્વજિજ્ઞાસા × વિનાનું જે જાણવું છે-જ્ઞાન છે, તે ઉપરછલું હોય છે, હૃદયમાં પ્રવેશતું નથી. જેમ તૃષાતુર પુરુષ પાણી

× किं तद्ब्रह्म ? किमध्यात्मं ? किं कर्म पुरुषोत्तम ? ।
अधिभूतं च किं प्रोक्तमधिदैवंकिमुच्यते ? ॥
अधियज्ञः कथं कोऽत्र देहेऽस्मिन्मधुसूदन ।
प्रयाणकाले च कथं ज्ञेयोऽसि नियतात्मभिः ॥ "—ગીતા, ૮—૧,૨

માટે ચોતરફ ઝાંવાં નાંખે, જેમ ચાતક મેઘની ઉત્કંઠા ધરાવે, તેમ તત્ત્વ જાણવાની તરસ લાગે, ઉત્કંઠા જાગે, તાલાવેલી ઉપજે, એવી તત્ત્વપિપાસા તે જ સાચી જિજ્ઞાસા અથવા વિવિદિષા છે. જેમકે—

"હું કોણ છું? ક્યાંથી થયો? શું સ્વરૂપ છે મ્હારૂં ખરૂં?
કોના સંબંધી વળગણા છે? રાખું કે એ પરિહરૂં?
એના વિચાર વિવેકપૂર્વક શાંત ભાવે જો કર્યા,
તો સર્વ આત્મિક જ્ઞાનના સિદ્ધાંત તત્ત્વ અનુભવ્યાં."—**શ્રી મોક્ષમાળા**

"હું છું કોણ? સ્વરૂપ મુજ શું? જાણવા તત્ત્વ ઝંખે.
ઉત્કંઠાથી તરસ બુઝવા ચાતકો જેમ કંખે."—**શ્રી યોગદૃષ્ટિકળશ** (સ્વરચિત)



વિવિદિષા (તત્ત્વજિજ્ઞાસા) સતે તત્ત્વગોચર શુશ્રૂષાદિ આઠ પ્રજ્ઞાગુણ પ્રગટે, પણ તેનાથી અન્ય-અતાત્ત્વિક એવા ભિન્નજાતીય તદાભાસરૂપ શુશ્રૂષાદિથી તત્ત્વજ્ઞાનનો યોગ ન હોય, એમ યુક્તિથી પ્રતિપાદન કરે છે—

[૧૬] **सत्यां चास्यां तत्त्वगोचराः शुश्रूषाश्रवणग्रहणधारणाविज्ञानोहापोहतत्त्वाभिनिवेशाः प्रज्ञागुणाः, प्रतिगुणमनन्तपापपरमाण्वपगमेनैतते इति समयवृद्धाः, तदन्येभ्यस्तत्त्वज्ञानायोगात्, तदाभासतयैतेषां भिन्नजातीयत्वात् बाह्याकृतिसाम्येऽपि फलभेदोपपत्तेः।** [૧૧૯]

---

**पञ्जिका**—शुश्रूषा ઇત્યાદિ. **शुश्रूषा**—શ્રવણ કરવાની ઇચ્છા. **श्रवणं**—શ્રોત્રનો ઉપયોગ. **ग्रहणं**—શાસ્ત્રના અર્થમાત્રનું ઉપાદાન. **धारणम्**—અવિસ્મરણ, મોહ-સન્દેહ-વિપર્યયના વ્યુદાસથી. જ્ઞાન તે **विज्ञानं**—વિજ્ઞાન. વિજ્ઞાત અર્થને અવલંબી અન્યોમાં વ્યાપ્તિથી તથાવિધ વિતર્કણ તે **ऊहः**—ઊહ. ઉક્તિ અને યુક્તિથી વિરુદ્ધ અર્થથી પ્રત્યપાય સંભાવનાથી વ્યાવર્ત્તન તે **अपोहः**—અપોહ; અથવા સામાન્ય જ્ઞાન તે ઊહ, વિશેષ જ્ઞાન તે અપોહ. વિજ્ઞાન, ઊહ, અને અપોહના અનુગમથી વિશુદ્ધ એવું આમ જ એવો નિશ્ચય તે **तत्त्वाभिनिवेशः**—તત્ત્વાભિનિવેશ. પશ્ચાત્ પદાષ્ટકનો દ્વન્દ્વ સમાસ છે. **प्रज्ञागुणाः**—પ્રજ્ઞાના ગુણો, બુદ્ધિના ઉપકારીઓ એમ અર્થ છે. કેવા વિશિષ્ટ? તે માટે કહ્યું—

**प्रतिगुणं**—પ્રતિગુણે, એકેક શુશ્રૂષાદિક ગુણોને અપેક્ષીને ઉત્તરોત્તરમાં, **अनन्तपापपरमाण्वपगमेन**—અનંત પાપપરમાણુઓના અપગમથી, **अनन्तानाम्**—અનંત,અતિબહુ,**पापपरमाणूनां**—જ્ઞાના-વરણાદિ ક્લિષ્ટ કર્માંશલક્ષણ પાપપરમાણુઓના, **अपगमेन**—અપગમથી, પ્રલયથી, **एते**—આ તત્ત્વગોચર શુશ્રૂષાદિ. **इति**—એમ, આ **समयवृद्धाः**—સમયવૃદ્ધો, બહુશ્રુતો કહે છે. આ કયા કારણથી? તે માટે કહ્યું—**तदन्येभ्यः**—તેનાથી અન્યો થકી, ઉક્તથી વિલક્ષણ હેતુઓથી પ્રભવ પામેલ (શુશ્રૂષાદિ) થકી, **तत्त्वज्ञानायोगात्**—તત્ત્વજ્ઞાનના અયોગને લીધે, ભવનૈર્ગુણ્ય આદિ પરમાર્થના અપરિજ્ઞાનને લીધે. એ પણ કયા કારણથી? તે માટે કહ્યું—

**तदाभासतया**—તદાભાસતાથી, તત્ત્વગોચર શુશ્રૂષાદિની સદૃશતાથી, **एतेषां**—એઓના, પ્રતિગુણે અનન્ત પાપપરમાણુઓના અપગમ વિના જન્મેલ (શુશ્રૂષાદિના), **भिन्नजातीयत्वात्**—ભિન્નજાતીયપણાને લીધે, અન્યજાતિસ્વભાવપણાને લીધે. વારુ, આકારસમતા સતે પણ આ કયા કારણથી? તે માટે કહ્યું—

**बाह्याकृतिसाम्येऽपि**—તત્ત્વગોચર અને ઇતર શુશ્રૂષાદિના બાહ્ય આકૃતિ સામ્યે પણ, **फलभेदोपपत्तेः**—ફલભેદની ઉપપત્તિને લીધે. **फलस्य**—ફલનો, ભવાનુરાગનો અને તેના વિરાગનો, જે **भेदः**—ભેદ, આત્યંતિક વૈલક્ષણ્ય, **स एव उपपत्तिः**—તે જ ઉપપત્તિ, યુક્તિ, **तस्याः**—તે થકી. એક-સ્વભાવી એવા બન્ને પ્રકારના શુશ્રૂષાદિમાં બહિર્ આકારસમતા સતે આમ ફલભેદ કેમ યુક્ત હોય? વારુ. એમ ભાવ છે.

[૧૫]અર્થ:—અને આ (વિવિદિષા) સતે, તત્ત્વગોચર એવા શુશ્રૂષા, શ્રવણ, ગ્રહણ, ધારણા, વિજ્ઞાન, ઊહ, અપોહ અને તત્ત્વાભિનિવેશ એ પ્રજ્ઞાગુણો હોય છે; પ્રતિગુણે અનંત પાપપરમાણુઓના અપગમ (દૂર થવા) વડે કરીને આ (ગુણો) હોય છે, એમ સમયવૃદ્ધો કહે છે,-તેનાથી અન્ય એવા (શુશ્રૂષાદિ) થકી તત્ત્વજ્ઞાનનો અયોગ છે માટે, તદાભાસતાથી એઓનું ભિન્નજાતીયપણું છે માટે, બાહ્ય આકૃતિના સામ્યે પણ ફલભેદની ઉપપત્તિ છે માટે. ૧૧૯

## વિવેચન

"મુનિસુવ્રત જિનરાજ! મુજ એક વિનતિ નિસુણો!
આતમ તત્ત્વ કયું જાણ્યું જગતગુરુ! એહ વિચાર મુજ કહિયો;
આતમ તત્ત્વ જાણ્યા વિણ નિર્મલ, ચિત્તસમાધિ ન લહિયો." **શ્રી આનંદઘનજી**

અને આવી તત્ત્વપિપાસા-જિજ્ઞાસાનું ફલ-પરિણામ દર્શાવતાં કહ્યું—'सत्यां चास्यां' આ (વિવિદિષા) સતે **તત્ત્વગોચર** એવા શુશ્રૂષા, શ્રવણ, ગ્રહણ, ધારણા, વિજ્ઞાન, ઊહ, અપોહ, તત્ત્વાભિનિવેશ એ પ્રજ્ઞાગુણો હોય છે, —तत्त्वगोचराः शुश્રूषाश्रवणग्रहणधारणाविज्ञानोहापोहतत्त्वाभिनिवेशाः प्रज्ञागुणाः. અર્થાત્ આ વિવિદિષા-તત્ત્વજિજ્ઞાસા જ્યારે ઉપજે છે, સત્ તત્ત્વને જાણવાની અંતરંગ ઇચ્છા, ઉત્કંઠા, તાલાવેલી, તમન્ના જ્યારે જાગે છે, ત્યારે જ તત્ત્વગોચર-તત્ત્વસંબંધી-તત્ત્વવિષયક શુશ્રૂષા આદિ આ આઠ બુદ્ધિગુણ અનુક્રમે પ્રગટે છે: (૧) જિજ્ઞાસા હોય, તો **શુશ્રૂષા**-તત્ત્વ સાંભળવાની ઉત્કટ ઇચ્છા ઉપજે છે. (૨) શશ્રૂષા હોય, તો પછી **શ્રવણ**-સત્તત્ત્વને સાંભળવાનું બને છે. (૩) શ્રવણ થાય, તો પછી **ગ્રહણ**-શાસ્ત્રના અર્થમાત્રનું ઉપાદાન હોય છે. (૪) ગ્રહણ થાય એટલે પછી તે અર્થની **ધારણા**-અવિસ્મરણરૂપ ધારણ હોય છે. (૫) ધારણા થાય એટલે પછી તેનું **વિજ્ઞાન**-સંશય-વિપર્યય-અનધ્યવસાયથી રહિત એવું વિશેષ જ્ઞાન-બોધ ઉપજે છે. (૬) વિજ્ઞાન થાય એટલે પછી વિજ્ઞાત-જાણેલા અર્થને અન્યત્ર લાગુ પાડવારૂપ વ્યાપ્તિથી તેવા તેવા વિતર્ક કરવારૂપ **ઊહ** હોય છે. (૭) ઊહ થાય, એટલે પછી જ્યાં જ્યાં તે વિજ્ઞાત અર્થ ઉક્તિ અને યુક્તિથી વિરુદ્ધ હોવાથી લાગુ પડતો નથી, ત્યાંથી વ્યાવર્તનરૂપ **અપોહ** હોય છે. (૮) અને આમ અન્વયથી ઊહ ને વ્યતિરેકથી અપોહ કરવાથી વિજ્ઞાત અર્થ સુવિનિશ્ચિત થાય છે, એટલે 'આ તત્ત્વ આમ જ છે' એવા નિશ્ચયરૂપ **તત્ત્વાભિનિવેશ** હોય છે. આમ પ્રજ્ઞાને-બુદ્ધિને વિકસિત કરવારૂપ ગુણ કરનારા આ સંકલનાબદ્ધ શુશ્રૂષાદિ આઠ પ્રજ્ઞાગુણો, સાચી તત્ત્વજિજ્ઞાસા પ્રગટચે ઉત્તરોત્તર પ્રગટે છે.

(હાંસિયામાં: વિવિદિષા સતે તત્ત્વગોચર શુશ્રૂષાદિ આઠ પ્રજ્ઞાગુણ પ્રગટે)

અને તે પણ કેવી રીતે ને કયારે પ્રગટે છે? તો કે—प्रतिगुणमनन्तपापपरमाण्वपगमेनैते—'પ્રતિગુણે અનંત પાપપરમાણુઓના અપગમ (દૂર થવા) વડે કરીને આ હોય છે 'એમ સમયવૃદ્ધો કહે છે.' અર્થાત્ શુશ્રૂષાદિ પ્રત્યેક ગુણમાં જ્ઞાનાવરણાદિ ક્લિષ્ટ કર્માંશરૂપ અનંત પાપપરમાણુઓના દૂર થવા વડે કરીને તે તે પ્રજ્ઞાગુણ ઉપજે છે.

દા. ત. શુશ્રૂષા ગુણમાં જ્ઞાનવરણાદિ કર્મના અનંત પાપપરમાણુનો પ્રલય થાય એટલે શ્રવણ ગુણ પ્રાપ્ત થાય, એથી અનંત પાપપરમાણુ શ્રવણ ગુણમાં દૂર થાય એટલે ગ્રહણ ગુણ પ્રાપ્ત થાય, યાવત્ તત્ત્વાભિનિવેશ—એમ સમયવૃદ્ધો–શાસ્ત્રવિદ્ જ્ઞાનવૃદ્ધ બહુશ્રુતો કહે છે. તાત્પર્ય કે–આ શુશ્રૂષાદિ પ્રજ્ઞાગુણ પ્રાપ્ત થતાં જીવનો જ્ઞાનાવરણાદિ ક્ષયોપશમ ઉત્તરોત્તર અનંતગણો વધતો જાય છે.

આ શુશ્રૂષાદિ કહ્યા તે '**તત્ત્વગોચર**' તત્ત્વવિષયક–તાત્ત્વિક હોવા જોઈએ, એમ અત્રે 'તત્ત્વગોચર' વિશેષણ પર ખાસ ભાર મૂકયો છે. કારણ કે 'તેનાથી અન્ય એવા (શુશ્રૂષાદિ) થકી તત્ત્વજ્ઞાનનો અયોગ છે માટે.'—तदन्येभ्यस्तत्त्वज्ञानायोगात्. અર્થાત્ ઉક્ત તત્ત્વગોચર શુશ્રૂષાદિથી અન્ય–વિલક્ષણ પ્રકારના અતત્ત્વગોચર–અતાત્ત્વિક શુશ્રૂષાદિથી તત્ત્વજ્ઞાનનો યોગ સંભવતો નથી, પરમાર્થપરિજ્ઞાનની પ્રાપ્તિ ઘટતી નથી કારણ કે 'तदाभासतया भिन्नजातीयत्वात् ।' 'તદાભાસતાથી એઓનું ભિન્નજાતીયપણું છે માટે.' અર્થાત્ તે અન્ય પ્રકારના શુશ્રૂષાદિ ઉપર ઉપરથી તો તત્ત્વગોચર શુશ્રૂષાદિ જેવા દેખાતા હોઈ ભલે **તદાભાસ**–તેનો આભાસ આપતા હોય, તોપણ પ્રતિગુણે અનંત પાપપરમાણુઓના અપગમ વિના ઉદ્ભવેલ હોવાથી તેનું **ભિન્નજાતીયપણું**–અન્યજાતિસ્વભાવપણું છે, એટલે કે તત્ત્વગોચર શુશ્રૂષાદિથી વિલક્ષણ–અન્ય પ્રકારના શુશ્રૂષાદિની જાતિ જૂદી છે.

અતાત્ત્વિક શુશ્રૂષાદિથી તત્ત્વજ્ઞાનનો અયોગ

આમ ઉપલક દેખાવથી તદાભાસ–તેનો આભાસ આપતાં છતાં તેનું ભિન્નજાતીયપણું છે, કારણ કે 'બાહ્ય આકૃતિના સામ્યે પણ ફલભેદની ઉપપત્તિ છે માટે.'—बाह्याकृतिसाम्येऽपि फलभेदोपपत्तेः. તત્ત્વગોચર અને ઈતર–અતત્ત્વગોચર શુશ્રૂષાદિનું બાહ્ય આકૃતિનું સમાનપણું છતાં બન્નેનો **ફલભેદ** ઘટે છે, માટે. તત્ત્વગોચર તાત્ત્વિક શુશ્રૂષાદિનું ફલ ભવવૈરાગ્ય ને તત્ત્વપરિજ્ઞાન છે, ઈતર–અતત્ત્વગોચર અતાત્ત્વિક શુશ્રૂષાદિનું ફલ ભવાનુરાગ ને તત્ત્વઅપરિજ્ઞાન છે. આમ ફલભેદ એ જ અત્ર ઉપપત્તિ–યુક્તિ છે. કારણ કે બન્ને પ્રકારના શુશ્રૂષાદિ જો એકસ્વભાવી હોય તો બાહ્ય આકારસમતા છતાં આમ ફલભેદ કેમ ઘટે? એટલે તત્ત્વગોચર શુશ્રૂષાદિ અને અતત્ત્વગોચર શુશ્રૂષાદિ એ બન્નેનું ભિન્નજાતીયપણું સિદ્ધ છે.



વિવિદિષા વિના માનાર્થાદિ વસ્ત્વન્તરઉપાયપણે શુશ્રૂષાદિ સંભવે છે, પણ તે આત્માર્થસાધક નથી, એમ વચનટંકાર કરે છે—

[૧૯]सम्भवन्ति तु वस्त्वन्तरोपायतया तद्विविदिषामन्तरेण, न पुनः स्वार्थसाधकत्वेन भावसाराः, अन्येषां प्रबोधविभ्रमकर्षेण प्रबलमोहनिद्रोपेतत्वात् ।[१२०]

[१६]અર્થ:—અને એ (શુશ્રૂષાદિ) વસ્ત્વન્તરઉપાયપણે તદ્વિવિદિષા (તત્ત્વજિજ્ઞાસા) વિના સંભવે છે, પણ (એ) સ્વાર્થસાધકપણા વડે કરીને ભાવસાર નથી,—અન્યોનું પ્રબોધ-વિપ્રકર્ષથી (તત્ત્વપરિજ્ઞાનના દૂર ભાવથી) પ્રબલ મોહનિદ્રાઉપેતપણું છે, માટે.[१२०]

## વિવેચન

"वैराग्यरङ्गः परवञ्चनाय, धर्मोपदेशो जनरंजनाय ।
वादाय विद्याध्ययनं च मेऽभूत्, कियद् ब्रुवे हास्यकरं स्वमीश ॥" શ્રી રત્નાકરપચ્ચીશી

અત્રે પ્રશ્ન થશે—તત્ત્વગોચરતા વિના શુશ્રૂષાદિ કેમ સંભવે ? તેનો ઉત્તર આપ્યો—'આ (શુશ્રૂષાદિ) **વસ્ત્વન્તરઉપાયપણે** તદ્વિવિદિષા (તત્ત્વજિજ્ઞાસા) વિના સંભવે છે.' 'संभवन्ति वस्त्वन्तरोपायतया तद्विविदिषामन्तरेण ।'

**વિવિદિષા વિના શુશ્રૂષાદિનો માનાર્થઆદિ અન્યહેતુએ સંભવ**

અર્થાત્ તત્ત્વવિવિદિષાની અપેક્ષાએ માન-પૂજાદિની કામના તે તેનાથી વસ્ત્વન્તર—જુદી જ વસ્તુ છે. હું લોકમાં મોટો વિદ્વાન્ પંડિત કહેવાઇશ, તત્ત્વજ્ઞાનીમાં ખપીશ, વાદીઓને હરાવીશ, વ્યાખ્યાન-વાચસ્પતિ બનીશ, ધર્મનો થાંભલો ગણાઈશ, લોકો મ્હારી વાહ-વાહ કરશે, મ્હારો પૂજાસત્કાર કરશે, ઈત્યાદિ પ્રકારે માન-પૂજાદિને અર્થે જગત્માં ઘણા લોકો સાચી તત્ત્વવિવિદિષા—અંતરંગ તત્ત્વજિજ્ઞાસા નહિં ઉપજ્યા છતાં પણ શાસ્ત્રોનો—તત્ત્વગ્રંથોનો અથાગ અભ્યાસ કરતા દેખાય છે, તે સૂચવે છે કે શુશ્રૂષાદિ આત્માર્થથી અન્ય એવા માનાર્થાદિ હેતુએ તત્ત્વજિજ્ઞાસા વિના પણ હોઈ શકે છે. પણ (એ) સ્વાર્થ-સાધકપણા વડે કરીને ભાવસાર નથી.'—'न पुनः स्वार्थसाधकत्वेन भावसाराः ।' અર્થાત્ શુશ્રૂષાદિનું ખરૂં સ્વાર્થ પ્રયોજન તો તત્ત્વ જાણવું એ છે અને તે જાણીને પણ તથારૂપ ભાવ-આત્મભાવ પ્રગટાવવો એ જ એનો સાર છે, અને એ જ એનું સ્વાર્થસાધકપણું—આત્માર્થસાધકપણું છે; પણ આત્માર્થ શિવાય માનાર્થાદિ અન્ય હેતુએ તત્ત્વજિજ્ઞાસા વિના કરાતા જે અતત્ત્વગોચર શુશ્રૂષાદિ છે, તે તો સ્વાર્થસાધકપણા—આત્માર્થસાધકપણા વડે કરીને ભાવસાર-તથારૂપ આત્મભાવથી સારરૂપ-પરમાર્થરૂપ હોતા નથી.

---

**पञ्जिका**—ત્યારે તત્ત્વગોચરતા વિના શુશ્રૂષાદિ સંભવશે જ નહિં એમ આશંકીને કહ્યું—**सम्भवन्ति तु**—સંભવે છે, નહિં કે નથી સંભવતા, **तु**—પૂર્વોથી એઓના વિશેષણાર્થે છે. તે જ દર્શાવે છે—**वस्त्वन्तरोपायतया**—વસ્ત્વન્તરઉપાયતાથી, **वस्त्वन्तरं**—વસ્ત્વન્તર,—તત્ત્વવિવિદિષાની અપેક્ષાએ, પૂજાભિલાષાદિ, **तदुपायः**—તેનો ઉપાય, કારણ છે, **एषां**—એઓનું, તે તથા—તે તથા, **तद्भावः तत्ता**—તદ્ભાવ તે તત્તા, **तया**—તે વડે કરીને. અત એવ કહ્યું—**तद्विविदिषामन्तरेण**—તદ્વિવિદિષા વિના, તત્ત્વજિજ્ઞાસા વિના. વ્યવચ્છેદ્ય કહ્યું—

**न पुनः**—નહિં કે પુનઃ, **स्वार्थसाधकत्वेन**—સ્વાર્થસાધકપણા વડે કરીને, **भावसाराः**—ભાવસાર, પરમાર્થરૂપ. વારુ, એઓ સ્વાર્થસાધકો કેમ નથી ? તે માટે કહ્યું—**अन्येषां**—અન્યોના, વસ્ત્વન્તરઉપાયતાથી પ્રવૃત્તના, (શુશ્રૂષાદિના) **प्रबोधविप्रकर्षेण**—પ્રબોધવિપ્રકર્ષથી, તત્ત્વપરિજ્ઞાનના દૂરભાવરૂપ હેતુ વડે, **प्रबलमोहनिद्रोपेतत्वात्**—પ્રબલ મોહનિદ્રા ઉપેતપણાને લીધે, બલિષ્ઠ મિથ્યાત્વમોહ સ્વાપથી અવષ્ટબ્ધપણાને લીધે.

કારણકે-'अन्येषां प्रबोधविप्रकर्षेण प्रबलमोहनिद्रोपेतत्वात्।' 'અન્યોનું પ્રબોધ-વિપ્રકર્ષથી (તત્ત્વપરિજ્ઞાનના દૂરભાવથી) પ્રબલ મોહનિદ્રાઉપેતપણું છે માટે.' અન્યોનું એટલે માનાર્થાદિ વસ્ત્વન્તરઉપાયપણે તત્ત્વજિજ્ઞાસા વિનાના જે શુશ્રૂષાદિ છે તેઓનું, પ્રબોધવિપ્રકર્ષના-તત્ત્વપરિજ્ઞાનના દૂર ભાવ વડે કરીને, પ્રબલ મોહયુક્તપણું છે માટે. અર્થાત્ શુશ્રૂષાદિ આત્માર્થ શિવાય અન્ય કોઈ હેતુએ હોવા ન જ જોઈએ, છતાં માનાર્થાદિ અન્ય તુચ્છ હીન હેતુએ તે ઉપજતા દેખાય છે, તે જ તેનું મિથ્યાત્વમોહરૂપ અજ્ઞાનનિદ્રાથી યુક્તપણું દાખવે છે. અને તે અજ્ઞાનનિદ્રાયુક્તપણું પ્રબોધવિપ્રકર્ષ વડે કરીને એટલે કે તત્ત્વપરિજ્ઞાનના દૂરભાવ વડે કરીને છે. પ્રબોધનો જાગૃતપણાનો વિપ્રકર્ષ-દૂરભાવ હોય, જાગવાનું દૂર હોય, ત્યાં લગી જેમ ગાઢ નિદ્રામાં ઘોર્યા કરે; તેમ જેને પ્રબોધનો-તત્ત્વબોધનો વિપ્રકર્ષ-દૂરભાવ હોય, તત્ત્વજ્ઞાન પામવાનું હજુ દૂર હોય, ત્યાંલગી ગાઢ મોહનિદ્રામાં જ ઉંઘવાનું હોય. એ જ પ્રકારે અંતરમાં જેને ભોગાદિની ને માન-પૂજાદિની કામના બળ્યા કરે છે છતાં મુખેથી જે જ્ઞાનની ને 'અનાસક્ત' યોગની 'વાતો' કરે છે, ને સાચી તત્ત્વવિવિદિષા વિનાના શુશ્રૂષાદિ ભજે છે, તે સદ્‌યોગરહિત વિદ્વાનોની-પંડિતમન્યોની પણ એ જ મોહનિદ્રામૂઢ દશા છે! કારણ કે યોગબિન્દુમાં* શ્રી હરિભદ્રસૂરિજીનું માર્મિક વચન છે તેમ 'મૂઢજનોનો જેમ પુત્રદારાદિ સંસાર છે, તેમ સદ્‌યોગરહિત વિદ્વાનોનો શાસ્ત્રસંસાર છે!' તાત્પર્ય કે-વિદ્વાન્ હોય કે અવિદ્વાન્ હોય, પણ આત્માર્થ શિવાયના માનાર્થાદિ અન્ય હેતુએ સાચી તત્ત્વજિજ્ઞાસા વિનાના જે શુશ્રૂષાદિ છે, ત્યાં 'દિલ્હી બ્હોત દૂર હે' એ ન્યાયે તત્ત્વબોધ હજુ ઘણો દૂર, લાંબે છેટે છે, એટલે જ તેનું પ્રબલ-ગાઢ મોહનિદ્રાથી યુક્તપણું છે.

> પ્રબલ મોહનિદ્રાયુક્તપણાને લીધે પ્રબોધ દૂર



આ અંગે અવધૂતાચાર્યનું વચન ટાંકી અન્ય અધ્યાત્મચિન્તકોની સંમતિ દર્શાવે છે—

[૧૭]उक्तं चैतदन्यैरप्यध्यात्मचिन्तकैः, यदाहावधूताचार्यः--

"नाप्रत्ययानुग्रहमन्तरेण तत्त्वशुश्रूषादयः उदकपयोऽमृतकल्पज्ञानाजनकत्वात्, लोकसिद्धास्तु सुप्तनृपाख्यानकगोचरा इवान्यार्था एवेति।"[१२१]

[૧૭]અર્થ :—અને આ અન્ય અધ્યાત્મચિન્તકોથી પણ કહેવામાં આવ્યું છે. કારણ કે અવધૂત આચાર્યે કહ્યું છે કે—

"અપ્રત્યય (સદાશિવ) અનુગ્રહ વિના તત્ત્વશુશ્રૂષાદિ નથી,—ઉદક-પય-અમૃત સમા જ્ઞાનના અજનકપણાને લીધે. લોકસિદ્ધ (શુશ્રૂષાદિ) તો સુપ્ત નૃપના આખ્યાનકગોચર શુશ્રૂષાદિ જેવા અન્યાર્થ જ છે."[૧૨૧]

* पुत्रदारादिसंसारः पुंसां संमूढचेतसाम्।
विदुषां शास्त्रसंसारः सद्योगरहितात्मनाम्॥"—શ્રી યોગબિન્દુ

## વિવેચન

" કથા સુણી સુણી ફૂટયા કાન,
તોય ન આવ્યું બ્રહ્મ જ્ઞાન. "—**શ્રી અખાભક્ત**

ઉપરમાં તત્ત્વગોચર શુશ્રૂષાદિથી અન્ય એવા અતત્ત્વગોચર શુશ્રૂષાદિથી તત્ત્વજ્ઞાનનો અયોગ હોય છે, એમ જે કહ્યું તે 'આ અન્ય અધ્યાત્મચિન્તકોથી પણ કહેવામાં આવ્યું છે;' અર્થાત્ અમારાથી અન્ય એવા અન્યદર્શનીય-જૈનેતર અધ્યાત્મચિન્તકોથી -આત્મતત્ત્વગવેષકોથી પણ અમે પ્રતિપાદન કરેલી આ વસ્તુનું સમર્થન કરવામાં આવ્યું છે. કારણ કે '**અવધૂત**' **આચાર્ય** નામના અધ્યાત્મચિંતકે-યોગમાર્ગપ્રણેતાએ કહ્યું છે કે 'અપ્રત્યય (સદાશિવ) અનુગ્રહ વિના તત્ત્વશુશ્રૂષાદિ નથી.' અર્થાત્ અપ્રત્યયના-સદાશિવના અનુગ્રહ વિના, કૃપાપ્રસાદ વિના ઉક્તરૂપ તત્ત્વશુશ્રૂષાદિ નથી જ, હોતા. શાને લીધે? તો કે—'उदकपयोऽमृतकल्पज्ञानाजनकत्वात् ।' ઉદક-પય-અમૃત સમા જ્ઞાનના અજનકપણાને લીધે; ઉદક=જલ, પય=ક્ષીર, અમૃત=સુધા તે સમા જ્ઞાનના અનુત્પાદક-પણાને લીધે.

**શ્રુત-ચિંતા-ભાવના જ્ઞાન અનુક્રમે જલ-દૂધ-સુધા સમું**

જ્ઞાન ત્રણ પ્રકારનું છે: શ્રુત, ચિંતા અને ભાવના. તેમાં **શ્રુતજ્ઞાન છે તે** જલ સમું છે. જલ જેમ અલ્પ સમય માટે તૃષા દૂર કરે છે, પણ શરીરની પુષ્ટિ કરતું નથી; તેમ શ્રુતજ્ઞાન અલ્પ સમય માટે વિષયતૃષ્ણા દૂર કરે છે, પણ આત્મ-ધર્મ-શરીરની પુષ્ટિ કરતું નથી. **ચિંતાજ્ઞાન** છે તે દૂધ સમું છે. એટલે દૂધ જેમ થોડો વખત તૃષા કરે છે ને શરીરની કંઈક પુષ્ટિ પણ કરે છે; તેમ ચિંતાજ્ઞાન થોડો વખત વિષયતૃષ્ણા દૂર કરે છે ને આત્મધર્મ-શરીરની પુષ્ટિ પણ કરે છે. અને **ભાવનાજ્ઞાન** છે તે

---

**पञ्जिका**—પરમતથી પણ આને સમર્થિત કરતાં કહે છેઃ—**उक्तं च**—અને ઉક્ત છે, નિરૂપિત છે, **एतत्**—આ, તદન્યો થકી તત્ત્વજ્ઞાન અભાવ લક્ષણવાળી વસ્તુ, **अन्यैरपि**—અન્યોથી પણ, અમારી અપેક્ષાએ ભિન્નજાતીયોથી પણ; અમારાથી તો પૂછવું જ શું? કોનાથી? તે માટે કહ્યું—**अध्यात्मचिन्तकैः**—અધ્યાત્મચિન્તકોથી, આત્મતત્ત્વગવેષકોથી. કયા કારણથી? તે માટે કહ્યું—**यद्**—જે કારણથી, **आह**—કહ્યું છે, **अवधूताचार्यः**—અવધૂતાચાર્યે, યોગિમાર્ગપ્રણાયકે. ઉક્ત જ દર્શાવે છે—

**न**—ન જ, **अप्रत्ययानुग्रहं**—અપ્રત્યયના અનુગ્રહ, સદાશિવકૃત ઉપકાર, **अन्तरेण**—વિના, **तत्त्वशुश्रूषादयः**—ઉક્તરૂપ તત્ત્વશુશ્રૂષાદિ. કયા કારણથી? તે માટે કહ્યું—

**उदकपयोऽमृतकल्पज्ञानाजनकत्वात्**—**उदकं**—જલ, **पयः**-ક્ષીર, **अमृतं**-સુધા, **तत्कल्पानि**—તેના સમાન, વિષયતૃષ્ણાના અપહારિપણા વડે કરીને શ્રુત-ચિન્તા-ભાવનારૂપ જ્ઞાન છે, **तद्जनकत्वात्**—તેના અજનકપણાને લીધે. કારણ કે મૃદુ-મધ્ય-અધિમાત્ર અવસ્થાવાળા એવા તત્ત્વગોચર જ શુશ્રૂષાદિ એવંરૂપ જ્ઞાનના જનક છે. તે જ ઇતરોને (શુશ્રૂષાદિને) અવગણતાં કહે છે—

**लोकसिद्धास्तु**—લોકસિદ્ધ તો, સામાન્યથી લોકપ્રતિષ્ઠિત, **तु**-પુનઃ, શુશ્રૂષાદિ, **सुप्तनृपाख्यानगोचरा इव**—સુપ્ત નૃપના આખ્યાનક ગોચરની જેમ, જેમ **सुप्तस्य**—સુપ્ત, શય્યાગત, **नृपस्य**—રાજાના નિદ્રાલાભાર્થે આખ્યાનવિષયા શુશ્રૂષાદિ અન્યાર્થ જ હોય છે, નહિં કે આખ્યાનના પરિજ્ઞાનાર્થ, **इति**-એમ, અવધૂતાચાર્યની સમાપ્તિ અર્થે છે.

અમૃત સમું છે. અમૃત જેમ સદાને માટે તૃષા હરે છે, એટલું જ નહિં પણ પરમ પુષ્ટિ કરી અજરામપણું બક્ષે છે; તેમ ભાવનાજ્ઞાન સર્વદાને માટે સર્વથા વિષયતૃષ્ણા હરે છે, એટલું જ નહિં પણ આત્મધર્મ-શરીરની પરમ પુષ્ટિ કરી આત્માને અજરામરપણારૂપ પરમ અમૃતપદ અર્થે છે. આમ અનુક્રમે જલ-દૂધ-અમૃત સમા શ્રુત-ચિંતા-ભાવના જ્ઞાનમાંથી કોઈ પણ પ્રકારનું જ્ઞાન તત્ત્વશુશ્રૂષાદિથી અન્ય પ્રકારના શુશ્રૂષાદિ થકી ઉપજતું નથી; પણ તત્ત્વશુશ્રૂષાદિ થકી જ તે ત્રણે પ્રકારના વિષયતૃષ્ણાઅપહારી જ્ઞાન ઉપજે છે, અર્થાત્ મૃદુ-મધ્યમ-અધિમાત્ર દશાવાળા તત્ત્વગોચર શુશ્રૂષાદિને જ એવા વિષયતૃષ્ણા હરનારા ત્રણ પ્રકારના જ્ઞાનનું અનુક્રમે જનકપણું-ઉત્પાદકપણું ઘટે છે.

આવા તત્ત્વશુશ્રૂષાદિથી અન્ય પ્રકારના જે શુશ્રૂષાદિ છે તેનો અનાદર કરતાં તે જ અવધૂતાચાર્ય કહે છે—'लोकसिद्धास्तु सुप्तनृपाख्यानकगोचरा इवान्यार्था एव।' 'લોકસિદ્ધ (શુશ્રૂષાદિ) તો સુપ્ત નૃપના આખ્યાનકગોચર શુશ્રૂષાદિ જેવા અન્યાર્થ જ છે. અર્થાત્ લોકમાં સામાન્યથી પ્રતિષ્ઠા પામ્યા છે એવા લોકસિદ્ધ-લોકદૃષ્ટિએ ગણવામાં આવતા શુશ્રૂષાદિ તો સુતેલા રાજાના આખ્યાનકવિષયી શુશ્રૂષાદિની જેમ અન્યાર્થ જ-અન્ય પ્રયોજનવાળા જ છે. જેમ કોઈ એક રાજા રાત્રે શયન કરતી વેળાએ વાર્ત્તા સાંભળતો હોય, ઉંઘમાં ને ઉંઘમાં તે હોંકારો પણ દેતો જાય, પણ તેનું લક્ષ તેમાં હોય નહિં, શું સાંભળ્યું તે તેના ખ્યાલમાં રહે નહિં! અને સવારે ઉઠીને બાપુ પૂછે કે અલ્યા! રાત્રે કઈ વાર્ત્તા કરી હતી? આમ જેમ રાજાના આખ્યાનવિષયક શુશ્રૂષાદિ આખ્યાનકના જ્ઞાનાર્થ નથી પણ શયનાર્થ હોય છે, તેમ લોકદૃષ્ટિથી કહેવાતા શુશ્રૂષાદિ પણ તત્ત્વપરિજ્ઞાનાર્થ નથી હોતા, પણ આત્માર્થથી અન્ય એવા માનપૂજાદિ અર્થ હોય છે, દેખાવ પૂરતા જ હોય છે, એટલે તે બ્હેરા આગળ સંગીત કરવા બરાબર થઈ પડયા છે! એમ તો આ જીવે અનંતવાર કથા વાર્ત્તા સાંભળી છે, ને સાંભળી સાંભળીને તેના કાન પણ ફૂટી ગયા છે! તોપણ હજુ તેને બ્રહ્મજ્ઞાન-સાચું તત્ત્વજ્ઞાન થયું નથી!

**લૌકિક શુશ્રૂષાદિ 'શયિત સુણે જિમ ભૂપ' જેવા**

" સરી એ બોધપ્રવાહનીજી, એ વિણ શ્રુત થલ કૂપ;
શ્રવણ સમીહા તે કિસીજી? શયિત સુણે જિન ભૂપ....જિનજી! ધન ધન.
મન રીઝે તન ઉલ્લસેજી, રીઝે બુઝે એક તાન;
એ ઇચ્છા વિણ ગુણકથાજી, બહેરા આગળ ગાન....જિનજી!" યોગદૃષ્ટિસજ્ઝાય



વિષયતૃષ્ણાહારિ જ્ઞાન તત્ત્વચિન્તારૂપ શરણથી અને શરણ ભગવંત થકી હોય છે, માટે ભગવંતો જ શરણદ છે, એમ નિગમન કરે છે—

[૧૮]विषयतृडपहार्येव हि ज्ञानं विशिष्टकर्म्मक्षयोपशमजं, नान्यद्, अभक्ष्यास्पर्शनीय-न्यायेनाज्ञानत्वात्।

न चेदं यथोदितशरणाभावे, तच्च पूर्ववद् भगवद्भ्य इति शरणं ददतीति शरणदाः ॥१८॥[१२२]

[૧૮]અર્થ:—કારણ કે વિષયતૃષ્ણાનું અપહારિ (હરનારૂં)જ એવું જ્ઞાન વિશિષ્ટ કર્મ-ક્ષયોપશમજન્ય છે,—નહિં કે અન્ય,—અભક્ષ્ય-અસ્પર્શનીય ન્યાયથી અજ્ઞાનપણાને લીધે.

અને આ (જ્ઞાન) યથોદિત શરણ અભાવે ન હોય, અને તે (શરણ) પૂર્વવત્ ભગવંતો થકી હોય છે, એટલે શરણ દીએ તે શરણદ. ॥ ૧૮ ॥[૧૨૨]

## વિવેચન

"પણ ગુણવંતા રે ગોઠે ગાજીયે, મોટા એ વિશ્રામજી;
વાચક યશ કહે એહ જ આશરે, સુખ લહું ઠામોઠામજી....પદ્મપ્રભુ."—શ્રીયશોવિજયજી

ઉપરમાં તાત્ત્વિક એવા તત્ત્વશુશ્રૂષાદિ થકી જ ઉદક—પય—અમૃત સમું જ્ઞાન ઉપજે છે, અન્ય પ્રકારના—અતાત્ત્વિક શુશ્રૂષાદિ થકી નહિં જ, એમ પ્રતિપાદન કર્યું. 'કારણકે વિષયતૃષ્ણાનું અપહારિ જ એવું જ્ઞાન વિશિષ્ટ કર્મક્ષયોપશમજન્ય છે.' અર્થાત્ 'विषयतृडपहार्येव हि ज्ञानं'—વિષયતૃષ્ણાને જે અપહરે—દૂર કરે તે જ જ્ઞાન છે, ને એવું વિષયતૃષ્ણાને હરનારૂં જ્ઞાન જ મિથ્યાત્વમોહના વિશિષ્ટ ક્ષયોપશમ થકી ઉપજે છે, विशिष्टक्षयोपशमजं,—'નહિં કે અન્ય', नान्यद्. અર્થાત્ વિષયતૃષ્ણાને અપહરતું નથી, દૂર કરતું નથી, એવું જ્ઞાન તે જ્ઞાન જ નથી ને તે વિશિષ્ટ કર્મક્ષયોપશમજન્ય નથી. શાને લીધે? 'अभक्ष्यास्पर्शनीयन्यायेनाज्ञानत्वात् ।' અભક્ષ્ય—અસ્પર્શનીય ન્યાયથી અજ્ઞાનપણાને લીધે. અર્થાત્ ગોમાંસાદિ જેમ અભક્ષ્ય છે ને ચંડાલાદિ જેમ અસ્પર્શનીય છે, તેમ વિષયતૃષ્ણા નહિં હરતું જ્ઞાન તે અજ્ઞાન જ હોઈ અભક્ષ્ય—અગ્રાહ્ય અને અસ્પર્શ્ય છે, સ્પર્શવા યોગ્ય નથી.

વિષયતૃષ્ણાઅપહારિ જ્ઞાન

"સંસાર સ્પષ્ટ પ્રીતિથી કરવાની ઇચ્છા થતી હોય તો તે પુરુષે જ્ઞાનીનાં વચન સાંભળ્યા નથી- અથવા જ્ઞાની પુરુષનાં દર્શન પણ તેણે કર્યાં નથી, એમ તીર્થંકર કહે છે."
—શ્રીમદ્ રાજચંદ્ર. પત્રાંક ૩૭૧.

અને આ સર્વ ચર્ચાનો ફલિતાર્થ એ છે કે—'આ (જ્ઞાન) યથોદિત શરણ અભાવે ન હોય.'—न चेदं यथोदितशरणाभावे. અર્થાત્ આ—વિષયતૃષ્ણાને હરનારૂં એવું વિશિષ્ટ

---

पञ्जिका—સર્વનું તાત્પર્ય કહે છેઃ—विषयतृडपहार्येव हि ज्ञानं—વિષયતૃષ્ણાનું અપહારિ જ, વિષયાભિલાપ નિવર્ત્તક જ, हि—જે કારણથી ज्ञानं—જ્ઞાન, તત્ત્વબોધ છે. કેવું? તે માટે કહ્યું—विशिष्टकर्म्मक्षयोपशमजं—विशिष्टात्—વિશિષ્ટ, મિથ્યાત્વમોહવિષયી, क्षयोपशमात्—ક્ષયોપશમ થકી, जातं—જન્મેલ એવું. અનભિમતનો પ્રતિષેધ કહ્યો—न—ન જ; अन्यद्—અન્ય, વિષયતૃષ્ણા અનપહારિ, જ્ઞાન એમ સમજાય છે. કયા કારણથી? તે માટે કહ્યું—अभक्ष्यास्पर्शनीयन्यायेन—પૂર્વે વ્યાખ્યાત અભક્ષ્ય—અસ્પર્શનીય ન્યાયથી, अज्ञानत्वात्—અજ્ઞાનપણાને લીધે, તત્ત્વચિન્તામાં અભાવરૂપપણાને લીધે. જો ખરેખર એમ છે તો તેથી શું? તે માટે કહ્યું—

न च—ન જ, इदं—આ, જ્ઞાન, यथोदितशरणाभावे—પૂર્વોદિત વિવિદિષાવિરહલક્ષણ યથોદિત શરણના અભાવે. એમ પણ શું? તે માટે કહ્યું—तच्च—અને તે, શરણ, पूर्ववद्—અભયાદિધર્મવત્, भगवद्भ्यः—ભગવંતો થકી હોય છે.

શરણદ ભગવંતો

કર્મક્ષયોપશમજન્ય જે જ્ઞાન કહ્યું, તે યથોક્ત વિવિદિષારૂપ તત્ત્વચિંતાલક્ષણ શરણના અભાવે ન હોય; 'અને તે (શરણ) પૂર્વવત્ ભગવંતો થકી હોય છે;' તે શરણ અગાઉ કહ્યું હતું તેમ અભયાદિ ધર્મની જેમ ગુણપ્રકર્ષરૂપપણા આદિ ચાર કારણથી ભગવંતો થકી જ હોય છે 'એટલે શરણ દીએ છે તે શરણદો'. અર્થાત્ આ ભગવંતો સ્વયં અનન્ય તત્ત્વચિંતામણિસ્વરૂપ હોવાથી તેમના સ્વરૂપનું ચિંતન કરતાં તથાપ્રકારનું તત્ત્વચિંતારૂપ અનન્ય શરણ દીએ છે, એટલે આ અર્હંત ભગવંતો જ શરણદો છે.

"મુજ જ્ઞાયકતા પરરસી રે લાલ, પર તૃષ્ણાએ તપ્ત રે;
તે સમતારસ અનુભવે રે લાલ, સુમતિ સેવન વ્યાપ્ત રે." —શ્રીદેવચંદ્રજી.

॥ इति शरणदाः ॥ २८ ॥



# ૧૯. બોધિદ

# 'बोधिदेभ्यः' પદ વ્યાખ્યાન

અત્રે બોધિ એટલે જિનપ્રણીત ધર્મપ્રાપ્તિ, અર્થાત્ યથોક્ત લક્ષણવાળું સમ્યગ્દર્શન અથવા વિજ્ઞપ્તિ, એમ વ્યાખ્યા કરે છે—

[१९] तथा—

## 'बोहिदयाणं'

इह बोधिः—जिनप्रणीतधर्म्मप्राप्तिः, इयं पुनर्यथाप्रवृत्तापूर्वानिवृत्तिकरणत्रयव्यापाराभिव्यङ्ग्यमभिन्नपूर्वग्रन्थिभेदतः पश्चानुपूर्व्या प्रशमसंवेगनिर्वेदानुकम्पास्तिक्याभिव्यक्तिलक्षणं तत्त्वार्थश्रद्धानं सम्यग्दर्शनं, विज्ञप्तिरित्यर्थः ।[१२३]

[१९] અર્થ:—તથા—

## 'બોધિદોને'

અહીં બોધિ એટલે જિનપ્રણીત ધર્મપ્રાપ્તિ. આ પુનઃ યથાપ્રવૃત્ત–અપૂર્વ–અનિવૃત્તિ એ કરણત્રયના વ્યાપારથી અભિવ્યંગ્ય એવું, અભિન્નપૂર્વ ગ્રંથિના ભેદ થકી, પશ્ચાનુપૂર્વીથી પ્રશમ-સંવેગ-નિર્વેદ-અનુકંપા-આસ્તિક્યની અભિવ્યક્તિલક્ષણવાળું તત્ત્વાર્થશ્રદ્ધાન સમ્યગ્દર્શન છે; વિજ્ઞપ્તિ એમ અર્થ છે.[૧૨૩]

---

पञ्जिका—बोहिदयाणं—બોધિદોને.

## વિવેચન

"દીઠો સુવિધિ જિણંદ સમાધિરસે ભર્યો હો લાલ.
ભાસ્યો આત્મસ્વરૂપ અનાદિનો વિસર્યો હો લાલ." **શ્રી દેવચંદ્રજી.**

તથા—તે જ પ્રકારે આ ભગવંતો થકી બોધિની પ્રાપ્તિ હોય છે, એટલા માટે અત્રે 'बोहिदयाणं'—'बोधिदेभ्यः'—**બોધિદોને** એ વિશિષ્ટ પદ મૂક્યું. અહીં—આ સૂત્રમાં બોધિ

**બોધિ એટલે સમ્યગ્દર્શનનું સ્વરૂપ**

એટલે જિનપ્રણીત ધર્મપ્રાપ્તિ, 'बोधिः जिनप्रणीतधर्मप्राप्तिः।' રાગાદિ આંતર્ શત્રુઓનો જેણે જય કર્યો છે એવા જિન વીતરાગ દેવે પ્રણીત કરેલ શુદ્ધ આત્મસ્વભાવરૂપ જિનધર્મ—વીતરાગધર્મની પ્રાપ્તિ થવી, બોધ થવો તે બોધિ. આ બોધિ એ જ 'તત્ત્વાર્થ-શ્રદ્ધાનરૂપ **સમ્યગ્દર્શન** અથવા **વિજ્ઞપ્તિ છે.'** —तत्त्वार्थश्रद्धानं सम्यग्दर्शनं, विज्ञप्तिः.

આ સમ્યગ્દર્શન કેવું છે?:—अभिन्नपूर्वग्रन्थिभेदतः અભિન્નપૂર્વ ગ્રંથિના ભેદ થકી યથાપ્રવૃત્ત—અપૂર્વ—અનિવૃત્તિ એ કરણત્રયના વ્યાપારથી અભિવ્યંગ્ય એવું. 'यथाप्रवृत्तापूर्वानिवृत्तिकरणत्रयव्यापाराभिव्यंङ्ग्यं'; જે કદી પૂર્વે ભિન્ન થઈ નથી—ભેદાઈ નથી એવી અભિન્નપૂર્વ ગ્રંથિના ભેદ થકી યથાપ્રવૃત્તકરણ, અપૂર્વકરણ ને અનિવૃત્તિકરણ એ ત્રણ કરણના પ્રયોગથી અભિવ્યંગ્ય—અભિવ્યક્ત થવા યોગ્ય, પ્રગટ થવા યોગ્ય એવું. અર્થાત્ યથાપ્રવૃત્તઆદિ ત્રણ કરણના પ્રયોગથી કદી પૂર્વે નહિં ભેદાયેલી એવી ગ્રંથિનો ભેદ થાય છે, ને તે ગ્રંથિભેદ થકી સમ્યગ્દર્શન પ્રગટે છે. તેમ જ—'પશ્ચાનુપૂર્વીથી પ્રશમ-સંવેગ-નિર્વેદ-અનુકંપા-આસ્તિક્યની અભિવ્યક્તિ લક્ષણવાળું,' 'पश्चानुपूर्व्या प्रशमसंवेगनिर्वेदानुकम्पास्तिक्याभिव्यक्तिलक्षणं', પશ્ચાનુપૂર્વીથી—ઉલટા ક્રમે પ્રશમાદિની અભિવ્યક્તિ—પ્રગટપણું એ જ જેનું લક્ષણ છે એવું. આમ આ સમ્યગ્દર્શન યથાપ્રવૃત્તઆદિ ત્રણ કરણના પ્રયોગથી પૂર્વે કદી નહિં ભેદાયેલી એવી ગંથિના ભેદ થકી પ્રગટે છે, ને ઉલટા અનુક્રમે પ્રશમાદિ પાંચ ગુણનું પ્રગટવું એ એનું લક્ષણ છે. તે આ પ્રકારે:—

**ગ્રંથિભેદ**—આ ગ્રંથિ એટલે અત્યંત દુર્ભેદ્ય, ભેદવી ઘણી કઠણ એવી ગાંઠ, 'કર્કશ, ઘન, રૂઢ ને ગૂઢ એવી વાંસની ગાંઠ જેમ' ભેદવી મુશ્કેલ હોય છે, તેમ જીવની આ ગાઢ રાગ-દ્વેષ પરિણામરૂપ ગાંઠ ભેદવી ઘણી દુષ્કર છે. એવી ગાઢ રાગદ્વેષ-પરિણામરૂપ ગાંઠ જ્યાં ભેદાય છે, તેનું નામ ગ્રંથિભેદ છે. અને 'આ દુર્ભેદ × કર્મગ્રંથિરૂપ મહાબલવાન પર્વત જ્યારે અપૂર્વકરણરૂપ તીક્ષ્ણ ભાવવજ્રથી ભેદાઈ જાય છે, ત્યારે આ મહાત્માને અત્યંત તાત્ત્વિક આનંદ ઉપજે છે,'—જેવો રોગીને ઉત્તમ ઔષધથી રોગ કાબૂમાં

× "तथा च भिन्ने दुर्भेदे कर्मग्रन्थिमहाबले।
तीक्ष्णेन भाववज्रेण बहुसंक्लेशकारिणि॥
आनन्दो जायतेऽत्यन्तं तात्त्विकोऽस्य महात्मनः।
सद्व्याध्यभिभवे यद्वद् व्याधितस्य महौषधात्॥ इत्यादि—श्री योगबिन्दु

આવતાં ઉપજે છે તેવો. અને આ ગ્રંથિનો ભેદ પણ એવો હોય છે કે તેનું પુનઃ તેવા પ્રકારે હોવાપણું હોતું નથી. તે એકવાર તૂટી એટલે બસ તૂટી ! ખલાસ ! તે ફરીને તેવા સ્વરૂપમાં પાછી ઉભી થવા પામે જ નહિં, સંધાય જ નહિં, તેનું નામ ભેદ છે; કારણ કે તેવો ગ્રંથિભેદ થયા પછી તીવ્ર કષાયાદિનો ઉદય હોતો નથી. આવો આ ગ્રંથિભેદ સદાય કલ્યાણનો-નિર્વાણનો હેતુ થાય છે. જેમ જન્માંધ પુરુષને શુભ પુણ્યનો ઉદય થતાં ચક્ષુનો લાભ થયે સદ્દર્શન થાય છે (બરાબર દેખાય છે), તેમ જ આને ગ્રંથિનો ભેદ થતાં સદ્દર્શન-સમ્યગ્દર્શન થાય છે, એટલે વસ્તુનું યથાર્થ સ્વરૂપ દેખાય છે.

**સમ્યગ્દર્શન**—આમ ગ્રંથિભેદના ફળ-પરિણામરૂપે સમ્યગ્દર્શન ઉપજે છે. **તત્ત્વાર્થનું શ્રદ્ધાન તે સમ્યગ્દર્શન** છે. જીવ, અજીવ, પુણ્ય, પાપ, આસ્રવ, સંવર, નિર્જરા, બંધ અને મોક્ષ એ નવ તત્ત્વ છે. તેના ભૂતાર્થનું-પરમાર્થનું શ્રદ્ધાન થવું, શ્રદ્ધાન ઉપજવી, પ્રતીતિ થવી તે સમ્યગ્દર્શન છે. 'આ નવ તત્ત્વરૂપ અનેક વર્ણની માળામાં એક આત્મતત્ત્વરૂપ * સુવર્ણસૂત્ર-સોનાનો દોરો પરોવાયેલો છે, ચિરકાળથી છૂપાઈને રહેલો છે, તેને ખોળી કાઢી સમ્યગ્દૃષ્ટિ પુરુષ શુદ્ધ આત્મતત્ત્વનું દર્શન કરે છે, અનુભવ કરે છે.' આ **જીવ, અજીવ** કર્મથી બંધાયેલો છે; તેનું કારણ **પુણ્ય-પાપ** છે; પુણ્ય-પાપના આવવાનું કારણ **આસ્રવ** છે; આસ્રવ થયે **બંધ** થાય છે; આસ્રવને-નવા કર્મના આગમનને **સંવર**થી રોકી શકાય છે, જૂના કર્મોને **નિર્જરા**થી ખેરવી શકાય છે, અને એમ નિર્જરા કરતાં કરતાં સર્વ કર્મનો ક્ષય થયે, શુદ્ધ આત્મસ્વભાવરૂપ **મોક્ષ** થાય છે, કેવલ એક શુદ્ધ આત્મા જ મોક્ષરૂપ બને છે;—આવી તાત્ત્વિક પ્રતીતિ તે સમ્યગ્દૃષ્ટિ પુરુષને ઉપજે છે. આમ દેહાદિ સમસ્ત પરવસ્તુથી ભિન્ન, ઉપયોગવંત ને અવિનાશી એવા શુદ્ધ આત્માનું ભેદજ્ઞાન થવું, અનુભૂતિ થવી, 'આત્મખ્યાતિ' થવી તે સમ્યગ્દર્શન છે, અને એનું બીજું નામ સમકિત છે. 'ત્રણે કાળમાં, ત્રણે લોકમાં, ×સમ્યક્ત્વ સમું પ્રાણીઓનું કંઈ શ્રેય નથી અને મિથ્યાત્વ સમું કંઈ અશ્રેય નથી.'

**સમ્યક્ત્વના લિંગ**—આ સમ્યગ્દર્શનના પાંચ લિંગ એટલે પ્રગટ ચિહ્ન છે: (૧) પ્રશમ, (૨) સંવેગ, (૩) નિર્વેદ, (૪) અનુકંપા, (૫) આસ્તિક્ય. પ્રથમ તો **પ્રશમ** એટલે કષાયનું ઉપશાંતપણું થાય, તો વિવેકવિચારનો અવકાશ થતાં **સંવેગ** એટલે માત્ર મોક્ષાભિલાષ પામે, તેથી **નિર્વેદ** એટલે સંસારથી કંટાળો ઉપજે અને પછી

---

* 'चिरमिति नवतत्त्वच्छन्नमुन्नीयमानम् ,
कनकमिव निमग्नं वर्णमालाकलापे ।
अथ सततविविक्तं दृश्यतामेकरूपम्,
प्रतिपदमिदमात्मज्योतिरुद्योतमानम् ॥"
મહર્ષિ શ્રી અમૃતચંદ્રાચાર્યજીકૃત સમયસાર કલશ.

× "न सम्यक्त्वसमं किंचित्त्रैकाल्ये त्रिजगत्यपि ।
श्रेयोऽश्रेयश्च मिथ्यात्वसमं नान्यत्तनूभृताम् ॥"—શ્રી સમંતભદ્રાચાર્યજી.

સ્વદયા–પરદયારૂપ **અનુકંપા** આવે. આ ચાર ગુણ જ્યારે જીવમાં પરિણમે ત્યારે પાંચમો **આસ્તિક્ય** ગુણ પામવાની યોગ્યતા–પાત્રતા તેનામાં પ્રગટે. (આમ સુલટા અનુક્રમે છે).

" કષાયની ઉપશાંતતા, માત્ર મોક્ષ અભિલાષ;
ભવે ખેદ પ્રાણી દયા, ત્યાં આત્માર્થનિવાસ.
દશા ન એવી જ્યાં લગી, જીવ લહે નહિં જોગ;
મોક્ષમાર્ગ પામે નહિં, મટે ન અંતર રોગ. "—**શ્રી આત્મસિદ્ધિ.**

અથવા ઉલટા ક્રમે **આસ્તિક્ય** એટલે જીવાજીવ આદિ તત્ત્વના અસ્તિત્વની–હોવાપણાની આસ્થા–અંતર્પ્રતીતિ ઉપજે, સ્વરૂપ જાણે, તો **અનુકંપા** ઉપજે; આ જીવાદિ જાણી તેને અનુસરતો કંપ આત્મામાં થાય, એટલે સ્વદયા–પોતાના આત્માની અનુકંપા ઉપજે કે–અરે! હું અત્યાર સુધી આ પરવસ્તુના સંસર્ગથી પરવસ્તુમાં રમ્યો! તે રમવા યોગ્ય ન્હોતું! એવો ક્ષોભ–કંપ આત્મામાં થાય તે અનુકંપા. જેમકે–

" હું છોડી નિજરૂપ રમ્યો પર પુદ્ગલે,
ઝીલ્યો ઊલટ આણી વિષય તૃષ્ણાજલે....વિહરમાન." **શ્રી દેવચંદ્રજી**

એવી સાચી અનુકંપા ઉપજે, એટલે **નિર્વેદ**–સંસારથી અત્યંત કંટાળો આવી જાય. 'આ કાજળની કોટડી જેવા સંસારમાં મ્હારે હવે એક ક્ષણ પણ આત્મભાવે રહેવું નથી,' એમ સંસારથી તે ઉભગે. અને આવો નિર્વેદ–કંટાળો ઉપજતાં **સંવેગ** એટલે મોક્ષનો તીવ્રવેગી અભિલાષ ઉપજે; આ સંસારબંધનથી હું ક્યારે છૂટું એવી શુદ્ધ ભાવના ભાવતો તે દૃઢ મુમુક્ષુ બને. અને તેના પરિણામે **પ્રશમ** પ્રગટે, વિષય–કષાયનું પ્રશાંતપણું થાય, પરભાવથી વિરતિ થાય, વીતરાગતા આવે અને તેનો આત્મા સ્વસ્વરૂપમાં શમાઈ જાય.

—**શ્રી યોગદૃષ્ટિસમુચ્ચય વિવેચન**માંથી (સ્વરચિત) પૃ. ૩૯–૪૨.

"અનંત કાળથી જે જ્ઞાન ભવહેતુ થતું હતું, તે જ્ઞાનને એક સમય માત્રમાં જાત્યંતર કરી જેણે ભવનિવૃત્તિરૂપ કર્યું, તે કલ્યાણમૂર્ત્તિ સમ્યગ્દર્શનને નમસ્કાર."

—**શ્રીમદ્ રાજચંદ્રજી.**



આ ઉક્ત સ્વરૂપવાળું અભયાદિ પંચક અપુનર્બંધકને જ હોય અને તે નિયમથી ઇતરેતર ફલવાળું હોય, પણ આવું ન હોય તેને તાત્વિક અભયાદિપણું ઘટતું નથી, ઈ. તત્ત્વરહસ્ય પ્રકાશે છે—

[२०] पञ्चकमप्येतदपुनर्बन्धकस्य, यथोदितस्य अस्य पुनर्बन्धके स्वरूपेणाभावात्। इतरेतरफलमेतदितिनियमः, अनीदृशस्य तत्त्वायोगात्। न ह्यचक्षुष्फलमभयं, चक्षुर्वाऽमार्गफलमित्यादि।

एवं चोत्कृष्टस्थितेराग्रन्थिप्राप्तिमेते भवन्तोऽप्यसकृन्न तद्रूपतामासादयन्ति, विवक्षितफलयोग्यतावैकल्यात्॥१२४

[20]અર્થ :—આ (અભયાદિ) પંચક પણ અપુનર્બન્ધકને હોય, કારણ કે યથોદિત એવા આનો (અભયાદિનો) પુનર્બન્ધકમાં સ્વરૂપથી અભાવ છે, માટે.

આ (પંચક) ઇતરેતર ફલવાળું છે એવો નિયમ છે,—અનીદૃશના તત્ત્વઅયોગને લીધે. કારણ કે અચક્ષુફલવાળું અભય નથી, વા ચક્ષુ અ-માર્ગફલવાળું નથી, ઇત્યાદિ.

અને એમ ઉત્કૃષ્ટ સ્થિતિથી માંડી ગ્રંથિપ્રાપ્તિ પર્યંત આ અનેકવાર હોતાં છતાં તદ્રૂપતા પામતા નથી,—વિવક્ષિત ફલયોગ્યતાના વૈકલ્યને લીધે.[124]

## વિવેચન

"ભવ અનંતમાં દરશન દીઠું, પ્રભુ એહવા દેખાડેજી;
વિકટ ગ્રંથ જે પોળ પોળિયો, કર્મવિવર ઉઘાડેજી....સેવો ભવિયાં વિમલ જિણેસર."
શ્રી યશોવિજયજી.

આ બોધિની વાત તો દૂર રહો, પણ 'पञ्चकमप्येतदपुनर्बन्धकस्य' '**આ પંચક (અભયાદિ) પણ અપુનર્બન્ધકને હોય.**' આ અભય, ચક્ષુ, માર્ગ, શરણ અને બોધિ એ પંચક પણ, જે મોહનીયાદિ કર્મની ઉત્કૃષ્ટ સ્થિતિ પુનઃ—ફરીને બાંધતો નથી એવા હળુકર્મી 'પાપ તીવ્રભાવથી નથી કરતો' ઇત્યાદિ ઉક્ત લક્ષણવાળા અને ભવાભિનંદીના દોષથી વિપરીત ગુણવાળા એવા મુમુક્ષુ અપુનર્બન્ધકને હોય. કારણ કે યથોદિત એવા આનો (પંચકનો) પુનર્બન્ધકમાં સ્વરૂપથી અભાવ છે, માટે.

**આ અભયાદિ પંચક અપુનર્બંધકને જ હોય**

---

पञ्जिका—पञ्चकमपि—અભય-ચક્ષુ આદિરૂપ પંચક પણ,—પ્રસ્તુત બોધિની વાત તો દૂર રહો, एतद्—આ, અનન્તરોક્ત, अपुनर्बन्धकस्य—ઉક્ત લક્ષણવાળા અપુનર્બન્ધકને, કયા કારણથી? તે માટે કહ્યું—यथोदितस्य—યથોદિત, ઉક્ત નિર્વચનવાળા, अस्य—આના, પંચકના, पुनर्बन्धके—વિલક્ષણ એવા પુનર્બન્ધકમાં, स्वरूपेण—સ્વરૂપથી, સ્વસ્વભાવથી, अभावात्—અભાવને લીધે. આ જ હેતુની સિદ્ધિ અર્થે કહ્યું:—अनीदृशस्य—અનીદૃશના (આવા ન હોય તેના), ઇતરેતર અફલ એવા પંચકના, तत्त्वायोगात्—तत्त्वस्य—તત્ત્વના, અભયાદિ ભાવના, अयोगाद्—અયોગને લીધે, અઘટનને લીધે. એ જ ભાવે છે—

न हि—ન જ, अचक्षुष्फलं—અચક્ષુફલવાળું, नास्ति चक्षुः फलमस्य तत्तथा—ચક્ષુ ફલ આનું નથી તે તથા, अभयं—અભય, चक्षुः—પૂર્વોક્તરૂપ ચક્ષુ, अमार्गफलम्—અ-માર્ગફલ, માર્ગલક્ષણ ફલરહિત. આદિ શબ્દથી માર્ગ અ-શરણફલ અને શરણ અ-બોધિફલ. જો ખરેખર એમ છે, તો તેથી શું? તે માટે કહ્યું—

एवं च—અને એવી, ઇતરેતર ફલતા સતે, उत्कृष्टस्थितेः—મિથ્યાત્વાદિગત ઉત્કૃષ્ટ સ્થિતિથી, आ—પ્રારંભી, ग्रन्थिप्राप्ति—સમયસિદ્ધ ગ્રંથિસ્થાન સુધી, एते—આ, અભયાદિ, भवन्तोऽपि—હોતાં પણ, ઉપજતાં પણ, असकृद्—અનેક વાર, न—ન જ तद्रूपतां—તદ્રૂપતાને, ભાવરૂપ અભયાદિરૂપતાને, आसादयन्ति—પામતા. કયા કારણથી? તે માટે કહ્યું:—विवक्षितफलयोग्यतावैकल्यात्—વિવક્ષિત ફલની યોગ્યતાના વૈકલ્યને લીધે. विवक्षितं फलं—વિવક્ષિત ફલ-અભયનું ચક્ષુ, ચક્ષુનું માર્ગ ઇત્યાદિરૂપ, तज्जननस्वभावाभावात्—તેના જનનસ્વભાવના અભાવને લીધે.

—अस्य पुनर्वन्धके स्वरूपेणाभावात्. અર્થાત્ જે મોહનીયાદિની ઉત્કૃષ્ટ સ્થિતિ પુનઃ-ફરીને બાંધે છે એવા ગુરુકર્મી તીવ્રભાવથી પાપ કરનારા પુનર્બન્ધક જીવનું સ્વરૂપ જ એવું છે, ભારેકર્મીપણારૂપ આત્મદશા જ એવી છે કે, હળુકર્મી અપુનર્બન્ધકને જ પ્રાપ્ત થવા યોગ્ય એવા ઉક્ત સ્વરૂપવાળા આ અભયાદિની પ્રાપ્તિ તેને સંભવતી નથી.

તેમજ—'इतरेतरफलमेतदिति नियमः' 'આ (પંચક) ઇતરેતર ફલવાળું છે એવો નિયમ છે.' ઇતરનું-પૂર્વપૂર્વનું ઇતર-ઉત્તરોત્તર ફલ-કાર્ય છે જેનું એવું આ અભયાદિ પંચક છે એવો નિયમ છે, નિશ્ચયરૂપ વ્યવસ્થા છે. અર્થાત્ આ પંચકમાં જે આગલું આગલું છે તેનું ફલ પાછલું પાછલું છે. જેમકે-અભયનું ફલ ચક્ષુ, ચક્ષુનું ફલ માર્ગ, માર્ગનું ફલ શરણ ને શરણનું ફલ બોધિ હોય જ,—એવી નિયમરૂપ અફર વ્યવસ્થા છે.

**આવા ન હોય તેને તત્ત્વથી અભયાદિ ભાવનો અયોગ**

એમ શાને લીધે ? તોકે 'अनीदृशस्य तत्त्वायोगात्'—'અનીદૃશના તત્ત્વઅયોગને લીધે.' અનીદૃશના-આવા ન હોય એટલે કે ઇતરેતર ફલવાળા ન હોય એવા પંચકના તત્ત્વના-તત્પણાના-અભયાદિ ભાવના અયોગને લીધે, અઘટનને લીધે. અર્થાત્ અભયનું ફલ ચક્ષુ, ચક્ષુનું ફલ માર્ગ, માર્ગનું ફલ શરણ, ને શરણનું ફલ બોધિ,—એમ પૂર્વપૂર્વનું ઉત્તરઉત્તર ફલ જ્યાં નથી એવા આ અભયાદિ પંચકને અભયાદિ ભાવ જ ઘટતો નથી. 'કારણ કે અ-ચક્ષુફલવાળું અભય નથી, વા ચક્ષુ અ-માર્ગફલવાળું નથી, ઇત્યાદિ.' न हि अचक्षुष्फलमभयं ઈ. ચક્ષુફલવાળું નથી તે અભય નથી, માર્ગફલવાળું નથી તે ચક્ષુ નથી, શરણફલવાળું નથી તે માર્ગ નથી, બોધિફલવાળું નથી તે શરણ નથી. આમ પૂર્વાપર તે તે ફલ વિનાના અભયાદિ તે ભાવથી અભયાદિ જ નથી.

અને એટલા માટે જ 'એમ ઉત્કૃષ્ટ સ્થિતિથી માંડી ગ્રંથિપ્રાપ્તિ પર્યંત આ અનેકવાર હોતાં છતાં તદ્રૂપતા પામતા નથી'—'न तद्रूपतामासादयन्ति।' એમ-ઇતરેતર-

**અતાત્ત્વિક અભયાદિ અનેકવાર પ્રાપ્ત પણ નિષ્ફલ**

ફલનો નિયમ છે એટલે, મોહનીયાદિ કર્મની ઉત્કૃષ્ટ સ્થિતિથી માંડીને ગ્રંથિ પાસે આવે ત્યાંસુધીમાં આ અભયાદિ અનેકવાર હોતાં છતાં તદ્રૂપતા-ભાવરૂપ અભયાદિરૂપતાને પામતા નથી. અર્થાત્ જીવ ગ્રંથિ સુધી આવે છે ત્યાંસુધીમાં તેને અનેકવાર અભયાદિની પ્રાપ્તિ હોય છે, પણ તે અભયાદિ ભાવરૂપ નથી હોતા, તાત્ત્વિક નથી હોતા. શાને લીધે ? 'विवक्षितफलयोग्यतावैकल्यात्'—'વિવક્ષિત ફલયોગ્યતાના વૈકલ્યને લીધે;' અભયનું ફલ ચક્ષુ, ચક્ષુનું ફલ માર્ગ, માર્ગનું ફલ શરણ ને શરણનું ફલ બોધિ-એમ વિવક્ષિત ફલની યોગ્યતાના અભાવને લીધે. અર્થાત્ ઉત્તરોત્તર ફલસંકલનાની યોગ્યતાનો અભાવ છે, એટલે તે અનેકવાર પ્રાપ્ત અભયાદિ ભાવરૂપ નથી.



ફલયોગ્યતા તે ફલપ્રાપ્તિપર્યંત ક્ષયોપશમવૃદ્ધિ અને લોકોત્તર ભાવામૃતાસ્વાદરૂપા તે અપુનર્બન્ધકાદિ વિના હોય નહિં એમ હરિભદ્રજી ડિંડિમનાદથી ઉદ્‌ઘોષે છે—

[૨૧]योग्यता चाफलप्राप्तेस्तथा क्षयोपशमवृद्धिः लोकोत्तरभावामृतास्वादरूपा वैमुख्यकारिणी विषयविषाभिलाषस्य, न चेयमपुनर्बन्धकमन्तरेणेति भावनीयं।[१२५]

[૨૧]અર્થ :—અને યોગ્યતા (તે) ફલપ્રાપ્તિ પર્યંત તથાપ્રકારે ક્ષયોપશમવૃદ્ધિ છે,—લોકોત્તર ભાવામૃતઆસ્વાદરૂપા એવી જે વિષયવિષાભિલાષની વૈમુખ્યકારિણી છે; અને આ (ક્ષયોપશમવૃદ્ધિ) અપુનર્બન્ધક વિના નથી એમ ભાવનીય છે.[૧૨૫]

## વિવેચન

" વિષય કષાય જહેર ટળી, અમૃત થાયે એમ....નાથ રે;
જે પર સિદ્ધ રુચિ હુવે, તો પ્રભુ સેવા ધરી પ્રેમ....નાથ રે....નમિ નમિ. "
—શ્રી દેવચંદ્રજી.

આ ફલયોગ્યતા તે શું? તે સ્પષ્ટ કરે છે 'योग्यता चाफलप्राप्तेस्तथाक्षयोपशमवृद्धिः।' 'અને યોગ્યતા (તે) ફલપ્રાપ્તિ પર્યંત તથાપ્રકારે ક્ષયોપશમવૃદ્ધિ છે,' અભયાદિની યોગ્યતા તે ચક્ષુઆદિ ફલપ્રાપ્તિ પર્યંત તથાપ્રકારે-તેવા તેવા પ્રકારે પોતાને આવરણ કરનાર કર્મના ક્ષયોપશમની વૃદ્ધિ છે. અર્થાત્ ઉત્તરોત્તર આગળ આગળના ફલની પ્રાપ્તિ થાય ત્યાંસુધી ક્ષયોપશમની વૃદ્ધિ થયા કરે એ જ અભયાદિની યોગ્યતા છે, અને આ ક્ષયોપશમવૃદ્ધિરૂપ યોગ્યતા એ જ ઉત્તરોત્તર ચક્ષુઆદિ ફળની પ્રાપ્તિ કરાવનારી છે.

ફલપ્રાપ્તિ પર્યંત ક્ષયોપશમવૃદ્ધિ તે યોગ્યતા

આ **ક્ષયોપશમવૃદ્ધિ** કેવી છે? 'लोकोत्तरभावामृतस्वादरूपा'—'**લોકોત્તર ભાવામૃત આસ્વાદરૂપા**', લોકોત્તર ભાવરૂપ અમૃતના આસ્વાદરૂપ છે; અને એટલે જ તે 'वैमुख्यकारिणी विषयविषाभिलाषस्य' '**વિષયવિષાભિલાષની વૈમુખ્યકારિણી**' હોય છે. અર્થાત્ જેમ જેમ કર્મના આવરણ ઘટે ને ક્ષયોપશમ વધે, તેમ તેમ જીવને શમ-સંવેગ-નિર્વેદાદિ લોકોત્તર ભાવામૃતનો આસ્વાદ-અનુભવ થાય છે, અને જેમ જેમ તે લોકોત્તર ભાવામૃતનો આસ્વાદ-અનુભવ થાય છે, તેમ તેમ તેને વિષયવિષની વાંચ્છાનું વિમુખપણું વર્તે છે. "ચાખ્યો રે જેણે અમી લવ લેશ, બાકસ બુકસ તસ ન

पञ्जिका—યોગ્યતા જ કહે છે:—योग्यता च—અને પૂર્વે ઉપન્યસ્ત એવી અભયાદિની યોગ્યતા, आफलप्राप्तेः—ચક્ષુઆદિ ફલપ્રાપ્તિ પર્યંત, तथा—તથાપ્રકારે, ફલાનુકૂળ એવી क्षयोपशमवृद्धिः—સ્વઆવારક કર્મના ક્ષયવિશેષની વૃદ્ધિ, लोकोत्तरभावामृतास्वादरूपा—લોકોત્તર ભાવામૃત આસ્વાદરૂપા; लोकोत्तरभावाः—લોકોત્તર ભાવો, વિહિત એવા ઔદાર્ય-દાક્ષિણ્યાદિ, त एव अमृतं—તે જ અમૃત-સુધા तदास्वादरूपा-તેની આસ્વાદરૂપા. અતએવ वैमुख्यकरिणी-વિમુખતા હેતુ, विषयविषाभिलाषस्य—વિષયવિષાભિલાષની, વિપાકાર વિષયવાંચ્છારૂપની. તેથી શું? તે માટે કહ્યું—

न च—ન જ, इयम्—આ ઉક્તરૂપા ક્ષયોપશમવૃદ્ધિ, अपुनर्बन्धकं—અપુનર્બન્ધક, " पापं न तीव्रभावात् करोति " પાપ તીવ્રભાવથી નથી કરતો ઇત્યાદિ લક્ષણવાળો અપુનર્બન્ધક, अन्तरेण-વિના —અન્યના ભવબહુમાનિપણાને લીધે. તેથી શું? તે માટે કહ્યું—इति-આ, भावनीयं—ભાવવા યોગ્ય છે, કે આ પંચક પણ અપુનર્બન્ધકને હોય છે,—એમ હેતુ, સ્વરૂપ અને ફલને અપેક્ષીને વિચારણીય છે.

રુચે કિમેજી." આમ વિષયવિષનું વિમુખપણું કરાવનારી આ ક્ષયોપશમવૃદ્ધિ લોકોત્તર ભાવામૃતના આસ્વાદરૂપ છે.

અને 'न चेयमपुनर्वन्धकमन्तरेणेति भावनीयं।' 'આ અપુનર્બન્ધક વિના નથી એમ ભાવનીય છે,' આ ક્ષયોપશમવૃદ્ધિ હળુકર્મી એવા સાચા મુમુક્ષુ આત્માર્થી **અપુનર્બન્ધક** વિના નથી જ હોતી, કારણ કે ભારેકર્મી એવા અન્યને-પુનર્બન્ધકને ભવબહુમાનિપણું-ભવાભિનંદીપણું વર્તે છે, એમ ભાવન કરવા યોગ્ય છે. આમ ઉત્તરોત્તર ક્ષયોપશમવૃદ્ધિરૂપ યોગ્યતા ને તે યોગ્યતાથી પ્રાપ્ત થતી અભય-ચક્ષુઆદિ ફલપ્રાપ્તિ અપુનર્બન્ધકને જ હોય છે, એટલે આ અભયાદિ પંચકનું પાત્ર અપુનર્બન્ધક જ છે એમ સિદ્ધ થયું.

આ અંગે અન્ય મુમુક્ષુઓનો સંવાદ દર્શાવતું ભગવદ્ ગોપેન્દ્રનું વચન અવતારે છે—

[२२]इष्यते चैतदपरैरपि मुमुक्षुभिः। यथोक्तं भगवद्गोपेन्द्रेण—

"निवृत्ताधिकारायां प्रकृतौ धृतिः श्रद्धा सुखा विविदिषा विज्ञप्तिरिति तत्त्वधर्म्मयोनयः, नानिवृत्ताधिकारायां, भवन्तीनामपि तद्रूपताऽयोगादिति।"[१२६]

[२२]અર્થ :—અને આ અપર મુમુક્ષુઓથી પણ માનવામાં આવ્યું છે. જેમ ભગવદ્ ગોપેન્દ્રે કહ્યું છે—

"નિવૃત્તઅધિકારવાળી પ્રકૃતિ સતે ધૃતિ, શ્રદ્ધા, સુખા, વિવિદિષા, વિજ્ઞપ્તિ એ તત્ત્વધર્મયોનિઓ હોય છે,—નહિં કે અનિવૃત્તઅધિકારવાળી સતે,—કારણ કે થતી એવીઓને પણ તદ્રૂપતાનો અયોગ છે માટે."[૧૨૬]

---

पञ्जिका—પર મતના સંવાદથી પણ કહ્યું:—इष्यते चैतद्—અને આ અભયાદિક ઇષ્ટ માનવામાં આવે છે, अपरैरपि—અપરોથી પણ, જૈનવ્યતિરિક્ત મુમુક્ષુઓથી. કેવી રીતે? તે માટે કહ્યું—यथोक्तं—જેમ કહેવામાં આવ્યું છે, भगवद्गोपेन्द्रेण—ભગવત્ ગોપેન્દ્રથી, 'ગોપેન્દ્ર' નામના ભગવત્ પરિવ્રાજકથી ઉક્ત જ દર્શાવે છે:—निवृत्ताधिकारायां—નિવૃત્તઅધિકારવાળી, પુરુષાભિભવ લક્ષણ સ્વવ્યાપાર વ્યાવૃત્ત થયેલી, प्रकृतौ—સત્ત્વ-રજસ્-તમોલક્ષણ પ્રકૃતિ સતે, જ્ઞાનાવરણાદિ કર્મ સતે એમ અર્થ છે, धृतिः श्रद्धा सुखा विविदिषा विज्ञप्तिः इति—ધૃતિ, શ્રદ્ધા, સુખા, વિવિદિષા, વિજ્ઞપ્તિ એમ આ યથાક્રમે અભયાદિ અપર નામ, तत्त्वधर्म्मयोनयः—તત્ત્વધર્મયોનિઓ, પારમાર્થિક કુશલના ઉત્પત્તિસ્થાનો હોય છે. વ્યવચ્છેદ કહ્યું—

नानिवृत्ताधिकारायां—નહિં કે અનિવૃત્તઅધિકારવાળી, પ્રકૃતિ સતે એમ સમજાય છે. કયા કારણથી? તે માટે કહ્યું—भवन्तीनामपि—કોઈ પણ હેતુ થકી થતી એવી પણ ધૃતિ આદિ ધર્મયોનિયોને,—પ્રકૃતિના અનિવૃત્તાધિકારીપણાએ કરીને, तद्रूपताऽयोगात्—તદ્રૂપતાના અયોગને લીધે, તાત્ત્વિક ધૃતિઆદિ સ્વભાવના અભાવને લીધે. इति—એ પર ઉક્તિની સમાપ્તિ અર્થે છે.

## વિવેચન

"મોહાદિની ઘૂમિ અનાદિની ઉતરે હો લાલ.
અમલ અખંડ અલિપ્ત સ્વભાવ જ સાંભરે હો લાલ. દીઠો સુવિધિ જિણંદ."
**શ્રી દેવચંદ્રજી.**

અને આ જે ઉપર કહેવામાં આવ્યું તે 'આ અપર મુમુક્ષુઓથી પણ માનવામાં આવ્યું છે,' જૈનેતર મુમુક્ષુઓથી પણ સંમત કરવામાં આવ્યું છે. જેમ ભગવદ્ 'ગોપેન્દ્ર' નામના પરિવ્રાજકે કહ્યું છે—निवृत्ताधिकारायां प्रकृतौ—'નિવૃત્ત-અધિકારવાળી પ્રકૃતિ સતે ધૃતિ, શ્રદ્ધા, સુખા, વિવિદિષા, વિજ્ઞપ્તિ એ તત્ત્વધર્મયોનિઓ હોય છે', धृतिः श्रद्धा सुखा विविदिषा विज्ञप्तिरिति तत्त्वधर्मयोनयः,–નહિ કે અનિવૃત્તઅધિકારવાળી સતે, न अनिवृत्ताधिकारायां. અર્થાત્ સત્ત્વ–રજસ્–તમો લક્ષણા પ્રકૃતિ જ્યારે નિવૃત્તઅધિકારવાળી હોય, એટલે કે પુરુષના અભિભવરૂપ સ્વવ્યાપારથી વ્યાવૃત્ત થાય, પુરુષને દબાવવારૂપ અધિકારથી પાછી વળે, ત્યારે ધૃતિ આદિ તત્ત્વધર્મયોનિઓ–પારમાર્થિકધર્મના ઉત્પત્તિસ્થાનો હોય; પણ તે પ્રકૃતિ અનિવૃત્તઅધિકારવાળી હોય એટલે કે પુરુષના અભિભવરૂપ સ્વવ્યાપારથી વ્યાવૃત્ત ન હોય, પુરુષને દબાવવારૂપ અધિકારથી પાછી વળી ન હોય, ત્યારે તે ધૃતિઆદિ તત્ત્વધર્મયોનિઓ–પારમાર્થિકધર્મના જન્મસ્થાનો ન હોય. 'કારણ કે થતી એવીઓને પણ તદ્રૂપતાનો અયોગ છે માટે.' भवन्तीनामपि तद्रूपतायोगात्. કોઈ પણ કારણે ઉદ્ભવતી એવી તે ધૃતિઆદિ ધર્મયોનિઓને પ્રકૃતિના અનિવૃત્તાધિકારપણાએ કરીને તદ્રૂપતાનો—તાત્ત્વિક ધૃતિઆદિ સ્વભાવપણાનો અભાવ હોય છે, માટે.

**નિવૃત્તાધિકાર પ્રકૃતિ સતે ધૃતિઆદિ તત્ત્વધર્મયોનિઓ**

તાત્પર્ય કે–જ્યાંલગી પુરુષને દબાવતી પ્રકૃતિનું જોર ઓછું થયું નથી, એટલે કે જૈનપરિભાષા પ્રમાણે જ્ઞાનાવરણાદિ કર્મનો તથારૂપ ક્ષયોપશમ ઉપજ્યો નથી, ત્યાંલગી ઉપજતા ધૃતિઆદિ એટલે કે અભયઆદિ તાત્ત્વિક નહિં હોવાથી તત્ત્વધર્મ–પરમાર્થધર્મના ઉદ્ભવ-સ્થાન હોતા નથી; પણ જ્યારે પુરુષને દબાવતી પ્રકૃતિનું જોર ઓસરે છે, એટલે કે જ્ઞાનાવરણાદિ કર્મનો વિશિષ્ટ ક્ષયોપશમ ઉપજે છે, ત્યારે ધૃતિઆદિ એટલે કે અભયઆદિ તાત્ત્વિક હોવાથી તત્ત્વધર્મ–પરમાર્થધર્મના ઉદ્ભવસ્થાન હોય છે. આમ જૈન–જૈનેતર બન્ને પરિભાષાનો ઉક્ત વસ્તુમાં સુમેળ મળે છે.



વિજ્ઞપ્તિ તે જ બોધિ અને તેની પ્રાપ્તિ ભગવંતો થકી જ હોય છે, એટલે ભગવંતો જ બોધિદ છે, એમ તાત્પર્ય દર્શાવે છે—

[२२]विज्ञप्तिश्च बोधिः प्रशमादिलक्षणाभेदात्। एतत्प्राप्तिश्च यथोक्तप्रपञ्चतो भगवद्भ्य एवेति बोधिं ददतीति बोधिदाः ॥१९॥[१२७]

[23]અર્થ :—અને વિજ્ઞપ્તિ તે બોધિ છે,—પ્રશમાદિ લક્ષણના અભેદને લીધે; અને એની પ્રાપ્તિ યથોક્ત પ્રપંચથી ભગવંતો થકી જ છે, એટલે બોધિ દીએ છે તે બોધિદો. ॥૧૯॥[127]

## વિવેચન

"દર્શન દીઠે જિનતણો રે, સંશય ન રહે વેધ;
દિનકર કરભર પસરતાં રે, અંધકાર પ્રતિષેધ....વિમલ જિન દીઠા લોયણ આજ."
— શ્રી આનંદઘનજી

અને ઉપરમાં જૈન-જૈનેતર પરિભાષાનો સુમેળ બતાવ્યો, તેમાં 'विज्ञप्तिश्च बोधिः प्रशमादिलक्षणाभेदात्।' 'વિજ્ઞપ્તિ તે બોધિ છે,—પ્રશમાદિ લક્ષણના અભેદને લીધે.' જૈનેતરો જેને વિજ્ઞપ્તિ કહે છે, તેને જૈનો બોધિ કહે છે, એટલે વિજ્ઞપ્તિ તે જ બોધિ છે, કારણ કે જે પ્રશમાદિ વિજ્ઞપ્તિના લક્ષણ છે તે જ બોધિના લક્ષણ છે, એટલે ભેદ નથી.

'અને એની પ્રાપ્તિ યથોક્ત પ્રપંચથી ભગવંતો થકી જ છે, એટલે બોધિ દીએ છે તે બોધિદો. 'बोधिं ददतीति बोधिदाः'. અને ઉક્ત સ્વરૂપવાળી બોધિની પ્રાપ્તિ અગાઉ વિસ્તારથી કહ્યા મુજબ ગુણપ્રકર્ષરૂપપણા આદિ ચાર કારણોથી ભગવંતો થકી જ હોય છે, એટલે આમ આ ભગવંતો બોધિ દેનારા હોવાથી બોધિદ છે.

"તુજ દરિશણ મુજ વાલહું રે લાલ, દરિશણ શુદ્ધ પવિત્ત રે;
દરિશન શબ્દનયે કરે રે લાલ. સંગ્રહ એવંભૂત રે. પદ્મપ્રભ."....શ્રી દેવચંદ્રજી

॥ इति बोधिदाः ॥ १९ ॥



એમ અભયદાનાદિ થકી ઉપયોગસંપદની હેતુસંપદ કહી, એમ આચાર્યજી આ અધિકારનો ઉપસંહાર કરે છે—

[24]एवमभयदानचक्षुर्दानमार्गदानशरणदानबोधिदानेभ्य एव यथोदितोपयोगसिद्धे-रुपयोगसम्पद एव हेतुसम्पदिति ॥५॥[128]

[24]અર્થ :—એમ અભયદાન, ચક્ષુર્દાન, માર્ગદાન, શરણદાન, બોધિદાન થકી જ યથો-દિત ઉપયોગસિદ્ધિને લીધે ઉપયોગસંપદની જ હેતુસંપદ. ॥૫॥[128]

## વિવેચન

"તું ગતિ તું મતિ આશરો, તું આલંબન મુજ પ્યારો રે;
વાચક યશ કહે માહરે, તું જીવ જીવન આધારો રે....ગિરૂઆ રે ગુણ તુમતણા."
— શ્રી યશોવિજયજી

पञ्जिका—એમ પણ શું ? તે માટે કહ્યું:—विज्ञप्तिश्च—અને વિજ્ઞપ્તિ, પંચમી ધર્મયોનિ, बोधिः—જિનોક્ત ધર્મપ્રાપ્તિ. કયા કારણથી ? તે માટે કહ્યું—प्रशमादिलक्षणाभेदात्—પ્રશમાદિ લક્ષણના અભેદને લીધે. પ્રશમ-સંવેગાદિ લક્ષણો થકી અભેદને લીધે, વિજ્ઞપ્તિથી અવ્યતિરેકને લીધે.

બીજા જીવોને ઉપયોગી–ઉપકાર કરનારી એવી જે લોકનાથપણા, લોકહિતપણા, લોકપ્રદીપપણા આદિરૂપ ઉપયોગસંપદ્ કહી, તેની સિદ્ધિ અભયદાન, ચક્ષુર્દાન, શરણદાન અને બોધિદાન થકી જ હોય છે, એટલે એમ ઉપયોગસંપદ્‌ની જ કારણતા દર્શાવનારી હેતુસંપદ્ કહી.

"જગતવત્સલ મહાવીર પ્રભુ સાંભળી, ચિત્ત પ્રભુચરણને શરણ વાસ્યો,
તારજો બાપજી! બિરુદ નિજ રાખવા, દાસની સેવના રખે જોશો....
તાર હો તાર પ્રભુ! મુજ સેવક ભણી, જગતમાં એટલું સુજશ લીજે."
— શ્રી દેવચંદ્રજી

॥ इति उपयोगसम्पद एव हेतुसम्पद् ॥ ५ ॥



# ષષ્ઠ અધિકાર
# સ્તોતવ્યસંપદની જ
# વિશેષથી ઉપયોગસંપદ્

—— ० ——

## ૨૦. ધર્મદ

## 'ધર્મદેભ્યઃ' પદ વ્યાખ્યાન

હવે આચાર્યજી 'ધર્મદ' આદિ સૂત્રપંચકના ઉપન્યાસનું પ્રયોજન દાખવે છે—

[૧] सद्देशनायोग्यताविधाय्यनुग्रहसम्पादनादिना तात्त्विकधर्म्मदातृत्वादिप्रकारेण परम-शास्तृत्वसम्पत्समन्विता भगवन्त इति न्यायतः प्रतिपादयन्नाह—

'धम्मदयाणं'

इत्यादि सूत्रपञ्चकम्। [१२९]

[૧] અર્થ:—સદ્દેશનાની યોગ્યતા કરનારા અનુગ્રહસંપાદનાદિ વડે તાત્ત્વિક ધર્મદાતૃત્વ આદિ પ્રકારથી પરમ શાસ્તૃત્વસંપદ્ સમન્વિત એવા ભગવંતો છે, એમ ન્યાયથી પ્રતિપાદન કરતાં કહ્યું—

'ધર્મદાને'

ઇત્યાદિ સૂત્રપંચક. [૧૨૯]

### વિવેચન

"તેણે નિર્યામક માહણો રે, વૈદ્ય ગોપ આધાર;
દેવચંદ્ર સુખસાગરુરે, ભાવધરમ દાતાર....અજિત જિન!"—શ્રી દેવચંદ્રજી.

---

पञ्जिका:—सद्देशना ઇત્યાદિ. આ અત્ર હૃદય છેઃ—सद्देशनायाः—સદ્દેશનાના, योग्यताविधायिनो—યોગ્યતાવિધાયિ, अनुग्रहस्य—સ્વવિષય બહુમાનલક્ષણ અનુગ્રહના, पूर्वं सम्पादनेन—સંપાદન વડે, आदि—આદિ શબ્દથી તે પછી સદ્દેશના થકી જે तात्त्विकधर्मस्य दातृत्वं—તાત્ત્વિક ધર્મનું દાતૃત્વ, आदि—આદિ શબ્દથી પરિપાલન, तेन—તે વડે, परमया—પરમ ભાવરૂપા, शास्तृत्वसम्पदा—ધર્મચક્રવર્તિત્વરૂપ શાસ્તૃત્વસમ્પદ્‌થી, समन्विताः—સંગત, યુક્ત, भगवन्तः—ભગવંતો, એમ યથાક્રમ સૂત્રપંચકથી પ્રતિપાદન કરતાં કહ્યું—'धम्मदयाणं' ઇત્યાદિ સૂત્રપંચક.

અને 'परमशास्तृत्वसम्पत्समन्विता भगवन्तः।' આ ભગવંતો **પરમ શાસ્તૃત્વ-સંપત્ સમન્વિત છે,** અર્થાત્ ઉત્કૃષ્ટ શાસ્તાપણાની-શાસકપણાની-પરમેશ્વરપણાની સંપતથી-આત્મલક્ષ્મીથી યુક્ત છે, એમ ન્યાયથી પ્રતિપાદન કરતાં 'धम्मदयाणं'-धर्मदेभ्यः-**ધર્મદોને** આદિ સૂત્રપંચક કહ્યું. આ શાસ્તૃત્વસંપદ્ કેવા પ્રકારે છે? તે માટે કહ્યું-'तात्त्विकधर्मदातृत्वादिप्रकारेण'—**તાત્ત્વિક ધર્મદાતૃત્વ આદિ પ્રકારથી** તાત્ત્વિક-પારમાર્થિક ધર્મદાતૃત્વ-ધર્મપરિપાલન આદિ પ્રકારે. આ દાતૃત્વ આદિ પણ શા વડે? તો કે-'સદ્દેશનાની યોગ્યતા કરનારા અનુગ્રહસંપાદનાદિ વડે,'—सद्देशनायोग्यताविधाय्यनुग्रहसम्पादनादिना; સદ્દેશનાની-સદુપદેશશ્રવણની યોગ્યતા ઉપજાવનારા અનુગ્રહના-કૃપાપ્રસાદના સંપાદન આદિ વડે. આમ સદ્દેશનાની યોગ્યતા ઉપજાવનારો અનુગ્રહ આ ભગવંતો કરે છે, તે વડે કરીને તેઓનું તાત્ત્વિક ધર્મદાતૃત્વ આદિ હોય છે, અને આ તાત્ત્વિક ધર્મદાતૃત્વ આદિ પ્રકારે જ તેઓની 'ધર્મચક્રવર્તિપણારૂપ' પરમ શાસ્તૃત્વસંપદ્ છે.

પરમ શાસ્તૃત્વસંપદ્ સમન્વિત ભગવન્તો

તાત્પર્ય કે-ધર્મદેશનાની યોગ્યતા હોય તો જ ધર્મનું દાન થઈ શકે, અને ધર્મદેશનાની યોગ્યતા પણ આ શાસ્તાના અનુગ્રહ થકી જ-કૃપાપ્રસાદ થકી જ આવી શકે. અત્રે ભગવંત પ્રત્યે બહુમાન ઉપજવું એ જ એનો અનુગ્રહ છે, અને અગાઉ કહ્યું હતું તેમ ભવવૈરાગ્ય તે જ અર્થથી ભગવંત પ્રત્યેનું બહુમાન છે. એટલે સાચો અંતરંગ ભવવૈરાગ્ય એ જ ભગવંતનું બહુમાન હોવાથી તેનો અનુગ્રહ છે, અને આ ભગવદ્બહુમાન-જન્ય અનુગ્રહથકી જ સદ્દેશનાની યોગ્યતા ઉપજે છે. આમ સદ્દેશનાની યોગ્યતા ઉપજે ત્યારે જ તે પાત્ર જીવ ભગવંતના તાત્ત્વિક-પરમાર્થસત્ ધર્મના દાનને યોગ્ય બને, અને ત્યારે જ ભગવંતનું તાત્ત્વિક ધર્મદાતૃપણું આદિ પ્રકાર હોય. આવા તાત્ત્વિક ધર્મદાતૃત્વાદિ પ્રકારથી જ ભગવંતનું શાસન છે, અને એવા પરમ પરમાર્થશાસન થકી જ ભગવંતની પરમ શાસ્તૃત્વસંપત્તિ છે. તે દર્શાવવા માટે અત્રે 'धम्मदयाणं'—धर्मदेभ्यः-**ધર્મદોને** આદિ પંચ સૂત્ર-પદોનો ઉપન્યાસ છે.

ધર્મદેશનાયોગ્યતા અને ભગવદનુગ્રહ



અહીં ધર્મ તે ચારિત્રધર્મ અને તેના શ્રાવકધર્મ ને સાધુધર્મ એ બન્ને ભેદો મુખ્યપણે આત્મ-પરિણામરૂપ છે, ઇત્યાદિ પ્રકારે ધર્મનું તાત્ત્વિક સ્વરૂપ પ્રદર્શિત કરે છે—

[२] इह धर्म्मः चारित्रधर्मः परिगृह्यते, स च श्रावकसाधुधर्म्मभेदेन द्विधा। श्रावकधर्म्मोऽणुव्रताद्युपासकप्रतिमागतक्रियासाध्यः साधुधर्म्माभिलाषाशयरूपः आत्मपरिणामः, साधुधर्म्मः पुनः सामायिकादिगतविशुद्धक्रियाभिव्यङ्ग्यः सकलसत्त्वहिताशयाऽमृतलक्षणः स्वपरिणाम एव, क्षायोपशमिकादिभावस्वरूपत्वाद्धर्मस्य। [१३०]

[૨]અર્થ:—અહીં ધર્મ તે ચારિત્રધર્મ પરિગ્રહાય છે; અને તે શ્રાવક અને સાધુધર્મના ભેદથી બે પ્રકારનો છે. શ્રાવકધર્મ અણુવ્રતાદિ ઉપાસકપ્રતિમાગત ક્રિયાથી સાધ્ય એવો સાધુધર્માભિલાષ આશયરૂપ આત્મપરિણામ છે; સાધુધર્મ પુન: સામાયિકાદિગત વિશુદ્ધ ક્રિયાથી અભિવ્યંગ્ય (અભિવ્યક્ત-પ્રગટ થાય એવો) સકલ સત્ત્વહિત આશયરૂપ અમૃત-લક્ષણ સ્વપરિણામ જ છે,—ધર્મનું ક્ષાયોપશમિકાદિ ભાવસ્વરૂપપણું છે, માટે.[૧૩૦]

## વિવેચન

"चारित्तं खलु धम्मो धम्मो जो सो समोत्ति णिद्दिट्ठो।
मोहक्खोहविहीणो परिणामो अप्पणो हु समो ॥"

— મહર્ષિ શ્રી કુંદકુંદાચાર્યજી પ્રણીત પ્રવચનસાર

અહીં—આ સૂત્રપંચકમાં 'ધર્મ તે **ચારિત્રધર્મ** પરિગ્રહાય છે,' इह धर्मः चारित्रधर्मः—કારણ કે આગલા સૂત્રમાં 'બોધિ'પદથી સમ્યગ્દર્શન (સમ્યગ્જ્ઞાન) ધર્મનું ગ્રહણ થઈ ચૂક્યું છે, એટલે દર્શન તેવું સર્જન ને દૃષ્ટિ તેવી સૃષ્ટિ એ ન્યાયે, સમ્યગ્દર્શન–જ્ઞાનથી જેવો શુદ્ધ આત્મસ્વભાવ જાણ્યો–પ્રતીત્યો તેવો શુદ્ધ વીતરાગ આત્મસ્વભાવ ધર્મ પ્રગટે એવું આચરણ કરવારૂપ ચારિત્રધર્મ અત્રે 'ધર્મ' પદથી વિવક્ષિત છે.

ધર્મ એટલે વસ્તુનો સ્વભાવ, "वत्थुसहावो धम्मो"—એ મહા તત્ત્વગંભીર સૂત્ર પ્રમાણે આત્મવસ્તુનો સ્વભાવ તે આત્મધર્મ. જ્ઞાન–દર્શન–ચારિત્ર અથવા ટંકોત્કીર્ણ એક શુદ્ધ જ્ઞાયક ભાવ એ આત્માનો સ્વભાવ છે, માટે તેમાં વર્ત્તવું તે જ વાસ્તવિક ખરેખરો ધર્મ છે. એટલે જ શ્રી **પ્રવચનસાર**માં કહ્યું છે તેમ "ચારિત્ર એ જ ધર્મ છે, જે ધર્મ છે તે સામ્ય છે, અને જે સામ્ય છે તે મોહ–ક્ષોભ વિનાનો આત્મપરિણામ છે." આમ આત્મા પોતાના શુદ્ધ દર્શન–જ્ઞાનમય સ્વભાવમાં વર્ત્તે–સ્વસ્વરૂપમાં ચરણ કરે, તે જ ચારિત્ર છે ને તે જ ધર્મ છે. આ આત્મસ્વભાવરૂપ ચારિત્રધર્મ 'શ્રાવક અને સાધુધર્મના ભેદથી બે પ્રકારનો છે.'

વસ્તુનો સ્વભાવ તે ધર્મ

તેમાં–'શ્રાવકધર્મ તે આત્મપરિણામ છે,' आत्मपरिणामः,—પ્રત્યાખ્યાનાવરણના ક્ષયોપશમથી ઉપજતા આત્મપરિણામરૂપ છે, સમ્યગ્દૃષ્ટિ પુરુષની મંદકષાયી આત્મભાવદશારૂપ છે. આ **આત્મપરિણામ** કેવો છે? 'अणुव्रताद्युपासकप्रतिमागतक्रिया–साध्यः'—'અણુવ્રતાદિ ઉપાસકપ્રતિમાગત ક્રિયાથી સાધ્ય એવો,' –સમ્યક્ત્વમૂલ અણુવ્રતઆદિ શ્રાવકની પ્રતિમા સંબંધી ક્રિયાથી–આત્મપરિણતિમય આધ્યાત્મિક ક્રિયાથી સાધી શકાય એવો. વળી તે કેવો છે? 'साधुधर्माभिलाषाशयरूपः'—'સાધુધર્માભિલાષ આશયરૂપ,' અર્થાત્ દેશવિરતિપણે જે આત્મધર્મની સાધના કરી રહ્યો છે, તે સર્વવિરતિ સાધુધર્મ–વીતરાગ નિર્ગ્રંથ ધર્મ અમને ક્યારે પ્રાપ્ત થાય? "અપૂર્વ અવસર એવો ક્યારે આવશે? ક્યારે

આત્મપરિણામરૂપ શ્રાવકધર્મ

થઈશું બાહ્યાંતર નિર્ગ્રંથ જો ?" એવા પ્રકારે સાધુધર્મનો અભિલાષ જ્યાં ધારે છે, એવા આશયરૂપ–ચિત્તદશારૂપ આ આત્મપરિણામ હોય છે.

'આ દેશવિરતિ ધર્મનું ગ્રહણ સમ્યગ્દર્શન હોય તો જ ન્યાય્ય છે, નહિં તો નહિં; કારણ કે ઉખર ક્ષેત્રમાં નાંખેલા ધાન્યની જેમ, મિથ્યાત્વવાસિત જીવમાં વ્રતો કદી પણ ઊગી નિકળતા નથી. માટે દેશધર્મમાં સમ્યગ્દર્શન સૌથી પ્રથમ હોવું જોઈએ. પ્રશમાદિ ચિહ્નથી વ્યક્ત થતું રત્નદીપક સમું સમ્યગ્દર્શન જેના અંતરમાં પ્રગટ્યું છે, તે સમ્યગ્દૃષ્ટિ પુરુષ જ દ્રવ્યથી અને ભાવથી આ દેશવિરતિ ધર્મ અંગીકાર કરવાનો યોગ્ય અધિકારી છે. × × × (આવો સમ્યગ્દૃષ્ટિ દેશવિરતિ પુરુષ) પરભાવ–વિભાવથી યથાશક્તિ વિરામ પામતો જઈ, તે આત્મસ્વભાવ ધર્મની આંશિક સાધના કરતો–પદે પદે કરીને પણ ચારિત્રધર્મ પર્વત પર આરોહણ કરતો જાય છે.'

**શ્રી પ્રજ્ઞાવબોધ મોક્ષમાળા**, પા. ૨૯ (સ્વરચિત)

અને 'साधुधर्मः पुनः'—સાધુધર્મ પણ 'स्वपरिणाम एव'—'સ્વપરિણામ જ છે', **આત્મપરિણામ** જ છે. અર્થાત્ સાચા ભાવસાધુગુણસંપન્ન **આત્માની સાધુ દશા,** આત્માનો સાધુ ગુણભાવ જ્યાં વર્ત્તે છે, એવો આત્મપરિણામ તે જ સાધુધર્મ છે. આ આત્મપરિણામ કેવો છે ? તો કે—'सामायिकादिगतविशुद्धक्रियाभिव्यङ्ग्यः'—'સામાયિકાદિ વિશુદ્ધ ક્રિયાથી અભિવ્યંગ્ય'; સામાયિકચારિત્રથી માંડી યથાખ્યાતચારિત્ર પર્યંત વિશુદ્ધ–નિષ્કષાય ક્રિયાથી–વિશુદ્ધ આત્મપરિણામરૂપ અધ્યાત્મક્રિયાથી અભિવ્યક્ત થતો, પ્રગટતા પામતો એવો. અર્થાત્ સર્વત્ર રાગદ્વેષાદિ રહિત સમભાવ જ્યાં અખંડપણે વર્ત્તે છે, એવા સામાયિકથી માંડી, જ્યાં આત્માનો જેવો શુદ્ધ વીતરાગ સ્વભાવ આખ્યાત વા ખ્યાત છે તે પ્રગટે છે—એવા તત્ત્વરમણતારૂપ 'યથાખ્યાત' ચારિત્ર પર્યંત, ઉત્તરોત્તર વિશુદ્ધ થતી જતી નિષ્કષાય નિર્મળ આત્મપરિણતિ તે જ સાધુધર્મ છે. અને સાધુનો આ આત્મપરિણામ વળી કેવો છે ? તો કે–'सकलसत्त्वहिताशयाऽमृतलक्षणः'—'**સકલ સત્ત્વહિત આશયરૂપ અમૃત લક્ષણ.**' સકલ સત્ત્વોનું—જગજ્જીવોનું હિત હો ! એવા પ્રકારની નિર્મલ ભાવનાવાળો સત્ત્વકલ્યાણકારી આશય–ચિત્તપરિણામ જેમાં વર્ત્તે છે એવા આશયરૂપ આ આત્મપરિણામ છે; અને તે અમૃત લક્ષણ છે, શુદ્ધ આત્માર્થ ક્રિયાથી અમૃતઅનુષ્ઠાનરૂપ હોઈ, આત્માને અમૃતરૂપે પરિણમતો સતો, અમૃત પદને આપે એવો છે. જેને પંચપરમેષ્ઠિ મધ્યે ગૌરવભર્યું સ્થાન આપવામાં આવ્યું છે, એવા આ વીતરાગદશાસાધક નિર્ગ્રંથ સાધુની દશા કેવી અદ્ભુત હોય, તેનું પરમ હૃદયંગમ સ્વરૂપ "અપૂર્વ અવસર એવો ક્યારે આવશે ?" —એ પરમતત્ત્વદ્રષ્ટા **શ્રીમદ્ રાજચંદ્રજી**ના અમર કાવ્યમાં અનન્ય ભાવથી લલકારવામાં આવ્યું છે. જેમકે—

સાધુધર્મ પણ આત્મપરિણામ જ

"સર્વ ભાવથી ઔદાસન્ય વૃત્તિ કરી,
માત્ર દેહ તે સંયમ હેતુ હોય જો;

અન્ય કારણે અન્ય કશું કલ્પે નહીં,
દેહે પણ કિંચિત્ મૂર્છા નવ જોય જો....અપૂર્વ અવસર.

દર્શનમોહ વ્યતીત થઈ ઉપજ્યો બોધ જે,
દેહ ભિન્ન કેવળ ચૈતન્યનું જ્ઞાન જો;

તેથી પ્રક્ષીણ ચારિત્રમોહ વિલોકિયે,
વર્ત્તે એવું શુદ્ધ સ્વરૂપનું ધ્યાન જો....અપૂર્વ.

આત્મસ્થિરતા ત્રણ સંક્ષિપ્ત યોગની,
મુખ્યપણે તો વર્ત્તે દેહ પર્યંત જો;

ઘોર પરીષહ કે ઉપસર્ગ ભયે કરી,
આવી શકે નહીં તે સ્થિરતાનો અંત જો....અપૂર્વ.

સંયમના હેતુથી યોગ પ્રવર્ત્તના,
સ્વરૂપલક્ષે જિન આજ્ઞા આધીન જો;

તે પણ ક્ષણ ક્ષણ ઘટતી જાતી સ્થિતિમાં,
અંતે થાયે નિજ સ્વરૂપમાં લીન જો....અપૂર્વ." ઈ.

—શ્રીમદ્ રાજચંદ્રજી

આમ શ્રાવકધર્મ ને સાધુધર્મ—એ ચારિત્રધર્મના બન્ને પ્રકારો આત્મપરિણામરૂપ છે, તે તે ગુણસ્થાનને અનુરૂપ મંદકષાય–નિષ્કષાય આત્મદશારૂપ છે. અત્રે આત્મપરિણામને જ મુખ્યપણે ધર્મ શા માટે કહ્યો તેનો ખુલાસો કર્યો છે કે—

**ધર્મનું વાસ્તવિક સ્વરૂપ**

'क्षायोपशमिकादिभावस्वरूपत्वाद्धर्मस्य ।' 'ધર્મનું ક્ષાયોપશમિકાદિ ભાવસ્વરૂપપણું છે, માટે;' ક્ષાયોપશમિક–ક્ષાયિક–ઉપશમ ભાવ એ જ ધર્મનું સ્વરૂપ છે, માટે. અર્થાત્ જે જે પ્રકારે આત્મા સ્વભાવમાં–આત્મભાવમાં આવે તે ધર્મનું વાસ્તવિક સ્વરૂપ છે; એટલે ઉપશમ, ક્ષયોપશમ કે ક્ષાયિક ભાવરૂપે જે નિજ ગુણનું પ્રગટપણું છેવટે પૂર્ણ અવસ્થાને નીપજાવે છે, તે સ્વભાવરૂપ આત્મધર્મના સાધન છે, માટે તે પણ સાધનરૂપ ધર્મ છે. સમકિત ગુણથી માંડીને શૈલેશી અવસ્થા સુધી જે આત્માને અનુગત–અનુસરતા ભાવ છે, તે આત્મધર્મરૂપ સાધ્યને અવલંબતા હોઈ, સંવર–નિર્જરાના હેતુ થઈ પડી ઉપાદાન કારણને પ્રગટ કરે છે, માટે તે બધા ય ધર્મના પ્રકાર છે. આમ ઉપશમ–ક્ષયોપશમ–ક્ષાયિકભાવે આત્મા આત્માના જ્ઞાન–દર્શન સ્વભાવમાં વર્ત્તે તે વ્રત અથવા સ્વરૂપમાં ચરણરૂપ ચારિત્ર છે, અને તે જ ધર્મ છે.

"જે જે પ્રકારે આત્મા આત્મભાવ પામે તે તે પ્રકાર ધર્મના છે. આત્મા જે પ્રકારે અન્યભાવ પામે તે પ્રકાર અન્યરૂપ છે, ધર્મરૂપ નથી."

શ્રીમદ્ રાજચંદ્ર, પત્રાંક. ૩૨૯.

"ઉપશમ ભાવ હો મિશ્ર ક્ષાયિકપણે, જે નિજ ગુણ પ્રાગ્‌ભાવ;
પૂર્ણાવસ્થાને હો નીપજાવતો, સાધન ધર્મ સ્વભાવ....સ્વામી સ્વયંપ્રભને જાઉં ભામણે.
સમકિત ગુણથી હો શૈલેશી લગે, આતમ અનુગત ભાવ;
સંવર નિર્જરા હો ઉપાદાન હેતુતા, સાધ્યાલંબન દાવ....સ્વામી."—શ્રી દેવચંદ્રજી.
"જિમ નિર્મલતા રે રત્ન સ્ફટિક તણી, તેમ જ જીવ સ્વભાવ;
તે જિન વીરે રે ધર્મ પ્રકાશિઓ, પ્રબળ કષાય અભાવ.—શ્રી સીમંધર.
જે જે અંશે રે નિરુપાધિકપણું, તે તે અંશે રે ધર્મ;
સમ્યગ્‌દૃષ્ટિ ગુણઠાણા થકી, જાવ લહે શિવશર્મ."—શ્રી યશોવિજયજી.



ભગવદ્‌અનુગ્રહ વિના ધર્મ હોતો નથી ને ભગવદ્‌અનુગ્રહનું જ સર્વ ધર્મહેતુઓમાં પ્રાધાન્ય છે, એ યુક્તિથી સિદ્ધ કરી, ભગવંતનું ધર્મદાયકપણું પ્રતિષ્ઠાપિત કરે છે—

[2] नायं भगवदनुग्रहमन्तरेण, विचित्रहेतुप्रभवत्वेऽपि महानुभावतयाऽस्यैव प्राधान्यात् । भवत्येवैतदासन्नस्य भगवति बहुमानः, ततो हि सद्देशनायोग्यता, ततः पुनरयं नियोगतः इत्युभयतत्स्वभावतया तदाधिपत्यसिद्धेः, कारणे कार्योपचाराद्धर्मं ददतीति धर्मदाः ॥ २० ॥ [१३१]

[3] અર્થ:—આ (ધર્મ) ભગવતના અનુગ્રહ વિના હોતો નથી—વિચિત્ર હેતુઓ થકી ઉત્પન્ન થવાપણું છતાં મહાનુભાવતાથી આનું જ (ભગવદ્‌અનુગ્રહનું જ) પ્રાધાન્ય છે, માટે. આને (ધર્મને) આસન્નને (નિકટવર્તીને) ભગવત્ પ્રત્યે બહુમાન હોય જ છે. કારણ કે તે થકી જ સ્ફુટપણે સદ્દેશનાની યોગ્યતા હોય છે, અને તે થકી પુનઃ આ (ધર્મ) નિયોગથી હોય છે,—એમ ઉભયની તત્સ્વભાવતાથી તેના (ભગવદ્‌બહુમાનના) આધિપત્યની સિદ્ધિ છે, માટે,—કારણમાં કાર્યના ઉપચારથી, ધર્મ દીએ છે તે ધર્મદો. [૧૩૧]

---

पञ्जिका:—नायम् ઈત્યાદિ. न—ન જ, अयम्—આ, ઉક્તરૂપ ધર્મ, भगवदनुग्रहं—ભગવદ્ અનુગ્રહરૂપ સહકારી, अन्तरेण—વિના. કયા કારણથી? તે માટે કહ્યું—विचित्रहेतुप्रभवत्वेऽपि—विचित्राः—વિચિત્ર, સ્વયોગ્યતા-ગુરુસંયોગ આદિ, हेतवः—હેતુઓ, प्रभवः—જન્મસ્થાન. यस्य—તે જેનું, तद्भावस्तत्त्वं—તેનો ભાવ તે તત્વ, तस्मिन्नपि—તે સતે પણ, ધર્મની महानुभावतया—મહાનુભાવતાથી, અચિન્ત્યશક્તિતાથી, अस्यैव—આના જ, ભગવદ્‌અનુગ્રહના, હેતુઓમાં प्राधान्यात्—પ્રાધાન્યને લીધે, જ્યેષ્ઠતાથી. તે જ ભાવે છે—

भवत्येव—થાય જ છે, નથી થતો એમ નહિં, एतदासन्नस्य—આને આસન્નને, ધર્મને આસન્નને, भगवति—ભગવંતમાં, પરમ ગુરુમાં, बहुमानः—બહુમાન,—ભવનિર્વેદરૂપ, ततो—તે થકી, ભગવદ્‌બહુમાન થકી, हि:—સ્ફુટ, सद्देशनायोग्यता-सद्देशनायाः—વક્ષ્યમાણરૂપ સદ્દેશનાની, योग्यता—ઉચિતત્વ, ततः—તે થકી, સદ્દેશનાયોગ્યતા થકી; पुनरयं—પુનઃ આ, नियोगतः—નિયોગથી, અવશ્યંભાવથી, इति—એમ, પરંપરાથી, उभयतत्स्वभावतया-उभयस्य—ભગવદ્‌બહુમાન અને પ્રકૃત ધર્મલક્ષણ એ ઉભયની, तत्स्वभावतया—કાર્યકારણ સ્વભાવતાથી, तदाधिपत्यसिद्धेः-तस्य—તેની-ભગવદ્‌બહુમાનની મહાનુભાવતાથી અધિકૃત ધર્મહેતુઓમાં પ્રધાનભાવની સિદ્ધિને લીધે. कारणे—સદ્દેશનાયોગ્યતારૂપ કારણમાં, कार्यस्य—કાર્યના, ધર્મના, उपचारात्—ઉપચારથી; અધ્યારોપથી, धर्मं ददतीति धर्मदाः—'ધર્મ દીએ છે તે ધર્મદો.'

## વિવેચન

"તરસ ન આવે હો મરણ જીવન તણો. સીઝે જો દરિશણ કાજ;
દરિશણ દુર્લભ સુલભ કૃપા થકી, આનંદઘન મહારાજ!....
અભિનંદન જિન દરિશણ તરસિયે."—**શ્રી આનંદઘનજી.**

આ ધર્મના દાયક ભગવંતો શી રીતે છે? તે હવે યુક્તિથી સિદ્ધ કરે છે—'नायं भगवदनुग्रहमन्तरेण।' 'આ (ધર્મ) ભગવત્‌ના અનુગ્રહ વિના હોતો નથી.' આ જે ધર્મ—ચારિત્રધર્મ કહ્યો તે ભગવંતના અનુગ્રહરૂપ—કૃપાપ્રસાદરૂપ સહકારી વિના સંભવતો નથી. 'महानुभावतयाऽस्यैव प्राधान्यात्।' કારણ કે વિચિત્ર હેતુઓથી ઉત્પન્ન થવાપણું છતાં મહાનુભાવતાથી આનું જ (ભગવદ્‌અનુગ્રહનું જ) પ્રધાન્ય છે, માટે; સ્વયોગ્યતા, સદ્‌ગુરુયોગ આદિ વિચિત્ર—નાના પ્રકારના હેતુઓ થકી આ ધર્મનું ઉત્પન્ન થવાપણું છે, છતાં મહાનુભાવતાથી—અચિન્ત્યશક્તિયુક્ત મહાપ્રભાવપણાથી આનું જ—ભગવદ્‌અનુગ્રહનું જ સર્વ હેતુઓમાં પ્રાધાન્ય—પ્રધાનપણું—જ્યેષ્ઠપણું છે, માટે.

**ભગવદનુગ્રહ વિના ધર્મ હોતો નથી**

તે આ પ્રકારે—'भवत्येवैतदासन्नस्य भगवति बहुमान.।'—'આને (ધર્મને) આસન્નને ભગવત્‌ પ્રત્યે બહુમાન હોય જ છે.' આ ધર્મને જે આસન્ન—નિકટવર્તી વર્તે છે, જે સમીપમાં જ ધર્મને પામવાનો છે, તેને પરમગુરુ ભગવત્‌ પ્રત્યે બહુમાન—પરમાદર હોય જ છે; અને તે બહુમાન પણ ભવનિર્વેદરૂપ—ભવવૈરાગ્યરૂપ છે, કારણ કે ભવવૈરાગ્ય એ જ ભગવાન્‌ના વૈરાગ્ય-ઉપદેશનું બહુમાન્યપણું હોવાથી અર્થથી ભગવાન્‌નું બહુમાન જ છે. કારણ કે 'તે થકી જ સદ્દેશનાયોગ્યતા હોય છે;' સ્ફુટપણે આ **ભવવૈરાગ્યરૂપ ભગવદ્‌બહુમાન થકી જ સદ્દેશનાયોગ્યતા**—ભગવંતના ઉપદેશ-શ્રવણનું યોગ્યપણું હોય છે. "નોંય પૂજાદિની જો કામનારે, નોંય વ્હાલું અંતર ભવદુઃખ"—માનપૂજાદિની કામના ન હોય ને અંતરમાં ભવદુઃખ વ્હાલું ન હોય, એમ જ્યારે હોય ત્યારે જ "મૂળ મારગ સાંભળો જિનનો રે" એ **શ્રીમદ્‌ રાજચંદ્રજીએ** સંગીત કરેલા ટંકોત્કીર્ણ અમર પદમાં કહ્યા પ્રમાણે જિનમાર્ગશ્રવણનો સાચો અધિકારી બને છે. આમ ભવવૈરાગ્યરૂપ ભગવદ્‌બહુમાન થકી જ સદ્દેશનાયોગ્યતા હોય છે; અને 'તે થકી પુનઃ આ (ધર્મ) નિયોગથી હોય છે,' તે સદ્દેશનાયોગ્યતા થકી આ ધર્મ નિયોગથી—નિયમથી—અવશ્યપણે હોય છે. 'એમ ઉભયની તતસ્વભાવતાથી તેના (ભગવદ્‌બહુમાનના) આધિપત્યની સિદ્ધિ છે, માટે.' અર્થાત્‌ એમ ઉભયની એટલે ભગવદ્‌બહુમાન ને પ્રસ્તુત ધર્મ એ બન્નેની તતસ્વભાવતા—તેવા પ્રકારની કાર્યકારણ સ્વભાવતા છે, તેથી કરીને તે **ભગવદ્‌બહુમાનના જ આધિપત્યની સિદ્ધિ** એટલે કે અધિકૃત ધર્મહેતુઓમાં અધિપતિપણાની—મહાનુભાવતાથી પ્રધાનપણાની સિદ્ધિ છે,—तदाधिपत्यसिद्धेः એટલે ભગવદ્‌બહુમાન એ જ ધર્મહેતુઓમાં પ્રધાન છે એમ

**ભગવદ્‌બહુમાનનું જ ધર્મહેતુઓમાં પ્રાધાન્ય**

સિદ્ધ થયું, અને તે પણ 'કારણમાં કાર્યના ઉપચારથી'—સદ્દેશનાયોગ્યતારૂપ કારણમાં ધર્મરૂપ કાર્યના ઉપચારથી—અધ્યારોપથી સિદ્ધ થયું.

આમ આ ધર્મ ભગવદ્અનુગ્રહ થકી જ પ્રાપ્ત હોય છે, એટલા માટે 'ધર્મ દીએ તે ધર્મદો'—ધર્મના દેનારા હોવાથી ભગવંતો ધર્મદો છે.

" કારણ પદ કર્ત્તાપણે રે, કરી આરોપ અભેદ;
નિજ પદ અર્થી પ્રભુથકી રે, કરે અનેક ઉમેદ....
અજિત જિન ! તારજો દીનદયાળ. "—શ્રી દેવચંદ્રજી.

॥ इति धर्मदाः ॥ २० ॥



# ૨૧. ધર્મદેશક

# 'धर्मदेशकेभ्यः' પદ વ્યાખ્યાન

અત્રે લલિતવિસ્તરાકાર આચાર્ય શ્રી હરિભદ્રજી ભગવંતની ધર્મદેશનાનો સારભૂત વચનામૃતમય ઉત્તમ નમૂનો સંકલનાબદ્ધ સુમધુર લલિત પદોમાં ગૂંથે છે—

[४] तथा—

## 'धम्मदेसयाणं'

तत्र धर्म्मः प्रस्तुत एव, तं यथाभव्यमभिदधति, तद्यथा—

प्रदीप्तगृहोदरकल्पोऽयं भवो, निवासः शारीरादिदुःखानां । न युक्त इह विदुषः प्रमादः । यतः अतिदुर्लभेयं मानुष्यावस्था, प्रधानं परलोकसाधनं, परिणामकटवो विषयाः, विप्रयोगान्तानि सत्सङ्गतानि, पातभयातुरमविज्ञातपातमायुः ।[१३२]

[५]तदेवं व्यवस्थिते विध्यापनेऽस्य यतितव्यं । एतच्च सिद्धान्तवासनासारो धर्म्ममेघो यदि परं विध्यापयति । अतः स्वीकर्त्तव्यः सिद्धान्तः, सम्यक् सेवितव्यास्तदभिज्ञाः ।[१३३]

[६]भावनीयं मुण्डमालालुकाज्ञातं, त्यक्तव्या खल्वसदपेक्षा, भवितव्यमाज्ञाप्रधानेन, उपादेयं प्रणिधानं, पोषणीयं साधुसेवया धर्म्मशरीरं, रक्षणीयं प्रवचनमालिन्यं ।[१३४]

[७]एतञ्च विधिप्रवृत्तः सम्पादयति, अतः सर्वत्र विधिना प्रवर्त्तितव्यं सूत्रात् ।[१३५]

[૮]ज्ञातव्य आत्मभाव:, प्रवृत्तावपेक्षितव्यानि निमित्तानि, यतितव्यमसम्पन्नयोगेषु, लक्षयितव्या विस्रोतसिका, प्रतिविधेयमनागतमस्याः भयशरणाद्युदाहरणेन ।[१३६]

[९]भवत्येवं सोपक्रमकर्म्मनाश: निरुपक्रमानुबन्धव्यवच्छित्तिरित्येवं धर्म्मं देशयन्तीति धर्म्मदेशकाः ॥ २१ ॥[१३७]

[૪]અર્થ:-તથા—

## 'ધર્મદેશકોને'

[૪]તેમાં ધર્મ પ્રસ્તુત જ, તે યથાભવ્ય પ્રકાશે છે (કથે છે). જેમકે—
આ ભવ (સંસાર) પ્રદીપ્ત ગૃહોદર સમો છે, શારીરાદિ દુઃખોનો નિવાસ છે. અહીં વિદ્વાન્‌ને પ્રમાદ યુક્ત નથી. કારણ કે આ માનુષ્ય અવસ્થા અતિ દુર્લભ છે, પરલોકનું સાધન પ્રધાન છે, વિષયો પરિણામકટુ છે, સત્સંગતો વિપ્રયોગઅંતવાળા છે, પાતભયાતુર આયુ અવિજ્ઞાત પાતવાળું છે.[૧૩૨]

[૫]તેથી એમ વ્યવસ્થિત સતે આના વિધ્યાપનમાં (બૂઝવવામાં) યત્ન કરવો યોગ્ય છે; અને આને બૂઝવે તો સિદ્ધાન્તવાસનાથી સાર એવો ધર્મમેઘ જ બૂઝવે; એટલા માટે સિદ્ધાન્ત સ્વીકારવો યોગ્ય છે, તેની અભિજ્ઞાઓ (સ્મૃતિઓ) સમ્યક્ સેવવા યોગ્ય છે.[૧૩૩]

---

पञ्जिका—मुण्डमालालुकाज्ञातम् । मुण्डमाला—શિરઃસ્રગ્, आलुका—મૃન્મયી વાર્ધટિકા (પાણીની માટલી), त एव ज्ञातम्—તે જ જ્ઞાત–દૃષ્ટાંત. જેમ—

"अनित्यताकृतबुद्धिर्म्लानमाल्यो न शोचति ।
नित्यताकृतबुद्धिस्तु भग्नभाण्डोऽपि शोचति ॥"

(અર્થાત્) જેણે અનિત્યતાની બુદ્ધિ કરી છે, તે માળા મ્લાન થતાં શોચતો નથી; જેણે નિત્યતાની બુદ્ધિ કરી છે તે હાંડલું ભાંગતાં પણ શોચે છે.

सूत्र ઇત્યાદિ. सूत्राद्—સૂત્ર થકી, અરક્ત–દ્વિષ્ટ આદિ લક્ષણ નિરૂપક એવા આગમ થકી, ज्ञातव्यः—જાણવો યોગ્ય છે, સમજવો યોગ્ય છે, आत्मभाव:—આત્મભાવ, રાગાદિરૂપ આત્મપરિણામ. જેમ કહ્યું છે કે—

"भावणसुयपाठो तित्थसेवण समयं तयत्थजाणंमि ।
तत्तो य आयपेहणमइनिउण गुणदोसविक्खाए ॥"

(અર્થાત્) ભાવન, શ્રુતપાઠ, તીર્થસેવન, સમય (સિદ્ધાંત), તદર્થજ્ઞાન, અને તે થકી ગુણદોષ અપેક્ષાએ અતિનિપુણ એવું આત્મપ્રેક્ષણ.

निमित्तानि—નિમિત્તો, ઇષ્ટ–અનિષ્ટસૂચક શકુનાદિ, વા સહકારિ કારણો.
भयशरणाद्युदाहरणेन—ભય–શરણાદિ ઉદાહરણથી.

"सरणं भए उवाओ रोगे किरिया विसंमि मंतोत्ति ।"

(અર્થાત્) ભયમાં શરણ, રોગમાં ક્રિયા, અને વિષમાં મંત્ર ઉપાય છે, એમ ઉદાહરણ છે.

[૬]મુણ્ડમાલા–આલુકાનું જ્ઞાત (દૃષ્ટાંત) ભાવવા યોગ્ય છે, નિશ્ચયે કરીને અસત્ અપેક્ષાઓ ત્યજવા યોગ્ય છે, આજ્ઞાપ્રધાન થવું યોગ્ય છે, પ્રણિધાન ઉપાદેય છે, સાધુસેવાથી ધર્મશરીર પોષવા યોગ્ય છે, પ્રવચનમાલિન્ય રક્ષવા યોગ્ય છે.[૧૩૪]

[૭]અને આ વિધિપ્રવૃત્ત (હોય તે) સંપાદે છે, એથી કરીને સર્વત્ર વિધિથી સૂત્ર થકી પ્રવર્ત્તવું યોગ્ય છે.[૧૩૫]

[૮]આત્મભાવ જાણવો યોગ્ય છે, પ્રવૃત્તિમાં નિમિત્તો અપેક્ષવા યોગ્ય છે, અસમ્પન્ન યોગોમાં યત્ન કરવા યોગ્ય છે; વિસ્રોતસિકા લક્ષમાં લેવા યોગ્ય છે, આનું (વિસ્રોતસિકાનું) અનાગતપણે (આવ્યા પહેલાં) ભયશરણાદિ ઉદાહરણથી પ્રતિવિધાન કરવા યોગ્ય છે.[૧૩૬]

[૯]એમ સોપક્રમ કર્મનો નાશ (અને) નિરુપક્રમના અનુબંધની વ્યવચ્છિત્તિ હોય છે. એવા પ્રકારે ધર્મ દેશે છે તે ધર્મદેશકો. ॥ ૨૧ ॥[૧૩૭]

## વિવેચન

'ભવદવ હો પ્રભુ! ભવદવ તાપિત જીવ, તેહને હો પ્રભુ! તેહને અમૃતઘન સમીજી;
મિથ્યા હો પ્રભુ! મિથ્યા વિષની ખીવ, હરવા હો પ્રભુ! હરવા જાંગુલિ મન રમીજી....
મૂરતિ હો પ્રભુ મૂરતિ અનંત જિણંદ.— શ્રી દેવચંદ્રજી

તથા—તથાપ્રકારે જેમ પૂર્વે કહ્યું હતું તેમ અનુગ્રહસંપાદનાદિ વડે આ ભગવંતો 'ધર્મદેશકો' છે, એટલે 'धम्मदेसयाणं'—धर्मदेशकेभ्यः એ સૂત્રપદનું વ્યાખ્યાન અત્ર કર્યું છે. અત્રે 'ધર્મ પ્રસ્તુત જ, તે યથાભવ્ય પ્રકાશે છે'; અર્થાત્ જે

ધર્મદેશના

પૂર્વે કહ્યો હતો તે જ પ્રસ્તુત શ્રાવક–સાધુધર્મભેદથી આત્મપરિણામરૂપ ચારિત્રધર્મ; તે યથાભવ્ય—જેવો જેવો ભવ્ય–યોગ્ય પાત્ર જીવ તેવો તેવો જ તેને યોગ્ય ધર્મ પ્રકાશે છે, ઉપદેશે છે. ભગવંતોની આ ધર્મદેશના કેવા પ્રકારની હોય છે, તેનો સારસંદોહરૂપ ઉત્તમ નમૂનો અત્રે લઘુ પણ મહાઅર્થગુરુ મહાસૂત્રોરૂપ સુમધુર લલિત પદોમાં રજૂ કરી, આ યથાર્થનામા 'લલિતવિસ્તરા'ના કર્ત્તા પુરુષે અર્થગૌરવયુક્ત પદલાલિત્યનો પરિચય કરાવ્યો છે. તે અદ્ભુત અર્થસંકલનાવાળી ધર્મદેશના આ પ્રકારે—

'प्रदीप्तगृहोदरकल्पोऽयं भवः ।'

'આ ભવ (સંસાર) પ્રદીપ્ત ગૃહોદર સમો છે,' આ સંસાર આગ લાગેલા ઘરના અંદરના ભાગ જેવો છે. કારણ કે તે 'निवासः शारीरादिदुःखानां' 'શારીરાદિ દુઃખોનો

**પ્રદીપ્ત ગૃહોદર સમો ભવ**

નિવાસ છે', શારીરિક–માનસિક દુઃખોનો, આધિ–વ્યાધિ–ઉપાધિરૂપ ત્રિવિધ તાપોનો નિવાસ છે. એટલે 'न युक्त इह विदुषः प्रमादः।' '**અહીં વિદ્વાન્‌ને પ્રમાદ યુક્ત નથી.**' આગ લાગેલા ઘરમાં રહેલો મનુષ્ય બહાર નીકળવાની જરા પણ ઢીલ કરે તો માર્યો જાય, માટે તેને જેમ પ્રમાદ–આલસ્ય યુક્ત નથી; તેમ આ આગ લાગેલા ભવગૃહમાં વસતા વિદ્વાન્‌ને–સમજદારને લેશ પણ પ્રમાદ યુક્ત નથી, ઘટતો નથી.

કારણ કે 'अति दुर्लभेयं मानुष्यावस्था।' '**આ માનુષ્ય અવસ્થા અતિ દુર્લભ છે,**' બીજા બધા દેહ કરતાં ઉત્તમ એવો આ મનુષ્ય દેહ મોટા પુણ્યરાશિથી પ્રાપ્ત થયો છે, "બહુ પુણ્ય કેરા પુંજથી શુભ દેહ માનવનો મળ્યો," તે વિષયકષાયાદિ પ્રમાદમાં જો એળે ગુમાવ્યો તો દશ દૃષ્ટાંતના ભાવ પ્રમાણે પુનઃ અતિદુર્લભ મનુષ્યપણું પ્રાપ્ત થવો અતિદુર્લભ છે. માટે 'प्रधानं परलोकसाधनं'–**પરલોકનું સાધન પ્રધાન છે.**' અન્ય કોઈ દેહમાં પૂર્ણ સદ્‌વિવેકનો ઉદય થઈ મોક્ષપ્રાપ્તિ થઈ શકતી નથી, માત્ર માનવ દેહમાં જ થઈ શકે છે, એમ જાણી આત્માર્થ કાર્ય વડે જેટલું બને તેટલું આત્મશ્રેય સત્વર હાંસલ કરી પરલોકનું સાધન કરી લેવું એ જ પ્રધાન છે; આમ પરલોકપ્રધાન યોગસાધનમાં જ આ અમૂલ્ય મનુષ્ય દેહનો ઉપયોગ કરવા યોગ્ય છે,–નહિં કે ભોગસાધનમાં.

કારણ કે 'परिणामकटवो विषयाः'–**વિષયો પરિણામકટુ છે;** વિષયો કિંપાક ફળની પેઠે પ્રથમ મીઠાં લાગે, પણ પરિણામે દારુણ વિપાક દેનારા હોવાથી કટુ–કડવા છે. માટે તેમાં પ્રતિબન્ધ કરવો યોગ્ય નથી. તેમજ—'विप्रयोगान्तानि सत्सङ्गतानि'–'**સત્‌સંગતો વિપ્રયોગ અંતવાળા છે.**' પ્રેમાળ સ્વજનાદિના સુંદર સંયોગો વિયોગ–અંતવાળા છે, સંયોગ અંતે વિયોગ છે, માટે તે સ્વજનાદિ સંયોગમાં પણ પ્રતિબંધ કરવા યોગ્ય નથી.

કારણ કે 'पातभयातुरमविज्ञातपातमायुः।' '**પાતભયાતુર આયુ અવિજ્ઞાત પાતવાળું છે.**' પડ્યું કે પડશે એમ પડી જવાના ભયથી ભરેલું એવું આયુ અવિજ્ઞાત પાતવાળું છે, "ઉભો છે શિકારી યમ ધનુમહિં સાંધી શરને" એમ કાળની તલવાર સદા માથા પર લટકતી હોવાથી ક્યારે પડશે તેની ખબર પડે એવું નથી.

ઉભો છે શિકારી યમ ધનુ મહિં સાંધી શરને,
લીધો કાં લેશે કાં થતી ચટપટી સર્વ જનને;
નથી દેતો કોને ખબર નિજના આગમનના,
ધસી ઓચિંતો તે ઝટ ઝડપતો જાન જનના.—(ડૉ. ભગવાનદાસ,–સ્વરચિત.)

તેથી 'एवं व्यवस्थिते विध्यापनेऽस्य यतितव्यं।' '**એમ વ્યવસ્થિત સતે આના વિધ્યાપનમાં** (બૂઝવવામાં) **યત્ન કરવો યોગ્ય છે.**' એમ ઉપરમાં કહી તેવી વ્યવસ્થિતિ છે, એટલે આગ લાગેલા ઘરની આગ બૂઝવવાને જેમ વગર ઢીલે—વિના પ્રમાદે લાગી જવું જોઈએ, તેમ આ આગ લાગેલા ભવઘરની આગ બૂઝવવા વગર વિલંબે વિના પ્રમાદે શીઘ્ર યત્ન કરવો યોગ્ય છે.

અને 'एतच्च सिद्धान्तवासनासारो धर्म्ममेघो यदि परं विध्यापयति।' આ વિશાલ ભવગૃહને લાગેલી આગ એટલી બધી પ્રચંડ છે કે 'આને બૂઝવે તો સિદ્ધાન્તવાસનાથી સાર એવો ધર્મમેઘ જ બૂઝવે;' એને બૂઝવવાને માટે જો કોઈ સમર્થ હોય, તો સિદ્ધાન્તની વાસનાથી સાર એવો ધર્મરૂપ મેઘ જ છે. કારણ કે દાવાનલને બૂઝવવા માટે જલસાર-જલભર્યો મેઘ જ જોઈએ, તેમ આ ભુવનવ્યાપક ભવ-દાવાનલને બૂઝવવા માટે સિદ્ધાન્તવાસનારૂપ જલથી સાર-ભરેલો ધર્મમેઘ જ જોઈએ, એ જ "संसारदावानलदाहनीरं" વર્ષાવી શકે. એટલા માટે 'स्वीकर्त्तव्यः सिद्धान्तः'-'સિધ્ધાન્ત સ્વીકારવો યોગ્ય છે'; ત્રણે કાળમાં ન ચળે એવો નિશ્ચળ નિશ્ચયરૂપ સિદ્ધાન્ત-પરમ જ્ઞાનીએ પ્રણીત કરેલ આગમ માન્ય કરવા યોગ્ય છે, શિરસાવંદ્ય ગણી માથે ચઢાવવા યોગ્ય છે. અને એટલે જ 'सम्यक् सेवितव्यास्तदभिज्ञाः' 'તેની અભિજ્ઞાઓ સમ્યક્ સેવવા યોગ્ય છે;' જીવને સ્મૃતિ આપનારી એવી તેની સ્મૃતિઓ પ્રજ્ઞાપનાઓ, પ્રરૂપણાઓ, આજ્ઞાઓ સમ્યક્પ્રકારે સેવવા યોગ્ય, આરાધવા યોગ્ય, ઉપાસવા યોગ્ય છે.

એ ભવાગ્નિ બૂઝવવા સમર્થ સિદ્ધાંતવાસના-સાર ધર્મમેઘ જ

જેમકે—'મુણ્ડમાલા-આલુકાનું જ્ઞાત (દૃષ્ટાંત) ભાવવા યોગ્ય છે.' મુંડમાલા એટલે મસ્તકે મૂકવાની માળા ને આલુકા એટલે જલ ભરવાની નાની માટલી એ જ્ઞાત-જાણીતું દૃષ્ટાંત ભાવન કરવા યોગ્ય છે. અર્થાત્ "જેને અનિત્યતાની બુદ્ધિ ઉપજી છે તે મૂલ્યવંતી માલા મ્લાન થતાં-કરમાતાં શોચતો નથી; ને જેને નિત્યતાની બુદ્ધિ છે, તે તુચ્છ માટલી-હાંડલી ભાંગતાં પણ શોચ કરે છે!" એ દૃષ્ટાંતનો પરમાર્થ વિચારી વૈરાગ્યભાવના પર આરૂઢ થવા યોગ્ય છે. અને આ બધું ય અનિત્ય છે એમ જાણી 'त्यक्तव्या खल्वसदपेक्षा'—'નિશ્ચયે કરીને **અસત્ અપેક્ષાઓ ત્યજવા યોગ્ય છે.'** ક્ષણિક કીર્ત્તિ, મનાવા-પૂજાવાની કામના, લોકૈષણા આદિ અસત્ અપેક્ષાઓ છોડી દેવા યોગ્ય છે; અથવા નિશ્ચય તત્ત્વને લક્ષ્યમાં રાખી સર્વ સત્સાધન કેવલ શુદ્ધ આત્માર્થે જ સેવવા યોગ્ય છે એમ જાણી, નિશ્ચય તત્ત્વના લક્ષ્ય વિનાની સર્વ અસત્ અપેક્ષાઓ ત્યજવા યોગ્ય છે. અને એ અર્થે 'भवितव्यमाज्ञाप्रधानेन'—'આજ્ઞાપ્રધાન થવું યોગ્ય છે,' પરમ જ્ઞાની ભગવાનની આજ્ઞાને જ સર્વત્ર પ્રધાન ગણી પ્રવર્ત્તવું યોગ્ય છે. એટલે જ 'उपादेयं प्रणिधानं'—'પ્રણિધાન ઉપાદેય છે;' સકલ જગજ્જીવ પ્રત્યે વાત્સલ્ય-હિત ધરાવતા વિશાળ આશયરૂપ પ્રણિધાન અથવા શ્રુતધર્મવૃદ્ધિ આદિ સદ્ભાવનારૂપ પ્રણિધાન ગ્રહણ કરવા યોગ્ય છે. અને 'पोषणीयं साधुसेवया धर्मशरीरं'—'સાધુસેવાથી ધર્મશરીર પોષવા યોગ્ય છે;' જે ધર્મરૂપ જ શરીર છે તેને સાધુસેવાથી-સાચા સાધુ સંતજનની સેવાથી પોષવા યોગ્ય છે; અથવા "માત્ર દેહ તે સંયમ હેતુ હોય જો" એમ ધર્મસાધનાર્થ જ જે શરીર છે તેને સાધુ-સમ્યક્ નિરવદ્ય આહાર-

અનિત્યતાદિ ભાવના

આજ્ઞાપ્રધાનપણાનો ને વિધિમાર્ગનો ઉપદેશ

પ્રચ્છાદનાદિથી પોષવા યોગ્ય છે. અને આમ સાધુસેવા–સમ્યક્ આચરણા કરીને 'रक्षणीयं प्रवचनमालिन्यं'—'પ્રવચનમાલિન્ય રક્ષવા યોગ્ય છે;' ચતુર્વિધ સંઘરૂપ પ્રવચનનું, તીર્થનું, શાસનનું માલિન્ય–મલિનપણું ન થાય, ઝાંખપ ન લાગે, એમ તકેદારીથી રક્ષા કરવા યોગ્ય છે.

અને આમ સાધુસેવાથી ધર્મશરીરનું પોષણ કરવું ને પ્રવચનમાલિન્યનું રક્ષણ કરવું તે 'આ વિધિપ્રવૃત્ત (હોય તે) સંપાદે છે,'—एतच्च विधिप्रवृत्तः सम्पादयति; જ્ઞાનીઓએ વિહિત કરેલ વિધિ પ્રમાણે જે પ્રવૃત્ત છે તે જ તેમ કરી શકે છે. 'એથી કરીને સર્વત્ર વિધિથી સૂત્ર થકી પ્રવર્ત્તવું યોગ્ય છે.'—'सर्वत्र विधिना प्रवर्त्तितव्यं सूत्रात् ।'

અને એમ સર્વત્ર સૂત્ર અનુસાર વિધિથી પ્રવૃત્તિ કરતાં, 'આત્મભાવ જાણવો યોગ્ય છે,'–ज्ञातव्य आत्मभावः–પોતાનો આત્મભાવ, આત્મપરિણામ કેવો છે, પોતાનો આત્મા કઈ દશામાં વર્ત્તે છે, એ આત્મનિરીક્ષણથી (Introspection) જાણવા યોગ્ય છે,—કે જેથી પોતે ક્યાં ઊભો છે તેનો ક્યાસ કાઢી આગળ કેમ વધવું તેનો ખ્યાલ આવે, ને તથારૂપ પ્રવૃત્તિ થઈ શકે. એટલે આમ પ્રગતિ કરવા માટે તે 'પ્રવૃત્તિમાં નિમિત્તો અપેક્ષવા યોગ્ય છે,'–प्रवृत्तावपेक्षितव्यानि निमित्तानि; આત્મહિતની પ્રવૃત્તિમાં ઉપકારી એવા સદ્દેવ–સદ્ગુરુ–સત્‌શાસ્ત્ર આદિ નિમિત્તકારણોની અપેક્ષા (દરકાર) રાખવા યોગ્ય છે. અને 'અસંપન્ન યોગોમાં યત્ન કરવા યોગ્ય છે'—यतितव्यमसम्पन्नयोगेषु; તે તે ઉપકારી નિમિત્તોની અપેક્ષા રાખી તેની સહાયપૂર્વક, અવલંબનપૂર્વક, નહિં સાંપડેલા–નહિં પ્રાપ્ત કરેલા યોગોમાં–આત્મસાધનોમાં યત્ન કરવા યોગ્ય છે.

**નિમિત્તસાપેક્ષ આત્માર્થ પ્રવૃત્તિનો બોધ**

અને એમ આત્માર્થરૂપ યોગસાધન કરતાં, 'વિસ્રોતસિકા લક્ષમાં લેવા યોગ્ય છે'—'लक्षयितव्या विस्रोतसिका'; વિસ્રોતસિકા—ચિત્તનો ઉલટો પ્રવાહ, ઉલટું વહેણ થાય તો ખબરદાર રહી તે એકદમ લક્ષમાં–ધ્યાનમાં લેવા યોગ્ય છે. અને 'આનું (વિસ્રોતસિકાનું) અનાગત (આવ્યા પ્હેલાં) ભય-શરણાદિ ઉદાહરણથી પ્રતિવિધાન કરવા યોગ્ય છે.'—'प्रतिविधेय-मनागतमस्याः भयशरणाद्युदाहरणेन'; આ વિસ્રોતસિકા–ચિત્તની ઉલટી ગંગા–ચિત્તનું ઉલટું વહેણ આવી પડે તે પહેલાં જ, પાણી પહેલાં પાળ બાંધવાની જેમ, ભયશરણાદિ દૃષ્ટાંત પ્રમાણે તેનું પ્રતિવિધાન–નિવારણ કરી લેવા યોગ્ય છે, કે જેથી આવતી વિસ્રોતસિકા–ચિત્તની વિમુખ દશા અટકી જાય. ભય આવે ત્યારે જેમ દુર્ગનું શરણ, રોગ ઉપજે ત્યારે જેમ ચિકિત્સા, વિષ ચઢે ત્યારે જેમ મંત્ર ઉપાય છે, તેમ વિસ્રોતસિકા ઉપજે તે પહેલાં જ ભગવતશરણ, સદ્વિચાર ક્રિયા, પ્રભુનામ મંત્ર આદિથી તેનો પ્રતીકાર થાય એવો ઉપાય કરી લેવો યોગ્ય છે.

**વિસ્રોતસિકાનું પ્રતિવિધાન**

એમ ઉક્ત પ્રકારે આત્મહિતમાર્ગે પ્રવર્ત્તતાં 'સોપક્રમ કર્મનો નાશ (અને) નિરુપક્રમ અનુબંધની વ્યવચ્છિત્તિ હોય છે';—'भवत्येवं सोपक्रमनाशः निरुपक्रमानुबन्ध-

૩૫

ધર્મનું ફલ કર્મનાશ

વ્યવચ્છિત્તિ: ’, જેનો ઉપક્રમ–ચિકિત્સા–ઉપાય થઈ શકે છે એવા શિથિલ–ઢીલા કર્મોનો નાશ–વિચ્છેદ હોય છે; અને નિરુપક્રમ–જેનો ઉપક્રમ–ઉપાય–ચિકિત્સા નથી એટલે જે ભોગવ્યા વિના છૂટકો નથી, એવા નિરુપક્રમ–નિકાચિત–ચીકણા કર્મોના અનુબંધની–ઉત્તરોત્તર સાંકળરૂપ (Chain) સંકલનાની વ્યવચ્છિત્તિ–વ્યવચ્છેદ હોય છે. આમ આજ્ઞા-પ્રધાનપણે સૂત્ર અનુસાર વિધિથી આત્મહિતમાર્ગે પ્રવર્ત્તવારૂપ ધર્મનું ફલ છે.

આવા પ્રકારે જે ધર્મ ઉપદેશે છે તે ધર્મદેશકો.

॥ इति धर्मदेशकाः ॥ २१ ॥



# ૨૨. ધર્મનાયક

## ‘ धर्मनायकेभ्यः ’ પદ વ્યાખ્યાન

અત્રે ધર્મનાયકપણાના ચાર મૂળ હેતુઓનો ઉપન્યાસ કરે છે—

१० तथा—

### ‘ धम्मनायगाणं ’

इह धर्मः—अधिकृत एव, तस्य स्वामिनः, तल्लक्षणयोगेन, तद्यथा—तद्वशीकरणभावात्, तदुत्तमावाप्तेस्तत्फलपरिभोगात्तद्विघातानुपपत्तेः ।[१३८]

१० અર્થ:-તથા—

### ‘ ધર્મનાયકોને ’

१० અહીં ધર્મ—અધિકૃત જ, તેના સ્વામીઓ,—તેના લક્ષણના યોગે કરીને. તે આ પ્રકારે—(૧) તેના વશીકરણ ભાવને લીધે, (૨) તેની ઉત્તમ પ્રાપ્તિને લીધે, (૩) તેના ફલપરિભોગને લીધે, (૪) તેના વિઘાતની અનુપપત્તિને લીધે.[૧૩૮]

## વિવેચન

" નાયક તારક તું ધણી, સેવનથી આતમસિદ્ધિ રે;
દેવચંદ્ર પદ સંપજે, વર પરમાણંદ સમૃદ્ધિ રે....અનંત વીરજ."— શ્રી દેવચંદ્રજી

તથા–તેવા જ પ્રકારે આ ભગવંતો ધર્મનાયકો છે એટલા માટે અત્ર ' धर्मनायकेभ्यः ' —**ધર્મનાયકોને** એ સૂત્રપદ મૂક્યું. અહીં–આ સૂત્રમાં ' ધર્મ અધિકૃત જ '–પ્રસ્તુત જ, શ્રાવકનો વા સાધુનો આત્મપરિણામરૂપ ચારિત્રધર્મ, ' તેના સ્વામીઓ–તેના લક્ષણના યોગે કરીને.' અર્થાત્ આ ભગવંતો ધર્મના નાયકો–સ્વામીઓ છે, કારણકે તે નાયકપણાના –સ્વામીપણાના લક્ષણોનો તેઓમાં યોગ છે, ઘટમાનપણું છે. તે આ પ્રકારે— ' तद्वशीकरणभावाद् ' ઇ. (૧) તેના વશીકરણભાવને લીધે, (૨) તેની ઉત્તમ પ્રાપ્તિને લીધે, (૩) તેના ફલપરિભોગને લીધે, (૪) તેના વિઘાતની અનુપપત્તિને લીધે.

**ધર્મનાયકપણાના ચાર મૂળ હેતુ**

અત્રે ભગવંતનું આ સ્વામીપણું શી રીતે ઘટે છે તેના આ **ચાર મૂળ હેતુ** દર્શાવ્યા છે: (૧) જેને જે ગુણનું સ્વામીપણું હોય, તેને પ્રથમ તો તેનો વશીકરણભાવ હોવો જોઈએ; તે ગુણ પોતાને વશ–આધીન–પૂરેપૂરો તાબામાં હોવો જોઈએ, તો જ તેનું સ્વામીપણું ઘટે. (૨) વશીકરણભાવ હોય, પણ તે ગુણનું ઉત્તમપણું–શ્રેષ્ઠપણું–ઉત્કૃષ્ટપણું ન હોય, તો તેનું ખરેખરૂં સ્વામીપણું ( Mastery ) કહી શકાય નહિં, માટે તેની ઉત્તમ પ્રાપ્તિ હોય તો જ સ્વામીપણું ઘટે. (૩) વશીકરણ હોય ને ઉત્તમપણું હોય, પણ તેનું ભોક્તાપણું ન હોય તો સ્વામીપણું શા કામનું ? માટે તેનો ફલપરિભોગ હોય તો જ સ્વામીપણું ઘટે. (૪) અને આ વશીકરણ, ઉત્તમપણું, ભોક્ત પણું એ ત્રણે વાનાં હોય, પણ તેમાં જો વિઘાત–બાધા–અંતરાય ઉપજે એવું કંઈ પણ હોય

---

पञ्जिकाः—ભગવંતોના ધર્મનાયકપણારૂપ સાધ્યમાં તદ્વશીકરણાદિ ચાર મૂલહેતુઓ,–પ્રત્યેકપણે સ્વપ્રતિષ્ઠાપક સભાવનિક અન્ય ચાર જ હેતુઓથી અનુગત એવા, વ્યાખ્યેય છે. તેમાં—

તદ્વશીકરણ ભાવરૂપ મૂલહેતુના—(૧) વિધિસમાસાદન, (૨) નિરતિચાર પાલન, (૩) યથોચિત દાન, (૪) અને તેમાં અપેક્ષાઅભાવ—એ સભાવનિક ચાર પ્રતિહેતુઓ છે.

અને તેની ઉત્તમ અવાપ્તિરૂપ દ્વિતીય હેતુના પુનઃ (૧) પ્રધાન ક્ષાયિક ધર્મ અવાપ્તિ, (૨) પરાર્થ સંપાદન, (૩) હીનમાં પણ પ્રવૃત્તિ, (૪) અને તથાભવ્યત્વયોગ—એ લક્ષણવાળા ( ચાર પ્રતિહેતુઓ ) છે.

પુનઃ તેના ફલપરિભોગલક્ષણ તૃતીય હેતુના—(૧) સકલ સૌંદર્ય, (૨) પ્રાતિહાર્યયોગ, (૩) ઉદાર ઋદ્ધિ અનુભૂતિ, (૪) અને તદાધિપત્ય ભાવ,—એવંરૂપ ( ચાર પ્રતિહેતુઓ ) છે.

અને તદ્વિઘાત અનુપપત્તિરૂપ ચતુર્થ હેતુના—(૧) અવન્ધ્ય પુણ્યબીજત્વ, (૨) અધિકાનુપપત્તિ, (૩) પાપક્ષય ભાવ, (૪) અને અહેતુક વિઘાત અસિદ્ધિ,—એવંસ્વભાવી સભાવનિક ચાર જ પ્રતિહેતુઓ છે.

અને એઓ ભાવના ગ્રંથથી જ વ્યાખ્યાત છે, એટલા માટે પુનઃ પ્રયાસ નથી. પરંતુ—

તો તે પણ સ્વામીપણાની ન્યૂનતા ગણાય. એટલે ફલપરિભોગમાં અવિઘાત હોય તો જ અવિકલ સ્વામીપણું ઘટે. સ્વામીપણાના આ ચારે લક્ષણ ભગવંતમાં અવિકલપણે ઘટે છે, કારણકે આ ભગવંતોને આ ધર્મનો વશીકરણભાવ છે, ઉત્તમ પ્રાપ્તિ છે, ફલપરિભોગ છે ને તેનો અવિઘાત છે. આમ સ્વામીપણાના ચારે મૂળહેતુઓ આ ભગવંતોમાં પૂરેપૂરા સાંગોપાંગ કેવી કેવી રીતે ઘટે છે, તે સિદ્ધ કરવા હવે તે પ્રત્યેક મૂળહેતુના (Main cause) ચાર ચાર પ્રતિહેતુઓ (Subordinate causes) અનુક્રમે દર્શાવી શાસ્ત્રકર્તા મહર્ષિ તેનું ભાવન કરે છે:—



ધર્મવશીકરણભાવરૂપ પ્રથમ મૂળહેતુના ચાર ઉત્તરહેતુ દર્શાવી તેનું ભાવન કરે છે—

[११]तथाहि—एतद्वशिनो भगवन्तः विधिसमासादनेन—विधिनाऽयमाप्तो भगवद्भिः १, तथा निरतिचारपरिपालनतया—पालितश्चातिचारविरहेण २, एवं यथोचितदानतो—दत्तश्च यथाभव्यं ३, तथा तत्रापेक्षाभावेन—नामीषां दाने वचनापेक्षा ४ ॥ १ ॥[१२९]

[११]અર્થ:—તે આ પ્રકારે—૧. ભગવંતો એના વશી (વશ કરનારા) છે—(૧) વિધિ-સમાસાદનથી,—વિધિથી આ ભગવંતોથી આપ્ત છે; (૨) તથા નિરતિચાર પરિપાલનતાથી,—અને અતિચારવિરહથી પાલિત છે; (૩) એમ યથોચિત દાનથી,—અને યથાભવ્ય દત્ત (દીધેલ) છે; (૪) તથા તેમાં અપેક્ષાના અભાવથી,—એઓના દાનમાં વચનાપેક્ષા નથી.[૧૩૮]

## વિવેચન

"સ્વામી સ્વયંપ્રભને હો જાઉં ભામણે, હરખે વાર હજાર....
વસ્તુ ધર્મ હો પૂરણ જસુ નીપનો, ભાવ કૃપા કિરતાર....સ્વામી."
— શ્રી દેવચંદ્રજી

અત્રે ભગવંતના ધર્મસ્વામીપણાના ચાર મૂળ હેતુ કહ્યા, તેમાં વશીકરણભાવરૂપ પ્રથમ મૂળ હેતુના ચાર ઉત્તરહેતુ દર્શાવી સાથે સાથે તેનું ભાવન કર્યું છે—'एतद्वशिनो भगवन्तः।'—ભગવંતો એના વશી છે.—આ અધિકૃત ચારિત્રધર્મ વશી–વશ્ય છે જેઓને તે એતદ્‌વશી, અર્થાત્ આ ધર્મ ભગવંતોને પૂરેપૂરો વશ્ય છે, વશમાં–તાબામાં આવેલો, આત્માધીન છે.

---

पञ्जिका:—एतद्वशिनः—એના વશી; एषः—આ, અધિકૃત ધર્મ, वशी—વશ્ય છે, येषां—જેઓનો, તે एतद्वशी—તેઓ એના વશી,–विधिसमासादनेन—વિધિસમાસાદનથી,—કારણકે વિધિ-સમાસાદિત જ અર્થ અવ્યભિચારિતાથી વશ્ય હોય છે, ન્યાયોપાત્ત વિત્તવત્. तत्र—તેમાં, દાનમાં, वचनापेक्षा—વચનની અપેક્ષા; કારણકે ભગવંતો ધર્મદાનમાં, અન્ય મુનિઓની જેમ, પર આજ્ઞાને અપેક્ષતા નથી,—'ક્ષમાશ્રમણોના હસ્તે સમ્યક્ત્વ સામાયિક આરોપું છું' ઈત્યાદિના અનુચ્ચારણથી.

કયા હેતુથી કેવી રીતે વશ્ય છે? 'विधिसमासादनेन।' ઇ૦ (૧) '**વિધિ સમાસાદનથી**—વિધિથી આ ભગવંતોથી આપ્ત છે.' ભગવંતોએ વિધિપૂર્વક આ ધર્મ સમ્યક્‌પણે પ્રાપ્ત કરેલો છે, એટલે વિધિપ્રાપ્તિ એ વશ્ય હોવાનું પહેલું કારણ છે. વિધિગ્રહણ છતાં યથાર્થ પાલન ન હોય તો વશ્ય કેમ થાય? એટલા માટે બીજું કારણ કહ્યું—(૨) 'તથા **નિરતિચાર પરિપાલનતાથી**,'—અને અતિચારવિરહથી પાલિત છે' ભગવંતોએ વિધિપ્રાપ્ત ધર્મને તથાપ્રકારે સર્વથા અતિચાર-રહિતપણે પરિપાલન કર્યો છે, એટલે નિરતિચાર પરિપાલન એ વશ્ય હોવાનું બીજું કારણ છે.

**વશીકરણ ભાવરૂપ પ્રથમ મૂળ હેતુના ચાર ઉત્તર હેતુ**

નિરતિચાર પરિપાલન છતાં અન્યને દાનથી ઉપયોગી ન થઈ શકે તો વશ્યપણું શું કામનું? એટલા માટે ત્રીજું કારણ કહ્યું—'એમ **યથોચિત દાનથી**,—'અને યથાભવ્ય દત્ત છે.' ભગવંતોએ યથાભવ્ય—જેવી જેવી જેની યોગ્યતા છે, તે ભવ્ય-યોગ્ય પાત્ર જીવોને તેવી તેવી તેની યોગ્યતા પ્રમાણે આ ધર્મનું યથોચિત-યથાયોગ્ય દાન દીધું છે. એટલે યથોચિત દાન એ વશ્ય હોવાનું ત્રીજું કારણ છે. યથોચિત દાન છતાં જો તે દેવામાં સ્વતંત્ર ન હોય ને અન્યના આદેશની અપેક્ષા રાખતા હોય તો 'सापेक्षमसमर्थं' એ ન્યાયે તે વશ્યપણું શાનું? એટલા માટે ચોથું કારણ કહ્યું—(૪) 'તથા **તેમાં અપેક્ષાના અભાવથી**—એઓના દાનમાં વચનાપેક્ષા નથી.' ભગવંતો જે ધર્મદાન દીએ છે, તેમાં બીજાના વચનની-આદેશની અપેક્ષા નથી, અથવા આગમ પણ આ ભગવંતો થકી ઉદ્‌ભવતું હોઈ આગમવચનની પણ અપેક્ષા નથી, આત્માનુભવનિધાન ભગવંતો સ્વતંત્ર-પણે જ દાન દેવાને પરિપૂર્ણ સમર્થ છે, એટલે દાનમાં અપેક્ષાઅભાવ એ વશ્ય હોવાનું ચોથું કારણ છે. આમ વશ્ય હોવાના ચારે પરસ્પર સંકલિત (Linked) કારણ ભગવંતમાં સાંગોપાંગ સંપૂર્ણપણે ઘટતા હોવાથી, આ ધર્મ ભગવંતોને પૂરેપૂરો વશ્ય સિદ્ધ થાય છે, એટલે એ કારણે આ ભગવંતોને ધર્મનાયક-ધર્મસ્વામી કહ્યા તે યથાર્થ છે.

"એહવો ધર્મ હો પ્રભુને નીપન્યો, ભાંખ્યો એહવો ધર્મ;
જે આદરતાં હો ભવિયણ શુચિ હુવે, ત્રિવિધ વિદારી કર્મ....**સ્વામી સ્વયં પ્રભ.**"

**શ્રી દેવચંદ્રજી.**



ધર્મની ઉત્તમ પ્રાપ્તિરૂપ બીજા મૂળ હેતુના ચાર ઉત્તર હેતુ વિવરી દેખાડે છે—

[१२]एवं च तदुत्तमावाप्तयश्च भगवन्तः प्रधानक्षायिकधर्म्मावाप्त्या—तीर्थकरत्वात्प्रधानोऽयं भगवतां १, तथा परार्थसम्पादनेन-सत्त्वार्थकरणशीलतया २, एवं हीनेऽपि प्रवृत्तेः-अश्वबोधाय गमनाकर्णनात् ३, तथा तथाभव्यत्वयोगात्—अत्युदारमेतदेतेषाम् ४ ॥ २ ॥[१४०]

[૧૨]અર્થ:—૨. અને એમ ભગવંતો તેની ઉત્તમ પ્રાપ્તિવાળા છે—(૧) પ્રધાન ક્ષાયિક ધર્મની અવાપ્તિથી,—તીર્થંકરપણા થકી આ (ક્ષાયિક ધર્મ) ભગવંતોનો પ્રધાન છે; (૨)

તથા પરાર્થસંપાદનથી,—સત્ત્વાર્થકરણશીલતા વડે કરીને; (૩) એમ હીનમાં પણ પ્રવૃત્તિ થકી,—અશ્વબોધાર્થે ગમનના શ્રવણને લીધે; (૪) તથા તથાભવ્યત્વ યોગથી,—એઓનું આ (તથાભવ્યત્વ) અતિ ઉદાર છે.[૧૪૦]

---

पञ्जिका:—अश्वबोधाय गमनाकर्णनात् । अश्वस्य–અશ્વના, તુરંગમના, बोधाय—બોધાર્થે, સંબોધાર્થે, ભગવત્ શ્રીમદ્ **મુનિસુવ્રત સ્વામીના** ભૃગુકચ્છે (ભરૂચ) गमनश्रवणात्—ગમનના શ્રવણને લીધે. તે આ પ્રકારે—

ભગવાન્,–ભુવનજનને આનંદ ઉપજાવનારા, દુઃસહ પ્રતાપથી જેણે સમસ્ત શત્રુ અમિત્રોને પરિભૂત કર્યા છે એવા 'સુમિત્ર' નામ ભૂપાલના કુલકમલ ખંડના મંડનરૂપ અમલ રાજહંસ. ભુવનત્રયથી અભિનંદિત પદ્માના પદરૂપ **પદ્માવતી** દેવીની દિવ્ય ઉદર શુક્તિના મુક્તાફલ સમા,—એવા શ્રી મુનિસુવ્રત તીર્થનાથ,—જેણે મગધમંડલના મંડનરૂપ રાજગૃહપુરનું પ્રાજ્ય રાજ્ય પરિપાલિત કર્યું હતું; સારસ્વતાદિ વૃન્દારક (દેવ) વૃન્દથી જેનો દીક્ષા અવસર અભિનંદિત હતો; તે કાળે મળેલા સમગ્ર ઈન્દ્રિગણથી જેનો ઉદાર પૂજોપચાર વિરચિત હતો; તેમણે બંદિખાના જેવા સંસારમાંથી નિઃસારનારી પ્રવ્રજ્યા ગ્રહણ કરી. તે પછી પવનવત્ અપ્રતિબદ્ધતાથી ભૂતલને નિજ ચરણકમલ ધૂલિપાતથી પૂત કરતાં કેટલોક કાળ છદ્મસ્થપણે વિહરી, તેમણે તીક્ષ્ણ શુક્લધ્યાન કુઠારધારાના વ્યાપારથી દુરન્ત મોહતરુની મૂલજાલ છેદી નાંખી, સકલકાલભાવિ ભાવોના સ્વભાવના અવભાસનમાં પટિષ્ઠ (પરમ પટુ–નિપુણ) એવું કેવલજ્ઞાન ઉપજાવ્યું.

અને આસન ચલનાનન્તર ભગવંતને જ્ઞાન સમુત્પન્ન થયેલ જાણીને, ભક્તિભરનિર્ભર નિખિલ સુરપતિઓ સમવસરણાદિ રમણીય પૂજા કરી, પર્યાયથી યથાસ્થાને બેસી, ભગવંતને પર્યુપાસવા લાગ્યા.

અને ભવ્ય જંતુસંતાનરૂપ શિખિમંડલને (મોરને) ઉલ્લાસન–સ્વભાવવાળા, ભાસુર અભિનવ અંજનપુંજ જેવી કાયાવાળા, કષાય–ગ્રીષ્મસમયથી સંતપ્ત પ્રાણીઓનો સંતાપ દૂર કરવામાં દક્ષ, અંધકારને વિક્ષિપ્ત કરતી ભામંડલરૂપ વિદ્યુલ્લતાથી અલંકૃત, સ્ફુરાયમાન થતા ધર્મચક્રના કાંતિકલાપથી નભો–ભૂષણરૂપ ઈંદ્ર–ધનુષ્યનો આડંબર ઉત્પાદિત કરતા, સૌધર્મ–ઈશાન સુરપતિના કરપલ્લવથી પ્રેરાતા ધવલ ચામરોના ઉપનિપાતથી બલાકાપંક્તિથી ઉપજતી શોભાને પ્રાપ્ત થયેલા, એવા ભગવાન્, સનીર નીરદની (મેઘની) જેમ, સકલ સત્ત્વોને સાધારણ એવી સદ્ધર્મદેશનારૂપ નીરધારાઓ વડે નિઃશેષ પ્રાણિઓના હૃદય–ભૂપ્રદેશોને સ્વસ્થ કરતા હવા.

પછી તીર્થ પ્રવૃત્ત થયે અન્યદા ભાનુમાન્ (સૂર્ય) જેમ ભગવાન્ ભવ્ય–પદ્માકરોને પ્રબોધ કરતા સતા, દક્ષિણાપથના મુખમંડનરૂપ ભૃગુકચ્છ (પાઠાંતર : ભરુકચ્છ) નામના નગરે ગયા; અને ત્યાં પૂર્વોત્તર દિગ્ભાગવાળા (ઈશાન ખૂણામાં) કોરિણ્ટક નામના ઉદ્યાનમાં સમવસર્યા. આ અંતરે નિજ પરિજન પાસેથી જિનનું આગમન સાંભળી જેનું મન આનંદનિર્ભર થયું હતું એવો તે નગરનો નાયક જિતશત્રુ નામા નરપતિ, જાત્ય તુરંગમ (અશ્વ) પર સમારોહી, મનુજસમૂહથી અનુસરાતો સતો, જગદ્ગુરુના ચરણારવિન્દવન્દનાર્થે આવ્યો; સકલ કમલાનું નિકેતન એવા જિનપતિ પદકમલને પ્રણિપાત કરી, અંજલિ જોડી તે ભગવંતના ચરણ સમીપે બેઠો; કર્ણામૃતભૂત ભગવદ્દેશના સમ્યક્પણે સાંભળી.

તે પછી જાણતાં છતાં જનબોધનાર્થે પરમ ગુરુના ગણધરે વિનયપૂર્વક પ્રણમીને પૂછ્યું કે–હે ભગવન્! આ મનુષ્ય–અમર–તિર્યંચકુલથી સંકુલ પર્ષદામાં અપૂર્વ એવા કેટલા ભવ્યજંતુઓએ સમ્યક્ત્વ અભ્યુપગત કર્યું? સંસાર સાગર પરિત્ત કર્યો? આત્માને નિર્વૃતિસુખોનો પાત્ર કર્યો? એટલે પછી કુંદ સમા કાંત દન્તની દીપ્તિથી નભોંગણને ઉદ્યોતિત કરતા જગન્નાથ વદ્યા કે–હે સૌમ્ય! સાંભળ! તુરંગ–રત્ન સિવાય બીજા કોઈએ પણ નહિં.

## વિવેચન

"ધરમ ધરમ કરતો સહુ જગ ફિરે, ધર્મ ન જાણે હો મર્મ, જિણેસર !
ધર્મ જિનેસર ચરણ ગ્રહ્યા પછી, કોઈ ન બાંધે હો કર્મ....જિણેસર !....
— શ્રી આનંદઘનજી

હવે ભગવંતના ધર્મસ્વામીપણા અંગે તેની ઉત્તમ પ્રાપ્તિરૂપ બીજા મૂળ હેતુનું ચાર ઉત્તર હેતુ દર્શાવી ભાવન કરે છેઃ—'અને એમ ભગવંતો તેની ઉત્તમ પ્રાપ્તિવાળા છે.'

---

તે સર્વજ્ઞ વચન સાંભળીને જિતશત્રુ ભૂપતિ બોલ્યો—હે ભગવન્! કૌતુકથી આકુલિત ચિત્તવાળો હું તુરંગનો વૃત્તાન્ત જાણવા ઇચ્છું છું. તેમ જ વળી—હે ભગવન્! હું આ અશ્વરત્ન પર આરોહી તમારા ચરણકમલને અભિવંદવાને ચાલ્યો; ત્રિલોકીતિલક તુલ્ય સમવસરણ વિલોકી તુરંગમ પરથી ઉતર્યો, પદથી જ આવવાને પ્રવૃત્ત થયો. તેટલામાં સકલ જંતુજાતને ચિત્તાનંદદાયિની, સજલ જલદના નાદ સમી ગંભીર, ગંભીર ભવપયોધિમાં નૌકાઉપમારૂપ એવી ભગવંતની દેશના સાંભળી, આનંદજલથી જેનું પવિત્ર નેત્રપાત્ર તરબોળ હતું, કર્ણયુગલને જેણે નિશ્ચલ કર્યું હતું, જેના રોમકૂપ (રોમાંચ) સમુલ્લસિત થયા હતા, એવો આ અશ્વ મુકુલિત (અર્ધ બીડેલ) ચક્ષુએ ક્ષણમાત્ર અવસ્થિત રહ્યો. તે પછી પુનઃ ધર્મશ્રવણમાં જેણે ઉપયોગ અર્પ્યો હતો એવો તે સમવસરણના તોરણ સમીપે આવ્યો; અને ત્યાં અપૂર્વ પ્રમોદરસ અનુભવતો તે ભૂમિ પર બન્ને જાનુ (ગોઠણ) મૂકી, સકલ અશુદ્ધ કલિમલ ગળી રહેલો તે, જાણે નિજ માનસની વિશદ વાસના કથતો હોય, એમ શિરથી ભગવંતને અભિવન્દી, તથાસ્થિત જ બેસવા લાગ્યો. એટલે તે એવા પ્રકારનું અશ્વવિલસિત વિલોકી વિસ્મિત થયેલો હું, કદી પણ અદૃષ્ટપૂર્વ આશ્ચર્યથી પૂરાતા માનસે, ભગવંતની સમીપે આવ્યો. તેથી મિથ્યાત્વને મથિત કરનારા ભગવાન્ આ શું ? તે કથો.

ભગવંતે કહ્યું—હે સૌમ્ય ! સાંભળ !

સમસ્ત મેદિનીની પદ્માનું (લક્ષ્મીનું) સદ્મભુત પદ્મિનીખેટ નામનું નગર છે. ત્યાં—જેણે જિનધર્મ અભ્યસ્ત કર્યો છે, એવો 'જિનધર્મ' નામનો શ્રીસંઘયનો સમાશ્રય એવો શ્રેષ્ઠ શ્રેષ્ઠી વસે છે. તથા બીજો 'સાગરદત્ત' નામનો—પુષ્કળ ધનનિધાન નિખિલ જનપ્રધાન એવો જિનધર્મ શ્રાવકનો પરમ મિત્ર, દીન—અનાથાદિ પ્રત્યે દયાદાનપરાયણ શ્રેષ્ઠી તે જ પુરમાં વસે છે; અને તે પ્રતિદિન જિનધર્મ શ્રાવક સાથે જિનાલયે જાય છે, પંચ પ્રકારના આચારધારી શ્રમણોને પર્યુપાસે છે. એક દિવસ તેમના ચરણ સમીપે ધર્મ સાંભળતાં તેણે આ ગાથા સાંભળી. જેમકે—

" जो कारवेइ पडिमं, जिणाण जियरागदोसमोहाणं ।
सो पावइ अन्नभवे, भवमहणं धम्मवररयणं ॥ "

(અર્થાત્) જે રાગ-દ્વેષ-મોહને જીતનારા એવા જિનોની પ્રતિમા કરાવે, તે અન્ય ભવમાં ભવનું મથન કરનાર ધર્મવરરત્ન પામે.

અને એણે આનો ભાવાર્થ જાણ્યો, ભવિતવ્યતાના નિયોગથી ચિત્તમાં સમારોપિત કર્યો, પરમાર્થબુદ્ધિથી ગૃહીત કર્યો, સ્વઅભિપ્રાય શ્રાવકને નિવેદિત કર્યો; તેણે પણ તેના અભિપ્રાયની પુષ્ટિ કરી. તે પછી તેણે સકલકલ્યાણકારિણી એવી કલ્યાણમયી (સુવર્ણમયી) જિનપતિપ્રતિમા કરાવી અને તે મોટા વિભવથી પ્રતિષ્ઠાપિત કરાવી.

—'तदुत्तमावाप्तयश्च भगवंतः',—એમ ધર્મનો વશીકરણ ભાવ છે તેમ જ આ ભગવંતોને તે ધર્મની ઉત્તમ પ્રાપ્તિ છે કયા હેતુથી? કેવી રીતે? તો કે—प्रधानक्षायिक-धर्मावाप्त्या–**પ્રધાન ક્ષાયિક ધર્મની પ્રાપ્તિ** થકી,—તીર્થંકરપણા થકી આ ભગવંતોને પ્રધાન છે.' સર્વ ધર્મોમાં કર્મના ક્ષયથી ઉપજતો ક્ષાયિક ધર્મ પ્રધાન છે, અને આ પ્રધાન ક્ષાયિક ધર્મમાં પણ પ્રધાન–ઉત્કૃષ્ટ ક્ષાયિક ધર્મ આ ભગવંતોને તીર્થંકરપણાને લીધે પ્રાપ્ત છે. એટલે કેવલજ્ઞાનાદિ પ્રધાન ક્ષાયિક ધર્મની પ્રાપ્તિ એ ભગવંતોના ધર્મની ઉત્તમ પ્રાપ્તિનો પ્રથમ હેતુ છે. (૨) 'तथा परार्थसंपादनेन **પરાર્થસંપાદનથી**—સત્ત્વાર્થકરણશીલતા વડે કરીને.' સત્ત્વાર્થકરણ—અન્ય જીવો પ્રત્યે પરોપકારકરણ એ આ ભગવંતોના શીલરૂપ–સ્વભાવરૂપ છે, એટલે એ પરોપકારશીલ સ્વભાવપણાને લીધે આ "નિષ્કારણ કરુણારસ–સાગર" તીર્થંકર ભગવંતો ભવ્ય જીવોને તારનારૂં ધર્મતીર્થ સંસ્થાપન કરી પરમ પરોપકાર કરે છે. આમ પરાર્થસંપાદન એ આ ભગવંતોની ધર્મની ઉત્તમપ્રાપ્તિનો દ્વિતીય હેતુ છે.

ધર્મની ઉત્તમ પ્રાપ્તિરૂપ બીજા મૂળ હેતુના ચાર ઉત્તર હેતુ

---

અને તે સાગરદત્ત શ્રેષ્ઠિએ પૂર્વે જ નગરની બ્હાર રુદ્ર આયતન કરાવ્યું હતું. એકદા ત્યાં પવિત્રકા (તુલસી) આરોપણદિને શઠપ્રકૃતિવાળા પ્રવ્રજિતો પશુપતિલિંગના પૂરણ નિમિતે ઘૃતાદિ પૂર્ણ કુંભો મઠોમાંથી બ્હાર કાઢવા લાગ્યા; અને તેના અધોભાગમાં ઘણી ઘણી ઘૃતપિપીલિકાઓ (ધીમેલો) પિણ્ડીભૂત હતી, અને તે (કુંભો) બ્હાર કઢાતાં તેઓ (ધીમેલો) ભૂતલે નીચે પડી, અને તેઓ (પ્રવ્રજિતો) માર્ગમાં પડેલી તેઓને નિર્દયતાથી મર્દતાં સંચરવા લાગ્યા. તે (સાગરદત્ત) પણ કરુણાર્દ્ર ચિત્તવાળો (થઈ), તેઓના ચરણથી ચૂરાતી તેઓને વસ્ત્રના છેડાથી એક બાજુ ઉસેડવા લાગ્યો. અને તેને ઉસેડતો દેખી એક ધર્મમત્સરી જટાધારીએ ઘૃતપિપીલિકા પુંજને ચરણથી આક્રમી, સાગરદત્ત શ્રેષ્ઠીનો ઉપહાસ કર્યો–અહો શ્રેષ્ઠિન્! શ્વેતાંબર જેમ તું દયાપર થઈ ગયો છે!

એટલે તે વણિકે વિલખા થઈને આ એમ શું કહે છે? એમ તેના આચાર્યના મુખ ભણી જોયું. તેણે પણ તેનું વચન અપકર્ણિત કર્યું (કાને ધર્યું નહિં). એટલે ચતુરચિત્ત સાગરદત્તે ચિંતવ્યું–ખરેખર! આ મૂર્ખચક્રવર્તીઓના મનમાં જીવદયા નથી, પ્રશસ્ત ચેતોવૃત્તિ નથી, સુંદર ધર્માનુષ્ઠાન પણ નથી. એમ પરિભાવી, ઉપરોધથી તત્કાર્ય કરી, વિશિષ્ટ વીર્યના વિરહથી સમ્યક્ત્વરત્ન ઉપાર્જિત કર્યા વિના, તે મહારંભ પ્રવર્તિત કરતો, સમુપાર્જિત વિત્તના રક્ષણમાં અક્ષણિક (ક્ષણની ફુરસદ વિનાનો–તકેદારીવાળો), ગૃહ–પુત્ર–કલત્રાદિનું મમત્વ કરતો, પ્રકૃતિથી જ દાનરુચિ, પ્રચુર દ્રવ્યની વાઞ્છાથી–સાર્થ ક્યારે જાય છે? ક્યાં શું કરિયાણું લોક વેચે છે? કયા મંડલમાં કેટલી ભૂમિ છે? ક્રયવિક્રયનો કાળ કયો છે? વા કઈ વસ્તુ પ્રાચુર્યથી ઉપયોગમાં આવે છે?–ઇત્યાદિ અહર્નિશ ચિન્તવતો સતો, તિર્યંચગતિ–યોગ્ય કર્મ ઉપાર્જી, મરીને તારા તુરંગપણે (અશ્વપણે) સમુત્પન્ન થયો છે, સ્વવાહનપણે સ્થાપિત થયો છે. આજ તો તેણે મ્હારૂં વચન સાંભળી, પૂર્વજન્મમાં નિર્માપિત અર્હત્પ્રતિમાના પ્રભાવથી પ્રાપ્ત અવન્ધ્ય બોધિબીજના ઉદ્ભેદથી સમ્યક્ત્વ પ્રાપ્ત કર્યું, નિશ્ચયે કરીને આત્માને શિવસુખોનું ભાજન કર્યો. અને એના સંબોધનઅર્થે હું અત્રે આવ્યો હતો. । इति भगवान् उवाच । અને ત્યારથી માંડીને 'અશ્વાવબોધ' નામનું તીર્થ ભરૂકચ્છ રૂઢ થયું.

અને (૩) '**એમ હીનમાં પણ પ્રવૃત્તિને લીધે,**—एवं हीनेऽपि प्रवृत्तेः—અશ્વ બોધાર્થે ગમનના શ્રવણથી.' આ ભગવંતો ઉચ્ચ જાતિના જીવો પ્રત્યે જ પરાર્થસંપાદન કરે છે એમ નથી, પણ એમ—એ જ પ્રકારે તિર્યંચાદિ હીન હલકી જાતિના જીવો પ્રત્યે પણ તેમની પરાર્થપ્રવૃત્તિ હોય છે, એમ તેમની નિષ્કારણ કરુણા હીન જીવો પ્રત્યે પણ પ્રવહે છે. દા. ત. **શ્રીમુનિસુવ્રત સ્વામીજી** ખાસ એક ભવ્ય અશ્વના પ્રતિબોધાર્થે લાંબો વિહાર કરીને ભરૂચ પધાર્યા હતા, અને ત્યાં '**અશ્વાવબોધ**' તીર્થ પ્રસિદ્ધ થયું હતું એમ સંભળાય છે.* આમ હીન પ્રત્યે પણ પરાર્થવૃત્તિ એ આ ભગવંતોના ધર્મની ઉત્તમ પ્રાપ્તિનો તૃતીય હેતુ છે. (૪) 'તથા—तथाभव्यत्वयोगात् **તથાભવ્યત્વ—યોગથી**—એઓનું આ તથાભવ્યત્વ અતિ ઉદાર છે.' ભગવંતનું જે સહજ સ્વાભાવિક તથાપ્રકારની યોગ્યતારૂપ તથાભવ્યત્વ છે, તે અતિ ઉદાર—અતિ ઉત્તમ પ્રકારનું છે. એટલે આ ઉત્તમ તથાભવ્યત્વનો યોગ એ આ ભગવંતોના ધર્મની ઉત્તમ પ્રાપ્તિનો ચતુર્થ હેતુ છે.

આ એકેક હેતુ ભગવંતની ઉત્તમ ધર્મપ્રાપ્તિની પ્રતીતિ માટે બસ છે, છતાં આ ચારે ઉત્તર હેતુનું સુભગ સંમિલન એ ભગવંતના ઉત્તમ ધર્મપ્રાપ્તિરૂપ દ્વિતીય મૂલહેતુને પરિપુષ્ટ કરે છે, એટલે એ કારણે પણ આ ભગવંતોને ધર્મસ્વામી કહ્યા તે યુક્તિયુક્ત છે.

"જિમ એ ગુણ વસ્તુસ્વભાવથી, તિમ તુમથી મુગતિ ઉપાય હો;
દાયક નાયક ઉપમા, ભક્તે એમ સાચ કહેવાય હો....જિણંદા. **શ્રી યશોવિજયજી**



ધર્મફલપરિભોગરૂપ ત્રીજા મૂળહેતુના ચાર ઉત્તરહેતુનો ઉપન્યાસ કરી, તેનું ભાવન કરે છે—

[१३]एवं तत्फलपरिभोगयुक्ताः सकलसौन्दर्येण—निरुपमं रूपादि भगवतां १, तथा प्रातिहार्ययोगात्—नान्येषामेतत् २, एवं उदारर्द्ध्यनुभूतेः—समग्रपुण्यसम्भारजेयं ३, तथा तदाधिपत्यतो भावात्—न देवानां स्वातन्त्र्येण ४ ॥३॥[१४१]

[૧૩]**અર્થ:**—૩. એમ તત્ફલપરિભોગયુક્ત,—(૧) સકલ સૌન્દર્યથી,—ભગવંતોનું રૂપાદિ નિરુપમ છે; (૨) તથા પ્રાતિહાર્ય યોગથી,—અન્યોને આ નથી; (૩) એમ ઉદાર ઋદ્ધિની અનુભૂતિથી,—સમગ્ર પુણ્યસંભારજન્ય આ છે; (૪) તથા ભાવથી તેના (ઉદાર ઋદ્ધિના) આધિપત્ય થકી,—નહિં કે સ્વાતંત્ર્યથી દેવોના.[૧૪૧]

* આ રોમાંચક પ્રસંગનું પંજિકાકાર શ્રી મુનિસુંદરસૂરિજીએ સુંદર સંસ્કૃત ભાષામાં સવિસ્તર વર્ણન કર્યું છે, તેના અક્ષરશઃ અનુવાદ માટે જુઓ પંજિકા.— ભગવાનદાસ

## વિવેચન

"સમવસરણ બેસી કરી રે, બારહ પરષદ માંહે;
વસ્તુસ્વરૂપ પ્રકાશતા રે, કરુણાકર જગનાહો રે....કુંથુ જિનેસર....
નિર્મલ તુજ મુખ વાણી રે જે શ્રવણે સુણે, તેહિ જ ગુણમણિ ખાણી રે."
— શ્રી દેવચંદ્રજી

અત્રે ભગવંતના ધર્મસ્વામીપણાના ત્રીજા મૂળ હેતુરૂપ **તત્ફલપરિભોગના** ચાર ઉત્તર હેતુઓનો ઉપન્યાસ કરી તેનું ભાવન કર્યું છે :—

તત્ફલપરિભોગરૂપ ત્રીજા 'एवं तत्फलपरिभोगयुक्ता' 'એમ તત્ ફલપરિભોગયુક્ત,'—એમ-મૂળ હેતુના ચાર ઉત્તર હેતુ એ જ પ્રકારે આ ભગવંતો તે ધર્મના ફલપરિભોગથી યુક્ત છે.

આ પરિભોગને માટે પ્રથમ તો સૌંદર્ય જોઈએ, તે માટે પ્રથમ હેતુ કહ્યો-(૧) '**સકલ સૌંદર્યથી**'—'ભગવંતોનું રૂપાદિ નિરુપમ છે.' આ ભગવંતોનું સૌંદર્ય સંપૂર્ણ છે, કારણ કે તેઓનું રૂપાદિ અનુપમ છે. "રૂપ અનુત્તર દેવથી, અનંત ગુણ અભિરામ." એટલે સંપૂર્ણ સૌન્દર્યરૂપ હેતુથી આ ભગવંતને તેનો ફલપરિભોગ ઘટે છે.

સૌન્દર્ય હોય પણ ઐશ્વર્ય ઋદ્ધિ ન હોય તો શું કામ આવે? એટલે બીજો હેતુ કહ્યો-(૨)'તથા **પ્રાતિહાર્ય યોગથી**-અન્યોને આ નથી.' ભગવંતોને અષ્ટ પ્રાતિહાર્યઆદિ અદ્ભુત ઋદ્ધિનો યોગ હોય છે, બીજાઓને આ નથી હોતો. એટલે અદ્ભુત ઐશ્વર્યઋદ્ધિથી આ ભગવંતોને તેનો ફલપરિભોગ ઘટે છે.

સૌંદર્ય ને ઐશ્વર્ય હોય પણ અનુભૂતિ ન હોય તો પરિભોગ ક્યાંથી હોય? તે માટે ત્રીજો હેતુ કહ્યો-(૩) 'એમ **ઉદાર ઋદ્ધિની અનુભૂતિ થકી**-સમગ્ર પુણ્યસંભાર-જન્ય આ છે.' આ સર્વ ઋદ્ધિ જે પૂર્ણ પુણ્યરાશિથી ઉપજેલી છે, તે આ ઉદાર ઋદ્ધિનો ભગવંતો અનુભવ કરે છે. એટલે અનુભૂતિથી પણ આ ભગવંતોને તેનો ફલપરિભોગ ઘટે છે.

ત્યારે આશંકા થશે કે ભલે આ ભગવંતો પ્રાતિહાર્યઋદ્ધિનો અનુભવ કરતા હો, પણ આ ઋદ્ધિ તો દેવકૃત છે-દેવોએ ઉપજાવેલી છે, એટલે તેનું આધિપત્ય-સ્વામીપણું દેવોનું છે, ભગવંતનું નથી. આ આશંકાનું નિવારણ કરતો ચોથો હેતુ કહ્યો-(૪) 'તથા **ભાવથી તેના (ઉદાર ઋદ્ધિના) આધિપત્ય થકી**—નહિં કે સ્વાતન્ત્ર્યથી દેવોના.' ભગવંતના અચિન્ત્ય પુણ્યપરિપાકથી પ્રગટેલ તે ઋદ્ધિનું ભાવથી આધિપત્ય-સ્વામીપણું ભગવંતોનું છે, નહિ કે સ્વતંત્રપણે દેવોનું; કારણ કે દેવો ભલે દ્રવ્યથી તે પ્રાતિહાર્યાદિ ઋદ્ધિ ઉત્પન્ન કરતા હો, પણ તે તો ભગવંતના પરમ પુણ્યપરિપાકને આધીન હોઈ પરતંત્રપણે કરે છે.

---

पञ्जिका:—तदाधिपत्यतो भावान्न देवानां स्वातन्त्र्येण—ભાવથી તેઓના આધિપત્યથી,—નહિં કે સ્વાતન્ત્ર્યથી દેવોના અધિપતિ એવા ભગવંતોમાં જ ઉદાર ઋદ્ધિ ઉપજે છે,—નહિં કે કર્તા એવા દેવોમાં પણ.

આમ અનુપમ સૌંદર્યથી, અદ્ભુત ઋદ્ધિથી, ઉદાર અનુભૂતિથી ને ભાવથી તેના આધિપત્યથી—એમ ચારે પ્રતિહેતુઓના અવિકલ સંકલનથી ભગવંતોના ધર્મફલપરિભોગરૂપ તૃતીય મૂલહેતુનું સમર્થન થાય છે. એટલે આ કારણે ભગવંતોને ધર્મસ્વામી કહ્યા તે સર્વથા સમર્થ છે.

ધર્મવિઘાતઅભાવરૂપ ચોથા મૂળહેતુના ચાર ઉત્તરહેતુનું ભાવન કરી, આમ ભગવંતો ધર્મનાયકો છે એમ નિગમન કરે છે—

[१४]एवं तद्विघातरहिताः—अवन्ध्यपुण्यबीजत्वात्—एतेषां [१]स्वाश्रयपुष्टमेतत् १, तथा अधिकानुपपत्तेः—नातोऽधिकं पुण्यं, २, एवं पापक्षयभावात्—निर्दग्धमेतत् ३, तथाऽहेतुकविघातासिद्धेः—सदा सत्त्वादिभावेन ४॥४॥

एवं धर्मस्य नायकाः धर्मनायका इति ॥२२॥

[१४]અર્થ:—૪. એમ તેના વિઘાતથી રહિત,—(૧) અવંધ્ય પુણ્યબીજપણાને લીધે,—એઓનું આ સ્વાશ્રયથી (પાઠાંતર: સ્વાશયથી) પુષ્ટ છે; (૨) તથા અધિકની અનુપપત્તિને લીધે,—આનાથી અધિક પુણ્ય નથી; (૩) એમ પાપક્ષયભાવને લીધે,—આ (પાપ) નિર્દગ્ધ છે; (૪) તથા અહેતુક વિઘાતની અસિદ્ધિને લીધે,—સદા સત્ત્વાદિ ભાવથી.

એમ ધર્મના નાયકો તે ધર્મનાયકો. ॥૨૨॥[૧૪૨]

## વિવેચન

"ધરમ જિનેસર ગાઉં રંગશું, ભંગ મ પડશો હો પ્રીત...જિનેસર.
બીજો મનમંદિર આણું નહિ, એ અમ કુલવટ રીત....જિનેસર !"—શ્રી આનંદઘનજી

અત્રે ભગવંતના ધર્મસ્વામીપણાના તદ્વિઘાત અભાવરૂપ ચોથા મૂળહેતુના ચાર પ્રતિહેતુઓ દર્શાવી તેનું ભાવન કર્યું છે: 'એમ તેના વિઘાતથી રહિત,—एवं तद्विघात—

---

पञ्जिका—अधिकानुपपत्तेः—અધિકની અનુપપત્તિને લીધે. કારણકે અધિક પુણ્યનાં સંભવે ઇતરની ઋદ્ધિ હણાય.

सदा सत्त्वादिभावेन—સદા સત્ત્વાદિ ભાવથી.

"नित्यं सत्त्वमसत्त्वं वाऽहेतोरन्यानपेक्षणात्।
अपेक्षातो हि भावानां कादाचित्कत्वसम्भवः॥"

(અર્થાત્) અન્યના અનપેક્ષણને લીધે અહેતુનું નિત્ય સત્ત્વ વા અસત્ત્વ હોય, કારણ કે અપેક્ષાથી ભાવોના કાદાચિત્કત્વનો (ક્વચિત્ હોવાપણાનો) સંભવ છે.

અત્રે 'તથા' શબ્દો અને 'એવં' શબ્દો અનંતર હેતુ સાથે ઉત્તર હેતુના તુલ્ય સાધ્યના સૂચનાર્થે છે.

(૧) ૧. પાઠાંતર: स्वाशय

रहिताः એમ એ જ પ્રકારે આ ધર્મસ્વામી ભગવંતો તે ધર્મના વિઘાતથી રહિત છે. વિઘાત એટલે અંતરાય, પ્રત્યવાય, આવરણ, ખંડિતપણું, વ્યાબાધા. એટલે આ ભગવંતો તે ધર્મના અંતરાયથી, પ્રત્યવાયથી, આવરણથી, ખંડિતતાથી, વ્યાબાધથી, વિઘાતથી રહિત છે, અવ્યાબાધ છે.

તેમાં અંતરાય–પ્રત્યવાયરૂપ વિઘાત ભગવંતને કેમ નથી? તે દર્શાવતો પ્રથમ પ્રતિહેતુ કહ્યો—(૧) 'अवन्ध्यपुण्यबीजत्वात्'–અવન્ધ્ય પુણ્યબીજપણાને લીધે–'એઓનું આ સ્વાશ્રયથી (પાઠાંતરઃ સ્વાશયથી) પુષ્ટ છે.' અર્થાત્ અવંધ્ય એટલે અચૂક, નિષ્ફળ–ખાલી ન જાય એવા અમોઘ ફલદાયિ પુણ્ય બીજના અવિકલ ફલરૂપ આ ધર્મ છે. એટલે આ પુણ્યબીજ અવન્ધ્ય છે. કારણ કે તે સ્વાશ્રયથી (સ્વાશયથી) પુષ્ટ છે. સુઆશ્રયમાં–સારા આશ્રયસ્થાનમાં એટલે કે સુયોગ્ય ફળદ્રૂપ ભૂમિમાં વિધિથી વાવેલું બીજ જેમ અવંધ્ય હોય, અચૂક ફલ આપે જ; તેમ આ ભગવંતના સ્વાશયરૂપ સ્વાશ્રયમાં એટલે કે શુભાશયરૂપ ચિત્તભૂમિમાં વાવેલું પુણ્યબીજ એવું અવંધ્ય છે કે તે ઉત્તરોત્તર પુણ્યાનુબંધી પુણ્યનો અનુબંધ સાધી અવિકલ શુદ્ધ ધર્મરૂપ સત્ફલ આપે જ છે. આમ અવંધ્ય પુણ્યબીજપણાને લીધે ધર્મપ્રાપ્તિમાં અંતરાય–પ્રત્યવાયરૂપ વિઘાતથી રહિત આ ભગવંતો છે.

ધર્મવિઘાતઅભાવરૂપ ચોથા મૂળ હેતુના ચાર ઉત્તર હેતુ

હવે કોઈ ઝાંખું પાડી દે એવું ચઢીયાતું હોય, તો તેથી આવરણરૂપ–ઢંકાઈ જવારૂપ (Over-shadowing) વિઘાત ઉપજે, પણ તેવો આવરણરૂપ વિઘાત પણ ભગવંતને નથી, તે દર્શાવતો બીજો પ્રતિહેતુ કહ્યો–'तथा अधिकानुपपत्तेः—અધિકની અનુપપત્તિને લીધે,–આનાથી અધિક પુણ્ય નથી.' આ ભગવંતનું પુણ્ય પરમોત્તમ છે, એટલે આનાથી કોઈ અધિક–ચઢીયાતું પુણ્ય નથી, કે જેથી રખેને તે ઢંકાઈ જાય કે ઝાંખું પડી જાય. આમ પુણ્ય–ધર્મ બાબત ભગવંતથી અધિક–ચઢીયાતું કોઈ પણ પુણ્ય ઘટતું નથી, એટલે તેથી ઝાંખપ લાગવારૂપ કે ઢંકાઈ જવારૂપ (Eclipse) વિઘાત આ ભગવંતોને સંભવતો નથી.

હવે કદાચ તે પુણ્યના પ્રતિપક્ષ–પાપથી પણ વિઘાત–ખંડિતપણું સંભવે તેનો નિષેધ કરતો ત્રીજો પ્રતિહેતુ કહ્યો—(૩) 'एवं पापक्षयभावात्- એમ પાપક્ષયભાવને લીધે–આ (પાપ) નિર્દગ્ધ છે.' આ ભગવંતને જ્ઞાનાવરણાદિ સર્વ પાપ નિર્દગ્ધ છે, સર્વથા બળી ગયેલ છે, ભસ્મીભૂત થયેલ છે, એટલે પાપક્ષયના ભાવથી–હોવાપણાથી ભગવંતને પાપનો અભાવ છે. અને આમ ધર્મનું ખંડિતપણું–વિઘાત કરનારા આ પાપના અભાવે આ ભગવંતનો ધર્મ વિઘાતરહિત, અખંડ, અવ્યાબાધ છે.

આમ કોઈ પણ કારણે ભગવંતના ધર્મમાં વિઘાતનો સંભવ નથી, ત્યારે કોઈ કહેશે કે–વિના હેતુએ વિઘાત કેમ ન હોય? તેના નિવારણાર્થે ચોથો પ્રતિહેતુ કહ્યો—(૪)

तथाऽहेतुकविघातासिद्धेः—'તથા **અહેતુક વિઘાતની અસિદ્ધિને લીધે**—સદા સત્ત્વાદિ ભાવથી.' અર્થાત્ અહેતુક-નિષ્કારણ વિઘાતની સિદ્ધિ થતી નથી, કારણ કે તેમ હોય તો તેનો સદા સત્ત્વાદિ ભાવ હોય, એટલે કે કાં તો તે સદા હોય ને કાં તો તે સદા ન હોય. આ અંગે "नित्यं सत्त्वं" ઇત્યાદિ પ્રસિદ્ધ શ્લોક પંજિકાકારે ટાંક્યો છેઃ "અન્યના અનપેક્ષણને લીધે અહેતુનું નિત્ય સત્ત્વ વા અસત્ત્વ હોય, કારણ કે અપેક્ષા થકી ભાવોના કાદાચિત્કત્વનો (કદાચિત્ હોવાપણાનો) સંભવ છે." અર્થાત્ બીજાની અપેક્ષાને જ્યાં આધીનતા છે, ત્યાં કદાચિત્ જ હોવાપણાનો સંભવ છે. માટે અહેતુક વિઘાત થતો હોય તો તે કાં તો સદાય થયા કરવો જોઈએ ને કાં તો કદી પણ ન થવો જોઈએ. પણ વિઘાત તો આવરણાદિ તે તે કારણ થકી જ હોય છે, એટલે તે કાદાચિત્ક જ છે, ક્વચિત્ હોય છે ને ક્વચિત્ નથી હોતો. એટલે સિદ્ધ થાય છે કે અહેતુક વિઘાત સંભવતો નથી; અને ભગવંતને ધર્મવિઘાતનું કોઈ પણ કારણ રહ્યું છે નહિં, એટલે એ રીતે પણ વિઘાત સંભવતો નથી.

આમ ચારે ઉત્તર હેતુઓથી **'ધર્મ વિઘાત રહિત'** એ મૂલહેતુ સમર્થિત થાય છે, એટલે સિદ્ધ થયું કે-આ ભગવંતો સર્વથા તે ધર્મના વિઘાત રહિત છે, અર્થાત્ અખંડ અવ્યાબાધ શુદ્ધ આત્મધર્મથી યુક્ત છે. આમ ધર્મઅવિઘાતરૂપ ચતુર્થ હેતુથી પણ ભગવંતનું ધર્મસ્વામીપણું સિદ્ધ થયું.

અને આમ ધર્મસ્વામીપણાની-ધર્મનાયકપણાની સિદ્ધિ અર્થે સૂક્ષ્મ તત્ત્વવિચારણામય ચાર મૂલહેતુઓનો ને તેના પ્રતિહેતુઓનો મૌલિક ઉપન્યાસ કરવામાં આ પ્રાજ્ઞશિરોમણિ લલિતવિસ્તરાકાર **મહર્ષિ હરિભદ્રાચાર્યજીએ** પ્રાજ્ઞ જનોને સાનંદાશ્ચર્ય ઉપજાવનારો અદ્ભુત પ્રજ્ઞાતિશય દાખવ્યો છે; એટલું જ નહિં પણ આ ભગવંતો ખરેખરા પરમાર્થ અર્થમાં **ધર્મસ્વામી-ધર્મનાયકો** છે એમ સુયુક્તિયુક્તપણે સિદ્ધ કરવામાં અત્ર ગ્રંથ મધ્યે સર્વત્ર પદે પદે નિર્ઝરતા ભક્તિઅતિશયનો વિશિષ્ટ ચમત્કાર દર્શાવ્યો છે.

"શુદ્ધાશય થિર પ્રભુ ઉપયોગે, જે સમરે તુજ નામજી;
અવ્યાબાધ અનંતું પામે, પરમ અમૃતરસ ધામજી....શીતલ જિન." **શ્રી દેવચંદ્રજી**

॥ इति धर्मनायकाः ॥ २२ ॥



# ૨૩. ધર્મસારથિ

## 'धर्मसारथिभ्यः' પદ વ્યાખ્યાન

ભગવંતોનું ધર્મસારથિપણું શી રીતે છે? એ પ્રદર્શિત કરવા ધર્મ-રથના સમ્યક્ પ્રવર્તન-પાલન-દમનયોગરૂપ ત્રણ હેતુઓનો ઉપન્યાસ કરે છે—

[૧૯]तथा—

'धम्मसारहीणं'

इहापि धर्मोऽधिकृत एव, तस्य स्वपरापेक्षया सम्यक्प्रवर्त्तनपालनदमनयोगतः सारथित्वं ।[१४२]

[१५]અર્થ:—તથા—

'ધર્મસારથિઓને'

અહીં પણ ધર્મ અધિકૃત જ, તેના સ્વ-પર અપેક્ષાએ સમ્યક્ પ્રવર્તન-પાલન-દમન યોગ થકી સારથિપણું છે.[૧૪૩]

### વિવેચન

"શ્રી સીમંધર જિનવર સ્વામી, વિનતડી અવધારો;
શુદ્ધ ધર્મ જે પ્રગટ્યો તુમચો; પ્રગટો તેહ અમારો રે—સ્વામી! વિનવિયે મનરંગે."
— શ્રી દેવચંદ્રજી

તથાપ્રકારે પૂર્વે કહ્યું હતું તેમ અનુગ્રહસંપાદનાદિ વડે આ ભગવંતો ધર્મસારથિ છે એટલે અહીં 'धम्मसारहीणं'—धर्मसारथिभ्यः—'ધર્મસારથિઓને' એ સૂત્ર પદનું

---

पञ्जिका—इहापि ઇત્યાદિ, અહીં પણ, નહિં કે કેવલ પૂર્વ સૂત્રમાં, धर्मोऽधिकृत एव—ધર્મ અધિકૃત જ, ચારિત્રધર્મ એમ અર્થ છે, तस्य—તેના, રથની જેમ, स्वपरापेक्षया—સ્વ પર અપેક્ષાએ, સ્વ પરત્વે અને પર પરત્વે એમ અર્થ છે, प्रवर्त्तनपालनदमनयोगतः પ્રવર્તન પાલન અને દમનના યોગ થકી,—હેતુત્રિતયતાથી સાધવામાં આવવાપણું છે તેનાથી, सारथित्वं—સારથિપણું, રથપ્રવર્તકપણું.

ધર્મસારથિ ભગવાન

વ્યાખ્યાન હવે કરવામાં આવે છે, 'અહીં પણ ધર્મ અધિકૃત જ છે,' માત્ર આગલા સૂત્રમાં જ નહિં પણ અહીં પણ ધર્મ પ્રસ્તુત જ—ચારિત્રધર્મ જ છે.' **तस्य स्वपरापेक्षया सम्यक्प्रवर्त्तनपालनदमनयोगतः सारथित्वम्।**' 'તેના સ્વ પર અપેક્ષાએ સમ્યક્ પ્રવર્ત્તન-પાલન-દમન યોગ થકી સારથિપણું છે;' રથની જેમ, તે ધર્મના સ્વ પરત્વે અને પર પરત્વે સમ્યક્ પ્રવર્ત્તનયોગ થકી, પાલનયોગ થકી અને દમનયોગ થકી—એમ ત્રણ હેતુથી સારથિપણું—રથપ્રવર્ત્તકપણું છે.

અર્થાત્ રથ ચલાવનારો સારથિ પોતાને ને પરને ઇષ્ટ સ્થાને પહોંચાડે છે, એટલે તેનું સારથિપણું જેમ સ્વ-પર અપેક્ષાએ છે, તેમ ધર્મરથ ચલાવનારા આ ધર્મસારથિ ભગવંતો પોતાને તેમ જ પરને ઇષ્ટ મોક્ષ સ્થાને પહોંચાડે છે, એટલે તેમનું સારથિપણું પણ સ્વ-પર અપેક્ષાએ છે.

સમ્યક્પ્રવર્ત્તન-દમન-પાલન યોગથી ભગવાનનું ધર્મસારથિપણું

આ સારથિપણું આ ત્રણ કારણના યોગે ઘટે છે: (૧) **સમ્યક્ પ્રવર્ત્તન**—ઇષ્ટ સ્થાન ભણી લઈ જતા સમ્યક્ સાચા માર્ગે રથને સમ્યક્પણે-બરાબર પ્રવર્ત્તાવે, ચલાવે; (૨) **પાલન**—એમ ઠેઠ સુધી ચલાવ્યે રાખી પાર ઉતારે, નિર્વહણ કરે; અને (૩) **દમન**—રથને એવો દમનમાં-નિયંત્રણમાં-કાબૂમાં (Control) રાખે કે તે આડાઅવળો જાય નહિં ને સીધે માર્ગે વહ્યા કરી ઇષ્ટ સ્થાને પહોંચાડે. આમ રથના સમ્યક્ પ્રવર્ત્તન, પાલન, ને દમન એ ત્રણ કારણના યોગ થકી—સુમેળ થકી જેમ સારથિનું સારથિપણું ઘટે છે, તેમ ધર્મરથના સમ્યક્ પ્રવર્ત્તન, **પાલન ને દમન એ ત્રણ કારણના યોગ થકી ભગવંતનું ધર્મસારથિપણું સાંગોપાંગ ઘટે છે.**

"પારિણામિક જે ધર્મ તુમારો, તેહવો અમચો ધર્મ;
શ્રદ્ધા ભાસન રમણ વિયોગે, વળગ્યો વિભાવ અધર્મ....રે સ્વામી !"—**શ્રીદેવચંદ્રજી**



તેમાં—ધર્મસારથિપણાના પ્રથમ હેતુરૂપ સમ્યક્પ્રવર્ત્તન યોગ કેવી રીતે છે? તે પ્રજ્ઞાનિધાન આચાર્યજી હરિભદ્રજી અદ્ભુત સંકલનાબદ્ધ અષ્ટ કારણપરંપરા રજૂ કરી ઘટાવે છે—

[૧૯]तद्यथा—

सम्यक्प्रवर्त्तनयोगेन परिपाकापेक्षणात् प्रवर्त्तकज्ञानसिद्धेः अपुनर्बन्धकत्वात् प्रकृत्याभिमुख्योपपत्तेस्तथागाम्भीर्ययोगात् साधुसहकारिप्राप्तेरनुबन्धप्रधानत्वात् अतीचारभीरुत्वोपपत्तेः ।१।[१४४]

[૧૬]અર્થ:—તે આ પ્રકારે—

૧. સમ્યક્ પ્રવર્ત્તન યોગ વડે—પરિપાક અપેક્ષણ થકી પ્રવર્ત્તક જ્ઞાનની સિદ્ધિને લીધે, અપુનર્બન્ધકપણાને લીધે પ્રકૃતિના આભિમુખ્યની ઉપપત્તિને લીધે; તથા ગાંભીર્યયોગને લીધે, સાધુ સહકારીની પ્રાપ્તિને લીધે, અનુબન્ધપ્રધાનપણાને લીધે, અતિચારભીરુત્વની ઉપપત્તિને લીધે.[૧૪૪]

## વિવેચન

"સમકિત ગુણથી હો શૈલેશી લગે, આતમ અનુગત ભાવ;
સંવર નિર્જરા હો ઉપાદાનહેતુતા, સાધ્યાલંબન દાવ....
સ્વામી સ્વયંપ્રભને જાઉં ભામણે"—શ્રી દેવચંદ્રજી.

અત્રે સારથિપણાનો પ્રથમ હેતુ–**સમ્યક્ પ્રવર્ત્તન યોગ** કહ્યો, તેનું વિવરણ કર્યું છે. सम्यक्प्रवर्त्तनयोगेन— 'સમ્યક્ પ્રવર્ત્તન યોગવડે,'–જેની મૂલ આરંભપ્રવૃત્તિ જ–પ્રવર્ત્તનની

---

पञ्जिका—તે જ तद्यथा ઇત્યાદિથી ભાવે છે, તેનું સારથિપણું જેમ હોય તેમ પ્રતિપાદવામાં આવે છે એમ અર્થ છે.

सम्यक्प्रवर्त्तनयोगेन—સમ્યક્ પ્રવર્ત્તનયોગથી, અવંધ્યમૂલવાળા આરંભવ્યાપારથી ધર્મસારથિપણું એમ સંટંક છે. આ પણ કયા કારણથી ? તે માટે કહ્યું—परिपाकापेक्षणात्—परिपाकस्य—પ્રકર્ષપર્યંત લક્ષણ પરિપાકના, अपेक्षणात्—અપેક્ષણ થકી, સાધ્યપણે આશ્રયણ થકી. એ પણ કયા કારણથી ? તે માટે કહ્યું—

प्रवर्त्तकज्ञानसिद्धेः—પ્રવર્ત્તક જ્ઞાનની સિદ્ધિને લીધે. અવિસંવગર્ભવાળી પ્રવૃત્તિ જેનું ફલ છે એવા જ્ઞાનના ભાવ થકી,—પ્રદર્શક આદિ અન્ય જ્ઞાનથી પ્રવૃત્તિના અયોગને લીધે. તે પણ કેવી રીતે ? તે માટે કહ્યું—

अपुनर्बन्धकत्वात्—અપુનર્બન્ધકપણાને લીધે. 'पापं न तीव्रभावात्करोति'—પાપ તીવ્રભાવથી નથી કરતો ઇત્યાદિ લક્ષણવાળો अपुनर्बन्धकः—અપુનર્બંધક, तद्भावात्—તેના ભાવને લીધે. તે પણ કેવી રીતે ? તે માટે કહ્યું—प्रकृत्याभिमुख्योपपत्तेः—પ્રકૃતિથી આભિમુખ્યની ઉપપત્તિને લીધે; સ્વભાવભૂત એવી પ્રકૃતિથી તથાભવ્યત્વના પરિપાકથી ધર્મ પ્રતિ પ્રશંસાદિ વડે અનુકૂલ ભાવના ઘટનને લીધે.

तथा—તથા શબ્દ પ્રથમ હેતુરૂપ સમ્યક્ પ્રવર્ત્તન યોગની જ સિદ્ધિને અર્થે પરસ્પર અપેક્ષાવાળા વક્ષ્યમાણ હેત્વન્તર ચતુષ્ટયના સમુચ્ચયાર્થે છે. गाम्भीर्ययोगाच्च—ગાંભીર્યયોગ થકી સમ્યક્ પ્રવર્ત્તન યોગ; અને આનું ગાંભીર્ય તે ત્રિભુવનાતિશાયી કલ્યાણહેતુની અચિન્ત્ય શક્તિસંપન્નતા. એ પણ કયા કારણથી ? તે માટે કહ્યું—

साधुसहकारिप्राप्तेः—સાધુસહકારીની પ્રાપ્તિને લીધે; ફલઅવ્યભિચારી એવા ચારુ ગુરુઆદિ સહકારીના લાભને લીધે. આ પણ કેવી રીતે ? તે માટે કહ્યું—अनुबन्धप्रधानत्वात्—અનુબન્ધપ્રધાનપણાને લીધે,—નિરનુબન્ધને ઉક્ત સહકારીની પ્રાપ્તિના અભાવને લીધે. તે પણ કેવી રીતે ? તે માટે કહ્યું:—अतिचारभीरुत्वोपपत्तेः—અતિચારભીરુત્વની ઉપપત્તિને લીધે,—અતિચારથી ઉપહતને અનુબન્ધના અભાવને લીધે.

શરૂઆત જ અવંધ્ય અચૂક હોવાથી સમ્યક્ છે એવા સમ્યક્ પ્રવર્ત્તન યોગવડે આ ધર્મ-સારથિપણું છે. જેમ રથના પ્રવર્ત્તનની મૂળ શરૂઆત જ સમ્યક્ સાચી દિશામાં હોય તો તે ઇષ્ટ સ્થાને પહોંચાડવા માટે અચૂક અવંધ્ય થઈ પડે છે; તેમ આ ધર્મરથનું પ્રવર્ત્તન-મૂળ પ્રારંભ જ સમ્યક્ સાચી દિશામાં હોય તો તે ઇષ્ટ ધ્યેય પ્રત્યે પ્હોંચાડવા માટે અવંધ્ય અચૂક કારણ થઈ પડે છે.

આ સમ્યક્ પ્રવર્ત્તનયોગ કેવી રીતે હોય? તે માટે કહ્યું—'परिपाकापेक्षणात्' **પરિપાક અપેક્ષણને લીધે**—પ્રકર્ષપર્યંતરૂપ પરિપાકની અપેક્ષા રાખવાથી, એટલે કે છેવટની પરાકાષ્ઠારૂપ દશાનો સાધ્યપણે આશ્રય કરવાથી. રથ ચલાવવા ઇચ્છનાર સારથિ પોતાને છેવટે કયે સ્થળે પહોંચવું છે, તે ઇષ્ટ સ્થાનને (goal) નિશ્ચયસાધ્યપણે નિરંતર લક્ષમાં રાખી, તેને અનુલક્ષીને જ રથ ચલાવવા માંડે, તો જ તેનું સમ્યક્ પ્રવર્ત્તન હોય; અને આમ રથના પ્રવર્ત્તનની મૂળ શરૂઆત જ છેવટના ઇષ્ટ સ્થાનને અનુલક્ષી સમ્યક્ સાચી દિશામાં હોય તો તે ઇષ્ટ સ્થાને પ્હોંચાડવા માટે અચૂક અવંધ્ય થઈ પડે. તેમ ધર્મ રથ ચલાવનાર પણ ધર્મના પરિપાકને —છેવટની દશારૂપ પ્રકર્ષને નિશ્ચયસાધ્યપણે નિરંતર લક્ષમાં રાખી તેને અનુલક્ષીને જ ધર્મરથ ચલાવવાનો પ્રારંભ કરે, તો જ સમ્યક્ પ્રવર્ત્તન હોય; અને આમ ધર્મરથનું પ્રવર્ત્તન-મૂળ પ્રારંભ જ છેવટની દશારૂપ ધર્મપરિપાકને અનુલક્ષીને સમ્યક્ સાચી દિશામાં હોય તો તે ઇષ્ટ ધ્યેય પ્રત્યે પહોંચાડવા માટે અવંધ્ય અચૂક કારણ થઈ પડે. આથી ઉલટું નિશ્ચયરૂપ ઇષ્ટ અંતિમ સ્થાનની અપેક્ષા વિના રથ ચલાવવાની ચેષ્ટા કરે, તો તે પ્રવર્ત્તન સમ્યક્ નથી. તેમ નિશ્ચયસાધ્યરૂપ ધર્મપરિપાકની—શુદ્ધ આત્મસ્વભાવરૂપ છેવટની દશાની અપેક્ષા વિના ધર્મરથનું પ્રવર્ત્તન તે સમ્યક્ નથી. કારણ કે ઇષ્ટ સાધ્ય ભણી એક ડગલું પણ ચાલે તો ઇષ્ટની નિકટ આવે, પણ ઇષ્ટ સાધ્યથી વિમુખ લાખો ગાઉ ચાલે તો ઇષ્ટ દૂર ને દૂર ભાગતું જાય. માટે સમ્યક્ પ્રવર્ત્તનનો યોગ પરિપાકરૂપ નિશ્ચય સાધ્યની અપેક્ષા રાખવા થકી જ હોય છે એમ સિદ્ધ થયું. **શ્રીમદ્ રાજચંદ્રજી** પ્રણીત શ્રી આત્મસિદ્ધિમાં ટંકોત્કીર્ણ વચનામૃત કહ્યું છે તેમ "નિશ્ચય રાખી લક્ષમાં, સાધન કરવાં સોય." અને ભગવંતને તો તેવો સમ્યક્ પ્રવર્ત્તન યોગ પરિપાક અપેક્ષણને લીધે હોય જ છે.

સમ્યક્ પરિપાક અપેક્ષણ: છેવટનો નિશ્ચય લક્ષ્ય

તેઓને આ પરિપાક અપેક્ષણ પણ શાને લીધે છે? તો કે '**પ્રવર્ત્તક જ્ઞાનની સિદ્ધિને લીધે**' प्रवर्त्तकज्ञानसिद्धेः,—અર્થિત્વગર્ભવાળી પ્રવૃત્તિ જેનું ફલ છે તે પ્રવર્ત્તક જ્ઞાનના હોવાપણાને લીધે, પ્રદર્શક આદિ અન્ય જ્ઞાન થકી પ્રવૃત્તિનો અયોગ છે, માટે. અર્થાત્ શ્રી આત્મસિદ્ધિના સુભાષિત પ્રમાણે "કામ એક આત્માર્થનું, બીજો નહિ મનરોગ," એમ આત્માર્થનું જ અર્થિત્વ-મુખ્ય પ્રયોજનભૂત ઇચ્છવાપણું જેમાં છે એવી પ્રવૃત્તિમાં જે પ્રવર્ત્તાવે છે તે પ્રવર્ત્તક જ્ઞાન કહેવાય છે. પણ તેનાથી અન્ય એવું જે આત્માર્થના અર્થિત્વ

આત્માર્થરૂપ પ્રવર્ત્તક જ્ઞાનની સિદ્ધિ

વિનાનું જ્ઞાન છે તે તો માત્ર દેખાવ પૂરતું દેખાડા જેવું પ્રદર્શનભૂત હોઈ અદર્શક જ્ઞાન છે; તેનાથી કંઈ આત્માર્થ પ્રવૃત્તિ થવી સંભવતી નથી. ભગવંતને તો આ કેવળ શુદ્ધ આત્માર્થ પ્રયોજનભૂત પ્રવર્ત્તક જ્ઞાનની સિદ્ધિ વર્તે છે, એથી કરીને તેઓને ઉક્ત પરિપાક અપેક્ષણ હોય છે,—જેથી પરમ નિશ્ચયરૂપ અંતિમ સાધ્યના લક્ષ્યપૂર્વક તેમને સમ્યક્ પ્રવર્ત્તન યોગ હોય છે.

અપુનર્બન્ધકપણું અને પ્રકૃતિનું આભિમુખ્ય

હવે આ પ્રવર્ત્તક જ્ઞાનની સિદ્ધિ પણ '**અપુનર્બન્ધકપણાને લીધે**' છે, अपुनर्वन्धकत्वात्,—તીવ્ર ભાવથી પાપ નથી કરતો એવો હળુકર્મી હોવાથી જે પુનઃ કર્મની ઉત્કૃષ્ટ સ્થિતિ બાંધતો નથી, એવા અપુનર્બંધકને જ તેવા પ્રકારની આત્માર્થની ઇચ્છવાવાળી પ્રવૃત્તિમાં પ્રવર્ત્તાવનારૂં પ્રવર્ત્તક જ્ઞાન હોય છે, અને આ અપુનર્બન્ધકપણું પણ '**પ્રકૃતિના આભિમુખ્યની ઉપપત્તિને લીધે**'—હોય છે; प्रकृत्याभिमुख्योपपत्तेः; તથાભવ્યત્વરૂપ જે સ્વભાવભૂત પ્રકૃતિ છે, તેથી કરીને તેના આભિમુખ્યની–ધર્મસન્મુખપણાની ઉપપત્તિ–ઘટમાનપણાને લીધે હોય છે. અર્થાત્ તથાભવ્યત્વનો પરિપાક થવાથી પ્રકૃતિનું–કર્મક્ષયોપશમનું આભિમુખ્ય–અનુકૂળપણું સતે ધર્મપ્રશંસાદિ વડે જીવનું ધર્મસન્મુખપણું ઘટે છે, ને તેથી કરીને અપુનર્બન્ધકપણું ઉપજે છે.

ગાંભીર્યયોગ અને સાધુ સહકારી પ્રાપ્તિ

આ પ્રકૃતિની આભિમુખ્ય ઉપપત્તિ પણ શાને લીધે ? તો કે '**તથા ગાંભીર્યયોગને લીધે,**' तथा गाम्भीर्ययोगात्,–તથાપ્રકારે ગાંભીર્યના ઘટમાનપણાને લીધે. અર્થાત્ ભગવાનના આત્માના ઊંડાણમાં અંતર્ગતપણે ત્રણે ભુવનથી ચઢીયાતું કલ્યાણ પામવાની અચિન્ત્ય શક્તિ સત્તાપણે રહેલી છે તે જ ગાંભીર્ય છે. આ તાગ ન લઈ શકાય એવી ગંભીર અંતર્ગત ( Intrinsic ) અચિન્ત્યશક્તિરૂપ ગાંભીર્યના યોગને લીધે જ પ્રસ્તુત પ્રકૃતિ પણ અભિમુખ બને છે.

આ ગાંભીર્યયોગ પણ '**સાધુ સહકારીની પ્રાપ્તિને લીધે**' હોય છે— साधुसहकारिप्राप्तेः ફલઅવ્યભિચારી એવા ચારુ–રૂડા ગુરુ આદિ સહકારીના લાભ થકી આ અચિન્ત્યશક્તિરૂપ ગાંભીર્યયોગ પ્રગટે છે. આ સાધુસહકારીની પ્રાપ્તિ પણ '**અનુબન્ધપ્રધાનપણાને લીધે**' હોય છે, अनुवन्धप्रधानत्वात्, કારણ કે જે ઉત્તરોત્તર શુભ કર્મનો અનુબન્ધ કરે છે તેને આવો સુયોગ મળે છે, પણ નિરનુબન્ધને નહિં. અને આ અનુબંધપ્રધાનપણું પણ '**અતિચારભીરુત્વની ઉપપત્તિને લીધે**' હોય છે–अतीचारभीरुत्वोपपत्तेः; રખેને પાપ થઈ જશે એમ અતિચારથી જે ભીરુત્વ–ડરવાપણું તેની ઉપપત્તિને–ઘટમાનપણાને લીધે આ અનુબંધપ્રધાનપણું હોય છે. આમ—

અનુબંધપ્રધાનપણું અને અતિચારભીરુત્વ

| | |
|---|---|
| ૧. અતિચાર ભીરુત્વથી | અનુબંધ પ્રધાનપણું હોય છે. |
| ૨. અનુબંધ પ્રધાનપણાથી | સાધુ સહકારીની પ્રાપ્તિ હોય છે. |

| | |
|---|---|
| ૩. સાધુસહકારીની પ્રાપ્તિથી | ગાંભીર્યયોગ હોય છે. |
| ૪. ગાંભીર્યયોગ થકી | પ્રકૃતિ અભિમુખતા હોય છે. |
| ૫. પ્રકૃતિ અભિમુખતાથી | અપુનર્બન્ધકપણું હોય છે. |
| ૬. અપુનર્બન્ધકપણાથી | પ્રવર્ત્તક જ્ઞાન હોય છે. |
| ૭. પ્રવર્ત્તક જ્ઞાનથી | પરિપાકનું (અંતિમ સાધ્ય લક્ષ્યનું) અપેક્ષણ હોય છે. |
| ૮. પરિપાક અપેક્ષણથી | સમ્યક્ પ્રવર્ત્તનયોગ હોય છે. |

આવી પરમ અદ્ભુત સંકલનાબદ્ધ અષ્ટ કારણપરંપરાનો ઉપન્યાસ કરી પ્રજ્ઞાનિધાન આચાર્ય હરિભદ્રજીએ સમ્યક્ પ્રવર્ત્તનયોગ કેવી રીતે હોય છે, તેનું અપૂર્વ ઘટમાનપણું દાખવ્યું છે.



ધર્મસારથિપણાના બીજા હેતુરૂપ પાલનયોગ અર્થાપત્તિથી સિદ્ધ કરે છે—

[૧૭]एतेन पालनाऽयोगः प्रत्युक्तः, सम्यक्प्रवर्त्तनस्य निर्वहणफलत्वात्, नान्यथा सम्यक्त्वमिति समयविदः।[૧૪૫]

[૧૭]અર્થ:—ર. આ વડે પાલન-અયોગ પ્રત્યુક્ત થયો,—સમ્યક્પ્રવર્ત્તનના નિર્વહણ-ફલપણાને લીધે; અન્યથા સમ્યક્ત્વ (સમ્યક્પણું) નથી એમ સમયવિદો વદે છે.[૧૪૫]

## વિવેચન

"શ્રી અનંત જિન શું કરો....સાહેલડિયાં, ચોળ મજીઠનો રંગ....રે ગુણવેલડિયાં;
સાચો રંગ તે ધર્મનો....સાહે. બીજો રંગ પતંગ રે....ગુણ."—શ્રી યશોવિજયજી

હવે સારથિપણાનો બીજો હેતુ—**પાલન**, તેની વિચારણા કરે છે: 'આ વડે પાલન-અયોગ પ્રત્યુક્ત થયો.' આ વડે એટલે કે સમ્યક્ પ્રવર્ત્તનયોગના સાધન વડે પાલન-અયોગ (પાલનનું અઘટન) પ્રત્યુક્ત થયો, નિરાકૃત થયો. કેવી રીતે? 'સમ્યક્ પ્રવર્ત્તનના નિર્વહણફલપણાને લીધે,' 'सम्यक्प्रवर्त्तनस्य निर्वहणफलत्वात्', ઉક્તરૂપ સમ્યક્પ્રવર્ત્તનના પાલનફલપણાને લીધે. અર્થાત્ જો સમ્યક્ પ્રવર્ત્તન હોય તો તેનું નિર્વહણ-પાલન ફલ હોય જ. જેમ નિશ્ચય સાધ્યને લક્ષ્યમાં રાખી સારથિ રથને સાચી દિશામાં સમ્યક્પણે પ્રવર્ત્તાવે-ચલાવે, તો તે ઠેઠ સુધી રથને નિર્વહણ કરે, ઇષ્ટ ધ્યેય

**ધર્મ સારથિપણાનો બીજો હેતુ-પાલનયોગ**

पञ्जिका—આમ પ્રથમ હેતુની સિદ્ધિ કહી દેખાડી, દ્વિતીયની સિદ્ધિ અર્થે કહે છે:—एतेन—આ વડે, સમ્યક્ પ્રવર્ત્તન યોગના સાધન વડે, શું? તે માટે કહ્યું—पालनायोगः—पालनस्यायोगः—પાલનનો અયોગ-અઘટન, प्रत्युक्तः—નિરાકૃત થયો. કયા કારણથી? તે માટે કહ્યું—सम्यक्प्रवर्त्तनस्य—ઉક્તરૂપ સમ્યક્ પ્રવર્ત્તનના, निर्वहणफलत्वात्—નિર્વહણફલપણાને લીધે, પાલનફલપણાને લીધે. હવે આ નિયમ કેમ કે સમ્યક્પ્રવર્ત્તન પાલનફલવાળું જ છે? તે માટે કહ્યું—न—ન જ, अन्यथा—પાલન અભાવે, सम्यक्त्वं—પ્રવર્ત્તનનો સમ્યક્ ભાવ, इति એમ, समयविदः—પ્રવચનવેદીઓ વદે છે.

સ્થળે પહોંચાડે જ; તેમ ધર્મરથનો સમ્યક્ પ્રવર્ત્તનયોગ હોય, તો તેનું પાલન–નિર્વહણ પણ અવશ્ય હોય જ. આમ સમ્યક્ પ્રવર્ત્તન પાલનફલવાળું હોય એવો નિયમ કેમ? તો કે—नान्यथा सम्यक्त्वं—'અન્યથા સમ્યક્ત્વ નથી એમ સમયવિદો વદે છે,' અન્યથા –પાલનના અભાવે પ્રવર્ત્તનનું સમ્યક્ત્વ–સમ્યક્પણું જ નથી, સમ્યક્ભાવ જ નથી, એમ સમયવિદો–શાસ્ત્રવેત્તાઓ વદે છે.



ધર્મને આત્મારૂપ કરી દઈ આ ભગવંતોએ કેવો દાન્ત કર્યો છે એ પ્રદર્શિત કરી, તેઓના ધર્મસારથિપણાના ત્રીજા હેતુરૂપ દમનયોગનું સમર્થન કરે છે—

[१८]एवं दमनयोगेन । दान्तो ह्येवं धर्म्मः—कर्म्मवशितया कृतोऽव्यभिचारी, अनिवर्त्तकभावेन नियुक्तः स्वकार्ये, स्वाङ्गोपचयकारितया नीतः स्वात्मीभावं, तत्प्रकर्षस्यात्मरूपत्वेन ।[१४६]

[१८]અર્થ:—૩. એમ દમનયોગથી.—દાન્ત એવો ધર્મ આમ—કર્મવશિતાથી કરાયેલો અવ્યભિચારી, અનિવર્ત્તક ભાવથી સ્વકાર્યે નિયુક્ત, સ્વાઙ્ગ ઉપચયકારિતાથી સ્વાત્મીભાવનીત એવો હોય છે,—તેના પ્રકર્ષના આત્મરૂપપણાએ કરીને.[૧૪૬]

## વિવેચન

"જેના ધર્મ અનંતા પ્રગટયા, જે નિજ પરિણતિ વરિયો;
પરમાતમ જિનદેવ અમોહી, જ્ઞાનાદિક ગુણ દરિયો રે....શ્રીસીમંધર."—શ્રી દેવચંદ્રજી

पञ्जिका—હવે તૃતીય હેતુની સિદ્ધિ કહે છે:—एवम्—એમ, જેમ સમ્યક્પ્રવર્ત્તન અને પાલન નામના હેતુદ્વયથી ધર્મસારથિપણું છે તેમ દમનયોગથી પણ છે એમ અર્થ છે; दमनयोगेन–દમનયોગથી, સર્વથા સ્વાયત્તીકરણથી. આ જ સાધતાં કહ્યું:—दान्तो—દાન્ત, વશીકૃત, हि–સ્ફુટપણે, एवं—એમ, વક્ષ્યમાણ એવા અવ્યભિચારીકરણ, સ્વકાર્યનિયોગ અને સ્વાત્મીભાવનયનરૂપ પ્રકારત્રયથી, धर्म्मः—ધર્મ. કોના વડે? તે માટે કહ્યું—कर्म्मवशितया—કર્મવશિતાથી; कर्म्म—ચારિત્રમોહાદિ, वशि—અબાધકપણે વશ્ય છે, येषां ते तथा—જેઓને તે તથા, तद्भावस्तत्ता—તદ્ભાવ તે તત્તા, तया—તે વડે. તે જ પ્રકારત્રય કહ્યું—

कृतः—કરાયેલો, વિહિત, अव्यभिचारी—અવિસંવાદક. કેવી રીતે? તે માટે કહ્યું—अनिवर्त्तकभावेन—અનિવર્ત્તક ભાવથી, ફલપ્રાપ્તિ પર્યંત અનુપરમ સ્વભાવથી, नियुक्तः—વ્યાપારિત, स्वकार्ये—કૃત્સ્નકર્મક્ષય લક્ષણ સ્વકાર્યમાં. કોના વડે? તે માટે કહ્યું—स्वाङ्गोपचयकारितया—स्वाङ्गानां—સ્વાંગોના, મનુજત્વ, આર્યદેશોત્પન્નત્વ આદિ અધિકૃત ધર્મલાભના હેતુઓનો, उपचयः—પ્રકર્ષ, तत्कारितया—તેની કારિતાથી, नीतः—પમાડાયેલ, स्वात्मीभावं—નિજસ્વભાવરૂપ સ્વાત્મી ભાવ. કેવી રીતે? તે માટે કહ્યું—तत्प्रकर्षस्य—ધર્મપ્રકર્ષના, યથાખ્યાતચારિત્રતાથી आत्मरूपत्वेन—આત્મરૂપપણાએ કરીને, જીવસ્વભાવપણાએ કરીને.

હવે ભગવંતના ધર્મસારથિપણાના ત્રીજા હેતુનું-**દમનયોગ**નું ભાવન કરે છે: 'એમ દમનયોગથી,'-एवं दमनयोगेन,-જેમ સમ્યક્પ્રવર્ત્તન અને પાલન એ બે હેતુથી ધર્મસારથિપણું ઘટે છે, તેમ દમનયોગથી—ધર્મના સ્વાયત્તીકરણથી-સ્વાધીનપણાના યોગથી પણ ઘટે છે. 'દાન્ત એવો ધર્મ આમ'—દાન્ત વશ કરાયેલ એવો ધર્મ આમ કહેવામાં આવતા ત્રણ પ્રકારથી હોય છે; અર્થાત્ અવ્યભિચારી કરાયેલો, સ્વકાર્યનિયુક્ત ને સ્વાત્મીભાવનીત એવો ધર્મ દાન્ત હોય છે. તે આ પ્રકારે:—(૧) कर्मवशितया कृतोऽव्यभिचारी—'કર્મવશિતાથી કરાયેલો અવ્યભિચારી.' ચારિત્રમોહાદિ કર્મ અબાધકપણે વશ્ય જેઓને છે તે કર્મવશિ, તેનો ભાવ તે કર્મવશિતા, તે વડે કરીને કરાયેલો—આચરાયેલો અવ્યભિચારી, અવિસંવાદક એવો હોય છે. અર્થાત્ ચારિત્રમોહાદિ કર્મ જ્યાં બાધક ન થાય એમ વશ્યપણે વર્ત્તે છે એવી કર્મવશિતા વડે કરી આ ધર્મ અવ્યભિચારી—આડો અવળો જઈ વ્યભિચાર ન પામે એવો કરાય છે, અને આમ અવ્યભિચારી કરાયેલો તે દાન્ત હોય છે. આ અવ્યભિચારી પણ કેવી રીતે? (૨) 'અનિવર્ત્તક ભાવથી સ્વકાર્યે નિયુક્ત'—अनिवर्त्तकभावेन नियुक्तः स्वकार्ये—ફલપ્રાપ્તિ પર્યંત નિવર્ત્તે નહિં એવા અનિવર્ત્તક ભાવથી સર્વકર્મક્ષયરૂપ સ્વકાર્યમાં નિયુક્ત-નિયોજાયેલ એવો ધર્મ અવ્યભિચારી હોઈ દાન્ત હોય છે. તે સ્વકાર્યમાં કોના વડે નિયુક્ત હોય છે? 'સ્વાંગ ઉપચયકારિતાથી સ્વાત્મીભાવ નીત એવો',—સ્વ અંગનો ઉપચય-પ્રકર્ષ તેના કારણથી નિજ સ્વભાવરૂપ સ્વાત્મીભાવ નીત-પમાડાયેલ એવો હોય તે, સ્વકાર્યમાં નિયુક્ત થઈ અવ્યભિચારી હોઈ દાન્ત હોય છે. અને સ્વાત્મીભાવનીત પણ કેવી રીતે? 'તેના પ્રકર્ષના આત્મરૂપપણાએ કરીને'—તે ધર્મના પ્રકર્ષના યથાખ્યાતચારિત્રપણાથી આત્મરૂપપણાએ કરીને—જીવસ્વભાવપણાએ કરીને.

ધર્મસારથિપણાનો ત્રીજો હેતુ-દમનયોગ

આ વસ્તુ સમજવા માટે રથનું દૃષ્ટાંત ભાવન કરીએ:—રથનું સમ્યક્ પ્રવર્ત્તન-પાલન પણ દમન વિના ન બની શકે. અર્થાત્ રથ જો સારથિના દમનમાં-બરાબર કાબુમાં (Control) હોય, તો જ સમ્યક્ પ્રવર્ત્તન-પાલન બની શકે. એટલે સારથિપણું હોવામાં દમનયોગની પણ તેટલી જ આવશ્યકતા છે. કારણ કે સારથિ રથને બરાબર માર્ગે ચલાવતો હોય, પણ જો તેનો કાબૂ ગુમાવી બેસે તો શું હાલ થાય? રથ ઉત્પથે ચઢી ભાંગી જાય ને સારથિ પણ માર્યો જાય. માટે સમ્યક્પ્રવર્ત્તન-પાલન ઉપરાંત દમનની પૂરેપૂરી આવશ્યકતા છે. (૧) અને આ દમન માટે પ્રથમ તો તે રથ અવ્યભિચારી રહે, આડો અવળો આડમાર્ગે ઉત્પથે સરી જઈ અકસ્માત્ કરી ભાંગી ન પડે, તેવી તકેદારી રાખવી જોઈએ, અને તે અવ્યભિચારી રહે તે માટે તે સારથિમાં કર્મવશિતા હોવી જોઈએ, રથપ્રવર્ત્તન-કર્મના કૌશલ્યની સ્વાધીનતા હોવી જોઈએ. અને આમ તે અવ્યભિચારી રહી આડોઅવળો ન જાય એટલું જ પૂરતું નથી, પણ તેને સીધો ચલાવવો જાઈએ, એટલા માટે (૨) બીજું તે રથને તેણે સ્વકાર્ય પૂર્ણતા પર્યંત નિવર્ત્તે નહિં એવા અનિવર્ત્તક ભાવથી ઇષ્ટ સ્થાને

રથનું દૃષ્ટાંત

પ્હોંચવારૂપ સ્વકાર્યમાં જ નિયુક્ત-વ્યાપારિત કરવો જોઈએ, ગમન કાર્યમાં જ રથને રોકી રાખી પાછું હઠયા વિના ઠેઠ સુધી ચલાવ્યે રાખવો જોઈએ. (૩) અને આમ ઇષ્ટ સ્થાન સુધી લઈ જવા માટે રથ ક્ષમ-સમર્થ થાય એટલા માટે તે રથના સ્વઅંગો-પોતાના ચક્રઆદિ અંગો બરાબર મજબૂત ટકાઉ રહે એવો તેનો ઉપચય-પુષ્ટિ કરતા રહી તે રથને સ્વાત્મીભાવ-સુંદર આત્મભાવ પમાડવો જોઈએ, —કે જેથી કરીને રથનું ગમન એટલું સહજ આત્મસ્વભાવરૂપ બની જાય કે તે આપોઆપ (Automatic) ઇષ્ટ સ્થાન પ્રર્યંત સડસડાટ ગમન કર્યા જ કરે. આમ સંક્ષેપમાં આ રથના દમનની અર્થ-ઘટના પરથી અત્રે **લલિતવિસ્તરાકાર મહર્ષિએ** અદ્ભુત કાર્યકારણ સંકલનાથી ગુંથેલા થોડા પણ પરમ અર્થગંભીર સૂત્રોનો તત્ત્વચમત્કૃતિમય ભાવ સમજવો હવે સુગમ થઈ પડશે.

અત્રે અવ્યભિચારીકરણ, સ્વકાર્યનિયોગ અને સ્વાત્મીભાવ એ ત્રણ હેતુઓ દમન-યોગના સાધનમાં ઉપન્યસ્ત કર્યા છેઃ તે આ પ્રકારે—(૧) 'कर्मवशितया कृतोऽव्यभिचारी।' —**કર્મવશિતાથી કરાયેલો અવ્યભિચારી.** અર્થાત્ ચારિત્ર-મોહાદિ કર્મનું ભગવંતને એવું વશ્યપણું (કર્મવશિતા) વર્તે છે કે તેથી અબાધકપણે આચરવામાં આવતો ધર્મ અવ્યભિચારી હોય છે, આડોઅવળો ઉન્માર્ગે જતો નથી, પરભાવ-વિભાવરૂપ વ્યભિચારને ભજતો નથી. આમ આત્મસ્વભાવરૂપ ધર્મને પરભાવ-વિભાવરૂપ વ્યભિચારમાં ન જવા દેતાં અવ્યભિચારી જ રહે એવો ઉપયોગ-તકેદારી ભગવંત રાખે છે. અને એમ આ ધર્મસારથિએ ધર્મરથને અવ્યભિચારી કર્યો, પરભાવ વિભાવમાં આડોઅવળો ન જવા દીધો, એટલું જ એને દાન્ત કરવા માટે બસ નથી, પણ તેને સ્વભાવમાં રોકી રાખી સીધે માર્ગે ચલાવવો એ પણ તેટલું જ જરૂરનું છે, તે દર્શાવવા બીજો હેતુ કહ્યો—(૨) अनिवर्त्तकभावेन नियुक्तः स्वकार्ये—**અનિવર્ત્તક ભાવથી સ્વકાર્યમાં નિયુક્ત,** અર્થાત્ ફલપ્રાપ્તિ પર્યંત નિવર્ત્તે નહિં એવા અનિવર્ત્તક ભાવથી-આત્મસ્વભાવથી સર્વકર્મક્ષયરૂપ સ્વકાર્યમાં તે ધર્મને આ ભગવંતે નિયુક્ત કર્યો, નિયોજી દીધો. આમ ઠેઠ સુધી સ્વકાર્યમાં જ લગાડી દીધેલ ધર્મરથ આડો અવળો ચસી વ્યભિચાર ન પામી શકે એટલું જ નહિં પણ સીધે માર્ગે ચાલી સ્વભાવમાં જ વર્ત્યા કરે, એવો દાન્ત આ ભગવંતે કરી દીધો.

પરભાવ વિભાવમાં ન જવારૂપ અવ્યભિચાર

અનિવર્ત્તકપણે આત્મસ્વભાવસિદ્ધિરૂપ સ્વકાર્યમાં નિયોગ

અને આમ અનિવર્ત્તક ભાવથી સ્વકાર્યમાં નિયુક્ત કર્યા કરતાં છતાં શક્તિ ખૂટી જવાથી વચ્ચે ભંગાણ ન પડે, અટકી પડવું ન પડે, ને સર્વકર્મક્ષય લક્ષણ ઇષ્ટ ધ્યેય પર્યંત ગમન કરવાને ધર્મરથ ક્ષમ-સમર્થ થાય, એવો પ્રબંધ કરવા માટે તેનો શક્તિસંચય કરી સ્વાત્મીભાવ કરવો જોઈએ, તે દર્શાવતો ત્રીજો હેતુ કહ્યો—(૩) **સ્વાઙ્ગ ઉપચયકારિતાથી સ્વાત્મીભાવનીત.** 'स्वाङ्गोपचयकारितया नीतः स्वात्मीभावं'.

સ્વાત્મીભાવ પમાડેલો ધર્મ

અર્થાત્ તે ધર્મના સ્વઅંગોનો—સમ્યગ્દર્શન—જ્ઞાન—ચારિત્રનો ઉપચય—પુષ્ટિ કરવા વડે કરીને આ ભગવંતે આ ધર્મને સ્વાત્મીભાવ પમાડી દીધો, સહજ આત્મસ્વભાવભૂત બનાવી દીધો. અને આમ ધર્મને સ્વાત્મીભાવ પમાડી 'तत्प्रकर्षस्यात्मरूपत्वेन' **તેના પ્રકર્ષના આત્મરૂપપણાએ કરીને** આ ધર્મને પૂરેપૂરો દાન્ત—વશ કરી લીધો.

કારણ કે ધર્મનો પ્રકર્ષ—છેલ્લામાં છેલ્લી હદ **યથાખ્યાત ચારિત્ર** છે અને તે **આત્મારૂપ** છે, અર્થાત્ જેવું આત્માનું શુદ્ધ સ્વરૂપ ખ્યાત છે—પ્રસિદ્ધ છે, અથવા તો જેવું ચારિત્રનું શુદ્ધ નિષ્કષાય સ્વરૂપ આખ્યાત છે, જ્ઞાનીઓએ ભાખ્યું છે, તે જ્યાં પ્રગટે છે તે 'યથાખ્યાત' ચારિત્ર આત્મારૂપ છે. આવું આત્મારૂપ યથાખ્યાત ચારિત્ર જે ચારિત્રધર્મની પરાકાષ્ઠા છે, તેનો સ્વાત્મીભાવ પમાડી **સહજાત્મસ્વરૂપને** પામેલા આ ભગવંતો પરિપૂર્ણ ધર્મસારથિપણાને પામ્યા. અથવા આ ધર્મસારથિ ભગવંતો પોતે આત્મારૂપ છે, ને ધર્મના પ્રકર્ષરૂપ આ યથાખ્યાત ચારિત્ર પણ આત્મારૂપ છે, એટલે ધર્મસારથિ જ જ્યાં ધર્મમય તન્મય બને છે, ત્યાં સારથિ અને રથ એવી ઉપમાર્થે કરેલી કલ્પિત ભેદકલ્પના પણ અદૃશ્ય થાય છે.

ધર્મનો પ્રકર્ષ યથાખ્યાત ચારિત્ર આત્મારૂપ

આમ ચંદનગંધન્યાયે ધર્મ જેને આત્મામય બની ગયો છે વા જેનો આત્મા જ ધર્મમય બની ગયો છે, એવા આ ભગવંતોએ પરમ નિશ્ચયરૂપ ધર્મનો ઉત્કૃષ્ટ દમનયોગ સાધ્યો છે. એટલે આમ સમ્યક્ પ્રવર્ત્તન યોગથી માંડી આ દમનયોગની પરાકાષ્ઠા પર્યંત ભગવંતનું ધર્મસારથિપણું પૂરેપૂરું ઘટે છે.

"શુદ્ધ દેવ અવલંબન ભજતાં, પરહરિયે પરભાવ;
આતમ ધર્મ રમણ અનુભવતાં, પ્રગટે આતમ ભાવ."—**શ્રી દેવચંદ્રજી**



ભાવધર્મપ્રાપ્તિનું આદ્ય સ્થાન પણ એમ ધર્મસારથિપણારૂપ પ્રવૃત્તિનું અવન્ધ્ય બીજ છે અને આ અંગે અન્ય દર્શનીઓ પણ સંમત છે એમ દર્શાવી, ભગવંતોનું ધર્મસારથિપણું સિદ્ધ કરે છે—

[૧૯]भावधर्म्माप्तौ हि भवत्येवैतदेवं, तदाद्यस्थानस्याप्येवंप्रवृत्तेरवन्ध्यबीजत्वात्, सुसंवृतकाञ्चनरत्नकरण्डकप्राप्तितुल्या हि प्रथमधर्मस्थानप्राप्तिरित्यन्यैरप्यभ्युपगमात् ।

तदेवं धर्म्मस्य सारथयो धर्म्मसारथयः ॥ २३ ॥[१४७]

[૧૯]**અર્થ**:—ભાવધર્મની પ્રાપ્તિ થયે સ્ફુટપણે આ (ધર્મસારથિપણું) એમ હોય જ છે, —તેના આદ્ય સ્થાનનું પણ એવંપ્રવૃત્તિ થકી અવન્ધ્યબીજપણું છે માટે; સુસંવૃત કાંચન—રત્ન કરંડીઆની પ્રાપ્તિ તુલ્ય પ્રથમ ધર્મસ્થાનપ્રાપ્તિ છે, એમ અન્યોથી (બૌદ્ધોથી) પણ અભ્યુપગમ છે માટે.

તેથી એમ ધર્મના સારથિઓ તે ધર્મસારથિઓ. ॥૨૩॥[૧૪૭]

## વિવેચન

"નામધર્મ હો ઠવણ ધર્મ તથા, દ્રવ્ય ક્ષેત્ર તિમ કાલ;
ભાવધર્મના હો હેતુપણે ભલા, ભાવ વિના સહુ આલ....
સ્વામી સ્વયંપ્રભને જાઉં ભામણે." —શ્રી દેવચંદ્રજી

આમ ઉપરમાં વિવરી બતાવ્યું તેમ ધર્મરથના સમ્યક્ પ્રવર્ત્તનરૂપ આરંભથી માંડીને પરિપૂર્ણ દમનયોગ પર્યંત ભગવંતના સારથિપણે ભવનમાં–પરિણમનમાં શો હેતુ છે? તેનું અહીં ભાવન કર્યું છે—'ભાવધર્મની પ્રાપ્તિ થયે સ્ફુટપણે આ (ધર્મસારથિપણું) એમ હોય જ છે.' અર્થાત્ સમ્યગ્દર્શનાદિ ભાવધર્મની પ્રાપ્તિ થયે ભગવંતોનું આ ધર્મસારથિપણું એમ સમ્યક્પ્રવર્ત્તન, યોગ આદિ પ્રકારે સ્ફુટપણે હોય જ છે. કારણ કે 'तदाद्यस्थानस्यापि' 'તેના આદ્ય સ્થાનનું પણ એવંપ્રવૃત્તિ થકી અવન્ધ્યબીજપણું છે, માટે; 'एवंप्रवृत्तेरवन्ध्यबीजत्वात्' તે ભાવ-ધર્મનું જે આદ્ય સ્થાન–ધર્મપ્રશંસાદિ કાલભાવિ પ્રથમ ભૂમિકારૂપ ધર્મવિશેષ, તેનું પણ એવા પ્રકારે ધર્મસારથિકરણરૂપ પ્રવૃત્તિ થકી અવન્ધ્યબીજપણું છે માટે. અર્થાત્ ધર્મ-પ્રશંસાદિરૂપ જે ભાવધર્મનું પ્રથમ ભૂમિકારૂપ આદ્ય સ્થાન છે, તે પણ ભગવંતનું ધર્મ-સારથિપણું નીપજાવવામાં અવંધ્ય–અચૂક–અમોઘ બીજરૂપ–કારણરૂપ થઈ પડે છે,–કે જે અવંધ્ય બીજમાંથી ધર્મસારથિપણારૂપ ફળ અવશ્ય નીપજવાનું છે. કારણ કે કારણમાં ન હોય એવું અસત્ કાર્ય ઉપજતું નથી એમ વસ્તુવ્યવસ્થા છે.

ભાવધર્મનું આદ્ય સ્થાન પણ ધર્મસારથિપણાનું અવંધ્ય બીજ

તેમજ અન્ય દર્શની (બૌદ્ધો) પણ આનું સમર્થન કરે છે.—'સુસંવૃત કાંચન–રત્ન કરંડની પ્રાપ્તિ તુલ્ય પ્રથમ ધર્મસ્થાન પ્રાપ્તિ છે એમ અન્યોથી (બૌદ્ધોથી) અભ્યુપગમ

पञ्जिका—શંકા—આમ ધર્મસારથિત્વના ભવનમાં શો હેતુ છે? તે માટે કહે છે–भावधर्म्माप्तौ—ભાવધર્મની પ્રાપ્તિ સતે, ક્ષાયોપશમિકાદિ ધર્મલાભ સતે, हि—સ્ફુટપણે, भवत्येव—હોય જ છે, નથી હોતું એમ નહિં, एतत्—આ, ધર્મસારથિપણું, एवं—એમ, સમ્યક્ પ્રવર્ત્તનયોગ આદિ પ્રકારથી. કયા કારણથી? તે માટે કહ્યું-तदाद्यस्थानस्यापि—તેના આદ્ય સ્થાનના પણ, ધર્મપ્રશંસાદિ–કાલભાવિ ધર્મવિશેષના પણ, તો પછી વરબોધિની પ્રાપ્તિ થયે તો પૂછવું જ શું? एवंप्रवृत्तेः—એવંપ્રવૃત્તિ થકી, ધર્મસારથીકરણ વડે ભગવંતોની પ્રવૃત્તિ થકી. કયા કારણથી? તે માટે કહ્યું—अवन्ध्यबीजत्वात्—અવન્ધ્યબીજપણાને લીધે, ધર્મસારથિત્વ પ્રતિ અનુપહત શક્તિકારણપણાને લીધે. કારણકે સર્વથા કારણમાં અસત્ એવું કાર્ય ઉપજતું નથી એમ વસ્તુવ્યવસ્થા છે. પર મતથી પણ સમર્થન કરતાં કહ્યું—

सुसंवृत ઇત્યાદિ. सुसंवृतः—સર્વથા નહિં ઉઘાડેલો, એવો काञ्चनस्य रत्नानां च—કાંચનનો અને રત્નોનો, જે करण्डकः—કરંડક, ભાજનવિશેષ, तत्प्राप्तितुल्या—તેની પ્રાપ્તિ તુલ્ય, हि—કારણકે, प्रथमधर्म्मस्थानप्राप्तिः—પ્રથમ ધર્મસ્થાનની પ્રાપ્તિ,—ધર્મપ્રશંસાદિરૂપા. જેમ કોઈ ક્વચિત્ નહીં ઉઘાડેલો કાંચન–રત્ન કરંડીઓ પ્રાપ્ત કરતાં તદન્તર્ગત કાંચનાદિ વસ્તુ વિશેષથી નહિં જાણવા છતાં પામે છે; એમ ભગવંતો પણ પ્રથમ ધર્મસ્થાનની પ્રાપ્તિ થયે, મોક્ષ પર્યંતની કલ્યાણસંપદ્ ત્યારે અનવબોધે પણ પામે જ છે,— તે પ્રાપ્તિના તેના અવંધ્યહેતુકપણાને લીધે, इति—એમ, अन्यैरपि—અન્યોથી પણ, બૌદ્ધોથી, अभ्युपगमात्—અભ્યુપગમને લીધે.

સુસંવૃત કાંચન-રત્ન કરંડનું દૃષ્ટાંત

છે, માટે; '—सुसंवृतकाञ्चनरत्नकरण्डकप्राप्तितुल्या हि प्रथमधर्मस्थानप्राप्तिः'; સુસંવૃત–સારી પેઠે સંવૃત–બંધ કરેલો, સર્વથા નહિં ઉઘાડેલો (Closed or sealed Treasure) એવો જે કાંચન–રત્નનો કરંડીઓ તેની પ્રાપ્તિ તુલ્ય ધર્મપ્રશંસાદિરૂપ પ્રથમ ધર્મસ્થાનની પ્રાપ્તિ છે, એમ અન્યોથી–બૌદ્ધોથી માન્યપણું કરાય છે, માટે. જેમ કોઈએ ક્વચિત્ નહિં ઉઘાડેલો એવો સારી પેઠે સંવૃત (બંધ કરેલો) સુવર્ણ ને રત્નોથી ભરેલો કરંડીઓ પ્રાપ્ત કર્યો, તેને તદન્તર્ગત–તેની અંદર રહેલા સુવર્ણ–રત્નોની ઝાઝી ખબર નથી, છતાં તે સુવર્ણાદિ પામે છે; તેમ ભગવંતો પણ પ્રથમ ધર્મસ્થાનની પ્રાપ્તિ થયે, મોક્ષ પર્યંતની કલ્યાણસંપદ્ ત્યારે અનવબોધે પણ—નહિં જાણતાં છતાં પામે જ છે, કારણકે તે પ્રાપ્તિનું તેનું અવંધ્યહેતુકપણું છે માટે.—એમ બૌદ્ધોએ પણ માન્ય કર્યું છે.

તેથી એમ–ઉક્ત પ્રકારે આ ભગવંતો **ધર્મના સારથિઓ** છે એમ સિદ્ધ થયું.

"ગ્રાહક વ્યાપકતા હો, કે પ્રભુ તુમ ધર્મ રમી,
આતમ અનુભવથી હો, કે પરિણતિ અન્ય વમી;
તુજ શક્તિ અનંતી હો, કે ગાતાં ને ધ્યાતાં,
મુજ શક્તિ વિકાસન હો, કે થાયે ગુણ રમતાં....
પુક્ખલાવઈ વિજયે હો, કે વિચરે તીરથપતિ."—શ્રી દેવચંદ્રજી

॥ इति धर्मसारथयः ॥ २३ ॥



# ૨૪. ધર્મવરચતુરન્તચક્રવર્તી

## 'धर्मवरचतुरन्तचक्रवर्त्तिभ्यः' પદ વ્યાખ્યાન

ચતુર્ગતિનો ઉચ્છેદ કરનારા ધર્મચક્રથી વર્તે છે તે ધર્મવરચતુરંત ચક્રવર્તી, એમ વિસ્તારથી સ્પષ્ટ વ્યાખ્યા કરે છે—

[२०] तथा–

'धम्मवरचाउरन्तचक्कवट्टीणं'

धर्म्मोऽधिकृत एव, स एव वरं–प्रधानं, चतुरन्तहेतुत्वात् चतुरन्तं, चक्रमिव चक्रं तेन वर्त्तितुं शीलं येषां ते तथाविधाः। इदमत्र हृदयम्—[१४८]

[२१]यथोदितधर्म्म एव वरं-प्रधानं चक्रवर्तिचक्रापेक्षया लोकद्वयोपकारित्वेन कपिलादि-प्रणीतधर्म्मचक्रापेक्षया वा त्रिकोटिपरिशुद्धतया।[१४९]

[२२]चत्वारो-गतिविशेषाः नारकतिर्यग्नरामरलक्षणाः तदुच्छेदेन तदन्तहेतुत्वाच्चतुरन्तं। चतुर्भिर्वाऽन्तो यस्मिंस्तच्चतुरन्तं। कैश्चतुर्भिः?—दानशीलतपोभावनाख्यैर्द्धर्म्मैः, अतः प्रक्रमाद्भवान्तोऽभिगृह्यते।[१५०]

[२३]चक्रमिव चक्रमतिरौद्रमहामिथ्यात्वादिलक्षणभावशत्रुलवनात्, तथा च लूयन्त एवानेन भावशत्रवो मिथ्यात्वादय इति प्रतीतं, दानाद्यभ्यासादाग्रहनिवृत्त्यादिसिद्धेः, महात्मनां स्वानुभवसिद्धमेतत्।[१५१]

[२४]एतेन च वर्त्तन्ते भगवन्तः तथाभव्यत्वनियोगतो वरबोधिलाभादारभ्य तथातथौचित्येन आसिद्धिप्राप्तेः, एवमेव वर्त्तनादिति।

तदेवमेतेन वर्त्तितुं शीला धर्म्मवरचतुरन्तचक्रवर्त्तिनः ॥ २४ ॥[१५२]

[२०]અર્થ:-તથા—

## 'ધર્મવરચતુરન્ત ચક્રવર્તીઓને'

ધર્મ અધિકૃત જ, તે જ વર-પ્રધાન, ચતુરન્ત હેતુપણા થકી ચતુરન્ત, ચક્ર જેવું ચક્ર, તેથી વર્તવાનું શીલ છે જેઓનું તે તથાવિધ. આ અત્ર હૃદય છે—[૧૪૮]

[૨૧]યથોદિત ધર્મ જ વર-પ્રધાન,—ચક્રવર્તીના ચક્રની અપેક્ષાએ લોકદ્વયમાં ઉપકારિ-પણા વડે કરીને; અથવા કપિલાદિથી પ્રણીત ધર્મચક્રની અપેક્ષાએ, ત્રિકોટિપરિશુદ્ધતા વડે કરીને.[૧૪૯]

[૨૨]ચતુર્—નારક-તિર્યંચ-નર-અમર લક્ષણ ચાર ગતિવિશેષો, તેના ઉચ્છેદ વડે તેના અન્તહેતુપણાને લીધે ચતુરન્ત; અથવા ચાર વડે જેમાં અન્ત છે તે ચતુરન્ત. કયા ચાર વડે? દાન, શીલ, તપ, ભાવના આખ્ય ધર્મો વડે અન્ત—પ્રક્રમથી ભવાન્ત અભિપ્રહાય છે.[૧૫૦]

[૨૩]ચક્ર જેવું ચક્ર,—અતિ રૌદ્ર મહામિથ્યાત્વાદિ લક્ષણ ભાવશત્રુઓના ઉચ્છેદનથી; અને તથાપ્રકારે આના વડે મિથ્યાત્વાદિ ભાવશત્રુઓ ઉચ્છેદાય જ છે એ પ્રતીત છે,—

पञ्जिकाः—त्रिकोटिपरिशुद्धतया। तिसृषु—ત્રણ, આદિ-મધ્ય-અન્ત આદિથી સંવાદ લક્ષણવાળી વા કષ-છેદ-તાપરૂપ, कोटिभिः—કોટિઓથી, વિભાગોથી, परिशुद्धः—પરિશુદ્ધ, નિર્દોષ, જે, स तथा—તે તથા, तद्भावस्तत्ता—તદ્ભાવ તે તત્તા, तया—તે વડે. અને કષઆદિનું લક્ષણ આ છે:—

દાનાદિના અભ્યાસ થકી આગ્રહનિવૃત્તિ આદિની સિદ્ધિને લીધે મહાત્માઓને આ સ્વાનુભવસિદ્ધ છે.[૧૫૧]

[૨૪]અને આ વડે કરીને ભગવંતો વર્તે છે,—તથાભવ્યત્વના નિયોગ થકી વરબોધિલાભથી આરંભી તથા તથા ઔચિત્યથી સિદ્ધિ પ્રાપ્તિ પર્યંત એમ જ વર્ત્તનને લીધે.

તેથી એમ એ વડે વર્ત્તવાના શીલવાળા તે ધર્મવરચતુરન્તચક્રવર્તીઓ.[૧૫૨]

॥ ઇતિ ધર્મવરચતુરન્તચક્રવર્તીઓ ॥ ૨૪ ॥

## વિવેચન

"ચક્રી ધરમ તીરથ તણો, તીરથ ફલ તત્ત સાર રે;
તીરથ સેવે તે લહે, આનંદઘન નિરધાર રે....ધરમ પરમ અરનાથનો."—શ્રીઆનંદઘનજી.

તથા—તે પ્રકારે આ ભગવંતો 'ધર્મવરચતુરન્ત ચક્રવર્તી' છે, એટલા માટે અહીં 'धम्मवरचाउरन्तचक्कवट्टीणं' એ સૂત્રપદ મૂક્યું. અહીં ધર્મ તે અધિકૃત જ—પ્રસ્તુત જ **ચારિત્રધર્મ** છે; તે જ વર—પ્રધાન અને ચતુરન્તહેતુપણા થકી ચતુરન્ત, એવું ચક્ર જેવું ચક્ર છે, તેથી વર્ત્તવાનું શીલ (સ્વભાવ) છે જેઓનું તે તથાપ્રકારના ધર્મવરચતુરન્તચક્રવર્તીઓ છે. આ અત્રે હૃદય—રહસ્ય—મર્મ છે—

શ્રાવક—સાધુ એ બે ભેદે જે આત્મપરિણામરૂપ ચારિત્રધર્મ કહ્યો, તે જ વર ચતુરન્ત ચક્ર છે, તે વડે વર્ત્તે છે, તે ધર્મવરચતુરન્તચક્રવર્તી છે.

---

"पाणवहाईयाणं, पावट्ठाणाण जो उ पडिसेहो।
झाणज्झयणाईणं, जो उ विही एस धम्मकसो ॥ १ ॥
बज्झाणुट्ठाणाणं, जेण न वाहिज्जए तयं नियमा।
संभवइ य परिसुद्धं, सो पुण धम्मंमि छेओत्ति ॥ २ ॥
जीवाइ भाववाओ, बंधाइ पसाहगो इहं तावो।
एएहिं सुपरिशुद्धो, धम्मो धम्मत्तणमुवेइ ॥ ३ ॥"

(અર્થાત્) પ્રાણવધ આદિક પાપસ્થાનોનો જે પ્રતિષેધ અને ધ્યાન—અધ્યયનાદિનો જે વિધિ, તે ધર્મનો કષ છે. (૧) જે બાહ્ય અનુષ્ઠાન વડે તે (વિધિ—નિષેધ) નિયમથી બાધિત ન થાય અને પરિશુદ્ધ સંભવે, તે પુનઃ ધર્મ બાબતમાં છેદ છે. (૨) બંધાદિનો પ્રસાધક એવો જે જીવાદિ ભાવવાદ તે અહીં તાપ છે.—એઓથી સુપરિશુદ્ધ એવો ધર્મ ધર્મત્વને પામે છે. (૩)

आग्रहनिवृत्त्यादिसिद्धेः—આગ્રહનિવૃત્તિ આદિની સિદ્ધિને લીધે. આગ્રહ—મૂર્છા—લુબ્ધિ એ પર્યાયો છે. તેથી વિહિત એવા દાન—શીલ—તપ—ભાવનાના અભ્યાસપરાયણ પુરુષના **आग्रहस्य**—આગ્રહની—મૂર્છાની, **निवृत्तिः**—નિવૃત્તિ, ઉપરમ, **आदि**—આદિ શબ્દથી યથાસંભવ શેષ દોષની નિવૃત્તિનું ગ્રહણ છે, **तस्याः**—તેની, **सिद्धेः**—સિદ્ધિના ભાવને લીધે.

અત્રે ભગવંતનું આ ધર્મચક્ર 'वरं प्रधानं' વર એટલે પ્રધાન, ઉત્તમ, ઉત્કૃષ્ટ છે, તે ચક્રવર્ત્તીના ચક્રની અપેક્ષાએ 'चक्रवर्तिचक्रापेक्षया लोकद्वयोपकारित्वेन' અથવા કપિલાદિથી પ્રણીત ધર્મચક્રની અપેક્ષાએ,—'कपिलादिप्रणीतधर्मचक्रापेक्षया त्रिकोटिपरिशुद्धतया.' ચક્રવર્ત્તીનું ચક્ર બાહ્ય એવા દ્રવ્ય શત્રુઓનો ઉચ્છેદ કરે છે ને કર્મનો બંધ કરી સંસારનો અનુબંધ કરે છે; પણ આ ધર્મચક્રવર્ત્તીનું ધર્મચક્ર તો આન્તર એવા ભાવશત્રુઓનો ઉચ્છેદ કરે છે ને કર્મબંધનો ક્ષય કરી સંસારનો પ્રલય કરે છે. અથવા ચક્રવર્ત્તીનું ચક્ર તેને પોતાને આ લોકમાં ઉપકારી થાય, પણ આ ધર્મચક્રવર્ત્તીનું ધર્મચક્ર તો સર્વ જીવોને ઉભય લોકમાં ઉપકારી થાય એવું છે; આમ ચક્રવર્ત્તીના ચક્રની અપેક્ષાએ ભગવંતનું ધર્મચક્ર વર–પ્રધાન છે. તેમજ અન્યદર્શનીઓથી પ્રણીત ધર્મચક્રની અપેક્ષાએ પણ એ ઉભયલોકમાં પરમ ઉપકારીપણાએ કરીને વર–પ્રધાન છે.

ચક્રવર્ત્તી ચક્ર વા ઇતર ધર્મચક્ર અપેક્ષાએ વર ધર્મચક્ર

અત્રે કોઈ કહેશે–એમ તમે પક્ષતાપથી કહેતા હશો એમ કેમ ન બને ? ના, એમ નથી. કારણ કે 'અમને વીર પ્રત્યે પક્ષપાત નથી ને કપિલાદિ પ્રત્યે દ્વેષ નથી; જેનું વચન યુક્તિવાળું હોય, તેનું જ ગ્રહણ કરવા યોગ્ય છે,' એ અમારા મુદ્રાલેખરૂપ ન્યાયની રીતિને માન્ય કરી અમે અનુસરીએ છીએ. ત્યારે એમ તમે શા કારણે કહો છો ? 'त्रिकोटिपरिशुद्धतया'— ત્રિકોટિ–પરિશુદ્ધતા વડે કરીને; આદિ, મધ્ય ને અંત એ ત્રિકોટિમાં પૂર્વાપર અવિરુદ્ધતારૂપ પરિશુદ્ધતા વડે કરીને, અથવા કષ–છેદ–તાપ એ ત્રિવિધ પરીક્ષારૂપ ત્રિકોટિગત પરિશુદ્ધતા વડે કરીને. અર્થાત્ કોઈ પણ મત–દર્શનના આગ્રહ કે પક્ષપાત વિના, અત્યંત મધ્યસ્થતાથી પ્રમાણિક ન્યાયમૂર્તિની જેમ ન્યાયતુલા બરાબર જાળવીને, કેવળ તત્ત્વગવેષકપણે સ્વચ્છ અંતઃકરણથી પરીક્ષા કરતાં અમે જોઈ જોઈ ને જોયું તો ભગવંતપ્રણીત ધર્મ આદિ મધ્ય ને અંત એ ત્રણે કોટિમાં, પહેલેથી તે છેલ્લે સુધી, અથથી તે ઇતિ સુધી પૂર્વાપર અવિરુદ્ધ (Consistent) અને સુસંવાદવાળો (Most rational) પ્રતીત થાય છે. પણ અન્યપ્રણીત ધર્મ તેવો પ્રતીત થતો નથી. તેમ જ–સોનાની જેમ કષ–છેદ–તાપ એ ત્રિકોટિરૂપ ત્રિવિધ પરીક્ષાથી પણ અમે તત્ત્વની ચકાસણી કરી જોઈ, તો તે અગ્નિપરીક્ષામાંથી પણ ભગવત્પ્રણીત ધર્મ શુદ્ધ સુવર્ણવત્ સમુત્તીર્ણ થાય છે, પણ અન્યપ્રણીત ધર્મ તેમ થતો નથી. આમ બન્ને પ્રકારે ત્રિકોટિ–પરિશુદ્ધતા વડે કરીને અમે પરીક્ષાપ્રધાનપણે ડિંડિમ નાદથી ઉદ્‌ઘોષીએ છીએ કે ભગવંતનું આ ધર્મચક્ર અન્ય અપેક્ષાએ વર છે.

ત્રિકોટિ પરિશુદ્ધતા વડે વર ધર્મચક્ર

---

* "पक्षपातो न मे वीरे, न द्वेषः कपिलादिषु ।
युक्तिमद्वचनं यस्य, तस्य कार्यः परिग्रहः ॥" શ્રી હરિભદ્રસૂરિ.

વારુ, આ **કષ-છેદ-તપ-પરીક્ષા** તમે કહી, તેનું કંઈક સ્વરૂપ દર્શાવવા કૃપા કરશો? જુઓ આ પ્રકારે—(૧) **કષ પરીક્ષા**—સોનાને જેમ પ્રથમ તો ઉપર ઉપરથી કસોટી પત્થર પર કસી જુએ છે, તેમ કોઈ એક ધર્મશાસ્ત્રના વિધિ-નિષેધ એક મોક્ષતત્ત્વને ગોચર અધિકારવાળા છે કે નહિ, તેની પરીક્ષા કરવી તે કષ પરીક્ષા છે, દાખલા તરીકે-"પ્રાણવધ આદિક પાપસ્થાનોનો જે પ્રતિષેધ અને ધ્યાન-અધ્યયનાદિનો જે વિધિ, તે ધર્મનો કષ છે." (૨) **છેદ પરીક્ષા**—કદાચ સોનું ઉપર ઉપરથી તો બરાબર હોય, પણ અંદરમાં દગો કે સેળભેળ હોય, ઉપરમાં સોનાનો ઢોળ હોય ને અંદર પીત્તળ હોય તો શું ખબર પડે? એટલા માટે એનો છેદ (Cross-section) કરવામાં આવે છે, કાપ મૂકવામાં આવે છે, અને એમ કરતાં પોલ હોય તો પકડાઈ જાય છે. તેમ આ ધર્મ-શાસ્ત્રમાં જે વિધિ-નિષેધ બતાવ્યા છે તેનો યોગ-ક્ષેમ કરે એવી ક્રિયા એની અંદર કહી છે કે કેમ? આ છેદ પરીક્ષા છે. અર્થાત્ "જે બાહ્ય અનુષ્ઠાન વડે તે વિધિ-નિષેધ નિયમથી બાધિત ન થાય અને પરિશુદ્ધ સંભવે, તે પુનઃ ધર્મ બાબતમાં છેદ છે." (૩) **તાપ પરીક્ષા**—કદાચ સોનું ઉપરની બન્ને કસોટીમાંથી પાર ઉતરે, તોપણ તેની પરીક્ષા હજુ પૂર્ણ થતી નથી, કારણ કે ભેળસેળ કરનારા એટલા બધા ચાલાક હોય છે કે સોનાની સાથે અણુએ અણુ બીજી ધાતુ (Alloy) ભેળવી દે છે. આની પરીક્ષા સોનાને તપાવવાથી થાય; અગ્નિતાપથી સોનું ગાળવામાં આવે, તો તેની મેલાશની-અશુદ્ધિની ખબર પડે. તેમ પરીક્ષક ચોકસી પણ સર્વ નયનું અવલંબન કરતા વિચારરૂપ પ્રબલ અગ્નિવડે કરીને ધર્મશાસ્ત્રની તાવણી કરે છે, ધર્મશાસ્ત્રને તાવી જુએ છે, અને તેમાં તાત્પર્યની અશુદ્ધિ કે મેલાશ છે કે નહિં તે તપાસે છે. આ તાપ પરીક્ષા છે. દાખલા તરિકે-"બંધાદિનો પ્રસાધક એવો જે જીવાદિ ભાવવાદ તે અહીં તાપ છે.—એઓથી (કષ-છેદ-તાપથી) સુપરિશુદ્ધ એવો ધર્મ ધર્મત્વને પામે છે." આમ કષ-છેદ-તાપ વડે ધર્મશાસ્ત્રરૂપ સોનાની પરીક્ષા વિચક્ષણ પુરુષો કરે છે. અસ્તુ! અલં પ્રસંગેન!

કષ-છેદ-તાપ પરીક્ષા

હવે '**ચતુરન્ત**' એટલે શું? (૧) નારક-તિર્યંચ-મનુષ્ય-દેવ એ ચાર ગતિનો ઉચ્છેદ કરવા વડે કરીને ધર્મ એ ચતુર્નો અંત કરે છે, એટલે तदन्तहेतुत्वात् चतुरन्तं— આમ ચતુરન્તના હેતુપણાને લીધે તે 'ચતુરન્ત' કહેવાય છે. (૨) चतुर्भिर्वाऽन्तो यस्मिंस्तच्चतुरन्तं—અથવા ચતુર્-ચાર વડે જેમાં અન્ત છે તે ચતુરન્ત; અર્થાત્ દાન-શીલ-તપ-ભાવના એ ચાર ધર્મો વડે જેમાં અંત-ભવાંત છે તે ચતુરન્ત. આવું ચતુરન્ત **ધર્મચક્ર** તે ચક્ર જેવું ચક્ર છે. ચક્ર જેમ શત્રુઓના મસ્તક છેદે છે, તેમ આ ધર્મચક્ર 'અતિ રૌદ્ર મહામિથ્યાત્વાદિ ભાવશત્રુઓનું ઉચ્છેદન' કરે છે; અને આ ધર્મચક્ર વડે 'મિથ્યાત્વાદિ ભાવશત્રુઓ ઉચ્છેદાય જ છે, એ પ્રતીત છે,' લોકોને અનુભવથી સારી પેઠે જાણીતું છે,—'દાનાદિના અભ્યાસથી આગ્રહનિવૃત્તિ આદિની સિદ્ધિને લીધે;' અર્થાત્ દાન-શીલ-તપ-ભાવ એ ધર્મના અભ્યાસ થકી આગ્રહ-મૂર્ચ્છા-મમત્વાદિની નિવૃત્તિ હોય છે, 'મહાત્માઓને આ સ્વાનુભવસિદ્ધ છે.'

અને આમ ધર્મરૂપ વર ચતુરંત ચક્ર વડે કરીને ભગવંતો વર્ત્તે છે,—'તથાભવ્યત્વના નિયોગ થકી વર બોધિ લાભથી આરંભી તથા તથા ઔચિત્યથી સિદ્ધિ પ્રાપ્તિ પર્યંત એમ જ વર્ત્તનને લીધે.' અર્થાત્ તથાભવ્યત્વ એટલે ભગવંતનું સહજ સ્વભાવભૂત તથાપ્રકારનું યોગ્યત્વ જ એવું છે કે, તેના નિયોગ થકી આત્માના વિકાસ ક્રમે વર બોધિની (ઉત્તમ સમ્યક્ત્વ) પ્રાપ્તિ થાય ત્યારથી માંડીને સિદ્ધિ પ્રાપ્તિ થાય ત્યાંસુધી ભગવંતનું તેવા તેવા પ્રકારે ઉચિતપણે એમ જ વર્ત્તન હોય છે. તેથી એમ એ ધર્મવરચતુરંત ચક્ર વડે વર્ત્તવાનું શીલ—સ્વભાવભૂત આચરણ છે જેઓનું તે ધર્મવરચતુરન્તચક્રવર્ત્તીઓ.

"ધર્મ પ્રાગ્ભાવતા સકળ ગુણ શુદ્ધતા, ભોગ્યતા કર્તૃતા રમણ પરિણામતા;
શુદ્ધ સ્વપ્રદેશતા તત્ત્વ ચૈતન્યતા, વ્યાપ્ય વ્યાપક તથા ગ્રાહ્ય ગ્રાહકગતા....
ધર્મ જગનાથનો ધર્મ શુચિ ગાઈયે, આપણો આતમા તેહવો ભાવિયે." **શ્રીદેવચંદ્રજી**

॥ इति धर्मवरचतुरन्तचक्रवर्त्तिनः ॥ २४ ॥



એમ બીજા જીવોને વિશેષે કરીને ઉપયોગી—ઉપકારી એવા ધર્મદપણા આદિ પ્રકારથી સ્તોતવ્યસંપદ્ની જ વિશેષથી ઉપયોગસંપદ્ કહી, એમ ઉપસંહરે છે—

[૨૫] एवं धर्म्मदत्व-धर्म्मदेशकत्व-धर्म्मनायकत्व-धर्म्मसारथित्व-धर्म्मवरचतुरन्तचक्रवर्त्तित्वैर्विशेषोपयोगसिद्धेः स्तोतव्यसम्पद एव विशेषेणोपयोगसम्पद् इति ॥ ६ ॥[૧૫૩]

[૨૫]**અર્થ:**—એમ ધર્મદત્વ, ધર્મદેશકત્વ, ધર્મનાયકત્વ, ધર્મસારથિત્વ, અને ધર્મવરચતુરન્તચક્રવર્ત્તિત્વ વડે વિશેષ ઉપયોગની સિદ્ધિ થકી સ્તોતવ્યસંપદ્ની જ વિશેષથી ઉપયોગસંપદ્ (કહી).[૧૫૩]

## વિવેચન

"નિશિ દિન સુતાં જાગતાં, હઈડાથી ન રહે દૂર રે;
જબ ઉપગાર સંભારીએ, તવ ઉપજે આનંદ પૂર રે....
મુનિસુવ્રત જિન વંદતાં અતિ ઉલ્લસિત તન મન થાય રે."—**શ્રી યશોવિજયજી.**

એમ ઉક્ત પ્રકારે આ ભગવંતો **ધર્મદ, ધર્મદેશક, ધર્મનાયક, ધર્મસારથિ અને ધર્મવરચતુરન્તચક્રવર્ત્તી** છે; એટલે ધર્મદપણાથી, ધર્મદેશકપણાથી, ધર્મનાયકપણાથી, ધર્મસારથિપણાથી અને ધર્મવરચતુરન્તચક્રવર્ત્તિપણાથી આ ભગવંતો બીજા જીવોને વિશેષે કરીને ઉપયોગી—ઉપકારી થઈ પડે છે; એટલે આમ એ પંચ સૂત્રમાં દાખવેલ પાંચે પ્રકારથી વિશેષ ઉપયોગની સિદ્ધિ થકી સ્તોતવ્યસંપદ્ની જ વિશેષથી ઉપયોગસંપદ્ કહી.

॥ इति स्तोतव्यसंपद एव विशेषेणोपयोगसम्पद् ॥ ६ ॥



# સપ્તમ અધિકાર
# સ્તોતવ્યસંપદ્‌ની સકારણા સ્વરૂપસંપદ્‌

—— ० ——

## ૨૫. અપ્રતિહતવરજ્ઞાનદર્શનધર
## 'अप्रतिहतवरज्ञानदर्शनधरेभ्यः' પદ વ્યાખ્યાન

આ પદનું પ્રયોજન : પ્રતિહત–વરજ્ઞાનદર્શનધર–વાદીનો નિરાસ—

[1]एते च कैश्चिदिष्टतत्त्वदर्शनवादिभिर्बौद्धभेदैरन्यत्र प्रतिहतवरज्ञानदर्शनधरा एवेष्यन्ते "तत्त्वमिष्टं तु पश्यतु" इति वचनाद्, एतन्निराचिकीर्षयाऽऽह—[१५४]

**'अप्रतिहतवरज्ञानदर्शनधरेभ्यः'**

[1]અર્થ:—અને એઓ,—કોઈથી–ઇષ્ટતત્ત્વદર્શનવાદી બૌદ્ધભેદોથી અન્યત્ર પ્રતિહત-વરજ્ઞાનદર્શનધર જ માનવામાં આવે છે,—'ઇષ્ટ તત્ત્વ ભલે દેખો' એ વચનથી,—એની નિરાકરણેચ્છાથી કહ્યું—[૧૫૪]

**'અપ્રતિહતવરજ્ઞાનદર્શનધરોને'**

### વિવેચન

"સર્વ પ્રમેય પ્રમાણ, જસ કેવળનાણ પહાણ;
તિણે કેવળનાણી અભિહાણ, જસ ધ્યાવે રે કાંઈ મુનિવર ઝાણ રે....
જિણંદા ! તોરા નામથી મન ભીનો."—શ્રી દેવચંદ્રજી

અને આવા ઉક્ત ગુણવિશેષણસંપન્ન આ અર્હંત ભગવંતો વળી 'કોઈથી—ઇષ્ટતત્ત્વદર્શનવાદી બૌદ્ધભેદોથી અન્યત્ર પ્રતિહતવરજ્ઞાનદર્શનધર જ માનવામાં આવે છે,'

---

पञ्जिका:—तत्त्वमिष्टं तु पश्यतु—ઇષ્ટ તત્ત્વ જ ભલે દેખો.

"सर्वं पश्यतु वा मा वा, तत्त्वमिष्टं तु पश्यतु ।
प्रमाणं दूरदर्शी चेदेते गृध्रानुपास्महे ॥"

—એમ સંપૂર્ણ શ્લોક પાઠ છે.

(અર્થાત્) સર્વ દેખો વા મ દેખો, પણ ઇષ્ટ તત્ત્વ જ ભલે દેખો. જો દૂરદર્શી તે પ્રમાણ હોય, તો ચાલો આ આપણે ગીધોને ઉપાસીએ !

એના નિરાકરણાર્થે 'अप्रतिहतवरज्ञानदर्शनधरेभ्यः' '**અપ્રતિહતવર જ્ઞાનદર્શનધરોને**' એ સૂત્ર મૂક્યું. ઇષ્ટ–પ્રયોજનભૂત તત્ત્વનું દર્શન જ કામનું છે એમ જે વદે છે એવા આ ઇષ્ટતત્ત્વદર્શનવાદીઓનું વચન છે કે–"સર્વ દેખો વા મ દેખો, પણ ઇષ્ટ તત્ત્વ જ ભલે દેખો. અને જો દૂરદર્શી–દૂર દેખનારો પ્રમાણ છે એમ માનતા હો, તો ચાલો આપણે ગીધોને ઉપાસીએ!" કારણ કે તે ગીધ પણ દૂરદર્શી છે, દૂર–લાંબે સુધી દેખી શકે છે! આમ તેઓ સર્વજ્ઞવાદીના ઉપહાસમાં કહે છે, તેનું નિરસન કરવા માટે અત્રે આ '**અપ્રતિહતવરજ્ઞાનદર્શનધર**' એ પદ કહ્યું છે.



સર્વજ્ઞાનદર્શન સ્વભાવપણું સતે નિરાવરણપણાએ કરીને અપ્રતિહતવરજ્ઞાનદર્શનધરા એમ વ્યાખ્યા કરે છે—

[२]अप्रतिहते—सर्वत्राप्रतिस्खलिते क्षायिकत्वाद्वरे-प्रधाने ज्ञानदर्शने-विशेषसामान्यावबोधरूपे धारयन्तीति समासः, सर्वज्ञानदर्शनस्वभावत्वे निरावरणत्वेन, अन्यथा तत्त्वायोगात् । १५५

[२]અર્થ:—अप्रतिहते-અપ્રતિહત—સર્વત્ર અપ્રતિસ્ખલિત,—ક્ષાયિકપણાને લીધે, वरे—વર-પ્રધાન, એવા ज्ञानदर्शने—જ્ઞાન-દર્શન,—વિશેષ-સામાન્ય અવબોધરૂપ, धारयन्तीति—ધારે છે એ એમ સમાસ છે, તે ( અપ્રતિહતવરજ્ઞાનદર્શનધરો ),—સર્વજ્ઞાન-દર્શનસ્વભાવપણું સતે નિરાવરણપણાએ કરીને,—અન્યથા તત્ત્વનો અયોગ છે, માટે. ૧૫૫

## વિવેચન

"કેવલ કેવલ જ્ઞાનમહોદધિ હોજી, કેવલ દંશણ બુદ્ધ;
વીરજ વીરજ અનંત સ્વભાવનો હોજી, ચારિત્ર ક્ષાયિક શુદ્ધ....નમિપ્રભ"
—શ્રી દેવચંદ્રજી

અપ્રતિહત એટલે ક્ષાયિકપણાએ કરીને સર્વત્ર અપ્રતિસ્ખલિત વર–પ્રધાન વિશેષ–સામાન્ય અવબોધરૂપ જ્ઞાન–દર્શન જેઓ ધારે છે તે **અપ્રતિહતવરજ્ઞાનદર્શનધરો.**

અને એવા અપ્રતિહતવરજ્ઞાનદર્શનધરો 'सर्वज्ञानदर्शनस्वभावत्वे' સર્વજ્ઞાન–દર્શન સ્વભાવપણું સતે 'निरावरणत्वेन' નિરાવરણપણાએ કરીને હોય છે. અર્થાત્ પ્રથમ તો

पञ्जिका:—सर्वज्ञान ઇત્યાદિ. सर्वज्ञानदर्शनस्वभावत्वे—સર્વજ્ઞાનદર્શન સ્વભાવપણું સતે; નયાન્તર અભિપ્રાયથી સાર્વદિક સર્વજ્ઞ–સર્વદર્શિત્વરૂપ સર્વજ્ઞાન–દર્શન સ્વભાવપણું સતે, निरावरणत्वेन—ઘાતિક્ષયથકી નિરાવરણપણાએ કરીને, અપ્રતિહતવરજ્ઞાનદર્શનધર ભગવંતો છે. વ્યતિરેક કહ્યો:—अन्यथा—ઉક્ત પ્રકારના વ્યતિરેકે, तत्त्वायोगात्—તત્ત્વના અયોગને લીધે, અપ્રતિહતજ્ઞાનદર્શનધરત્વના અયોગને લીધે. કારણકે નિરાવરણ પણ ધર્માસ્તિકાયાદિ ઉક્તરૂપ વિકલ ( સર્વજ્ઞાદિ સ્વભાવરહિત ) હોઈ, વા એકેન્દ્રિયાદિ ઉક્ત રૂપના યોગે પણ અનિરાવરણ હોઈ પ્રકૃત સૂત્રના અર્થભાગી નથી.

સર્વજ્ઞાનદર્શન સ્વભાવપણું અને નિરાવરણપણું

મૂળ હેતુભૂત સર્વજ્ઞ–સર્વદર્શિપણારૂપ સર્વજ્ઞાન–દર્શન સ્વભાવપણું સતે નિરાવરણપણાએ કરીને આ ભગવંતો અપ્રતિહતવરજ્ઞાનદર્શનધરો છે. આમ અપ્રતિહત–વરજ્ઞાનદર્શનધરપણાના સાધનમાં બે હેતુ દર્શાવ્યા— (૧) સર્વજ્ઞાનદર્શન સ્વભાવપણું, (૨) અને તે સતે નિરાવરણપણું, –'અન્યથા તત્ત્વનો અયોગ છે માટે,' अन्यथा तत्त्वायोगात्, એમ ન હોય તો તત્ત્વનો—અપ્રતિહતવરજ્ઞાનદર્શનધરત્વનો અયોગ–અઘટમાનપણું છે માટે.

કારણ કે ધર્માસ્તિકાયાદિ નિરાવરણ છે છતાં તેમાં સર્વજ્ઞ–સર્વદર્શિ સ્વભાવ જ છે નહિં, એટલે તેને અપ્રતિહત–વરજ્ઞાનદર્શનધરપણું ઘટતું નથી; અને એકેન્દ્રિયાદિમાં સત્તાથી સર્વજ્ઞ–સર્વદર્શિ સ્વભાવ છે, છતાં અનિરાવરણ છે, એટલે તેને પણ તે અપ્રતિહતવર-જ્ઞાનદર્શનધરપણું ઘટતું નથી. માટે અપ્રતિહત–વરજ્ઞાનદર્શનધરપણાના સાધનમાં ઉક્ત બન્ને હેતુ–**સર્વજ્ઞાનદર્શનસ્વભાવપણું** અને તેના સદ્‌ભાવે **નિરાવરણપણું** એ બન્ને અનિવાર્યપણે આવશ્યક છે.



સામાન્યથી સર્વ અવબોધની સિદ્ધિ આદિ યુક્તિથી સર્વજ્ઞસ્વભાવપણું સિદ્ધ કરે છે—

[3]सर्वज्ञस्वभावत्वं च सामान्येन सर्वावबोधसिद्धेः, विशेषाणामपि ज्ञेयत्वेन ज्ञान-गम्यत्वात्। न चैते साक्षात्कारमन्तरेण गम्यन्ते, सामान्यरूपानतिक्रमात्।[१५६]

[3]અર્થ:—અને સર્વજ્ઞસ્વભાવપણું સામાન્યથી સર્વ અવબોધની સિદ્ધિને લીધે છે,— વિશેષોનું પણ જ્ઞેયપણાએ કરીને જ્ઞાનગમ્યપણું છે, માટે; અને આ (વિશેષો) સાક્ષાત્કાર શિવાય ગમ્ય થતા નથી,—સામાન્ય રૂપનો અનતિક્રમ છે, માટે.[૧૫૬]

## વિવેચન

"ઇમ કેવળ દર્શન નાણ, સામાન્ય વિશેષનો ભાણ;
દ્વિગુણ આતમ શ્રદ્ધાએ ચરણાદિક તસુ વ્યવસાયે.
....સુહંકર ભવ્ય એ જિન ગાવો, જિમ પૂરણ પદવી પાવો."—**શ્રી દેવચંદ્રજી**

હવે પ્રથમ તો સર્વજ્ઞાનદર્શન સ્વભાવપણારૂપ જે હેતુવિશેષણ કહ્યું તે કેવી રીતે ઘટે છે, તે સિદ્ધ કરે છે—'સર્વજ્ઞસ્વભાવપણું, સામાન્યથી સર્વ અવબોધની સિદ્ધિને

पञ्जिका—હેતુવિશેષણની સિદ્ધિ અર્થે કહ્યું—**सर्वज्ञस्वभावत्वं च**—અને હેતુવિશેષણતાથી ઉપન્યસ્ત એવું સર્વજ્ઞસ્વભાવપણું, **सामान्येन**—મહાસામાન્ય નામના સત્તાલક્ષણ સામાન્યથી **सर्वावबोधसिद्धेः**—સર્વના અવબોધની સિદ્ધિને લીધે; **सर्वेषां**—સર્વની, ધર્માસ્તિકાય આદિ જ્ઞેયોની **अवबोधसिद्धेः**—અવબોધસિદ્ધિને લીધે, પરિચ્છેદ સદ્‌ભાવને લીધે,—જ્ઞેય વસ્તુના પ્રતિબિંબસંક્રમવાળા જ્ઞાનનું તો તદાકારપણું માનવામાં આવતાં અનેક દોષના પ્રસંગથી,—વ્યાપ્તિની અનુપપત્તિને લીધે, ધર્માસ્તિકાયાદિમાં અમૂર્તપણાએ કરીને આકારના અભાવે પ્રતિબિંબના અયોગને લીધે, તેના (પ્રતિબિંબના) મૂર્તધર્મ-

લીધે છે—'सर्वज्ञस्वभावत्वं च सामान्येन सर्वावबोधसिद्धेः' સર્વજ્ઞસ્વભાવપણું જે કહ્યું તે સામાન્યથી—સત્તારૂપ મહાસામાન્યથી ધર્માસ્તિકાયાદિ સર્વ જ્ઞેયોના અવબોધની–જાણપણાની સિદ્ધિને લીધે છે. અર્થાત્ સર્વ વસ્તુ છે તે સત્સ્વરૂપ–અસ્તિત્વસ્વરૂપ–સત્તાસ્વરૂપ છે, અને સર્વ વસ્તુમાં વ્યાપક એવી તે સત્તા એકસ્વરૂપ હોવાથી મહાસામાન્ય કહેવાય છે. એટલે સત્રૂપ સત્તાનું ગ્રહણ કર્યું, એટલે મહાસામાન્યરૂપ

સામાન્યથી સર્વઅવબોધની સિદ્ધિ

---

પણાને લીધે, તથા તત્પ્રતિબદ્ધ વસ્તુસંક્રમના અભાવે અભાવને લીધે. (દા. ત.) અંગનાવદનના છાયા–અણુના સંક્રમ શિવાય આદર્શમાં (અરીસામાં) તેના પ્રતિબિંબનો સંભવ છે નહિં, વા જલમાં ચંદ્રબિંબના (પ્રતિબિંબનો સંભવ છે નહિં),—અન્યથા અતિપ્રસંગને લીધે. પરમ મુનિઓએ (શ્રીભદ્રબાહુસ્વામી) કહ્યું છે કે—

"सामा तु दिया छाया अभासुरगया निसं तु कालाभा।
सच्चेव भासुरगया सदेहवण्णा मुणेयव्वा ॥ १ ॥

जे आयरस्सस्संतो देहावयवा हवंति संकंता।
तेसिं तत्थुवलद्धी पगासजोगा न इयरेसिं ॥ २ ॥"

(અર્થાત્) દિવસે શ્યામ એવી અભાસ્વરગતા છાયા નિશાએ તો કાલાભા (કાળી આભાવાળી) હોય છે, અને તે જ ભાસ્વરગતા છાયા સ્વદેહવર્ણા જાણવી (૧). આદર્શની અંદરમાં જ દેહાવયવો સંક્રાંત હોય છે, તેઓની ત્યાં પ્રકાશયોગે ઉપલબ્ધિ હોય છે,—ઇતરની નહિં. (૨).

અને ચિત્ર, આસ્તરણ આદિ અનેક વસ્તુના ગ્રહણાવસરે એકત્ર અનેક પ્રતિબિંબ ઉદયના અસંભવને લીધે, વા સંભવ સતે પ્રતિબિંબના સાંકર્યની ઉપપત્તિને લીધે, તે અનુસારે પરસ્પર સંકીર્ણ વસ્તુની પ્રતિપત્તિના પ્રસંગને લીધે, એક પણ ઘટાદિ સદ્રૂપ પરિચ્છિન્ન થયે તદ્રૂપના અનતિક્રમને લીધે, શુદ્ધ સંગ્રહ નયના અભિપ્રાયથી સર્વસત્તાપરિચ્છેદ સિદ્ધ થાય છે.

શંકા—સત્તામાત્રના પરિચ્છેદે પણ વિશેષોના અનવબોધને લીધે સર્વઅવબોધસિદ્ધિ શી રીતે? એમ આશંકીને કહ્યું—विशेषाणामपि–વિશેષોના પણ, નહિં કે કેવલ સામાન્યના, ज्ञेयत्वेन—જ્ઞેયપણા વડે કરીને, જ્ઞાનવિષયપણાએ કરીને, ज्ञानगम्यत्वात्—ज्ञानेन—અવબોધરૂપ જ્ઞાનથી અવબોધનીય-રૂપપણાને લીધે. જો એમ છે તો તેથી શું? તે માટે કહ્યું—

न च—ન જ, एते—આ, વિશેષો, साक्षात्कारं—સાક્ષાત્કાર, દર્શનોપયોગ, अन्तरेण—વિના, તેના વડે અસાક્ષાત્કૃત એમ અર્થ છે, गम्यन्ते—જાણવામાં આવતા. કેવી રીતે? તે માટે કહ્યું—सामान्यरूपानतिक्रमाद्—સામાન્ય રૂપના અનતિક્રમને લીધે. કારણકે સામાન્ય રૂપના અતિક્રમે તો અસદ્રૂપતાથી ખરવિષાણાદિવત્ વિશેષો અસંત જ હોય. આ કહેવાનું થયું—દર્શનોપયોગથી સામાન્યમાત્ર અવબોધે પણ તત્સ્વરૂપના અનતિક્રમથી સંગ્રહનયના અભિપ્રાયે વિશેષોના પણ ગ્રહણને લીધે છદ્મસ્થ પણ સર્વદા સર્વજ્ઞસ્વભાવી હોય; (અને) ઘાતિકર્મક્ષયે તો સર્વનયસંમતિથી નિરુપચરિત જ સર્વજ્ઞ-સ્વભાવતા હોય,—જ્ઞાનક્રિયાના યૌગપદ્યની જ મોક્ષમાર્ગતા છે, માટે. સર્વદર્શનસ્વભાવતા તો સામાન્ય અવબોધ થકી જ સિદ્ધ છે, એટલા માટે તેની સિદ્ધિ અર્થે યત્ન કર્યો નથી.

સત્તામાં અંતર્ભાવથી સર્વ વસ્તુનું ગ્રહણ આવી ગયું. દાખલા તરીકે—જેમ 'જગત્' કહેતાં અસંખ્ય દેશ-ગ્રામ-નગર આદિ યુક્ત આખું વિશ્વ આવી જાય છે તેમ; અથવા 'નગર' કહેતાં હજારો ઘરોથી વસેલું આખું શહેર આવી જાય તેમ. આમ સત્તારૂપ સામાન્યથી સર્વ જ્ઞેય પદાર્થના અવબોધની-પરિચ્છેદની સિદ્ધિ થાય છે.

**જ્ઞાનમાં જ્ઞેય પ્રતિબિંબનો નિષેધ**

અત્રે કોઈ કહેશે—ભલે એમ સામાન્યથી સર્વ જ્ઞેયના જાણપણાની સિદ્ધિ હો, પરંતુ આ જાણપણું તો જ્ઞેયનું પ્રતિબિંબ જ્ઞાનમાં પડવાથી જ્ઞાનના જ્ઞેયાકારપણાને લીધે સિદ્ધ થાય છે; તો તેમ કહેવું યુક્ત નથી, કારણ કે તેવા પ્રકારના પ્રતિબિંબ થકી જ્ઞાનનું જ્ઞેયાકારપણું માનવામાં અનેક દોષનો પ્રસંગ આવે છે ને ઉક્ત હેતુની વ્યાપ્તિ ઘટતી નથી. જુઓ, આ પ્રકારઃ— (૧) ધર્માસ્તિકાયાદિનું અમૂર્તપણું છે એટલે આકારના અભાવે તેનું પ્રતિબિંબ ઘટતું નથી, કારણ કે પ્રતિબિંબ છે તે મૂર્તનો ધર્મ છે, એટલે મૂર્તનું જ પ્રતિબિંબ પડી શકે, અમૂર્તનું નહિ. તેમ જ—તે મૂર્ત ધર્મ સાથે જોડાયેલી વસ્તુનો સંક્રમ ન હોય, તો પ્રતિબિંબ પણ ન હોય. દા. ત. સ્ત્રીના મુખની છાયાના અણુનો અરીસામાં સંક્રમ ન હોય, તો તેના પ્રતિબિંબનો સંભવ હોય નહિં; અથવા ચંદ્રના આતપનો—પ્રકાશઅણુનો જલમાં સંક્રમ ન હોય, તો જલમાં ચંદ્ર-પ્રતિબિંબનો સંભવ હોય નહિં. એમ ન હોય એટલે કે અણુસંક્રમ વિના જો પ્રતિબિંબ પડતું હોય, તો અતિપ્રસંગનો દોષ આવે. આ અંગે **શ્રી ભદ્રબાહુસ્વામીજીએ** પણ કહ્યું છે કે—(જુઓ-પંજિકામાં ટાંકેલી ગાથા) "અભાસ્વર-અપ્રકાશમાન વસ્તુગત છાયા દિવસે શ્યામ હોય છે, તે રાત્રે કાળી આભાવાળી હોય છે; અને ભાસ્વરગત (પ્રકાશમાન વસ્તુગત) તે જ છાયા સ્વદેહવર્ણી જાણવી. આદર્શની (અરીસાની) અંદર દેહાવયવો જે સંક્રાન્ત હોય છે, તેઓની ત્યાં ઉપલબ્ધિ પ્રકાશયોગ થકી હોય છે,— ઇતરની નહિં. (૨) ચિત્ર, શેત્રંજી વગેરે અનેક વસ્તુનું ગ્રહણ થાય ત્યારે એક સ્થળે અનેક પ્રતિબિંબના ગ્રહણનો અસંભવ હોય. (૩) અથવા સંભવ હોય તો પ્રતિબિંબનું સાંકર્ય-ભેળસેળપણું (ખીચડો) થઈ જશે, એટલે તે અનુસારે પરસ્પર સંકીર્ણ-સેળભેળ વસ્તુની પ્રતિપત્તિનો-ગ્રહણનો પ્રસંગ આવશે. આમ જ્ઞાનમાં જ્ઞેયનું પ્રાતબિંબ પડે છે એમ માનવામાં અનેક દોષનો પ્રસંગ આવે છે.

"જ્ઞેય જ્ઞાન શું નવિ મિલે રે....લાલ. જ્ઞાન ન જાએ તથ્થરે;
પ્રાપ્ત અપ્રાપ્ત અમેયને રે લાલ. જાણો જે જિમ જથ્થરે." **શ્રી દેવચંદ્રજી.**

એટલે સામાન્ય અવબોધે પણ એક પણ ઘટાદિ સતરૂપ જાણવામાં આવ્યે, સર્વ વસ્તુ તે સતરૂપનો અતિક્રમ-ઉલ્લંઘન નહિં કરતી હોવાથી સતરૂપ હોઈ તે સર્વનું જાણપણું હોય છે. આમ મહાસામાન્યગ્રાહક શુદ્ધ સંગ્રહનયના અભિપ્રાય પ્રમાણે એક સત્ જાણ્યે સત્તાનું જાણપણું સિદ્ધ થાય છે.

અત્રે શંકા થવી સંભવે છે કે–સત્તા માત્રનું જાણપણું સતે વિશેષોના અનવબોધપણાને–અજાણપણાને લીધે સર્વ જાણપણાની સિદ્ધિ શી રીતે? તેના સમાધાનાર્થે કહ્યું—

**વિશેષો પણ જ્ઞેય હોઈ જ્ઞાનગમ્ય**

'વિશેષોનું પણ જ્ઞેયપણાએ કરીને જ્ઞાનગમ્યપણું છે માટે,' —'विशेषाणामपि ज्ञेयत्वेन ज्ञानगम्यत्वात्'. અર્થાત્ જ્ઞેય એટલે જ્ઞાનથી જણાવા યોગ્ય વિષય, તે સામાન્ય અને વિશેષ એમ બે પ્રકારે છે; આમ સામાન્યનું જ નહિં, પણ વિશેષનું પણ જ્ઞેયપણું–જ્ઞાનવિષયપણું છે, એટલે તે વિશેષોનું પણ જ્ઞાનગમ્યપણું છે, જાણપણારૂપ જ્ઞાનથી જણાવાપણું છે. 'અને સાક્ષાત્કાર વિના આ (વિશેષો) ગમ્ય થતા નથી,'—'न चैते साक्षात्कारमन्तरेण गम्यन्ते;' આ વિશેષો છે તે સાક્ષાત્કાર વિના —સાક્ષાત્ એવા દર્શનોપયોગ વિના જાણવામાં આવતા નથી; અર્થાત્ દર્શનોપયોગ વડે સાક્ષાત્ નહિં કરાયેલા એવા વિશેષો જાણવામાં આવતા નથી. પ્રથમ દર્શનથી સાક્ષાત્કાર થવાથી સામાન્ય જાણે, પછી જ્ઞાનથી વિશેષ જાણે.

**સામાન્ય-વિશેષનો અવિનાભાવિ સંબંધ**

આમ શાથી? 'સામાન્ય રૂપનો અનતિક્રમ છે માટે,' —'सामान्यरूपानतिक्रमात्'; અર્થાત્ વિશેષો પણ સામાન્ય રૂપનો અતિક્રમ–ઉલ્લંઘન કરતા નથી, કારણ કે સામાન્ય હોઈને વિશેષ છે. મૂળ જો સામાન્ય હોય તો તેના આ વિશેષ એવો પ્રયોગ સંભવે છે. 'જગત્' એમ સામાન્ય વસ્તુ કહી તો પછી તદન્તર્ગત દેશ–ગ્રામ–નગરાદિ વિશેષ સંભવે છે; પણ મૂળ સામાન્યરૂપ જગત્ જ ન હોય, તો તે તે વિશેષ પણ સંભવતા નથી. 'मूलं नास्ति कुतो शाखा' એ ન્યાયે. 'બગીચો' એમ સામાન્યપણે કહ્યું. તેમાં આ આ ઝાડ છે એમ વિશેષથી કહેવાય છે, પણ તે વિશેષરૂપ ઝાડ બગીચારૂપ સામાન્યને છોડીને છે નહિં, એટલે તેનો–બગીચારૂપ સામાન્યનો અતિક્રમ કરતા નથી. અથવા આ ઝાડ છે એમ સામાન્યપણે દીઠું, દર્શન કર્યું, પછી આ તો આંબાનું ઝાડ છે એમ વિશેષપણે જાણ્યું, જ્ઞાન થયું; તેમાં આંબો એમ વિશેષ કહ્યાથી તે કાંઈ સામાન્યરૂપ–ઝાડ મટી જતું નથી, ઝાડપણાનો અતિક્રમ કરતું નથી. કારણ કે સત્તારૂપ સામાન્યનો જો અતિક્રમ હોય, અર્થાત્ સત્તા જ જો ન હોય, તો અસદ્રૂપપણાથી ખરવિષાણાદિવત્ વિશેષો પણ અસત્ જ હોય, હોય જ નહિં. મૂળ ગધેડાના શીંગડા જ જ્યાં નથી, ત્યાં પછી એ શીંગડા લાંબા કે ટૂંકા છે, સીધા કે વાંકા છે ઇત્યાદિ વિશેષનો પ્રશ્ન જ ઉપસ્થિત થતો નથી.

**આત્માનો સર્વ જ્ઞાન-દર્શનસ્વભાવ**

માટે દર્શનોપયોગથી સામાન્ય માત્રના અવબોધે પણ, તત્સ્વરૂપના અનતિક્રમથી સંગ્રહનયના અભિપ્રાયે વિશેષોનું પણ ગ્રહણ હોય છે; એટલે એ નયની અપેક્ષાએ છદ્મસ્થ પણ સત્તાથી સર્વદા સર્વજ્ઞસ્વભાવી હોય છે; અને ઘાતિકર્મનો ક્ષય થયે તો પંજિકાકારે કહ્યું છે તેમ 'સર્વનયસંમતિથી નિરુપચરિત જ સર્વજ્ઞસ્વભાવતા હોય, કારણ કે જ્ઞાન–ક્રિયાના યુગપત્પણાની જ મોક્ષમાર્ગતા છે માટે.' આમ સર્વજ્ઞાનસ્વભાવતા સિદ્ધ

થઈ અને સર્વદર્શનસ્વભાવતા તો સામાન્ય અવબોધ થકી સિદ્ધ જ છે, એટલે તેની સિદ્ધ કરવાની જરૂર રહી નથી. એટલે આમ આત્માનું * સર્વજ્ઞાન-દર્શન સ્વભાવપણું સિદ્ધ થયું.



આવરણક્ષયે નિરાવરણપણું અને ત્યારે સર્વજ્ઞાન સ્વભાવનું પ્રગટપણું સિદ્ધ કરે છે—

[૪]निरावरणत्वं चावरणक्षयात् । क्षयश्च प्रतिपक्षसेवनया, तत्तानवोपलब्धेः । तत्क्षये च सर्वज्ञानं, तत्स्वभावत्वेन ।

दृश्यते चावरणहानिसमुत्थो ज्ञानातिशयः, न चास्य कश्चिदविषय इति स्वार्थानतिलङ्घनमेव ।[૧૫૭]

[૪]અર્થ:—અને નિરાવરણપણું આવરણક્ષય થકી છે; અને ક્ષય પ્રતિપક્ષસેવનાથી છે,—તેના તાનવની ઉપલબ્ધિને લીધે. અને તેના ક્ષયે સર્વ જ્ઞાન છે,—તત્સ્વભાવપણાએ કરીને.

અને આવરણહાનિથી સમુત્થ જ્ઞાનાતિશય દેખાય છે; અને આનો (જ્ઞાનાતિશયનો) કોઈ અવિષય નથી, એમ સ્વાર્થઅનતિલંઘન જ છે.[૧૫૭]

## વિવેચન

"તુમ પ્રભુ જાણંગ રીતિ, સરવ જગ દેખતા, નિજ સત્તાએ શુદ્ધ સહુને લેખતા;
પર પરિણતિ અદ્વેષપણે ઉવેખતા, ભોગ્યપણે નિજ શક્તિ અનંત ગવેષતા.
દીઠો સુવિધિ જિણંદ સમાધિરસે ભર્યો હો લાલ."—શ્રી દેવચંદ્રજી

આમ સર્વજ્ઞાન-દર્શન સ્વભાવપણારૂપ હેતુવિશેષણની સિદ્ધિ કહી દેખાડી હવે તેના નિરાવરણપણારૂપ વિશેષ્ય હેતુની સિદ્ધિ કહે છે—'निरावरणत्वं चावरणक्षयात्'.

---

पञ्जिकाः—આમ વિશેષણની સિદ્ધિ કહી દેખાડી વિશેષ્યની સિદ્ધિ અર્થે કહે છેઃ—निरावरणत्वं च—અને પૂર્વ હેતુઓથી ઉપન્યસ્ત નિરાવરણપણું, आवरणक्षयात्—आवरणस्य—આવરણના, જ્ઞાનાવરણાદિના, क्षयात्—ક્ષય થકી, નિર્મૂલ પ્રલય થકી

વારુ, જીવથી અવિભાગીભૂત આવરણનો ક્ષય જ દુરુપપાદ (ઘટાવવો દુષ્કર) છે એમ આશંકીને કહ્યું—क्षयश्च—અને ઉક્તરૂપ ક્ષય, प्रतिपक्षसेवनया—મિથ્યાદર્શનાદિ સામાન્ય બંધહેતુઓના અને જ્ઞાનપ્રત્યનીક-અંતરાય-ઉપઘાત આદિ વિશેષ હેતુઓના प्रतिपक्षस्य—પ્રતિપક્ષની, વિરોધીની,—સમ્યગ્દર્શનાદિની અને જ્ઞાનબહુમાનાદિની, सेवनया—સેવનાથી, અભ્યાસથી.

---

* "आदा णाणपमाणं णाणं णेयप्पमाणमुद्दिट्ठं ।
णेयं लोगालोगं तम्हा णाणं तु सव्वगयं ॥" ઇત્યાદિ.

મહર્ષિ શ્રીકુંદકુંદાચાર્યજીપ્રણીત શ્રી પ્રવચનસાર.

અર્થાત્—આત્મા જ્ઞાનપ્રમાણ છે, જ્ઞાન જ્ઞેયપ્રમાણ છે; જ્ઞેય લોકાલોક છે, તેથી જ્ઞાન સર્વગત છે. આ અંગે વિશેષ જ્ઞાનપ્રકાશના અર્થીએ પ્રવચનસારનો જ્ઞાનઅધિકાર અને તે પરની મહર્ષિ અમૃતચંદ્રાચાર્યજીની અનન્ય અદ્‌ભુત અલૌકિક ટીકાનું અવલોકન કરવું.

આવરણક્ષય થકી નિરાવરણપણાની સિદ્ધિ

અને નિરાવરણપણું આવરણક્ષય થકી છે. પૂર્વે હેતુપણે જે કહ્યું હતું તે નિરાવરણપણું આવરણના—જ્ઞાનાવરણાદિના ક્ષયથી–નિર્મૂલ નાશથી હોય છે. અત્રે શંકા થવી સંભવે છે કે—જીવથી અવિભાગીભૂત–જૂદા ન પાડી શકાય એવા આવરણનો ક્ષય જ ઘટવો મુશ્કેલ છે. તેના નિવારણાર્થે કહ્યું—'क्षयश्च प्रतिपक्षसेवनया'—અને ક્ષય પ્રતિપક્ષસેવનાથી છે, અર્થાત્ મિથ્યાદર્શનાદિ સામાન્ય બંધહેતુઓના અને જ્ઞાનપ્રત્યનીક–અંતરાય–ઉપઘાત આદિ વિશેષ હેતુઓના પ્રતિપક્ષની—વિરોધી ભાવોની સેવનાથી, એટલે કે સમ્યગ્દર્શનાદિની અને જ્ઞાનબહુમાનાદિની સેવનાથી–અભ્યાસથી ઉક્તરૂપ ક્ષય હોય છે.

અત્રે પંજિકાકારે દર્શાવ્યું છે તેમ પ્રયોગ આ પ્રકારે—'જે જેના કારણ સાથે વિરુદ્ધ હોય, તે તેથી વિરુધ્યમાનના સેવને ક્ષય પામે છે. જેમકે—રોમહર્ષ (રોમાંચ),

---

અત્રે પ્રયોગ—જે જેના કારણ સાથે વિરુદ્ધ હોય છે, તે તેનાથી વિરુધ્યમાનના (વિરોધ પામનારના) સેવને ક્ષય પામે છે. જેમ—રોમોદ્‌ધુષપણાદિના (રોમાંચ આદિના) કારણરૂપ શીતથી વિરુધ્યમાન અગ્નિના આસેવને રોમોદ્‌ધુષપણાદિ વિકાર. અને આવરણ હેતુરૂપ મિથ્યાત્વદર્શનાદિ સાથે સમ્યગ્દર્શનાદિ ગુણકલાપ વિરુદ્ધ હોય છે, એમ कारणविरुद्धोपलब्धिः—કારણવિરુદ્ધ ઉપલબ્ધિ (કારણથી વિરુદ્ધ હેતુની ઉપલબ્ધિ) છે.

વારુ, આવરણક્ષયના અતીન્દ્રિયપણાને લીધે તે વડે હેતુની પ્રતિબંધસિદ્ધિ (વ્યાપ્તિ સિદ્ધિ) શી રીતે? એમ આશંકીને કહ્યું:—तत्तानवोपलब्धेः । तस्य—તેનું, આવરણનું, तानवं—તાનવ, દેશક્ષય-લક્ષણ પ્રત્યયથી તુચ્છભાવ,—પ્રતિપક્ષની સેવનાથી, तस्य—તેની (તાનવની), उपलब्धेः—ઉપલબ્ધિને લીધે. સ્વાનુભવાદિથી સિદ્ધ એવી જ્ઞાનાદિવૃદ્ધિની અન્યથાઅનુપપત્તિને લીધે પ્રતિબંધસિદ્ધિ (વ્યાપ્તિ સિદ્ધિ) છે.

અને એમ કહેવા યોગ્ય નથી કે પ્રતિપક્ષસેવનાથી તાનવમાત્રની ઉપલબ્ધિને લીધે સર્વ આવરણ-ક્ષયનો નિશ્ચય કેમ થાય? જે જેના થકી દેશથી ક્ષીયમાણ દેખાય છે, તે પ્રકૃષ્ટ અવસ્થાવાળા તે થકી સંભવતા સર્વક્ષયવાળા પણ હોય છે,—ચિકિત્સા–સમીરણઆદિ થકી રોગ–જલધરાદિની જેમ. અને એમ જીવથી અવિભાગીભૂત પણ આવરણનો, ચિકિત્સા થકી રોગની જેમ, પ્રતિપક્ષસેવનાથી ક્ષય અદુષ્ટ છે; એટલે આવરણક્ષય જ દુરુપપાદ છે તે આ યત્કિંચિત્ છે.

હવે પ્રકૃત સિદ્ધિ કહી—तत्क्षये च—અને આવરણક્ષયે, सर्वज्ञानं—સર્વજ્ઞેયઅવબોધ છે. કયા કારણથી? તે માટે કહ્યું—तत्स्वभावत्वेन—તત્સ્વભાવપણાએ કરીને, તે જીવનો સ્વભાવ જ છે કે આવરણક્ષયે સર્વ જ્ઞાન પ્રતીત થાય છે. એ જ ભાવે છે: दृश्यते च—અને દેખાય છે,—સ્વાનુભવ, અનુમાનાદિથી, आवरणहानिसमुत्थो—આવરણહાનિથી ઉપજેલો, નિદ્રાદિ આવરણના ક્ષયવિશેષથી જન્મેલો, ज्ञानातिशयः—જ્ઞાનપ્રકર્ષ. તેથી શું? તે માટે કહ્યું—

न चास्य—અને નથી આનો, પ્રકૃષ્ટરૂપ જ્ઞાનાતિશયનો, कश्चित्—કોઈ, જ્ઞેયવિશેષ, अविषयः—અગોચર,—સર્વ સત્‌ના જ્ઞેયસ્વભાવના અનતિક્રમને લીધે, કેવલના નિરાવરણપણાએ કરીને અપ્રતિ-સ્ખલિતપણાને લીધે, इति—એમ ઉક્ત યુક્તિથી, स्वार्थानतिलङ्घनमेव—स्वार्थः—પ્રકૃત સૂત્રનો સ્વાર્થ અપ્રતિહત–વરજ્ઞાનદર્શનધરત્વ છે, तस्य—તેનું, अनतिलङ्घनमेव—અનતિલંઘન જ, અનતિક્રમણ જ. કારણકે ભગવંતોનું પ્રતિહતવરજ્ઞાનદર્શનધરત્વ સતે વિતથાર્થતાથી સૂત્રનો સ્વાર્થઅતિલંઘન પ્રસંગ આવે.

ધ્રૂજારી આદિના કારણરૂપ શીતથી વિરુધ્યમાન અગ્નિના આસેવને રોમાંચ-ધ્રૂજારી આદિ વિકાર ક્ષય પામે છે. અને આવરણહેતુરૂપ મિથ્યાદર્શનાદિ સાથે સમ્યગ્દર્શનાદિ ગુણકલાપ વિરુદ્ધ હોય છે, એટલે સમ્યગ્દર્શનાદિ હેતુથી આવરણનો ક્ષય હોય છે એમ સિદ્ધ થયું. એમ કારણવિરુદ્ધ ઉપલબ્ધિ છે—કારણથી વિરુદ્ધ હેતુની ઉપલબ્ધિ છે.'

શંકા—વારુ, આવરણક્ષયનું તો અતીન્દ્રિયપણું છે, એટલે આવરણક્ષય થયો છે કે થાય છે, તેની ઉપલબ્ધિ શી રીતે થશે? એટલે તે વડે હેતુની પ્રતિબંધસિદ્ધિ—વ્યાપ્તિસિદ્ધિ કેમ થશે? તેના નિરાકરણાર્થે કહ્યું—'तत्तानवोपलब्धेः' —તેના તાનવની ઉપલબ્ધિને લીધે. તે આવરણના તાનવની—તનુપણાની,-ક્ષીણપણાની-દેશક્ષયલક્ષણ પ્રત્યયથી તુચ્છભાવની-પાતળાપણાની ઉપલબ્ધિ છે, પ્રત્યક્ષ અનુભવથી સિદ્ધિ છે. અને આમ સ્વાનુભવાદિથી સિદ્ધ એવી જ્ઞાનાદિવૃદ્ધિ બીજી કોઈ રીતે ઘટતી નથી (અન્યથા અનુપપત્તિ) એટલે પ્રતિબંધસિદ્ધિ-વ્યાપ્તિસિદ્ધિ છે.

**પ્રતિપક્ષ ભાવનાથી તાનવ ઉપલબ્ધિ**

શંકા—આમ પ્રતિપક્ષસેવનાથી તાનવમાત્રની ઉપલબ્ધિ ભલે થતી હો, પણ તેથી સર્વ આવરણનો ક્ષય થાય છે એમ નિશ્ચય કેમ થાય? સમાધાન—એમ કહેવું યોગ્ય નથી. કારણકે જે જેના થકી દેશથી ક્ષીયમાણ-ક્ષય પામતું—ક્ષીણ થતું દેખાય છે, તેનો તે પ્રકૃષ્ટ અવસ્થાવાળા તે થકી સર્વ ક્ષય પણ સંભવે છે,—ચિકિત્સાથી રોગની જેમ, વાયુથી જલધરની જેમ. જે ચિકિત્સાથી રોગનો અંશે અંશે ક્ષય થતો દેખાય છે, તે ઉત્કૃષ્ટ ચિકિત્સાથી રોગનો સર્વાંશે સર્વથા ક્ષય પણ સંભવે છે. જે વાયરાથી વાદળા થોડે થોડે વિખેરાતા જાય છે, તે ઉત્કૃષ્ટ બળવાન્ વાયરાથી વાદળા સર્વથા વિખેરાવાનો પૂરેપૂરો સંભવ છે. એમ જીવથી અવિભાગીભૂત-અલગ ન પાડી શકાય એવા આવરણનો પ્રતિપક્ષસેવનાથી ક્ષય, ચિકિત્સા થકી રોગની જેમ, વાયુ થકી વાદળાની જેમ, અદુષ્ટ છે; એટલે આવરણક્ષય જ ઘટવો દુષ્કર છે એવી જે મૂળ શંકા કરી હતી તે યત્કિંચિત છે, એમાં કાંઈ માલ નથી.

> "કર્મ બંધ ક્રોધાદિથી, હણે ક્ષમાદિક તેહ;
> પ્રત્યક્ષ અનુભવ સર્વને, એમાં શો સંદેહ?"—**શ્રી આત્મસિદ્ધિ**

હવે આમ સિદ્ધ થવાથી પ્રકૃતમાં-ચાલુ વાતમાં શું સિદ્ધ થાય છે? તો કે 'અને તેના ક્ષયે સર્વજ્ઞાન છે, 'तत्क्षये च सर्वज्ञानं', તે આવરણનો ક્ષય થયે સર્વજ્ઞાન-સર્વજ્ઞેય-અવબોધ છે. કયા કારણથી? 'તત્સ્વભાવપણાએ કરીને'—'तत्स्वभावत्वेन'—તે જીવનો સ્વભાવ જ છે કે આવરણક્ષયે સર્વજ્ઞાન પ્રતીત થાય. 'दृश्यते चावरणहानिसमुत्थो ज्ञानातिशयः' —'અને આવરણહાનિથી સમુત્થ જ્ઞાનાતિશય દેખાય છે.' આવરણ-હાનિથી ઉપજેલો, નિદ્રાદિઆવરણના ક્ષયવિશેષથી જન્મેલો જ્ઞાનાતિશય-જ્ઞાનપ્રકર્ષ દેખાય જ છે. અને આનો કોઈ અવિષય

**આવરણક્ષયે સર્વજ્ઞાન તત્સ્વભાવ-પણાએ કરીને**

નથી,—'न चास्य कश्चिद्विषयः', આ પ્રકૃષ્ટરૂપ જ્ઞાનાતિશયનો કોઈ જ્ઞેયવિશેષ અવિષય-અગોચર નથી, કારણ કે સર્વ સત્‌ને જ્ઞેય સ્વભાવનો અનતિક્રમ છે માટે, અર્થાત્ સર્વ સત્ છે તે જ્ઞેયરૂપ હોઈ જ્ઞેયસ્વભાવને ઉલ્લંઘતા નથી માટે, અને કેવલના નિરાવરણપણાએ કરીને અપ્રતિસ્ખલિતપણું છે માટે. અને 'એમ સ્વાર્થઅનતિલંઘન જ છે,' અર્થાત્ એમ એમ ઉક્ત યુક્તિથી પ્રકૃત સૂત્રનો સ્વાર્થ જે અપ્રતિહત–વરજ્ઞાનદર્શનપણું છે તેનું અનતિલંઘન જ–અનતિક્રમણ જ છે. કારણ કે ભગવંતોનું જો પ્રતિહત–વરજ્ઞાનદર્શનધરપણું હોય તો વિતથ–અસત્ય અર્થપણાથી સૂત્રનો સ્વાર્થઅતિલંઘન પ્રસંગ આવે.

તાત્પર્ય કે–કેવલજ્ઞાન એ આત્માનો સ્વભાવ છે. એટલે ચંદ્રની* જેમ આત્મા તેવી ભાવશુદ્ધ પ્રકૃતિથી–સ્વભાવથી સ્થિત છે, કાંઈ સ્થાપિત કરવાનો નથી. પણ તે કેવલ-જ્ઞાન સ્વભાવને ઘાતિ કર્મરૂપ આવરણ છે તે વાદળા જેવું છે. એટલે જેમ વાયુના સપાટાથી વાદળા દૂર થતાં ચંદ્ર પોતાના પૂર્ણ નિરાવરણ અપ્રતિહત સ્વરૂપે પ્રકાશે છે; તેમ ઘાતિકર્મરૂપ વાદળા ધર્મ સંન્યાસયોગરૂપ પવનના સપાટાથી વિખેરાઈ જતાં, આત્મ–ચંદ્ર કેવલજ્ઞાન–ચંદ્રિકા રેલાવતો સતો પોતાના પૂર્ણ નિરાવરણ અપ્રતિહત–વરજ્ઞાનદર્શનધર સ્વરૂપે પ્રકાશે છે. અને આ ભગવંતોનું ઘાતિકર્મ આવરણ ટળ્યું હોવાથી તેમનો વિશ્વપ્રકાશક કેવલજ્ઞાન સ્વભાવ પ્રગટ્યો છે, એટલે તેઓ અપ્રતિહત–વરજ્ઞાનદર્શનધરો છે જ इति स्थितं.

**કેવલજ્ઞાનસ્વભાવી આત્મા ચંદ્રવત્ પ્રકૃતિથી સ્થિત**



એ એમ જ છે, નહિં તો અવિકલ પરાર્થસંપાદનનો અસંભવ હોય એમ વ્યતિરેકથી કહી, ભગવંતો અપ્રતિહત–વરજ્ઞાનદર્શનધરો છે, એમ યુક્તિથી પ્રતિષ્ઠાપિત કરે છે—

[૫] इत्थं चैतद्, अन्यथा अविकलपरार्थसम्पादनासम्भवः, तदन्याशयाद्यपरिच्छेदादिति सूक्ष्मधिया भावनीयं ।

ज्ञानग्रहणं चादौ सर्वा लब्धयः साकारोपयोगोपयुक्तस्येति ज्ञापनार्थम् ॥ [१६८]

॥ इति अप्रतिहतवरज्ञानदर्शनधराः ॥ २५ ॥

[૫] અર્થઃ—અને આ ( અર્હત્‌લક્ષણ વસ્તુ ) એમ જ છે,—અન્યથા અવિકલ પરાર્થ-સંપાદનનો અસંભવ હોય,—તદન્યોના ( તેનાથી અન્યોના ) આશયાદિના અપરિચ્છેદને લીધે, એમ સૂક્ષ્મબુદ્ધિથી ભાવવા યોગ્ય છે.

* " स्थितः शीतांशुवज्जीवः प्रकृत्या भावशुद्धया ।
चंद्रिकावच्च विज्ञानं तदावरणमभ्रवत् ॥
घातिकर्माभ्रकल्पं तदुक्तयोगानिलाहतेः ।
यदापैति तदा श्रीमान् जायते ज्ञानकेवली ॥ "

શ્રી યોગદૃષ્ટિસમુચ્ચય, ૧૮૩–૧૮૪.

અને આદિમાં જ્ઞાનનું ગ્રહણ સર્વ લબ્ધિઓ સાકાર ઉપયોગયુક્તને હોય છે એમ જ્ઞાપનાર્થે છે. [૧૫૮]

॥ ઇતિ અપ્રતિહતવરજ્ઞાનદર્શનધરો ॥ ૨૫ ॥

## વિવેચન

"શ્રી પદ્મપ્રભ જિન ગુણનિધિ રે લાલ. જગતારક જગદીશ રે....વાલ્હેસર;
જિન ઉપગાર થકી લહે રે લાલ. ભવિજન સિદ્ધિ જગીશ રે....વા."—શ્રીદેવચંદ્રજી.

હવે ઉપસંહાર કરતાં કહે છે—'અને આ (અર્હત્ લક્ષણ વસ્તુ) એમ જ છે;' આ અર્હત્ લક્ષણ વસ્તુ એમ જ—અપ્રતિહતવરજ્ઞાનદર્શનધર પ્રકારે જ છે. વિપક્ષમાં બાધા કહી—'અન્યથા અવિકલ પરાર્થસંપાદનનો અસંભવ હોય,—'अन्यथा अविकलपरार्थसम्पादनासम्भव:'; અન્યથા—ઉક્ત પ્રકારના અભાવે અવિકલ—પરિપૂર્ણ પરાર્થનો—પરોપકારનો ભગવંતોને ઘટનાઅયોગ હોય. શાને લીધે ? 'તદન્યોના આશયાદિના અપરિચ્છેદને લીધે, તદન્યોના—'तदन्याशयाद्यपरिच्छेदात्'; તે પુરુષાર્થોપયોગી ઇષ્ટ તત્ત્વથી વિલક્ષણ અન્યોના આશયાદિના એટલે દ્રવ્ય—ક્ષેત્ર—કાલ—ભાવના અપરિચ્છેદને લીધે—અપરિજ્ઞાનને લીધે. કારણ કે સકલ હેયનું પરિજ્ઞાન સતે અવિકલ ઉપાદેય જાણવું શકય છે,—હેય—ઉપાદેયનું પરસ્પર અપેક્ષાવાળું આત્મલાભપણું છે માટે,—હ્રસ્વ—દીર્ઘની જેમ, પિતા—પુત્રની જેમ. એટલે સર્વને નહિં જાણતો શી રીતે અવિકલ પરાર્થસંપાદન કરે ? એમ સૂક્ષ્મ બુદ્ધિથી ભાવન કરવા યોગ્ય છે.

અને અહીં પહેલું જ્ઞાન મૂકયું છે, તે સર્વ લબ્ધિઓ સાકાર ઉપયોગ યુક્તને હોય છે એમ જણાવવા માટે છે,—सर्वा लब्धय: साकारोपयुक्तस्येति ज्ञापनार्थं.

---

पञ्जिका:—इत्थं चैतद्—इत्थमेव—આમ જ, અપ્રતિહત—વરજ્ઞાનદર્શન પ્રકારે જ, एतत्—આ, અર્હતલક્ષણ વસ્તુ છે, વિપક્ષમાં બાધા કહી—अन्यथा—ઉક્ત પ્રકારના અભાવે, अविकलपरार्थसम्पादनाऽसम्भव:—અવિકલ પરાર્થ સંપાદનનો અસંભવ; अविकलस्य—અવિકલ, પરિપૂર્ણ, परार्थस्य—પરાર્થનો, પરોપકારનો, ભગવંતોને ઘટનાઅયોગ હોય. કયા કારણથી ? તે માટે કહ્યું—

तदन्याशयाद्यपरिच्छेदात्—તદન્યોના આશયાદિના અપરિચ્છેદને લીધે. तदन्येषां—પુરુષાર્થોપયોગી ઇષ્ટ તત્ત્વથી વિલક્ષણ તદન્યોના, आशयादीनां—આશયાદિના, અભિપ્રાય—દ્રવ્ય—ક્ષેત્ર—કાળ—ભાવોના, अपरिच्छेदात्—અપરિચ્છેદને લીધે, અનવબોધને લીધે. કારણકે સકલ હેયનું પરિજ્ઞાન સતે અવિકલ ઉપાદેય જાણવું શકય છે,—હેયોપાદેયના પરસ્પરાપેક્ષી આત્મલાભપણાને લીધે, હ્રસ્વ—દીર્ઘની જેમ, વા પિતા—પુત્રની જેમ. એટલે સર્વને નહિં જાણતાં (તેઓ) શી રીતે અવિકલ પરાર્થસંપાદન કરે ?

॥ इति अप्रतिहतवरज्ञानदर्शनधराः ॥ २५ ॥



# ૨૬. વ્યાવૃત્તછદ્મ

## 'વ્યાવૃત્તછદ્મભ્યઃ' પદ વ્યાખ્યાન

તત્ત્વથી અવ્યાવૃત્તછદ્મ માનનારા આજીવિકમતના નિરાસાર્થે આ પદનું પ્રયોજન દર્શાવે છે—

[६]एतेऽप्याजीविकनयमतानुसारिभिर्गोशालशिष्यैस्तत्त्वतः खल्वव्यावृत्तच्छद्मान एवेष्यन्ते, "तीर्थनिकारदर्शनादागच्छन्तीति" वचनाद्, एतन्निवृत्त्यर्थमाह—[१५९]

**' वियट्टच्छउमाणं '—व्यावृत्तछद्मभ्यः ।**

[६]અર્થ:—એઓ પણ આજીવિક નયમતાનુસારી ગોશાલશિષ્યોથી તત્ત્વથી અવ્યાવૃત્ત-છદ્મ જ માનવામાં આવે છે,—"તીર્થનિકારના દર્શનથી આવે છે" એ વચનથી,—એની નિવૃત્તિ અર્થે કહ્યું—[૧૫૯]

### ' વ્યાવૃત્તછદ્મોને '

### વિવેચન

"વીર્ય વિઘન પંડિત વીર્યે હણી, પૂરણ પદવી યોગી;
ભોગોપભોગ દોય વિઘન નિવારી, પૂરણ ભોગ સુભોગી....
હો મલ્લિ જિન ! એ અબ શોભા સારી."—**શ્રી આનંદઘનજી**

'વ્યાવૃત્તછદ્મ' પદનું પ્રયોજન

એઓ પણ—ઉક્તગુણવિશેષણસંપન્ન અર્હંત ભગવંતો પણ, 'આજીવિક નયમતને અનુસારનારા ગોશાલશિષ્યોથી તત્ત્વથી અવ્યાવૃત્તછદ્મ જ માનવામાં આવે છે.' તેઓના નિરાકરણાર્થે 'व्यावृत्तछद्मभ्यः' વ્યાવૃત્તછદ્મોને એ સૂત્ર મૂક્યું છે. આજીવિકમતાનુસારી ગોશાલશિષ્યોનું વચન છે કે 'તીર્થનિકારના દર્શનથી તેઓ આવે છે,'—तीर्थनिकारदर्शनादागच्छन्ति'; અર્થાત્ તીર્થહેલનાના—તીર્થહાનિના દર્શનથી તેઓ (તીર્થકરો) મુક્તિમાંથી પાછા આવે છે એવું તેઓનું કહેવું છે. આમ તેઓ કહે છે તે પરથી ફલિત થાય છે કે તેઓ પોતાના તીર્થકરને ભલે શબ્દમાત્રથી અછદ્મસ્થ માનતા હો, પણ તત્ત્વથી—તો તેઓ 'અવ્યાવૃત્તછદ્મ જ'—જેનું છદ્મ વ્યાવૃત્ત થયું નથી એવા—છદ્મસ્થ જ માને છે. એઓના આ મતના નિરસનાર્થે અત્રે વ્યાવૃત્તછદ્મ એ પદ કહ્યું છે.



છદ્મ તે ઘાતિકર્મ અથવા ભવાધિકાર, તે જેને વ્યાવૃત્ત છે તે વ્યાવૃત્તછદ્મ, એમ વ્યાખ્યા કરે છે—

[७]छादयतीति छद्म—घातिकर्म्माभिधीयते ज्ञानावरणादि, तद्बन्धयोग्यतालक्षणश्च भवाधिकार इति, असत्यस्मिन्कर्म्मयोगाभावात् । अत एवाहुरपरे "असहजाऽविद्येति" । एवं व्यावृत्तं छद्म येषां ते तथाविधा इति विग्रहः ।[१६०]

૭અર્થ:—છાદે છે તે છદ્મ, ઘાતિકર્મ-જ્ઞાનાવરણીયાદિ કહેવાય છે, અને તેનો બન્ધયોગ્યતાલક્ષણ ભવાધિકાર (કહેવાય છે),—આ નહિં સતે કર્મયોગનો અભાવ હોય છે માટે. અત એવ બીજાઓએ કહ્યું છે કે 'અવિદ્યા અસહજા' છે. એમ વ્યાવૃત્ત છે છદ્મ જેઓનું તે તથાવિધ, એમ વિગ્રહ છે.[160]

## વિવેચન

"ચાર કર્મ ઘનઘાતિ તે વ્યવચ્છેદ જ્યાં,
ભવના બીજ તણો આત્યંતિક નાશ જો;
સર્વ ભાવ જ્ઞાતા દ્રષ્ટા સહ શુદ્ધતા,
કૃતકૃત્ય પ્રભુ વીર્ય અનંત પ્રકાશ જો....અપૂર્વ અવસર." **શ્રીમદ્ રાજચંદ્રજી**

છાદ્યતીતિ છદ્મ—છાદે છે, ઢાંકે છે તે છદ્મ, જ્ઞાનાવરણાદિ ઘાતિકર્મ : અને તે કર્મની બન્ધયોગ્યતારૂપ જે **'ભવાધિકાર'** તે જ છદ્મ કહેવાય છે; કારણ કે અસત્યસ્મિન્ કર્મયોગાભાવાત્—આ કર્મબંધયોગ્યતારૂપ ભવાધિકાર ન હોય તો કર્મના યોગનો અભાવ હોય, કર્મનો સંબંધ હોય નહિં. એટલા માટે જ અન્યદર્શનીઓએ કહ્યું છે કે–'અસહજા અવિદ્યા' –'અવિદ્યા અસહજા' છે, અર્થાત્ અવિદ્યા છે તે જીવની સહજન્મા–સહભાવિની નથી, જીવની સ્વભાવભૂત નથી. એટલે કર્મકૃત આ બુદ્ધિવિપર્યાસરૂપ અવિદ્યા કૃત્રિમ–અસહજા હોઈ, તે કર્મ વ્યાવૃત્ત થતાં (ટળતાં) વ્યાવૃત્ત થાય છે–ટળે છે, કર્મ દૂર થયે દૂર થાય છે. એમ વ્યાવૃત્ત છે છદ્મ જેઓનું તે **વ્યાવૃત્તછદ્મ;** જેનું ભવાધિકારરૂપ–ઘાતિકર્મરૂપ છદ્મ દૂર થયું છે, ટળ્યું છે, તે વ્યાવૃત્તછદ્મ

**છદ્મ એટલે ઘાતિકર્મ અથવા ભવાધિકાર**

આ ઘાતિકર્મનું સ્વરૂપ સમજવા યોગ્ય છે. જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય અને અંતરાય એ ચાર **'ઘાતિ કર્મ'** કહેવાય છે. તે આત્માના મૂળ સ્વભાવભૂત ગુણની ઘાત કરે છે, માટે **'ઘાતિ'**–ઘાત કરનારા છે. જ્ઞાનાવરણીય કર્મ આત્માના જ્ઞાનસ્વભાવ ગુણને આવૃત કરી તેની ઘાત કરે છે. દર્શનાવરણીય કર્મ આત્માના દર્શન ગુણને આવરી તેની ઘાત કરે છે. મોહનીયકર્મ આત્માના પરમ નિશ્ચયસ્વરૂપ સમ્યક્ત્વ ગુણને

**ઘાતિકર્મનું સ્વરૂપ**

---

**पञ्जिका:**—तद्बन्ध ઇત્યાદિ. तस्य—તેની, જ્ઞાનાવરણાદિ કર્મની, बन्धयोग्यता—કષાયયોગ પ્રવૃત્તિરૂપા, लक्षणं—સ્વભાવ છે, यस्य स तथा—જેનો તે તથા. ચકાર સમુચ્ચય અર્થમાં અને ભિન્ન ક્રમવાળો છે. તેથી—भवाधिकारश्च—ભવાધિકાર,—છદ્મકારણપણાને લીધે છદ્મ કહેવાય છે. ક્યા કારણથી? તે માટે કહ્યું—असति ઇત્યાદિ સુગમ છે.

अत एव—એટલા માટે જ, ભવાધિકાર અભાવે કર્મયોગઅભાવને લીધે, आहु:—કહે છે, બોલે છે, अपरे—બીજાઓ, તીર્થ્યો, असहजा—જીવ સાથે અસહભાવિની, જીવસ્વભાવ નથી હોતી એમ અર્થ છે, अविद्या—કર્મકૃત બુદ્ધિવિપર્યાસ,—કર્મવ્યાવૃત્તિ સતે તેની વ્યાવૃત્તિને લીધે. एवं—એમ, કાર્ય–કારણરૂપ. व्यावृत्तं छद्म येषां—વ્યાવૃત્ત થયું છે છદ્મ જેઓનું ઇત્યાદિ આ સુગમ છે.

તથા જ્ઞાનદર્શનસ્વભાવમાં સ્થિતિરૂપ ચારિત્ર ગુણને હણે છે, ઘાત કરે છે. અંતરાય કર્મ આત્માના અનંત વીર્ય ગુણને હણે છે, ઘાત કરે છે. આમ આત્માના સ્વભાવભૂત મૂળ ગુણની ઘાત કરતા હોવાથી આ ચારે ય કર્મોને 'ઘાતિ કર્મ' એવી યથાર્થ સંજ્ઞા આપવામાં આવી છે.

આ ચાર ઘાતિકર્મમાં પણ મોહનીય કર્મ સર્વથી વધારે બળવાન્ છે. તે કર્મનો રાજા કહેવાય છે, કારણ કે જ્ઞાનાવરણીયાદિ બીજાં કર્મો જ્યારે આત્માના તે તે ગુણોને આવરણ માત્ર કરે છે, ત્યારે આ મોહનીય કર્મ તો આત્માના તે તે ગુણને વિપરીત સ્વાદવાળો બનાવી દે છે. દર્શનમોહનીય આત્માના સમ્યગ્ નિશ્ચય–શ્રદ્ધાનરૂપ સમ્યક્ત્વ ગુણને વિપરીત–મિથ્યા શ્રદ્ધાનરૂપ મિથ્યાત્વમાં ફેરવી નાંખે છે; અને ચારિત્રમોહનીય આત્માના સ્વભાવસ્થિતિરૂપ ગુણને વિભાવ–સ્થિતિપણામાં પલટાવી નાંખે છે. આમ આત્માના પરમ અમૃતમય ગુણને વિષમય વિકૃત સ્થિતિમાં પલટાવી નાંખવાનું મહાદુષ્ટ અધમ કૃત્ય (Villain's action) મોહનીય કર્મ કરે છે. બીજાં કર્મ તો માત્ર આવરણ કે અંતરાય કરીને અટકે છે, ત્યારે આ મહાનુભાવ (!) મોહનીય કર્મ તો પોતાનું દોઢડહાપણ વાપરી ઉલટો બગાડો કરી મૂકે છે! એટલે જ એ આત્માનો ભયંકરમાં ભયંકર ને મોટામાં મોટો દુશ્મન (Ring–leader, arch enemy) છે. તે નાયકના જોર પર જ બીજાં કર્મોનું બળ નભે છે; તેનું જોર ક્ષીણ થતાં અન્ય કર્મોનું બળ પણ ક્ષીણ થાય છે, આમ અન્ય કર્મોનો આશ્રયદાતા–'અન્નદાતા' હોવાથી નેકનામદાર મોહનીયને કર્મોનો 'રાજા' કહ્યો છે તે યથાર્થ છે.

**કર્મરાજા મોહનીય**

"કર્મ અનંત પ્રકારના, તેમાં મુખ્યે આઠ;<br>
તેમાં મુખ્યે મોહનીય, હણાય તે કહું પાઠ.<br>
કર્મ મોહનીય ભેદ બે, દર્શન[1] ચારિત્ર[2] નામ;<br>
હણે બોધ[1] વીતરાગતા,[2] અચૂક ઉપાય આમ."

— શ્રીમદ્ રાજચંદ્રજીપ્રણીત શ્રી આત્મસિદ્ધિ

આમ સર્વ કર્મમાં મુખ્ય એવા મોહનીયના દર્શનમોહનીય ને ચારિત્રમોહનીય એ બે ભેદ છે; તેમાં દર્શનમોહનીયને સમ્યક્બોધથી ને ચારિત્રમોહને વીતરાગતાથી હણી નાંખી આ ભગવંતોએ મોહનીય ઘાતિકર્મનો ઘાત–ક્ષય કર્યો, એટલે તત્ક્ષણ જ બાકીના ત્રણ ઘાતિકર્મ–જ્ઞાનાવરણીય દર્શનાવરણીય ને અંતરાય પણ ક્ષય પામ્યા. આમ ઘાતિકર્મરૂપ છદ્મ–આવરણ દૂર થતાં આ ભગવંતો **વ્યાવૃત્તછદ્મ** થયા.



'અવ્યાવૃત્તછદ્મ' એ ગોશાલક મતનું યુક્તિથી નિરસન કરે છે—

'नाक्षीणे संसारेऽपवर्गः क्षीणे च जन्मपरिग्रह इत्यसत्, हेत्वभावेन सदा तदापत्तेः। न तीर्थनिकारो हेतुः, अविद्याऽभावेन तत्संभवाभावात्, तद्भावे च छद्मस्थास्ते, कुतस्तेषां केवलमपवर्गो वेति? भावनीयमेतत्।[१६१]

[8]અર્થ :–સંસાર અક્ષીણ સતે અપવર્ગ નથી; અને ક્ષીણ સતે જન્મપરિગ્રહ એ અસત્ છે,—હેતુ અભાવથી સદા તેની આપત્તિ હોય માટે. તીર્થનિકાર એ હેતુ નથી –અવિદ્યા—અભાવે તેના સંભવનો અભાવ છે માટે. અને તદ્ભાવે (અવિદ્યાના ભાવે) તેઓ છદ્મસ્થો છે, તેઓને કેવલ વા અપવર્ગ ક્યાંથી હોય? એ ભાવન કરવા યોગ્ય છે.[161]

## વિવેચન

"પદ્મપ્રભ જિન તુજ મુજ આંતરૂં, કિમ ભાંજે ભગવંત?
કર્મ વિપાકે હો કારણ જોઈને, કોઇ કહે મતિમંત!."—શ્રી આનંદઘનજી.

હવે 'અવ્યાવૃત્ત છદ્મ' એમ જે ગોશાલમતાનુયાયી માને છે તેનું નિરસન કરી 'વ્યાવૃત્ત છદ્મ' સ્થાપન કરવા માટે યુક્તિ દર્શાવે છેઃ—'नाक्षीणे संसारेऽपवर्गः'–સંસાર અક્ષીણ સતે અપવર્ગ નથી અને ક્ષીણ સતે જન્મપરિગ્રહ એ અસત છે,—'क्षीणे च जन्मपरिग्रह इत्यसत'; અર્થાત્ સંસાર જો ક્ષીણ થયો નથી તો મોક્ષ નથી, અને જો ક્ષીણ થયો છે એમ કહો તો જન્મ ગ્રહણ કરે એમ કહેવું તે અસત્ છે, ખોટું છે. કારણ કે 'हेत्वभावेन सदा तदापत्तेः' હેતુ અભાવથી સદા તેની આપત્તિ હોય માટે; અર્થાત્ હેતુના અભાવે તે સદા હોવાનો પ્રસંગ પ્રાપ્ત થશે. જે નિષ્કારણ છે તે કાં તો સદા હોય ને કાં તો સદા ન હોય એ નિયમ છે; એટલે નિષ્કારણે–હેતુઅભાવે જન્મ ગ્રહણ થાય છે એમ કહો, તો સદાય તેને જન્મગ્રહણનો પ્રસંગ પ્રાપ્ત થશે.

**'અવ્યાવૃત્તછદ્મ' મતનું નિરસન**

હવે જો એમ કહો કે તીર્થનિકાર–તીર્થઅવનતિ એ જન્મગ્રહણમાં હેતુ છે, તો તેમ નથી, 'તીર્થનિકાર એ હેતુ નથી.' કારણ કે 'અવિદ્યાઅભાવે તેના સંભવનો અભાવ છે માટે;' અર્થાત્ જો તેને મોહમમત્વરૂપ અવિદ્યાનો અભાવ છે, તો તેને 'મારૂં તીર્થ' એમ પોતાના તીર્થપ્રત્યે મોહનો અભાવ ઘટે છે, એટલે તીર્થનિકારહેતુથી તે જન્મના સંભવનો અભાવ છે. 'અને તદ્ભાવે (અવિદ્યાના ભાવે) તેઓ છદ્મસ્થો છે, તેઓને કેવલ વા અપવર્ગ કયાંથી હોય? એ ભાવનીય છે.' અર્થાત્ તે અવિદ્યા તેને છે એમ કહો તો તેઓ હજુ છદ્મસ્થો છે, એટલે તેઓ કેવલઅભાવે તીર્થંકર કયાંથી હોઈ શકે? ને તેઓનો મોક્ષ પણ કયાંથી હોઇ શકે? એ ભાવન કરવા યોગ્ય છે.



ગોશાલકમતની બીજી દલીલોનો રદીઓ આપી, ભગવંતો વ્યાવૃત્તછદ્મ છે એમ યુક્તિથી સિદ્ધ કરે છે–

[9]न चान्यथा भव्योच्छेदेन संसारशून्यतेत्यसदालम्बनं ग्राह्यं, आनन्त्येन भव्योच्छेदासिद्धेः, अनन्तानन्तकस्यानुच्छेदरूपत्वाद्। अन्यथा सकलमुक्तिभावेनेष्टसंसारिवदुपचरितसंसारभाजः सर्वसंसारिण इति बलादापद्यते, अनिष्टं चैतदिति, व्यावृतच्छद्मान इति ॥ २६ ॥[162]

[૯]અર્થ:—અને અન્યથા ભવ્યઉચ્છેદથી સંસારશૂન્યતા થશે એવું અસત્ આલંબન ગ્રહવા યોગ્ય નથી,—અનન્તપણાએ કરીને ભવ્યઉચ્છેદની અસિદ્ધિ છે માટે, અનન્તાનન્તકનું અનુચ્છેદરૂપપણું છે માટે. અન્યથા સકલના મુક્તિભાવથી ઇષ્ટ સંસારીની જેમ સર્વ સંસારીઓ ઉપચરિત સંસારભાગી છે એમ બલથી આવી પડશે, અને તે અનિષ્ટ છે. એટલા માટે વ્યાવૃત્તછદ્મ છે. ॥૨૬॥[૧૬૨]

## વિવેચન

"સેવો ઈશ્વર દેવ, જિણે ઈશ્વરતા હો નિજ અદ્ભુત વરી;
તિરોભાવની શક્તિ, આવિર્ભાવે હો સહુ પ્રગટ કરી."—શ્રીદેવચંદ્રજી.

**વ્યાવૃત્તછદ્મનું પ્રતિષ્ઠાપન**

હવે વાદીની બીજી દલીલનું પણ નિરસન કરે છેઃ 'અને અન્યથા ભવ્યઉચ્છેદથી સંસારશૂન્યતા થશે એવું અસત્ આલંબન ગ્રહવા યોગ્ય નથી.' અન્યથા—નહિં તો, મોક્ષમાંથી પુનઃ અહીં આગમન ન હોય તો પછી ભવ્યોનો—મોક્ષગમનયોગ્ય જીવોનો ઉચ્છેદ થશે, એટલે સંસારની શૂન્યતા થશે, એવું અસત્—ખોટું—મિથ્યા આલંબન ગ્રહણ કરવા યોગ્ય—પકડવા યોગ્ય નથી. કારણ કે 'આનન્ત્યથી ભવ્યઉચ્છેદની અસિદ્ધિ છે માટે, અનન્તાનન્તકનું અનુચ્છેદરૂપપણું છે માટે." અર્થાત્ અનન્તપણાએ કરીને ભવ્યોના ઉચ્છેદની સિદ્ધિ નથી, અને ભવ્યો તો અનંતાનંત છે, તેથી તેનું અનુચ્છેદરૂપપણું છે. એટલે આપ મહાનુભાવોને રખેને ભવ્યો ખૂટી જશે ને ભવ્યોનો ઉચ્છેદ થશે એવી ચિંતા કરવાની બીલકુલ જરૂર નથી! અને 'અન્યથા સકલના મુક્તિભાવથી ઇષ્ટ સંસારીની જેમ સર્વ સંસારીઓ ઉપચરિત સંસારભાગી છે એમ બલથી આવી પડશે.' અર્થાત્ આપ મહાનુભાવોને સંસારની જો આટલી બધી ચિંતા છે, તો ધારો કે તમારી માન્યતા પ્રમાણે તીર્થનિકારદર્શનથી મોક્ષમાંથી આગમન કરી તે ભવ્યોનો નિસ્તાર કરશે, એટલે બધાની મુક્તિ થઈ જશે; તો પછી તમે ઇષ્ટ માનેલ સંસારીની જેમ સર્વ સંસારીઓ ઉપચરિત સંસારભાગી થશે એવો પ્રસંગ બલથી—પરાણે આવી પડશે. 'અને એ અનિષ્ટ છે,' તમને—અમને ઇષ્ટ નથી. માટે 'વ્યાવૃત્તછદ્મ' કહ્યું છે તે યથાર્થ જ છે.

॥ इति व्यावृत्तछद्मानः ॥ २६ ॥



पञ्जिका—न चान्यथा—न च—ન જ, अन्यथा—મોક્ષમાંથી પુનઃ અહીં આગમનના અભાવે, **इष्टसंसारिवत्**—ઇષ્ટ સંસારીની જેમ, મોક્ષમાંથી વ્યાવૃત્ત વિવક્ષિત ગોશાલકાદિ સંસારીની જેમ.

# અષ્ટમ અધિકાર
# આત્મતુલ્ય પરફલકર્તૃત્વ સંપદ્

---

## ૨૭. જિન જાપક
## 'जिनेभ्यः जापकेभ्यः' પદ વ્યાખ્યાન

આ પદનું પ્રયોજન : પરમાર્થથી અજિનાદિ માનનારા કલ્પિતઅવિદ્યાવાદી તત્ત્વાન્તવાદીઓનું નિરસન—

[१]एतेऽपि कल्पिताविद्यावादिभिस्तत्त्वान्तवादिभिः परमार्थेनाजिनादय एवेष्यन्ते "भ्रान्तिमात्रमसदविद्येति" वचनाद्, एतद्व्यपोहायाह—[१६४]

**'जिणाणं जावयाणं'–जिनेभ्यो जापकेभ्यः**

[૧] અર્થ:—એઓ પણ કલ્પિતઅવિદ્યાવાદી એવા તત્ત્વાન્તવાદીઓથી પરમાર્થથી અજિનાદિ જ માનવામાં આવે છે,—"ભ્રાંતિમાત્ર અસત્ અવિદ્યા" એ વચનથી, એના વ્યપોહાર્થે કહ્યું—[૧૬૪]

**'જિનોને–જાપકોને'**

### વિવેચન

"જિન સ્વરૂપ થઈ જિન આરાધે, તે સહી જિનવર હોવે રે;
ભૃંગી ઇલિકાને ચટકાવે, તે ભૃંગી જગ જોવે રે....ષડ દરિશણ." **શ્રી આનંદઘનજી**

આ ઉક્ત સ્વરૂપલક્ષણસંપન્ન અર્હંત ભગવંતો વળી કલ્પિતઅવિદ્યાવાદી એવા **તત્ત્વાન્તવાદીઓથી** પરમાર્થથી અજિનાદિ જ માનવામાં આવે છે, તેના નિરાકરણ અર્થે અહીં 'जिणाणं जावयाणं'—जिनेभ्यः जापकेभ्यः **જિનોને–જાપકોને** (જિન કરાવનારાઓને) એ સૂત્ર કહ્યું છે. અર્થાત્ તત્ત્વાન્ત–તત્ત્વનિષ્ઠારૂપ નિરાકાર સ્વચ્છ સંવેદન જ વસ્તુ છે એમ વદવાનું શીલ છે જેઓનું તે **તત્ત્વાન્તવાદીઓ** કહેવાય છે; અને તેઓ બૌદ્ધના ચોથા ભેદરૂપ **માધ્યમિકો** છે.

બૌદ્ધના ચાર ભેદ છે, તેનું સંક્ષેપ સ્વરૂપ દર્શાવતો શ્લોક પંજિકામાં ટાંકયો છે, તે પ્રમાણે–(૧) **વૈભાષિકો**–તેમના મત અનુસાર પદાર્થ જ્ઞાનસમન્વિત છે. (૨) **સૂત્રાન્તિકો**–

બૌદ્ધના ચાર ભેદઃ
માધ્યમિકો
કલ્પિતઅવિદ્યાવાદી
તત્ત્વાન્તવાદી

તેમના મતે બાહ્ય વસ્તુવિસ્તાર પ્રત્યક્ષ નથી. કારણ કે તે આલંબનના પ્રત્યયથી-નિમિત્તથી ઉપજે છે, એટલે સ્વજન્ય પ્રત્યક્ષજ્ઞાન કાળે તે ક્ષણિકપણાએ કરીને વ્યાવૃત્ત હોય છે, તેથી કરીને તેના જ્ઞાનગત નીલઆદિ આકાર બીજી કોઈ રીતે ઘટતો નથી, એટલે તે પરથી તે બાહ્ય વસ્તુ પાછળથી અનુમેય જ છે, અનુમાન કરવા યોગ્ય જ છે, એટલે તે પરોક્ષ છે, પ્રત્યક્ષ નથી, જ્ઞાનનો પ્રત્યક્ષ તો સ્વઆત્મા જ છે, કારણ કે તેનું સ્વસંવેદનરૂપપણું છે માટે. (૩) **યોગાચાર**-મત પ્રમાણે સાકાર બુદ્ધિ પરા છે. (૪) **માધ્યમિકો**-સ્વચ્છ એવી પરા સંવિદ્‌ને જ માને છે. આ બૌદ્ધો પણ બુદ્ધને જિનપણે માને છે. તેઓએ કહ્યું છે કે-'શૌદ્ધોદનિ (શુદ્ધોદન પુત્ર), દશબલ, બુદ્ધ, શાક્ય, તથાગત, મારજિત્, અદ્વયવાદી, સમન્તભદ્ર, જિન અને સિદ્ધાર્થ (એ બુદ્ધના નામો છે).'

આ બૌદ્ધોના ઉક્ત ચોથા ભેદરૂપ માધ્યમિકો તે જ **તત્ત્વાન્તવાદીઓ** છે. તેઓની માન્યતા પ્રમાણે નિરાકાર સ્વચ્છ સંવેદન માત્ર જ સત્ છે, બાકી બીજા બધા સંવેદન ભ્રાંતિમાત્ર હોઈ એકાન્તથી અસત્ છે, એટલે અવિદ્યા પણ કલ્પિત હોઈ અસત્ છે. આમ અવિદ્યા કલ્પિત

---

**पञ्जिका:**—**तत्त्वान्तवादिभि:** । **तत्त्वान्तं**—તત્ત્વાન્ત, તત્ત્વનિષ્ઠારૂપ નિરાકાર સ્વચ્છ સંવેદન જ વસ્તુતાથી **वदितुं शीलं येषां**—વદવાનું શીલ છે જેઓનું, તે **तथा**—તે તથા,—તત્ત્વાન્તવાદી, **तै:**—તેઓથી. અને એઓ સુગતશિષ્યોના ચતુર્થ પ્રસ્થાનવર્તી માધ્યમિકો છે એમ સંભાવાય છે. કારણકે તેઓનો જ નિરાકાર સ્વચ્છ સંવેદન માત્ર શિવાય સંવેદનાન્તરોનો ભ્રાન્તિમાત્રપણે એકાન્તથી જ અસત્ત્વ અભ્યુપગમ (નહિં હોવાપણાની માન્યતા) છે માટે. અને તથાપ્રકારે સૌગત (બૌદ્ધ) પ્રસ્થાન-ચતુષ્ટયનું આ લક્ષણ છે કે—

"अर्थो ज्ञानसमन्वितो मतिमता वैभाषिकेणोच्यते,
प्रत्यक्षो न हि वाह्यवस्तुविसर: सूत्रान्तिकैराश्रितः ।
योगाचारमतानुगैरभिहिता साकारबुद्धि: परा,
मन्यन्ते वत मध्यमा: कृतधिय: स्वच्छां परं संविदम् ॥"

(અર્થાત્) મતિમંત વૈભાષિકથી અર્થ જ્ઞાનસમન્વિત કહેવાય છે; સૂત્રાન્તિકોથી આશ્રય કરવામાં આવેલો બાહ્ય વસ્તુવિસ્તાર પ્રત્યક્ષ નથી; યોગાચાર મતાનુગામીઓથી સાકાર બુદ્ધિ પરા કહેવાઈ છે; કૃત-બુદ્ધિ મધ્યમો તો સ્વચ્છ એવી પરા સંવિદ્‌ને ભાવે છે.

**प्रत्यक्षो न हि वाह्यवस्तुविसर:**—બાહ્ય વસ્તુવિસ્તાર પ્રત્યક્ષ નથી, કારણકે તે આલંબન-પ્રત્યયપણાથી સ્વજન્ય પ્રત્યક્ષ જ્ઞાનકાળે ક્ષણિકપણાએ કરીને વ્યાવૃત્તપણાને લીધે તત્‌જ્ઞાનગત નીલ આદિ આકારની અન્યથાઅનુપપત્તિ વશે પાછળથી અનુમેય જ છે. તે જ્ઞાનનો પ્રત્યક્ષ તો સ્વાત્મા જ છે,—સ્વસંવેદનપણાને લીધે. તથા તેઓથી પણ બુદ્ધ જિનપણે માનવામાં આવે છે. તે કહ્યું છે કે—

"शौद्धोदनि र्दशवलो, वुद्ध: शाक्यस्तथागत: सुगत: ।
मारजिदद्वयवादी, समन्तभद्रो जिनश्च सिद्धार्थ: ॥"

છે એમ વદનારા આ કલ્પિતઅવિદ્યાવાદીઓનું વચન છે કે 'भ्रान्तिमात्रमसत् अविद्या'–'ભ્રાંતિમાત્ર અસત્ અવિદ્યા;' અર્થાત્ અવિદ્યા ભ્રાંતિમાત્ર–માત્ર વિભ્રમરૂપ હોઈ અસત્ છે, અવિદ્યમાન છે. આવા કલ્પિતઅવિદ્યાવાદી આ તત્ત્વાન્તવાદી બૌદ્ધો 'શૌદ્ધોદનિ' ઇ. શ્લોકમાં કહ્યા પ્રમાણે ભલે શબ્દ માત્રથી જિનાદિ માનતા હો, પણ પરમાર્થથી–તત્ત્વથી તો તેઓ અજિનાદિ જ છે એમ એઓના ઉક્ત વચન પરથી ફલિત થાય છે. એટલે તેઓના નિરસન અર્થે અત્રે 'जिनेभ्यः जापकेभ्यः'—જિનોને–જાપકોને એ વિશિષ્ટ સૂત્રપદ મૂક્યું છે.

"શુદ્ધ નિમિત્તી પ્રભુ અહો, કરી અશુદ્ધ પર હેય હો મિત્ત !
આત્માલંબી ગુણલયી, સહુ સાધકનો ધ્યેય હો મિત્ત !....ક્યું જાણું.
જિમ જિનવર આલંબને, સધે એકતાન હો મિત્ત !
તિમ તિમ આત્માલંબની, ગ્રહે સ્વરૂપ નિદાન હો મિત્ત !—ક્યું જાણું." **શ્રી દેવચંદ્રજી.**



રાગાદિના જેતાપણા થકી જિનો એમ વ્યાખ્યા કરી, અસત્ રાગાદિનો જય હોય નહિં ને ભ્રાંતિમાત્ર કલ્પના પણ અસંગતા જ છે, કારણકે નિમિત્ત વિના ભ્રાંતિ ઘટે નહિં, એમ યુક્તિથી સિદ્ધ કરે છે—

[२]तत्र रागद्वेषकषायेन्द्रियपरीषहोपसर्गघातिकर्म्मजेतृत्वाज्जिनाः। न खल्वेषामसतां जयः, असत्त्वादेव हि सकलव्यवहारगोचरातीतत्वेन जयविषयताऽयोगात्। भ्रान्तिमात्रकल्पनाप्येषामसङ्गतैव, निमित्तमात्रमन्तरेण भ्रान्तेरयोगात्।[१६५]

[२]અર્થ:—તેમાં રાગ–દ્વેષ, કષાય–ઇન્દ્રિય, પરીષહ–ઉપસર્ગ, અને ઘાતિકર્મના જેતાપણાને લીધે જિનો. ખરેખર ! અસત્ એવા એઓનો (રાગાદિનો) જય ન હોય,—અસત્ત્વપણા થકી જ સ્ફુટપણે સકલ વ્યવહારગોચરાતીતપણાએ કરીને જયવિષયતાનો અયોગ હોય માટે; એઓની (રાગાદિની) ભ્રાંતિમાત્રની કલ્પના પણ અસંગતા જ છે,—નિમિત્ત વિના ભ્રાંતિનો અયોગ હોય માટે.[૧૬૫]

---

पञ्जिका:—न ઇત્યાદિ. न खलु—ન જ, एषां—આનો, રાગાદિનો, असतां—અસત્ એવાનો, અવિદ્યમાનોનો, जयः—જય, નિગ્રહ. કયા કારણથી ? તે માટે કહ્યું—असत्त्वादेव—અસત્પણા થકી જ, અવિદ્યમાનપણા થકી જ, हि—સ્ફુટપણે, सकलव्यवहारगोचरातीतत्वेन—સકલ વ્યવહાર ગોચરથી અતીતપણાએ કરીને, નિખિલ લોકવ્યવહારની યોગ્યતાના અપેતપણાએ કરીને,—વાન્ધ્યેય (વંધ્યાપુત્ર) આદિની જેમ, जयविषयताऽयोगात्—જયક્રિયા પ્રતિ વિષયભાવના અયોગને લીધે.

भ्रान्तिमात्रकल्पनाऽपि—ભ્રાંતિમાત્ર કલ્પના પણ,—'भ्रान्तिमात्रमसद् अविद्यमानं' ભ્રાંતિ માત્ર અસત્—અવિદ્યમાન એ વચનથી,—નહિં કે કેવલ જય એમ 'અપિ' પણ શબ્દનો અર્થ છે, एषां—એઓની, રાગાદિની, असङ्गतैव—અસંગતા જ, અઘટમાના. કયા કારણથી ? તે માટે કહ્યું—निमित्तं—નિમિત્ત,—જીવથી પૃથક્ એવું કર્મરૂપ, अन्तरेण—વિના, भ्रान्तेरयोगात्—ભ્રાંતિના અયોગને લીધે.

## વિવેચન

"જે તેં જીત્યા રે તિણે હું જીતિયો રે,
પુરુષ કિશ્યું મુજ નામ ?....પંથડો નિહાળુ રે."—શ્રી આનંદઘનજી

**जयतीति जिनः**—જીતે તે જિન એમ વ્યુત્પત્તિ અર્થથી સિદ્ધ થાય છે, એટલે 'રાગ–દ્વેષ, કષાય–ઇન્દ્રિય, પરીષહ–ઉપસર્ગ અને ઘાતિકર્મના જેતાપણા થકી જિનો'— રાગાદિકના જીતનારપણા થકી જિનો છે. '**न खल्वेषामसतां जयः**' ખરેખર ! અસત્ એવા એઓનો (રાગાદિનો) જય ન હોય,— અસત્ત્વપણા થકી જ સ્ફુટપણે સકલ વ્યવહારગોચરાતીતપણાએ કરીને જયવિષયતાના અયોગને લીધે.' અર્થાત્ અસત્ છે, છે જ નહિં, અવિદ્યમાન છે, એવા આ રાગાદિનો જય હોય નહિં. કારણ કે 'વંધ્યાપુત્રની જેમ' અસત્પણા થકી જ તે સર્વ વ્યવહારના ગોચરથી–વિષયથી અતીત–પર છે, એટલે તેના જયવિષયપણાનો પણ અયોગ–અસંભવ છે, તે જયનો વિષય પણ બની શકે એમ નથી.

અસત્ એવા રાગાદિનો જય ન હોય

ત્યારે વાદી કહેશે—આ રાગાદિ તો ભ્રાંતિમાત્ર છે, તેને નિરુત્તર કરવા માટે કહ્યું— '**भ्रान्तिमात्रकल्पनाप्येषामसङ्गतैव**'—'એઓની (રાગાદિની) ભ્રાંતિમાત્રની કલ્પના પણ અસંગતા જ છે—નિમિત્ત વિના ભ્રાંતિના અયોગને લીધે,'— **निमित्तमात्रमन्तरेण भ्रान्तेरयोगात्**; એ રાગાદિ ભ્રાંતિમાત્ર છે એવી જો કલ્પના કરો તો તે પણ અસંગત જ છે, અઘટમાન જ છે, ઘટતી જ નથી. કારણ કે જીવથી પૃથક્–ભિન્ન એવા કર્મરૂપ નિમિત્ત કારણ વિના ભ્રાંતિનો અયોગ–અઘટમાનપણું છે. નિમિત્ત વિના ભ્રાંતિ થઈ ક્યાંથી ? માટે તમે માનેલી ભ્રાંતિનું નિમિત્ત કારણ હોવું જ જોઈએ.

ભ્રાંતિમાત્ર કલ્પના પણ અસંગતા જ



નિમિત્ત અસત્ નથી ને ચિતિમાત્રથી જ ભ્રાંતિ નથી એમ કહી, તે ભ્રાંતિમાત્રના અસત્ત્વમાં—નહિ હોવાપણામાં અનુભવબાધા દર્શાવે છે—

[3] **न चासदेव निमित्तम्, अतिप्रसङ्गात् । चितिमात्रादेव तु तदभ्युपगमेऽनुपरम इत्य- निर्मोक्षप्रसङ्गः । तथापि तदसत्त्वेऽनुभवबाधा ।**[166]

[3]**અર્થ**:—અને નિમિત્ત અસત્ જ નથી,—અતિપ્રસંગને લીધે. પુનઃ ચિતિમાત્ર થકી જ તેના (ભ્રાંતિમાત્રના) અભ્યુપગમમાં અનુપરમ હોય,—એમ અનિર્મોક્ષનો પ્રસંગ આવે. તથાપિ તેના અસત્ત્વમાં અનુભવબાધા છે.[166]

## વિવેચન

"નામે ગાજે પરમ આહ્‌લાદ, પ્રગટે અનુભવ રસ આસ્વાદ;
તેથી થાયે મતિ સુપ્રસાદ, સુણતાં ભાંજે રે કાંઈ વિષય વિષાદ....
રે જિણંદા તોરા નામથી મન ભીને." —શ્રી દેવચંદ્રજી

એટલે મુંઝાઈને વાદી કહેશે—એ નિમિત્ત તો અસત્ છે. તે માટે રદીઓ આપ્યો—'न चासदेव निमित्तं' અને નિમિત્ત અસત્ જ નથી,—અતિપ્રસંગને લીધે—'अतिप्रसङ्गात्'; અર્થાત્ ના, એમ નથી, કારણ કે જો એમ હોય તો તો અતિપ્રસંગ દોષ આવે. જે અહેતુ હોય તેનું સદાય સત્ત્વ હોવાપણું હોય, વા સદાય અસત્ત્વ—નહિં હોવાપણું હોય, આ નિયમ છે. અર્થાત્ કારણ વગરનું જે છે તે કાં તો સદાય હોય ને કાં તો સદાય ન હોય. એટલે તમે જો ભ્રાંતિ કારણ વગરની—નિષ્કારણ છે એમ કહો તો તે સદાય હોવી જોઈએ ને કાં તો કદી પણ ન હોવી જોઈએ.

નિમિત્ત અસત્ નથી

ત્યારે વાદી વદશે—ચિતિમાત્રથી જ તે ભ્રાંતિમાત્ર ઉપજે છે. તેનો રદીઓ આપતાં કહ્યું—'चितिमात्रादेव तु तदभ्युपगमेऽनुपरमः' પુનઃ ચિતિમાત્ર થકી જ તેના (ભ્રાંતિમાત્રના) અભ્યુપગમમાં અનુપરમ હાય, એમ અનિર્મોક્ષનો પ્રસંગ આવે—'इत्यनिर्मोक्षप्रसङ्गः'; અર્થાત્ સ્વવ્યતિરિક્ત—પોતાથી જુદા એવા કર્મરૂપ સહકારીથી રહિત એવી ચિતિમાત્ર થકી જ તે ભ્રાંતિમાત્ર ઉપજે છે એમ માનો તો ભ્રાંતિમાત્રનો ઉપરમ—ઉચ્છેદ થશે નહિં, ભ્રાંતિ કદી પણ વિરામ પામશે નહિં, અટકશે નહિં; કારણ કે અભ્રાંત જ્ઞાનોમાં પણ ભ્રાંતિનિમિત્તપણે પરિકલ્પિત ચિતિ-

ચિતિમાત્રથી જ ભ્રાંતિ માનવામાં અનિર્મોક્ષનો પ્રસંગ

---

पञ्जिका:—પર આશંકાના પરિહારાર્થે કહ્યું—न च—ન જ, असदेव—અસત્ જ, ન કિંચિત્ જ એમ અર્થ છે, निमित्तं—નિમિત્ત, પ્રકૃત ભ્રાંતિનું. હેતુ કહ્યો—अतिप्रसङ्गात्—અતિપ્રસંગને લીધે. અહેતુ થકી નિત્ય સત્ત્વ વા અસત્ત્વ હોય એવી પ્રાપ્તિને લીધે. પુનઃ પણ આશંકીને કહ્યું—

चितिमात्रादेव तु—ચિતિમાત્ર થકી પુનઃ, સ્વવ્યતિરિક્ત કર્મલક્ષણ સહકારિરહિત એવા ચૈતન્યમાત્ર થકી જ, तदभ्युपगमे—તેના—ભ્રાન્તિમાત્રના અભ્યુપગમમાં, अनुपरमः—અનુપરમ, ભ્રાંતિમાત્રનો અનુચ્છેદ થશે,—અર્થાત્ જ્ઞાનોમાં પણ ભ્રાન્તિનિમિત્તતાથી પરિકલ્પિત ચિતિમાત્રના ભાવને લીધે. તેથી શું ? તે માટે કહ્યું—इति—એમ, अनिर्मोक्षप्रसङ्गः—અનિર્મોક્ષનો પ્રસંગ, સંસારના અનુચ્છેદની આપત્તિ થશે,—ચિતિમાત્રના મોક્ષમાં પણ ભાવને લીધે.

અભ્યુપગમ કરીને પણ (પાઠાંતર : અભ્યુપગમમાં પણ) દૂષણ કહ્યું—तथापि—ચિતિમાત્ર થકી જ ભ્રાંતિમાત્રના અભ્યુપગમમાં પણ, तदसत्त्वे—તેના અસત્ત્વમાં, ભ્રાંતિમાત્રના અસત્ત્વમાં, अनुभवबाधा—અનુભવબાધા, તેનું સ્વયં સંવેદન પ્રાપ્ત થતું નથી, (જેમકે) અસત્ શશશૃંગાદિ અનુભવાતું નથી.

માત્રનો ભાવ-હોવાપણું હોય માટે, એટલે કદી પણ મોક્ષ થવાનો પ્રસંગ આવશે નહિં, સંસારના અનુચ્છેદની પ્રાપ્તિ થશે. કારણ કે ચિતિ થકી મોક્ષમાં પણ ભ્રાંતિ ઉપજ્યા કરશે, એટલે મોક્ષ કયાં રહ્યો? એવી સ્થિતિ થશે. આમ ભ્રંતિમાત્રપણાનું નિરસન કર્યું.

**ભ્રાંતિમાત્રના અસત્ત્વમાં અનુભવબાધા**

હવે દલીલની ખાતર ધારો કે વાદીના માનવા પ્રમાણે ચિતિમાત્ર થકી જ ભ્રાંતિમાત્ર છે, 'તથાપિ તેના (ભ્રાંતિમાત્રના) અસત્ત્વમાં અનુભવબાધા છે;—तथापि तदसत्त्वेऽनुभव, वाधा', તે ભ્રાંતિમાત્રના અસત્ત્વમાં-નહિં હોવાપણામાં અનુભવબાધા છે; અર્થાત્ ભ્રાંતિમાત્ર કહો તો પણ તે ભ્રાંતિમાત્ર અસત્-અવિદ્યમાન છે એમ કહેવામાં અનુભવબાધા ઉપજે છે, તેવું સ્વયં સંવેદન પ્રાપ્ત થતું નથી. ભ્રાંતિમાત્ર જો અસત્-અવિદ્યમાન જ હોય તો તેનો અનુભવ ઉપજે નહિં, સંવેદન થઇ શકે નહિં. જેમ શશશૃંગાદિ અસત્ છે—છે જ નહિં, એટલે તેનો અનુભવ થઇ શકશે નહિં; તેમ ભ્રાંતિમાત્ર જો અસત્ છે, તો આ ભ્રાંતિમાત્ર છે એવો અનુભવ કેમ થઈ શકશે વારુ?



મૃગતૃષ્ણાદિ અનુભવના દૃષ્ટાંતથી રાગાદિ ચિતિમાત્ર નિબંધન નથી એમ દર્શાવી, ઉક્ત યુક્તિથી જે અસત્ કે ભ્રાંતિમાત્ર નથી એવા રાગાદિના જેતાપણાથકી તાત્ત્વિક જિનાદિની સિદ્ધિ કરે છે—

[४]न हि मृगतृष्णिकादावपि जलाद्यनुभवोऽनुभवात्मनाऽप्यसन्नेव, आविद्वदङ्गनादिसिद्धमेतत्। न चायं पुरुषमात्रनिमित्तः, सर्वत्र सदाऽभावानुपपत्तेः। नैवं चितिमात्रनिबन्धना रागादय इति भावनीयम्।

एवं च तथाभव्यत्वादिसामग्रीसमुद्भूतचरणपरिणामतो रागादिजेतृत्वादिना तात्त्विकजिनादिसिद्धिः ॥२७॥[१६७]

[४]અર્થ:—કારણકે મૃગતૃષ્ણિકા આદિમાં પણ જલાદિ અનુભવ અનુભવાત્માથી (અનુભવ સ્વરૂપથી) પણ અસત્ જ નથી. આ આ-વિદ્વદ્અંગનાદિને સિદ્ધ છે. અને આ (મૃગતૃષ્ણિકાદિ અનુભવ) પુરુષમાત્ર નિમિત્તવાળો નથી, સર્વત્ર સદા અભાવની અનુપપત્તિ હોય માટે; અને એમ રાગાદિ ચિતિમાત્ર નિબન્ધનવાળા નથી, એમ ભાવન કરવા યોગ્ય છે.

અને એમ તથાભવ્યત્વાદિ સામગ્રીથી સમુદ્ભૂત ચરણપરિણામ થકી રાગાદિના જેતૃત્વઆદિ વડે તાત્ત્વિક જિનાદિની સિદ્ધિ છે. ॥૨૭॥[૧૬૭]

## વિવેચન

"પ્રણમું ચરણ પરમગુરુ જિનના, હંસ તે મુનિજન મનના,
વાસી અનુભવ નંદન વનના, ભોગી આનંદઘનના;
મોરા સ્વામી હો તોરો ધ્યાન ધરીજે,
ધ્યાન ધરિજે હો સિદ્ધિ વરીજે, અનુભવ અમૃત પીજે."—શ્રી દેવચંદ્રજી

ઉપરમાં ભ્રાંતિમાત્રનું અસત્પણું માનવામાં અનુભવબાધા આવે છે એમ કહ્યું, તે અનુભવબાધા શી રીતે આવે છે, તેનું કારણ અત્રે વ્યતિરેકથી પ્રતિવસ્તુઉપમાના ઉપન્યાસથી ભાવન કરતાં કહ્યું—न हि मृगतृष्णिकादावपि जलाद्यनुभवो— 'મૃગતૃષ્ણિકા આદિમાં પણ જલાદિ અનુભવ અનુભવાત્માથી (અનુભવ સ્વરૂપથી) પણ અસત્ જ નથી,—'अनुभवात्मनाप्यसन्नेव'— આ આ-વિદ્વદ્અંગનાદિને સિદ્ધ છે. મૃગતૃષ્ણિકા, દ્વિચન્દ્ર એ આદિ મિથ્યારૂપ ભ્રાંતિમાત્ર વિષયમાં પણ જે તદ્જ્ઞાનવૃત્તિરૂપ અનુભવ છે, તે 'અનુભવાત્માથી'—જ્ઞાનરૂપ અનુભવસ્વરૂપથી પણ અસત્ જ છે એમ નથી. અર્થાત્ ઝાંઝવાના જલ વગેરે જે છે, તે મિથ્યા ભ્રાંતિમાત્ર છે, છતાં આ ઝાંઝવાના જલ છે એમ અનુભવ તો થાય જ છે; અને આ અનુભવ તેના વિષયને આશ્રી ભલે અસત્ હો, પણ 'આ ઝાંઝવાના જલ છે' એવો અનુભવસ્વરૂપે તો તે અસત્ જ છે એમ નથી, અપિ તુ તે અનુભવ તો સાચો જ છે. એમ આ વસ્તુ વિદ્વાન્થી માંડી સ્ત્રી આદિ પર્યંતને સિદ્ધ છે, સર્વ જનને પ્રતીત છે.

*મૃગતૃષ્ણાદિ અનુભવ અનુભવસ્વરૂપે અસત્ નથી*

હવે વાદી કહેશે કે—આ અનુભવ તો પુરુષમાત્રનિમિત્તે છે, તેનો ઉત્તર આપતાં કહ્યું—'न चायं पुरुषमात्रनिमित्तः'—'અને આ (મૃગતૃષ્ણિકાદિ અનુભવ) પુરુષમાત્રના નિમિત્તવાળો નથી,'—સર્વત્ર સદા અભાવની અનુપપત્તિ હોય માટે. આ ઝાંઝવાના જલ આદિ અનુભવ છે તે પોતાનાથી જૂદા એવા સૂર્યકિરણાદિ કારણથી નિરપેક્ષપણે માત્ર પુરુષના જ નિમિત્તે હોય છે એમ નથી. કારણ કે જો એમ હોય તો સર્વત્ર—સર્વક્ષેત્રે સર્વ દ્રષ્ટામાં સદા—સર્વ કાલ તેના અભાવનું અઘટમાનપણું હોય, અનુપરમપ્રાપ્તિ હોય. અર્થાત્ સૂર્યકિરણાદિ કારણની અપેક્ષા વિના માત્ર પુરુષના નિમિત્તે જ તે મૃગજલનો અનુભવ થતો હોય, તો સર્વક્ષેત્રે સર્વ દ્રષ્ટાને સર્વ કાલે તેવો અનુભવ થયા જ કરવો જોઈએ, પણ પુરુષમાત્રનિમિત્તે તેવો અનુભવ થતો દેખાતો નથી.

*મૃગતૃષ્ણાદિ અનુભવ પુરુષમાત્ર નિમિત્તવાળો નથી*

---

पञ्जिका—આ જ (અનુભવબાધા) વ્યતિરેકથી પ્રતિવસ્તુના ઉપન્યાસથી ભાવતાં કહ્યું—न हि मृगतृष्णिकादावपि—નહિં મૃગતૃષ્ણિકાદિમાં પણ, મરુમરીચિકા-દ્વિચન્દ્ર આદિ મિથ્યારૂપ વિષયમાં પણ, સત્ય અભિમત જલાદિની વાત તો દૂર રહો, अनुभवः—તજ્જ્ઞાનવૃત્તિ, अनुभवात्मना—અનુભવાત્માથી, જ્ઞાનાત્માથી अपि—પણ, असन्नेव—અસત્ જ, —સવિષયતાથી તો અસત્ હોય પણ એમ 'અપિ' પણ શબ્દનો અર્થ છે. आविद्वदङ्गनादिसिद्धमेतत्—આ વિદ્વાનથી માંડી સ્ત્રીઆદિ પર્યંતને સિદ્ધ છે, સર્વજનને પ્રતીત છે એમ અર્થ છે. અત્રે જ વિશેષ કહ્યો—न चायं—અને નથી આ, મૃગતૃષ્ણિકાદિ અનુભવ, पुरुषमात्रनिमित्तः—पुरुषमात्रं-પુરુષ જ, સ્વવ્યતિરિક્ત રવિકરાદિ કારણનિરપેક્ષ તેનો અનુભવવાન્, निमित्तं—હેતુ, यस्य स तथा—જેનો છે તે તથા, પુરુષમાત્રનિમિત્ત. કયા કારણથી? તે માટે કહ્યું:— सर्वत्र—સર્વત્ર ક્ષેત્રે વા દ્રષ્ટામાં, सदा—સર્વકાલ, अभावाऽनुपपत्तेः—અભાવની અનુપપત્તિને લીધે, અનુપરમ પ્રાપ્તિને લીધે. પ્રસ્તુત યોજના કહી—न-ન જ, एवं—એમ, મૃતૃષ્ણિકાદિ અનુભવવત્, चितिमात्रनिबन्धना रागादयः—રાગાદિ ચિતિમાત્ર નિબન્ધનવાળા, કિન્તુ ચૈતન્યવ્યતિરિક્ત પૌદ્ગલિક કર્મરૂપ સહકારિ નિમિત્તવાળા, इति भावनीयं—પૂર્વવત્ આની ભાવના કાર્ય છે.

આ ઉપરથી ફલિત થાય છે. કે 'એમ રાગાદિ' ચિતિમાત્ર નિબન્ધનવાળા નથી એમ ભાવનીય છે—'नैवं चितिमात्रनिबन्धना रागादयः'; જેમ મૃગજલાદિ અનુભવ પુરુષમાત્ર નિમિત્તવાળા નથી, પણ અન્ય નિમિત્તવાળા પણ છે; તેમ રાગાદિ પણ ચિતિમાત્ર નિબન્ધનવાળા—ચૈતન્યમાત્ર કારણવાળા નથી, પણ ચૈતન્ય વ્યતિરિક્ત પૌદ્ગલિક કર્મરૂપ સહકારિ નિમિત્તવાળા પણ છે. અર્થાત્ મૃગજલ ભ્રાંતિમાત્ર અસત્ છે, છતાં તેનો અનુભવ અનુભવરૂપે અસત્ નથી; અને આ અનુભવ પુરુષમાત્રનિમિત્તે જ ઉપજતો નથી, પણ પુરુષના તેમજ સૂર્યકિરણાદિ અન્ય સહકારી કારણના સંયોગે ઉપજે છે. પણ રાગાદિ છે તે તો ભ્રાંતિમાત્ર પણ નથી ને અસત્ પણ નથી, તો પછી તેનો અનુભવ તો અસત્ ક્યાંથી જ હોય? અને આ અનુભવ પણ માત્ર ચૈતન્યના જ નિમિત્તે ઉપજતો નથી, પણ ચૈતન્યના અને પૌદ્ગલિક કર્મરૂપ સહકારી કારણના સંયોગે જ ઉપજે છે, એમ ભાવન કરવા યોગ્ય છે.

રાગાદિ ચિતિમાત્ર નિબંધનવાળા નથી, પણ પૌદ્ગલિક કર્મનિમિત્તવાળા પણ છે.

આમ રાગાદિ ભ્રાંતિમાત્ર નથી, અસત્ નથી, પણ અનુભવસિદ્ધ છે, એટલે તેના જેતાપણાથી જિનો તે યથાર્થ જ કહ્યું છે. એટલે જ ઉપસંહાર કર્યો—'અને એમ તથાભવ્યત્વાદિ સામગ્રીથી સમુદ્ભૂત ચરણપરિણામ થકી રાગાદિના જેતૃત્વ આદિ વડે તાત્ત્વિક જિનાદિની સિદ્ધિ છે.' એવા પ્રકારે તથાભવ્યત્વ આદિ સામગ્રીથી ઉપજેલા ચારિત્રપરિણામ થકી રાગાદિના જેતાપણા—જાપકપણા વડે તાત્ત્વિક જિન—જાપકની સિદ્ધિ છે. રાગાદિના જેતાપણાથી તેઓ પોતે તો જિનો હોય છે, એટલું જ નહિં પણ બીજાના રાગાદિનો જય કરાવવામાં પણ સ્વગત સ્વરૂપચિંતનાદિ ભક્તિપ્રકારથી ઉપકારી સહાય નિમિત્ત થઈ 'જાપક' પણ છે. એમ 'જિનોને જાપકોને' એ પદ સિદ્ધ થયું.

રાગાદિના જેતાપણાથકી તાત્ત્વિક જિનાદિ સિદ્ધિ

॥ इति जिनेभ्यः जापकेभ्यः ॥ २७ ॥



# ૨૮. તીર્ણ તારક
# 'तीर्णेभ्यःतारकेभ्यः' પદ વ્યાખ્યાન

આ સૂત્રનું પ્રયોજનઃ આવર્ત્તકાલકારણવાદીનું નિરાકરણ—

"एते चावर्त्तकालकारणवादिभिरनन्तशिष्यैर्भावतोऽतीर्णादय एवेष्यन्ते "काल एव कृत्स्नं जगदावर्त्तयतीति वचनाद्, एतन्निरासायाह—[૬૮]

## 'तीर्णेभ्यस्तारकेभ्यः'

[૫]અર્થ:—અને એઓ—આવર્ત્તકાલકારણવાદી અનંતશિષ્યોથી ભાવથી અતીર્ણાદિ જ માનવામાં આવે છે, "કાળ જ સમસ્ત જગતને આવર્ત્તે છે" એ વચનથી,—એના નિરાસ અર્થે કહ્યું—[૬૮]

## 'તીર્ણોને—તારકોને'

### વિવેચન

"તાહરે દરિશને નિસ્તર્યો,
મુજ સિદ્ધાં સવિ કામ રે....શાંતિ જિન...."—શ્રી આનંદઘનજી

અને ઉક્ત સર્વ ગુણલક્ષણ જેમાં સાંગોપાંગ ઘટાવ્યા એવા આ અર્હંત ભગવંતો 'આવર્ત્તકાલકારણવાદી અનંત-શિષ્યોથી અતીર્ણાદિ જ માનવામાં આવે છે,' એના નિરાસ અર્થે—'तीर्णेभ्यः तारकेभ्यः' એ સૂત્ર કહ્યું. મનુષ્ય-નારક આદિ પર્યાયના પરિવર્ત્તરૂપ-ફેરારૂપ જે આવર્ત્ત છે, ભવનો ફેરો છે, તેનું કારણ-નિમિત્ત કાળ જ એમ જે વદે છે તે આવર્ત્તકાલકારણવાદી કહેવાય છે, અને તે 'અનંત' નામના ઋષિના શિષ્યો છે. આ આવર્ત્તકાલકારણવાદીઓનું વચન છે કે—'काल एव कृत्स्नं जगदावर्त्तयति'—કાળ જ સમસ્ત જગતને આવર્ત્તે છે, અર્થાત્ કાળ જ આખા જગતના ફેરા ફેરવે છે, એટલે તેઓના મતે તીર્ણ આદિને પણ પુનઃ આવર્ત્ત હોય છે. આવી તેઓની માન્યતા પ્રમાણે

पञ्जिका—एते च आवर्त्तकालकारणवादिभिः। आवर्त्तस्य—નરનારકાદિ પર્યાયપરિવર્ત્તરૂપ આવર્ત્તનું, काल एव कारणं—કાલ જ કારણ-નિમિત્ત છે इति वावदूकैः—એમ વાદ કરનારાઓથી. तीर्णाः—તીર્ણ, તરી ગયેલા.

તીર્ણાદિ પણ ભાવથી-પરમાર્થથી અતીર્ણાદિ જ હોય છે. એના નિરાકરણ અર્થે અહીં '**તીર્ણોને-તારકોને**' એ વિશિષ્ટ પદ મૂક્યું.



ભવાર્ણવતીર્ણને જીવિતાવર્ત્ત જેમ ભવાવર્ત્ત નથી, એમ દર્શાવે છે—

[૬]ज्ञानदर्शनचारित्रपोतेन भवार्णवं तीर्णवन्तस्तीर्णाः। नैतेषां जीविताववर्त्तवद्भवावर्त्तौ, निबन्धनाभावात्।[१६९]

[૬]**અર્થ :**—જ્ઞાન-દર્શન-ચારિત્રરૂપ પોત (જહાજ) વડે ભવાર્ણવને તરી ગયા તે તીર્ણ. એઓને (તીર્ણોને) જીવિતાવર્ત્તવત્ ભવાવર્ત્ત નથી,—નિબન્ધનના અભાવને લીધે.[૧૬૯]

## વિવેચન

"તુમ પ્રભુ તુમ તારક વિભુજી, તુમ સમો અવર ન કોય;
તુમ દરિસણ થકી હું તર્યોજી, શુદ્ધ આલંબન હોય....વિમલ.—**શ્રી દેવચંદ્રજી**

**જ્ઞાન-દર્શન-ચારિત્ર પોતથી ભવાર્ણવ તીર્ણ**

તીર્ણ એટલે શું ? 'ज्ञानदर्शनचारित्रपोतेन'—જ્ઞાન-દર્શન-ચારિત્રરૂપ પોત (જહાજ) વડે ભવાર્ણવને તરી ગયા તે તીર્ણ, 'भवार्णवं तीर्णवन्तस्तीर्णाः'. આ ભવ-સંસાર એ અર્ણવ-સાગર સમાન છે. સાગરને તરવા માટે મજબૂત વહાણ જોઈએ, તેમ આ ભવસાગરને તરવા માટે જ્ઞાન-દર્શન-ચારિત્રરૂપ સુદૃઢ જહાજ જોઈએ. આ ઉપયોગરૂપ અવિનાશી ચેતનમય આત્મા, દેહાદિ ક્ષણભંગુર વિનાશી અચેતન જડ વસ્તુથી ભિન્ન છે,—એમ સમ્યક્પણે જાણવું, ભેદજ્ઞાન થવું, તે જ્ઞાન; તેમ જ્ઞાનથી જે જાણ્યું તેની શુદ્ધ પ્રતીતિ-સમ્યક્ નિશ્ચય વર્ત્તે તે સમ્યગ્દર્શન અથવા સમકિત; અને જેમ આત્માની પ્રતીતિ આવી અને સર્વ અન્ય વસ્તુથી આત્માને ભિન્ન અસંગ જાણ્યો, તેવો સ્થિર સ્વભાવ ઉપજવો તે ચારિત્ર. આમ સર્વ અન્ય દ્રવ્યથી ભિન્ન અસંગ શુદ્ધ આત્માને જાણવો, સદ્દહવો, અને આચરવો—એમ જ્ઞાન-દર્શન-ચારિત્ર જ્યારે અભેદ પરિણામને પામી આત્મારૂપ વર્ત્તે, ત્યારે તે જિનનો માર્ગ પામ્યો અથવા નિજ સ્વરૂપને પામ્યો. અને આવી આ જ્ઞાન-

पञ्जिका - नैतेषां ઇત્યાદિ. न—ન જ, एतेषां—એઓને તીર્ણોને, जीविताववर्त्तवत्—પૂર્વ અનુભૂત જીવિતના आवर्त्तवत्—પુનર્ભવન જેમ, भवावर्त्तः- भवस्य—કર્માષ્ટકના ઉદય લક્ષણવાળા ક્ષીણ ભવનો, आवर्त्तः—ઉક્તરૂપ આવર્ત્ત. કયા કારણથી ? તે માટે કહ્યું—निबन्धनाभावात्—निबन्धनस्य—નિબન્ધનના, વક્ષ્યમાણ હેતુના, अभावात्—અભાવને લીધે.

દર્શન-ચારિત્રની અભેદ એકતા અત્રે એકવચની પ્રયોગરૂપ 'પોત'થી—'पोतेन' એક અખંડ વહાણથી સૂચવી છે. અર્થાત્ જ્ઞાન-દર્શન-ચારિત્રની અભેદ એકતારૂપ એક અખંડ વહાણથી આ સંસારસાગર તરાય છે. આ ભગવંતો પણ આવા અનુપમ વહાણથી આ સંસારસાગર તરી ગયા હોવાથી તીર્ણ છે. અને ઉપલક્ષણથી આ જિન ભગવંતોએ સ્વયં આચરેલા અને પ્રરૂપેલા એવા આ યથોક્ત જિનમાર્ગને—**જિનના મૂળ માર્ગને** જેઓ ભક્તિથી ભજે છે તેઓને પણ આ ભગવંતો તારનારા-તારક છે.

"છે દેહાદિથી ભિન્ન આતમા રે, ઉપયોગી સદા અવિનાશ....
મૂળ મારગ સાંભળો જિનનો રે;
એમ જાણે સદ્ગુરુ ઉપદેશથી રે, કહ્યું જ્ઞાન તેનું નામ ખાસ....મૂળ૦
જે જ્ઞાને કરીને જાણિયું રે, તેની વર્ત્તે છે શુદ્ધ પ્રતીત....મૂળ૦
કહ્યું ભગવંતે દર્શન તેહને રે, જેનું બીજું નામ સમકીત....મૂળ૦
જેમ આવી પ્રતીતિ જીવની રે, જાણ્યો સર્વેથી ભિન્ન અસંગ....મૂળ૦
તેવો સ્થિર સ્વભાવ તે ઉપજે રે, નામ ચારિત્ર તે અણુલિંગ....મૂળ૦
તે ત્રણે અભેદ પરિણામથી રે, જ્યારે વર્ત્તે તે આત્મારૂપ....મૂળ૦
તેહ મારગ જિનનો પામિયો રે, કિંવા પામ્યો તે નિજ સ્વરૂપ"....મૂળ૦

— શ્રીમદ્ રાજચંદ્રજી

અને આમ જ્ઞાન-દર્શન-ચારિત્ર પોતથી જે ભવાર્ણવ તરી ગયેલા-તીર્ણ છે, એવા 'એઓને જીવિતાવર્ત્તવત્ ભવાવર્ત્ત નથી,—નિબન્ધનના અભાવને લીધે.'—'नैतेषां जीविताबर्त्तवत् भवावर्त्तो.'—અર્થાત્ પૂર્વે અનુભવેલ જીવિતના આવર્ત્તની જેમ, પુનર્ભવન જેમ, જીવિતના ફેરાની જેમ એ તીર્ણોને ભવનો આવર્ત્ત નથી; અષ્ટ કર્મનો ઉદય જેનું લક્ષણ છે એવો ભવ ક્ષીણ થયો તો પછી પુનઃ ભવાવર્ત્ત—ભવનો ફરી ફેરો હોતો નથી, કારણ કે નિબન્ધનનો—કહેવામાં આવતા હેતુનો અભાવ છે માટે.

તીર્ણને જીવિતાવર્ત્તવત્ ભવાવર્ત્ત નથી

"શ્રી અરજિન ભવજલનો તારૂ, મુજ મન લાગે વારૂ રે....મનમોહન સ્વામી;
બાંહ્ય ગ્રહી જે ભવજલ તારે, આણે શિવપુર આરે રે....મન૦
તપ જપ મોહ મહા તોફાને, નાવ ન ચાલે માને રે....મન૦
પણ નવિ ભય મુજ હાથોહાથે, તારે તે છે સાથે રે....મન૦
પ્રભુ પદ વળગ્યા તે રહ્યા તાજા, અળગા અંગ ન સાજા રે....મન૦
વાચક યશ કહે અવર ન ધ્યાઉં, એ પ્રભુના ગુણ ગાઉં રે."....મન૦

— શ્રી યશોવિજયજી

તીર્ણને આયુષ્કાન્તર જેમ ભવાધિકારાન્તર નથી ને ભવાધિકાન્તર હોય તો અત્યંત મરણવત્ મુક્તિની અસિદ્ધિ છે, એમ, મૃત તે અમૃતભાવે નથી એવી પ્રતિવસ્તુઉપમા રજૂ કરી અન્વય-વ્યતિરેકથી પ્રતિપાદન કરે છે—

[૭]न ह्यस्यायुष्कान्तरवद्भवाधिकारान्तरं, तद्भावेऽत्यन्तमरणवन्मुक्त्यसिद्धेः। तत्सिद्धौ च तद्भावेन भवनाभावः, हेत्वभावात्। न हि मृतः तद्भावेन भवति, मरणभावविरोधात्।[१७०]

[૭]**અર્થ :**—કારણ કે આને (તીર્ણને) આયુષ્કાન્તરવત્ ભવાધિકારાન્તર નથી,—તદ્‌ભાવે (આયુષ્કાન્તરના અને ભવાધિકારાન્તરના ભાવે) અત્યન્ત મરણવત્ મુક્તિની અસિદ્ધિને લીધે; અને તેની (અત્યંત મરણની વા મુક્તિની) સિદ્ધિ સતે તદ્‌ભાવથી (આયુષ્કાન્તરથી અને ભવાધિકારાન્તરથી સાધ્ય ભાવથી) ભવનઅભાવ હોય,—હેતુ અભાવને લીધે. કારણ કે મૃત ખરેખર તદ્‌ભાવે (અતીત અમૃત ભાવે) હોતો નથી,—મરણ ભાવના વિરોધને લીધે.[૧૭૦]

## વિવેચન

"શ્રીધર જિન નામ બહુ નિસ્તર્યા, અલ્પ પ્રયાસે હો જેહ;
મુજ સરિખો એટલે કારણ લહે, ન તરે કહો કિમ તેહ ?"....શ્રી દેવચંદ્રજી

તીર્ણને-તરી ગયેલાને ભવાવર્ત્ત નથી હોતો, કારણ કે આને (તીર્ણને) આયુષ્કાન્તરવત્ ભવાધિકારાન્તર નથી,'—'न ह्यस्यायुष्कान्तरवद् भवाधिकारान्तरं.'

**તીર્ણને આયુષ્કાન્તર જેમ ભવાધિકારાન્તર નથી**

તીર્ણને નારકાદિ અન્ય આયુષ્યની જેમ ભવાધિકારાન્તર—બીજો ભવાધિકાર નથી, કે જેથી કરીને તે અહીં પુનઃ આવર્ત્ત કરે, ફરી ભવફેરો ફરે. અર્થાત્ જીવિતાવર્ત્તમાં-બીજો જન્મફેરો થાય છે તેમાં તો એક આયુષ્ય પૂરૂં થયા પછી નર-નારકાદિ બીજા આયુષ્યવિશેષના હોવાપણાને લીધે જીવિતાવર્ત્ત-બીજો જન્મ હોય છે. પણ તીર્ણ તો અષ્ટકર્મઉદય લક્ષણવાળા ભવને અને કર્મસંબંધયોગ્યતારૂપ ભવાધિકારને

---

**पञ्जिका**—એ જ ભાવે છે—**न**—ન જ, **हि**—કારણ કે, **अस्य**—આનો, તીર્ણનો, **आयुष्कान्तरवत्**—આયુષ્કાન્તર જેમ, નારકાદિ આયુષ્કવિશેષવત્ **भवाधिकारान्तरं**—ક્ષીણ તદ્‌ભવાધિકારથી અન્ય ભવાધિકાર,—જેથી કરીને તે અહીં પુનઃ આવર્ત્તે છે. વિપક્ષે બાધા કહી—**तद्भावे**—તદ્‌ભાવે; **तस्य**—તે આયુષ્કાન્તરના અને ભવાધિકારાન્તરના, **भावे**—સત્તામાં, **अत्यन्तमरणवत्**—સર્વ પ્રકારના જીવિતક્ષયથી મરણની જેમ, **मुक्त्यसिद्धेः**—**मुक्तेः**—મુક્તિની, તીર્ણતાની, **असिद्धेः**—અસિદ્ધિને લીધે, અયોગને લીધે. વ્યતિરેક કહ્યો—

**तत्सिद्धौ च**—અને **तस्य**—તેની, અત્યંત મરણની વા મુક્તિની, **सिद्धौ**—સિદ્ધિ અભ્યુપગત સતે, **तद्भावेन**—તદ્‌ભાવથી, આયુષ્કાન્તરથી સાધ્ય અને ભવાધિકારાન્તરથી સાધ્ય ભાવથી, **भवनाभावः**—ભવનનો અભાવ, પરિણતિનો અભાવ. કયા કારણથી ? તે માટે કહ્યું—**हेत्वभावात्**—**हेतोः**—હેતુના, આયુષ્કાન્તર અને ભવાધિકારાન્તરના, **अभावात्**—અભાવને લીધે. પુનઃ તે જ પ્રતિવસ્તુઉપમાથી ભાવે છેઃ—**न हि**—નહિ, **मृतः**—મરેલો, પ્રાણ ચાલી ગયેલો, **तद्भावेन**—તદ્‌ભાવથી, અતીત અમૃત ભાવથી, **भवति**—હોતો. કેમ ? તે માટે કહ્યું—**मरणभावविरोधात्**—મરણ ભાવના વિરોધને લીધે, મરણ-અમરણનો આત્યંતિક વિરોધ છે એટલા માટે.

ક્ષીણ કરી તીર્ણ થયા છે; અને તેઓને તે ક્ષીણ ભવાધિકારથી અન્ય બીજો કોઈ ભવાધિકાર છે નહિં, કે જેથી કરીને તેને પુનઃ ભવાવર્ત્ત–ભવફેરો હોય. આમ તીર્ણને ભવાધિકારાન્તર નથી, એટલે તેને પુનઃ ભવાવર્ત્ત નથી એમ સિદ્ધ થાય છે.

આ ભવાધિકારાન્તર શાને લીધે નથી? તો કે—'તદ્ભાવે અત્યન્ત મરણવત્ મુક્તિની અસિદ્ધિને લીધે;'—'तद्भावेऽत्यन्तमरणवन्मुक्त्यसिद्धेः'—આયુષ્કાન્તરના અને ભવાધિકારાન્તરના ભાવે (હોવાપણામાં) અત્યંત મરણની જેમ મુક્તિની અસિદ્ધિ હોય માટે. અર્થાત્ આયુષ્કાન્તર–બીજું આયુષ્ય હોય તો જેમ અત્યંત મરણની—આત્યંતિક છેવટના મરણની સિદ્ધિ ન હોય, તેમ ભવાધિકારાન્તર–બીજો ભવાધિકાર હોય તો મુક્તિની સિદ્ધિ ન હોય. કારણકે આયુષ્કાન્તરથી જેમ જીવિતાવર્ત્ત હોય, તેમ ભવાધિકારાન્તરથી ભવાવર્ત્ત હોય, એટલે મુક્તિની સિદ્ધિ હોય નહિં, એમ વિપક્ષમાં ભવાધિકારાન્તર માનવામાં બાધા આવે છે.

ભવાધિકારાન્તર સતે અત્યંત મરણવત્ મુક્તિની અસિદ્ધિ

હવે જો અત્યંત મરણની વા મુક્તિની સિદ્ધિ તો છે એમ કહો તો 'તેની સિદ્ધિ સતે તદ્ભાવથી ભવનઅભાવ હોય,—હેતુઅભાવને લીધે.' આયુષ્કાન્તરથી વા ભવાધિકારાન્તરથી સાધ્ય તદ્ભાવે ભવનનો અભાવ હોય; અર્થાત્ અત્યંત મરણની સિદ્ધિ જો હોય તો આયુષ્કાન્તરરૂપ હેતુના અભાવે જેમ આયુષ્કાન્તરથી સાધ્ય એવો તે પુનઃ જીવિતભાવ ન હોય; તેમ મુક્તિની સિદ્ધિ જો હોય તો ભવાધિકારાન્તરરૂપ હેતુના અભાવે ભવાધિકારાન્તરથી સાધ્ય એવો તે પુનઃ ભવાવર્ત્ત ન હોય. આમ મુક્તિની સિદ્ધિ સતે ભવાધિકારાન્તરરૂપ હેતુના અભાવે તદ્ભાવથી–ભવાધિકારાન્તરથી સાધ્ય એવા ભવાવર્ત્ત ભાવથી ભવન ન હોય.

અત્રે પ્રતિવસ્તુઉપમાથી આ વસ્તુ દૃઢ કરી છે–'नहि मृतः तद्भावेन भवति'—મૃત ખરેખર! તદ્ભાવથી (અમૃત ભાવથી) હોતો નથી,–મરણ ભાવના વિરોધને લીધે, 'मरणभावविरोधात्'; અર્થાત્ પ્રાણ ચાલી ગયા છે એવો જે મૃત છે–તે તદ્ભાવે–તે અતીત અમૃત (નહિં મરેલા) ભાવે નથી હોતો, કારણ કે તો તો મરણભાવનો વિરોધ આવે; અને મરણ–અમરણનો તો આત્યંતિક વિરોધ છે, એટલે મૃત છે તે અમૃત નથી ને અમૃત છે તે મૃત નથી; તેમ ભવાધિકાર જો મૃત છે તો તે અમૃત નથી ને અમૃત છે તો મૃત નથી; અને ભવાધિકાર મૃત થતાં આત્યંતિક મરણરૂપ અમૃત પદ (મુક્તિ) હોય છે. આમ ભવાધિકારાન્તર હોય તો મુક્તિ નથી ને મુક્તિ હોય તો ભવાવર્ત્ત નથી એમ સિદ્ધ થયું.

મૃત તે અમૃત ભાવે નથી

મૃત તે અમૃત ભાવે નથી એ ઉક્ત દૃષ્ટાંતના ઉપનય પરથી ઋતુઆવર્ત્તનું નિદર્શન પણ નિરસ્ત થયું, એમ યુક્તિયુક્તપણે પ્રદર્શિત કરે છે—

[૮]एतेन ऋत्वावर्त्तनिदर्शनं प्रत्युक्तं, न्यायानुपपत्तेः, तदावृत्तौ तदवस्थाभावेन परिणामान्तरायोगात्। अन्यथा तस्यावृत्तिरित्ययुक्तं, तस्य तदवस्थानिबन्धनत्वात् अन्यथा तदहेतुकत्वोपपत्तेः।[१७१]

[૮]અર્થ:—આ વડે ઋતુઆવર્ત્તનું નિદર્શન પ્રત્યુક્ત થયું,—ન્યાયની અનુપપત્તિ છે માટે,—તદ્‌આવૃત્તિમાં તદ્‌અવસ્થાભાવથી પરિણામાન્તરનો અયોગ છે માટે. અન્યથા તદ્‌આવૃત્તિ એમ અયુક્ત છે,—તેનું તદ્‌અવસ્થાનિબન્ધનપણું છે માટે, અન્યથા તદ્‌અહેતુકપણાની ઉપપત્તિ છે માટે.[૧૭૧]

## વિવેચન

"શુદ્ધતા પ્રભુ તણી આત્મભાવે રમે, પરમ પરમાત્મતા તાસ થાયે;
મિશ્ર ભાવે અછે ત્રિગુણની ભિન્નતા, ત્રિગુણ એકત્વ તુજ ચરણ આયે....
....સહજ ગુણ આગરો સ્વામી સુખ સાગરો."—શ્રી દેવચંદ્રજી

આ મૃત તદ્‌ભાવે—અમૃત ભાવે નથી એ દાખલા પરથી 'ઋતુઆવર્ત્તનું નિદર્શન પ્રત્યુક્ત થયું,'—'ऋत्वावर्त्तनिदर्शनं प्रत्युक्तं,'—ઋતુના આવર્ત્તનો જે દાખલો દેવામાં

---

पञ्जिका—एतेन—આ વડે કરીને, મૃતના અમૃત ભાવના પ્રતિષેધ વડે, ऋत्वावर्त्तनिदर्शनं—વ્યતીત ઋતુ પુનઃ પરિવર્તે છે એવું દૃષ્ટાંત, प्रत्युक्तं—નિરાકૃત થયું. કયા કારણથી? તે માટે કહ્યું—न्यायानुपपत्तेः—ન્યાયની અનુપત્તિને લીધે. તે જ દર્શાવે છેઃ—तदावृत्तौ—तस्य—તેની, વસંતાદિ ઋતુની, आवृत्तौ—આવૃત્તિમાં, પુનર્ભવનમાં,:तदवस्थाभावेन—तस्याः—તે, અતીત વસંતાદિ ઋતુહેતુક આમ્રાદિની અંકુરાદિક અને પુરુષની બાલ-કુમારાદિક, अवस्थायाः—અવસ્થાના, भावेन—ભાવથી, પ્રાપ્તિથી, परिणामान्तराभावात्—પરિણામાન્તરના અભાવને લીધે. તે જ પૂર્વ પરિણામ પ્રાપ્ત થાય છે, નહિં કે અપર-એવો ભાવ છે. વિપક્ષમાં બાધા કહી—

अन्यथा—પરિણામાન્તરે, तदावृत्तिः—तस्य—તેની, ઋતુની, आवृत्तिः—પુનર્ભવન, इति—એ, अयुक्तम्—અસાંપ્રત છે. કયા કારણથી? તે માટે કહ્યું—तस्य—તેના, ઋતુના, तदवस्थानिबन्धनत्वात्—तस्याः—તે, આમ્રાદિની અંકુરાદિક, अवस्थायाः—અવસ્થાના, निबन्धनत्वाद्—નિબન્ધનપણાને લીધે. કારણ કે તદ્‌અવસ્થાજનન સ્વભાવવાળી તે ઋતુ છે, તે અવસ્થા તેની સન્નિધિમાં કેમ ન હોય વારુ? એ જ વ્યતિરેકથી કહ્યું—

अन्यथा—તેના સન્નિધાને પણ અભવનમાં, तदहेतुकत्वोपपत्तेः—सः—તે, અતીત ઋતુલક્ષણ, अहेतुः—અહેતુ, यस्याः सा तथा—છે જેનો તે તથા, तद्भावस्तत्त्वं—તદ્‌ભાવ તે તત્ત્વ, तदुपपत्तेः—તેની ઉપપત્તિને લીધે, તત્‌હેતુકા તે પ્રાપ્ત નથી થતી એમ ભાવ છે.

**ઋતુઆવૃત્તિમાં તદ્દઅવસ્થાભાવથી પરિણામાન્તરનો અયોગ**

આવે છે તેનો પણ રદીઓ અપાઈ ચૂક્યો,—'ન્યાયની અનુપપત્તિને લીધે,'—તેમાં ન્યાય ઘટતો નથી માટે. કારણ કે 'તદ્દઆવૃત્તિમાં તદ્દઅવસ્થાભાવથી પરિણામાન્તરનો અયોગ છે માટે.' અર્થાત્ તે વસંતાદિ ઋતુની આવૃત્તિમાં–પુનર્ભવનમાં તદ્દઅવસ્થાભાવથી—અતીત વસંતાદિ ઋતુહેતુક આમ્રાદિની અંકુરાદિક અને પુરુષની બાલ–કુમારાદિક અવસ્થાના ભાવથી–હોવાપણાથી પરિણામાન્તરનો અભાવ હોય; તે જ પૂર્વે હતું તે અંકુરાદિક વા બાલકુમારાદિક પરિણામ પ્રાપ્ત થાય, નહિં કે બીજું.

વિપક્ષમાં બાધા કહી—'અન્યથા તદ્દઆવૃત્તિ એમ અયુક્ત છે,—તેનું તદ્દઅવસ્થા-નિબન્ધનપણું છે માટે.' અર્થાત્ નહિં તો, પરિણામાન્તર સતે તદ્દઆવૃત્તિ–તે ઋતુની આવૃત્તિ થઈ એમ કહેવું અયુક્ત છે, અણઘટતું છે. કારણ કે તેનું–તે ઋતુનું તદ્દઅવસ્થાનિબન્ધનપણું—તે આમ્રાદિની અંકુરાદિક અવસ્થાનું નિબન્ધનપણું–કારણપણું છે માટે. તદ્દઅવસ્થા જન્માવવાના સ્વભાવવાળી તે ઋતુ છે, તે અવસ્થા તેની સન્નિધિમાં કેમ ન હોય?

**નહિં તો તદ્દઆવૃત્તિ એમ કહેવું અયુક્ત**

તે જ વ્યતિરેકથી કહ્યું—'અન્યથા તદ્દઅહેતુકપણાની ઉપપત્તિ છે માટે;' અર્થાત્ તે અતીત ઋતુ લક્ષણ અહેતુ છે જેનો, તેનો ભાવ તે તદહેતુકત્વ, તેની ઉપપત્તિને લીધે, તત્-ઋતુહેતુકા તે પ્રાપ્તિ નથી થતી એમ ભાવ છે.

તાત્પર્ય કે—જો વસંતાદિ ઋતુની પ્રાપ્તિ હોય તો તેમાં તદ્દઅવસ્થા ભાવ હોય, એટલે અતીત વસંતાદિ ઋતુહેતુક આમ્રાદિની જે અંકુરાદિક અવસ્થા અને પુરુષની બાલકુમારાદિક અવસ્થા હોય, તેનો તે જ અવસ્થાભાવ ઋતુઆવૃત્તિમાં હોય, એટલે પરિણામાન્તર—અંકુરાદિક અવસ્થાના પરિણામમાં કોઈ પણ ફેરફારરૂપ બીજો પરિણામ ઘટશે નહિં. એટલે ગઈ ઋતુમાં જે અવસ્થા હતી તે જ આ બીજી ઋતુમાં પણ એમની એમ જ રહેશે (status quo); નહિ તો પરિણામાન્તર–અવસ્થાન્તર થાય છે એમ કહો તો 'તદાવૃત્તિ'—તે ઋતુની આવૃત્તિ એમ કહેવું તે અયુક્ત છે. કારણ કે તેનું તદ્દ-અવસ્થાનિબન્ધનપણું છે, અર્થાત્ જે અવસ્થા હતી તે જ અવસ્થાનું કારણપણું તે આવૃત્તિનું છે. એમ ન હોય તો તદ્દઅહેતુકપણાની—તે આવૃત્તિના અહેતુકપણાની ઉપપત્તિ થશે, તે આવૃત્તિ અહેતુક છે એમ યુક્તિથી સિદ્ધ થશે.



એમ ઉક્ત યુક્તિથી મુક્ત પુનઃ ભવમાં હોતો નથી, માટે ભાવથી તીર્ણ–તારકની સિદ્ધિ છે એમ નિગમન કરે છે—

[૧]एवं न मुक्तः पुनर्भवे भवति, मुक्तत्वविरोधात्। सर्वथा भवाधिकारनिवृत्तिरेव मुक्ति-रिति, तद्भावेन भावतस्तीर्णादिसिद्धिः ॥२८॥[१७२]

[૯]અર્થ:—એમ મુક્ત પુનઃ ભવમાં હોતો નથી,—મુક્તત્વના વિરોધને લીધે. સર્વથા ભવાધિકારનિવૃત્તિ જ મુક્તિ છે, એટલે તદ્ભાવથી (મુક્તિના ભાવથી) ભાવથી તીર્ણાદિ સિદ્ધિ છે. ॥ ૨૮ ॥ [૧૭૨]

## વિવેચન

"જે અતિ દુસ્તર જલધિ સમો સંસાર જો, તે ગોપદ સમ કીધો પ્રભુ અવલંબને રે લો.
જિન આલંબની નિરાલંબતા પામે જો, તિણે હમ રમશું નિજ ગુણ શુદ્ધ નંદનવને રે લો;
....જગતૃદિવાકર શ્રી નમીશ્વર સ્વામ જો."—શ્રી દેવચંદ્રજી

એમ ઉપરમાં પ્રદર્શિત કરેલી યુક્તિ પરથી ફલિત થાય છે કે—'एवं न मुक्तः पुनर्भवे भवति'—એમ મુક્ત પુનઃ ભવમાં હોતો નથી,—મુક્તત્વના વિરોધને લીધે,—'मुक्तत्वविरोधात्'; મુક્ત થયો તે ફરી ભવમાં—સંસારફેરામાં હોય નહિ, કારણ કે તો તો મુક્તપણાને જ વિરોધ આવે માટે 'सर्वथा भवाधिकारनिवृत्तिरेव मुक्तिः। 'સર્વથા ભવાધિકારનિવૃત્તિ જ મુક્તિ છે.' સર્વથા—સર્વ પ્રકારે ભવાવર્ત્ત કરનારા ભવાધિકારની નિવૃત્તિ એ જ મુક્તિ છે. 'એટલે તદ્ભાવથી (મુક્તિના ભાવથી) ભાવથી તીર્ણાદિ સિદ્ધિ છે.' આમ મુક્તિનો ભાવ હોય છે, તેથી કરીને ભાવથી—પરમાર્થથી—તત્ત્વથી તીર્ણ—તારકની સિદ્ધિ છે.

આ ભગવંતો પોતે તો સમ્યગ્જ્ઞાન—દર્શન—ચારિત્રરૂપ જહાજથી આ ભવસાગર તરી જઈ—તીર્ણ થઈ મુક્તિ પામ્યા છે; એટલું જ નહિં પણ એ ભવનિર્યામકના સમ્યગ્ દર્શન—જ્ઞાન—ચારિત્રરૂપ જહાજમાં બેસી જેઓ ભક્તિથી એ ભગવંતનું અવલંબન લે છે, તે સર્વને પણ આ મહાતારુ સમર્થ નિર્યામક ભગવંતો ભવસાગરને તરી જવામાં અનુપમ સહાયક—ઉપકારી થઈ પડી તારક હોય છે. એટલે એમના માટે જે 'तिन्नाणं तारयाणं'—તીર્ણ—તારક એ વિશેષ પદ આપ્યું તે સર્વથા યથાર્થ જ છે, इति स्थितं।

"ભવસમુદ્રજલ તારવા, નિર્યામક સમ જિનરાજ રે;
ચરણ જહાજે પામિયે, અક્ષય શિવનગરનું રાજ રે....
અરિહંત પદ વંદિયે ગુણવંત રે."—મહામુનિ શ્રી દેવચંદ્રજી

॥ इति तीर्णेभ्यः तारकेभ्यः ॥२८॥



# ૨૯. બુદ્ધ બોધક
# 'बुद्धेभ्यः बोधकेभ्यः' પદ વ્યાખ્યાન

આ પદનું પ્રયોજન : પરોક્ષજ્ઞાનવાદી મીમાંસકોનું નિરસન—

[१०]एतेऽपि परोक्षज्ञानवादिभिर्मीमांसकभेदैर्नीत्या अबुद्धादय एवेष्यन्ते, "अप्रत्यक्षा च नो बुद्धिः प्रत्यक्षोऽर्थः" इति वचनाद्, एतद्व्यवच्छेदार्थमाह—[१७२]

## ' बुद्धेभ्यः बोधकेभ्यः '

[१०]અર્થ :—એઓ પણ,—પરોક્ષજ્ઞાનવાદી મીમાંસકભેદોથી નીતિથી અબુદ્ધાદિ જ માનવામાં આવે છે,—"આપણી બુદ્ધિ અપ્રત્યક્ષ છે, અર્થ પ્રત્યક્ષ છે" એ વચનથી,—એના વ્યવચ્છેદાર્થે કહ્યું—[૧૭૩]

## ' બુદ્ધોને બોધકોને '

### વિવેચન

"જિન ગુણ ખેલમેં ખેલતે હો, પ્રગટયો નિજ ગુણ ખેલ....લલના.
આતમ ઘર આતમ રમે હો, સમતા સુમતિકે મેલ....લલના.
જિન સેવનથેં પાઈએ હો, શુદ્ધાતમ મકરંદ....લલના."—શ્રી દેવચંદ્રજી

એઓ—ઉક્ત લક્ષણસંપન્ન અર્હંત ભગવંતો પણ 'પરોક્ષવાદી મીમાંસકભેદોથી નીતિથી અબુદ્ધાદિ જ માનવામાં આવે છે,' એના વ્યવચ્છેદાર્થે કહ્યું—'बुद्धेभ्यः बोधकेभ्यः'. જ્ઞાન પરોક્ષ છે એમ વદનારા આ મીમાંસકભેદોનું વચન છે કે—'अप्रत्यक्षा च नो बुद्धिः, प्रत्यक्षोऽर्थः'—'આપણી બુદ્ધિ અપ્રત્યક્ષ છે, અર્થ પ્રત્યક્ષ છે.' આમ એવા પ્રકારના નીતિથી—ન્યાયથી તેઓ ભગવંતોને અબુદ્ધાદિ જ માનતા હોય એમ પ્રતીત થાય છે. એનું નિરાકરણ અત્રે 'બુદ્ધોને બોધકોને' એ વિશિષ્ટ સૂત્રપદથી કર્યું છે.

બુદ્ધની વ્યાખ્યા કરી, સ્વસંવિદિત જ્ઞાનથી બુદ્ધ છે, અન્યથા નહિં, કારણ કે અસ્વસંવિદિત બુદ્ધિ અનુમાનાદિ બુદ્ધિનો વિષય નથી, ઇ. યુક્તિથી પ્રતિપાદન કરે છે—

[११]अज्ञाननिद्राप्रसुप्ते जगत्यपरोपदेशेन जीवाजीवादिरूपं तत्त्वं बुद्धवन्तो बुद्धाः, स्वसंविदितेन ज्ञानेन, अन्यथा बोधायोगात्। नास्वसंविदिताया बुद्धेरवगमे कश्चिदुपायः, अनुमानादिबुद्धेरविषयत्वात्।[१७४]

[૧૧]અર્થ:—અજ્ઞાનનિદ્રાથી પ્રસુપ્ત જગત્‌માં અ-પરોપદેશથી જીવાજીવાદિરૂપ તત્ત્વ જેણે અવબુદ્ધ કર્યું (જાણ્યું) તે બુદ્ધો,—સ્વસંવિદિત જ્ઞાન વડે કરીને, અન્યથા બોધનો અયોગ છે માટે. અસ્વસંવિદિત બુદ્ધિના અવગમમાં કોઈ ઉપાય નથી,—અનુમાનઆદિ બુદ્ધિનું અવિષયપણું છે માટે.[૧૭૪]

## વિવેચન

"શ્રી સંભવ જિનરાજજી રે, તાહરૂં અકલ સ્વરૂપ....જિનવર પૂજો!
સ્વપરપ્રકાશક દિનમણિ રે, સમતા રસનો ભૂપ....જિન."—શ્રી દેવચંદ્રજી.

આ બુદ્ધો એટલે શું? 'અજ્ઞાનનિદ્રાથી પ્રસુપ્ત જગત્‌માં અ-પરોપદેશથી જીવાજીવાદિરૂપ તત્ત્વ જેણે અવબુદ્ધ કર્યું (જાણ્યું) તે બુદ્ધો;' અજ્ઞાનરૂપ નિદ્રાથી પ્રસુપ્ત—ઊંઘી ગયેલા આ જગત્‌ને વિષે બીજાના ઉપદેશ વિના જેણે જીવાજીવાદિ તત્ત્વ જાણ્યું તે બુદ્ધો—જ્ઞાન-જાગૃતિ પામેલા જ્ઞાનીઓ છે. અને તે બુદ્ધો પણ 'स्वसंविदितज्ञानेन'—'સ્વસંવિદિત જ્ઞાન વડે કરીને' છે,—અન્યથા બોધનો અયોગ છે માટે.—'अन्यथा बोधायोगात्'; અર્થાત્ તે બુદ્ધો પણ 'સ્વસંવિદિત'—પોતાથી સંવેદન કરાયેલ—સ્વઅનુભૂતિ કરેલ જ્ઞાનવડે કરીને હોય છે; નહિં તો, એમ સ્વસંવિદિત—સ્વઅનુભૂત જ્ઞાન ન હોય તો જીવાદિ તત્ત્વના બોધનો—સંવેદનનો અયોગ હોય, જીવાદિ તત્ત્વનું જાણપણું જ ઘટે નહિં.

બુદ્ધો સ્વસંવિદિત જ્ઞાન વડે

કોઈ આશંકા કરશે કે—બુદ્ધયંતર વડે બુદ્ધિસંવેદન માનવામાં આવતાં બોધનો યોગ કેમ ન થાય? એ આશંકાના નિરાકરણાર્થે કહ્યું—'नास्वसंविदिताया बुद्धेरवगमे कश्चिदुपायः।' 'અસ્વસંવિદિત બુદ્ધિના અવગમમાં કોઈ ઉપાય નથી.' જે સ્વસંવિદિત—પોતાથી સંવેદા-

पञ्जिका—अन्यथा बोध ઇત્યાદિ. अन्यथा—બુદ્ધિનું અસ્વસંવિદિતત્વ સતે, बोधायोगात्—જીવાદિ તત્ત્વના સંવેદનઅયોગને લીધે. એમ વક્તવ્ય (કહેવાનું) થાય કે બુદ્ધયંતર વડે બુદ્ધિસંવેદનમાં પ્રકૃત સિદ્ધિ થશે, એમ આશંકીને કહ્યું:—नास्वसंविदितायाः નથી અસ્વસંવિદિત, बुद्धेः—પ્રત્યક્ષાદિરૂપ બુદ્ધિના, अवगमे—અવગમમાં, कश्चिदुपायो—કોઈ ઉપાય,—બુદ્ધયન્તરલક્ષણ, કયા કારણથી? તે માટે કહ્યું—अनुमानादिबुद्धेरनिवयत्वात्—અનુમાન-આગમઆદિ બુદ્ધયંતરની તેમાં અપ્રવૃત્તિને લીધે.

વેલી એવી પ્રત્યક્ષાદિરૂપ બુદ્ધિ નથી, તેના અવગમમાં—અવબોધમાં—જાણપણામાં બુદ્ધયંતર-રૂપ—કોઈ બીજી બુદ્ધિરૂપ ઉપાય નથી. જ્યાં પોતાની જ ત્રેવડ નથી ત્યાં બીજાની ત્રેવડ શું કામ આવશે? જે બુદ્ધિ પોતે સંવેદનરૂપ નથી, તેનું સંવેદન ઉપજાવવામાં કોઈ બીજી બુદ્ધિરૂપ ઉપાય કામ આવે એમ નથી. કારણ કે 'અનુમાનઆદિ બુદ્ધિનું અવિષયપણું છે માટે;' અનુમાન—આગમાદિ બુદ્ધયંતરનો તે બુદ્ધિ અવિષય છે માટે, અનુમાન—આગમાદિ અન્ય બુદ્ધિની તેમાં પ્રવૃત્તિ નથી માટે.



જ્ઞાનવ્યક્તિ એ અનુમાનાદિ બુદ્ધિનો વિષય નથી, તત્સામાન્ય એ પણ વિષય નથી, ઇત્યાદિ ચિન્તવવાની ભલામણ કરે છે—

[१२]न ज्ञानव्यक्तिर्विषयः, तदा तदसत्त्वात्। न तत्सामान्यं, तदात्मकत्वात्। न च व्यक्त्यग्रहे तद्ग्रह इत्यपि चिन्त्यं।[१७५]

[૧૨]અર્થ:—જ્ઞાનવ્યક્તિ વિષય નથી,—ત્યારે તેના અસત્ત્વને લીધે; તત્સામાન્ય (વિષય) નથી, તદાત્મકપણાને લીધે; અને વ્યક્તિઅગ્રહે તદ્ગ્રહ (સામાન્ય ગ્રહણ) નથી,—એ પણ ચિંત્ય છે.[૧૭૫]

## વિવેચન

"ગુણ પર્યાય વિચારતાં હો શક્તિ વ્યક્તિ અનુભૂતિ....લલના;
દ્રવ્યાસ્તિક અવલંબતાં હો, ધ્યાન એકત્વ પ્રસૂતિ....લલના.
જિન સેવનથેં પાઈએ હો, શુદ્ધાતમ મકરંદ....લલના."—શ્રી દેવચંદ્રજી.

અનુમાનાદિ બુદ્ધિનું અવિષયપણું શી રીતે? તે માટે કહ્યું,—'न ज्ञानव्यक्ति विषयः' જ્ઞાન—વ્યક્તિ વિષય નથી,—ત્યારે તેના અસત્ત્વને લીધે.' અર્થાત્ અમુક પ્રતિનિયત બાહ્ય

पञ्जिका—એ જ ભાવે છે—न ज्ञानव्यक्तिः—નથી જ્ઞાનવ્યક્તિ,—પ્રતિનિયત બહિર્અર્થગ્રાહિકા પ્રત્યક્ષાદિરૂપા, અનુમાનાદિ બુદ્ધિનો વિષય—ગ્રાહ્ય. કયા કારણથી? તે માટે કહ્યું—तदा—અનુમાનાદિ બુદ્ધિ કાલે, तदसत्त्वात्—तस्याः—તેના, ગ્રાહ્યરૂપ જ્ઞાનવ્યક્તિના, असत्त्वात्—અસત્ત્વને લીધે,—યૌગપદ્યથી જ્ઞાનદ્વયના અનભ્યુપગમને લીધે. ત્યારે તત્સામાન્ય વિષય હશે? એટલા માટે કહ્યું—न तत्सामान्यं—નથી પ્રત્યક્ષાદિ વસ્તુ સામાન્ય, વિષય એ અનુવર્તે છે. કયા કારણથી? તે માટે કહ્યું—तदात्मकत्वात् —વ્યક્તિરૂપ જ્ઞાનસ્વભાવપણાને લીધે, સામાન્યના વ્યક્તિઅભાવે તદ્અભાવને લીધે. અભ્યુચ્ચય કહ્યો—

न च—ન જ, व्यक्त्यग्रहे—તેની આધારભૂત વ્યક્તિ અપરિચ્છિદ્યમાન સતે, तद्ग्रहः—સામાન્ય ગ્રહ, इत्यपि—એ પણ, નહિં કે કેવલ વ્યક્તિઅભાવે સામાન્યઅભાવ, એમ 'અપિ' પણ શબ્દનો અર્થ છે, चिन्त्यं—પરિભાવ્ય છે,—વૃક્ષાદિ શેષ પ્રમેયોમાં એમ જ દર્શનને લીધે.

**જ્ઞાનવ્યક્તિ વિષય નથી**

અર્થને ગ્રહણ કરનારી એવી જે પ્રત્યક્ષાદિરૂપ જ્ઞાનવ્યક્તિ છે, તે અનુમાનાદિ બુદ્ધિનો વિષય નથી; કારણ કે ત્યારે—અનુમાનાદિ બુદ્ધિ જે કાળે હોય તે કાળે આદ્યરૂપ તે જ્ઞાનવ્યક્તિનું અસત્ત્વ—નહિં હોવાપણું છે, જે વખતે અનુમાનાદિ બુદ્ધિ છે તે જ વખતે પ્રત્યક્ષાદિરૂપ જ્ઞાનવ્યક્તિનું હોવાપણું નથી. કારણ કે યુગપત્—એકી સાથે બે જ્ઞાનનો અભ્યુપગમ—સ્વીકાર કરવામાં આવતો નથી; એટલે પ્રત્યક્ષ જ્ઞાન હોય તો પરોક્ષ ન હોય ને પરોક્ષ હોય તો પ્રત્યક્ષ ન હોય માટે પ્રત્યક્ષ એવી જ્ઞાનવ્યક્તિ પરોક્ષ એવા અનુમાનાદિનો વિષય નથી.

ત્યારે કોઈ કહેશે—તે જ્ઞાનવ્યક્તિનો સામાન્ય તેનો વિષય હશે. તેના નિવારણાર્થે કહ્યું—'તત્સામાન્ય (વિષય) નથી,—તદાત્મકપણાને લીધે.' પ્રત્યક્ષાદિ વસ્તુસામાન્ય પણ વિષય નથી,—તે સામાન્યનું પણ વ્યક્તરૂપ જ્ઞાનસ્વભાવપણું છે માટે. કારણ કે વ્યક્તિઅભાવે તે

**તત્સામાન્ય વિષય નથી**

સામાન્યનો પણ અભાવ છે માટે. અભ્યુચ્ચય કહ્યો—'અને વ્યક્તિ—અગ્રહે તદ્ગ્રહ (સામાન્ય ગ્રહણ) નથી એ પણ ચિન્ત્ય છે.' કથંચિત્ વ્યક્તિઓ થકી ભેદ માનવામાં આવે તોપણ તે વ્યક્તિઅગ્રહે—તેના આધારભૂત વ્યક્તિ અપરિચ્છિદ્યમાન સતે, તે સામાન્યનો ગ્રહ—પરિચ્છેદન નથી, એ પણ,—નહિં કે કેવલ વ્યક્તિઅભાવે સામાન્યઅભાવ,—એ પરિભાવન કરવા યોગ્ય છે. વૃક્ષાદિ શેષ પ્રમેયમાં પણ એમ જ દર્શન છે માટે. 'આમ્રવૃક્ષ' એ વ્યક્તિવિશેષ કહ્યું, તેમાં વૃક્ષરૂપ સામાન્ય આવી ગયું; અને આમ્રરૂપ વ્યક્તિવિશેષ જો ન હોય, તો વૃક્ષરૂપ સામાન્ય પણ ન હોય, ઇત્યાદિ વિચારવા યોગ્ય છે.

"કારણથી કારજ સધે હો, એહ અનાદિકી ચાલ....લલના.
દેવચંદ્ર પદ પાઈયે હો. કરત નિજ ભાવ સંભાળ....લલના.
જિન સેવનથેં પાઇયે હો, શુદ્ધાતમ મકરંદ....લલના."—શ્રી દેવચંદ્રજી.



અર્થપ્રત્યક્ષતા તે બુદ્ધિગ્રાહક અનુમાનના હેતુરૂપ લિંગ નથી, કારણ કે પ્રત્યક્ષ પરિચ્છેદ્ય અર્થ જ અર્થપ્રત્યક્ષતા છે, એ દર્શાવતી યુક્તિઓનો ઉપન્યાસ કરે છે—

[૧૩]નાર્થપ્રત્યક્ષતા લિઙ્ગં, યત્પ્રત્યક્ષપરિચ્છેદ્યોઽર્થ એવાર્થપ્રત્યક્ષતા,પ્રત્યક્ષકર્મરૂપતામાપન્નોઽર્થ એવ। ન ચેયમસ્ય વિશિષ્ટાવસ્થા વિશેષણાપ્રતીતૌ પ્રતીયત ઇતિ પરિભાવનીયમ્ ।[૧૭૯]

[૧૩]અર્થ:—અર્થપ્રત્યક્ષતા તે લિંગ નથી, કારણ કે પ્રત્યક્ષ પરિછેદ્ય અર્થ જ અર્થપ્રત્યક્ષતા છે; પ્રત્યક્ષ કર્મરૂપતાને પામેલો અર્થ જ છે. અને આ (પ્રત્યક્ષતા) આની (અર્થની) વિશિષ્ટ અવસ્થા વિશેષણ અપ્રતીતિ સતે પ્રતીત થતી નથી, એમ પરિભાવન કરવા યોગ્ય છે.[૧૭૯]

પઞ્જિકા—તેમજ—સાધ્યઅવિનાભાવિ નિશ્ચિત લિંગ થકી સાધ્યનિશ્ચાયક અનુમાન હોય, અને અત્રે તથાવિધ લિંગ છે નહિં. અને તથાપ્રકારે કહે છે—ન—ન જ, અર્થપ્રત્યક્ષતા—લિંગાંતર—અસંભવથી બીજાઓથી લિંગપણે કલ્પિત વક્ષ્યમાણરૂપા અર્થપ્રત્યક્ષતા, લિઙ્ગં—લિંગ, હેતુ,—બુદ્ધિગ્રાહક

## વિવેચન

"જ્ઞેય સકલ જાણુંગ તુમે, કેવલ જ્ઞાન દિણંદ નાથ રે....નમિ."—શ્રી દેવચંદ્રજી

સાધ્યઅવિનાભાવિ—સાધ્યને સાધ્યા વિના ન રહે એવા નિશ્ચિત લિંગ થકી સાધ્યનો નિશ્ચય કરાવનારૂં અનુમાન હોય, અને અત્રે તથાપ્રકારનું સાધ્યનિશ્ચાયક લિંગ છે નહિ, એટલે કોઈ કહેશે—અર્થપ્રત્યક્ષતા એ જ લિંગ છે. તેનો નિષેધ કરતાં કહ્યું—'અર્થપ્રત્યક્ષતા લિંગ નથી.' બીજા કોઈ લિંગનો અસંભવ છે, એટલે કહેવામાં આવતી જે અર્થપ્રત્યક્ષતાને બીજાઓ લિંગપણે કલ્પિત કરે છે, કલ્પે છે, તે અર્થપ્રત્યક્ષતા લિંગ–બુદ્ધિગ્રાહક અનુમાનનો હેતુ નથી; 'કારણ કે પ્રત્યક્ષ પરિચ્છેદ્ય અર્થ જ અર્થ-પ્રત્યક્ષતા છે;' અર્થાત્ પ્રત્યક્ષ પરિચ્છેદ્ય અર્થ જ—નહિં કે તેનો પરિચ્છેદ પણ—તે લિંગઅભિમત અર્થપ્રત્યક્ષતા છે. એ જ સ્પષ્ટ કરે છે—'પ્રત્યક્ષ કર્મરૂપતાને પામેલો અર્થ જ છે.' અર્થાત્ પ્રત્યક્ષની–ઇંદ્રિયજ્ઞાનની કર્મરૂપતાને–વિષયતાને પામેલો અર્થ જ છે,—નહિ કે તેથી વ્યતિરિક્ત જૂદું કાંઈ તે અર્થપ્રત્યક્ષતા છે.

**અર્થપ્રત્યક્ષતા લિંગ નથી**

જો ખરેખર! એમ છે તો એથી શું? તો કે—'અને આ આની વિશિષ્ટ અવસ્થા વિશેષણઅપ્રતીતિ સતે પ્રતીત થતી નથી એમ પરિભાવનીય છે.' અર્થાત્ આ–પ્રત્યક્ષતા છે તે, આની–આ અર્થની વિશિષ્ટ અવસ્થા–પ્રત્યક્ષ જ્ઞાનની વિષયભાવ-પરિણતિરૂપ અવસ્થા છે, તે વિશેષણઅપ્રતીતિ સતે અર્થાત્ વિશેષણની–પ્રત્યક્ષ જ્ઞાનની અપ્રતીતિ–અસંવેદન સતે પ્રતીત થતી નથી, નિશ્ચય કરાતી નથી. કારણ કે પ્રદીપ આદિ પ્રકાશની અપ્રતીતિ સતે તેનાથી પ્રકાશિત ઘટાદિની પ્રતીતિ ઉપલભ્ય થતી નથી. આથી ઉલટું પ્રકાશની પ્રતીતિ સતે તેનાથી પ્રકાશિત ઘટાદિની પ્રતીતિ ઉપજે છે; તેમ પ્રત્યક્ષ જ્ઞાનરૂપ વિશેષણની પ્રતીતિ સતે અર્થની પ્રત્યક્ષ જ્ઞાન વિષયભાવપરિણતિરૂપ વિશિષ્ટ અવસ્થા પ્રતીત થાય છે. આમ અન્વય–વ્યતિરેકથી પરિભાવન કરવા યોગ્ય છે. કારણ કે અન્વય–વ્યતિરેકથી અનિશ્ચિત હેતુ થકી સાધ્યપ્રતીતિ થતી નથી.

**વિશેષણ અપ્રતીતિ સતે વિશિષ્ટ અવસ્થા પ્રતીત ન થાય**



---

અનુમાનનું. કયા કારણથી, તે માટે કહ્યું—यद्—કારણ કે, प्रत्यक्षपरिच्छेद्योऽर्थ एव—પ્રત્યક્ષ પરિચ્છેદ્ય અર્થ જ, નહિં કે તેનો પરિચ્છેદ પણ, अर्थप्रत्यक्षता—અર્થપ્રત્યક્ષતા,—લિંગાભિમતા. એ જ સ્પષ્ટ કરે છે—प्रत्यक्षकर्मरूपतां—प्रत्यक्षस्य—પ્રત્યક્ષની, ઇંદ્રિયજ્ઞાનની, कर्म्मरूपतां—કર્મરૂપતાને, વિષયતાને, आपन्नः—પામેલો અર્થ एव—અર્થ જ, નહિં કે તેથી વ્યતિરિક્ત કંઈ. જો ખરખર! એમ છે તો તેથી શું? તે માટે કહ્યું—

न चेयं—અને નથી આ, પ્રત્યક્ષતા, अस्य—આની, અર્થની, विशिष्टावस्था—પ્રત્યક્ષ જ્ઞાનની વિષયભાવપરિણતિરૂપા, विशेषणाप्रतीतौ—विशेषणस्य—વિશેષણની, પ્રત્યક્ષ જ્ઞાનની, अप्रतीतौ—અપ્રતીતિ, અસંવેદન સતે, प्रतीयते—પ્રતીત થતી, નિશ્ચય કરાતી, इति परिभावनीयं—એમ પરિભાવનીય છે. કારણ કે પ્રદીપ આદિ પ્રકાશની અપ્રતીતિ સતે તેનાથી પ્રકાશિત ઘટાદિની પ્રતીતિ ઉપલભ્ય થતી નથી; અને અન્વય–વ્યતિરેકથી અનિશ્ચિત હેતુથકી સાધ્યપ્રતીતિ થતી નથી.

આ અંગે બીજી દલીલોનો રદીઓ આપી અર્થપ્રત્યક્ષતા તે અર્થપરિચ્છેદ જ છે એમ નિગમન કરી, ન્યાયથી બુદ્ધાદિ સિદ્ધિ કરે છે—

[१४]एवं चेन्द्रियवदज्ञातस्वरूपैवेयं स्वकार्यकारिणीत्यप्ययुक्तमेव, तत्कार्यप्रत्यक्षत्वेन वैधर्म्यात्, अतोऽर्थप्रत्यक्षताऽर्थपरिच्छेद एवेति नीत्या बुद्धादिसिद्धिः ॥२९॥[१७७]

[१४]અર્થ :—અને એમ ઇંદ્રિયવત્ અજ્ઞાતસ્વરૂપા જ આ (અર્થપ્રત્યક્ષતા) સ્વકાર્યકારિણી છે એ પણ અયુક્ત જ છે,—તત્કાર્યના (ઇંદ્રિય કાર્યના) પ્રત્યક્ષપણાએ કરીને વૈધર્મ્યને લીધે. આ થકી (ઇંદ્રિય થકી) અર્થપ્રત્યક્ષતા તે અર્થપરિચ્છેદ જ છે. એટલે નીતિથી (ન્યાયથી) બુદ્ધાદિ સિદ્ધિ છે. ॥ ૨૯ ॥[૧૭૭]

## વિવેચન

"સકલ પ્રત્યક્ષપણે ત્રિભુવન ગુરુ! જાણું તુમ ગુણગ્રામજી;
બીજુ કાંઈ ન માગું સ્વામી! એહી જ છે મુજ કામજી....શીતલ."—**શ્રી દેવચંદ્રજી.**

કોઇ આશંકા કરશે કે—ઇંદ્રિય સ્વયં અપ્રતીત છતાં જ્ઞાનપ્રત્યક્ષ જન્માવે છે, તેમ તેથી ઉદ્ભવતી બુદ્ધિ પણ સ્વયં અપ્રતીત છતાં અર્થપ્રત્યય કેમ નહિં કરે? તે આશંકા દૂર કરતાં કહ્યું—'અને એમ ઇંદ્રિયવત્ અજ્ઞાતસ્વરૂપા જ આ (અર્થપ્રત્યક્ષતા) સ્વકાર્યકારિણી છે એ પણ અયુક્ત જ છે.' અર્થાત્ એમ અનુમાનાદિની વિષયતાના અઘટનથી ઇંદ્રિયની જેમ સ્વયં અજ્ઞાતા—સ્વયં અપ્રતીત જ પ્રત્યક્ષ બુદ્ધિ સ્વકાર્યકારિણી એટલે કે વિષયના પરિચ્છેદ્યપણારૂપ સ્વકાર્યની કરનારી છે એ પણ—નહિં કે કેવલ આનું અનુમાનાદિ વિષયપણું—અયુક્ત જ છે. શાને લીધે? 'તત્કાર્યના (ઇંદ્રિય કાર્યના) પ્રત્યક્ષપણાએ કરીને વૈધર્મ્યને લીધે.' તે ઇંદ્રિયનું કાર્ય—વિજ્ઞાન, તેનું પ્રત્યક્ષપણું, તે વડે વૈધર્મ્યને લીધે, બુદ્ધિકૃત અર્થપ્રત્યક્ષતાના વૈસાદૃશ્યને

**ઇંદ્રિયવત્ અર્થપ્રત્યક્ષતાની આશંકાનું નિવારણ**

---

पञ्जिका—વક્તવ્ય (કહેવાનું) થાય કે—જેમ ઇંદ્રિય સ્વયં અપ્રતીત છતાં જ્ઞાનપ્રત્યક્ષ જન્માવે છે, તેમ તદ્ભવા (તેથી ઉપજતી) બુદ્ધિ પણ સ્વયં અપ્રતીત છતાં અર્થપ્રત્યય કરશે એવી આશંકા પરિહરતાં કહે છે:—एवं च—આ પ્રકારે અનુમાદિની વિષયતાના અઘટનથી પ્રત્યક્ષ બુદ્ધિ इन्द्रियवद् अज्ञाता—સ્વયં અપ્રતીત જ પ્રત્યક્ષ બુદ્ધિ, स्वकार्यकारिणी—स्वकार्य—વિષયનું પરિચ્છેદ્યત્વ, तत्कारिणी—તેની કરનારી, इत्यपि—એ પણ, નહિં કે કેવલ આનું અનુમાનાદિ વિષયપણું, अयुक्तमेव—અયુક્ત જ છે. કયા કારણથી? તે માટે કહ્યું—तत्कार्यप्रत्यक्षत्वेन—तस्य—ઇંદ્રિયનું, कार्यं—વિજ્ઞાન, तस्य—તેનું, प्रत्यक्षत्वं—પ્રત્યક્ષપણું, तेन—તે વડે, वैधर्म्यात्—વૈધર્મ્યને લીધે, બુદ્ધિકૃત અર્થપ્રત્યક્ષતાના વૈસાદૃશ્યને લીધે. કારણ કે ઇંદ્રિયપ્રત્યક્ષ અન્યાદૃશ છે, બુદ્ધિનું અન્યાદૃશ છે. એ જ કહ્યું—

अतः—આ થકી, ઇંદ્રિય થકી, अर्थप्रत्यक्षता अर्थपरिच्छेद एव—અર્થપ્રત્યક્ષતા તે અર્થ-પરિચ્છેદ જ છે, ઉપલબ્ધ વ્યાપારરૂપ વિષયપ્રતીતિ જ છે; બુદ્ધિની તો વિષયની ઉપલભ્યમાનતા જ અર્થ-પ્રત્યક્ષતા છે; અને સાધર્મ્યસિદ્ધિ સતે દૃષ્ટાંતસિદ્ધિ છે.

લીધે. ઇંદ્રિયપ્રત્યક્ષ અન્યાદૃશ–જૂદા પ્રકારનું છે ને બુદ્ધિનું પ્રત્યક્ષ અન્યાદૃશ–જૂદા પ્રકારનું છે. તે જ કહ્યું—'अतोऽर्थप्रत्यक्षताऽर्थपरिच्छेद एव।' 'આ થકી અર્થપ્રત્યક્ષતા તે અર્થપરિચ્છેદ જ છે.' આ થકી–ઇંદ્રિય થકી અર્થપ્રત્યક્ષતા તે અર્થપરિચ્છેદ જ છે, ઉપલબ્ધ વ્યાપારરૂપ વિષયપ્રતીતિ જ છે; અને બુદ્ધિની તો વિષયની ઉપલભ્યમાનતા જ અર્થપ્રત્યક્ષતા છે. આમ બન્નેનું વૈધર્મ્ય–વિરુદ્ધધર્મપણું છે, એટલે એ દૃષ્ટાંત ઘટતું નથી; કારણ કે સાધર્મ્યસિદ્ધિ સતે દૃષ્ટાંતસિદ્ધિ ઘટે છે.

આમ 'નીતિથી બુદ્ધાદિ સિદ્ધિ છે.' આમ ઉક્ત નીતિથી–ન્યાય પરથી સિદ્ધ થાય છે કે બુદ્ધિ પ્રત્યક્ષગ્રાહિણી અને સ્વસંવિદિત છે. એટલે આ ભગવંતો બુદ્ધ છે અને બોધક છે એની પણ સ્વયંસિદ્ધિ થાય છે. જે ભવ્ય સુપાત્ર જીવો આ ભગવંતના શુદ્ધ ચૈતન્યઘન સહજાત્મસ્વરૂપનું, ચિંતન–ભાવન–ધ્યાવન કરે છે, તેને પણ બોધ ઉપજાવી આ ભગવંતો બોધક હોઈ બુદ્ધ બનાવે છે.

"કેવલ કેવલ જ્ઞાન મહોદધિ હોજી, કેવલ દંશણ બુદ્ધ;
વીરજ વીરજ અનંત સ્વભાવનો હોજી, ચારિત્ર ક્ષાયિક શુદ્ધ....નમિપ્રભ."

—શ્રી દેવચંદ્રજી.

॥ इति बुद्धेभ्यः बोधकेभ्यः ॥ २९ ।



# ૩૦. મુક્ત મોચક

# 'मुक्तेभ्यः मोचकेभ्यः' પદ વ્યાખ્યાન

આ પદનું પ્રયોજન : તત્ત્વથી અમુક્તાદિ માનનારા જગતકર્તૃલીન મુક્તવાદીઓનું નિરાકરણ—

[१५]एतेऽपि जगत्कर्तृलीनमुक्तवादिभिः सन्तपनविनेयैस्तत्त्वतोऽमुक्तादय एवेष्यन्ते, "ब्रह्मवद् ब्रह्मसङ्गतानां स्थिति"रिति वचनाद्, एतन्निराचिकीर्षयाऽह—[१७८]

# 'मुत्ताणं मोयगाणं' – 'मुक्तेभ्यो मोचकेभ्यः।'

१५ અર્થઃ–એઓ પણ–જગત્કર્તૃલીન મુક્તવાદી સન્તપનવિનેયોથી તત્ત્વથી અમુક્તાદિ જ માનવામાં આવે છે, "બ્રહ્મ જેમ બ્રહ્મસંગતોની સ્થિતિ" એ વચનથી, એની નિરાકરણેચ્છાથી કહ્યું–૧૭૮

# 'મુક્તોને મોચકોને'

## વિવેચન

"ચિદાનંદ પ્રભુ પદકજ સેવત, બહુરી ન હોય ભવ ફેરા રે."—**શ્રી ચિદાનંદજી**

એવા ગુણવિશેષણસંપન્ન આ અર્હંત ભગવંતો પણ 'જગત્કર્તૃલીન મુક્તવાદી સન્તપનવિનેયોથી તત્ત્વથી અમુક્તાદિ જ માનવામાં આવે છે,' એનું નિરાકરણ કરવાની ઇચ્છાથી કહ્યું— 'मुक्तेभ्यः मोचकेभ्यः'. મુક્તો જગત્કર્તામાં લીન થાય છે, લય પામે છે, એમ જે વદે છે એવા આ જગત્કર્તૃલીનમુક્તવાદી **સન્તપન**ઋષિશિષ્યોનું વચન છે કે-બ્રહ્મ જેમ બ્રહ્મસંગતોની સ્થિતિ છે—'ब्रह्मवद् ब्रह्मसङ्गतानां स्थितिः'—એમ તેઓની માન્યતા પ્રમાણે, જગત્કર્તૃ બ્રહ્મ અમુક્ત હોઈ તેમાં લીન થયેલા મુક્તો પણ અમુક્ત જ છે. એટલે તેઓ ભલે શબ્દથી મુક્ત માનતા હોય, પણ તત્ત્વથી-પરમાર્થથી તો તેઓ અમુક્ત જ માને છે એમ સિદ્ધ થાય છે. એના નિરસન અર્થે અત્રે '**મુક્તોને-મોચકોને**' એ સૂત્ર મૂક્યું છે.



મુક્ત એટલે કર્મબંધમુક્ત, કૃતકૃત્ય, નિષ્ઠતાર્થ એમ વ્યાખ્યા કરી, જગત્કર્તામાં લય થયે, જગત્-કર્તૃત્વપણાની આપત્તિથી નિષ્ઠિતાર્થપણું-કૃતકૃત્યપણું ઘટતું નથી એમ દર્શાવી, જગત્કર્તૃત્વવાદના મહાદોષ વ્યક્ત કરે છે—

१६ चतुर्गतिविपाकचित्रकर्म्मबन्धमुक्तत्वान्मुक्ताः कृतकृत्या निष्ठितार्था इति योऽर्थः। न जगत्कर्त्तरि लये निष्ठितार्थत्वं, तत्करणेन कृतकृत्यत्वायोगात्। हीनादिकरणे चेच्छाद्वेषादिप्रसङ्गः, तद्व्यतिरेकेण तथाप्रवृत्त्यसिद्धेः। एवं सामान्यसंसारिणोऽविशिष्टतरं मुक्तत्वमिति चिन्तनीयं। निमित्तकर्तृत्वाभ्युपगमे तु तत्वतोऽकर्तृत्वं, स्वातन्त्र्यासिद्धेः।१७९

पञ्जिका—न ઇત્યાદિ. न—ન જ, जगत्कर्त्तरि—આધારભૂત એવા બ્રહ્મલક્ષણ જગત્કર્તામાં लये—અભિન્નરૂપ અવસ્થાન સતે, મુક્તોનું निष्ठितार्थत्वं—નિષ્ઠિતાર્થપણું. કયા કારણથી? તે માટે કહ્યું—तत्करणेन—तस्य—તેના, જગત્ના, करणेन—કરણથી,—બ્રહ્મસાંગત્યથી મુક્તોના, એથી કરીને कृतकृत्यत्वायोगात्—કૃતકૃત્યત્વના અયોગને લીધે. અત્રે જ અભ્યુચ્ચય કહ્યો—

हीनादिकरणे च—હીન-મધ્ય-ઉત્કૃષ્ટ જગત્ના કરણમાં, મુક્તોને इच्छाद्वेषादिप्रसङ्गः—સંકલ્પ-મત્સર-અભિષ્વંગની પ્રાપ્તિ. કયા કારણથી? તે માટે કહ્યું—तद्व्यतिरेकेण—તેના વ્યતિરેકથી. ઇચ્છાદિ શિવાય, तथाप्रवृत्त्यसिद्धेः—વૈચિત્ર્યથી પ્રવૃત્તિના અયોગને લીધે एवं—એમ, જગત્કરણમાં, सामान्य संसारिणो—સામાન્ય સંસારીથી, મનુષ્યાદિ કોઈપણ એકથી, अविशिष्टतरम्—અતિજઘન્ય, मुक्तत्वं—મુક્તત્વ છે, इति चिन्तनीयं—એની ભાવના કાર્ય છે,—અન્યના જગત્ કરવાના અશક્ત-પણાએ કરીને પરિમિત ઇચ્છાદિ દોષપણાને લીધે.

હવે જગદ્વૈચિત્ર્ય કર્મોત્કૃત છે, પુરુષ તો નિમિત્તમાત્રત્વથી કર્તા છે, એ પણ નિરસ્ત કરતાં કહ્યું —निमित्तकर्तृत्वाभ्युपगमे तु—નિમિત્ત હોઈ તે કર્તા, ઇચ્છાદિ દોષ પરિહરવાની ઇચ્છાથી એમ અંગીકરણમાં, तत्त्वतो—નિરુપચરિતતાથી, अकर्तृत्वं—પુરુષનું અકર્તૃત્વ. હેતુ કહ્યો—स्वातन्त्र्यासिद्धेः—'स्वतन्त्रः कर्त्ता' 'સ્વતંત્ર તે કર્તા' એમ કર્તૃલક્ષણની અનુપપત્તિને લીધે.

[૧૬]અર્થ :—ચતુર્ગતિ વિપાકવાળા ચિત્ર કર્મબન્ધથી મુક્તપણાને લીધે મુક્તો, કૃતકૃત્યો, નિષ્ઠિતાર્થો એમ જે અર્થ છે.

જગતકર્ત્તામાં લયે નિષ્ઠતાર્થપણું નથી,—તત્કરણથી (જગતકરણથી) કૃતકૃત્યપણાનો અયોગ હોય માટે; અને હીનાદિ કરણમાં ઈચ્છા દ્વેષાદિપ્રસંગ છે,—તે શિવાય તથાપ્રવૃત્તિની અસિદ્ધિ હોય માટે. એમ સામાન્ય સંસારીથી મુક્તપણું અવિશિષ્ટતર છે એમ ચિન્તનીય છે. નિમિત્તકર્તૃત્વના અભ્યુપગમમાં તો તત્ત્વથી અકર્તૃત્વ છે,—સ્વાતન્ત્ર્યઅસિદ્ધિ હોય માટે.[૧૯૯]

## વિવેચન

"કોઈ કહે લીલારે અલખ અલખ તણી રે, લખ પૂરે મન આશ;
દોષ રહિતને લીલા નવિ ઘટે રે, લીલા દોષ વિલાસ." શ્રી આનંદઘનજી.

મુક્ત એટલે શું? 'चतुर्गतिविपाकचित्रकर्मबन्धमुक्तत्वात्'—ચતુર્ગતિ વિપાકવાળા ચિત્ર કર્મબન્ધથી મુક્તપણાને લીધે મુક્તો, કૃતકૃત્યો, નિષ્ઠિતાર્થો એમ અર્થ છે.—'मुक्ताः कृतकृत्या निष्ठितार्था इति योऽर्थः', અર્થાત્ ચાર ગતિરૂપ સંસાર જેનો વિપાક–ફલઉદય છે એવા ચિત્ર–નાના પ્રકારના કર્મબન્ધથી મુક્તપણાને લીધે તેઓ મુક્ત છે; સર્વ કૃત્ય કરી લીધું હોવાથી કૃતકૃત્ય છે; અને સર્વ અર્થ–આત્મપ્રયોજન અથવા આત્મપદાર્થ નિષ્ઠિત–પરિપૂર્ણ સિદ્ધ કર્યો હોવાથી નિષ્ઠિતાર્થ છે.

આવું મુક્તનું જે યથાર્થ સ્વરૂપ કહ્યું તે ઉક્ત વાદીઓની માન્યતામાં ઘટતું નથી. કારણ કે 'न जगत्कर्तरि लये निष्ठितार्थत्वं'—'જગતકર્ત્તામાં લયે નિષ્ઠિતાર્થપણું નથી.' આધારભૂત એવા બ્રહ્મલક્ષણ જગતકર્ત્તામાં લય–અભિન્નરૂપ અવસ્થાન સતે, મુક્તોનું નિષ્ઠિતાર્થપણું નથી, આત્મપ્રયોજનરૂપ અર્થનું નિષ્ઠિતપણું–પરિપૂર્ણપણું નથી. શા માટે? 'તત્કરણથી (જગતકરણથી) કૃતકૃત્યપણાનો અયોગ હોય માટે'—'तत्करणेन कृतकृत्यत्वायोगात्'; અર્થાત્ મુક્તો બ્રહ્મસંગત થયા, જગતકર્ત્તા બ્રહ્મમાં લીન થયા, એટલે તેઓને પણ જગતકર્તૃત્વ પ્રાપ્ત થવાથી જગતકરણ આવી પડ્યું, તેથી કરીને તેમને કૃતકૃત્યપણાનો અયોગ–અસંભવ થયો, તો પછી તેમનું નિષ્ઠિતાર્થપણું ક્યાંથી રહ્યું?

જગતકર્ત્તામાં લયે નિષ્ઠિતાર્થપણું નથી

આમ કૃતકૃત્યપણું ને નિષ્ઠિતાર્થપણું નષ્ટ થયું એટલું જ નહિં પણ 'हीनादिकरणे चेच्छाद्वेषादिप्रसङ्गः।' ઇ. 'હીનાદિ કરણમાં ઇચ્છા–દ્વેષાદિ પ્રસંગ છે,—તે શિવાય તથાપ્રવૃત્તિની અસિદ્ધિ હોય માટે'; હીન–મધ્યમ–ઉત્કૃષ્ટ એવા જગત્ના કરણમાં મુક્તોને ઇચ્છા–દ્વેષ–રાગ આદિનો પ્રસંગ પ્રાપ્ત થશે, કારણ કે તે ઈચ્છાદિ શિવાય તથાપ્રકારની ચિત્ર વિચિત્ર જગત્રચનારૂપ પ્રવૃત્તિની સિદ્ધિ થાય નહિં, તથાપ્રકારની વિચિત્ર

જગતકર્તૃત્વવાદમાં મહાદોષ

પ્રવૃત્તિનો અયોગ હોય. અને 'एवं सामान्यसंसारिणोऽविशिष्टतरं मुक्तत्वं'—એમ સામાન્ય સંસારીથી મુક્તપણું અવિશિષ્ટતર હોય એમ ચિન્તનીય છે. એમ ઇચ્છા-દ્વેષાદિનો જેમાં પ્રસંગ છે એવા જગત્કરણનો ભાર આ મુક્તોને માથે આવી પડ્યો, એટલે મનુષ્યાદિ કોઈ પણ સંસારીથી મુક્તપણાનું કાંઈ વિશિષ્ટપણું રહ્યું નહિં; તેથી મુક્તપણું અતિ જઘન્ય-હલકામાં હલકી કોટિનું થઈ પડ્યું! એમ ચિંતવવા યોગ્ય છે, ભાવના કરવા યોગ્ય છે. કારણ કે અન્યનું તો જગત્ કરવાનું અશક્તપણું છે, એટલે તેનું ઇચ્છાદિ દોષપણું પરિમિત છે, પણ આખું જગત્ રચવાની જોખમદારી જેના શિરે છે તે જગત્કર્ત્તાનું તો અપરિમિત છે.

"જગત્ રચવાની પરમેશ્વરને જરૂર શી હતી? રચ્યું તો સુખ દુઃખ મૂકવાનું કારણ શું હતું? રચીને મોત શા માટે મૂક્યું? એ લીલા કોને બતાવવી હતી? રચ્યું? તો કયાં કર્મથી રચ્યું? તે પહેલાં રચવાની ઇચ્છા કાં નહોતી? ઇશ્વર કોણ? જગત્ના પદાર્થ કોણ? અને ઇચ્છા કોણ? રચ્યું તો જગત્માં એક જ ધર્મનું પ્રવર્ત્તન રાખવું હતું; આમ ભ્રમણમાં નાખવાની જરૂર શી હતી?" ઇત્યાદિ.

—**શ્રીમદ્ રાજચંદ્ર** પ્રણીત **મોક્ષમાળા**, પા. ૯૭.

આમ ઇચ્છા-દ્વેષાદિના પ્રસંગને લીધે જગત્કર્ત્તાને મહાદોષ આવી પડે છે, એટલે મુંઝાઈને વાદી કહેશે-જગત્નું વિચિત્રપણું તો કર્મકૃત છે, પુરુષ (ઈશ્વર) તો નિમિત્ત-માત્રપણે કર્ત્તા છે. એનું નિરસન કરતાં કહ્યું—'નિમિત્તકર્તૃત્વના અભ્યુપગમમાં તો તત્ત્વથી અકર્તૃત્વ છે,—સ્વાતન્ત્ર્યઅસિદ્ધિ હોય માટે, અર્થાત્ ઇચ્છાદિ દોષ ટાળવા તમે જો નિમિત્તકર્તૃત્વનો અભ્યુપગમ કરશો, ઈશ્વર નિમિત્તમાત્રપણે કર્ત્તા છે એમ માનશો, તો તત્ત્વથી-નિરુપચરિતપણાથી તેનું અકર્તૃત્વ છે, ખરેખરૂં કર્તૃત્વ જ નથી, કારણ કે તેના સ્વાતન્ત્ર્યની-સ્વતન્ત્રપણાની અસિદ્ધિ છે,—'स्वतंत्रः कर्त्ता' 'સ્વતંત્ર તે કર્ત્તા' એવું કર્ત્તાનું લક્ષણ તેમાં ઘટતું નથી માટે.

નિમિત્તકર્તૃત્વ માનવામાં તત્ત્વથી અકર્તૃત્વ



લય માનવામાં બેમાંથી કોઈ એકનો અભાવ હોય વા ઉપચય હોય, ઇત્યાદિ પ્રકારે લયમાન્યતાનું દૂષણ દર્શાવે છે—

१७न च द्वयोरेकीभावोऽन्यतराभावप्रसङ्गात्। न सत्तायाः सत्तान्तरप्रवेशोऽनुपचयः, उपचये च सैव सेत्ययुक्तं, तदन्तरमापन्नः स इति नीतिः।[180]

१७અર્થ:—અને બેનો એકીભાવ નથી,—બેમાંથી કોઈ એકનો અભાવપ્રસંગ હોય માટે. સત્તાનો સત્તાન્તર પ્રવેશ સતે અનુપચય નથી, અને ઉપચય સતે તે જ (સત્તા) તે છે એ અયુક્ત છે,—તદન્તરઆપન્ન તે એવી નીતિ છે.[180]

## વિવેચન

"પરમાતમ પરમેશ્વરૂ, વસ્તુગતે તે અલિપ્ત હો મિત્ત !
દ્રવ્યે દ્રવ્ય મિલે નહીં, ભાવ તે અન્ય અવ્યાપ્ત હો મિત્ત !"—શ્રી દેવચંદ્રજી

હવે અન્યનો અન્યત્ર લય પણ ઘટતો નથી એમ દર્શાવતી દલીલ કરે છે—'न च द्वयोरेकीभावोऽन्यतराभावप्रसङ्गात् ।'—'અને બેનો એકીભાવ નથી,—બેમાંથી કોઈ એકના અભાવપ્રસંગને લીધે.' અર્થાત્ મુક્ત અને પરમ પુરુષ એ બેનો લયરૂપ એકીભાવ નથી, કારણ કે એમ થાય તો બેમાંથી કોઈ એકના અભાવનો પ્રસંગ આવે, બેમાંથી કોઈ એક—મુક્ત કે પરમપુરુષના અસત્ત્વની—નહિં હોવાપણાની પ્રાપ્તિ થશે. કારણ કે કોઈ એકની અન્ય સ્વરૂપમાં પરિણુતિ સતે તેમાં લીનપણું—લય ઘટે છે માટે.

આમ લય થતાં બેમાંથી કોઈ એકનો અભાવ થાય છે એ વસ્તુનો સ્વીકાર ન કરો, તો આ બીજું દૂષણ પ્રાપ્ત થાય છે—'સત્તાનો સત્તાન્તર પ્રવેશ સતે અનુપચય નથી, અને ઉપચય સતે તે જ (સત્તા) તે છે એ અયુક્ત છે. તદન્તરઆપન્ન તે એવી નીતિ છે.' અર્થાત્ મુક્ત સત્તાનો પરમપુરુષરૂપ સત્તાન્તરમાં પ્રવેશ સતે, એક સત્તા બીજી સત્તામાં પ્રવિષ્ટ થયે, અનુપચય (અવૃદ્ધિ-અપુષ્ટિ) નથી, પણ ઘીમાં ઘી ભળ્યાની જેમ વૃદ્ધિરૂપ ઉપચય જ છે; અને સત્તાનો ઉપચય સતે, તે જ પુરુષની વા મુક્તની આગલી સત્તા 'તે' સત્તા છે, એમ કહેવું અયુક્ત છે, અસંગત છે. કારણ કે તદન્તરને—તે સત્તાઅપેક્ષાએ પૃથક્ સત્તાન્તરને આપન્ન-પ્રાપ્ત થયેલો એવો તે ઉપચય છે, એમ નીતિ છે, ન્યાયમુદ્રા છે,—કે જેનું ઉલ્લંઘન કોઈ પણ કરી શકે એમ નથી.



---

पञ्जिका—તથા અન્યનો અન્યત્ર લય પણ અનુપપન્ન છે એમ દર્શાવતાં કહ્યું—न च—અને નથી, द्वयोः—બેનો, મુક્ત—પરમ પુરુષનો, एकीभावः—લયલક્ષણ એકીભાવ, કયા કારણથી? તે માટે કહ્યું—अन्यतराभावप्रसङ्गात्—अन्यतरस्य—બેમાંથી કોઈ એકની-મુક્તની વા પરમપુરુષની असत्त्वप्राप्तेः—અસત્ત્વપ્રાપ્તિને લીધે, કોઈ એકના ઇતર સ્વરૂપમાં પરિણુતિ સતે તેમાં લીનપણાની ઉપપત્તિને લીધે. આના અભ્યુપગમમાં દૂષણાન્તર કહ્યું—

न—ન, सत्तायाः—પરમ પુરુષલક્ષણ સત્તાના, सत्तान्तरे—મુક્તલક્ષણ સત્તાન્તરમાં, प्रवेशे—પ્રવેશમાં, પ્રવિષ્ટ સતે એમ અર્થ છે, अनुपचयः—અનુપચય, કિંતુ વૃદ્ધિરૂપ ઉપચય જ, ઘૃતાદિ પલનો પલાન્તર પ્રવેશની જેમ. જો એમ છે તો તેથી શું? તે માટે કહ્યું—उपचये च—અને સત્તાનો ઉપચય સતે, सैव—તે જ પ્રાક્તની (પૂર્વની),—પુરુષની વા મુક્તની, सा—તે, સત્તા, इति अयुक्तम्—એ અયુક્ત, અસંગત છે. કયા કારણથી? तदन्तरं—તત્સત્તાપેક્ષાએ પૃથક્ સત્તાન્તર, आपन्नः—(पाठान्तरे आसन्नः)—પ્રાપ્ત, सः—તે, ઉપચય. ક્વચિત્ 'आसन्नं' એમ પાઠ છે ત્યાં તદન્તર એમ યોજ્ય છે, इति नीतिः—એમ નીતિ છે, આ ન્યાયમુદ્રા છે

એમ અન્યનો અન્યત્ર લય નથી એમ નિગમન કરી, તત્ત્વથી મુક્તાદિ સિદ્ધિ સિદ્ધ કરે છે—

[૧૮]नैवमन्यस्यान्यत्र लय इति मोहविषप्रसरकटकबन्धः। तदेवं निमित्तकर्तृत्वपरभावनिवृत्तिभ्यां तत्त्वतो मुक्तादिसिद्धिः ॥ ३० ॥[૧૮૧]

[૧૮]અર્થ:—એમ અન્યનો અન્યત્ર લય નથી, એમ મોહવિષપ્રસરનો કટકબન્ધ છે. તેથી એમ નિમિત્તકર્તૃત્વ અને પરભાવનિવૃત્તિ એ બે વડે કરીને તત્ત્વથી મુક્તાદિ સિદ્ધિ છે. ॥ ૩૦ ॥[૧૮૧]

## વિવેચન

"વીતરાગથી હો જે રાગ વિશુદ્ધ કે, તેહી જ ભવભયવારણો;
જિનચંદ્રની હો જે ભક્તિ એકત્વ કે, દેવચંદ્ર પદ કારણો....
સુપ્રતીતે હો થિર ઉપયોગ કે, દામોદર જિન વંદીએ."—શ્રી દેવચંદ્રજી

હવે આ ઉપરોક્ત યુક્તિથી પ્રકૃતમાં-ચાલુ વિષયમાં શું સિદ્ધ થયું ? તો કે—'એમ અન્યનો અન્યત્ર લય નથી, એમ મોહવિષપ્રસરનો કટકબન્ધ છે.—' 'मोहविषप्रसर-कटकबन्धः'; અર્થાત્ એમ દ્વયના એકીભાવમાં કોઈ એકના અભાવપ્રસંગથી અથવા ઉપચયમાં તદન્તરાપત્તિથી, અન્યનો—સામાન્યથી મુક્તાદિનો અન્યત્ર—પરમપુરુષમાં લય નથી જ. એવા પ્રકારે લયનો નિષેધ સતે, કટકબન્ધ બાંધ્યો હોય તો જેમ વિષ ન ચઢે—ન પ્રસરે, તેમ મોહરૂપ વિષ ચઢતું નથી, પ્રસરતું નથી.

અને 'તેથી એમ નિમિત્તકર્તૃત્વ અને પરભાવનિવૃત્તિ એ બે વડે કરીને તત્ત્વથી મુક્તાદિ સિદ્ધિ છે.' એમ ઉક્ત નીતિથી નિમિત્તકર્તૃત્વની અને પરભાવની નિવૃત્તિ વડે કરીને તત્ત્વથી-મુખ્ય વૃત્તિથી મુક્ત-મોચક સિદ્ધિ છે. અથવા બીજો અર્થ ઘટાવીએ તો મુખ્ય કર્તૃત્વના અયોગે ભગવંતો ભવ્યોને પરિશુદ્ધ પ્રણિધાનાદિ પ્રવૃત્તિના આલંબનપણે નિમિત્તકર્તૃત્વ પામે છે, અને તેઓની પરભાવમાંથી નિવૃત્તિ કરે છે,—આમ આ અપેક્ષાએ નિમિત્તકર્તૃત્વ અને પરભાવનિવૃત્તિ એ બે વડે કરીને આ મુક્ત ભગવંતો મોચક પણ સિદ્ધ થાય છે; અને તેવા પ્રકારે **મહામુનિ ભક્તશિરોમણિ દેવચંદ્રજી**એ સંગીત કર્યું છે—

---

पञ्जिका—હવે પ્રકૃતસિદ્ધિ કહે છે:—न—ન જ एवं—એમ, દ્વયના એકી ભાવે, અન્યતર અભાવ પ્રસંગથી, અથવા ઉપચયે તદન્તરાપત્તિથી, अन्यस्य—અન્યનો, સામાન્યથી મુક્તાદિનો, अन्यत्र—અન્યત્ર, પુરુષ-આકાશ આદિમાં, लयः—લય. આ લયનિષેધ मोहविषप्रसरकटकबन्धः—મોહવિષપ્રસરનો કટકબન્ધ છે. એમ નિષેધ સતે કટકબંધમાં વિષની જેમ મોહ પ્રસરતો નથી.

तत्—તેથી કરીને, एवम्—એમ, ઉક્ત નીતિથી, निमित्तकर्तृत्वपरभावनिवृत्तिभ्यां—निमित्तकर्तृत्वं—અને નિમિત્તકર્તૃત્વ,-મુખ્યકર્તૃત્વના અયોગે ભવ્યોની પરિશુદ્ધ પ્રણિધાનાદિ પ્રવૃત્તિ આલંબનતાથી, परभावनिवृत्तिश्च—અને પરભાવનિવૃત્તિ—લયઅયોગલક્ષણા, ताभ्यां - તે બે વડે, तत्त्वतः—તત્ત્વથી, મુખ્યવૃત્તિથી, मुक्तादिसिद्धिः—મુક્ત-મોચક સિદ્ધિ છે.

"પુષ્ટ કારણ અરિહંતજી, તારક જ્ઞાયક મુનિચંદ રે;
મોચક સર્વ વિભાવથી, ઝીંપાવે મોહ અરીંદ રે....
દેવ વિશાલ જિણંદની, તમે ધ્યાવો તત્ત્વસમાધિ રે.
શુદ્ધ દેવ અવલંબન કરતાં, પરહરિયે પરભાવ;
આતમ ધર્મ રમણ અનુભવતાં, પ્રગટે આતમ ભાવ રે સ્વામી શ્રી સીમંધર."

"નિમિત્ત હેતુ જિનરાજ, સમતા અમૃત ખાણી;
પ્રભુ અવલંબન સિદ્ધિ, નિયમા એહ વખાણી."—શ્રી દેવચંદ્રજી

॥ इति मुक्तेभ्यः मोचकेभ्यः ॥ ३० ॥



એમ જિન-જાપકાદિ પ્રકારે આત્મતુલ્ય પરફલકર્તૃત્વસંપદ્ કથવામાં આવી, એમ ઉપસંહાર કરે છે—

[१९] एवं जिनजापकतीर्णतारकबुद्धबोधकमुक्तमोचकभावेन स्वपरहितसिद्धेरात्मतुल्यपरफलकर्तृत्वसम्पदिति ॥ ८ ॥[१८२]

[१९]અર્થ :—એમ જિન-જાપક, તીર્ણ-તારક, બુદ્ધ-બોધક, અને મુક્ત-મોચક ભાવથી સ્વપરહિત સિદ્ધિ થકી આત્મતુલ્ય પરફલકર્તૃત્વ સંપદ્ ॥ ઇતિ ॥ ૮ ॥[१८२]

## વિવેચન

"આપ અકર્ત્તા સેવનથી હુવે રે, સેવક પૂરણ સિદ્ધ;
નિજ ધન ન દિયે આશ્રિત લહેરે, અક્ષય અક્ષર રિદ્ધિ....
પૂજના તો કીજે રે બારમા જિનતણી રે."—શ્રી દેવચંદ્રજી.

એમ-ઉક્ત પ્રકારે જિન-જાપક આદિ ભાવથી સ્વપરહિતની-સ્વપરકલ્યાણની સિદ્ધિ થકી-'स्वपरहितसिद्धेः' આત્મતુલ્ય-પોતાના આત્મા સમાન પરને-બીજાને ફલના કર્તૃત્વરૂપ સંપદ્ કહી. 'आत्मतुल्यपरफलकर्तृत्वसम्पद्'. આ ભગવંતો એટલા બધા પરમ ઉદાર છે કે તેઓ બીજાઓ જેઓ તેમને શુદ્ધ ભક્તિભાવે ભજે છે, તે ભક્તોને પોતાના તુલ્ય બનાવે છે, પોતાના બરોબરીઆ પરમ આત્મલક્ષ્મીસંપન્ન ભગવંત બનાવે છે.

આત્મતુલ્ય પરફલકર્તૃત્વ

આમ તેઓ પોતાનું સર્વસ્વ ભક્તોને આપી દે છે છતાં પોતાનું કાંઈ ગુમાવતા નથી! ને ભક્તજનોનું પૂર્ણ સિદ્ધિરૂપ કાર્ય સિદ્ધ થાય છે! નિજધન-આત્મસંપત્તિ દેતા નથી છતાં તેના આશ્રિત ભવ્યજનો અક્ષય અક્ષર ઋદ્ધિ પામે છે, એ પરમ આશ્ચર્ય છે! આવા પરમ ઉદાર ભગવંતોનો મહિમા **શ્રી આનંદઘનજી, શ્રી દેવચંદ્રજી** આદિ પરમ ભક્ત મહાત્માઓ પરમ ઉલ્લાસ ભાવથી લલકારી ગયા છે.

> "સાહેબ સમરથ તું ધણી રે, પામ્યો પરમ ઉદાર;
> મન વિશરામી વાલહો રે, આતમચો આધાર....વિમલ જિન." **શ્રી આનંદઘનજી**

॥ इति आत्मतुल्यपरफलकर्तृत्वसम्पद् ॥ ८ ॥



# નવમ અધિકાર
# પ્રધાન ગુણઅપરિક્ષયથી
# પ્રધાનફલપ્રાપ્તિરૂપ અભયસંપદ્

---

## ૩૧. સર્વજ્ઞ સર્વદર્શી
## 'सर्वज्ञेभ्य सर्वदर्शिभ्य': પદ વ્યાખ્યાન

આ સૂત્રનું પ્રયોજન : અસર્વજ્ઞ અસર્વદર્શી માનનારા બુદ્ધિયોગજ્ઞાનવાદી સાંખ્યોનું નિરાકરણ—

[१]एतेऽपि बुद्धियोगज्ञानवादिभिः कापिलैरसर्वज्ञा असर्वदर्शिनश्चेष्यन्ते, " बुद्ध्यध्यवसितमर्थं पुरुषश्चेतयते " इति वचनाद्, एतन्निराकरणाय आह—१८३

**' सर्वज्ञेभ्यः सर्वदर्शिभ्यः '**

[१]અર્થ:—એઓ પણ,—બુદ્ધિયોગજ્ઞાનવાદી કાપિલોથી (કપિલાનુયાયીઓથી) અસર્વજ્ઞ અને અસર્વદર્શી માનવામાં આવે છે,—" બુદ્ધિથી અધ્યવસિત અર્થને પુરુષ જાણે છે " એ વચનથી,—એના નિરાકરણાર્થે કહ્યું—[૧૮૩]

**' સર્વજ્ઞોને સર્વદર્શીઓને '**

---

पञ्जिका:—बुद्ध्यध्यवसितमर्थं पुरुषश्चेतयते । અત્ર સાંખ્ય પ્રક્રિયાઃ—સત્ત્વ, રજસ્, તમસ્ લક્ષણ ત્રણ ગુણો છે; તેની સામ્ય અવસ્થા તે પ્રકૃતિ, અને તે જ 'પ્રધાન' એમ કહેવાય છે. પ્રકૃતિ થકી મહાન્ હોય હોય છે,—'મહત્' એમ બુદ્ધિની આખ્યા છે. મહત્ થકી અહંકાર—આત્માભિમાન. તે થકી પંચ શ્રોત્રાદિ બુદ્ધિઇન્દ્રિયો, વાક્–પાણિ–પાદ–પાયુ–ઉપસ્થ લક્ષણ પાંચ જ કર્મેન્દ્રિયો, અગીયારમું ઇચ્છારૂપ મન, તથા પંચ તન્માત્રો—ગન્ધ–રસ–રૂપ–સ્પર્શ–શબ્દસ્વભાવવાળા—હોય છે. અને તન્માત્રોમાંથી યથાક્રમે ભૂપ્રભૃતિ પાંચ મહાભૂતો પ્રવર્તે છે. અને અત્રે પ્રકૃતિવિકારપણાએ કરીને અચેતના છતાં બુદ્ધિ ચૈતન્ય સ્વતત્ત્વવાળા પુરુષના ઉપગમ થકી સચેતના જેવી અવભાસે છે. તેથી કહ્યું છે કે—

## વિવેચન

"નિજ જ્ઞાને કરી જ્ઞેયનો, જ્ઞાયક જ્ઞાતા પદ ઈશ રે;
દેખે નિજ દર્શન કરી, નિજ દશ્ય સામાન્ય જગીશ રે....
શ્રી શ્રેયાંસ પ્રભુ તણો, અતિ અદ્‌ભુત સહજાનંદ રે." શ્રી દેવચંદ્રજી.

અને એઓ–ઉક્ત ગુણલક્ષણ જેનામાં સાંગોપાંગ ઘટાવ્યા એ અર્હંત ભગવંતો પણ 'બુદ્ધિયોગ–જ્ઞાનવાદી કાપિલોથી અસર્વજ્ઞ અસર્વદર્શી માનવામાં આવે છે;' એના નિરાકરણાર્થે કહ્યું—'सर्वज्ञेभ्यः सर्वदर्शिभ्यः।' બુદ્ધિના યોગે જ્ઞાન હોય છે એમ વદનારા આ બુદ્ધયોગજ્ઞાનવાદી કાપિલોનું–કપિલના અનુયાયીઓનું આ વચન છે કે 'બુદ્ધિથી અધ્યવસિત અર્થને પુરુષ જાણે છે.' 'बुद्ध्यध्यवसितमर्थं पुरुषश्चेतयते.' આ સમજવા માટે સાંખ્ય પ્રક્રિયા જાણવી જરૂરની છે. તે આ પ્રમાણે—

**સાંખ્ય પ્રક્રિયા**

સત્ત્વ–રજસ્–તમસ્ એ ત્રણ ગુણો છે; તેની સામ્ય અવસ્થા તે પ્રકૃતિ અથવા પ્રધાન કહેવાય છે. પ્રકૃતિ થકી મહાન્ અર્થાત્ બુદ્ધિ ઉપજે છે. મહત્ (બુદ્ધિ) થકી અહંકાર ઉપજે છે. અહંકાર થકી શ્રોત્રાદિ પાંચ બુદ્ધિઈન્દ્રિય, વાક્–પાણિ–પાદ–પાયુ–ઉપસ્થ એ પાંચ કર્મેન્દ્રિય, મન, ગંધ–રસ–રૂપ–સ્પર્શ–શબ્દ સ્વભાવવાળા પાંચ તન્માત્રો,—એમ ષોડશક ગણ ઉપજે છે. અને તન્માત્રોમાંથી યથાક્રમે પૃથ્વી આદિ પંચમહાભૂતો પ્રવર્તે છે. આ પ્રકૃતિ અને તેની વિકૃતિ જડ–અચેતન છે, એટલે બુદ્ધિ પણ તે પ્રકૃતિના

---

"पुरुषोऽविकृतात्मैव, स्वनिर्भासमचेतनम् ।
मनः करोति सान्निध्यादुपाधिः स्फटिकं यथा ॥"

આની વ્યાખ્યા—पुरुषः—આત્મા, अविकृतात्मैव—અવિકૃતાત્મા જ, નિત્ય જ, स्वनिर्भासं—સ્વઆકારવાળું, अचेतनं—ચૈતન્યશૂન્ય હોતું, मनः—અન્તઃકરણ, करोति—કરે છે, सान्निध्यात्—સાન્નિધ્યમાત્રથી. નિદર્શન કહ્યું—उपाधिः—ઉપાધિ, પદ્મરાગાદિ, स्फटिकं—ઉપલવિશેષને લીધે. આનો આ ભોગ પણ મનોદ્વારક જ છે. અત્રે પણ કહ્યું છે કે—

"विभक्तेदृक्परिणतौ, बुद्धौ भोगोऽस्य कथ्यते ।
प्रतिबिम्बोदयः स्वच्छे, यथा चन्द्रमसोऽम्भसि ॥"

આની વ્યાખ્યા—विभक्ता—આત્માથી વિભક્તિ એવી તે, અને ईदृक्परिणतिः—આવી પરિણતિ,—પ્રતિબિમ્બોદયરૂપા, એમ વિગ્રહ છે, तस्यां सत्यां—તે સતે, તે જ ભોગ છે એમ અર્થ છે. જે પરિણતિ ક્યાં ? તે માટે કહ્યું—बुद्धौ—અન્તઃકરણલક્ષણ બુદ્ધિમાં, भोगो—ભોગ,—વિષયગ્રહણરૂપ, अस्य—આનો, આત્માનો, कथ्यते—કથાય છે,—આસુરિ પ્રભૃતિથી. કોની જેમ ? તે માટે કહ્યું—प्रतिबिम्बोदयः—પ્રતિબિમ્બપરિણામ, स्वच्छे—સ્વચ્છ, નિર્મલ, यथा—જેમ, चन्द्रमसो—વાસ્તવ એવા ચન્દ્રમાનો, अम्भसि—જલમાં,—તેની જેમ. હવે પ્રકૃત વ્યાખ્યા કહેવામાં આવે છે—बुद्ध्या—અનન્તરોક્ત બુદ્ધિથી, अध्यवसितं—પ્રતિપન્ન, अर्थं—શબ્દાદિ વિષયને, पुरुषः—આત્મા, चेतयते—જાણે છે,—અર્થચેતનમાં બુદ્ધિના અંતરંગ કરણપણાને લીધે.

વિકારપણાએ કરીને અચેતના છે, છતાં ચૈતન્યસ્વરૂપ પુરુષના (આત્માના) ઉપગમથી સચેતના જેવી અવભાસે છે. તેથી કહ્યું છે કે—"ચેતનમય પુરુષ તો સદાય અવિકૃતાત્મા જ—અવિકૃતસ્વરૂપ જ રહે છે, અને સાન્નિધ્ય થકી તે અચેતન મનને સ્વનિર્ભાસવાળું—સ્વઆકારવાળું કરે છે,—પદ્મરાગાદિ ઉપાધિ જેમ સ્ફટિકને કરે છે તેમ." અને આ પુરુષના ભોગનું દ્વાર પણ મન જ છે, એટલે આ મન દ્વારા જ—મનની મારફત જ પુરુષ ભોગ કરે છે. કહ્યું છે કે "આત્માથી વિભક્ત-જૂદી ને આવી પરિણતિવાળી બુદ્ધિમાં આ પુરુષનો વિષયગ્રહણરૂપ ભોગ કથાય છે,-સ્વચ્છ જલમાં જેમ ચંદ્રમાનો પ્રતિબિમ્બોદય હોય છે તેમ." આમ સાંખ્ય સિદ્ધાન્ત પ્રમાણે બુદ્ધિથી અધ્યવસિત-પ્રતિપન્ન-ગ્રહણ કરાયેલ અર્થને પુરુષ-આત્મા ચેતે છે, સંવેદે છે, જાણે છે. કારણ કે અર્થચેતનમાં-અર્થસંવેદનમાં બુદ્ધિ એ આત્માનું અંતરંગ કરણ—'અન્તઃકરણ' છે માટે. આમ બુદ્ધિના યોગે જ્ઞાન હોય છે અને મુક્તને બુદ્ધિનો અયોગ છે, એટલે તેઓને સર્વજ્ઞ-સર્વદર્શિપણું ઘટતું નથી, માટે તેઓ અસર્વજ્ઞ-અસર્વદર્શી છે,—એમ સાંખ્યો-કપિલાનુયાયીઓ માને છે. એના નિરસન અર્થે અત્રે '**સર્વજ્ઞ-સર્વદર્શી**' એ ખાસ સૂત્રપદ મૂક્યું છે.



તત્સ્વભાવપણું સતે નિરાવરણપણા થકી સર્વજ્ઞ-સર્વદર્શિપણાની સિદ્ધિ પ્રદર્શિત કરી તેના સમર્થનમાં સ્વરચિત યોગદૃષ્ટિસમુચ્ચયનો આત્માને ચંદ્રની ઉપમાવાળો સુપ્રસિદ્ધ શ્લોક અવતરે છે—

[२]सर्वं जानन्तीति सर्वज्ञाः, सर्व्वं पश्यन्तीति सर्व्वदर्शिनः, तत्स्वभावत्वे सति निरावरणत्वात्। मत्तोऽन्ये मदर्थाश्च गुणा इत्यतस्तत्तत्स्वभावत्वसिद्धिः। उक्तं च—

"स्थितः शीतांशुवज्जीवः, प्रकृत्या भावशुद्धया।

चन्द्रिकावच्च विज्ञानं, तदावरणमभ्रवद्॥" इत्यादि।[१८४]

**पञ्जिका—मत्तोऽन्ये मदर्थाश्च** ઇત્યાદિ. અહીં એકદા ભગવાન્ અર્હત્ દ્રવ્યોને-પર્યાયોને ભિન્ન અને અભિન્ન (છે એમ) સ્વશિષ્યો પ્રત્યે વ્યાખ્યાન કરવા ઇચ્છતા સતા, આત્માને જ અતિ સન્નિહિતતાથી ઉદ્દેશીને વદ્યા—

मत्तो—મ્હારાથી, अन्ये—અન્ય, પૃથક્, **गुणाः**—ગુણો,-જ્ઞાન-દર્શનોપયોગ આદિ,—લક્ષણ, સંખ્યા, પ્રયોજન અને સંજ્ઞાના ભેદને લીધે. તે આ પ્રકારે—"गुणपर्यायवद् द्रव्यम्" (तत्त्वार्थ अ. ५, सू. ३७) ગુણપર્યાયવાળું તે દ્રવ્ય, એ લક્ષણવાળો હું છું. અને "द्रव्याश्रया निर्गुणा गुणाः" દ્રવ્યાશ્રયવાળા નિર્ગુણ ગુણો છે, એ લક્ષણવાળા ગુણો છે. હું એક છું, ગુણો અનેક છે. હું બન્ધ-મોક્ષાદિ ક્રિયાફલવાળો છું, અને ગુણો વિષયાવગમ આદિ ફલવાળા છે. હું અર્હત્, તીર્થંકર, પારગત આદિ શબ્દથી વાચ્ય છું, અને ગુણો ધર્મ—પર્યાય આદિ શબ્દોથી વાચ્ય છે. **मदर्थाश्च**—અને **अहमर्थः**—હું अर्थ साध्यं येषां ते तथा—સાધ્ય છું જેઓનો તે તથા. ગુણવૃત્તિથી વિલક્ષણ એવી કોઈ એકાન્તિકી મ્હારી પણ પ્રવૃત્તિ છે નહિં,—તથા પ્રતિભાસને લીધે. इति—એ વાક્ય પરિસમાપ્તિ અર્થમાં છે. अतः—એ વાક્યર્થી, **तत्तत्स्वभावत्वसिद्धिः**—तेषां—તેઓની, ગુણોની **तत्स्वभावत्वसिद्धिः**—દ્રવ્યસ્વભાવત્વની સિદ્ધિ છે.

અર્થઃ—સર્વ જાણે છે તે સર્વજ્ઞો, સર્વ દેખે છે તે સર્વદર્શિઓ,—તત્સ્વભાવપણું સતે નિરાવરણપણાને લીધે. "મ્હારાથી અન્ય અને મ્હારા અર્થવાળા ગુણો" એ ઉપરથી તત્તત્ સ્વભાવપણાની સિદ્ધિ છે.

(દોહરા) "ભાવશુદ્ધ પ્રકૃતિ થકી, સ્થિત ચંદ્ર શું જીવ એહ;
જ્ઞાન ચંદ્રિકા સમ અને, તદાવરણ છે મેહ."—શ્રી યોગદૃષ્ટિસમુચ્ચય ૧૮૩

અર્થાત્—જીવ, ચંદ્રની જેમ, ભાવશુદ્ધ એવી પ્રકૃતિથી સ્થિત છે; અને વિજ્ઞાન ચંદ્રિકા જેવું છે, તેનું આવરણ અભ્ર-વાદળા જેવું છે.[૧૮૪]

## વિવેચન

"સર્વ દ્રવ્ય પ્રદેશ અનંતા, તેહથી ગુણ પર્યાયજી;
તાસ વર્ગથી અનંતગણું પ્રભુ, કેવલજ્ઞાન કહાયજી....શીતલ જિનપતિ૦
કેવલ દર્શન એમ અનંતું, ગ્રહે સામાન્ય સ્વભાવજી;
સ્વપર અનંતથી ચરણ અનંતું, સમરણ સંવર ભાવજી...."–શ્રી દેવચંદ્રજી

સર્વજ્ઞ-સર્વદર્શિપણું એટલે શું? અને તે શી રીતે ઘટે છે? તે અત્ર દર્શાવ્યું છે. 'સર્વ જાણે છે તે સર્વજ્ઞો, સર્વ દેખે છે તે સર્વદર્શિઓ—તત્સ્વભાવપણું સતે નિરાવરણપણાને લીધે હોય છે.—'तत्स्वभावत्वे सति निरावरणत्वात्।' અર્થાત પ્રથમ તો મૂળ તત્સ્વભાવપણું-સર્વજ્ઞસર્વદર્શિ સ્વભાવપણું હોય, તો પછી નિરાવરણપણું થયે સર્વજ્ઞસર્વદર્શી હોય છે. આમાં તત્સ્વભાવપણારૂપ મૂળ હેતુની સિદ્ધિ અર્થે કહ્યું—'मत्तोऽन्ये मदर्थाश्च गुणाः।' ઇ૦ 'મ્હારાથી અન્ય અને મ્હારા અર્થવાળા ગુણો છે, એ ઉપરથી તત્તત્સ્વભાવપણાની સિદ્ધિ છે.' તે આ પ્રકારેઃ—

**સર્વજ્ઞ સર્વદર્શિ સ્વભાવપણું**

એકદા તીર્થંકર ભગવાન્ દ્રવ્યો અને પર્યાયો ભિન્ન-અભિન્ન છે એમ સ્વશિષ્યોને સમજાવતાં, નિકટ ઉદાહરણપણે પોતાના આત્માને જ ઉદ્દેશીને વદ્યા—, 'મ્હારાથી અન્ય અને મ્હારા અર્થવાળા ગુણો છે—'मत्तोऽन्ये मदर्थाश्च गुणाः।' અર્થાત્ જ્ઞાન-દર્શન આદિ જે ગુણો છે તે મ્હારાથી-મ્હારા આત્માથી અન્ય છે, પૃથક્-જૂદા છે; કારણ કે એ બન્નેના લક્ષણ, સંખ્યા, પ્રયોજન અને સંજ્ઞાનો ભેદ છે માટે. જુઓ, આ પ્રકારે—(૧) 'ગુણપર્યાયવાળું તે દ્રવ્ય" એ લક્ષણ પ્રમાણે હું ગુણપર્યાયવંત આત્મદ્રવ્ય—આત્મા છું. અને "દ્રવ્યાશ્રયવાળા નિર્ગુણ તે ગુણો" એ લક્ષણ પ્રમાણે જ્ઞાનાદિ ગુણો મ્હારા આત્મદ્રવ્યને આશ્રયે રહેલા છે. (૨) હું આત્મા એક છું,

**'મ્હારાથી અન્ય અને મ્હારા અર્થવાળા ગુણો' એ ભગવદ્‌વચનનો પરમાર્થ**

જ્ઞાનાદિ ગુણો અનેક છે. (૩) હું આત્મા બંધ-મોક્ષાદિ ક્રિયાફલવાળો છું, અને જ્ઞાનાદિ ગુણો વિષય બોધ આદિ ફલવાળા છે. (૪) હું આત્મા અર્હત્, તીર્થંકર, પારગત આદિ શબ્દ વાચ્ય છું, ઓળખાઉં છું; અને ગુણો ધર્મ-પર્યાય આદિ શબ્દથી વાચ્ય છે, ઓળખાય છે. આમ લક્ષણાદિ ભેદની અપેક્ષાએ ગુણો હું આત્મદ્રવ્યથી અન્ય-ભિન્ન છે. આમ છતાં આ ગુણો 'મદર્થ' છે, મ્હારા અર્થવાળા છે, હુંના-આત્માના અર્થના જ વાચક છે. કારણ કે ગુણથી એકાન્તે જૂદી પાડી શકાય એવી મ્હારા આત્માની કોઈ પણ પ્રવૃત્તિ છે નહિં; એટલે આ ગુણો મ્હારા આત્માથી અભિન્ન પણ છે. આમ આત્માની ને તેના ગુણોની ભિન્ન-અભિન્ન અવસ્થા છે. આ મ્હારાથી અન્ય અને મદર્થ ગુણો છે એ ભગવાનના વચન પરથી તત્તત્-સ્વભાવપણાની સિદ્ધિ છે, અર્થાત્ તેની-ગુણોની તત્સ્વભાવપણાની-દ્રવ્યસ્વભાવપણાની સિદ્ધિ છે; સર્વજ્ઞાનપણારૂપ ગુણથી ભગવાન્ સર્વજ્ઞ છે અને સર્વદર્શિપણારૂપ ગુણથી સર્વદર્શી છે એમ સિદ્ધ થાય છે.

અને આ સર્વજ્ઞાન-દર્શનપણું નિરાવરણપણાને લીધે હોય છે; ઘાતિકર્મરૂપ આવરણ દૂર થયું એટલે આત્માનો મૂળ સ્વભાવભૂત સર્વજ્ઞાન-દર્શન સ્વભાવ પ્રગટ થાય છે, આવિર્ભાવ પામે છે. આત્માનો આ સર્વજ્ઞસર્વદર્શિ સ્વભાવ સ્થિત જ છે, કાંઈ નવો સ્થાપિત કરવાનો નથી, આવરણ દૂર થયું કે તે બસ પ્રગટ જ છે. આના જ સમર્થનમાં અત્રે 'स्थितः शीतांशुवज्जीवः०' પરમ પરમાર્થગંભીર સુંદર સુભાષિત ટાંકયું છે કે-"જીવ, ચંદ્રની જેમ, ભાવશુદ્ધ એવી પ્રકૃતિથી સ્થિત છે; અને વિજ્ઞાન ચંદ્રિકા જેવું છે, તેનું આવરણ અભ્ર-વાદળા જેવું છે." ઇત્યાદિ. આ સુભાષિતનો પરમાર્થ વિચારવા યોગ્ય છે: પ્રત્યેક વસ્તુ ભાવશુદ્ધ પ્રકૃતિથી-શુદ્ધ સ્વભાવથી નિજ નિજ સ્વરૂપમાં સ્થિત છે જ, કાંઈ નવી સ્થાપવાની નથી. તેમ આત્મ-વસ્તુ પણ ભાવશુદ્ધ એવી પ્રકૃતિથી-સ્વભાવથી સ્થિત જ છે, કાંઇ નવી સ્થાપિત કરવાની નથી. અત્રે ચંદ્રની ઉપમા સાંગોપાંગ સુઘટપણે ઘટે છે : ચંદ્ર જેમ આકાશમાં પ્રકૃતિથી-કુદરતથી-સ્વભાવથી સ્થિત છે, તેમ આત્મા પણ નિજ પ્રકૃતિથી-કુદરતી સહજ સ્વભાવથી ચિદાકાશમાં સ્થિતિ કરી રહ્યો છે. આકાશમાં સ્વસ્થાને સ્થિત રહ્યો છતો ચંદ્ર જેમ ચંદ્રિકા પ્રસારે છે, તેમ સ્થિર એવા સ્વસ્વરૂપ પદમાં સ્થિત આત્મા જ્ઞાનરૂપ જ્યોત્સ્ના-ચંદ્રિકા વિસ્તારે છે. પણ ચાંદનીથી ભૂમિઆદિને પ્રકાશિત કરતાં છતાં ચંદ્ર કાંઈ ભૂમિરૂપ બની જતો નથી; તેમ આત્મા પણ જ્ઞાન-જ્યોત્સ્નાથી વિશ્વને પ્રકાશતાં છતાં, કાંઇ વિશ્વરૂપ બની જતો નથી. આમ સ્વ-પર પ્રકાશક ચંદ્રિકા રેલાવતો ચંદ્ર સ્વસ્થાને સ્થિત રહ્યો છે, તેમ સ્વપર અવભાસક જ્ઞાન-ચંદ્રિકા વિસ્તારતો આત્મા પણ નિજ સ્વભાવપદમાં સમવસ્થિત જ રહ્યો છે. આ પ્રમાણે નિશ્ચયવાર્ત્તા છે, તત્ત્વશુદ્ધ પ્રકૃતિથી-સ્વભાવથી સ્થિતિ છે.

નિરાવરણપણું થયે સર્વજ્ઞાન દર્શન સ્વભાવનો આવિર્ભાવ

આત્મ-ચંદ્ર જ્ઞાન-ચંદ્રિકા તદાવરણ-મેઘ

'અને આમ શુદ્ધ સ્વભાવથી સ્વસ્થાને સ્થિત છતાં ચંદ્રને જેમ મેઘપટલ-વાદળાં

આવરે છે, ઢાંકી ઘે છે, ને તેથી તેનું યથાર્થ દર્શન નથી થતું; તેમ શુદ્ધ સ્વભાવસ્થિત આત્માને જ્ઞાનાવરણાદિ કર્મરૂપ મેઘપટલ આવૃત કરે છે—ઢાંકી દે છે, અને તેથી તેનું યથાસ્થિત દર્શન થતું નથી. પણ આ જ્ઞાનાવરણીયાદિ જે ઘાતિકર્મ* અભ્ર જેવું-વાદળા જેવું વર્તે છે, તે ધર્મસંન્યાસયોગરૂપ પવનના સપાટાથી જ્યારે શ્રેણીની પરિસમાપ્તિ વેળાયે વીખેરાઈ જાય છે, ત્યારે મુખ્ય એવા પરાક્રમયોગે કરીને તે શ્રીમાન્ જ્ઞાનકેવલી—સર્વજ્ઞ થાય છે.

'અને આમ આત્મ-ચંદ્રને આવરણ કરી રહેલ વાદળા જેવા ચાર ઘાતિકર્મ દૂર થાય છે, કે તે તત્ક્ષણ શુદ્ધ પ્રકૃતિસ્થિત ઝળહળ જ્યોતિસ્વરૂપ આત્મા સ્વસ્વરૂપે પ્રગટ થાય છે. જેમ વાદળાનું આવરણ દૂર થતાં ચંદ્ર સ્વયં પૂર્ણસ્વરૂપે પ્રકાશે છે, તેમ ઘાતિકર્મરૂપ મેઘપટલ ટળતાં પરંજ્યોતિસ્વરૂપ આત્મ-ચંદ્ર, જિનરાજ-ચંદ્ર સ્વયંપૂર્ણ કેવલજ્ઞાનસ્વરૂપે પ્રકાશે છે, શુદ્ધ સહજાત્મસ્વરૂપે ઝળહળે છે.'

**—શ્રીયોગદષ્ટિસમુચ્ચય શ્લો.૧૮૩-૧૮૪ વિવેચનમાંથી** (ડૉ. ભગવાનદાસ કૃત)

"આકાશમાં પ્રકૃતિથી સ્થિત જેમ ચંદ્ર,
શુદ્ધ સ્વભાવ સ્થિત છે ત્યમ આત્મચંદ્ર;
સત્ચંદ્રિકા સમ જ કેવલ જ્ઞાન લેવું,
તે જ્ઞાન આવરણ મેઘસમૂહ જેવું.
તે ઘાતિ કર્મ ઘન શું વિખરે ઝપાટે,
સંન્યાસ ધર્મરૂપ વાયુતણા સપાટે;
ત્યારે શ્રીમાન્ પરમ કેવલજ્ઞાન પામે,
તે જ્ઞાનકેવલી કહાય યથાર્થ નામે."

**—શ્રી યોગદષ્ટિ કળશ, ૧૫૩-૫૪** (સ્વરચિત)



બુદ્ધિરૂપ કરણના અભાવે મુક્તને સર્વજ્ઞ-સર્વદર્શિપણું સંભવતું નથી, તેમ જ બાહ્ય અર્થસંવેદન વેળાયે મુક્તને દુઃખાદિનો અનુભવ થશે,—એ બન્ને આશંકાનું યુક્તિથી સમાધાન કરે છે—

न करणाभावे कर्त्ता तत्फलसाधक इत्यनैकान्तिकं, परिनिष्ठितप्लवकस्य तरकाण्डाभावे प्लवनसंदर्शनादिति। न चौदयिकक्रियाभावरहितस्य ज्ञानमात्राद् दुःखादयः, तथानुभवतस्तत्स्वभावत्वोपपत्तेः ।१८५

* घातिकर्माभ्रकल्पं तदुक्तयोगानिलाहतेः ।
यदापैति तदा श्रीमान् जायते ज्ञानकेवली ॥ '—શ્રી યોગદષ્ટિસમુચ્ચય, શ્લો. ૧૮૪.

[3]અર્થ:—કરણઅભાવે કર્ત્તા તત્ફલસાધક નથી એ અનૈકાન્તિક છે,—પરિનિષ્ઠિત તરનારનું તૂંબડાના અભાવે તરવાનું દર્શન હોય છે, માટે. અને ઔદયિક ક્રિયાભાવથી રહિતને જ્ઞાનમાત્ર થકી દુઃખાદિ નથી,—તથાઅનુભવ થકી તત્સ્વભાવપણાની ઉપપત્તિ છે, માટે.[૧૮૫]

## વિવેચન

"અકરણ વીર્ય અનંતતા, નિજગુણ સહકાર અકામ રે."—શ્રી દેવચંદ્રજી

હવે વાદી કહેશે—અર્થસંવેદનમાં બુદ્ધિ એ પ્રગટપણે પુરુષનું કરણ—સાધન (Instrument) છે, અને પ્રકૃતિના વિયોગે મુક્ત અવસ્થામાં બુદ્ધિરૂપ કરણના અભાવને લીધે સર્વજ્ઞપણું વા સર્વદર્શિપણું સંભવતું નથી. આના નિરાકરણાર્થે કહ્યું—'न करणाभावे कर्त्ता तत्फलसाधक इत्यनैकान्तिकं'—કરણ-અભાવે કર્ત્તા તત્ફલસાધક નથી એ અનૈકાન્તિક છે,—પરિનિષ્ઠિત તરનારનું તૂંબડાના અભાવે તરવાનું દર્શન હોય છે માટે. 'परिनिष्ठितप्लवकस्य तरकाण्डाभावे प्लवनसंदर्शनात्'—અર્થાત્ કરણ—સાધન વિના તત્ફલ સાધવા ઇચ્છતો કર્ત્તા તેનો સાધક નથી હોતો એ અનૈકાંતિક છે, એકાંતિક નથી. કારણ કે પરિનિષ્ઠિત—પારંગત—સારી પેઠે નિષ્ણાત તરનારો તૂંબડા વિના તરતો દેખાય છે. એટલે તૂંબડારૂપ સાધન હોય તો જ તરી શકાય એવું કાંઈ એકાંત નિયમરૂપ નથી; તેમ તમે માનેલું બુદ્ધિરૂપ કરણ હોય તો જ જ્ઞાન થાય ને ન હોય તો ન જ થાય એવો એકાંત નથી. એટલે જેમ પરિનિષ્ઠિત તારૂ જેમ તૂંબડા વિના પણ તરી શકે છે, તેમ પરિનિષ્ઠિત કેવલજ્ઞાની આત્મા તમે માનેલા બુદ્ધિરૂપ કરણ વિના કેમ સર્વ નહિં જાણી—દેખી શકે વારુ? બાકી ખરી રીતે જોઈએ તો બુદ્ધિને તમે અચેતન માની છે એ જ મૂળ તો ભૂલ છે. છતાં તમારી માન્યતા અનુસારે પણ તમારૂં કહેવું ઘટતું નથી એ અમે સિદ્ધ કરી દેખાડયું છે.

*કરણઅભાવે કર્ત્તા તત્ફલસાધક ન હોય, એ એકાંતિક નથી*

હવે કોઈ શંકા ઊઠાવશે—લીલો, પીળો વગેરેની જેમ દુઃખ, દ્વેષ, શોક, વૈષયિક સુખાદિ બાહ્ય અર્થના ધર્મો છે; તેથી મુક્ત અવસ્થામાં સર્વજ્ઞપણું—સર્વદર્શિપણું જો માનશો,

---

**पञ्जिका**:—અર્થચેતનમાં પુરુષનું સ્ફુટપણે બુદ્ધિ કરણ છે, અને પ્રકૃતિવિયોગે મુક્ત અવસ્થામાં કરણ અભાવને લીધે સર્વજ્ઞત્વ વા સર્વદર્શિત્વ સંભવતું નથી, એમ પર અભિપ્રાયના નિરાકરણાર્થે કહ્યું—**न करण** ઇત્યાદિ. અને એ સુગમ છે.

વારુ, નીલ—પીતાદિ જેમ દુઃખ—દ્વેષ—શોક—વૈષયિક સુખાદિ બહિર્અર્થધર્મો છે, તેથી મુક્ત અવસ્થામાં સર્વજ્ઞત્વ—સર્વદર્શિત્વનો અભ્યુપગમ સતે બહિર્અર્થવેદન વેળાયે તેને સર્વ દુઃખાદિનો અનુભવ પ્રાપ્ત થાય છે, એવી આશંકાના પરિહારાર્થે કહ્યું—**न चौदयिक** ઇત્યાદિ. **न च**—ન જ, **औदयिक क्रियाभावरहितस्य**—અસદ્વેદ્ય આદિ કર્મપાકજન્ય સ્વપરિણામરહિતને, **ज्ञानमात्रात्**—પરિજ્ઞાનથકી જ, **दुःखादयः**—દુઃખ દ્વેષાદિ. હેતુ કહ્યો—**तथानुभवतः**—જ્ઞાનમાત્રથી જ દુઃખાદિ અનુભવ થકી, **तत्स्वभावत्वोपपत्तेः**—દુઃખાદિના ઔદયિક ક્રિયાભાવરૂપ સ્વભાવત્વની ઉપપત્તિને લીધે.

ઔદયિકભાવ રહિતને જ્ઞાનમાત્ર થકી દુઃખાદિ નથી

તો તે તે બાહ્ય અર્થના વેદન વેળાયે તેને સર્વ દુઃખાદિનો અનુભવ પ્રાપ્ત થયા કરશે. એટલે તેને મુક્તિમાં પણ સુખ નહિં રહે! એ શંકાના નિવારણાર્થે કહ્યું—'ઔદયિક ક્રિયા ભાવરહિતને જ્ઞાનમાત્ર થકી દુઃખાદિ નથી,'—न चौदयिकक्रियाभावरहितस्य ज्ञानमात्राद् दुःखादयः—'તથાઅનુભવ થકી તત્સ્વભાવપણાની ઉપપત્તિને લીધે,—तथानुभवतस्तत्स्वभावत्वोपपत्तेः—અર્થાત્ ઔદયિક—અસદ્વેદનીય આદિ કર્મ-વિપાકથી ઉપજતો વેદનરૂપ ઉદયભાવ જેને નથી,તેને સંવેદનરૂપ જ્ઞાનમાત્ર થકી દુઃખ—દ્વેષાદિ નથી. કારણ કે જ્ઞાનમાત્રથી જ જો દુઃખાદિનો તથાપ્રકારે અનુભવ થતો હોય, તો જ્ઞાનને ઔદયિક ક્રિયાભાવરૂપ સ્વભાવપણાની ઉપપત્તિ થશે. પણ જ્ઞાન તો કદી ઔદયિક ભાવે હોઈ શકે જ નહિં, તે તો ક્ષાયિક વા ક્ષાયોપશમિક ભાવે જ હોય. માટે વેદનીય કર્મના ઉદયથી ઉપજતું વેદન જે ઔદયિક ભાવરૂપ છે, તેની ક્ષાયિક વા ક્ષાયોપશમિક ભાવથી ઉપજતા જ્ઞાનરૂપ સંવેદન સાથે સેળભેળ મ કરો! અને ભગવાનનું જે જ્ઞાનરૂપ સંવેદન છે તે તો જ્ઞાનાવરણ—દર્શનાવરણના ક્ષયથી ઉપજેલું ક્ષાયિક ભાવરૂપ હોઈ કેવલજ્ઞાન—દર્શન સ્વરૂપ છે. એટલે ઔદયિક ભાવનો જ્યાં સર્વથા અભાવ છે ને ક્ષાયિક ભાવનો જ્યાં પૂર્ણ પ્રભાવ છે, એવું ભગવંતનું સર્વજ્ઞ—સર્વદર્શિપણું અખંડ અવ્યાબાધ છે, માટે આપ મહાનુભાવે ઊઠાવેલી શંકાને સ્થાન જ નથી.



જ્ઞાન વિશેષવિષયી ને દર્શન સામાન્યવિષયી હોઈ તે બન્નેનું સર્વઅર્થવિષયપણું ઘટતું નથી, એ શંકાનું સમાધાન કરે છે—

[४]अन्यस्त्वाह—ज्ञानस्य विशेषविषयत्वाद्दर्शनस्य च सामान्यविषयत्वात्तयोः सर्वार्थ-विषयत्वमयुक्तं, तदुभयस्य सर्वार्थविषयत्वादिति।

उच्यते—न हि सामान्यविशेषयोर्भेद एव, किन्तु त एव पदार्थाः समविषमतया सम्प्रज्ञायमानाः सामान्यविशेषशब्दाभिधेयतां प्रतिपद्यन्ते, ततश्च त एव ज्ञायन्ते त एव दृश्यन्ते इति युक्तं ज्ञानदर्शनयोः सर्वार्थविषयत्वमिति।[१८६]

[४]અર્થ:—અન્ય (શંકા) કહે છે—જ્ઞાનના વિશેષવિષયપણાને લીધે અને દર્શનના સામાન્યવિષયપણાને લીધે તે બન્નેનું સર્વાર્થવિષયપણું અયુક્ત છે,—તદ્ઉભયનું સર્વાર્થ-વિષયપણું છે માટે.

(સમાધાન) કહેવામાં આવે છે—સામાન્ય—વિશેષનો ભેદ જ નથી, કિંતુ તે જ પદાર્થો સમ—વિષમતાથી સંપ્રજ્ઞાયમાન થતાં (જાણવામાં આવતાં) સામાન્ય—વિશેષ શબ્દની અભિધેયતાને પામે છે; અને તેથી કરીને તેઓ જ જાણવામાં આવે છે, તેઓ જ દેખવામાં આવે છે,—એમ જ્ઞાન—દર્શનનું સર્વાર્થવિષયપણું યુક્ત છે. [१८६]

## વિવેચન

"સામાન્ય વિશેષનું ધામ, તે દ્રવ્યાસ્તિક પરિણામ."—શ્રી દેવચંદ્રજી

અત્રે કોઈ શંકા કરે છે—જ્ઞાનનો વિષય વિશેષ છે અને દર્શનનો વિષય સામાન્ય છે, એટલે તે બન્નેનું સર્વાર્થવિષયપણું ઘટતું નથી, કારણ કે તદ્‌ઉભયનું—તે બંન્નેનું સાથે મળીને જ સર્વાર્થવિષયપણું થાય છે માટે. આનું **સમાધાન** અત્ર કર્યું છે—'સામાન્ય–વિશેષનો ભેદ જ નથી,' અર્થાત્ સામાન્ય જૂદું અને વિશેષ જૂદું એવો એકાંતે ભિન્ન વસ્તુરૂપ કૃત્રિમ ભેદ પાડવો ઘટતો નથી. પરંતુ તે જ પદાર્થો જ્યારે 'સમતાથી'–સમાનપણાથી જાણવામાં આવે ત્યારે તે 'સામાન્ય' શબ્દથી ઓળખાય છે, અને 'વિષમતાથી'—અસમાનપણાથી જાણવામાં આવે ત્યારે 'વિશેષ' શબ્દથી ઓળખાય છે. અને તેથી કરીને 'તેઓ જ જાણવામાં આવે છે, તેઓ જ દેખવામાં આવે છે'—એમ જ્ઞાનનું અને દર્શનનું પ્રત્યેકનું સર્વાર્થવિષયપણું યુક્ત જ છે—ઘટમાન જ છે. એટલે સર્વજ્ઞ–સર્વદર્શિપણું સ્થિત જ છે.



એમ પણ જ્ઞાનથી વિષમતાધર્મવિશિષ્ટ જ ને દર્શનથી સમતાધર્મવિશિષ્ટ જ જણાય, માટે તે બન્નેનું સર્વાર્થવિષયપણું નથી, એ બીજી શંકાનું સમાધાન કરે છે—

[૫]आह—एवमपि ज्ञानेन विषमताधर्म्मविशिष्टा एव गम्यन्ते, न समताधर्म्मविशिष्टा अपि। तथा दर्शनेन च समताधर्म्मविशिष्टा एव गम्यन्ते, न विषमताधर्म्मविशिष्टा अपि। ततश्च ज्ञानेन समताख्यधर्म्माग्रहणाद्दर्शनेन विषमताख्यधर्माग्रहणाद् धर्म्माणामपि चार्थत्वाद-युक्तमेव तयोः सर्वार्थविषयत्वमिति।

न, धर्म्मधर्मिणोः सर्वथा भेदानभ्युपगमात्, ततश्चाभ्यन्तरीकृतसमताख्यधर्म्माण एव विषमताधर्म्मविशिष्टा ज्ञानेन गम्यन्ते, तथा अभ्यन्तरीकृतविषमताख्यधर्म्माण एव च समताधर्म्मविशिष्टा दर्शनेन गम्यन्ते इत्यतो न दोषः। एतदुक्तं भवति—जीवस्वाभाव्या-त्सामान्यप्रधानं उपसर्जनीकृतविशेषमर्थग्रहणं दर्शनमुच्यते, तथा प्रधानविशेषमुपसर्जनी-कृतसामान्यं च ज्ञानमिति कृतं विस्तरेण।[१८७]

[૫]અર્થ:-શંકા—એમ પણ જ્ઞાનથી વિષમતા ધર્મથી વિશિષ્ટો જ જણાય છે, સમતા-ધર્મવિશિષ્ટો પણ નહિં; તથા દર્શનથી સમતાધર્મથી વિશિષ્ટો જ જણાય છે, વિષમતા—ધર્મવિશિષ્ટો પણ નહિં; અને તેથી કરીને જ્ઞાનથી સમતાખ્ય ધર્મોના અગ્રહણને લીધે, દર્શનથી વિષમતાખ્ય ધર્મોના અગ્રહણને લીધે, અને ધર્મોના પણ અર્થત્વને લીધે, તે બન્નેનું ( જ્ઞાન-દર્શનનું ) સર્વાર્થવિષયપણું અયુક્ત જ છે.

( સમાધાન )—એમ નથી,—ધર્મ-ધર્મીના સર્વથા ભેદનો અનભ્યુપગમ છે માટે. અને તેથી કરીને જેમાં સમતાખ્ય ધર્મો અભ્યન્તરીકૃત ( અંદર મૂકાયેલા ) છે, એવા વિષમતા-ધર્મવિશિષ્ટો જ્ઞાનથી જણાય છે; તથા જેમાં વિષમતાખ્ય ધર્મો અભ્યન્તરીકૃત છે, એવા

સમતાધર્મવિશિષ્ટો દર્શનથી જણાય છે, એટલા માટે દોષ નથી. આ કહેવાનું થયું—જીવના સ્વાભાવ્યથી (સ્વભાવપણાથી) સામાન્યપ્રધાન ઉપસર્જનીકૃત (ગૌણ કરેલ) વિશેષવાળું અર્થગ્રહણ 'દર્શન' કહેવાય છે; તથા પ્રધાનવિશેષવાળું અને ઉપસર્જનીકૃત સામાન્યવાળું (અર્થગ્રહણ) 'જ્ઞાન' કહેવાય છે. એટલે વિસ્તરથી સર્યું ![૧૮૭]

## વિવેચન

"સામાન્ય વિશેષનો પિંડ, દ્રવ્યાર્થિક વસ્તુ પ્રચંડ."—શ્રી દેવચંદ્રજી.

અત્રે વળી બીજી શંકા કરે છે—એમ આપ કહો છો તે રીતે જોતાં પણ જ્ઞાનથી 'વિષમતાધર્મવિશિષ્ટ'—વિષમતાધર્મથી વિશેષિત કરેલા પદાર્થો જ જણાય છે, 'સમતા ધર્મવિશિષ્ટ' પણ નથી જણાતા; તથા દર્શનથી 'સમતાધર્મ વિશિષ્ટ'—સમતાધર્મથી વિશેષિત કરેલા પદાર્થો જ જણાય છે, વિષમતાધર્મવિશિષ્ટ પણ નથી જણાતા. તેથી કરીને જ્ઞાનથી 'સમતા' નામક ધર્મોનું ગ્રહણ હોતું નથી, અને દર્શનથી 'વિષમતા' નામક ધર્મોનું ગ્રહણ હોતું નથી, અને ધર્મોનું પણ અર્થપણું છે, એટલે જ્ઞાન માત્ર વિષમતાધર્મવિશિષ્ટ પદાર્થો ગ્રહે છે, અને દર્શન માત્ર સમતાધર્મવિશિષ્ટ પદાર્થો ગ્રહે છે; માટે જ્ઞાનનું અને દર્શનનું પ્રત્યેકનું છૂટું છૂટું એકાંગગ્રાહિપણું હોવાથી સર્વાર્થવિષયપણું અયુક્ત જ છે—અઘટમાન જ છે.

આનું **સમાધાન** કરતાં આચાર્યવર્ય હરિભદ્રજી વદે છે—મહાનુભાવ ! આપ ધારો છો તેમ નથી, કારણ કે ધર્મ—ધર્મીના સર્વથા ભેદનો અનભ્યુપગમ (અસ્વીકાર) છે માટે,—

સામાન્યપ્રધાન દર્શન: વિશેષપ્રધાન જ્ઞાન

'धर्म्मधर्म्मिणोः सर्वथा भेदानभ्युपगमात्,' ધર્મ—ધર્મીના સર્વથા—એકાંતે ભેદનો અભ્યુપગમ—સ્વીકાર અમે કર્યો નથી, માટે. અને તેથી કરીને 'સમતા' નામના ધર્મો જેમાં 'અભ્યંતરીકૃત' છે—જેના અભ્યંતરમાં—અંદરમાં અંતર્ભૂત કરાયેલા છે, એવા વિષમતાધર્મવિશિષ્ટો જ્ઞાનથી જણાય છે; તથા 'વિષમતા' નામના ધર્મો જેમાં 'અભ્યંતરીકૃત' છે—જેના અભ્યંતરમાં—અંદરમાં અંતર્ભૂત કરાયેલા છે, એવા સમતાધર્મવિશિષ્ટો દર્શનથી જણાય છે, એટલા માટે અત્ર ઉક્તમાં દોષ નથી. કહેવાનું તાત્પર્ય કે—'જીવસ્વાભાવ્યથી'—જીવનું તેવું સ્વભાવપણું છે તેથી જ્યાં વિશેષ 'ઉપસર્જનીકૃત'—ઉપસર્જન કરાયેલ—ગૌણ કરાયેલ છે એવું સામાન્યપ્રધાન અર્થગ્રહણ તે '**દર્શન**' કહેવાય છે; તથા જ્યાં સામાન્ય 'ઉપસર્જનીકૃત'—ઉપસર્જન કરાયેલ—ગૌણ કરાયેલ છે એવું પ્રધાનવિશેષવાળું—વિશેષપ્રધાન અર્થગ્રહણ 'જ્ઞાન' કહેવાય છે. એટલે વધારે વિસ્તર કરવાથી બસ થયું !

મુક્તને અમૂર્તપણાને લીધે વિષયાકારતાઅયોગે તત્ત્વથી જ્ઞાનાભાવ છે, એટલે સર્વજ્ઞપણું ઘટતું નથી, એ ત્રીજી શંકાનું સમાધાન કરતાં વિષયગ્રહણપરિણામનું આકારપણું ને તેનું અમૂર્તમાં પણ અવિરોધપણું પ્રદર્શિત કરે છે—

[६]अपर आह—मुक्तात्मनोऽमूर्त्तत्वात् ज्ञानस्यापि तद्धर्म्मत्वेन तत्त्वात् विषयाकारताऽयोगतस्तत्त्वतो ज्ञानाभावः, निस्तरङ्गमहोदधिकल्पो ह्यसौ तत्तरङ्गतुल्याश्च महदादिपवनयोगतो वृत्तय इति तदभावात्तदभावः, एवं सर्वज्ञत्वानुपपत्तिरेवेति।

एतदप्यसत्, विषयग्रहणपरिणामस्याकारत्वात्, तस्य चामूर्त्तेऽप्यविरोधात्, अनेकविषयस्यापि चास्य सम्भवात्, चित्रास्तरणादौ तथोपलब्धेरिति।[१८८]

[६]અર્થ:—અપર (શંકા) કહે છે—મુક્તાત્માના અમૂર્તપણાને લીધે, જ્ઞાનના પણ તદ્ધર્મપણાએ કરીને તત્ત્વથી વિષયાકારતાના અયોગને લીધે તત્ત્વથી જ્ઞાનઅભાવ છે. તે ખરેખર! નિસ્તરંગ મહોદધિ સમો છે, અને તેના તરંગ તુલ્ય વૃત્તિઓ મહદ્ આદિ પવનયોગ થકી છે, એટલે તદ્અભાવથી તદ્અભાવ છે. એમ સર્વજ્ઞપણાની અનુપપત્તિ જ (અઘટમાનતા જ) છે.

(સમાધાન)—એ પણ અસત્ છે,—વિષયગ્રહણપરિણામના આકારપણાને લીધે, અને તેના અમૂર્તમાં પણ અવિરોધને લીધે, અનેક વિષયવાળા આના (આકારના) પણ સંભવને લીધે, ચિત્ર-આસ્તરણ આદિમાં તથાપ્રકારે ઉપલબ્ધિને લીધે.[૧૮૮]

## વિવેચન

"શુદ્ધ રમણ આનંદતા રે, ધ્રુવ નિઃસંગ સ્વભાવ....રે દયાળરાય!
સકલ પ્રદેશ અમૂર્તતા રે, ધ્યાતા સિદ્ધ ઉપાય....રે દયાળરાય!
શ્રી યુગમંધર વિનવું રે, વિનતડી અવધાર....રે દયાળરાય!"—શ્રી દેવચંદ્રજી.

અત્રે વળી ત્રીજી શંકાનું સમાધાન કર્યું છે. કોઈ બીજો શંકા કરે છે—'મુક્તાત્માના અમૂર્તપણાને લીધે, જ્ઞાનના પણ તદ્ધર્મપણાએ કરીને તત્ત્વથી વિષયાકારતાના અયોગને

---

पञ्जिका—अपर ઈત્યાદિ. अपरः—સાંખ્ય, आह—કહે છે, પ્રેરે છે, मुक्तात्मनः—મુક્તાત્માના, ક્ષીણકર્મના, अमूर्त्तत्वात्—અમૂર્તપણાને લીધે, રૂપાદિરહિતપણાને લીધે, શું? તે માટે કહ્યું—ज्ञानस्यापि—જ્ઞાનના પણ, નહિં કે કેવલ મુક્તાત્માના, तद्धर्मत्वेन—તદ્ધર્મત્વથી, મુક્તાત્મધર્મત્વથી, तत्त्वात्—અમૂર્તત્વ થકી. તેથી શું? તે માટે કહ્યું—विषयाकारताऽयोगतः—विषयस्य इव—વિષયના-ગોચરના જેવો, आकारः—આકાર, સ્વભાવ, यस्य तत्तथा—જેનો છે તે તથા, तद्भावस्तत्ता—તદ્ભાવ તે તત્તા, तस्याः—તેના, अयोगतः—અયોગને લીધે, અઘટનને લીધે, तत्त्वतः—તત્ત્વથી, નિરુક્ત વૃત્તિથી,—'ज्ञायतेऽनेन' જેના વડે કરીને જાણવામાં આવે છે એમ કરણસાધનરૂપ ज्ञानाभावः—જ્ઞાનનો અભાવ જ છે. તે જ ભાવે છે—

निस्तरङ्गमहोदधिकल्पो ह्यसौ—તે મુક્તાત્મા નિસ્તરંગ મહોદધિ સમો છે, तत्तरङ्गतुल्याश्च महदादिपवनयोगतो वृत्तयः—બુદ્ધિ-અહંકાર આદિ પ્રકૃતિવિકારરૂપ પવનના સંબંધ થકી, वृत्तयः—

મુક્તને વિષયાકારતા અયોગે જ્ઞાન અભાવ, એવી શંકા

લીધે, તત્ત્વથી જ્ઞાનઅભાવ છે.' અર્થાત્ સાંખ્ય મતવાદી કહે છે—ક્ષીણકર્મ મુક્તાત્માનું અમૂર્તપણું છે, રૂપાદિરહિતપણું—નિરાકારપણું છે; અને જ્ઞાન પણ તેનો ધર્મ છે, એટલે તે જ્ઞાનનું પણ અમૂર્તપણું—નિરાકારપણું છે. આમ જ્ઞાન અમૂર્ત—નિરાકાર છે, તેથી તેની વિષયાકારતાનો અસંભવ છે, એટલે તે જ્ઞાન તત્ત્વથી—'જેના વડે જણાય તે જ્ઞાન' એ વ્યુત્પત્તિઅર્થથી જ્ઞાનઅભાવ છે. ખરેખર! તેમ જ—'निस्तरङ्गमहोदधिकल्पो ह्यसौ।' ઇ૦ 'તે નિસ્તરંગ મહોદધિ સમો છે, અને તેના તરંગ તુલ્ય વૃત્તિઓ મહદ્ આદિ પવનયોગ થકી છે. એટલે તદ્અભાવથી તદ્અભાવ છે.' અર્થાત્ તે મુક્તાત્મા તો જેમાં કોઈ પણ તરંગ

નિસ્તરંગ મહોદધિ સમો મુક્ત

ઊઠતો નથી એવા નિસ્તરંગ મહોદધિ—મહાસાગર સમો છે; અને તેના તરંગ તુલ્ય વૃત્તિઓ—વિષયજ્ઞાનાદિક પ્રવૃત્તિઓ તે તો બુદ્ધિ—અહંકાર આદિ પ્રકૃતિવિકારરૂપ પવનના યોગથકી ઊઠે છે, પણ અત્રે મુક્તિમાં તો તે મહદ્ આદિ પવનનો અભાવ છે, એટલે તે વિષયજ્ઞાનાદિક વૃત્તિઓ ઊઠવાનો અભાવ છે. આમ જ્ઞાન અમૂર્ત—નિરાકાર છે ને તેમાં વિષયાકારરૂપ વૃત્તિનો અસંભવ છે, એટલે સર્વજ્ઞપણું ઘટતું નથી, અને નિરાકાર વિજ્ઞાન વડે ગ્રહણ જો માનશો, તો આ આ અમુક વિષય એમ વિષયનો પ્રતિનિયમ ઘટશે નહિં.

આ સાંખ્યવાદીની શંકાનું સમાધાન કર્યું—'एतदप्यसत्, विषयग्रहणपरिणामस्याकारत्वात्।' ઇ૦ 'એ પણ અસત્ છે,—વિષયગ્રહણપરિણામના આકારપણાને લીધે, અને

---

વૃત્તિઓ, વિષયજ્ઞાનાદિક પ્રવૃત્તિઓ, इति—એમ, तदभावात्—તેના અભાવથી, મહત્ આદિ પવનયોગના અભાવથી, तदभावः—તરંગ તુલ્ય વૃત્તિઓનો અભાવ. તેથી શું? તે માટે કહ્યું—एवं-એમ, વૃત્તિઅભાવથી, सर्वज्ञत्वानुपपत्तिरेव—મુક્તિ અવસ્થામાં સર્વજ્ઞત્વની અનુપપત્તિ જ છે,—નિરાકાર વિજ્ઞાન વડે ગ્રહણના અભ્યુપગમે વિષય પ્રતિનિયમના અઘટનને લીધે. इति—એ પરવક્તવ્યતાના સમાપ્તિ અર્થમાં છે.

एतदपि—એ પણ—સાંખ્યોક્ત, असत्—અસત્, અસુંદર છે. કયા કારણથી? તે માટે કહ્યું—विषयग्रहणपरिणामस्य—વિષયગ્રાહકપણે જીવપરિણતિના જ, आकारत्वात्—આકારપણાને લીધે, तस्य च—અને તેના, ઉક્તરૂપ આકારના, अमूर्त्तेऽपि—અમૂર્તમાં પણ, મુક્તાત્મામાં પણ, નહિં કે કેવલ મૂર્તમાં એમ 'અપિ' પણનો અર્થ છે, अविरोधात्—અવિરોધને લીધે, કોઈથી પણ અબાધ્યમાનપણાને લીધે. અભ્યુચ્ચય કહ્યો—

अनेकविषयस्यापि—યુગપત્ અનેક વિષયને આશ્રીને પ્રવૃત્તના પણ, પુનઃ એક વિષયવાળાનું તો પૂછવું જ શું? अस्य—આના, ઉક્તરૂપ આકારના, सम्भवात्—સંભવને લીધે, ઘટનને લીધે. એ પણ કયા કારણથી? તે માટે કહ્યું—चित्रास्तरणादौ—चित्रे—પ્રતીત એવા ચિત્રમાં आस्तरणे—આસ્તરણમાં, વર્ણકંબલમાં, आदि—આદિ શબ્દથી અન્ય બહુવર્ણવાળા વિષયનું ગ્રહણ છે, तथोपलब्धेः—યુગપત્ બહુ વિષયઆકારની ઉપલબ્ધિને લીધે,—સ્વસંવેદન વડે જ.

વિષયગ્રહણપરિણામનું આકારપણું ને તેનો અમૂર્ત્તમાં પણ અવિરોધ

તેના અમૂર્ત્તમાં પણ અવિરોધને લીધે, અને અનેક વિષયવાળા આના (આકારના) પણ સંભવને લીધે, ચિત્ર-આસ્તરણ આદિમાં તથા ઉપલબ્ધિને લીધે.' અર્થાત્-એ પણ જે તમે કહ્યું તે અસત્ છે, અયથાર્થ છે, અસુંદર છે. કારણકે વિષયગ્રહણપરિણામનું જ એટલે કે વિષયગ્રાહકપણે જીવપરિણતિનું જ આકારપણું છે. અને એવા તે તે વિષયગ્રહણપરિણામરૂપ આકારનો અમૂર્ત્તમાં પણ અવિરોધ છે; મૂર્ત્તમાં તો શું, પણ અમૂર્ત્ત એવા મુક્ત આત્મામાં પણ તેવા આકારનું બાધ્યમાનપણું નથી. અને આમ એક વિષયવાળા આકારનો સંભવ છે એટલું જ નહિં, પણ યુગપત્-એકી સાથે અનેક વિષયવાળા આ આકારનો પણ સંભવ છે. કારણ કે ચિત્ર-શેત્રંજી વગેરે બહુવર્ણવાળી વસ્તુમાં પણ એકી સાથે બહુ વિષય આકારની ઉપલબ્ધિ -અનુભવપ્રાપ્તિ છે, સ્વસંવેદન વડે કરીને જ તેવો અનુભવ સિદ્ધ છે, માટે અહો મહાનુભાવો ! આપની શંકા સર્વથા અસ્થાને છે.

આ ઉક્ત યુક્તિથી વિષયાકાર અપ્રતિસંક્રમાદિથી જ્ઞાનના પ્રતિબિંબાકારતા પ્રતિક્ષેપનો પણ રદીઓ અપાઈ ચૂક્યો, એમ કહી યુક્તિસિદ્ધ સર્વજ્ઞ-સર્વદર્શીઓને નમસ્કાર હો એવો ક્રિયાયોગ દાખવે છે—

[ও]एतेन विषयाकाराप्रतिसङ्क्रमादिना ज्ञानस्य प्रतिबिम्बाकारताप्रतिक्षेपः प्रत्युक्तः, विषयग्रहणपरिणामस्यैव प्रतिबिम्बत्वेनाभ्युपगमात् ।

एवं साकारं ज्ञानमनाकारं च दर्शनमित्यपि सिद्धं भवति। ततश्च सर्वज्ञाः सर्वदर्शिनस्तेभ्यो नम इति क्रियायोगः ॥ ३१ ॥[१८९]

[ও]અર્થ:—આ ઉપરથી વિષયાકારના અપ્રતિસંક્રમાદિ વડે કરીને જ્ઞાનની પ્રતિબિમ્બાકારતાનો પ્રતિક્ષેપ પ્રત્યુક્ત થયો,—વિષયગ્રહણપરિણામનો જ પ્રતિબિમ્બપણે અભ્યુપગમ છે, માટે.

એમ સાકાર જ્ઞાન અને અનાકાર દર્શન એ પણ સિદ્ધ થાય છે. અને તેથી કરીને સર્વજ્ઞો સર્વદર્શિઓ તેઓને નમસ્કાર હો ! એમ ક્રિયાયોગ છે. ॥ ૩૧ ॥[૧૮૯]

---

पञ्जिका:—હવે પ્રસંગસિદ્ધિ કહે છે:—एतेन—આ વડે કરીને, વિષયગ્રહણપરિણામના જ આકારપણાએ કરીને, विषयकाराप्रतिसङ्क्रमादिना—विषयाकारस्य—વિષયાકારનો, ગ્રાહ્ય સંનિવેશનો, अप्रतिसङ्क्रमः—સ્વગ્રાહિ જ્ઞાનમાં અપ્રતિબિંબન, તે विषयाकाराप्रतिसङ्क्रमः । વિષયાકારતા પ્રતિસંક્રમમાં તો જ્ઞાન-જ્ઞેયનું એકત્વ હોય,—એકાકારીભૂતપણાને લીધે, વા વિષય નિરાકાર હોય,—તદ્આકારના જ્ઞાનમાં પ્રતિસંક્રાન્તપણાને લીધે. કારણકે ધર્મસંગ્રહણીકારે કહ્યું છે કે—

"तदभिन्नाकारत्ते दोण्हं एगत्तमो कहं न भवे ?
नाणे व तदाकारे तस्साणागारभावोत्ति ॥"

## વિવેચન

" વાસુપૂજ્ય જિન ત્રિભુવન સ્વામી, ઘનનામી પરનામી રે;
નિરાકાર સાકાર સચેતન, કરમ કરમફલ કામી રે....
નિરાકાર અભેદ સંગ્રાહક, ભેદ ગ્રાહક સાકારો રે;
દર્શન જ્ઞાન દુભેદ ચેતના, વસ્તુ ગ્રહણ વ્યાપારો રે."—શ્રી આનંદઘનજી

હવે આ ઉપરથી પ્રસંગથી સિદ્ધ થતી વસ્તુ કહે છે—'આ ઉપરથી વિષયાકારના અપ્રતિસંક્રમાદિ વડે કરીને જ્ઞાનની પ્રતિબિમ્બાકારતાનો પ્રતિક્ષેપ પ્રત્યુક્ત થયો.' આમ

**વિષયાકાર અપ્રતિસંક્રમ આદિ**

વિષયગ્રહણપરિણામના જ આકારપણા ઉપરથી અપ્રતિસંક્રમાદિ—અપ્રતિબિંબનાદિ વડે કરીને, જ્ઞાનની પ્રતિબિમ્બાકારતા છે એવો જે પ્રતિક્ષેપ કરવામાં આવે છે તે પ્રત્યુક્ત થયો—તેનો જવાબ દેવાઈ ગયો. અર્થાત્ ગ્રાહ્ય વિષયઆકારનો અપ્રતિસંક્રમ એટલે સ્વગ્રાહિ જ્ઞાનમાં અપ્રતિબિંબન તે વિષયાકાર અપ્રતિસંક્રમ; ગ્રાહ્ય વિષયના આકારનું તેને ગ્રહણ કરનારા જ્ઞાનમાં પ્રતિબિંબન ન થવું તે વિષયાકારનો અપ્રતિસંક્રમ છે. આથી ઉલટું વિષયાકારના પ્રતિસંક્રમમાં તો એકાકારીભૂતપણાને લીધે જ્ઞાન—જ્ઞેયનું

---

(અર્થાત્) તેનું અભિન્નાકારપણું સતે બન્નેનું એકત્વ અહો! કેમ ન હોય? અથવા જ્ઞાન તદાકાર સતે તેનો અનાકાર ભાવ (કેમ ન હોય?).

આદિ—આદિ શબ્દથી પ્રતિનિયત પ્રતિપત્તિહેતુ જ્ઞાનનો જ્ઞેયથી તુલ્યાકારતા સતે પ્રતિષેધ દૃશ્ય છે,—ક્રમવૃત્તિવાળા ક્ષણિક એવા જ્ઞેય અને જ્ઞાનમાં ક્ષણ—સ્થાયિ જ્ઞાન વડે ઉભયાશ્રિત તેના જ (વૃત્તિના જ) પ્રતિપત્તિ કરવાના અશક્યપણાને લીધે તેમ જ—

(શંકા)—तुल्यत्वं नाम सामान्यं - તુલ્યત્વ ખરે! સામાન્ય છે, અને એક એવું તે અનેક વ્યક્તિ આશ્રિત છે, એટલે તદાશ્રિત દોષનો પ્રસંગ કેમ નથી? અત્રે પણ કહ્યું છે કે—

"सिय तत्तुल्लागारं, जं तं भणिमो ततो तदागारं" (અર્થાત્) જે તત્તુલ્યાકાર છે, તેને અમે તેથી તદાકાર કહીએ છીએ. અત્રે ઉત્તર (સમાધાન)—

"तग्गहणाभावे णणु, तुल्लत्तं गम्मई कह णु ॥ १ ॥
तुल्लत्तं सामन्नं, पगमणेगासियं अजुत्ततरं।
तम्हा घडादिकज्जं दीसइ मोहाभिहाणमिदं ॥ २ ॥"

(અર્થાત્) તેના ગ્રહણ અભાવે તુલ્યત્વ કેમ જણાશે વારુ? તુલ્યત્વ તે સામાન્ય, અનેકાશ્રિત એવું તે એક અત્યંત અયુક્ત છે. તેથી ઘટાદિ કાર્ય દેખાય છે, આ મોહાભિધાન (મોહકથન) છે.

તેથી તે વિષયાકાર અપ્રતિસંક્રમાદિ કારણથી विज्ञानस्य—વિષયગ્રાહિ વિજ્ઞાનનો, प्रतिबिम्बाकारताप्रतिक्षेपो—પ્રતિબિમ્બાકારતાનો પ્રતિક્ષેપ,—જ્ઞાનવાદીથી પ્રતિજ્ઞાત એવો. વિષયપ્રતિબિમ્બાકારવાળું વિજ્ઞાન નથી ઘટતું, કિંતુ બાહ્યાકાર જ સતસ્વભાવ માત્ર પ્રતિભાસિ એવું ઘટે છે, તે प्रत्युक्तः—નિરાકૃત થયો. विषयग्रहण ઇત્યાદિ. હેતુ પ્રતીત જ છે.

મુક્તરૂપ પરિણામનું આકારત્વ સતે સામયિક વિવક્ષાથી साकारं—સાકાર, વિશેષગ્રહણ પરિણામવત્, ज्ञानम्—જ્ઞાન, ઉપયોગવિશેષ, અને अनाकारं—અનાકાર, સામાન્ય ગ્રહણ પરિણામવત્, दर्शनं—દર્શન, ઉપયોગભેદ જ, એ પણ સિદ્ધ થાય છે.

એકપણું હોય, અથવા વિષય નિરાકાર હોય, કારણ કે તેના આકારનું જ્ઞાનમાં પ્રતિસંક્રાંત-પણું થઈ ગયું છે માટે. આ અંગે **ધર્મસંગ્રહણીકારે** (**શ્રી હરિભદ્રસૂરિએ**) કહ્યું છે કે–"તેનું અભિન્નાકારપણું સતે એનું એકપણું કેમ નહિં થાય? અથવા જ્ઞાન તદાકાર સતે તેનો અનાકાર ભાવ કેમ નહિં થાય?" આમ વિષયાકારનો પ્રતિસંક્રમ હોય તો જ્ઞાન–જ્ઞેયનું એકપણું થઈ જાય વા વિષય નિરાકાર બની જાય, એમ બે દોષ આવે છે, એટલે વિષયાકાર-પ્રતિસંક્રમ ઘટતો નથી. માટે વિષયાકારનો અપ્રતિસંક્રમ જ ઘટે છે.

અત્રે આદિ શબ્દથી જ્ઞેયથી તુલ્યાકારતા સતે પ્રતિપત્તિહેતું જ્ઞાનનો પ્રતિષેધ સમજવો; કારણ કે ક્રમવૃત્તિવાળા ક્ષણિક એવા જ્ઞેય–જ્ઞાનનું ઉભયાશ્રિત તે વૃત્તિના જ ક્ષણસ્થાયિ જ્ઞાનવડે પ્રતિપત્તિ કરવાનું અશક્યપણું છે માટે તેમજ–તુલ્યત્વ તે ખરે! સામાન્ય છે; અને એક એવું તે અનેક વ્યક્તિઆશ્રિત છે, એટલે તદાશ્રિત દોષનો પ્રસંગ કેમ નથી? અત્રે પણ કહ્યું છે કે–"જે તત્‌તુલ્યાકાર છે, તેને અમે તેથી તદાકાર કહીએ છીએ." અત્રે ઉત્તર (સમાધાન)–"તેના ગ્રહણઅભાવે તુલ્યત્વ કેમ જણાશે વારુ? તુલ્યત્વ તે સામાન્ય છે. અનેકાશ્રિત એવું તે એક અત્યંત અયુક્ત છે. તેથી ઘટાદિ કાર્ય દેખાય છે, આ મોહાભિધાન (મોહકથન) છે."

તાત્પર્ય કે—વિજ્ઞાનવાદીઓ એવો પ્રતિક્ષેપ કરે છે કે તમારા મતે વિષયપ્રતિબિંબા-કારવાળું વિજ્ઞાન ઘટતું નથી, પણ બાહ્ય આકાર જ સતત્સ્વભાવ માત્ર પ્રતિભાસિ એવું ઘટે છે. એમ જે તેઓ પ્રતિબિંબાકારતાનો પ્રતિક્ષેપ (સામો આક્ષેપ) કરે છે, તેનો પણ આ વિષયાકાર–અપ્રતિસંક્રમાદિ વડે કરીને રદીઓ દેવાયો. શાને લીધે? 'વિષયગ્રહણપરિણામના જ પ્રતિબિમ્બપણે અભ્યુપગમને લીધે.'—'विषयग्रहणपरिणामस्यैव प्रतिविम्बत्वेनाभ्यु-पगमात्'. અર્થાત્ વિષયગ્રહણનું જે **પરિણામ** તેનો જ અમે પ્રતિબિંબપણે અભ્યુપગમ—સ્વીકાર કર્યો છે, એટલે અમે માનેલા જ્ઞાનમાં જ્ઞેયના આકારનું પ્રતિબિંબ નથી પડતું એવી તમારી દલીલ ક્ષણભર ટકી શકતી નથી.

**પ્રતિબિંબાકારતા પ્રતિક્ષેપનો રદીઓ**

અને 'एवं साकारं ज्ञानमनाकारं च दर्शनम्।' 'એમ સાકાર જ્ઞાન અને અનાકાર દર્શન એ પણ સિદ્ધ થાય છે.' અને એમ મુક્તપરિણામનું આકારપણું સતે સામયિક વિવક્ષાથી–સિદ્ધાન્તોક્ત અપેક્ષાએ સાકાર—વિશેષગ્રહણ પરિણામવાળું તે જ્ઞાન—ઉપયોગવિશેષ; અને અનાકાર—સામાન્ય-ગ્રહણપરિણામવાળું તે દર્શન—ઉપયોગભેદ જ સિદ્ધ થાય છે. અને તેથી કરીને તે સર્વ જ્ઞાન–દર્શન વડે કરીને **સર્વજ્ઞો સર્વદર્શીઓ.** તેઓને નમસ્કાર હો!

**સાકાર જ્ઞાન અને અનાકાર દર્શન: સર્વજ્ઞ–સર્વદર્શીઓને નમસ્કાર!**

"સકલ પ્રત્યક્ષપણે ત્રિભુવન ગુરુ, જાણું તુજ ગુણગ્રામજી;
બીજું કાંઈ ન માગું સ્વામી, એહિ જ છે મુજ કામજી....
શીતલ જિનપતિ પ્રભુતા પ્રભુની, મુજથી કહિય ન જાયજી."–**શ્રી દેવચંદ્રજી**

॥ इति सर्वज्ञेभ्यः सर्वदर्शिभ्यः ॥ ३१ ॥



# ૩૨. શિવ-અચલાદિ સિદ્ધિસ્થાન સંપ્રાપ્ત 'शिवाचलादिसिद्धिगतिस्थानसम्प्राप्तेभ्यः'

## પદ વ્યાખ્યાન

આ સૂત્રનું પ્રયોજન : સર્વગતાત્મવાદી દ્રવ્યાદિવાદીનો નિરાસ—

'एते च सर्वेऽपि सर्वगतात्मवादिभिर्द्रव्यादिवादिभिस्तत्त्वेन सदा लोकान्तशिवादिस्थानस्था एवेष्यन्ते, "विभुर्नित्य आत्मे"ति वचनाद्, एतदपोहायाह—१९०

"शिवमचलमरुजमनन्तमक्षयमव्याबाधमपुनरावृत्तिसिध्धिगतिनामधेयं स्थानं सम्प्राप्तेभ्यः।'

'અર્થ:—અને એઓ સર્વેય સર્વગત આત્મવાદીઓથી, દ્રવ્યાદિવાદીઓથી તત્ત્વથી સદા લોકાન્ત-શિવ આદિ સ્થાનસ્થ જ માનવામાં આવે છે,—"વિભુ નિત્ય આત્મા" એ વચનથી,—એના અપોહાર્થે કહ્યું—૧૯૦

**'શિવ, અચલ, અરુજ, અનંત, અક્ષય, અવ્યાબાધ, અપુનરાવૃત્તિ, એવા સિદ્ધિગતિ નામના સ્થાનને સંપ્રાપ્તોને.'**

### વિવેચન

"સિંહાસન અશોક, બેઠા મોહે લોક;
આજ હો સ્વામી રે શિવગામી, વાચક યશ થુણ્યોજી....
શ્રી સુપાર્શ્વ જિનરાજ તું ત્રિભુવન શિરતાજ."—શ્રી યશોવિજયજી.

ઉપરોક્ત સર્વ વિશેષણ લક્ષણ જેમાં સાંગોપાંગ સુયુક્તિપણે ઘટાવ્યા એવા આ સર્વેય અર્હંત ભગવંતો 'સર્વગત આત્મવાદીઓથી દ્રવ્યાદિવાદીઓથી તત્ત્વથી સદા લોકાન્ત—શિવઆદિ સ્થાનસ્થજ માનવામાં આવે છે.' એના વ્યપોહઅર્થે કહ્યું 'શિવમચલ.' ઇ૦

---

पञ्जिका:—द्रव्यादिवादिभिः—દ્રવ્ય-ગુણ-કર્મ-સામાન્ય-વિશેષ-સમવાયવાદી એવા વૈશેષિકોથી એમ અર્થ છે. विभुः—વિભુ, સર્વઆકાશવ્યાપી.

આત્મા સર્વગત–સર્વવ્યાપક છે એમ માનનારા સર્વગત–આત્મવાદીઓ, દ્રવ્યાદિવાદીઓ અર્થાત્ દ્રવ્ય, ગુણ, કર્મ, સામાન્ય, વિશેષ, સમવાય આદિ ભિન્ન ભિન્ન માનનારા વૈશેષિકો છે; તેઓથી તત્ત્વથી તેઓ સદા લોકાન્ત–શિવ આદિ સ્થાને સ્થિત જ માનવામાં આવે છે. કારણ કે તેઓનું વચન છે કે 'विभुर्नित्य आत्मा'–આત્મા વિભુ નિત્ય છે, અર્થાત આત્મા વિભુ–સર્વ વ્યાપક સર્વગત છે; તેમજ નિત્ય–એકરૂપે અવસ્થાન કરી રહેલો છે. એટલે આવો સર્વગત આત્મા સદા લોકાન્ત–શિવ આદિ સ્થાનમાં સ્થિત જ છે–સ્થાપિત થવાનો નથી. એઓની આ માન્યતાના નિરસન અર્થે અત્રે 'શિવ, અચલ, અરુજ, અનંત, અક્ષય, અવ્યાબાધ, અપુનરાવૃત્તિ એવા સિદ્ધિગતિ નામના સ્થાનને સંપ્રાપ્તોને' એ સૂત્રપદ કહ્યું.

"શિવ શંકર જગદીશ્વરૂ, ચિદાનંદ ભગવાન....લલના;
જિન અરિહા તીર્થંકરૂ, જ્યોતિસરૂપ અસમાન....લલના....શ્રી સુપાર્શ્વ.
અલખ નિરંજન વચ્છલુ, સકલ જંતુ વિશરામ....લલના.
અભયદાન દાતા સદા, પૂરણ આતમરામ....લલના. શ્રી સુપાર્શ્વજિન. વંદિયે રે.
વિધિ વિરંચિ વિશ્વંભરૂ, હૃષીકેશ જગનાથ....લલના.
અઘહર અઘમોચન ધણી, મુક્તિ પરમ પદ સાથ....લલના. શ્રી સુપાર્શ્વ.
એમ અનેક અભિધા ધરે, અનુભવગમ્ય વિચાર....લલના.
જેહ જાણે તેહને કરે રે, આનંદઘન અવતાર....લલના"....શ્રી આનંદઘનજી.



જેમાં સ્થિતિ કરે તે સ્થાન એમ વ્યાખ્યા કરી, વ્યવહારથી તે સિદ્ધિક્ષેત્ર અને નિશ્ચયથી આત્મ-સ્વરૂપ જ છે એમ નિરૂપણ કરે છે—

[૯] इह तिष्ठन्त्यस्मिन्निति स्थानं, व्यवहारतः सिद्धिक्षेत्रं, "इह बोदिं चइत्ता णं, तत्थ गंतूण सिज्झइ" त्ति वचनात, निश्चयतस्तु तत्स्वरूपमेव, "सर्वे भावा आत्मभावे तिष्ठन्ती" ति वचनात्।[१९१]

[૯] અર્થ:—અહીં, આમાં સ્થિતિ કરે તે સ્થાન; વ્યવહારથી સિદ્ધિક્ષેત્ર,—"અહીં શરીર છોડીને ત્યાં જઈને સિદ્ધ થાય છે" એ વચનથી; નિશ્ચયથી તો તે સ્વરૂપ જ છે,— "सर्वे भावा आत्मभावे तिष्ठन्ति।" "સર્વ ભાવો આત્મભાવમાં સ્થિતિ કરે છે" એ વચનથી.[૧૯૧]

## વિવેચન

"ધ્રુવપદરામી હો સ્વામી માહરા, નિઃકામી ગુણરાય....સુગ્યાની!
નિજ ગુણકામી હો પામી તું ધણી, ધ્રુવ આરામી હો થાય....સુ૦" શ્રી આનંદઘનજી

અહીં—આ સૂત્રમાં આમાં સ્થિતિ કરે છે તે સ્થાન, અર્થાત્ જેમાં નિશ્ચલ સ્થિરતા રહે એવું પદ તે સ્થાન. અને તે વ્યવહારથી સિદ્ધિક્ષેત્ર છે,–અહીં શરીર છોડીને ત્યાં જઈને સિદ્ધ થાય છે,—'इह बोदिं चइत्ता णं तत्थ गंतूण सिज्झइ' એ વચનથી. અર્થાત્ અહીં-સંસારમાં છેલ્લા દેહપર્યાયરૂપ શરીરને છોડીને આત્મા ત્યાં-લોકાગ્રે જઈને સિદ્ધ થાય છે; તે સિદ્ધિક્ષેત્ર જ સિદ્ધ આત્માની શાશ્વત સ્થિતિનું સ્થાન હોવાથી તે જ અત્રે વ્યવહારથી સ્થાન છે. પણ 'निश्चयतस्तु तत्स्वरूपमेव।' નિશ્ચયથી તો તે સ્વરૂપ જ છે,—"सर्वे भावा आत्मभावे तिष्ठन्ति" સર્વે ભાવો આત્મભાવમાં સ્થિતિ કરે છે, એ વચનથી. અર્થાત્ સહજાત્મસ્વરૂપ એ જ સ્થાન છે, કે જેમાં નિરંતર રમણ કરનારા સહજાત્મસ્વરૂપી સિદ્ધ ભગવંતો સદા સ્થિતિ કરે છે. કારણ કે બધુંય આત્મભાવમાં રહ્યું છે, સર્વે ભાવો આત્મભાવમાં રહ્યા છે. એટલે આત્મસ્વભાવ અર્થાત્ સહજ એવું આત્મસ્વરૂપ એ જ એક એવું સ્થાન છે કે જે સદા સ્થાયિ અને સ્થિર છે. માટે પરમાર્થથી આત્મસ્વભાવ-'મૂળ શુદ્ધ તે આત્મપદ' એ જ એક વાસ્તવિક પદ છે; તે શિવાયના બીજા બધા અસ્થિર હોવાથી અપદ જ છે. આમ વ્યવહારની અપેક્ષાએ આ ભગવંતો શાશ્વતપણે સિદ્ધિક્ષેત્ર સ્થાનમાં સ્થિત છે એમ કહેવાય છે; પણ નિશ્ચયની અપેક્ષાએ તો તેઓ નિરંતર આત્મરમણતારૂપ સહજાત્મસ્વરૂપ સ્થાનમાં સ્થિત છે એમ અર્થ છે.

**સ્થાન તે વ્યવહારથી સિદ્ધિક્ષેત્ર : નિશ્ચયથી આત્મસ્વરૂપ**

"અતિ રૂડી રે અતિ રૂડી, જિનજીની થિરતા અતિ રૂડી;
સકલ પ્રદેશ અનંતી, ગુણ પર્યાય શક્તિ મહંતી લાલ.....અતિ.
તસુ રમણે અનુભવવંતી, પરરમણે જે ન રમંતી લાલ....અતિ.
"નિજ સત્તા નિજ ભાવથી રે, ગુણ અનંતનું ઠાણ.....જિનવર પૂજો!
દેવચંદ્ર જિનરાજજી રે, શુદ્ધ સિદ્ધ સુખખાણ....શ્રી દેવચંદ્રજી.

"ते पुणु वंदउ सिद्धगण, जे अप्पाणि वसंत।
लोयालोउवि सयलुइहु, अत्थहि विमलु णियंत॥" શ્રી યોગીન્દ્રદેવકૃત પરમાત્મપ્રકાશ



શિવ, અચલ, અરુજ્ વિશેષણોનો પરમાર્થ દર્શાવે છે—

[10]एतदेव विशेष्यते। तत्र—शिवम् इति सर्वोपद्रवरहितत्वाच्छिवं। तथा स्वाभाविकप्रायोगिकचलनक्रियापोहान्न चलमचलं। तथा रुजाशब्देन व्याधिवेदनाभिधानं ततश्चाविद्यमानरुजमरुजं, तन्निबन्धनयोः शरीरमनसोरभावात्। १९२

[10]અર્થ:—એ જ વિશેષિત કરાય છે. તેમાં—
શિવ એટલે સર્વ ઉપદ્રવરહિતપણાને લીધે શિવ.

તથા સ્વાભાવિક અને પ્રાયોગિક ચલનક્રિયાના અપોહથી (દૂર થવાથી) ન ચલ તે અચલ.

તથા રુજા શબ્દથી વ્યાધિ-વેદનાનું અભિધાન છે, અને તેથી કરીને જ્યાં રુજ્ અવિદ્યમાન છે તે અરુજ્,—તેના નિબન્ધનરૂપ શરીર-મનના અભાવને લીધે.[૧૯૨]

## વિવેચન

"દેવ વિશાલ જિણંદની, તમે ધ્યાવો તત્ત્વ સમાધિ રે,
ચિદાનંદ રસ અનુભવી, સહજ અકૃત નિરુપાધિ રે....શ્રી દેવચંદ્રજી

તે સ્થાન કેવું છે? તેના પરમાર્થગંભીર વિશેષણો હવે કહે છે—તેમાં (૧) 'सर्वोपद्रवरहितत्वात् शिवं'—પ્રથમ તો તે સ્થાન 'શિવ' છે; અર્થાત્ જન્મ, જરા, મૃત્યુ, રોગ, શોક, ભય આદિ દ્રવ્યઉપદ્રવો અને રાગ-દ્વેષ-મોહ આદિ ભાવઉપદ્રવોનો સર્વદાને માટે સર્વથા અભાવ હોવાથી શિવ-પરમ કલ્યાણસ્વરૂપ, પરમ આત્મશાંતિસ્વરૂપ તે સ્થાન-શાશ્વત પદ છે.

તથા—(૨) અચલ—'સ્વાભાવિક અને પ્રાયોગિક ચલનક્રિયાના અપોહથી ન ચલ તે અચલ.' સ્વભાવજન્ય કે પ્રયોગજન્ય આત્મપ્રદેશપરિસ્પંદનરૂપ ચલનક્રિયા ટળવાથી જે ચલ નથી, સ્વરૂપથી ચળતા નથી તે અચલ. કારણ કે તે સહજાત્મસ્વરૂપ સ્થાનમાં બિરાજમાન સિદ્ધ ભગવંતો અચલ આત્મસ્વભાવમાં સુસ્થિત હોવાથી સ્વભાવથી તેમનું ચલાયમાનપણું સંભવતું નથી; અને પરભાવ-વિભાવથી સર્વદાને માટે સર્વથા વિરામ પામ્યા હોવાથી તેના પ્રયોગથી પણ તેમનું ચલાયમાનપણું કોઈ કાળે સંભવતું નથી; એટલે તેઓનું તે સ્થાન નિશ્ચયથી અચલ છે. અને વ્યવહારથી પણ સ્વભાવજન્ય કે પ્રયોગજન્ય ચલનક્રિયાના દૂર થવાથી તે સિદ્ધિક્ષેત્ર પણ કોઈ કાળે ચલાયમાન નહિં હોવાથી અચલ છે, શાશ્વત સુપ્રતિષ્ઠિત છે.

તથા—(૩) અરુજ્—'રુજા શબ્દથી વ્યાધિ-વેદનાનું અભિધાન છે,' એટલે જ્યાં રુજા—વ્યાધિ-વેદના વિદ્યમાન છે નહિ તે 'અરુજ્', કારણ કે તે રુજાના—(રોગના) કારણરૂપ શરીર-મનનો ત્યાં અભાવ છે માટે. એટલે તે સ્થાન દ્રવ્ય-ભાવ રોગથી રહિત એવું અરુજ્, સદા આત્મઆરોગ્યસંપન્ન સ્થિર સ્થાન છે.

"સહજ સ્વરૂપ પ્રકાશથી, થાએ પૂર્ણાનંદ વિલાસ રે;
દેવચંદ્ર જિનરાજની, કરજ્યો સેવા સુખવાસ રે....કરો સાચા રંગ જિનેશ્વર.
"અવિસંવાદી નિમિત્ત છો રે, જગત જંતુ સુખકાજ....જિનવર પૂજો;
હેતુ સત્ય બહુમાનથી રે, જિન સેવ્યાં શિવરાજ....સંભવ."—શ્રી દેવચંદ્રજી



અનન્ત અક્ષય પદનું ભાવન કરે છે—

[11]तथा नास्यान्तो विद्यते इत्यनन्तं, केवलात्मनोऽनन्तत्वात् । तथा नास्य क्षयो विद्यत इत्यक्षयं, विनाशकारणाभावात्, सततमविनश्वरमित्यर्थः । [193]

[11]અર્થ:—તથા આનો અન્ત વિદ્યમાન નથી તે અનન્ત,—કેવલ આત્માના અનન્તપણાને લીધે. તથા આનો ક્ષય વિદ્યમાન નથી તે અક્ષય,—વિનાશ કારણના અભાવને લીધે; સતત અનશ્વર એમ અર્થ છે.[193]

## વિવેચન

"येनात्माऽबुध्यतात्मैव, परत्वेनैव चापरम् ।
अक्षयानन्तबोधाय तस्मै सिद्धात्मने नमः ॥"—શ્રી પૂજ્યપાદસ્વામીકૃત સમાધિશતક

"દેવચંદ્ર જિનચંદ્ર ભક્તિ મનમેં ધરો રે,
અવ્યાબાધ અનંત અક્ષય પદ આદરો રે....
પ્રણમો શ્રી અરનાથ શિવપુર સાથ ખરોરી."—શ્રી દેવચંદ્રજી

તથા—(૪) **અનન્ત**—તે સ્થાન જેનો અન્ત છે નહિં એવું અનન્ત છે,—'केवलात्मनोऽनन्तत्वात्'—'કેવલ આત્માના અનન્તપણાને લીધે.' કેવલ-શુદ્ધ આત્મા શિવાય બીજું કાંઈ જ્યાં છે નહિં એવા કેવલ આત્માનું અનન્તપણું છે માટે. અર્થાત્ કેવલ શુદ્ધ આત્મારૂપ તે સહજાત્મસ્વરૂપ પદમાં સ્થિતિરૂપ સ્થાનનો કોઈ કાળે અંત નથી માટે તે નિશ્ચયથી અનંત છે; અને તે સિદ્ધિ ક્ષેત્રે સ્થિતિરૂપ સ્થાનનો પણ કોઈ કાળે અંત નથી માટે તે વ્યવહારથી પણ અનંત છે.

તથા (૫) **અક્ષય**—તે સ્થાન જેનો ક્ષય છે નહિં એવું અક્ષય છે,—'વિનાશ કારણના અભાવને લીધે;' વિનાશના કારણનો અભાવ છે માટે, અર્થાત્ 'સતત અનશ્વર એમ અર્થ છે.' તે સહજાત્મસ્વરૂપ પદ એ જ કદી પણ ક્ષય-વિનાશ નહિં પામનારૂં એવું નિશ્ચયથી અક્ષયસ્થાન છે; અને તે સિદ્ધિક્ષેત્ર પણ અવિનશ્વર એવું વ્યવહારથી અક્ષય સ્થાન છે.



અવ્યાબાધ ને અપુનરાવૃત્તિ વિશેષણોનો ભાવાર્થ કહે છે—

[12]तथा अविद्यमानव्याबाधमव्याबाधं, अमूर्त्तत्वात्, तत्स्वभावत्वादिति भावना । तथा न पुनरावृत्तिर्यस्मादपुनरावृत्ति, आवर्त्तनमावृत्तिर्भवार्णवे तथातथाऽऽवर्त्तनमित्यर्थः । [194]

[૧૨]અર્થ:—તથા અવિદ્યમાન વ્યાબાધાવાળું તે અવ્યાબાધ,—અમૂર્ત્તપણાને લીધે, તત્સ્વભાવપણાને લીધે,—એમ ભાવના છે. તથા જેમાંથી પુનરાવૃત્તિ નથી તે અપુનરાવૃત્તિ. આવર્ત્તન-આવૃત્તિ, ભવાર્ણવમાં તથાતથા (તેવા તેવા પ્રકારે) આવર્ત્તન એમ અર્થ છે.[૧૯૪]

## વિવેચન

"એક પ્રદેશે તાહરે, અવ્યાબાધ. સમાય....હો જિનજી;
તસુ પર્યાય અવિભાગતા, સર્વાકાશ ન માય....હો જિનજી !....
શ્રી સુપાર્શ્વ આનંદમેં, ગુણ અનંતનો કંદ હો જિનજી !"—શ્રી દેવચંદ્રજી.

તથા (૬) તે સ્થાન **અવ્યાબાધ છે.** જ્યાં વ્યાબાધા છે નહિં તે અવ્યાબાધ,—'અમૂર્ત્તપણાને લીધે, તત્સ્વભાવપણાને લીધે.' અર્થાત્ તે આત્મસ્વરૂપ પદનું અમૂર્ત્તપણું છે માટે, અને તે અમૂર્ત્તપણું પણ તેનું સ્વભાવપણું છે માટે, તે સહજાત્મસ્વરૂપ સ્થાનને કોઈ કાળે પણ કંઇ પણ બાધા પ્હોંચવાનો સંભવ નથી, એટલે તે સહજાત્મસ્વરૂપ સિદ્ધિ-સ્થાન અવ્યાબાધ છે.

તથા-(૭) તે સ્થાન **અપુનરાવૃત્તિ છે.** 'જેમાંથી પુનરાવૃત્તિ નથી' અર્થાત્ ભવાર્ણવમાં તેવા તેવા પ્રકારે પુનઃ આવૃત્તિ-આવર્ત્તન નથી, ફરીથી ભવફેરો નથી, એવું અપુનરાવૃત્તિ-તે સહજાત્મસ્વરૂપ સ્થિતિરૂપ સિદ્ધિ સ્થાન છે.

"અવ્યાબાધ રુચિ થઈ રે, સાધે અવ્યાબાધ....હો જિનજી !
દેવચંદ્ર પદ તે લહે, પરમાનંદ સમાધ....હો. શ્રીસુપાર્શ્વ"—શ્રીદેવચંદ્રજી.



સિદ્ધિગતિનામધેય પદ ભાવે છે—

[૧૩]तथा सिध्यन्ति—निष्ठितार्था भवन्त्यस्यां प्राणिन इति सिद्धिः—लोकान्तलक्षणा, सैव च गम्यमानत्वाद्गतिः, सिद्धिगतिरेव नामधेयं यस्य तत्तथाविधमिति ।[१९५]

[૧૩]અર્થ:—તથા સિદ્ધ થાય છે—આમાં પ્રાણીઓ નિષ્ઠિતાર્થ થાય છે તે સિદ્ધિ—લોકાન્તલક્ષણા; અને તે જ ગમ્યમાનપણાને લીધે ગતિ; સિદ્ધિગતિ જ છે નામધેય જેનું તે તથાવિધ (સિદ્ધિગતિ નામધેય).[૧૯૫]

## વિવેચન

"સાત રાજ અલગા જઈ બેઠા, તોપણ ભક્તે અમ મનમાંહિ પેઠા;
અળગાને વળગ્યા જે રહેવું, તે ભાણા ખડખડ દુઃખ સહેવું....
સાહેબા ! વાસુપૂજ્ય જિણંદા !—શ્રી યશોવિજયજી.

તથા-(૮) તે સ્થાન **સિદ્ધિગતિ નામધેય છે.** જેમાં 'પ્રાણીઓ સિદ્ધ થાય છે, નિષ્ઠિતાર્થ થાય છે' તે લોકાન્તક્ષેત્રલક્ષણા સિદ્ધિ; 'અને તે જ ગમ્યમાનપણાને લીધે ગતિ' છે. આવું સિદ્ધિગતિ એ જ જેનું નામધેય-ધન્ય નામ છે તે સિદ્ધિગતિ નામધેય.

"જે ઉપાય બહુવિધની રચના, યોગમાયા તે જાણો રે;
શુદ્ધ દ્રવ્ય ગુણ પર્યય ધ્યાને, શિવ દિયે પ્રભુ સપરાણો રે.
શ્રી અરજિન ભવજલનો તારુ." **શ્રી યશોવિજયજી.**



એવા સ્થાનસંપ્રાપ્તનો પરમાર્થ પ્રદર્શિત કરે છે—

[१४]स्थानं प्रागुक्तमेव, इह च स्थानस्थानिनोरभेदोपचारादेवमाहेति । सम्प्राप्ताः इति सम्यग्—अशेषकर्म्मविच्युत्या स्वरूपगमनेन परिणामान्तरापत्त्या प्राप्ताः ।[१९६]

[१४]અર્થ:—(એવું) સ્થાન પૂર્વોક્ત જ,—અને અહીં સ્થાન-સ્થાનીના અભેદ ઉપચારથી એમ કહ્યું છે; (તે સ્થાનને) સંપ્રાપ્ત—સમ્યક્-અશેષ કર્મવિચ્યુતિથી સ્વરૂપગમન વડે પરિણામાન્તર આપત્તિ થકી પ્રાપ્તિ.[૧૯૬]

## વિવેચન

"શ્રી શ્રેયાંસ જિન અંતરજામી, આતમરામી નામી રે;
અધ્યાતમ મત પૂરણ પામી, સહજ મુગતિ ગામી રે." **શ્રીઆનંદઘનજી.**

એવું અષ્ટ વિશેષણસંપન્ન સ્થાન તે પૂર્વોક્ત જ,-નિશ્ચયથી આત્મસ્વરૂપ જ, અને વ્યવહારથી સિદ્ધિક્ષેત્ર. અર્થાત્ સહજાત્મસ્વરૂપમાં સ્થિતિ એ જ નિશ્ચયથી સ્થાન અને સિદ્ધિક્ષેત્રમાં સ્થિતિ તે વ્યવહારથી સ્થાન. 'અને અહીં સ્થાન-સ્થાનીના અભેદ ઉપચારથી એમ કહ્યું છે.' તે સ્થાનને સંપ્રાપ્ત-'अशेषकर्मविच्युत्या स्वरूपगमनेन' ઇ૦ સમ્યક્પણે અશેષ કર્મવિચ્યુતિથી સ્વરૂપગમનવડે પરિણામાન્તર આપત્તિથી પ્રાપ્ત.' અર્થાત્ સર્વકર્મ ખરી પડ્યા, એટલે શુદ્ધ ચૈતન્યમૂર્તિ આત્માનું શુદ્ધ સહજાત્મસ્વરૂપ જ અવશિષ્ટ રહ્યું. આમ શુદ્ધ સહજાત્મસ્વરૂપ પ્રત્યે ગમન વડે પરિણામાન્તરની પ્રાપ્તિથી તેઓ તે સિદ્ધિ-ગતિ નામધેય સ્થાનને સંપ્રાપ્ત છે.

"દેવચંદ્ર જિનચંદ્ર, ભકતે રાચો હો ભવિ આતમરુચિજી;
અવ્યય અક્ષય શુદ્ધ, સંપત્તિ પ્રગટે હો સત્તાગત શુચિજી....
મહાભદ્ર જિનરાજ! રાજરાજ વિરાજે હો આજ તુમારડોજી."—શ્રીદેવચંદ્રજી



વિભુઓને અને નિત્યોને એમ પ્રાપ્તિનો સંભવ નથી એમ વ્યતિરેકથી દર્શાવી, ક્ષેત્રઅસર્વગત પરિણામીને જ એવંપ્રાપ્તિનો સંભવ છે એમ નિગમન કરે છે—

[१५] न विभूनां नित्यानां चैवंप्राप्तिसम्भवः, सर्वगतत्वे सति सदैकस्वभावत्वात्। विभूनां सदा सर्वत्र भावः, नित्यानां चैकरूपतयाऽवस्थानं, तद्भावाव्ययस्य नित्यत्वाद्, अतः क्षेत्रासर्वगतपरिणामिनामेवैवंप्राप्तिसम्भव इति भावनीयं। [१९७]

[१५] અર્થ:—વિભુઓને અને નિત્યોને એમ પ્રાપ્તિનો સંભવ નથી,—સર્વગતપણું સતે સદા એકસ્વભાવપણાને લીધે. વિભુઓનો સદા સર્વત્ર ભાવ છે, અને નિત્યોનું એકરૂપપણે અવસ્થાન છે,—તદ્ભાવાવ્યયના નિત્યપણાને લીધે એથી કરીને ક્ષેત્રઅસર્વગત પરિણામી-ઓને જ એવંપ્રાપ્તિનો (એવા પ્રકારની પ્રાપ્તિનો) સંભવ છે એમ ભાવનીય છે.[૧૯૭]

## વિવેચન

"પ્રણમો શ્રી અરનાથ શિવપુર સાથ ખરોરી,
ત્રિભુવન જન આધાર ભવનિસ્તાર કરોરી;
અરપ્રભુ પ્રભુતા રંગ, અંતર શક્તિ વિકાસી,
દેવચન્દ્રને આનંદ, અક્ષય ભોગ વિલાસી."—શ્રી દેવચંદ્રજી

પણ 'વિભુઓને અને નિત્યોને એમ પ્રાપ્તિનો સંભવ નથી,' કારણ કે તેઓનું સર્વગતપણું હોઈ સદા એકસ્વભાવપણું છે માટે. જે વિભુ છે તેનું સદા સર્વત્ર હોવાપણું છે; અને જે નિત્ય છે તેનું 'એકરૂપપણે અવસ્થાન' છે, કારણ કે 'તદ્ભાવનો અવ્યય' તે નિત્યનું લક્ષણ છે. એટલા માટે ક્ષેત્રથી જે અસર્વગત છે એવા પરિણામી આત્માઓને જ એવા પ્રકારની પ્રાપ્તિનો સંભવ છે. એમ ભાવવા યોગ્ય છે.



તેથી એવા સ્વરૂપસંપન્ન સિદ્ધ ભગવંતોને નમસ્કાર હો! એમ ક્રિયાયોગ દાખવી, એવંભૂતો જ પ્રેક્ષાવંતોને નમસ્કારાર્હ છે એમ તાત્પર્ય દર્શાવે છે—

[१६] तत्तेभ्यो नम इति क्रियायोगः ॥ इति ॥ ३२ ॥

एवंभूता एव प्रेक्षावतां नमस्कारार्हाः, आद्यन्तसङ्गतश्च नमस्कारो मध्यव्यापीति भावना। [१९८]

[१६] અર્થ:—તેથી તેઓને નમસ્કાર હો! એમ ક્રિયાયોગ છે.॥ ૩૨ ॥
એવંભૂતો જ પ્રેક્ષાવંતોને નમસ્કારઅર્હ (નમસ્કાર યોગ્ય) છે. અને આદિ-અન્તમાં નમસ્કાર મધ્યવ્યાપી છે એવી ભાવના છે.[૧૯૮]

## વિવેચન

"ઉત્સર્ગે એવંભૂત, તે ફળને નીપને હો લાલ.
નિઃસંગી પરમાતમ, રંગથી તે બને હો લાલ.
સહજ અનંત અત્યંત મહંત સુખે ભર્યા હો લાલ.
અવિનાશી અવિકાર, અપાર ગુણે વર્યા હો લાલ....શિવગતિ."—**શ્રીદેવચંદ્રજી.**

તેથી એવા શિવ–અચલાદિ ઉક્ત લક્ષણવાળા તે સિદ્ધિગતિ નામધેય સ્થાનને સંપ્રાપ્ત એવા તેઓને—'અર્હંત ભગવંતોને નમસ્કાર હો!' એમ ક્રિયાયોગ છે.

**એવંભૂત દશાસંપન્ન તે જ નમસ્કારયોગ્ય**

હવે આ સૂત્રનું છેવટનું સૂત્ર રજૂ કરતાં ઉપસંહાર કરે છેઃ—એવંભૂતો જ પ્રેક્ષાવંતોને નમસ્કારઅર્હ છે.' 'एवंभूता एव प्रेक्षावतां नमस्कारार्हाः'–અર્થાત્ એવંભૂતો જ–એવા પ્રકારની સિદ્ધ દશાને જે પ્રાપ્ત થયેલા છે, તેઓ જ ખરેખરા અર્હત્–પૂજાર્હ હોવાથી, પ્રેક્ષાવંતોને–જોઈ વિચારી વર્ત્તનારા વિચારવંત વિવેકી જનોને નમસ્કારાર્હ છે, નમસ્કારયોગ્ય છે. ઉપરમાં કહ્યા તે અનુપમ ગુણવિશેષણો જેમાં અવિકલપણે સાંગોપાંગ ઘટાવ્યા એવા જે અર્હંત ભગવતો શિવ આદિ ઉક્ત સ્વરૂપવંતી સિદ્ધિ ગતિને સંપ્રાપ્ત થયા છે, અને આમ એવંભૂત નયે જેને તથારૂપ શુદ્ધ આત્મારૂપ શુદ્ધ ચૈતન્યમૂર્ત્તિમય સિદ્ધદશા–સહજાત્મસ્વરૂપ સ્થિતિ પ્રગટી છે,–એવંભૂતો જ એવંભૂત નયે ખરેખરા પરમાર્થસત્ 'અર્હત્'–વિશ્વની પૂજાના પરમ પાત્ર, પરમ પૂજ્ય 'ભગવત્' છે. અત એવ તે શુદ્ધ ચૈતન્યમૂર્ત્તિ અર્હત્ ભગવત્ વિવેકી મુમુક્ષુ આત્માર્થીઓને નમસ્કાર કરવા યોગ્ય છે. કારણ કે સર્વ સાચા આત્માર્થીઓનો સાધ્ય, ધ્યેય, લક્ષ, આદર્શ તે શુદ્ધ સહજાત્મસ્વરૂપે સ્થિતિરૂપ એવંભૂત સિદ્ધ દશા છે. એટલે એવંભૂત પ્રગટ શુદ્ધ આત્મ-સ્થિતિ પ્રાપ્ત થઇ ચૂકવાથી જેનો પરમ પૂજ્ય આત્મસ્વભાવ પ્રગટ્યો છે, એવા આ અર્હંત સિદ્ધ ભગવંતો જ સર્વ સાધકના પરમ આરાધ્ય, પરમ ઉપાસ્ય, પરમ પૂજ્ય છે. અને જોકે આ અર્હંત ભગવંતો પરકૃત–બીજાએ કરેલી પૂજાને ઇચ્છતા નથી અને તેમને સ્તુતિ–નિંદાનું કંઇ પ્રયોજન નથી, તોપણ તેમની પૂજાથી સાધકનું પોતાનું આત્મસિદ્ધિરૂપ કાર્ય સિદ્ધ થાય છે, એટલે એમનું પૂજન એ સાધકના પોતાના જ આત્મહિતની વાત છે, એટલે તે તેને અત્યંત અત્યંત કર્ત્તવ્ય છે જ.

"પૂજના તો કીજે રે બારમા જિનતણી રે, જસુ પ્રગટચો પૂજ્ય સ્વભાવ;
પરકૃત પૂજા રે જે ઇચ્છે નહિં રે, સાધક કારજ દાવ....પૂજના...."
"જે નિજ પાસ હો તે શું માગીએ, દેવચંદ્ર જિનરાજ;
તો પણ મુજને હો શિવપુર સાધતાં, હોજો સદા સુસહાય....શ્રી શુદ્ધમાત."
—**શ્રી દેવચંદ્રજી**

આમ આ પરમ પૂજ્ય ભગવંતો નમસ્કારાર્હ છે 'અને આદિ–અંતમાં સંગત નમસ્કાર મધ્યવ્યાપી છે એવી ભાવના છે'; અર્થાત્ આ સૂત્રના પ્રારંભમાં—'नमोत्थु णं अरिहंता णं भगवंताणं'—અને અંતમાં 'नमो जिणाणं जिअभयाणं'—એમ જે નમસ્કાર મૂક્યો, તે મધ્યમાં પણ વ્યાપક છે. એટલે આ સૂત્રના પ્રત્યેક પદ સાથે પણ એ નમસ્કાર યોજવા યોગ્ય છે. અર્થાત્ नमो आइगराणं, नमो तित्थयराणं, नमो पुरिसुत्तमाणं, नमो अभयदयाणं, नमो धम्मदयाणं—ઇત્યાદિપ્રકારે ભાવના કરવા યોગ્ય છે.

**નમસ્કાર ક્રિયાયોગ સર્વપદવ્યાપી**

॥ इति (नमः) शिवाचलादिरूपसिद्धिगति स्थानसम्प्राप्तेभ्यः ॥ ३२ ॥



# ૩૩. જિનો જિતભયો

# 'नमो जिनेभ्यः जितभयेभ्यः'

## પદ વ્યાખ્યાન

આ પદનું પ્રયોજન : ક્ષેત્રજ્ઞો (જીવો) પરમ બ્રહ્મના વિસ્ફુલિંગ સમા માનનારા અદ્વૈત મુક્તવાદનો વ્યવચ્છેદ—

[१७]जितभया अप्येत एव नान्ये इति प्रतिपादयन्नाह—

**'नमो जिनेभ्यः जितभयेभ्यः'**

नम इति पूर्ववत्, जिना इति च, जितभयाः—भवप्रपञ्चनिवृत्तेः क्षपितभया इत्युक्तं भवति ।

अनेनाद्वैतमुक्तव्यवच्छेदः, तत्र हि क्षेत्रज्ञाः परमब्रह्मविस्फुलिङ्गकल्पाः, तेषां च ततः पृथग्भावे न ब्रह्मसत्तात एव कश्चिदपरो हेतुरिति ।[१९९]

[१७]અર્થ:—જિતભયો પણ એઓ જ છે, નહિં કે અન્યો, એમ પ્રતિપાદનાર્થે કહ્યું—

**નમઃ જિનોને જિતભયોને**

નમઃ—એ પૂર્વવત્, અને જિનો એ (પણ પૂર્વવત્). જિતભયો—ભવપ્રપંચનિવૃત્તિ થકી, ક્ષપિતભયો એમ ઉક્ત થાય છે.

**આ ઉપરથી અદ્વૈત મુક્તનો વ્યવચ્છેદ કરવામાં આવ્યો. કારણકે ત્યાં ( અદ્વૈત મતમાં ) ક્ષેત્રજ્ઞો પરમ બ્રહ્મના વિસ્ફુલિંગ સમા છે, અને તેઓના તેમાંથી પૃથગ્ભાવમાં બ્રહ્મ-સત્તાથી જ કોઈ અપર હેતુ નથી.**[૧૯૬]

## વિવેચન

"શ્રી સુપાર્શ્વજિન વંદિયે રે, સુખ સંપત્તિનો હેતુ લલના.
શાંતસુધારસ જલનિધિ રે, ભવસાયરમાં સેતુ લલના."—**શ્રી આનંદઘનજી.**

અને **જિતભયો** પણ આ શિવાદિસ્થાનસંપ્રાપ્ત અર્હંત ભગવંતો જ છે, નહિં કે બીજા, એમ પ્રતિપાદન કરવા માટે 'नमो जिणाणं जिअभयाणं' **નમો જિનોને જિત-ભયોને** એ સૂત્રપદ મૂક્યું. અર્થાત્ નમઃ તે પૂર્વવત્—અગાઉની જેમ ભાવનમસ્કારના સૂચનાર્થ છે; અને જિનો પણ પૂર્વવત્— રાગદ્વેષાદિના જેતાપણા થકી જિનો જિતભયો— 'भवप्रपञ्चनिवृत्तेः क्षपितभयाः' ભવપ્રપંચની નિવૃત્તિ થકી જેણે ભયને ક્ષપિત કર્યો છે, ખપાવી નાંખ્યો છે, એવા ક્ષપિતભયો તે જીતભયો. આવા **જિનોને જિતભયોને** નમસ્કાર હો!

અને 'આ ઉપરથી **અદ્વૈત મુક્તનો વ્યવચ્છેદ** કરવામાં આવ્યો,'—નમસ્કાર હો જિનોને જિતભયોને ! એ સૂત્રપદ ઉપરથી અદ્વૈત મુક્તનો નિરાસ કરવામાં આવ્યો. અર્થાત્ પરમબ્રહ્મ લક્ષણ અદ્વૈત સતે, મુક્તોનો—ક્ષીણભવોનો પરમ બ્રહ્મમાં લય માને છે તે અદ્વૈત મુક્તનું નિરાકરણ કરવામાં આવ્યું. કારણ કે ત્યાં ( અદ્વૈત મતમાં ) ક્ષેત્રજ્ઞો પરમબ્રહ્મના વિસ્ફુલિંગ સમા છે—'तत्र हि क्षेत्रज्ञाः परमब्रह्मविस्फुलिङ्गकल्पाः' તે અદ્વૈત મતના અભિપ્રાયે ક્ષેત્રજ્ઞો—સંસારીજીવો પરમ બ્રહ્મના વિસ્ફુલિંગો—તણખા ( Starks ) સમા છે, તે પરમ પુરુષના અવયવો જ છે.

**પરમ બ્રહ્મના વિસ્ફુલિંગ સમા ક્ષેત્રજ્ઞો**

ત્યારે કોઈ પૂછશે કે તો પછી તે પરમ બ્રહ્મમાંથી તે ક્ષેત્રજ્ઞોને પૃથક્ જુદા પાડવાનું કારણ શું? તેનો તેઓ જવાબ આપે છે કે—'તેઓના તેમાંથી

---

**पञ्जिका**—**अनेन** ઇત્યાદિ. **अनेन**—આ પરથી, ભાવથી જિતભયત્વના નિર્દેશથી, **अद्वैते**—પરમ બ્રહ્મલક્ષણ અદ્વૈત સતે, **मुक्ताः**—મુક્તો, ક્ષીણભવો, **तेषां**—તેઓનો, **व्यवच्छेदः**—નિરાસ, કરવામાં આવ્યો એ ગમ્ય છે. કયા કારણથી? તે માટે કહ્યું—**तत्र**—અદ્વૈતમાં, **हि**—કારણ કે, **क्षेत्रज्ञाः**—સંસારીઓ, **परमब्रह्मविस्फुलिङ्गकल्पाः**—**परमब्रह्मणः**—પરમ પુરુષના અવયવો જ છે એમ ભાવ છે. જો ખરેખર! એમ છે તો તેથી શું? તે માટે કહ્યું—**तेषां च**—ક્ષેત્રજ્ઞોના, **ततः**—પરમબ્રહ્મમાંથી, **पृथग्भावेन**—પૃથગ્ભાવથી, વિઘટનથી, **ब्रह्मसत्तात एव**—બ્રહ્મસત્તાથકી જ, **कश्चित्**—કોઈ, કાલાદિ, **अपरः**—અન્ય, **हेतुः**—નિમિત્ત, **इति**—એમ.

બ્રહ્મસત્તા થકી જ પૃથગ્ભાવ

પૃથગ્ભાવમાં બ્રહ્મસત્તાથી જ કોઈ અપર હેતુ નથી.' અર્થાત્ તે ક્ષેત્રજ્ઞોના તે પરમબ્રહ્મમાંથી પૃથક્—અલગ પડવામાં બ્રહ્મસત્તા શિવાય બીજો કોઈ કાલ આદિ હેતુ–કારણ નથી, એટલે કે બ્રહ્મસત્તા થકી જ તેવા પ્રકારે પૃથગ્ભાવ–જૂદા પડવાપણું હોય છે. આવા પ્રકારે આ અદ્વૈત મુક્તવાદીની માન્યતા છે.



બ્રહ્મલયે પણ પુનઃ પૃથક્ત્વાપત્તિથી સર્વથા જિતભયપણું ઘટતું નથી, પણ સહજ ભવભાવક્ષયે નિરુપચરિત જિતભયપણું ઘટે છે, એમ અન્વય–વ્યતિરેકથી અદ્વૈત મુક્તવાદનું નિરસન કરે છે—

[१८]सा तल्लयेपि तथाविधैव, तद्वदेव भूयः पृथक्त्वापत्तिः, एवं हि भूयो भवभावेन न सर्वथा जितभयत्वं। सहजभवभावव्यवच्छित्तौ तु तत्तत्स्वभावतया भवत्युक्तवत् शक्तिरूपेणापि सर्वथा भयपरिक्षय इति निरुपचरितमेतत्।[२००]

[१८]અર્થઃ—તે (બ્રહ્મસત્તા) તલ્લયે (બ્રહ્મલયે) પણ તથાવિધા જ છે. તદ્વત્ જ પુનઃ પૃથક્ત્વઆપત્તિ છે, જેથી કરીને એમ પુનઃ ભવભાવથી સર્વથા જિતભયપણું નથી. પણ સહજ ભવભાવની વ્યવચ્છિત્તિ સતે તો તેની તત્સ્વભાવતાથી ઉક્તવત્ શક્તિરૂપે પણ સર્વથા ભયપરિક્ષય હોય છે, એટલા માટે એ નિરુપચરિત છે.[૨૦૦]

## વિવેચન

"તું પૂરણ બ્રહ્મ અરૂપી, તું જ્ઞાનાનંદ સ્વરૂપી;
ઇમ તત્ત્વાલંબન કરિયે, તો દેવચંદ્ર પદ વરિયે રે. સ્વામી સુજાત સુહાય."
—શ્રી દેવચંદ્રજી

पञ्जिका—सा—તે (બ્રહ્મસત્તા), तल्लयेऽपि—तस्मिन्—બ્રહ્મમાં, મુક્તાત્મના લયેઽપિ—લયે પણ, तथाविधैव—વિઘટનહેતુ જ. तद्वदेव—એકવારની જેમ, भूयः—પુનઃ, पृथक्त्वापत्तिः—વિઘટનપ્રસંગ. તેથી શું? તે માટે કહ્યું—एवं—એમ, પુનઃ પૃથક્ત્વાપત્તિથી, हि—કારણ કે. भूयोभवभावेन—પુનઃ સંસારઆપત્તિથી, न—ન જ, सर्वथा—શક્તિક્ષયથી પણ, जितभयत्वम्—જિતભયપણું ઉક્તરૂપ. જેવા પ્રકારે હોય તથાપ્રકારે કહે છે—

सहजभवभावव्यच्छित्तौ तु—सहजस्य—સહજ, બ્રહ્મવિઘટનાદિ કર્યાથી પણ અપ્રવૃત્ત, જીવ-તુલ્યકાલભાવી એવા, भवभावस्य—સંસારપર્યાયની, व्यवच्छित्तौ—વ્યવચ્છિત્તિ, ક્ષય સતે, પુનઃ શું? તે માટે કહ્યું—तत्तत्स्वभावतया—तस्याः—તેની, સહજ ભવભાવવ્યવચ્છિત્તિની જિતભયત્વ સ્વભાવતાથી, भवति—હોય છે, એનો एतद्—એમ ઉત્તર સાથે સંબંધ છે. કેવું? તે માટે કહ્યું—निरुपचरितं—તાત્ત્વિક, કયા કારણથી? તે માટે કહ્યું—उक्तवत्—પૂર્વોક્ત શિવ—અચલાદિ સ્થાન પ્રાપ્તિના ન્યાયથી, शक्तिरूपेणापि—ભયયોગ્ય સ્વભાવથી પણ, પુનઃ સાક્ષાત્ ભયભાવથી તો પૂછવું જ શું? અત એવ કહ્યું—सर्वथा—સર્વ પ્રકારે, भयपरिक्षयः—ભયનિવૃત્તિ, इति—આ હેતુ થકી, एतत्—આ, જિતભયત્વ.

આ ઉક્ત અદ્વૈતમુક્તવાદીની માન્યતાનું નિરસન કરતાં કહ્યું—'सा तल्लयेऽपि तथाविधैव।' ઇ૦—'તે (બ્રહ્મસત્તા) તલ્લયે પણ તથાવિધા જ છે;' તે બ્રહ્મસત્તા તે પરમ બ્રહ્મમાં લય થયે પણ તથાવિધા જ—તેવા પ્રકારની જ રહેશે. અર્થાત્ બ્રહ્મસત્તા થકી જ ક્ષેત્રજ્ઞોનો બ્રહ્મમાંથી પૃથગ્ભાવ હોય એમ કહ્યું, તો તે બ્રહ્મસત્તા તે બ્રહ્મમાં મુક્તાત્માઓનો લય થયે પણ તથાવિધા જ—તેવી ને તેવી જ, પૃથગ્ભાવહેતુરૂપ જ રહેશે. એમાં કાંઈ ફરક પડશે નહિ. એટલે 'તદ્વદ્ જ પુનઃ પૃથક્ત્વઆપત્તિ છે'—तद्वदेव भूयः पृथक्त्वापत्तिः; તેની જેમ જ, પ્રથમ એક વાર જેમ પૃથગ્ભાવ–અલગ પડવાનું થયું, તેમ ફરીથી પણ પૃથક્પણાનો–વિઘટનનો–અલગપણાનો પ્રસંગ પ્રાપ્ત થશે. 'જેથી કરીને એમ પુનઃ ભવભાવથી સર્વથા જિતભયપણું નથી,' એમ ફરીને પૃથક્પણાની આપત્તિને લીધે ફરીને ભવભાવની–સંસારભાવની આપત્તિ થશે, જેમાંથી છૂટ્યા એ જ સંસાર ફરી માંડવાનો પ્રસંગ પ્રાપ્ત થશે! એટલે સર્વથા–શક્તિ-ક્ષયથી પણ ઉક્તરૂપ જિતભયપણું નહિ હોય, ભવભય સદાય માથે લટકતો જ ઊભો રહેશે!

*બ્રહ્મલયે પણ પુનઃ પૃથક્ત્વાપત્તિથી જિતભયપણું ઘટતું નથી*

આમ બ્રહ્મસત્તા થકી પૃથગ્ભાવ માનવામાં જિતભયપણું ઘટતું નથી, પણ 'સહજ ભવભાવની વ્યવચ્છિત્તિ સતે તો તેની તત્સ્વભાવતાથી ઉક્તવત્ શક્તિરૂપે પણ સર્વથા ભયપરિક્ષય હોય છે. એટલા માટે એ નિરુપચરિત છે' અર્થાત્ બ્રહ્મવિઘટન આદિ ક્યાંયથી પણ અપ્રવૃત્ત એવો સહજ, જીવનો સહજન્મા–સાથે જ જન્મેલા, જીવતુલ્યકાલભાવી, એવા અનાદિ ભવભાવની–સંસારપર્યાયની વ્યવચ્છિત્તિ–વ્યવચ્છેદ–ક્ષય થયે, તે સહજ ભવભાવવ્યવચ્છિત્તિના તત્સ્વભાવપણાથી–જિતભયત્વ-સ્વભાવપણાથી પૂર્વોક્ત શિવ–અચલાદિ સ્થાન પ્રાપ્તિના ન્યાયથી શક્તિરૂપે પણ–ભયયોગ્ય સત્તાસ્વભાવે પણ સર્વથા—સર્વ પ્રકારે ભયપરિક્ષય–ભયનિવૃત્તિ હોય છે, તો સાક્ષાત્ ભયભાવથી તો પૂછવું જ શું? એમ 'અપિ'–પણનો અર્થ છે. તાત્પર્ય કે–સહજ ભવભાવનો ક્ષય થયે તેના જિતભયસ્વભાવપણાને લીધે શક્તિરૂપે–સત્તામાં પણ ભયબીજ રહેવા પામતું નથી, એટલે સર્વથા ભયપરિક્ષય હોય છે. અને આમ હોય છે, એટલા માટે જ આ જિતભયપણું નિરુપચરિત–તાત્ત્વિક હોય છે, ખરેખરૂં પરમાર્થસત્ હોય છે.

*સહજ ભવભાવક્ષયે જિતભયપણું નિરુપચરિત*

"પૂરણ બ્રહ્મ ને પૂર્ણાનંદી, દર્શન જ્ઞાન ચરણ રસકંદી;
સકળ વિભાવ પ્રસંગ અફંદી, તેહ દેવ સમરસ મકરંદી....
દીઠો દરિશણ શ્રી પ્રભુજીનો, સાચે રાગે મનશું ભીનો."—શ્રી દેવચંદ્રજી



એકવાર વિઘટનસ્વભાવપણાની કલ્પનામાં અનેક દોષની ઉપપત્તિ દર્શાવી, અદ્વૈત મતને શીર્ણ વિશીર્ણ કરે છે—

[૧૯] न सकृद्विघटनस्वभावत्वकल्पनयाऽद्वैतेऽप्येवमेवादोष इति न्याय्यं वचः, अनेकदोषोपपत्तेः। तथाहि—

तद्विचटनं शुद्धादशुद्धाद्वा ब्रह्मण इति निरूपणीयमेतत्। शुद्धविचटने कुतस्तेषामिहाशुद्धिः, अशुद्धविचटने तु तत्र लयोऽपार्थकः।

न चैवमेकमविभागं च तदिति, अनेकत्वे च परमताङ्गीकरणमेव, तद्विभागानामेव नीत्या आत्मत्वादिति।[२०२]

[१९]અર્થ :—એકવાર વિચટનસ્વભાવપણાની કલ્પનાથી અદ્વૈતમાં પણ એમ જ અદોષ છે.—એ ન્યાય્ય વચન નથી,—અનેક દોષની ઉપપત્તિને લીધે. તે આ પ્રકારે—

તે વિચટન શુદ્ધમાંથી કે અશુદ્ધ બ્રહ્મમાંથી છે? એમ આ નિરૂપણીય છે. શુદ્ધમાંથી વિચટન સતે તેઓની અહીં અશુદ્ધિ ક્યાંથી? અશુદ્ધમાંથી વિચટન સતે તો તેમાં લય અપાર્થક (નિરર્થક) છે.

અને એમ તે (બ્રહ્મ) એક અને અવિભાગ નહિં હોય; અને અનેકત્વ સતે પરમતનું જ અંગીકરણ થશે,–તદ્‌વિભાગોના જ નીતિથી આત્મપણાને લીધે.[२०१]

---

पञ्जिका—અત્રે જ પરમત આશંકીને પરિહરતાં કહ્યું:—न—ન જ, सकृद्विचटनस्वभावत्वकल्पनया—એકવાર પરમ બ્રહ્મમાંથી વિભક્તિભાવ સ્વભાવપણાની કલ્પનાથી, अद्वैतेऽपि—પરમબ્રહ્મ લક્ષણ અદ્વૈતમાં પણ, તો પછી દ્વૈતમાં તો પૂછવું જ શું? एवमेव—એમ જ, તમારા અભ્યુપગમના ન્યાયથી જ, अदोषः—ઉપચરિત જિતભયત્વ એવંલક્ષણ દોષનો અભાવ છે, इति—એવંરૂપ, न्याय्यं—ન્યાયાનુગત, वचः—વચન. કયા કારણથી? તે માટે કહ્યું—अनेकदोषोपपत्तेः—અનેક દોષની ઉપપત્તિને લીધે. તે જ ભાવે છે. तथाहि—પૂર્વોક્તની ભાવનાર્થે—

तत्—તે એકવાર विचटनं—બ્રહ્મમાંથી વિભાગ.—ક્ષેત્રવિદોનો એમ સમજાય છે, शुद्धात्—શુદ્ધમાંથી, સકલદોષ રહિતમાંથી, अशुद्धात्—અશુદ્ધમાંથી, ઇતરરૂપમાંથી, वा—શબ્દ વિકલ્પાર્થ છે. ब्रह्मणः—બ્રહ્મમાંથી, પરમ પુરુષ અદ્વૈત રૂપમાંથી, 'पुरुष एवेदं' આ પુરુષ જ છે ઇત્યાદિ વેદવાક્યથી નિરૂપિતમાંથી, इति—એમ, निरूपणीयं—પર્યાલોચ્ય, एतत्—આ, સકૃદ્ વિચટન, બન્ને પ્રકારમાં દોષના સંભવને લીધે. દોષ જ દર્શાવે છે—

शुद्धाद् ब्रह्मणः—શુદ્ધ બ્રહ્મમાંથી, विचटने—વિચટનમાં, कुतः—ક્યાંથી? નહિં કે ક્યાંયથી એમ અર્થ છે, तेषां—ક્ષેત્રવિદોની, इह—સંસારમાં, अशुद्धिः—અશુદ્ધિ, જેના ક્ષયાર્થે યોગીઓનો યમનિયમાભ્યાસ છે. अशुद्धविचटने तु—અશુદ્ધમાંથી વિચટનમાં પુનઃ, ब्रह्मणि—બ્રહ્મમાં, लयः—લય, ઉક્તરૂપ, अपार्थकः—નિરર્થક છે,—તે અશુદ્ધિજન્ય ક્લેશની ત્યાં પણ મુક્તોને પ્રાપ્તિને લીધે. તેના અભ્યુપગમથી પણ બ્રહ્મને દૂષિત કરતાં કહ્યું—

न च—ન જ, एवं—એમ, પરમબ્રહ્મથી ક્ષેત્રજ્ઞોના વિચટનમાં અને લયમાં, एकम्—એક, અદ્વિતીય, अविभागं च—અને અવિભાગ, નિરવયવ, तत्—તે, પરમબ્રહ્મ કિંતુ વિપર્યય છે. એમ પણ શું? તે માટે કહ્યું—अनेकत्वे च—અને અનેકપણું સતે, ક્ષેત્રજ્ઞ અપેક્ષાએ પરમબ્રહ્મનું परमताङ्गीकरणमेव—પરમતનું અંગીકરણ જ અભ્યુપગત થાય. કયા કારણથી? તે માટે કહ્યું—तद्विभागानामेव—तस्य—તેના, આત્મસામાન્યરૂપ પરમબ્રહ્મના, विभागानां—વ્યક્તિરૂપ વિભાગોના, नीत्या—નીતિથી, યુક્તિથી, आत्मत्वात्—આત્મપણાને લીધે, ક્ષેત્રજ્ઞપણાને લીધે.

## વિવેચન

શુદ્ધ સ્વરૂપે સ્વયં પ્રગટયાથી,
બ્રહ્મ સ્વયંભૂ બુદ્ધ બુઝયાથી.—**પ્રજ્ઞાવબોધ મોક્ષમાળા** (સ્વરચિત)

એટલે અદ્વૈતમુક્તવાદી એવી દલીલ કરશે કે—'એક વાર વિચટનસ્વભાવપણાની કલ્પનાથી અદ્વૈતમાં પણ એમ જ અદોષ છે;' અર્થાત્ પરમબ્રહ્મમાંથી એક જ વાર વિચટન-પૃથગ્ભાવ-વિખૂટાપણું થાય છે એવા સ્વભાવપણાની જો કલ્પના કરશું, તો અદ્વૈતમાં પણ એમ જ તમે માન્ય કરેલા ન્યાયે અદોષ છે, ઉપચરિત જિતભયપણારૂપ દોષનો અભાવ છે. તેનો જવાબ આપતાં કહ્યું—'એ ન્યાય્ય વચન નથી,—અનેક દોષની ઉપપત્તિને લીધે;' તમે જે એક જ વાર વિચટનસ્વભાવપણાની દલીલ કરી તે ન્યાય્ય-ન્યાયસંગત, યુક્તિયુક્ત (Rational) વચન નથી, કારણ કે તેમાં અનેક દોષ ઘટે છે, માટે. જુઓ આ પ્રકારેઃ—

પ્રથમ તો (૧) 'તે વિચટન શુદ્ધમાંથી કે અશુદ્ધ બ્રહ્મમાંથી છે? એમ આ નિરૂપણીય છે. શુદ્ધમાંથી વિચટને સતે તેઓની અહીં અશુદ્ધિ ક્યાંથી? અશુદ્ધમાંથી વિચટન સતે તો તેમાં લય અપાર્થક (નિરર્થક) છે.' અર્થાત્ પહેલું તો એ નિરૂપણ કરવા યોગ્ય-તપાસવા યોગ્ય છે કે અદ્વૈતરૂપ પરમ પુરુષ બ્રહ્મમાંથી ક્ષેત્રજ્ઞોનું એકવાર વિચટન-પૃથક્પણું-જૂદા પડવાપણું તમે માન્યું, તે શું શુદ્ધ નિર્દોષ બ્રહ્મમાંથી થાય છે? કે અશુદ્ધ-સદોષ બ્રહ્મમાંથી? જો શુદ્ધ બ્રહ્મમાંથી ક્ષેત્રજ્ઞોનું પૃથક્પણું થાય છે એમ કહો તો અહીં સંસારમાં આ ક્ષેત્રજ્ઞોની અશુદ્ધિ ક્યાંથી આવી પડી?

*શુદ્ધમાંથી વિચટન કે અશુદ્ધમાંથી? બન્ને પક્ષમાં દોષ*

—'शुद्धविचटने कुतस्तेषामिहाशुद्धिः'—કે જે અશુદ્ધિના નિવારણાર્થે જોગીજનો આટલો બધો યમ-નિયમાદિ પરિશ્રમ ઊઠાવી રહ્યા છે. અને જો અશુદ્ધ બ્રહ્મમાંથી જૂદા પડવાપણું થાય છે એમ કહો, તો તેવા અશુદ્ધ બ્રહ્મમાં લય પામવો નિરર્થક છે, નકામો છે, —'अशुद्धविचटने तु तत्र लयोऽपार्थकः;'—કારણ કે ત્યાં પણ મુક્તોને અશુદ્ધ બ્રહ્મમાં લય થવાથી અશુદ્ધિજન્ય કલેશની પ્રાપ્તિ થશે, એટલે મુક્તના હાલ પણ તેવા ને તેવા જ રહેશે! અને મોક્ષ માટેની કરેલી બધી મહેનત પાણીમાં જશે! 'રળીઆ ગઢવી'ના જેવી દશા થશે! માટે શુદ્ધ કે અશુદ્ધ બ્રહ્મમાંથી એક વાર પણ વિચટનસ્વભાવપણું ઘટતું નથી.

અને બીજો દોષ—(૨) અને એમ તે બ્રહ્મ એક ને અવિભાગ નહિં હોય,—'न चैव मेकमविभागं च तद्'. હવે દલીલ ખાતર ધારો કે તમારી માન્યતા મુજબ બ્રહ્મમાંથી ક્ષેત્રજ્ઞોનું-આત્માઓનું જૂદા પડવાપણું ને તેમાં જ લય પામવાપણું હોય છે, તો તમે માનેલું અદ્વૈત એક-અદ્વિતીય ને અવિભાગ-નિરવયવ નહિં હોય; એથી ઉલટું જ દ્વૈતરૂપ જ-વિભાગરૂપ જ-હશે; એટલે જ્યાં દ્વૈત-દ્વિતીયભાવ નથી એવો તમે માનેલો અદ્વૈત સિદ્ધાન્ત જ સ્વયં ઊડી જશે!

*અદ્વૈતનું સર્વથા અઘટમાનપણું*

અને ત્રીજો દોષ—(૩) 'અને અનેકત્વ સતે પરમતનું જ અંગીકરણ થશે,'—'अनेकत्वे च परमताङ्गीकरणमेव'—તદ્વિભાગોના જ નીતિથી આત્મપણાને લીધે.' હવે તમે જો એમ કહો કે ક્ષેત્રજ્ઞો-સંસારી જીવોની અપેક્ષાએ અદ્વૈત પરમ બ્રહ્મનું અનેકપણું છે, તો તમે સ્વમત અદ્વૈત છોડીને પરમગતનો અંગીકાર કર્યો એમ થશે. કારણકે આત્મસામાન્યરૂપ તે પરમબ્રહ્મના જે વ્યક્તિરૂપ વિભાગો છે, તેનું જ આત્માપણું છે, એમ નીતિથી-ન્યાયથી સિદ્ધ છે. એટલે ન છૂટકે તમારાથી અનેક આત્માઓનો સ્વીકાર કરાતાં તમે માનેલો અદ્વૈત મત તમારા પોતાના હાથે જ સ્વયં ખંડિત થાય છે.



આ ક્ષેત્રવિદો પરબ્રહ્મના અંશો છે ને તેઓનું બ્રહ્મમાંથી પૃથક્ત્વ આદિ છે કે અનાદિ છે ઇ. અચિન્ત્ય છે, માટે કૂપપતિતના ઉદાહરણથી ભવકૂપપતિતનો ઉત્તારણ ઉપાય વચનથકી જ શોધવા યોગ્ય છે, ઇ. જે દલીલો અદ્વૈતમુક્તવાદીઓ કરે છે, તેનો પણ ઉપરોક્ત યુક્તિથી રદીઓ અપાઈ ચૂક્યો એમ કહે છે—

[२०]एतेन यदाह—

"परमब्रह्मण एते क्षेत्रविदोंऽशा व्यवस्थिता वचनात्। वह्निस्फुलिङ्गकल्पाः समुद्रलवणोपमास्त्वन्ये ॥१॥ सादिपृथक्त्वममीषामनादि वाऽहेतुकादि वाऽचिन्त्यम्। युक्त्या ह्यतीन्द्रियत्वात् प्रयोजनाभावतश्चैव ॥२॥ कूपे पतितोत्तारणकर्तृस्तदुपायमार्ग्गणं न्याय्यम्। ननु पतित: कथमयमिति हन्त तथादर्शनादेव ॥३॥ भवकूपपतितसत्त्वोत्तारणकर्त्तुरपि युज्यते ह्येवम्। तदुपायमार्ग्गणमलं वचनाच्छेषव्युदासेन ॥४॥ एवं चाद्वैते सति वर्णविलोपाद्यसङ्गतं नीत्या। ब्रह्मणि वर्णाभावात् क्षेत्रविदां द्वैतभावाच्च ॥५॥" इत्यादि—एतदपि प्रतिक्षिप्तं।[२०२]

[૨૦]અર્થ:—આ પરથી જે કહ્યું છે કે—

"પરમ બ્રહ્મના આ ક્ષેત્રવિદ્ અંશો વચન થકી વ્યવસ્થિત છે; તેઓ અગ્નિના સ્ફુલિંગો સમા છે, અન્યો તો સમુદ્રના લવણની ઉપમાવાળા છે. (૧) એઓનું પૃથક્પણું સાદિ છે વા અનાદિ છે, વા અહેતુકાદિ છે, તે યુક્તિથી અચિન્ત્ય છે,—અતીન્દ્રિયપણું છે માટે, તેમજ પ્રયોજનનો અભાવ છે માટે. (૨)

"કૂપમાં પતિતના ઉત્તારણકર્ત્તાને તેના ઉપાયનું માર્ગણ (શોધન) ન્યાય્ય છે. નહિ કે આ કેમ પતિત થયો? (એનું માર્ગણ ન્યાય્ય). કારણ કે તથાદર્શન જ છે માટે. (૩) એમ જ ભવકૂપમાં પતિત સત્ત્વોના ઉત્તારણકર્ત્તાને પણ બસ તેના ઉપાયનું માર્ગણ યુક્ત છે,—શેષવ્યુદાસથી વચન થકી. (૪)

"અને એમ અદ્વૈત સતે વર્ણવિલોપાદિ નીતિથી અસંગત છે,—બ્રહ્મમાં વર્ણઅભાવને લીધે અને ક્ષેત્રવિદોના દ્વૈતભાવને લીધે. (૫) ઇત્યાદિ.—એ પણ પ્રતિક્ષિપ્ત થયું.[૨૦૨]

## વિવેચન

"ઉદકબિન્દુ સાયર ભળ્યો સાહેલડીઆં. જિમ હોય અક્ષયઅભંગ રે....ગુણવેલડીઆં;
વાચક યશ કહે પ્રભુ ગુણે સા. તિમ મુજ પ્રેમ પ્રસંગ રે ગુણ."—શ્રી યશોવિજયજી

આ બ્રહ્મનિરાસ-અદ્વૈતખંડન પરથી જે આ નીચે પ્રમાણે બીજાઓએ કહેલું છે, તે પણ આપોઆપ ખંડિત થઈ જાય છે. અત્રે ટાંકેલી આર્યા પ્રમાણે-'પરમબ્રહ્મના—દ્વૈતભાવને લીધે' અદ્વૈતવાદી દલીલ કરે છે કે-(૧) આ શાસ્ત્ર-લોકપ્રસિદ્ધ ક્ષેત્રવિદો-જીવો પુરુષાદ્વૈતરૂપ પરમ બ્રહ્મના અંશો-વિભાગો-અવયવો છે, એ વચનથી-આગમથી વ્યવસ્થિત-પ્રતિષ્ઠિત છે; અને તે બે પ્રકારના છે-'वह्निस्फुलिङ्गकल्पाः' અગ્નિ સ્ફુલિંગ-સમા-તણખા સમા, અને બીજાઓ **સમુદ્રલવણની ઉપમાવાળા**, 'समुद्रलवणोपमास्त्वन्ये'; અર્થાત્ બ્રહ્મમાંથી પૃથગ્ વિઘટન-જૂદા પડવાપણા વડે કરીને સંસારી જીવો-ક્ષેત્રજ્ઞો અગ્નિના સ્ફુલિંગો સમા છે; તણખા જેમ અગ્નિમાંથી છૂટા પડે છે, તેમ આ ક્ષેત્રજ્ઞો બ્રહ્મમાંથી છૂટા પડયા છે. અને બીજાઓ-મુક્તાત્માઓ અથવા વિઘટન પૂર્વેના સંસારીઓ જે છે તેને સમુદ્રના લવણની ઉપમા ઘટે છે. મીઠું જેમ સમુદ્રમાં અપૃથક્-જૂદું નહિં એમ જ લીનપણે રહ્યું છે, અથવા લય પામી જાય છે, તેમ મુક્તાત્માઓ અથવા

પરમબ્રહ્મના અંશો ક્ષેત્રવિદો

---

पञ्जिका—एतेन—આ વડે, બ્રહ્મનિરાસ વડે, यदाह—જે આ કોઈએ કહ્યું છે, તે एतदपि प्रतिक्षिप्तं એ પણ પ્રતિક્ષિપ્ત થયું એમ યોગ (સંબંધ) છે. ઉક્ત જ દર્શાવે છે—

परमब्रह्म ઇત્યાદિ આર્યા. परमब्रह्मणः—પુરુષાદ્વૈતલક્ષણ પરમ બ્રહ્મના, एते—આ, શાસ્ત્ર-લોક-સિદ્ધ, क्षेत्रविदो—જીવો, अंशाः—વિભાગો, व्यवस्थिताः—પ્રતિષ્ઠિત છે. કયા પ્રમાણથી? તે માટે કહ્યું—वचनात्—વચનથી, આગમથી. અને તેઓ બે પ્રકારના છે તે માટે કહ્યું—वह्निस्फुलिङ्गकल्पाः—અગ્નિના સ્ફુલિંગ સમા, પૃથગ્ જ વિઘટન વડે કરીને, સંસારીઓ. समुद्रलवणोपमास्त्वन्ये—અને બીજાઓ સમુદ્રલવણોપમ છે. જેમ સમુદ્રમાં લવણ અપૃથક્ જ લીનતાથી વ્યવસ્થિત છે, એમ મુક્તાત્માઓ અને વિઘટન પૂર્વે સંસારીઓ પણ બ્રહ્મમાં.

सादि ઇત્યાદિ ત્રણ આર્યા સુગમ જ છે. પરંતુ हन्त तथादर्शनादेव—हन्त—એ પ્રત્યવધારણમાં છે, તમે પ્રત્યવધારો, तथादर्शनादेव—તથાદર્શન થકી જ, કૂપપતનકારણના વિચારણ વિના ઉત્તરણ-ઉપાયના માર્ગણના જ દર્શનને લીધે. शेषव्युदासेन—શેષના વ્યુદાસથી, વચનવ્યતિરિક્ત પ્રમાણના પરિહારથી, વા સાદિ-અનાદિ વિઘટનના વિચારના પરિહારથી.

एवं च ઇત્યાદિ આર્યા, एवं—એમ, વચનપ્રમાણથી, च—સમુચ્ચયે, अद्वैते—આત્માઓનો એકી-ભાવ સતે, वर्णविलोपादि—वर्णाः—બ્રાહ્મણ-ક્ષત્રિય-વૈશ્ય-શૂદ્રલક્ષણ વર્ણો, तेषां—તેઓનો, विलोपः—પ્રતિનિયત સ્વઆચારના પરિહારથી પરવર્ણના આચારનું કરણ, आदि—આદિ ગ્રહણથી સ્વઆચાર પરઆચાર-પરઆચાર અનુવૃત્તિરૂપ સંસ્કાર, असङ्गतं—અયુક્ત, नीत्या—નીતિથી, ન્યાયથી. તે જ નીતિ કહી—

ब्रह्मणि—પરમપુરુષલક્ષણ બ્રહ્મમાં, वर्णाभावात्—બ્રાહ્મણાદિ વર્ણવિભાગના અભાવને લીધે. બ્રહ્મમાં વર્ણવિભાગ ભલે મહો, પણ તેના અંશરૂપ આત્માઓમાં હશે, એમ આશંકીને કહ્યું—क्षेत्रविदां द्वैतभावाच्च—અને ક્ષેત્રવિદોના દ્વૈતભાવને લીધે. ક્ષેત્રવિદો પણ મુક્ત-અમુક્ત ભેદથી દ્વૈવિધ્યને જ આશ્રિત છે, એથી તેઓમાં પણ વર્ણવિભાગ નથી, એથી વર્ણવ્યવસ્થા નહિં સતે વર્ણવિલોપાદિ તાત્ત્વિક કેમ હોય? इत्यादि—એમ અન્ય વચન પણ ગ્રહાય છે. एतदपि—એ પણ, અનન્તરોક્ત, પરંપરોક્ત પ્રાચ્યનું તો પૂછવું જ શું? એમ 'અપિ'—પણ શબ્દનો અર્થ છે, प्रतिक्षिप्तं—નિરાકૃત થયું.

પૃથક્ત્વ સાદિ અનાદિ ઇ. અચિન્ત્ય

વિઘટન પૂર્વેના સંસારીઓ બ્રહ્મમાં લીનપણે રહ્યા છે અથવા લય પામી જાય છે. આમ પૃથક્પણાની વ્યવસ્થા વચનથી વ્યવસ્થિત છે. (૨) એટલે એઓનું તથા ક્ષેત્રજ્ઞોનું પૃથક્પણું–અલગ પડવાપણું સાદિ છે કે અનાદિ છે? સહેતુક છે કે અહેતુક છે? ઇત્યાદિ યુક્તિથી અચિંત્ય છે, ચિંતવવા યોગ્ય નથી, કારણ કે તેનું અતીન્દ્રિયપણું છે માટે, અને પ્રયોજનનો અભાવ છે માટે.

દાખલા તરીકે–(૩) કૂવામાં પડી ગયેલનું ઉત્તારણ કરવા બ્હાર કાઢવા ઇચ્છનારે તેના ઉપાયનું માર્ગણ—શોધન (Search) કરવું એ જ ન્યાયયુકત છે, પણ આ કેમ પડી ગયો? એ શોધવું ન્યાય્ય નથી, કારણ કે તથાદર્શન જ છે, આ પડી ગયો છે એવા પ્રકારે તે પ્રગટ દેખાય જ છે, એ હકીકત (fact) છે. માટે આ કેમ પડી ગયો? એ પંચાત કરવાનું કોઇ પ્રયોજન નથી, એને બ્હાર કેમ કાઢવો એ જ પ્રયોજન છે. (૪) તેમ ભવરૂપ કૂપમાં પડી ગયેલા પ્રાણીઓનું ઉત્તારણ કરવા ઇચ્છનારે પણ તેના ઉપાયનું બસ માર્ગણ–શોધન કરવું એ જ યુકત છે; અને તે ઉપાયશોધન પણ શેષવ્યુદાસથી–બાકી બીજું બધું છોડી દઈને વચન થકી જ કરવું યુકત છે.

કૂપપતિતનું ઉદાહરણ

અને (૫) એમ—વચનપ્રમાણથી અદ્વૈત સતે, આત્માઓનો એકીભાવ સતે, વર્ણવિલોપ આદિ અસંગત છે; અર્થાત્ બ્રાહ્મણ–ક્ષત્રિય–વૈશ્ય–શૂદ્ર એ વર્ણની વ્યવસ્થાનો સ્વવર્ણના આચાર છોડી પરવર્ણના આચાર કરવા વડે વિલોપ, અથવા સ્વઆચાર–પરઆચારને અનુવૃત્તિરૂપ સંસ્કાર, એ આદિ નીતિથી–ન્યાયથી અયુકત છે. અને તે નીતિ આ છે–પરમપુરુષ-લક્ષણ બ્રહ્મમાં વર્ણનો અભાવ છે માટે, અને ક્ષેત્રવિદોનો દ્વૈતભાવ છે માટે. અર્થાત્ ક્ષેત્રવિદોના પણ મુકત–અમુકત એ બે જ ભેદ છે, તેથી તેઓમાં પણ વર્ણવિભાગ તાત્વિક નથી, એટલે વર્ણવ્યવસ્થા જ અસત્ સતે વર્ણવિલોપાદિ તાત્વિક કેમ હોય? અર્થાત્ એ કલ્પના અતાત્વિક છે, ઉપચરિત જ છે.

વર્ણવિલોપાદિ અસંગત

ઇત્યાદિ, 'એ પણ પ્રતિક્ષિપ્ત થયું'; ઇત્યાદિ પ્રકારની દલીલ કરતા અન્ય વચન પણ જે અદ્વૈતવાદી વદે છે, તે સર્વનો પણ પૂર્વે કહેલી યુકિતથી પૂરેપૂરો રદીઓ અપાઈ ચૂક્યો છે.



કારણ કે વચનની બા. માં શ્રદ્ધામાત્રગમ્યપણું ન ચાલે. કારણ કે દૃષ્ટ-ઇષ્ટથી અવિરુદ્ધ વચનનું જ વચનપણું છે, નહિં તો તે થકી પ્રવૃત્તિની અસિદ્ધિ છે, ઇ સંકલનાબદ્ધ કારણપરંપરાથી યુક્તિયુક્ત પ્રતિપાદન કરે છે—

[૨૧] अश्रद्धामात्रगम्यत्वात् दृष्टेष्टाविरुद्धस्य वचनस्य वचनत्वाद्, अन्यथा ततः प्रवृत्त्यसिद्धेः, वचनानां बहुत्वात् मिथो विरुद्धोपपत्तेः, विशेषस्य दुर्लक्षत्वात्, एकप्रवृत्तेरपरबाधितत्वात्, तत्त्यागादितरप्रवृत्तौ यदृच्छा, वचनस्याप्रयोजकत्वात्, तदन्तरनिराकरणादिति । ૨૦૩

[૨૧]અર્થ:—શ્રદ્ધામાત્રથી ગમ્યપણું છે માટે, દૃષ્ટ-ઇષ્ટથી અવિરુદ્ધ વચનનું વચનપણું છે માટે, અન્યથા તે થકી પ્રવૃત્તિની અસિદ્ધિ હોય માટે, વચનોના બહુત્વથી પરસ્પર વિરુદ્ધ ઉપપત્તિ હોય માટે, વિશેષનું દુર્લક્ષપણું છે માટે, એક થકી પ્રવૃત્તિનું અપરથી બાધિતપણું છે માટે, તેના ( બાધક વચનના ) ત્યાગથી ઇતર પ્રવૃત્તિમાં યદૃચ્છા છે,—વચનનું અપ્રયોજકપણું છે માટે, તદન્તરથી નિરાકરણ છે માટે.[૨૦૨]

## વિવેચન

"તે પ્રાપ્ત કરવા વચન કોનું સત્ય કેવળ માનવું ?
નિર્દોષ નરનું કથન માનો તેહ જેણે અનુભવ્યું."
—શ્રીમદ્ રાજચંદ્રજી પ્રણીત મોક્ષમાળા

ઉપરમાં અદ્વૈતવાદીનું ટાંકેલું વચન પ્રતિક્ષિપ્ત થયું, એમ કહ્યું, ત્યારે વાદી કહેશે-અમે તો આ 'વચનથી'-આગમપ્રમાણથી કહ્યું છે, તો પછી તમે આમ કેમ કહો છો ? તેના ઉત્તરમાં અત્રે **સંકલનાબદ્ધ કારણપરંપરા** દર્શાવી છે:—

પ્રથમ તો તમે જે આ વચન કહો છો, તેનું 'શ્રદ્ધામાત્રગમ્યપણું છે માટે.' 'श्रद्धामात्रगम्यत्वात्'—તમે ભલે માન્ય કરો, પણ બીજા કેમ માન્ય કરશે ? અર્થાત્

---

पञ्जिका—કયા કારણથી ? તે માટે કહ્યું—श्रद्धामात्रगम्यत्वात्—શ્રદ્ધામાત્રથી ગમ્યપણાને લીધે, રુચિમાત્ર વિષયપણાને લીધે.

વારુ, વચનથી એમ કહેવામાં આવ્યું છે, તો એમ કેમ કહેવામાં આવે છે ? તે માટે કહ્યું:—दृष्ट ઇત્યાદિ. दृष्टेष्टाविरुद्धस्य—दृष्टं—દૃષ્ટ, અશેષ પ્રમાણોથી ઉપલબ્ધ, इष्टं—ઇષ્ટ, વચનોક્ત જ, तयो:—તે બન્નેના અવિરોધથી अविरुद्धस्य—અવિરુદ્ધ એવા, वचनस्य—વચનના, वचनत्वाद्—વચનપણાને લીધે, આપ્તપણાને લીધે. કયા કારણથી ? તે માટે કહ્યું—अन्यथा—ઉક્ત લક્ષણ વિરહે, तत:—તે થકી, વચન થકી, प्रवृत्त्यसिद्धे:—પ્રવૃત્તિ અસિદ્ધિને લીધે, હેયોપાદેયના હાનોપાદાનની અસિદ્ધિને લીધે. કયા પારણથી ? તે માટે કહ્યું—

वचनानां—શિવ, સુગત, સુરગુરુ પ્રભૃતિથી પ્રણીત વચનોના, बहुत्वाद्—બહુપણાને લીધે, વ્યક્તિભેદે કરીને જ. તેથી શું ? તે માટે કહ્યું—मिथ:—પરસ્પર, विरुद्धोपपत्ते:—વિરુદ્ધ ઉપપત્તિને લીધે, નિત્ય-અનિત્યઆદિ વિરુદ્ધ અર્થના અભિધાનને લીધે. ત્યારે વિશિષ્ટ જ એવા તે (વચન) થકી પ્રવૃત્તિ હશે ? તે માટે કહ્યું—

विशेषस्य—દૃષ્ટ-ઇષ્ટ અવિરોધલક્ષણ વિશેષના, વિચાર વિના दुर्लक्षत्वात्—દુર્લક્ષપણાને લીધે. સર્વ વચનોથકી યુગપત્ પ્રવૃત્તિ અસંભવિની જ છે, એટલે તે એક થકી જ પ્રવર્તવું યોગ્ય છે એટલા માટે કહ્યું—તેમાં एकप्रवृत्ते—एकत:—એક વચન થકી, प्रवृत्ते:—ઉક્તલક્ષણ પ્રવૃત્તિના, अपरबाधितत्वात्—अपरेण—અપર વચનથી નિરાકૃતપણાને લીધે. તેથી શું ?

तत्त्यागात्—બાધક વચનના ત્યાગથી, इतरप्रवृत्तौ—ઇતર પ્રવૃત્તિમાં બાધ્યમાન વચનથી પ્રવૃત્તિમાં, यदृच्छा—સ્વેચ્છા, કેવી રીતે ? તે માટે કહ્યું—वचनस्य—કોઈ વચનના, अप्रयोजकत्वात्—અપ્રયોજકપણ ને લીધે, અપ્રવર્તકપણાને લીધે. એ પણ કયા કારણથી ? તે માટે કહ્યું—तदन्तरनिराकरणात्—તદન્તરથી—વચનાન્તરથી સર્વ વચનોના નિરાકરણને લીધે.

દૃષ્ટઇષ્ટથી અવિરુદ્ધ વચનનું જ વચનપણું

તમારૂં જે આ વચન છે તે માત્ર શ્રદ્ધાગમ્ય છે, તે રુચિમાત્ર–વિષયપણાને લીધે માત્ર શ્રદ્ધાથી ભલે માની શકાય, પણ બુદ્ધિગમ્ય વા યુક્તિગમ્ય (Rational & Logical) નથી, એટલે બુદ્ધિથી કે યુક્તિથી માન્ય કરી શકાય એવું નથી. એમ શાને લીધે? તો કે 'दृष्टेष्टाविरुद्धस्य वचनस्य वचनत्वात।'—'દૃષ્ટ–ઇષ્ટથી અવિરુદ્ધ વચનનું વચનપણું છે માટે.' અર્થાત્ 'દૃષ્ટ' એટલે પ્રત્યક્ષ દીઠેલ, અનુમાનાદિ સર્વ પ્રમાણુથી ઉપલબ્ધ, અને 'ઇષ્ટ' એટલે વચનથી–આગમથી ઇષ્ટ માનવામાં એ બન્નેના અવિરોધ થકી અવિરુદ્ધ એવું જે વચન હોય, તેનું જ ખરેખરૂં વચનપણું–આગમપણું છે. એટલે પ્રત્યક્ષ યુક્તિ આદિથી અબાધિત અને વચનથી અભિલષિત એવું જે અવિરુદ્ધ યુક્તિયુક્ત વચન હોય તે જ ખરેખરૂં 'વચન'–આગમ પ્રમાણુ છે ને તે જ માન્ય કરવા યોગ્ય છે, દૃષ્ટ–ઇષ્ટથી વિરુદ્ધ એવું ગમે તે વચન નહિં જ.

એમ શા માટે? 'અન્યથા તે થકી પ્રવૃત્તિની અસિદ્ધિ હોય માટે' અર્થાત્ એમ ન હોય, એટલે કે દૃષ્ટ–ઇષ્ટથી અવિરુદ્ધ વચનનું જ વચનપણું–આગમપણું ન હોય, તો પછી તે વચન થકી આ હેય છે ને આ ઉપાદેય છે એમ તેના હાન–ઉપાદનની સિદ્ધિ હોય નહિં, એટલે તેવા અપ્રમાણુ વચન થકી હેયના ત્યાગરૂપ ને ઉપાદેયના ગ્રહણરૂપ તથાપ્રકારની પ્રવૃત્તિની સિદ્ધિ હોય નહિં.

એમ પણ શા માટે? 'વચનોના બહુત્વથી પરસ્પર વિરુદ્ધ ઉપપત્તિ હોય માટે.' અર્થાત્ કપિલ, સુગત આદિ તે તે દર્શનપ્રણેતાઓથી પ્રણીત વચનોનું વ્યક્તિભેદે

વચનોના બહુત્વથી પરસ્પર વિરુદ્ધતા

કરીને બહુપણું–અનેકપણું–વિવિધપણું છેઃ એક તત્ત્વને યુક્તિથી નિત્ય જ સ્થાપે છે, તો બીજો યુક્તિથી અનિત્ય જ સ્થાપે છે. આમ તે તે વચનોની પરસ્પર વિરુદ્ધ (Opposite) ઉપપત્તિ–અર્થઘટના છે. એટલે કોનું વચન માનવું ને કયા વચન પ્રમાણે પ્રવર્ત્તવું એ જ મોટી મુંઝવણુ ને વિમાસણુ થઈ પડે છે, તો પછી તથાપ્રકારે પ્રવૃત્તિની સિદ્ધિ ક્યાંથી હોય?

ત્યારે કોઈ કહેશે—એમાં મુંઝાવાની કે વિમાસણુમાં પડી જવાની શી જરૂર છે? વિશિષ્ટ એવા તે વચનવિશેષ થકી પ્રવૃત્તિ શા માટે નહિં હોય? તેનો જવાબ આપ્યો–

વિશેષનું દુર્લક્ષપણું

'વિશેષનું દુર્લક્ષપણું છે માટે,' દૃષ્ટ–ઇષ્ટ અવિરોધલક્ષણુવાળા વિશેષનું વિચાર વિના દુર્લક્ષપણું છે માટે. અર્થાત્ આ વચન દૃષ્ટ–ઇષ્ટથી અવિરુદ્ધ એવું વિશિષ્ટ છે, તેનો વિચાર વિના–પરીક્ષા વિના લક્ષ થવો દુષ્કર છે; અને કોઈ પણ વચન એમ ને એમ તો પ્રમાણુ માની શકાય એમ છે નહિં, એટલે તે દૃષ્ટ–ઇષ્ટથી અવિરુદ્ધ (Consistent) એવું યુક્તિયુક્ત વિશિષ્ટ છે કે નહિં તે ચકાસવા માટે પણ પરીક્ષા અથવા વિચારણા અતિ અતિ આવશ્યક છે એમ સિદ્ધ થયું.

ત્યારે વળી કોઈ કહેશે—જો આમ વિશેષનું દુર્લક્ષપણું છે અને એકીસાથે સામાન્યથી સર્વ વચન થકી પ્રવૃત્તિ થઈ શકે એમ નથી, તો પછી ગમે તે કોઈ એક વચનથી પ્રવૃત્તિ કરવામાં બાધ શા માટે? તો કે—'એક થકી પ્રવૃત્તિનું અપરથી બાધિતપણું છે માટે;' એક વચન થકી પ્રવૃત્તિનું બીજા વચનથી બાધિતપણું થાય છે માટે. અર્થાત્ એક વચન પ્રમાણે પ્રવૃત્તિ કરવા જઈએ છીએ, તો બીજું વચન તેને બાધિત-ખંડિત કરી તેનો છેદ ઊડાવે છે. એટલે કરવું શું? એની સૂઝ પડતી નથી.

**એક થકી પ્રવૃત્તિનું અપરથી બાધિતપણું**

તો પછી તે પ્રવૃત્તિ છોડી તે બાધક વચનાનુસાર પ્રવૃત્તિ કરોને! એમાં બાધા ક્યાંથી? 'તત્ત્યાગથી ઈતર પ્રવૃત્તિમાં યદૃચ્છા છે,-વચનનું અપ્રયોજકપણું છે માટે,' હવે તે બાધક વચનથી બાધિત પ્રવૃત્તિનો ત્યાગ કરી, તે બાધક વચન પ્રમાણે ઈતર પ્રવૃત્તિ કરવા જઈએ છીએ તો યદૃચ્છા-ઢંગધડા વિનાની સ્વચ્છંદ પ્રવૃત્તિ થઈ પડે છે; કારણ કે એક અમુક વચનને પ્રમાણ માન્યું ને પ્રવૃત્તિ તો ઈતર વચન પ્રમાણે કરી, એમાં ઢંગધડો ક્યાં રહ્યો? ને એવી ઢંગધડા વિનાની યદૃચ્છા પ્રવૃત્તિમાં તે વચનનું પ્રયોજકપણું-પ્રવર્ત્ત-કપણું ક્યાં રહ્યું? અર્થાત્ તમે પ્રમાણ માનેલા વચનનું જ અપ્રયોજકપણું સિદ્ધ થયું.

એટલે સકંજામાં આવેલો વાદી કહેશે-એમ તમે કેમ કહો છો? આ ઇતર વચના-નુસાર ઈતર પ્રવૃત્તિ થાય છે, તો તે વચનનું અપ્રયોજકપણું શાને? તેનો રદીઓ, આપ્યો— 'તદન્તરથી (વચનાન્તરથી) નિરાકરણ છે માટે,' તે વચન પણ તેનાથી અન્ય વચનથી નિરાકરણ પામે છે, બાધિત-ખંડિત થાય છે, તેને લીધે. આમ વચનાન્તરથી સર્વ વચનોનું નિરાકરણ થાય છે, એટલે આવા પરસ્પર બાધક વચનોની મધ્યે કયા વચનથકી પ્રવૃત્તિ કરવી એનો નિર્ણય જ મુશ્કેલ બની જાય છે.

આમ વચનનું તો કોઈ ઠેકાણું નથી, ને તમે વચન વચન કરો છો! અમારા વેદનું આ વચન છે, અમારા આગમનું આ વચન છે, એમ વચનથી કહ્યા માત્રથી તે વચન કાંઈ પ્રમાણ બની જતું નથી! પણ પ્રમાણસિદ્ધ હોય તો જ પ્રમાણ બને છે. તાત્પર્ય કે-આગમ-અનુમાન-અનુભવથી અબાધિત એવું જે યુક્તિથી દૃષ્ટ-ઇષ્ટથી અવિરુદ્ધ પ્રમાણસિદ્ધ થાય છે, તે વચન જ પ્રમાણભૂત કહી શકાય, અને એવું અદુષ્ટ નિર્દોષ પ્રમાણ વચન જ બુદ્ધિમાને પ્રમાણ કહેવા ને કરવા યોગ્ય છે.

**પ્રમાણસિદ્ધ વચન જ પ્રમાણ**



દુષ્ટ અદુષ્ટ બ્રાહ્મણાદિ વિચાર વિના જણાય નહિં ને વિચાર યુક્તિગર્ભ છે, એ દૃષ્ટાંત પરથી અર્થાપત્તિથી યુક્તિ યુક્ત વચનનું જ પ્રમાણપણું ધ્વનિત કરે છે—

[૨૨] न ह्यदुष्टं ब्राह्मणं प्रव्रजितं वा अवमन्यमानो दुष्टं वा मन्यमानः तद्भक्त इत्युच्यते न च दुष्टेतरावगमो विचारमन्तरेण, विचारश्च युक्तिगर्भ इत्यालोचनीयमेतत् ।[२०४]

[22]અર્થ:—દાખલા તરીકે—અદુષ્ટ બ્રાહ્મણને વા પ્રવ્રજિતને અવમાનતો અથવા દુષ્ટને માનતો 'તદ્ભક્ત' એમ કહેવાતો નથી; અને દુષ્ટ–અદુષ્ટનો અવગમ વિચાર વિના હોય નહિં, અને વિચાર યુક્તિગર્ભ છે,—એમ આ આલોચનીય છે.[206]

## વિવેચન

"અવિચાર અને અજ્ઞાન એ સર્વ કલેશનું, મોહનું અને માઠી ગતિનું કારણ છે. સદ્વિચાર અને આત્મજ્ઞાન તે આત્મગતિનું કારણ છે."—શ્રીમદ્ રાજચંદ્ર. પત્રાંક. ૩૭૯

એટલે વાદી કહેશે—દુષ્ટ–અદુષ્ટ વિચારનું શું કામ છે? અમે તો વચનને જ પ્રમાણ માનશું. તેને જવાબ આપતાં તેમના આગમનો જ દાખલો આપીને ઉક્ત યુક્તિનું જ સમર્થન કર્યું–'અદુષ્ટ બ્રાહ્મણને વા પ્રવ્રજિતને અવમાનતો અથવા દુષ્ટને માનતો તદ્ભક્ત એમ કહેવાતો નથી; અને દુષ્ટ–ઇતરનો અવગમ વિચાર વિના હોય નહિં, અને વિચાર યુક્તિગર્ભ છે, એમ આ આલોચનીય છે.' અર્થાત્ અહો મહાનુભાવ! તમારા આગમમાં બ્રાહ્મણની વા પ્રવ્રજિતની ભક્તિ કરવાનું કહ્યું છે. તો હવે વિચારો કે તે બ્રાહ્મણનો વા પ્રવ્રજિતનો ભક્ત કોણ? અદુષ્ટ–નિર્દોષ–અનપરાધી બ્રાહ્મણને વા પ્રવ્રજિતને જે અવમાને–અનાદર કરે, અથવા જે દુષ્ટ બ્રાહ્મણને વા પ્રવ્રજિતને માને–આદર કરે, તે કાંઇ તદ્ભક્ત–તેનો ભક્ત, બ્રાહ્મણભક્ત કે પ્રવ્રજિતભક્ત કહેવાતો નથી; પણ જે અદુષ્ટ બ્રાહ્મણને જ વા પ્રવ્રજિતને જ માને તે તદ્ભક્ત કહેવાય છે. હવે આ દુષ્ટ છે કે અદુષ્ટ છે, તેની ખબર વિચાર વિના પડે નહિં; અને વિચાર છે તે યુક્તિગર્ભ છે–'विचारश्च युक्तिगर्भः' વિચારની અંદર યુક્તિ ગર્ભિત રહેલી જ છે, એટલે તમને પણ યુક્તિનો આશ્રય લીધા વિના છૂટકો નથી. આ વિચારવા યોગ્ય છે.

દુષ્ટ–અદુષ્ટ બ્રાહ્મણાદિ વિચાર યુક્તિગર્ભ, તેમ શાસ્ત્ર પણ

---

पञ्जिका— ભલે વચનોનો વિરોધ હો, તથાપિ વચનબહુમાનથી પ્રવૃત્તને ગમે તે કોઈ પણ વચન થકી ઇષ્ટસિદ્ધિ થશે, એમ આશંકી, વ્યતિરેકથી પ્રતિવસ્તુઉપન્યાસ કહ્યો:—न—ન જ, हि—કારણ કે, अदुष्टम्—અદુષ્ટ, અનપરાધ, ब्राह्मणं—બ્રાહ્મણને, દ્વિજને, प्रव्रजितं वा—વા પ્રવ્રજિતને, ભાગવતાદિકને, अवमन्यमानः—અવમાનતો, અનાદરતો, दुष्टं वा—વા દુષ્ટને, સદોષને. मन्यमानः—વચનકરણાદિ વડે માનતો, तद्भक्तः—તેનો ભક્ત, બ્રાહ્મણભક્ત વા પ્રવ્રજિતભક્ત, इति—એમ, उच्यते—કહેવાતો,—કુશલોથી. એથી અદુષ્ટ ભક્ત જ બ્રાહ્મણાદિભક્ત છે. એમ અત્રે પણ યોજના કાર્ય છે.

એમ ત્યારે અદુષ્ટ એવા તે (વચન) થકી પ્રવર્તશે, એમ આશંકીને કહ્યુ—न च—ન જ, दुष्टेतरावगमो—દુષ્ટ–અદુષ્ટનો અવગમ विचारमन्तरेण—વિચાર શિવાય. એટલા માટે વિચાર આશ્રયણીય છે. विचारश्च युक्तिगर्भः—અને વિચાર યુક્તિગર્ભ છે. અને યુક્તિ પ્રમાણ નથી,—પરમતમાં વચનમાત્રના જ પ્રમાણત્વના અભ્યુપગમને લીધે. इति—એમ, બ્રાહ્મણાદિ ન્યાયથી, आलोचनीयमेतत—આ આલોચનીય છે, વચનમાત્ર થકી પ્રવર્તન એ.

આનો ફલિતાર્થ એ છે કે-જેમ અદુષ્ટ બ્રાહ્મણાદિને અવમાનતો વા દુષ્ટને માનતો તદ્દભક્ત નથી, પણ અદુષ્ટ બ્રાહ્મણાદિને જ માનતો તદ્દભક્ત છે; તેમ અદુષ્ટ શાસ્ત્રને-આગમને અવમાનતો વા દુષ્ટને માનતો તદ્દભક્ત નથી, તે શાસ્ત્રભક્ત-આગમભક્ત નથી, પણ અદુષ્ટ-નિર્દોષ શાસ્ત્ર-આગમને જ માનતો તદ્દભક્ત છે, તે શાસ્ત્ર-આગમનો સાચો ભક્ત આરાધક છે. અને જેમ દુષ્ટ-અદુષ્ટ બ્રાહ્મણાદિનો નિર્ણય વિચારણા વિના થઇ શકતો નથી, તેમ દુષ્ટ-અદુષ્ટ શાસ્ત્ર-આગમનો નિર્ણય પણ વિચારણા વિના થઈ શકતો નથી. અને આ જે વિચારણા છે તેના ગર્ભમાં યુક્તિ તો રહેલી જ છે, એટલે તમને પણ યુક્તિનો પ્રમાણ તરીકે સ્વીકાર કર્યા વિના છૂટકો નથી. પણ તમારા મતે તો યુક્તિ—અનુમાન એ પ્રમાણ નથી, વચન જ પ્રમાણ છે; તો હવે તમે આ તમારા જ આગમવચનના આ ઉક્ત દાખલા પરથી વિચારી જુઓ કે વચનમાત્રથી પ્રવર્ત્તવું એ ન્યાય્ય નથી, પણ આગમ—અનુમાન—અનુભવથી અબાધિત એવા યુક્તિ યુક્ત પ્રમાણસિદ્ધ વચનથી જ પ્રવર્ત્તવું ન્યાય્ય છે. સુજ્ઞેષુ કિં બહુના ?

યુક્તિયુક્ત પ્રમાણસિદ્ધ વચન જ પ્રમાણ



કૂપપતિતના ઉદાહરણમાં પણ ન્યાય ઘટતો નથી અને પતિતઉદ્ધરણના ઉપાયનું શોધન પણ વિચારરૂપ નથી એમ નથી, અપિ તુ વિચારરૂપ જ છે, એમ આક્ષેપ કરે છે—

[२३]कूपपतितोदाहरणमप्युदाहरणमात्रं, न्यायानुपपत्तेः, तदुद्भूतादेरपि तथादर्शनाभावात्; तत्र चोत्तारणे दोषसम्भवात्, तथा कर्तुमशक्यत्वात्, प्रयासनैष्फल्यात्, न चोपायमार्गणमपि न विचाररूपं, तदिहापि विचारोऽनाश्रयणीय एव । [२०५]

[૨૩]અર્થ:—કૂપપતિતનું ઉદાહરણ પણ ઉદાહરણ માત્ર છે,—ન્યાયની અનુપપત્તિ છે માટે, તદ્દઉદ્ભૂત (તે કૂપમાં ઉદ્ભવેલ) આદિના પણ તથાદર્શનનો અભાવ છે માટે, અને તેમાં ઉત્તારણમાં દોષસંભવ છે માટે, તથાપ્રકારે કરવાનું અશક્યપણું છે માટે, પ્રયાસનું નિષ્ફલપણું છે માટે. અને ઉપાયમાર્ગણ પણ વિચારરૂપ નથી એમ નથી, તેથી અહીં પણ વિચાર અનાશ્રયણીય જ છે.[૨૦૫]

## વિવેચન

"પતિત ઉદ્ધારણ હો તારણવત્સલુ ! કર અપણાયત એહ."—શ્રી દેવચંદ્રજી

આમ અદ્વૈતમુક્તવાદીનું આગમ—વચન પણ યુક્તિની અગ્નિપરીક્ષામાંથી ઉત્તીર્ણ થતું નથી, એટલું જ નહિં પણ તેઓએ આપેલું 'કૂપપતિતનું ઉદાહરણ પણ ઉદાહરણ-માત્ર જ છે,—ન્યાયની અનુપપત્તિને લીધે.' અર્થાત્ કૂવામાં પડેલને

કૂપપતિતના ઉદાહરણમાં પણ ન્યાય ઘટતો નથી.

ઉતારવાનું જે દૃષ્ટાંત કહ્યું તે પણ દૃષ્ટાંતમાત્ર જ છે, તેથી કોઈ અર્થ—હેતુ સિદ્ધ થતો નથી, કારણ કે તેમાં ન્યાયની ઉપપત્તિ થતી નથી શાને માટે નથી થતી? 'તદ્ઉદ્ભૂત આદિના પણ તથા દર્શનનો અભાવ છે માટે, અને તેના ઉત્તારણમાં પણ દોષસંભવ છે માટે, તથા કરવાનું અશકયપણું છે માટે, પ્રયાસનું નિષ્ફલપણું છે માટે.' અર્થાત્ તદ્ઉદ્ભૂત એટલે તે કૂવામાં જે ઉદ્ભૂત—ઉદ્ભવેલ છે તે દેડકાં માછલાં વગેરેની બાબતમાં, અને અતદુદ્ભૂત એટલે તેમાં નહિં ઉદ્ભવેલ પણ જે ત્યાં સ્થિતિ કરી રહેલ છે તેઓની બાબતમાં પણ તથાદર્શનનો અભાવ છે; એટલે કે પતનનું કારણ વિચાર્યા વિના તે દેડકાં—માછલાં વગેરેના ઉત્તારણઉપાયના માર્ગણનું—શોધનનું દર્શન થતું નથી; કૂપપતિત—કૂવામાં પડેલા તે દેડકાદિનું પતિતઉદ્ધરણ કાર્ય કરવાનો વિચાર સુદ્ધાં કરતું કોઈ દેખાતું નથી! એટલે 'તથાદર્શનને લીધે' એમ જે પૂર્વે કૂપપતિતના ઉદાહરણમાં હેતુ દર્શાવ્યો હતો, એના એક દેશની અસિદ્ધતા થઈ. હવે તદુદ્ભૂતાદિને એટલે કે તે કૂવામાં પેદા થયેલા માછલાં વગેરેને પણ ઉતારવામાં આવશે એમ જો કહો, તો મરણાદિ અનર્થનો સંભવ થશે, બિચારા માછલાં વગેરે મરણશરણ થશે! અને પતિતઉદ્ધરણનું તમારૂં 'ઓપરેશન' કદાચ સફળ થશે, પણ ખુદ દરદી જ મરી જશે! Operation successful though the patient died જેવો ઘાટ થશે! આવી બેવકુફીનું પ્રદર્શન મૂર્ખ પણ ભરશે નહિં! વળી આપ મહાનુભાવ તે તદુદ્ભૂત મત્સ્યાદિનું ઉદ્ધરણ કરવા ધારો તોપણ તે થઇ શકવાનું અશકયપણું છે; અને એટલેજ તમારા પ્રયાસનું નિષ્ફલપણું છે. આમ ચારે હેતુથી તમે કહેલા કૂપપતિત ઉદાહરણમાં ન્યાય ઘટતો નથી એટલે આ કૂપપતિત ઉદાહરણમાં પણ આ પતિત કોણ છે? આ અત્રે પતિત—પડી ગયેલ છે કે એમાં પતિત—પડી રહેલ એવો તદુદ્ભૂત કે અતદુદ્ભૂત છે? આ પતિતનું ઉદ્ધરણ કરવા યોગ્ય છે કે નથી?

---

**पञ्जिका**:—तद् આલંબન ઇત્યાદિ. तदुद्भूतादेरपि—तस्मिन्—તેમાં, કૂપમાં, उद्भूतो—ઉદ્ભૂત, મત્સ્યાદિ, आदि—આદિ શબ્દથી અતદ્ઉદ્ભૂત પણ,—પ્રયોજનવશાત્ ત્યાં જ બદ્ધસ્થિતિ, तस्यापि—તેના પણ, तथादर्शनाभावात्—તથાદર્શનના અભાવને લીધે, પતનકારણ વિચાર્યા વિના જ ઉત્તારણઉપાયના માર્ગણના અનવલોકનને લીધે. અને એમ 'तथादर्शनात्'—તથાદર્શનને લીધે એવાં પૂર્વોક્ત હેતુના પ્રતિજ્ઞા એક દેશની અસિદ્ધતા થઈ

હવે તદુદ્ભૂતાદિ પણ ઉતારવામાં આવશે, તેથી હેતુના પ્રતિજ્ઞા એક દેશની અસિદ્ધતા નથી. એટલા માટે કહ્યું—तत्र च—અને ત્યાં, તદુદ્ભૂતાદિના પણ उत्तारणे—ઉતારણમાં, दोषसम्भवात्—દોષસંભવને લીધે, મરણાદિ અનર્થ સંભવને લીધે, तथा—એ હેત્વન્તર સમુચ્ચયમાં, कर्तुम्—તદુદ્ભૂતાદિના ઉત્તારણના કરવાના, अशक्यत्वात्—અશકયપણાને લીધે. હેતુ કહ્યો—प्रयासनैष्फल्यात्—प्रयासस्य—પ્રયત્નના, नैष्फल्यात्—ઉત્તારણીયના ઉત્તારલક્ષણ ફલના અભાવને લીધે. અભ્યુચ્ચય કહ્યો—

न च—ન જ, उपायमार्गणमपि—ઉપાયમાર્ગણ પણ, પરોપન્યસ્ત એવું ઉત્તારણઉપાયનું ગવેષણ પણ, न विचाररूपं—વિચારરૂપ નથી. કિંતુ વિચારરૂપ જ છે. જો ખરેખર! એમ છે તો તેથી શું? તે માટે કહ્યું—ततः—તેથી કરીને, इहापि—અહીં પણ, ઉત્તારણઉપાયમાં,—પ્રકૃત વચનાર્થ બાબત તો દૂર રહો, विचारः—વિચાર, વિમર્શ, अनाश्रयणीय एव—અનાશ્રયણીય જ છે, પરમતમાં વિધેય જ નથી.

એમાં એનું હિત થશે કે અહિત? ઇત્યાદિ વિવેક વિચાર કરવાની પૂરેપૂરી જરૂર છે, નહિં તો ઓડનું ચોડ વેતરાઈ જવાનો પૂરેપૂરો ભય છે!

આમ ખુદ કૂપપતિતની બાબતમાં પણ આટલો બધો વિચાર કરવો પડે એમ છે, એટલું જ નહિ પણ 'न चोपायमार्गणमपि न विचाररूपं।'—'ઉપાયમાર્ગણ પણ વિચારરૂપ નથી એમ નથી', અપિ તુ વિચારરૂપ જ છે. અર્થાત્ તમે કૂપપતિતના ઉત્તારણઉપાયનું 'માર્ગણ'-શોધન કરવાની વાત કહી; પણ તે ઉપાયમાર્ગણ–ઉપાયશોધન પણ વિચાર વિના કેમ બની શકશે વારુ? એટલે ઉપાયશોધનની વાત રજૂ કરી, તમે વિચારનો ને તે વિચારમાં ગર્ભિત યુક્તિનો સ્વીકાર ગર્ભિતપણે તો કર્યો જ છે. પણ તમે તો આગમને–વચનને જ પ્રમાણ માનો છો, યુક્તિ–વિચારને માનતા જ નથી, 'તેથી અહીં પણ વિચાર અનાશ્રયણીય જ છે,' એટલે પ્રકૃત વચનાર્થની વાત તો દૂર રહો, પણ અહીં પણ–ઉત્તારણ ઉપાયશોધનની બાબતમાં પણ તમારા મતે વિચાર આશ્રય કરવા યોગ્ય નથી જ! છતાં ઉપાયશોધનની વાત કહી તે વિચારનો જ આશ્રય કરો છો એ જ વદતોવ્યાઘાતરૂપ આશ્ચર્ય છે!

ઉપાયમાર્ગણ પણ વિચારરૂપ નથી એમ નથી



અતીન્દ્રિયાર્થમાં પણ આગમ ને યુક્તિની વિષયતા છે એમ સિદ્ધ કરવાવડે વાદીની શેષ દલીલોનો રદીઓ આપી, છેવટમાં ત્રિકોટિપરિશુદ્ધ વિચારશુદ્ધિથી પ્રવર્ત્તવાની ભલામણ કરે છે—

[२४]दैवायत्तं च तद्, अतीन्द्रियं च दैवमिति युक्तेरविषयः। शकुनाद्यागमयुक्तिविषयतायां तु समान एव प्रसङ्ग इतरत्रापीति। तस्माद्यथाविषयं त्रिकोटिपरिशुद्धविचारशुद्धितः प्रवर्त्तितव्यमिति।[२०६]

[२८]અર્થ:—અને તે (ઉત્તારણ) દૈવાયત્ત છે, અને દૈવ અતીન્દ્રિય છે એટલા માટે યુક્તિનો અવિષય છે. શકુનાદિ આગમ ને યુક્તિની વિષયતામાં તો ઇતર સ્થળે, પણ સમાન જ પ્રસંગ છે. તેથી કરીને યથાવિષય ત્રિકોટિથી પરિશુદ્ધ વિચારશુદ્ધ થકી પ્રવર્ત્તવું યોગ્ય છે.[२०६]

## વિવેચન

"युक्तिमद्वचनं यस्य, तस्य कार्यः परिग्रहः।"—શ્રી હરિભદ્રસૂરિ

એટલે સકંજામાં આવેલો વાદી કહેશે—પણ વચનાર્થ તો અતીન્દ્રિયપણાને લીધે યુક્તિનો અવિષય છે અને આ કૂપપતિતનું ઉત્તારણ તેમ નથી તેનો જવાબ આપતા કહ્યું–'તે (ઉત્તારણ) દૈવાયત્ત છે, અને દૈવ અતીન્દ્રિય છે, એટલા માટે યુક્તિનો અવિષય છે.' અર્થાત્ તે કૂપપતિતનું ઉત્તારણ થવું–ન થવું તે તો દૈવને–કર્મને આધીન છે, અને દૈવ છે તે તો અતીન્દ્રિય જ છે, એટલે યુક્તિનો વિષય નથી. અને તમારા મતે તો તે વચનમાત્રનો જ વિષય છે; તો પછી તે દૈવ સમ્યક્ નહિં જાણવામાં આવ્યે, તે અતીન્દ્રિય દૈવને આધીન ઉત્તારણ પ્રવૃત્તિ તમારાથી કેમ બનશે વારુ?

એટલે વળી મુંઝાયેલો વાદી કહેશે—તેની તો શકુનાદિ આગમની અને યુક્તિની વિષયતા છે, એટલે વિરોધ નથી; તેનો રદીઓ આપતા કહ્યું—'શકુનાદિ આગમ-યુક્તિની વિષયતામાં તો ઈતર સ્થળે પણ સમાન જ પ્રસંગ છે.' અર્થાત્ અનુકૂળ-પ્રતિકૂળ દૈવની જો શકુન-જ્યોતિષાદિ આગમની અને યુક્તિની-એમ બન્નેની વિષયતા માનો, તો અન્ય સ્થળે પણ સમાન જ પ્રસંગ પ્રાપ્ત થશે; એટલે કે પરમ બ્રહ્મ આદિ અન્ય અતીન્દ્રિય વચનાર્થમાં પણ આગમ અને યુક્તિ એ બન્નેની વિષયતા પ્રાપ્ત થશે; આગમથી અને યુકિતથી વિચારવું જ યુક્ત છે એમ તમારે પણ ન છૂટકે માન્ય કરવું પડશે. એટલા માટે તમે જે સાદિ પૃથક્પણું કે અનાદિ ઇત્યાદિ બાબત યુક્તિથી 'અચિન્ત્ય' છે એમ પૂર્વે કહ્યું હતું, તે તમારી આખી પ્રતિજ્ઞા જ ખંડિત થાય છે, શીર્ણવિશીર્ણ થઈ જાય છે.

અતીન્દ્રિયાર્થમાં પણ આગમ ને યુક્તિની વિષયતા

અને તેથી કરીને 'यथाविषयं त्रिकोटिपरिशुद्धविचारशुद्धितः प्रवर्त्तितव्यं ।—'યથાવિષય ત્રિકોટિથી પરિશુદ્ધ વિચારશુદ્ધિ થકી પ્રવર્ત્તવું યોગ્ય છે.' અર્થાત્ પૂર્વે જે કહેવાઈ ચૂકી છે તે કષ-છેદ-તાપ પરીક્ષારૂપ ત્રિકોટિથી અથવા આદિ-મધ્ય-અંતે અવિસંવાદરૂપ ત્રિકોટિથી પરિશુદ્ધ—સર્વથા શુદ્ધ-પરમ નિર્દોષ એવી જે વિચારની-વિમર્શની શુદ્ધિ-રાગ-દ્વેષાદિ દોષરહિત નિર્દોષતા, તે થકી જ હેય-ઉપાદેય વિવેકમાં પ્રવર્ત્તવું યોગ્ય છે.

ત્રિકોટિપરિશુદ્ધ વિચારશુદ્ધિથી પ્રવર્ત્તવું યોગ્ય



पञ्जिका—હવે અતીન્દ્રિયપણાને લીધે વચનાર્થ યુક્તિનો અવિષય છે, અને આ કૂપપતિત ઉદાહરણ તથાવિધ નહિં હશે, એમ આશંકીને કહ્યું—दैवायत्तं च—અને દૈવાયત્ત, કર્માધીન, तद्—ઉત્તારણ, તેથી શું ? તે માટે કહ્યું—अतीन्द्रियं च—અને અતીન્દ્રિય, ઇંદ્રિયવિષયાતીત, તેનો ઉત્તારણહેતુ दैवं—દૈવ, કર્મ, इति—આ હેતુને લીધે, युक्तेः—યુક્તિનો, વિચારણાનો, अविषयः—અવિષય, તમારા મતે વચનમાત્રના જ વિષયપણાને લીધે. તે સમ્યગ્ અવિજ્ઞાત સતે તદાયત્ત ઉત્તારણાર્થે પ્રવૃત્તિ કેમ હોય ?

પુનઃ પણ અભિપ્રાયાન્તર આશંકીને કહ્યું—शकुनाद्यागमयुक्तिविषयतायां तु—शकुनाद्यागमः—શકુનાદિ આગમ, આદિશબ્દથી જ્યોતિષ્કાદિ આગમનું ગ્રહણ છે, युक्तिश्च—અને યુક્તિ, વિચાર, तद्विषयतायां तु—તેની વિષયતામાં તો, અનુકૂલ—ઈતરરૂપ દૈવની, समान एव प्रसङ्गः—સમાન જ પ્રસંગ છે, इतरत्रापि—ઈતર સ્થળે પણ, પરમ બ્રહ્માદિ અતીન્દ્રિય વચનાર્થમાં, તે પણ યુક્તિ અને આગમથી વિચારવાનું પ્રયુક્ત થાય છે એટલા માટે પૂર્વે અયુક્ત કહ્યું હતું કે 'सादि पृथक्त्वममीषामनादि च' ઇત્યાદિ. इति—એમ, પ્રક્રમની સમાપ્તિ અર્થે છે. तस्माद्—તેટલા માટે, વચનમાત્રના અપ્રામાણ્યને લીધે. यथाविषयं—યથાવિષય, કષઆદિ સર્વ વિષયના અનતિક્રમથી, त्रिकोटिपरिशुद्धविचारशुद्धितः—तिसृभिः—કષ-છેદ-તાપલક્ષણ વા આદિ-મધ્ય-અવસાને અવિસંવાદલક્ષણ ત્રણ, कोटिभि.—કોટિઓથી, परिशुद्धो—પરિશુદ્ધ, નિર્દોષ, જે विचार.—વિચાર, વિમર્શ, तेन—તે વડે, જે शुद्धिः—વચનની શુદ્ધિ, નિર્દોષતા, तस्याः सकाशात्—તેના થકી, प्रवर्त्तितव्यं—હેય-ઉપાદેયમાં પ્રવર્ત્તવું યોગ્ય છે.

ઉક્તના સમર્થનમાં સુભાષિતો ટાંકી, અતીન્દ્રિયાર્થ આગમ ને અનુમાનગમ્ય છે, અને આપ્તવચન તે આગમ ને તે યુક્તિમત્પણાથી જ જણાય છે, ઇત્યાદિ તત્ત્વવાર્તા અત્ર પ્રકાશે છે—

[२५]उक्तं च —

" आगमेनानुमानेन, ध्यानाभ्यासरसेन च ।
त्रिधा प्रकल्पयन्प्रज्ञां, लभते तत्त्वमुत्तमम् ॥ १ ॥
आगमश्चोपपत्तिश्च, सम्पूर्णं दृष्टिलक्षणम् ।
अतीन्द्रियाणामर्थानां, सद्भावप्रतिपत्तये ॥ २ ॥
आगमो ह्याप्तवचनमाप्तं दोषक्षयाद्विदुः ।
वीतरागोऽनृतं वाक्यं, न ब्रूयाद्धेत्वसम्भवात् ॥ ३ ॥
तच्चैतदुपपत्त्यैव, गम्यते प्रायशो बुधैः ।
वाक्यलिङ्गा हि वक्तारः, सद्वाक्यं चोपपत्तिमत् ॥ ४ ॥
अन्यथाऽतिप्रसङ्गः स्यात्, तत्तया रहितं यदि ।
सर्वस्यैव हि तत्प्राप्तेरित्यनर्थो महानयम् ॥ ५ ॥

इत्यलं प्रसङ्गेन । [२०७]

[२५]અર્થ:—અને કહ્યું છે કે—

"આગમથી, અનુમાનથી અને ધ્યાનાભ્યાસ રસથી ત્રણ પ્રકારે પ્રજ્ઞાને પ્રકલ્પતાં—પ્રયોજતાં ઉત્તમ તત્ત્વને પામે છે. (૧) અતીન્દ્રિય અર્થોના સદ્‌ભાવની પ્રતિપત્તિ અર્થે આગમ અને ઉપપત્તિ એ સંપૂર્ણ દૃષ્ટિલક્ષણ છે. (૨) આગમ તે આપ્ત વચન છે, આપ્તને દોષક્ષય થકી બુધો જાણે છે; વીતરાગ અનૃત વાકય બોલે નહિં,—હેતુનો અસંભવ છે માટે. (૩) અને તે આ ઉપપત્તિથી જ પ્રાયઃ બુધોથી જાણવામાં આવે છે, કારણકે વક્તાઓ વાકયલિંગી છે (વચન એ જ એને ઓળખવાનું લિંગ-ચિહ્ન છે), અને સત્ વાકય ઉપપત્તિમત્ હોય. (૪) અન્યથા જો ઉપપત્તિમત્તાથી રહિત હોય તો અતિપ્રસંગ હોય,—સર્વને જ તેની પ્રાપ્તિ હોય માટે,—એમ આ મહાન્ અનર્થ થાય. (૫)"

એટલે પ્રસંગથી સર્યું.[૨૦૭]

## વિવેચન

" आप्तोपज्ञमनुल्लङ्घ्यमदृष्टेष्टविरोधकम् ।
तत्त्वोपदेशकृत् सार्वं शास्त्रं कापथघट्टनम् ॥ " ન્યાયાવતાર

ઉપરમાં આગમ અને યુક્તિ અંગે જે પ્રતિપાદન કર્યું, તેના સમર્થનમાં અત્ર સુભાષિત ટાંકયા છે. **મુનિ પતંજલિ** કહે છે—'ઉત્તમ તત્ત્વની પ્રાપ્તિ ત્રણ પ્રકારે પ્રજ્ઞાને પ્રયોજતાં થાય છેઃ આગમથી, અનુમાનથી અને યોગાભ્યાસના રસથી.' અર્થાત્ પ્રજ્ઞાને–બુદ્ધિને આપ્તવચનરૂપ આગમમાં યોજવાથી, લિંગ ઉપરથી લિંગીના જ્ઞાનરૂપ અનુમાનમાં યોજવાથી, અને વિહિત અનુષ્ઠાનના અભ્યાસરૂપ યોગાભ્યાસરસમાં યોજવાથી ઉત્તમ તત્ત્વની પ્રાપ્તિ થાય છે.

તત્ત્વપ્રાપ્તિનો ઉપાયઃ આગમ અનુમાન ને યોગાભ્યાસ

તેમજ—દૃષ્ટિ વિના જેમ બાહ્ય પદાર્થોનું દર્શન થાય નહિં. પણ દૃષ્ટિથી જ દર્શન થાય, તેમ અતીન્દ્રિય અર્થોનું જો દર્શન કરવું હોય તો **આગમ** અને **યુક્તિ** એ બે દૃષ્ટિ એવી સંપૂર્ણ છે કે તે વડે તે અતીન્દ્રિય અર્થોના સદ્‌ભાવની–હોવાપણાની અને સત્–સાચા–યથાર્થ ભાવની પ્રતિપત્તિ–પ્રતીતિ–માન્યતા હોય છે.

ત્યારે આગમ કયું? 'आगमो ह्याप्तवचनं' આપ્તનું—વિશ્વાસપાત્ર–પરમાર્થે વિશ્વસનીય એવા આપ્ત પુરુષનું વચન તે જ આગમ છે. અને આપ્ત કોણ? 'आप्तं दोषक्षयाद् विदुः।' જેના દોષ ક્ષય પામ્યા છે તે વીતરાગ; કારણ કે વીતરાગ છે તે અનૃત–મૃષા વાક્ય બોલે નહિં,–હેતુનો અસંભવ છે માટે; તેને આવરણ નથી એટલે અજાણતાં પણ અસત્ ન બોલે.

*આપ્તવચન તે આગમ*

'અને આપ્ત પણ તે જ કે જેના દોષ*ને આવરણ ટળ્યા હોય. જેના રાગ–દ્વેષ–મોહાદિ દોષ અને જ્ઞાન–દર્શન આવરણ ટળ્યા છે, તે જ પુરુષ 'આપ્ત' હોવા યોગ્ય છે. કારણ કે જ્ઞાનને આવરણ હોય તો અપૂર્ણ જ્ઞાનને લીધે તેનું વચન અસત્ય પણ હોય ને તેના પર વિશ્વાસ મૂકી શકાય નહિં. અને રાગ–દ્વેષ–મોહાદિ હોય તો તેથી પણ અસત્ય વદવાનો પ્રસંગ આવે, એટલે પણ વિશ્વાસ રાખી શકાય નહિ. પણ નિરાવરણ જ્ઞાન હોય અને રાગદ્વેષરહિતપણું–નિર્દોષપણું હોય, તો જ તેનું વચન સંપૂર્ણ સત્ય હોઈ વિશ્વાસપાત્ર હોય–આપ્ત હોય. એટલે જે કોઈ સર્વજ્ઞ વીતરાગ હોય તે જ આપ્ત છે ને તેનું વચન જ આપ્ત છે, અર્થાત્ પરમ પ્રમાણભૂત હોઈ પરમ વિશ્વાસપાત્ર છે. અને આવું જે આપ્ત વચન તે જ આગમ અથવા વિશ્વાસપાત્ર એવું શાસ્ત્ર છે.'

*સર્વજ્ઞ વીતરાગ તે જ આપ્ત*

—**શ્રી યોગદૃષ્ટિસમુચ્ચય વિવેચન** (સ્વરચિત) પૃ. ૩૪૯

અને રાગ–દ્વેષ–અજ્ઞાનાદિ હેતુનો અસંભવ છે કે નહિં તે આ ઉપપત્તિથી જ–યુક્તિથી જ પ્રાયે બુધજનોથી જાણવામાં આવે છે, કારણ કે 'वाक्यलिङ्गा हि वक्तारो' વક્તાઓ વાક્યલિંગી છે, અર્થાત્ વચન એ જ એના વક્તાને ઓળખવાનું લિંગ–ચિન્હ છે, એટલે નિર્દોષ નિર્મલ શુદ્ધ વચન પરથી નિર્દોષ નિર્મલ શુદ્ધ વક્તાને વિચક્ષણ બુધજનો ઓળખી લે છે, અનુમાની લે છે; અને 'सद्वाक्यं चोपपत्तिमत्।' સત્‌વાક્ય–સત્‌વચન છે તે ઉપપત્તિમત્–ઉપપત્તિવાળું–યુક્તિયુક્ત હોય જ. નહિં તો જો તે ઉપપત્તિમંતપણાથી–યુક્તિયુક્તપણાથી રહિત હોય, તો અતિપ્રસંગ–અતિવ્યાપ્તિ દોષ આવે; સર્વને જ ઉપપત્તિની–યુક્તિની પ્રાપ્તિ થશે, અને એમ આ મહાન્ અનર્થ આવી પડશે. એટલે પ્રસંગથી સર્યું!

*'वाक्यलिङ्गा हि वक्तारो'*



* "दोषावरणयोर्हानिर्निःशेषास्त्यतिशायनात्।
क्वचिद्यथा स्वहेतुभ्यो बहिरन्तर्मलक्षयः॥"
શ્રી સમંતભદ્રાચાર્યજી કૃત આપ્તમીમાંસા.

એમ અર્હંતોની બહુત્વસિદ્ધિ છે. અને વિષયબહુત્વથી નમસ્કારકર્તાને સદાશયસ્ફાતિને લીધે ફલાતિશય હોય છે, એમ શંકાનિરાકરણપૂર્વક સિદ્ધ કરે છે—

[२६]तदेवमर्हतां बहुत्वसिद्धिः, विषयबहुत्वेन च नमस्कर्त्तुः फलातिशयः, सदाशयस्फातिसिद्धेः।

आह—एकया क्रियया अनेकविषयीकरणे कैवाशयस्फातिः?। नन्वियमेव-यदेकया अनेकविषयीकरणं, विवेकफलमेतत्।

आह—एवं ह्येकक्रिययाऽनेकसन्माननं बहुब्राह्मणैकरूपकदानतुल्यं, तत् कथं नाल्पत्वम्?

उच्यते—क्रियाभेदभावात्, सा हि रत्नावलीदर्शनक्रियेवैकरत्नदर्शनक्रियातो भिद्यते, हेतुफलभेदात्। सर्वार्हदालम्बनेयमिति हेतुभेदः, प्रमोदातिशयजनिकेति च फलभेदः, कथमित्थमल्पत्वं?। ब्राह्मणैकरूपकदानोदाहरणं त्वनुपन्यसनीयमेव, रूपकादिव नमस्कारात् ब्राह्मणानामिवार्हतामुपकारायोगात्। [२०८]

[२६]અર્થ:—તેથી એમ અર્હંતોની બહુત્વસિદ્ધિ છે; અને વિષયબહુત્વથી નમસ્કારકર્તાને ફલાતિશય છે,—સદાશયસ્ફાતિની સિદ્ધિને લીધે.

શંકા—એક ક્રિયાથી અનેકના વિષયીકરણમાં આશયસ્ફાતિ કેવી?

(સમાધાન)—વારુ, આ જ કે એકથી અનેકનું વિષયીકરણ, એ વિવેકનું ફલ છે.

શંકા—એમ તો એક ક્રિયાથી અનેકનું સન્માનન તે બહુ બ્રાહ્મણોને એક રૂપીઆના દાન તુલ્ય છે. તેથી અલ્પપણું કેમ નહિં?

(સમાધાન) કહેવામાં આવે છે—ક્રિયાના ભેદભાવને લીધે. કારણ કે તે, રત્નાવલીની દર્શનક્રિયા જેમ, એક રત્નની દર્શનક્રિયાથી ભેદ પામે છે,—હેતુ અને ફલના ભેદને લીધે. આ સર્વ અર્હંતોના આલંબનવાળી છે એમ હેતુભેદ છે અને પ્રમોદાતિશયજનિકા છે એમ ફલભેદ છે. આમ અલ્પપણું કેમ? બ્રાહ્મણોને એક રૂપીઆના દાનનું ઉદાહરણ તો મૂકવા યોગ્ય જ નથી,—રૂપીઆથી બ્રાહ્મણોની જેમ નમસ્કારથી અર્હંતોને ઉપકારનો અયોગ છે માટે.[२०८]

## વિવેચન

" सकलार्हत्प्रतिष्ठानमधिष्ठानं शिवश्रियः।
भूर्भुवः स्वस्त्रयीशानमार्हन्त्यं प्रणिदध्महे॥ " કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્યજી.

હવે ઉપસંહાર કરતાં કહે છે—'તેથી એમ અર્હંતોની બહુત્વસિદ્ધિ છે, અને વિષયબહુત્વથી નમસ્કારકર્તાને ફલાતિશય છે,—સદાશયસ્ફાતિની સિદ્ધિને લીધે. 'विषयबहुत्वेन नमस्कारकर्त्तृः फलातिशयः सदाशयस्फातिसिद्धेः।' એમ સ્તવમાં કહ્યું છે તે પ્રકાર પરથી અર્હંતોના બહુપણાની-અનેકપણાની સિદ્ધિ છે; અને આમ અર્હંતરૂપ વિષયના બહુપણાને લીધે નમસ્કારક્રિયા કરનારને ફલાતિશય-અતિશયફલની પ્રાપ્તિ છે, કારણ કે તેથી કરીને સદાશયની સ્ફાતિની-વિશાળતાની સિદ્ધિ હોય છે; એકી સાથે અનેકને નમસ્કાર કરવાના ભાવથી સત્‌ચિત્તની—સત્‌આશયની એવી સ્ફાતિ-વિશાલતા ઉપજે છે, કે જેથી અતિશય ફલની પ્રાપ્તિ હોય છે.

આશયસ્ફાતિથી ફલાતિશય

અત્રે શંકા થશે—'એક ક્રિયાથી અનેકના વિષયીકરણમાં આશયસ્ફાતિ કેવી?' એક નમસ્કારક્રિયાથી અનેકને વિષય કરવામાં આશયવિશાલતા શી? એનું સમાધાન—'વારુ, આ જ કે એકથી અનેકનું વિષયીકરણ, એ વિવેકનું ફલ છે.' 'यदेकया अनेकविषयीकरणं विवेकफलमेतत्.' અર્થાત્ એક નમસ્કારક્રિયા વડે અનેકને તે જ નમસ્કારક્રિયાના વિષય બનાવ્યા એ જ આશયવિશાલતા થઈ; અને એવી આશયવિશાલતા થઈ એ વિવેકનું ફલ—પરિણામ છે.

અત્રે બીજી શંકા થશે—'એમ તો એક ક્રિયાથી અનેકનું સન્માનન તે બહુ બ્રાહ્મણોને એક રૂપીઆના દાન તુલ્ય છે. તેથી અલ્પપણું કેમ નહિં?' અર્થાત્ એમ—એવા પ્રકારે એક નમસ્કારક્રિયાથી અનેકનું સન્માન કરવું તે તો એકી સાથે ઘણા બ્રાહ્મણોને એક રૂપીઆનું ભેગું દાન દેવા બરાબર છે! એટલે એમ કરવાથી તો આશયનું અલ્પપણું કેમ નહિં? તેનો અત્ર રદીઓ આપ્યો છે—'ક્રિયાના——અયોગને લીધે.' અર્થાત્ બન્ને પ્રકારની ક્રિયામાં ભેદભાવ છે તેને લીધે. જુઓ, આ પ્રકારે—રત્નમાળાને દેખવાની ક્રિયા જેમ એક રત્નને દેખવાની ક્રિયાથી હેતુભેદ ને ફલભેદને લીધે જૂદી પડે છે; તેમ આ નમસ્કારક્રિયા સર્વ અર્હંતોના આલંબનવાળી છે એમ હેતુભેદ છે, અને પ્રમોદાતિશય ઉપજાવનારી છે એમ ફલભેદ છે. આમ ઉદાર આશય છે તો પછી આશયનું અલ્પપણું કેમ હોય? અને બ્રાહ્મણોને એક રૂપીઆના દાનનું જે ઉદાહરણ કહ્યું, તે તો અસ્થાને હોઈ મૂકવા યોગ્ય જ નથી; કારણ કે રૂપીઆથી બ્રાહ્મણોને ઉપકાર થાય છે; તેમ નમસ્કારથી અર્હંતોને કોઈ ઉપકાર થવાનો અયોગ—અસંભવ છે. એટલે દૃષ્ટાંતનું વૈધર્મ્ય હોઈ તે ઘટતું જ નથી.

'બહુ બ્રાહ્મણોને એક રૂપીઆનું દાન!'—એ અણઘટતું દૃષ્ટાંત



તદાલંબન ચિત્તવૃત્તિને લીધે ભગવંતો થકી જ તે નમસ્કારક્રિયાનું ફલ છે, એમ ચિન્તામણિરત્નાદિના દૃષ્ટાંતથી સિદ્ધ કરે છે—

[२७] कथं तर्हि तत्फलमिति?

उच्यते—तदालम्बनचित्तवृत्तेः, तदाधिपत्यतः तत एव तद्भावात्, चिन्तामणिरत्नादौ तथादर्शनादिति वक्ष्यामः। [२०९]

पञ्जिका—तदालम्बनचित्तवृत्तेः—ભગવદ્આલંબનવાળી નમસ્કારરૂપ ચિત્તવૃત્તિ થકી, तत्फलम्—તત્ફલ છે એમ સંબંધ કરાય છે. ત્યારે એમ તો તે ભગવંતો થકી નહિં હોય? એમ આશંકીને કહ્યું:—तदाधिपत्यतः—તેના આધિપત્ય થકી, ભગવંતના આધિપત્ય થકી; ભગવંતો જ તે ચિત્તવૃત્તિના તજ્જનક હેતુઓમાં પ્રધાનપણાએ કરીને અધિપતિઓ છે તેથી. तत एव—તે થકી જ, ભગવંતો થકી જ, तद्भावात्—તદ્ભાવને લીધે, ક્રિયાફલભાવને લીધે. શી રીતે? તે માટે કહ્યું—चिन्तामणिरत्नादौ तथादर्शनात्—ચિન્તામણિ રત્નાદિમાં તથાદર્શનને લીધે, ચિન્તામણિ આદિમાં પ્રણિધાનાદિ થકી થતું ફલ ચિન્તામણિ રત્નાદિ થકી થાય છે એમ લોકમાં પ્રતીતિદર્શનને લીધે.

[૨૭]અર્થ:—ત્યારે તત્ફલ શી રીતે?

કહેવામાં આવે છે—

તદાલંબન ચિત્તવૃત્તિ થકી,—તેના (ભગવંતના) આધિપત્યથી તે થકી જ તદ્ભાવને (ક્રિયાફલભાવને) લીધે,—ચિન્તામણિરત્નાદિમાં તથાદર્શનને લીધે, એમ અમે કહીશું.[૨૦૯]

## વિવેચન

"કામકુંભ સુરમણિ પરેં, સહેજે ઉપકારી થાય રે;
દેવચંદ્ર સુખકર પ્રભુ, ગુણગેહ અમોહ અમાય રે....દેવ વિશાલ."—શ્રી દેવચંદ્રજી

ત્યારે પ્રશ્ન થશે—'તત્ફલ શી રીતે?' તેનું-તે નમસ્કારક્રિયાનું ફલ શી રીતે? તેનો જવાબ આપ્યો—'तदालम्बनचित्तवृत्तेः'—'તદાલંબન ચિત્તવૃત્તિ થકી.' અર્થાત્ ભગવદ્‌ના આલંબનવાળી ચિત્તવૃત્તિ થકી તે નમસ્કારક્રિયાનું ફલ છે.

**ભગવદ્આલંબન ચિત્તવૃત્તિથી ભગવંતો થકી જ તત્ફલ**

ત્યારે આશંકા થશે કે—એમ તો તે ફલ ચિત્તવૃત્તિ થકી થયું, ભગવંતો થકી નહિં. તે આશંકા દૂર કરવા માટે કહ્યું—'तदाधिपत्यतः तत एव तद्भावात् चिन्तामणिरत्नादौ तथादर्शनाद्।' તેના (ભગવંતના) આધિપત્યથી તે થકી જ તદ્ભાવને (ક્રિયાફલ ભાવને) લીધે, ચિન્તામણિ રત્નાદિમાં તથાદર્શનને લીધે, એમ અમે કહીશું, 'इति वक्ष्यामः'. ભગવંતો જ તે ચિત્તવૃત્તિના તે ફલજનક હેતુઓમાં પ્રધાનપણે અધિપતિઓ છે, તેથી તે **ભગવંતોના આધિપત્યથી**—અધિપતિપણાથી તેઓ થકી જ તે ક્રિયાફલનો ભાવ—હોવાપણું છે માટે, અને ચિન્તામણિ રત્નાદિમાં તથાપ્રકારનું દર્શન થાય છે માટે, તદાલંબન ચિત્તવૃત્તિ થકી તત્ફલ હોય છે. અર્થાત્ અદ્ભુત છે મહિમા જેનો એવા ચિન્તામણિરત્ન આદિમાં પ્રણિધાન આદિ થકી ઉપજતું ફલ જેમ તે ચિન્તામણિ રત્નાદિ થકી થાય છે એમ લોકમાં પ્રતીતિદર્શન છે; તેમ તે ચિન્તામણિ રત્ન કરતાં પણ અનંત-ગુણવિશિષ્ટ **અચિંત્ય ચિંતામણિરત્ન સમા ભગવંતમાં** ચિત્તન્યાસરૂપ પ્રણિધાન આદિથી—ચિત્તવૃત્તિના અનુસંધાન આદિ ભક્તિ-આરાધન થકી જે ફલ ઉપજે છે, તેમાં તે પ્રશસ્ત ચિત્તવૃત્તિના તત્ફલજનક હેતુઓમાં પ્રધાનપણાએ કરીને—સર્વોપરિપણાએ કરીને તે ભગવંતો જ અધિપતિઓ છે. એટલે અધિષ્ઠાતા (Dominating) એવા તે ભગવંતોના આધિપત્યને લીધે તે ફલ ભગવંતો થકી હોય છે એમ અમે કહીએ છીએ.

"અતિશય મહિમા રે અતિ ઉપગારતા રે, નિર્મલ પ્રભુ ગુણ રાગ;
સુરમણિ સુરઘટ સુરતરુ તુચ્છ તે રે, જિનરાગી મહા ભાગ....
પૂજના તો કીજે રે બારમા જિન તણી રે, જસુ પ્રગટયો પૂજ્ય સ્વભાવ.
શુદ્ધતત્ત્વરસ રંગી ચેતના રે, પામે આત્મ સ્વભાવ;
આત્માલંબી નિજ ગુણ સાધતો રે, પ્રગટે પૂજ્ય સ્વભાવ....પૂજના."

શ્રી દેવચંદ્રજી

એકની પૂજાથી સર્વની પૂજા કેમ ? એ શંકાનું સમાધાન કરતાં, 'એક પૂજ્યે સર્વ પૂજ્યા' એ આગમવચનના ત્રણ પરમાર્થ પ્રયોજન પ્રદર્શિત કરે છે—

[૨૮]कथमेकपूजया सर्वपूजाभिधानं ?, तथा चागमः—" एगम्मि पूइयंमी, सव्वे ते पूइया होंति।"

अस्ति एतद्, विशेषविषयं तु तुल्यगुणत्वज्ञापनेनैषामनुदारचित्तप्रवर्त्तनार्थं तदन्येषां सर्वसम्पत्परिग्रहार्थं सङ्घपूजादावाशयव्याप्तिप्रदर्शनार्थं च। एवंभूतश्चायमाशय इति, तदाऽपरागतहर्षादिलिङ्गसिद्धेर्भावश्रावकस्य विज्ञेय इति।[૨૧૦]

[૨૮]અર્થ:—( શંકા )—એક પૂજાથી સર્વ પૂજાનું અભિધાન કેમ ? અને તથાપ્રકારે આગમ છે,—" एगम्मि पूइयंमी सव्वे ते पूइआ होंति "—" એક પૂજિત સતે તે સર્વ પૂજિત હોય છે."

( સમાધાન )—વિશેષવિષયી આ તો એઓના તુલ્યગુણપણાના જ્ઞાપનવડે અનુદાર ચિત્તના પ્રવર્ત્તનાર્થે, તદન્યોના ( તે પૂજ્યમાન ભગવંતોથી અન્યોના ) સર્વસંપત્પરિગ્રહાર્થે, અને સંઘપૂજાદિમાં આશયવ્યાપ્તિના પ્રદર્શનાર્થે છે. અને એવંભૂત આ આશય એમ ત્યારે અપર-આગત હર્ષાદિ લિંગ સિદ્ધિ થકી ભાવશ્રાવકનો જાણવો.[૨૧૦]

## વિવેચન

અંનતા સંતમાં એક, વિલસંતતી સંતતા;
સુધાસિન્ધુ સમી તેને, મનોનંદન વન્દના.—યોગદૃષ્ટિકળશ, (સ્વરચિત)

ત્યારે કોઈ વળી શંકા કરશે—'એક પૂજાથી સર્વ પૂજાનું અભિધાન કેમ ?'

---

पञ्जिका—अनुदार ઇત્યાદિ. अनुदारचित्तप्रवर्त्तनार्थे—અનુદાર ચિત્તવંતના પ્રવર્ત્તનાર્થે, કારણ કે અનુદારચિત્ત કાર્પણ્યથી સર્વપૂજા કરવાને અશક્ત હોતાં એકને પણ ન પૂજે, એટલા માટે તેના પ્રવર્ત્તનાર્થે કહેવાય છે 'एगंमि' ઇત્યાદિ. દ્વિતીય કારણ કહ્યું—तदन्येषां—તેનાથી અન્યોના, પૂજ્યમાનથી અન્ય ભગવંતોના, सर्वसम्पत्परिग्रहार्थं च—અને સર્વ સંપદ્‌ના પરિગ્રહાર્થે, सर्वा—નિરવશેષ, संपद्—સ્તોતવ્ય હેતુસંપદ્ આદિ ઉક્તરૂપ તેઓના અવબોધનાર્થે. તેઓ પણ પરિપૂર્ણ સંપદ્‌વાળા જ છે એમ ભાવ છે. सङ्घपूजादौ—સંઘ-ચૈત્ય-સાધુપૂજાદિમાં, आशयव्याप्तिप्रदर्शनार्थं च—આશયવ્યાપ્તિના પ્રદર્શનાર્થે, એમ તૃતીય કારણ છે.

एवंभूतश्च—અને એવંભૂત, વ્યાપક, अयम्—આ, સંઘાદિ પૂજાવિષયી, आशयः—આશય. ક્યાંથી ? તે માટે કહ્યું—इति—એમ, જેમ એક પૂજ્યમાન સતે તેમ, तदा—ત્યારે, એક પૂજાકાલે, अपरागतहर्षादिलिङ्गसिद्धेः—અપરઆગત હર્ષાદિ લિંગની સિદ્ધિને લીધે. अपरेषु—અપર, અપૂજ્યમાન, सङ्घादिदेशेषु आगतेषु—સંઘાદિ દેશોમાં આગત—તત્કાલ જ પ્રાપ્ત થયે, તેમના વિષયમાં आगतस्य—આગત, આરૂઢ, हर्षपूजाभिलाषादिलिङ्गस्य—હર્ષ-પૂજાભિલાષઆદિ લિંગની, सिद्धेः—સિદ્ધિને લીધે. भावश्रावकस्य—ભાવશ્રાવકનો, विज्ञेयो—જાણવો,—નહિં કે અન્યથા,—તથાવિધ વિવેકના અભાવે પૂજ્યમાન સિવાય અન્યોમાં હર્ષાદિ લિંગના અભાવને લીધે.

'એક પૂજ્યે સર્વ પૂજ્યા'

અર્થાત્ તમે આમ એક નમસ્કારક્રિયાથી અનેકને નમસ્કાર કરવાની વાત કરો છો, તો પછી એકની પૂજાથી સર્વની પૂજાનું કથન કેમ કરાય છે? અને તેવા પ્રકારનું આગમવચન પણ છે કે— 'एगम्मि पूइयंमी सव्वे ते पूइआ हौंति'—એક પૂજિત સતે સર્વ પૂજિત હોય છે.

તેનું સમાધાન—'વિશેષવિષયી આ તો——પ્રદર્શનાર્થે છે.' આ જે વચન છે તે તો વિશેષવિષયી છે, અને તે મૂકવાના આ ત્રણ કારણ છે: (૧) એઓના—ભગવંતોના તુલ્ય—સમાન ગુણોના જ્ઞાપન વડે—જણાવવા વડે **અનુદાર ચિત્તવંતોના પ્રવર્તનાર્થે** આ વચન છે. અર્થાત્ અનંતા અર્હંત ભગવંતો પણ સમાનગુણવાળા હોઈ નિજ **શુદ્ધ સહજાત્મસ્વરૂપથી એક અખંડ અભેદ પરમ અમૃતરસસાગરસ્વરૂપ** છે, એટલે એકને પૂજવામાં આવ્યે સર્વ પૂજવામાં આવ્યા એમ કહેવાનો હેતુ, કૃપણપણાથી સર્વની પૂજા કરવાને અશક્ત એવા અનુદાર ચિત્તવંતને સર્વની પૂજા ન બને તો છેવટ એકની પૂજામાં પણ પ્રેરવાનો છે. (૨) તદન્યોના—તે પૂજાતા ભગવંતોથી **અન્યોના સર્વસંપત્પરિગ્રહાર્થે** આ વચન છે. અર્થાત્ જે ભગવંત પૂજાઈ રહ્યા છે, તેનાથી અન્ય જે ભગવંતો છે, તેઓમાં પણ આ પૂજાતા ભગવંતની જે સ્તોતવ્યસંપદ્ છે, તે સર્વ વર્તે છે, એટલે તેઓ પણ આ પરિપૂર્ણ સ્તોતવ્યસંપદ્સંપન્ન છે, એમ તત્ત્વસ્વરૂપ સમજાવવા માટે પણ આ વચન છે. (૩) **સંઘપૂજાદિમાં**—સંઘ-ચૈત્ય-સાધુની પૂજા આદિમાં **આશયવ્યાપ્તિના પ્રદર્શનાર્થે** આ વચન છે. અર્થાત્ આ જે ભગવંતોને હું પૂજું છું, તેના જેવા જ આ સર્વ ભગવંતો છે, તે સર્વ મ્હારા પરમ પૂજ્ય છે, શિરસાવંદ્ય છે, એટલે મ્હારી પૂજા તે સર્વમાં અભેદ ભક્તિભાવે—અભેદપણે વ્યાપક હો! એવા પ્રકારે આશયવ્યાપ્તિનું પ્રદર્શન કરવા માટે પણ આ વચન છે.

અનંતા અર્હંત ભગવંતો તુલ્ય-ગુણવાળા હોઈ એક સ્વરૂપ

અને 'એવંભૂત આ આશય એમ ત્યારે અપર-આગત હર્ષાદિ લિંગ સિદ્ધિ થકી ભાવશ્રાવકનો જાણવો.' એક પૂજ્યમાન સતે અન્યમાં પણ વ્યાપક એવો આ એવંભૂત—એવા પ્રકારની તથારૂપ દશાવાળો આશય ત્યારે—એકના પૂજાકાળે બીજા અપૂજ્યમાન સંઘાદિ આગત થતાં—આવી પ્હોંચતાં, તેમના વિષયમાં આગત—આરૂઢ હર્ષ—પૂજાભિલાષ આદિ લિંગની—ચિહ્નની સિદ્ધિ થકી ભાવશ્રાવકનો જાણવો. અર્થાત્ જેમ એક એક ભગવંતને પૂજતાં, અન્ય ભગવંતો પ્રત્યે પણ તે ભક્તજનના ચિત્તનો પૂજ્યભાવ વ્યાપક છે; તેમ એક સંઘની પૂજા થતી હોય, ત્યાં તે જ વખતે બીજો સંઘ આવી ચઢે, તો તેની બા.માં પણ ભાવશ્રાવકને હર્ષ ઉલ્લસે છે ને પૂજાભિલાષ ઉપજે છે, કે અહો! મ્હારા ધનભાગ્ય કે આ પૂજ્ય સંઘ આવી ચઢ્યો! એમ આશયવ્યાપ્તિ હોય છે.

ભાવશ્રાવકનો આ એવંભૂત આશય



એમ અન્યપ્રકારે પણ બહુવચનનું સફલપણું દર્શાવી, જિનોને જિતભયોને નમસ્કાર કરે છે—

[२९]एवमात्मनि गुरुषु च बहुवचनमित्यपि सफलं वेदितव्यं, तत्तुल्यापरगुणसमावेशेन तत्तुल्यानां परमार्थेन तत्त्वात्, कुशलप्रवृत्तेश्च सूक्ष्माभोगपूर्वकत्वात्। अतिनिपुणबुद्धिगम्यमेतदिति पर्याप्तं प्रसङ्गेन।[२११]

नमो जिनेभ्यो जितभयेभ्य इति ॥ ३३ ॥

[२९]અર્થ:—એમ આત્મામાં અને ગુરુઓમાં બહુવચન એ પણ સફલ જાણવું,—તત્‌તુલ્ય અપર ગુણના સમાવેશથી તત્‌તુલ્યોનું પરમાર્થથી તત્ત્વ છે માટે, અને કુશલ પ્રવૃત્તિનું સૂક્ષ્મ આભોગપૂર્વકપણું છે માટે. આ અતિનિપુણબુદ્ધિગમ્ય છે. પ્રસંગથી બસ થયું! [२११]

॥ નમ: જિનોને જિતભયોને ॥ ૩૩ ॥

## વિવેચન

"ચંદ્રબાહુ જિન સેવના, ભવનાશિની એહ,
પર પરિણતિના પાસને, નિષ્કાશન રેહ."—શ્રી દેવચંદ્રજી

**બહુવચન પ્રયોગનું પ્રયોજન**

હવે ઉપસંહાર કરતાં કહે છે—'એમ આત્મામાં અને ગુરુઓમાં બહુવચન એ પણ સફલ જાણવું.' અર્થાત્ આત્મા—પોતા સંબંધી ઉલ્લેખ કરવો હોય ત્યારે બહુવચન પ્રયોગ થાય છે, જેમકે—અમે આ ગ્રંથમાં આમ કહ્યું છે; તેમજ ગુરુજનોના સંબંધમાં પણ માનાર્થે બહુવચન પ્રયોજાય છે, એટલે એ અપેક્ષાએ પણ અત્રે આ પરમ ગુરુઓના સંબંધમાં આ બહુવચન સફલ પ્રયોજનભૂત જાણવું. શાને લીધે? तत्तुल्यापरगुणसमावेशेन तत्तुल्यानां परमार्थेन तत्त्वात्। તત્‌તુલ્ય અપરગુણના સમાવેશથી તત્‌તુલ્યોનું પરમાર્થથી તત્ત્વ છે માટે, અને 'कुशलप्रवृत्तेश्च सूक्ष्माभोगपूर्वकत्वात्' કુશલ પ્રવૃત્તિનું સૂક્ષ્મ આભોગપૂર્વકપણું છે માટે. અર્થાત્ તત્‌તુલ્ય—તેની તુલ્ય બીજા ગુણોના સમાવેશથી તત્‌તુલ્યોનું—તેની તુલ્યોનું પરમાર્થથી 'તત્ત્વ'—તત્‌પણું—તે—પણું છે. તત્‌તુલ્ય ગુણથી તત્‌તુલ્ય તે છે; અને કુશલોની—બુદ્ધિમંત પ્રાજ્ઞજનોની જે—'एगंमि पूइयंमि सव्वे ते पूइआ हौंति' એક પૂજિત સતે તે સર્વ પૂજિત હોય છે, ઇત્યાદિ ભાવવાળી—પ્રવૃત્તિ છે, તેનું સૂક્ષ્મ આભોગપૂર્વકપણું—સૂક્ષ્મ સર્વાંગ વિચારપૂર્વકપણું હોય છે. 'આ અતિનિપુણ-બુદ્ધિગમ્ય છે, 'अतिनिपुणबुद्धिगम्यमेतद्' અતિકુશલ મતિવાળાને સમજાય એવું છે. એટલે પ્રસંગથી સર્યું! આમ—'नमो जिनेभ्यो जितभयेभ्यो' **જિનોને જિતભયોને નમસ્કાર હો!**—એ સૂત્રનું વ્યાખ્યાન પૂર્ણ થયું.

---

पञ्जिका—कुशलप्रवृत्तेः—कुशलानां—કુશલોની, બુદ્ધિમંતોની, प्रवृत्तेः—પ્રવૃત્તિના, 'एगंमि पूइयंमि' ઇત્યાદિક પ્રવૃત્તિના.

"તિણે કારણ નિશ્ચય કર્યો રે, મુજ નિજપરિણતિ ભોગ રે દયાળરાય!
તુજ સેવાથી નીપજે રે, ભાંજે ભવભય સોગરે....દયાળરાય! શ્રી યુગમંધર."
—શ્રી દેવચંદ્રજી

॥ नमो जिनेभ्यो जितभयेभ્યः ॥ ३३ ॥



એમ ઉક્ત પ્રકારે પ્રધાન ગુણના અપરિક્ષયથી પ્રધાનફલપ્રાપ્તિરૂપ અભયસંપદ્ કહી, આ અધિકારનો ઉપસંહાર કરે છે—

[૩૦]सर्वज्ञसर्वदर्शिनामेव शिवाचलादिस्थानसंप्राप्तेर्जितभयत्वाभिधानेन प्रधानगुणापरिक्षयप्रधानफलाप्त्यभयसम्पदुक्तेति ॥९॥[२१२]

[૩૦]અર્થ:—સર્વજ્ઞ-સર્વદર્શિઓના જ શિવ-અચલાદિ સ્થાન સંપ્રાપ્તિ થકી જિતભયત્વ અભિધાનથી પ્રધાનગુણના અપરિક્ષય વડે પ્રધાનફલપ્રાપ્તિરૂપ અભયસંપદ્ કહેવામાં આવી. ॥ ૯ ॥[૨૧૨]

## વિવેચન

"જસુ ભગતે નિરભય પદ લહીએ, તેહની સેવામાં થિર રહીએ."—શ્રી દેવચંદ્રજી

આમ ઉક્ત પ્રકારે જે સર્વજ્ઞ-સર્વદર્શિઓ છે, તેઓનું જ શિવ-અચલાદિ વિશેષણ-સંપન્ન સિદ્ધિગતિસ્થાનની સંપ્રાપ્તિ થકી **જિતભયપણું** કહેવાય છે. અર્થાત્ જે સર્વજ્ઞ-સર્વદર્શી હોય છે, તેઓ જ શિવ-અચલાદિ ગુણસંપન્ન તે સિદ્ધિગતિ નામનું પરમ નિર્ભય સ્થાન પામે છે; અને એમ પરમ નિર્ભય પદની પ્રાપ્તિ એ જ એઓનું જિતભયપણું છે. અને આમ સર્વજ્ઞ-સર્વદર્શિપણારૂપ **પ્રધાન ગુણના અપરિક્ષય** વડે કરીને પરમ અભય એવા **મોક્ષરૂપ પ્રધાન ફલની પ્રાપ્તિરૂપ અભયસંપદ્** કહેવામાં આવી.

॥ इति प्रधानगुणापरिक्षयप्रधानफलाप्तिरूप अभयसम्पद् ॥ ९ ॥



# ઉપસંહાર

# નવવિભાગવિભક્ત સંપદોની યુક્તિયુક્ત સંકલના

આ જ ક્રમે પ્રેક્ષાવંતોની જિજ્ઞાસાપ્રવૃત્તિ હોય છે એ દર્શાવવા માટે, તેમજ એવા પ્રકારે વિશેષ પ્રણિધાનનીતિથી ભગવદ્‌ગુણબહુમાનસાર સમ્યગ્ અનુષ્ઠાન હોય છે એ જણાવવા માટે, એમ ઉક્ત નવ વિભાગમાં સંપદોનો ઉપન્યાસ કરવામાં આવ્યો છે, એવું પ્રયોજન-પ્રદર્શક રહસ્ય દર્શાવતા આર્ષદૃષ્ટા પ્રજ્ઞાનિધાન મહર્ષિ હરિભદ્રજી ઉપસંહાર કરે છે—

[1]इह चादौ प्रेक्षापूर्वकारिणां प्रवृत्त्यङ्गत्वात् अन्यथा तेषां प्रवृत्त्यसिद्धेः प्रेक्षापूर्वकारित्वविरोधात् स्तोतव्यसम्पदुपन्यासः।[२१३]

[2]तदुपलब्धावस्या एव प्रधानसाधारणासाधारणरूपां हेतुसम्पदं प्रति भवति विदुषां जिज्ञासा तद्भाजनमेते इति तदुपन्यासः।[२१४]

[3]तदवगमेऽप्यस्या एवासाधारणरूपां हेतुसम्पदं प्रति परम्परया मूलशुद्ध्यन्वेषणपरा एते इति तदुपन्यासः।[२१५]

[4]तत्परिज्ञानेऽपि तस्या एव सामान्येनोपयोगसम्पदं प्रति परम्परया फलप्रधानारम्भप्रवृत्तिशीला एते इति तदुपन्यासः।[२१६]

[5]तत्परिच्छेदेऽपि उपयोगसम्पद एव हेतुसम्पदं प्रति विशुद्धिनिपुणारम्भभाज एते इति तदुपन्यासः।[२१७]

[6]एतद्बोधेऽपि स्तोतव्यसम्पद एव विशेषेणोपयोगसम्पदं प्रतीति सामान्यविशेषरूपफलदर्शिन एत इति तदुपन्यासः।[२१८]

[7]एतद्विज्ञानेऽपि स्तोतव्यसम्पद एव सकारणां स्वरूपसम्पदं प्रति विशेषनिश्चयप्रिया एते इति तदुपन्यासः।[२१९]

[8]एतत्संवेदनेऽप्यात्मतुल्यपरफलकर्तृत्वसम्पदं प्रतीति अतिगम्भीरोदारा एते इति तदुपन्यासः।[२२०]

[9]एतत्प्रतीतावपि प्रधानगुणापरिक्षयप्रधानफलाप्त्यभयसम्पदं प्रति भवति विदुषां जिज्ञासा दीर्घदर्शिन इति तदुपन्यासः।[२२१]

[10]अनेनैव क्रमेण प्रेक्षापूर्वकारिणां जिज्ञासाप्रवृत्तिरित्येवं सम्पदामुपन्यासः। एतावत्सम्पत्समन्विताश्च निःश्रेयसनिबन्धनमेते एतद्‌गुणबहुमानसारं विशेषप्रणिधाननीतितस्तत्तद्बीजाक्षेपसौविहित्येन सम्यगनुष्ठानमिति च ज्ञापनार्थं॥[२२२]

[1]અર્થ:-અને અહીં—

(૧) આદિમાં,—પ્રેક્ષાપૂર્વકારિઓના પ્રવૃત્તિઅંગપણાને લીધે, અન્યથા પ્રેક્ષાપૂર્વકારિપણાના વિરોધ થકી તેઓની પ્રવૃત્તિની અસિદ્ધિને લીધે,—**સ્તોતવ્યસંપદ્**નો ઉપન્યાસ છે.[૨૧૩]

[૨](૨) તેની ઉપલબ્ધિ સતે, આની જ (સ્તોતવ્યસંપદ્‌ની જ) પ્રધાન એવી **સાધારણ-અસાધારણ હેતુસંપદ્** પ્રતિ જિજ્ઞાસા હોય છે,—તેના ભાજન એઓ છે,—એટલે તેનો (સાધારણ-અસાધારણ હેતુસમ્પદ્‌નો) ઉપન્યાસ છે.[૨૧૪]

[૩](૩) તેનો અવગમ થયે પણ આની જ (સ્તોતવ્યસંપદ્‌ની જ) **અસાધારણરૂપ હેતુસંપદ્** પ્રતિ વિદ્વાનોની જિજ્ઞાસા હોય છે,—પરંપરાથી મૂલશુદ્ધિ અન્વેષણપરા એઓ (વિદ્વાનો) છે,—એટલા માટે તેનો ઉપન્યાસ છે.[૨૧૫]

[૪](૪) તેના પરિજ્ઞાને પણ તેની જ **સામાન્યથી ઉપયોગસંપદ્** પ્રતિ (જિજ્ઞાસા હોય છે),—પરંપરાથી એઓ ફલપ્રધાન આરંભપ્રવૃત્તિશીલ છે,—એટલા માટે તેનો ઉપન્યાસ છે.[૨૧૬]

[૫](૫) તેના પરિચ્છેદે પણ **ઉપયોગસંપદ્‌ની જ હેતુસંપદ્** પ્રતિ (જિજ્ઞાસા હોય છે),—વિશુદ્ધિનિપુણ આરંભભાગી એઓ છે,—એટલા માટે તેનો ઉપન્યાસ છે.[૨૧૭]

[૬](૬) એના બોધે પણ સ્તોતવ્યસંપદ્‌ની જ **વિશેષથી ઉપયોગસંપદ્** પ્રતિ (જિજ્ઞાસા હોય છે),—એઓ સામાન્ય-વિશેષફલદર્શી છે,—એટલા માટે તેનો ઉપન્યાસ છે.[૨૧૮]

[૭](૭) એના વિજ્ઞાને પણ સ્તોતવ્યસંપદ્‌ની જ **સકારણ સ્વરૂપસંપદ્** પ્રતિ (જિજ્ઞાસા હોય છે),—એઓ વિશેષનિશ્ચયપ્રિય છે,—એટલા માટે તેનો ઉપન્યાસ છે[૨૧૯]

[૮]એના સંવેદને પણ **આત્મતુલ્ય પરફલકર્તૃત્વસંપદ્** પ્રતિ (જિજ્ઞાસા હોય છે),—અતિ ગંભીર ઉદાર એઓ છે,—એટલા માટે એનો ઉપન્યાસ છે.[૨૨૦]

[૯](૯) એની પ્રતીતિ સતે પણ **પ્રધાનગુણઅપરિક્ષય થકી પ્રધાનફલપ્રાપ્તિરૂપ અભયસંપદ્** પ્રતિ વિદ્વાનોની જિજ્ઞાસા હોય છે,—એઓ દીર્ઘદર્શીઓ છે,—એટલા માટે એનો ઉપન્યાસ છે.[૨૨૧]

[૧૦]આ જ ક્રમથી પ્રેક્ષાપૂર્વકારીઓની જિજ્ઞાસાપ્રવૃત્તિ છે,—એટલા માટે એમ સમ્પદાઓનો ઉપન્યાસ છે. અને આટલી સંપદ્‌થી સમન્વિત એવા એઓ નિઃશ્રેયસનું નિબન્ધન છે, એઓના ગુણબહુમાનથી સાર એવું વિશેષપ્રણિધાનનીતિથી તતતત્ બીજાક્ષેપના સૌવિહિત્ય વડે સમ્યગ્ અનુષ્ઠાન છે એમ જ્ઞાપનાર્થે (આ સંપદાઓનો આમ ઉપન્યાસ છે.)[૨૨૨]

સકારણ સ્વરૂપસંપદ્ અને આત્મતુલ્ય પરફલકર્તૃત્વ સંપદ્

તે જાણવાની જિજ્ઞાસા વિદ્વાનોને વધે છે. કારણ કે 'विशेषनिश्चयप्रिया एते' વિશેષથી નિશ્ચય તેઓને પ્રિય હોવાથી તેઓ તેવા પ્રકારે વિશેષથી જાણવાને ઈચ્છે છે. એટલા માટે અત્રે સ્તોતવ્ય સંપદ્‌ની જ **સકારણ સ્વરૂપસંપદ્** મૂકવામાં આવી છે.

(૮) એનું સંવેદન થયે પણ, વિદ્વાનોને હજુ ઓર જિજ્ઞાસા રહે છે કે આવી પરમ સુંદર સ્વરૂપસંપદ્ આપણને પ્રાપ્ત હોય તો કેવું સારૂં? એટલે ઉપરછલા અનુદાર તુચ્છ ફલથી નહિં લલચાઈ જાય એવા અતિગંભીર ઉદાર હોવાથી તેઓ જાણવા ઈચ્છે છે કે-જે સ્તોતવ્ય અર્હંત ભગવંતની આવી અનુપમ સ્વરૂપસંપદ્ કહેવામાં આવી, તેઓ શું બીજાઓને પોતાના જેવી જ સ્વરૂપસંપદ્ પમાડવા સમર્થ છે કે નહિં? વિદ્વાનોની આ જિજ્ઞાસા સંતોષવા માટે,-બીજાઓને પણ આત્મતુલ્ય સ્વરૂપસંપદ્ ફલ પમાડી દે એવા પરમ ગંભીર-પરમ ઉદાર આ ભગવંતો છે એમ દર્શાવતી **આત્મતુલ્ય પરફલકર્તૃત્વ-સંપદ્** અત્રે મૂકવામાં આવી છે.

(૯) એની પ્રતીતિ થયે પણ દીર્ઘદર્શી હોવાથી વિદ્વાનો આ બધાનું તાત્પર્ય જાણવા

પ્રધાનગુણ અપરિક્ષયથી પ્રધાન ફલપ્રાપ્તિરૂપ અભયસંપદ્

ઈચ્છે છે કે-જેને અંગે આ બધી સંપદ્ કહેવામાં આવી તે સર્વ-સંપદ્‌સંપન્ન આ સ્તોતવ્યસંપદ્‌નો પ્રધાન ગુણ કયો? ને છેવટનું પ્રધાન ફલ કયું? વિદ્વાનોની આ જિજ્ઞાસા પરિતૃપ્ત કરવા માટે અત્રે છેવટે **પ્રધાનગુણઅપરિક્ષય થકી પ્રધાનફલપ્રાપ્તિ-રૂપ અભયસંપદ્** મૂકવામાં આવી છે.

આમ अनेनैव क्रमेण-આ જ ઉક્ત ક્રમે જોઈ વિચારી પ્રવર્ત્તનારા પ્રેક્ષાપૂર્વકારીઓની જિજ્ઞાસાપ્રવૃત્તિ હોય છે, 'प्रेक्षापूर्वकारिणां जिज्ञासाप्रवृत्तिः' એટલા માટે એમ ઉક્ત ક્રમે આ સમ્પદાઓનો ઉપન્યાસ છે, 'इत्येवं सम्पदामुपन्यासः'.

અને 'આટલી સંપદ્‌થી સમન્વિત એવા એઓ નિઃશ્રેયસનું નિબન્ધન છે——એમ જ્ઞાપનાર્થે' પણ આ સંપદાઓનો આમ ઉપન્યાસ છે. અર્થાત્ एतावत्सम्पत्समन्विताश्च-

વિશેષપ્રણિધાન નીતિથી ગુણબહુમાનસાર સમ્યગ્ અનુષ્ઠાન

આટલી ગુણસંપદ્‌થી સમન્વિત-યુક્ત એવા આ ભગવંતો **નિઃશ્રેયસનું નિબંધન**-निःश्रेयसनिबन्धनमेते-મોક્ષનું કારણ છે, એઓના ગુણબહુમાનથી સાર 'एतद्गुणबहुमानसारं', એટલે સ્તોતવ્ય-સંપદ્ આદિ ગુણોના બહુમાનથી-પ્રમોદઅતિશયથી સાર, અથવા તે જ ગુણબહુમાન જ જ્યાં સાર છે એવું સમ્યગ્ અનુષ્ઠાન છે, 'सम्यग् अनुष्ठानं' એમ જ્ઞાપનાર્થે આ એમ સંપદાઓનો વિભાગથી ઉપન્યાસ છે,-इति च ज्ञापनार्थं. આ સમ્યગ્ અનુષ્ઠાન કેવી રીતે હોય છે? તે માટે કહ્યું-विशेषप्रणिधाननीतितः '**વિશેષ પ્રણિધાનનીતિથી તત્‌તત્ બીજાક્ષેપના સૌવિહિત્ય વડે કરીને**' 'तत्तत्बीजाक्षेपसौविहित्येन'; અર્થાત વિશેષથી કરીને સ્તોતવ્યસંપદ્ આદિ

ગુણોમાં વિભાગથી જે વિશેષ પ્રણિધાન–ચિત્તન્યાસ, તેજ નયતીતિ નીતિઃ એ વ્યુત્પત્તિ અર્થ પ્રમાણે પ્રણિધાન કરાતા ગુણ પ્રત્યે લઇ જનારી નીતિ છે; અને તે નીતિ વડે તે તે અર્હત્ત્વ–ભગવત્ત્વ આદિ ગુણરૂપ બીજના આક્ષેપનું (આકર્ષણ અથવા વાવણી) સૌવિહિત્ય–સાનુકૂળપણું હોય છે; અને તે તે બીજાક્ષેપના સૌવિહિત્ય–સુવિહિતપણા–સુવિધાન વડે કરીને આ સમ્યગ્ અનુષ્ઠાન હોય છે.

આમ (૧) વિશેષ પ્રણિધાન એટલે વિભાગથી અથવા ગુણવિશેષથી જે પ્રણિધાન–ચિત્તનું અનુસંધાન છે તે, તે તે ગુણ પ્રત્યે લઈ જાય એવી નીતિ છે; (૨) તેથી તે તે બીજ–ધર્મબીજ–ગુણબીજના ચિત્તભૂમિમાં આક્ષેપનું સૌવિહિત્ય–સાનુકૂળપણું હોય છે; (૩) એથી કરીને સમ્યગ્ અનુષ્ઠાન હોય છે. અને આમ મોક્ષના કારણરૂપ એવા આ ભગવતોના ગુણ–બહુમાનથી સાર એવું આ સમ્યગ્ અનુષ્ઠાન ઉક્ત વિશેષ પ્રણિધાનનીતિથી તે તે બીજા–ક્ષેપના સૌવિહિત્ય–સાનુકૂળપણા વડે કરીને સમ્યક્ હોય છે,–એમ જ્ઞાપન અર્થે–જણાવવા માટે પણ એમ ઉક્ત વર્ગીકરણરૂપ વિભાગથી આ સંપદાઓનો ઉપન્યાસ છે.

આમ નવ વિભાગમાં–અધિકારમાં જે સ્તોતવ્ય સંપદાઓનું વર્ગીકરણ કરવામાં આવ્યું હતું, તેના પ્રત્યેકે પ્રત્યેક પદનું પદે પદે લલિત આ યથાર્થનામા '**લલિત વિસ્તરામાં**' સુયુક્તિયુક્ત સંન્યાયસંપન્ન હૃદયંગમ પ્રતિપાદન કરી, **આચાર્યજી હરિભદ્રજીએ** અત્રે તે તે વર્ગીકરણવાળી સંપદાઓની સંકલનાબદ્ધ વિચારશ્રેણી રજૂ કરી છે.

અને આમ આ સૂત્રની સંકલનાનું બુદ્ધિગમ્ય મૌલિક સંશોધન કરી, આ કુશાગ્રબુદ્ધિ મહર્ષિએ પોતાના પ્રજ્ઞાતિશયનો અદ્ભુત ચમત્કાર દાખવ્યો છે; એટલું જ નહિં પણ ગણધર જેવા મહાપુરુષગ્રથિત આ સૂત્ર જે લોકો સામાન્યપણે પોપટની જેમ પઢી જાય છે, પણ અર્થ વિચારતા નથી, તેઓને આ સૂત્રમાં કેટલો બધો અર્થસંભાર ભર્યો છે તે પદે પદે નિર્ઝરતી અનન્ય ભક્તિથી બતાવી આપ્યું છે; અને આમ મૂળ પાઠમાત્ર સૂત્રનું અદ્ભુત સંકલન માત્ર સ્વબુદ્ધિબળે જ શોધી કાઢી, શ્રીગણધર ભગવંતના હૃદયમાં જાણે અંતઃપ્રવેશ કર્યો હોય એમ તેમનો અંતર્ આશય અપૂર્વ આશ્ચર્યકારક હૃદયંગમ શૈલીથી વ્યક્ત કર્યો છે. એટલે જ આ પ્રજ્ઞાનિધાન **હરિભદ્રજીના** કીર્તિકલશરૂપ આ સુવર્ણમય **લલિતવિસ્તરાનો** ઝગઝગતો પ્રકાશ અદ્યાપિ સહૃદય પ્રાજ્ઞજનોને આકર્ષી રહ્યો છે, અને તેમના અંતરને અજવાળી રહ્યો છે.

હરિભદ્રજીના
કીર્તિકલશરૂપ
સુવર્ણમય
લલિતવિસ્તરા



## વિવેચન

"ભલું થયું મેં પ્રભુ ગુણ ગાયા, રસનાનો ફળ લીધો રે;
દેવચન્દ્ર કહે મ્હારા મનનો, સકલ મનોરથ સીધો રે...."—શ્રી દેવચંદ્રજી

અહીં—આ સૂત્રમાં (૧) આદિમાં–શરૂઆતમાં સૌથી પ્રથમ **સ્તોતવ્યસંપદ્**નો ઉપન્યાસ કર્યો છે. કારણ કે મૂળ સ્તોતવ્ય–સ્તુતિ કરવા યોગ્ય–અર્હત્ ભગવત્ હોય તો પછી સ્તુતિ ઘટે છે; અને જેઓ પ્રેક્ષાપૂર્વકારી–પહેલાં જોઈ વિચારી પ્રવર્ત્તનારા છે, તેઓ તેમ જોઈ વિચારીને જ પ્રવૃત્તિ કરે છે, નહિં તો તેમના પ્રેક્ષાપૂર્વકારિપણાનો વિરોધ આવે ને તેઓની તે પ્રવૃત્તિ ઘટે નહિ. આમ—'प्रेक्षापूर्वकारिणां प्रवृत्त्यङ्गत्वात्।'—પ્રેક્ષાપૂર્વકારિઓના પ્રવૃત્તિઅંગપણાને લીધે'—પ્રવૃત્તિકારણપણાને લીધે અત્રે આદિમાં સ્તોતવ્યસંપદ્ મૂકવામાં આવી છે.

સ્તોતવ્યસંપદ્ અને તેની હેતુસંપદ્

(૨) આ સ્તોતવ્યસંપદ્‌ની 'ઉપલબ્ધિ' થાય, અર્થાત્ આ સમ્–સમ્યક્ પદ્–પદરૂપ સ્તોતવ્ય સંપદ્ ખરેખર! સ્થિર નિશ્ચય પદરૂપ સંપદ્ છે એવો જાણપણારૂપ નિશ્ચય થાય, એટલે પછી આ સ્તોતવ્ય હોવાનું સાધારણ–અસાધારણ મુખ્ય કારણ શું છે? એમ જાણવાની ઇચ્છારૂપ જિજ્ઞાસા વિદ્વાનોને–વિચારવંત વિવેકીઓને ઉપજે છે. અને તે વિદ્વજ્જનો તેના–સાચી તત્ત્વજિજ્ઞાસાના ભાજન–પાત્ર હોવાથી તેઓને તથાપ્રકારની જિજ્ઞાસા ઉપજવી સહજ છે, એટલે તે જિજ્ઞાસાને સંતોષવા માટે તે સ્તોતવ્યસંપદ્‌ની જ **પ્રધાન એવી સાધારણ–અસાધારણરૂપ હેતુસંપદ્** મૂકવામાં આવી છે.

(૩) એ જાણવામાં આવ્યે વિદ્વાનોની જિજ્ઞાસા ઓર જાગ્રત થાય છે. એટલે આ સ્તોતવ્યસંપદ્‌ની જ અસાધારણ હેતુસમ્પદ શી છે? તે જાણવાને તેઓ તલસે છે; કારણકે

---

पञ्जिका—तद्भाजनमेते—तद्‌भाजनं—જિજ્ઞાસાભાજન, एते—એઓ, પ્રેક્ષાપૂર્વકારીઓ છે.

एतद्‌गुण ઇત્યાદિ. एतद्‌गुणबहुमानसारं—एतेषां—એઓ, સ્તોતવ્યસંપદ્ આદિ, गुणानां—ગુણોનાં, बहुमानेन—બહુમાનથી, પ્રીતિથી, सारं—સાર, અથવા स एव सार: यत्र—તે જ સાર છે જ્યાં તે સમ્યગ્ અનુષ્ઠાન હોય છે એમ સંબંધ છે. કેવી રીતે? તે માટે કહ્યું—

विशेषप्रणिधाननीतित:—विशेषेण—વિશેષથી, વિભાગથી,—સ્તોતવ્યસંપદ્ આદિ ગુણોમાં, प्रणिधानं—પ્રણિધાન, ચિત્તન્યાસ, तदेव—તે જ, नीति:—નીતિ, પ્રણિધીયમાન (પ્રણિધાન કરાતા) ગુણરૂપ સ્વકાર્ય પ્રાપ્તિહેતુ, तस्या:—તે થકી. तद्बीजाक्षेपसौविहित्येन—तस्य—તેનું, અર્હત્ત્વ—ભગવત્ત્વાદિ ગુણનું बीजं—બીજ, હેતુ, તેના આવારક કર્મનો હ્રાસ અને તેને અનુકૂલ શુભ કર્મનો બંધ, तस्य—તેનો, आक्षेप:—આક્ષેપ, અવ્યભિચાર, तेन—તે વડે, सौविहित्यं—સૌવિહિત્ય, સુવિધાન, तेन—તે વડે, सम्यक्—સમ્યક્, ભાવરૂપ, अनुष्ठानमिति च ज्ञापनार्थं—અનુષ્ઠાન છે એમ જ્ઞાપન અર્થે. અને એ જ્ઞાપિત થયું છે એમ ભાવ છે.

'परम्परया मूलशुद्ध्यन्वेषणपरा एते'—પરંપરાથી મૂળથી માંડીને અત્રે શુદ્ધિ છે કે નહિં તેના સંશોધનમાં (Searching Investigation) તેઓ સદા તત્પર હોઈ 'મૂળશુદ્ધિ-અન્વેષણપરા' હોય છે; એટલે તેમની તત્ત્વગવેષણાને તૃપ્ત કરવા અત્રે **અસાધારણ હેતુસમ્પદ્** મૂકવામાં આવી છે.

(૪) આમ સ્તોતવ્યસંપદ્ ને તેની સાધારણ-અસાધારણ હેતુસમ્પદ્દનું પરિજ્ઞાન ઉપજ્યે પણ વિદ્વાનોની જિજ્ઞાસા પૂરી સંતોષાતી નથી, એટલે તેઓ ભાવે છે કે—આ અર્હંત ભગવંતોની આત્મલક્ષ્મીરૂપ આ સ્તોતવ્યસમ્પદ્ ભલે ગમે તેવી ઉત્તમ હો, પણ તે બીજાને શું કામની? કોઈ ગમે તેવો ધનવાન હોય, પણ તેમાં બીજાને શું? એટલે આ ભગવંતોની આ આત્મલક્ષ્મી લોકોને—અન્ય જગજ્જીવોને—અમને શું ઉપયોગની? એ અમારે જાણવું છે, જેથી કરીને અમે તે ભગવંતને ભજીએ. એમ તેઓ ભાવે છે, કારણ કે 'फलप्रधानारम्भप्रवृत्तिशीला एते' 'ફલપ્રધાન આરંભ પ્રવૃત્તિ' કરવી એ જ એમનું શીલ છે—સ્વભાવ છે, એટલે આત્માર્થરૂપ સ્વાર્થફલને દેખીને જ ભગવંતને ભજવાનો સંવેગ (Impetus) ઉપજવાથી તેઓ તથારૂપ ભક્તિપ્રવૃત્તિ કરે છે. માટે અમને શું ઉપયોગની? એવી તેમની જિજ્ઞાસાને પરિતોષ પમાડવા અત્રે સ્તોતવ્યસંપદ્દની જ **સામાન્યથી ઉપયોગસંપદ્** મૂકવામાં આવી છે.

ઉપયોગસંપદ્ અને તેની હેતુસંપદ્

(૫) તેનો પરિચ્છેદ—પરિજ્ઞાન થયે પણ, આ ઉપયોગસંપદ્ અન્ય અન્ય આત્માઓને કયા કયા કારણે કેવી કેવી રીતે ઉપયોગી થઈ પડે છે? તે જાણવાને વિદ્વાનો ઇચ્છે છે. કારણ કે—'विशुद्धिनिपुणारंभभाज एते'—આ પ્રવૃત્તિઆરંભ પરિશુદ્ધ છે કે નહિં એ નિપુણપણે તપાસીને જ તેઓ વિશુદ્ધિથી નિપુણ—કુશલ—વિચક્ષણ આરંભને ભજનારા છે. આવા આ વિચક્ષણ વિદ્વજ્જનોની જિજ્ઞાસાને સંતોષવા અત્રે **ઉપયોગસંપદ્દની જ હેતુસંપદ્** મૂકવામાં આવી છે.

(૬) એનો બોધ થયે પણ, જગજ્જીવોને આવા પરમ ઉપયોગી ઉપકારી ભગવંતો વિશેષથી કેવા કેવા પ્રકારે ઉપયોગી થઈ પડે છે? એ જાણવાની ઉત્કંઠા વિદ્વાનોને ઉલ્લસે છે; કારણ કે 'सामान्यविशेषरूपफलदर्शिन एते'—સામાન્ય ફલ ને વિશેષ ફલ એ બન્ને પ્રત્યે દૃષ્ટિ રાખનારા એઓ 'સામાન્ય-વિશેષફલદર્શી' હોય છે; એટલા માટે અહીં તે પછી સ્તોતવ્ય સંપદ્દની જ **વિશેષથી ઉપયોગસંપદ્** મૂકવામાં આવી છે.

(૭) એનું વિજ્ઞાન થયે પણ, જેની આમ હેતુસંકલનાપૂર્વક સ્તોતવ્યસંપદ્ ને તેની ઉપયોગસંપદ્ કહી દેખાડી, તે જગતના પરમ ઉપયોગી—પરમ ઉપકારી સ્તોતવ્ય ભગવંતોનું વિશેષે કરીને સ્વરૂપ શું છે? ને તેનું કારણ શું છે?

# નવ વિભાગમાં વિભક્ત તેત્રીશ સૂત્રપદોનું કોષ્ટક

| કઈ સંપદ્? | પદ | મુખ્ય મુદ્દો | ન્યાય ચર્ચા : કયા મતનો નિરાસ |
|---|---|---|---|
| ૧ સ્તોતવ્યસંપદ્ | ૧. અર્હંત | દુર્લભ ભાવનમસ્કાર આમ બીજાધાનથી સાધ્ય. પ્રતિપત્તિપૂજાનું પ્રાધાન્ય, ઇચ્છાયોગાદિમાં ભાવનમસ્કારની ઘટના. | આત્માદ્વૈત મતનો નિરાસ |
| | ૨. ભગવંત | ભાવઅર્હંત્. ષડ્વિધ 'ભગ' સંપન્ન ભગવંતો | |
| ૨ પ્રધાન સાધારણાસાધારણ હેતુસંપદ્ | ૩. આદિકર | આત્માદિગામિ જન્માદિ પ્રપંચનું આદિકરપણું | મૌલિક સાંખ્યોનો નિરાસ |
| | ૪. તીર્થંકર | સંસારસાગર તારક પ્રવચન વા સંઘ તીર્થનું સ્થાપન | આગમધાર્મિકોનો નિરાસ |
| | ૫. સ્વયંસંબુદ્ધ | સ્વયોગ્યતાપ્રાધાન્યથી પહેલાં પણ સ્વયંસંબુદ્ધ | મહેશઅનુગ્રહથી બોધવાદનો ,, |
| ૩ અસાધારણ હેતુસંપદ્ | ૬. પુરુષોત્તમ | સર્વ સત્ત્વોમાં સહજ તથાભવ્યત્વાદિ ભાવથી પ્રધાન | સર્વસત્ત્વએવંભાવવાદી બૌદ્ધોનો ,, |
| | ૭. પુરુષસિંહ | ઉપમાથી અસાધારણ ગુણકથન. ગણધરપ્રણીત આ સૂત્રને અંજલિ | બાહ્યઅર્થસંવાદી સત્યવાદીનો ,, |
| | ૮. પુરુષવરપુંડરીક | પુંડરીક ઉપમાનું ઘટમાનપણું. | અભિન્નજાતીય ઉપમાવાદીનો ,, |
| | ૯. પુરુષવરગંધહસ્તી | ઉપમાની યથાર્થતા. સર્વ ગુણોનું અન્યોન્ય સંવલિતપણું. | ગુણક્રમ અભિધાનવાદીનો ,, |
| ૪ સામાન્યથી ઉપયોગસંપદ્ | ૧૦. લોકોત્તમ | લોક=સકલ ભવ્યસત્ત્વ લોકમાં ઉત્તમ. તથાભવ્યત્ત્વ. | સમુદાયોમાં (સમગ્ર વસ્તુસમૂહોમાં) પ્રવૃત્ત શબ્દો તેના અવયવોમાં પણ પ્રવર્તે છે, એવા ન્યાયનું સંદર્શન. |
| | ૧૧. લોકનાથ | લોક=બીજાધાનાદિથી સંવિભક્ત વિશિષ્ટ ભવ્યલોક, તેના નાથ. | |
| | ૧૨. લોકહિત | લોક=પંચાસ્તિકાયાત્મક વા સકલ પ્રાણીલોક, તેને હિત | |
| | ૧૩. લોકપ્રદીપ | લોક=વિશિષ્ટ સંજ્ઞીલોક, તેને પ્રદીપ. યોગદૃષ્ટિની જરૂર | |
| | ૧૪. લોકપ્રદ્યોતકર | લોક=ઉત્કૃષ્ટમતિ ગણધરો, તેઓને ઉદ્યોતકર | |

| | | | |
|---|---|---|---|
| ૫ ઉપયોગસંપદ્‌ની જ હેતુસંપદ્ | ૧૫ અભયદ | અભય=વિશિષ્ટ આત્મસ્વાસ્થ્ય, ધૃતિ | જૈનદર્શન અને યોગદર્શનની પરિભાષાનો સુમેળ |
| | ૧૬ ચક્ષુર્દ | ચક્ષુ=આત્મધર્મરૂપ ભાવચક્ષુ-શ્રદ્ધા | |
| | ૧૭ માર્ગદ | માર્ગ=ચિત્તનું અવક્રગમન, ક્ષયોપશમવિશેષ, સુખા | |
| | ૧૮ શરણદ | શરણ=તત્ત્વચિંતાધ્યવસાન, વિવિદિષા | |
| | ૧૯ બોધિદ | બોધિ=જિનપ્રણીતધર્મપ્રાપ્તિ, સમ્યગ્‌દર્શન, વિજ્ઞપ્તિ.<br>આ અભયાદિ પંચક અપુનર્બંધકને જ હોય, ઇતરેતરફલવાળું હોય. | |
| ૬ વિશેષથી ઉપયોગસંપદ્ | ૨૦ ધર્મદ | ધર્મ=ચારિત્રધર્મ (વસ્તુસ્વભાવ) આત્મપરિણામરૂપ શ્રાવકધર્મ-સાધુધર્મ | કષ-છેદ-તાપ પરીક્ષાથી સુપરિશુદ્ધ જૈનદર્શનનું પરમોત્તમપણું |
| | ૨૧ ધર્મદેશક | ધર્મદેશનાનો હરિભદ્રજીએ ગૂંથેલો ઉત્તમ નમૂનો | |
| | ૨૨ ધર્મનાયક | ધર્મની વશ્યતા-ઉત્તમપ્રાપ્તિ-ફલપરિભોગ-અવિઘાત એ ચાર ધર્મનાયકપણાના મૂળહેતુ તે પ્રત્યેકના ચાર ઉત્તરહેતુ. | |
| | ૨૩ ધર્મસારથિ | ધર્મરથના સમ્યક્‌પ્રવર્તન-પાલન-દમનયોગ. | |
| | ૨૪ ધર્મવરચતુરન્ત-ચક્રવર્તી | ચક્રવર્તીચક્ર કે ઇતર ધર્મચક્ર કરતાં વર ધર્મચક્ર પ્રવર્તાવનાર. | |
| ૭ સકારણા સ્વરૂપસંપદ્ | ૨૫ અપ્રતિહતવરજ્ઞાનદર્શનધર | સર્વજ્ઞાનદર્શન સ્વભાવપણું સતે નિરાવરણ થયે તેવા | ઇષ્ટ તત્ત્વદર્શનવાદી બૌદ્ધોનો નિરાસ |
| | ૨૬ વ્યાવૃત્તછદ્મ | છદ્મ=ઘાતકર્મ, ભવાધિકાર વ્યાવૃત્ત છે જેનું તે | અવ્યાવૃત્તછદ્મવાદી આજીવિકોનો ,, |
| ૮ આત્મતુલ્ય પરફલકર્તૃત્વસંપદ્ | ૨૭ જિન-જાપક | કલ્પિત ભ્રાંતિમાત્ર નહિં એવા સત્ રાગાદિના જેતા | કલ્પિત અવિદ્યાવાદી બૌદ્ધોનો ,, |
| | ૨૮ તીર્ણ-તારક | ભવાર્ણવતીર્ણને જીવિતાવર્ત્ત જેમ ભવાવર્ત્ત નથી | આવર્ત્તકાલકારણવાદીનો ,, |
| | ૨૯ બુદ્ધ-બોધક | સ્વસંવિદિત જ્ઞાનથી બુદ્ધ. અસ્વસંવિદિત બુદ્ધિ અનુમાનાદિ બુદ્ધિનો અવિષય | પરોક્ષજ્ઞાનવાદી મીમાંસકોનો ,, |
| | ૩૦ મુક્ત-મોચક | જગત્‌કર્તૃલયે તત્‌કર્તૃત્વાપત્તિ : જગત્‌કર્તૃત્વવાદના મહાદોષ | જગત્‌કર્તૃલીન મુક્તવાદીનો ,, |
| ૯ પ્રધાનગુણ અપરિક્ષયથી પ્રધાનફલપ્રાપ્તિરૂપ અભયસંપદ્ | ૩૧ સર્વજ્ઞ-સર્વદર્શી | તત્‌સ્વભાવપણું સતે નિરાવરણપણા થકી સર્વજ્ઞસિદ્ધિ | બુદ્ધિયોગજ્ઞાનવાદી સાંખ્યોનો ,, |
| | ૩૨ શિવાચલાદિસ્થાન સંપ્રાપ્ત | સ્થાન તે વ્યવહારથી સિદ્ધિક્ષેત્ર, નિશ્ચયથી આત્મસ્વરૂપ | સર્વમતાત્મવાદી વૈશેષિકોનો ,, |
| | ૩૩ જિનો જિતભયો | ભવપ્રપંચનિવૃત્તિ થકી ક્ષપિતભયો તે જિતભયો | અદ્વૈત મુક્તવાદીનો ,, |

# અનેકાન્ત પ્રતિષ્ઠા

આ બધો પ્રપંચ એકાનેક સ્વભાવી વસ્તુ સાથે જોડાયેલો છે, નહિં તો આ ચિત્ર સંપદો કલ્પના-માત્ર થઈ પડી નિષ્ફળ હોય, એમ અનેકાન્ત ચર્ચા ઉપસ્થિત કરે છે—

[११]एकानेकस्वभाववस्तुप्रतिबद्धश्चायं प्रपञ्च इति सम्यगालोचनीयं, अन्यथा कल्पना-मात्रमेता इति फलाभावः।[२२३]

[૧૧]અર્થ:—અને એક-અનેક સ્વભાવવાળી વસ્તુ સાથે પ્રતિબદ્ધ આ પ્રપંચ છે એમ સમ્યગ્ આલોચવા યોગ્ય છે,—અન્યથા એઓ (ચિત્ર સમ્પદો) કલ્પનામાત્ર હોય, એટલે ફલઅભાવ હોય.[૨૨૩]

## વિવેચન

"શક્તિ વ્યક્તિ ત્રિભુવન પ્રભુતા, નિર્ગ્રંથતા સંયોગે રે;
યોગી ભોગી વક્તા મૌની, અનુપયોગી ઉપયોગે રે....
શિતલ જિનપતિ લલિત ત્રિભંગી, વિવિધભંગી મન મોહે રે."—**શ્રી આનંદઘનજી**

હવે આ ચિત્ર-નાના પ્રકારની સંપદ્ સ્યાદ્વાદ વિના ઘટતી નથી. એટલે તે સ્યાદ્વાદની સિદ્ધિ અર્થે કહ્યું—'एकानेकस्वभाववस्तुप्रतिबद्धश्चायं प्रपञ्चः'—'અને એક-અનેક સ્વભાવવાળી વસ્તુ સાથે પ્રતિબદ્ધ આ પ્રપંચ છે એમ સમ્યગ્ આલોચવા યોગ્ય છે.' અર્થાત્ દ્રવ્યથી એક ને પર્યાયથી અનેક સ્વભાવવાળી અર્હત્ લક્ષણ વસ્તુ સાથે આ ચિત્ર સંપદ્ ઉપન્યાસરૂપ પ્રપંચ પ્રતિબદ્ધ છે, જોડાયેલો છે. એમ આ સમ્યક્પણે અન્વય-વ્યતિરેકથી જેમ આ વસ્તુ સિદ્ધ થાય તેમ આલોચવા-વિચારવા યોગ્ય છે. 'અન્યથા એઓ કલ્પનામાત્ર હોય એટલે ફલઅભાવ હોય.' નહિં તો અર્હતોના એકાનેક

**એકાનેક સ્વભાવી વસ્તુની સિદ્ધિ**

---

पञ्जिका—અને આ ચિત્ર સંપત્ સ્યાદ્વાદ વિના સંગતિ પામતી નથી એટલા માટે તેની સિદ્ધિ-અર્થે કહ્યું—एकानेकस्वभाववस्तुप्रतिबद्धश्च—અને એક-અનેક સ્વભાવવાળી વસ્તુ સાથે પ્રતિબદ્ધ, દ્રવ્ય-પર્યાય સ્વભાવવાળી અર્હત્ લક્ષણ વસ્તુથી આન્તરીયક પુનઃ अयम्—આ, અનન્તરોક્ત, प्रपञ्चः—પ્રપંચ—ચિત્ર સંપદ્ ઉપન્યાસરૂપ, इति—એ, सम्यगालोचनीयं—અન્વય-વ્યતિરેકથી જેમ આ વસ્તુ સિદ્ધ થાય તેમ વિમર્શનીય છે. વિપક્ષે બાધા કહી—अन्यथा—નહિં તો, અર્હતોના એકાનેક સ્વભાવના અભાવે, कल्पनामात्रं—નિર્વિષય બુદ્ધિપ્રતિભાસરૂપા કેવલ કલ્પના જ, एताः—આ, ચિત્ર સંપદો. તેથી શું ? તે માટે કહ્યું—इति—એટલા માટે, કલ્પનામાત્રપણાને લીધે, फलाभावो—ફલ-અભાવ. મિથ્યા સ્તવપણાએ કરીને સમ્યક્ સ્તવથી સાધ્ય અર્થનો અભાવ. અને એમ નથી,—સફલારંભી મહાપુરુષથી એઓનું પ્રણીતપણું છે માટે. એટલા માટે એના ઉપન્યાસની અન્યથાઅનુપપત્તિથી જ ચિત્રરૂપ વસ્તુની સિદ્ધિ છે.

સ્વભાવના અભાવે આ ચિત્ર સંપદો કલ્પનામાત્ર જ, નિર્વિષય બુદ્ધિપ્રતિભાસરૂપા કેવલ કલ્પના જ થઈ પડે. એટલે એના કલ્પનામાત્રપણાને લીધે ફલઅભાવ હોય, મિથ્યા સ્તવપણાએ કરીને સમ્યક્સ્તવથી સાધ્ય અર્થનો અભાવ હોય. અને એમ નથી, કારણ કે સફલારંભી મહાપુરુષથી એઓનું પ્રણીતપણું છે માટે. એટલા માટે એ ચિત્ર સંપદાઓનો ઉપન્યાસ બીજી કોઈ રીતે ઘટતો નથી (અન્યથાઅનુપપત્તિ), એટલે એકાનેક-સ્વભાવી ચિત્રરૂપ વસ્તુની સિદ્ધિ છે.

"એમ અનંત દાનાદિક નિજ ગુણ, વચનાતીત પંડુરજી;
વાસન ભાસન ભાવે દુર્લભ, પ્રાપ્તિ તો અતિ દૂરજી....

શીતલ જિનપતિ પ્રભુતા પ્રભુની, મુજથી કહીય ન જાયજી;
અનંતતા નિર્મલતા પૂર્ણતા, જ્ઞાન વિના ન જણાયજી.

ચરમ જલધિ જલ મિણે અંજલિ, ગતિ જીપે અતિ વાયજી;
સર્વ આકાશ ઓલંઘે ચરણે, પણ પ્રભુતા ન ગણાયજી....શીતલ."—શ્રી દેવચંદ્રજી



વસ્તુનું એકાનેક સ્વભાવપણું હેતુથી અને પુરુષ તથા ઘટના દૃષ્ટાંતથી સિદ્ધ કરી, અનેકાન્તની વિજયઘોષણા પોકારતો આ સકલલોકસિદ્ધ પિતા-પુત્રાદિવ્યવહાર પરસ્પર ભિન્ન છે એમ હેતુપૂર્વક દર્શાવે છે—

[१२] एकानेकस्वभावत्वं तु वस्तुनो वस्त्वन्तरसम्बन्धाविर्भूतानेकसम्बन्धिरूपत्वेन पितृपुत्रभ्रातृभागिनेयादिविशिष्टैकपुरुषवत्, पूर्वापरान्तरितानन्तरितदूरासन्ननवपुराणसमर्थासमर्थदेवदत्तकृतचैत्रस्वामिकलब्धक्रीतहतादिरूपघटवद् वा।

सकललोकसिद्धश्चेह पित्रादिव्यवहारः, भिन्नश्च मिथः, तथाप्रतीतेः, तत्तत्त्वनिबन्धनश्च, अत एव हेतोः। [२२४]

पञ्जिका—પુનઃ સામાન્યથી ચિત્રરૂપ વસ્તુના પ્રત્યાયનાર્થે પ્રયોગ કહ્યો—एकानेकस्वभावत्वं तु वस्तुनः—વસ્તુનું એકાનેકસ્વભાવપણું તે સાધ્યનિર્દેશ છે. અત્રે હેતુ—वस्त्वन्तरैः—સાધ્ય ધર્મીથી વ્યતિરિક્ત વસ્ત્વન્તરો સાથે, यः જે, सम्बन्धः—તેના સ્વભાવ અપેક્ષાલક્ષણ સંબંધ, तेन તે વડે, आविर्भूतानि—આવિર્ભૂત થયા છે, अनेकानि અનેક, નાનારૂપ, सम्बन्धीनि—સંબંધી, સંબંધવંતા, रूपाणि—રૂપો, સ્વભાવ થકી यस्य—જેના, तत्तथा—તે તથા, तस्य भावस्तत्त्वं—તેનો ભાવ તે તત્ત્વ, तेन—તેના વડે કરીને. દૃષ્ટાન્ત કહ્યું—

पितृपुत्रभ्रातृभागिनेयैः—પિતા, પુત્ર, ભ્રાતૃ, ભાગિનેયથી (ભાણેજ), आदि—આદિ શબ્દથી પિતૃવ્ય, માતુલ, પિતામહ, માતામહ, પૌત્ર, દૌહિત્ર આદિ જનપ્રતીતથી, विशिष्टः—વિશિષ્ટ, ઉપલબ્ધ સંબંધવાળો, સંબંધ પામેલો, यः—જે, एकः—એક,-દ્રવ્યતાથી, पुरुषः—તથાવિધ પુરુષ, तस्येव—તેની જેમ. આના જ દઢત્વ સંપાદનાર્થે પુનઃ દૃષ્ટાન્તાન્તર કહ્યું—पूर्व ઇત્યાદિ. તે તે અપેક્ષાએ પૂર્વ-અપરાદિ પંદર રૂપવાળો, आदि—આદિ શબ્દથી અણુ-મહત્, ઉચ્ચ-નીચ આદિ અનેકરૂપ, यः घटः—જે ઘટ, तस्येव वा—તેની જેમ વા એકાનેક સ્વભાવત્વ છે. હેતુસિદ્ધિઅર્થે કહ્યું—

[૧૨]અર્થ:—વસ્તુનું એક–અનેક સ્વભાવપણું તો વસ્ત્વંતર સાથે સંબંધથી આવિર્ભૂત (પ્રગટ થયેલ) એવા અનેક સંબંધિ રૂપપણા વડે કરીને છે,—પિતા, પુત્ર, ભાઈ, ભાણેજ આદિથી વિશિષ્ટ એક પુરુષની જેમ; અથવા પૂર્વ–અપર, અન્તરિત–અનન્તરિત, દૂર–આસન્ન, નવ–પુરાણ, સમર્થ–અસમર્થ, દેવદત્ત કૃત, ચૈત્ર સ્વામિક, લબ્ધ (મળેલો), ક્રીત (ખરીદેલો), હૃત આદિરૂપ ઘટ જેમ.

અને અહીં પિતા આદિ વ્યવહાર સકલલોકસિદ્ધ છે, અને પરસ્પર ભિન્ન છે,—તથા-પ્રતીતિને લીધે; અને તત્તત્ત્વનિબન્ધનવાળો છે, અત એવ (એ જ) હેતુને લીધે.[૨૨૪]

## વિવેચન

"સંગ્રહે નહીં આપે નહીં પર ભણી, નવિ કરે આદરે પર ન રાખે;
શુદ્ધ સ્યાદ્વાદ નિજ ભાવ ભોગી જિકે, તેહ પરભાવને કેમ ચાખે?
અહો! શ્રી સુમતિ જિન! શુદ્ધતા તાહરી, સ્વગુણ પર્યાય પરિણામરામી."—શ્રી દેવચંદ્રજી

હવે આ ચિત્રરૂપ વસ્તુનું એકાનેકસ્વભાવપણું સિદ્ધ કરી, સ્યાદ્વાદની સિદ્ધિ કરે છે —'एकानेकस्वभावत्वं तु वस्तुनो'—'વસ્તુનું એક–અનેક સ્વભાવપણું તો——ઘટ જેમ—

**અનેકાન્તની સિદ્ધિ**

—'वस्त्वन्तरसम्बंधाविर्भूतानेकसम्बन्धिरूपत्वेन'—વસ્તુ એક છતાં તેનું અનેકસ્વભાવપણું વસ્ત્વંતર—તેનાથી અન્ય વસ્તુ સાથેના સંબંધ થકી ઉપજે છે; અર્થાત્ અન્ય વસ્તુ સાથેના સંબંધને લીધે સંબંધી–સંબંધવંતા એવા અનેક રૂપો તે એક વસ્તુના પ્રગટ થાય છે. આમ તેનાથી વ્યતિરિક્ત એવી અન્ય વસ્તુ સાથેના સંબંધથી આવિર્ભૂત–પ્રગટ થયેલા અનેક સંબંધિરૂપપણા વડે કરીને વસ્તુનું એક–અનેક સ્વભાવપણું ઘટે છે.

અત્રે બે દૃષ્ટાંત રજૂ કર્યા છે:—(૧) જેમ પુરુષ તો એક જ છે, છતાં બીજી વ્યક્તિઓ સાથેના સંબંધથી તત્સંબંધિ તેના અનેક વિશિષ્ટ રૂપો પ્રગટે છે, એટલે કોઈના

**પુરુષ અને ઘટના દૃષ્ટાંત**

સંબંધે તે પિતા છે, કોઈના સંબંધે તે પુત્ર છે, કોઈના સંબંધે તે ભાઈ છે, કોઈના સંબંધે તે ભાણેજ છે, ઇત્યાદિ પ્રકારે તે પિતા આદિ સંબંધથી વિશિષ્ટ એક જ પુરુષના વિવિધ રૂપો ઉપજે છે. (૨) અત્રે બીજું દૃષ્ટાંત ઘડાનું છે. ઘડો એક છે, છતાં અન્ય ધર્મો સાથેના સંબંધથી તત્સંબંધી અનેક વિશિષ્ટ રૂપો આવિર્ભાવ પામે છે. જેમકે—આ ઘડો પૂર્વનો–પહેલાંનો છે, આ પછીનો છે; આ ઘડો અન્તરિત છે, આ અનન્તરિત છે; આ

---

सकललोकसिद्धश्च—અને સકલલોકસિદ્ધ,—અવિગાન પ્રવૃત્તિને લીધે, इह—અહીં, જગતમાં, पित्रादिव्यवहार:—પિતા આદિ વ્યવહાર, તથાવિધ અભિધાન પ્રત્યયવાળી પ્રવૃત્તિરૂપ, भिन्नश्च—અને ભિન્ન, પૃથક્ છે, मिथः—પરસ્પર. કારણ કે પિતૃવ્યવહાર અન્ય છે અને પુત્રાદિનો વ્યવહાર અન્ય છે. કયા કારણથી? તે માટે કહ્યું—तथा—તથા પ્રકારે, પરસ્પર ભિન્નતાથી, प्रतीते:—પ્રતીતિને લીધે, સર્વત્ર સર્વદા સર્વથી પ્રત્યયને લીધે. तत्तत्त्वनिबन्धनश्च—तस्य—તેનું, પિતા આદિપણે વ્યવહરણીયનું, तत्त्वं—તત્પણું, પિતાઆદિરૂપપણું, निबन्धनं—નિબંધન છે, यस्य स तथा—જેનું તે તથા, ચકાર—ઉક્તના સમુચ્ચય અંગે છે. એ પણ કયા કારણથી? તે માટે કહ્યું—अत एव—તથાપ્રતીતિથી જ, हेतोः—હેતુથી. અને સમ્યક્ પ્રતીતિ અપ્રમાણ નથી,—સર્વત્ર અનાશ્વાસના પ્રસંગને લીધે.

ઘડો દૂર છે, આ આસન્ન-નિકટ છે; આ ઘડો નવો છે, આ પુરાણો છે; આ ઘડો ટકાઉ છે, આ બીનટકાઉ છે; આ ઘડો દેવદત્તે કરેલો છે, આ ઘડાનો સ્વામી-માલિક ચૈત્ર છે; આ ઘડો મળેલો છે; આ ઘડો ખરીદેલો-વેચાતો લીધેલો છે; આ ઘડો તૂટેલો છે. ઇત્યાદિ પ્રકારે તે તે પૂર્વ-અપર આદિ ધર્મોના સંબંધથી તે એક જ ઘડાના અનેક રૂપો પ્રગટે છે. આમ વસ્તુ દ્રવ્યથી એક ને પર્યાયથી અનેકરૂપ હોવાથી, વસ્તુનું એકાનેકસ્વભાવપણું સિદ્ધ થાય છે, અને તેથી અનેકાંતવાદની-સ્યાદ્‌વાદની પ્રતિષ્ઠા થાય છે.

તેના જ સમર્થનમાં અત્રે આ પિતાદિ વ્યવહારની યુક્તિ દર્શાવી છેઃ 'सकललोकसिद्ध-श्चेह पित्रादिव्यवहारः' ઇ.—'અને અહીં આ પિતા આદિ વ્યવહાર સકલલોકસિદ્ધ છે, ——હેતુને લીધે.' અર્થાત્ આ પિતા, આ પુત્ર, આ ભાઈ, આ ભત્રીજો ઇત્યાદિ તેવા તેવા પ્રકારના નામનિર્દેશજન્ય પ્રવૃત્તિરૂપ વ્યવહાર અવિગાનપણે સકલલોકસિદ્ધ છે, સર્વજનપ્રતીત હોઈ સર્વાનુમતે માન્ય છે. આ જે પિતાદિ વ્યવહાર છે, તે પરસ્પર અન્યોન્ય ભિન્ન છે, પૃથક્ છે, જૂદો જૂદો છે. જે જેનો પિતા છે તે તેનો જ પુત્ર નથી, અને જે જેનો પુત્ર છે તે તેનો જ પિતા નથી; એમ પિતા વ્યવહાર જૂદો છે, પુત્રાદિ વ્યવહાર જૂદો છે. કારણ કે તેવા તેવા પ્રકારે પરસ્પર ભિન્નપણે સર્વત્ર સર્વદા સર્વને તથાપ્રતીતિ-તેવા પ્રકારની પ્રતીતિ છે. તેમજ—જે આ પિતાદિ વ્યવહાર છે, તે તત્‌તત્ત્વનિબંધનવાળો છે; અર્થાત્ પિતા આદિપણે જે વ્યવહરણીય છે, જેનો વ્યવહાર કરાય છે, તેનું તત્ત્વ-તત્‌પણું-પિતાદિરૂપપણું જ તથાપ્રકારના વ્યવહારનું નિબન્ધન-કારણ છે. જે પિતા આદિ નામે ઓળખાય છે, તેમાં ખરેખરૂં તાત્ત્વિક પિતાદિરૂપપણું છે જ, એટલે જ એ થકી જ તેવો પિતાદિ વ્યવહાર પ્રવર્ત્તે છે; અને તે પણ અત એવ હેતુને લીધે, એ જ હેતુને લીધે, અર્થાત્ તથાપ્રતીતિરૂપ હેતુને લીધે પ્રવર્ત્તે છે. આમાં આનું ખરેખરૂં પિતાપણું છે તેથી આ આનો પિતા છે, આમાં આનું ખરેખરૂં પુત્રપણું છે તેથી આ આનો પુત્ર છે, ઇત્યાદિ તેવા તેવા પ્રકારે સર્વને સર્વત્ર સર્વદા તથાપ્રતીતિ-તેવા પ્રકારની પ્રતીતિ હોય છે.

**પિતા આદિ ભિન્ન વ્યવહાર અનેકાન્તની સિદ્ધિ કરે છે**

આવો સર્વજનપ્રતીત આ પિતાદિ વ્યવહાર પણ અનેકાન્તની વિજયઘોષણા પોકારી રહ્યો છે. કારણ કે અનેકાન્ત વિના આ પ્રસ્તુત વ્યવહાર જ સંભવતો નથી. પિતાની અપેક્ષાએ જ પુત્ર ને પુત્રની અપેક્ષાએ જ પિતા એમ સ્થિતિ છે, એટલે કોઈ એકાંતે પિતા જ હોય કે કોઈ એકાંતે પુત્ર જ હોય, એવો વ્યવહાર બનવો અસંભવિત છે. એટલે કે અનેકાન્ત વિના બધો જગદ્‌વ્યવહાર થંભી જશે, અટકી પડશે. આમ એકાનેક સ્વભાવી વસ્તુતત્ત્વ તો **અનેકાન્ત શાસનનું** * **એકછત્રી સામ્રાજ્ય** સ્વીકારી રહ્યું છે, એટલું જ નહિં પણ આ પિતાદિ સમસ્ત લોકવ્યવહાર પણ **'અનેકાન્ત જય પતાકા'** ફરકાવી રહ્યો છે.

* અનેકાંતના પરમ પુરસ્કર્તા તરીકે સુવિખ્યાત મહર્ષિ અમૃતચંદ્રાચાર્યજી તેમની પરમ અમૃત કૃતિ 'આત્મખ્યાતિ' નામક સમયસાર ટીકાના અનેકાન્તવિષયક પરિશિષ્ટમાં ઉદ્‌ઘોષણા કરે છે "स्याद्वादो हि समस्तवस्तुतत्त्वसाधकमेवमेकमस्खलितं शासनमर्हत्सर्वज्ञस्य।" ઇત્યાદિ.

વાસનાભેદ થકી જ આ પિતા-પુત્રાદિ વ્યવહાર છે, એ સંબંધી બૌદ્ધોની બધી દલીલોનો રદીઓ આપે છે—

[13]वासनाभेदादेवायमित्ययुक्तं, तासामपि तन्निबन्धनत्वात्। नैकस्वभावादेव ततस्ता इति रूपात् रसादिवासनापत्तेः।

जातिभेदतो नैतदित्यप्ययुक्तं, नीलात्पीतादिवासनाप्रसङ्गात्।

तत्तत्स्वभावत्वान्नैतदित्यप्यसत्, वाङ्मात्रत्वेन युक्त्यनुपपत्तेः। न हि नीलवासनायाः पीतादिवत्पित्रादिवासनाया न भिन्ना पुत्रादिवासनेति निरूपणीयं।[225]

[13]અર્થ:—વાસનાભેદ થકી જ આ વ્યવહાર છે એ અયુક્ત છે,—તેઓના (વાસનાઓના) પણ તન્નિબન્ધનપણાને લીધે. તે એક સ્વભાવ થકી જ તેઓ (વાસનાઓ) નથી,—રૂપમાંથી રસાદિ વાસનાની આપત્તિને લીધે.

જાતિભેદથી આ નથી, એ પણ અયુક્ત છે,—નીલમાંથી પીતાદિ વાસનાના પ્રસંગને લીધે.

તેના તત્સ્વભાવપણાને લીધે આ નથી, એ પણ અસત્ છે,—વાઙ્માત્રપણાએ કરીને યુક્તિની અનુપપત્તિને લીધે. કારણ કે નીલ વાસનાથી પીતાદિની જેમ, પિતાદિ વાસનાથી પુત્રાદિ વાસના ભિન્ન નથી એમ નથી, એ નિરૂપણ કરવા યોગ્ય છે.[225]

## વિવેચન

"इमां समक्षं प्रतिपक्षसाक्षिणामुदारघोषामुद्घोषणां ब्रुवे।
न वीतरागात्परमस्ति दैवतं न चाप्यनेकान्तमृते नयस्थितिः" ॥ શ્રી હેમચંદ્રાચાર્યજી

આ ઉક્ત વ્યવહારની બાબતમાં અન્યદર્શની પોતાનું મન્તવ્ય રજૂ કરતાં જે જે દલીલ કરે છે, તેનો અત્ર રદીઓ આપ્યો છે. પ્રથમ તો વાદી કહે છે—'વાસનાભેદ

---

पञ्जिका—અત્રે જ પર અભિપ્રાયને નિરસ્ત કરતાં કહ્યું:—वासनाभेदादेव—વાસનાભેદ થકી જ, વ્યવહર્ત્તાની વાસનાના વૈચિત્ર્ય થકી જ,—નહિં કે પુનઃ વસ્તુના ચિત્ર એક સ્વભાવને લીધે, अयं—આ, દૃષ્ટાન્તપણે ઉપન્યસ્ત પિતાપુત્રાદિ વ્યવહાર, इति—એ, સુગતશિષ્યનો મત, अयुक्तम्—અસંગત છે. કારણ કે તેઓ નિરંશ એકસ્વભાવી, પ્રતિક્ષણ ભંગવૃત્તિવાળી વસ્તુને પ્રતિપન્ન (માનનારા) છે, એટલે તેના આલંબનવાળો આ એકમાં પણ સ્થિર અનેક સ્વભાવ સમર્પક પિતા-પુત્રાદિ વ્યવહાર નથી, કિન્તુ પ્રતિનિયત વ્યવહારાર્થી કુશલથી કલ્પિત સંકેતથી આહિત વિચિત્ર વાસનાના પરિપાક થકી કલ્પિત કથાવ્યવહારવત્ અસદ્વિષયી જ પ્રવર્તે છે. અયુક્તપણું કઈ રીતે? તે માટે કહ્યું—

तासामपि—વાસનાઓના પણ,—નહિં કે કેવલ વ્યવહારના, तन्निवन्धनत्वात्—વ્યવહ્રિયમાણ (વ્યવહરાતી) વસ્તુના નિબન્ધનપણાને લીધે,—તન્નિબન્ધનપણું નહિં સતે 'नित्यं सत्त्वमसत्त्वं वा'—નિત્ય સત્ત્વ વા અસત્ત્વ ઇત્યાદિ પ્રસંગને લીધે. એમ પણ શું? તે માટે કહ્યું—

नैकस्वभावादेव—ન એકસ્વભાવી થકી જ, ન એકાંત એકરૂપ થકી જ, ततः—તેના થકી, વ્યવહારવિષય વસ્તુથી, ताः—તેઓ, પિતા આદિ વાસનાઓ. વિપર્યયે બાધક કહ્યું—रूपात्—રૂપમાંથી, કૃષ્ણ-નીલાદિ વર્ણમાંથી, रसादिवासनापत्तेः—રસ-સ્પર્શાદિ વિચિત્ર વાસનાની આપત્તિને લીધે. એક સ્વભાવમાંથી પણ પરોથી અનેક વાસનાઓના અભ્યુપગમને લીધે. પરિહારાન્તર આશંકીને કહ્યું—

વાસનાભેદ થકી જ આ વ્યવહાર છે એમ કહેવું અયુક્ત છે.

થકી જ આ વ્યવહાર છે.' અર્થાત્ આ દૃષ્ટાન્તપણે જે તમે પિતા–પુત્રાદિ વ્યવહાર કહ્યો, તે વ્યવહાર તો વ્યવહર્ત્તાની–વ્યવહારકર્ત્તાની વાસનાના ભેદથકી જ–વિચિત્રપણા થકી જ ઉપજે છે, નહિં કે વસ્તુના ચિત્ર એકસ્વભાવપણાને લીધે. આમ બૌદ્ધવાદી વદે છે, કારણ કે તેઓ નિરંશ એકસ્વભાવી અને પ્રતિક્ષણ ભંગવૃત્તિવાળી ક્ષણિક વસ્તુને માનનારા છે; એટલે એવી એક ક્ષણિક વસ્તુમાં સ્થિર અનેક સ્વભાવનો સમર્પક એવો પિતા–પુત્રાદિ વ્યવહાર નથી; પરંતુ પ્રતિનિયત વ્યવહારાર્થી કુશલ જનોથી કલ્પિત સંકેતથી આહિત વિચિત્ર વાસનાના પરિપાકથી, કલ્પિત કથાવ્યવહારની જેમ, અસદ્વિષયી જ પ્રવર્ત્તે છે. એટલે તેઓ પ્રસ્તુત વ્યવહાર વિચિત્ર વાસનાજન્ય છે એમ કહે છે 'એ પણ અયુક્ત છે,' અસંગત છે. શાને લીધે? 'તેઓના (વાસનાઓના) પણ તન્નિબન્ધનપણાને લીધે;' કેવલ તે વ્યવહારનું જ નહિં, પણ તે વાસનાઓનું પણ તે વ્યવહરાતી વસ્તુનું નિબન્ધનપણું છે માટે. અર્થાત્ તે વ્યવહાર જ તે વ્યવહરાતી વસ્તુના કારણે ઉપજે છે, એટલું જ નહિં પણ તે વાસનાઓ પણ તે વ્યવહરાતી વસ્તુના નિબન્ધને–કારણે ઉદ્ભવે છે; અને જો તેનું નિબન્ધનપણું–કારણપણું ન હોય, ને વિના કારણે જ તે વાસના ઉદ્ભવ્યા કરતી હોય, તો "नित्यं सत्त्वं असत्त्वं वा" ઇ. શ્લોકમાં કહ્યા પ્રમાણે તે સદાય હોવાનો પ્રસંગ પ્રાપ્ત થશે.

---

जातिभेदत:—રૂપ-રસાદિ જાતિવિભાગથી, नैतत्—આ નથી, રૂપમાંથી રસાદિ વાસનાની આપત્તિ નથી, કારણ કે રૂપજાતિથી રસાદિ જાતિ અત્યંત ભિન્ન છે, તો તે થકી રસાદિ વાસનાનો પ્રસંગ શી રીતે જ હોય? તે પણ અયુક્ત છે. કયા કારણથી? તે માટે કહ્યું—नीलात्–નીલમાંથી, રૂપવિશેષમાંથી, રૂપત્વથી અભિન્નજાતીયમાંથી, पीतादिवासनाप्रसङ्गात्—દૃષ્ટાને પીત-રક્ત આદિ સજાતીય વાસનાના પ્રસંગને લીધે. પરિહારાન્તરના અપોહ અર્થે કહ્યું—

तत्तत्स्वभावत्वात्–तस्य—તેના, નીલાદિના, तत्स्वभावत्वात्—તત્સ્વભાવપણાને લીધે. સજાતીય એવી પીતાદિ વાસનાઓના પણ અજનનસ્વભાવપણાને લીધે, નીલાદિ–વાસનાના જ જનન-સ્વભાવપણાને લીધે. અને સ્વભાવ પર્યનુયોગાર્હ, (પ્રશ્ન કરવા યોગ્ય) નથી, 'अग्निर्दहति नाकाशं, कोऽत्र पर्यनुयुज्यते'—અગ્નિ આકાશને દહતો નથી, એમાં કોને પૂછવામાં આવે છે? न–ન જ, एतत्–આ, નીલમાંથી પીતાદિ વાસનાના જન્મનું પ્રસંજન, इति अपि—આ પણ, પરિહારાન્તર, असत्–અસુંદર છે, કયા કારણથી? તે માટે કહ્યું—वाङ्मात्रत्वेन—વાઙ્માત્રપણાએ કરીને, વાઙ્માત્ર જ આ છે, એમ युक्त्यनुपपत्ते:—યુક્તિની અનુપપત્તિને લીધે. તે જ ભાવે છે—

न हि नीलवासनाया:—કારણ કે નથી નીલ વાસના થકી, पीतादिवत्–પીત–રક્તઆદિ વાસનાની જેમ, पित्रादिवासनाया:—પિતા આદિ વાસના થકી, પિતા આદિ વાસનાને અપેક્ષીને, न भिन्ना—નથી ભિન્ન, નથી પૃથક્, पुत्रादिवासना—પુત્રાદિ વાસના, કિંતુ ભિન્ન જ છે, इति–એમ, આ, निरूपणीयं—સૂક્ષ્મ આભોગથી નિરૂપણીય છે. જેમ—નીલાદિ દૃષ્ટ સતું નીલાદિ સ્વવાસના જ કરે છે, નહિં કે ભિન્ન એવી પીતાદિ વાસના પણ; તેમ એકસ્વભાવી પિતાદિ વસ્તુ એક જ વાસના કરે, નહિં કે તેથી વ્યતિરિક્ત એવી અન્ય પુત્રાદિ વાસના પણ.

એટલે વાદી કહેશે-જો એમ તેનું નિબન્ધનપણું છે, તો તે એકસ્વભાવી થકી જ તે વાસનાઓ કેમ ન હોય ? તેનો જવાબ આપ્યો-'તે એકસ્વભાવી થકી જ તેઓ (વાસનાઓ) નથી.' અર્થાત્ એકાંત એકસ્વભાવી-એકાંત એક-રૂપ જ તે વ્યવહારવિષય વસ્તુ થકી તે પિતાદિ વાસનાઓ નથી. એમ ન માનતાં શો વિરોધ આવે ? તે માટે કહ્યું—'रूपात् रसादिवासनापत्तेः'—'રૂપમાંથી રસાદિ વાસનાની આપત્તિને લીધે.' રૂપમાંથી—કૃષ્ણ-નીલ આદિ વર્ણમાંથી રસ-સ્પર્શાદિ વિચિત્ર વાસનાનો પ્રસંગ પ્રાપ્ત થશે; કારણ કે પરોથી એક સ્વભાવમાંથી અનેક વાસનાઓનો અભ્યુપગમ કરાય છે માટે. અર્થાત્ એકાંત એકસ્વભાવી વ્યવહારવિષય વસ્તુ થકી અનેક વાસનાઓની ઉત્પત્તિ જો માનવામાં આવે તો રૂપમાંથી રસાદિ વાસનાની આપત્તિ થશે. કાળો-લીલો ઇ. વર્ણ દેખતાં ખાટો-મીઠો ઇ. રસ અનુભવાશે ! એવી હાસ્યાસ્પદ બેહૂદી પરિસ્થિતિ ઉપસ્થિત થશે !

એકસ્વભાવી વસ્તુ થકી તે વાસનાઓ નથી. કારણ કે તો તો રૂપમાંથી રસાદિ વાસનાની આપત્તિ થાય

એટલે વાદી પરિહાર કરશે—'જાતિભેદથી આ નથી;' રૂપ-રસ આદિ જાતિનો ભેદ છે, વિભાગ છે, એટલે રૂપમાંથી રસાદિ વાસનાની આપત્તિ નથી. અર્થાત્ રૂપ જાતિથી રસાદિ જાતિ અત્યંત ભિન્ન છે, તો તે થકી રસાદિ વાસનાનો પ્રસંગ જે તમે કહ્યો, તે શી રીતે જ હોય ? તેનો જવાબ આપ્યો —'એ પણ અયુક્ત છે, નીલમાંથી પીતાદિ વાસનાના પ્રસંગને લીધે.' અર્થાત્ જાતિભેદથી આ નથી એમ જે તમે પરિહાર કર્યો તે પણ અયુક્ત છે, અસંગત છે, ઘટતો નથી; કારણ કે રૂપપણાથી અભિન્ન-જાતીય એવા નીલ રૂપવિશેષમાંથી પીતાદિ વાસનાનો પ્રસંગ આવે છે, માટે. નીલ-પીત આદિ વર્ણની જાતિરૂપ હોઈ અભિન્નજાતીય છે, એટલે તમારા મતે, લીલો વર્ણ દેખતાં દ્રષ્ટાને પીળો-રાતો વગેરે સજાતીય વાસનાનો પ્રસંગ પ્રાપ્ત થશે ! આમ પુનઃ તેવી જ હાસ્યાસ્પદ બેહૂદી પરિસ્થિતિ ઊભી થશે !

જાતિભેદથી આ ન હોય એમ કહો, તો નીલમાંથી પીતાદિ વાસનાનો પ્રસંગ !

એટલે મુંઝાઈને વાદી બીજો પરિહાર કરશે—'તેના તત્સ્વભાવપણાને લીધે આ નથી;' તેના-નીલાદિના તત્સ્વભાવપણાને લીધે—તે નીલાદિ વાસનાના જ જનનસ્વભાવ-પણાને લીધે, અને સજાતીય એવા પીતાદિ વાસનાઓના અજનન-સ્વભાવપણાને લીધે આ નીલમાંથી પીતાદિ વાસનાના જન્મનો પ્રસંગ આવવાનું જે તમે કહ્યું, તે નથી. કારણ કે સ્વભાવ છે તે પર્યનુયોગાર્હ-પ્રશ્ન કરવા યોગ્ય નથી, જેમકે 'અગ્નિ આકાશને દહતો નથી' એમાં કોને પૂછવામાં આવે છે ? અર્થાત્ નીલાદિનો સ્વભાવ જ એવો છે કે તે નીલાદિ વાસના જ ઉત્પન્ન કરે, પીત આદિ અન્ય સજાતીય વાસના પણ નહિં; એટલે નીલમાંથી પીતાદિ વાસનાનો પ્રસંગ જે તમે કહ્યો, તે પ્રાપ્ત થતો નથી. આનો રદીઓ આપ્યો કે—'એ પણ

તેના તત્સ્વભાવપણાને લીધે આ નથી એમ કહો, તો તે અસત્ છે, યુક્તિ ઘટતી નથી માટે

અસત્ છે,—વાઙ્માત્રપણાએ કરીને યુક્તિની અનુપપત્તિને લીધે.' અર્થાત્ તમે જે આ બીજો પરિહાર કર્યો તે પણ અસત્ છે, અસુંદર છે, કારણ કે તમારૂં કહેવું માત્ર જ— બોલવા પૂરતું જ છે,—એમાં યુક્તિ ઘટતી નથી, માટે.

યુક્તિની અનુપપત્તિ શી રીતે? તો કે 'નીલવાસનાથી પીતાદિની જેમ, પિતાદિ વાસનાથી પુત્રાદિ વાસના ભિન્ન નથી એમ નથી,' કિન્તુ ભિન્ન જ છે. જેમ નીલાદિ દેખવામાં આવતાં નીલાદિ સ્વવાસના જ કરે છે, નહિં કે ભિન્ન એવી પીતાદિ વાસના પણ; તેમ એકસ્વભાવી પિતાદિ વસ્તુ એક જ વાસના કરે, નહિં કે તેથી વ્યતિરિક્ત એવી પુત્રાદિ વાસના પણ, 'એ નિરૂપણીય છે,'— મતિની ગતિ પ્હોંચે તેટલા સૂક્ષ્મ આભોગથી વિચારવા યોગ્ય છે. અર્થાત્ લીલી વસ્તુથી લીલી વાસના જ ઉપજે, પીળી વસ્તુથી પીળી વાસના જ ઉપજે, તેમ એકસ્વભાવી પિતાદિ વસ્તુથી પિતાદિ વાસના જ ઉપજે, નહિં કે બીજી. કારણ કે લીલી વાસનાથી જેમ પીળી વગેરે વાસના જૂદી છે, તેમ પિતાદિ વાસનાથી પુત્રાદિ વાસના જૂદી જ છે; એટલે એકમાંથી અન્ય ઉદ્ભવવી સંભવતી નથી.

નીલ વાસનાથી પીતાદિ વાસનાની જેમ, પિતાદિ વાસનાથી પુત્રાદિ વાસના ભિન્ન જ છે



હવે ઉપાદાનનો ભેદ પણ વાસનાભેદનો હેતુ નથી, કારણ કે એકનું અનેકનિમિત્તપણું ઘટતું નથી, ઇ. યુક્તિથી નિમિત્ત-ઉપાદાન અંગેની બૌદ્ધોની શેષ દલીલોનું નિર્લોઠન કરી, અનેકાન્તની સુપ્રતિષ્ઠા કરે છે—

[१४]नोपादानभेदोऽप्यत्र परिहारः, एकस्यानेकनिमित्तत्वायोगात् ।

न दर्शनादेवाविरोध इति अभ्युपगमे विचारोपपत्तेः, न च सोऽप्येवं न विरुध्यत एव, तदेकस्वभावत्वेन विरोधात् ।

न चैकानेकस्वभावेऽप्ययमिति, तथादर्शनोपपत्तेरिति । न हि पितृवासनानिमित्तस्वभावत्वमेव पुत्रवासनानिमित्तस्वभावत्वं, नीलपीतादावपि तद्भावापत्तेरिति, परिभावनीयमेतत् ।[२२६]

---

पञ्जिका—પુનઃ આશંકાના પરિહાર અર્થે કહ્યું—न—ન જ, उपादानभेदोऽपि—ઉપાદાનનો ભેદ પણ, નહિં કે કેવલ વ્યવહરણીય પિતાદિ નિમિત્ત વાસનાભેદ, કિંતુ વ્યવહારક ઉપાદાન કારણવિશેષ પણ વાસનાભેદ હેતુ, अत्र—અત્રે, એકસ્વભાવવાળી વસ્તુમાં અનેક વ્યવહારનું અસાંગત્ય પ્રેરિત સતે, परिहारः—પરિહાર, ઉત્તર. કારણકે પર પુત્રાદિ વાસનાભેદનું નિમિત્તપણું પ્રતિહત સતે કદાચિત્ આ ઉત્તર કહે કે-જે આ એક જ દેવદત્તાદિમાં તે પ્રતિ પિતા-પુત્રાદિરૂપપણે વ્યવસ્થિત એવા અનેકોની જે પુત્રાદિ વાસનાપ્રવૃત્તિ છે, તે તેઓના જ સ્વસન્તાનગત મનસ્કાર લક્ષણવાળા ઉપાદાનકારણભેદરૂપ નિબન્ધનવાળી છે, નહિં કે વ્યવહ્રિયમાણ વસ્તુસ્વભાવભેદ નિમિત્તવાળી. એ પણ અનુત્તર જ છે. કયા કારણથી? તે માટે કહ્યું—एकस्य—એકના, દેવદત્તાદિના, अनेकनिमित्तत्वायोगात्—અનેકના નિમિ-

૧૪અર્થ :—ઉપાદાનભેદ પણ અત્રે પરિહાર નથી,—એકના અનેક નિમિત્તપણાના અયોગને લીધે.

દર્શનથકી જ અવિરોધ નથી,—અભ્યુપગમમાં વિચારની ઉપપત્તિને લીધે; અને તે પણ એમ વિરોધ નથી જ પામતો એમ નથી,—તેના એકસ્વભાવપણાએ કરીને વિરોધને લીધે.

અને એકાનેક સ્વભાવમાં પણ આ (વિરોધ) નથી,—તથાપ્રકારે દર્શનની ઉપપત્તિને લીધે. કારણકે પિતૃવાસનાનું નિમિત્તસ્વભાવપણું જ પુત્રવાસનાનું નિમિત્તસ્વભાવપણું નથી, નીલ-પીત આદિમાં પણ તદ્‌ભાવની આપત્તિને લીધે. આ પરિભાવનીય છે.[૨૨૬]

## વિવેચન

"અહો શ્રી સુમતિ જિન! શુદ્ધતા તાહરી, સ્વગુણપર્યાય પરિણામ રામી;
એકતા નિત્યતા અસ્તિતા ઇતરયુત, ભોગ્ય ભોગી થકો પ્રભુ અકામી."—શ્રી દેવચંદ્રજી

---

ત્તપણાના અયોગને લીધે, અનેકોના-પિતા પુત્રાદિ વ્યવહર્તાઓના સહકારિભાવના અયોગને લીધે. કારણકે તેઓ તે એક સહકારીને પામીને, ઉપાદાનભેદે પણ તથાપ્રકારે સર્વવાસનાવંત હોય છે; અને તદનુગુણતાવંત સ્વભાવ દરિદ્ર (રહિત) એવા તેનું અનેકસહકારિપણું યુક્ત નથી.

હવે એમ (વક્તવ્ય) થાય કે—'न हि दृष्टेऽनुपपन्नं नाम'-દૃષ્ટમાં અનુપપન્ન છે જ નહિં. એક અવિભાગવંત સહકારીમાં સ્વ ઉપાદાનના ભેદ થકી અનેક વાસનાપ્રવૃત્તિ દેખાય જ છે. એના પરિહારાર્થે કહ્યું—न—ન જ, दर्शनादेव—દર્શન થકી જ, કેવલ પ્રત્યક્ષ જ્ઞાનરૂપ દર્શન થકી જ, अविरोधः—પ્રસ્તુતવાસનાભેદનો અવિરોધ. કયા કારણથી? તે માટે કહ્યું—

अभ्युपगमे विचारोपपत्तेः—અભ્યુપગમમાં વિચારની ઉપપત્તિને લીધે. કારણ કે અભ્યુપગમ જ વિચારવો ઉપપન્ન છે, નહિં કે દર્શન. જો એમ છે, તો તેથી શું? તે માટે કહ્યું—न च—ન જ. सोऽपि—તે પણ, અભ્યુપગમ; 'અપિ'-પણ શબ્દથી દર્શન પણ, एवं—એમ, એકના અનેકસહકારિત્વના અભ્યુપગમમાં નથી વિરોધ પામતો જ; કિંતુ વિરોધ પામે જ છે. કેવી રીતે? તે માટે કહ્યું—तदेकस्वभावत्वेन—વ્યવહ્રિયમાણ (વ્યવહરાતી) વસ્તુના નિરંશ એકસ્વભાવપણાએ કરીને, विरोधात्—નિરાકરણને લીધે; અનેકસહકારિત્વ અભ્યુપગમવાળા તેના અનેક સ્વભાવના અપેક્ષિપણાને લીધે (પાઠાંતરઃ અનેક સ્વભાવના આક્ષેપને લીધે.)

હવે અનેકાન્તમાં પણ એકાન્તપક્ષના દૂષણ પ્રસંગના પરિહારાર્થે કહ્યું—न च—ન જ, एकानेकस्वभावे—અનેકાંતરૂપ એકાનેક સ્વભાવમાં વિરોધ જ. એમ 'अपि' પણ શબ્દનો અર્થ છે. अयम्—આ, વ્યવહારવિરોધ. કયા કારણથી? તે માટે કહ્યું—तथादर्शनोपपत्तेः—જેમ વસ્તુ અભ્યુપગત છે तथादर्शनेन—તેમ દર્શનથી, વ્યવહારની उपपत्तेः—ઉપપત્તિને લીધે, ઘટનને લીધે. તે જ (ઉપપત્તિ જ) કહી—

नहि पितृवासनानिमित्तस्वभावत्वमेव—નહિ પિતૃવાસનાનું નિમિત્તસ્વભાવપણું જ,—એકાનેકસ્વભાવવાળી વસ્તુમાં, पुत्रवासनानिमित्तस्वभावत्वं—પુત્રવાસનાનું નિમિત્તસ્વભાવપણું—સ્વભાવવૈચિત્ર્યદારિદ્રને લીધે. વિપક્ષે બાધા કહી—नीलपीतादावपि—નીલ-પીત આદિ વિષયમાં પણ, तद्भावापत्तेः—તદ્‌ભાવની આપત્તિને લીધે, નીલ વાસનાનું નિમિત્તસ્વભાવપણું જ પીતાદિ વાસનાનું નિમિત્તસ્વભાવપણું ઇત્યાદિની આપત્તિને લીધે. इति—એમ, भावनीयम्—પરિભાવનીય, एतत्—આ, કે-એક જ વસ્તુ વિચિત્ર વાસના વશે કરીને વિચિત્ર વ્યવહારપ્રવૃત્તિનો હેતુ એમ નથી હોતું એમ અર્થ છે. અન્યથા તેના થકી જ સર્વ વ્યવહારની સિદ્ધિને લીધે, જગત્-વૈચિત્ર્યના અભ્યુપગમથી શું?

આમ પુત્રાદિ વાસનાભેદનું નિમિત્તપણું ખંડિત થયે, હવે વાદી પરિહાર કરશે—ઉપાદાનનો ભેદ છે તે જ અત્રે વાસનાભેદનો હેતુ છે. અર્થાત્ એક જ દેવદત્તાદિમાં તે પ્રતિ પિતા–પુત્રાદિરૂપે વ્યવસ્થિત એવા અનેકોની જે આ પુત્રાદિ વાસનાપ્રવૃત્તિ, તે તેઓના જ સ્વસન્તાનગત મનસ્કાર લક્ષણવાળા ઉપાદાનકારણભેદરૂપ નિબન્ધનવાળી છે, નહિં કે વ્યવહરાતા વસ્તુસ્વભાવભેદ નિમિત્તવાળી. આમ બૌદ્ધ વાદી દલીલ કરે, તેનો જવાબ આપતાં કહ્યું—'ઉપાદાનભેદ પણ અત્રે પરિહાર નથી.' અર્થાત્ અત્રે—એકસ્વભાવવાળી વસ્તુમાં અનેક વ્યવહારનું અસંગતપણું બતાવી આપવામાં આવ્યું, એટલે કેવલ વ્યવહરણીય પિતાદિનિમિત્ત વાસનાભેદ જ નહિં, પણ વ્યવહારક ઉપાદાન કારણવિશેષ પણ વાસનાભેદ હેતુ છે, એમ કહેવું તે કાંઈ અત્રે પરિહાર નથી, ઉત્તર નથી; (This is no reply). શાને લીધે? 'એકના અનેક નિમિત્તપણાના અયોગને લીધે;' એક જ દેવદત્તાદિના અનેકોના–પિતાપુત્રાદિ વ્યવહર્ત્તાઓના નિમિત્તપણાના અયોગને લીધે, સહકારિભાવના અયોગને લીધે. કારણ કે તેઓ તે એક સહકારીને પામીને ઉપાદાનભેદે પણ તથાપ્રકારે સર્વવાસનાવંત હોય છે; અને તદનુગુણતાવંત સ્વભાવરહિત એવા તેનું અનેકસહકારિપણું અયુક્ત છે.

**ઉપાદાનભેદ તે વાસનાભેદનો હેતુ નથી**

હવે વાદી એમ કહે કે—એક અવિભાગવંત સહકારીમાં સ્વઉપાદાનના ભેદ થકી અનેક વાસનાપ્રવૃત્તિ દેખાય જ છે; અને દૃષ્ટમાં કંઈ અનુપપન્ન–અયુક્ત નથી, "न हि दृष्टे अनुपपन्नं नाम." એ વાદીની દલીલનો પરિહાર કરતાં કહ્યું—'દર્શન થકી જ અવિરોધ નથી.' અર્થાત્ કેવલ પ્રત્યક્ષ જ્ઞાનરૂપ દર્શન થકી જ પ્રસ્તુત વાસનાભેદમાત્રનો અવિરોધ નથી જ. શાને લીધે? 'અભ્યુપગમમાં વિચારની ઉપપત્તિને લીધે.' દર્શન તો ભલે તેવા પ્રકારે હો, પણ તમારો અભ્યુપગમ ક્યાં તેવા પ્રકારનો છે? એટલે અભ્યુપગમમાં જ વિચારની ઉપપત્તિ–ઘટમાનતા છે; દર્શનની સાથે મેળ ખાય એવો તમારો અભ્યુપગમ છે કે નહિં એ જ વિચારવો ઘટે છે, નહિં કે દર્શન. "અને તે પણ એમ વિરોધ નથી જ પામતો એમ નથી,–તેના એકસ્વભાવપણાને લીધે.' એમ એકના અનેકસહકારિપણાનો અભ્યુપગમ તમે કર્યો છે, એટલે કેવલ દર્શન જ નહિં, પણ તે અભ્યુપગમ પણ વિરોધ નથી જ પામતો એમ નથી, અપિ તુ વિરોધ પામે જ છે. શાને લીધે? 'તેના એકસ્વભાવપણાને લીધે.' તેના–વ્યવહ્રિયમાણ (વ્યવહરાતી) વસ્તુના નિરંશ એકસ્વભાવપણાએ કરીને વિરોધને લીધે—નિરાકરણને લીધે; અનેકસહકારિત્વ અભ્યુપગમવાળા તેના અનેક સ્વભાવના આક્ષેપને લીધે. (પાઠાંતરઃ–અપેક્ષિપણાને લીધે)

**દર્શન સાથે બૌદ્ધનો અભ્યુપગમ મેળ ખાતો નથી ને વિરોધ પામે છે**

પણ અનેકાન્તમાં તો આ તમારા અભ્યુપગમ જેવા એકાન્ત પક્ષના દૂષણનો પ્રસંગ આવતો જ નથી, તે દર્શાવતાં કહ્યું—'અને એકાનેક સ્વભાવમાં પણ આ

(વ્યવહાર વિરોધ) નથી,–તથાદર્શનની ઉપપત્તિને લીધે.' અર્થાત્ એકાનેકસ્વભાવવાળી અનેકાન્ત વસ્તુમાં તો આ વ્યવહારવિરોધ આવતો જ નથી, કારણ કે તથાપ્રકારે દર્શનની ઉપપત્તિ છે માટે; જેવું વસ્તુનું અનેકાન્ત સ્વરૂપ અમારાથી અભ્યુપગત છે–માનવામાં આવ્યું છે, તેવું જ પ્રત્યક્ષ દર્શન થાય છે, સાક્ષાત્ વસ્તુસ્વરૂપ દેખાય છે, એટલે અનેકાન્તમાં સકલ વ્યવહારનું સર્વથા ઘટમાનપણું અવિકલ જ છે. 'કારણ કે પિતૃવાસનાનું નિમિત્તસ્વભાવપણું જ પુત્રવાસનાનું નિમિત્તસ્વભાવપણું નથી;' એક–અનેક સ્વભાવવાળી વસ્તુમાં જે પિતૃવાસના ઉપજાવનારૂં નિમિત્તસ્વભાવપણું છે, તે જ પુત્રવાસના ઉપજાવનારૂં નિમિત્તસ્વભાવપણું નથી. અર્થાત્ કોઈ પુત્ર છે, તે તેના પિતાને પિતૃવાસના ઉપજાવનારૂં નિમિત્ત છે, પણ પુત્રવાસના ઉપજાવનારૂં નિમિત્ત નથી. એટલે પિતૃવાસના ઉપજાવનારો નિમિત્તસ્વભાવ ને પુત્રવાસના ઉપજાવનારો નિમિત્તસ્વભાવ એ બન્ને પ્રગટ ભિન્ન ભિન્ન જ છે. અને એમ જો ન હોય તો બાધા આવે છે. શાને લીધે? 'નીલ–પીત આદિમાં પણ તદ્ભાવની આપત્તિને લીધે.' અર્થાત્ એક નિમિત્તસ્વભાવપણાનું અન્યનિમિત્તસ્વભાવપણું હોય, તો પછી લીલી વસ્તુમાં નીલ વાસનાનું નિમિત્તસ્વભાવપણું જ તે પીત આદિ વાસનાનું નિમિત્તસ્વભાવપણું થઈ પડવાનો પ્રસંગ પ્રાપ્ત થશે! એટલે લીલી વસ્તુ લીલી વાસના ઉપજાવવાને બદલે લાલ–પીળી ઇત્યાદિ વિપર્યસ્ત વાસના ઉપજાવવાના અનિષ્ટ પ્રસંગની આપત્તિ થશે! પીળું લીલું દેખાશે ને–લીલું પીળું દેખાશે ઇત્યાદિ હાસ્યાસ્પદ સ્થિતિનો પ્રસંગ પ્રાપ્ત થશે!

દર્શન તેવો જ અભ્યુપગમ છે, માટે અનેકાન્તમાં વિરોધ નથી

પિતૃવાસના–નિમિત્તસ્વભાવપણું તે જ પુત્રવાસના–નિમિત્તસ્વભાવપણું નથી

એટલે 'આ પરિભાવનીય છે,'–આ જે કહ્યું તે બધું ફરી ફરીને સર્વપ્રકારે ભાવન કરવા યોગ્ય છે. અર્થાત્ એક જ વસ્તુ વાસના વશે કરીને વિચિત્ર વ્યવહારપ્રવૃત્તિનો હેતુ હોતી જ નથી; નહિં તો તેના થકી જ સર્વ વ્યવહારની સિદ્ધિ થઈ જાય, એટલે પછી જગત્‌વૈચિત્ર્યના અભ્યુપગમથી શું? અર્થાત્ માત્ર મનોગત વિચિત્ર વાસના થકી જ આ પિતા–પુત્રાદિ વિચિત્ર વ્યવહાર પ્રવૃત્તિ થઈ જતી હોય, પતી જતી હોય, તો પછી પિતા–પુત્રાદિ વ્યવહાર જ્યાં છે એવા આ જગત્‌નું વિચિત્રપણું માનવાની જરૂર જ શી રહી?

માત્ર મનોગત વિચિત્ર વાસના થકી જ વિચિત્ર જગદ્‌વ્યવહાર ઘટતો નથી



એમ બન્ને પ્રકારે ઉપાદાનભેદથી અને નિમિત્તભેદથી સર્વથા એકસ્વભાવી એક થકી અનેક ફલનો ઉદય નથી, ઇ. યુક્તિથી નિરસન કરી એકાન્તવાદનું ઉત્થાપન કરે છે—

[૧૯] एवं उभयथाऽपि उपादाननिमित्तभेदेन न सर्वथैकस्वभावादेकतोऽनेकफलोदयः, केषाञ्चिदहेतुकत्वोपपत्तेः, एकस्यैकत्रोपयोगेनापरत्राभावात्।[૨૨૭]

[૧૫]અર્થ :—એમ ઉભય પ્રકારે પણ ઉપાદાન–નિમિત્તના ભેદથી સર્વથા એકસ્વભાવવાળા એક થકી અનેક ફલનો ઉદય નથી,–કોઇના (ફલોના) અહેતુકપણાની ઉપપત્તિને લીધે, એકના એકત્ર (ફલમાં) ઉપયોગથી અપરત્ર (અન્યત્ર–ફલાન્તરમાં) અભાવને લીધે. [૨૨૭]

## વિવેચન

"ઉપાદાન આતમા સહી રે, પુષ્ટાલંબન દેવ....જિનવર પૂજો !
ઉપાદાન કારણપણે રે, પ્રગટ કરે પ્રભુસેવ....શ્રી સંભવ."—શ્રી દેવચંદ્રજી

હવે આ ઉપરથી પ્રસ્તુતમાં શું સિદ્ધ થયું? તે ફલિતાર્થ દર્શાવે છે—'એમ ઉભય પ્રકારે પણ ઉપાદાન–નિમિત્તના ભેદથી સર્વથા એકસ્વભાવવાળા એક થકી અનેક ફલનો ઉદય નથી.' અર્થાત્ એમ–ઉક્ત નીતિથી બન્ને પ્રકારે પણ ઉપાદાનભેદથી અને નિમિત્તભેદથી સર્વથા–એકાન્તે એકસ્વભાવવાળા એક હેતુ થકી અનેક ફલનો ઉદય નથી, ઐહિક–આમુષ્મિક અનેક ફલનો—કાર્યનો ઉદય જેમ પરોથી પરિકલ્પાય છે તે તેમ નથી. તેઓના મતે તો રૂપ, આલોક, મનસ્કાર અને ચક્ષુ લક્ષણ રૂપવિજ્ઞાનજનનસામગ્રી છે. જેમ કહ્યું છે કે—"રૂપ, આલોક, મનસ્કાર અને ચક્ષુ થકી વિજ્ઞાન સંપ્રવર્ત્તે છે; મણિ, સૂર્ય,

**સર્વથા એકસ્વભાવવાળા એક થકી અનેક ફલનો ઉદય નથી**

---

पञ्जिका:—પ્રકૃતસિદ્ધિ કહી:—एवं—એમ, ઉક્ત નીતિથી उभयथापि—ઉભય પ્રકારે પણ, પ્રકારદ્વયથી પણ, તે જ કહ્યું—उपादाननिमित्तभेदेन—ઉપાદાનભેદથી અને નિમિત્તભેદથી, न—ન ન જ, सर्वथैकस्वभावत:—એકાંત એકસ્વભાવવાળા, एकत:—એક થકી, એક હેતુથકી, अनेकफलोदय:—अनेकस्य—અનેક–ઐહિક–આમુષ્મિકરૂપ, फलस्य—ફલનો, કાર્યનો પ્રસવ,–જેમ પરોથી પરિકલ્પાય છે. તેઓના મતે તો રૂપ, આલોક, મનસ્કાર અને ચક્ષુલક્ષણા રૂપવિજ્ઞાનજનનસામગ્રી છે. જેમ કહ્યું છે કે—

"रूपालोकमनस्कारचक्षुर्भ्य: सम्प्रवर्त्तते ।
विज्ञानं मणिसूर्यांशुगोसकृद्भ्य इवानल: ॥"

(અર્થાત્) રૂપ, આલોક, મનસ્કાર અને ચક્ષુથકી વિજ્ઞાન સંપ્રવર્તે છે,–મણિ–સૂર્યકિરણ, ગોસકૃતથી (છાણાથી) અનલની જેમ.

અને અત્રે રૂપવિજ્ઞાનના જનનમાં આદ્ય જ્ઞાન ક્ષણ લક્ષણ મનસ્કાર ઉપાદાનહેતુ છે, અને શેષ રૂપાદિ ત્રણ ક્ષણો નિમિત્તહેતુઓ છે. એમ રૂપ–આલોક–ચક્ષુના પણ સ્વસ્વ આદ્ય ક્ષણો સ્વસ્વ કાર્યજનનમાં ઉપાદાનહેતુઓ છે, અને શેષ ત્રિતય નિમિત્તહેતુ છે. એમ એકસ્વભાવવાળી એકવસ્તુથકી અન્ય અન્ય ઉપાદાન–હેતુથી અને અન્ય અન્ય નિમિત્તહેતુઓરૂપ સહાયોથી અનેક કાર્યનો ઉદય સર્વ સામગ્રીઓમાં યોજ્ય છે.

એના નિષેધના અનભ્યુપગમમાં બાધક કહ્યું–केषां ઇત્યાદિ. એક થકી અનેક ફલના ઉદયમાં, केषाञ्चित्—કોઇના, ફલોના, अहेतुकत्वोपपत्ते:—નિર્હેતુકપણાની ઉપપત્તિને લીધે. કેવી રીતે ? તે માટે કહ્યું–एकस्य—એક હેતુ સ્વભાવના, एकत्र—એકત્ર, ફલમાં, उपयोगेन—ઉપયોગથી, વ્યાપારથી, अपरत्र—ફલાન્તરમાં, अभावात्—ઉપયોગના અભાવને લીધે.

કિરણ, અને ગોસકૃત્ (છાણા)થી અગ્નિની જેમ." અને અત્રે રૂપવિજ્ઞાનના જનનમાં પ્રાચ્ય જ્ઞાન ક્ષણ લક્ષણ મનસ્કાર ઉપાદાનહેતુ છે, અને શેષ રૂપાદિ ત્રણ ક્ષણો નિમિત્ત-હેતુઓ છે; એમ રૂપ-આલોક-ચક્ષુના પણ સ્વ સ્વ પ્રાચ્ય ક્ષણો સ્વસ્વકાર્યજનનમાં ઉપાદાનહેતુઓ છે, અને શેષ ત્રણ નિમિત્તહેતુ છે. એમ એકસ્વભાવવાળી એક વસ્તુ થકી અન્ય અન્ય ઉપાદાનહેતુથી અને અન્ય અન્ય નિમિત્તહેતુઓરૂપ સહાયોથી અનેક કાર્યોનો ઉદય સર્વ સામગ્રીઓમાં યોજ્ય છે. પણ વાદીનું આ માનવું ઉપરમાં વિવરી બતાવ્યું તેમ યથાર્થ નથી, એટલે ઉભય પ્રકારે પણ ઉપાદાન-નિમિત્તના ભેદથી સર્વથા એકસ્વભાવવાળા એક થકી અનેક ફલનો ઉદય નથી.

અને આ નિષેધ જો ન માનવામાં આવે તો બાધા શાને લીધે? 'કોઈના (ફલોના) અહેતુકપણાની ઉપપત્તિને લીધે.' અર્થાત્ એક થકી જો અનેક ફળનો ઉદય થતો હોય તો તે મધ્યે કોઈ ફળોના અહેતુકપણાની-નિર્હેતુકપણાની ઉપપત્તિ—ઘટમાનતા થશે. કેવી રીતે? 'એકના એકત્ર ઉપયોગથી અપરત્ર અભાવને લીધે.' અર્થાત્ એક હેતુસ્વભાવના એકત્ર-એક ફલમાં ઉપયોગથી-વ્યાપારથી અન્યત્ર-ફલાન્તરમાં તેના ઉપયોગનો અભાવ છે માટે.

કોઈ ફલોના અહેતુકપણાનો પ્રસંગ



અનેક કાર્ય કરવાવાળા એકસ્વભાવપણાની કલ્પના કરો તો તે શબ્દાન્તરથી અનેકાન્તનો જ સ્વીકાર છે, એમ સુયુક્તિથી પ્રતિષ્ઠાપિત કરી કુશાગ્રમતિ આચાર્યજી હરિભદ્રજી અનેકાન્તજયપતાકા ફરકાવે છે—

[१६]अनेककार्यकरणैकस्वभावत्वकल्पना तु शब्दान्तरेणैतदभ्युपगमानुपातिन्येव, निरूपितमेतदन्यत्र—

"यतः स्वभावतो जातमेकं नान्यत्ततो भवेत्।
कृत्स्नं प्रतीत्य तं भूतिभावत्वात्तत्स्वरूपवत् ॥१॥
अन्यच्चैवंविधं चेति, यदि स्यात्किं विरुध्यते?।
तत्स्वभावस्य कार्त्स्न्येन, हेतुत्वं प्रथमं प्रति ॥२॥

—इत्यादिना ग्रन्थेनेति नेह प्रतन्यते॥[२२८]

पञ्जिका—આશંકાન્તરના પરિહારાર્થે કહ્યું—अनेककार्यकरणैकस्वभावत्वकल्पना तु—એક પણ વસ્તુસ્વભાવ અનેકકાર્યકરણ સ્વભાવવાળો (છે), તેથી કોઈનું (ફલોનું) અહેતુકત્વ નથી એમ આ कल्पना—કલ્પના, शब्दान्तरेण—અમારા અભ્યુપગમથી એક-અનેક સ્વભાવવાળું એનાથી શબ્દાન્તરથી—એક અનેકકાર્યકરણવાળું એવંલક્ષણ શબ્દાન્તરથી, एतदभ्युपगमानुपातिन्येव—એક-અનેક સ્વભાવવાળું એવા અમારા મતની અનુસારિણી જ છે. કારણ કે એકમાંથી કથંચિત્ સ્વભાવભેદ વિના અનેક ફલનો ઉદય નથી એમ પૂર્વે ચર્ચિત જ છે. निरूपितं एतद्—આ અનન્તરોક્ત નિરૂપિત છે, अन्यत्र—અનેકાન્તજયપતાકામાં. જેમ નિરૂપિત છે તેમ જ કહ્યું—

[૧૬]અર્થ:—અનેક કાર્યકરણરૂપ એકસ્વભાવપણાની કલ્પના તો શબ્દાન્તરથી એ અભ્યુપગમની અનુપાતિની જ છે. આ અન્યત્ર નિરૂપિત છે—

(કાવ્યાનુવાદ : અનુષ્ટુપ્) 'જન્મ્યું સ્વભાવથી એક, તે થકી અન્ય હોય ના;
કૃત્સ્ન તે આશ્રીને ભૂતિ-ભાવથી તત્સ્વરૂપવત.
ને અન્ય એવું જો હોય, તો 'હ્યાં વિરુદ્ધ શું અતિ?
કાત્સ્ન્યર્થી તત્સ્વભાવનું, હેતુત્વ પ્રથમ પ્રતિ.'

"જે સ્વભાવ થકી એક કાર્ય ઉપજ્યું છે, તે થકી અન્ય હોય નહિં,—કૃત્સ્ન (સમસ્ત) તેને આશ્રીને ભૂતિભાવપણાને લીધે,—તત્સ્વરૂપની જેમ.

અને અન્ય એવંવિધ જો હોય તો શું વિરુદ્ધ પડે છે? તત્સ્વભાવનું પ્રથમ પ્રતિ કાત્સ્ન્યર્થી હેતુપણું (એ વિરુદ્ધ પડે છે.)"[૨૨૮]

## વિવેચન

"एवं तत्त्वव्यवस्थित्या, स्वं व्यवस्थापयन् स्वयं ।
अलङ्घ्यं शासनं जैनमनेकान्तो व्यवस्थित: ॥"—શ્રી અમૃતચંદ્રાચાર્યજી કૃત સમયસાર ટીકા

અનેકકાર્યકરણરૂપ એક સ્વભાવની કલ્પના તે તો શબ્દાન્તરથી અનેકાન્તનો જ સ્વીકાર

હવે વાદી એવી આશંકા કરશે કે—તો પછી વસ્તુનું અનેકકાર્યકરણરૂપ એક-સ્વભાવપણું માનવામાં શો વિરોધ છે? તે આશંકાનો રદીઓ આપ્યો કે—'અનેકકાર્યકરણરૂપ એકસ્વભાવપણાની કલ્પના તો શબ્દાન્તરથી એ અભ્યુપગમની અનુપાતિની જ છે.' અર્થાત્ એક પણ વસ્તુસ્વભાવ અનેક કાર્ય કરવાના સ્વભાવવાળો છે, તેથી કોઈ ફ્લોનું અહેતુકપણું નથી, એવી જે કલ્પના તમે કરો છો, તે તો શબ્દાન્તરથી અમારા અભ્યુ-પગમની જ અનુપાતિની છે. અમે જેને એકઅનેકસ્વભાવવાળું

---

यत: ઈત્યાદિ શ્લોકદ્વય. यत:—જે, स्वभावत:—વસ્તુગત રૂપરસાદિરૂપ ઉપાદાનભૂત સ્વભાવથી, जातम्—ઉત્પન્ન, एकं—એક, કાર્ય,—વસ્ત્રરાગાદિ, नान्यत्—ન અન્ય, દ્વિતીય,—સ્વગ્રાહક પ્રત્યક્ષાદિક સહકારિ ભાવથી, ततो—તેનાથી, વસ્તુસ્વભાવથી, भवेत्—થાય, ઉપજે. હેતુ કહ્યો—कृत्स्नं—કૃત્સ્ન, સમસ્ત, प्रतीत्य—આશ્રીને, तं—તેને, વસ્તુસ્વભાવને, भूतिभावत्वाद्—ભૂતિભાવપણાને લીધે, ભવન-સ્વભાવપણાને લીધે. આદ્ય જ કાર્યનું દૃષ્ટાન્ત કહ્યું—तत्स्वरूपवद्—તત્સ્વરૂપની જેમ. જેમ હેતુભૂત સ્વભાવનું વા અધિકૃત એક કાર્યગત સ્વભાવનું સ્વરૂપ સ્વભાવકાત્સ્ન્યના આશ્રયણથી જ હોય છે, તેમ પ્રથમ કાર્ય પણ. પર અભિપ્રાય આશંકીને કહ્યું—

अन्यच्च—અને અન્ય, દ્વિતીય—કાર્ય એમ સમજાય છે, एवंविधं च—અને એવંવિધ, તદ્ધેતુજન્ય, इति—એ, यदि स्यात्—જો હોય, તો किं विरुध्यते?—શું વિરોધ પામે છે? ન કિંચિત્, કંઈ પણ નહિ. તે પણ ભલે હો, એમ ભાવ છે. અત્રે ઉત્તર—

तत्स्वभावस्य—તત્સ્વભાવના વસ્તુગત રૂપરસાદિરૂપ સ્વભાવના, कात्स्न्र्येन—કાત્સ્ન્યર્થી, સર્વાત્માથી, हेतुत्वं—નિમિત્તત્વ, प्रथमं प्रति—પ્રથમ પ્રતિ, આદિ કાર્યને આશ્રીને વિરોધ પામે છે. આ કહેવાનું થયું—આદ્ય કાર્યમાં જ સર્વાત્માથી ઉપયુક્તપણાને લીધે તેના થકી કાર્યાન્તરનો સંભવ ક્યાંથી? અને તેના સંભવે પ્રથમ કાર્યમાં તેનો કાત્સ્ન્યર્થી ઉપયોગ નથી, એમ બલથી અનેકરૂપ વસ્તુની સિદ્ધિ છે. आदि—આદિ શબ્દથી અન્ય કારિકા ગ્રંથ દૃશ્ય છે—દેખવા યોગ્ય છે.

કહીએ છીએ, તેને જ તમે એક અનેકકાર્યકરણસ્વભાવવાળું કહો છો. આમ શબ્દમાત્ર ભેદ છે, અર્થભેદ નથી, કારણ કે એકમાંથી કથંચિત્ સ્વભાવભેદ વિના અનેક ફલનો ઉદય નથી એમ પૂર્વે ચર્ચિત જ છે. એટલે છેવટે ન છૂટકે તમે પણ તમારી માન્યતાને અમારા અભ્યુપગમની જ અનુપાતિની–અનુસારિણી કરી, અર્થાત્ અમારા અભ્યુપગમનો જ સ્વીકાર કર્યો, એટલે અમારે હવે કંઈ પણ કહેવાપણું રહ્યું નથી. सिद्धं नः समीहितम्। અમે જે અનેકાન્ત સ્યાદ્વાદ સિદ્ધ કરવા માગતા હતા, તે અનેકાન્ત સ્યાદ્વાદનો જ તમે સામે આવી અભ્યુપગમ–સ્વીકાર કર્યો, એટલે સ્યાદ્વાદની સિદ્ધિરૂપ અમારૂં ઇષ્ટ પ્રયોજન પણ સિદ્ધ થયું! અનેકાન્તનો વિજયવાવટો વિશ્વમાં ફરકી રહ્યો! અને આમ સર્વત્ર આ અનેકાન્તની જયપતાકા કેવી ફરકી રહી છે, તે વિશેષથી તમે જાણવા ઇચ્છતા હો, તો અહો જિજ્ઞાસુ મુમુક્ષુઓ! 'આ અન્યત્ર નિરૂપિત છે,' અમે તે અન્યત્ર **અનેકાન્તજયપતાકા**માં નિરૂપણ કર્યું છે; ત્યાંથી અવલોકશો. અત્રે તો વિસ્તારભયથી તમારી જિજ્ઞાસાને જાગૃત કરવા તેના નમુનારૂપ માત્ર બે શ્લોક જ ટાંકીએ છીએ.

તેમાં—'જે સ્વભાવ થકી એક કાર્ય ઉપજ્યું છે' ઇ. **પ્રથમ શ્લોકનો ભાવાર્થ**:– જે સ્વભાવ થકી–વસ્તુગત રૂપરસાદિરૂપ જે ઉપાદાનભૂત સ્વભાવ થકી જાત–જન્મેલું–ઉત્પન્ન એવું એક કાર્ય (વસ્ત્રરાગાદિ), તે તેનાથી–તે વસ્તુસ્વભાવથી અન્ય ન હોય; સ્વગ્રાહક પ્રત્યક્ષાદિક સહકારિ ભાવથી બીજું ન હોય. કારણ કે કૃત્સ્ન–સમસ્ત એવા તેને–વસ્તુસ્વભાવને પ્રતીત્ય–આશ્રીને ભૂતિભાવપણાને લીધે, તેનું ભવનસ્વભાવપણું છે માટે. આદ્ય જ કાર્યનું દૃષ્ટાંત કહ્યું—'તત્સ્વરૂપવત્,' તેના સ્વરૂપની જેમ. જેમ હેતુભૂત સ્વભાવનું વા અધિકૃત એક કાર્યગત સ્વભાવનું સ્વરૂપ સ્વભાવકાર્ત્સ્ન્યના આશ્રયણથી જ હોય છે, તેમ પ્રથમ કાર્ય પણ કૃત્સ્ન સ્વભાવને આશ્રીને જ હોય છે.

'અનેકાન્ત જયપતાકા'

અત્રે પર અભિપ્રાય આશંકીને **બીજો શ્લોક** કહ્યો તેનો **ભાવાર્થ**:—'અન્ય એવંવિધ એમ જો હોય તો શું વિરુદ્ધ પડે છે?' અર્થાત્ અન્ય–દ્વિતીય કાર્ય એવંવિધ–તદ્ધેતુજન્ય એવા પ્રકારનું એમ જો હોય, તો શું વિરોધ આવે છે? કંઈ પણ નહિં. તે પણ ભલે હો, એમ ભાવ છે. અત્રે ઉત્તર—'તત્સ્વભાવનું પ્રથમ પ્રતિ કાર્ત્સ્ન્યથી હેતુત્વ એ.' અર્થાત્ તત્સ્વભાવનું–વસ્તુગત રૂપરસાદિરૂપ સ્વભાવનું કાર્ત્સ્ન્યથી–સર્વાત્માથી પ્રથમ પ્રતિ–આદ્ય કાર્યને આશ્રીને હેતુત્વ–નિમિત્તત્વ એ વિરુદ્ધ પડે છે, એ જ વિરોધ આવે છે. આ કહેવાનું થયું કે–આદ્ય કાર્યમાં જ સર્વાત્માથી ઉપયુક્તપણાને લીધે તેનાથી કાર્યાન્તરનો સંભવ ક્યાંથી? અને તેના સંભવે પ્રથમ કાર્યમાં તેનો કાર્ત્સ્ન્યથી ઉપયોગ નથી. એમ બલથી–બલાત્કારે અનેકરૂપ વસ્તુની સિદ્ધિ છે. 'ઇત્યાદિ ગ્રંથથી' આ નિરૂપવામાં આવ્યુ છે, 'એટલા માટે અહીં વિસ્તારવામાં આવતું નથી.' આ **અનેકાન્ત**–

'અનેકાન્ત જયપતાકા'

જયપતાકા ગ્રંથનો વિચાર કરતાં પ્રતીત થશે કે સર્વત્ર અનેકાન્તજયપતાકા જ વિજયવંતી વર્ત્તે છે. इति स्थितं ।

"નિરવાણી પ્રભુ શુદ્ધ સ્વભાવી, અભય નિરાયુ અપાવી;
સ્યાદ્વાદી યમનીગતરાવી, પૂરણ શક્તિ પ્રભાવી.... શ્રી દેવચંદ્રજી.



એમ પ્રપંચથી વ્યાપ્ત નિરુપચરિત સર્વસંપત્સિદ્ધિ સતે સર્વસિદ્ધિ કહી, આ પ્રણિપાતદણ્ડક સૂત્રની વ્યાખ્યાનો ઉપસંહાર કરે છે—

[१७]तदेवं निरुपचरितयथोदितसम्पत्सिद्धौ सर्वसिद्धिरिति व्याख्यातं प्रणिपात-दण्डकसूत्रम् ॥[२२९]

[૧૭]અર્થ:—તેથી એમ નિરુપચરિત યથોદિત સંપત્સિદ્ધિ છે. એમ પ્રણિપાતદણ્ડક સૂત્ર વ્યાખ્યાત થયું.[૨૨૯]

## વિવેચન

"હવે સંપૂરણ સિદ્ધ તણી શી વાર છે? દેવચંદ્ર જિનરાજ જગત આધાર છે.
દીઠો સુવિધિ જિણંદ સમાધિરસે ભર્યો રે." શ્રી દેવચંદ્રજી.

તેથી એમ—ઉક્ત પ્રકારે અનેકાન્તસિદ્ધિ થકીસિદ્ધ થયું કે આ સ્તવમાં જેવા પ્રકારે સંપત્સિદ્ધિ કહી, તે ઉપચારરૂપ કે કલ્પનારૂપ નથી, પણ **નિરુપચરિત** જ છે, ખરેખરી તાત્ત્વિક, પરમાર્થસત્ જ, છે. એટલે એમ નિરુપચરિત યથોદિત સંપત્સિદ્ધિ સતે સર્વસિદ્ધિ છે.'—निरुपचरितयथोदितसम्पत्सिद्धौ सर्वसिद्धिः ।

"તુજ મુજ અંતર અંતર ભાજશે, વાજશે મંગલ તૂર;
જીવ સરોવર અતિશય વાધશે, આનંદઘન રસપૂર.... શ્રી આનંદઘનજી.

इति महर्षिश्रीहरिभद्राचार्यविरचितायां मनःसुखनन्दनेन भगवानदासेन हेमदेवी-सुजातेन चिद्‌हेमविशोधिनीटीकाभिधानविवेचनेन सविस्तरं विवेचितायां ललित-विस्तरायां प्रणिपातदण्डकसूत्रम् ॥

॥ ઇતિ મહર્ષિ શ્રી હરિભદ્રાચાર્યે વિરચેલી અને શ્રી મનઃસુખભાઈ કિરતચંદના પુત્ર ભગવાનદાસે હેમદેવીસુતે 'ચિદ્‌હેમવિશોધિની ટીકા' નામક વિવેચનથી સવિસ્તર વિવેચેલી લલિતવિસ્તરામાં પ્રણિપાતદણ્ડક સૂત્ર ॥



# ચૈત્યવન્દનયોગ્ય ભૂમિકા સંપાદન વિધિ

હવે ભાવિતાત્મા આચાર્યજી હરિભદ્રજી વંદનાયોગ્ય ભૂમિકા સંપાદનવિધિ પ્રદર્શિત કરતાં આવા મહાસ્તોત્રો આવા પ્રકારે ભાવવૃદ્ધિ અર્થે પઠે છે તે વિવરી બતાવે છે—

[1]तदेतदसौ साधुः श्रावको वा यथोदितं पठन् पञ्चाङ्गप्रणिपातं करोति। भूयश्च पादपुञ्छनादिनिषण्णो यथाभावं स्थानवर्णार्थालम्बनगतचित्तः सर्वसाराणि यथाभूतान्यसाधारणगुणसङ्गतानि भगवतां दुष्टालङ्कारविरहेण प्रकृष्टशब्दानि भाववृद्धयेऽपरयोगव्याघातवर्जनेन परिशुद्धामापादयन्योगवृद्धिमन्येषां सद्विधानतः सर्वज्ञप्रणीतप्रवचनोन्नतिकराणि भावसारं परिशुद्धगम्भीरेण ध्वनिना सुनिभृताङ्गः सम्यगनभिभवन् गुरुध्वनिं, तत्प्रवेशात्, अगणयन् दंशमशकादीन् देहे योगमुद्रया रागादिविषपरममन्त्ररूपाणि महास्तोत्राणि पठति।[२३०]

[1]અર્થઃ—તે આ તે સાધુ વા શ્રાવક યથોદિત પઠતાં પંચાંગપ્રણિપાત કરે છે; અને પુનઃ પાદપુંછનાદિ પર બેસી,—યથાભાવ સ્થાન-વર્ણ-અર્થ-આલંબનગત ચિત્તે,—સર્વસાર, ભગવંતોના યથાભૂત અસાધારણ ગુણસંગત, દુષ્ટ અલંકારવિરહથી પ્રકૃષ્ટ શબ્દવાળા, સદ્‌વિધાન થકી સર્વજ્ઞપ્રણીત પ્રવચનના ઉન્નતિકર, રાગાદિ વિષના પરમ મન્ત્રરૂપ મહાસ્તોત્રો,—અપર યોગના વ્યાઘાતના વર્જન વડે અન્યોની પરિશુદ્ધ યોગવૃદ્ધિ આપાદન કરતો, ભાવસારપણે પરિશુદ્ધગંભીર ધ્વનિથી સુનિભૃત અંગે સમ્યક્‌પણે ગુરુધ્વનિને તત્પ્રવેશથી અનભિભવ કરતો, દેહમાં દંશમશકાદિને અગણતો સતો, યોગમુદ્રાથી,—ભાવવૃદ્ધિને અર્થે પઠે છે.[૨૩૦]

## વિવેચન

" ધર્મ જિનેશ્વર ગાઉં રંગશું, ભંગ મ પડશો હો પ્રીત....જિનેસર !
બીજો મન મંદિર આણું નહિં, એ અમ કુલવટ રીત....જિનેસર ! "

શ્રી આનંદઘનજી.

આમ જેનો આલંબન-વિષય જગત્‌ના પરમપૂજ્ય-પરમપૂજાર્હ એવા જિનદેવ અર્હત્ છે, અને જેની ગૂઢ તત્ત્વકલાસંકલનામય ગૂંથણી કરનારા સ્વયં ગણધર દેવ જેવા

---

પઞ્જિકા—યથા ઇત્યાદિ. યથાભાવં—યથાયોગ્ય, સ્થાનવર્ણાર્થાલમ્બનગતચિત્તઃ—સ્થાનં—સ્થાન, યોગમુદ્રાદિ, વર્ણા—વર્ણ,-ચૈત્યવન્દનસૂત્રગત, અર્થઃ—અર્થ, તેનું જ અભિધેય, આલંબનં—આલંબન, જિનપ્રતિમાદિ, તેષુ—તેઓમાં, ગતં—ગત, આરૂઢ છે, ચિત્તં યસ્ય સ તથા—ચિત્ત જેનું તે તથા. જે સ્થાન, વર્ણ, અર્થ, આલંબનની મધ્યે જેને મનસા અવલંબવા સમર્થ છે,—તદ્‌ગતચિત્ત સતો, એમ અર્થ છે.

હરિભદ્રજીનું અપૂર્વ મૌલિક સંશોધન

અર્હત્ છે,—એવા આ પરમ અર્હત્સ્તુતિરૂપ ગ્રંથને અર્હ—અનુરૂપ ન્યાય આપનારી ને ગૂઢાર્થ સૂત્રને ઉકેલનારી એવી મૌલિક તત્ત્વ-સંશોધનકારિણી અપૂર્વ વ્યાખ્યા નિરૂપણ કરી, પ્રતિપદે લલિત અમૃત પદવિસ્તારિણી આ યથાર્થનામા લલિતવિસ્તરાના પ્રણેતા 'યાકિનીમહત્તરાસૂનુ' મહર્ષિ હરિભદ્રાચાર્યજી ઉપસંહાર કરતાં અત્રે વિધિ દર્શાવે છે. 'તે આ તે સાધુ વા શ્રાવક——પઠે છે.' તેનો ભાવાર્થ આ પ્રકારે—

આવું પદે પદે પરમ અદ્ભુત પરમાર્થસંભારથી ભરેલું આ **પ્રણિપાતદણ્ડક સૂત્ર** જેમ કહેવામાં આવ્યું તેમ પઠતાં—પઠતી વેળાયે, સાધુ વા શ્રાવક **પંચાંગ પ્રણિપાત** કરે છે; બે જાનુ (ગોઠણ), બે હાથ ને લલાટ એ પંચ અંગ જેમાં ભૂમિને સ્પર્શે છે, એવો પંચ અંગ નમાવવારૂપ નમસ્કાર કરે છે. અને 'પુનઃ પાદપુંછનાદિ પર બેસી' મહાસ્તોત્રો પઠે છે એમ સંબંધ છે. તેમાં **મન—વચન—કાયાના યોગની એકાગ્રતા** કેવા પ્રકારે સાધે છે તેનો દ્રવ્ય—ભાવ વિધિ અત્ર પ્રદર્શિત કર્યો છે:

દ્રવ્ય-ભાવ વિધિ મન-વચન-કાય એકાગ્રતા

(૧) પાદપુંછનાદિ પર બેસી આસનની સ્થિરતા કરી, અને योगमुद्रया सुनिभृताङ्गः सम्यक्—યોગમુદ્રાથી સમ્યક્ સુનિભૃત અંગે તેની વિનયાન્વિત વિશેષ દૃઢતા કરી. ભક્તિ—સ્તોત્રપાઠમાં એવો તલ્લીન બની જાય કે દેહમાં ડાંસ—મચ્છરાદિને પણ ગણે નહિં—'अगणयन् दंशमशकादीन् देहे' એવી કાયાની એકાગ્રતા સાધે. (૨) भावसारं परिशुद्ध-गम्भीरेण ध्वनिना—ભાવસારપણે પરિશુદ્ધ ગંભીર ધ્વનિથી તત્પ્રવેશથી ગુરુધ્વનિને નહિં અભિભવતો સતો પઠે છે—अनभिभवन् गुरुध्वनिं तत्प्रवेशात् અર્થાત્; કોઈ લાંબો—મોટો ઘાંટો પાડતો હોય, તો તેનાથી વધારે મોટો ઘાંટો પાડી તેને દબાવી દેવાનો પ્રયત્ન ન કરે, પણ પોતાનો અવાજ તેમાં પ્રવેશ કરાવી મેળવી દે. આમ વચનની એકાગ્રતા સાધે. (૩) 'यथाभावं स्थानवर्णार्थालम्बनगतचित्तः'—યથાભાવ સ્થાન—વર્ણ—અર્થ—આલંબનગત ચિત્તે ઉપયોગ સ્થિર કરે, અર્થાત્ યોગમુદ્રાદિ સ્થાનમાં, ચૈત્યવન્દનસૂત્રગત વા સ્તોત્રગત વર્ણમાં—અક્ષરમાં, તેના અર્થમાં, તેના આલંબનરૂપ જિનપ્રતિમાદિમાં અથવા જિનના તત્ત્વસ્વરૂપમાં ચિત્તનો ઉગયોગ રાખે, એમ ચિત્તની એકાગ્રતા સાધે.

આમ ઉપયોગયુક્તપણે મન—વચન—કાયાના યોગને જિનભક્તિમાં નિયુક્ત કરી, રોકી રાખી, અન્યત્ર ગમનાદિથી આ મન—વચન—કાયાના યોગના વ્યાઘાતનું વર્જન કરી—'अपरयोगव्याघातवर्जनेन' એકાગ્રતા દૃઢ કરે; અને આમ બીજાઓને પણ યોગનો વ્યાઘાત ન ઉપજે એવા સદ્વિધાનથી પરિશુદ્ધ યોગવૃદ્ધિ આપાદન કરે—'परिशुद्धामापाद-यन्योगवृद्धिमन्येषां'; અર્થાત્ પોતે એવી ઉત્તમ સદ્વિધિથી ભક્તિકૃત્યમાં રોમાંચિત ભાવે તલ્લીન બને, કે તે દેખીને બીજાઓને પણ ભાવ—રોમાંચ સ્ફુરે અને પરિશુદ્ધ યોગવૃદ્ધિ થાય.

આવી મન—વચન—કાયાના યોગની એકાગ્રતાથી ભાવસારપણે મહાસ્તોત્રો પઠે. અને તે કેવા હોય? (૧) 'सर्वसाराणि' સર્વસાર—સર્વથી સાર, સારામાં સારા (The best)

આવા મહાસ્તોત્રો ભાવવૃદ્ધિ અર્થે ભાવસારપણે પઠે

(૨) 'यथाभूतानि असाधारणगुणसङ्गतानि' ભગવંતોના યથાભૂત અસાધારણ ગુણસંગત,—ભગવંતોના યથાભૂત-જેવા છે તેવા યથાસ્થિત સદ્ભૂત અને અન્યને સાધારણ નથી એવા અસાધારણ ગુણનું સંકીર્ત્તન કરતા. (૩) 'दुष्टालङ्कारविरहेण प्रकृष्टशब्दानि' દુષ્ટ અલંકાર વિરહથી પ્રકૃષ્ટ શબ્દવાળા.—દુષ્ટ દોષયુક્ત ક્લિષ્ટ અનિષ્ટ અશિષ્ટ ઉપમાદિ અલંકારરહિત અને પ્રકૃષ્ટ-ઉત્કૃષ્ટ સારામાં સારા ચૂંટેલા શબ્દવાળા (The best-worded). (૪)'सर्वज्ञप्रणीतप्रवचनोन्नतिकराणि' સર્વજ્ઞપ્રણીત પ્રવચનના ઉન્નતિકર—એ સ્તોત્રો પણ એવા પરમાર્થગંભીર હોય કે જેથી સર્વજ્ઞપ્રણીત પ્રવચનની -શાસનની-તીર્થની ઉન્નતિ થાય. (૫) 'रागादिविषपरममन्त्ररूपाणि महास्तोत्राणि'— અને રાગાદિ વિષના પરમમન્ત્રરૂપ.—આત્મપ્રદેશોમાં વ્યાપેલા રાગ-દ્વેષ-મોહાદિ વિષને ઉતારવાને સમર્થ ઉત્કૃષ્ટ મંત્ર સમા તે મહાસ્તોત્રો રાગાદિ ઝેર શીઘ્ર ઉતારી નાંખે એવા હોય.

અને આવા આ ઉત્તમ મહાસ્તોત્રો શી રીતે ને શા માટે પઠે છે ? તે માટે કહ્યું- 'भावसारं, भाववृद्धये' ભાવસારપણે,—ભાવપ્રધાનપણે, ભાવવૃદ્ધિઅર્થે, પોતાનો જે ભક્તિરૂપ આત્મભાવ છે, તેની વૃદ્ધિ અર્થે; કે જેથી કરીને આત્મા ઉત્તરોત્તર ભાવનમસ્કારની ચઢતી દશાને પામી ભાવની પરાકાષ્ઠા પામે.

" તુમ ગુણગણ ગંગાજલે, ઝીલી હું નિર્મલ થાઉં રે;
અવર ન ધંધો આદરૂં, નિશદિન તોરા ગુણ ગાઉં રે.
ગિરૂઆ રે ગુણ તુમ તણા, શ્રી વર્ધમાન જિનરાયા રે " શ્રી યશોવિજયજી.

" ગ્રાહક વ્યાપકતા હો કે પ્રભુ તુમ ધર્મ રમી,
આતમ અનુભવથી હો કે પરિણુતિ અન્ય વમી;
તુજ શક્તિ અનંતી હો કે ગાતાં ને ધ્યાતાં,
મુજ શક્તિ વિકાસન હો કે થાયે ગુણ રમતાં....પુક્ખ. " શ્રી દેવચંદ્રજી



આ સ્તોત્રો પ્રાયઃ તુલ્ય જ હોય છે ને એમ જ શુભચિત્તલાભ હોય છે, નહિં તો યોગવ્યાઘાત હોય છે, એમ દર્શાવે છે—

[૨]एतानि च तुल्यान्येव प्रायशः, अन्यथा योगव्याघातः। तदज्ञस्य तदपरश्रवणं। एवमेव शुभचित्तलाभः, तद्व्याघातोऽन्यथेति योगाचार्याः। [૨૩૧]

[૨]અર્થઃ—અને એઓ (સ્તોત્રો) પ્રાયઃ તુલ્ય જ છે, અન્યથા યોગવ્યાઘાત હોય. તદ્અજ્ઞનું તદ્અપર શ્રવણ હોય. એમ જ શુભચિત્તલાભ હોય, અન્યથા તેનો વ્યાઘાત હોય એમ યોગાચાર્યો વદે છે. [૨૩૧]

## વિવેચન

" જિન ગુણ રાગ પરાગથી રે, મનમોહના રે લાલ.
વાસિત મુજ પરિણામ રે. ભવિ બોહના રે લાલ.
તજશે દુષ્ટ વિભાવતા રે. મન૦ સરશે આતમ કામ રે ભવિ." શ્રી દેવચંદ્રજી.

અને આ સ્તોત્રો પ્રાયઃ—ઘણું કરીને તુલ્ય જ છે,—'एतानि च तुल्यान्येव प्रायशः' સમાન જ છે, એક અર્હત્ ભગવત્ સંબંધી ભક્તિપ્રદર્શક તુલ્ય-સમાનાર્થવાચક જ હોય છે અર્થાત્ અનંતા અર્હંત ભગવંત પણ એક અખંડ અભેદ સહજાત્મસ્વરૂપ છે, એટલે કોઈ પણ વ્યક્તિવિશેષરૂપ અર્હંત ભગવંતનું કોઈ પણ તદ્ભાવવાચક સ્તવન સમાનાર્થ-વાચક હોઈ, સર્વ અર્હંત ભગવંતને એક સરખું લાગુ પડે છે. આમ આ સ્તોત્રો પ્રાયે તુલ્ય જ છે—શુદ્ધ ચૈતન્યમૂર્ત્તિ અર્હદ્ ભગવદ્‌ના ભક્તિભાવને પુષ્ટ કરનારા સરખા જ છે; 'અન્યથા યોગવ્યાઘાત હોય'—अन्यथा योगव्याघातः, નહિં તો એમ ન હોય તો એટલે કે તે તુલ્યભાવવાળા સમાનાર્થવાચક ન હોય તો યોગવ્યાઘાત—મન-વચન-કાયાના યોગનો વ્યાઘાત-વિક્ષેપ ઉપજે, અથવા મોક્ષસાધક યોગનો વ્યાઘાત-વ્યાબાધા ઉપજે. પણ 'તદ્અન્યનું તદ્અપર શ્રવણ હોય,'—તે તુલ્યભાવવાળા મહાસ્તોત્રોથી જે અન્ય છે, તેનું તદ્અપર-તેનાથી અન્ય પ્રકારના સ્તોત્રનું શ્રવણ હોય. આનો ફલિતાર્થ એ છે કે—'एवमेव शुभचित्तलाभः' ઇ૦ 'એમ જ શુભચિત્તલાભ હોય, નહિં તો તેનો વ્યાઘાત હોય એમ યોગાચાર્યો વદે છે.' અર્થાત્ એમ એક જ ભક્તિભાવને પુષ્ટ કરનારા સમાનાર્થ-વાચક સ્તોત્રોથી શુભ ચિત્ત-કુશલ ચિત્તનો લાભ હોય, પ્રશસ્ત ચિત્તપરિણામ ઉપજે, નહિં તો તેનો-શુભચિત્તલાભનો વ્યાઘાત-વ્યાબાધ હોય એમ યોગાચાર્યોનો અભિપ્રાય છે.



શુભચિત્તલાભ એ જ વન્દનાનું અર્થ-પ્રયોજન છે, એટલે શુભચિત્તલાભ ઉપજવાથી ખરેખરી અર્થોક્ત યોગસિદ્ધિ થની એ જ અત્ર જ્ઞાપક છે, એમ વચનટંકાર કરે છે—

[3]योगसिद्धिरेव अत्र ज्ञापकं, द्विविधमुक्तं शब्दोक्तमर्थोक्तं च। तदेतदर्थोक्तं वर्त्तते, शुभचित्तलाभार्थत्वाद्वन्दनाया इति।[232]

[3]અર્થઃ—યોગસિદ્ધિ જ અત્રે જ્ઞાપક દ્વિવિધ કહ્યું છે—શબ્દોક્ત અને અર્થોક્ત. તે આ અર્થોક્ત વર્તે છે,—વન્દનાના શુભચિત્તલાભાર્થપણાને લીધે.[232]

## વિવેચન

"ચિત્ત પ્રસન્ને રે પૂજન ફળ કહ્યું રે, પૂજા અખંડિત એહ."—શ્રી આનંદઘનજી

અને 'योगसिद्धिरेव अत्र ज्ञापकं'—યોગસિદ્ધિ જ અત્રે જ્ઞાપક છે.' અર્થાત અત્રે—આ શુભચિત્તલાભની બાબતમાં યોગસિદ્ધિ જ જ્ઞાપક-વસ્તુસ્થિતિ જણાવનારૂં સાધન (Instrument of knowledge) છે; મોક્ષસાધક યોગની સિદ્ધિ થાય છે કે નહિં

એ જ અત્રે આ શુભચિત્તલાભ જણાવનારૂં સાધન છે. આ જ્ઞાપક 'દ્વિવિધ કહ્યું છે-શબ્દોક્ત અને અર્થોક્ત;' સૂત્ર શબ્દથી કહેવામાં આવેલ તે શબ્દોક્ત અને સૂત્રાર્થથી કહેવામાં આવેલ તે અર્થોક્ત. અને 'तदेतदर्थोक्तं वर्त्तते'—તે આ અર્થોક્ત વર્ત્તે છે,—વન્દનાના શુભચિત્તલાભાર્થપણાને લીધે.' 'शुभचित्तलाभार्थत्वाद् वन्दनायाः।'—અત્રે જે યોગસિદ્ધિ જ્ઞાપક છે તે અર્થોક્ત છે, સૂત્રના અર્થ-તત્ત્વ-ભાવને જાણ્યો તો તે જ યોગસિદ્ધિ અર્થોક્ત જ્ઞાપક છે, કારણ કે વન્દના છે તેનું શુભચિત્તલાભાર્થપણું છે, એટલે કે શુભ ચિત્તનો લાભ એ જ વંદનાનું અર્થપણું-પ્રયોજનપણું છે. અર્થાત્ સૂત્રના અર્થને, તત્ત્વને, ભાવને જો જાણે-સ્પર્શે, તો શુભ ચિત્તનો લાભ હોય છે ને તો જ યોગસિદ્ધિ હોય છે, નહિં તો નહિં,—અર્થ-તત્ત્વ-ભાવ જાણ્યા-સમજ્યા વિનાના શબ્દમાત્ર પઠનથી -શુકપાઠ જેવા સૂત્રપાઠથી નહિં, એમ આશય સમજાય છે. તાત્પર્ય કે—શુભચિત્તલાભ વિના શબ્દમાત્ર બોલી જવાથી કાંઈ વળતું નથી, યોગસિદ્ધિ થતી નથી; પણ શુભચિત્ત-લાભ થાય તો જ યોગસિદ્ધિ છે, શબ્દોક્ત-શબ્દમાત્ર યોગસિદ્ધિ નહિં, પણ અર્થોક્ત-ખરેખરા અર્થમાં યોગસિદ્ધિ છે.

"મન ઘરમાં ધરિયા ઘરશોભા, દેખત નિત્ય રહેશો થિર થોભા."—શ્રી યશોવિજયજી



આમ ભાવિત અનુષ્ઠાનને જ અત્ર સ્થાન છે, અભાવિત-ભાવવિહીન અનુષ્ઠાન તો આગમબાહ્ય છે એમ સ્વદર્શનીઓ પ્રત્યે ખુલ્લેખુલ્લું માર્મિક કથન કરી, ચૈત્યવન્દનનો ઉપહાસ કરનારા અન્ય-દર્શનીઓની મુખચપેટિકા કરે છે—

[४]एवं च सति तन्न किञ्चिद् यदुच्यते परैरुपहासबुद्ध्या प्रस्तुतस्यासारतापादनाय, तद्यथा—"अलमनेन क्षपणकवन्दनाकोलाहलकल्पेन अभाविताभिधानेन," उक्तवद्-भाविताभिधानायोगात्, स्थानादिगर्भतया भावसारत्वात्, तदपरस्याऽऽगमबाह्यत्वात्, पुरुषप्रवृत्त्या तु तद्बाधाऽयोगात्, अन्यथाऽतिप्रसङ्गादिति न किञ्चिदेव।[२३३]

[६]અર્થ:-અને એમ સતે,—પરોથી ઉપહાસબુદ્ધિથી પ્રસ્તુતની અસારતાના આપાદનાર્થે જે કહેવામાં આવે છે,—જેમકે "ક્ષપણકના વંદનાકોલાહલ સમા આ અભાવિત અભિધાનથી સર્યું!"—તે ન કિંચિત્ છે,—ઉક્તવત્ અભાવિત અભિધાનનો અયોગ છે માટે, સ્થાનાદિ-ગર્ભતાથી ભાવસારપણું છે માટે, તેનાથી અપરનું આગમબાહ્યપણું છે માટે, અને પુરુષપ્રવૃત્તિથી તદ્બાધાનો અયોગ છે માટે, અન્યથા અતિપ્રસંગ છે માટે. એટલા માટે (તે પરોક્તિ) ન કિંચિત્ જ છે.[२३६]

पञ्जिका—द्विविध ઇત્યાદિ. द्विविधं—દ્વિપ્રકારનું, उक्तं—કહ્યું છે, પ્રવચનયર્થદેશ. તે જ વ્યક્ત કરે છે—शब्दोक्तं—શબ્દોક્ત, સૂત્રાદિષ્ટ જ, अर्थोक्तं—સૂત્રાર્થયુક્તિસામર્થ્યગત.

॥ इति श्री मुनिचन्द्रसूरिविरचितललितविस्तरापञ्जिकायां प्रणिपातदण्डकः समाप्तः॥

## વિવેચન

"ભાવને રમણ પ્રભુ ગુણે, યોગ ગુણી આધીન....નાથ રે;
રાગ તે જિનગુણ રંગમેં, પ્રભુ દીઠા રતિ પીન....નાથ રે....નમિ નમિ."
—શ્રી દેવચંદ્રજી

અને 'એમ સતે પરોથી ઉપહાસબુદ્ધથી ઇ.—તે ન કિંચિત્ છે.' અર્થાત્ એમ અર્થોક્ત જ યોગસિદ્ધિ અત્ર જ્ઞાપક છે, અર્થ–તત્ત્વ–ભાવ જાણવામાં આવે ને તેથી શુભ–ચિત્તલાભરૂપ અર્થ–પ્રયોજન સિદ્ધ થાય તો જ ખરેખરા અર્થમાં (In the real sense of the word) યોગસિદ્ધિ જણાવનારૂં અર્થોક્ત જ્ઞાપક છે. એટલે અન્યદર્શનીઓ જે ઉપહાસબુદ્ધિથી–હાંસીથી પ્રસ્તુતની અસારતા કહેવા માટે જે કહે છે કે–'ક્ષપણકના વંદનાકોલાહલ સમા આ અભાવિત અભિધાનથી સર્યું !'—તે તેઓનું ઉપહાસ કથન 'ન કિંચિત્ છે'—એમાં કાંઈ માલ નથી. (૧) કારણ કે 'ઉક્તવત્ અભાવિત અભિધાનનો અયોગ છે માટે.' ઉપરમાં કહી દેખાડ્યું તેમ અભાવિત–ભાવવિહીન અભિધાનનો–કથનનો અયોગ–અઘટમાનપણું છે માટે. (૨) કારણ કે 'स्थानादिगर्भतया भावसारत्वात्' —'સ્થાનાદિગર્ભતાથી ભાવસારપણું છે માટે.' એની અંદર ×સ્થાન–વર્ણ–અર્થ–આલંબનાદિમાં ઉપયોગ રાખવાનો ભાવ રહ્યો છે ને એ ભાવ જ એનો સાર છે, એટલે એનું ભાવસારપણું–ભાવપ્રધાનપણું છે માટે. (૩) અને 'तदपरस्य आगमबाह्यत्वात् ।' —'તેનાથી અપરનું આગમબાહ્યપણું છે માટે.' તેનાથી અપરનું–બીજા પ્રકારનું જે હોય, એટલે કે સ્થાન–વર્ણાદિમાં ઉપયોગ રહિત એવું જે ભાવવિહીન હોય તેનું તો આગમબાહ્યપણું છે માટે, અર્થાત્ અનુપયોગવંત ભાવવિહીન દ્રવ્ય ક્રિયાનું આગમમાં માન્યપણું નથી માટે. (૪) 'અને પુરુષપ્રવૃત્તિથી તદ્બાધાનો અયોગ છે માટે.' —पुरुषप्रवृत्त्या तु तद्बाधाऽयोगात्, પુરુષપ્રવૃત્તિથી તદ્બાધાનો–આગમબાધાનો યોગ નથી, અર્થાત્ પુરુષ પોતાને ફાવે તેમ સ્વચ્છંદ પ્રવૃત્તિ કરે તેમાં કાંઈ આગમનો દોષ નથી, એટલે તેથી આગમને બાધા આવતી નથી. (૫) 'અન્યથા અતિપ્રસંગ છે માટે.' એમ ન હોય તો અતિપ્રસંગ આવે માટે. અર્થાત્ એમ ન હોય ને આગમથી નિરપેક્ષ એવી પુરુષની ગમે તે પ્રવૃત્તિથી કામ ચાલતું હોય તો પછી આગમની જરૂર શી રહી? એમ અતિપ્રસંગ આવે. 'એટલા માટે (તે પરોક્તિ) ન કિંચિત્ જ છે.' અર્થાત્ આગમબાહ્ય અભાવિત અભિધાનને અત્રે ચૈત્યવન્દન ક્રિયામાં મુદ્દલ સ્થાન જ નથી, એટલા માટે તે અન્ય–દર્શનીઓની ઉપહાસઉક્તિ પોતે જ ઉપહાસપાત્ર હોઈ ન કિંચિત્ જ છે, એમાં કાંઈ માલ નથી; તે મહાનુભાવો 'સમજ્યા વિના સોરી નાંખી' એવી ઉપહાસબુદ્ધિથી સત્‌ની આશાતના–અનાદર કરે તે અત્યંત અસત્ હોઈ નિઃસાર નિર્માલ્ય જ છે.



× સ્થાન–વર્ણ–અર્થ–આલંબન આદિ અંગે સવિસ્તર જાણવા માટે જિજ્ઞાસુએ શ્રી હરિભદ્રસૂરિ કૃત યોગવિંશિકા અને તે પરની શ્રી યશોવિજયજીની પરમ સુંદર ટીકાનું અવલોકન કરવું.

એવાં સ્તોત્રોથી શુભ ચિત્ત સંપ્રાપ્ત કરી, પ્રસ્તુત ભૂમિકાના સંપાદનાર્થે સહૃદય નટ જેમ ગૃહીતભાવ થઈ વન્દના કરવાની ચેષ્ટા કરે છે ઇ. સમ્યક્ વિધિ દર્શાવી ચૈત્યવન્દન સૂત્રાવતાર કરે છે—

[૫]एवंभूतः स्तोत्रैर्वक्ष्यमाणप्रतिज्ञोचितं चेतोभावमापाद्य पञ्चाङ्गप्रणिपातपूर्वकं प्रमोदवृद्धिजनकानभिवन्द्याचार्यादीन् गृहीतभावः सहृदयनटवत् अधिकृतभूमिकासम्पादनार्थं चेष्टते वन्दनासम्पादनाय। स चोत्तिष्ठति जिनमुद्रया पठति चैतत्सूत्रम् ॥[२३४]

[૫]અર્થ:—એવંભૂત સ્તોત્રો વડે વક્ષ્યમાણ પ્રતિજ્ઞાને ઉચિત એવો ચેતોભાવ આપાદન કરી, પંચાંગપ્રણિપાતપૂર્વક પ્રમોદવૃદ્ધિજનક આચાર્યાદિને અભિવંદી, અધિકૃત ભૂમિકાના સમ્પાદનાર્થે સહૃદય નટની જેમ ગૃહીતભાવ એવો તે વન્દનાસમ્પાદન માટે ચેષ્ટા કરે છે; અને તે જિનમુદ્રાથી ઊઠે છે, અને આ સૂત્ર પઠે છે—[૨૩૪]

## વિવેચન

" શ્રી શીતલ જિન ભેટિયે, કરિ ભક્તે ચોકખું ચિત્ત હો;
તેહથી કહો છાનું કિશ્યું, જેહને સોંપ્યા તન મન વિત્ત હો." શ્રી યશોવિજયજી.

એટલે હવે વન્દનાયોગ્ય ભૂમિકા સંપાદનવિધિનો ઉપસંહાર કરે છે—(૧) 'एवंभूतस्तोत्रैः'—એવંભૂત–એવા પ્રકારના ઉક્ત વિશેષણસંપન્ન એવંભૂત ભાવવાળા મહાસ્તોત્રો વડે વક્ષ્યમાણ–કહેવામાં આવતી પ્રતિજ્ઞાને ઉચિત–યોગ્ય એવો ચેતોભાવ–મનોદશા સંપાદન કરી,—'वक्ष्यमाणप्रतिज्ञोचितं चेतोभावमापाद्य;' (૨) પંચાંગપ્રણિપાત–પૂર્વક પ્રમોદવૃદ્ધિ ઉપજાવનારા ઉપકારી આચાર્યાદિને અભિવંદન કરી; (૩) 'गृहीतभावः सहृदयनटवत्' સહૃદય નટની જેમ ગૃહીતભાવ એવો તે અધિકૃત–પ્રસ્તુત ભૂમિકાના સંપાદનાર્થે વન્દનાસંપાદન માટે ચેષ્ટા કરે, છે,—'अधिकृतभूमिकासम्पादनार्थं चेष्टते वन्दनासम्पादनाय.' અર્થાત્ સહૃદય નટ જેમ પોતાને ભજવવાની ભૂમિકાના સંપાદન અર્થે તેના ભાવમાં તન્મય બની, સહૃદય સભ્ય શ્રોતાજનોના ચિત્તભાવને પણ ભાવિત કરે છે; તેમ આ ભક્તિ કરનારો ભક્ત સાધુ વા શ્રાવક પણ અધિકૃત–પ્રસ્તુત વંદના–ભૂમિકાના સંપાદનાર્થે એવો ગૃહીતભાવ થાય, એવો ભાવિતાત્મા બને, કે તે તે તેના ભાવમાં તન્મય–તલ્લીન બની બીજાઓને પણ ભાવિત કરે ને ભક્તિરસમાં નિમજ્જન કરાવે, એમ ભાવ છે. (૪) અને આવો ભાવિત થયેલો તે જિનમુદ્રાથી ઊઠે છે, અને આ કહેવામાં આવતું વન્દનાકાયોત્સર્ગ સૂત્ર પઠે છે—



# વંદનાકાયોત્સર્ગ સૂત્ર

# अर्हत्चैत्यवन्दनसूत्र

## ચૈત્યવન્દનાર્થ કાયોત્સર્ગ પ્રતિજ્ઞા

| | |
|---|---|
| अरिहंतचेइयाणं | અર્હત્ ચૈત્યોના |
| करेमि काउस्सग्गं | |
| वंदणवत्तियाए | વંદન પ્રત્યયે, (નિમિત્તે) |
| पूअणवत्तियाए | પૂજન પ્રત્યયે, |
| सक्कारवत्तियाए | સત્કાર પ્રત્યયે, |
| सम्माणवत्तियाए | સન્માન પ્રત્યયે, |
| बोहिलाभवत्तियाए | બોધિલાભ પ્રત્યયે, |
| निरुवसग्गवत्तियाए | નિરુપસર્ગ પ્રત્યયે, |
| | હું કાયોત્સર્ગ કરૂં છું. |
| | વર્દ્ધમાન એવી |
| सध्धाए मेहाए | શ્રદ્ધાથી, મેધાથી, |
| धिइए धारणाए | ધૃતિથી, ધારણાથી, |
| अणुप्पेहाए वड्ढमाणीए | અનુપ્રેક્ષાથી, |
| ठामि काउस्सग्गं ॥ | હું કાયોત્સર્ગે સ્થિત છું. |

આ વિધિથી વન્દનાભૂમિકાની આરાધના ને તેનું પરંપરાફલ મોક્ષ દર્શાવી કૂટ નટ નૃત્ત જેવા અભાવિત અનુષ્ઠાનનો અનાદર કરી, યથાવિધિ ભાવિત અનુષ્ઠાનમાં યત્ન કરવાનો બોધ કરે છે—

૬अनेन विधिनाऽऽराधयति स महात्मा वन्दनाभूमिकां, आराध्य चैनां परम्परया नियोगतो निवृत्तिमेति । इतरथा तु कूटनटनृत्तवत् अभावितानुष्ठानप्रायं न विदुषामास्था-निबन्धनम् । अतो यतितव्यमत्रेति ।[२३५]

૬અર્થ:—આ વિધિથી તે મહાત્મા વન્દનાભૂમિકાને આરાધે છે. અને એને આરાધીને પરંપરાથી નિયોગથી (નિયમથી) નિવૃત્તિને પામે છે; પણ અન્યથા તો કૂટ નટના નૃત્તની જેમ અભાવિત અનુષ્ઠાન જેવું તે વિદ્વાનોને આસ્થાનિબન્ધન નથી. એટલા માટે અત્રે (યથાવિધિ ભાવિત અનુષ્ઠાનમાં) યત્ન કરવો યોગ્ય છે.[૨૩૫]

## વિવેચન

"શ્રી સુપાર્શ્વ જિન વંદિયે રે, સુખ સંપત્તિનો હેતુ....લલના.
શાંત સુધારસ જલનિધિરે, ભવસાયરમાં સેતુ....લલના....શ્રીસુપાર્શ્વ." શ્રી આનંદઘનજી.

આ જે ઉપરમાં પ્રદર્શિત કરી તે ભાવપૂર્ણ વિધિથી ભાવિતાત્મા હોવાથી જે મહાત્મા છે, તે 'धर्मं प्रति मूलभूता वन्दना' એ સૂત્ર પ્રમાણે ધર્મના મૂલરૂપ આ વન્દનાભૂમિકાને આરાધે છે; ઉપાસે છે,—'अनेन विधिनाऽऽराधयति स महात्मा वन્દनाभूमिकां'; અને એને આરાધીને—ઉપાસીને પરંપરાથી—ઉત્તરોત્તર ક્રમે નિયોગથી—નિયમથી અવશ્યમેવ નિવૃત્તિને—નિર્વાણને—મોક્ષને પામે છે,—'आराध्य चैनां परम्परया नियोगतो निवृत्तिमेति'; પણ અન્યથા તો, આ ઉક્ત ભાવપૂર્ણ વિધિનો ભાવ જેણે ઝીલ્યો નથી અને તથારૂપ ભક્તિભાવ જેને ઉપજ્યો નથી એવો અભાવિત આત્મા તો આ આત્મભાવમયી વન્દનાભૂમિકાને આરાધતો નથી; એટલે નાટકનો ભાવ જેણે ઝીલ્યો નથી ને તેના ભાવ સાથે જેણે સહૃદય તન્મયતા સાધી નથી, એવા કૂટ—બનાવટી નટનું નૃત્ય જેમ વિદ્વાન્ સભાજનોને આસ્થાનું—ચિત્તસ્થિતિનું નિબંધન—કારણ થતું નથી, હૃદય ઝીલનારૂં ચિત્તાકર્ષક નીવડતું નથી; તેમ ભાવવિહીન જનનું આ અભાવિત જેવું અનુષ્ઠાન વિદ્વાનોને—વિચક્ષણ વિચારક પુરુષોને આસ્થાનું નિબંધન—કારણ થતું નથી. 'कूटनटनृत्तवत् अभावितानुष्ठानप्रायं न विदुषामास्थानिबन्धनम् ।' કૂટ નટ જેમ પોતાને બોલવાનો પાઠ બોલી જાય, ગગડાવી જાય, પણ પોતાને ભજવવાની ભૂમિકાના ભાવને સ્પર્શે નહિં; તેમ અભાવિત સૂત્રપાઠક પોપટની જેમ સૂત્રપાઠ પઢી જાય, પણ અધિકૃત ભૂમિકાના ભાવને સ્પર્શે

આ વિધિથી વન્દનાભૂમિકા આરાધનાનું ફલ મુક્તિ

નહિં તો કૂટ નટ જેવું અભાવિત અનુષ્ઠાન

નહિં. આવું અભાવિત અનુષ્ઠાન વિદ્વાનો માન્ય કરતા નથી, પણ ભાવિત અનુષ્ઠાન જ માન્ય કરે છે, એટલા માટે અત્રે ભાવિત અનુષ્ઠાનમાં યત્ન કરવો યોગ્ય છે,—'अतो यतितव्यमत्र.'

"નાથ ચરણ વન્દન તણો રે, મનમાં ઘણો ઉમંગ;
પુણ્ય વિના કિમ પામીયે રે, પ્રભુ સેવનનો રંગ રે....ચંદ્રાનન જિન !"

—શ્રી દેવચંદ્રજી.



હવે આચાર્યજી આ 'અરિહંત ચેઇયાણં' ઇ. સૂત્રનું પદેપદ વિવરી દેખાડી તેની પરિસ્ફુટ વ્યાખ્યા કરે છે—

७सूत्रार्थस्त्वयम्—

अशोकाद्यष्टमहाप्रतिहार्यादिरूपां पूजामर्हन्तीत्यर्हन्त.—तीर्थकरा:, तेषां चैत्यानि-प्रतिमालक्षणानि अर्हच्चैत्यानि । चित्तम्—अन्तःकरणं तस्य भावः कर्म्म वा वर्णदृढादि-लक्षणे ष्यञि ( वर्णदृढादिभ्यः ष्यञ्—पा. ५-१-१२३ ) कृते चैत्यं भवति, तत्रार्हतां प्रतिमाः प्रशस्तसमाधिचित्तोत्पादकत्वादर्हच्चैत्यानि भण्यन्ते तेषां, किम् ? 'करोमि'—इत्युत्तम-पुरुषैकवचननिर्देशेनात्माभ्युपगमं दर्शयति, किमित्याह—कायः—शरीरं तस्योत्सर्गः—कृताकारस्य स्थानमौनध्यानक्रियाव्यतिरेकेण क्रियान्तराध्यासमधिकृत्य परित्याग इत्यर्थः, तं कायोत्सर्गम् ।

आह—कायस्योत्सर्ग इति षष्ठ्या समासः कृतः, अर्हच्चैत्यानामिति च प्रागावेदितं, तत्किमर्हच्चैत्यानां कायोत्सर्गं करोमीति । नेत्युच्यते, षष्ठीनिर्दिष्टं तत्पदं पदद्वयमति-क्रम्य मण्डूकप्लुत्या वन्दनप्रत्ययमित्यादिभिरभिसम्बध्यते, ततश्चार्हच्चैत्यानां वन्दनप्रत्ययं करोमि कायोत्सर्गमिति द्रष्टव्यं ।[२३६]

७અર્થ:—સૂત્રાર્થ તો આ છે—

અશોક આદિ અષ્ટ મહાપ્રાતિહાર્ય આદિરૂપ પૂજાને अर्हन्तीति અર્હે છે તે अर्हन्तो—અર્હન્તો, તીર્થંકરો. તેઓના ચૈત્યો—પ્રતિમાલક્ષણ તે અર્હત્ચૈત્યો. ચિત્ત-અન્તઃકરણ, તેનો ભાવ વા કર્મ—વર્ણ-દૃઢ આદિ લક્ષણ ષ્યઞ્ કર્યે,-ચૈત્ય હોય છે. તેમાં અર્હંતોની પ્રતિમાઓ પ્રશસ્ત સમાધિચિત્તના ઉત્પાદકપણાને લીધે अर्हच्चैत्यानि—અર્હત્ચૈત્યો કહેવાય છે, તેઓનો. શું ? करोमि—કરૂં છું, એમ ઉત્તમ પુરુષના એકવચનનિર્દેશથી આત્માભ્યુ-પગમ (પોતાનો અભ્યુપગમ) દર્શાવે છે. શું ? તે માટે કહ્યું—कायः—કાય, શરીર, તેનો उत्सर्गः—ઉત્સર્ગ; કૃતાકારનો (આકાર કરેલ કાયનો)—સ્થાન, મૌન, ધ્યાન ક્રિયાના વ્યતિરેકથી (શિવાય) ક્રિયાન્તર અધ્યાસને અધિકૃત કરીને પરિત્યાગ એમ અર્થ છે. તે કાયોત્સર્ગ (કરૂં છું).

શંકા—कायस्य उत्सर्गः—કાયનો ઉત્સર્ગ એમ છઠ્ઠી વિભક્તિથી સમાસ કર્યો, અને અર્હત્ચૈત્યોના એમ પૂર્વે આવેદિત કર્યું. તેથી અર્હત્ચૈત્યોનો કાયોત્સર્ગ કરૂં છું, એમ કેમ ?

(સમાધાન)—એમ નથી.—તે કહેવામાં આવે છે: છઠ્ઠીથી નિર્દિષ્ટ તે પદ મણ્ડૂકપ્લુતિથી બે પદ અતિક્રમીને 'वन्दनप्रत्ययं' વન્દન પ્રત્યય ઇત્યાદિ સાથે અભિસંબધિત થાય છે; અને તેથી કરીને अर्हच्चैत्यानां वन्दनप्रत्ययं करोमि कायोत्सर्गम्—અર્હત્ચૈત્યોના વન્દનપ્રત્યયે કાર્યોત્સર્ગ કરૂં છું, એમ દેખવા યોગ્ય છે.[236]

## વિવેચન

"અમિય ભરી મૂરતિ રચી રે, ઉપમા ન ઘટે કોય;
શાંત સુધારસ ઝીલતી રે, નિરખત તૃપતિ ન હોય....વિમલ જિન! શ્રી આનંદઘનજી.
"ઉપશમરસ ભરી સર્વજનશંકરી, મૂર્ત્તિ જિનરાજની આજ ભેટી;
કારણે કાર્યનિષ્પત્તિ શ્રદ્ધાન છે, તિણે ભવભ્રમણની ભીડ મેટી....સહજ ગુણઆગરો."
—શ્રી દેવચંદ્રજી

હવે આ પ્રસ્તુત સૂત્રનો અર્થ કહે છે–'સૂત્રાર્થ તો આ છે' ઇ. અશોક, સુરપુષ્પવૃષ્ટિ, ભામંડલ, સિંહાસન આદિ આઠ મહાપ્રાતિહાર્ય આદિરૂપ પૂજાને જે અર્હ છે, યોગ્ય છે, પાત્ર છે, તે અર્હન્તો–તીર્થંકરો. આ અર્હન્તોના પ્રતિમારૂપ ચૈત્યો તે અર્હત્ચૈત્યો. ચિત્ત–અન્તઃકરણ, તેનો ભાવ વા કર્મ તે ચૈત્ય' છે; અને પ્રશાન્ત મૂર્ત્તિ વીતરાગ ભાવની સૂચક એવી સમાધિસ્વરૂપ અર્હન્તની પ્રતિમાઓ છે, તે 'પ્રશસ્ત સમાધિચિત્તની ઉત્પાદક'– ઉપજાવનારી છે, એટલે તે પણ કારણમાં કાર્યના ઉપચારથી અર્હત્ચૈત્યો કહેવાય છે. 'अर्हतां प्रतिमाः प्रशस्तसमाधिचित्तोत्पादकत्वादर्हच्चैत्यानि भण्यन्ते।' ઇ.

**અર્હત્ચૈત્યો**

"प्रशमरसनिमग्नं दृष्टियुग्मं प्रसन्नं, वदनकमलमङ्कः कामिनीसङ्गशून्यः।
करयुगमपि यत्ते शस्त्रसम्बन्धवन्ध्यं, तदसि जगति देवो वीतरागस्त्वमेव॥"
—મહાકવિ ધનપાલ.

આવા જે પરમ પૂજાર્હ અર્હંતોના ચૈત્યો છે, તેઓના વંદનાદિ નિમિત્તે હું કાયોત્સર્ગ કરૂં છું એમ સંબંધ છે. અત્રે ઉત્તમ પુરુષ હું કરૂં છું એમ પોતાના માટે એકવચન વાપરે, એટલે એકવચની પ્રયોગ કરી, આત્માભ્યુપગમ–પોતે આ ક્રિયાનો સ્વીકાર–પ્રતિપત્તિ કરે છે એમ દર્શાવ્યું છે. કાય એટલે શરીર, તેનો ઉત્સર્ગ–પરિત્યાગ, તે કાયોત્સર્ગ. અર્થાત્ સ્થાન, મૌન ને ધ્યાન શિવાયની બીજી ક્રિયામાં અધ્યાસને–રોકાણને આશ્રીને, કૃતાકાર–આકાર કરેલ કાયનો ઉત્સર્ગ–પરિત્યાગ તે કાયોત્સર્ગ. 'કૃતાકાર' એટલે કાયોત્સર્ગને યોગ્ય શરીર આકાર જેણે કર્યો છે, અથવા કાયોત્સર્ગના આકાર (આગાર) દર્શાવતું અપવાદ સૂત્ર જેણે ઉચ્ચર્યું છે તે.

**કાયોત્સર્ગ પ્રતિજ્ઞા**

---

पञ्जिका:—कृताकारस्य—કૃતાકારને,—જેણે આકાર કર્યો છે; કાયોત્સર્ગઅર્હ શરીરસંસ્થાન જેણે કર્યું છે, અથવા કાયોત્સર્ગનું અપવાદસૂત્ર જેણે ઉચ્ચર્યું છે.

અત્રે શંકા થવી સંભવે છે કે 'કાયનો ઉત્સર્ગ' એમ છઠ્ઠી વિભક્તિથી સમાસ કર્યો, અને 'અર્હંત ચૈત્યોનો' એમ પૂર્વે પણ છઠ્ઠી વિભક્તિથી કહ્યું ? તેથી અર્હંત-ચૈત્યોનો કાયોત્સર્ગ કરૂં છું-એનો અર્થસંબંધ કેમ ઘટે ? એનું સમાધાન-'અર્હંત-ચૈત્યોનો' એમ છઠ્ઠી વિભક્તિવાળું તે પદ 'મણ્ડૂકપ્લુતિથી'-દેડકાની ઠેક જેમ, એ પદ અતિક્રમીને-એ પદ ઠેકીને, 'વન્દનપ્રત્યય' ઇત્યાદિ સાથે સંબંધ ધરાવે છે. એટલે અર્હંત-ચૈત્યોના વન્દનાદિ પ્રત્યયે હું કાયોત્સર્ગ કરૂં છું એમ સંબંધ સમજવા યોગ્ય છે.



વન્દનપ્રત્યયે, પૂજનપ્રત્યયે ને સત્કારપ્રત્યયે એ પદોનો ભાવાર્થ દર્શાવે છે—

*तत्र—*

वन्दनम्—अभिवादनं प्रशस्तकायवाङ्मनःप्रवृत्तिरित्यर्थः, तत्प्रत्ययं, तत्फलं मे कथं नाम कायोत्सर्गादेव स्यादित्यतोऽर्थमित्येवं सर्वत्र भावना कार्या।

तथा पूयणवत्तियाएत्ति-पूजनप्रत्ययं-पूजननिमित्तं, पूजनं-गन्धमाल्यादिभिः समभ्यर्चनं।

तथा सक्कारवत्तियाएत्ति-सत्कारप्रत्ययं, सत्कारनिमित्तं, प्रवरवस्त्राभरणादिभिरभ्यर्चनं सत्कारः।[२३७]

*અર્થઃ—તેમાં—*

वन्दनम्—વન્દન, અભિવાદન, પ્રશસ્ત કાય-વાઙ્-મનઃપ્રવૃત્તિ એમ અર્થ છે; तत्प्रत्ययं—તત્પ્રત્યયે, તન્નિમિત્તે. તેનું ફલ મને કાયોત્સર્ગ થકી જ કેમ થાય ? એ અર્થે. એમ સર્વત્ર ભાવના કાર્ય છે.

તથા पूयणवत्तियाए-पूजनप्रत्ययं-પૂજન પ્રત્યયે, પૂજન નિમિત્તે; પૂજન-ગન્ધમાલ્યાદિથી સમભ્યર્ચન.

તથા सक्कारवत्तियाए-सत्कारप्रत्ययं—સત્કાર પ્રત્યયે, સત્કાર નિમિત્તે. પ્રવર વસ્ત્ર-આભરણાદિથી અભ્યર્ચન તે સત્કાર.[૨૩૭]

## વિવેચન

" મુનિસુવ્રત જિન વંદતાં, અતિ ઉલ્લસિત તન મન થાય રે;
વદન અનોપમ નિરખતાં, મારાં ભવભવનાં દુઃખ જાય રે." **શ્રી યશોવિજયજી.**

આ કાયોત્સર્ગ શું નિમિત્તે-શા માટે કરૂં છું ? તે માટે કહ્યું—'वन्दणवत्तियाए' —वन्दनप्रत्ययं 'વન્દન પ્રત્યયે. વન્દન એટલે અભિવાદન;' 'प्रशस्तकायवाङ्मनः-

पञ्जिका—तत्फल ઇત્યાદિ. तत्फलं—तस्य-તેનું, વન્દનનું, फलं—ફલ, કર્મક્ષયાદિ, मे-મને, कथं नाम—કોઈ પણ પ્રકારથી, કાયોત્સર્ગના જ અવસ્થાવિશેષલક્ષણ કોઈ પણ પ્રકારથી, कायोत्सर्गादेव —કાયોત્સર્ગ થકી જ, નહિં કે અન્ય વ્યાપારથી પણ,—ત્યારે જ ભાવને લીધે. स्याद्—હોય, इति-એમ, આશંકાથી, अतोऽर्थम्—વન્દનાર્થે.

વન્દન-પૂજનાદિ નિમિત્તે કાયોત્સર્ગ

પ્રવૃત્તિઃ'—પ્રશસ્ત-શુભ એવી કાય-વાઙ્-મનની પ્રવૃત્તિ, તેના પ્રત્યયે-તેના નિમિત્તે. 'तत्फलं मे कथं नाम कायोत्सर्गादेव स्यादित्यतोऽर्थं'—અર્થાત્ તે વન્દનનું કર્મક્ષયાદિ ફલ મને આ કાયોત્સર્ગ થકી જ કેમ હોય? એ અર્થે.-એમ સર્વત્ર ભાવના કરી લેવી. આ કાયોત્સર્ગ થકી જ વન્દનનું, પૂજનનું, સત્કારનું, સન્માનનું, બોધિલાભનું, નિરુપસર્ગનું ફલ પ્રાપ્ત હો!-એવી ભાવનાથી આ કાયોત્સર્ગ કરૂં છું એમ ભાવાર્થ છે.

તથા 'पूयणवत्तियाए'—पूजनप्रत्ययं **પૂજન પ્રત્યયે**—ગન્ધ-માલ્ય આદિથી સમ્યક્ અર્ચન, તેના પ્રત્યયે-નિમિત્તે; તથા 'सक्कारवत्तियाए'—सत्कारप्रत्ययं **સત્કાર પ્રત્યયે**—પ્રવર-સારામાં સારા વસ્ત્ર-આભરણાદિથી અભ્યર્ચન તે સત્કાર, તેના પ્રત્યયે-નિમિત્તે આ કાયોત્સર્ગ કરૂં છું.

" વંદન વંદન સેવન નમન વળી પૂજનારે, સ્મરણ સ્તવન વળી ધ્યાન;
દેવચંદ્ર દેવચંદ્ર કીજે જિનરાજનારે, પ્રગટે પૂર્ણ નિધાન........
ઓલગડી ઓલગડી તો કીજે શ્રી મુનિસુવ્રત સ્વામીની રે,
જેહથી નિજ પદ સિદ્ધિ. "—**શ્રી દેવચંદ્રજી.**



ઉક્ત પૂજન-સત્કાર તો સાધુને અનુચિત છે ને શ્રાવક તો તે કરે જ છે, તો પછી સાધુ કે શ્રાવક એ બેમાંથી આ કાયોત્સર્ગનો વિષય કોણ છે? એમ કોઈ શંકા કરે છે—

[૯]आह—साधुः श्रावको वा? तत्र साधोस्तावत्पूजनसत्कारावनुचितावेव, द्रव्यस्तवत्वात्, तस्य च तत्प्रतिषेधात्, "तो कसिणसंजमविऊ पुप्फाईयं न इच्छन्ति" इति वचनात्। श्रावकस्तु सम्पादयत्येवैतौ यथाविभवं, तस्य तत्प्रधानत्वात्, तत्र तत्त्वदर्शित्वात्, "**जिणपूयाविभवबुद्धि**" त्ति वचनात्। तत्कोऽनयोर्विषय इति।[२३८]

[૯]**અર્થ**:-શંકા—સાધુ કે શ્રાવક? તેમાં સાધુને તો પૂજન-સત્કાર અનુચિત જ છે,—દ્રવ્યસ્તવપણાને લીધે, અને તેના પ્રતિષેધને લીધે,—"કૃત્સ્ન સંયમવિદ્ પુષ્પાદિક નથી ઈચ્છતા" એ વચનથી. શ્રાવક તો આ બન્ને યથાવિભવ સંપાદે જ છે,-તેના તત્પ્રધાનપણાને લીધે, તેમાં તત્ત્વદર્શિપણાને લીધે, "જિનપૂજાવિભવ બુદ્ધિ" એ વચનથી. તો આ બેમાં કોણ વિષય છે?[૨૩૮]

## વિવેચન

" પ્રભુ દીઠે મુજ સાંભરે, પરમાતમ પૂર્ણાનંદ રે;
દેવચંદ્ર જિનરાજના, નિત વંદો પય અરવિંદ રે
શ્રી શ્રેયાંસ પ્રભુ તણો અતિ અદ્‌ભુત સહજા **શ્રી દેવચંદ્રજી.**

અત્રે શંકા થવી સંભવે છે કે—આ પૂજનપ્રત્યયે અને સત્કારપ્રત્યયે કાયોત્સર્ગ કરૂં છું એમ કહ્યું, તે કોણ સાધુ કરે છે? કે શ્રાવક? 'તેમાં સાધુને તો પૂજન-સત્કાર અનુચિત જ છે,' કરવા ઉચિત જ-યોગ્ય જ નથી, કારણ કે તે દ્રવ્યસ્તવરૂપ છે અને તે દ્રવ્યસ્તવનો તો સાધુને નિષેધ છે માટે. અને તે પ્રકારે આગમવચન છે કે 'કૃત્સ્ન સંયમવિદ્ (સર્વવિરતિ) પુષ્પાદિક ઇચ્છતા નથી.' અને શ્રાવક તો આ બન્ને પૂજા-સત્કાર 'યથાવિભવ'-પોતાના વિભવ પ્રમાણે સંપાદે જ છે; કારણ કે તે શ્રાવકને તો દ્રવ્ય-સ્તવનું પ્રધાનપણું છે માટે, અને તેમાં ધનવ્યય થકી મહાદોષનિવૃત્તિ છે ઇ. પ્રકારે તત્ત્વદર્શિપણું છે માટે,-'જિનપૂજા વિભવ બુદ્ધિ' એ વચનથી. તો આ સાધુ અને શ્રાવક એ બન્નેમાં પૂજન-સત્કારનો વિષય કોણ છે?



તે શંકાનું સમાધાન કરતાં,—સામાન્યથી સાધુ-શ્રાવક બન્ને તેના વિષય છે એમ દર્શાવી, સાધુને પોતે કરવાની અપેક્ષાએ દ્રવ્યસ્તવનો નિષેધ છે, પણ કરાવવા ને અનુમોદવાની અપેક્ષાએ નિષેધ નથી, એમ પ્રતિપાદન કરે છે—

[૧૦] उच्यते—

सामान्येन द्वावपि साधुश्रावकौ। साधोः स्वकरणमधिकृत्य द्रव्यस्तवप्रतिषेधः, न पुनः सामान्येन, तदनुमतिभावात्,—भवति च भगवतां पूजासत्कारावुपलभ्य साधोः प्रमोदः, साधु शोभनमिदमेतावज्जन्मफलमविरतानामितिवचनलिङ्गगम्यः, तदनुमतिरियं; उपदेशदानतः कारणापत्तेश्च।

ददाति च भगवतां पूजासत्कारविषयं सदुपदेशं—कर्त्तव्या जिनपूजा, न खलु वित्तस्यान्यच्छुभतरं स्थानमितिवचनसन्दर्भेण। तत्कारणमेतत्।[૨૩૯]

[૧૦]અર્થ:—(સમાધાન) કહેવામાં આવે છે—સામાન્યથી બન્નેય,—સાધુ અને શ્રાવક. સાધુને સ્વકરણને આશ્રીને દ્રવ્યસ્તવનો પ્રતિષેધ છે, ન પુનઃ સામાન્યથી,-તેનો અનુમતિ ભાવ છે માટે; અને ભગવંતોના પૂજા-સત્કાર દેખીને સાધુનો પ્રમોદ-'આ સાધુ શોભન છે, અવિરતોને આટલું જન્મફલ છે,' એવા વચનલિંગથી ગમ્ય છે; આ તેની અનુમતિ છે; અને ઉપદેશદાન થકી કારણની (કરાવવાની) આપત્તિ છે માટે.

અને ભગવંતોના પૂજા-સત્કારવિષયી સદુપદેશ તેઓ દીએ છે,-'જિન પૂજાકર્ત્તવ્ય છે, ખરેખર! વિત્તનું અન્ય શુભતર સ્થાન નથી' એવા વચનસંદર્ભથી. આ તેનું કારણ (કરાવવું) છે.[૨૩૯]

## વિવેચન

" જન્મ કૃતારથ તેહનો રે, દિવસ સફલ પણ તાસ;
જગતશરણ જિન ચરણને રે, વંદે ધરિય ઉલ્લાસ....
જિનવર પૂજો....શ્રી સંભવ. " શ્રી દેવચંદ્રજી.

જે શંકા કરી તેનું સમાધાન હવે કરે છે—સામાન્યથી બન્નેય-સાધુ અને શ્રાવક આ પૂજન-સત્કારના વિષય છે. સાધુને 'સ્વકરણની અપેક્ષાએ'-પોતે કરવાની અપેક્ષાએ દ્રવ્યસ્તવનો નિષેધ છે, પણ નહિં કે સામાન્યથી, કારણ કે તેઓને તેનો અનુમતિભાવ-અનુમોદનભાવ હોય જ છે. અને ભગવંતોના પૂજા -સત્કાર દેખીને 'साधु शोभनमिदमेतावज्जन्मफलमविरतानाम्' 'આ સાધુ છે, (રૂડું છે) શોભન (સુંદર) છે, અવિરતોને આટલું જન્મફલ છે,' એવા વચનલિંગથી-ચિહ્નથી ગમ્ય-જણાઈ આવતો, વ્યક્ત થતો પ્રમોદ સાધુને હોય છે; અને આ જ તેની અનુમતિ-અનુમોદના છે. તેમજ 'ઉપદેશદાન થકી કારણની (કરાવવાની) આપત્તિ' તે કરાવવાના પ્રસંગની પ્રાપ્તિ પણ સાધુને હોય છે. કારણ કે 'कर्त्तव्या जिनपूजा' જિનપૂજા કર્ત્તવ્ય છે' કરવા યોગ્ય છે, ખરેખર! ધનનું વ્યય કરવાનું આના કરતાં બીજું વધારે શુભ-પ્રશસ્ત સ્થાન નથી,—'न खलु वित्तस्यान्यच्छुभतरं स्थानं' એવાં પ્રકારના વચનથી ભગવંતોના પૂજા-સત્કારવિષયી સદુપદેશ તેઓ દીએ છે. આ ઉપદેશદાન તે તેનું કારણ-કરાવવું તે છે. આમ સાધુને ભગવંતના પૂજા-સત્કાર માત્ર પોતે કરવાનો નિષેધ છે, પણ કરાવવાનો તેમ જ અનુમોદવાનો નિષેધ નથી.

**સાધુને દ્રવ્યસ્તવ પોતે કરવાનો નિષેધ, પણ કરાવવા-અનુમોદવાનો નિષેધ નથી.**

"આજ કૃતપુણ્ય ધન્ય દિહ માહરો થયો, આજ નરજન્મ મેં સફળ ભાવ્યો;
દેવચંદ્ર સ્વામી ત્રેવીશમો વંદીઓ, ભક્તિભર ચિત્ત તુજ ગુણ રમાવ્યો....
સહજ ગુણ આગરો, સ્વામી સુખ સાગરો, જ્ઞાન વયરાગરો પ્રભુ સવાયો."

શ્રી દેવચંદ્રજી.



ઉપદેશન વડે મુનિને દ્રવ્યસ્તવનું કરાવવું તે દોષાન્તરનિવૃત્તિદ્વારે કરીને અનવદ્ય (નિર્દોષ) છે, એમ નાગભયથી પુત્રને ખાડામાંથી ખેંચવાના દૃષ્ટાંતથી સમર્થિત કરી, સાધુ આ દ્રવ્યસ્તવનો અવિષય નથી, એમ આગમપ્રામાણ્યથી સિદ્ધ કરે છે—

[११] अनवद्यं च तद्, दोषान्तरनिवृत्तिद्वारेण। अयमत्र प्रयोजकोऽशः, तथाभावतः प्रवृत्तेः, उपायान्तराभावात्। नागभयसुतगर्त्ताकर्षणज्ञातेन भावनीयमेतत्।

तदेवं साधुरित्थमेवैतत्सम्पादनाय कुर्वाणो नाविषयः, वचनप्रामाण्यात्, इत्थमेवेष्टसिद्धेः, अन्यथाऽयोगादिति॥[२४०]

पञ्जिका:—વારુ, યાવજ્જીવ સર્વ સાવદ્ય જેણે છોડી દીધેલ છે, એવા સાધુને સાવદ્ય પ્રકૃતિવાળા દ્રવ્યસ્તવના ઉપદેશન વડે કારણ (કરાવવું) કેમ યુક્ત હોય? એમ આશંકીને કહ્યું—अनवद्यं च—અને અનવદ્ય, નિર્દોષ, एतद्—આ, દ્રવ્યસ્તવકારણ. હેતુ કહ્યો—दोषान्तरनिवृत्तिद्वारेण-दोषान्तराद्-દ્રવ્યસ્તવ અપેક્ષાએ અન્ય એવા ઇન્દ્રિયાર્થહેતુ મહત્ દોષાન્તરમાંથી વા કૃષિ આદિ આરંભવિશેષમાંથી, तस्य वा-વા તેની, या-જે, निवृत्तिः-નિવૃત્તિ, ઉપરમ, स एव द्वारम्-તે જ દ્વાર, ઉપાય, तेन-તે વડે કરીને.

[11]અર્થ:—અને તે (એ-દ્રવ્યસ્તવકારણ) અનવદ્ય છે,—દોષાન્તરનિવૃત્તિ દ્વારે કરીને. આ અત્રે પ્રયોજક અંશ છે, તથાભાવથી પ્રવૃત્તિને લીધે, ઉપાયાન્તર અભાવને લીધે. નાગભયથી પુત્રના ગર્ત્તામાંથી આકર્ષણના દૃષ્ટાન્તથી આ ભાવનીય છે.

તેથી એમ સાધુ આમ જ એના સંપાદનાર્થે કરતો અવિષય નથી,—વચનપ્રામાણ્યને લીધે, આમ જ ઇષ્ટસિદ્ધિને લીધે, અન્યથા અયોગને લીધે.[280]

## વિવેચન

" ધન્ય ધન્ય તે જીવ, પ્રભુ પદ વંદી હો દેશના સુણે;
જ્ઞાન ક્રિયા કરે શુદ્ધ, અનુભવયોગે હો નિજ સાધકપણે....
સેવો ઇશ્વર દેવ, જિણે ઇશિવરતા હો નિજ અદ્ભુત વરી." **શ્રી દેવચંદ્રજી.**

અત્રે પ્રશ્ન થવો સંભવે છે કે—યાવજ્જીવ—જીવન પર્યંત જેણે સર્વ સાવદ્ય—પાપયુક્ત સદ્દોષ કાર્ય છોડી દીધેલ છે, એવા સાધુ નિર્ગ્રંથ મુનિને, જેમાં હિંસાદિ સાવદ્ય—પાપ પ્રગટ છે એવા દ્રવ્યસ્તવનું ઉપદેશન વડે કરાવવું કેમ યુક્ત હોય? એના સમાધાનરૂપ ઉત્તર અત્ર આપ્યો કે 'अनवद्यं च तत्' 'તે અનવદ્ય છે;' આ દ્રવ્યસ્તવનું કરાવવું એ અનવદ્ય—અવદ્ય રહિત નિર્દોષ છે. શી રીતે નિર્દોષ છે? 'दोषान्तरनिवृत्तिद्वारेण'— 'દોષાન્તરનિવૃત્તિ દ્વારે કરીને,' દ્રવ્યસ્તવમાં જે અલ્પ હિંસાદિ દોષ દેખાય છે, તેના કરતાં બીજા ઘણા મોટા દોષમાંથી પાછા વાળવારૂપ ઉપાયે કરીને; અર્થાત્ ઇંદ્રિયવિષયને પોષવા અથવા ખેતી વગેરે આરંભો સેવવા ગૃહસ્થો હિંસાદિ મહા—

**દોષાન્તરનિવૃત્તિ દ્વારે દ્રવ્યસ્તવનું ઉપદેશન અનવદ્ય**

---

વારુ, અવદ્યાન્તરમાં પ્રવર્ત્તનને લીધે આ અનવદ્ય શી રીતે? એમ આશંકીને કહ્યું—अयम्—આ, મહતદોષાન્તરનિવૃત્તિરૂપ, अत्र—અત્રે, દ્રવ્યસ્તવના ઉપદેશનમાં, प्रयोजकः—પ્રવર્ત્તક, अंशः—નિવૃત્તિરૂપ દ્રવ્યસ્તવકર્તૃક્રિયાનો વિભાગ છે. કયા કારણથી? તે માટે કહ્યું—तथाभावतः—દોષાન્તરનિવૃત્તિભાવ થકી; प्रवृत्तेः—ચેષ્ટાને લીધે. उपायान्तराभावात्—દ્રવ્યસ્તવપરિહારથી અન્ય હેતુના અભાવને લીધે. કેવી રીતે? તે માટે કહ્યું—

નાગ ઇત્યાદિ. नागभयेन—સર્પની ભીતિથી, सुतस्य—પુત્રનું, गर्त्तात्—શ્વભ્રમાંથી, आकर्षणम्—અપનયન, एतदेव—એ જ, ज्ञातं—દૃષ્ટાંત, तेन—તેના વડે કરીને, भावनीयमेतत्—આ ભાવનીય છે. કોઈ સ્ત્રીએ પ્રિય પુત્રને રમણીયરૂપવાળો ઉપરચીને રમણાર્થે મંદિરની બ્હાર વિસર્જ્યો. અને તે અતિ ચપલતાથી અને અવિવેકતાથી અહીંતહીં પર્યટતાં અવટ જેવા અતિવિષમ તટવાળા એક ગર્ત્તમાં પ્રવેશ્યો. અને મુહૂર્ત્તાન્તરે પ્રત્યપાયસંભાવનાથી ચકિતચેતા માતા તેને આણવાને તે દેશે આવી, અને ગર્ત્તાન્તર્વર્ત્તી નિજ પુત્રને દીઠો, અને તેની પાછળ ચાલેલા કોપપ્રશમ નહિં કળાતા, અંજનપુંજ જેવી કાળી કાયવાળા, અતિ વિકટ સ્ફુટાટોપ ઉદ્ઘાટિત કરતા એવા નાગને દીઠો. એટલે તે ગુરુલાઘવઆલોચનમાં ચતુરાએ ખરેખર! આ નાગથી આને મહાન્ અપાય થશે એમ ચિંતવી સત્વર હાથ લંબાવી ગર્ત્તમાંથી પુત્રને ખેંચ્યો. જેમ તે થોડી ઉત્કીર્ણ શરીરત્વક્તાથી (ચામડી છોલાવાથી) તે સપીડ છતાં દોષવતી નથી; પરિશુદ્ધ ભાવપણાને લીધે; તેમ સર્વથા સર્વ સાવદ્ય ત્યક્ત છતાં સાધુ ઉપાયાન્તરથી મહત્ સાવદ્યાન્તરમાંથી ગૃહીઓની નિવૃત્તિ નહિ દેખતાં, દ્રવ્યસ્તવ આદેશતાં પણ દોષવાન્ નથી.

દોષ કરી રહ્યા છે, તેઓને તે મહાદોષમાંથી પાછા વાળી નિર્દોષ ભક્તિપ્રયોજનમાં પ્રેરવાનો એકાંત હિતહેતુ હોવાથી આ દ્રવ્યસ્તવનું કરાવવું નિર્દોષ છે, અનવદ્ય છે.

એટલે પુનઃ આશંકા થશે—આમ તો એક અવદ્ય (પાપ) છોડાવી બીજા અવદ્યમાં પ્રવર્ત્તાવવાનું થયું, તો આ દ્રવ્યસ્તવનો ઉપદેશ અનવદ્ય-નિષ્પાપ કેમ ? એ આશંકાના નિવારણાર્થે કહ્યું—'આ અત્રે પ્રયોજક અંશ છે,-તથાભાવથી પ્રવૃત્તિને લીધે.' અર્થાત્ બીજા મોટા દોષમાંથી પાછા વાળવું એ જ અત્રે દ્રવ્યસ્તવના ઉપદેશદાનમાં મુનિને પ્રયોજક-પ્રયોજનાર-પ્રવર્ત્તાવનાર અંશ-ભાગ છે; કારણ કે દોષાન્તરમાંથી—બીજા દોષમાંથી નિવૃત્તિ કરાવવી-પાછા વાળવું એવા તથાપ્રકારના ભાવથી જ મુનિની તેવી ઉપદેશપ્રવૃત્તિ હોય છે, અને તે પણ 'ઉપાયાન્તર અભાવને લીધે'—'उपायान्तराभावात्' હોય છે, અર્થાત્ તે દોષમાંથી પાછો વાળવાને દ્રવ્યસ્તવ શિવાય બીજો કોઈ ઉપાય છે નહિં એમ સમજીને ન છૂટકે તેવો ઉપદેશ તે દીએ છે.

**બીજા ઉપાયના અભાવે તથાભાવથી તેવી ઉપદેશપ્રવૃત્તિ**

અને 'નાગભયથી પુત્રના ગર્ત્તમાંથી આકર્ષણના દૃષ્ટાંતથી આ ભાવનીય છે;' સાપના ભયથી પુત્રને ગર્ત્તમાંથી-ખાડામાંથી ખેંચી કાઢવાના દૃષ્ટાન્ત પરથી આ ભાવન કરવા યોગ્ય છે. તે આ પ્રકારે—કોઈ માતાએ પોતાના વ્હાલા બાળક પુત્રને શણગારીને રમવા માટે ઘરમાંથી બ્હાર મોકલ્યો. ચપળ અને અણસમજુ બાળક તો રમતાં રમતાં એક ઊંડા ખડબચડા ખાડામાં પેઠો. ઘણો વખત થયા છતાં પુત્ર પાછો આવ્યો નહિં, એટલે માતાને ચિંતા થતાં તેને આણવાને ત્યાં આવી, અને ખાડાની અંદર તેને દીઠો; અને આજુબાજુ નજર કરી તો એક ક્રોધાવિષ્ટ ફુંફાડા મારતો કાળો નાગ બાળકની પાછળ પડયો હતો. એટલે તત્ક્ષણ સમયસૂચકતા વાપરી તેણે બાળકનું બાંવડું ઝાલીને તેને ખાડામાંથી બ્હાર ખેંચી કાઢયો. આમ કરવામાં જોકે બાળકની ચામડી જરા છોલાણી, ઉઝરડા પડયા ને તેને પીડા થઈ, પણ તેને બચાવી લેવા માટે બીજો કોઈ છૂટકો નહિં હોવાથી તેમ શુદ્ધભાવથી કરવામાં માતાને લેશ પણ દોષ નથી; તે જ પ્રકારે બીજા કોઈ ઉપાયથી ગૃહસ્થને મહાસાવદ્યમાંથી પાછા વાળવાનો સંભવ નહિં દેખતાં, સાધુ પોતે સર્વથા સાવદ્ય ત્યજ્યા છતાં, ન છૂટકે ગૃહસ્થને દ્રવ્યસ્તવનો ઉપદેશ દીએ છે. તેમાં તે વત્સલ માતાની જેમ મહાપાપરૂપ ફણિધરથી ગૃહસ્થને બચાવી લેવાનો નિર્મલ આશય જ મુનિને છે; અર્થાત્ ગૃહસ્થને પાપમાં પ્રવર્ત્તાવવાનો નહિં, પણ જેમ બને તેમ પાપથી નિવર્ત્તાવવાનો જ પરિશુદ્ધ હેતુ જ સાધુને છે. એટલે તેવા દ્રવ્યસ્તવના ઉપદેશદાનમાં તેને દોષ નથી.

**નાગભયથી પુત્રને ખાડામાંથી ખેંચવાનું દૃષ્ટાંત**

અને 'તેથી એમ સાધુ આમ જ એના સંપાદનાર્થે કરતો અવિષય નથી;' આમ—ઉક્ત પ્રકારે જ આ દ્રવ્યસ્તવના સંપાદન અર્થે એમ ઉપદેશપ્રવૃત્તિ કરતો સાધુ આ

માટે સાધુ દ્રવ્યસ્તવનો અવિષય નથી

દ્રવ્યસ્તવનો અવિષય નથી, અર્થાત્ દ્રવ્યસ્તવનો વિષય છે જ. એટલે તેને પણ 'વચનપ્રમાણ્યને લીધે'—આગમના પ્રમાણ-પણાને લીધે દ્રવ્યસ્તવ ઘટે છે. શાને લીધે? 'આમ જ ઇષ્ટ-સિદ્ધિને લીધે, અન્યથા અયોગને લીધે.' અર્થાત્ મુનિને પણ દ્રવ્યસ્તવનો અધિકાર છે એમ આગમમાં પણ જે ઇષ્ટ માનેલ છે તેની સિદ્ધિ આમ જ ઉક્ત પ્રકારે કરાવવું અને અનુમોદવું એ બન્ને પ્રકારથી હોય છે, નહિં તો તે દ્રવ્યસ્તવનો મુનિને યોગ જ ઘટે નહિં. આમ સાધુ પણ દ્રવ્યસ્તવનો વિષય છે.



અને શ્રાવક તો આ પૂજા-સત્કાર બન્નેનો વિષય છે જ, અને આરંભવંતને આ બન્ને ઔચિત્ય-આજ્ઞાઅમૃત યોગને લીધે ઉચિત છે, ઇ. યુક્તિથી પ્રદર્શિત કરે છે—

[१२]श्रावकस्तु सम्पादयन्नप्येतौ भावातिशयात् अधिकसम्पादनार्थमाह। न तस्यैतयोः सन्तोषः, तद्धर्म्मस्य तथास्वभावत्वात्। जिनपूजनसत्कारयोः करणलालसः खल्वाद्यो देशविरतिपरिणामः औचित्यप्रवृत्तिसारत्वेन।

उचितौ चारम्भिण एतौ, सदारम्भरूपत्वात्, औचित्याज्ञाऽमृतयोगात्, असदारम्भनिवृत्तेः, अन्यथा तदयोगादतिप्रसङ्गादिति।[२४१]

---

पञ्जिका—तद्धर्म ઇત્યાદિ. तद्धर्मस्य—શ્રાવકધર્મના, तथास्वभावत्वात्—જિનપૂજા-સત્કારમાં આકાંક્ષાતિરેક થકી અસંતોષસ્વભાવપણાને લીધે. એ જ ભાવે છે—जिनपूजासत्कारयोः—ઉક્તરૂપ જિનપૂજા-સત્કારમાં, करणलालस एव—વિધાનલંપટ જ,—खलु—શબ્દના એવકાર અર્થપણાને લીધે. જે સચિત્તઆરંભવર્જા નામની અષ્ટમ પ્રતિમાના અભ્યાસથી પૂર્વકાલભાવી, देशविरतिपरिणामः—શ્રાવક અધ્યવસાય. કેવી રીતે? તે માટે કહ્યું—औचित्यप्रवृत्तिसारत्वेन—ઔચિત્યપ્રવૃત્તિસારપણા વડે કરીને. નિજ અવસ્થાના આનુરૂપ્યથી જે પ્રવૃત્તિ-ચેષ્ટા તેના પ્રધાનપણાએ કરીને. ઔચિત્યને જ ભાવતાં કહ્યું—उचितौ च—અને ઉચિત છે, યોગ્ય છે, आरम्भिणः—આરંભીને, તે જ પૃથિવી આદિ આરંભવન્તને, एतौ—આ બન્ને, પૂજા-સત્કાર, કયા કારણથી? તે માટે કહ્યું—सदारम्भरूपत्वात्—सत्—સુંદર,—જિનવિષયતાથી, आरम्भः—પૃથિવી આદિ ઉપમર્દ, तद्रूपत्वाद्—તદ્રૂપપણાને લીધે. આરંભવિશેષ છતાં પણ આ બન્નેનું સદ્આરંભત્વ શી રીતે? એમ આશંકીને કહ્યું—

आज्ञाऽमृतयोगात्—આજ્ઞાઅમૃત યોગને લીધે. आज्ञैव—આજ્ઞા જ, "जिनभवनं जिनबिम्बं" —જિનભવન, જિનબિંબ ઇત્યાદિ આપ્તોપદેશરૂપા, अमृतं—અમૃત,—અજરામરભાવકારિપણાને લીધે, तेन—તેથી, योगाद्—યોગને લીધે. આજ્ઞા પણ શું નિબન્ધને આમ છે? એમ આશંકીને કહ્યું— असदारम्भनिवृत्तेः—असतः—ઇંદ્રિયાર્થવિષયતાથી અસત્-અસુંદર, आरंभस्य—આરંભની, ततो वा—વા તેનાથી જિનપૂજાદિકાલે નિવૃત્તિને લીધે. વારુ, તેની નિવૃત્તિ અન્યથા પણ થશે, એમ આશંકીને કહ્યું—अन्यथा—આજ્ઞામૃતયુક્ત પૂજા-સત્કાર છોડીને, तदयोगात्—અસુંદર આરંભનિવૃત્તિના અયોગને લીધે. વિપક્ષમાં બાધા કહી—अतिप्रसङ्गात्—પ્રકારાન્તરથી પણ અસદ્આરંભનિવૃત્તિના અભ્યુપગમે દ્યૂતરમણ-આંદોલન આદિમાં પણ તેની પ્રાપ્તિથી અતિપ્રસંગને લીધે. इति—એમ, વાક્યસમાપ્તિમાં.

[૧૨]અર્થ:—શ્રાવક તો આ બન્ને (પૂજા-સત્કાર) સંપાદતો છતાં ભાવાતિશયને લીધે અધિક સંપાદનાર્થે (વિષય) કહ્યો છે; તેને આ બેમાં (પૂજા-સત્કારમાં) સન્તોષ નથી,—તદ્ધર્મના (શ્રાવકધર્મના) તથાસ્વભાવપણાને લીધે. ખરેખર! આદ્ય દેશવિરતિ પરિણામ જિનપૂજન-સત્કારમાં કરણલાલસ જ (હોય છે),—ઔચિત્યપ્રવૃત્તિસારપણાએ કરીને.

અને આરંભીને આ બન્ને ઉચિત છે,—સદ્આરંભરૂપપણાને લીધે, ઔચિત્ય આજ્ઞા-અમૃતયોગને લીધે, અસદ્આરંભનિવૃત્તિને લીધે, અન્યથા તેના અયોગને લીધે, અતિ-પ્રસંગને લીધે.[૨૪૧]

## વિવેચન

" સજ્જનશું જે પ્રીતડીજી, છાની તે ન રખાય;
પરિમલ કસ્તૂરી તણોજી, મહીમાંહે મહકાય....
સોભાગી જિનશું લાગ્યો અવિહડ રંગ.

આંગળીએ નવિ મેરૂ ઢંકાયે, છાબડીએ રવિ તેજ;
અંજલિમાં જિમ ગંગ ન માયે, મુજ મન તિમ પ્રભુ હેજ....સોભાગી. "

શ્રી યશોવિજયજી.

અને 'શ્રાવક તો આ બન્ને સંપાદતો છતાં ભાવાતિશયને લીધે અધિક સંપાદનાર્થે (વિષય) કહ્યો છે.' અર્થાત્ સદ્ગુરુમુખે અપૂર્વ શુશ્રૂષારસથી જે ધર્મ કરે છે એવો ગૃહસ્થ શ્રાવક તો આ પૂજા-સત્કાર બન્ને સંપાદન કરે જ છે, છતાં ભાવાતિશય થકી અધિક અધિક ભાવના ઉલ્લાસથી અધિક અધિક પૂજા-સત્કારના સંપાદન અર્થે એને પણ અત્રે તેનો વિષય કહ્યો છે. કારણ કે 'ન તસ્યૈતયોઃ સંતોષઃ' તેને આ બેમાં સંતોષ નથી,—તદ્ધર્મના તથાસ્વભાવપણાને લીધે.—'તદ્ધર્મસ્ય તથાસ્વભાવત્વાત્'. અર્થાત્ આ પરમ પૂજાર્હ અર્હત્ પ્રભુની ભક્તિ માટે મ્હારૂં સર્વસ્વ ઓવારી નાંખું તોપણ ઓછું છે એવી ભાવના જે ભાવે છે એવા શ્રાવકને આ પૂજા-સત્કાર એ બેની બાબતમાં સંતોષ થતો નથી, એટલે અધિકાધિક પૂજા-સત્કારની તેની ભાવના અતૃપ્ત જ રહે છે, કારણકે તદ્ધર્મનો—તે શ્રાવકધર્મનો તથાસ્વભાવ જ—તથાપ્રકારનો સ્વભાવ જ એવો છે કે છલકાતી ભક્તિને લીધે તેને ભગવંતના તે પૂજા-સત્કાર બા. અસંતોષ જ રહ્યા કરે!

શ્રાવકને પૂજા-સત્કાર બા. માં સંતોષ નથી

અને એટલે જ 'આદ્ય દેશવિરતિ પરિણામ ખરેખર! જિનપૂજન-સત્કારમાં કરણ-લાલસ જ હોય છે;' સચિત્ત આરંભ વર્જનારી એવી શ્રાવકની આઠમી પ્રતિમાના અભ્યાસ પૂર્વેનો જે આદ્ય દેશવિરતિ પરિણામ-ભાવશ્રાવકનો ભાવ છે, તે જિન-પૂજા સત્કાર કરવાની બાબતમાં લાલસાવાળો-તીવ્ર ઈચ્છાવાળો જ હોય છે; અને એ પણ 'ઔચિત્યપ્રવૃત્તિસારપણાએ કરીને તેમ હોય છે, અર્થાત્ પોતાની અવસ્થાને-દશાને ઉચિત એવી

ઔચિત્યપ્રવૃત્તિ સારપણું

પ્રવૃત્તિના પ્રધાનપણા વડે કરીને શ્રાવકને તેવા પ્રકારની પૂજા-સત્કાર પ્રવૃત્તિ કરવાનું ઔચિત્ય-ઉચિતપણું છે, તેવા પ્રકારે પૂજા-સત્કાર કરવા ઘટે છે, તેથી જ તે તેવા પ્રકારે કરણલાલસ હોય છે.

"જ્યાં જ્યાં જે જે યોગ્ય છે, તહાં સમજવું તેહ;
ત્યાં ત્યાં તે તે આચરે, આત્માર્થી જન એહ."
—શ્રીમદ્ રાજચંદ્ર પ્રણીત શ્રી આત્મસિદ્ધિ

અને "જ્યાં જ્યાં જે જે યોગ્ય છે" ઇ. સુભાષિત અનુસાર જ્યાં જ્યાં જે જે યોગ્ય છે ત્યાં ત્યાં તે તે સમજવું ને ત્યાં ત્યાં તે તે આચરવું, તે આત્માર્થીને ઉચિત છે, એમ ઔચિત્યનો-ઉચિતપણાનો સામાન્ય નિયમ છે. એટલે 'આરંભીને આ બન્ને ઉચિત છે.' એટલે પૃથ્વી-જલ આદિ આરંભને સેવવાનું જેને અનિવાર્ય છે, એવા આરંભવંત ગૃહસ્થને આ બન્ને પૂજા-સત્કાર ઉચિત છે, કરવા ઘટે છે. શાને લીધે ઉચિત છે? 'સદ્આરંભરૂપપણાને લીધે;' આ પૂજા-સત્કારનો વિષય જિન ભગવાન્ હોવાથી, તે અંગેનો આ પૃથ્વી-જલ આદિ આરંભ સત્-સુંદર છે, એટલે તેનું સત્આરંભપણું છે માટે.

**ઔચિત્ય આજ્ઞા-અમૃત યોગથી આરંભવંતને આ બન્ને ઉચિત**

હિંસામય આરંભ પોતે જ અસત્ છે, તો પછી આ પૂજા-સત્કારવિષયક આરંભનું સદ્આરંભરૂપપણું શાને લીધે? 'औचित्याज्ञाऽमृतयोगात्'—'ઔચિત્ય આજ્ઞા અમૃતયોગને લીધે.' અર્થાત્ જિનભવન, જિનબિંબ આદિ કરાવવા શ્રાવકને ઉચિત છે એવી આપ્ત પુરુષના વચનરૂપ આગમની આજ્ઞા છે, અને તે જ તેના આરાધક જીવને અજરામર ભાવરૂપ અમૃત પદ પમાડનારી હોવાથી 'અમૃત' છે, એટલે સત્પુરુષના આ આજ્ઞારૂપ અમૃતના યોગે કરીને પ્રસ્તુત આરંભ પણ સત્આરંભરૂપ બની જાય છે, માટે.

અને આ આજ્ઞા પણ આમ અમૃતરૂપ 'અસદ્આરંભનિવૃત્તિને લીધે' હોય છે. અર્થાત્ ઇંદ્રિયાર્થવિષયપણાને લીધે જે અસત્-અસુંદર આરંભ છે, તેમાંથી જિનપૂજાદિકાળે નિવૃત્તિ હોય છે; એટલે હિંસાપ્રધાન પ્રવૃત્તિરૂપ અસત્ આરંભમાંથી નિવર્ત્તાવી ભક્તિપ્રધાન સત્આરંભમાં પ્રવર્ત્તાવતી હોવાથી આ શ્રાવકોચિત જિનઆજ્ઞા તેના આત્માને અમૃતરૂપ થઈ પડે છે. અને આ **આજ્ઞાઅમૃત**ના યોગ શિવાય 'અન્યથા તેના અયોગને લીધે'-બીજા કોઈ પ્રકારે તે અસત્આરંભનિવૃત્તિના અયોગને લીધે ગૃહસ્થ તે તે ઇંદ્રિયાર્થવિષયી પાપમય પ્રવૃત્તિમાંથી વિરમે એ સંભવતું નથી. અને પ્રકારાન્તરથી અસત્-આરંભથી નિવૃત્તિ થાય એમ જો માનીએ તો 'અતિપ્રસંગને લીધે'-જૂગાર રમવું; હીંચકા ખાવા વગેરે પ્રવૃત્તિમાં પણ તે અસત્આરંભનિવૃત્તિનો પ્રસંગ પ્રાપ્ત થશે! અને એ તો અનિષ્ટ છે, એટલે અસત્આરંભ છોડાવી સત્આરંભમાં જોડનાર આ '**આજ્ઞા-અમૃત**'ના યોગથી જ શ્રાવકને જિનપૂજા-સત્કારનું ઔચિત્ય-ઉચિતપણું પ્રતીત થાય છે.

**અસદ્આરંભ નિવૃત્તિ**



આ પૂજા-સત્કાર બન્ને દ્રવ્યસ્તવ જ છે, ને તે દ્રવ્યસ્તવ પણ ભાવસ્તવના અંગરૂપ હોય તે જ ઇષ્ટ છે, તેનાથી અન્ય તો અપ્રધાન છે ને તે અભવ્યોને પણ હોય છે, એમ શાસ્ત્રીય મીમાંસા કરે છે—

[१३]तथाहि—

द्रव्यस्तव एवैतौ, स च भावस्तवाङ्गमिष्टः, तदन्यस्याप्रधानत्वात्, तस्याभव्येष्वपि भावात्। अतः आज्ञयाऽसदारम्भनिवृत्तिरूप एवायं स्यात्। औचित्यप्रवृत्तिरूपत्वेऽप्यल्पभावत्वाद् द्रव्यस्तवः।[२४२]

[૧૩]અર્થ:—તે આ પ્રકારે—

આ બન્ને દ્રવ્યસ્તવ છે, અને તે (દ્રવ્યસ્તવ) ભાવસ્તવનું અંગ એવું ઇષ્ટ છે,—તદન્યોનું અપ્રધાનપણું છે માટે, તેનો અભવ્યોમાં પણ ભાવ છે માટે. એટલા માટે આજ્ઞાથી અસદારંભનિવૃત્તિરૂપ જ એવું આ હોય. ઔચિત્યપ્રવૃત્તિરૂપપણું સતે પણ અલ્પભાવપણાને લીધે (આ) દ્રવ્યસ્તવ છે.[૨૪૨]

## વિવેચન

"દ્રવ્યથી પૂજા રે કારણ ભાવનું રે, ભાવ પ્રશસ્ત ને શુદ્ધ;
પરમ ઇષ્ટ વાલ્હા ત્રિભુવન ધણી રે, વાસુપૂજ્ય સ્વયંબુદ્ધ....
પૂજના તો કીજે રે, બારમા જિન તણી રે."—શ્રી દેવચંદ્રજી.

આમ શ્રાવકને ઉચિત એવા 'આ બન્ને દ્રવ્યસ્તવ છે; આ પૂજા-સત્કાર બન્ને બાહ્ય પ્રવૃત્તિરૂપ હોવાથી દ્રવ્યસ્તવ છે. "આત્મભાવ તે ભાવ, દ્રવ્ય પદ બાહ્ય પ્રવૃત્તિ

---

पञ्जिका—ઔચિત્ય જ પુનઃ વિશેષથી ભાવતાં કહ્યું—तथाहि—તે આ પ્રકારે—द्रव्यस्तवः—દ્રવ્યસ્તવ, एतौ—આ બન્ને, પૂજા-સત્કાર, તેથી શું? તે માટે કહ્યું—भावस्तवाङ्गं—ભાવસ્તવઅંગ, શુદ્ધ સાધુભાવનું નિબન્ધન, इष्टः—ઇષ્ટ છે, અભિમત છે. કયા કારણથી? તે માટે કહ્યું—तदन्यस्य—તેનાથી અન્યના, ભાવસ્તવના અનંગના, अप्रधानत्वाद्—અપ્રધાનપણાને લીધે, અનાદરણીયપણાને લીધે. કયા કારણથી? तस्य—તેના, અપ્રધાનના; अभव्येष्वपि—અભવ્યોમાં પણ, પુનઃ ઇતરોમાં તો પૂછવું જ શું? भावात्—સત્ત્વને લીધે, અને તે થકી કોઈ પ્રકૃત સિદ્ધિ નથી. अतः—એટલા માટે, અન્યના અપ્રાધાન્યરૂપ હેતુને લીધે, आज्ञया—આજ્ઞાથી, આપ્તઉપદેશથી, असदारम्भनिवृत्तिरूप एव—असदारम्भाद्—ઉક્તરૂપ અસદ્ આરંભમાંથી, तस्य वा—વા તેની, या—જે, निवृत्तिः—ઉપરમ, तद्रूप एव—તદ્રૂપ જ, નહિં કે પુનઃ અન્ય બહુલોકપ્રસિદ્ધ, अयं—આ, શાસ્ત્રવિહિત દ્રવ્યસ્તવ, स्याद्—હોય.

શંકા—તે ભાવસ્તવ કેમ ન હોય?—ઔચિત્યપ્રવૃત્તિરૂપપણાને લીધે, સાધુધર્મની જેમ. એમ આશંકીને કહ્યું—औचित्यप्रवृत्तिरूपत्वेऽपि—શ્રાવક અવસ્થાને યોગ્ય વ્યાપારસ્વભાવતા સતે પણ, તો પછી તેના અભાવે તો પૂછવું જ શું? अल्पभावत्वात्—અલ્પભાવપણાને લીધે, તુચ્છ શુભપરિણામપણાને લીધે, द्रव्यस्तवः—પૂજા-સત્કાર એ બન્ને દ્રવ્યસ્તવ છે.

આ બન્ને દ્રવ્યસ્તવરૂપ છે ને તે ભાવસ્તવનું અંગ હોય તે ઇષ્ટ છે

નિસર્ગેજી" (દેવચંદ્રજી). પરભાવમાં નિષ્કામ એવી પ્રભુ સાથે અભેદ થવાની ઇચ્છા તે ભાવ છે, અને વંદન, નમન, અર્ચન, ગુણગ્રામ આદિ દ્રવ્યસ્તવ છે; 'અને તે ભાવસ્તવનું અંગ એવું ઇષ્ટ છે,' स च भावस्तवाङ्गमिष्टं—તે દ્રવ્યસ્તવ પણ જે ભાવસ્તવનું અંગ હોય, શુદ્ધ આત્મભાવનું નિબંધન–કારણ હોય, તે દ્રવ્યસ્તવ જ શાસ્ત્રકારોએ ઇષ્ટ માનેલું છે. અર્થાત્ જે દ્રવ્યથી ભાવ ઉપજે એવું દ્રવ્યસ્તવ જ મુમુક્ષુઓએ ઇચ્છવા યોગ્ય એવું ઇષ્ટ હોવાથી, જ્ઞાની પુરુષોએ તેને જ ઇષ્ટ ગણી સંમત કરેલું છે.

દ્રવ્યસેવ વંદન નમનાદિક, અર્ચન વળી ગુણ ગ્રામોજી;
ભાવ અભેદ થવાની ઈહા, પરભાવે નિઃકામોજી."—શ્રી દેવચંદ્રજી.

એમ શાને લીધે? **'તદન્યના અપ્રધાનપણાને લીધે,** 'तदन्यस्याप्रधानत्वात्'–તે ભાવસ્તવના અંગરૂપ દ્રવ્યસ્તવથી અન્ય પ્રકારના દ્રવ્યસ્તવનું અપ્રધાનપણું છે માટે.

પ્રધાન દ્રવ્ય ને અપ્રધાન દ્રવ્ય

અર્થાત્ જે દ્રવ્યસ્તવ ભાવસ્તવનું કારણ થતું નથી, જે દ્રવ્યથી આત્મભાવરૂપ ભાવ ઉપજતો નથી, તે દ્રવ્ય 'અપ્રધાન' દ્રવ્ય કહેવાય છે. અને એટલા માટે જ દ્રવ્યના પ્રધાન અને અપ્રધાન એમ બે પ્રકાર મહર્ષિ હરિભદ્રાચાર્યજીએ શ્રી પંચાશક શાસ્ત્રમાં સ્ફુટપણે વિસ્તારથી દર્શાવ્યા છે. તેમાં ભાવ ઉપજાવવાનું યોગ્યપણું જેમાં છે તે પ્રધાન દ્રવ્ય છે; અને તેવું યોગ્યપણું જેમાં નથી તે તથારૂપ ભાવવિહીન એવું અપ્રધાન દ્રવ્ય છે. જેમકે–જેમાં સાધુપણું પામવાનું યોગ્યપણું છે એવો સાચો ભાવશ્રાવક તે દ્રવ્યસાધુ છે,—આ 'પ્રધાન' દ્રવ્યનું ઉદાહરણ છે; અને આચાર્યમાં વા સાધુમાં હોવા યોગ્ય તથારૂપ આચાર્ય–સાધુના ગુણ–ભાવ જેમાં નથી તે દ્રવ્યઆચાર્ય, દ્રવ્યસાધુ છે,—આ 'અપ્રધાન' દ્રવ્યનું ઉદાહરણ છે.

આ પરથી સ્પષ્ટ સમજી શકાય છે કે જે દ્રવ્યસ્તવ, ભાવસ્તવનું કારણ થતું નથી, જે દ્રવ્યપૂજા આત્મામાં તથા પ્રકારનો ભાવ ઉપજાવવાનું નિમિત્ત બનતી નથી, તે અપ્રધાન દ્રવ્યરૂપ છે; એટલે જ જે દ્રવ્યસ્તવ ભાવસ્તવના અંગરૂપ નથી થતું, તેનું અહીં અપ્રધાનપણું કહ્યું છે, અને તે 'તેના અભવ્યોમાં પણ ભાવને લીધે' 'तस्याभव्येष्वपि भावात्' યથાર્થ જ કહ્યું છે. અર્થાત્ અભવ્યોને પણ આ અપ્રધાન દ્રવ્યસ્તવ હોય છે; અને પ્રધાન દ્રવ્યસ્તવ તો અપુનર્બન્ધકાદિ દશાવાળા હળુકર્મી, મંદકષાયી, મંદવિષયી, સાચા મુમુક્ષુ આત્માર્થીને જ હોય છે. એટલે જ પ્રધાન દ્રવ્યને જ પ્રધાન–મુખ્ય માની જ્ઞાનીઓએ ઇષ્ટ–આદરણીય–પ્રશસ્ત ભાખ્યું છે, અને આ અપ્રધાન દ્રવ્યને અપ્રધાન–ગૌણ ગણી અનિષ્ટ–અનાદરણીય–અપ્રશસ્ત કહ્યું છે.

અને 'એટલા માટે જ આજ્ઞાથી અસદારંભનિવૃત્તિરૂપ જ એવું આ હોય.' અર્થાત્ ઉક્ત અપ્રધાન દ્રવ્યનું અપ્રધાનપણું છે એટલા માટે જ, પરમાર્થે વિશ્વસનીય

આજ્ઞાથકી અસદ્‌-આરંભનિવૃત્તિરૂપ જ આ દ્રવ્યસ્તવ

એવા આપ્ત સત્‌પુરુષની આજ્ઞા થકી જે અસત્‌આરંભમાંથી નિવૃત્તિરૂપ દ્રવ્યસ્તવ છે, તે જ ભાવસ્તવના અંગરૂપ હોઈ શાસ્ત્ર-વિહિત એવું ઇષ્ટ દ્રવ્યસ્તવ છે; નહિં કે ગતાનુગતિક ગાડરીઆ પ્રવાહ જેવા લોકોથી લૌકિક રીતે કરાતું દ્રવ્યસ્તવ. તાત્પર્ય કે ભાવના સ્પર્શ કે સ્ફુરણા વિનાનું જે અપ્રધાન દ્રવ્યસ્તવ લોકો લૌકિક રીતે કરે છે, તે શાસ્ત્રસંમત નથી; પણ જે ભાવના અનુસંધાનવાળું, ભાવ ઉપજાવનારૂં એવું આજ્ઞાનુસાર પ્રધાન દ્રવ્યસ્તવ સાચા મુમુક્ષુ આત્માર્થી ભવ્યજનો અલૌકિક રીતે આત્માર્થે આદરે છે, તે જ શાસ્ત્રસંમત છે.

અત્રે પ્રશ્ન થવો સંભવે છે કે—આ દ્રવ્યસ્તવ સાધુધર્મની જેમ ઔચિત્યપ્રવૃત્તિરૂપ છતાં તેને ભાવસ્તવ કેમ ન કહ્યું? દ્રવ્યસ્તવ કેમ કહ્યું? તેના સમાધાનાર્થે અત્રે ઉત્તર

અલ્પભાવપણાને લીધે દ્રવ્યસ્તવ

આપ્યો કે 'ઔચિત્યપ્રવૃત્તિરૂપપણું સતે પણ અલ્પભાવપણાને લીધે દ્રવ્યસ્તવ છે.' અર્થાત્‌ શ્રાવકની દશાને ઉચિત પ્રવૃત્તિસ્વરૂપ હોવા છતાં, અતિમહત્‌ એવા સાધુભાવની અપેક્ષાએ તેનું અલ્પભાવપણું—તુચ્છ શુભપરિણામપણું છે, એટલા માટે જ તેને દ્રવ્યસ્તવ કહ્યું છે; તો પછી ઉચિત પ્રવૃત્તિસ્વરૂપપણા અભાવે તો તેના દ્રવ્યસ્તવપણા માટે પૂછવું જ શું? 'અપિ'—પણ શબ્દનો અર્થ છે.

"મુનિસુવ્રત પ્રભુ પ્રભુતા લીના, આતમ સંપત્તિ ભાસન પીના;
આણારંગે ચિત્ત ધરીજે, દેવચંદ્ર પદ શીઘ્ર વરીજે....દીઠો દરિશણ શ્રી પ્રભુજીનો."
—શ્રીદેવચંદ્રજી



આ દ્રવ્યસ્તવ કૂપઉદાહરણથી ગુણકારી છે, પણ આવું ન હોય તે ઇષ્ટફલસિદ્ધિનું કારણ નથી, પરંતુ આજ્ઞાઅમૃતયુક્ત જ કારણ છે, એ સ્પષ્ટ કરી; સાધુ-શ્રાવક બન્નેય આ પૂજા-સત્કારના વિષય છે એમ પ્રસ્તુત સમાધાન ઉપસંહરે છે—

[૧૪] गुणाय चायं कूपोदाहरणेन, न चैतदप्यनीदृशं इष्टफलसिद्धये, किं त्वाज्ञामृतयुक्तमेव, स्थाने विधिप्रवृत्तेरिति सम्यगालोचनीयमेतत्।

तदेवमनयोः साधुश्रावकावेव विषय इत्यलं प्रसङ्गेन ॥[૨૪૩]

[૧૪] અર્થ:—અને આ (દ્રવ્યસ્તવ) કૂપના ઉદાહરણથી ગુણાર્થે છે; અને એ (કૂપોદાહરણ) પણ અનીદૃશ (આવું ન હોય તે) ઇષ્ટ ફલસિદ્ધિ અર્થે નથી, કિંતુ આજ્ઞાઅમૃતયુક્ત જ,—સ્થાને વિધિપ્રવૃત્તિને લીધે. એમ આ સમ્યક્‌ આલોચનીય છે.

તેથી એમ આ બન્નેના સાધુ અને શ્રાવક જ વિષય છે. એટલે પ્રસંગથી સર્યું![૨૪૩]

## વિવેચન

"જિનગુણ અમૃતપાનથી રે....મન. અમૃત ક્રિયા સુપસાયરે....ભવિ.
અમૃત ક્રિયા અનુષ્ઠાનથી રે. આતમ અમૃત થાય રે ભવિ૦"—શ્રી દેવચંદ્રજી

તો પછી આમ અલ્પભાવપણાને લીધે આ દ્રવ્યસ્તવ ગૃહસ્થોને અકિંચત્કર—નકામું થઈ પડશે, એવી આશંકા દૂર કરવા માટે કહ્યું—'गुणाय चायं कूपोदाहरणेन'—'અને કૂપના ઉદાહરણથી આ (દ્રવ્યસ્તવ) ગુણાર્થે છે; કૂવાના દૃષ્ટાંતે આ પૂજાદિરૂપ દ્રવ્યસ્તવ કંઈક સદોષ છતાં વિશિષ્ટ શુભ ભાવના હેતુપણાને લીધે તેના અધિકારીને ગુણકારી—ઉપકારી છે. અર્થાત્ કૂવો ખોદવામાં શ્રમ ઉપજે, તરસ લાગે, કાદવથી શરીર ખરડાય એ વગેરે દોષ હોય છે, તથાપિ જ્યારે પાણી નીકળે છે ત્યારે આ દોષો દૂર થઈ તે કૂવાનું ખોદવું લેખે લાગે છે અને સ્વ—પરની તરસ છીપાવી તે સર્વને આનંદનું કારણ બની ઉપકારી થઈ પડે છે. તેમ આ પૂજાદિ દ્રવ્યસ્તવમાં પણ કિંચિત્ હિંસાદિ આરંભ હોય છે, પૃથ્વીકાય—અપ્કાય—વનસ્પતિકાય આદિનો ઉપમર્દ ઉપજે છે, એ વગેરે દોષો હોય છે; તથાપિ તેના નિમિત્તે ભક્તિભાવ પર ચઢતાં શુભ પ્રશસ્ત ભાવ ઉદ્ભવે છે, એટલે તે અલ્પ આરંભ દોષ દૂર થઈ તે શુભભાવ વડે કરીને અશુભ કર્મની

કૂપઉદાહરણથી આ દ્રવ્યસ્તવ ગુણકારી

---

पञ्जिका—એમ ત્યારે અલ્પભાવપણાને લીધે જ આ (દ્રવ્યસ્તવ) ગૃહીઓને અકિંચિત્કર છે, એમ આશંકીને કહ્યું—गुणाय च—અને ગુણાર્થે, ઉપકારાર્થે, अयं—આ, દ્રવ્યસ્તવ. કેવી રીતે? તે માટે કહ્યું—कूपोदाहरणेन—કૂપના ઉદાહરણથી, અવટજ્ઞાતથી. અને અહીં આમ સાધનપ્રયોગ છે—

કિંચિત્ સદોષ છતાં પણ પૂજાદિ અધિકારીને ગુણકર છે,—વિશિષ્ટ શુભભાવના હેતુપણાને લીધે. જે વિશિષ્ટ શુભ ભાવનું હેતુભૂત છે, તે ગુણકર દૃષ્ટ છે,—જેમ કૂપખનન; અને યતનાથી પૂજાદિ વિશિષ્ટ શુભ ભાવનો હેતુ છે, તેથી ગુણકર છે. કૂપખનન પક્ષમાં તૃષ્ણાદિના વ્યુદાસથી આનંદાદિની પ્રાપ્તિ તે શુભ ભાવ છે. આ કહેવાનું થયું—જેમ કૂપખનન શ્રમ—તૃષ્ણા—કર્દમઉપલેપ આદિ દોષથી દુષ્ટ છતાં પણ જલઉત્પત્તિ થયે અનન્તરોક્ત દોષોને દૂર કરી યથાકાલે સ્વઉપકારાર્થે વા પરોપકારાર્થે હોય છે, એમ પૂજાદિક પણ આરંભદોષને દૂર કરી શુભ અધ્યવસાયના ઉત્પાદન વડે અશુભ કર્મનિર્જરણ ને પુણ્યબન્ધનું કારણ હોય છે. દૃષ્ટાન્તની શુદ્ધિ અર્થે કહ્યું—

न च—ન જ, एतदपि—એ પણ, કૂપઉદાહરણ પણ, अनीदृशम्—આવું ન હોય તે, ઉદાહરણીય બહુગુણવાળા દ્રવ્યસ્તવથી વિસદૃશ,—યથાકથંચિત્ (જેમ તેમ) ખનનપ્રવૃત્તિથી, इष्टफलसिद्धये—इष्टफलं—ઇષ્ટફલ,—આરંભીઓનું બહુગુણજ્ઞાપન, तत्सिद्धये—તેની સિદ્ધિ અર્થે હોય છે,—દાર્ષ્ટાન્તિકથી વૈધર્મ્યને લીધે. જેમ હોય તેમ કહ્યું—

किन्तु—કિંતુ, आज्ञाऽमृतयुक्तमेव—આજ્ઞાઅમૃતથી યુક્ત જ, आज्ञैव अमृतं—આજ્ઞા જ તે અમૃત,—પરમ સ્વાસ્થ્યકારિપણાને લીધે, તે आज्ञामृतं—આજ્ઞામૃત, तद्युक्तमेव—તેથી યુક્ત જ, તેથી સંબંધવાળું જ. તે આ પ્રકારે,—મહત્ એવી પિપાસાદિ આપદ્માં કૂપખનનથી સુખતર અન્ય ઉપાયથી વિમલ જલના અસંભવે, નિશ્ચિત સ્વાદુ શીત સ્વચ્છ જલવાળી ભૂમિમાં અન્ય ઉપાયના પરિહારથી કૂપખનન ઉચિત છે,—તેના જ ત્યારે બહુગુણપણાને લીધે. અને આમ જ આપ્ત શાસ્ત્રકારની આજ્ઞા છે. આ કયા કારણથી? તે માટે કહ્યું—स्थाने—સ્થાને, દ્રવ્યસ્તવાદિમાં અને કૂપખનનાદિ ઉપકારીમાં, विधिप्रवृत्तेः—વિધિપ્રવૃત્તિને લીધે. ઔચિત્યપ્રવૃત્તિને લીધે, અન્યથા તે થકી પણ અપાય ભાવને લીધે.

નિર્જરા અને શુભ કર્મનો અનુબંધ હોય છે, અને આમ તે પૂજાદિ દ્રવ્યસ્તવ પૂજક ભક્તજનને ગુણકારી–ઉપકારી થઈ પડે છે.

આમ અત્રે આ કૂપઉદાહરણ ઘટે છે 'અને એ પણ અનીદૃશ ફલસિદ્ધિ અર્થે નથી'–'न चैतदप्यनीदृशं इष्टफलसिद्धये'. આ કૂપઉદાહરણ જે અનીદૃશ–આવું ન હોય તે, એટલે કે ઉદાહરણીય બહુગુણવાળા દ્રવ્યસ્તવથી વિસદૃશ'–જૂદા પ્રકારનું હોય તે, ઇષ્ટફલસિદ્ધિનું કારણ નથી. અર્થાત્ તજ્જ્ઞ–નિષ્ણાત જાણકાર પુરુષની આજ્ઞા–સૂચના અનુસાર ઉચિત ભૂમિમાં ખોદવારૂપ ઔચિત્ય–ઉચિતપણું જ્યાં જળવાતું નથી, અને સ્વચ્છંદે ફાવે તેમ જ્યાં ત્યાં જેમ તેમ ભૂમિ ખોદવામાં આવે છે, તે કૂપ-ખનન જેમ જલપ્રાપ્તિરૂપ ઇષ્ટ ફલની સિદ્ધિ કરનારૂં થતું નથી; તેમ જ્ઞાની સત્પુરુષની આજ્ઞાનુસાર અસદ્આરંભથી નિવૃત્તિરૂપ ઔચિત્ય જ્યાં જળવાતું નથી અને સ્વછંદે ફાવે તેમ જ્યાં ત્યાં જેમ તેમ ક્રિયાજડપણે પૂજાદિ કરવામાં આવે છે, તે દ્રવ્યસ્તવ પણ ભાવ–જલરૂપ ઇષ્ટ ફલની સિદ્ધિ સમર્પનારૂં થતું નથી;

**આવું ન હોય તે ફલસિદ્ધિનું કારણ નથી**

'किन्तु आज्ञाऽमृतयुक्तमेव'—'કિંતુ **આજ્ઞાઅમૃતયુક્ત જ**' સિદ્ધિ અર્થે થાય છે. અર્થાત્ તૃષા વગેરે મોટી આફત આવી પડે ને કૂવો ખોદવા શિવાય બીજી કોઈ રીતે પાણી મળે એમ ન હોય, ત્યારે અમુક જગ્યાએ ભૂમિ ખોદવાથી (Tapping) મીઠું સ્વચ્છ જલ નીકળશે એમ ખાત શાસ્ત્રના (Geology) તજ્જ્ઞની આજ્ઞા–સૂચનાનુસાર તે સ્થળે ખોદવામાં આવે, તો આમ **આજ્ઞાઅમૃત**ના યોગે જલપ્રાપ્તિરૂપ ઇષ્ટ ફલની સિદ્ધિ અવશ્ય થાય છે. તેમ ભવતૃષ્ણારૂપ આ મોટી આફત આવી પડી છે ને ભક્તિરૂપ કૂવો ખોદવા શિવાય બીજી કોઈ રીતે ભવતૃષા છીપાવનારૂં ભાવજલ મળે એમ નથી; એટલે અસદ્આરંભથી નિવૃત્તિ કરી, આ આ પ્રકારે જિનપૂજાદિ દ્રવ્યસ્તવરૂપ ઉચિત પ્રવૃત્તિ કરશો તો ભાવ–જલ નીકળશે, એમ જ્ઞાની સત્પુરુષની આજ્ઞાનુસાર જો તથારૂપ ભક્તિપ્રવૃત્તિ કરવામાં આવે, તો આમ આજ્ઞાઅમૃતના યોગે ભાવજલરૂપ ઇષ્ટફલની સિદ્ધિ અવશ્ય થાય છે.

**પણ આજ્ઞા-અમૃતયુક્ત જ સિદ્ધિનું કારણ છે**

અને આમ તે ઇષ્ટ ફલની સિદ્ધિ અર્થે થાય છે તે '**સ્થાને વિધિ પ્રવૃત્તિ થકી**' થાય છે, 'स्थाने विधिप्रवृत्तेः'. અર્થાત્ યથાયોગ્ય સ્થાને સુવિહિત તજ્જ્ઞે દર્શાવેલી વિધિ પ્રમાણે આજ્ઞાઅમૃતના યોગે કૂવો ખોદવાની પ્રવૃત્તિ કરતાં તૃષાદિ હરનારૂં અમૃત જેવું મીઠું જલ નીકળે છે; તેમ શ્રાવકની ભૂમિકારૂપ યથાયોગ્ય સ્થાને સુવિહિત જ્ઞાની-પુરુષોએ વિહિત કરેલી વિધિ પ્રમાણે દ્રવ્યસ્તવરૂપ ઉચિત પ્રવૃત્તિ કરતાં, જ્ઞાની ભગવાન્‌ની આજ્ઞારૂપ અમૃતના યોગે ભવતૃષ્ણા હરનારૂં ભાવઅમૃતરૂપ મિષ્ટ જલ પ્રવહે છે. 'એમ આ સમ્યક્ આલોચનીય છે.–એવા પ્રકારે કૂપદૃષ્ટાંત પરથી ફલિત થતો ભાવ સમ્યક્પણે વિચારવા યોગ્ય છે.

અને 'તેથી એમ આ બન્નેના સાધુ અને શ્રાવક વિષય છે' એમ આ ઉપરથી સિદ્ધ થયું. પ્રસંગથી બસ થયું!



સન્માનપ્રત્યયે, બોધિલાભપ્રત્યયે, અને નિરુપસર્ગ પ્રત્યયે એ પદોનો પરમાર્થ પ્રકાશે છે—

[૧૫] તથા 'सम्माणवत्तियाए'त्ति—सन्मानप्रत्ययं-सन्माननिमित्तं, स्तुत्यादिगुणोन्नतिकरणं सन्मानः, तथा मानसः प्रीतिविशेष इत्यन्ये ।

अथ वन्दनपूजनसत्कारसन्मानाः किंनिमित्तमित्यत आह—'बोहिलाभवत्तियाए'—बोधिलाभप्रत्ययं—बोधिलाभनिमित्तं । जिनप्रणीतधर्म्मप्राप्तिर्बोधिलाभोऽभिधीयते ।

अथ बोधिलाभ एव किं निमित्तमित्यत आह-'निरुवसग्गवत्तियाए'-निरुपसर्ग-प्रत्ययं, निरुपसर्गनिमित्तं । निरुपसर्गो-मोक्षः जन्माद्युपसर्गाभावेन ॥[૨૪૪]

[૧૫] અર્થ:-તથા—सम्माणवत्तियाए—सन्मानप्रत्ययं—સન્માન પ્રત્યયે, સન્માનનિમિત્તે. સ્તુતિઆદિ વડે ગુણનું ઉન્નતિકરણ તે સન્માન; તથાપ્રકારનો માનસ પ્રીતિવિશેષ એમ અન્યો કહે છે.

હવે વન્દન-પૂજન-સત્કાર-સન્માન શું નિમિત્તે છે? એટલા માટે કહ્યું बोहिलाभ-वत्तियाए—बोधिलाभप्रत्ययं—બોધિલાભપ્રત્યયે, બોધિલાભ નિમિત્તે. જિનપ્રણીત ધર્મની પ્રાપ્તિ તે બોધિલાભ કહેવાય છે.

હવે બોધિલાભ જ શું નિમિત્તે? તે માટે કહ્યું—निरुवसग्गवत्तियाए—निरुपसर्ग-प्रत्ययं—નિરુપસર્ગ પ્રત્યયે, નિરુપસર્ગ નિમિત્તે. નિરુપસર્ગ તે મોક્ષ,—જન્માદિ ઉપસર્ગના અભાવથી.[૨૪૪]

## વિવેચન

"ત્રિકરણયોગ પ્રશંસના, ગુણસ્તવના રંગ;
વંદન પૂજન ભાવના, નિજ પાવના અંગ....
ચંદ્રબાહુ જિન સેવનાં ભવનાશિની એહ."—શ્રી દેવચંદ્રજી.

તેમજ–'सम्माणवत्तियाए'–सन्मानप्रत्ययं'—**સન્માનપ્રત્યયે**, સન્માનનિમિત્તે આ કાયોત્સર્ગ કરૂં છું એમ સંબંધ છે–અર્થાત્ આ જે કાયોત્સર્ગ કરૂં છું તેથી તે સન્માનનું ફલ પણ મને પ્રાપ્ત હો! એમ ભાવ છે. 'સ્તુતિ આદિથી ગુણનું ઉન્નતિકરણ તે સન્માન; તથાપ્રકારનો માનસ પ્રીતિવિશેષ એમ અન્યો કહે છે.' જેવા છે તેવા યથાભૂત ગુણના સંકીર્ત્તનરૂપ સ્તુતિ આદિ વડે કરીને ભગવંતના ગુણનું ગુણગૌરવ બહુમાન કરવું; મહિમા વધારવો, પ્રભાવના કરવી, આદરાતિશય દાખવવો તે સન્માન; અથવા બીજાઓના અભિપ્રાયે સન્માન એટલે તેવા પ્રકારનો માનસ પ્રીતિવિશેષ, ચિત્તપ્રસન્નતારૂપ પ્રફુલ્લ ભાવ, પ્રભુપ્રત્યે ગુણપ્રમોદજન્ય અન્તઃકરણનો પ્રેમ. પ્રભુપ્રત્યેનો આ ગુણપ્રેમ વેધક રસ જેવો છે,—જેથી કરીને રસવેધિત લોઢું સુવર્ણ બને છે, તેમ પ્રભુના ગુણપ્રેમરસથી વેધાયેલો આત્મા પ્રભુ બને છે. આવા અપૂર્વ ગુણપ્રેમરસથી જેનો આત્મા હાડોહાડ રંગાયેલો હતો એવા ભાવિતાત્મા ભક્ત કવિ મહાત્મા દેવચંદ્રજી અપૂર્વ આત્મનિશ્ચયથી ગર્જ્યા છે કે—

સન્માન પ્રત્યયે

"જિન ભક્તિરત ચિત્તને રે....મન. વેધક રસ ગુણપ્રેમ રે....ભવિ.
સેવક જિન પદ પામશે રે....મન રસવેધિત અય જેમ રે....ભવિ."

આ 'વન્દન-પૂજન-સત્કાર-સન્માન શું નિમિત્તે છે? એટલા માટે કહ્યું-बोहिलाभवत्तियाए-बोधिलाभप्रत्ययं '**બોધિલાભ પ્રત્યયે**' બોધિલાભ નિમિત્તે. અર્થાત્ સર્વ દ્રવ્યનું આલંબન પણ ભાવધર્મની શ્રેણીએ ચઢવા માટે છે, એટલે આ વન્દનાદિ દ્રવ્યસ્તવનું પ્રયોજન પણ આત્મભાવરૂપ બોધિલાભની પ્રાપ્તિ થાય એ જ છે. 'જિનપ્રણીત ધર્મની પ્રાપ્તિ તે બોધિલાભ કહેવાય છે.' શુદ્ધ આત્મારૂપ જિન ભગવાન જેવા પ્રણેતા-પ્રકૃષ્ટ નેતાએ જે સ્વયં આચરણ કરી પ્રણીત-પ્રકૃષ્ટપણે નીત (Led) કર્યો છે, એવા જ્ઞાન-દર્શનમય શુદ્ધ આત્મસ્વભાવરૂપ ધર્મમાં વર્ત્તવારૂપ ચારિત્રધર્મની અર્થાત્ રત્નત્રયીરૂપ ધર્મની પ્રાપ્તિ થવી તે બોધિલાભ છે; અને આ બોધિલાભરૂપ ધર્મનું બીજરૂપ-મૂળભૂત સમ્યગ્દર્શન છે, એટલે તે બોધિબીજરૂપ સમ્યગ્દર્શન પણ 'બોધિ' કહેવાય છે, તેથી સમ્યગ્દર્શનની પ્રાપ્તિ એ પણ બોધિલાભ છે.

વન્દનાદિ બોધિલાભ પ્રત્યયે: બોધિલાભ નિરુપસર્ગપ્રત્યયે

હવે આ બોધિલાભ જ શું નિમિત્તે? તે માટે કહ્યું-'निरुवसग्गवत्तियाए'-निरुपसर्गप्रत्ययं '**નિરુપસર્ગ પ્રત્યયે**' નિરુપસર્ગ નિમિત્તે. નિરુપસર્ગ તે મોક્ષ.—જન્માદિ ઉપસર્ગના અભાવે.' અર્થાત્ આ બોધિલાભનું પ્રયોજન પણ નિરુપસર્ગ એવો મોક્ષ જ છે. જન્મ-જરા-મરણાદિ ઉપસર્ગનો-બાધાઓનો-હેરાનગતીઓનો મોક્ષમાં અભાવ હોવાથી મોક્ષને જ 'નિરુપસર્ગ' નામ આપવામાં આવ્યું છે. જિનપ્રણીત રત્નત્રયી ધર્મરૂપ બોધિલાભની પ્રાપ્તિનું ફલ નિરુપસર્ગ મોક્ષ છે, એટલે પ્રસ્તુત બોધિલાભ પણ મોક્ષને અર્થે જ છે. આમ છેવટ મોક્ષને અર્થે જ આ વન્દનાદિ અનુષ્ઠાન મુમુક્ષુ આત્માર્થી કરે છે એમ ભાવ છે.



સાધુ અને શ્રાવકને બોધિલાભ છે જ, ને તન્નિમિત્ત નિરુપસર્ગ પણ ઇચ્છવાની જરૂર નથી, તો પછી તે પ્રત્યયે કેમ કહ્યું? એ આશંકાનું સમાધાન કરે છે—

[१६]आह—साधुश्रावकयोर्बोधिलाभोऽस्त्येव, कथं तत्प्रत्ययं, सिद्धस्यासाध्यत्वात्। एवं तन्निमित्तो निरुपसर्गोऽपि तथाऽनभिलषणीय एवेति किमर्थमनयोरुपन्यास इति?।

उच्यते—क्लिष्टकर्म्मोदयवशेन बोधिलाभस्य प्रतिपातसम्भवाज्जन्मान्तरेऽपि तदर्थित्वसिद्धेः निरुपसर्गस्यापि तदायत्तत्वात्, सम्भवत्येवं भावातिशयेन रक्षणमित्येतदर्थमनयोरुपन्यासः। न चाप्राप्तप्राप्तावेवेह प्रार्थना, प्राप्तभ्रष्टस्यापि प्रयत्नप्राप्यत्वात्। क्षायिकसम्यग्दृष्ट्यपेक्षयाऽप्यक्षेपफलसाधकबोधिलाभापेक्षयैवमुपन्यासः॥ २४८

[१६]અર્થ:—સાધુ અને શ્રાવકને બોધિલાભ છે જ, તત્પ્રત્યયે કેમ?-સિદ્ધનું અસાધ્યપણું છે માટે. એમ તન્નિમિત્તવાળો નિરુપસર્ગ પણ તથાપ્રકારે અનભિલષણીય જ છે. એટલા માટે શું અર્થે આ બન્નેનો ઉપન્યાસ છે?

(સમાધાન) કહેવામાં આવે છે—ક્લિષ્ટ કર્મના ઉદય વશે બોધિલાભના પ્રતિપાત-સંભવથી જન્માન્તરે પણ તેના અર્થિત્વની સિદ્ધિ છે માટે; નિરુપસર્ગનું પણ તદાયત્તપણું છે માટે, એમ ભાવાતિશયથી રક્ષણ સંભવે છે, એટલા માટે એ અર્થે આ બન્નેનો ઉપન્યાસ છે. અને અપ્રાપ્તની પ્રાપ્તિમાં જ અહીં પ્રાર્થના નથી, પ્રાપ્તથી ભ્રષ્ટનું પણ પ્રયત્નથી પ્રાપ્યપણું છે માટે. ક્ષાયિક સમ્યગ્દૃષ્ટિની અપેક્ષાએ પણ અક્ષેપફલસાધક બોધિલાભની અપેક્ષાએ એમ ઉપન્યાસ છે.[૨૮૫]

## વિવેચન

"વાચક હો પ્રભુ! વાચક યશ તુમ દાસ, વિનવે હો પ્રભુ! વિનવે અભિનંદન! સુણોજી;
કઈયે હો પ્રભુ કઈયે મ દેશો છેહ, દેજો હો પ્રભુ દેજો સુખ દરિશણ તણોજી."
—શ્રી યશોવિજયજી

અત્રે શંકા થવી સંભવે છે કે—જે સાચો સાધુગુણસંપન્ન ભાવસાધુ છે તેને, અને જે સાચો શ્રાવકગુણસંપન્ન ભાવશ્રાવક છે તેને તો આ બોધિલાભ છે જ, તો પછી તે 'બોધિલાભ પ્રત્યયે' એમ કેમ કહ્યું? કારણ કે જે સિદ્ધ થઈ ચૂકયું છે તેનું સાધવાપણું રહ્યું નથી, અને તે બોધિલાભ જેનું નિમિત્ત-કારણ છે, એવો નિરુપસર્ગ મોક્ષ પણ તેનું કાર્ય હોઈ તે બોધિલાભના ફળરૂપે અવશ્ય મળશે જ, એટલે તેવા પ્રકારે તેની પણ અભિલાષા-ઇચ્છા કરવાની રહેતી નથી. તો પછી બોધિલાભપ્રત્યયે અને નિરુપસર્ગપ્રત્યયે એ બે પદ શા માટે મૂકવામાં આવ્યા છે?

**બોધિલાભપ્રત્યયે એમ કેમ કહ્યું?**

તેનું **સમાધાન** એમ છે કે—क्लिष्टकर्मोदयवशेन 'ક્લિષ્ટ કર્મના ઉદય વશે'—ક્લિષ્ટ કર્મનો ઉદય થતાં તેના વશે કરીને પ્રાપ્ત થયેલ બોધિલાભના પ્રતિપાતનો—પડી જવાનો સંભવ છે. 'बोधिलाभस्य प्रतिपातसंभवात्' એટલે આ જન્મમાં તો શું, પણ બીજા જન્મમાં પણ તે બોધિલાભ પ્રતિપાત ન પામે—પડી ન જાય તેના અર્થિપણાની સિદ્ધિ છે જ, 'जन्मान्तरेऽपि तदर्थित्वसिद्धेः'; અર્થાત્ તેવા પ્રકારે પ્રાર્થના કરવી ઘટે જ છે. અને નિરુપસર્ગ જ મોક્ષ છે, તે પણ તે બોધિલાભને આધીન છે, એટલે તેનું પણ તેવા પ્રકારે 'એમ ભાવાતિશયથી રક્ષણ સંભવે છે.' એટલા માટે બોધિલાભપ્રત્યયે ને નિરુપસર્ગપ્રત્યયે એ બન્ને પદ મૂકવામાં આવ્યા છે.

અને 'અપ્રાપ્તની પ્રાપ્તિમાં જ અહીં પ્રાર્થના નથી, પ્રાપ્તથી ભ્રષ્ટનું પણ પ્રયત્નથી પ્રાપ્યપણું છે માટે.' અર્થાત્ જે પ્રાપ્ત નથી થયું તેની પ્રાપ્તિ માટે જ પ્રાર્થના નથી કરાતી, પણ પ્રાપ્ત થઈ જે ભ્રષ્ટ થયું છે, પ્રતિપતિત-પડી ગયું છે, તે પણ પુનઃ મહા મહેનતે પ્રાપ્ત થવા યોગ્ય છે, એટલે પ્રાપ્ત થયા પછી પ્રતિપાત ન થાય એ અર્થે પણ પ્રાર્થના કરવા યોગ્ય છે. સમુદ્રમાં નષ્ટ થયેલું રત્ન જેમ ફરી પ્રાપ્ત થવું દુર્લભ છે, તેમ પ્રાપ્ત થઈને ભ્રષ્ટ થયેલું બોધિરત્ન પણ પુનઃ પ્રાપ્ત કરવું દુર્લભ છે, એમ જાણી મુમુક્ષુજનો પ્રાર્થે છે કે—

**પ્રાપ્ત થયા પછી પ્રતિપાત ન થાય એ અર્થે પ્રાર્થના ઇષ્ટ**

'ચિન્તામણિરત્ન અને કલ્પવૃક્ષ કરતાં પણ અધિક મહિમાવાળો આ બોધિ-રત્ન-દીપક મ્હારા હૃદયને વિષે ભવપર્યંત અખંડ પ્રકાશિત રહો !'

**શ્રી પ્રજ્ઞાવબોધ મોક્ષમાળા,** પાઠ. ૧૨.

ત્યારે ક્ષાયિક સમ્યગ્દૃષ્ટિને એમ બોધિલાભ પ્રાર્થનાની શી જરૂર ? એવો પ્રશ્ન થશે. તેનો ઉત્તર એ છે કે 'ક્ષાયિક સમ્યગ્દૃષ્ટિ અપેક્ષાએ પણ અક્ષેપફલસાધક બોધિલાભની અપેક્ષાએ એમ ઉપન્યાસ છે; અક્ષેપે-કાલક્ષેપ વિના-વિના વિલંબે સત્વર મોક્ષફલને સાધે એવા બોધિલાભની અપેક્ષાએ એમ એ બન્ને પદ મૂકવામાં આવ્યા છે.



શ્રદ્ધાદિરહિતને આ કરવામાં આવતો કાયોત્સર્ગ ઇષ્ટ અર્થ સાધનાર્થ સમર્થ થતો નથી, એટલા માટે શ્રદ્ધાથી મેધાથી ઇ૦ સૂત્ર મૂકવાનું પ્રયોજન દર્શાવી, 'શ્રદ્ધાથી' એ પદનો અદ્ભુત પરમાર્થ પ્રદર્શિત કરે છે—

[१७] अयं च कायोत्सर्गः क्रियमाणोऽपि श्रद्धादिविकलस्य नाभिलषितार्थप्रसाधनायालमित्यत आह—

'सद्धाए मेहाए धीइए धारणाए अणुप्पेहाए वड्ढमाणीए ठामि काउस्सग्गंति।'

श्रद्धया—हेतुभूतया न बलाभियोगादिना। श्रद्धा—निजोऽभिलाषः, मिथ्यात्वमोहनीयकर्म्मक्षयोपशमादिजन्यश्चेतसः प्रसाद इत्यर्थः। अयं च जीवादितत्त्वार्थानुसारी समारोपविघातकृत् कर्म्मफलसम्बन्धास्तित्वादिसम्प्रत्ययाकारश्चित्तकालुष्यापनायी धर्म्मः।

यथोदकप्रसादको मणिः सरसि प्रक्षिप्तः पङ्कादिकालुष्यमपनीयाच्छतामापादयति, एवं श्रद्धामणिरपि चित्तसरस्युपपन्नः सर्वं चित्तकालुष्यमपनीय भगवदर्हत्प्रणीतमार्गं सम्यग्भावयतीति ॥[२४६]

---

पञ्जिका:—श्रद्धा—समारोप ઇત્યાદિ.

समारोपविघातकृत्—समारोपः—સમારોપ એટલે અસત્ એવા સ્વભાવાન્તરનું મિથ્યાત્વમોહના ઉદયને લીધે તથ્ય વસ્તુમાં અધ્યારોપણ,—જેમ કાચકામલાદિના ઉપઘાતથી દ્વિચન્દ્ર આદિ વિજ્ઞાનોમાં, तद्विघातकृत्—તેનો વિઘાતકર, તેનો વિનાશકારી.

कर्मफलसम्बन्धास्तित्वादिसंप्रत्ययाकारः। कर्म्म—કર્મ, શુભાશુભલક્ષણ, फलं च—અને ફલ, તેનું કાર્ય,—તથાવિધ જ, तयोः—તે બેનો, सम्बन्धः—સંબંધ,—આનન્તર્યથી કાર્યકારણભાવ લક્ષણ, વાસ્તવ સંયોગ,—નહિં કે સુગતસુતથી પરિકલ્પિત સંતાનવ્યવહાર આશ્રય જેવો ઉપચરિત,—જેમ તેઓએ કહ્યું છે—

"यस्मिन्नेव हि सन्ताने, आहिता कर्मवासना।
फलं तत्रैव सन्धत्ते, कार्प्पासे रक्तता यथा ॥"

[17]અર્થ:—અને આ કાયોત્સર્ગ કરવામાં આવતાં છતાં પણ શ્રદ્ધાદિવિકલને અભિલષિત અર્થના પ્રસાધનાર્થે સમર્થ નથી, એટલા માટે કહ્યું—

'सद्धाए मेहाए धीइए धारणाए अणुप्पेहाए वड्ढमाणीए ठामि काउस्सग्गं।'

શ્રદ્ધાથી, મેધાથી, ધૃતિથી, ધારણાથી, વર્ધમાન એવી અનુપ્રેક્ષાથી હું કાયોત્સર્ગે સ્થિત છું.

श्रद्धया—હેતુભૂત એવી શ્રદ્ધાથી, નહિં કે બલાભિયોગ આદિથી. શ્રદ્ધા-નિજ અભિલાષ; મિથ્યાત્વમોહનીય કર્મના ક્ષયોપશમઆદિજન્ય એવો ચિત્તનો પ્રસાદ એમ અર્થ છે. અને આ જીવાદિ તત્ત્વાર્થઅનુસારી, સમારોપવિઘાતકર, કર્મ-ફલ સંબંધના અસ્તિત્વાદિના સંપ્રત્યયરૂપ, એવો ચિત્તકાલુષ્ય દૂર કરનારો ધર્મ છે.

જેમ ઉદકપ્રસાદક મણિ સરમાં પ્રક્ષિપ્ત થતાં પંકાદિ કાલુષ્ય દૂર કરી અચ્છતા આપાદન કરે છે; એમ શ્રદ્ધા-મણિ પણ ચિત્ત-સરમાં ઉપપન્ન થતાં, સર્વ ચિત્તકાલુષ્ય દૂર કરી, ભગવદ્અર્હત્પ્રણીત માર્ગને સમ્યક્ ભાવે છે.[246]

## વિવેચન

"પ્રભુ મુદ્રાને યોગ પ્રભુતા લખે હો લાલ
દ્રવ્ય તણે સાધર્મ્ય સ્વસંપત્તિ ઓળખે હો લાલ;

ઓળખતાં બહુમાન સહિત રુચિ વધે હો લાલ,
રુચિ અનુયાયિ વીર્ય ચરણધારા સધે હો લાલ.....દીઠો સુવિધિ."—શ્રી દેવચંદ્રજી

આ કાયોત્સર્ગ છે તે શ્રદ્ધાદિવિકલને—શ્રદ્ધાદિ રહિતને 'અભિલષિત અર્થના પ્રસાધનાર્થે સમર્થ નથી,' ઇષ્ટ અર્થ—પ્રયોજન સાધવા સમર્થ થતો નથી, એટલા માટે 'શ્રદ્ધાથી, મેધાથી' ઇ. સૂત્ર કહ્યું છે. 'श्रद्धादिविकलस्य नाभिलषितार्थप्रसाधनायालं' ઇ.

---

અર્થાત્—જે જ સંતાનમાં કર્મવાસના આહિત છે, તેમાં જ ફલ સંધાન પામે છે,—જેમ કપાસમાં રક્તતા.

तस्य—તેનું, अस्तित्वं—સદ્ભાવ, आदि—આદિ શબ્દથી—

"आत्मास्ति स परिणामी बद्धः सत्कर्मणा विचित्रेण।
मुक्तश्च तद्वियोगाद्धिंसाऽहिंसादि तद्धेतु ॥" इत्यादि.

(અર્થાત્) આત્મા છે, તે પરિણામી છે, તે વિચિત્ર એવા સત્કર્મથી બંધાયેલો છે, અને તેના વિયોગથી મુક્ત છે, હિંસા-અહિંસાદિ તેના (બંધ-મોક્ષના) હેતુ છે. ઇત્યાદિ ચિત્ર પ્રાવચનિક વસ્તુનું ગ્રહણ છે.

तस्य—તેનો, संप्रत्ययः—સમ્યક્શ્રદ્ધાનયુત પ્રતીતિ, स आकारः स्वभावो यस्य स तथा—તે આકાર-સ્વભાવ છે જેનો તે તથા.

આ હું કાયોત્સર્ગે સ્થિત છું તે 'श्रद्धया न बलाभियोगादिना' '**શ્રદ્ધાથી**' —**હેતુભૂત** એવી શ્રદ્ધાથી, નહિં કે બલાભિયોગ આદિથી. અર્થાત્ મ્હારી શ્રદ્ધાથી જ મુક્ત સ્વતંત્ર ઇચ્છાથી જ (Free will), મ્હારી રાજીખુશીથી જ આ કાયોત્સર્ગ હું કરી રહ્યો છું; નહિં કે આ કાયોત્સર્ગ ત્હારે કરવો પડશે એમ બલાભિયોગ આદિથી, બીજાની જબરજસ્તીથી કે દબાણ વગેરેથી પરાણે. એટલા માટે જ કહ્યું–'श्रद्धा निजोऽभिलाषो'. '**શ્રદ્ધા એટલે નિજ અભિલાષ,**' પોતાની ઇચ્છા. અર્થાત્ આ તો મ્હારા પોતાના આત્મકલ્યાણની જ વાત છે એમ સમજીને શ્રદ્ધાથી–ઇચ્છાયોગથી ઉલ્લાસથી જ આ હું કરૂં છું.

**શ્રદ્ધાથી કાયોત્સર્ગે સ્થિત છું, નહિ કે બલાભિયોગ આદિથી**

અને આવી નિજ અભિલાષરૂપ જે શ્રદ્ધા છે તે, 'મિથ્યાત્વમોહનીય કર્મના ક્ષયોપશમાદિજન્ય એવો ચિત્તનો પ્રસાદ છે એમ અર્થ છે, 'चेतसः प्रसादः' અને આ (ચિત્ત પ્રસાદ) ચિત્તકાલુષ્ય દૂર કરનારો ધર્મ છે.'–'अयं च चित्तकालुष्यापनायी धर्मः' આ–મિથ્યાત્વ મોહનીય કર્મના ક્ષયોપશમ–ક્ષય–ઉપશમથી ઉપજતો જે **ચિત્તપ્રસાદ** છે, તે ચિત્તની કલુષતાને–મલિનતાને દૂર કરનારો ધર્મ છે. અને તે ધર્મ કેવો છે? 'જીવાદિ તત્ત્વાર્થને અનુસારી,' જીવ, અજીવ, આસ્રવ, સંવર, નિર્જરા, બંધ, મોક્ષ એ તત્ત્વઅર્થને–પરમાર્થસત્ સદ્ભૂત અર્થને અનુસરનારો છે. અને એટલે જ તે 'સમારોપનો વિઘાતકર' છે, દેહમાં આત્મબુદ્ધિનો આરોપ કરવો ઇત્યાદિ પ્રકારે જે એક વસ્તુનો બીજી વસ્તુમાં આરોપ કરવારૂપ અસદ્ભૂત સમારોપ છે, તેનો વિઘાતકર–વિનાશ કરનાર છે. અને એટલે જ તે 'કર્મ–ફલ સંબંધના અસ્તિત્વાદિના સંપ્રત્યયરૂપ છે;' શુભાશુભ કર્મરૂપ કારણ અને તેનું શુભાશુભ ભાવરૂપ કાર્ય–ફલ, એ બન્નેનો વાસ્તવિક–પરમાર્થસત્ જે સંબંધ તેના અસ્તિત્વ આદિના સમ્યક્પ્રત્યયરૂપ—પ્રતીતિરૂપ તે છે. આવો આ ચિત્તપ્રસાદરૂપ ધર્મ ચિત્તનું કાલુષ્ય–મલિનપણું દૂર કરે છે.

**શ્રદ્ધા તે ચિત્તપ્રસાદ ચિત્તકાલુષ્યહર ધર્મ**

અત્રે જલનો મલ જે હેઠે બેસાડી દે છે એવા **ઉદકપ્રસાદક મણિનું દૃષ્ટાંત** ઘટે છે: 'જેમ ઉદક પ્રસાદક મણિ' ઇ. અર્થાત્ જલપ્રસાદક મણિ સરમાં નાંખવામાં આવતાં, કાદવ વગેરે કાલુષ્યને–ડહોળાપણાને દૂર કરી પાણીને સ્વચ્છ ચોકખું નિર્મલ કરે છે; તેમ આ શ્રદ્ધારૂપ ચિત્તપ્રસાદક મણિ ચિત્તરૂપ સરમાં ઉત્પન્ન થતાં ચિત્તનું બધુંય કલુષપણું–મલિનપણું દૂર કરી, 'ભગવત્ અર્હત્પ્રણીત માર્ગને સમ્યક્પણે ભાવે છે.'



એમ મેધાથી કાયોત્સર્ગ સ્થિત છું—નહિં કે જડત્વથી સ્થિત છું એ સ્પષ્ટ કરી, 'મેધાથી' એ પદનું ઉત્તમ તત્ત્વરહસ્ય વ્યક્ત કરે છે—

[१८]एवं मेधया—न जडत्वेन। मेधा ग्रन्थग्रहणपटुः परिणामः, ज्ञानावरणीयकर्म्मक्षयोपशमजः चित्तधर्म्म इति भावः। अयमपीह सद्ग्रन्थप्रवृत्तिसारः पापश्रुतावज्ञाकारी गुरुविनयादिविधिवल्लभ्यो महांस्तदुपादेयपरिणामः, आतुरौषधाप्त्युपादेयतानिदर्शनेन।

यथा प्रेक्षावदातुरस्य तथा तथोत्तमौषधाप्तौ विशिष्टफलभव्यतयेतरापोहेन तत्र महानुपादेयभावो ग्रहणादरश्च, एवं मेधाविनो मेधासामर्थ्यात्सद्ग्रन्थ एवोपादेयभावो ग्रहणादरश्च, नान्यत्र, अस्यैव भावौषधत्वादिति ॥ [२४७]

[૧૮]અર્થ:—એમ મેધયા—મેધાથી, નહિં કે જડત્વથી. મેધા તે ગ્રંથગ્રહણપટુ પરિણામ છે; જ્ઞાનાવરણીય કર્મના ક્ષયોપશમજન્ય ચિત્તધર્મ એમ ભાવ છે. આ પણ અહીં સદ્ગ્રન્થ—પ્રવૃત્તિથી સાર, પાપશ્રુતનો અવજ્ઞાકારી, ગુરુવિનયાદિ વિધિવંતથી લભ્ય ( પ્રાપ્ત થવા યોગ્ય ), એવો મહાન્ તદ્ઉપાદેય પરિણામ છે,—આતુરના ( રોગાર્ત્તના ) ઔષધપ્રાપ્તિમાં ઉપાદેયતાના નિદર્શનથી.

જેમ પ્રેક્ષાવંત આતુરને ( રોગાતુરને ) તથા તથા પ્રકારે ઉત્તમ ઔષધની પ્રાપ્તિ થયે, વિશિષ્ટ ફલભવ્યતાએ કરીને ઇતરના અપોહથી ( ત્યાગથી ) તેમાં મહાન્ ઉપાદેયભાવ અને ગ્રહણઆદર હોય છે; એમ મેધાવીને મેધાના સામર્થ્ય થકી સદ્ગ્રન્થમાં જ ઉપાદેય ભાવ અને ગ્રહણાદર હોય છે, અન્યત્ર નહિં—આનું જ ભાવઔષધપણું છે માટે.[૨૪૭]

## વિવેચન

"ભાવરોગના વૈદ્ય જિનેશ્વરૂ, ભાવૌષધ તુજ ભક્તિ....જિણંદજી !
દેવચંદ્રને શ્રી અરિહંતનો, છે આધાર એ વ્યક્તિ....જિણંદજી !....સમુખ"
—શ્રી દેવચંદ્રજી

અને એમ 'મેધાથી,' એમ હું કાયોત્સર્ગે સ્થિત છું તે 'मेधया न जडत्वेन' 'મેધાથી, નહિં કે જડત્વથી;' અર્થાત્ સમજણપૂર્વકની વિશિષ્ટ બુદ્ધિથી આ કાયોત્સર્ગ હું કરી રહ્યો છું, નહિં કે સમજણ વગરના સંમૂર્છિમ જેવા જડપણાથી. આ 'મેધા તે ગ્રન્થગ્રહણપટુ પરિણામ છે;' 'मेधा ग्रन्थग्रहणपटुपरिणामः'। ગ્રન્થના—કલામય સંકલનાથી ગૂંથેલા ગ્રંથના ગ્રહણમાં પટુ—નિપુણ—કુશલ એવો પરિણામ—આત્મભાવ છે. અર્થાત્ 'તે જ્ઞાનાવરણીય કર્મના ક્ષયોપશમજન્ય ચિત્તધર્મ છે એમ ભાવ છે' અને આ મેધારૂપ ચિત્તધર્મ કેવો છે? તો કે—'આ પણ મહાન્ એવો તદ્ઉપાદેય પરિણામ છે'—'महांस्तदुपादेयपरिणामः', તે ગ્રંથ સંબંધી આ ગ્રહણ કરવા યોગ્ય છે એવો ઉપાદેય ભાવ છે, અને આ ઉપાદેય ભાવ ઉપજવો એ કાંઈ નાની સૂની વાત નથી, પણ ઘણી મોટી વાત છે, એટલા માટે અત્રે 'મહાન્' શબ્દનો પ્રયોગ કર્યો છે.

મેધા એટલે ગ્રંથગ્રહણપટુ પરિણામ

આ મહાન્ ગ્રંથઉપાદેય પરિણામ કેવો છે? 'सद्ग्रन्थप्रवृत्तिसार.' ઇ૦ **સદ્ગ્રન્થપ્રવૃત્તિથી સાર.** અર્થાત્ આ અપૂર્વ તત્ત્વકલામય ગૂંથણીવાળો સદ્ગ્રંથ ઉપાદેય છે, ગ્રહણ કરવા યોગ્ય છે એવો ભાવ જ્યારે ઉપજે છે, ત્યારે તે ખાલી નિઃસાર હોતો નથી, પણ તે સદ્ગ્રંથની ગ્રહણરૂપ પ્રવૃત્તિથી સાર—ભરેલો—સફલ હોય જ છે; અને તેવા પ્રકારે સદ્ગ્રંથમાં પ્રવૃત્તિ કરવી એ જ તે ઉપાદેય પરિણામનો સાર છે. અને ઉપાદેયભાવ

સદ્ગ્રન્થપ્રવૃત્તિથી સાર તદુપાદેય પરિણામ

છે તે હેયસાપેક્ષ છે, એટલે આ સદ્ગ્રંથ ઉપાદેય–ગ્રહણ કરવા યોગ્ય છે એવો ભાવ જ્યારે ઉપજે છે, ત્યારે તેનાથી ઇતર જે અસદ્ગ્રંથ છે તે હેય છે–ત્યજવા યોગ્ય છે એવો ભાવ પણ સાથે સાથે ઉપજી જ જાય છે. અને એટલે જ આ ઉપાદેય પરિણામ 'પાપશ્રુતનો અવજ્ઞાકારી'–'पापश्रुतावज्ञाकारी' હોય છે; અર્થાત્ હિંસા–વિષય–કષાય આદિ પાપને પોષનારા જે પાપશ્રુત–પાપશાસ્ત્ર–અસત્શાસ્ત્ર છે તે પ્રત્યે અવજ્ઞા–અનાદર કરાવનારો હોય છે; "અસત્શાસ્ત્ર* તો મનને વ્યામોહ પમાડી એકદમ મોહસાગરમાં ફેંકી દે છે; તે ક્ષણભર કાનને મીઠું લાગે છે, પણ પછી તો અવિદ્યાનું ઝેર ફેલાવી જીવને મોહમૂર્ચ્છિત કરે છે; એવા આ રાગ–દ્વેષ–મોહની વૃદ્ધિ કરનારા અસત્-શાસ્ત્રનું આત્માર્થીને શું પ્રયોજન?"–ઇત્યાદિ પ્રકારે પાપશ્રુત પ્રત્યે ઘૃણા–જુગુપ્સા ઉપજાવનારો એવો હોય છે. આવો સદ્ગ્રંથ પ્રવૃત્તિથી સાર અને પાપશ્રુતનો અવજ્ઞાકારી ઉપાદેય પરિણામ 'ગુરુ વિનયાદિ વિધિવત્ લભ્ય' છે. 'गुरुविनयादिविधिवल्लभ्यः'; અર્થાત્ આત્મજ્ઞાન–સમદર્શિતા આદિ ગુણગૌરવથી જે ખરેખરા ગુરુ છે, એવા સદ્ગુરુના વિનય–ભક્તિ–ઉપાસના આદિ વિધિ આચરનારને જ પ્રાપ્ત થવા યોગ્ય છે; સદ્ગુરુઉપાસના થકી જ આ સત્શ્રુત છે ને આ અસત્શ્રુત છે એવો ભેદ સમજવારૂપ વિવેકબુદ્ધિ ઉદ્ભવે છે, એટલે આ મેધા અર્થાત્ ગ્રંથઉપાદેયપરિણામરૂપ ચિત્તધર્મ ગુરુવિનયાદિવિધિવત્–વિધિ પ્રમાણે લભ્ય–પ્રાપ્ત થવા યોગ્ય છે.

આ ગ્રંથઉપાદેય પરિણામ 'આતુરના ઔષધપ્રાપ્તિમાં ઉપાદેયતા નિદર્શનથી' સમજાય છે; રોગથી જે આતુર–આર્ત્ત–દુઃખી છે, તે આ રોગ કેમ ટળે એ માટે આતુર-ઉત્સુક હોય છે; આવા આતુરને ઔષધની પ્રાપ્તિ થયે, તે પ્રત્યે જેવો ઉપાદેય ભાવ હોય છે, તેના નિદર્શનથી–દૃષ્ટાંતથી આ ઉક્ત ઉપાદેય પરિણામ સ્પષ્ટ સમજાવો સુગમ છે. 'જેમ પ્રેક્ષાવંત આતુરને—ગ્રહણઆદર હોય છે.' તેવા તેવા ઉત્તમ ઔષધની જ્યારે પ્રાપ્તિ થાય છે, ત્યારે આ ઔષધ જલદી રોગમુક્ત સાજા કરે એવી વિશિષ્ટ ફલયોગ્યતાવાળું છે એમ જાણી, પ્રેક્ષાવંત–વિચારવંત રોગાતુર ઇતર–બાકી બીજા બધા ઔષધ છોડી દઈને ઉત્તમ ઔષધ જ ગ્રહણ કરવા યોગ્ય છે એવો તેના પ્રત્યે મહાન્ ઉપાદેય ભાવ ધારણ કરે છે, એટલું જ નહિં પણ આતુરપણે–ઉત્સુકપણે તે ઉત્તમ ઔષધ ગ્રહણ કરવામાં આદર દાખવે છે; ઔષધ લેવા યોગ્ય છે એમ જાણ્યા માત્રથી રોગ જાય નહિં, પણ લેવા માંડે તો જાય, એમ સમજી હોંસે હોંસે તે ઔષધ

રોગાતુરને ઔષધપ્રાપ્તિમાં ઉપાદેયતાનું દૃષ્ટાંત

---

* "अधीतैर्वा श्रुतैर्ज्ञातैः कुशास्त्रैः किं प्रयोजनम्।
यैर्मनः क्षिप्यते क्षिप्रं दुरन्ते मोहसागरे॥
क्षणं कर्णामृतं सूते कार्यशून्यं सतामपि।
कुशास्त्रं तनुते पश्चादविद्यागरविक्रियाम्॥"
—શ્રી શુભચંદ્રાચાર્યજી પ્રણીત જ્ઞાનાર્ણવ

સદ્ગ્રન્થમાં જ ઉપાદેયભાવ અને ગ્રહણાદર

સેવે છે. 'એમ મેધાવીને પણ મેધાના સામર્થ્યથકી સદ્ગ્રન્થમાં જ ઉપાદેયભાવ અને ગ્રહણાદર હોય છે.' જે મેધાવી છે તેને આ મેધાના સામર્થ્ય થકી જ આ સદ્ગ્રન્થ જ ગ્રહણ કરવા યોગ્ય છે, એમ તેના પ્રત્યે ઉપાદેય ભાવ હોય છે, એટલું જ નહિં પણ તેના ગ્રહણમાં આદર હોય છે, અન્યત્ર–અસદ્ગ્રન્થમાં નહિં. કારણ કે આ 'જગત્પૂજ્ય એવું સત્શાસ્ત્ર અમૃત છોડી કુશાસ્ત્ર વિષનું પાન કરી આત્મવિડંબના કોણ કરે?' ×એમ ભાવી મેધાવી પુરુષ આ સત્શાસ્ત્રને જ 'આના જ ભાવૌષધપણાને લીધે' સેવે છે; અર્થાત્ આ સત્શાસ્ત્ર અમૃત જ આ ભવરૂપ ભાવરોગને દૂર કરનારૂં ઉત્તમ ભાવઔષધ છે એમ જાણી, ઉમંગથી, ઉછરંગથી, ઉલ્લાસથી, ઉત્સાહથી હોસે હોંસે તેનું પાન કરે છે.

સત્શાસ્ત્રપ્રશંસા

'સત્શાસ્ત્ર એ ભવરોગનો નાશ કરનારી દિવ્ય ઔષધિ અથવા અમૃત સંજીવની છે. એટલે ભવરોગનું નિવારણ ઇચ્છનારે તે પરણ શાંતરસમૂળ વીતરાગ વચનામૃતોનું નિરંતર સેવન કરવા યોગ્ય છે. કારણ કે રાગ–દ્વેષ–મોહરૂપ ત્રિદોષથી આ જીવને સત્સ્વરૂપથી નિપાતરૂપ સન્નિપાત લાગુ પડ્યો છે; વીતરાગરૂપ સદ્વૈદ્યે સત્શાસ્ત્રમાં નિરૂપણ કરેલી રત્નત્રયીરૂપ માત્રાનું જીવ જેમ જેમ સેવન કરે, તેમ તેમ તેનો આ ત્રિદોષ સન્નિપાત અવશ્ય દૂર થાય છે, અને તેને આત્મામાં સ્થિરતારૂપ સ્વાસ્થ્ય–આરોગ્યલાભ પ્રાપ્ત થતો જાય છે. પરમ શાંતસુધારસ જેનું મૂળ છે એવી આ શ્રુતઔષધિની શક્તિ અમૃત જેવી છે. અમૃત જેમ મરેલાને કે મૂર્છિતને જીવાડે છે, સજીવન કરે છે, અમર કરે છે, તેમ અમૃત સમી આ શ્રુતશક્તિ જીવને જીવાડે છે, સજીવન કરે છે, પરમાર્થમય ભાવજીવન બક્ષે છે, અને ક્ષણ ક્ષણ ભયંકર ભાવમરણમાંથી ઉગારી અમૃતત્વ આપે છે, યાવત્ મોક્ષફળ પ્રાપ્ત કરાવે છે.'—

**પ્રજ્ઞાવબોધ મોક્ષમાળા, પા૦ ૯ (સ્વરચિત)**



એમ ધૃતિથી કાયોત્સર્ગે સ્થિત છું, નહિં કે રાગાદિ આકુલતાથી એમ વ્યાખ્યા કરી, 'ધૃતિથી' એ પદનો પરમ મર્મ પ્રગટ કરે છે—

[१९]एवं च धृत्या—न रागाद्याकुलतया। धृतिर्मनःप्रणिधानं, विशिष्टा प्रीतिः। इयमप्यत्र मोहनीयकर्मक्षयोपशमादिभूता रहिता दैन्यौत्सुक्याभ्यां धीरगम्भीराशयरूपा अवन्ध्यकल्याणनिबन्धनवस्त्वाप्त्युपमया।

यथा दौर्गत्योपहतस्य चिन्तामण्याद्यवाप्तौ विज्ञाततद्गुणस्य गतमिदानीं दौर्गत्यमिति विदिततद्विघातभावं भवति धृतिः, एवं जिनधर्मचिन्तारत्नप्राप्तावपि विदिततन्माहात्म्यस्य क इदानीं संसार इति तद्दुःखचिन्तारहिता सञ्जायत एवेयमुत्तमालम्बनत्वादिति ॥२४८

× "अहो सति जगत्पूज्ये लोकद्वयविशुद्धिदे।
ज्ञानशास्त्रे सुधीः कः स्वमसच्छास्त्रैर्विडम्बयेत् ॥"

શ્રી શુભચન્દ્રાચાર્યજી કૃત જ્ઞાનાર્ણવ

[૧૯]અર્થ: અને એમ ધૃત્યા—ધૃતિથી, નહિં કે રાગાદિ આકુલતાથી. ધૃતિ તે મનઃ-પ્રણિધાન, વિશિષ્ટ પ્રીતિ; આ પણ અત્રે મોહનીય કર્મના ક્ષયોપશમાદિથી ઉપજેલી, દૈન્ય અને ઔત્સુક્યથી રહિત, ધીર-ગંભીર આશયરૂપા છે,—અવન્ધ્ય કલ્યાણનિબન્ધનરૂપ વસ્તુની પ્રાપ્તિની ઉપમાથી.

જેમ દૌર્ગત્યથી ઉપહતને ચિન્તામણિઆદિની, પ્રાપ્તિ થયે, તેનો (ચિન્તામણિનો) ગુણ જાણવામાં આવતાં તેનો (દૌર્ગત્યનો) વિઘાત ભાવ વિદિત હોઇ, 'હવે દૌર્ગત્ય ગયું' એવી ધૃતિ હોય છે; એમ જિનધર્મરૂપ ચિન્તારત્નની પ્રાપ્તિ થયે પણ, તેનું માહાત્મ્ય વિદિત છે એવાને, 'હવે સંસાર શો ?' એમ તેની દુઃખચિન્તાથી રહિત એવી આ (ધૃતિ) ઉપજે જ છે,—ઉત્તમઆલંબનપણાને લીધે.[૨૪૯]

## વિવેચન

"દુઃખદોહગ દૂરે ટળ્યા રે, સુખ સંપદશું ભેટ;
ધીંગ ધણી માથે કિયો રે, કુણ ગંજે નર ખેટ ?....વિમલ જિન."—શ્રી આનંદઘનજી

અને 'એમ ધૃતિથી—નહિં કે રાગાદિ આકુલતાથી;' 'धृत्या न रागाद्याकुलतया।' આ કાર્યોત્સર્ગ હું જે કરી રહ્યો છું તે ધૃતિથી—ધીરજથી કરી રહ્યો છું, નહિં કે રાગાદિની આકુલતાથી—વ્યગ્રતાથી. આ મ્હારા ધર્મની ક્રિયા છે એવા મમત્વજન્ય રાગભાવથી આકુલ થઈને હું આ ક્રિયા કરતો નથી, અન્ય પ્રત્યે દ્વેષ ભાવથી આકુલ થઈને આ ક્રિયા કરતો નથી, ક્રોધાદિ કષાયથી આકુલ થઈને આ ક્રિયા કરતો નથી, હવે મ્હારૂં શું થશે ?—એવા ભયથી ચિંતાથી કે વિકલ્પથી આકુલ થઈને આ ક્રિયા કરતો નથી, હાય! ભાગી જશે, લુંટાઈ જશે! માટે ઝટઝટ જેમ તેમ આ ક્રિયા પતાવી દઉં એવી ત્વરાથી આકુલ થઈને આ ક્રિયા કરતો નથી; પણ નિરાકુલતાથી, સ્વસ્થતાથી, શુદ્ધતાથી, નિર્ભયપણે, નિશ્ચિંતપણે, નિર્વિકલ્પપણે ધૃતિથી-ધીરજથી—શાંતિથી આ ક્રિયા કરૂં છું.

ધૃતિથી નહિં કે રાગાદિ આકુલતાથી કાયોત્સર્ગે સ્થિત છું

આ 'धृतिः मनःप्रणिधानं,'—'ધૃતિ તે મનઃપ્રણિધાન' છે. પ્રસ્તુત ક્રિયામાં મનનું પ્રણિધાન—પ્રકૃષ્ટ નિધાન કરવું, પ્રકૃષ્ટપણે મનને નિહિત કરવું—મૂકી દેવું, પૂરેપૂરો ચિત્ત-ન્યાસ કરવો (Whole-heartedly) તે મનઃપ્રણિધાન છે. જેમ કોઈ પ્રણિધાન—પ્રકૃષ્ટ નિધાન—ખજાનો હોય, તેની જાળવણી માટે મનઃપ્રણિધાન કરી, મનને પૂરેપૂરૂં રોકી, કેટલી બધી તકેદારી રાખે ? તેમ અચિંત્ય ચિંતામણિ સમી પ્રસ્તુત ક્રિયાને પણ પ્રણિ-ધાન—પ્રકૃષ્ટ નિધાનરૂપ જાણી તેમાં મનઃપ્રણિધાન કરવું, પૂરેપૂરૂં ચિત્તને રોકી દેવું તે ધૃતિ છે. અને આવું મનઃપ્રણિધાન પણ પ્રસ્તુત ક્રિયા પ્રત્યેના પરમ પ્રેમથી જ ઉપજે છે, એટલે આ ધૃતિ તે 'विशिष्टा प्रीतिः' 'વિશિષ્ટ પ્રીતિ' છે.

ધૃતિ તે મનઃપ્રણિધાન વિશિષ્ટ પ્રીતિ

અને આવી 'આ પણ મોહનીય કર્મના ક્ષયોપશમાદિથી ઉપજેલી' હોય છે; સત્ક્રિયા પ્રત્યેની આવી જે વિશિષ્ટ પ્રીતિરૂપ ધૃતિ છે, તે મોહનીય કર્મના ક્ષયોપશમ–ક્ષય–ઉપશમથી ઉદ્ભવ પામેલી હોય છે; અને 'દૈન્ય–ઔત્સુક્યથી રહિત' હોય છે. હાય! મરી ગયા! હવે આપણું શું થશે? એવું દૈન્ય–દીનપણું–લાચારપણું એમાં હોતું નથી; તેમજ હવે તો કંટાળી ગયા, આનું ફળ તે કોણ જાણે કયારે મળશે? એવું ઔત્સુક્ય–ઉત્સુકપણું–અધીરજપણું પણ એમાં હોતું નથી. કારણ કે એ 'ધીર–ગંભીર આશય-રૂપા' હોય છે. સમુદ્ર જેમ ક્ષોભ ન પામે એવો ધીર ને ઊંડાણ ન જણાય એવો ગંભીર હોય છે, તેમ આ ધૃતિ પણ ક્ષોભ ન પામે—ખળભળી ન ઊઠે એવા ધીર ને "પેટનું પાણી પણ ન હાલે" એમ ન કળાય એવા ઊંડા ગંભીર આશયરૂપ છે.

આવી દૈન્ય–ઔત્સુક્ય રહિત આ ધીર–ગંભીર આશયરૂપા ધૃતિ 'અવન્ધ્ય કલ્યાણ–નિબન્ધનરૂપ વસ્તુની પ્રાપ્તિની ઉપમાથી' સ્પષ્ટ સમજાય છે. અર્થાત્ કદી પણ નિષ્ફળ જાય નહિં, કદી પણ વાંઝણી હોય નહિં એવી અવંધ્ય–અમોઘ કલ્યાણના કારણરૂપ વસ્તુની પ્રાપ્તિની ઉપમા અત્રે સાંગોપાંગ ઘટે છે: 'જેમ દૌર્ગત્યથી ઉપહતને——ધૃતિ હોય છે.' જેમ કોઈ દૌર્ગત્યથી–દરિદ્રપણાથી ઉપહત–હણાયેલો છે, તેને ચિન્તામણિ રત્ન વગેરેની પ્રાપ્તિ થઈ અને આ તો મનોવાંચ્છિત–ચિંતિત વસ્તુ આપનાર ચિન્તામણિ રત્ન છે અને તે તો સર્વ દારિદ્ર્યને ફેડનારૂં છે એમ તેનો ગુણ જાણવામાં આવ્યો; એટલે હવે તો આપણું દારિદ્ર્ય ટળ્યું જ 'गतमिदानीं दौर्गत्यम्' એવી ધૃતિ–હૈયાધારણ તેને હોય છે. 'એમ જિનધર્મરૂપ ચિન્તારત્નની પ્રાપ્તિ થયે પણ——ઉપજે જ છે.' જિનધર્મરૂપ અચિન્ત્ય ચિંતામણિરત્નની પ્રાપ્તિ જ્યારે જીવને થાય છે, અને આ તો ચિંતિત–અચિંતિત વસ્તુ આપનાર અચિન્ત્ય ચિન્તામણિ છે ને ભવનો ફેરો ફેડનારૂં એવું તેનું અપૂર્વ માહાત્મ્ય છે એમ તે જાણે છે; એટલે હવે સંસારનો શો ભાર છે?—'क इदानीं संसारः' 'દુઃખ દોહગ દૂરે ટળ્યા રે, સુખ સંપદશું ભેટ,' એમ તેની દુઃખચિંતાથી રહિત એવી ધૃતિ–ધીરજ તેને 'ઉત્તમઆલંબનપણાને લીધે' ઉપજે જ છે.

'દુઃખ દોહગ દૂરે ટળ્યા રે, સુખસંપદશું રે ભેટ'

ચિન્તામણિ રત્નનું દૃષ્ટાંત

અર્થાત્ હે જિનદેવ! તમારા જેવો ઉત્તમ સાહેબ મને મળ્યો છે, એટલે મ્હારો ભવભય પણ ટળ્યો છે, એમ હું માનું છું. હે વીતરાગ દેવ! તમારૂં તત્ત્વરસાયન મેં પીધું છે, ભક્તિથી મેં તમને મ્હારા ચિત્તમાં વસાવ્યા છે, એટલે મ્હારો ભવરૂપ ભાવરોગ મટી ગયો છે એમ મને લાગે છે. હે પ્રભુ! આપનું દર્શન થતાં મ્હારા દુઃખ–દૌર્ભાગ્ય દૂર થયા છે અને મને સુખસંપત્તિ મળી છે. તમારા જેવો 'ધીંગો ધણી' મેં 'માથે કર્યો' છે, તો પછી મ્હારો વાળ પણ કોણ વાંકો કરી શકે એમ છે? એવી ધૃતિ જિનધર્મચિન્તામણિ જેના હૃદયમાં સ્ફુરે છે, એવા મુમુક્ષુ સમ્યગ્દૃષ્ટિ આત્માને સદોદિત હોય છે.

" યદ્યપિ હું મોહાદિકે છલિયો, પરપરિણતિ શું ભળિયો રે....પ્રભુ.
પણ હવે તુજ સમ સાહિબ મળિયો, તિણે ભવભય સવિ ટળિયો રે....પ્રભુ.

પણ નવિ ભય જિનરાજ પસાયે, તત્ત્વ રસાયન પાયે રે....પ્રભુ.
પ્રભુ ભગતે નિજ ચિત્ત વસાયે, ભાવરોગ મિટ જાયે રે....પ્રભુ." શ્રી દેવચંદ્રજી

આ મુમુક્ષુ ભવ થકી બહુ ના હવે તો ડરે છે,
'માથે ધીંગો ધણી' પ્રભુ—ન કો વાળ વાંકો કરે છે,

શ્રી યોગદૃષ્ટિકળશ, ૪૦ (સ્વરચિત)

" મોટાને ઉત્સંગ બેઠાને શી ચિન્તા ?
પ્રભુને ચરણ પસાય, સેવક થયા નચિંતા.

....પ્રણમો શ્રી અરનાથ શિવપુર સાથ ખરોરી." શ્રી દેવચંદ્રજી



એમ ધારણાથી કાયોત્સર્ગે સ્થિત છું—નહિં કે ચિત્તશૂન્યપણાથી એ સ્ફુટ કરી, 'ધારણાથી' એ પદનો ભાવાર્થ ભાવે છે—

[૨૦]एवं धारणया—न चित्तशून्यत्वेन। धारणा—अधिकृतवस्त्वविस्मृतिः। इयं चेह ज्ञानावरणीयकर्मक्षयोपशमसमुत्था अविच्युत्यादिभेदवती प्रस्तुतवस्त्वानुपूर्वीगोचरा चित्तपरिणतिः, जात्यमुक्ताफलमालाप्रोतकदृष्टान्तेन।

तस्य यथा तथोपयोगदाढर्यात् अविक्षिप्तस्य सतो यथार्हं विधिवदेतत्प्रोतनेन गुणवती निष्पद्यते अधिकृतमाला, एवमेतद्बलात् स्थानादियोगप्रवृत्तस्य यथोक्तनीत्यैव निष्पद्यते योगगुणमाला, पुष्टिनिबन्धनत्वादिति॥[२४९]

[૨૦]અર્થ:—એમ ધારણયા—ધારણાથી,—નહિં કે ચિત્તશૂન્યત્વથી. ધારણા—અધિકૃત વસ્તુની અવિસ્મૃતિ. અને આ અહીં જ્ઞાનાવરણીય કર્મના ક્ષયોપશમથી સમુત્થ, અવિચ્યુતિ આદિ ભેદવતી, પ્રસ્તુત વસ્તુની આનુપૂર્વી ગોચર એવી ચિત્તપરિણતિ છે,—જાત્ય મુક્તાફલની માળા પરોવનારના દૃષ્ટાન્તથી.

તેને (પરોવનારને) જેમ તથાપ્રકારના ઉપયોગદૃઢપણાથી અવિક્ષિપ્ત હોતાં યથાર્હ વિધિવત્ એના (મોતીના) પરોવવા વડે અધિકૃત માલા ગુણવતી નીપજે છે; એમ આના (ધારણાના) બલ થકી સ્થાનાદિ યોગમાં પ્રવૃત્તને યથોક્ત નીતિથી જ યોગગુણમાલા નીપજે છે,—પુષ્ટિનિબન્ધનપણાને લીધે.[૨૪૯]

पञ्जिका—अविच्युत्यादिभेदवती—અવિચ્યુતિ, સ્મૃતિ, વાસના ભેદવતી.

## વિવેચન

"જિનરાજની સેવના કરવી, ધ્યેય ધ્યાન ધારણા ધરવી."—શ્રી દેવચંદ્રજી

અને 'એમ ધારણાથી,–નહિં કે ચિત્તશૂન્યપણાથી.' 'धारणया न चित्तशून्यत्वेन।' આ કાયોત્સર્ગ જે હું કરી રહ્યો છું તે એમાં મનને ધારી રાખવારૂપ ધારણાથી જ કરી રહ્યો છું, નહિં કે મન પરોવ્યા વિનાના ચિત્તશૂન્યપણે (Absent-mindedly). આ ધારણા તે 'અધિકૃત વસ્તુની અવિસ્મૃતિ' છે—' अधिकृतवस्त्वविस्मृतिः'. એટલે મેં કાયોત્સર્ગ માંડયો છે એ પ્રસ્તુત વસ્તુ વિસર્યા વિના હું તેમાં ચિત્ત ધારી રહ્યો છું. 'અને આ અહીં જ્ઞાનાવરણીય કર્મના ક્ષયોશમથી સમુત્થ (ઉપજેલી) એવી ચિત્તપરિણતિ છે.'

*ધારણાથી,—નહિં કે ચિત્તશૂન્યપણાથી*

આ ચિત્પરિણતિ કેવી છે? 'અવિચ્યુતિ આદિ ભેદવતી છે;' અવિચ્યુતિ, સ્મૃતિ, વાસના ભેદવાળી છે; અર્થાત્ પ્રસ્તુત વસ્તુની વિચ્યુતિ–ભ્રષ્ટતા થતી નથી, સ્મૃતિ ભૂલાતી નથી, ને સંસ્કારવાસના ભૂંસાતી નથી, એવી આ ધારણારૂપ ચિત્તપરિણતિ છે. અને આમ અખંડ સ્મૃતિ જળવાઇ રહે છે એટલે જ આ 'પ્રસ્તુત વસ્તુની આનુપૂર્વીગોચરા' છે; અત્રે અનુક્રમે આ આ આમ આમ કરવાનું છે એવી આનુપૂર્વી એ એનો ગોચર–વિષય છે, એટલે આ પછી આ એમ પૂર્વાનુપૂર્વ અનુક્રમરૂપ આનુપૂર્વીથી આ ચિત્તપરિણતિ પ્રસ્તુત ક્રિયામાં 'જાત્ય મુક્તાફલની માળા પરોવનારના દૃષ્ટાન્તથી' પ્રવર્તે છે.

તે આ પ્રકારેઃ 'તેને (પરોવનારને) જેમ તથાપ્રકારના ઉપયોગદૃઢપણાથી——માલા ગુણવતી નીપજે છે.' તે જાતિવંત મોતી પરોવનાર જે છે, તે સૂક્ષ્મ છિદ્રમાંથી મોતી પરોવતાં તથાપ્રકારનો દૃઢ ઉપયોગ રાખી, આડોઅવળો વિક્ષેપ ન થવા દે, તો તે યથાર્હ–યથાયોગ્યપણે જ્યાં જેમ ઘટે તેમ વિધિવત્–વિધિ પ્રમાણે યથાસ્થાને નાના મોટા મોતી પરોવવા સમર્થ થાય છે, અને એમ કરતાં તેને અનેક સેરવાળી ગુણવતી મોતીની માળા નીપજે છે. 'એમ આના (ધારણાના) બલ થકી સ્થાનાદિ યોગમાં પ્રવૃત્તને યથોક્ત નીતિથી જ યોગગુણમાલા નીપજે છે.' આનુપૂર્વીગોચર ચિત્તપરિણતિરૂપ ધારણાના બલથી અનુક્રમે સ્થાન–વર્ણ–અર્થ–આલંબન યોગમાં પ્રવર્તતાં દૃઢ ઉપયોગ રાખી મુમુક્ષુ પુરુષ ચિત્તને યત્રતત્ર વિક્ષેપ પામવા ન દે, તો યર્થાહ–યથાયોગ્યપણે વિધિવત્–વિધિપ્રમાણે તે સ્થાનાદિ યોગનું અનુસંધાન કરવા સમર્થ થાય છે. અને તે સ્થાનાદિ યોગ એકબીજાને પુષ્ટિનું કારણ હોવાથી તેના 'પુષ્ટિનિબન્ધનપણાને લીધે' તેને આમ યથોક્ત નીતિથી જ ગુણવતી–ગુણવાળી યોગગુણમાળા નીપજે છે.

*મોતીની માળા પરોવનારનું દૃષ્ટાંત*

એમ અનુપ્રેક્ષાથી કાયોત્સર્ગે સ્થિત છું—નહિં કે પ્રવૃત્તિમાત્રતાથી એ પ્રગટ કહી, 'અનુપ્રેક્ષાથી' એ પદનો અપૂર્વ પરમાર્થ પ્રકાશે છે—

[૨૧]एवम् अनुप्रेक्षया—न प्रवृत्तिमात्रतया। अनुप्रेक्षा नाम तत्त्वार्थानुचिन्ता। इयमप्यत्र ज्ञानावरणीयकर्म्मक्षयोपशमसमुद्भवोऽनुभूतार्थाभ्यासभेद: परमसंवेगहेतुस्तद्दार्ढ्यविधायी उत्तरोत्तरविशेषसम्प्रत्ययाकार: केवलालोकोन्मुखश्चित्तधर्म्म:।

यथा रत्नशोधकोऽनल: रत्नमभिसम्प्राप्त: रत्नमलं दग्ध्वा शुद्धिमापादयति तथा अनुप्रेक्षानलोऽप्यात्मरत्नमुपसंप्राप्त: कर्ममलं दग्ध्वा कैवल्यमापादयति, तथा तत्स्वभावत्वादिति॥[૨૫૦]

[૨૧]અર્થ:—એમ अनुप्रेक्षया—અનુપ્રેક્ષાથી,—નહિં કે પ્રવૃત્તિમાત્રતાથી અનુપ્રેક્ષા તે તત્ત્વાર્થઅનુચિંતા આ પણ અત્રે જ્ઞાનાવરણીય કર્મના ક્ષયોપશમથી સમુદ્ભવ પામતો, અનુભૂત અર્થનો અભ્યાસભેદ, પરમસંવેગ હેતુ, તદ્દાર્ઢ્યવિધાયી (તેનું દૃઢપણું કરનારો), ઉત્તરોત્તર વિશેષ સંપ્રત્યયાકાર (સમ્યક્ પ્રતીતિરૂપ) કેવલાલોકઉન્મુખ એવો ચિત્તધર્મ છે.

જેમ રત્નશોધક અનલ રત્નને અભિસંપ્રાપ્ત થતાં રત્નમલને દહી શુદ્ધિ આપાદાન કરે છે, તેમ અનુપ્રેક્ષા-અનલ પણ આત્મ-રત્નને ઉપસંપ્રાપ્ત થતાં કર્મમલ દહી કૈવલ્ય આપાદાન કરે છે,—તથાપ્રકારના તત્સ્વભાવપણાને લીધે.[૨૫૦]

## વિવેચન

"સાચી ભક્તિ રે ભાવન રસ કહ્યો, રસ હોય તિહાં દોય રીઝેજી;
હોડાહોડે રે બિહુ રસ રીઝથી, મનના મનોરથ સીઝેજી....પદ્મપ્રભ."

—શ્રી યશોવિજયજી.

અને 'एवम् अनुप्रेक्षया न प्रवृत्तिमात्रतया'—'એમ અનુપ્રેક્ષાથી,—નહિં કે પ્રવૃત્તિમાત્રતાથી. આ કાયોત્સર્ગ જે હું કરી રહ્યું છું, તે તત્ત્વના અનુક્રમે પ્રકૃષ્ટ ઈક્ષણરૂપ (દર્શનરૂપ) અનુપ્રેક્ષાથી કરી રહ્યો છું, નહિં કે પ્રવૃત્તિમાત્રપણે, અનુપ્રેક્ષાથી, આ 'अनुप्रेक्षा नाम तत्त्वार्थानुचिन्ता' અનુપ્રેક્ષા તે તત્ત્વાર્થ નહિં કે પ્રવૃત્તિમાત્રતાથી અનુચિંતા છે,' એટલે આ કાયોત્સર્ગ હું તત્ત્વાર્થની અનુચિંતારૂપ અનુપ્રેક્ષાથી, પરમાર્થના ભાવનરૂપ ભાવનાથી કરી રહ્યો છું, નહિં કે ભાવશૂન્ય એવી માત્ર ક્રિયાજડ બાહ્યપ્રવૃત્તિપણે. તત્ત્વાર્થઅનુચિંતારૂપ આ (અનુપ્રેક્ષા) પણ અત્રે જ્ઞાનાવરણીય કર્મના ક્ષયોપશમથી સમુદ્ભવવાળો (ઉપજતો) ચિત્તધર્મ છે.

અનુચિંતારૂપ આ ચિત્તધર્મ 'અનુભૂત અર્થનો અભ્યાસભેદ' છે,—अनुभूतार्थाभ्यासभेद:'—પોતે અનુભવ કરેલ અર્થના અભ્યાસનો—પુનઃ પુનઃ રટણનો—ભાવનાનો પ્રકાર

છે. અત એવ તે ‘परमसंवेगहेतु:’ ‘પરમ સંવેગહેતુ’ છે, અર્થાત્ આમ તત્ત્વઅર્થના પુનઃ પુનઃ ભાવનરૂપ અભ્યાસ કરતાં, ‘આ આમ જ છે’ એમ સમ્યક્ વેગે તેના સ્વીકારરૂપ સંવેગ ઉપજે છે, અથવા તેના પ્રત્યે ગુણાનુરાગજન્ય સમ્યક્ પ્રેમાવેશ સ્ફુરવારૂપ સંવેગ ઉપજે છે, અથવા સમ્યક્ વૈરાગ્યવેગથી “માત્ર મોક્ષ અભિલાષ” રૂપ સંવેગ ઉપજે છે. અને આ ત્રણે પ્રકારનો સંવેગ પ્રથમથી જ હોય છે, તો તે અનુપ્રેક્ષા–ભાવનારૂપ ચિત્તધર્મ ‘तद्दार्ढ्यविधायी’ હોય છે, તે પ્રાપ્ત થયેલા સંવેગનું દૃઢપણું કરનારો હોય છે. અને એટલે જ તે ‘ઉત્તરોત્તર વિશેષ સંપ્રત્યયાકાર’ હોય છે; અર્થાત્ જેમ જેમ તત્ત્વાર્થનો ભાવના–અભ્યાસ વધે છે, તેમ તેમ શ્રદ્ધાતિશય-રૂપ સંવેગ ઉલ્લસે છે; અને જેમ જેમ શ્રદ્ધાતિશયરૂપ સંવેગ ઉલ્લસે છે, તેમ તેમ તત્ત્વાર્થની સમ્યક્પ્રતીતિરૂપ સંપ્રત્યય વધે છે. અને આમ ઉત્તરોત્તર તત્ત્વપ્રતીતિ વધતાં જ્યાં સમ્યગ્દર્શન ઉત્તરોત્તર નિર્મલ થતું જઈ યાવત્ ક્ષાયિક થાય છે, એવો આ અનુપ્રેક્ષારૂપ ધર્મ ‘કેવલાલોક ઉન્મુખ’ હોય છે,—‘केवलालोकोन्मुखश्चित्तधर्मः’ કેવલ-જ્ઞાનના પ્રકાશ સન્મુખ હોય છે, અર્થાત્ કેવલજ્ઞાન ભણી દોરી જાય છે.

તત્ત્વાર્થ અનુચિંતારૂપ ચિત્તધર્મ

અત્રે રત્નશોધક અગ્નિનું દૃષ્ટાંત ઘટે છે: ‘જેમ રત્નશોધક અનલ ઇ૦’ રત્નની શુદ્ધિ કરનારો અગ્નિ રત્નની પાસે પ્હોંચતાં રત્નના મલને બાળી નાંખી તેની શુદ્ધિ ઉપજાવે છે; તેમ આ અનુપ્રેક્ષારૂપ અગ્નિ પણ આત્મારૂપ રત્નની પાસે પ્હોંચતાં કર્મરૂપ મલને બાળી નાંખી, જ્યાં કેવલ શુદ્ધ ચૈતન્યમય આત્મા શિવાય બીજું કાંઈ નથી એવું કૈવલ્ય ઉપજાવે છે. આ અનુપ્રેક્ષાનું–ભાવનાનું ‘તથા તત્સ્વભાવપણું’ છે કે–ભાવનાના પાવન પાવકમાં આત્મરત્નનો કર્મમલ ભસ્મીભૂત થઈ આત્મા કેવલજ્ઞાન પામે જ છે. આમ “भावना भवनाशिनी” અને “આતમ ભાવના ભાવતાં જીવ લહે કેવલજ્ઞાન રે.” એ સુભાષિત મહાસૂત્રો ચરિતાર્થ બને છે.

રત્નશોધક અગ્નિનું દૃષ્ટાંત



આ શ્રદ્ધાદિ ‘અપૂર્વકરણ’ મહાસમાધિના બીજો છે એ સવિસ્તર સમજાવી, એમ ઉક્ત પ્રકારે જ ઉપધાશુદ્ધ સદનુષ્ઠાન હોય છે ને આ શ્રદ્ધાદિવંત જ આનો અધિકારી હોય છે એ જણાવવા માટે આ શ્રદ્ધાદિ સૂત્રનું ઉચ્ચારણ છે એમ તાત્પર્ય દર્શાવે છે—

[૨૨]एतानि श्रद्धादीन्यपूर्वकरणाख्यमहासमाधिवीजानि, तत्परिपाकातिशयतस्तत्सिद्धेः। परिपाचना त्वेषां कुतर्कप्रभवमिथ्याविकल्पव्यपोहतः श्रवणपाठप्रतिपत्तीच्छाप्रवृत्त्यादिरूपा। अतिशयस्त्वस्यास्तथा स्थैर्यसिद्धिलक्षणः प्रधानसत्त्वार्थहेतुरपूर्वकरणावह इति परिभावनीयं स्वयमित्थम्। एतदुच्चारणं त्वेवमेवोपधाशुद्धं सदनुष्ठानं भवतीति। एतद्वानेव चास्याधिकारीति ज्ञापनार्थं।[૨૬૯]

[૨૨]અર્થ:—આ શ્રદ્ધા આદિ 'અપૂર્વકરણ' આખ્ય મહાસમાધિના બીજો છે,—તેના પરિપાક-અતિશય થકી તેની સિદ્ધિ છે માટે. એઓની પરિપાચના તો કુતર્કપ્રભવ (કુતર્કજન્ય) મિથ્યા વિકલ્પોના વ્યપોહથી (દૂર થવાથી) શ્રવણ-પાઠ-પ્રતિપત્તિ-ઇચ્છા-પ્રવૃત્તિ આદિરૂપ છે. આનો (પરિપાચનાનો) અતિશય તો તથાપ્રકારે સ્થૈર્ય-સિદ્ધિ લક્ષણવાળો, પ્રધાનસત્ત્વાર્થહેતુ, અપૂર્વકરણાવહ (અપૂર્વકરણને આણનારો) છે, એમ સ્વયં આમ પરિભાવનીય છે.

એનું ઉચ્ચારણ એમ જ ઉપધાશુદ્ધ સદનુષ્ઠાન હોય છે, અને એતદ્‌વાન્ જ (આ શ્રદ્ધાદિવંત જ) આનો અધિકારી છે, એમ જ્ઞાપનાર્થે છે.[૨૫૨]

## વિવેચન

"એમ અનંત પ્રભુતા સદ્દહતાં, અર્ચે જે પ્રભુ રૂપજી;
દેવચંદ્ર પ્રભુતા તે પામે, પરમાનંદ સ્વરૂપજી....
શીતલ જિનપતિ પ્રભુતા પ્રભુની, મુજથી કહિય ન જાયજી."—શ્રી દેવચંદ્રજી.

અને 'આ શ્રદ્ધા આદિ અપૂર્વકરણઆખ્ય મહાસમાધિના બીજો છે.'—एतानि श्रद्धादीनि अपूर्वकरणाख्यमहासमाधिबीजानि.' આ શ્રદ્ધા, મેધા, ધૃતિ, ધારણા અને અનુપ્રેક્ષા જે કહ્યા, તે અપૂર્વકરણ નામના આઠમા ગુણસ્થાને પ્રાપ્ત થતી 'અપૂર્વકરણ' નામની મહાસમાધિના-ધર્મસંન્યાસ સામર્થ્યયોગરૂપ મહા યોગભૂમિકાના બીજો છે. બીજમાંથી ફાલીફૂલી વૃક્ષ ફળ આપે, તેમ આ શ્રદ્ધાદિ યોગબીજમાંથી યોગવૃક્ષ ફાલીફૂલી જેમાં આત્માનું અપૂર્વ સામર્થ્ય સ્ફુરે છે એવું આ અપૂર્વકરણ નામનું મહાયોગફળ આપે છે. 'तत्परिपाकातिशयतस्तत्सिद्धेः' છે. 'તેના પરિપાકઅતિશય થકી તેની સિદ્ધિ છે માટે' આમ હોય છે. આ શ્રદ્ધાદિ ભાવ ઉત્તરોત્તર આત્મામાં પરિણમી પરિપક્વ થતાં, તેના પરિપાક-અતિશય થકી તે અપૂર્વકરણ મહાસમાધિની સિદ્ધિ હોય છે. આમ શ્રદ્ધાદિ બીજરૂપ કારણમાંથી અપૂર્વકરણ ફળરૂપ કાર્યની નિષ્પત્તિ થાય છે.

**શ્રદ્ધા આદિ 'અપૂર્વકરણ' મહાસમાધિના બીજો**

અને 'એઓની પરિપાચના તો કુતર્કપ્રભવ મિથ્યા વિકલ્પોના વ્યપોહથી શ્રવણ-પાઠ-પ્રતિપત્તિ-ઇચ્છા-પ્રવૃત્તિ આદિરૂપ છે.' આ શ્રદ્ધાદિની પરિપાચના-ઉત્તરોત્તર પરિપાક

---

पञ्जिका—श्रवणपाठप्रतिपत्तीच्छाप्रवृत्त्यादिरूपा। श्रवणं—ધર્મશાસ્ત્રનું સાંભળવું તે, पाठः—તત્સૂત્રગત પાઠ, प्रतिपत्तिः—સમ્યક્ તેના અર્થની પ્રતીતિ, इच्छा—શાસ્ત્રોક્ત અનુષ્ઠાન વિષયા ચિન્તા, प्रवृत्तिः—તેનું અનુષ્ઠાન. आदि—શબ્દથી વિઘ્નજય, સિદ્ધિ, વિનિયોગ દેખવા. તેમાં વિઘ્નજય-જઘન્ય, મધ્યમ, ઉત્કૃષ્ટ પ્રત્યૂહનો અભિભવ; સિદ્ધિ-અનુષ્ઠેય અર્થની નિષ્પત્તિ; વિનિયોગ—તેનું (સિદ્ધિનું) યથાયોગ વ્યાપારણ. તેથી ते रूपं यस्याः सा तथा—તેઓ છે રૂપ જેનું તે તથા.

કેમ થાય ? પ્રથમ તો કુતર્કથી ઉપજતા મિથ્યા–અસત્–નિષ્ફળ–નકામા–નિષ્પ્રયોજન વિકલ્પોને દૂર હડસેલી મૂકે, અને પછી તેના શ્રવણાદિ કરે તો. અર્થાત્ સદ્ગુરુમુખે સૂત્ર શ્રવણ કરે, તેનો સ્વયં પાઠ કરે, તેના અર્થના સમ્યક્ગ્રહણરૂપ પ્રતિપત્તિ કરે, તે સૂત્રોક્ત અનુષ્ઠાન કરવાની ઇચ્છા–ભાવના ઉપજે, તથાપ્રકારની પ્રવૃત્તિ આદરે, તેમાં વચ્ચે આડા આવતા જઘન્ય–મધ્યમ–ઉત્કૃષ્ટ વિઘ્નનો જય કરે. આમ શ્રવણથીમાંડીને વિઘ્નજય સુધીની પ્રક્રિયા તે આ શ્રદ્ધાદિની પરિપાચના–પરિપચન કરવાની ક્રિયા છે. અને 'આનો અતિશય તો તથાપ્રકારે સ્થૈર્ય–સિદ્ધિ લક્ષણવાળો, પ્રધાન સત્ત્વાર્થ હેતુ, અપૂર્વકરણાવહ છે એમ સ્વયં આમ પરિભાવનીય છે.' આ પરિપાચનાનો–પરિપચનરૂપ પ્રક્રિયાનો અતિશય તો સ્થૈર્યઆદિ લક્ષણવાળો હોય છે. અર્થાત્ પ્રસ્તુત અનુષ્ઠાનમાં નિશ્ચલતારૂપ સ્થિરતા સાધે, અને એમ તેની સિદ્ધિ કરે, પછી તેનો યથાયોગ્ય પાત્રમાં વિનિયોગ કરી પ્રધાન સત્ત્વાર્થ હેતુ–પરમ પરોપકારકારણ બને; અને આમ ઉત્તરોત્તર પરિપાકઅતિશયનો પ્રકર્ષ પામી, જ્યાં અપૂર્વ આત્મસામર્થ્યનો સમુલ્લાસ સ્ફુરાયમાન થાય છે એવા અપૂર્વકરણને આણી આપનારો–અપૂર્વકરણાવહ આત્મપરિણામ પામે. આમ સ્થૈર્યથી માંડીને અપૂર્વકરણ ભાવ પર્યંત ઉત્તરોત્તર ચઢતી દશાવાળો આ શ્રદ્ધાદિનો પરિપાચના–અતિશય હોય છે. આમ શ્રદ્ધા–મેધા આદિની પરિભાવના કરવા યોગ્ય છે.

*શ્રદ્ધાદિનો પરિપાક: શ્રવણ ઇચ્છાદિ પ્રવૃત્તિ આદિ રૂપ*

*શ્રદ્ધાદિનો અતિશય સ્થૈર્ય–સિદ્ધિરૂપ*

"રુચિનું–ઇચ્છાનું સન્માર્ગપ્રવેશમાં કેટલું બધું મહત્ત્વ છે, 'ઇચ્છે છે જે જોગીજન' પદમાં 'ઇચ્છે છે' પદનું કેટલું બધું અર્થગૌરવ છે તે સારી પેઠે સમજી શકાય છે. ×× સન્માર્ગયોગરૂપ પરમાર્થ–લગ્નમાં અંતરંગપ્રીતિરૂપ 'લગની' લાગ્યા વિના ખરો આનંદ અનુભવાતો નથી. એટલા માટે જ અંતરંગ પ્રીતિરૂપ આ ઇચ્છાયોગને આ યોગમાર્ગમાં પ્રથમ સ્થાન આપ્યું છે, કારણકે તેના વિના આગળ એક ડગલું પણ મંડાતું નથી.

વળી કાર્યસિદ્ધિનું રહસ્ય વિચારીએ તો કોઈ પણ કાર્યની સિદ્ધિમાં સૌથી પ્રથમ તો તે કાર્ય માટેની અંતરંગ ઇચ્છા–રુચિ–ધગશ જાગવી જોઈએ. એવી અંતરંગ ઇચ્છા જાગવી જોઈએ. એવી અંતરંગ ઇચ્છા હોય, તો જ તેનો રસ્તો મળી આવે છે. 'Where there is a wlli there is a way' એ પ્રસિદ્ધ અંગ્રેજી ઉક્તિ અનુસાર તેનો માર્ગ મળી આવતાં પ્રવૃત્તિ અર્થાત્ કાર્ય માટેનો પ્રયત્ન (Effort) થાય છે. અને એમ ઉત્સાહથી પ્રવર્ત્તતાં માર્ગમાં વિઘ્ન (Obstacle) આવે તો તેનો જય કરાય છે, અને એમ કરતાં કરતાં અનુક્રમે કાર્યની પૂર્ણતા–સિદ્ધિ થાય છે. પણ રુચિ વિના જે કાર્ય કરવામાં આવે છે, તે તો વેઠરૂપ હોઈ, કદી સિદ્ધ થતું નથી, અને તે માટેની ક્રિયા પ્રવૃત્તિ 'છાર પર લિંપણું' જેવી થઈ પડે છે ! આમ સામાન્ય ક્રમ છે. કાર્યરુચિવાળો થયે બધા કારક ફરી જાય છે; પલટાઈ જાય છે. કર્ત્તા, કર્મ,

*ઇચ્છા અને કાર્યસિદ્ધિનું રહસ્ય*

કરણ, સંપ્રદાન, અપાદાન અને અધિકરણ એ છ કારક જે પૂર્વે બાધકપણે પરિણમતા હતા, તે આત્મસિદ્ધિ કાર્ય પ્રત્યે અંતરંગ રુચિ–ઇચ્છા ઉપજતાં સાધકપણે પ્રવર્ત્તે છે.”

શ્રી યોગદૃષ્ટિસમુચ્ચય વિવેચન (ડૉ. ભગવાનદાસ કૃત), પૃ. ૭૧૮

આમ શ્રદ્ધા–મેધાદિ સંબંધી વિચાર કર્ત્તવ્ય છે. કારણ કે ‘એનું ઉચ્ચારણ એમ જ ઉપધાશુદ્ધ સદનુષ્ઠાન હોય છે;’ આ શ્રદ્ધાદિ સૂત્રનું ઉચ્ચારણ જ એમ જ શ્રદ્ધા–મેધાદિ ભાવથી ઉપાધિશુદ્ધ–પરિકરશુદ્ધ એવું સતૂઅનુષ્ઠાન હોય છે; અને ‘એતદ્વાન્ જ આનો અધિકારી છે એમ જ્ઞાપનાર્થ છે’ —‘एतद्वानेव चास्याधिकारीति ज्ञापनार्थं’ આ શ્રદ્ધાદિવંત જ–આનો–કાયોત્સર્ગક્રિયાનો અધિકારી–યોગ્ય પાત્ર છે એમ જણાવવા માટે આ ‘શ્રદ્ધાદિ’ સૂત્ર કહેલ છે.

ઉપધાશુદ્ધ સદનુષ્ઠાન

“તુમે બહુ મૈત્રી રે સાહિબા, મ્હારે તો મન એક;
તુમ વિણ બીજો રે નવિ ગમે, એ મુજ મોટી હો ટેક.–શ્રી શ્રેયાંસ કૃપા કરો.
“શ્રી નયવિજય વિબુધ પય સેવક, વાચક યશ કહે સાચુંજી;
કોડી કપટ જો કોઈ દિખાવે, તોય પ્રભુ વિણ નવિ રાચુંજી.
...સેવો ભવિયાં વિમલ જિણેસર, દુલહા સજ્જન સંગાજી.”–શ્રી યશોવિજયજી



આ શ્રદ્ધાદિ પણ ‘વર્દ્ધમાન’ હોય ને એઓના લાભ–વૃદ્ધિ પણ આ જ ક્રમે હોય એમ કહે છે–

[૨૩]वर्द्धमानया—वृद्धिं गच्छन्त्या नावस्थितया। प्रतिपदोपस्थाय्येतत्, श्रद्धया वर्द्धमानया, एवं मेधयेत्यादि।

लाभक्रमादुपन्यासः श्रद्धादीनां। श्रद्धायां सत्यां मेधा, तद्भावे धृतिः, ततो धारणा, तदन्वनुप्रेक्षा। वृद्धिरप्यनेनैव क्रमेण॥[२५२]

[૨૩]અર્થ:—वर्द्धमानया—વર્દ્ધમાન–વૃદ્ધિ પામતી જતી એવીથી,–નહિં કે અવસ્થિતથી, એ પ્રતિપદે ઉપસ્થાયિ છે. વર્ધમાન શ્રદ્ધાથી, એમ મેધાથી, ઇત્યાદિ.

લાભક્રમથી શ્રદ્ધાદિનો ઉપન્યાસ છે. શ્રદ્ધા સતે મેધા, તેના ભાવે ધૃતિ, તે પછી ધારણા, તે પછી અનુપ્રેક્ષા. વૃદ્ધિ પણ આ જ ક્રમથી.[૨૫૨]

## વિવેચન

“આતમ નિર્મલ ભાવ કરંતાં, વધતે શુભ પરિણામે.” શ્રી દેવચંદ્રજી

અને આ શ્રદ્ધાઆદિ પણ કેવી? તો કે ‘વર્ધમાન, નહિં કે અવસ્થિત.’ ‘वर्द्धमानया—वृद्धिं गच्छन्त्या नावस्थितया।’ આ શ્રદ્ધાદિ પણ ઉત્તરોત્તર વૃદ્ધિ પામતી જતી એવી વર્દ્ધમાન હોય, નહિં કે જેમ ને તેમ રહેલી અવસ્થિત. વર્દ્ધમાન એ પદ

શ્રદ્ધાદિ વર્ધમાન ને લાભ-વૃદ્ધિ ક્રમ પણ એ જ

'પ્રતિપદે ઉપસ્થાપિ' છે; શ્રદ્ધા, મેધા, ધૃતિ, ધારણા, અનુપ્રેક્ષા એ પ્રત્યેક પદને લાગુ પાડવાનું છે. એટલે વર્ધમાન શ્રદ્ધાથી, વર્ધમાન મેધાથી, વર્ધમાન ધૃતિથી, વર્ધમાન ધારણાથી, વર્ધમાન અનુપ્રેક્ષાથી. અને 'લાભક્રમે શ્રદ્ધાદિનો ઉપન્યાસ છે, શ્રદ્ધા સતે મેધા, તેના ભાવે ધૃતિ, તે પછી ધારણા, તે પછી અનુપ્રેક્ષા. વૃદ્ધિ પણ આ જ ક્રમથી' હોય છે. અર્થાત્ શ્રદ્ધા હોય તો મેધા ઉપજે, મેધા હોય તો ધૃતિ આવે, ધૃતિ હોય તો ધારણા થાય, અને ધારણા હોય તો પછી અનુપ્રેક્ષા ઉદ્ભવે; અને શ્રદ્ધાની વૃદ્ધિ થયે મેધાની વૃદ્ધિ હોય, મેધાની વૃદ્ધિ થયે ધૃતિની વૃદ્ધિ હોય, ઇ૦ આમ શ્રદ્ધા-મેધાદિનો લાભ ને વૃદ્ધિ એક પછી એક અનુક્રમે હોય છે, એટલે આ લાભક્રમને અનુસરી શ્રદ્ધા-મેધાદિ અનુક્રમે મૂકવામાં આવેલ છે.



એમ ક્રિયાભિમુખ્ય ને પ્રતિપત્તિ કહ્યા તે પરથી અભ્યુપગમપૂર્વક અને શ્રદ્ધાદિસંયુક્ત જ સદનુષ્ઠાન છે એમ દર્શાવે છે—

[२४]एवं तिष्ठामि कायोत्सर्गमित्यनेन प्रतिपत्तिं दर्शयति । प्राक् 'करोमि' करिष्यामि इति क्रियाभिमुख्यमुक्तं, साम्प्रतं त्वासन्नतरत्वात् क्रियाकालनिष्ठाकालयोः कथञ्चिदभेदात्तिष्ठाम्येवाहं । अनेनाभ्युपगमपूर्वं श्रद्धादिसमन्वितं च सदनुष्ठानमिति दर्शयति ॥[२८३]

---

पञ्जिका—प्रतिपत्तिम्—प्रतिपत्तिः—કાયોત્સર્ગારંભરૂપ પ્રતિપત્તિ, तां—તેને.

क्रियाकालनिष्ठाकालयोः कथञ्चिदभेदाद्—ક્રિયાકાલ અને નિષ્ઠાકાલના કથંચિત્ અભેદને લીધે. कथञ्चित्—નિશ્ચયનય વૃત્તિથી. કારણ કે તે (નિશ્ચયનય) क्रियमाणं—ક્રિયમાણ-ક્રિયાકાલપ્રાપ્તને कृतमेव—કૃત જ, નિષ્ઠિત જ માને છે. અન્યથા ક્રિયાના ઉપરમકાલે, ક્રિયાના અનારંભકાલની જેમ, અનિષ્ઠિત પ્રસંગને લીધે, ઉભયસ્થળે ક્રિયાઅભાવના અવિશેષને લીધે. कृतं—કૃત પુનઃ क्रियमाणं वा उपरतक्रियं—ક્રિયમાણ વા ઉપરતક્રિયાવાળું હોય. કહ્યું છે કે—

"तेणेह कज्जमाणं नियमेण कयं कयं च भयणिज्जं ।
किञ्चिदिह कज्जमाणं उवरयकिरियं व होज्जाहि ॥"

(અર્થાત્) તેથી અહીં ક્રિયમાણ તે નિયમથી કૃત છે, અને કૃત તે ભજનીય છે,—તે અહીં કિંચિત્ ક્રિયમાણ વા ઉપરતક્રિયાવાળું હોય.

વ્યવહાર નય તો ક્રિયમાણ અન્ય અને કૃત અન્ય એમ માને છે. કહ્યું છે કે—

"नारम्भे च्चिय दीसइ, न सिवादद्धाए दीसइ तयन्ते ।
जम्हा घडाइ कज्जं, न कज्जमाणं कयं तम्हा ॥"

(અર્થાત્) ઘટાદિ કાર્ય આરંભમાં જ દેખાતું નથી, તેના અન્તકાળ શિવાય દેખાતું નથી, તેટલા માટે क्रियमाणं कृतं ક્રિયમાણ તે કૃત નથી.

તેથી અત્રે નિશ્ચયનયવૃત્તિથી કાય વ્યુત્સર્જવાને આરંભતો તે તદ્દેશ અપેક્ષાથી વ્યુત્સૃષ્ટ જ દેખવા યોગ્ય છે.

[૨૪]અર્થ :—એમ 'तिष्ठामि कायोत्सर्गम्—હું કાયોત્સર્ગે સ્થિતિ કરૂં છું, એમ એ ઉપરથી પ્રતિપત્તિ દર્શાવે છે. પૂર્વે 'करोमि'—करिष्यामि—કરૂં છું, કરીશ એમ ક્રિયાભિમુખ્ય કહ્યું; હમણાં તો આસન્નતરપણાને લીધે ક્રિયાકાલ અને નિષ્ઠાકાલના કથંચિત્ અભેદથી तिष्ठाम्येवाहं—હું સ્થિતિ કરૂં જ છું. આ ઉપરથી અભ્યુપગમપૂર્વક અને શ્રદ્ધાદિસમન્વિત એવું સદનુષ્ઠાન છે એમ દર્શાવે છે.[૨૫૩]

## વિવેચન

"આદર કિરિયા રતિ ઘણીજી, વિઘન ટલે મિલે લચ્છિ."—**શ્રી યશોવિજયજી.**

અને 'એમ હું કાયોત્સગેં સ્થિત છું, એ ઉપરથી પ્રતિપત્તિ દર્શાવે છે,' હું કાયોત્સર્ગ આરંભું છું એમ કાયોત્સર્ગના આરંભરૂપ પ્રતિપત્તિ-અંગીકાર-અભ્યુપગમ બતાવે છે. 'પૂર્વે કરૂં છું, કરીશ એમ ક્રિયાભિમુખ્ય (ક્રિયા પ્રત્યે સન્મુખપણું) કહ્યું, હમણાં તો આસન્નતરપણાને લીધે (અત્યંત નિકટપણાને લીધે) ક્રિયાકાળ અને નિષ્ઠાકાળના કથંચિત્ અભેદથી હું સ્થિતિ કરૂં જ છું;' અર્થાત્ કથંચિત્ એટલે નિશ્ચયનયની અપેક્ષાએ ક્રિયાકાળ અને નિષ્ઠાકાળ (પૂર્ણાહુતિ કાળ) એ એના અભેદથી, 'ક્રિયમાણું કૃતં'-કરાઈ રહેલું તે કરાયું એમ ગણી, હું સ્થિત જ છું એમ કહ્યું.

પ્રતિપત્તિ અને ક્રિયાભિમુખ્ય

નિશ્ચયનય છે તે ક્રિયમાણને-કરાઈ રહેલને કૃત જ-નિષ્ઠિત જ-કરાઈ ચૂકેલું જ માને છે, નહિં તો ક્રિયા બંધ પડતી-વિરામ પામતી વેળાયે ક્રિયાના અનારંભકાળની જેમ અનિષ્ઠિતનો પ્રસંગ આવે; કારણ કે બન્ને સ્થળે ક્રિયાના અભાવમાં તફાવત નથી. અને જે કૃત છે તે ક્રિયમાણ વા ઉપરતક્રિયાવાળું છે, અને તેવા પ્રકારે શાસ્ત્રમાં કહ્યું છે. અને વ્યવહાર નય છે તે તો ક્રિયમાણ જૂદું અને કૃત જૂદું માને છે; આ અંગે કહ્યું છે કે "ઘટાદિ કાર્ય આરંભમાં જ દેખાતું નથી, તેના અન્તકાળ શિવાય દેખાતું નથી, તેટલા માટે ક્રિયમાણું કૃતં-ક્રિયમાણ તે કૃત નથી." તેથી અત્રે નિશ્ચયનય અપેક્ષાએ 'કાય વ્યુત્સર્જવાને આરંભતો તે તદ્દેશઅપેક્ષાએ વ્યુત્સૃષ્ટ જ દેખવા યોગ્ય છે.'

અને 'આ ઉપરથી અભ્યુપગમપૂર્વક અને શ્રદ્ધાદિસમન્વિત એવું સદનુષ્ઠાન છે એમ દર્શાવે છે.'—'अनेन अभ्युपगमपूर्वं श्रद्धादिसमन्वितं च सदनुष्ठानमिति दर्शयति.' અર્થાત્ પોતાની સ્વેચ્છાથી-સ્વરુચિથી 'અભિ'સામા જઈને 'ઉપગમ'—સ્વીકાર-અંગીકાર કરવારૂપ 'અભ્યુપગમ'પૂર્વક, અને ઉક્ત શ્રદ્ધાદિથી સંયુક્ત, એવું જે હોય તે જ સત્-સાધનરૂપ સત્અનુષ્ઠાન છે, એમ આ ઉપરથી-આ પ્રકારે પ્રતિજ્ઞાનિર્દેશથી અને શ્રદ્ધાદિ પદના સમાવેશથી અત્રે સૂત્રકાર ભગવંતે પ્રદર્શિત કર્યું છે.

શ્રદ્ધાદિવિહીનનું એવું ઉચ્ચારણ મૃષાવાદ છે એ શંકા સત્ય છે, પણ પ્રેક્ષાવાન્ એવા પ્રકારે વદતો નથી એમ કહી, શ્રદ્ધાદિના મંદ-તીવ્રાદિ ભેદનો ને તેના આદરાદિ લિંગનો નિર્દેશ કરે છે—

[२६]आह—श्रद्धादिविकलस्यैवमभिधानं मृषावादः, को वा किमाहेति।

सत्यम्, इत्थमेवैतदिति तन्त्रज्ञाः, किन्तु न श्रद्धादिविकलः प्रेक्षावानेवमभिधत्ते, तस्यालोचितकारित्वात्।

मन्दतीव्रादिभेदाश्चैते, तथादरादिलिङ्गा इति, नातद्वत आदरादीति। अतस्तदादरादिभावेऽनाभोगवतोऽप्येत इति।[२५५]

[२५]અર્થ:—શંકા—શ્રદ્ધાદિવિકલનું (રહિતનું) એમ અભિધાન તે મૃષાવાદ છે. કોણ? વા શું બોલ્યો? એટલા માટે.

સમાધાન—સત્ય છે. એ એમ જ છે એમ તન્ત્રજ્ઞો કહે છે; પરંતુ શ્રદ્ધાદિવિકલ એવો પ્રેક્ષાવાન્ એમ વદતો નથી,—તેનું આલોચિતકારિપણું છે માટે.

અને મન્દ-તીવ્રઆદિ ભેદવાળા આ (શ્રદ્ધાદિ) તથાપ્રકારના આદરાદિ લિંગવાળા છે,—અતદ્વંતને (અશ્રદ્ધાદિમંતને) આદરાદિ નથી એટલા માટે. એથી કરીને તેના (કાયોત્સર્ગના) આદરાદિ ભાવે અનાભોગવંતને પણ આ (શ્રદ્ધાદિ) હોય છે.[२५४]

## વિવેચન

"શુદ્ધ શ્રદ્ધાન વિણ જેહ કિરિયા કરી,
છાર પર લિંપણો તેહ જાણો....ધાર તરવારની." **શ્રી આનંદઘનજી.**

અત્રે શંકા થવી સંભવે છે કે—'श्रद्धादिविकलस्यैवमभिधानं मृषावादः।' 'શ્રદ્ધાદિવિકલનું એમ અભિધાન તે મૃષાવાદ છે ઇ૦' અર્થાત્ શ્રદ્ધાદિ રહિત એમ—એવા

---

पञ्जिका—વારુ, કદાચિત્ શ્રદ્ધાદિવિકલ પ્રેક્ષાવાન્ પણ એમ વદતો દેખાય છે, એમ આશંકીને કહ્યું—

मन्द ઇત્યાદિ, मन्दः—મૃદુ, तीव्रः—પ્રકૃષ્ટ, आदि શબ્દથી તે ઉભયનો મધ્યવર્તી, મધ્યમ, त एव भेदाः—તે જ ભેદો, વિશેષો, येषां તે तथा—જેઓના છે તે તથા. च—સમુચ્ચય અર્થમાં. एते—આ, શ્રદ્ધાદિ. શું વિશિષ્ટ? તે માટે કહ્યું—तथा—તે પ્રકારે, જે आदरादयः—વક્ષ્યમાણ આદરાદિ, त एव लिङ्गं येषां—તેઓ જ લિંગ છે જેઓનું, તે तथा—તે તથા. इति—એ વાક્યસમાપ્તિમાં.

વારુ, એઓનું લિંગપણું શી રીતે સિદ્ધ છે? તે માટે કહ્યું—न—ન જ, अतद्वतः—અતદ્વંતને, અશ્રદ્ધાદિમંતને,—કારણ કે એમ સમજાય છે, आदरादि—વક્ષ્યમાણ જ આદરાદિ, इति—એથી કરીને, શ્રદ્ધાદિકારણપણા થકી, લિંગ છે. તેથી શું સિદ્ધ થયું? તે માટે કહ્યું—अतः—એથી કરીને, શ્રદ્ધાદિ કારણપણાને લીધે, तदादरादिभावे—तत्र—તેમાં, કાયોત્સર્ગમાં, आदरादेः लिङ्गस्य—આદરાદિ લિંગના, भावे—સત્તામાં; अनाभोगवतोऽपि—અનાભોગવંતને પણ, ચલચિત્તતાથી પ્રકૃત સ્થાન-વર્ણાદિ ઉપયોગના વિરહે પણ, તો પછી આભોગે તો પૂછવું જ શું? એમ अपि—પણ શબ્દનો અર્થ છે. एते—આ, શ્રદ્ધાદિ,—કોઈ કારણના કાર્યઅવિનાભાવિપણાને લીધે,—જેમ પ્રદીપના પ્રકાશથી વા વૃક્ષના છાયાથી, इति—વાક્યપરિસમાપ્તિમાં. એટલા માટે મન્દતાથી શ્રદ્ધાદિના અનુપલક્ષણે પણ આદરાદિભાવે સૂત્ર ઉચ્ચારતાને પણ પ્રેક્ષાવત્તાક્ષતિ નથી.

પ્રકારનું શ્રદ્ધાથી મેધાથી ઇત્યાદિ પ્રતિજ્ઞાવચન ઉચ્ચારે તો તેનું તે અભિધાન-બોલવું તે મૃષાવાદ-અસત્ય ભાષણ છે. કારણ કે કોણ ? શું બોલ્યો ? તેનું તેને ભાન નથી.

એનું સમાધાન—હા, તમે કહો છો તે 'સત્ય છે,' સાચું છે, બરાબર છે. 'એ એમ જ છે એમ તન્ત્રજ્ઞો કહે છે.' અર્થાત્ શ્રદ્ધાદિરહિત જે એમ વદે છે તે મૃષાવાદ જ છે એમ શાસ્ત્રજ્ઞો સ્પષ્ટપણે ચોકખે ચોકખા શબ્દોમાં કહે છે.

**શ્રદ્ધાદિ વિકલ પ્રેક્ષાવાન્ એમ મૃષાવાદ વદે નહિં**

પરંતુ 'न श्रद्धादिविकलः प्रेक्षावानेवमभिधत्ते' 'શ્રદ્ધાદિવિકલ (રહિત) એવો પ્રેક્ષાવાન્'-વિચારવંત એમ વદતો નથી,—'તેનું આલોચિતકારિપણું છે માટે'—'तस्यालोचितकारित्वात्'-હું બોલું છું કે બકું છું ઇત્યાદિ પ્રકારે તેનું જોઈ વિચારી પ્રવૃત્તિ કરવાપણું છે માટે.

અને અત્રે એ પણ વિચારવા યોગ્ય છે કે 'મન્દ-તીવ્ર આદિ ભેદવાળા આ (શ્રદ્ધાદિ) તથાપ્રકારના આદરાદિ લિંગવાળા છે.' આ શ્રદ્ધાદિ મંદ-મૃદુ હોય, તીવ્ર-ઉત્કટ-પ્રકૃષ્ટ હોય, આદિ શબ્દથી મંદ-તીવ્રના મધ્યવર્ત્તી મધ્યમ હોય. આમ મંદ-તીવ્રાદિ તરતમ પ્રકારવાળા આ શ્રદ્ધાદિ છે; એટલે કવચિત્ મંદ શ્રદ્ધાદિ હોય તેની પ્રગટપણે ખબર પડે નહિં. છતાં 'આ તથાપ્રકારના આદરાદિ લિંગવાળા છે,' એટલે આદર-કરણે પ્રીતિ વગેરે કહેવામાં આવનારા લિંગ પરથી-પ્રગટ ચિહ્ન પરથી આ શ્રદ્ધાદિ છે એમ સમજી શકાય છે. કારણ કે 'અતદ્વંતને (અશ્રદ્ધાદિમંતને) આદરાદિ નથી; જેને શ્રદ્ધાદિ ન હોય તેને આદરાદિ હોય નહિં. 'એથી કરીને તેના (કાયોત્સર્ગના) આદરાદિ ભાવે અનાભોગવંતને પણ આ (શ્રદ્ધાદિ) હોય છે.—'अतस्तदादरादिभावेऽनाभोगवतोऽप्येते'; એ કાયોત્સર્ગ પ્રત્યે જો આદરાદિ ભાવ હોય તો ચિત્તચંચલતાથી જેને પ્રકૃત સ્થાન-વર્ણાદિ ઉપયોગનો અભાવ છે, એવા અનાભોગવંતને પણ આ અવ્યક્ત શ્રદ્ધાદિ હોય છે, તો પછી આભોગવંતને-સ્થાનાદિમાં ઉપયોગવંતને તો હોય એમાં પૂછવુંજ શું ? એમ 'અપિ'-પણ શબ્દનો અર્થ સૂચવે છે. કારણ કે કારણ કાર્ય વિનાનું હોય નહિં, એટલે પ્રકાશ છે તો દીવો હોવો જ જોઈએ, છાયા છે તો વૃક્ષ હોવું જ જોઈએ. તેમ આદરાદિ સૂચક (Indicative) લિંગ છે તો શ્રદ્ધાદિ હોવા જ જોઈએ. એટલા માટે મન્દપણાને લીધે કદાચ શ્રદ્ધાદિ ઉપલક્ષિત ન થાય, ખબર ન પડે એવા અવ્યક્ત હોય, તોપણ જો આદરાદિ ભાવ હોય તો તે પણ શ્રદ્ધાદિનું સૂચન કરવા માટે બસ છે; અને આમ શ્રદ્ધાદિનું સૂચન થયું એટલે અંશે પણ પ્રેક્ષાવંતપણું આવી જ ગયું; એટલે આદરાદિભાવે જે આ સૂત્ર ઉચ્ચારતો હોય તે અનાભોગવંતને પણ પ્રેક્ષાવંતપણાની ક્ષતિ-હાનિ નથી.

**મંદ-તીવ્રાદિ ભેદવાળા શ્રદ્ધાદિ**

**આદરાદિ લિંગથી શ્રદ્ધાદિનું સૂચન**

ઇક્ષુ-રસાદિ ઉપમાવાળા ચિત્તધર્મો છે એ અન્યદર્શનીઓના કથન પરથી તેઓની અત્ર સંમતિ દર્શાવી, ઇક્ષુસમા તદ્‌આદરાદિમાંથી ક્રમે કરીને ઉપાયવંતને સાકર આદિ સમા શ્રદ્ધાદિ હોય છે, ઇ. પ્રકારે પ્રસ્તુત ઉપમા ઘટાવે છે—

[૨૬]इक्षुरसगुडशर्क्करोपमाश्चित्तधर्म्मा इत्यन्यैरप्यभिधानात्, इक्षुकल्पं च तदादरादीति भवत्यतः क्रमेणोपायवतः शर्करादिप्रतिमं श्रद्धादीति। कषायादिकटुकत्वनिरोधतः शम-माधुर्यापादनसाम्येन चेतस एवमुपन्यास इति।[२५५]

[૨૬]અર્થ:—ઇક્ષુ-રસ-ગોળ-ખાંડ-સાકરની ઉપમાવાળા ચિત્તધર્મો છે એમ અન્યોથી પણ અભિધાન છે માટે. અને તદ્‌આદરાદિ ઇક્ષુ સમું છે, એટલા માટે એના થકી ક્રમે કરીને ઉપાયવંતને સાકર આદિ સમું શ્રદ્ધાદિ હોય છે. કષાયાદિ કટુકપણાના નિરોધ થકી ચિત્તના શમ-માધુર્ય આપાદનના સામ્યથી એમ ઉપન્યાસ છે.[૨૫૫]

## વિવેચન

" દીઠી હો પ્રભુ! દીઠી જગગુરુ તુજ, મૂરતિ હો પ્રભુ! મૂરતિ મોહન વેલડીજી;
મીઠી હો પ્રભુ! મીઠી તાહરી વાણ, લાગે હો પ્રભુ! લાગે જેસી શેલડીજી...."

શ્રી યશોવિજયજી.

આ જે કહ્યું તે અંગે અન્યદર્શની મુમુક્ષુઓની પણ સંમતિ છે,—'इक्षुरसगुड-शर्क्करोपमाश्चित्तधर्माः'—'ઇક્ષુ-રસ-ગોળ-ખાંડ-સાકરની ઉપમાવાળા ચિત્તધર્મો છે એમ

---

पञ्जिका—इक्षुरसगुडखण्डशर्क्करोपमाः—इक्ष्वादिभिः पञ्चभिः—ઇક્ષુઆદિ જનપ્રતીત પંચથી, उपमा—સાદશ્ય, येषां ते तथा—છે જેઓનું તે તથા. चित्तधर्माः—ચિત્તધર્મો, મનઃપરિણામો, इति—એમ આ અર્થના, अन्यैरपि—તન્ત્રાન્તરીયોથી, પુનઃ અમારાથી તો પૂછવું જ શું? अभिधानात्—ભણનને લીધે. આ બે પ્રકૃત જ ઉપમાન-ઉપમેયની યોજના કહી—

इक्षुकल्पं च—અને ઇક્ષુ સદશ, तदादरादि—तस्मिन्—તેમાં, કાયોત્સર્ગમાં, आदरः—આદર, ઉપાદેય ભાવ, आदि શબ્દથી करणे प्रीत्यादि—કરણમાં પ્રીતિ આદિ, इति—આ કારણ થકી, भवति—થાય છે, સંપજે છે. अतः—આના થકી, ઇક્ષુ સમા આદરાદિ થકી, क्रमेण—ક્રમે કરીને, પ્રકર્ષપરિપાટિથી, उपायवतः—ઉપાયવંતને, તદ્ધેતુયુક્તને, शर्करा—સાકર, आदि શબ્દથી પશ્ચાતુપૂર્વીથી ખાંડ આદિનું ગ્રહણ છે, तत्समं—તેની સમું, પ્રકૃત સૂત્રમાં ઉપાત્ત શ્રદ્ધા-મેધાદિ ગુણપંચક, इति—પરિસમાપ્તિમાં.

શંકા—દૃષ્ટાન્તરના વ્યુદાસથી ઇક્ષુ આદિ ઉપમાનો ઉપન્યાસ કેમ? એમ આશંકીને કહ્યું—कषायादिकटुकत्वनिरोधतः—कषायाः—કષાયો, ક્રોધાદિ, आदि શબ્દથી ઇંદ્રિયવિકારાદિનું ગ્રહણ છે, त एव कटुकत्वं—તેઓ જ કટુકત્વ-કટુક ભાવ, तस्य—તેના, निरोधात्—આત્મામાં નિરોધ થકી. શું? તે માટે કહ્યું—शममाधुर्यापादनसाम्येन—शमः—ઉપશમ, स एव माधुर्यं—તે જ માધુર્ય, મધુરભાવ,-પ્રીણનહેતુપણાને લીધે, तस्य—તેનું, आपादनं—આપાદન, વિધાન, तेन तस्य वा—તે વડે વા તેનું, साम्यं—સાદશ્ય, तेन—તેથી કરીને, चेतसः—ચિત્તના, મનના, एवम्—એમ, ઇક્ષુઆદિ ઉપમાન વડે ઉપમેયતાથી, उपन्यासः—આદરાદિનો ઉપન્યાસ, इति—પરિસમાપ્તિમાં.

ઇક્ષુ-રસાદિ ઉપમાવાળા ચિત્તધર્મો

અન્યોથી પણ અભિધાન છે માટે.' અર્થાત્ અન્યદર્શનીઓ આ આદરાદિ શ્રદ્ધાદિ ચિત્તધર્મોને-મનઃપરિણામોને-ઇક્ષુ, રસ, ગોળ, ખાંડ, સાકરની ઉપમા આપે છે. અને તેમાં, 'इक्षुकल्पं तदादरादि' 'તદ્આદરાદિ ઇક્ષુ સમું છે, એટલા માટે એના થકી ક્રમે કરીને ઉપાયવંતને સાકરઆદિ સમું શ્રદ્ધાદિ હોય છે.' અર્થાત્ તે પ્રસ્તુત કાયોત્સર્ગના આદર-ઉપાદેયભાવ, કરવામાં પ્રીતિ આદિ જે છે તે ઇક્ષુ-શેરડી સમાન છે. એટલા માટે પીલવા-ઊકાળવા વગેરે ઉપાય કરનારને જેમ શેરડીમાંથી અનુક્રમે રસ, ગોળ, ખાંડ, સાકરની પ્રાપ્તિ હોય છે; તેમ ઇક્ષુ સમા આ આદરાદિ થકી ઉપાયવંતને પશ્ચાનુપૂર્વીથી સાકર-ખાંડ-ગોળ-રસ સમા શ્રદ્ધાદિની પ્રાપ્તિ હોય છે.

બીજી કોઈ ઉપમા નહિં મૂકતાં આ ઇક્ષુઆદિની ઉપમા કેમ મૂકી? તો કે 'कषायादिकटुकत्वनिरोधतः'—'કષાયાદિ કટુકપણાના નિરોધ થકી ચિત્તના શમમાધુર્ય આપાદનના સામ્યથી એમ ઉપન્યાસ છે.'—'शममाधुर्यापादनसाम्येन चेतस एवमुपन्यासः' અર્થાત્ ઇક્ષુઆદિ જેમ કડવાશને દૂર કરી મીઠાશ ઉપજાવે છે, તેમ આ આદરાદિ શ્રદ્ધાદિ કષાય-વિષયાદિ કડવાશનો નિરોધ કરી, ચિત્તનું શમ-ઉપશમરૂપ માધુર્ય-મીઠાશ ઉપજાવે છે; અને જેમ ઇક્ષુ આદિના માધુર્યથી ચિત્ત પ્રસન્ન થાય છે, તેમ શમમાધુર્યથી ચિત્ત પ્રસન્ન થાય છે, રીઝે છે. એમ કડવાશ દૂર કરી મીઠાશ ઉપજાવવારૂપ સાદૃશ્યથી એમ ઇક્ષુઆદિની ઉપમાથી આદરાદિનો ઉપન્યાસ છે.

કષાયાદિ કટુકપણું ને શમમાધુર્ય

પામી ઇક્ષુ સમ સરસ સદ્દૃષ્ટિ મિત્રા અનૂપી,<br>
ભવ્યો પામે રસ સુમધુરો મિષ્ટ સંવેગ રૂપી;<br>
શુદ્ધિ તેની થઈ જઈ પરા શર્કરા શુદ્ધ પાવે,<br>
ને આસ્વાદે અનુભવ સુધા નિત્ય આનંદ ભાવે. —શ્રી યોગદૃષ્ટિકળશ, (સ્વરચિત)



આદરાદિયુક્તપણે આ કાયોત્સર્ગનું અનુષ્ઠાન જ સદ્ભાવશોધનથી અહીં સાકરાદિ સમા શ્રદ્ધાદિના પરિણમનમાં ઉપાય છે, અને એ અંગે અન્યદર્શનીઓની પણ સંમતિ છે, એમ દર્શાવે છે—

[૨૭] एतदनुष्ठानमेव चैवमिहोपायः तथा तथा सद्भावशोधनेनेति परिभावनीयं। उक्तं च परैरपि—

"आदरः करणे प्रीतिरविघ्नः सम्पदागमः।<br>
जिज्ञासा तज्ज्ञसेवा च, सदनुष्ठानलक्षणम् ॥१॥<br>
अतोऽभिलषितार्थाप्तिस्तत्सद्भावविशुद्धितः।<br>
यथेक्षोः शर्कराप्तिः स्यात्क्रमात्सद्धेतुयोगतः ॥२॥<br>
इत्यादि।"[२९६]

[२७]અર્થ:—અને એવું અનુષ્ઠાન જ એમ અહીં ઉપાય છે, તથા તથા પ્રકારે સદ્‌ભાવ-શોધન વડે કરીને એમ પરિભાવનીય છે. પરોએ પણ કહ્યું છે કે—

"આદર, કરણમાં પ્રીતિ, અવિઘ્ન, સંપદ્ આગમ, જિજ્ઞાસા, અને તજ્જ્ઞસેવા એ સદનુષ્ઠાનનું લક્ષણ છે.

આથી તે તે ભાવ વિશુદ્ધિ થકી અભિલષિત અર્થની પ્રાપ્તિ હોય છે,—જેમ સદ્‌હેતુયોગથી ક્રમે કરીને ઇક્ષુમાંથી સાકરની પ્રાપ્તિ હોય છે. ઇત્યાદિ."[૨૫૬]

## વિવેચન

" આદર કિરિયા રતિ ઘણીજી, વિઘન ટળે મિલે લચ્છિ;
જિજ્ઞાસા બુધ સેવનાજી, શુભ કૃતિ ચિન્હ પ્રત્યચ્છિ. "

શ્રી યોગદૃષ્ટિસજ્ઝાય, ૪,૧૭

અને ઇક્ષુ પીલે તો રસ નીકળે, રસને ઉકાળે તો ગોળ મળે, ગોળને શુદ્ધ કરે તો ખાંડ–સાકર નીપજે; આમ પીલન આદિ ઇક્ષુમાંથી રસાદિ પ્રાપ્તિનો ઉપાય છે; તેમ—

આદરાદિયુક્તપણે આનું અનુષ્ઠાન એ જ અહીં ઉપાય

—'એવું અનુષ્ઠાન જ એમ અહીં ઉપાય છે.' 'एतदनुष्ठानमेव चैवमिहोपायः।' અર્થાત્ એમ–આદરાદિયુક્તપણે આનું–કાયોત્સર્ગનું અનુષ્ઠાન જ અહીં સાકર આદિ સમા શ્રદ્ધાદિના ભવનમાં–પરિણમનમાં ઉપાય છે. કારણ કે આદરાદિથી કાયોત્સર્ગ અનુષ્ઠાન કરતાં કરતાં 'તથા તથા પ્રકારે સદ્‌ભાવ શોધન વડે કરીને'—'तथा तथा सद्भावशोधनेन' તેવા તેવા પ્રકારે આત્મપરિણામના નિર્મલીકરણ વડે કરીને શ્રદ્ધાદિ ભાવ ઉલ્લસે જ છે. માટે મુમુક્ષુએ આદરાદિયુક્તપણે કાયોત્સર્ગ કરવારૂપ ઉપાય કર્યા જ કરવો એમાં રઢ લગાડીને મંડયા જ રહેવું, એ જ તાત્પર્ય છે. 'એમ પરિભાવનીય છે'—પરિભાવન કરવા યોગ્ય છે.

અન્યદર્શનીય મુમુક્ષુઓનું પણ આ સાથે સંવાદી વચન છે કે 'આદર, કરણે પ્રીતિ ઇઠ' અર્થાત્ આદર એટલે આ આદરવા યોગ્ય છે એમ પ્રસ્તુત ક્રિયા પ્રત્યે ઉપાદેય ભાવ;

---

पञ्जिका—ઉપાયવંતને એમ પૂર્વે કહ્યું, એટલે ઉપાય જ દર્શાવે છે—एतदनुष्ठानमेव च—અને એવું અનુષ્ઠાન જ, પ્રકૃત કાયોત્સર્ગવિધાન જ, નહિં કે પુનઃ અન્ય, च—સમુચ્ચયે, एवम्—એમ, સામાન્યથી આદરાદિયુક્ત, इह—અહીં,—શર્કરાદિ પ્રતિમ શ્રદ્ધાદિના ભવનમાં, उपायः—ઉપાય, હેતુ. કયા કારણથી? તે માટે કહ્યું—तथा तथा—તે તે પ્રકારે, सद्भावशोधनेन—સદ્‌ભાવશોધનવડે કરીને, શુદ્ધ પરિણામના નિર્મલીકરણ વડે, इति—એ, परिभावनीयं—અન્વય–વ્યતિરેકથી આ આલોચનીય છે. આ પણ પરમતથી સંવાદિત કરતાં કહ્યું—

उक्तं च—કહેવામાં આવ્યું છે, परैरपि—પરોથી પણ, મુમુક્ષુઓથી. શું કહેવામાં આવ્યું છે? તે માટે કહ્યું—आदर ઇત્યાદિ શ્લોકદ્વય સુગમ છે. તો પણ अविघ्नः—સદનુષ્ઠાનથી નિહત ક્લિષ્ટકર્મતાથી સર્વત્ર કૃત્યમાં વિઘ્નઅભાવ.

**સદનુષ્ઠાનલક્ષણ અને તે થકી ભાવવિશુદ્ધિ**

કરણે પ્રીતિ–તે ક્રિયા કરવામાં પ્રીતિ–ચિત્તપ્રસન્નતા; એમ સદનુષ્ઠાન સેવન થકી ક્લિષ્ટ કર્મ હણાઈ જવાથી સર્વત્ર કૃત્યમાં અવિઘ્ન–વિઘ્નઅભાવ; તેના ફલપ્રભાવે સંપદાગમ–સંપત્તિનું આવવું; યથાસૂત્ર ક્રિયા જાણવાની ઇચ્છારૂપ જિજ્ઞાસા; અને તે ક્રિયામાં નિષ્ણાત એવા તજ્જ્ઞની સેવા;—આ સદનુષ્ઠાનનું લક્ષણ છે. આવા આ સદનુષ્ઠાન થકી તે તે ભાવની વિશુદ્ધિને લીધે અભિલષિત–વાંચ્છિત અર્થની પ્રાપ્તિ હોય છે,—જેમ શેરડીમાંથી સતહેતુના યોગ થકી ક્રમે કરીને સાકરની પ્રાપ્તિ હોય છે તેમ.

"ક્રિયા પ્રત્યે આદર પ્રીતિ ભારી, નિર્વિઘ્ન શ્રી સંપદાલબ્ધિ સારી;
જિજ્ઞાસા ને તજ્જ્ઞ સેવા સુજાણો ! સતક્રિયાના લક્ષણો એહ જાણો."

શ્રી યોગદૃષ્ટિકલશ, ૯૨. (સ્વરચિત)

પણ નટાદિ જેવા ગુણદ્વેષી અપ્રેક્ષાવંતનો આ કાયોત્સર્ગ પાઠ તો મૃષાવાદ જ છે, ને એનો મિથ્યા આત્મસંતોષ તો મિથ્યાત્વગ્રહવિકાર છે, એના સમર્થનમાં સુભાષિત ટાંકી, પ્રેક્ષાવંતને આશ્રીને જ આ સૂત્ર સફલ છે. એમ ઉપસંહાર કરે છે—

[૨૮]अप्रेक्षावतस्तु यदृच्छाप्रवृत्तेः नटादिकल्पस्य गुणद्वेषिणो मृषावाद एव, अनर्थयोगात्, तत्परितोषस्तु तदन्यजनाधःकारी मिथ्यात्वग्रहविकारः। यथोक्तमन्यैः—

"दण्डी खण्डनिवसनं, भस्मादिविभूषितं सतां शोच्यम्।
पश्यत्यात्मानमलं, ग्रही नरेंद्रादपि ह्यधिकम् ॥१॥
मोहविकारसमेतः, पश्यत्यात्मानमेवमकृतार्थम्।
तद्व्यत्ययलिङ्गरतं कृतार्थमिति तद्ग्रहावेशात् ॥२॥ इत्यादि।"

तस्मात्प्रेक्षावन्तमङ्गीकृत्यैतत्सूत्रं सफलं प्रत्येतव्यमिति ॥[૨૫૭]

[૨૮]અર્થ:—પરંતુ યદૃચ્છા પ્રવૃત્તિથી નટાદિ સમા ગુણદ્વેષી અપ્રેક્ષાવંતને તો મૃષાવાદ જ છે,—અનર્થયોગને લીધે. તેનો પરિતોષ તો તદન્ય જનોને અધઃકારી (હેઠા પાડનારો) મિથ્યાત્વગ્રહવિકાર છે. જેમ અન્યોએ કહ્યું છે—

ખંડ વસ્ત્ર (લંગોટી)વાળા, ભસ્માદિથી વિભૂષિત, સંતોને શોચ્ય એવા પોતાને ગ્રહી (ગ્રહાવિષ્ટ) એવો દણ્ડી રાજા કરતાં પણ અધિક દેખે છે ! એમ મોહવિકારસમેત (પુરુષ) તેના વ્યત્યય (વિપરીત) લિંગમાં રત એવા અકૃતાર્થ પોતાને કૃતાર્થ એમ તેના ગ્રહાવેશને લીધે દેખે છે !

તેટલા માટે પ્રેક્ષાવંતને અંગીકૃત કરી (આશ્રી) આ સૂત્ર સફલ પ્રતીતવા યોગ્ય છે.[૨૫૭]

---

पञ्जिका—तत्परितोष ઇત્યાદિ. तेन—તે મિથ્યા કાયોત્સર્ગરૂપ મૃષાવાદથી, परितोषः—કૃતાર્થતારૂપ પરિતોષ, तु—પુનઃ અર્થમાં, तदन्यजनाधःकारी—તેનાથી અન્ય જનનો અધઃકારી, સમ્યક્ કાયોત્સર્ગકારી લોકનો નીચત્વવિધાયી, मिथ्यात्वग्रहविकारः—मिथ्यात्वमेव—મિથ્યાત્વ જ, ઉન્માદરૂપતાથી ग्रहः—ગ્રહ, દોષવિશેષ, तस्य—તેનો, विकारः—વિકાર. एवं—એમ; ગ્રહપ્રકારથી, तद्व्यत्ययलिङ्गरतं-तस्य—તેનો, કૃતાર્થનો, व्यत्ययः—વ્યત્યય, અકૃતાર્થ, तस्य-તેના, लिङ्गानि—લિંગો, ઉચ્છૃંખલ પ્રવૃત્તિ આદિ, तेषु—તેઓમાં, रतं—રત. तद्ग्रहावेशात्-स एव ग्रहः—તે જ ગ્રહ, મોહવિકાર ગ્રહ, तस्य—તેના आवेशात्—આવેશ થકી, ઉદ્રેક થકી.

## વિવેચન

" શુદ્ધાતમ નિજ ધર્મ, રુચિ અનુભવથી હો સાધન સત્યતા;
દેવચંદ્ર જિનચંદ્ર ભક્તિ પસાયે, હો હોશે વ્યક્તતા....સેવો ઇશ્વર. " શ્રી દેવચંદ્રજી

આમ ઉક્ત પ્રકારે આદરાદિયુક્તપણાથી શ્રદ્ધાદિસંપન્ન એવા પ્રેક્ષાવંતને આ કાયોત્સર્ગ સૂત્રપાઠ મૃષાવાદ નથી; 'પરંતુ યદચ્છા પ્રવૃત્તિથી નટાદિ સમા એવા ગુણદ્વેષી અપ્રેક્ષાવંતને તો મૃષાવાદ જ છે—અનર્થયોગને લીધે. —'अप्रेक्षावतस्तु यदृच्छाप्रवृत्तेः नटादिकल्पस्य गुणद्वेषिणो मृषावाद एव अनर्थयोगात्'.—ફાવે તેમ. જેમ તેમ સ્વચ્છંદપ્રવૃત્તિથી જે નાટકનો પાઠ ભજવનારા નટ—વેષવિડંબક નાટકીઆ જેવા છે, એવા ગુણદ્વેષી—સાચા સંત જનોના ગુણનો દ્વેષ કરનારા મત્સરવંત અપ્રેક્ષાવંત—અવિચારી જન છે, તે પોપટની જેમ 'શ્રદ્ધાથી, મેધાથી' વગેરે પાઠ પઠે તે તો મૃષાવાદ જ છે. પ્રગટ મોટું જૂઠાણું જ છે; કારણ કે શ્રદ્ધાદિ ભાવ તો તેને છે નહિં, એટલે તેમાં અર્થનો યોગ નથી, અથવા અનર્થનો યોગ છે માટે. અર્થાત્ હું કાયોત્સર્ગ કરૂં છું એવો દુનીયાને દેખાડવાનો નાટ્કીય દેખાવ કરી તે માયાજાલરૂપ દંભ જ સેવે છે, એટલે ધર્મનો ઢોંગ કરનારા તેને દુર્ગતિ આદિ અનર્થનો યોગ સંભવે છે.

અપ્રેક્ષાવંતને તો મૃષાવાદ જ

આવો મિથ્યા કાયોત્સર્ગ કરનારો અપ્રેક્ષાવંત હું કાયોત્સર્ગ કરૂં છું એમ ભલે પોતાના મનને મનાવી સંતોષ માનતો હોય, પરંતુ 'તેનો પરિતોષ તો તદન્ય જનોને અધઃકારી (હેઠા પાડનારો) મિથ્યાત્વગ્રહવિકાર છે.'—'तत्परितोषस्तु तदन्यजनाधःकारी मिथ્यात्वग्रहविकारः'; અર્થાત્ તે મિથ્યા કાયોત્સર્ગ કરનારનો આ કૃતાર્થતારૂપ પરિતોષ તો તેનાથી અન્ય એવા સમ્યક્ કાયોત્સર્ગ કરનારા લોકને અધઃકારી, નીચે—હેઠે પડનારો એવો મિથ્યાત્વરૂપ ગ્રહનો વિકાર જ છે. અત્રે લલિતવિસ્તરાકારે સુભાષિત ટાંક્યું છે—ઉન્માદરૂપ ગ્રહ (ભૂત—ઝોડ) વળગ્યું છે એવો ગ્રહી દણ્ડી—દણ્ડધારી, જેણે ખંડમાત્ર વસ્ત્ર—લંગોટી પહેરેલ છે, ભસ્મ વગેરેથી જે વિભૂષિત છે, અને સજ્જનોને જે શોચ કરવા યોગ્ય છે, એવા પોતાને તે રાજા કરતાં પણ અધિક માને છે! તેમ મોહવિકારથી યુક્ત એવો ગ્રહાવિષ્ટ, ઉચ્છૃંખલ—સ્વચ્છંદ—ઉન્મત્ત પ્રવૃત્તિ આદિ વિપરીત લિંગમાં રત એવા અકૃતાર્થ પોતાને કૃતાર્થ—કૃતકૃત્ય માને છે! આમ મિથ્યા કાયોત્સર્ગ કરનારા અપ્રેક્ષાવંત જનનો આત્મસંતોષ ( Self-Satisfaction ) ઉક્ત ગ્રહાવિષ્ટ દંડી જેમ ઉન્મત્ત ચેષ્ટા માત્ર છે! 'તેટલા માટે પ્રેક્ષાવંતને અંગીકૃત કરી (આશ્રી) આ સૂત્ર સફલ પ્રતીતવા યોગ્ય છે'—'तस्मात् प्रेक्षावन्तमङ्गीकृत्यैतत्सूत्रं सफलं प्रत्येतव्यम्' એમ તાત્પર્ય છે.

મિથ્યા આત્મસંતોષીનો મિથ્યાત્વ ગ્રહવિકાર!

॥ इति अर्हत्चैत्यवन्दनसूत्रम् ॥

卐

# અન્નત્થ સૂત્ર

## કાયોત્સર્ગ પ્રતિજ્ઞા આગાર (અપવાદ)

| | |
|---|---|
| अण्णत्थ— | શિવાય કે— |
| ऊससिएणं नीससिएणं | ઉચ્છ્વાસથી, નિઃશ્વાસથી, |
| खासिएणं छीएणं जंभाइएणं | ખાંસીથી, છીંકથી, બગાસાંથી, |
| उड्डुएणं वायनिसग्गेणं | ઓડકારથી, વાયુનિસર્ગથી, |
| भमलीए पित्तमुच्छाए | ભ્રમિથી, પિત્તમૂર્ચ્છાથી, |
| सुहुमेहिं अंगसंचालेहिं | સૂક્ષ્મ અંગસંચારોથી, |
| सुहुमेहिं खेलसंचालेहिं | સૂક્ષ્મ ખેલસંચારોથી |
| सुहुमेहिं दिट्ठिसंचालेहिं | સૂક્ષ્મ દૃષ્ટિસંચારોથી, |
| एवमाइएहिं आगारेहिं | -એ આદિ આગારોથી |
| अभग्गो अविराहिओ | અભગ્ન અવિરાધિત |
| हुज्ज मे काउस्सग्गो | હોજો મ્હારો કાયોત્સર્ગ !— |
| जाव अरिहंताणं भगवंताणं | જ્યાંલગી અર્હંત ભગવંતોના |
| नमुक्कारेणं न पारेमि | નમસ્કારથી ન પારૂં, |
| ताव कायं | ત્યાંલગી આત્મીય કાયને |
| ठाणेणं मोणेणं झाणेणं | સ્થાનથી મૌનથી ધ્યાનથી |
| अप्पाणं वोसिरामि ॥ | વોસરાવું છું. |

આ સૂત્રની વ્યાખ્યા કરતાં આચાર્યજી કાયોત્સર્ગના આગારો અથવા અપવાદપ્રકારો દર્શાવી, કાયોત્સર્ગપ્રતિજ્ઞાનો મર્મ સમજાવે છે—

[२९]किं सर्वथा तिष्ठति कायोत्सर्गमुत नेति आह—
"अन्नत्थ ऊससिएणमित्यादि"—

अन्यत्र उच्छ्वसितेन—उच्छ्वसितं मुक्त्वा योऽन्यो व्यापारस्तेनाव्यापारवत इत्यर्थः, एवं सर्वत्र भावनीयं। तत्र-ऊर्ध्वं प्रबलं वा श्वसितमुच्छ्वसितं तेन।

"नीससिएणमिति"—अधः श्वसितं निःश्वसितं तेन।

"खासिएणंति"—कासितेन, कासितं प्रतीतं।

"छीएणंति"—क्षुतेन, इदमपि प्रतीतमेव।

"जंभाइएणंति"—जृम्भितेन, विवृतवदनस्य प्रबलपवननिर्गमो जृम्भितमुच्यते।

"उड्डुएणंति"—उद्गारितं प्रतीतं तेन।

"वायनिसग्गेणंति"—अधिष्ठानेन पवननिर्गमो वातनिसर्गो भण्यते तेन।

"भमलीएत्ति"—भ्रमल्या, इयं चाऽऽकस्मिकी शरीरभ्रमिः प्रतीतैव।

"पित्तमुच्छाएत्ति"—पित्तमूर्च्छया, पित्तप्राबल्यान्मनाङ् मूर्च्छा भवति।

"सुहुमेहिं अङ्गसञ्चालेहिंति"—सूक्ष्मैः अङ्गसंचारैः लक्ष्यालक्ष्यैर्गात्रविचलनप्रकारैः रोमोद्गमादिभिः।

"सुहुमेहिं खेलसञ्चालेहिंति"—सूक्ष्मैः खेलसञ्चारैः, यस्माद्वीर्यसयोगिसद्द्रव्यतया ते खल्वन्तर्भवन्ति।

"सुहुमेहिं दिट्ठिसञ्चालेहिन्ति"—सूक्ष्मैर्दृष्टिसञ्चारैः निमेषादिभिः।

"एवमाइएहिं आगारेहिं अभग्गो अविराहिओ हुज्ज मे काउस्सग्गोत्ति"—एवमादिभिरित्यादि शब्दाद् यदा ज्योतिः स्पृशति तदा प्रावरणाय कल्पग्रहणं कुर्वतोऽपि न कायोत्सर्गभङ्गः ॥[२९८]

---

[२९]અર્થ:—શું સર્વથા કાયોત્સર્ગે સ્થિત છે? કે નહિં? તે માટે કહ્યું—अन्नत्थ ऊससिएणम् ઇત્યાદિ.

अन्यत्र उच्छ्वसितेन—શિવાય કે ઉચ્છ્વસિતથી, ઉચ્છ્વસિત મૂકી જે અન્ય વ્યાપાર, તેનાથી અવ્યાપારવંતનો એમ અર્થ છે. એમ સર્વત્ર ભાવનીય છે. તેમાં ઊર્ધ્વ વા પ્રબલ શ્વસિત (શ્વાસ લેવો તે) તે ઉચ્છ્વસિત, તેથી.

---

पञ्जिका—वीर्यसयोगिसद्द्रव्यतया—વીર્યસયોગિ સદ્દ્રવ્યથી, वीर्येण—વીર્યથી, વર્યાન્તરાય કર્મના ક્ષય-ક્ષયોપશમથી જન્મેલ આત્મશક્તિવિશેષથી, सयोगीनि—સયોગિ, સચેષ્ટ, सन्ति—સંતા, વિદ્યમાન द्रव्याणि—મનો-વાક્-કાયપણે પરિણત પુદ્ગલસ્કંધ લક્ષણ દ્રવ્યો, यस्य स तथा—છે જેના તે તથા, तद्भावस्तत्ता—તેનો ભાવ તે તત્તા, तया—તે વડે કરીને; અથવા वीर्येण—ઉક્તલક્ષણ વીર્યથી, सयोगिनो—સયોગીની, મનો-વાક્-કાય વ્યાપારવંત હોતા જીવની, द्रव्यता—દ્રવ્યતા, ખેલસંચારાદિ પ્રતિ હેતુભાવ, तया—તે વડે કરીને.

नीससिएणम्—અધઃ (નીચે) શ્વસિત તે નિઃશ્વસિત, તેથી.

खासिएणं—कासितेन—કાસિત (ખાંસી) પ્રતીત છે, તેથી.

छीएणं—ક્ષુતથી (છીંકથી) આ પણ પ્રતીત જ છે.

जंभाइएणं-जृम्भित्तेन—જૃંભિતથી (બગાસાંથી) વિવૃત વદનવંતનો પ્રબલ પવનનિર્ગમ તે જૃંભિત કહેવાય છે.

उड्डुएणं—उद्गारित—ઓડકાર પ્રતીત છે, તેથી.

वायनिसग्गेणं—વાતનિસર્ગથી. અધિષ્ઠાનથી પવનનિર્ગમ તે વાતનિસર્ગ (વાછૂટ) કહેવાય છે, તેથી.

भमलीए—भ्रमल्या—ભ્રમલીથી (ચકરીથી), અને આ આકસ્મિક શરીરભ્રમિ પ્રતીત જ છે.

पित्तमुच्छाए—पित्तमूर्च्छया—પિત્તમૂર્ચ્છાથી. પિત્તના પ્રાબલ્ય થકી જરાક મૂર્ચ્છા હોય છે.

सुहुमेहिं अङ्गसञ्चालेहिं—सूक्ष्मैः अङ्गसञ्चारैः—સૂક્ષ્મ અંગસંચારોથી, લક્ષ્યાલક્ષ્ય ગાત્ર-વિચલન પ્રકારરૂપ રોમોદ્ગમ આદિથી.

सुहुमेहिं खेलसञ्चालेहिं—सूक्ष्मैः खेलसंचारैः—સૂક્ષ્મ ખેલસંચારોથી, કારણકે વીર્ય-સયોગિ સદ્દ્રવ્યતાથી તે સ્ફુટપણે અંદરમાં હોય છે.

सुहुमेहिं दिट्ठिसञ्चालेहिं—सूक्ष्मैः दृष्टिसञ्चारैः—સૂક્ષ્મ દૃષ્ટિસંચારોથી, નિમેષાદિથી.

एवमाइएहिं आगारेहिं अभग्गो अविराहिओ हुज्ज मे काउस्सग्गो—એ આદિ આગારોથી અભગ્ન અવિરાધિત એવો મ્હારો કાયોત્સર્ગ હોજો!

एवमादिभिः—એ આદિથી, આદિ શબ્દથી જ્યારે જ્યોતિ સ્પર્શે છે, ત્યારે પ્રાવરણ અર્થે કલ્પગ્રહણ કરતાં પણ કાયોત્સર્ગ ભંગ નથી.[૨૫૮]

## વિવેચન

"દેહ છતાં જેની દશા, વર્ત્તે દેહાતીત;
તે જ્ઞાનીના ચરણમાં, હો વંદન અગણિત."—શ્રીમદ્ રાજચંદ્રજી.

**કાયોત્સર્ગના આગારો અથવા અપવાદ પ્રકારો**

આગલા સૂત્રમાં હું કાયોત્સર્ગે સ્થિત છું એમ કહ્યું, 'તે શું સર્વથા કાયોત્સર્ગે સ્થિત છે? કે નહિં?' તે માટે કહ્યું 'અન્યત્ર ઉચ્છ્વસિત' ઇ. અર્થાત્ ઉચ્છ્વાસ આદિ શિવાય, ઉચ્છ્વાસ આદિનો અપવાદ રાખી હું કાયોત્સર્ગે સ્થિત છું. ઉચ્છ્વાસ, નિઃશ્વાસ, ખાંસી, છીંક, બગાસું, ઓડકાર, વાછૂટ, ચકરી, પિત્તમૂર્ચ્છા, સૂક્ષ્મ અંગસંચાર, સૂક્ષ્મ ખેલસંચાર, સૂક્ષ્મ દૃષ્ટિસંચાર એ આદિ આગારોથી અભગ્ન અવિરાધિત એવો મ્હારો કાયોત્સર્ગ હોજો! અત્રે આદિ શબ્દથી અગ્નિસ્પર્શ, ચોર-ઉપદ્રવ, રાષ્ટ્રક્ષોભ, સર્પદંશ, ઘરમાં આગ લાગવી એ વગેરે આગારો સમજવા.

અત્રે સૂક્ષ્મ ખેલસંચાર વગેરે છે તે 'વીર્યસયોગિ સદ્દ્રવ્યતાથી નિશ્ચયે કરીને અંદરમાં હોય છે.' અર્થાત્ વીર્યાન્તરાય કર્મના ક્ષય-ક્ષયોપશમથી જન્મેલ આત્મશક્તિ-

વિશેષરૂપ વીર્ય વડે કરીને સયોગિ-સચેષ્ટ-વ્યાપારવંત એવા સત્-વિદ્યમાન મન-વચન-કાયપણે પરિણત પુદ્ગલસ્કંધરૂપ જે દ્રવ્યો છે, તેના ભાવ-હોવાપણા વડે કરીને; અથવા ઉક્તલક્ષણ વીર્યથી સયોગી-મન-વચન-કાયાના યોગવંત એવા જીવની જે દ્રવ્યતા-હેતુતા તે વડે કરીને તે ખેલસંચારાદિ હોય છે, એમ ભાવ છે. શેષ સુગમ છે.



નમસ્કાર કરીને કાયોત્સર્ગગ્રહણ કેમ નથી કરતો ? કે જેથી કરીને તેનો ભંગ થવાનો સંભવ જ ન રહે, એ આશંકાનું સમાધાન કરે છે—

[30]आह—नमस्कारमभिधाय किमिति तद्ग्रहणं न करोति? येन तद्भङ्गो न भवति। उच्यते—नात्र नमस्कारेण पारणमित्येतावदेव अविशिष्टं कायोत्सर्गमानं क्रियते, किन्तु यो यत्परिमाणो यत्र कायोत्सर्ग उक्तः, ततः ऊर्ध्वं समाप्तेऽपि तस्मिन् नमस्कारमपठतो भङ्गः अपरिसमाप्तेऽपि पठतो भङ्ग एव, स चात्र न भवतीति। न चैतत्स्वमनीषिकयैवोच्यते, यत उक्तमार्षे—

"अगणी ओछिदिज्ज व, वोहियखोभाइ दीहडक्को वा।
आगारेहिं अभग्गो, उस्सग्गो एवमाईहिं॥"[259]

[30]અર્થ:—શંકા-નમસ્કાર કહીને, શા માટે તેનું ગ્રહણ નથી કરતો ? જેથી તેનો ભંગ ન થાય ?

(સમાધાન) કહેવામાં આવે છે—અત્રે નમસ્કારથી પારણ એમ એટલું જ અવિશિષ્ટ કાયોત્સર્ગ માન (પ્રમાણ) કરવામાં નથી આવતું, કિંતુ જે જે પરિમાણવાળો જ્યાં કાયોત્સર્ગ કહ્યો છે, તેથી ઊર્ધ્વ (આગળ) તે સમાપ્ત થયે પણ નમસ્કાર નહિં પઠતાં ભંગ છે, અપરિસમાપ્ત થયે પણ પઠતાં ભંગ જ છે; અને તે (ભંગ) અત્રે હોતો નથી. એટલા માટે. અને આ સ્વમનીષિકાથી જ કહેવામાં આવતું નથી. કારણકે આર્ષમાં કહ્યું છે કે—

"અગ્નિ સ્પર્શે, માનુષ ચોર-ક્ષોભઆદિ, વા સર્પદંશ થાય,—એ આદિ આગારોથી કાયોત્સર્ગ અભગ્ન છે."[259]

## વિવેચન

"જે કાંઈ પણ ત્યાગ કરવો તે શિથિલપણારહિત તથા બારીબારણાંરહિત કરવો, અથવા બારીબારણાં રાખવાં જરૂર હોય તો તે પણ ચોક્કસ આકારમાં ખુલ્લી રીતે રાખવાં."—શ્રીમદ્ રાજચંદ્ર. પત્રાંક ૭૫૩.

અત્રે જિજ્ઞાસુ શંકા કરે છે—'નમસ્કાર' કહીને જ શા માટે આ કાયોત્સર્ગનું ગ્રહણ કરતો નથી ? કે જેથી કરીને તેના ભંગનો પ્રસંગ જ ન આવે. એનું સમાધાન કર્યું

पञ्जिका—अगणी ओछिन्देज्ज व ઇત્યાદિ અથવા અગ્નિ સ્પર્શે, સ્વના અને કાયોત્સર્ગાલંબનરૂપ ગુરુ આદિની અન્તરાલ ભૂમિને કોઈ અવચ્છિન્દે. वोहिकाः—બોહિકો, માનુષ ચોરો. क्षोभः—સ્વરાષ્ટ્ર-પરરાષ્ટ્રકૃત ક્ષોભ. आदि શબ્દથી ગૃહપ્રદીપનકનું (ઘરને આગ લાગવી તેનું) ગ્રહણ છે. दीर्घो—દીર્ઘકાય સર્પાદિ, વા તેનાથી दष्ट—દષ્ટ, તેથી તેઓના પ્રતિવિધાને પણ કાયોત્સર્ગભંગ નથી એમ ભાવ છે.

છે કે—અહીં 'નમસ્કારથી પારણુ'—નમસ્કાર કહીને જ પારવું-પૂર્ણ કરવું એમ એટલું જ 'અવિશિષ્ટ'-અવિશેષિત 'કાયોત્સર્ગમાન'—કાયોત્સર્ગનું પ્રમાણ નથી કરવામાં આવતું; પરંતુ જે જે 'પરિમાણવાળો'—માપવાળો જ્યાં કાયોત્સર્ગ કહ્યો છે, તેથી 'ઊર્ધ્વ'—આગળમાં તે 'સમાપ્ત'-પૂર્ણ થયે પણ 'નમસ્કાર' નહિં બોલવામાં આવતાં તેનો ભંગ થાય છે, અને 'અપરિસમાપ્ત' થયે-પૂર્ણ નહિં થયે પણ 'નમસ્કાર' બોલવામાં આવતાં ભંગ જ છે. અને તેવો 'ભંગ'—પ્રતિજ્ઞાભંગ અત્રે કાયોત્સર્ગમાં ઉક્ત આગારગ્રહણથી હોતો નથી. આને શાસ્ત્રવચનથી પણ પુષ્ટિ છે—'અગ્નિ સ્પર્શે ઇ.' અર્થાત્ આગ લાગે, ચોરનો ઉપદ્રવ થાય, સ્વરાષ્ટ્ર-પરરાષ્ટ્રજન્ય ક્ષોભ-ખળભળાટ ઉપજે, સર્પદંશ થાય એ વગેરે 'આગારોથી'-છૂટથી-અપવાદગ્રહણથી 'કાયોત્સર્ગ અભગ્ન' છે-કાયોત્સર્ગનો ભંગ થતો નથી. તાત્પર્ય કે-જે પ્રમાણે જે પ્રતિજ્ઞા ભલે આગારપૂર્વક લેવાય, તે પ્રમાણે કડકપણે (Strictly) તે પ્રતિજ્ઞાનું પાલન-નિર્વહણ કરાય તો જ તેનો અભંગ હોય એ જ ભાવ છે.



આ ઉક્ત આગારોથી અભગ્ન-અવિરાધિત મ્હારો કાયોત્સર્ગ હો! એ સૂત્રનો ભાવાર્થ વિવરે છે—

[३१]आक्रियन्ते इत्याकारा आगृह्यन्ते इति भावना, सर्वथा कायोत्सर्गापवादप्रकारा इत्यर्थः। तैः—आकारैर्विद्यमानैरपि, न भग्नोऽभग्नः, भग्नः—सर्वथा नाशितः, न विराधितोऽविराधितः, विराधितो—देशभग्नोऽभिधीयते, भूयात् मे-मम कायोत्सर्गः।[२६०]

[૩૧]અર્થ:—आक्रियन्ते इति आकाराः—આકરાય છે તે આકારો (આગારો), આગ્રહાય છે એમ ભાવના છે; સર્વથા કાયોત્સર્ગના અપવાદપ્રકારો એમ અર્થ છે. तैः—તેથી, આકારોથી, વિદ્યમાનોથી પણ, न भग्नो अभग्नः—ન ભગ્ન તે અભગ્ન. ભગ્ન-સર્વથા નાશિત. न विराधितः अविराधितः—ન વિરાધિત તે અવિરાધિત. વિરાધિત તે દેશભગ્ન કહેવાય છે. भूयात्-હો, मे-મ્હારો कायोत्सर्गः—કાયોત્સર્ગ.[૨૬૦]

## વિવેચન

"તારૂં ધ્યાન તે સમકિતરૂપ, તેહી જ જ્ઞાન ને ચારિત્ર તે જ છે જી;
તેથી રે જાયે સઘળાં પાપ, ધ્યાતા રે ધ્યેય સ્વરૂપ હોયે પછેજી.
ધન્ય દિન વેળા ધન્ય ઘડી તેહ." **શ્રી યશોવિજયજી.**

આ આકાર (આગાર) એટલે શું? 'आक्रियन्ते इत्याकाराः।' આકરાય છે, આગ્રહાય છે, 'આ'—અમુક મર્યાદાથી કરાય છે, ગ્રહાય છે તે આકારો-આગારો; અર્થાત્ સર્વથા-સર્વ પ્રકારથી 'કાયોત્સર્ગના અપવાદપ્રકારો,' (exceptions) કાયોત્સર્ગની પ્રતિજ્ઞામાં રાખવામાં આવેલી આ અમુક પ્રકારની છૂટ એમ અર્થ છે. આ આકારો-અપવાદપ્રકારો વિદ્યમાન હોય તોપણ તેથી મ્હારો કાયોત્સર્ગ અભગ્ન હો, ભગ્ન-સર્વથા ભંગાયેલો-નાશિત મ હો! અવિરાધિત હો, વિરાધિત-દેશભગ્ન મ હો! એમ ભાવ છે.



લલિતવિસ્તરાકાર આચાર્યજી આ ઉક્ત આગારોનું પંચ અતિચારજાતિઓમાં સુંદર બુદ્ધિગમ્ય વર્ગીકરણ કરે છે—

[३२]तत्रानेन सहजास्तथा अल्पेतरनिमित्ता आगन्तवो नियतभाविनश्चाल्पाः बाह्यनिबन्धना बाह्याश्चातिचारजातय इत्युक्तं भवति।

उच्छ्वासनिःश्वासग्रहणात्सहजाः, सचित्तदेहप्रतिबद्धत्वात्। कासितक्षुतजृम्भितग्रहणात्त्वल्पनिमित्ता आगन्तवः, स्वल्पपवनक्षोभादेस्तद्भावात्। उद्गारवातनिसर्गभ्रमिपित्तमूर्च्छाग्रहणात्पुनर्बहुनिमित्ता आगन्तव एव, महाजीर्णादेस्तदुपपत्तेः। सूक्ष्माङ्गखेलदृष्टिसञ्चारग्रहणाच्च नियमभाविनोऽल्पाः, पुरुषमात्रे सम्भवात्। एवमाद्युपलक्षितग्रहणाच्च बाह्यनिबन्धना बाह्यास्तद्द्वारेण प्रसूतेरिति।[२६१]

[૩૨]અર્થ:—તેમાં—આ ઉપરથી સહજ, તથા અલ્પનિમિત્ત આગન્તુક, ઇતર નિમિત્ત આગન્તુક, નિયમભાવી અલ્પ, અને બાહ્યનિબન્ધન બાહ્ય એવી અતિચારજાતિઓ એમ કહેવાનું થયું.

(૧) ઉચ્છ્વાસ-નિઃશ્વાસના ગ્રહણથી સહજ (અતિચારો),—સચિત્ત દેહ સાથે પ્રતિબદ્ધપણાને લીધે.

(૨) કાસિત-ક્ષુત-જૃંભિતના (ખાંસી-છીંક-બગાસાંના) ગ્રહણથી અલ્પનિમિત્ત આગન્તુક,—સ્વલ્પ પવનક્ષોભાદિ થકી તેના ભાવને લીધે.

(૩) ઉદ્ગાર, વાતનિસર્ગ, ભ્રમિ, પિત્તમૂર્ચ્છાના ગ્રહણથી પુનઃ બહુનિમિત્ત આગન્તુક જ,—મહાઅજીર્ણાદિ થકી તેની ઉપપત્તિને લીધે.

(૪) સૂક્ષ્મ એવા અંગ-ખેલ-દૃષ્ટિ સંચારના ગ્રહણથી નિયમભાવી અલ્પ,—પુરુષમાત્રમાં સંભવને લીધે.

અને એ આદિ ઉપલક્ષિતના ગ્રહણથી બાહ્યનિબન્ધનવાળા બાહ્ય (અતિચારો),—તે દ્વારા પ્રસૂતિને લીધે.[૨૬૧]

## વિવેચન

"જગત જંતુ કારજ રુચિ રે લાલ, સાધે ઉદયે ભાણ રે;
ચિદાનંદ સુવિલાસતા રે લાલ, વાધે જિનવર આણ રે....
પદ્મપ્રભ જિન ગુણનિધિ રે લાલ."—શ્રી દેવચંદ્રજી.

આ ઉક્ત આગારોનું લલિતવિસ્તરાકાર આચાર્યજીએ પંચ અતિચારજાતિના વિભાગમાં સુંદર બુદ્ધિગમ્ય વર્ગીકરણ કર્યું છે: (૧) સહજ—ઉચ્છ્વાસ, નિઃશ્વાસ એ 'સચિત્ત (જીવતા) દેહ સાથે પ્રતિબદ્ધપણાને લીધે' હોવા સહજ—સ્વાભાવિક અતિચાર છે. (૨) અલ્પનિમિત્ત આગન્તુક—ખાંસી, છીંક, બગાસાં એ વાયુક્ષોભ આદિ સ્વલ્પ નિમિત્તે આગન્તુક—આવી પડતા અતિચારો છે. (૩) બહુનિમિત્ત આગન્તુક—ઓડકાર, વાછૂટ, ચકરી, પિત્તમૂર્ચ્છા એ મહા અજીર્ણાદિ બહુનિમિત્તે આવી પડતા આગન્તુક અતિચાર છે. (૪) નિયમભાવી અલ્પ—સૂક્ષ્મ અંગસંચાર, સૂક્ષ્મ

આગારોનું પંચ અતિચારજાતિમાં વર્ગીકરણ

ખેલસંચાર, સૂક્ષ્મ દૃષ્ટિસંચાર એ પુરુષમાત્રમાં સંભવને લીધે' નિયમે કરીને હોનારા અલ્પ અતિચાર છે. (૫) **બાહ્યનિબન્ધન બાહ્ય**—એ આદિ શબ્દથી ગ્રહણ કરેલ બાહ્ય કારણથી ઉપજતા બાહ્ય અતિચાર છે. જેમ કે-અગ્નિસ્પર્શ, ચોર ઉપદ્રવ, રાષ્ટ્રક્ષોભ, સર્પદંશ આદિ.



ઉપાધિશુદ્ધ અનુષ્ઠાન મોક્ષકારણ છે એ જણાવવા અહીં આ આગારો મૂકયા છે, એમ રહસ્ય દર્શાવે છે—

[૩૨]उपाधिशुद्धं परलोकानुष्ठानं निःश्रेयसनिबन्धनमिति ज्ञापनार्थममीषामिहोपन्यासः। उक्तं चागमे—

"वयभंगे गुरुदोसो, थोवस्सवि पालणा गुणकरी उ।

गुरुलाघवं च णेयं, धम्मंमि अओ उ आगारा॥" इति।[२६२]

[૩૩]**અર્થ:**—ઉપાધિશુદ્ધ પરલોક અનુષ્ઠાન નિશ્રેયસનું નિબન્ધન છે, એમ જ્ઞાપન અર્થે એઓનો (આ અતિચારોનો) અહીં ઉપન્યાસ છે. અને આગમમાં કહ્યું છે કે—

"વ્રત ભંગમાં ગુરુ (ભારી) દોષ છે, પણ થોડાની પણ પાલના ગુણકરી છે; અને ધર્મમાં ગુરુ-લાઘવ જાણવા યોગ્ય છે, એટલા માટે તો આગારો છે."[૨૬૨]

## વિવેચન

"ધ્યેય સ્વભાવે પ્રભુ અવધારી, દુર્ધ્યાતા પરિણતિ વારી રે પ્રભુ.
ભાસન વીર્ય એકતાકારી, ધ્યાન સહજ સંભારી રે....પ્રભુ અંતરજામી."

—**શ્રી દેવચંદ્રજી.**

આ આગારો—અતિચારપ્રકારોનો અપવાદ શા માટે રાખવામાં આવ્યો છે? તેનો અહીં ખુલાસો કર્યો છે કે-આમ 'उपाधिशुद्धं परलोकानुष्ठानं'—'ઉપાધિશુદ્ધ પરલોક અનુષ્ઠાન નિઃશ્રેયસનું નિબન્ધન છે,' અર્થાત્ આ આ અતિચારો સહજપણે વા આગન્તુકપણે અત્રે થવા સંભવે છે, એટલે તેનો અપવાદ-છૂટ રાખી હું કાયોત્સર્ગ કરૂં છું, એમ ઉપાધિશુદ્ધ–પરિકરશુદ્ધ–આજુબાજુની સર્વ વિગતથી ( Details ) શુદ્ધ એવી પ્રતિજ્ઞાપૂર્વક અનુષ્ઠાન મોક્ષનું કારણ હોય છે, એમ જણાવવા માટે આ અતિચારપ્રકારો અહીં મૂકવામાં આવ્યા છે. એ જ પ્રકારે ઉપાધિશુદ્ધ–પરિકરશુદ્ધ–આજુબાજુની સર્વ વિગતથી ( Details ) શુદ્ધ એવું કોઈ પણ પરલોકસંબંધી અનુષ્ઠાન હોય તે જ મોક્ષનું કારણ થઈ પડે છે, એમ અત્ર આ ઉપરથી સામાન્યથી સૂચવ્યું છે.

આ ઉપાધિશુદ્ધ અનુષ્ઠાન અંગે આગમમાં પણ કહ્યું છે કે—'वयभङ्गे गुरुदोसो' ઇ.—વ્રતનો ભંગ કરવામાં ગુરુ (ભારી) દોષ છે, પણ થોડાની પણ પાલના ગુણકરી છે; અને ધર્મની બા. માં ગુરુ-લાઘવ જાણવા યોગ્ય છે, એટલા માટે તો આગારો છે.' અર્થાત્ જેમાં ગુણ-લાભ ગુરુ (ભારી) હોય ને દોષ-હાનિ લઘુ (થોડી) હોય તે કરવું જોઈએ; અને જેમાં હાનિ ગુરુ (ભારી) હોય ને લાભ લઘુ (અલ્પ) હોય તે ન કરવું જોઈએ, એમ સાચી વાણીયાગતવાળું ગુણદોષના લાભહાનિરૂપ ગુરુલાઘવ વિચારી, મોટી પ્રતિજ્ઞા લઈ ભાંગવા કરતાં પ્રથમથી અપવાદની છૂટ રાખી શુદ્ધ ચોકખી પ્રતિજ્ઞા લઈ તેનું યથાર્થ પાલન કરવું શ્રેયસ્કર છે. દા. ત. કોઈ મહાવ્રતની મહાન્ પ્રતિજ્ઞા લઈ તેનો ભંગ કરે, તેના કરતાં યથાશક્તિ થોડું પણ વ્રત લઈ તેનું સુપરિશુદ્ધ પરિપાલન કરે તે મોક્ષરૂપ શ્રેયનું કારણ છે; કારણકે મહાવ્રતના ભંગમાં મહાદોષ છે, ને અલ્પના પણ પાલનમાં મહાગુણ છે, એટલે નામ મોટું ને દર્શન ખોટું એમ કરવા કરતાં અને એટલું થોડું પણ સુપરિશુદ્ધ સમ્યક્ પાલન કરવું એ જ આત્માને ગુણકારી-હિતકારી-ઉપકારી છે. આમ સર્વત્ર સમજવાનું છે. તાત્પર્ય કે જે કાંઈ સત્ અનુષ્ઠાન કરવું તે સર્વથા સર્વ પ્રકારે શુદ્ધ—સુપરિશુદ્ધ જ કરવું યોગ્ય છે. અને આ સુપરિશુદ્ધ હોય એ ખાતર અત્રે કાયોત્સર્ગમાં જે આ ઉચ્છ્વાસ-નિઃશ્વાસાદિ આગાર-અપવાદ રાખવામાં આવ્યા છે, તે તો અનિવાર્ય જ છે, એટલે તેની છૂટ રાખ્યા વિના છૂટકો જ નથી, એ સાદી સમજથી સમજી શકાય છે.

(હાંસિયામાં: સુપરિશુદ્ધ અનુષ્ઠાન અને આગારનું પ્રયોજન)

"ધ્યાતા ધ્યેય સમાધિ અભેદે, પર પરિણતિ વિચ્છેદે રે....પ્રભુ અંતરજામી;
ધ્યાતા સાધક ભાવ ઉચ્છેદે, ધ્યેય સિદ્ધતા વેદે રે....પ્રભુ."—શ્રી દેવચંદ્રજી



ઉચ્છ્વાસાદિનું સાપેક્ષપણું અભક્તિરૂપ હોઈ અશોભન છે, એ આશંકાનું સમાધાન કરી, ઉચ્છ્વાસ-નિરોધનો તેમજ આત્મઘાતનો નિષેધ આગમપ્રમાણથી દર્શાવે છે—

३४एतेनार्हच्चैत्यवन्दनायोद्यतस्योच्छ्वासादिसापेक्षत्वमशोभनम्, अभक्तेः, न हि भक्तिनिर्भरस्य क्वचिदपेक्षा युज्यत इत्येतदपि प्रत्युक्तं, उक्तवदभक्त्ययोगात्। तथाहि—

का खल्वत्रापेक्षा? अभिष्वङ्गाभावात्, आगमप्रामाण्याद्। उक्तं च—

"उस्सासं न निरुंभइ, आभिग्गहिओवि किमुय चिट्ठाए?।
सज्जमरणं णिरोहे, सुहुमुस्सासं तु जयणाए ॥२॥"

न च मरणमविधिना प्रशस्यत इति, अर्थहानेः, शुभभावनाद्ययोगात्, स्वप्राणातिपातप्रसङ्गात्, तस्य चाविधिना निषेधात्। उक्तं च—

"सव्वत्थ सञ्जमं सञ्जमाओ अप्पाणमेव रक्खिज्जा। मुच्चइ अइवायाओ पुणो विसोही न याविरई ॥१॥" कृतं प्रसङ्गेन।२६३

[૩૪]અર્થ:—આ ઉપરથી અર્હત્ચૈત્યના વન્દનાર્થે ઉદ્યતને ઉચ્છ્વાસાદિનું સાપેક્ષપણું અશોભન છે,—અભક્તિને લીધે; કારણકે ભક્તિનિર્ભરને ક્વચિત્ અપેક્ષા યુક્ત નથી,—એ પણ પ્રત્યુક્ત થયું, ઉક્તવત્ અભક્તિનો અયોગ છે માટે. તે આ પ્રકારે—

અત્રે અપેક્ષા શી? અભિષ્વંગનો અભાવ છે માટે, આગમનું પ્રામાણ્ય છે માટે. અને કહ્યું છે કે—

આભિગૃહીત પણ ઉચ્છ્વાસ ન નિરોધે, તો પછી ચેષ્ટાથી તો પૂછવું જ શું? નિરોધ કર્યે સદ્ય મરણ હોય છે, પણ જયણાથી સૂક્ષ્મ ઉચ્છ્વાસ હોય છે.

અને અવિધિથી મરણ પ્રશંસાતું નથી,—અર્થહાનિને લીધે, શુભ ભાવનાદિના અયોગને લીધે, સ્વપ્રાણાતિપાતના પ્રસંગને લીધે, અને તેના અવિધિથી નિષેધને લીધે. અને કહ્યું છે કે—

"સર્વત્ર સંયમને (રક્ષે), અને સંયમથી આત્માને જ રક્ષે. અતિપાતથી તે આત્મા (અને સંયમ) મૂકાય છે; અને પુન: અવિરતિની વિશોધિ નથી હોતી.

પ્રસંગથી સર્યું.[૨૬૩]

## વિવેચન

"પુષ્ટ નિમિત્તાલંબન ધ્યાને, સ્વાલંબન લય ઠાને;
દેવચંદ્ર ગુણને એકતાને, પહોંચે પૂરણ થાને....
મોરા સ્વામી હો તોરો ધ્યાન ધરીજે,
ધ્યાન ધરીજે હો સિદ્ધિ વરીજે, અનુભવ અમૃત પીજે."—**શ્રી દેવચંદ્રજી.**

અત્રે કોઈ એમ શંકા કરે કે 'અર્હત્ચૈત્યના વન્દનાર્થે ઉદ્યતને ઉચ્છ્વાસાદિનું સાપેક્ષપણું અશોભન છે,—અભક્તિને લીધે' ઇ૦, તેનો પણ આ ઉપરોક્ત વિવરણ પરથી રદીઓ અપાઈ ચૂકયો, કારણકે કહેવામાં આવ્યું તેમ અત્રે અભક્તિનો યોગ જ નથી, અભક્તિ ઘટતી જ નથી. અત્રે અભિષ્વંગનો—રાગરૂપ આસક્તિનો અભાવ છે, તો પછી અપેક્ષા શી? તેમ જ આગમમાં પણ શ્વાસનિરોધનો નિષેધ કર્યો છે. શ્રી **વિશેષાવશ્યક ભાષ્યમાં શ્રી જિનભદ્રગણી ક્ષમાશ્રમણજીએ** ऊस्सासं न निरुंभइ ઇ. કહ્યું છે. અર્થાત્ જબરજસ્તીથી અભિગૃહીત પણ ઉચ્છ્વાસ ન નિરુંધે, તો પછી સ્વયં પોતાની મેળે તો કેમ જ નિરુંધે? કારણકે નિરોધ કરવામાં આવતાં સદ્ય—તત્ક્ષણ મરણ હોય છે, પણ સૂક્ષ્મ ઉચ્છ્વાસ તો યતનાથી હોય છે.

ઉચ્છ્વાસનિરોધનો નિષેધ

અને આમ શ્વાસનિરોધથી 'અવિધિથી મરણ પ્રશંસાતું નથી,—અર્થહાનિને લીધે;' અર્થના—કાયોત્સર્ગના પ્રયોજનથી હાનિને લીધે. તે શાને લીધે? 'શુભ ભાવનાદિના અયોગને લીધે,'—કાયોત્સર્ગમાં જે શુભ ભાવનાદિ ભાવનાનો અભિપ્રાય રાખ્યો હોય, તેનો યોગ નથી થતો માટે. તે પણ શાને લીધે? 'સ્વપ્રાણાતિપાતના પ્રસંગને લીધે,' પોતાના પ્રાણ ચાલ્યા જવાના પ્રસંગને લીધે. અને તેમાં પણ દોષ શાને લીધે? 'તેના અવિધિથી નિષેધને લીધે,' અવિધિથી પ્રાણત્યાગનો નિષેધ છે માટે. આ અંગે અત્રે 'सव्वत्थ संजमं संजमाओ अप्पाणमेव

સંયમરક્ષાર્થે દેહરક્ષા આવશ્યક

रक्खिज्जा' ઇ૦ ગાથા ટાંકી છે. અર્થાત્ સર્વત્ર સંયમને રક્ષે અને સંયમ થકી આત્માને જ રક્ષે; પ્રાણઅતિપાતથી (મરણથી) તો સંયમ મૂકાઈ જાય છે, અને પુનઃ અવિરતિને વિશુદ્ધિનો પ્રસંગ પ્રાપ્ત નથી થતો. એટલે સંયમની રક્ષાર્થે દેહની રક્ષા આવશ્યક છે, સંયમની ખાતર પણ દેહના જતનની જરૂર છે. આમ સંયમ-તપ આદિ અનુષ્ઠાન જ્ઞાનીઓએ કદી પણ કયાંય પણ આત્મઘાત (Suicide) માટે કે આત્મઘાત થાય એ રીતે કરવાનું કહ્યું નથી, પણ આત્મરક્ષા થાય એ માટે જ ને એ રીતે જ કરવાનું કહ્યું છે. પ્રસંગથી સર્યું!



જ્યાંલગી અર્હંત ભગવંતોને નમસ્કાર કરી ન પારૂં—એ સૂત્રનું વ્યાખ્યાન કરે છે—

[૩૫]कियन्तं कालं यावत्तिष्ठामीत्यत्राह—" जाव अरहंताणमित्यादि।"

यावदिति-कालावधारणे, अशोकाद्यष्टमहाप्रातिहार्यलक्षणां पूजामर्हन्तीत्यर्हन्तस्तेषामर्हतां, भगः-समग्रैश्वर्यादिलक्षणः स विद्यते येषां ते भगवन्तः तेषां सम्बन्धिना नमस्कारेण 'नमो अरहन्ताणन्ति' अनेन " न पारयामि " न पारं गच्छामि,[२६१]

[૩૫]અર્થઃ—કેટલા કાળ સુધી સ્થિત છું? એટલા માટે અત્રે કહ્યું—"जाव अरहंताणं" ઇત્યાદિ. यावत्—જ્યાં સુધી,—કાલ અવધારણ અર્થમાં. અશોકાદિ અષ્ટ મહાપ્રાતિહાર્ય-લક્ષણા પૂજાને અર્હે છે તે અર્હતો, તે અર્હતોના; ભગ-સમગ્ર ઐશ્વર્યાદિ લક્ષણવાળો ભગ, તે વિદ્યમાન છે જેઓને તે ભગવંતો, તેઓના સંબંધી, नमस्कारेण—નમસ્કારથી, 'नमो अरहन्ताणं' એમ એ નમસ્કારથી, न पारयामि—ન પારૂં, ન પાર પામું.[૨૬૪]

## વિવેચન

"પ્રભુ પદ વળગ્યા તે રહ્યા તાજા કાય, અલગા અંગ ન સાજા રે....મન
વાચક વશ કહે અવર ન ધ્યાઉં, એ પ્રભુના ગુણ ગાઉં રે....મન.
શ્રી અરજિત."—શ્રી યશોવિજયજી.

આ કાયોત્સર્ગમાં કેટલો વખત સ્થિત છું? તે માટે કહ્યું—'જ્યાંસુધી અર્હંત ભગવંતોને નમસ્કાર વડે ન પારૂં ત્યાંસુધી.' અશોકાદિ અષ્ટ મહા પ્રાતિહાર્યરૂપ પૂજાને અર્હ-યોગ્ય એવા અર્હતો જે સમગ્રઐશ્વર્યાદિલક્ષણ ભગસંપન્ન ભગવંતો છે, તેઓના સંબંધી નમસ્કારથી—'नमो अरहंताणं' નમસ્કાર હો અર્હતોને એ નમસ્કાર પદથી જ્યાંસુધી-જેટલો વખત સુધી ન પારૂં-ન પાર પામું, ત્યાંસુધી-તેટલો વખત સુધી.



ત્યાંલગી આત્મીય કાયને સ્થાનથી મૌનથી ધ્યાનથી વોસરાવું છું—એ કાયોત્સર્ગપ્રતિજ્ઞા સૂત્રનું મીમાંસન કરી જઘન્ય કાયોત્સર્ગ 'પણ' અષ્ટ ઉચ્છ્વાસ પ્રમાણ હોય એવું સૂચન કરે છે—

[૩૬]तावत्किमित्याह—

" ताव कायं ठाणेणं मोणेणं झाणेणं अप्पाणं वोसिरामि।"

तावच्छब्देन कालनिर्देशमाह, "कायं" देहं "स्थानेन" ऊर्ध्वस्थानेन हेतुभूतेन, तथा "मौनेन" वाग्निरोधलक्षणेन, तथा "ध्यानेन" धर्म्मध्यानादिना, "अप्पाणंति" प्राकृतशैल्या आत्मीयम्, अन्ये न पठन्त्येवैनमालापकं, "व्युत्सृजामि" परित्यजामि।

इयमत्र भावना—

कायं स्थानमौनध्यानक्रियाव्यतिरेकेण क्रियान्तराध्यासमधिकृत्य व्युत्सृजामि। नमस्कारपाठं यावत्प्रलम्बभुजो निरुद्धवाक्प्रसरः प्रशस्तध्यानानुगतस्तिष्ठामीति। ततः कायोत्सर्गं करोतीति। जघन्योऽपि तावदष्टोच्छ्वासमानः।[२६५]

[૩૬]અર્થ:—ત્યાંસુધી શું ? તે માટે કહ્યું—

"ताव कायं ठाणेणं मोणेणं झाणेणं अप्पाणं वोसिरामि।" ત્યાંસુધી આત્મીય કાયને સ્થાનથી, મૌનથી, ધ્યાનથી વોસરાવું છું.

तावत्—ત્યાંસુધી શબ્દથી કાલનિર્દેશ કહ્યો, कायं—કાયને, દેહને, स्थानेन—સ્થાનથી, હેતુભૂત એવા ઊર્ધ્વસ્થાન વડે કરીને, તથા मौनेन—મૌનથી, વાગ્નિરોધલક્ષણ મૌન વડે કરીને તથા ध्यानेन—ધ્યાનથી, ધર્મધ્યાનાદિ વડે કરીને, अप्पाणं—પ્રાકૃત શૈલીથી આત્મીય. અન્યો તો આ આલાપક પઠતા જ નથી. व्युत्सृजामि—વ્યુતસર્જું છું, પરિત્યજું છું. આ અત્રે ભાવના છે—

કાયને સ્થાન-મૌન-ધ્યાન ક્રિયા શિવાય ક્રિયાન્તર અધ્યાસને આશ્રીને વ્યુત્સર્જું છું. નમસ્કાર પાઠ સુધી ભુજ લંબાવી રહેલો વાક્પ્રસર નિરુદ્ધ કરેલો, પ્રશસ્ત ધ્યાન અનુગત એવો હું સ્થિતિ કરૂં છું.

પછી કાયોત્સર્ગ કરે છે; જઘન્ય (કાયોત્સર્ગ) પણ અષ્ટ ઉચ્છ્વાસ માનવાળો છે.[૨૬૫]

## વિવેચન

"કાયાની વિસારી માયા સ્વરૂપે સમાયા એવા,
નિર્ગ્રન્થનો પન્થ ભવ અંતનો ઉપાય છે."—**શ્રીમદ્ રાજચંદ્રજી.**

જ્યાં સુધી અર્હંત ભગવંતોને નમસ્કાર કરીને કાયોત્સર્ગ ન પારૂં, ત્યાંસુધી શું ? તો કે—'ત્યાંસુધી આત્મીય કાયને સ્થાનથી, મૌનથી, ધ્યાનથી વોસરાવું છું.' ત્યાંસુધી—તેટલો વખત સ્થાનથી—'હેતુભૂત એવા ઊર્ધ્વસ્થાન વડે કરીને,' મૌનથી—વાગ્નિરોધરૂપ મૌન વડે કરીને, ધ્યાનથી—ધર્મધ્યાનાદિ વડે કરીને જે સંયોગસંબંધથી મ્હારા આત્મા સાથે જોડાયેલી છે એવી આ મ્હારી 'આત્મીય' કાયને હું વ્યત્સર્જું છું, પરિત્યજું છું, અહંત્વ-મમત્વ ત્યજી છોડી દઉં છું; અર્થાત્ કાયને સ્થાન-મૌન-ધ્યાન ક્રિયા શિવાયની બીજી બધી ક્રિયાના અધ્યાસને આશ્રીને વ્યુત્સર્જું છું, છોડી દઉં છું, દેહ છતાં દેહાતીત દશાનો અનુભવ કરવારૂપ કાયોત્સર્ગ કરૂં છું. 'નમસ્કાર પાઠ સુધી ભુજા લંબાવી રહેલો, વાક્પ્રસર નિરુદ્ધ કરેલો, પ્રશસ્ત ધ્યાન અનુગત એવો હું સ્થિતિ કરૂં છું.' અર્થાત્—આમ ભુજા લંબાવેલું ઊર્ધ્વસ્થાન (ખડા ઊભા રહેવાનું) ધારણ

સ્થાન-મૌન-ધ્યાનથી તન-વચન-મન યોગ નિરોધ

કરી અન્ય શરીરયોગનો નિરોધ કર્યો; મૌન ધારણ કરી વચનયોગનો નિરોધ કર્યો; અને પ્રશસ્ત ધ્યાન ધારણ કરી મનોયોગનો નિરોધ કર્યો. આમ મન-વચન-કાયાના યોગનો પરિત્યાગ કરી કાયનો ઉત્સર્ગ-ત્યાગ કરવારૂપ કાયોત્સર્ગ કર્યો. આ જઘન્ય-ઓછામાં ઓછી સ્થિતિવાળો કાયોત્સર્ગ પણ 'અષ્ટ ઉચ્છ્વાસ માનવાળો' છે.

'કાયનો ઉત્સર્ગ, ત્યાગ તે કાયોત્સર્ગ. હું આ દેહ નથી ને આ મ્હારો નથી એમ સમજી, તેના અહંત્વમમત્વનો ત્યાગ કરી દેહને વોસરાવી દેવો, अप्पाणं वोसिरामि કરવું તે કાયોત્સર્ગ. અથવા તેવી દેહ છતાં દેહાતીત કાયોત્સર્ગ દશાએ વર્ત્તતા અર્હંત ભગવંતોના ધ્યાન-અવલંબને તેવી શુદ્ધ આત્મઅનુભવ સ્થિતિનો અભ્યાસ કરવો તે પણ કાયોત્સર્ગ. આ કાયોત્સર્ગ પરમોત્કૃષ્ટ અભ્યંતર તપ છે, સર્વ તપની કલગીરૂપ છે.'

—**શ્રી પ્રજ્ઞાવબોધ મોક્ષમાળા** પાઠ ૨૫. (સ્વરચિત)

"ધ્યાયક ધ્યેય ધ્યાન ગુણ એકે, ભેદ છેદ કરશું હવે ટેકે;
ખીર નીર પરે તમશું મલશું, વાચક યશ કહે હેજે હળશું.
સાહેબા! વાસુપૂજ્ય જિણંદા! મોહના વાસુપૂજ્ય જિણંદા!"

—**શ્રી યશોવિજયજી.**



આ અષ્ટ ઉચ્છ્વાસ પ્રમાણ કાયોત્સર્ગ અંગે જે કહ્યું, તે સાધુ આદિ લોકથી અનાચરિત છે એટલે ઉત્સૂત્ર છે એમ કોઈ પ્રમાદીઓ પૂર્વાપર વિરુદ્ધ વદે છે, તેનો અત્ર રદીઓ આપે છે—

[૩૭]**इह च प्रमादमदिरामदापहतचेतसो यथावस्थितं भगवद्वचनमनालोच्य तथाविधजनासेवनमेव प्रमाणयन्तः पूर्वापरविरुद्धमित्थमभिदधति—उत्सूत्रमेतत्, साध्वादिलोकेनानाचरितत्वात् ।**

**एतच्चायुक्तं, अधिकृतकायोत्सर्गसूत्रस्यैवार्थान्तराभावात्, उक्तार्थतायां चोक्ताविरोधात् ।**[૨૬૬]

[૩૭]**અર્થ:**—અને અહીં પ્રમાદ-મદિરા મદથી અપહત ચિત્તવાળાઓ યથાવસ્થિત ભગવદ્‌વચન આલોચ્યા વિના, તથાવિધ જનના આસેવનને જ પ્રમાણ કરતા સતા, પૂર્વાપર વિરુદ્ધ આમ કથે છે—આ ઉત્સૂત્ર છે, સાધુ આદિ લોકથી અનાચરિતપણું છે માટે.

(ઉત્તર)—અને આ અયુક્ત છે,—અધિકૃત કાયોત્સર્ગ સૂત્રના જ અર્થાન્તરનો અભાવ છે માટે, અને ઉક્ત અર્થતામાં ઉક્તનો અવિરોધ છે માટે.[૨૬૬]

## વિવેચન

"પાપ નહિં કોઈ ઉત્સૂત્ર ભાષણ જિસો."—**શ્રી આનંદઘનજી.**

આમ ઉપરમાં દર્શાવ્યું તેમ આ ઓછામાં ઓછી જઘન્ય સ્થિતિવાળો કાયોત્સર્ગ પણ આઠ ઉચ્છ્વાસ પ્રમાણવાળો હોય. છતાં પણ અહીં-આ બાબતમાં 'પ્રમાદમદિરા મદથી અપહત ચિત્તવાળાઓ'—'प्रमादमदिरामदापहतचेतसो' પ્રમાદરૂપ મદિરાના મદથી

**પ્રમાદીઓનું પૂર્વાપર વિરુદ્ધ વચન**

જેનું ચિત્ત હણાઇ ગયું છે એવા પ્રમાદી શિથિલાચારીઓ, યથાવસ્થિત-જેમ છે તેમ ભગવદ્‌વચન આલોચ્યા-વિચાર્યા વિના, તથાવિધ-તેવા પ્રકારના પ્રમાદ-મદિરામદથી અપહત ચિત્તવાળા જનના આસેવનને જ-આચરણને જ પ્રમાણ કરતા સતા, 'પૂર્વાપર વિરુદ્ધ'-આગળ પાછળ વિરોધવાળું (Inconsistent) આમ કથે છે-'આ ઉત્સૂત્ર છે-સાધુ આદિ લોકથી અનાચરિતપણું છે માટે;' અર્થાત્ આ જે તમે કહ્યું કે આ જઘન્ય અષ્ટ ઉચ્છ્‌વાસ માનવાળો છે તે સૂત્રવિરુદ્ધ છે, કારણ કે સાધુઆદિ લોકથી તેનું આચરિતપણું નથી માટે.

આ પ્રમાદીઓને અત્રે જવાબ આપ્યો કે-'આ અયુક્ત છે,' આ જે તમે કહ્યું તે અયુક્ત છે, ઘટતું નથી, કારણ કે પ્રસ્તુત કાયોત્સર્ગસૂત્રનો અર્થાન્તર-અમે જે કહી દેખાડયો તેનાથી બીજો અર્થ થઈ શકે એમ નથી, તેમજ ઉક્ત-જે અર્થ કહ્યો તેમાં કોઈ વિરોધ છે નહિં, એટલે આ ઉત્સૂત્ર છે એમ જે તમે કહ્યું તે અયુક્ત છે.



આ સૂત્રદણ્ડકાર્થ કાયોત્સર્ગ તે અષ્ટ ઉચ્છ્‌વાસ પ્રમાણ કાયોત્સર્ગ નથી એવી વાદીની દલીલનું નિરસન કરે છે—

[૩૮]अथ भवत्वयमर्थः कायोत्सर्गकरणे न पुनरयं स इति, किमर्थमुच्चारणमिति वाच्यं। वन्दनार्थमिति चेत्, न, अतदर्थत्वात्, अतदर्थोच्चारणे चातिप्रसङ्गात्।[૨૬૭]

[૩૮]અર્થ:—હવે ભલે આ અર્થ કાયોત્સર્ગકરણમાં હો, પણ આ (દણ્ડકાર્થ કાયોત્સર્ગ) તે નથી. (તો પછી) શું અર્થે એવા પ્રકારે ઉચ્ચારણ વાચ્ય છે? જો વન્દનાર્થે એમ કહો, તો તેમ નથી,-અતદર્થપણું છે માટે, અને અતદર્થ ઉચ્ચારણમાં અતિપ્રસંગ છે માટે.[૨૬૭]

## વિવેચન

"ધર્મ નહિં કોઈ જગ સૂત્ર સરિખો."—**શ્રી આનંદઘનજી.**

એટલે પ્રમાદી વાદી સામી દલીલ કરશે-તમે કહ્યું તેમ ભલે આ સૂત્રાર્થ બરાબર હો અને આ કાયોત્સર્ગ કરવાની બાબતમાં આ અર્થ ભલે હો, પણ 'આ તે નથી,'

---

पञ्जिका:—उक्तार्थ ઈત્યાદિ. उक्त:—ઉક્ત છે, વ્યાખ્યાત છે, કાયોત્સર્ગ લક્ષણ अर्थ:—અર્થ, અભિધેય, यस्य—જેનો-પ્રકૃત દણ્ડકનો, तद्भाव: तत्ता—તેનો ભાવ તે તત્તા, तस्यां—તેમાં, च—અને, પુનઃ અર્થમાં, उक्ताविरोधात्—ઉક્તના અવિરોધ થકી, અષ્ટ ઉચ્છ્‌વાસ માનવાળા કાયોત્સર્ગના અવિરોધ થકી. अथ—હવે, પર અભિપ્રાયના સૂચનાર્થે. भवतु—ભલે હો, ભલે પ્રવર્તો, अयं—આ, कायोत्सर्गकरणे—અભ્યુપગમ્યમાન એવું નિયત પ્રમાણ લક્ષણ વન્દનાદિ અર્થ કાયોત્સર્ગકરણમાં. એમ ત્યારે શું ક્ષુણ્ણ થયું? તે માટે કહ્યું-न पुन:—ન તો, अयं—આ, દણ્ડકાર્થ કાયોત્સર્ગ, इति—પર વક્તવ્યતાની સમાપ્ત અર્થે.

અર્થાત્ આ સૂત્રદણ્ડકાર્થે કાયોત્સર્ગ તે તમે કહેલો અષ્ટ ઉચ્છ્વાસ માનવાળો કાયોત્સર્ગ નથી. તેનો અત્રે રદીઓ આપ્યો કે-તો પછી 'શું અર્થે એવા પ્રકારે ઉચ્ચારણ વાચ્ય છે?'-એવા પ્રકારે जाव आरहंताणं ઇ૦ સૂત્રનું ઉચ્ચારણ શા માટે કરવું જોઈએ? 'જો વન્દનાર્થે' વાચ્ય છે એમ કહો, તો તેમ નથી,-'અતદર્થપણું છે માટે, અને અતદર્થ ઉચ્ચારણમાં અતિપ્રસંગ છે માટે;' અર્થાત્ તે વન્દનાઅર્થપણું અત્રે છે નહિં એટલે અતદર્થપણું છે માટે, અને અતદર્થ ઉચ્ચારણમાં અતિપ્રસંગ છે માટે, તદઅર્થવાળું જે ન હોય તેમાં તદર્થવાળું ઉચ્ચારણ કરવું તે અતિપ્રસંગ છે-અતિવ્યાપ્તિ છે માટે, તમે કહ્યું છે તે બરાબર નથી.



આ તો કાયોત્સર્ગયુક્ત જ વન્દન છે. ને ભુજા લંબાવી આ કાયોત્સર્ગ અમે કરીએ જ છીએ, એમ પ્રમાદબહુલ વાદી વદે છે તેના જવાબમાં ચેષ્ટાકાયોત્સર્ગ અને અભિભવકાયોત્સર્ગનું સ્વરૂપ અને માન દર્શાવી, વાદીની દલીલનું પોકળપણું ખુલ્લું કરે છે.

[३९]कायोत्सर्गयुक्तमेव वन्दनमिति चेत्, कर्त्तव्यस्तर्हि स इति।

भुजप्रलम्बमात्रः क्रियत एवेति चेत्, न, तस्य प्रतिनियतप्रमाणत्वात्, चेष्टाभिभव-भेदेन द्विप्रकारत्वाद्। उक्तं च—

"सो उस्सग्गो दुविहो, चेट्टाए अभिभवे य णायव्वो।
भिक्खायरियाइ पढमो, उवसग्गभिओजणे बीओ ॥१॥"

अयमपि चानयोरेवान्यतरः स्यात्, अन्यथा कायोत्सर्गत्वायोगः। न चाभिभवकायोत्सर्ग एषः, तल्लक्षणायोगात्, एकरात्रिक्यादौ तद्भावात्। चेष्टाकायोत्सर्गस्य चाणीयसोऽप्युक्तमानत्वात्। उक्तं च—

"उद्देससमुद्देसे, सत्तावीसं अणुण्णवणियाए।
अट्ठेव य उस्सासा, पट्ठवणपडिक्कमणमादी ॥"[२६८]

[३९]અર્થ:—કાયોત્સર્ગયુક્ત જ વન્દન છે એમ જો કહો, તો તે (કાયોત્સર્ગ) કર્ત્તવ્ય છે. ભુજપ્રલંબ માત્ર એવો તે કરાય જ છે એમ જો કહો, તો તેમ નથી,—તેનું પ્રતિનિયત પ્રમાણપણું છે માટે, ચેષ્ટા અને અભિભવભેદથી દ્વિપ્રકારપણું છે માટે. અને કહ્યું છે કે—

"તે ઉત્સર્ગ ચેષ્ટા પરત્વે અને અભિભવ પરત્વે એમ બે પ્રકારનો જાણવો. પ્રથમ છે તે ભિક્ષાચર્યામાં અને બીજો છે તે ઉપસર્ગના અભિયોજનમાં."

અને આ પણ આ બેમાંથી જ કોઈ એક હોય, અન્યથા કાયોત્સર્ગપણાનો અયોગ હોય. અને આ અભિભવકાયોત્સર્ગ નથી,—તેના લક્ષણનો અયોગ છે માટે, એકરાત્રિકી (પ્રતિમા) આદિમાં તેનો ભાવ છે માટે, અને અણીયસ્ (નાનામાં નાના) ચેષ્ટાકાયોત્સર્ગનું પણ ઉક્તમાનપણું છે માટે. કહ્યું છે કે—

"ઉદ્દેશ-સમુદ્દેશમાં સત્તાવીશ ઉચ્છ્વાસનો કાયોત્સર્ગ કરવો અને પ્રસ્થાપન-પ્રતિક્રમણાદિમાં આઠ ઉચ્છ્વાસનો."[૨૬૮]

## વિવેચન

"સૂત્ર અનુસાર જે ભવિક કિરિયા કરે,
તેહનો શુદ્ધ ચારિત્ર પરિખો."—શ્રી આનંદઘનજી.

એટલે પ્રમાદબહુલ વાદી વદશે—આ તો 'કાયોત્સર્ગ યુક્ત જ વન્દન છે,' તેનો જવાબ આપ્યો—'એમ જો કહો, તો તે (કાયોત્સર્ગ) કર્ત્તવ્ય છે.' એટલે વાદી કહેશે—'ભુજપ્રલંબ માત્ર એવો તે કરાય જ છે'—આ ભુજા લંબાવીને તો કરીએ જ છીએ, તેનો જવાબ આપ્યો—'તેમ નથી,' કરતા કે ભુજા લંબાવવા માત્રથી કાયોત્સર્ગ નથી થઈ જતો, 'તેનું પ્રતિનિયત પ્રમાણપણું છે માટે, ચેષ્ટા અને અભિભવભેદથી દ્વિપ્રકારપણું છે માટે;' અર્થાત્ તે કાયોત્સર્ગનું પ્રતિનિયત—ચોક્કસ પ્રમાણ છે, અને ચેષ્ટા—કાયોત્સર્ગ અને અભિભવકાયોત્સર્ગ એમ કાયોત્સર્ગના બે પ્રકાર છે માટે. આ અંગે કહ્યું છે કે—'सो उस्सगो दुविहो' ઇ૦ અર્થાત્ તે કાયોત્સર્ગ બે પ્રકારનો છે—ચેષ્ટા પરત્વે અને અભિભવ પરત્વે; તેમાં ચેષ્ટાકાયોત્સર્ગ ભિક્ષાચર્યા સંબંધમાં અને અભિભવ-કાયોત્સર્ગ ઉપસર્ગના અભિયોજનમાં—ઉપસર્ગનો સામનો કરવામાં કરાય છે. અને આ પ્રસ્તુત કાયોત્સર્ગ પણ 'આ બેમાંથી જ કોઈ એક હોય,' નહિં તો કાયોત્સર્ગપણાનો યોગ ઘટે નહિં. 'અને આ અભિભવકાયોત્સર્ગ નથી,—તેના લક્ષણનો અભાવ છે માટે, એકરાત્રિકી (પ્રતિમા) આદિમાં તેનો ભાવ છે માટે; અને અણીયસ્ (નાનામાં નાના)—જઘન્ય ચેષ્ટાકાયોત્સર્ગનું પણ ઉક્તમાનપણું છે માટે.' આ અંગે પણ કહ્યું છે કે 'उद्देस समुद्देस' ઇ૦ અર્થાત્ ઉદ્દેશ—સમુદ્દેશમાં સત્તાવીશ ઉચ્છ્વાસનો કાયોત્સગ કરવો અને પ્રસ્થાપન—પ્રતિક્રમણાદિમાં આઠ ઉચ્છ્વાસનો કાયોત્સર્ગ કરવો. તાત્પર્ય કે આ પ્રસ્તુત છે તે ચેષ્ટાકાયોત્સર્ગ હોઈ, તેનું જઘન્ય માન આઠ ઉચ્છ્વાસ છે.

ચેષ્ટાકાયોત્સર્ગ અને અભિભવ-કાયોત્સર્ગ



ઉપર ટાંકેલી ગાથામાં આ વન્દનાકાયોત્સર્ગ ગ્રહ્યો નથી, એવી વાદીની દલીલનો રદીઓ આપે છે—

૪૦ अत्रायं न गृहीत इति चेत्,

न, आदिशब्दावरुद्धत्वाद्, उपन्यस्तगाथासूत्रस्योपलक्षणत्वाद्। अन्यत्रापि चागमे एवंविधसूत्रादनुक्तार्थसिद्धेः। उक्तं च—

"गोसमुहणंतगादी, आलोइय देसिए य अइयारे।
सव्वे समाणइत्ता, हियए दोसे ठवेज्जाहि ॥१॥"

अत्र मुखवस्त्रिकामात्रोक्तेः आदिशब्दाच्छेषोपकरणादिपरिग्रहोऽवसीयते, सुप्रसिद्धत्वात् प्रतिदिवसोपयोगाच्च न भेदेनोक्त इति ॥ २६९

[40]અર્થ:—અત્રે આ ગૃહીત નથી એમ જો કહો, તો તેમ નથી,—આદિ શબ્દથી અવરુદ્ધપણું છે માટે, ઉપન્યસ્ત ગાથાસૂત્રનું ઉપલક્ષણપણું છે માટે, અને અન્યત્ર પણ આગમમાં એવા પ્રકારના સૂત્ર થકી અનુક્ત અર્થની સિદ્ધિ હોય છે માટે. અને કહ્યું છે કે—

"મુખવસ્ત્રિકાદિ ગવેષી (પ્રતિલેખી) અને દૈવસિક (દિવસ સંબંધી) અતિચારો આલોચી, સર્વને સન્માનીને, હૃદયમાં દોષો સ્થાપન કરે."

અત્રે મુખવસ્ત્રિકા માત્રની ઉક્તિ થકી 'આદિ' શબ્દથી શેષ ઉપકરણ આદિનો પરિગ્રહ સમજાય છે,—સુપ્રસિદ્ધપણાને લીધે અને પ્રતિદિવસ ઉપયોગને લીધે ભેદથી કહ્યો નથી.[૨૬૯]

## વિવેચન

"દ્રવ્ય ક્રિયા સાધન વિધિ યાંચી, જે જિનઆગમ વાંચી."—શ્રી દેવચંદ્રજી.

એટલે પ્રમાદી વાદી કહેશે—'અત્રે આ ગૃહીત નથી' આ ઉદ્દેસ સમુદ્દેસ ઇ. ગાથા જે તમે ટાંકી તેમાં આ પ્રસ્તુત કાયોત્સર્ગ ગ્રહવામાં આવેલ નથી. તેનો રદીઓ આપ્યો કે 'એમ જો કહો, તો તેમ નથી', કારણ કે 'આદિ શબ્દથી અવરુદ્ધપણું છે માટે, ઉપન્યસ્ત ગાથાસૂત્રનું ઉપલક્ષણપણું છે માટે અને અન્યત્ર પણ આગમમાં એવા પ્રકારના સૂત્ર થકી અનુક્ત અર્થની સિદ્ધિ હોય છે માટે.' અર્થાત્ ઉક્ત ગાથામાં 'આદિ' શબ્દથી પ્રસ્તુત કાયોત્સર્ગનું સૂચન છે, તેમજ આ ટાંકેલી ગાથાના ઉપલક્ષણપણાથી પણ એમ જ સમજાય છે, અને અન્યસ્થળોએ આગમમાં પણ એવા સૂત્ર થકી સાક્ષાત્ શબ્દથી નહિ કહેવામાં આવેલા અર્થની સિદ્ધિ હોય છે. આ અંગે દાખલારૂપે 'મુખવસ્ત્રિકાદિ ગવેષી' ઇ૦ ગાથા ટાંકી છે. અત્રે મુખવસ્ત્રિકા એટલું કહેતાં તેની સાથેના 'આદિ' શબ્દથી શેષ ઉપકરણ આદિનું ગ્રહણ સમજાઈ જાય છે, એટલે 'સુપ્રસિદ્ધપણાને લીધે અને પ્રતિદિવસ ઉપયોગને લીધે' એનું ભેદથી કથન કર્યું નથી.



ઉક્ત ગાથા અંગે વાદી બીજી શંકા ઊઠાવે છે, તેનું નિરસન કરે છે—

[૪૧]अनियतत्वात् दिवसातिचारस्य युज्यत एवेहादिशब्देन सूचनं, नियतं च वन्दनं, तत्कथं तदसाक्षाद्ग्रह इति चेत्,

न, तत्रापि रजोहरणाद्युपधिप्रत्युपेक्षणस्य नियतत्वात्, समानजातीयोपादानादिह एतद्ग्रहणमस्त्येव ।[૨૭૦]

[૪૧]અર્થ:—દિવસઅતિચારના અનિયતપણાને લીધે અહીં આદિ શબ્દથી સૂચન યુક્ત જ છે, અને વન્દન તો નિયત છે, તો તેનું સાક્ષાત્ ગ્રહણ કેમ નથી? એમ જો કહો, તો તેમ નથી,—ત્યાં પણ રજોહરણાદિ ઉપધિના પ્રત્યુપેક્ષણના નિયતપણાને લીધે, સમાન-જાતીયના ઉપાદાનથી અહીં એનું ગ્રહણ છે જ.[૨૭૦]

## વિવેચન

"સુવિધિ જિનેશ્વર પાય નમીને, શુભ કરણી એમ કીજે રે."—**શ્રી આનંદઘનજી.**

એટલે પ્રમાદી વાદી વદશે—દિવસ સંબંધી અતિચારનું તો અનિયતપણું છે એટલે અહીં આ ગાથામાં 'આદિ' શબ્દથી તેનું સૂચન યુક્ત જ છે, બરાબર જ છે, પણ 'વન્દન તો નિયત છે, તો તેનું સાક્ષાત્ ગ્રહણ કેમ નથી?' તેનો રદીઓ આપ્યો કે 'એમ જો કહો, તો તેમ નથી,' કારણ કે ત્યાં–મુખવસ્ત્રિકાદિ પ્રસંગમાં પણ રજોહરણાદિ ઉપધિના–ઉપકરણના પ્રત્યુપેક્ષણનું નિયતપણું–ચોક્કસ હોવાપણું છે જ, એટલે 'સમાનજાતીયના ઉપાદાનથી અહીં એનું ગ્રહણ છે જ,' સમાનજાતિવાળા કાયોત્સર્ગના ગ્રહણથી અહીં–પૂર્વે ઉક્ત ગાથામાં આ પ્રસ્તુત કાયોત્સર્ગનું ગ્રહણ છે જ.



ઉક્ત ગાથા અંગે વાદીની ત્રીજી શંકાનું નિરાકરણ કરી, તેને અભિનિવેશ છોડી દેવાનું સૂચન કરે છે—

[૪૨]समानजातीयं च मुखवस्त्रिकायाः शेषोपकरणमिति चेत्,

तत्रापि तन्मानकायोत्सर्गलक्षणं समानजातीयत्वमस्त्येवेति मुच्यतामभिनिवेशः।[२७१]

[૪૨]અર્થ:—અને શેષ ઉપકરણ મુખવસ્ત્રિકાનું સમાનજાતીય છે એમ જો કહો,

તો ત્યાં પણ તેટલા માનવાળા કાયોત્સર્ગલક્ષણવાળું સમાનજાતીયપણું છે જ. એટલા માટે અભિનિવેશ મૂકી દો![૨૭૧]

## વિવેચન

"ન કરે જૂઠ ઠકાણુ રે....મનમોહન મેરે."—**શ્રી યશોવિજયજી.**

એટલે પ્રમાદી વાદી પુનઃ પિષ્ટપેષણ કરશે—રજોહરણાદિ 'શેષ ઉપકરણ તો મુખવસ્ત્રિકાનું સમાનજાતીય છે,' પ્રત્યુપેક્ષણ કરવા યોગ્ય સમાનજાતિ વર્ગનું છે. તેને નિરુત્તર કરતાં કહ્યું—'એમ જો કહો,' તો ત્યાં પણ–પૂર્વોક્ત ગાથામાં પણ 'તેટલા માનવાળા કાયોત્સર્ગલક્ષણવાળું સમાનજાતીયપણું છે જ. એટલા માટે અભિનિવેશ મૂકી દો!'—અહો મહાનુભાવ! આ તમારો મિથ્યા દુરાગ્રહ છોડી દો!



અને આ સાધુ આદિ લોકથી અનાચરિત છે એમ નહિં પણ આચરિત જ છે, એમ વાદીની દલીલનો રદીઓ આપી, નિર્દંભ સાચા આચરિતનું લક્ષણ દર્શાવતી ગાથા ટાંકે છે—

[૪૩]न चेदं साध्वादिलोकेनानाचरितमेव, क्वचित्तदाचरणोपलब्धेः आगमविदाचरणश्रवणाच्च। न चैवंभूतमाचरितमपि प्रमाणं, तल्लक्षणायोगात्। उक्तं च—

"असढेणं समाइण्णं, जं कत्थइ केणई असावज्जं।

ण णिवारियमण्णेहिं य, बहुमणुमयमेयमायरियं ॥१॥[२७२]

[43]અર્થ :—અને આ સાધુઆદિ લોકથી અનાચરિત જ છે એમ નથી,—ક્વચિત્ તદ્આચરણની ઉપલબ્ધિ છે માટે, અને આગમવિદોના આચરણનું શ્રવણ છે માટે. અને એવંભૂત આચરિત પણ પ્રમાણ નથી,–તેના લક્ષણનો અયોગ છે માટે. અને કહ્યું છે કે—

"ક્યાંય પણ કોઈ પણ અશઠથી જે અસાવદ્ય સમાચીર્ણ છે ને અન્યોથી નિવારિત નથી, બહુને અનુમત છે, એ આચરિત છે."[૨૭૨]

## વિવેચન

"શિષ્ટ કહે તે પ્રમાણ રે....મનમોહન મેરે."—શ્રી યશોવિજયજી.

અને અહો મહાનુભાવ! તમે જે પૂર્વે કહ્યું હતું કે આ સાધુ આદિ લોકથી અનાચરિત જ છે, તે 'એમ નથી,' તમારૂં કહેવું બરાબર નથી. કારણ કે 'ક્વચિત્ તદ્–આચરણની ઉપલબ્ધિ છે માટે, અને આગમવિદોના આચરણનું શ્રવણ છે માટે.' અર્થાત્ ક્વચિત્ તેનું તેવું આચરણ પ્રગટ દેખાય છે, અને આગમવિદો તેવા પ્રકારનું આચરણ કરતા હતા એમ શાસ્ત્રમાં સંભળાય છે, માટે સાધુલોકથી તે અનાચરિત જ છે એ તમારૂં કહેવું યથાર્થ નથી. 'અને એવંભૂત આચરિત પણ પ્રમાણ નથી, તલ્લક્ષણનો અયોગ છે માટે,' અર્થાત્ તમે જે એવા પ્રકારનું આચરિત ચલાવ્યે રાખો છો તે પણ પ્રમાણ નથી, કારણ કે તે 'આચરિત'નું લક્ષણ તમારા (પ્રમાદી જનના) આચરણમાં ઘટતું નથી. આ અંગે 'असढेणं समाइण्णं' ઇ. સુભાષિત કહ્યું છે. અર્થાત્—ક્યાંય પણ કોઈપણ અશઠથી–નિર્દંભથી જે અસાવદ્ય સમાચીર્ણ છે ને અન્યોથી નિવારવામાં આવ્યું નથી, બહુજનને અનુમત છે, તે આચરિત છે.

આ સાધુલોકથી આચરિત જ છે



આ અમારૂં આચરિત સાવદ્ય નથી ને તે તમારૂં આચરિત અનિવારિત નથી, એમ આ આચરિતલક્ષણવાળી ગાથાનો ફલિતાર્થ અર્પિત કરી, યથોક્ત માનવાળો જ આ કાયોત્સર્ગ છે એમ પ્રસ્તુત ચર્ચા ઉપસંહરે છે—

[४४]न चैतद् सावद्यं, सूत्रार्थाविरोधात, सूत्रार्थस्य प्रतिपादितत्वात, तस्य चाधिकतर-गुणान्तरभावमन्तरेण तथाऽकरणविरोधात्। न चान्यैरनिवारितं तदासेवनपरैरागमविद्भि-र्निवारितत्वाद्, अत एव न बहुमतमपीति भावनीयम्।

अलं प्रसङ्गेन, यथोदितमान एवेह कायोत्सर्ग इति॥[२७३]

[૪૪]અર્થ :—અને આ સાવદ્ય નથી,—સૂત્ર અર્થના અવિરોધને લીધે, સૂત્ર અર્થના પ્રતિપાદિતપણાને લીધે, અને અધિકતર ગુણાન્તર ભાવ વિના તેના તથાપ્રકારે અકરણના વિરોધને લીધે. અને તે અન્યોથી અનિવારિત નથી,–આસેવનપર આગમવિદોથી નિવારિત-પણાને લીધે, અત એવ બહુમત પણ નથી. એમ ભાવનીય છે.

પ્રસંગથી સર્યું! યથોદિત માનવાળો જ અહીં કાયોત્સર્ગ છે.[૨૭૩]

## વિવેચન

" મલ્લિનાથ જગનાથ, ચરણયુગ ધ્યાઇએ રે....ચરણયુગ.
શુદ્ધાતમ પ્રાગ્ભાવ, પરમ પદ પાઇએ રે....પરમપદ. " શ્રી દેવચંદ્રજી.

ઉક્ત ગાથાની પ્રસ્તુતમાં ભાવના કરી—'અને આ સાવદ્ય નથી,' આ-અષ્ટ ઉચ્છ્વાસ માનવાળું અમે જે આચરિત કહીએ છીએ તે સાવદ્ય-દોષયુક્ત નથી. શાને લીધે? 'સૂત્ર-અર્થના અવિરોધને લીધે, સૂત્રઅર્થના પ્રતિપાદિતપણાને લીધે, અને અધિક્તર ગુણાન્તર ભાવ વિના તેના તથાપ્રકારે અકરણના વિરોધને લીધે.' અર્થાત્ જે પ્રમાણે આચરિત કહ્યું, તેમાં સૂત્ર-અર્થનો અવિરોધ છે—સૂત્ર અર્થનો વિરોધ આવતો નથી; એટલું જ નહિં પણ તેમાં સૂત્રઅર્થનું પ્રતિપાદિતપણું છે-જેમ છે તેમ યથાવત્ સૂત્રઅર્થનું પ્રતિપાદન કરવાપણું-યથાર્થ સમજાવવાપણું છે; તેમ જ બીજો કોઈ વધારે અધિક ગુણ ન થતો હોય તો પછી તે વિના તે કાયોત્સર્ગના તથાપ્રકારે અકરણમાં-નહિં કરવામાં વિરોધ આવે છે. આમ સર્વ પ્રકારે તપાસતાં અમે જે આચરિત કહીએ છીએ અને કરીએ છીએ તે જ સમ્યક્ છે, નિરવદ્ય છે.

**આ-અમારૂં આચરિત સાવદ્ય નથી**

અને 'તે અન્યોથી અનિવારિત નથી,—આ સેવનપરા આગમવિદોથી નિવારિતપણાને લીધે, અત એવ બહુમત પણ નથી.' અર્થાત્ પ્રમાદબહુલ જનોથી જે કરવામાં આવે છે તે બીજાઓથી નિવારવામાં નથી આવ્યું એમ નથી, અપિ તુ નિવારવામાં આવ્યું જ છે, કારણ કે આસેવનપરા-યથાસૂત્ર ક્રિયાભ્યાસ કરનારા આગમવિદોથી-શાસ્ત્રજ્ઞોથી તેનું નિવારણ કરવામાં આવ્યું છે, અને એટલા માટે જ તે બહુજનસંમત પણ નથી. તાત્પર્ય કે અમે આ જે કહ્યું એ જ શિષ્ટજનઆચરિત છે, ઇતર તે આચરિત નથી. 'એમ ભાવનીય છે' એમ ભાવન કરવા યોગ્ય છે. માટે 'પ્રસંગથી સર્યું'! યથોદિત માનવાળો જ અહીં કાયોત્સર્ગ છે'—યથોક્ત જઘન્ય અષ્ટ ઉચ્છ્વાસ પ્રમાણવાળો જ અહીં આ વન્દનાકાયોત્સર્ગ છે. इति स्थितं ।

**અને તે-તમારૂં આચરિત અનિવારિત નથી**



અહીં ઉચ્છ્વાસમાન આમ છે પણ ધ્યેય અંગેનો નિયમ નથી એટલે યથાપરિણામે ગુણ-તત્ત્વ આદિ કોઈ ધ્યેય સ્થાપવા યોગ્ય છે એમ કહે છે—

[૪૫] इहोच्छ्वासमानमित्थं, न पुन र्ध्येयनियमः । यथापरिणामेनैतत्स्थापने च गुणाः तत्त्वानि वा स्थानवर्णार्थालम्बनानि वा आत्मीयदोषप्रतिपक्षो वा । [२७४]

[૪૫] અર્થ:—અહીં ઉચ્છ્વાસનું માન આમ છે, પણ ધ્યેયનો નિયમ નથી. અને યથાપરિણામથી એના સ્થાપનમાં ગુણો, વા તત્ત્વો, વા સ્થાન-વર્ણ-અર્થ-આલંબન, વા આત્મીય દોષનો પ્રતિપક્ષ છે. [૨૭૪]

## વિવેચન

" તિણે મુજ આતમા તુજ થકી નીપજે, માહરી સંપદા સકળ મુજ સંપજે;
તિણે મનમંદિરે ધર્મ પ્રભુ ધ્યાઇએ, પરમ દેવચંદ્ર નિજ સિદ્ધિ સુખ પાઇએ. "

શ્રી દેવચંદ્રજી

આ પ્રકારે અહીં ઉચ્છ્વાસનું માન આમ છે, પણ ધ્યેયનો નિયમ નથી ઇ૦ —'न पुन ध्येयनियमः'. જઘન્ય કાયોત્સર્ગનું પ્રમાણ તો ઉક્ત રીતે આઠ ઉચ્છ્વાસ છે, પણ ધ્યેય–ધ્યાનવિષય કોઈ અમુક નિયત જ હોય એવો નિયમ નથી. એટલે 'यथापरिणामेन' '**યથાપરિણામથી**'—જેવા જેવા પોતાના પરિણામ–ભાવ હોય તે પ્રમાણે ગુણોનું–ભગવંતના અથવા પંચ પરમેષ્ઠિના ગુણોનું ધ્યાન કરી શકાય; અથવા જીવાજીવાદિ તત્ત્વોનું ધ્યાન કરી શકાય; અથવા સ્થાનનું, વર્ણનું, અર્થનું વા આલંબનનું ધ્યાન કરી શકાય; અથવા આત્મીય–પોતાના દોષ કેમ દૂર કરવા એમ તેના પ્રતિપક્ષનું ધ્યાન કરી શકાય. આમ ધ્યાનના વિષયરૂપ ધ્યેય પોતપોતાના પરિણામ–ભાવ પ્રમાણે સ્થાપન કરી શકાય. આ ધ્યેય સ્વરૂપ અંગે આ વિવેચકે **યોગદૃષ્ટિસમુચ્ચયના વિવેચનમાં**—(સુમનોનંદની બૃહત્ ટીકામાં પૃ. ૫૫૯–૫૬૫) વિસ્તારથી વિવરણ કર્યું છે. તેનો સ્વલ્પ સારાંશ અત્ર અવતારીએ તો—

ધ્યેય એટલે ધ્યાન કરવાનો વિષય–આલંબન કોઈપણ ધ્યેય ચિંતવવાનો અંતિમ (Ultimate) હેતુ આત્મધ્યાન પર આરૂઢ થવાનો છે. જે કંઈ ચિંતવતાં આત્મા નિરીહ વૃત્તિને પામી એકાગ્રપણાને પામે તે ધ્યેય છે. તેમાં મુખ્ય ધ્યેય આ છે; (૧) ચેતન કે અચેતન એવી મૂર્ત્ત–અમૂર્ત્ત વસ્તુ, (૨) પંચ પરમેષ્ઠિ, (૩) આત્મા.

**ચેતન–અચેતન વસ્તુ ધ્યેય**

૧. વસ્તુ ચેતન–અચેતન એમ બે વિભાગમાં વિભક્ત છે. તે ઉત્પત્તિ–સ્થિતિ–લયરૂપ સતસ્વરૂપસંપન્ન છે. નિજ નિજ ગુણપર્યાયથી યુક્ત એવું પ્રત્યેક દ્રવ્ય પોતપોતાની સ્વરૂપ સત્તામાં અવસ્થિત છે. સ્વ દ્રવ્ય–ક્ષેત્ર–કાલ–ભાવથી અસ્તિરૂપ એવી પ્રત્યેક વસ્તુ, પર દ્રવ્ય–ક્ષેત્ર–કાલ–ભાવથી નાસ્તિરૂપ છે. અર્થાત્ કોઈ વસ્તુ સ્વરૂપ છોડી પરરૂપને ભજતી નથી, સ્વસમયની મર્યાદા ઉલ્લંઘી પરસમયમાં જતી નથી. જડ છે તે (ત્રણે કાળમાં) જડ ભાવે જ પરિણમે છે અને ચેતન છે તે ચેતન ભાવે જ પરિણમે છે. ઇત્યાદિ પ્રકારે કોઈ પણ ધ્યેય વસ્તુના સ્વરૂપ–ચિંતન પરથી આત્મા શુદ્ધ સ્વવસ્તુના સ્વરૂપચિંતન પ્રત્યે ઢળે છે અને શુદ્ધ આત્માના ધ્યાન પર ચઢે છે.

**પંચ પરમેષ્ઠિ ધ્યેય**

૨. અથવા પંચ પરમેષ્ઠિનો પરમેષ્ઠિવાચક નામમંત્રોથી જપ કરવો (પદસ્થ ધ્યાન) તે પણ ધ્યાનનો ઉત્તમ વિષય છે, ઉત્તમ ધ્યેય છે; नमो अरिहंताणं, नमो सिद्धाणं, नमो आयरियाणं, नमो उवज्झायाणं, नमो लोए सव्वसाहूणं। (૧) 'જેના ચાર ઘાતિકર્મ નષ્ટ થયા છે અને તેથી કરીને જ અનંત દર્શન, અનંત જ્ઞાન, અનંત વીર્ય, અનંત આનંદમય છે, એવો જે શુભદેહસ્થ શુદ્ધ આત્મા તે 'અર્હત્' ધ્યાન કરવા યોગ્ય છે.' ધ્યાનના ફલરૂપ

પરમ આત્મસમાધિને પામી જે દેહ છતાં દેહાતીત કાયોત્સર્ગ દશાએ વિચરે છે એવા સહજાત્મસ્વરૂપે સ્થિત શુદ્ધ આત્મા તે જ અર્હંત્—જિન ભગવાન્—સર્વજ્ઞ પરમાત્મા છે. આ જીવન્મુક્ત દેહધારી પરમાત્માનું તાત્ત્વિક શુદ્ધ સ્વરૂપ આત્માર્થી મુમુક્ષુને પરમ ધ્યેય છે, ધ્યાન કરવા યોગ્ય છે. (૨) 'જેના અષ્ટ કર્મને દેહ નષ્ટ થયા છે, લોકાલોકના જે જ્ઞાયક ને દૃષ્ટા છે, એવા પુરુષાકાર સિદ્ધ આત્મા લોકશિખરસ્થિત છે તે ધ્યાવવા.' સર્વ કર્મકલંકનો ક્ષય કર્યાથી જેણે શુદ્ધ આત્મા સિદ્ધ કર્યો છે, દેહ રહિત એવો શુદ્ધ આત્મા પ્રગટ કર્યો છે, સહજાત્મસ્વરૂપને પ્રાપ્ત એવા જે શુદ્ધ આત્મા થયા છે, કેવલ ચૈતન્યમય આત્મતત્ત્વ અવસ્થાના પ્રગટપણાથી જે સ્વરૂપપ્રતિષ્ઠત્વરૂપ કૈવલ્યને પામ્યા છે,—એવા શુદ્ધ આત્મારૂપ સિદ્ધ ભગવાન્ તે પરમ ધ્યેય છે, પરમ ધ્યાન ધરવા યોગ્ય છે. શુદ્ધ પરમાત્માના ધ્યાનથી શુદ્ધ આત્મા પ્રગટે છે, તેથી આ સિદ્ધ પરમેષ્ઠિનું ધ્યાન મનોમંદિરમાં મુમુક્ષુને સદા ધ્યાવવા યોગ્ય છે.

"ઇણી પરે વિમલ જિનરાજની વિમલતા, ધ્યાન મનમંદિરે જેહ ધ્યાવે;
ધ્યાન પૃથક્ત્વ સવિકલ્પતા રંગથી, ધ્યાન એકત્વ અવિકલ્પ આવે.
ધન્ય તું! ધન્ય તું! ધન્ય જિનરાજ તું!" **શ્રી દેવચંદ્રજી.**

(૩-૪-૫) તેમ જ '**દર્શન-જ્ઞાનપ્રધાન** એવા ઉત્તમ વીર્યાચાર, ચારિત્રાચાર અને તપાચારમાં જે આત્માને અને પરને યોજે છે, એવા તે **આચાર્ય** મુનિ ધ્યેય છે—ધ્યાન કરવા યોગ્ય છે. જે રત્નત્રયયુક્ત છે ને નિત્ય ધર્મોપદેશનમાં નિરત છે, યતિવરવૃષભ એવા **ઉપાધ્યાય** આત્મા છે, તેને નમસ્કાર હો! (તે પણ ધ્યેય છે.) દર્શન-જ્ઞાનસમગ્ર એવું મોક્ષના માર્ગરૂપ નિત્ય શુદ્ધ ચારિત્ર જે સાધે છે તે **સાધુ** એવા મુનિ છે, તેને નમસ્કાર હો!' આ પણ ધ્યાન કરવા યોગ્ય છે.—આ આચાર્ય, ઉપાધ્યાય ને સાધુ એ શુદ્ધ આત્માના સહજાત્મસ્વરૂપની સાધનામાં—સહજ શુદ્ધ સ્વભાવભૂત આત્મસ્વરૂપની આરાધનામાં નિરંતર પ્રવૃત્ત થયેલા અને ઉચ્ચ ગુણસ્થાને સ્થિતિ કરતા, એવા આત્મારામી મહાત્માઓ છે. એટલે એવા એ શુદ્ધ આત્મારૂપ પરમેષ્ઠિઓનું સ્વરૂપધ્યાન આત્માર્થીને આત્મધ્યાનારૂઢ થવામાં અપૂર્વ પ્રેરણાદાયી હોવાથી પરમ ઇષ્ટ છે. આમ પંચ પરમેષ્ઠિ આદિ આ સર્વ ધ્યેય-આલંબનનો હેતુ આત્મસ્વરૂપના ધ્યાનપર આરૂઢ થવાનો—ચઢવાનો છે. પ્રાસાદ પર ચઢવા માટે જેમ નીસરણી વગેરે આલંબનની જરૂર પડે છે, તેમ આત્મધ્યાનરૂપ નિશ્ચયધ્યાન પર ચઢવા માટે પરમેષ્ઠિઆદિ ધ્યેયનું આલંબન પરમ ઉપકારી થાય છે.

૩. અથવા **આત્મા** એ જ મુખ્ય ધ્યેય છે—ધ્યાનનો વિષય છે. ઉપરોક્ત અન્ય સર્વ ધ્યેયનું અંતિમ લક્ષ્ય અને ફળ આ આત્મધ્યાન જ છે. કારણ કે અરિહંત, સિદ્ધ આદિ શુદ્ધ આત્મારૂપ ધ્યેયના ચિંતનથી ચિત્તની શુદ્ધિ અને સ્થિરતા—એકાગ્રતા થાય છે,—જેથી સર્વત્ર નિરીહ એવા યોગી પુરુષ **શુક્લ આત્મધ્યાનરૂપ** નિશ્ચયધ્યાનને માટે પરમ યોગ્ય થાય

આત્મા ધ્યેય

છે. એટલે તે પરમ ગુણવંત પરમાત્માનું તન્મય ધ્યાન જે નિશ્ચયધ્યાનમાં ધ્યાવે છે, તે શુદ્ધાત્માનો અનુભવ આસ્વાદી તે પરમાત્મપદને પામે છે.

"પરમ ગુણી તન્મયતા સેવન, નિશ્ચય ધ્યાને ધ્યાવેજી;
શુદ્ધાતમ અનુભવ આસ્વાદી, દેવચંદ્ર પદ પાવેજી." **શ્રી દેવચંદ્રજી.**

"જિનસ્વરૂપ થઈ જિન આરાધે, તે સહી જિનવર હોવે રે;
ભૃંગી ઇલિકાને ચટકાવે, તે ભૃંગી જગ જગ જોવે રે....
ષડ્ દરિશન જિન અંગ તણી જે." **શ્રી આનંદઘનજી.**

"વીર જિણેસર ઉપદિશે, સાંભળજો ચિત્ત લાઇ રે;
આતમ ધ્યાને આતમા, ઋદ્ધિ મળે સવિ આઇ રે."
—**શ્રી યશોવિજયજી.** (શ્રીપાલરાસ)

અથવા પ્રકારાંતરે—આ આત્મા જેમાં ધ્યેય છે, તેને શાસ્ત્રપરિભાષામાં **પિંડસ્થ** ધ્યાન કહે છે. દેહપિંડમાં સ્થિતિ કરતા આત્માનું, દેહ-દેવળમાં બિરાજમાન આત્મ-દેવનું જ્યાં ધ્યાન ધરાય છે તે પિંડસ્થ ધ્યાન છે. પરમેષ્ઠિવાચક નમસ્કારાદિ મંત્રવાકયનો જપ જ્યાં ધ્યેય છે, તે **પદસ્થ** ધ્યાન છે. જ્યાં સદેહે વર્ત્તતા, સાકાર-રૂપી એવા સર્વજ્ઞ પરમાત્મા ધ્યાનનો વિષય છે, તે **રૂપસ્થ** ધ્યાન છે. અને જ્યાં દેહાતીત-રૂપાતીત એવા નિરંજન નિરાકાર સિદ્ધ પરમાત્મા ધ્યાનનો વિષય છે, તે **રૂપાતીત** ધ્યાન કહેવાય છે.

પિંડસ્થાદિ ચાર ધ્યાન

"અરિહંત પદ ધ્યાતો થકો, દવ્વહ ગુણ પજ્જાય રે;
ભેદ છેદ કરી આતમા, અરિહંત રૂપી થાય રે....વીર જિનેસર ઉપદિશે.

રૂપાતીત સ્વભાવ જે, કેવલ દંસણ નાણી રે;
તે ધ્યાતાં નિજ આતમા, હોયે સિદ્ધ ગુણખાણીરે....વીર૦

યોગ અસંખ્ય જે જિન કહ્યા, નવ પદ મુખ્ય તે જાણો રે;
એહ તણે અવલંબને, આતમ ધ્યાન પ્રમાણો રે....વીર૦"
**શ્રી યશોવિજયજી** (શ્રીપાલરાસ)



આ ધ્યેય-ધ્યાન તે વિદ્યાજન્મબીજ પારમેશ્વર છે, અને શુદ્ધ ભાવથી ઉપાત્ત કર્મ સુવર્ણઘટાદિ જેમ અવન્ધ્ય હોઈ એના ઉદયથી વિદ્યાજન્મ હોય છે, એમ તત્ત્વરહસ્ય પ્રકાશે છે—

[૪૫] एतद्विद्याजन्मबीजं तत्पारमेश्वरं, अतः इत्थमेवोपयोगशुद्धेः। शुद्धभावोपात्तं कर्म्मावन्ध्यं सुवर्णघटाद्युदाहरणात्। एतदुदयतो विद्याजन्म, कारणानुरूपत्वेन।[२७५]

[૪૬] અર્થ :—આ (ધ્યેય-ધ્યાન) વિદ્યાજન્મબીજ એવું તે પારમેશ્વર છે,—આ થકી આમ જ ઉપયોગની શુદ્ધિને લીધે. શુદ્ધભાવથી ઉપાત્ત કર્મ અવન્ધ્ય છે,—સુવર્ણ ઘટાદિ ઉદાહરણથી. એના ઉદય થકી વિદ્યાજન્મ હોય છે,—કારણાનુરૂપપણાએ કરીને.[૨૭૫]

## વિવેચન

"ધર્મ રંગ જીરણ નહિં....સાહેલડીઆં. દેહ તે જીરણ થાય રે ગુણવેલડીઆં.
સોનું તે વિણસે નહિં....સાહે૦ ઘાટ ઘડામણ જાય રે....ગુણ.
શ્રી અનંત જિનશું કરો....સાહે૦ ચોળ મજીઠનો રંગ રે ગુણ."

—શ્રી યશોવિજયજી

અને 'एतद् विद्याजन्मबीजं तत् पारमेश्वरं।'—'આ (ધ્યેય-ધ્યાન) **વિદ્યાજન્મ-બીજ** એવું તે પારમેશ્વર છે.' આ પ્રતિવિશિષ્ટ ધ્યેયનું જે ધ્યાન છે, તે પરમેશ્વર સંબંધી-પરમેશ્વરપ્રણીત એવું તે શાસ્ત્રસિદ્ધ-આગમપ્રસિદ્ધ વિદ્યા-જન્મનું બીજ છે, વિવેકની ઉત્પત્તિનું કારણ છે. જે સહજાત્મ-સ્વરૂપને પ્રાપ્ત થયેલા અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય ને સાધુ એ પંચ પરમેષ્ઠિના ગુણોનું અનુસ્મરણ કરે છે, દેહ છતાં જાણે દેહમાં ન હોય એવી દેહાતીત દશાએ-જંગમ કાયોત્સર્ગ દશાએ જે વિચરે છે એવા અરિહંત-સાધુ આદિની અથવા દેહરહિત એવા સિદ્ધ ભગવાનની શુદ્ધ આત્મસ્વરૂપમાં રમણ કરનારી આત્મારામી દશાનું ચિંતન કરે છે, તે આત્મ-સ્વરૂપના અનાદિ અજ્ઞાનરૂપ અવિદ્યા ટાળી આત્મસ્વરૂપનું ભાન ઉપજાવનારી **આત્મવિદ્યાનું બીજ** પોતાના આત્મામાં વાવે એમાં કાંઈ આશ્ચર્ય નથી. કારણકે અનંત અક્ષય એવી આત્મવિદ્યાના સ્વામી ભાવ-વિદ્યાધર થયા છે એવા અરિહંતાદિના ચરણનું જે ભક્તિથી સ્મરણ કરે, તેને તેવી આત્મવિદ્યાનું સંસ્કારબીજ આત્મામાં રોપાયા વિના રહે જ નહિં. જે જેને સેવે તે તેવો થાય,—'ભૃંગી ઇલિકાને ચટકાવે' ઇત્યાદિ ન્યાયે. તે જ પ્રકારે આત્મતત્ત્વ આદિનું ધ્યાન જે ધરે છે, તેને પણ તે વિદ્યાજન્મબીજ પ્રાપ્ત હોય છે. આત્મસ્વરૂપના અજ્ઞાનરૂપ અવિદ્યાને જે ટાળે તે જ ખરી વિદ્યા છે, એટલે આત્મવિદ્યા-આત્મજ્ઞાન એ જ વિદ્યા અત્ર વિવક્ષિત છે.

> આ ધ્યેય ધ્યાન વિદ્યાજન્મબીજ પારમેશ્વર

---

**पञ्जिका**—**एतद्विद्या** ઇત્યાદિ. **एतत्**—આ, પ્રતિવિશિષ્ટ ધ્યેયનું ધ્યાન, **विद्याजन्मबीजं**—વિદ્યાના જન્મનું બીજ, વિવેકની ઉત્પત્તિનું કારણ, **तद्** તે, શાસ્ત્રસિદ્ધ, **पारमेश्वरं**—પરમેશ્વરપ્રણીત. હેતુ કહ્યો—**अतः**—આ થકી, પ્રતિવિશિષ્ટ ધ્યેયના ધ્યાન થકી, **इत्थमेव**—આમ જ, વિદ્યાજન્મને અનુરૂપ પ્રકારે જ, **उपयोगशुद्धेः**—ઉપયોગશુદ્ધિને લીધે, ચૈતન્યવૃત્તિના નિર્મલીભાવને લીધે. એ જ ભાવે છે—

**शुद्धभावोपात्तं**—**शुद्धः**—શુદ્ધ,-અધિકૃત કાયોત્સર્ગધ્યાનાદિરૂપ, **भावः**—ભાવ, **तदुपात्तं**—તેનાથી ઉપાત્ત, **कर्म्म**—કર્મ, સદ્વેદ્ય આદિ, **अवन्ध्यम्**—અવન્ધ્ય, અવશ્ય શુદ્ધભાવ ફલદાયિ. કેવી રીતે? તે માટે કહ્યું—**सुवर्णघटाद्युदाहरणेन**—સુવર્ણઘટ આદિના ઉદાહરણથી. જેમ સુવર્ણ ઘટ ભંગે પણ સુવર્ણફળવાળો જ છે. **आदि** શબ્દથી રૂપ્યઘટ આદિનો પરિગ્રહ છે. તેમ પ્રકૃત કર્મ પણ. જો એમ છે તો તેથી શું? તે માટે કહ્યું—**एतदुदयतः**—શુદ્ધ ભાવથી ઉપાત્ત કર્મના ઉદય થકી, **विद्याजन्म**—વિવેકઉત્પત્તિ લક્ષણ વિદ્યાજન્મ, કયા કારણથી? તે માટે કહ્યું—**कारणानुरूपत्वेन**—કારણાનુરૂપપણાથી. કારણ કે કારણસ્વરૂપને અનુવિધાયી કાર્યસ્વભાવ છે. તેથી શુદ્ધ ભાવથી ઉપાત્ત કર્મ શુદ્ધ ભાવનો હેતુ કેમ ન થાય વારુ?

તેહી વિદ્યા જે અવિદ્યા વિદારે, તેહી વિદ્યા આત્મને જેહ તારે.–(સ્વરચિત)

આવું વિદ્યાજન્મબીજ 'अतः इत्थमेवोपयोगसिद्धेः'—'આના થકી **આમ જ ઉપયોગની શુદ્ધિને લીધે**' હોય છે; આ પ્રતિવિશિષ્ટ ધ્યેયના ધ્યાન થકી આમ જ –વિદ્યાજન્મને અનુરૂપ પ્રકારે જ આત્મઉપયોગની શુદ્ધિ હોય છે, ચૈતન્યવૃત્તિનો નિર્મલીભાવ હોય છે, તેને લીધે હોય છે. અર્થાત્ શુદ્ધ ધ્યેયના આલંબને આત્માનો ઉપયોગ પણ શુદ્ધ–નિર્મલ થતો જાય છે. એટલે તેવા પ્રકારે વિદ્યાજન્મબીજ આત્મામાં રોપિત થાય છે. કારણકે 'शुद्धभावोपात्तं कर्मावन्ध्यं सुवर्णघटाद्युदाहरणात् ।' 'શુદ્ધ ભાવથી ઉપાત્ત કર્મ અવન્ધ્ય છે. રાગ–દ્વેષ આદિ અશુદ્ધ ભાવ વિનાના, આ લોક–પરલોક સંબંધી ધન–કીર્તિ–ભોગ આદિ કામનાથી રહિત એવા શુદ્ધ ભાવથી કરવામાં આવેલ આ કાયોત્સર્ગધ્યાનરૂપ શુદ્ધ ભાવથી ઉપાર્જન કરેલ જે સદ્વેદ્ય આદિ કર્મ, તે અવન્ધ્ય છે, વાંઝિયું નથી, પણ અવશ્યમેવ અચૂકપણે શુદ્ધ ભાવરૂપ ફલ આપનારૂં છે.

શુદ્ધભાવથી ઉપાત્ત કર્મ અવન્ધ્ય

આ અવન્ધ્ય ફલ '**સુવર્ણઘટ આદિ ઉદાહરણથી**' ઘટે છે,—'सुवर्णघटाद्युदाहरणेन' સોનાનો ઘડો ભાંગે તોપણ સોનું ને સોનું જ રહે છે, ઘાટ ઘડામણ ભલે જાય પણ સોનું વિણસતું નથી; તેમ દેહપર્યાય ભલે જીર્ણ થાય, નષ્ટ થાય, પણ આત્મામાં રોપાયેલ વિદ્યાબીજરૂપ શુદ્ધભાવજન્ય કર્મ નષ્ટ થતું નથી, પણ સ્પષ્ટ થઈ વિદ્યાજન્મરૂપ શુદ્ધ ફલ આપ્યા વિના રહે નહિં એવું અવન્ધ્ય–અચૂક–અમોઘ હોય છે. એટલે જ 'एतदुदयतो विद्याजन्म'—'એના ઉદય થકી વિદ્યાજન્મ હોય છે,' તે શુદ્ધભાવથી ઉપાર્જન કરેલ કર્મ જ્યારે વિપાક પામી ઉદય આવે છે, ત્યારે તે સ્વપર વિવેકરૂપ–ભેદજ્ઞાનરૂપ વિદ્યાનો જન્મ–સમુદ્ભવ હોય જ છે. અને તે તેમ 'कारणानुरूपत्वेन'—'કારણાનુરૂપપણાએ કરીને' હોય છે. જેવું કારણ તેવું કાર્ય એમ કારણને અનુરૂપ કાર્ય હોય એવો સ્વભાવ છે, એટલે શુદ્ધ ભાવથી ઉપાત્ત–ગ્રહણ કરેલ કર્મ શુદ્ધ ભાવનો હેતુ કેમ ન હોય? અપિ તુ અવશ્ય હોય જ.

'સોનું તે વિણસે નહિં', ઘાટ–ઘડામણ જાય



આ કાર્યનું કારણાનુરૂપપણું યુક્તિ–આગમથી સિદ્ધ છે, એના સમર્થનમાં વિદ્યાજન્મની મુક્ત કંઠે પ્રશંસા કરતા પાંચ સુભાષિત શ્લોકો અત્ર અવતારે છે—

૪૭ युक्त्यागमसिद्धमेतत्, तल्लक्षणानुपाति च—

"वर्चोगृहकृमेर्यद्वद्, मानुष्यं प्राप्य सुन्दरम् ।
तत्प्राप्तावपि तत्रेच्छा, न पुनः सम्प्रवर्त्तते ॥१॥
विद्याजन्माप्तितस्तद्वद्, विषयेषु महात्मनः ।
तत्त्वज्ञानसमेतस्य, न मनोऽपि प्रवर्त्तते ॥२॥

विषग्रस्तस्य मन्त्रेभ्यो, निर्विषाङ्गोद्भवो यथा।
विद्याजन्मन्यलं मोहविषत्यागस्तथैव हि ॥३॥
शैवे मार्गेऽत एवासौ, याति नित्यमखेदितः।
न तु मोहविषग्रस्त, इतरस्मिन्निवेतरः ॥४॥
क्रियाज्ञानात्मके योगे, सातत्येन प्रवर्त्तनम्।
वीतस्पृहस्य सर्वत्र, यानं चाहुः शिवाध्वनि ॥५॥"

इति वचनात्।[२७६]

[४७]અર્થ :—યુક્તિ અને આગમથી આ સિદ્ધ છે, અને તદ્‌લક્ષણઅનુપાતિ છે—

"વર્ચોગૃહ—અશુચિ વિષ્ટા જેનું ગૃહ છે એવા કૃમિને જેમ સુંદર મનુષ્યપણું પામીને, તેની (કૃમિપણાની) પ્રાપ્તિ થયે પણ ત્યાં (વિષ્ટામાં) ઇચ્છા પુનઃ સંપ્રવર્ત્તતી નથી; (૧) તેની જેમ વિદ્યાજન્મની પ્રાપ્તિ થકી તત્ત્વજ્ઞાનસમેત મહાત્માનું મન પણ વિષયોમાં પ્રવર્ત્તતું નથી. (૨).

વિષગ્રસ્તને જેમ મંત્રો થકી નિર્વિષ અંગનો ઉદ્‌ભવ હોય છે, તેમ જ વિદ્યાજન્મ સતે સર્વથા મોહવિષનો ત્યાગ હોય જ છે. (૩). અત એવ તે શૈવ માર્ગમાં નિત્ય અખેદિત જાય છે, પરંતુ ઇતરમાં (ભવમાર્ગમાં) ઇતર (વિવેકી જેમ મોહવિષગ્રસ્ત જતો નથી. (૪)

અને સર્વત્ર વીતસ્પૃહનું (સ્પૃહા રહિતનું) ક્રિયા-જ્ઞાનાત્મક યોગમાં સાતત્યથી (સતતપણે) પ્રવર્ત્તન તેને શિવમાર્ગમાં 'યાન' કહે છે." (૫)

—એ વચનથી.[૨૭૬]

## વિવેચન

"જાણ્યો રે જેણે તુજ ગુણ લેશ, બીજા રે રસ તેહને મન નવિ ગમેજી;
ચાખ્યો રે જેણે અમી લવ લેશ, બાકસ બુકસ તસ ન રૂચે કિમેજી.—ધન્ય દિન.
—શ્રી યશોવિજયજી

---

पञ्जिका—આ જ હેતુની સિદ્ધિ અર્થે કહ્યું—

युक्त्यागमसिद्धं—युक्तिः—અન્વય-વ્યતિરેક વિમર્શરૂપા યુક્તિ, आगमश्च—અને આગમ, 'जं जं समयं जीवो, आविस्सइ जेण जेण भावेण' જે જે સમયે જીવ જે જે ભાવથી આવેશ પામે છે, ઇત્યાદિરૂપ, ताभ्यां—તે બન્ને વડે, सिद्धं—સિદ્ધ, પ્રતિષ્ઠિત છે, एतत्—આ, કાર્યનું કારણાનુરૂપપણું. ભલે આ અન્ય કાર્યોમાં સિદ્ધ થતું હો, પણ પ્રકૃતમાં સિદ્ધ નહિં થશે, એટલા માટે કહ્યું—तल्लक्षणानुपाति च—યુક્તિ-આગમથી સિદ્ધ એવા કારણાનુરૂપ કાર્યલક્ષણમાં અનુપાતિ વિદ્યાજન્મ છે. કયા કારણથી? તે માટે કહ્યું—इति वचनात्—એ વચનથી એમ વક્ષ્યમાણ સાથે સંબંધ છે. વચન જ દર્શાવે છે—

वर्चोगृह ઇત્યાદિ શ્લોકપંચક સુગમશબ્દાર્થવાળું છે. પરંતુ इतरस्मिन्निवेतरः—ઇતરમાં ઇતરની જેમ. જેમ इतरस्मिन्—ઇતરમાં, સંસારમાર્ગમાં, इतरः—ઇતર, મોહવિષથી અગ્રસ્ત એવો વિવેકી, नित्यमखेदितः न याति—નિત્ય અખેદિત નથી જતો, તેમ શૈવ માર્ગમાં મોહવિષથી ગ્રસ્ત નથી જતો. ખેદિત તો કોઈ પણ કથંચિત્ દ્રવ્યથી ઉભયત્ર પણ જાય છે એમ ભાવ છે. અભિપ્રાય પુનઃ આ છે—અનુરૂપ કારણથી પ્રભવ પામેલ વિદ્યાજન્મ સતે વિષયવૈરાગ્ય-ક્રિયાજ્ઞાનાત્મક યોગે તેના ફલરૂપ સાતત્યપ્રવૃત્તિલક્ષણ શિવમાર્ગ ગમન ઉપયુક્ત હોય છે, અન્યથા નહિં.

અને આ જે વિદ્યાજન્મબીજરૂપ વસ્તુ ઉપરમાં કહી, તે 'યુક્તિ અને આગમથી આ સિદ્ધ છે.' અન્વય–વ્યતિરેકવિચારરૂપ યુક્તિથી અને 'જે જે સમયે જીવ જે જે ભાવે આવેશ પામે છે' ઇત્યાદિરૂપ આગમથી—એ બન્ને વડે આ કાર્યનું કારણાનુરૂપપણું સિદ્ધ છે, પ્રતિષ્ઠિત છે. જીવ જેવા જેવા ભાવે પરિણમે છે તેવા તેવા ભાવનો તે કર્ત્તા હોય છે; શુદ્ધ ભાવે પરિણમે તો શુદ્ધભાવનો કર્ત્તા, અશુદ્ધભાવે પરિણમે તો અશુદ્ધભાવનો કર્ત્તા હોય છે, અને આ વિદ્યાજન્મ 'તલ્લક્ષણ અનુપાતિ છે;' તેના લક્ષણમાં અર્થાત્ યુક્તિ–આગમથી સિદ્ધ એવા કારણાનુરૂપ કાર્યલક્ષણમાં અનુપાતિ છે—અનુક્રમે પડનારૂં છે. કયા કારણથી? તે માટે કહ્યું—'वर्चोगृहक्रमेर्यद्वद्' ઇત્યાદિ વચનથી.

*આ યુક્તિ અને આગમથી શુદ્ધ*

અર્થાત્—વિષ્ટા જેનું ઘર છે એવા કૃમિને–કીડાને સુંદર એવું મનુષ્યપણું પ્રાપ્ત થયું, તો પછી તે કૃમિપણાની પ્રાપ્તિ થયે પણ તેને ત્યાં–વિષ્ટામાં પુનઃ ઇચ્છા પણ પ્રવર્ત્તતી નથી. તેની જેમ વિદ્યાજન્મની જો પ્રાપ્તિ થઈ તો તત્ત્વજ્ઞાનસમેત મહાત્માનું મન પણ વિષયોમાં પ્રવર્ત્તતું નથી. વિષગ્રસ્તને જેમ મંત્રો થકી નિર્વિષ અંગનો ઉદ્ભવ હોય છે, તેમ જ વિદ્યાજન્મ થયે મોહવિષનો ત્યાગ સર્વથા હોય જ છે. એથી કરીને જ તે શૈવ માર્ગે, શિવ સંબંધી–મોક્ષ સંબંધી માર્ગમાં નિત્ય અખેદિત (થાકયા વિના) ગમન કરે છે. પણ મોહવિષથી ગ્રસ્ત થયેલો જે છે તે ઇતરમાં ઇતરની જેમ ગમન કરતો નથી; અર્થાત્ મોહવિષથી અગ્રસ્ત જેમ ભવમાર્ગમાં નિત્ય અખેદિત ગમન કરતો નથી, તેમ મોહવિષથી ગ્રસ્ત શિવમાર્ગમાં નિત્ય અખેદિત ગમન કરતો નથી. એટલે કવચિત્ કથંચિત્ દ્રવ્યથી મોહવિષઅગ્રસ્ત ભવમાર્ગે ખેદિતપણે–(અંતરંગ ખેદ-પૂર્વક) ગમન કરે, તેમ મોહવિષગ્રસ્ત દ્રવ્યથી ખેદિતપણે (ખેદ–થાકસહિતપણે) ગમન કરે, નિત્ય અખેદિતપણે–અથાકપણે નહિં, એમ ભાવ છે. અને સર્વત્ર જેની સ્પૃહા વ્યતીત થઈ છે એવા વીતસ્પૃહનું ક્રિયા–જ્ઞાનાત્મક યોગમાં સતતપણે પ્રવર્ત્તન તે જ શિવમાર્ગમાં 'યાન'–ગમન કહે છે. એ વચનથી પણ સિદ્ધ થાય છે કે આ પ્રસ્તુત વિદ્યાજન્મ યુક્તિ–આગમથી સિદ્ધ એવા કારણાનુરૂપ કાર્યના લક્ષણમાં અનુપાતિ છે, આવી પડે છે.

*વિદ્યાજન્મનો મહાપ્રભાવ*



કાયોત્સર્ગ પારવાનો ને સ્તુતિ આદિનો શેષ વિધિ કહી આ પ્રસ્તુત સૂત્રની વ્યાખ્યા ઉપસંહરે છે—

[૪૮] अवसितमानुषङ्गिकं, प्रकृतं प्रस्तुमः--

स हि कायोत्सर्गान्ते यद्येक एव ततो "नमो अरहंताणंति" नमस्कारेणोत्सार्य स्तुतिं पठत्यन्यथा प्रतिज्ञाभङ्गः, जाव अरहंताणं इत्यादिनाऽस्यैव रूढत्वाद्, अन्यथैतदर्थाभिधानेऽपि दोषसम्भवात, तदन्यमन्त्रादौ तथादर्शनादिति। अथ बहवस्तत एक एव स्तुतिं पठति, अन्ये तु कायोत्सर्गेणैव तिष्ठन्ति, यावत्स्तुतिपरिसमाप्तिः।

अत्र चैवं वृद्धा वदन्ति--यत्र किलाऽऽयतनादौ वन्दनं चिकीर्षितं तत्र यस्य भगवतः सन्निहितं स्थापनारूपं तं पुरस्कृत्य प्रथमकायोत्सर्गः, स्तुतिश्च, तथा शोभनभावजनकत्वेन तस्यैवोपकारित्वात् ।

ततः सर्वेऽपि नमस्कारोच्चारणेन पारयन्तीति ॥[२७७]

॥ इति व्याख्यातं वन्दनाकायोत्सर्गसूत्रं ॥

[४८]અર્થ:—આનુષંગિક પૂર્ણ થયું; પ્રકૃત પ્રસ્તવીએ છીએ—

તે કાયોત્સર્ગને અન્તે, જો એક જ હોય તો 'नमो अरहंताणं' એમ નમસ્કારથી ઉત્સારી (પારી) સ્તુતિ પઠે છે,—અન્યથા પ્રતિજ્ઞાભંગ છે,—'जाव अरहंताणं' ઇત્યાદિથી આનું જ પ્રતિજ્ઞાતપણું છે માટે, નમસ્કારપણાએ કરીને આનું જ રૂઢપણું છે માટે, અન્યથા એના અર્થના અભિધાને પણ દોષસંભવ છે માટે, તેનાથી અન્ય મન્ત્રાદિમાં તથાદર્શન છે માટે, હવે બહુ હોય તો એક જ સ્તુતિ પઠે છે, બીજાઓ તો કાયોત્સર્ગે જ સ્થિતિ કરે છે,—સ્તુતિપરિસમાપ્તિ પર્યંત.

અને અત્રે વૃદ્ધો એમ વદે છે—જ્યાં આયતનાદિમાં વન્દન કરવા ઇચ્છેલું છે, ત્યાં જે ભગવંતનું સન્નિહિત સ્થાપનારૂપ હોય, તેને પુરસ્કૃત કરી પ્રથમ કાયોત્સર્ગ, અને સ્તુતિ (હોય),—તથાપ્રકારે શોભન ભાવના જનકપણે તેનું જ ઉપકારિપણું છે માટે.

પછી સર્વેય નમસ્કારઉચ્ચારણથી પારે છે.[૨૭૭]

॥ એમ વન્દનાકાયોત્સર્ગ સૂત્ર વ્યાખ્યાત થયું ॥

## વિવેચન

જય સહજ સ્વરૂપી શુદ્ધ ચૈતન્ય મૂર્ત્તિ, શ્રીમદ્ ભગવદર્હત્ ચૈત્ય તે શાંતમૂર્ત્તિ,
કરતું ચિતસમાધિ અર્પતું આત્મશાંતિ, હરતું ભવઉપાધિ કાપતું મોહભ્રાંતિ.–(સ્વરચિત)

આમ 'આનુષંગિક'—પ્રાસંગિક વક્તવ્ય પૂરું થયું એમ કહી આચાર્યજી વદે છે—'પ્રકૃત પ્રસ્તવીએ છીએ'—પ્રસ્તુત વિષય આગળ ચલાવીએ છીએ, અર્થાત્ કાયોત્સર્ગનો શેષ વિધિ કહીએ છીએ:–

તે કાયોત્સર્ગ પૂરો થયે જો કાયોત્સર્ગ કરનાર એક જ વ્યક્તિ હોય તો 'नमो अरहंताण' એમ નમસ્કાર ઉચ્ચારી કાયોત્સર્ગ પારી, સ્તુતિ બોલે છે; નહિં તો પ્રતિજ્ઞાનો ભંગ થાય. શા માટે ભંગ થાય? 'जाव अरहंताण' ઇત્યાદિથી આ કાયોત્સર્ગની પ્રતિજ્ઞા લેવામાં આવી છે માટે. 'नमुक्कारेणं'—નમસ્કારથી એમ પ્રતિજ્ઞા લીધી છે તો પછી નમસ્કાર માટે બીજું કોઈ નહિં ને આ જ પદ શા માટે? નમસ્કારપણે આનું જ—'नमो अरहंताणं' એ પદનું જ રૂઢપણું છે માટે. વારુ, 'અર્હંતોને નમસ્કાર હો' એમ 'એનો'—नमो अरहंताणं પદનો અર્થ બોલવામાં આવતાં વિરોધ શા માટે? દોષસંભવ છે માટે,—'अन्यथैतदर्थाभिधानेऽपि दोषसम्भवात्' એમ દોષ પણ શા માટે? 'તેનાથી અન્ય મન્ત્રાદિમાં તથાદર્શન છે માટે'—તેવા પ્રકારે દોષનું દર્શન છે માટે. અર્થાત્ મંત્રોચ્ચારમાં મંત્રનું ભાષાંતર ન ચાલે, પણ જેમ છે તેમ અન્યૂનાધિક મંત્ર જ બોલવો જોઇએ, નહિં તો દોષ સંભવે છે, તેમ અત્રે પણ સમજવું.

અને કાયોત્સર્ગ કરનારા ઘણા હોય તો એક જ સ્તુતિ પઠે છે, અને બીજાઓ તો સ્તુતિ પૂર્ણ થાય ત્યાં સુધી કાયોત્સર્ગમાં જ સ્થિતિ કરે છે.

અત્રે વૃદ્ધજનો એમ કહે છે કે—જ્યાં 'આયતનાદિમાં'—જિનગૃહાદિમાં વન્દન કરવાનું ઇચ્છેલું છે, ત્યાં જે ભગવંતનું 'સન્નિહિત'—સંનિધાનમાં રહેલ-સમીપવર્તી 'સ્થાપનારૂપ'—જિનપ્રતિમાજી હોય, તેને 'પુરસ્કૃત કરી'—આગળ કરી, તેને પ્રથમ પદ આપી, તેના વન્દનપ્રત્યયે પ્રથમ કાયોત્સર્ગ કરવો, અને સ્તુતિ પણ તે ભગવંત સંબંધિની ઉચ્ચારવી. આમ શા માટે? તથાપ્રકારે શોભન-પ્રશસ્ત ભાવના જનકપણા-ઉત્પાદકપણાએ કરીને તેનું જ—તે સંનિહિત સ્થાપનારૂપનું જ ઉપકારિપણું છે, માટે, 'तथाशोभनभावजनकत्वेन तस्यैवोपकारित्वात्.'

આ સ્તુતિપાઠ પછી બધાય 'नमो अरहंताणं' એમ નમસ્કાર ઉચ્ચારીને કાયોત્સર્ગ પારે છે.

॥ इति महर्षिश्रीहरिभद्राचार्यविरचितायां मनःसुखनंदनेन भगवानदासेन हेमदेवी-सुजातेन चिद्हेमविशोधिनीटीकाभिधानविवेचनेन सविस्तरं विवेचितायां ललितविस्तरायां वन्दनाकायोत्सर्गसूत्रम् ॥



# लोगस्स सूत्र: चतुर्विंशतिस्तव

હવે પરમ ઉપકારી ચોવીશ તીર્થંકર ભગવંતોની સ્તુતિરૂપ ચતુર્વિંશતિસ્તવની વ્યાખ્યાનો પ્રારંભ કરે છે—

[१]पुनरत्रान्तरेऽस्मिन्नेवावसर्पिणीकाले ये भारते तीर्थकृतस्तेषामेवैकक्षेत्रनिवासादिना ऽऽसन्नतरोपकारित्वेन कीर्त्तनाय चतुर्विंशतिस्तवं पठति पठन्ति वा ।[२७८]

स चायम्—

**लोगस्स उज्जोअगरे, धम्मतित्थयरे जिणे ।**
**अरिहंते कित्तइस्सं, चउवीसंपि केवली ॥१॥**

[१]અર્થ:—પુન: આ અંતરે,—આ જ અવસર્પિણી કાળમાં ભારતને વિષે જે તીર્થકૃતો થયો, તેઓના જ એકક્ષેત્રનિવાસ આદિથી આસન્નતર (અતિનિકટ) ઉપકારિપણાએ કરીને કીર્ત્તનાર્થે ચતુર્વિંશતિસ્તવ (એક) પઠે છે વા (બહુ) પઠે છે.[२७८]

અને તે આ છે—

**લોકોદ્યોતકરા ધર્મ-તીર્થંકરો જિનો વળી;**
**અર્હંતો કીર્ત્તઈશ હું, ચોવીશે પણ કેવલી. ૧**

લોકના ઉદ્યોતકર, ધર્મતીર્થંકર, જિન, અર્હંત એવા ચોવીશ કેવલીનું હું કીર્ત્તન કરીશ.



આ સ્તવ સૂત્રની પ્રથમ ગાથાના પદેપદનો ભાવાર્થ વિવરી દેખાડે છે—

[२]अस्य व्याख्या--

लोकस्योद्योतकरानित्यत्र विज्ञानाद्वैतव्युदासेनोद्योत्योद्योतकयो र्भेदसंदर्शनार्थं भेदेनोपन्यास: ।

लोक्यत इति लोक:, लोक्यते प्रमाणेन दृश्यत इति भाव:, अयं चेह तावत्पञ्चास्तिकायात्मको गृह्यते, तस्य लोकस्य किम् ? उद्योतकरणशीला उद्योतकरास्तान् । केवलालोकेन तत्पूर्वकवचनदीपेन वा सर्वलोकप्रकाशकरणशीलानित्यर्थ: ।

तथा--दुर्गतौ प्रपतन्तमात्मानं धारयतीति धर्म्म: । उक्तं च--

"दुर्गतिप्रसृताञ्जीवान्, यस्माद्धारयते तत: ।
धत्ते चैतान् शुभे स्थाने, तस्माद्धर्म इति स्मृत: ॥" इत्यादि ।

तथा--तीर्यतेऽनेनेति तीर्थं, धर्म्म एव धर्म्मप्रधानं वा तीर्थं धर्म्मतीर्थं, तत्करणशीला धर्म्मतीर्थकरास्तान् ।

तथा--रागादि जेतारो जिनास्तान् ।

तथाऽशोकाद्यष्टप्रातिहार्यादिरूपां पूजामर्हन्तीत्यर्हन्तस्तानर्हतः ।

कीर्त्तयिष्यामि--इति स्वनामभिः स्तोष्ये इत्यर्थः । चतुर्विंशतिमिति सङ्ख्या, अपि शब्दो भावतस्तदन्यसमुच्चयार्थ इति । केवलज्ञानमेषां विद्यते इति केवलिनस्तान् केवलिनः ॥[२७९]

[२]અર્થ:—આની વ્યાખ્યા—

लोकस्य उद्योतकरान्—લોકના ઉદ્યોતકરોને એમ અત્રે વિજ્ઞાનઅદ્વૈતના વ્યુદાસથી (નિરાસથી) ઉદ્યોત્ય-ઉદ્યોતકના ભેદસંદર્શનાર્થે ભેદથી ઉપન્યાસ છે. लोक्यते इति लोकः— લોકાય છે તે લોક. लोक्यते-प्रमाणेन दृश्यते—લોકાય છે એટલે પ્રમાણથી દેખાય છે એમ ભાવ છે. અને આ અહીં તો પંચાસ્તિકાયાત્મક ગ્રહાય છે. તે લોકના શું? ઉદ્યોતકરણશીલ તે उद्योतकराः ઉદ્યોતકરો, તેઓને; કેવલાલોકથી વા તત્પૂર્વક વચનદીપથી સર્વલોકના પ્રકાશકરણશીલોને એમ અર્થ છે.

तथा—दुर्गतौ प्रपतन्तमात्मानं धारयतीति धर्मः—દુર્ગતિમાં પડતા આત્માને ધારે છે તે ધર્મ. કહ્યું છે કે—"દુર્ગતિમાં પ્રસૃત જીવોને તેમાંથી ધારી રાખે છે, અને એઓને શુભ સ્થાનમાં ધારે છે, તેથી કરીને 'ધર્મ' એમ કહ્યો છે.

तथा—तीर्यतेऽनेन इति तीर्थं—આના વડે તરાય છે તે તીર્થ. ધર્મ જ વા ધર્મપ્રધાન તીર્થ તે ધર્મતીર્થ; તેના કરણશીલ તે धर्म्मतीर्थकराः—ધર્મતીર્થકરો, તેઓને.

तथा—रागादिजेतारो जिनाः—રાગાદિના જેતા તે જિનો, તેઓને.

तथा—अशोकाद्यष्टप्रातिहार्यादिरूपां पूजामर्हन्तीत्यर्हन्तः—અશોકાદિ અષ્ટ પ્રાતિહાર્ય આદિરૂપ પૂજાને અર્હે છે. તે अर्हन्तः—અર્હન્તો, તે અર્હન્તોને.

कीर्त्तयिष्यामि—કીર્તન કરીશ, સ્વનામોથી સ્તવીશ એમ અર્થ છે.

चतुर्विंशतिम्—ચતુર્વિંશતિ, ચોવીશ એમ સંખ્યા. अपि-પણ શબ્દ ભાવથી તદન્યના (તેનાથી અન્યના) સમુચ્ચય અર્થે છે.

કેવલજ્ઞાન એઓને વિદ્યમાન છે તે केवलिनः-કેવલીઓ, તે કેવલિઓને.[२७८]

## વિવેચન

"ચોવીશે જિનગુણ ગાઈએ, ધ્યાઈએ તત્ત્વસ્વરૂપોજી;
પરમાનંદ પદ પાઈએ, અક્ષય જ્ઞાન અનૂપોજી." શ્રી દેવચંદ્રજી.

અત્રે આચાર્યજીએ આ ગાથાનું પદેપદ વિવરી બતાવી તેનો અર્થ પરિસ્ફુટ કર્યો છે. તેનો ભાવાર્થ આ પ્રકારે—

---

पञ्जिका—भावतस्तदन्यसमुच्चयार्थः—भावतः-ભાવથી,—નામ-સ્થાપના-દ્રવ્ય અર્હતના પરિહારથી, વા શુભ અધ્યવસાય થકી, तदन्येषां—ઋષભાદિ ચતુર્વિંશતિથી વ્યતિરિક્ત ઐરવત-મહાવિદેહમાં જન્મેલા અર્હતોના સંગ્રહાર્થ. તેથી કહ્યું છે—अविसद्दग्गहणा पुण एरवयमहाविदेहे य' અપિ-શબ્દના ગ્રહણથી પુનઃ ઐરવત અને મહાવિદેહમાં.

(૧) અત્રે 'लोगस्स उज्जोअगरे'—लोकस्य उद्योतकरान् **લોકના ઉદ્યોતકર** એ જે પદ કહ્યું, તે વિજ્ઞાનઅદ્વૈતવાદીનું નિરાકરણ કરવા માટે મૂક્યું છે. વિજ્ઞાનઅદ્વૈતવાદીના મતે આ બધુંય વિજ્ઞાન માત્ર જ છે, વિજ્ઞાન શિવાય બીજું કાંઈ નથી, તેનું નિરાકરણ અહીં લોકના ઉદ્યોતકર એમ ભેદ પ્રદર્શક પદ મૂકી ઉદ્યોત્ય–ઉદ્યોતકનો ભેદ દર્શાવી કર્યું છે. લોક ઉદ્યોત્ય–ઉદ્યોત કરવા યોગ્ય છે, અને ભગવાન્ ઉદ્યોતક–ઉદ્યોત કરનાર છે. ભગવાન્ વિશ્વને પ્રકાશે છે છતાં વિશ્વરૂપ નથી બની જતા; ચંદ્ર ભૂમિને પ્રકાશે છે, પણ તેથી તે કાંઈ ભૂમિરૂપ બની જતો નથી તેમ. કારણ કે આકાશમાં સ્વસ્થાને સ્થિત રહ્યો છતો ચંદ્ર જેમ ચંદ્રિકા પ્રસારે છે, તેમ સ્થિર એવા સ્વસ્વરૂપ પદમાં સ્થિત આત્મા જ્ઞાનરૂપ જ્યોત્સ્ના–ચંદ્રિકા વિસ્તારે છે; પણ ચાંદનીથી ભૂમિઆદિને પ્રકાશિત કરતાં છતાં ચંદ્ર કાંઈ ભૂમિરૂપ બની જતો નથી, તેમ આત્મા પણ જ્ઞાનજ્યોત્સ્નાથી* વિશ્વને પ્રકાશતાં છતાં કાંઈ વિશ્વરૂપ બની જતો નથી. અર્થાત્ જ્ઞાન જ્ઞેયને સદા જાણે છે, પણ જ્ઞેય કદી તેનું થતું નથી, આમ જ્ઞેય–જ્ઞાયક સંબંધની વ્યવસ્થા છે; જ્ઞાનસ્વભાવી જ્ઞાયક આત્મા સ્વરૂપસ્થિત રહી વિશ્વરૂપ જ્ઞેયને જાણે છે.

**લોકના ઉદ્યોતકર**

" ચંદ્ર ભૂમિને પ્રકાશે છે, તેના કિરણની કાંતિના પ્રભાવથી સમસ્ત ભૂમિ શ્વેત થઈ જાય છે, પણ કંઈ ચંદ્ર ભૂમિરૂપ કોઈ કાળે તેમ થતો નથી, એમ સમસ્ત વિશ્વને પ્રકાશક એવો આ આત્મા તે ક્યારે પણ વિશ્વરૂપ થતો નથી, સદાસર્વદા ચૈતન્ય સ્વરૂપ જ રહે છે. વિશ્વમાં જીવ અભેદતા માને છે એ જ ભ્રાંતિ છે. "

—**શ્રીમદ્ રાજચંદ્ર**, પત્રાંક–૭૬૦.

લોકાય છે–પ્રમાણથી દેખાય છે તે લોક–પંચાસ્તિકાયાત્મક લોક, તેના ઉદ્યોતકર, 'કેવલાલોકથી વા તત્પૂર્વક વચનદીપથી સર્વલોકના પ્રકાશકરણશીલ;' અર્થાત્ કેવલજ્ઞાનરૂપ આલોકથી–વિશ્વપ્રકાશક મહાપ્રકાશથી અથવા કેવલજ્ઞાનપૂર્વક તેમણે પ્રકાશેલા આગમ–વચનરૂપ દીપથી સર્વલોકનો પ્રકાશ કરવાનું જેઓનું શીલ–સ્વભાવ છે, તે લોકઉદ્યોતકર.

" લોકાલોક પ્રકાશક નાણી, ભવિજન તારણ જેહની વાણી;
પરમાનંદ તણી નીશાણી, તસુ ભગતે મુજ મતિ ઠહરાણી....
કુસુમાંજલિ મેલો નેમિ જિણંદા. "—શ્રી **દેવચંદ્રજીકૃત સ્નાત્રપૂજા.**

(૨) **ધર્મતીર્થંકર**—'દુર્ગતિમાં પડતા આત્માને ધારે છે તે ધર્મ.' આ અંગે કહ્યું છે કે 'દુર્ગતિમાં સરી પડતા જીવોને તેમાંથી ધારી રાખે અને એઓને શુભ

---

*" शुद्धद्रव्यस्वरसभवनात्किं स्वभावस्य शेष-
मन्यद्द्रव्यं भवति यदि वा तस्य किं स्यात्स्वभावः ।
ज्योत्स्नारूपं स्नपयति भुवं नैव तस्यास्ति भूमि-
र्ज्ञानं ज्ञेयं कलयति सदा ज्ञेयमस्यास्ति नैव ।"—શ્રી સમયસાર કળશ.

ધર્મતીર્થંકર જિન અર્હંત

સ્થાનમાં ધારે તે ધર્મ.' અને જેનાથી તરાય તે તીર્થ. આ ઉક્ત ધર્મ એ જ તીર્થ વા ધર્મપ્રધાન તીર્થ તે ધર્મતીર્થ, તે કરવાનું શીલ–સ્વભાવ છે જેનો એવા તે ધર્મતીર્થંકરો છે.

(૩) **જિનો**—'રાગાદિના જેતા તે જિનો.'

જિન એ કાંઈ સંપ્રદાયવાચક શબ્દ નથી, પણ મહાન્ તત્ત્વવાચક શબ્દ છે. રાગાદિ સર્વ આંતર્ શત્રુઓને જીતી જે શુદ્ધ સહજાત્મસ્વરૂપને પ્રાપ્ત થયેલા છે, એવા શુદ્ધ આત્મા તે 'જિન.' આત્મા અને કર્મના સનાતન યુદ્ધમાં કર્મકટકનો સંહાર કરી જે વિજયશ્રી વર્યા છે, એવા ખરેખરા શ્રીમદ્ આત્મવીર તે જ જિન.

—**પ્રજ્ઞાવબોધ મોક્ષમાળા**, પાઠ ૩. (સ્વરચિત)

(૪) **અર્હંતો**—'અશોકાદિ અષ્ટ પ્રાતિહાર્ય આદિરૂપ પૂજાને જે અર્હે છે તે અર્હંતો.' જે વિશ્વની પૂજાના પરમ પાત્ર, પરમ પૂજ્ય આરાધ્ય છે તે અર્હંત્.

(૫) **ચોવીશે પણ કેવલી**—આ ચોવીશે તીર્થંકર ભગવાન્, 'પણ' શબ્દથી ઐરવત–મહાવિદેહમાં જન્મેલા એવા તેનાથી અન્ય તીર્થંકરોનું ભાવથી ગ્રહણ છે. એવા તીર્થંકરો જેને કેવલજ્ઞાન વિદ્યમાન છે તે કેવલી.

" આત્મ સિદ્ધિ કારજ ભણી રે લાલ. સહજ નિયામક હેતુ રે;
નામાદિક જિનરાજના રે લાલ. ભવસાગરમાંહે સેતુ રે....પદ્મપ્રભ. "

**શ્રી દેવચંદ્રજી**

(૬) **હું કીર્ત્તન કરીશ**—એવા ઉક્ત વિશેષણસંપન્ન તે ચોવીશે પણ કેવલીનું હું કીર્ત્તન કરીશ, 'સ્વનામોથી સ્તવીશ,' એમનું પાવન નામ લઈ સ્તવન કરીશ. અત્રે પ્રશ્ન થશે કે નામનું સ્મરણ કર્યાથી શું ? નામનું સ્મરણ કર્યાથી તે પરમ પવિત્ર આત્માઓના અનન્ય આત્મચારિત્રનું અનુસ્મરણ થાય છે કે–આ નામધારી સદેહે વિચરતા આ અર્હંત ભગવંત તીર્થંકરો આ અવસર્પિણી કાળમાં પરમાર્થમેઘની વૃષા કરી આપણા પર અપાર ઉપકાર કરી ગયા; અને આમ કૃતજ્ઞતાપૂર્વક તેમના પરમ ઉપકારની સ્મૃતિ થાય છે એટલું જ નહિં, પણ તેમનું અનુપમ આત્મચારિત્ર યાદ આવતાં આપણા આત્માને અપૂર્વ આત્મપુરુષાર્થની પ્રેરણા પ્રાપ્ત થાય છે; અને તે પરમ ગુણીના અદ્ભુત ગુણગણ સંભારતાં ગુણપ્રમોદઆશ્ચર્યથી ભાવરોમાંચ સ્ફુરી તેમની ભક્તિમાં તલ્લીનતા ઉપજે છે. આ અંગે **પરમતત્ત્વદૃષ્ટા શ્રીમદ્ રાજચંદ્રજી**એ માત્ર સોળ વર્ષની લઘુ વયે લખેલી **મહા દર્શનપ્રભાવક 'મોક્ષમાળા'** ગ્રંથમાં પરમ સુંદર મીમાંસા કરી છે—

" જિજ્ઞાસુ–પણ 'લોગસ્સ'માં તો ચોવીશ જિનેશ્વરનાં નામોનું સૂચવન કર્યું છે, એનો હેતુ શું છે તે મને સમજાવો.

સત્ય—આ કાળમાં આ ક્ષેત્રમાં જે ચોવીશ જિનેશ્વરો થયા એમના નામોનું અને ચરિત્રોનું સ્મરણ કરવાથી શુદ્ધ તત્ત્વનો લાભ થાય. વૈરાગીનું ચરિત્ર વૈરાગ્ય બોધે છે.

અનંત ચોવીશીનાં અનંત નામ સિદ્ધ સ્વરૂપમાં સમગ્રે આવી જાય છે. વર્ત્તમાન કાળના ચોવીશ તીર્થંકરનાં નામ આ કાળે લેવાથી કાળની સ્થિતિનું બહુ સૂક્ષ્મ જ્ઞાન પણ સાંભરી આવે છે. જેમ એઓનાં નામ આ કાળમાં લેવાય છે, તેમ ચોવીશી ચોવીશીનાં નામ કાળ અને ચોવીશી ફરતાં લેવાતાં જાય છે; એટલે અમુક નામ લેવાં એમ કંઈ હેતુ નથી. પરંતુ તેઓના ગુણના પુરુષાર્થની સ્મૃતિ માટે વર્ત્તતી ચોવીશીની સ્મૃતિ કરવી એમ તત્ત્વ રહ્યું છે. તેઓનાં જન્મ, વિહાર, ઉપદેશ એ સઘળું નામનિક્ષેપે જાણી શકાય છે. એ વડે આપણો આત્મા પ્રકાશ પામે છે. સર્પ જેમ મોરલીના નાદથી જાગૃત થાય છે. તેમ આત્મા પોતાની સત્ય રિદ્ધિ સાંભળતાં તે મોહનિદ્રાથી જાગૃત થાય છે.”

મોક્ષમાળા (બાલાવબોધ) પાઠ-૧૪.



'લોકના ઉદ્યોતકર' એટલું પદ જ બસ છે, ધર્મતીર્થંકરો એ કહેવાની જરૂર નથી, એમ પહેલી શંકાનું સમાધાન કરે છે—

[3]अत्राह—लोकस्योद्योतकरानित्येतावदेव साधु, धर्म्मतीर्थकरानिति न वाच्यं, गतार्थत्वात्। तथाहि-ये लोकस्योद्योतकरास्ते धर्म्मतीर्थकरा एवेति॥

अत्रोच्यते—इह लोकैकदेशेऽपि ग्रामैकदेशे ग्रामवल्लोकशब्दप्रवृत्तेः मा भूत्तदुद्योतकरेष्ववधिविभङ्गज्ञानिष्वर्कचन्द्रादिषु वा सम्प्रत्यय इत्यतस्तद्व्यवच्छेदार्थं धर्म्मतीर्थकरानिति॥[२८०]

[3]અર્થ:-શંકા—'લોકના ઉદ્યોતકરોને' એમ એટલું જ બરાબર છે, ધર્મતીર્થંકરોને એમ વાચ્ય નથી,—ગતાર્થપણું છે માટે. તે આ પ્રકારે—જેઓ લોકના ઉદ્યોતકર છે તેઓ ધર્મતીર્થંકરો જ છે.

અત્ર (સમાધાન) કહેવામાં આવે છે—અહીં લોકના એક દેશમાં પણ, ગ્રામના એક દેશમાં ગ્રામની જેમ, 'લોક' શબ્દની પ્રવૃત્તિને લીધે, તેના ઉદ્યોતકર એવા અવધિ-વિભંગ જ્ઞાનીઓમાં વા સૂર્ય-ચંદ્રાદિમાં સંપ્રત્યય મ હો, એટલા માટે તેના વ્યવચ્છેદ અર્થે 'ધર્મતીર્થંકરોને' એમ (કહ્યું છે).[૨૮૦]

## વિવેચન

"ભાસક લોકાલોક તિણે જાણો છતી, તોપણ વીતક વાત કહું છું તમ પ્રતિ."

—શ્રી દેવચંદ્રજી

અત્રે જિજ્ઞાસુ પહેલી શંકા કરે છે-'લોકના ઉદ્યોતકરોને' એટલું જ કહેવું બસ છે, 'ધર્મતીર્થંકરોને' એ કહેવાની જરૂર નથી. કારણ કે તેનો અર્થ તેમાં આવી જાય છે. તેનું સમાધાન કર્યું છે. ગામના એક ભાગમાં જેમ 'ગામ' શબ્દનો પ્રયોગ કરાય છે તેમ લોકના એક ભાગમાં આ 'લોક' શબ્દનો પ્રયોગ હશે એમ માની, કોઈ આ 'લોકોદ્યોતકર' પદથી અવધિ-વિભંગજ્ઞાની કે સૂર્ય-ચંદ્રાદિ ન સમજી બેસે, એટલા માટે તેના વ્યવચ્છેદ-અપવાદ અર્થે ધર્મતીર્થંકરોને એ પદ કહ્યું તે બરાબર જ છે.



જો એમ છે તો 'ધર્મતીર્થકરો' એટલું જ ભલે ર , લોકના ઉદ્યોતકર એ કહેવાની જરૂર નથી, એવી બીજી શંકાનું સમાધાન કરે છે—

[૪]आह--यद्येवं धर्मतीर्थकरानित्येतावदेवास्तु, लोकस्योद्योतकरानिति न वाच्यमिति।

अत्रोच्यते--इह लोके येऽपि नद्यादिविषमस्थानेषु मुधिकया धर्म्मार्थभवतरणतीर्थकरणशीलास्तेऽपि धर्मतीर्थकरा एवोच्यन्ते, तन्मा भूदतिमुग्धबुद्धीनां तेषु संप्रत्यय इति तदपनोदाय लोकस्योद्योतकरानप्याहेति ॥[૨૮૧]

[૪]અર્થઃ-શંકા—જો એમ છે, તો 'ધર્મતીર્થકરોને' એમ એટલું જ ભલે હો, લોકના ઉદ્યોતકરોને એમ વાચ્ય નથી.

અત્ર (સમાધાન) કહેવામાં આવે છે—અહીં લોકમાં જે નદી આદિ વિષમસ્થાનોમાં મુધિકાથી (મુગ્ધભાવથી) ધર્માર્થે ભવતરણરૂપ તીર્થના કરણશીલ છે, તેઓ પણ ધર્મતીર્થકરો જ કહેવાય છે. તેથી અતિ મુગ્ધબુદ્ધિઓને તેઓમાં સંપ્રત્યય મ હો એટલા માટે તેના દૂર કરવા અર્થે 'લોકના ઉદ્યોતકરોને' પણ કહ્યું.[૨૮૧]

## વિવેચન

"ચક્રી ધરમ તીરથતણો, તીરથ ફલ તત્ત સાર રે."—શ્રી આનંદઘનજી.

એટલે તે જ જિજ્ઞાસુ બીજી શંકા કરે છે-તો પછી 'ધર્મતીર્થકરોને' એટલું જ બસ છે, 'લોકના ઉદ્યોતકરોને' એ પદની જરૂર નથી. એનું **સમાધાન**—નદી વગેરે વિષમ-સ્થાનો અંગે ધર્માર્થ—ધર્મપ્રયોજનરૂપ 'ભવતરણ'—સંસારતરણ તીર્થસ્થાનોની કલ્પના કરનારાઓ છે, તેઓ પણ 'મુધિકાથી'—મુગ્ધભાવથી—ભોળા ભાવથી 'ધર્મતીર્થકરો' કહેવાય છે; તેથી અતિ મુગ્ધબુદ્ધિ—ભોળાજનોને તેઓમાં 'સંપ્રત્યય'—પ્રતીતિ ઉપજતી દૂર કરવા માટે 'લોકના ઉદ્યોતકરોને' એ પદ કહ્યું તે બરાબર જ છે. આમ ઉલટપલટ શંકા—સમાધાનથી 'લોકના ઉદ્યોતકરોને' અને 'ધર્મતીર્થકરોને' એ બન્ને પદ ચોક્કસ કર્યા.



'જિનોને' એ પદ વધારે પડતું છે, એવી ત્રીજી શંકાનું સમાધાન કરે છે—

[૫]अपरस्त्वाह--जिनानित्यतिरिच्यते, तथाहि--यथोक्तप्रकारा जिना एव भवन्तीति।

अत्रोच्यते--मा भूत्कुनयमतानुसारिपरिकल्पितेषु यथोक्तप्रकारेषु सम्प्रत्यय इत्यतस्तदपोहायाह जिनानिति। श्रूयते च कुनयदर्शने--

"ज्ञानिनो धर्म्मतीर्थस्य, कर्त्तारः परमं पदम्।
गत्वाऽऽगच्छन्ति भूयोऽपि, भवं तीर्थनिकारतः॥" इत्यादि।

तन्नूनं ते न रागादिजेतार इति, अन्यथा कुतो निकारतः पुनरिह भवाङ्कुरप्रभवो? बीजाभावात्। तथा चान्यैरप्युक्तम्—

"अज्ञानपांशुपिहितं, पुरातनं कर्म्मबीजमविनाशि।
तृष्णाजलाभिषिक्तं, मुञ्चति जन्माङ्कुरं जन्तोः॥

तथा—

दग्धे बीजे यथाऽत्यन्तं, भवति नाङ्कुरः ।

कर्म्मबीजे तथा दग्धे, न रोहति भवाङ्कुरः ॥" इत्यादि ।[२८२]

[५]અર્થ:-અપર (શંકા) કરે છે—'જિનોને' એ અતિરિક્ત (વધારે પડતું) છે. તે આ પ્રકારે—યથોક્તપ્રકારવાળા જિનો જ હોય છે માટે.

અત્રે (સમાધાન) કહેવામાં આવે છે—કુનયમતાનુસારીથી પરિકલ્પિત યથોક્ત પ્રકારોમાં સંપ્રત્યય મ હો એટલા માટે તેના અપોહાર્થે (નિરાકરણાર્થે) કહ્યું 'જિનોને' એમ. અને કુનયદર્શનમાં શ્રુત થાય છે—

"ધર્મતીર્થના કર્ત્તા એવા જ્ઞાનીઓ પરમપદે જઈ પુનઃ પણ તીર્થનિકારથી (અવનતિથી) સંસારમાં આવે છે," ઇત્યાદિ. તેથી તેઓ નિશ્ચયે કરીને રાગાદિ જેતા નથી. અન્યથા નિકાર થકી પુનઃ અહીં ભવાંકુરનો ઉદ્ભવ ક્યાંથી? બીજઅભાવ છે માટે. અને તથાપ્રકારે અન્યોથી પણ ઉક્ત છે—

"અજ્ઞાન ધૂલિથી ઢંકાયેલું એવું પુરાતન અવિનાશિ કર્મબીજ તૃષ્ણા-જલથી અભિષિક્ત થતાં જન્તુનો જન્માંકુર છોડે છે. (૧)

બીજ અત્યંતપણે દગ્ધ થયે અંકુર પ્રાદુર્ભાવ પામતો નથી, તેમ કર્મબીજ દગ્ધ થયે ભવાંકુર ઊગતો નથી." (૨) ઇત્યાદિ.[૨૮૨]

## વિવેચન

"ભવના બીજતણો આત્યંતિક નાશ જો....અપૂર્વ."—**શ્રીમદ્ રાજચંદ્રજી.**

ત્યાં બીજો જિજ્ઞાસુ ત્રીજી **શંકા** કરે છે-'જિનોને' એ પદ વધારે પડતું છે, કારણ કે 'યથોક્તપ્રકારવાળા'—પહેલા બે પદોથી જેવા કહ્યા તે જિનો જ હોય છે. તેનું **સમાધાન** કર્યું છે-'કુનયમતને'-કુદર્શનને અનુસરનારાઓએ કલ્પેલા યથોક્ત પ્રકારોમાં સંપ્રત્યય-પ્રતીતિ મ હો, એટલા માટે 'જિનોને' એ પદ કહ્યું તે યથાર્થ જ છે. કારણ કે કુનયદર્શનમાં એમ માનવામાં આવ્યું છે કે-"ધર્મતીર્થના કર્ત્તા જ્ઞાનીઓ 'તીર્થનિકારથી'—પોતાના સ્થાપેલા તીર્થની અવનતિ (Down-Fall) થતી હોય તે કારણથી પુનઃ પણ સંસારમાં આવે છે." અને આવા જે હોય તે નિશ્ચયે કરીને રાગાદિના 'જેતા'—જીતનારા (જિનો) હોય જ નહિં; નહિં તો 'નિકાર થકી'—તીર્થ-અવનતિ કારણ થકી પુનઃ અહીં 'ભવાંકુરપ્રભવ'—ભવાંકુરનો જન્મ ક્યાંથી હોય? અત્રે બીજ બળી ગયે અંકુરો ફૂટે નહિં, તેમ કર્મ બીજ બળી ગયે ભવાંકુર ફૂટે નહિં, એ આદિ લલિતવિસ્તરોક્ત સુભાષિતો સુપ્રસિદ્ધ છે.



જો એમ છે તો 'જિનોને' એટલું જ પદ ભલે હો એવી ચોથી શંકાનું સમાધાન કરે છે—

[६]आह—यद्येवं जिनानित्येतावदेवास्तु लोकस्योद्योतकरानित्याद्यतिरिच्यते ।

अत्रोच्यते—इह प्रवचने सामान्यतो विशिष्टश्रुतधरादयोऽपि जिना एवोच्यन्ते, तद्यथा-श्रुतजिनाः अवधिजिनाः मनःपर्यायजिनाः छद्मस्थवीतरागाश्च। तन्मा भूत्तेष्वेव सम्प्रत्यय इति तद्व्युदासार्थं लोकस्योद्योतकरानित्याद्यप्यदुष्टमिति॥[२८३]

[६]અર્થ:-શંકા—જો એમ છે તો 'જિનોને' એમ એટલું જ ભલે હો, લોકના ઉદ્યોતકરોને ઇત્યાદિ અતિરિક્ત છે.

અત્ર (સમાધાન) કહેવામાં આવે છે—અહીં પ્રવચનમાં સામાન્યથી વિશિષ્ટ શ્રુતધરાદિ પણ જિનો જ કહેવાય છે. જેમકે—શ્રુતજિનો, અવધિજિનો, મનઃપર્યાયજિનો, અને છદ્મસ્થ વીતરાગો. તેથી તેઓમાં જ સંપ્રત્યય મ હો, એટલા માટે તેના વ્યુદાસ અર્થે 'ઉદ્યોતકરોને' ઇત્યાદિ પણ અદુષ્ટ છે.[૨૮૩]

## વિવેચન

"જ્ઞેય સકલ જાણુંગ તુમે, કેવલજ્ઞાન દિણંદ....નાથરે...." શ્રી દેવચંદ્રજી.

એટલે તે જ જિજ્ઞાસુ પુનઃ શંકા કરે છે-જો એમ છે તો પછી 'જિનોને' એટલું જ બસ છે, 'લોકના ઉદ્યોતકરો' ઇ૦ પદ વધારે પડતા (Superfluous) છે. તેનું **સમાધાન**—અહીં જિનપ્રવચનમાં સામાન્યપણે વિશિષ્ટ શ્રુતધરો વગેરે પણ 'જિનો' જ કહેવાય છે; તેથી તે ન સમજી લેવાય એટલા માટે 'લોકના ઉદ્યોતકરો' ઇ૦ કહ્યું તેમાં કોઈ દોષ નથી.



'અર્હંતોને' એ પદ કહેવાની જરૂર નથી, એવી પાંચમી શંકાનું સમાધાન કરે છે—

[७]अपरस्त्वाह—अर्हत इति न वाच्यं, न ह्यनन्तरोदितस्वरूपा अर्हद्व्यतिरेकेणापरे भवन्तीति।

अत्रोच्यते—अर्हतामेव विशेष्यत्वान्न दोष इति॥[२८४]

[૭]અર્થ:-અપર વળી શંકા કરે છે—'અર્હંતોને' એ વાચ્ય નથી, કારણ કે અનન્તર (હમણાં જ) કહેવામાં આવેલ સ્વરૂપવાળા અર્હંત્ શિવાય બીજા હોતા નથી.

અત્રે (સમાધાન) કહેવામાં આવે છે—અર્હંતોના જ વિશેષ્યપણાને લીધે દોષ નથી.[૨૮૪]

## વિવેચન

"આજ હો નિર્મળ નિઃસંગી અરિહા વંદિયેજી—વીરસેન...." શ્રી દેવચંદ્રજી.

ત્યાં વળી ત્રીજો જિજ્ઞાસુ પાંચમી શંકા કરે છે-'અર્હંતોને' એ પદ કહેવાની જરૂર નથી, કારણ કે હમણાં જ કહ્યા તે સ્વરૂપવાળા અર્હંતો શિવાય બીજા હોતા નથી. તેનું સમાધાન-અર્હંતો વિશેષ્ય છે, અને ઉક્ત છે તે વિશેષણ છે, માટે દોષ નથી.



જો એમ છે તો 'અર્હંતોને' એટલું જ પદ ભલે હો, બાકી નકામું છે, એવી છઠ્ઠી શંકાનું સમાધાન કરે છે—

[८] आह—यद्येवं हन्त तर्ह्यर्हत इत्येतावदेवास्तु, लोकस्योद्योतकरानित्यादि पुनरपार्थकं। न, तस्य नामाद्यनेकभेदत्वात् भावार्हत्सङ्ग्रहार्थत्वादिति॥[२८५]

[૮] અર્થ:-શંકા—જો એમ છે તો 'અર્હંતોને' એમ એટલું જ ભલે હો, લોકના ઉદ્યોતકરોને ઇત્યાદિ પુન: અપાર્થક (નિરર્થક) છે.

(સમાધાન)—એમ નથી તેના નામ આદિ અનેકભેદપણાને લીધે, ભાવઅર્હંતનું સંગ્રહાર્થપણું છે માટે.[૨૮૫]

## વિવેચન

"અરિહંત પદ વંદિયે ગુણવંત રે."—શ્રી દેવચંદ્રજી.

એટલે તે જ પુનઃ શંકા કરે છે–જો એમ છે તો 'અર્હંતોને એટલું જ બસ છે, બાકી નિરર્થક છે. તેનું સમાધાન–ના એમ નથી. અર્હંતોના નામ–સ્થાપના આદિ અનેક ભેદ છે, એટલે અત્રે 'ભાવઅર્હંત્'નું ગ્રહણ કરવા અર્થે ઉક્ત વિશેષણો આવશ્યક જ છે.



'કેવલીઓને' એ પદ કહેવાની જરૂર નથી, એવી સાતમી શંકાનું સમાધાન કરે છે—

[९] अपरस्त्वाह—केवलिन इति न वाच्यं, यथोदाहृततत्स्वरूपाणां अर्हतां केवलित्वे अव्यभिचारित्वात्, सति च व्यभिचारसम्भवे विशेषणोपादानसाफल्यात्। तथा च सम्भवे व्यभिचारस्य विशेषणमर्थवद्भवति, यथा नीलोत्पलमिति । व्यभिचाराभावे तु तदुपादीयमानमपि यथा कृष्णो भ्रमरः शुक्लो बलाहक इत्यादि ऋते प्रयासात्कमर्थं पुष्णातीति। तस्मात्केवलिन इत्यतिरिच्यते ।

न, अभिप्रायापरिज्ञानात् । इह केवलिन एव यथोक्तस्वरूपा अर्हन्तो नान्ये इति नियमार्थत्वेन स्वरूपज्ञापनार्थमेवेदं विशेषणमित्यनवद्यं । न चैकान्ततो व्यभिचारसम्भवे एव विशेषणोपादानसाफल्यं, उभयपदव्यभिचारे एकपदव्यभिचारे स्वरूपज्ञापने शिष्टोक्तिषु तत्प्रयोगदर्शनात् । तत्र—उभयपदव्यभिचारे यथा–नीलोत्पलमिति, तथैकपदव्यभिचारे यथा—अब्द्रव्यं पृथिवी द्रव्यमिति, तथा स्वरूपज्ञापने यथा—परमाणुरप्रदेश इत्यादि । यतश्चैवमतः केवलिन इति न दुष्टं ॥[२८६]

[૯] અર્થ:—અપર વળી શંકા કરે છે—'કેવલિઓને' એમ વાચ્ય નથી, યથોક્ત તતસ્વરૂપવાળા અર્હંતોના કેવલિપણા બાબતમાં અવ્યભિચારીપણું છે માટે, અને વ્યભિચારનો સંભવ સતે વિશેષણના ઉપાદાનનું (ગ્રહણનું) સાફલ્ય છે માટે. અને તથાપ્રકારે વ્યભિચારના સંભવે વિશેષણ અર્થવત્ (અર્થવાળું) હોય છે, જેમ–નીલ ઉત્પલ; પણ વ્યભિચારઅભાવે તે ગ્રહવામાં આવતાં પણ–જેમ કૃષ્ણ ભ્રમર, શુક્લ બગલો ઇત્યાદિ—પ્રયાસ શિવાય કયા અર્થને પોષે છે? તેથી 'કેવલીને' એ અતિરિક્ત છે.

(સમાધાન)—એમ નથી,—અભિપ્રાયના અપરિજ્ઞાનને લીધે. અહીં કેવલીઓ જ યથોક્ત સ્વરૂપવાળા અર્હંતો છે, અન્યો નહિં, એમ નિયમાર્થપણાએ કરીને સ્વરૂપ-જ્ઞાપનાર્થે જ આ વિશેષણ છે, એટલા માટે અનવદ્ય છે. અને એકાન્તથી વ્યભિચાર-સંભવે જ વિશેષણગ્રહણનું સાફલ્ય નથી, ઉભયપદ વ્યભિચારે, એકપદ વ્યભિચારે, સ્વરૂપ-જ્ઞાપને શિષ્ટ ઉક્તિઓમાં તેના પ્રયોગનું દર્શન છે માટે. તેમાં ઉભયપદ વ્યભિચારે,–જેમ-નીલ ઉત્પલ; તથા એક પદ વ્યભિચારે,—જેમ—અપ્ દ્રવ્ય, પૃથિવી દ્રવ્ય; તથા સ્વરૂપજ્ઞાપને, જેમ પરમાણુ અપ્રદેશ, ઇત્યાદિ. અને કારણકે એમ છે, એથી કેવલિઓને એ દુષ્ટ નથી.[૨૮૬]

## વિવેચન

"તે તીર્થંકરને બીજી સર્વ પ્રકારની અપેક્ષાનો ત્યાગ કરી નમસ્કાર કરીએ છૈયે."

—શ્રીમદ્ રાજચંદ્રજી.

ત્યાં વળી ચોથો જિજ્ઞાસુ સાતમી શંકા કરે છે—'કેવલીઓ' એ કહેવાની જરૂર નથી, કારણકે યથોક્ત સ્વરૂપવાળા અર્હંતોના કેવલિપણા બા. 'અવ્યભિચારિપણું' છે. અર્થાત્ યથોક્તસ્વરૂપવાળા અર્હંતો કેવલી હોય જ, એમાં 'વ્યભિચાર'–આડોઅવળો ભાવ હોતો નથી. વ્યભિચારનો સંભવ હોય ત્યાં વિશેષણ અર્થવત્–પ્રયોજનવંત હોય, જેમકે 'નીલ ઉત્પલ'; પણ વ્યભિચારનો અભાવ હોય ત્યાં તે નિષ્ફલ પ્રયાસમાત્ર છે, જેમકે–'કૃષ્ણ ભ્રમર'–કાળો ભમરો, ધોળો બગલો ઇ. તેનું **સમાધાનઃ**—મહાનુભાવ! તમે અમારો અભિપ્રાય બરાબર સમજ્યા નથી. 'અહીં કેવલીઓ જ યથોક્ત સ્વરૂપવાળા અર્હંતો છે, બીજા નહિં'—એમ ચોક્કસ નિયમરૂપ અર્થપણે '**સ્વરૂપજ્ઞાપનાર્થે જ**'–સ્વરૂપ જણાવવા અર્થે જ આ વિશેષણ છે, માટે 'અનવદ્ય'–નિર્દોષ છે. વળી એકાંતે વ્યભિચારનો–આડો-અવળો અર્થ થવાનો સંભવ હોય ત્યાં જ કાંઈ વિશેષણ ગ્રહવાનું સફલપણું નથી, કારણકે વિશેષણનો પ્રયોગ–(૧) ઉભયપદ વ્યભિચારમાં, (૨) એકપદ વ્યભિચારમાં, (૩) તથા સ્વરૂપજ્ઞાપનમાં,–કરાય છે. આમ છે એટલે 'કેવલિઓને' એમ કહ્યું તે અદોષ છે.



જો એમ છે તો 'કેવલિઓને' એટલું જ કહેવું સુંદર છે, બાકી કહેવાની જરૂર નથી, એવી આઠમી શંકાનું સમાધાન કરે છે—

[૧૦]आह—यद्येवं केवलिन इत्येतावदेव सुन्दरं, शेषं तु लोकस्योद्योतकरानित्याद्यपि न वाच्यमिति।

अत्रोच्यते—इह श्रुतकेवलिप्रभृतयो अन्येऽपि विद्यन्त एव केवलिनस्तन्मा भूत्तेष्वेव सम्प्रत्यय इति तत्प्रतिक्षेपार्थं लोकस्योद्योतकरानित्याद्यपि वाच्यं।

एवं द्व्यादिसंयोगापेक्षयाऽपि विचित्रनयमताभिज्ञेन स्वधिया विशेषणसाफल्यं वाच्य-मित्यलं विस्तरेण। गमनिकामात्रमेतदिति ॥[२८७]

[10]અર્થ :—શંકા—જો એમ છે તો 'કેવલિઓને' એમ એટલું જ સુંદર છે, પણ શેષ તો લોકના ઉદ્યોતકરોને ઇત્યાદિ પણ વાચ્ય નથી.

અત્રે (સમાધાન) કહેવામાં આવે છે—અહીં શ્રુતકેવલી પ્રમુખ અન્યો પણ કેવલીઓ વિદ્યમાન છે જ, તેથી તેઓમાં જ સંપ્રત્યય મ હો, એટલા માટે તેના પ્રતિક્ષેપ અર્થે 'લોકના ઉદ્યોતકરોને' ઇત્યાદિ પણ વાચ્ય છે.

એમ બે આદિ સંયોગ અપેક્ષાએ પણ વિચિત્ર નયમતાભિજ્ઞે સ્વબુદ્ધિથી વિશેષણોનું સાફલ્ય વાચ્ય (કહેવા યોગ્ય) છે. એટલે વિસ્તરથી સર્યું! આ ગમનિકામાત્ર છે.[287]

## વિવેચન

જય જિનદેવા! જય જિનદેવા!
દેવ કરે છે સહુ તમ સેવા.—**પ્રજ્ઞાવબોધ** (સ્વરચિત)

તે જ **શંકા** કરે છે—એમ છે તો પછી 'કેવલિઓ' એટલું જ બસ છે, 'લોક-ઉદ્યોતકરોને' ઇ. કહેવાની જરૂર નથી. તેનું **સમાધાન**–શ્રુતકેવલી આદિ બીજાઓ પણ કેવલીઓ છે જ, એટલે આ પરથી તેઓ ન સમજી લેવાય એટલા માટે 'લોકઉદ્યોતકરોને' ઇ. પણ કહેવા યોગ્ય છે. એમ દ્વિકસંયોગ આદિ ભંગોની અપેક્ષાએ વિશેષણોનું સફલપણું સ્વબુદ્ધિથી સમજી લેવું.



હવે પ્રથમ ગાથામાં ચતુર્વિંશતિ સ્તવ કરવાની કરેલી પ્રતિજ્ઞા પ્રમાણે, ત્રણ ગાથાથી ચોવીશ તીર્થંકરનું નામસ્તવનરૂપ કીર્ત્તન કરે છે—

[11]तत्र यदुक्तं कीर्त्तयिष्यामीति तत्कीर्त्तनं कुर्वन्नाह—

**उसभमजिअं च वंदे, संभवमभिणंदणं च सुमइं च ।**
**पउमप्पहं सुपासं, जिणं दणं च चंदप्पहं वंदे ॥ २ ॥**
**सुविहिं च पुप्फदंतं, सीअल सिज्जंस वासुपुज्जं च ।**
**विमलमणंतं च जिणं, धम्मं संतिं च वंदामि ॥ ३ ॥**
**कुंथुं अरं च मल्लिं, वंदे मुणिसुव्वयं नमिजिणं च ।**
**वंदामि रिट्ठनेमिं, पासं तह वद्धमाणं च ॥ ४ ॥**

एता निगदसिद्धा एव । नामान्वर्थनिमित्तं त्वावश्यके "उरूसु उसभलञ्छण, उसभं सुमिणंमि तेण उसभजिणो" इत्यादिग्रन्थादवसेयमिति ॥[288]

[11]અર્થ :—તેમાં—જે કહ્યું હતું કે 'હું કીર્ત્તન કરીશ', તે કીર્ત્તન કરતાં કહ્યું—

(દોહરા) ઋષભ અજિત સંભવ અને, અભિનંદન વંદું જ;
સુમતિ પદ્મપ્રભ સુપાર્શ્વને, ચંદ્રપ્રભ જિન વંદુંય. ૨.
સુવિધિ પુષ્પદંત શીતલ ને, શ્રેયાંસ વાસુપૂજ્ય;
વંદું વિમલ અનંત જિન, ધર્મ શાંતિ પણ પૂજ્ય. ૩.
વંદું કુંથુ અર મલ્લિ ને, મુનિસુવ્રત અભિધાન;
નમિજિન અરિષ્ટનેમિ ને, વંદું પાર્શ્વ વર્ધમાન. ૪.

ઋષભને અને અજિતને હું વંદું છું. સંભવને, અભિનંદનને, સુમતિને, પદ્મપ્રભને, સુપાર્શ્વને અને ચંદ્રપ્રભ જિનને હું વંદું છું. (૨). સુવિધિને, પુષ્પદંતને, શીતલને, શ્રેયાંસને, વાસુપૂજ્યને, વિમલને, અનંત જિનને, ધર્મને અને શાંતિને હું વંદું છું. (૩). કુંથુને, અરને, મલ્લિને, મુનિસુવ્રતને અને નમિ જિનને હું વંદું છું. અરિષ્ટનેમિને, પાર્શ્વને તથા વર્દ્ધમાનને હું વંદું છું.

એઓ નિગદસિદ્ધ જ છે. નામનું અન્વર્થનિમિત્ત તો આવશ્યકમાં—ઊરૂમાં વૃષભ લાંછન અને સ્વપ્નમાં વૃષભ (દર્શન) તેથી ઋષભ જિન ઇત્યાદિ ગ્રંથથી જાણી લેવા યોગ્ય છે.[૨૮૮]

## વિવેચન

"ચોવીશે જિનગુણ ગાઈએ, ધ્યાઈએ તત્ત્વસ્વરૂપોજી;
પરમાનંદ પદ પાઈએ, અક્ષય જ્ઞાન અનૂપોજી.—શ્રી દેવચંદ્રજી

અત્રે ચોવીશે તીર્થંકર ભગવંતનું કીર્ત્તન કરતાં તેઓનું પાવન નામગ્રહણ કરી પ્રત્યેકને પરમ ભક્તિથી વંદન કર્યું છે. આ ભગવંતોના આ નામ 'અન્વર્થ'—અર્થને અનુસરતા હોઈ યથાર્થ જ છે; અને તે અન્વર્થ કેવા પ્રકારે છે તે આવશ્યક સૂત્રથી જાણી લેવા આચાર્યશ્રીએ ભલામણ કરી છે. આ વિવેચકે એક ચતુર્વિંશતિ જિનસ્તુતિ રચી છે, તે પણ પ્રકારાંતરથી આ અન્વર્થ નામોનો સુજ્ઞ વાંચકોને કંઈક ખ્યાલ આપશે અને તે પરથી વિવેચનનો અર્થ પણ સરશે. તે આ પ્રકારે—

દોહરા

આદિમાં આદિ નમું, ધર્મ આદિ કરનાર;
મોહ પંકમાંથી કર્યો, જેણે જગ ઉદ્ધાર. ૧

સત્ત્વ બલ તપ સંયમે, અજિત જે જગમાંય;
અજિત રાગદ્વેષાદિથી, નમું **અજિત** જિનરાય. ૨

સંભવ સુખસમૃદ્ધિનો, **સંભવ** સંભવતાં જ;
તે સંભવના સ્મરણથી, સંભવ ભવનો ના જ. ૩

જેના ગુરુ ગુણગ્રામને, અભિનંદે બુધવૃંદ;
તે **અભિનંદન** નાથને, અભિવંદન સુખકંદ. ૪

નિર્વાસિત કુમતિ કરી, સ્થાપ્યું સુમતિ રાજ;
તે **સુમતિ** જિન પાસ હું, યાચું સુમતિ આજ. ૫

પદ્મ સમા **પદ્મ** પ્રભુ, ભવ્ય-પદ્મના ભાણ;
ત્રિદોષ રાત્રી ત્રાસથી, કરો અમારૂં ત્રાણ. ૬

સંસ્થિત સ્વરૂપ સુપાર્શ્વમાં, **સુપાર્શ્વ** જે મહાભાગ;
દેહાધ્યાસ અનાદિનો, ટાળો તે વીતરાગ. ૭

ચંદ્ર થકી મુખ ચંદ્રની, કાંતિ નિર્મલ સૌમ્ય;
તેહ **ચંદ્ર** જિનચંદ્રને, પ્રણમી પામું સૌખ્ય. ૮

મોક્ષમાર્ગ સુવિધિતણા, સુવિધિ જે અરિહંત;
તે **સુવિધિ** સુવિધિ નમી, પ્રાર્થું ભવનો અંત. ૯

**શીતલ** વદન-મલયાદ્રિની, ચંદન શીતલ વાણ;
તન-મન તાપ હરે બધો, આત્મશીતલતા ખાણ.' ૧૦

નિઃશ્રેયસ સન્માર્ગનો, દઈ શ્રેયસ્કર બોધ;
**શ્રેયાંસે** જનશ્રેયનો, દર્શાવ્યો શુભ શોધ. ૧૧

વાસુ-પૂજ્ય વાસવતણા, **વાસુપૂજ્ય** જે પૂજ્ય;
પૂજ્ય તણા પણ પૂજ્ય તે, પૂજું વાસુપૂજ્ય. ૧૨

વિમલ જ્ઞાન કમલાપતિ, વિમલ **વિમલ** ભગવાન;
વિમલ ચિત્ત મ્હારૂં કરી, વિમલ આપજો જ્ઞાન. ૧૩

સ્વામી અનંત શક્તિના, અનંત ગુણના ધામ;
**અનંત** જિન દ્યો આત્મને, અનંત શક્તિ ભાન. ૧૪

ધર્મ કલ્પદ્રુમ રોપિયો, વાંચ્છિત ફલ દાતાર;
**ધર્મ** ધુરંધર ધીર તે, ધરણી ધારણહાર. ૧૫

સિંધુ શાંતિ સુધાતણા, કરૂણા રસના કૂપ;
વિઘ્ન શાંતિકર **શાંતિ** તે, આપો શાંતિ અનૂપ; ૧૬

કુમાર્ગને કુંઠિત કર્યા, સ્થાપન કરી સુધર્મ;
**કુંથુનાથ** એવા નમી, કુંઠિત કરૂં કુકર્મ. ૧૭

આરો ભવનો ટાળશે, ભવતારક **અરનાથ;**
એ શ્રદ્ધા અવિચલ રહો, મુજ અંતરૂ જગનાથ. ૧૮

મોહ મલ્લને મારીને, માર્યા મલ મહામલ્લ;
ભાવમલ્લ **મલ્લિ** નમું, ભાવશત્રુ પ્રતિમલ્લ. ૧૯

મુનિ-સુવ્રત ઉપદેશિયા, **મુનિસુવ્રત** મુનિનાથ,
મુનિસુવ્રતને જે ભજે, જન તે ધન્ય કૃતાર્થ. ૨૦

કર્મ નમાવ્યા **નમિ** જિને, નમે જેહને દેવ;
તે નમિ મુનિવરને નમી, માગું ભવભવ સેવ. ૨૧

ચક્ર-નેમિ ભવચક્રની, ભાંગી જેણે સાવ;
તે **અરિષ્ટનેમિ** હરો, સર્વ અરિષ્ટ વિભાવ. ૨૨

પ્રગટપ્રભાવી **પાર્શ્વજી**, પાર્શ્વ રહો નિશદિન;
પાર્શ્વ નામ સન્મંત્રથી, મોહ મહાહિ ક્ષીણ. ૨૩

કર્મ વિદારી રાજતા, તપોવીર્યથી ધીર;
વીરપણું તે વીર દ્યો, ક્ષમાવીર **મહાવીર.** ૨૪

ચતુર્વિંશતિ જિનતણી, સ્તવના સૌખ્યનિદાન;
સ્મરતાં વાંચ્છિત પૂરશે, મનનંદન ભગવાન. ૨૫

—( સ્વરચિત )



કીર્ત્તન કરી ચિત્તશુદ્ધિ અર્થે પ્રણિધાનરૂપ પાંચમી ગાથાની વ્યાખ્યા પ્રકાશે છે—

[१२] कीर्त्तनं कृत्वा चेतःशुद्धयर्थं प्रणिधिमाह[1]—

**एवं मए अभिथुआ, विहुअरयमला पहीणजरमरणा।**
**चउवीसंपि जिणवरा, तित्थयरा मे पसीयंतु॥ ५॥**

व्याख्या—

एवम्—अनन्तरोदितेन विधिना, मयेत्यात्मनिर्देशमाह, अभिष्टुता इति आभिमुख्येन स्तुता अभिष्टुताः स्वनामभिः कीर्तिता इत्यर्थः ।

१. પાઠાંતર—प्रणिधान

किंविशिष्टास्ते ? विधूतरजोमलाः । तत्र—रजश्च मलं च रजोमले विधूते—प्रकम्पिते अनेकार्थत्वाद्धातूनाम् अपनीते रजोमले यैस्ते तथाविधाः । तत्र वध्यमानं कर्म्म रजो भण्यते, पूर्ववद्धं तु मलमिति, अथवा वद्धं रजः निकाचितं मलः, अथवैर्यापथं रजः साम्परायिकं मलमिति ।

यतश्चैवंभूता अत एव प्रक्षीणजरामरणाः, कारणाभावादित्यर्थः । तत्र—जरा वयोहानिलक्षणा, मरणं प्राणत्यागलक्षणं, प्रक्षीणे जरामरणे येषां ते तथाविधाः ।

चतुर्विंशतिरपि, अपिशब्दादन्येऽपि, जिनवराः—श्रुतादिजिनप्रधानाः । ते च सामान्यकेवलिनोऽपि भवन्ति अत आह—तीर्थकरा इत्येतत्समानं पूर्वेण ।

मे—मम, किं ? प्रसीदन्तु—प्रसादपरा भवन्तु ॥[२८९]

[१२]અર્થ:—કીર્ત્તન કરીને ચિત્તશુદ્ધિ અર્થે પ્રણિધિ (પ્રણિધાન) કહ્યું—

**એમ મેં સ્તવ્યા રજ-મલ ધુણ્યા, જરા મરણ પ્રહીણ;**
**તીર્થંકરો મુજ પ્રસન્ન હો! ચોવીશે વર જિન. ૫.**

**એમ મ્હારાથી જે અભિસ્તુત છે, રજ-મલ જેણે વિધૂત કર્યા છે, જરા-મરણ જેના પ્રક્ષીણ છે, એવા ચોવીશે જિનવરો તીર્થંકરો મ્હારા પર પ્રસાદ કરો!**

વ્યાખ્યા—

एवम्—એમ, અનન્તરોદિત વિધિથી, मया—મ્હારાથી, એમ આત્મનિર્દેશ કહ્યો, अभिष्टुताः—અભિસ્તુત,—आभिमुख्येन स्तुताः—આભિમુખ્યથી સ્તુત તે અભિસ્તુત, સ્વનામોથી કીર્ત્તિત એમ અર્થ છે.

તેઓ શું-વિશિષ્ટ છે?—

विधूतरजोमलाः—રજ-મલ જેણે વિધૂત કર્યા છે એવા. તેમાં રજ અને મલ તે રજોમલ, વિધૂત-પ્રકંપિત,—ધાતુઓના અનેકાર્થપણાને લીધે અપનીત છે રજો-મલ જેઓથી તે તથાવિધ. તેમાં (૧) બંધાતું કર્મ તે 'રજ' કહેવાય છે, પૂર્વબદ્ધ પુનઃ 'મલ' કહેવાય છે; (૨) અથવા બદ્ધ તે રજ, નિકાચિત તે મલ; (૩) અથવા ઇર્યાપથ તે રજ, સાંપરાયિક તે મલ.

અને કારણ કે એવંભૂત છે અત એવ—એટલા માટે જ—

प्रक्षीणजरामरणाः—પ્રક્ષીણ છે જરા-મરણ જેના એવા,—કારણઅભાવને લીધે એમ અર્થ છે. તેમાં—જરા—વયોહાનિલક્ષણા, મરણ—પ્રાણત્યાગ લક્ષણ, જરા અને મરણ પ્રક્ષીણ છે જેઓના તે તથાવિધ.

चतुर्विंशतिरपि—ચતુર્વિંશતિ પણ, ચોવીશે પણ. अपि—પણ શબ્દથી અન્યો પણ, जिनवरा:—જિનવરો, શ્રુતાદિ જિનોમાં પ્રધાન; અને તેઓ સામાન્ય કેવલીઓ પણ હોય છે, એટલા માટે કહ્યું—तीर्थकरा:—તીર્થંકરો, એમ એ પૂર્વથી સમાન છે.

मे-मम—મ્હારા પર प्रसीदन्तु—પ્રસાદપરા હો![૨૮૯]

## વિવેચન

"એક અરજ સેવકતણી રે, અવધારો જિન દેવ!
કૃપા કરી મુજ દીજીયે રે, આનંદઘન પદ સેવ....વિમલજિન દીઠા લોયણ આજ."
—શ્રી આનંદઘનજી

આમ અર્હંત ભગવંતોના નામોનું કીર્ત્તન કરી ચિત્તશુદ્ધિ અર્થે **પ્રણિધિ** અથવા **પ્રણિધાન કહે છે**, અર્થાત્ પ્રકૃષ્ટ નિધિ અથવા નિધાન જેમ ચિત્તમાં સ્થાપન કરવા યોગ્ય ભાવ કહે છે—'એમ મેં અભિસ્તુત' ઇ૦ અર્થાત્ એમ હમણાં જ કહેલ વિધિથી જે મ્હારાથી અભિસ્તુત થયા, આભિમુખ્યથી—સન્મુખપણાથી સ્તવવામાં આવ્યા, નામ લઈને કીર્ત્તન કરવામાં આવ્યા, તે ચોવીશ પણ જિનવર તીર્થંકરો મ્હારા પર પ્રસાદ કરો! અનુગ્રહદૃષ્ટિ—કૃપાદૃષ્ટિ કરો!

ચિત્તશુદ્ધિ અર્થે પ્રણધિ વા પ્રણિધાન

તે તીર્થંકરો કેવા વિશિષ્ટ—વિશેષણસંપન્ન છે? **વિધૂતરજમલ** '**विधूतरजोमला:**' અર્થાત્ જેણે રજ અને મલ વિધૂત-પ્રકંપિત કર્યા છે, ધૂણી નાંખ્યા છે—ખંખેરી નાંખ્યા છે, દૂર કર્યા છે, એવા છે. અત્રે (૧) બંધાતું કર્મ તે રજ ને પૂર્વે બંધાયેલું તે મલ; (૨) અથવા પ્રદેશસ્પર્શથી બદ્ધ-શિથિલ બંધાયેલું તે રજ ને ગાઢ ચીકણું નિકાચિત તે મલ; (૩) અથવા ઈર્યાપથ—ગમનાગમનથી લાગતું તે રજ ને સંપરાય-કષાયથી લાગતું સાંપરાયિક તે મલ. આમ ત્રણે અર્થમાં રજ ને મલ જે અવધૂતોએ વિધૂત કર્યા છે, દૂર ફગાવી દીધા છે એવા તે વિધૂતરજમલ એવંભૂત છે, કર્મરજ—કર્મમલ રહિત તથારૂપ પ્રગટ આત્મદશાવાળા છે. તેઓ **પ્રક્ષીણજરામરણ**—'प्रक्षीणजरामरणा:' છે, અર્થાત્ જેના જરા-મરણ પ્રક્ષીણ-સર્વથા ક્ષીણ થયા છે એવા છે. આ વિશેષણોથી વિશિષ્ટ એવા જે જિનવરો છે, શ્રુતાદિ જિનોમાં વર-પ્રધાન છે, તે તીર્થંકરો મ્હારા પર પ્રસાદપરા હો! મ્હારા પર કૃપાદૃષ્ટિની વૃષ્ટિ કરો!

આવા વિશિષ્ટ તીર્થંકરો મ્હારા પર પ્રસાદ કરો!

"દીનદયાળ કૃપાળુઓ, નાથ ભવિક આધાર લાલ રે;
દેવચંદ્ર જિન સેવના, પરમામૃત સુખકાર લાલ રે....દેવયશા." શ્રી દેવચંદ્રજી.



આ શું પ્રાર્થના છે કે નહિં? જો પ્રાર્થના છે તો તે આશંસારૂપ હોઈ સુંદર નથી; જો નથી તો તે સપ્રયોજન છે કે અપ્રયોજન? અને બન્ને પક્ષમાં દોષ છે,—એ શંકાનું સવિસ્તાર સમાધાન કરે છે—

[१३]आह—किमेषा प्रार्थना अथ नेति? यदि प्रार्थना न सुन्दरैषाऽऽशंसारूपत्वात्। अथ न, उपन्यासोऽस्या अप्रयोजन इतरो वा?। अप्रयोजनश्चेदचारु वन्दनसूत्रं, निरर्थकोपन्यासयुक्तत्वात्। अथ सप्रयोजनः, कथमयथार्थतया तत्सिद्धिरिति?।

अत्रोच्यते—न प्रार्थनैषा, तल्लक्षणानुपपत्तेः। तदप्रसादाक्षेपिकैषा, तथा लोकप्रसिद्धत्वात्, अप्रसन्नं प्रति प्रसाददर्शनात् अन्यथा तदयोगात्, भाव्यप्रसादविनिवृत्त्यर्थं च, उक्तादेव हेतोरिति। उभयथाऽपि तदवीतरागता। अत एव स्तवधर्म्मव्यतिक्रमः, अर्थापत्त्याऽऽक्रोशात्, अनिरूपिताभिधानद्वारेण। न खल्वयं वचनविधिरार्याणां, तत्तत्त्वबाधनात्। वचनकौशलोपेतगम्योऽयं मार्ग्गः। अप्रयोजनचिन्तायां तु न्याय्य उपन्यासः, भगवत्स्वरूपत्वात्।[२९०]

[१३]અર્થ :—શંકા—શું આ પ્રાર્થના છે? કે નથી? જો પ્રાર્થના છે તો આશંસારૂપપણાને લીધે સુંદર નથી. જો નથી, તો આનો ઉપન્યાસ અપ્રયોજન છે? કે ઇતર (સપ્રયોજન) છે? જો અપ્રયોજન છે તો વન્દનસૂત્ર અચારુ છે,—નિરર્થક ઉપન્યાસયુક્તપણાને લીધે. જો સપ્રયોજન છે, તો અયથાર્થતાથી તેની સિદ્ધિ શી રીતે?

અત્રે (સમાધાન) કહેવામાં આવે છે—આ પ્રાર્થના નથી,—તેના લક્ષણની અનુપપત્તિને લીધે. આ (પ્રાર્થના) તેના અપ્રસાદની આક્ષેપિકા છે,—તથાપ્રકારે લોકપ્રસિદ્ધપણાને લીધે, અપ્રસન્ન પ્રતિ પ્રસાદના દર્શનને લીધે, અન્યથા તેના અયોગને લીધે; અને (આ પ્રાર્થના) ભાવિ અપ્રસાદની વિનિવૃત્તિ અર્થે (હોય),—ઉક્ત જ હેતુને લીધે. ઉભય પ્રકારે પણ તેની અવીતરાગતા છે. અત એવ સ્તવધર્મનો વ્યતિક્રમ છે,—અર્થાપત્તિથી આક્રોશને લીધે,—અનિરૂપિત અભિધાન દ્વારે કરીને. ખરેખર! આર્યોનો આ વચનવિધિ નથી,—તત્તત્ત્વના બાધનને લીધે. વચનકૌશલઉપેતથી ગમ્ય એવો આ માર્ગ છે. અપ્રયોજન-સપ્રયોજન ચિન્તા બાબત તો ઉપન્યાસ ન્યાય્ય છે,—ભગવત્સ્વરૂપપણાને લીધે.[૨૯૦]

## વિવેચન

"દેશો તો તુમહી ભલા, બીજા તો નવિ યાચું રે;
વાચક યશ કહે સાંઈશું, ફળશે એ મુજ સાચું રે....સંભવ."—**શ્રી યશોવિજયજી**

અત્રે શંકા થવી સંભવે છે-શું આ પ્રાર્થના છે? કે પ્રાર્થના નથી? 'જો પ્રાર્થના છે તો આ આશંસારૂપપણાને લીધે સુંદર નથી;' આ મને પ્રાપ્ત હો એવી આશંસા-સ્પૃહા-કામનારૂપ હોવાથી સારી નથી; અને જો પ્રાર્થના નથી, તો આ જે મૂકવામાં આવ્યું છે તે શું અપ્રયોજન છે કે સપ્રયોજન? હવે જો અપ્રયોજન છે, તો નિરર્થક મૂકવામાં આવ્યાથી વન્દનસૂત્ર અસુંદર થઈ પડશે; અને જો સપ્રયોજન છે તો કહેલો અર્થ તેમાં ઘટતો નહિં હોવાથી અયથાર્થપણાથી તે પ્રયોજનની સિદ્ધ કેમ થશે?

આ શંકાનું **સમાધાન**—'આ આર્થના નથી,—તેના લક્ષણની અનુપપત્તિને લીધે,' 'न प्रार्थनैषा तल्लक्षणानुपपत्तेः,' તે આર્થનાનું લક્ષણ અત્રે ઘટતું નથી માટે. કારણ કે 'આ (પ્રાર્થના) તેના અપ્રસાદની આક્ષેપિકા છે,—આક્ષેપ કરનારી છે અથવા અપ્રસાદ-અવકૃપાનો આક્ષેપ થાય, દૂર ફગાવી દેવાય એવા ભાવવાળી છે. આમ 'તથાપ્રકારે લોકપ્રસિદ્ધપણાને લીધે' છે, અને આ પણ 'अप्रसन्नं प्रति प्रसाददर्शनात्' 'અપ્રસન્ન પ્રતિ

આ પ્રાર્થના નથી

પ્રસાદના દર્શનને લીધે, અન્યથા તેના અયોગને લીધે' છે, અર્થાત્ તેવા પ્રકારે લોકપ્રસિદ્ધપણું છે, માટે; કારણ કે જે અપ્રસન્ન હોય તે પ્રતિ પ્રસાદનું-રીઝવવાનું દર્શન હોય છે, નહિં તો તે પ્રસાદ ઘટે નહિં. 'અને આ (પ્રાર્થના) ભાવિ અપ્રસાદની વિનિવૃત્તિ અર્થે હોય, 'भाव्यप्रसादविनिवृत्त्यर्थं च' 'ઉક્ત જ હેતુને લીધે.' અર્થાત્ ભવિષ્યમાં અપ્રસાદ ન થાય તે અર્થે પણ પ્રાર્થના કરવામાં આવે છે, અને તે પણ ઉક્ત હેતુને લીધે કરવામાં આવે છે. આમ થયેલા અપ્રસાદને અથવા થનારા અપ્રસાદને ટાળવા ગમે તે પ્રકારે પ્રાર્થના કરાતી હોય, તો બન્ને પ્રકારે પણ જેની પ્રાર્થના કરવામાં આવે છે તેની અવીતરાગતા છે. 'અત એવ સ્તવધર્મનો વ્યતિક્રમ છે,' એટલે જ જેવા છે તેવા સદ્ભૂત ભાવનું કથન કરવું એવો જે સ્તવધર્મ છે, તેનું ઉલ્લંઘન થાય છે,—'અર્થાપત્તિથી આક્રોશને લીધે,' જે અપ્રસાદ પામે છે ને તેથી જેને પ્રાર્થના કરવી પડે છે, તેનામાં આક્રોશ-ક્રોધ અવશ્ય હોવો જોઈએ એમ અર્થાપત્તિ ન્યાયથી ફલિત થાય છે. અને આમ 'અનિરૂપિત અભિધાન દ્વારે કરીને'-વગર વિચાર્યા કથન દ્વારે આ આક્રોશ ફલિત છે. 'ખરેખર! આર્યોનો આ વચનવિધિ નથી,' 'न खल्वयं वचनविधिरार्याणां',—આર્યો આવા અનિરૂપિત-વગર વિચાર્યા વચનનું કથન કરે એવી રીતિ નથી; કારણ કે તો તો તત્ત્વનું-અર્હત્તત્ત્વનું જ બાધન થાય. માટે 'વચનકૌશલઉપેતથી ગમ્ય એવો આ માર્ગ છે.-' वचनकौशलोपेतगम्योऽयं मार्गः'

*થયેલા અથવા થનારા અપ્રસાદને ટાળવા પ્રાર્થના*

અને આ મૂકવામાં આવેલ છે તે અપ્રયોજન છે કે સપ્રયોજન છે? એ ચિંતન અંગે કહેવાનું કે આ મૂકવામાં આવેલ છે તે ન્યાય્ય—ન્યાયસંપન્ન છે, યુક્તિયુક્ત છે. શાને લીધે? 'ભગવતસ્વરૂપપણાને લીધે' ભગવંતનું સ્વરૂપ જ તેવા પ્રકારનું છે માટે.



ઉક્તના સમર્થનમાં અત્ર પાંચ સુભાષિત શ્લોક ટાંકી, તે ભગવંતો રાગાદિરહિતપણાને લીધે જો કે પ્રસાદ પામતા નથી, તોપણ અચિન્ત્ય ચિન્તામણિ સમા તેઓને ઉદ્દેશીને સ્તુતિકર્ત્તાને અન્તઃકરણશુદ્ધિથી ઇષ્ટ ફલસિદ્ધિ હોય છે એમ તાત્પર્ય દર્શાવે છે—

[14]उक्तं च—

"क्षीणक्लेशा एते, न हि प्रसीदन्ति न स्तवोऽपि वृथा।
तत्स्वभाव (सद्भाव) विशुद्धेः, प्रयोजनं कर्म्मविगम इति ॥ १ ॥
स्तुत्या अपि भगवन्तः, परमगुणोत्कर्षरूपतो ह्येते।
दृष्टा ह्यचेतनादपि, मन्त्रादिजपादितः सिद्धिः ॥ २ ॥
यस्तु स्तुतः प्रसीदति, रोषमवश्यं स याति निन्दायाम्।
सर्वत्रासमचित्तः, स्तुत्यो मुख्यः कथं भवति? ॥ ३ ॥
शीतार्दितेषु हि यथा, द्वेषं वह्नि र्न याति रागं वा।
नाह्वयति वा तथापि च तमाश्रिताः स्वेष्टमश्नुवते ॥ ४ ॥
तद्वत्तीर्थकरान्ये, त्रिभुवनभावप्रभावकान् भक्त्या।
समुपाश्रिता जनास्ते, भवशीतमपास्य यान्ति शिवम् ॥ ५ ॥

एतदुक्तं भवति—यद्यपि ते रागादिभी रहितत्वान्न प्रसीदन्ति, तथापि तानुद्दिश्याचिन्त्यचिन्तामणिकल्पान् अन्तःकरणशुद्ध्याऽभीष्टं च कर्तृणां, तत्पूर्विकैवाभिलषितफलावाप्तिर्भवतीति गाथार्थः ॥५॥[२९१]

( કાવ્યાનુવાદ : દોહરા )

ક્ષીણક્લેશ આ પ્રસન્ન ના, ના સ્તવ પણ વૃથાય;<br>
તેથી સ્વભાવ (સદ્‌ભાવ) વિશુદ્ધિથી, પ્રયોજન કર્મ વિદાય. ૧.

પરમ ગુણોત્કર્ષરૂપથી, સ્તુત્ય જ આ ભગવંત;<br>
અચેતન પણ મન્ત્રાદિ જપ, આદિથી સિદ્ધિ દીસંત. ૨.

સ્તવતાં પ્રસન્ન તે નિંદતાં, પામે રોષ અવશ્ય;<br>
સર્વત્ર અસમચિત્ત તે, કયમ હોય સ્તુત્ય જ મુખ્ય ? ૩.

શીતપીડિતમાં અગ્નિ જ્યમ, ન રાગયુક્ત ન દ્વિષ્ટ;<br>
ન આમંત્રે તોય લહે, તસ આશ્રિત નિજ ઇષ્ટ. ૪.

તેમજ ત્રિભુવન ભાવના, પ્રભાવક તીર્થંકાર;<br>
ભજે ભક્તિથી તે જનો, લહે શિવ ભવશીત ટાર. ૫.

[૧૪]અર્થ :—ક્ષીણ ક્લેશ એવા એઓ નથી જ પ્રસાદ પામતા, સ્તવ પણ વૃથા નથી; તેથી સ્વભાવની (પાઠાંતર: સદ્‌ભાવની) વિશુદ્ધિ થકી કર્મવિગમ એ પ્રયોજન છે. ૧.

આ ભગવંતો પરમ ગુણોત્કર્ષરૂપ થકી સ્તુત્ય પણ છે. અચેતન છતાં પણ મન્ત્રાદિના જપાદિ થકી સિદ્ધિ દૃષ્ટ જ છે. ૨.

પણ જે સ્તુત થતાં પ્રસાદ પામે છે, તે નિન્દા સતે અવશ્ય રોષને પામે છે; (એટલે) સર્વત્ર અસમચિત્તવાળો તે મુખ્ય એવો સ્તુત્ય કેમ હોય ? ૩.

શીતપીડિતો પ્રત્યે અગ્નિ દ્વેષ વા રાગ પામતો નથી, તેમજ આહ્વાન કરતો નથી, તથાપિ તેના આશ્રિતો સ્વઇષ્ટને અનુભવે છે. ૪.

તેની જેમ ત્રિભુવન ભાવના પ્રભાવક એવા તીર્થંકરોને ભક્તિથી જે સમુપાશ્રિત છે, તે જનો ભવ-શીતને દૂર કરી શિવને પામે છે. ૫.

આ કહેવાનું થયું—યદ્યપિ તેઓ રાગાદિથી રહિતપણાને લીધે પ્રસાદ પામતા નથી, તથાપિ અચિન્ત્ય ચિન્તામણિ સમા તેઓને ઉદ્દેશીને અન્તઃકરણ શુદ્ધિથી કર્તાઓનું અભીષ્ટ હોય છે,—તત્પૂર્વિકા જ અભિલષિત ફલની પ્રાપ્તિ હોય છે. એમ ગાથાનો અર્થ છે. ॥૫॥[૨૯૧]

## વિવેચન

"તુજ સેવ્યાં ફળ માગ્યો દેતાં, દેવપણો થાય કાચો;<br>
વિણ માગ્યાં વંછિત ફળ આપે, તિણે દેવચંદ્ર પદ સાચો....<br>
સેવા સારજ્યો રે જિનની મન સાચે."—શ્રી દેવચંદ્રજી

અને આ જે ઉપરમાં કહ્યું તે બધું ય કેવી રીતે ન્યાય્ય છે તે અત્રે ટાંકેલ સુભાષિત પરથી પ્રતીત થાય છે :

(૧) જેના રાગ-દ્વેષ-મોહાદિ ક્લેશ ક્ષીણ થયા છે, ક્ષય પામ્યા છે, એવા એ ભગવંતો પ્રસાદ પામતા નથી, અને એમના સદ્ભૂત ગુણની સ્તુતિરૂપ સ્તવ પણ વૃથા-વ્યર્થ-ફોગટ નથી, કારણ કે તેના (ભક્તજનના) સ્વભાવની (અથવા સદ્ભાવની) વિશુદ્ધિ થકી કર્મવિગમ-કર્મનું દૂર થવું એ પ્રયોજન છે, માટે.

પ્રસાદ નહિં છતાં સ્તવ વ્યર્થ નથી

"ત્હારા શુદ્ધ સ્વભાવનેજી, આદરે ધરી બહુમાન;
તેહને તેહજ નીપજેજી, એ કોઈ અદ્ભુત તાન.-વિમલ."—શ્રી દેવચંદ્રજી

(૨) ત્યારે ભગવંતની સ્તુતિ કરવાનું પ્રયોજન શું? તો કે—પરમ ગુણોત્કર્ષરૂપથી આ વીતરાગ ભગવંતો સ્તુત્ય-સ્તુતિ કરવા યોગ્ય પણ છે. ભલે એમ હો, પણ વીતરાગને સ્તવવાથી ભક્તના પ્રયોજનની સિદ્ધિ શી રીતે થશે? તો કે—'दृष्टा ह्यचेतनादपि मन्त्रादिजपादितः सिद्धिः'—અચેતન એવા મંત્રાદિના પણ જપાદિ થકી સિદ્ધ પ્રગટ દૃષ્ટ છે, તો પછી આ તો અચિંત્ય સામર્થ્યવાન્ શુદ્ધ ચૈતન્યમૂર્ત્તિ ભગવાન્, તે થકી સિદ્ધ કેમ ન હોય?

પ્રયોજન સિદ્ધિ

"નીરાગી સેવે કાંઈ હોવે, એમ મનમાં નવિ આણું;
ફળે અચેતન પણ જિમ સુરમણિ, તિમ તુમ ભક્તિ પ્રમાણું.
....થાશું પ્રેમ બન્યો છે રાજ."—શ્રી યશોવિજયજી

(૩) પણ જે પ્રસાદ પામે છે એવા ભગવંતને કાં સ્તવતા નથી? તે માટે કહ્યું—જે સ્તુતિ કરવામાં આવતાં પ્રસાદ પામે છે, તે નિન્દા કરવામાં આવ્યે અવશ્ય રોષ પામે છે, 'એટલે સર્વત્ર અસમ ચિત્તવાળો તે મુખ્ય એવો સ્તુત્ય'—સ્તુતિ કરવા યોગ્ય કેમ હોય? 'सर्वत्रासमचित्तः स्तुत्यो मुख्यः कथं भवति'?

"રાગી સેવકથી જે રાચે,
તસ ગુણ દાઝે તૃષ્ણા આંચે....દીઠો દરિશણ."—શ્રી દેવચંદ્રજી

(૪-૫) પણ વીતરાગ થકી ફળની પ્રાપ્તિ શી રીતે હોય? તે અંગે દૃષ્ટાંતઃ શીતથી પીડિત જનો પ્રત્યે અગ્નિ જેમ દ્વેષ વા રાગ પામતો નથી વા તમે મને ભજો એમ તેઓને આહ્વાન કરતો નથી, બોલાવતો નથી, તોપણ તેને આશ્રિત જનો ટાઢ ઊડાડવારૂપ પોતાનું ઇષ્ટ ફળ અનુભવે જ છે. તેની જેમ જેઓ ત્રિભુવન ભાવના પ્રભાવક એવા તીર્થંકરોને ભક્તિથી સમ્યક્પણે ઉપાશ્રિત છે, આવીને આશ્રય કરે છે, તે જનો ભવશીત દૂર કરી, સંસારની ટાઢ ઊડાડી, શિવને-મોક્ષને પામે છે. 'भवशीतमपास्य यान्ति शिवम्।'

ભવશીત દૂર કરી શિવ પ્રાપ્તિ

"ચંદન શીતળતા ઉપજાવે, અગ્નિ તે શીત મિટાવે;
સેવકના તિમ દુઃખ ગમાવે, પ્રભુ ગુણ પ્રેમ સ્વભાવે....
થાશું પ્રેમ બન્યો છે રાજ."—શ્રી યશોવિજયજી

તાત્પર્ય કે—જો કે તે વીતરાગો રાગાદિથી રહિતપણાને લીધે પ્રસાદ પામતા નથી, પ્રસન્ન થતા નથી, રીઝતા નથી, તથાપિ **અચિન્ત્ય ચિન્તામણિ સમા તે ભગવંતોને** ઉદ્દેશીને—આશ્રીને અન્તઃકરણશુદ્ધિ વડે કરીને સ્તુતિ કરનારનું અભીષ્ટ—મનોવાંચ્છિત હોય છે, કારણ કે 'તત્પૂર્વિકા જ અભિલષિત ફલની પ્રાપ્તિ હોય છે,'—તે અન્તઃકરણશુદ્ધિપૂર્વક જ વાંચ્છિત ફલની સિદ્ધિ હોય છે.

"શુદ્ધાશય પ્રભુ થિર ઉપયોગે, જે સમરે તુજ નામજી;
અવ્યાબાધ અનંતું પામે, પરમ અમૃતરસ ધામજી....શીતલ."—**શ્રી દેવચંદ્રજી**



આરોગ્ય-બોધિલાભ ને ઉત્તમ સમાધિવરની પ્રભુ પાસે યાચનાનો ઉપન્યાસ કરતી છઠ્ઠી ગાથાનો પરમાર્થ પ્રકાશે છે—

[१५]तथा—

**कित्तियवन्दियमहिया, जेए लोगस्स उत्तमा सिद्धा ।**
**आरुग्गबोहिलाभं, समाहिवरमुत्तमं दिंतु ॥ ५ ॥**

व्याख्या—

कीर्त्तिताः—स्वनामभिः प्रोक्ता वन्दिताः—त्रिविधयोगेन सम्यक् स्तुता महिताः—पुष्पादिभिः पूजिताः,

क एते इत्यत आह—य एते लोकस्य—प्राणिलोकस्य मिथ्यात्वादिकर्म्ममलकलङ्काभावेनोत्तमाः—प्रधानाः, ऊर्ध्वं वा तमस इत्युत्तमसः, "उत्प्राबल्योर्ध्वगमनोच्छेदनेषु" इति वचनात्, प्राकृतशैल्या पुनरुत्तमा उच्यन्ते ।

सिद्धा इति सितं—ध्मातमेषामिति सिद्धाः कृतकृत्या इत्यर्थः ।

अरोगस्य भाव आरोग्यं—सिद्धत्वं तदर्थं वोधिलाभःआरोग्यवोधिलाभः—जिनप्रणीतधर्म्मप्राप्तिर्वोधिलाभोऽभिधीयते, तं, स चानिदानो मोक्षायैव प्रशस्यते इति ।

तदर्थमेव च तावत्किम् ? अत आह—समाधानं समाधिः, स च द्रव्यभावभेदाद् द्विविधः । तत्र द्रव्यसमाधिः यदुपयोगात्स्वास्थ्यं भवति, येषां वाऽविरोध इति । भावसमाधिस्तु ज्ञानादिसमाधानमेव, तदुपयोगादेव परमस्वास्थ्ययोगादिति । यतश्चायमित्थं द्विधा अतो द्रव्यसमाधिव्यवच्छेदार्थं—आह—वरं-प्रधानं भावसमाधिमित्यर्थः । असावपि तारतम्यभेदेनानेकधैव अत आह-उत्तमं-सर्वोत्कृष्टं ददतु—प्रयच्छतु ॥ २९२

[१५]અર્થ:—તથા—

**કીર્ત્તિત વંદિત પૂજિત જે, લોકમાં ઉત્તમ સિદ્ધ;**
**આરોગ્ય બોધિલાભ દ્યો, સમાધિ ઉત્તમ સિદ્ધ. ૬**

**કીર્ત્તિત, વંદિત, મહિત એવા જેઓ લોકમાં ઉત્તમ સિદ્ધ છે, તેઓ આરોગ્ય–બોધિલાભ અને ઉત્તમ સમાધિવર આપો! ૬.**

વ્યાખ્યા—

कीर्त्तिता:—કીર્ત્તિત સ્વનામોથી પ્રોક્ત, वन्दिता:—વંદિત, ત્રિવિધયોગથી સમ્યક્સ્તુત, महिता:—મહિત, પુષ્પાદિથી પૂજિત. આ કોણ? એટલા માટે કહ્યું—

य एते लोकस्य—જે આ લોકના—પ્રાણિલોકના, મિથ્યાત્વાદિ કર્મમલકલંકના અભાવથી उत्तमा:—ઉત્તમ, પ્રધાન, ऊर्ध्वं वा तमस: इति उत्तमस:—અથવા તમસ્‌થી ઊર્ધ્વ તે ઉત્તમસ્,—उत्प्राबल्योर्ध्वगमनोच्छेदनेषु—उत એ પ્રાબલ્ય-ઊર્ધ્વગમન-ઉચ્છેદનમાં એ વચનથી, તે પ્રાકૃત શૈલીથી પુન: उत्तमा:—ઉત્તમા કહેવાય છે.

सिद्धा—સિદ્ધ, सितं—ध्मातमेषां इति सिद्धा:—સિત ધ્માત છે જેઓનું તે સિદ્ધ, કૃતકૃત્ય એમ અર્થ છે,

अरोगस्य भाव: आरोग्यं—અરોગનો ભાવ તે આરોગ્ય, સિદ્ધત્વ. તે અર્થે બોધિલાભ તે આરોગ્ય-બોધિલાભ. જિનપ્રણીત ધર્મની પ્રાપ્તિ તે બોધિલાભ કહેવાય છે, તેને. અને અનિદાન એવો તે મોક્ષાર્થે જ પ્રશંસાય છે.

અને તે અર્થે જ ત્યારે શું? એટલા માટે કહ્યું—समाधानं समाधि:—સમાધાન તે દ્રવ્ય-ભાવભેદથી દ્વિવિધ છે. તેમાં—દ્રવ્યસમાધિ—જેના ઉપયોગ થકી સ્વાસ્થ્ય હોય છે, અથવા જેઓનો અવિરોધ હોય છે. ભાવસમાધિ તો જ્ઞાનાદિ સમાધાન જ છે,—તેના ઉપયોગ થકી જ પરમ સ્વાસ્થ્યના યોગને લીધે. અને કારણ કે આ આમ દ્વિધા છે એટલા માટે દ્રવ્યસમાધિના વ્યવચ્છેદાર્થે કહ્યું—वरं—વર, પ્રધાન, ભાવસમાધિ એમ અર્થ છે. તે પણ તારતમ્યભેદથી અનેક પ્રકારની જ છે, એટલા માટે કહ્યું—उत्तमं—ઉત્તમ, સર્વોત્કૃષ્ટ, ददतु—દીઓ! આપો! [૨૯૨]

## વિવેચન

પરમ કૃપાળુ દેવ હે! આપો બોધિલાભ;
આપો આરોગ્યલાભ ને, આપો સમાધિલાભ.—શ્રી **પ્રજ્ઞાવબોધ મોક્ષમાળા.**

તથા 'કીર્ત્તિત–વંદિત' ઇ. ગાથા. અર્થાત્ સ્વનામગ્રહથી જે કીર્ત્તિત છે, મન–વચન–કાયાના પ્રશસ્ત યોગથી સમ્યક્સ્તવનથી જે વંદિત છે, અને પુષ્પઆદિ વડે પૂજનથી જે પૂજિત છે, એવા જે આ ભગવંતો પ્રાણીલોકમાં મિથ્યાત્વાદિ કર્મ-મલકલંકના અભાવથી ઉત્તમ–પ્રધાન છે, અથવા 'ऊर्ध्वं वा तमस इत्युत्तमस:' તમસ્‌થી ઊર્ધ્વ–પર એવા જે ઉત્તમસ્–ઉત્તમ સિદ્ધો છે, અર્થાત્ સિત ધ્માત (ધમાઈ ગયું) છે જેઓનું એવા સિદ્ધ–કૃતકૃત્ય છે,–તેઓ આરોગ્ય–બોધિલાભ અને ઉત્તમ સમાધિવર મને દીઓ! 'अरोगस्य भाव आरोग्यं–सिद्धत्वं' અર્થાત્ અરોગનો ભાવ તે આરોગ્ય–સિદ્ધત્વ,

આરોગ્ય–બોધિલાભ અને ઉત્તમ સમાધિ-વરની યાચના

તે અર્થે બોધિલાભ તે આરોગ્ય બોધિલાભ. 'જિનપ્રણીત ધર્મની પ્રાપ્તિ તે બોધિલાભ કહેવાય છે,'–'जिनप्रणीतधर्मप्राप्ति र्बोधिलाभोऽभिधीयते' અને અનિદાન (નિદાન રહિત) એવો તે મોક્ષાર્થે જ પ્રશંસાય છે,' 'स चानिदानो मोक्षायैव प्रशस्यते'–એવો તે બોધિલાભ મને આપો!

અને તે મોક્ષ અર્થે જ સમાધાન–સમાધિ, તે દ્રવ્ય–ભાવભેદથી બે પ્રકારે છે: તેમાં દ્રવ્ય સમાધિ જેના ઉપયોગ થકી સ્વાસ્થ્ય હોય છે અથવા જેઓનો અવિરોધ હોય છે. ભાવસમાધિ તો જ્ઞાનાદિ સમાધાન જ છે,'—'भावसमाधिस्तु ज्ञानादिसमाधानमेव' તેના ઉપયોગ થકી જ પરમ સ્વાસ્થ્યનો યોગ હોય છે માટે. અને કારણ કે આ આમ બે પ્રકારે છે, એટલા માટે દ્રવ્યસમાધિના વ્યવચ્છેદાર્થે કહ્યું–વર–પ્રધાન ભાવસમાધિ, અને તે પણ તારતમ્યભેદથી અનેક પ્રકારની જ છે, એટલા માટે ઉત્તમ–સર્વોત્કૃષ્ટ એવી વર ભાવસમાધિ મને આપો!

માત્ર મોક્ષની જ જેને અભિલાષા વર્ત્તે છે એવો સંવેગરંગી મુમુક્ષુ આ આરોગ્ય–બોધિલાભ સમાધિની ભાવનાનો મનોરથ આ પ્રકારે ભાવે છે:—

'હે પરમ કૃપાળુ દેવ! આપના ચરણકમળની કૃપાથી મને આરોગ્યની પ્રાપ્તિ હો! બોધિલાભની પ્રાપ્તિ હો! ઉત્તમ આત્મસમાધિની પ્રાપ્તિ હો! આપના અનુગ્રહથી આ મ્હારા ત્રણે મનોરથ પૂર્ણ થાઓ!

હે ભગવાન્! હું મહા ભવરોગથી આર્ત્ત છું. જન્મ–જરા–મરણાદિ દુઃખોથી હું ક્ષણે ક્ષણે તીવ્ર વેદના અનુભવું છું. મોહસન્નિપાતથી હું આત્મભાન ભૂલ્યો છું. ઉગ્ર રાગજ્વર મને પરિતાપ પમાડી રહ્યો છે. તીક્ષ્ણ દ્વેષશલ્ય મ્હારા હૃદયમાં ભોંકાઈ રહ્યું છે. વિષયકષાયની વ્યાકુલતા મને મહા અશાંતિ ઉપજાવી રહી છે. કર્મજન્ય આ ભાવરોગથી મ્હારા આત્માની આવી અનારોગ્ય સ્થિતિ થઇ પડી છે. જેને સહજ આત્મસ્વરૂપ સ્થિતિ-મય પરમ સ્વાસ્થ્ય વર્ત્તે છે, એવા હે આરોગ્યમૂર્ત્તિ સહજાત્મસ્વરૂપ પ્રભુ! મને તમારા જેવું સ્વાસ્થ્ય અને આત્મઆરોગ્ય પ્રાપ્ત હો!

હે ભવરોગના ભિષગ્વર! તમે બતાવેલી રત્નત્રયીરૂપ બોધિ ઔષધિના સેવન વિના મ્હારો આ ભવરોગ મટે એમ નથી. માટે હે બોધિમૂર્ત્તિ પ્રભુ! હું આપને શરણે આવ્યો છું. તો હવે સમુદ્રમાં નષ્ટ રત્ન જેવા પરમ દુર્લભ આ બોધિરત્નના લાભથી મ્હારો જન્મ સફળ થાઓ! ચિંતામણિરત્ન અને કલ્પવૃક્ષ કરતાં પણ અધિક મહિમાવાળો આ બોધિ–રત્નદીપક મ્હારા હૃદયને વિષે ભવ પર્યંત અખંડ પ્રકાશિત રહો!

આ બોધિ વિના મને સમાધિ થવી સંભવતી નથી. માટે હે સમાધિમૂર્ત્તિ પ્રભુ! બોધિની પ્રાપ્તિ થઈ મને આત્મસમાધિની પ્રાપ્તિ થાઓ! બીજના ચંદ્રમા જેવી બોધિ-બીજ કલાનો વિકાસ પામી, મ્હારો આત્મ–ચંદ્ર પૂર્ણ સમાધિની સોળે કલાથી ખીલી ઊઠો! મ્હારૂં વાસનામય ચિત્ત વિલીન થઈ આત્મામાં લય પામો! સર્વે પરભાવ–વિભાવ સમાઇ જઈ મ્હારો આત્મા સ્વરૂપમાં સમાઈ અખંડ આત્મસમાધિ અનુભવો!

હે સચ્ચિદાનંદ પ્રભુ! આમ આપના કૃપાપ્રસાદથી બોધિ, સમાધિ અને આત્મ-આરોગ્ય પામી મ્હારો આત્મા આપના જેવી નિરાબાધ ને નિરામય સ્વસ્થ અવસ્થા પામો! એટલું જ પ્રાર્થું છું તે સફલ થાઓ! ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ.'

—શ્રી પ્રજ્ઞાવબોધ મોક્ષમાળા, પાઠ ૧૨ (સ્વરચિત)



આ શું નિદાન છે કે નથી? જો નિદાન છે તો આ તો આગમમાં નિષિદ્ધ હોવાથી આથી બસ થયું! અને જો નથી તો તે સાર્થક છે કે અનર્થક છે? તે કોઈ પણ પક્ષમાં દોષ છે, એ શંકાનું સમાધાન કરે છે કે આ નિદાન તો નથી જ—

[૧૬]आह—किमिदं निदानमुत नेति । यदनिदानमलमनेन, सूत्रप्रतिषिद्धत्वात् । न चेत्सार्थकमनर्थकं वा? यद्याद्यः पक्षस्तेषां रागादिमत्त्वप्रसङ्गः, प्रार्थनाप्रवीणे प्राणिनि तथादानात् । अथ चरमः, तत आरोग्यादिदानविकला एते इति जानानस्यापि प्रार्थनायां मृषावादप्रसङ्ग इति ।

अत्रोच्यते—न निदानमेतत्, तल्लक्षणायोगात् । द्वेषाभिष्वङ्गमोहगर्भं हि तत्, तथा तन्त्रप्रसिद्धत्वात् ।[२९३]

[૧૬]અર્થ:—શંકા—આ શું નિદાન છે? કે નહિં? જો નિદાન છે, તો એનાથી સર્યું! સૂત્રમાં પ્રતિષિદ્ધપણાને લીધે. જો નથી તો સાર્થક છે? કે અનર્થક? જો આદ્ય પક્ષ છે તો તેઓના રાગાદિમંતપણાનો પ્રસંગ (આવશે),—પ્રાર્થનાપ્રવીણ (પ્રવણ?) પ્રાણિમાં તથાપ્રકારના દાનને લીધે. જો છેલ્લો પક્ષ છે તો તેઓ આરોગ્ય આદિ દાનથી વિકલ છે એમ જાણતાં છતાં પણ પ્રાર્થનામાં મૃષાવાદ પ્રસંગ (આવશે).

---

पञ्जिका:—न निदानं ઇત્યાદિ. न—ન જ, निदानं- નિદાન

नितरां दायते लूयते.........धर्मकल्पतरुः

अनेक सुरर्ध्द्याशंसनपरिणामपरशुना इति निदानं ।

સમ્યગ્દર્શન પ્રપંચરૂપ બહલ મૂલજાલવાળો, જ્ઞાનાદિ વિષયે વિશુદ્ધ વિનયવિધિની સમુદ્ધુર સ્કંધ-બંધવાળો, વિહિત અવદાત દાનાદિ ભેદ-પ્રભેદરૂપ શાખા-ઉપશાખાથી ખચિત; નિરતિશય સુરનર ભવમાં ઉપજતી સુખસંપત્તિરૂપ પુષ્પોથી આકીર્ણ, નિખિલ વ્યસન વ્યાકુલતા જ્યાં અનભ્યર્ણીકૃત (અનિકટ) છે એવા શિવાલયશર્મરૂપ ફલથી ઉલ્બણ એવો ધર્મકલ્પતરુ, અનેક સુરઋદ્ધિ આદિના આશંસનપરિણામરૂપ પરશુથી નિતરાં—અત્યંતપણે દાયતે-લૂયતે-કપાય છે તે નિદાન. एतत्—આ આરોગ્ય-બોધિલાભાદિ પ્રાર્થન. કયા કારણથી? તે માટે કહ્યું—तल्लक्षणायोगात्—નિદાનના લક્ષણના અઘટનને લીધે. નિદાનનું જ લક્ષણ ભાવતાં કહ્યું—

द्वेषाभिष्वङ्गमोहगर्भं हि तत्—द्वेषः—મત્સર, अभिष्वङ्गः—વિષયાનુગ્રહ, मोहः—અજ્ઞાન, તેથી તે द्वेषाभिष्वङ्गमोहाः गर्भाः—તે દ્વેષ-અભિષ્વંગ-મોહ ગર્ભો-અન્તરંગ કારણ यस्य तत् तथा—છે જેના તે તથા, हि—કારણ કે, तत्—તે, નિદાન. કયા કારણથી? તે માટે કહ્યું—तथा—તથાપ્રકારે, દ્વેષાદિગર્ભંતાથી, तन्त्रप्रसिद्धत्वात्—તંત્રપ્રસિદ્ધપણાને લીધે, નિદાનના આગમમાં રૂઢપણાને લીધે.

અત્રે (સમાધાન) કહેવામાં આવે છે—આ નિદાન નથી,—તેના લક્ષણનો અયોગ છે માટે. કારણ કે તે (નિદાન) દ્વેષ-અભિષ્વંગ-મોહગર્ભ છે,—તથાપ્રકારે તંત્રપ્રસિદ્ધપણું છે માટે.[૨૯૩]

## વિવેચન

"સેવા સારજ્યો રે જિનની મન સાચે, પણ મત માગો ભાઈ!
સેવાનું ફલ માગી લેતાં, દાસભાવ સવિ જાઈ."—શ્રી દેવચંદ્રજી

અત્રે શંકા થવી સંભવે છે—આ શું નિદાન છે? કે નહિં? જો નિદાન છે તો એનાથી સર્યું!—સૂત્રમાં પ્રતિષિદ્ધપણાને લીધે,' કારણ કે સૂત્રમાં નિદાન-નિયાણું ન કરવું એમ નિષેધ કરવામાં આવ્યો છે. 'જો નથી તો તે સાર્થક છે કે અનર્થક?' જો સાર્થક છે, તેવા પ્રકારના ફળદાન વડે સફળ છે, તો તે વીતરાગ ભગવંતોને રાગાદિમંતપણાનો પ્રસંગ પ્રાપ્ત થશે, કારણકે પ્રાર્થનાપરાયણ પ્રાણીને તે તથાપ્રકારનું દાન દીએ છે માટે. જો નિરર્થક-નિષ્ફળ છે, તો એઓ આરોગ્યાદિ દાન દેનારા નથી એમ જાણતાં છતાં પણ તેવી પ્રાર્થનામાં મૃષાવાદનો-અસત્ય ભાષણનો પ્રસંગ પ્રાપ્ત થશે.

આ શું નિદાન છે? કે નથી?

અત્રે સમાધાન—'આ નિદાન નથી.' અર્થાત્ સમ્યગ્દર્શન જેનું દૃઢ મૂલ છે, સમ્યગ્જ્ઞાન જેનું મજબૂત થડ છે, સમ્યક્ચારિત્ર જેની શાખા-પ્રશાખા છે, દેવ-મનુષ્ય-સુખસંપત્તિ જેના ફૂલ છે, ને શિવસુખ જેનું ફલ છે, એવો ધર્મ-કલ્પદ્રુમ જ્યાં દેવાદિ ઋદ્ધિના આશંસનપરિણામરૂપ ફરસીથી નિ-નિતરાં-અત્યંતપણે दायते-लूयते-કપાય છે તે 'નિદાન' કહેવાય છે. તે આ નથી,—'તેના લક્ષણનો અયોગ છે માટે', તે નિદાનનું લક્ષણ અહીં પ્રસ્તુત ભાવનામાં ઘટતું નથી માટે. 'કારણ કે તે (નિદાન) દ્વેષ-અભિષ્વંગ-મોહગર્ભ છે,—તથાપ્રકારે તન્ત્રપ્રસિદ્ધપણું છે માટે. અર્થાત્ મત્સરરૂપ દ્વેષ, વિષયાભિલાષરૂપ અભિષ્વંગ અને અજ્ઞાનરૂપ મોહ એ આ નિદાનના ગર્ભમાં-અંતર્ગત રહેલા હોઈ આના અન્તરંગ કારણો છે, કારણ કે તેવા પ્રકારે તેનું આગમમાં પ્રસિદ્ધપણું છે માટે.

આ નિદાન નથી



રાગ-દ્વેષગર્ભ નિદાનનું સ્વરૂપ પ્રસિદ્ધ હોઈ, મોહગર્ભ નિદાનનું સ્વરૂપ કહે છે—

[૧૭]धर्म्माय हीनकुलादिप्रार्थनं मोहः, अतद्धेतुकत्वात्। ऋद्ध्यभिष्वङ्गतो धर्म्मप्रार्थनाऽपि मोहः अतद्धेतुकत्वादेव।[२९४]

[૧૭]અર્થ:—ધર્માર્થે હીનકુલાદિનું પ્રાર્થન મોહ છે,—અતદ્ધેતુકપણાને લીધે. ઋદ્ધિઅભિષ્વંગથી ધર્મની પ્રાર્થના પણ મોહ છે,—અતદ્ધેતુકપણાને લીધે જ.[૨૯૪]

## વિવેચન

"ભક્તિ નહિં તે તો ભાડાયત, જે સેવાફલ જાચે;
દાસ તિકે જે ઘન ભરી નિરખી, કેકીની પરે નાચે....સેવા."–શ્રી દેવચંદ્રજી

દ્વેષગર્ભ નિદાનનું અગ્નિશર્મા કથામાં ને રાગગર્ભ નિદાનનું સંભૂતિ ચરિત્રમાં પ્રસિદ્ધપણું છે, એટલે તેના લક્ષણનું સુબોધપણું હોઈ અત્ર મોહગર્ભ નિદાનનું સ્વરૂપ દર્શાવ્યું છે—'धर्माय हीनकुलादिप्रार्थनं मोहः'—'ધર્માર્થે હીન-કુલાદિનું પ્રાર્થન મોહ છે.' અર્થાત્ હીન—વિભવધનાદિથી નીચ કુલ, કુરૂપણું, દુર્ભગપણું, અનાદેયપણું એ આદિ મને ભવાન્તરમાં પ્રાપ્ત હો, કે જેથી કરીને હું સંસારની મોહમાયાજાલમાં નહિં ફસાતાં વૈરાગ્ય પામી ધર્મને પામું,–એમ ધર્મ નિમિત્તે–ધર્મની ખાતર જે હીનકુલાદિનું પ્રાર્થન–આશંસન છે, તે મોહગર્ભ નિદાન છે. શાને લીધે ? 'અતદ્ધેતુકપણાને લીધે,'—તે હીનકુલાદિનું તે ધર્મપ્રાપ્તિનું હેતુપણું નથી માટે. કારણકે અવિકલ ધર્મભાજન ભવ્યો, ભગવંતોની જેમ, ધર્મસંસ્કાર આદિ જ્યાં સુલભ છે એવા અહીનકુલાદિસંપન્ન હોવા યોગ્ય છે, નહિં કે હીનકુલાદિસંપન્ન, આ અંગે પંજિકામાં ટાંકેલ શ્લોકમાં કહ્યું છે કે—'જિનધર્મની સિદ્ધિ અર્થે હીનકુલ, બાન્ધવરહિતપણું, વા દરિદ્રપણું જે પ્રયાચે છે, એવા વિશુદ્ધવૃત્તિવંતનું નિદાન સંસારહેતુ જ કહ્યું છે.'

**ધર્માર્થે હીન કુલાદિનું પ્રાર્થન મોહ છે**

---

**पञ्जिका**—રાગ-દ્વેષગર્ભ નિદાનોના સંભૂતિ–અગ્નિશર્મા આદિમાં પ્રસિદ્ધપણાથી તેના લક્ષણના સુબોધપણાને લીધે. નિર્દેશને અનાદૃત કરી મોહગર્ભ નિદાનનું લક્ષણ કહે છે—

**धर्माय**—ધર્માર્થે, ધર્મનિમિત્તે, એમ અર્થ છે, **हीनकुलादिप्रार्थनं**—હીનકુલાદિનું પ્રાર્થન. **हीनं**—હીન, વિભવ–ધનાદિથી નીચ, જે **कुलं**—કુલ, અન્વય, **आदि** શબ્દથી કુરૂપત્વ–દુર્ભગત્વ–અનાદેયત્વ આદિનું ગ્રહણ છે, ભવાન્તરે **तेषां**—તેઓનું, **प्रार्थनं**—પ્રાર્થન, આશંસન, શું ? માટે કહ્યું—**मोहः**—મોહ, મોહગર્ભનિદાન છે કયા કારણથી ? તે માટે કહ્યું—**अतद्धेतुकत्वात्**—અતદ્ધેતુકપણાને લીધે. **अविद्यमानास्ते हीनकुलादयो हेतवो यस्य ते तथा**—અવિદ્યમાન છે તે હીનકુલાદિ હેતુઓ જેના તે તથા, **तद्भावस्तत्त्वं**—તેનો ભાવ તે તત્ત્વ, **तस्मात्**—તેને લીધે. કારણ કે અવિકલ ધર્મ-ભાજન ભવ્યો, ભગવંતોની જેમ, અહીનકુલાદિભાવભાગી હોવા યોગ્ય છે, ન ઇતર. કહ્યું છે કે—

"हीनं कुलं वान्धववर्जितत्वं, दरिद्रतां वा जिनधर्मसिद्ध्यै ।
प्रयाचमानस्य विशुद्धवृत्तेः संसारहेतुर्गदितं निदानम् ॥"

(અર્થાત્) જિનધર્મની સિદ્ધિને અર્થે હીનકુલ, બાન્ધવ રહિતપણું, વા દરિદ્રતા પ્રયાચતા વિશુદ્ધ-વૃત્તિવંતનું સંસારહેતુ નિદાન કહ્યું છે. પ્રકારાન્તરથી પણ આ કહ્યું—

**ऋद्ध्यभिष्वङ्गतः**—ઈંદ્ર–ચક્રવર્તી આદિ વિભૂતિના અનુરાગથી, **धर्म्मप्रार्थनापि**—ધર્મપ્રાર્થના પણ, ચોક્કસ ધર્મારાધન શિવાય આ વિભૂતિ નહિં હશે એવી આશાથી ધર્મઆશંસન પણ.. તો પછી હીનકુલાદિ પ્રાર્થનાનું તો પૂછવું જ શું ? એમ 'અપિ' પણ શબ્દનો અર્થ છે. શું ? તે માટે કહ્યું—**मोहः**—ઉક્તરૂપ મોહ. કયા કારણથી ? તે માટે કહ્યું—**अतद्धेतुकत्वादेव**—અતદ્ધેતુકપણાને લીધેજ. **अविद्यमानः उपसर्जनवृत्त्याऽऽशंसितो धर्मो हेतुर्यस्याः सा तथा**—અવિદ્યમાન છે ઉપસર્જન-વૃત્તિથી આશંસિત ધર્મહેતુ જેનો તે તથા, **तद्भावस्तत्त्वं**—તદ્ભાવ તે તત્ત્વ, **तस्मादेव**—તેને લીધે જ. અનુપાદેયતાપરિણામથી જ ધર્મના ઉપહતપણાએ કરીને તે થકી અભિલષિત ઋદ્ધિની અસિદ્ધિને લીધે,

હવે પ્રકારાન્તરથી પણ મોહગર્ભ નિદાન દર્શાવ્યું-'ઋદ્ધિઅભિષ્વંગથી ધર્મની પ્રાર્થના પણ મોહ છે,' 'ऋद्ध्यभिष्वङ्गतो धर्मप्रार्थनाऽपि मोहः' ખરેખર! ધર્મારાધન શિવાય આ ઋદ્ધિ ન હોય એમ જાણી ઇંદ્ર-ચક્રવતી આદિ ઋદ્ધિના -વિભૂતિના અનુરાગથી, આ ઋદ્ધિ મને ભવાન્તરમાં મળો એવી આશાથી ધર્મપ્રાર્થના પણ-ધર્મનું આશંસન પણ મોહગર્ભ નિદાન છે, તો પછી હીનકુલાદિ પ્રાર્થનાનું તો પૂછવું જ શું? એમ 'અપિ' પણ શબ્દનો અર્થ છે. ઋદ્ધિઅભિષ્વંગથી આ ધર્મપ્રાર્થના પણ 'અતદ્ધેતુકપણાને લીધે જ' મોહ છે; આ આશંસિત ધર્મનું તે ઋદ્ધિનું હેતુપણું થતું નથી માટે મોહ છે. અર્થાત્ ધર્મને ગૌણ ગણી ને ઋદ્ધિને પ્રધાન ગણી તેવા પ્રકારે ઋદ્ધિની આશંસાથી ધર્મની પ્રાર્થના કરવામાં આવે છે, તેમાં ધર્મ પ્રત્યેના અનાદરભાવથી ધર્મ જ ઉલટો વિઘાત પામે છે, તો પછી વાંચ્છિત-અભિલષિત ઋદ્ધિનો હેતુ ક્યાંથી હોય?

ઋદ્ધિઅભિષ્વંગથી ધર્મપ્રાર્થના પણ મોહ છે.



તીર્થંકરપણાની બા. પણ આ ઋદ્ધિઅભિષ્વંગથી ધર્મપ્રાર્થના મોહ હોઈ નિષિદ્ધ છે, એટલે જ મોહગર્ભપણાને લીધે આ નિદાન ઇષ્ટ ભાવનું બાધકર છે, એમ સહેતુક પ્રતિપાદન કરે છે—

[૧૮]तीर्थकरत्वेऽप्येतदेवमेव प्रतिषिद्धमिति, अत एवेष्टभावबाधकृदेतत्, तथेच्छाया एव तद्विघ्नभूतत्वात्, तत्प्रधानतयेतरत्रोपसर्जनबुद्धिभावात्।[૨૯૫]

[૧૮]અર્થ:—તીર્થંકરત્વ પરત્વે (પાઠાંતર: તીર્થંકર પરત્વે) પણ એ એમ જ પ્રતિષિદ્ધ છે, અત એવ ઇષ્ટભાવબાધકર એ છે,—તથાપ્રકારની ઇચ્છાનું જ તદ્વિઘ્નભૂતપણું છે માટે, તત્પ્રધાનતાથી ઇતરત્ર ઉપસર્જન (ગૌણ) બુદ્ધિભાવ છે માટે.[૨૯૫]

## વિવેચન

"શ્રી ચંદ્રપ્રભ જિન સાહિબારે, તુમ છો ચતુર સુજાણ....મનના માન્યા.
સેવા જાણો દાસની રે, દેશો પદ નિર્વાણ....મનના."—શ્રી યશોવિજયજી.

---

पञ्जिका—કારણ તે એમ છે તેથા--तीर्थकरेऽपि—તીર્થંકરમાં પણ, અષ્ટ મહાપ્રાતિહાર્ય પૂજોપચારભાગી પ્રાણિવિશેષમાં, તો પછી અન્યત્ર ઇન્દ્રઆદિ વિષયભૂત બા. માં તો પૂછવું જ શું? एतत्— આ, ઋદ્ધિઅભિષ્વંગથી જ પ્રાર્થન જ. જેવા આ ભુવનાદ્ભુતભૂત વિભૂતિભાજન, ભુવનૈકપ્રભુ, પ્રભૂત-ભક્તિભર નિર્ભર અમરગણોથી નિરંતર સેવાતા ચરણવાળા ભગવાન્ તીર્થંકર વર્ત્તે છે, તેવો હું પણ આ તપપ્રભૃતિ અનુષ્ઠાન થકી એવંરૂપ થાઉં; પણ નહિં કે જે નિરભિષ્વંગ ચેતોવૃત્તિ થકી-ધર્મઆદેશ (કરનારા), અનેક સત્ત્વના હિતરૂપ, નિરુપમસુખસંજનક, અચિન્ત્ય ચિન્તામણિ સમા ભગવાન્ છે, હું પણ તેવો થાઉં-એવંરૂપ (એવા પ્રકારનું) निषिद्धं—નિષિદ્ધ, નિવારિત છે,-દશાશ્રુતસ્કંધાદિમાં. તેથી કહ્યું છે કે—

"एत्तो य दसाईसु तित्थयरंमिवि नियाण पडिसेहो।
जुत्तो भवपडिबन्धं साभिस्संगं तयं जेण ॥१॥
जं पुण निरभिस्संगं धम्माएसो अणेगसत्तहिओ।
निरुवमसुहसंजणओ अउवचिन्तामणिकप्पो ॥" ઇત્યાદિ.

ઇંદ્ર—ચક્રવર્તી આદિ ઋદ્ધિ અંગે ભલે એમ હો, પણ તીર્થંકર પરત્વે ધર્મપ્રાર્થનામાં શો વિરોધ છે? તે માટે કહ્યું—'તીર્થંકરત્વમાં પણ એ એમ જ પ્રતિષિદ્ધ છે;' ઇંદ્રાદિ ઋદ્ધિની વાત તો દૂર રહો, પણ અષ્ટ મહાપ્રાતિહાર્ય આદિ તીર્થંકરઋદ્ધિની બાબતમાં પણ આ ઋદ્ધિઅભિષ્વંગથી ધર્મપ્રાર્થના પણ તે જ પ્રકારે નિષેધવામાં આવેલી છે. અર્થાત્ આ ભુવનાદ્ભુત પરમોત્તમ વિભૂતિઓના એકધામરૂપ ભગવાન્ તીર્થંકર સુરનરવૃન્દોથી સેવાતા વિચરે છે, તેવો હું પણ આ તપ આદિ અનુષ્ઠાન થકી થાઉં, એવા પ્રકારની ઋદ્ધિઅભિષ્વંગથી ધર્મપ્રાર્થના પણ એમ જ નિષિદ્ધ છે. પરંતુ ધર્મોપદેશદાનથી જે ઘણા જગજ્જીવોને પ્રતિબોધ પમાડી નિસ્તાર કરે છે, એવા આ અચિન્ત્ય ચિન્તામણિ સમા તીર્થંકર ભગવાન્ જેવો હું પણ જગત્-ઉપકારી થાઉં, એવા પ્રકારની પરોપકાર બુદ્ધિથી ધર્મપ્રાર્થના નિષિદ્ધ નથી. અને તેવા પ્રકારે દશાશ્રુતસ્કંધાદિમાં કહ્યું પણ છે: 'पत्तो य दसाइसु' ઇ. અર્થાત્—તીર્થંકર બા. માં પણ નિદાનનો પ્રતિષેધ યુક્ત છે, કારણ કે અભિષ્વંગ સહિત—ઋદ્ધિઆસક્તિયુક્ત એવું તે નિદાન ભવપ્રતિબંધરૂપ છે; પણ આ ધર્મનો આદેશ કરનારા, અનેક સત્ત્વના હિત, નિરુપમ સુખના ઉપજાવનારા એવા અપૂર્વ ચિન્તામણિ સમા છે, ઇત્યાદિ, તેવો હું થાઉં એમ જે નિરભિષ્વંગ—અભિષ્વંગ રહિત છે તે તેમ નથી.

*તીર્થંકરપણા બા. પણ ઋદ્ધિ અભિષ્વંગથી ધર્મપ્રાર્થના નિષિદ્ધ*

આમ ઋદ્ધિઅભિષ્વંગથી ધર્મપ્રાર્થના મોહગર્ભ નિદાન છે. 'અત એવ ઇષ્ટ ભાવને બાધકર એ છે,' એટલા માટે જ ઇષ્ટ ભાવ—મોક્ષનો અનુબંધ કરનાર શુભ—કુશલ આત્મપરિણામને આ પ્રસ્તુત નિદાન બાધા કરનાર—વ્યાઘાત પ્હોંચાડનાર છે. શાને લીધે? 'तथेच्छाया एव तद्विघ्नभूतत्वात्।' 'તથા ઇચ્છાના જ તદ્વિઘ્નભૂતપણાને લીધે,'—ધર્મના ગૌણકરણથી તથાપ્રકારની ઋદ્ધિઅભિલાષાનું જ તે ઇષ્ટભાવનું વિઘ્નભૂતપણું છે માટે. તે પણ શાને લીધે? 'तत्प्रधानतयेतरत्रोपसर्जनबुद्धिभावात्'—'તત્પ્રધાનતાથી ઇતરત્ર ઉપસર્જન બુદ્ધિભાવને લીધે,' તે ઋદ્ધિના પ્રધાનપણાથી અન્યત્ર—ધર્મમાં ગૌણ

*નિદાન ઇષ્ટ ભાવને બાધકર*

---

(અર્થાત્) એટલા માટે જ દશાશ્રુતસ્કંધાદિમાં તીર્થંકર બા. માં પણ નિદાન પ્રતિષેધ યુક્ત છે, કારણ કે સાભિષ્વંગ એવો તે ભવપ્રતિબંધરૂપ છે. પુનઃ જે નિરભિષ્વંગ છે તે ધર્મઆદેશ, અનેક સત્ત્વહિત, નિરુપમસુખસંજનક, અપૂર્વ ચિન્તામણિ સમા. ઇત્યાદિ.

अत एव—એટલા માટે જ, ઋદ્ધિઅભિષ્વંગ થકી, ધર્મપ્રાર્થનાના મોહપણાને લીધે જ, इष्टभावबाधकृत्—ઇષ્ટ ભાવને બાધકર, इष्टो भावो—ઇષ્ટ ભાવ, નિર્વાણાનુબંધી કુશલ પરિણામ, तस्य—તેનું, बाधकृत्—બાધકર, વ્યાવૃત્તિકારિ, एतत्—આ, પ્રકૃત નિદાન છે. કયા કારણથી? તે માટે કહ્યું—तथेच्छाया एव—તથાપ્રકારની ઇચ્છાના જ, ધર્મના ઉપસર્જનીકરણથી ઋદ્ધિઅભિલાષના જ, तद्विघ्नभूतत्वात्—તેના વિઘ્નભૂતપણાને લીધે, ઇષ્ટભાવના વિબંધન (પાઠાંતરઃ વિબંધક), ભૂતપણાને લીધે. આ કયા કારણથી? તે માટે કહ્યું—तत्प्रधानतया—તેની પ્રધાનતાથી, ઋદ્ધિપ્રાધાન્યથી, इतरत्र—ધર્મમાં, उपसर्जनबुद्धिभावात्—ઉપસર્જન બુદ્ધિભાવને લીધે, કારણમાત્રત્વથી ગૌણ અધ્યવસાય ભાવને લીધે.

બુદ્ધિભાવને લીધે. અર્થાત્ ઇંદ્રાદિ ઋદ્ધિ જે અચિન્ત્ય ચિન્તામણિ સમા ધર્મની પાસે તુચ્છ છે, તેને પ્રધાન ગણી, અને ધર્મ જે પરમોત્તમ પરમ પ્રધાન છે તેને ગૌણ ગણ્યો. આમ અનંત અનંત ગુણવિશિષ્ટ ધર્મ પ્રત્યેનો અનાદર ભાવ દાખવ્યો, એટલે તેવી ઋદ્ધિ-આશંસારૂપ મોહગર્ભ નિદાન તે મોક્ષપ્રત્યયી ઇષ્ટ ભાવનું વિઘ્નભૂત-વિબંધક થઈ પડે છે.



આ નિદાન અતત્ત્વદર્શન હોઈ, નરકાદિ મહત્ અપાયનું સાધન છે, એ પ્રકારે નિદાનની નિન્દા કરે છે—

[१९] अतत्त्वदर्शनमेतत्, महदपायसाधनं। अविशेषज्ञता हि गर्हिता—पृथग्जनानामपि सिद्धमेतत्। योगिबुद्धिगम्योऽयं व्यवहारः॥[२९६]

[૧૯] અર્થ:—આ અતત્ત્વદર્શન મહત્ અપાયનું સાધન છે. કારણ કે અવિશેષજ્ઞતા ખરેખર! ગર્હિત છે,—પૃથગ્જનોને પણ આ સિદ્ધ છે. યોગિબુદ્ધિગમ્ય આ વ્યવહાર છે.[૨૯૬]

## વિવેચન

"દેશો તો તુમહી ભલા બીજા તો નવિ જાચું રે;
વાચક યશ કહે સાંઈશું ફળશે એ મુજ સાચું રે....સંભવ."—શ્રી યશોવિજયજી

માટે 'अतत्त्वदर्शनमेतत्, महदपायसाधनं'—'આ અતત્ત્વદર્શન મહત્ અપાયનું સાધન છે', અર્થાત્ ધર્મ જેવી પરમ વસ્તુને પામર ઋદ્ધિ ખાતર હારી જવારૂપ આ પ્રસ્તુત નિદાન અતત્ત્વદર્શન—અપરમાર્થઅવલોકન વિપર્યાસ હોઈ, મહત્ અપાયનું—નરકપાતાદિ મહાઅનર્થનું કારણ છે. કારણ કે 'अविशेषज्ञता हि गर्हिता'—'અવિશેષજ્ઞતા ગર્હિત છે'; સાર-અસાર, ગૌણ-પ્રધાન, પરમ-પામર, ઉત્તમ-અધમ, સત્-અસત્ આદિ વિશેષનું-વિભાગનું અજાણપણું ગર્હિત-નિન્દિત છે, દૂષિત છે. એટલે સારભૂત,

**આ અતત્ત્વદર્શન મહત્ અપાયનું સાધન**

---

पञ्जिका—આ જ વિશેષથી ભાવતાં કહ્યું—

अतत्त्वदर्शनमेतत्—આ અતત્ત્વદર્શન છે, અપરમાર્થ અવલોકન, વિપર્યાસ એમ અર્થ છે, एतत्—આ, પ્રકૃત નિદાન. કેવું? તો કે—महदपायसाधनं—મહત્ અપાયનું સાધન એવું, નરકપાતાદિ અનર્થનું કારણ. કયા કારણથી? તે માટે કહ્યું—

अविशेषज्ञता—અવિશેષજ્ઞતા. સામાન્યથી પુરુષાર્થોપયોગી જીવ-અજીવ ધર્મલક્ષણ ગુણોનો અને તેથી ઇતરરૂપ દોષોનો અને તદુભયોનો विशेषः—વિશેષ, વિવરક વિભાગ એમ એક અર્થ છે. तस्य—તેની, अनभिज्ञता—વિપરીત બોધરૂપા,—અર્થકૃતમાં અનર્થપ્રાપ્તિહેતુતાથી, હિંસા-અનૃતાદિવત્, हि—કારણ કે, गर्हिता—ગર્હિત, દૂષિત છે. વારુ, આ શી રીતે પ્રતીત થાય? એમ આશંકીને કહ્યું—

पृथग्जनानामपि—પૃથગ્જનોને પણ. पृथक्—તથાવિધ અલૌકિક સામાયિક આચાર-વિચારાદિથી બહિઃસ્થિત બહુવિધ બાલાદિપ્રકારવાળા, जनाः—જનો, પ્રાકૃત લોકો, તે પૃથગ્જનો, तेषामपि—

પ્રધાન, પરમ, ઉત્તમ, સત્ એવો ધર્મજ પરમ આદેય છે, તેની સમક્ષ અસારભૂત, ગૌણ, પામર, અધમ ને અસત્ એવી ઋદ્ધિ આદિનું નિદાન અનુપાદેય છે, ઇત્યાદિ વિશેષ-વિભાગના વિવેકનું અજાણપણું નિન્દ્ય છે.

અને 'પૃથગ્જનોને પણ આ સિદ્ધ છે.' તથાપ્રકારના લોકોત્તર માર્ગને અનુસરનારા અસામાન્ય-અસાધારણ જનોથી પૃથગ્-અલગ બાહ્ય એવા જે લૌકિક માર્ગાનુયાયી બાલ આદિ સામાન્ય પ્રાકૃત જનો છે, તેઓને પણ આ અવિશેષજ્ઞતા ગર્હિત છે એ વસ્તુ સિદ્ધ છે-પ્રતીત છે, તો પછી તેનાથી અન્ય તે લોકોત્તર માર્ગાનુસારી બુદ્ધિમંતોનું તો પૂછવું જ શું ? એમ 'અપિ'-પણ શબ્દનો અર્થ છે. આ અંગે અન્યોક્તિરૂપ બે સુંદર સુભાષિતો પંજિકાકારે ટાંકયા છે કે—(૧) જે દેશમાં પરીક્ષા કરવા સમર્થ એવા પરીક્ષક જનો નથી, ત્યાં સમુદ્રજન્ય રત્નો અરઘતા નથી; ખરેખર! ભરવાડોના નેહડામાં ગોવાળિઆઓ ચન્દ્રકાન્ત જેવા મહામૂલા મણિનું મૂલ્ય ત્રણ કોડીનું આંકે છે! (૨) હે સખા કોકિલ! આ બ્હેરા જનોની નિવાસભૂમિમાં ત્હારા કોમલ ટહૂકાથી શું ? કારણ કે આ કલાથી અનભિજ્ઞો-અજાણ જનો દૈવવશથી તેનાથી અભિન્ન વર્ણવાળા તને કાગડો જ સમજે છે! ઇત્યાદિ પ્રકારે અવિશેષજ્ઞ વ્યવહારોને તે પ્રાકૃતજનો પણ ગર્હણીયપણે-નિન્દ્યપણે પ્રતીત કરે છે.

અવિશેષજ્ઞતા ગર્હિત છે એ પ્રાકૃત જનોને પણ સિદ્ધ

ત્યારે કોઈ કહેશે-એ ભલે હો! પણ ધર્મનું ફલ તો અભ્યુદય છે એમ લોકમાં રૂઢ છે, તોપછી એ જ પ્રકારે તેની પ્રાર્થના કરવામાં અવિશેષજ્ઞતા શી વારુ? તેનો જવાબ

---

તેઓને પણ, તો પછી અન્ય એવા શાસ્ત્રાધીન ધીવાલા સુધીઓનું તો પૂછવું જ શું ? એમ 'અપિ' પણ શબ્દનો અર્થ છે. सिद्धं—સિદ્ધ છે, પ્રતીત છે, एतद्—આ, અવિશેષજ્ઞતાગ્રહણ.

"नार्घन्ति रत्नानि समुद्रजानि, परीक्षका यत्र न सन्ति देशे।
आभीरघोषे किल चन्द्रकान्तं, त्रिभिर्वराटैः प्रवदन्ति गोपाः॥
अस्यां सखे बधिरलोकनिवासभूमौ, किं कूजितेन तव कोकिलकोमलेन।
एते हि दैववशतस्तदभिन्नवर्णं, त्वां काकमेव कलयन्ति कलानभिज्ञाः॥"

(અર્થાત્) જે દેશમાં પરીક્ષકો નથી, ત્યાં સમુદ્રજન્ય રત્નો અરઘતા (મૂલાતા) નથી. ખરેખર! ભરવાડોના નેહડામાં ગોવાળીઆઓ ચન્દ્રકાન્તમણિનું ત્રણ કોડીનું મૂલ્ય આંકે છે!

હે સખા કોકિલ! આ બધિર લોકની નિવાસભૂમિમાં ત્હારા કોમલ કૂજિતથી શું ? કારણ કે આ કલાનભિજ્ઞો દૈવવશથી તેનાથી અભિન્નવર્ણ એવા તને કાગડો જ સમજે છે!

ઇત્યાદિ અવિશેષજ્ઞ વ્યવહારોના તેઓને પણ ગર્હણીયપણે પ્રતીતપણાને લીધે.

એ ભલે હો! ધર્મના અભ્યુદયફલપણે લોકમાં રૂઢપણાને લીધે અને તેમ જ તેની પ્રાર્થનામાં અવિશેષજ્ઞતા શી ? એમ આશંકીને કહ્યું—योगिबुद्धिगम्योऽयं व्यवहारः—આ વ્યવહાર યોગીબુદ્ધિને ગમ્ય છે. આ ઋદ્ધિઅભિષ્વંગથી ધર્મપ્રાર્થનાનો અવિશેષજ્ઞતારૂપ વ્યવહાર મુમુક્ષુઓની બુદ્ધિથી પરિચ્છેદ્ય છે. અને ધર્મના આરંભ-અવસાનમાં સુંદર પરિણામરૂપપણાને લીધે,—અને ઋદ્ધિના પદે પદે વિપદાઓના પદભૂતપણાને લીધે મહાન્ વિશેષ છે. અને અન્યને ભવાભિષ્વંગ થકી આમ સમજવાના અશક્તિપણાને લીધે.

યોગિબુદ્ધિગમ્ય આ વ્યવહાર

આપતાં કહ્યું—'योगिबुद्धिगम्योऽयं व्यवहारः'—'યોગિબુદ્ધિગમ્ય આ વ્યવહાર છે;' મોક્ષમાર્ગને માટે જે યોગ્ય છે એવા યોગી સાચા મુમુક્ષુજનની બુદ્ધિને ગમ્ય એવો આ ઋદ્ધિઅભિષ્વંગથી ધર્મપ્રાર્થનાનો અવિશેષજ્ઞતારૂપ વ્યવહાર છે. અને ધર્મ તો આરંભથી માંડી અંત પર્યંત સુંદર પરિણામવંત છે, અને ઋદ્ધિ તો પદેપદે વિપદાઓના પદભૂત છે. એટલે આ ધર્મનો ને ઋદ્ધિનો મહાન્ વિશેષ છે, મોટો તફાવત છે. પણ ભવાભિષ્વંગને લીધે અન્ય ભવાભિનંદી જનો આ યોગિબુદ્ધિગમ્ય વ્યવહાર સમજવા શક્તિમાન્ થતા નથી.



સાર્થક-અનર્થક મુદ્દા પરત્વે સમાધાન કરતાં અત્રે ચતુર્થભાષારૂપપણાથી ભજના કહી, આના સમર્થનમાં પાંચ સુભાષિત ગાથા ટાંકી ભાવિતાત્મા આચાર્યજી અપૂર્વ ચિન્તામણિ સમા ભગવંતના ગુણ-પ્રકર્ષનું બહુમાન કર્મવનને દવાનલ છે એમ તાત્પર્ય દર્શાવે છે—

[૨૦] सार्थकानर्थकचिन्तायां भाज्यमेतत्, चतुर्थभाषारूपत्वात्। तदुक्तं—

"भासा असच्चमोसा, णवरं भत्तीए भासिया एसा।<br>
न हु खीणपेज्जदोसा, दे'ति समाहिं च बोहिं च ॥१॥

तएत्थणाए तहवि य, ण मुसावाओवि एत्थ विण्णेओ।<br>
तप्पणिहाणाओ च्चिय, तग्गुणओ हंदि फलभावा ॥२॥

चिंतामणिरयणादिहिं, जहा उ भव्वा समीहियं वत्थुं।<br>
पावंति तह जिणेहिं, तेसिं रागादभावेऽवि ॥३॥

वत्थुसहावो एसो, अउव्वचिन्तामणी महाभागो।<br>
थोऊणं तित्थयरे, पाविज्जइ बोहिलाभोत्ति ॥४॥

भत्तीए जिणवराणं, खिज्जन्ती पुव्वसंचिया कम्मा।<br>
गुणपगरिसबहुमाणो, कम्मवणदवाणलो जेण ॥५॥"

एतदुक्तं भवति-यद्यपि ते भगवन्तो वीतरागत्वादारोग्यादि न प्रयच्छन्ति, तथाप्येवंविधवाक् (पाठांतरःवाक्य) प्रयोगतः प्रवचनाराधनतया सन्मार्गवर्त्तिनो महासत्त्वस्य तत्सत्तानिबन्धनमेवतदुपजायत इति गाथार्थः ॥६॥ [२९७]

[૨૦] અર્થ:—સાર્થક-અનર્થક ચિન્તા બા. માં આ ભાજ્ય છે,—ચતુર્થભાષારૂપપણાને લીધે. તેથી કહ્યું છે—

( કાવ્યાનુવાદ : દોહરા )

ભાષા અસત્ય અમૃષા, ભક્તિથી ભાષિત એહ;<br>
સમાધિ બોધિ ના દીએ, ક્ષીણરાગદ્વેષ જેહ. ૧

તોય તસ પ્રાર્થનથી અહીં, મૃષાવાદ નહિં સાવ;<br>
કારણ તસ પ્રણિધાનથી, તસ ગુણથી ફલભાવ. ૨

ચિન્તામણિ રત્નાદિથીં લહે, વસ્તુ ઇષ્ટ જ્યમ ખાસ;
ભવ્યો તેમ જિનો થકી, રાગાદ્યભાવે ય તાસ. ૩
વસ્તુસ્વભાવ-અપૂર્વ આ, ચિન્તામણિ મહાભાગ;
તીર્થંકરોને સ્તવી લહે, બોધિલાભ સુભાગ. ૪
જિનવર ભક્તિથી પૂર્વના, સંચિત કર્મ પ્રહાણ;
(કારણ) કર્મ-વન દાવાનલ બને, ગુણપ્રકર્ષ બહુમાન. ૫

આ અસત્યઅમૃષા ભાષા ભક્તિથી ભાવિત છે; રાગ-દ્વેષ જેના ક્ષીણ થયા છે તેઓ સમાધિ અને બોધિ દેતા નથી. ૧

તથાપિ તેની પ્રાર્થનાથી અત્ર મૃષાવાદ પણ ન જાણવો,—તેના પ્રણિધાન થકી જ તેના ગુણથી ફલભાવને લીધે. ૨

ચિન્તામણિ રત્નાદિ થકી જેમ ભવ્યો સમીહિત વસ્તુ પામે છે, તેમ જિનો થકી—તેઓના રાગાદિ અભાવે પણ. ૩

આ વસ્તુસ્વભાવ છે કે અપૂર્વ ચિન્તામણિ એવા મહાભાગ તીર્થંકરને સ્તવી મહા ભાગ્યવંત બોધિલાભ પામે છે. ૪

જિનવરોની ભક્તિથી પૂર્વસંચિત કર્મો ક્ષીણ થાય છે, કારણ કે ગુણપ્રકર્ષનું બહુમાન કર્મવનને દવાનલ છે. ૫

આ કહેવાનું થયું—યદ્યપિ તે ભગવંતો વીતરાગપણાને લીધે આરોગ્યાદિ નથી દેતા, તથાપિ એવંવિધ વાક્ (પાઠાંતર : વાક્ય) પ્રયોગ થકી પ્રવચનઆરાધનતાથી સન્માર્ગવર્ત્તિ મહાસત્ત્વને તત્સત્તાનિબન્ધનવાળું જ તે ઉપજે છે,—એમ ગાથાનો અર્થ છે. ॥ ૬ ॥[૨૯૭]

## વિવેચન

"વળગ્યા જે પ્રભુનામ, ધામ તે ગુણતણા,
ધારો ચેતનરામ એહ થિર વાસના;
દેવચંદ્ર જિનચંદ્ર હૃદય સ્થિર થાપજો,
જિન આણાયુત ભક્તિ શક્તિ મુજ આપજો....વિહરમાન ભગવાન."—શ્રી દેવચંદ્રજી

હવે 'સાર્થક-અનર્થક ચિન્તા બા. માં આ ભાજ્ય છે,-ચતુર્થભાષારૂપપણાને લીધે.' અર્થાત્ આ ઉક્ત પ્રકારે જે 'આરોગ્ય-બોધિલાભ મને આપો' ઇ. વચનઉચ્ચાર

**સાર્થક વા અનર્થક એમ ભજના**

કરવામાં આવે છે, તે એ **અસત્યઅમૃષા એવી ચોથી ભાષારૂપ** હોવાથી સાર્થક છે ને અનર્થક પણ છે, એમ વિકલ્પ છે. આશંસારૂપા આ ચતુર્થ ભાષા કંઈ સાધવાને વા નિષેધવાને સમર્થ નથી એટલા માટે અનર્થિકા છે; અને પ્રકૃષ્ટ શુભ અધ્યવસાય આનું ફલ હોય છે એટલા માટે સાર્થિકા છે, એમ ભજના છે.

---

पञ्जिका—सार्थकानर्थकचिन्तायां तु भाज्यमेतत्—સાર્થક-અનર્થક ચિન્તામાં તો આ ભાજ્ય છે,—चतुर्थभाषारूपत्वात्—ચતુર્થભાષારૂપપણાને લીધે. આ અભિપ્રાય છે. આ ચતુર્થી ભાષા આશંસારૂપા કંઈ સિદ્ધ અર્થ વિધાન કરવાને વા નિષેધવાને સમર્થ નથી-એટલા માટે અનર્થિકા છે; પ્રકૃષ્ટ શુભ અધ્યવસાય ફલ આનું હોય છે એટલા માટે સાર્થિકા છે, એમ ભાજ્યતા છે.

॥ इति श्रीमुनिचन्द्रसूरिविरचितललितविस्तरापञ्जिकायां चतुर्विंशतिस्तवः समाप्तः ॥

આ અંગે અત્રે **સુભાષિત** ટાંકયા છે, તેનો **ભાવાર્થ**—(૧) સમાધિ-બોધિ દીઓ એવી આ અસત્યઅમૃષા ભાષા કેવલ ભક્તિથી ભાષિત છે; પણ નિશ્ચયથી તો જેના રાગ-દ્વેષ ક્ષીણ થયા છે એવા ભગવંતો સમાધિ અને બોધિ દેતા નથી. (૨) તોપણ તેની પ્રાર્થનાથી અત્રે મૃષાવાદ પણ ન જાણવો, કારણ કે તેના **પ્રણિધાન** થકી જ તેના ગુણથી ફલનો ભાવ-હોવાપણું છે માટે. (૩) ચિન્તામણિરત્નાદિ થકી જેમ ભવ્યો સમીહિત-વાંચ્છિત વસ્તુ પામે છે, તેમ તેઓના રાગાદિઅભાવે પણ જિનો થકી (વાંચ્છિત વસ્તુ) પામે છે. (૪) કારણ કે આ વસ્તુસ્વભાવ છે કે આ **અપૂર્વ ચિન્તામણિ મહાભાગ તીર્થંકરને** સ્તવીને મહાભાગ્યવંત બોધિલાભ પામે છે. (૫) જિનવરોની ભક્તિથી પૂર્વસંચિત કર્મો ક્ષીણ થાય છે, કારણ કે ગુણપ્રકર્ષનું બહુમાન એ કર્મવનને બાળી ભસ્મ કરવા માટે દવાનલ છે. 'गुणपगरिसबहुमाणो कम्मवणदवाणलो जेण ।'

ચિંતામણિ સમા ભગવંતના ગુણપ્રકર્ષનું બહુમાન કર્મવનને દવાનલ

તાત્પર્ય કે-તે ભગવંતો વીતરાગપણાને લીધે આરોગ્યાદિ આપતા નથી, તોપણ એવા પ્રકારના વાક્પ્રયોગ થકી-વાણીપ્રયોગ થકી 'પ્રવચનઆરાધકપણા વડે કરીને સન્માર્ગવર્ત્તી મહાસત્ત્વને તત્સત્તાનિબન્ધનવાળું જ તે ઉપજે છે,' તે ભગવંતની સત્તાના કારણે જ તે આરોગ્યાદિ પ્રાપ્ત થાય છે.



ચંદ્રો કરતાં નિર્મલ ઇ. વિશેષણસંપન્ન આવા આ સિદ્ધ ભગવંતો મને સિદ્ધિ આપો! એવી ભાવનાનો ઉપન્યાસ કરતી આ ચતુર્વિંશતિસ્તવની સાતમી ગાથાનું વ્યાખ્યાન કરે છે—

૨૧

**चंदेसु निम्मलयरा, आइच्चेसु अहिअं पयासयरा ।**
**सागरवरगंभीरा, सिद्धा सिद्धिं मम दिसंतु ॥७॥ गाहा ।**

व्याख्या—

इह प्राकृतशैल्या आर्षत्वाच्च पञ्चम्यर्थे सप्तमी द्रष्टव्येति, चन्द्रेभ्यो निर्मलतराः पाठान्तरं वा "चंदेहिं निम्मलयरत्ति" तत्र सकलकर्म्ममलापगमाच्चन्द्रेभ्यो निर्म्मलतरा इति । तथा आदित्येभ्योऽधिकं प्रकाशकराः, केवलोद्योतेन विश्वप्रकाशनादिति । उक्तं च—

"चंदाइच्चगहाणं पहा पगासेइ परिमियं खेत्तं ।
केवलियणाणलंभो लोयालोयं पगासेइ" ॥१॥

तथा सागरवरगम्भीराः—तत्र सागरवरः—स्वयम्भूरमणोऽभिधीयते, परीषहोपसर्गाद्यक्षोभ्यत्वात्, तस्मादपि गम्भीरा इति भावना ।

सितं—ध्मातमेषामिति सिद्धाः, कर्म्मविगमात्कृतकृत्या इत्यर्थः ।

सिद्धिं—परमपदप्राप्तिं मम दिशन्तु—अस्माकं प्रयच्छन्त्विति गाथार्थः ॥७॥ २९८

[21]અર્થ :—

**ચંદ્રથી નિર્મલા સૂર્યથી, અધિકા પ્રકાશકર;**
**સિદ્ધો સાગરવરગભીર, સિદ્ધિ દિયો મમ સાર. ૭**
**ચંદ્રોથી નિર્મલતર, આદિત્યોથી અધિક પ્રકાશકર,**
**સાગરવરગંભીર એવા સિદ્ધો મને સિદ્ધિ આપો !**

વ્યાખ્યા—

અહીં પ્રાકૃત શૈલીથી અને આર્ષપણાથી પંચમી અર્થમાં સપ્તમી દેખવી.

चन्द्रेभ्यो निर्मलतराः—( पाठांतरं वा ) चंदेहिं निम्मलयरा—ચંદ્રોથી વધારે નિર્મલ. તેમાં સકલ કર્મમલના અપગમ થકી ચન્દ્રોથી નિર્મલતર—વધારે નિર્મલ.

તથા आदित्येभ्योऽधिकं प्रकाशकराः—આદિત્યોથી અધિક પ્રકાશકર,—કેવલ ઉદ્યોતથી વિશ્વપ્રકાશનને લીધે. કહ્યું છે કે—

"ચંદ્ર—આદિત્ય-ગ્રહોની પ્રભા પરિમિત ક્ષેત્રને પ્રકાશે છે; કેવલજ્ઞાનલાભ લોકાલોકને પ્રકાશે છે."

તથા—सागरवरगम्भीरा :—સાગરવરથી ગંભીર, તેમાં સાગરવર તે સ્વયંભૂરમણ કહેવાય છે,—પરીષહ-ઉપસર્ગાદિથી અક્ષોભ્યપણાને લીધે. તેના કરતાં પણ ગંભીર એમ ભાવના છે.

सितं—ध्मातं एषां इति सिद्धाः—સિત ધ્માત છે જેઓનું તે સિદ્ધો,—કર્મ વિગમ થકી કૃતકૃત્ય એમ અર્થ છે.

सिद्धिं—સિદ્ધિ, પરમપદપ્રાપ્તિ, मम दिशन्तु—મને આપો ! અમોને આપો! એમ ગાથાર્થ છે.[298]

## વિવેચન

"ચંદ્રપ્રભ જિન સાહિબા રે, તુમ છો ચતુર સુજાણ....મનના માન્યા;
સેવા જાણો દાસની રે, દેશો ફળ નિર્વાણ....મનના માન્યા."—**શ્રી યશોવિજયજી**

તથા 'ચંદ્રોથી નિર્મલતર' ઇ. સકલ કર્મમલના અપગમ-દૂર થવા થકી જે ચંદ્રો કરતાં પણ વધારે નિર્મલ છે; તથા કેવલઉદ્યોતથી વિશ્વપ્રકાશનને લીધે જે આદિત્યોથી-સૂર્યોથી પણ અધિક પ્રકાશ કરનારા છે; તથા પરીષહ-ઉપસર્ગાદિથી અક્ષોભ્યપણાને લીધે જે સાગરવર-સ્વયંભૂરમણ સમુદ્ર કરતાં પણ ગંભીર છે, એવા તે કર્મવિગમથી કૃતકૃત્ય સિદ્ધો મને સિદ્ધિ-પરમપદ પ્રાપ્તિ આપો !

॥ इति लोगस्स सूत्रं ॥



# सर्वलोकेअर्हत्चैत्यवन्दन सूत्र

એમ ચતુર્વિંશતિસ્તવ કહી સર્વલોકમાં જ અર્હત્‌ચૈત્યોના વન્દનાદિ નિમિત્તે કાયોત્સર્ગ કરણાર્થે વન્દનાકાયોત્સર્ગ સૂત્રનો ઉપન્યાસ કરી તેનું વ્યાખ્યાન કરે છે—

[२२]एवं चतुर्विंशतिस्तवमुक्त्वा सर्व्वलोक एवार्हच्चैत्यानां कायोत्सर्ग्गकरणायेदं पठति पठन्ति वा—

**"सव्वलोए अरिहंतचेइयाणं करेमि काउस्सग्गमित्यादि जाव वोसिरामि।"**

व्याख्या पूर्ववत्, न वरं सर्वलोके अर्हच्चैत्यानां इत्यत्र लोक्यते—दृश्यते केवलज्ञान-भास्वतेति लोकश्चतुर्दशरज्ज्वात्मकः परिगृह्यते इति उक्तं च—

"धर्म्मादीनां वृत्तिर्द्रव्याणां भवति यत्र तत्क्षेत्रम्।
तैर्द्रव्यैः सह लोकस्तद्विपरीतं ह्यलोकाख्यम्॥ १॥"

सर्व्वः खल्वधस्तिर्यगूर्ध्वभेदभिन्नः सर्वश्चासौ लोकश्च सर्व्वलोकस्तस्मिन् सर्वलोके त्रैलोक्य इत्यर्थः। तथाहि—अधोलोके चमरादिभवनेषु तिर्यग्लोके द्वीपाचलज्योतिष्क-विमानादिषु ऊर्ध्वलोके सौधर्म्मादिषु सन्त्येवार्हच्चैत्यानि।

ततश्च मौलं चैत्यं समाधेः कारणमिति मूलप्रतिमायाः प्राक् पश्चात्सर्वेऽर्हन्तस्तद्गुणा इति सर्वलोकग्रहः।

कायोत्सर्गचर्चः पूर्ववत्, तथैव स्तुतिः, नवरं सर्वतीर्थकराणाम्, अन्यथाऽन्यः कायो-त्सर्गः अन्या स्तुतिरिति न सम्यक्, एवमप्येतदभ्युपगमेऽतिप्रसङ्गः।

स्याद् एवमन्योद्देशोऽन्यपाठः, तथा च निरर्थका उद्देशादयः सूत्रे इति यत्किञ्चिदेतत्॥
॥ व्याख्यातं लोकस्योद्योतकरानित्यादि सूत्रम्॥[२९९]

[२२]અર્થ:—એમ ચતુર્વિંશતિ સ્તવ કહી, સર્વલોકે જ અર્હત્‌ચૈત્યોના કાયોત્સર્ગ-કરણાર્થે આ (એક) પઠે છે વા (બહુ) પઠે છે—

**"સર્વલોકને વિષે અર્હત્‌ચૈત્યોના (વંદન પ્રત્યયે ઇ.) કાયોત્સર્ગ કરૂં છું, ઇત્યાદિ યાવત્ વોસરાવું છું."**

વ્યાખ્યા પૂર્વ જેમ. પરંતુ—

सर्वलोके अर्हत्चैत्यानां—સર્વલોકમાં અર્હત્‌ચૈત્યોના. અત્રે लोक्यते—લોકાય છે, કેવલજ્ઞાન ભાસ્કરથી દેખાય છે તે લોક, ચતુર્દશ રજ્જ્વાત્મક પરિગ્રહાય છે. કહ્યું છે કે—

"ધર્માદિ દ્રવ્યોની જ્યાં વૃત્તિ છે, તે ક્ષેત્ર તે દ્રવ્યો સહિત લોક કહેવાય છે; તેનાથી વિપરીત તે અલોક કહેવાય છે."

सर्व:—સર્વ, અધ:-તિર્યગ્-ઊર્ધ્વભેદથી ભિન્ન. અને सर्वश्चासौ लोक: सर्वलोक:—અને સર્વ એવો તે લોક તે સર્વલોક, तस्मिन्—તેમાં, સર્વલોકમાં, ત્રૈલોક્યમાં એમ અર્થ છે. તે આ પ્રકારે—અધોલોકમાં ચમર આદિ ભવનોમાં, તિર્યગ્લોકમાં દ્વીપ-અચલ-જ્યોતિષ્ક વિમાન આદિમાં, ઊર્ધ્વલોકમાં સૌધર્મ આદિમાં અર્હત્ચૈત્યો છે જ.

અને તેથી કરીને मौलं चैत्यं समाधे: कारणं—મૌલ ચૈત્ય સમાધિનું કારણ છે, એટલા માટે મૂલ પ્રતિમાનું પૂર્વે (ગ્રહણ), પછી સર્વે અર્હતો તદ્ગુણવાળા છે એટલા માટે સર્વલોકનું ગ્રહણ છે.

કાયોત્સર્ગચર્ચા પૂર્વવત્; તેમ જ સ્તુતિ, પરંતુ સર્વ તીર્થંકરોની. નહિં તો અન્ય કાયોત્સર્ગ, અન્ય સ્તુતિ એમ સમ્યક્ ન હોય. એમ પણ એના અભ્યુપગમે અતિપ્રસંગ આવે.

એમ (શંકા) થાય કે અન્ય ઉદ્દેશે અન્ય પાઠ અને તથાપ્રકારે સૂત્રમાં ઉદ્દેશાદિ નિરર્થક છે, તો તે આ યત્કિંચિત્ છે.[૨૯૮]

॥ લોકના ઉદ્યોતકરોને ઇત્યાદિ સૂત્ર વ્યાખ્યાત થયું ॥

## વિવેચન

"જિનપડિમા જિન સારખી, કહી સૂત્ર મઝાર."—શ્રી દેવચંદ્રજી.

એમ ચતુર્વિંશતિ સ્તવ—'लोगस्स' સૂત્ર કહી, સર્વલોકમાં જ અર્હત્ચૈત્યોના વન્દનાદિ નિમિત્તે કાયોત્સર્ગ કરવા અર્થે આ 'सव्वलोए अरिहंतचेइयाणं' ઇ. વન્દના–કાયોત્સર્ગ છે. અને તેનું વ્યાખ્યાન અગાઉ જેમ કહ્યું છે તેમજ જાણવું. માત્ર એટલું જ વિશેષ છે કે અત્રે 'સર્વલોક' એટલે ઊર્ધ્વ–અધો–મધ્ય એ ત્રણે લોકમાં જે 'અર્હત્–ચૈત્યો'—જિનપ્રતિમાઓ છે, તેના વન્દનાર્થે આ બીજો કાયોત્સર્ગ છે. અને તેથી 'मौलं चैत्यं समाधे: कारणम्'—મૌલ ચૈત્ય સમાધિનું કારણ છે, અર્થાત્ મૂળ પ્રતિમાજી જેના અવલંબનપ્રત્યયે કાયોત્સર્ગ કરાય છે તે સમાધિનું–આત્મસમાધિનું કારણ છે એટલા માટે તેને ઉદ્દેશીને પહેલો કાયોત્સર્ગ કરાય છે. અને પછી 'सर्वेऽर्हन्ता: तद्गुणा:'—સર્વે અર્હતો તદ્ગુણ–તે જ ગુણવાળા છે એટલા માટે ગુણઅભેદભાવથી સર્વલોકમાં અર્હત્–ચૈત્યોને ઉદ્દેશીને બીજો કાયોત્સર્ગ કરાય છે. બાકી બીજો બધો વિધિ પૂર્વવત્. તેમજ અત્રે સ્તુતિ પણ કહેવી, પણ તે સર્વ તીર્થંકરો સંબંધિની કહેવી. શેષ સુગમ છે.

॥ इति महर्षि श्रीहरिभद्राचार्यविरचितायां मन:सुखनंदनेन भगवानदासेन हेमदेवी-सुजातेन चिद्हेमविशोधिनीटीकाभिधानेन विवेचनेन सविस्तरं विवेचितायां ललित-विस्तरायां लोगस्ससूत्रं (चतुर्विंशति जिनस्तव:) ॥ तथा सर्वलोके अर्हत्चैत्यवन्दनसूत्रं ॥



# પુષ્કરવરદ્વીપાર્દ્ધ સૂત્ર: શ્રુતસ્તવ

હવે પુષ્કરવરદ્વીપાર્દ્ધ સૂત્રનો ઉપન્યાસ કરતાં આચાર્યજી, સર્વ તીર્થંકરોની સ્તુતિ કર્યા પછી તેઓએ ઉપદેશેલું પ્રદીપ સમું આગમ સ્તવવા યોગ્ય છે એમ આ સૂત્રનું પ્રયોજન નિર્દિષ્ટ કરી, પ્રથમ ગાથા અવતારે છે—

[1] पुनश्च प्रथमपदकृताभिख्यं पुष्करवरद्वीपार्द्धं विधिवत्पठति पठन्ति वा। तस्येदानीमभिसम्बन्धो विवरणं चोन्नीयते--

सर्वतीर्थकराणां स्तुतिरुक्ता, इदानीं तैरुपदिष्टस्यागमस्य। येन ते भगवन्तस्तदभिहिताश्च भावाः स्फुटमुपलभ्यन्ते तत्प्रदीपस्थानीयं सम्यक्श्रुतमर्हति कीर्त्तनम्। अत इदमुच्यते।[300]

**पुक्खरवरदीवड्ढे धायइसंडे य जंबुद्दीवे य।**
**भरहेरवयविदेहे धम्माइगरे नमंसामि ॥१॥**

[1] અર્થ:—અને પુન: પ્રથમ પદથી જેની અભિખ્યા (નામ સંજ્ઞા) કરાઈ છે એવું પુષ્કરવરદ્વીપાર્દ્ધ વિધિવત્ (એક) પઠે છે, વા (બહુ) પઠે છે. તેનો હવે અભિસંબંધ અને વિવરણ કહેવામાં આવે છે—

સર્વ તીર્થંકરોની સ્તુતિ કહી હવે તેઓથી ઉપદિષ્ટ આગમની,—જેના વડે કરીને તે ભગવન્તો અને તેઓએ કથેલા ભાવો સ્ફુટ જાણવામાં આવે છે, તે પ્રદીપસ્થાનીય સમ્યક્ શ્રુત કીર્ત્તન અર્હે છે. એથી આ કહેવામાં આવે છે.[301]

(છાયારૂપ કાવ્યાનુવાદ: આર્યા)

**પુષ્કરવરદ્વીપાર્ધે, ધાતકીખંડે જંબૂદ્વીપે વળી;**
**ભરતૈરવતવિદેહે, ધર્માદિકરો નમું છું લળી. ૧**

**પુષ્કરવરદ્વીપાર્ધમાં, ધાતકી ખંડમાં અને જંબૂદ્વીપમાં ભરત—ઐરવત—વિદેહને વિષે ધર્મઆદિકરોને હું નમસ્કાર કરૂં છું. ૧**



આ ઉક્ત પ્રથમ ગાથાની સ્પષ્ટ વ્યાખ્યા કરે છે—

[2] व्याख्या--

पुष्कराणि—पद्मानि तैर्वरः, पुष्करवरश्चासौ द्वीपश्चेति समासः, तस्या —मानुषोत्तराचलार्वाग्भागवर्त्ति तस्मिन्,

तथा धातकीनां खण्डानि यस्मिन्स धातकीखण्डो द्वीपः तस्मिंश्च,

तथा जम्ब्वा उपलक्षितस्तत्प्रधानो वा द्वीपो जम्बूद्वीपः तस्मिंश्च,

एतेष्वर्द्धतृतीयेषु द्वीपेषु महत्तरक्षेत्रप्राधान्याङ्गीकरणतः पश्चानुपूर्व्योपन्यस्तेषु भरतैराव-तविदेहानि, प्राकृतशैल्या त्वेकवचननिर्देशः, द्वन्द्वैकवद्भावाद्वा भरतैरावतविदेह इत्यपि भवति,

तत्र धर्मादिकरान्नमस्यामि।

'दुर्गतिप्रसृतान् जीवानि' त्यादिश्लोकोक्तनिरुक्तो धर्म्म, स च द्विभेदः-श्रुतधर्म्म-श्चारित्रधर्म्मश्च। श्रुतधर्म्मेणेहाधिकारः, तस्य च भरतादिष्वादौ करणशीलास्तीर्थकरा एव।[301]

[2]અર્થ:—વ્યાખ્યા—

पुष्कराणि—પુષ્કરો, પદ્મો, तैः—તે વડે કરીને, वरः—વર, તે પુષ્કરવર. તે પુષ્કરવર અને દ્વીપ એમ સમાસ છે, तस्य अर्द्धं—તેનું અર્ધ,—માનુષોત્તર પર્વતના અર્વાગ્‌ભાગ-વર્ત્તી, તેમાં.

તથા—ધાતકીઓના ખંડો જેમાં છે તે धातकीखण्डः—ધાતકીખંડ, અને તેમાં,

તથા—જંબૂથી ઉપલક્ષિત વા તત્પ્રધાન દ્વીપ તે जंबूद्वीपः—જંબૂદ્વીપ, અને તેમાં,

આ મહત્તર ક્ષેત્રપ્રાધાન્યના અંગીકરણથી પશ્ચાનુપૂર્વીથી ઉપન્યસ્ત એવા અઢી દ્વીપોમાં, જે भरतैरावतविदेहानि ભરત-ઐરવત-વિદેહ,—પ્રાકૃત શૈલીથી એકવચનનિર્દેશ છે અથવા દ્વન્દ્વના એકવદ્‌ભાવથી भरतैरावतविदेहः—ભરત-ઐરાવત-વિદેહ એમ પણ હોય છે. ત્યાં धर्म्मादिकरान् नमस्यामि—ધર્મઆદિકરોને હું નમસ્કાર કરું છું. 'दुर्गति-प्रसृतान् जीवान्' ઇત્યાદિ શ્લોકોક્ત નિરુક્તવાળો ધર્મ, અને તે દ્વિભેદ છે—શ્રુતધર્મ અને ચારિત્રધર્મ. અહીં શ્રુતધર્મથી અધિકાર છે. અને તેના ભરતાદિમાં आदौ करणशीलाः—આદિમાં કરણશીલ તીર્થંકરો જ.[301]

## વિવેચન

"પુષ્કલાવઈ વિજયે હો કે, વિચરે તીરથપતિ,
પ્રભુ ચરણને સેવે કે સુર નર અસુરપતિ;
જસુ ગુણ પ્રગટચો હો કે સર્વ પ્રદેશમાં,
આતમ ગુણની હો કે પ્રગટી અનંત રમા."—શ્રી દેવચંદ્રજી

આમ 'સર્વ તીર્થંકરોની સ્તુતિ કહી,' હવે આ પુષ્કરવરદ્વીપાર્ધ એમ પ્રથમ પદ પરથી જેનું તેવું નામ પાડ્યું છે એવા આ સૂત્રમાં તે અર્હત્ ભગવંતોએ ઉપદેશેલા આગમની—આપ્ત વચનની સ્તુતિ કરવામાં આવી છે. કારણકે આ આગમ 'પ્રદીપસ્થાનીય' છે,—'प्रदीपस्थानीयं', પ્રકૃષ્ટ દીપકને સ્થાને છે, કે જેના વડે કરીને તે ભગવંતોનું અને તેઓએ કથેલા ભાવોનું સ્ફુટ સ્વરૂપ જાણવામાં આવે છે, એટલે અજ્ઞાન અંધકારભર્યા આ લોકમાં આ દીપક સમાન 'સમ્યક્ શ્રુત કીર્ત્તન અર્હે છે,' 'तत्प्रदीपस्थानीयं सम्यक्श्रुतमर्हति

પ્રદીપસ્થાનીય આગમ સ્તુત્ય

कीर्त्तनम्',—કીર્ત્તનને યોગ્ય છે એટલે જ કહ્યું–'પુષ્કરવરદ્વીપાર્ધમાં' ઇ. આ સૂત્ર.

અત્રે વધારે મોટું ક્ષેત્ર તેના પ્રધાનપણાથી પશ્ચાનુપૂર્વીથી–ઉલટા ક્રમે પુષ્કરવર-દ્વીપાર્ધ, ધાતકિખંડ ને જંબૂદ્વીપ એમ મૂકેલ છે. આ અઢી દ્વીપને વિષે ભરત, ઐરવત, વિદેહ એ ક્ષેત્રોમાં જે ધર્મના આદિકરો છે તેઓને હું નમસ્કાર કરૂં છું. શ્રુતધર્મ અને ચારિત્રધર્મ એ બે પ્રકારના ધર્મમાં અત્રે શ્રુતધર્મ વિવક્ષિત છે; તેના આદિમાં કરણશીલ –કરવાના સ્વભાવવાળા તીર્થંકરો જ છે. શેષ સુગમ છે.



શ્રુતજ્ઞાનની સ્તુતિ કરવાનો ઉપક્રમ છે, તો અત્રે તીર્થંકરોની સ્તુતિનો પ્રસંગ શો ? એ શંકાનો ઉત્તર આપે છે—

[३]आह—श्रुतज्ञानस्य स्तुतिः प्रस्तुता, कोऽवसरस्तीर्थकृतां? येनोच्यते धर्मादिकरान्नमस्यामीति।

उच्यते—श्रुतज्ञानस्य तत्प्रभवत्वात्, अन्यथा तदयोगात्, पितृभूतत्वेनावसर एषामिति।[३०२]

[३]અર્થ:—શંકા—શ્રુતજ્ઞાનની સ્તુતિ પ્રસ્તુત છે, તીર્થકૃતોનો અવસર શો ? જેથી કહેવામાં આવે છે 'ધર્માદિકરોને નમસ્કાર કરૂં છું' એમ

(સમાધાન) કહેવામાં આવે છે—શ્રુતજ્ઞાનના તત્પ્રભવપણાને (તેઓ થકી જન્મ-પણાને) લીધે, અન્યથા તેનો અયોગ છે માટે. પિતૃભૂતપણાએ કરીને એઓનો અવસર છે.[૩૦૨]

## વિવેચન

જય જિનવાણી ! જય ગુણ ખાણી !
વીર પિતાની વિનીત દુહિતા !
ભવ ભય ભીરુ ભૂત સુહિતા !—**પ્રજ્ઞાવબોધ મોક્ષમાળા** (સ્વરચિત)

અત્રે શંકા થવી સંભવે છે કે અત્રે 'શ્રુતજ્ઞાનની સ્તુતિ પ્રસ્તુત છે', તીર્થંકરોની સ્તુતિનો અવસર–પ્રસંગ ક્યાંથી ? તો પછી 'ધર્માદિકરોને નમસ્કાર કરૂં છું' એમ કેમ કહ્યું ?

એનું સમાધાન–'શ્રુતજ્ઞાનના તત્પ્રભવપણાને લીધે'–श्रुतज्ञानस्य तत्प्रभवत्वात्' —અર્થાત્ શ્રુતજ્ઞાન છે તે તીર્થંકરો થકી પ્રભવ–જન્મ પામ્યું છે, 'અન્યથા તેનો અયોગ છે માટે,' નહિં તો તે શ્રુતજ્ઞાનનો જોગ જ ન બને માટે, 'પિતૃભૂતપણાએ કરીને એઓનો અવસર છે', 'पितृभूतत्वेन अवसरः एषाम्।' તીર્થંકરો એ શ્રુતજ્ઞાનના જનક પિતા છે, એટલાં માટે એ તીર્થંકરોની સ્તુતિનો અત્ર પ્રસંગ પ્રસ્તુત જ છે.

"અહો ! તે સર્વોત્કૃષ્ટ શાંતરસમય સન્માર્ગ ! અહો ! તે સર્વોત્કૃષ્ટ શાંતરસપ્રધાન માર્ગના મૂળ સર્વજ્ઞ દેવ ! અહો ! તે સર્વોત્કૃષ્ટ શાંતરસ સુપ્રતીત કરાવ્યો એવા પરમ કૃપાળુ સદ્ગુરુ દેવ ! તમે આ વિશ્વમાં સર્વકાળ જયવંત વર્ત્તો ! જયવંત વર્ત્તો !"

—શ્રીમદ્ રાજચંદ્રજી



આ ઉપરથી સર્વથા અપૌરુષેય વચનનો નિરાસ કર્યો, એમ યુક્તિથી પ્રતિપાદન કરે છે—

[४]एतेन सर्वथा अपौरुषेयवचननिरासः। यथोक्तं--"असम्भव्यपौरुषेयं"। वान्ध्येयखर-विषाणतुल्यं अपुरुषकृतं वचनं विदुषामनुपन्यसनीयं विद्वत्समवाये, स्वरूपनिराकरणात्। तथाहि-उक्तिर्वचनम् उच्यत इति चेति पुरुषक्रियानुगतं रूपमस्य, एतत्क्रियाऽभावे कथं तद्भवितुमर्हति ।[३०३]

[૪]અર્થ:—આ ઉપરથી સર્વથા અપૌરુષેય વચનનો નિરાસ કર્યો. જેમ કહ્યું છે કે "અપૌરુષેય અસંભવિ" છે. વાન્ધ્યેય (વંધ્યાપુત્ર) ને ખરવિષાણ તુલ્ય એવું અપુરુષકૃત વચન વિદ્વાનોએ વિદ્વત્સમવાયમાં ઉપન્યાસ કરવા યોગ્ય નથી,—સ્વરૂપનિરાકરણને લીધે. તે આ પ્રકારે—उक्तिर्वचनं उच्यते इति च ઉક્તિ તે વચન અને ઉચ્ચરાય છે (તે વચન) એમ પુરુષ ક્રિયાઅનુગત આનું રૂપ છે, આ ક્રિયાના અભાવે તે કેમ હોવું યોગ્ય છે?[૩૦૩]

## વિવેચન

"धर्माधर्मौ विना नाङ्गं विनाङ्गेन मुखं कुतः।
मुखाद्विना न वक्तृत्वं तच्छास्तारः परे कथम्?॥" શ્રી હેમચંદ્રાચાર્યજી.

અને 'આ ઉપરથી સર્વથા અપૌરુષેય વચનનો નિરાસ કર્યો', આ—ધર્મના આદિકરપણા ઉપરથી સર્વથા અર્થરૂપ જ્ઞાનરૂપ વા શબ્દરૂપ એમ વચનના સર્વ પ્રકાશનપ્રકારથી અપૌરુષેય વચનનું નિરાકરણ કર્યું, અર્થાત્ વચન પુરુષપ્રયત્નજન્ય નથી, પુરુષકૃત નથી એ માન્યતાનું નિરસન કર્યું. આનું સમર્થન કરતું **ધર્મસાર** પ્રકરણનું વચન અત્ર ટાંક્યું છે—"असम्भवि अपौरुषेयं" "અપૌરુષેય અસંભવિ" છે, અપુરુષકૃત વચન સંભવતું નથી.

આનું જ વિવરણ કરતાં લલિતવિસ્તરાકાર આચાર્યજી વદે છે—'वान्ध्येयखर-विषाणतुल्यं अपुरुषकृतवचनं।' ઇ૦ 'વાન્ધ્યેય (વંધ્યાપુત્ર) ને ખરવિષાણ તુલ્ય એવું'

---

**पञ्जिका**—**एतेन** ઇત્યાદિ. **एतेन**—આ વડે, ધર્માદિકરત્વના જ્ઞાપન વડે, **सर्वथा**—अर्थ-ज्ञान-શબ્દરૂપ પ્રકાશનપ્રકારના કાર્ત્સ્ન્યથી, **अपौरुषेयवचननिरासः**—પુરુષકૃત વચન નથી એમ એનો નિરાસ કરવામાં આવ્યો છે એમ સમજાય છે. વચનાન્તરથી પણ આને સમર્થિત કરવા કહ્યું:—**यथोक्तं**—જેમ કહ્યું છે,—ધર્મસાર પ્રકરણમાં વચન-પરીક્ષામાં, **असम्भवि**—નથી સંભવતું એમ અર્થ છે, **अपौरुषेयं**—અપુરુષકૃત, વચન એમ પ્રક્રમથી સમજાય છે. એ જ વૃત્તિકાર વ્યાખ્યા કરે છે—

**वान्ध्येयखरविषाणतुल्यं**—અસત્ એમ અર્થ છે, **अपुरुषकृतं वचनं**—અપુરુષકૃત વચન. તેથી શું? તે માટે કહ્યું—**विदुषां**—સુધીઓને, **अनुपन्यसनीयं**—પક્ષતાથી અવ્યવહરણીય છે, **विद्वत्समवाये**—સભ્ય પરિષદ્માં. કયા કારણથી? તે માટે કહ્યું—**स्वरूपनिराकरणात्**—સ્વરૂપનિરાકરણને લીધે. અપૌરુષેયત્વ સાધ્યના ધર્મિસ્વરૂપે વચનપણે પ્રતિષેધને લીધે. આની જ ભાવના કહી. **तथा** ઇત્યાદિથી, **कथं तद्भवितुमर्हति** એ પર્યંતથી. અને આ સુગમ છે. પ્રયોગ:—જે ઉપન્યસ્ત કરાતાં સ્વવચનથી પણ બાધિત થાય છે, તે વિદ્વાને વિદ્વત્સભામાં ઉપન્યસનીય નથી. જેમ—મ્હારી માતા વંધ્યા છે, મ્હારો પિતા કુમારબ્રહ્મચારી છે. અને તથાપ્રકારનું અપૌરુષેય વચન છે.

અપૌરુષેય વચન વદતોવ્યાઘાતરૂપ

અપુરુષકૃત વચન વિદ્વાનોએ વિદ્વતસમવાયમાં ઉપન્યાસ કરવા યોગ્ય નથી;' વંધ્યાપુત્ર ને ગધેડાના શીંગડાનું અસ્તિત્વ જ છે નહિં, એટલે વાંઝણીના પુત્ર ને ગધેડાના શીંગડા જેવું જે અસત્ ને અસંભવિત છે એવું 'અપુરુષકૃત વચન' છે એમ બુદ્ધિમાન્ વિદ્વાનોએ વિદ્વત્સભામાં રજૂ કરવા યોગ્ય નથી; કારણ કે 'સ્વરૂપ-નિરાકરણને લીધે' અપૌરુષેયપણારૂપ સાધ્ય વચનપણાથી જ વિરોધ પામે છે. જેમ વાંઝણી છે તો પુત્ર ક્યાંથી? ને પુત્ર છે તો વાંઝણી ક્યાંથી? એટલે વાંઝણીનો પુત્ર એમ કહેવું તે પોતાના સ્વરૂપથી જ નિરાકરણ પામે છે. અથવા ગધેડો છે તો શીંગડા ક્યાંથી? ને શીંગડા છે તો ગધેડો ક્યાંથી? એટલે ગધેડાના શીંગડાં છે એમ કહેવું તે પોતાના સ્વરૂપથી જ નિરાકરણ પામે છે. તેમ અપૌરુષેય છે તો વચન ક્યાંથી? ને વચન છે તો અપૌરુષેય ક્યાંથી? એટલે અપૌરુષેય વચન છે એવી દરખાસ્ત મૂકવી તે પોતાના સ્વરૂપથી જ નિરાકરણ પામે છે, 'મ્હારા મોઢામાં જીભ નથી' એમ વદતોવ્યાઘાતરૂપ થાય છે. એટલે એવી વાત મૂકવી તે વિદ્વત્પરિષદ્‌માં પોતાને હાસ્યાસ્પદ સ્થિતિમાં મૂકવારૂપ થાય છે, એટલે કયો વિદ્વાન્ એમ કરે?

ઉક્તિરૂપ વચનનો પુરુષક્રિયા વિના અસંભવ

તે સ્વરૂપનિરાકરણ આ પ્રકારે—'उक्तिर्वचनं उच्यत इति च'—'ઉક્તિ તે વચન અને ઉચ્ચરાય તે વચન' એમ પુરુષક્રિયાઅનુગત આનું રૂપ છે,—'पुरुषक्रियानुगतं रूपमस्य'—'આ ક્રિયાના અભાવે તે કેમ હોવા યોગ્ય છે?' અર્થાત્ ઉક્તિ-બોલવામાં આવે-ઉચ્ચારવામાં આવે તે વચન કહેવાય છે; અને આ વચનનું સ્વરૂપ પણ પુરુષની હોઠ-તાલુ-જીભ આદિની ક્રિયાને અનુગત-અનુસરતું છે, અર્થાત્ પુરુષની તે તે ઉચ્ચારણક્રિયા હોય તો જ વચન પોતાના સ્વરૂપને પામે છે, તો જ વચનનો સ્વરૂપસંભવ હોય છે, નહિં તો આ ક્રિયા ન હોય તો તે વચનનો ઉદ્‌ભવ જ ન સંભવે. માટે 'મ્હારી માતા વાંઝણી છે, અથવા મ્હારો પિતા કુમાર બ્રહ્મચારી (બાળકુંવારો) છે', તેની જેમ વચન અપૌરુષેય છે એમ કહેવું તે પોતાના વચનથી જ બાધિત થાય છે, એટલે આવું મૂર્ખાઈભર્યું વચન વિદ્વાને વિદ્વજ્જનોની સભામાં મૂકવા યોગ્ય નથી જ એમ સિદ્ધ થયું.



આ અપૌરુષેય વચન પુરુષવ્યાપાર વિના કેવલ આપોઆપ ધ્વનિ કરતું ક્યાંય જોવામાં આવતું નથી, ઇ. યુક્તિથી અપૌરુષેય વચનકલ્પનાનું અસારપણું ખુલ્લું કરે છે—

[૬] न चैतत्केवलं क्वचिद् ध्वनदुपलभ्यते, उपलब्धावप्यदृश्यवक्त्राशङ्कासम्भवात्, तन्निवृत्त्युपायाभावात्, अतीन्द्रियार्थदर्शिसिद्धेः, अन्यथा तदयोगात्, पुनस्तत्कल्पनावैयर्थ्यादसारमेतदिति ।२०४

[૫] અર્થ:—અને આ (અપૌરુષેય વચન) કેવલ ક્વચિત્ ધ્વનિ કરતું ઉપલબ્ધ થતું નથી. ઉપલબ્ધિ સતે પણ અદૃશ્ય વક્તાની આશંકાના સંભવને લીધે, તેના (આશંકાના)

નિવૃત્તિઉપાયના અભાવને લીધે, અતીન્દ્રિયઅર્થદર્શીની સિદ્ધિને લીધે, અન્યથા તેના અયોગને લીધે, પુનઃ તેની કલ્પનાના વૈયર્થ્યને લીધે,—આ અસાર છે.[૩૦૪]



## વિવેચન

"નિર્મળ તુજ મુખ વાણી રે જે શ્રવણે સુણે,
તેહી જ ગુણમણિ ખાણી રે....કુંથુ જિનેસરૂ !"—શ્રી દેવચંદ્રજી

હવે વળી કહેશે—પુરુષ વિના આપોઆપ આ વચન કેમ ન ઊઠે ? તે માટે કહ્યું—'આ કેવલ ક્વચિત્ ધ્વનિ કરતું ઉપલબ્ધ થતું નથી 'न चैतत्केवलं क्वचिद् ध्वनदुपलभ्यते'

**આપોઆપ અવાજ કરતાં વચનની અનુપલબ્ધિ**

આ તમે અપૌરુષેય એવું જે વેદવચન માનો છો, તે પુરુષ-વ્યાપાર વિના કેવલ—આપોઆપ જ ક્યંય ધ્વનિ કરતું—અવાજ કરતું ઉપલબ્ધ થતું નથી, સંભળાતું નથી. અને ક્યાંક કદાચ કંઈક ઉપલબ્ધ થાય જ છે એમ જો કહો તો 'ઉપલબ્ધિ સતે પણ અદશ્ય વક્તાની આશંકાના સંભવને લીધે આ અસાર છે;' ક્વચિત્ તેવા ધ્વનિ કરતા

---

पञ्जिका—અભ્યુચ્ચય કહ્યો—न च—ન જ, एतद्—આ, અપૌરુષેયનાદી અભ્યુપગત વેદવચન, केवलं—કેવલ, પુરુષવ્યાપાર રહિત, क्वचिद्—આકાશાદિમાં, ध्वनत्—ધ્વનિ કરતું, શબ્દાયમાન, उपलभ्यमानं—ઉપલબ્ધ થતું, સંભળાતું. ક્વચિત્ કદાચિત્ કિંચિત્ ઉપલબ્ધ થાય જ છે એમ જો કહો તો તે માટે કહ્યું—

उपलब्धावपि—ઉપલબ્ધિમાં પણ, શ્રવણે પણ,—ક્વચિત્ ધ્વનત્ શબ્દના, अदृश्यवक्त्राशङ्कासम्भवात्—अदृश्यस्य—અદશ્ય એવા પિશાચાદિ, वक्तुः—વક્તાની, आशङ्कासम्भवात्—આશંકાના સંભવને લીધે, તેનાથી ભાષિત હોય એવા સંશયભાવ થકી एतदसारं આ અસાર છે એમ સંબધિત થાય છે. કયા કારણથી ? તે માટે કહ્યું—तन्निवृत्त्युपायाभावात्—અદશ્ય વક્તાની આશંકાની નિવૃત્તિના ઉપાયઅભાવને લીધે. એવો કોઈ હેતુ છે જ નહિં કે જેથી તે આશંકા નિવર્તાવી શકાય. એ પણ કયા કારણથી ? તે માટે કહ્યું—

अतीन्द्रियार्थदर्शिसिद्धेः—અતીન્દ્રિયઅર્થદર્શીની સિદ્ધિને લીધે. अतीन्द्रियं—અતીન્દ્રિય એવા પિશાચાદિક, अर्थं—અર્થને द्रष्टुं शीलः पुरुष एव—દેખવાના શીલવાળો પુરુષ જ તેની નિવૃત્તિનો ઉપાય છે,—તે થકી જ આ પિશાચાદિથી પ્રભવવાળું વા સ્વત એવ ધ્વનિ કરતું ઉપલબ્ધ થાય છે, એવા નિશ્ચયના સદ્ભાવને લીધે. વ્યતિરેક કહ્યો:—अन्यथा—નહિં તો, અતીન્દ્રિયાર્થદર્શી વિના, तदयोगात्—અદશ્ય વક્તાની આશંકાની નિવૃત્તિના અયોગને લીધે. વારુ, જો અતીન્દ્રિયઅર્થદર્શી સિદ્ધ થાય છે, તો તેથી શી ક્ષતિ છે ? તે માટે કહ્યું:—पुनः तत्कल्पनावैयर्थ्यात्—અતીન્દ્રિયાર્થદર્શીને માન્ય કરી पुनः—ફરી અપૌરુષેય વચનકલ્પનાના વૈયર્થ્યને લીધે. કારણ કે તે અતીન્દ્રિયાર્થદર્શીને નહિં માનનારાઓને જ સફલ છે. જેમ કહ્યું છે કે—

"अतीन्द्रियाणामर्थानां, साक्षाद्द्रष्टा न विद्यते ।
वचनेन हि नित्येन, यः पश्यति स पश्यति ॥"

(અર્થાત્) અતીન્દ્રિય અર્થોનો સાક્ષાદ્ દ્રષ્ટા છે નહિં; નિત્ય વચનથી જ જે દેખે છે તે દેખે છે.
असारं—અસાર, પરિફલ્ગુ, નિષ્ફળ, एतद्—આ, વચન અપૌરુષેય છે એ.

શબ્દની ઉપલબ્ધિ–શ્રવણરૂપ અનુભવ થતો હોય, તોપણ ત્યાં કોઈ અદૃશ્ય એવા પિશાચાદિ વક્તાની આશંકાનો સંભવ હોય છે, એટલે આ અપૌરુષેય વચન અસાર છે (એમ સંબંધ છે).

એમ શાને લીધે? 'તેના (આશંકાના) નિવૃત્તિઉપાયના અભાવને લીધે,' તે અદૃશ્ય વક્તાની આશંકાની નિવૃત્તિના ઉપાયના અભાવને લીધે; અર્થાત્ એવો કોઈ હેતુરૂપ ઉપાય છે નહિં કે જે વડે તે અદૃશ્ય વક્તાની આશંકા દૂર કરી શકાય. એમ પણ શાને લીધે? 'અતીન્દ્રિયઅર્થદર્શીની સિદ્ધિને લીધે;' અર્થાત્ એમ જો કહો કે તે પિશાચાદિને દેખનારને તે આશંકા દૂર થવાનો ઉપાય છે, તો અતીન્દ્રિય એવા પિશાચાદિકને દેખનારની સિદ્ધિ થશે. કારણ કે તેવા અતીન્દ્રિયઅર્થદર્શીને જ આ વચન પિશાચાદિથી ઉદ્ભવ પામ્યું છે કે આપોઆપ જ ધ્વનિ કરી રહ્યું છે તે ઉપલબ્ધ થાય છે, એમ નિશ્ચય છે. 'અન્યથા તેના અયોગને લીધે,' નહિં તો અતીન્દ્રિય અર્થદર્શી વિના અદૃશ્ય વક્તાની આશંકાની નિવૃત્તિ ઘટતી નથી.

ત્યારે વાદી કહેશે–વારુ, ભલે અતીન્દ્રિયાર્થદર્શી સિદ્ધ થતો હોય, તો તેમાં શી ક્ષતિ–હાનિ છે? તે માટે કહ્યું—'પુનઃ તેની કલ્પનાના વૈયર્થ્યને લીધે આ અસાર છે.'

**અતીન્દ્રિયાર્થદર્શી-સિદ્ધિથી અપૌરુષેય વચનકલ્પના વ્યર્થ**

અર્થાત્ અતીન્દ્રિયાર્થદર્શીને માન્ય કરી પુનઃ જો તમે અપૌરુષેય વચનની કલ્પના કરશો તો તેનું વ્યર્થપણું–નિષ્ફળપણું જ છે; કારણ કે તે કલ્પના અતીન્દ્રિયાર્થદર્શીને નહિં માનનારાને જ સાર્થક–સફળ છે. તમારું જ વચન છે કે–"અતીન્દ્રિય અર્થોનો સાક્ષાત્ દૃષ્ટા છે નહિં; નિત્ય એવા વચનથી જ જે દેખે છે તે દેખે છે." એટલે અતીન્દ્રિયાર્થદર્શીનો સ્વીકાર કરતાં તમારી અપૌરુષેય વચનની કલ્પના વ્યર્થ–નિષ્ફળ–નકામી થઈ પડશે. એટલે આમ દર્શાવેલી સંકલનાબદ્ધ યુક્તિપરંપરાથી સિદ્ધ થયું કે તમે જે વેદવચન અપૌરુષેય માનો છો તે અસાર છે, તે વાતમાં કાંઈ માલ નથી.



એટલે અપૌરુષેયવાદી વળતી દલીલ કરશે—એમ તો અર્હત્પણું વચનપૂર્વક છે એ તમારા આગમવચનથી તમારું વચન પણ અપૌરુષેય જ છે, કારણ કે અર્હત્નું અનાદિપણું સતે વચનના અનાદિપણાને લીધે અપૌરુષેયપણાની સિદ્ધિ થશે, અને એકનું અવચનપૂર્વકપણું કહેશો તો અનાદિશુદ્ધવાદની આપત્તિ થશે, ઇ. પ્રકારે અપૌરુષેયવાદી પૂર્વપક્ષ કરે છે—

[૬]स्यादेतत्, भवतोऽपि तत्त्वतोऽपौरुषेयमेव वचनं, सर्वस्य सर्वदर्शिनस्तत्पूर्वकत्वात्, "तप्पुव्विया अरहया" इति वचनात्, तदनादित्वेऽपि तदनादित्वतस्तथात्वसिद्धेः। अवचनपूर्वकत्वं चैकस्य, तदपि तन्त्रविरोधि, न्यायतोऽनादिशुद्धवादापत्तेरिति ।[२०९]

[૬]અર્થ:—શંકા–એ ભલે હો, તમારું પણ તત્ત્વથી અપૌરુષેય જ વચન છે,–સર્વ સર્વદર્શીનું તત્પૂર્વકપણું છે માટે,–"તત્પૂર્વિકા અર્હત્તા" છે એ વચનથી; તદ્ (અર્હતના)

## વિવેચન

જિનવદન હિમાદ્રિ ઉદ્‌ભવ સ્થાન જેનું,
ગણધર હર શીર્ષે ઊર્ધ્વ ઉત્થાન જેનું;
સુરસ સલિલ પૂર્ણા સેવ્ય સુરો નરોને,
ભગવતી શ્રુતગંગા રક્ષજો તે અમોને!—યોગદૃષ્ટિકળશ (સ્વરચિત)

આમ ઉપરમાં અપૌરુષેયવાદીએ જે પૂર્વ પક્ષ કર્યો, તેનો ઉત્તર પક્ષ કરતાં—રદીઓ આપતાં કહ્યું—'એમ નથી, અનાદિપણામાં પણ પુરુષવ્યાપારના અભાવે વચનની અનુપપત્તિથી તથાત્વની અસિદ્ધિ છે માટે.' અર્થાત્ અહો મહાનુભાવ! તમે કહ્યું તેમ અમારૂં વચન પણ તત્ત્વથી અપૌરુષેય જ છે એમ નથી. કારણકે વચનના અનાદિપણામાં પણ પુરુષના તાલુ-હોઠ-જીભ-કંઠ આદિ ઉચ્ચારણક્રિયારૂપ વ્યાપાર ન હોય તો વચનનું હોવાપણું પણ ઘટતું નથી, એટલે તથાપ્રકારે અપૌરુષેયપણાની સિદ્ધિ થતી નથી. 'અને કોઈનું અવચનપૂર્વકપણું નથી, તેના આદિપણાથી તેના અનાદિપણાનો વિરોધ છે માટે.' અર્થાત્ તમે કહો છો તેવું કોઈ પણ ભગવંતનું અવચનપૂર્વકપણું નથી, પરંતુ વચનપૂર્વકપણું જ છે. કારણકે જો અવચનપૂર્વકપણું હોય તો તે ભગવંતનું આદિમંતપણું થયું, એટલે તેના અનાદિપણાનો વિરોધ આવે છે; તેમ જ તે વચનનું પણ ભગવત્‌પૂર્વકપણાને લીધે આદિમંતપણું થયું, એટલે તેના અનાદિપણાને પણ વિરોધ આવે છે. આમ વચનને આદિ—પ્હેલાં માનશો, તો ભગવંત અનાદિ કેમ? ને ભગવંતને આદિ—પ્હેલાં માનશો તો વચન અનાદિ કેમ? એમ વિરોધ આવે છે. પણ વચનને અને ભગવંતને બન્નેને જો અનાદિ માનવામાં આવશે તો આ વિરોધ આવશે નહિં.

**પુરુષવ્યાપારઅભાવે વચનની અનુપપત્તિ**

એટલે ભગવંત અને વચન બન્ને અનાદિ જ સિદ્ધ છે. 'वीजाङ्कुरवदेतत्'—'આ બીજ-અંકુરવત્ છે.' બીજમાંથી અંકુર ને અંકુરમાંથી બીજ એ પરંપરા જેમ ચાલ્યા જ કરે છે, ને તેમાં બીજ પ્હેલું કે અંકુર પ્હેલો એ કહેવું અશક્ય છે, તેમ વચન થકી ભગવંત ને ભગવંત થકી વચન એ અનાદિ પરંપરા સંતતિ ચાલ્યા જ કરે છે, ને તેમાં વચન પ્હેલું કે ભગવંત પ્હેલા એ કહેવું અશક્ય છે. ઈંડામાંથી મરઘી કે મરઘીમાંથી ઈંડું ઇત્યાદિ દૃષ્ટાંત પણ અત્ર ઘટે છે.

**બીજ-અંકુરવત્ અર્હંત-વચન અનાદિસિદ્ધ**

અને 'તેથી કરીને પ્રવાહથી અનાદિપણામાં પણ સર્વજ્ઞના અભૂતભવનવત્ અખિલ વચનનું વક્તૃવ્યાપારપૂર્વકપણું જ છે.' આ બીજ-અંકુરના દૃષ્ટાંત પરથી પ્રવાહથી-પરંપરાથી વચનના અનાદિપણામાં પણ ઋષભાદિ સર્વજ્ઞ જે પૂર્વે અભૂત હતા—થયા ન્હોતા, તેનું ભવન—હોવાપણું જેમ વચન થકી હોય છે; તેમ લૌકિક-અલૌકિક ભેદથી ભિન્ન એવા સર્વ વચનનું હોવાપણું પણ વક્તાના વ્યાપારપૂર્વક જ હોય છે. અર્થાત્ વેદવચન કે અન્ય

**સર્વ વચનનું વક્તૃવ્યાપાર-પૂર્વકપણું જ**

કોઈ પણ વચન અપૌરુષેય નથી, પૌરુષેય જ છે, એ સિદ્ધાંત સ્થાપિત થયો.

"વિનુ આધે આધા નહીં રે, બિન આધેય આધાર,
મુરગી બિન ઇંડા નહીં પ્યારે, યા બિન મુરગકી નાર.
ભુરટા બીજ વિના નહીં રે, બીજ ન ભુરટા ટાર;
નિસિ બિન દિવસ ઘટે નહીં પ્યારે, દિન બિન નિસિ નિરધાર.
વિચારી કહા વિચારે રે, તેરો આગમ અગમ અથાહ."—**આનંદઘનપદ**

કોઈ સર્વજ્ઞ અવચનપૂર્વક જ હશે એવી અપૌરુષેયવાદીની દલીલનો પુનઃ બીજાંકુરવત્ ન્યાયથી રદીઓ આપી, વચનના અર્થ-જ્ઞાન-શબ્દરૂપપણાને લીધે કોઈના અવચનપૂર્વકપણામાં પણ દોષ નથી, એ **મરુદેવી** માતાજી (આદિના દૃષ્ટાંતથી) સિદ્ધ કરે છે—

'नन्वेवं सर्वज्ञ एवास्य वक्ता सदा नान्यः, तदसाधुत्वप्रसङ्गादिति। सोऽवचनपूर्वक **एव कश्चिन्नीतितः**।

**ननु बीजाङ्कुरवत् इत्यनेन प्रत्युक्तं, परिभावनीयं तु यत्नतः।**

**तथाऽर्थज्ञानशब्दरूपत्वादधिकृतवचनस्य शब्दवचनापेक्षया नावचनपूर्वकत्वेऽपि कस्यचिद्दोषः, मरुदेव्यादीनां तथाश्रवणात्, वचनार्थप्रतिपत्तित एव तेषामपि तथात्वसिद्धेस्तत्त्वतस्तत्पूर्वकत्वमिति।**

**भवति च विशिष्टक्षयोपशमादितो मार्गानुसारिबुद्धेर्वचनमन्तरेणापि तदर्थप्रतिपत्तिः, क्वचित्तथादर्शनात्, संवादसिद्धेः।**[૩૦૭]

---

**पञ्जिका—ननु**—વારુ, પરના અક્ષમામાં, **एवं**—એમ, પૌરુષેયત્વમાં, **सर्वज्ञ एव**—સર્વજ્ઞ જ, **अस्य**—આનો, વચનનો, **वक्ता**—વક્તા, **सदा**—સર્વકાલ, **नान्यः**—તેનાથી વ્યતિરિક્ત એવો અન્ય નહિ. કયા કારણથી? તે માટે કહ્યું—**तस्य**—તેના; વચનના, **असाधुत्वप्रसङ्गात्**—અસાધુત્વપ્રસંગને લીધે, અપ્રામાણ્યપ્રાપ્તિને લીધે. વક્તૃપ્રામાણ્યથી જ વચનપ્રામાણ્ય એ હેતુને લીધે. **सः**—તે, સર્વજ્ઞ, **अवचनपूर्वक एव कश्चित्**—અવચનપૂર્વક જ કોઈ, ચિરકાલાતીત, **नीतितः**—નીતિથી, અન્યથા અપૌરુષેય વચન હોય એમ નીતિ આશ્રીને અભ્યુપગમ કરવો યોગ્ય છે એમ સમજાય છે.

અત્રે ઉત્તર—**ननु**—વારુ, વિતર્ક કર—**बीजाङ्कुरवत्**—બીજાંકુરની જેમ એ ગ્રંથથી, **प्रत्युक्तं**—પ્રત્યુક્ત, આ નિરાકૃત છે, એ **परिभावनीयं तु यत्नतः**—યત્નથી પરિભાવનીય છે,—તે સમ્યક્ પરિભાવિત સતે પુનઃ આમ ઉપન્યાસના અયોગને લીધે. અને જૈનોનો કવચિત્ એકાન્ત નથી એમ પણ પ્રતિપાદન કરતાં કહ્યું—

**तथा**—તથા, એ પક્ષાન્તરના સમુચ્ચયમાં, **अर्थज्ञानशब्दरूपत्वात्**—અર્થ-જ્ઞાન-શબ્દરૂપપણાને લીધે; **अर्थः**—અર્થ, સામાયિક પરિણામ આદિ, **ज्ञानं**—તદ્‌ગત જ પ્રતીતિ, **शब्दः**—શબ્દ, વાચક ધ્વનિ, **तद्रूपत्वात्**—તદ્રૂપપણાને લીધે, તત્સ્વભાવપણાને લીધે, **अधिकृतवचनस्य**—અધિકૃત વચનના, પ્રકૃત આગમના, તેથી. **शब्दवचनापेक्षया**—શબ્દરૂપ વચનને અપેક્ષીને, **न**—ન જ, **अवचनपूर्वकत्वेऽपि**—અવચનપૂર્વકપણામાં પણ, **कस्यचित्**—કોઈ સર્વદર્શીના, **दोषः**—દોષ, અનાદિશુદ્ધવાદ આપત્તિલક્ષણ દોષ. સમર્થક કહ્યું—

અનાદિત્વમાં પણ તદ્ (વચનના) અનાદિત્વથકી તથાત્વની સિદ્ધિ છે માટે. અને એકનું અવચનપૂર્વકપણું, તે પણ તન્ત્રવિરોધિ છે,—ન્યાયથી અનાદિશુદ્ધવાદની આપત્તિ થાય માટે.[૩૦૫]

## વિવેચન

"વિચારી કહા વિચારે રે, તેરો આગમ અગમ અથાહ."—શ્રી આનંદઘનજી

એટલે અપૌરુષેયવાદી શંકા ઊઠાવશે-'એ ભલે હો, તમારૂં પણ તત્ત્વથી અપૌરુષેય જ વચન છે-સર્વ સર્વદર્શીનું તત્પૂર્વકપણું છે માટે,—'तप्पुव्विया अरहया' તત્પૂર્વિકા અર્હંત્તા છે એ વચનથી.' અર્થાત્ અમારૂં તો શું પણ તમારૂં-પૌરુષેયવાદીનું વચન પણ તત્ત્વથી-ઐદંપર્યશુદ્ધિથી અપૌરુષેય જ છે. કારણ કે ઋષભાદિ સર્વ સર્વદર્શી સર્વજ્ઞનું તત્પૂર્વકપણું-વચનપૂર્વકપણું છે માટે. જુઓ, તમારૂં જ વચન છે કે અર્હંત્તા તત્પૂર્વિકા-વચનપૂર્વિકા છે.

**તમારૂં વચન પણ અપૌરુષેય**

હવે જો એમ કહો કે અર્હંતૂસંતાન તો અનાદિ છે તો પૌરુષેય વચન કેમ નથી? તો 'તદ્અનાદિત્વમાં પણ તદ્અનાદિત્વ થકી તથાત્વની સિદ્ધિ છે માટે.' તે અર્હંતોના અનાદિપણામાં પણ તે વચનના અનાદિપણા થકી તથાત્વની—તથાપ્રકારના અપૌરુષેયપણાની સિદ્ધિ થશે. અને અપૌરુષેય વચન નહિં માનો તો 'એકનું અવચનપૂર્વકપણું તે પણ

---

पञ्जिका—स्यादेतत्—આ ભલે હો, (એમ) પરંતુ વક્તવ્ય છે. भवतोऽपि—તમારૂં પણ, પૌરુષેયવચનવાદીનું, तत्त्वतः—તત્ત્વથી, પરમાર્થથી,—નહિં કે કેવલ મ્હારૂં, तत्त्वतः—ઐદંપર્યશુદ્ધિથી અપૌરુષેય જ વચન છે, પૌરુષેય પણ નથી. અત્ર હેતુ કહ્યો—सर्वस्य—સર્વના, ઋષભાદિના, सर्वदर्शिनः—સર્વદર્શીના, સર્વજ્ઞના, तत्पूर्वकत्वात्—તત્પૂર્વકપણાને લીધે, વચનપૂર્વકપણાને લીધે. આ પણ કયા કારણથી? તે માટે કહ્યું—तप्पुव्विया—તત્પૂર્વિકા, વચનપૂર્વિકા, अरहया—અર્હંત્તા છે, એ વચનથી. હવે એમ (શંકા) થાય કે અર્હંતૂસંતાન અનાદિ છે, તેથી પૌરુષેય વચન કેમ નથી! એમ આશંકીને કહ્યું—

तदनादित्वेऽपि तेषां—તેઓના અર્હંતોના, अनादित्वेऽपि—અનાદિપણામાં પણ, तदनादित्वतः—तस्य-તેના, વચનના અનાદિભાવ થકી, तथात्वसिद्धेः—તથાત્વની સિદ્ધિને લીધે, અપૌરુષેયત્વની સિદ્ધિને લીધે. આનો જ વિપર્યયબાધક-પક્ષાન્તર કહ્યો—अवचनपूर्वकत्वं चैकस्य—અને એકનું અવચનપૂર્વકપણું. જો અપૌરુષેય વચન માનવામાં નથી આવતું, તો અવચનપૂર્વ કોઈ એક આદિમાં વચનપ્રવર્તક અર્હંતનો અભ્યુપગમ કરવો પડશે એમ ભાવ છે. એમ પણ ત્યારે ભલે હો, એમ આશંકીને પરે જ કહ્યું—तदपि—તે પણ, અવચનપૂર્વકપણું, तन्त्रविरोधि—'सम्यग्दर्शनज्ञानचारित्राणि मोक्षमार्गः' સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્ર તે મોક્ષમાર્ગ એમ આગમવિરોધિ છે. કયા કારણથી? તે માટે કહ્યું—न्यायतः—ન્યાયથી, 'सदकारणवन्नित्यं' અકારણવંત સત્ તે નિત્ય છે એમ નિત્યલક્ષણ ન્યાયથી, अनादिशुद्धः—અનાદિશુદ્ધ, પરપરિકલ્પિત સદાશિવ આદિવત્ કોઈ અર્હત્ છે એવા वादप्रसङ्गात्—વાદપ્રસંગને લીધે. इति—એ પરવક્તવ્યતાની સમાપ્તિ અર્થે છે.

તન્ત્રવિરોધિ છે,' અર્થાત્ આદિમાં અવચનપૂર્વ એવો કોઈ એક વચનપ્રવર્ત્તક અર્હત્ માનવો પડશે, તે પણ તન્ત્રવિરોધિ છે, 'સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્ર તે મોક્ષમાર્ગ' એ આગમને વિરોધિ છે. શા માટે? 'ન્યાયથી અનાદિશુદ્ધવાદની આપત્તિ થાય માટે.' અર્થાત્ અકારણવંત સત્ નિત્ય હોય છે એમ નિત્યલક્ષણ ન્યાયથી અનાદિશુદ્ધ એવો અન્યદર્શનીઓએ કલ્પેલ સદાશિવ આદિ જેવો કોઈ અર્હત્ છે એવા વાદનો પ્રસંગ પ્રાપ્ત થશે. આમ અપૌરુષેયવાદીએ પૂર્વપક્ષ કર્યો.



અનાદિપણામાં પણ પુરુષવ્યાપાર વિના વચનના અઘટમાનપણાથી અપૌરુષેય વચનની સિદ્ધિ નહિં થાય, અને બીજાંકુર ન્યાયથી કોઈનું અવચનપૂર્વકપણું નથી, ઇ. પ્રકારે અપૌરુષેયવાદીની પ્રત્યેક દલીલનો રદીઓ આપી ઉત્તરપક્ષ કરે છે—

[७]न, अनादित्वेऽपि पुरुषव्यापाराभावे वचनानुपपत्त्या तथात्वासिद्धेः। न चावचनपूर्वकत्वं कस्यचित्, तदादित्वेन तदनादित्वविरोधादिति। बीजाङ्कुरवदेतत्, ततश्चानादित्वेऽपि प्रवाहतः सर्वज्ञाभूतभवनवद्वक्तृव्यापारपूर्वकत्वमेवाखिलवचनस्येति।[३०६]

[७]અર્થ:-(સમાધાન)—એમ નથી,—અનાદિપણામાં પણ પુરુષવ્યાપારના અભાવે વચનની અનુપપત્તિથી તથાત્વની અસિદ્ધિ છે માટે. અને કોઇનું અવચનપૂર્વકપણું નથી, તેના (વચનના) આદિપણાથી તેના (ભગવતના) અનાદિપણાનો વિરોધ છે માટે. આ બીજ-અંકુરવત્ છે. અને તેથી કરીને પ્રવાહથી અનાદિપણામાં પણ સર્વજ્ઞના અભૂતભવનવત્ અખિલ વચનનું વક્તૃવ્યાપારપૂર્વકપણું જ છે.[૩૦૬]

---

पञ्जिका—(એમ) પર પક્ષ આશંકીને ઉત્તર કહ્યો:—न—ન જ, આ પરોક્ત. અત્રે હેતુ કહ્યો—अनादित्वेऽपि—અનાદિપણામાં પણ, વચનના અવિદ્યમાન આદિભાવે પણ, पुरुषव्यापाराभावे—વચનપ્રવર્તકના તાલુઆદિ વ્યાપારના અભાવે वचनानुपपत्त्या—વચનની અનુપપત્તિથી, ઉક્ત નિરુક્તવાળા વચનના અયોગથી, तत्तथात्वासिद्धेः—તેના તથાત્વની (અપૌરુષેયપણાની) અસિદ્ધિને લીધે. પક્ષાન્તરને નિરસ્ત કરતાં કહ્યું—

न च—ન જ, अवचनपूर्वकत्वं—પરોપન્યસ્ત એવું અવચનપૂર્વકપણું, कस्यचित्—કોઈનું, ભગવંતનું. કયા કારણથી? તે માટે કહ્યું—तदादित्वेन—તદ્ આદિત્વથી, વચનપૂર્વકપણાથી, तदनादित्वविरोधात्—તેના અનાદિપણાના વિરોધને લીધે. तस्य—તેના, ભગવંતના, अनादित्वस्य—અવચનપૂર્વકપણાથી આક્ષિપ્ત અનાદિપણાના, विरोधात्—વિરોધને લીધે, નિરાકરણને લીધે. પરમાર્થ કહ્યો—बीजाङ्कुरवदेतद्—આ બીજ-અંકુર જેવું છે. જેમ બીજમાંથી અંકુર, અંકુરમાંથી બીજ, તેમ વચન થકી અર્હત્ ને અર્હત્ થકી વચન પ્રવર્તે છે. પ્રકૃતસિદ્ધિ કહી—

ततश्च—અને તેથી કરીને, બીજ-અંકુર દૃષ્ટાંતથી. अनादित्वेऽपि—વચનના અનાદિત્વમાં પણ, प्रवाहतः—પ્રવાહથી, પરંપરાને અપેક્ષીને, सर्वज्ञाभूतभवनवत् सर्वज्ञस्य—ઋષભાદિ વ્યક્તિરૂપ સર્વજ્ઞના, પૂર્વે अभूतस्य—અભૂતના, भवनमिव—ભવન જેમ, वक्तृव्यापारपूर्वकत्वमेवाखिलवचनस्य—લૌકિકાદિ ભેદભિન્ન એવા અખિલ વચનનું વક્તૃવ્યાપારપૂર્વકપણું જ છે.

'અર્થ :—શંકા—વારુ, એમ તો સર્વજ્ઞ જ આનો વક્તા સદા હોય, અન્ય નહિં;—તેના અસાધુત્વના પ્રસંગને લીધે. તે અવચનપૂર્વક જ કોઈ નીતિથી છે.

(સમાધાન ઉત્તર)—વારુ, બીજાંકુરવત્ એ પરથી (આ) પ્રત્યુક્ત છે. (એ) યત્નથી પરિભાવનીય છે. તથા--

અવિકૃત વચનના અર્થ-જ્ઞાન-શબ્દરૂપપણાને લીધે શબ્દવચન અપેક્ષાએ કોકના અવચનપૂર્વકપણામાં પણ દોષ નથી,-મરુદેવી આદિના તથાશ્રવણને લીધે. વચનાર્થ પ્રતિપત્તિ થકી જ તેઓનું પણ તથાત્વસિદ્ધિને લીધે તત્ત્વથી તત્પૂર્વકપણું છે.

અને વિશિષ્ટ ક્ષયોપશમાદિ થકી માર્ગાનુસારિ બુદ્ધિવંતને વચન વિના પણ તેના અર્થની પ્રતિપત્તિ હોય છે;-ક્વચિત્ તથાદર્શનને લીધે, સંવાદસિદ્ધિને લીધે.[૩૦૭]

## વિવેચન

"પુસ્તકપણે કોઇ પણ શાસ્ત્ર અનાદિ નથી. તેમાં કહેલા અર્થ પ્રમાણે તો સૌ શાસ્ત્ર અનાદિ છે."—**શ્રીમદ્ દેવચંદ્રજી.**

અત્રે અપૌરુષેયવાદી પુનઃ શંકા કરશે—'વારૂ, એમ તો સર્વજ્ઞ જ આનો વક્તા સદા હોય, અન્ય નહિં,—તેના અસાધુત્વના પ્રસંગને લીધે. તે અવચનપૂર્વક જ કોઈ નીતિથી છે.' અર્થાત્ એમ જો પૌરુષેય જ વચન માનશો તો સર્વજ્ઞ જ આ વચનનો વક્તા સદા—સર્વકાલ હોય, તેનાથી વ્યતિરિક્ત એવો અન્ય અસર્વજ્ઞ નહિં. કારણ કે તેના વચનને અસાધુપણાનો—અસમ્યક્પણાનો—અપ્રમાણપણાનો પ્રસંગ પ્રાપ્ત થાય,—વક્તાના પ્રમાણપણાથી જ વચનનું પ્રમાણપણું હોય માટે. એટલે અતિ અતિ ચિરકાલ પૂર્વે અતીત—ભૂત કાળમાં એવો કોઈ સર્વજ્ઞ અવચનપૂર્વક જ થઈ ગયેલો હોવો જોઈએ એમ નીતિથી—ન્યાયથી સિદ્ધ થાય છે; નહિં તો અવચનપૂર્વક જ જો ન હોય તો તે

અપૌરુષેયવાદીની પુનઃ તે જ દલીલ

મરુદેવ્યાદીનાં—મરુદેવી આદિના, પ્રથમ જિનજનની પ્રભૃતિના,—સ્વયમેવ પકવ ભવ્યત્વવંતોના, તથાશ્રવણાત્—તથાશ્રવણને લીધે, શબ્દરૂપ વચનની અનપેક્ષાએ જ સર્વદર્શિત્વના શ્રવણને લીધે. હવે 'तप्पुव्विया अरहया' તત્પૂર્વિકા અર્હત્તા એ વચનને સમર્થન કરતા કહ્યું—**वचनार्थप्रतिपत्तित: एव**—વચનાર્થપ્રતિપત્તિ થકી જ. વચનથી સાધ્ય જ્ઞાનાનુષ્ઠાન લક્ષણ સામાયિકાદિ **अर्थस्य**—અર્થની, **प्रतिपत्तित एव**—પ્રતિપત્તિ થકી જ, અંગીકરણ થકી જ, નહિં કે અન્યથા, **तेषामपि**—તેઓને પણ, **મરુદેવી** આદિને પણ, **अपि**—પણ શબ્દથી ઋષભાદિને, **तथात्वसिद्धे:**—તથાત્વ સિદ્ધિને લીધે, સર્વદર્શિત્વ સિદ્ધિને લીધે, **तत्त्वत:**—તત્ત્વથી, નિશ્ચયવૃત્તિથી, ન તો વ્યવહારથી પણ, **तत्पूर्वकत्वं**—તત્પૂર્વકત્વ, વચનપૂર્વકત્વ. એ જ ભાવે છે—

**भवति च विशिष्टक्षयोपशमादित:**—અને હોય છે, **विशिष्टाद्**—વિશિષ્ટ-દર્શનમોહનીય આદિ ગોચર ક્ષય-ક્ષયોપશમ થકી, **मार्गानुसारिबुद्धे:**—સમ્યગ્-દર્શનાદિ મોક્ષમાર્ગાનુયાયી પ્રજ્ઞાવંતને, **वचनम्**—ઉક્તલક્ષણ વચન—**अन्तरेणापि**—વિના પણ, **तदर्थप्रतिपत्ति:**—વચનના અર્થની પ્રતિપત્તિ. કયા કારણથી? તે માટે કહ્યું—**क्वचित्**—પ્રજ્ઞાપનીયમાં, **तथादर्शनात्**—વચનાર્થપ્રતિપત્તિના દર્શનને લીધે. આ કયા કારણથી? તે માટે કહ્યું—**संवादसिद्धे:**—સંવાદસિદ્ધિને લીધે. જે આ ત્હારાથી કહેવામાં આવ્યું તે મ્હારાથી સ્વત એવ જ્ઞાત વા અનુષ્ઠિત છે એમ પ્રકૃત અર્થના અવ્યભિચારની સિદ્ધિને લીધે.

વચનપૂર્વક જ હોવો જોઈએ, એટલે વચન અપૌરુષેય જ છે એમ તમારે ન્યાયથી માન્ય કરવું પડશે.

એનો ઉત્તર આપ્યો–'વારુ, બીજાંકુવરવત્ એ પરથી (આ) પ્રત્યુક્ત છે. (એ) યત્નથી પરિભાવનીય છે.' બીજ–અંકુરના દૃષ્ટાંતથી આ તમારી દલીલનો રદીઓ અપાઈ ચૂકયો છે, એટલે પિષ્ટપેષણ કરવાની જરૂર નથી. એ દૃષ્ટાંત જ યત્નથી પરિભાવન કરવા યોગ્ય છે. એ સમ્યક્પણે પરિભાવન કરશો એટલે તમારૂં સમાધાન થઇ જશે.

બીજાંકુરવત્ એ પરથી રદીઓ

તેમજ—અનેકાન્તવાદી જૈનોનો કયાંય એકાન્ત છે નહિં, એટલે 'अर्थज्ञानशब्दरूपत्वादधिकृतवचनस्य' અધિકૃત વચનના અર્થ–જ્ઞાન–શબ્દરૂપપણાને લીધે શબ્દવચન-અપેક્ષાએ કોઇના અવચનપૂર્વકપણામાં પણ દોષ નથી, 'शब्दवचनापेक्षया नावचनपूर्वकत्वेऽपि कस्यचिद् दोषः,' મરુદેવી આદિના તથાશ્રવણને લીધે' અર્થાત્ અધિકૃત વચન–પ્રસ્તુત આગમ વચન છે તે (૧) અર્થરૂપ–સામાયિક પરિણામાદિ ભાવરૂપ, (૨) જ્ઞાનરૂપ–તદ્ગતપ્રતીતિરૂપ, અને (૩) શબ્દરૂપ–વાચકધ્વનિરૂપ એમ ત્રણ પ્રકારે છે. એટલે વાચક ધ્વનિરૂપ–શબ્દરૂપ વચનની અપેક્ષાએ કોઇ સર્વજ્ઞના અવચનપૂર્વકપણામાં પણ અનાદિ–શુદ્ધવાદની આપત્તિરૂપ દોષ નથી. કારણ કે આદિ તીર્થંકર ઋષભદેવજીના માતા મરુદેવીજી આદિનું ભવ્યત્વ સ્વયમેવ પરિપાક પામ્યું હતું એમ તથાપ્રકારનું શ્રવણ થાય છે; શબ્દરૂપ વચનની અપેક્ષા વિના જ એઓને સર્વજ્ઞ–સર્વદર્શિપણું પ્રાપ્ત થયું હતું એમ આગમમાં સંભળાય છે.

વચનનું અર્થ–જ્ઞાન–શબ્દ રૂપપણું

હવે "તત્પૂર્વિકા અર્હત્તા" એ વચનને સમર્થિત કરતાં કહ્યું—'વચનાર્થ પ્રતિપત્તિ થકી જ તેઓનું પણ તથાત્વસિદ્ધિને લીધે તત્ત્વથી તત્પૂર્વકપણું છે.' અર્થાત્ વચન થકી સાધ્ય એવો જે જ્ઞાનાનુષ્ઠાનરૂપ સામાયિકપરિણામ આદિ અર્થ, તેની તો તેઓએ પ્રતિપત્તિ કરી જ છે. અંગીકરણ કર્યું જ છે; એટલે આ અર્થરૂપ–સામાયિકાદિ ભાવરૂપ પ્રતિપત્તિ થકી જ તેઓને—**મરુદેવી માતાજી** આદિને પણ તથાત્વની–તથાપ્રકારના સર્વજ્ઞ–સર્વદર્શિપણાની સિદ્ધિ છે, એટલા માટે તત્ત્વથી–નિશ્ચયવૃત્તિથી તે **મરુદેવીજી** આદિને પણ તત્પૂર્વકપણું–વચનપૂર્વકપણું સિદ્ધ થયું.

વચનાર્થ પ્રતિપત્તિથી સર્વજ્ઞપણાની સિદ્ધિ

અને—'भवति च विशिष्टक्षयोपशमादितो मार्गानुसारिबुद्धेः'—વિશિષ્ટ ક્ષયોપશમાદિ થકી માર્ગાનુસારિ બુદ્ધિવંતને વચન વિના પણ તેના અર્થની પ્રતિપત્તિ હોય છે—'वचनमन्तरेणापि तदर्थप्रतिपत्तिः'—'ક્વચિત્ તથાદર્શનને લીધે. સંવાદસિદ્ધિને લીધે' અર્થાત્ દર્શનમોહનીય આદિ કર્મસંબંધી ક્ષય–ક્ષયોપશમ–ઉપશમ થકી સમ્યગ્દર્શનાદિ મોક્ષમાર્ગને અનુસારિ–અનુયાયિ બુદ્ધિવંત–પ્રજ્ઞાવંતને ઉક્તલક્ષણવાળા વચન વિના પણ તે વચનના અર્થની પ્રતિપત્તિ–અંગીકરણ હોય છે; કારણકે ક્વચિત્ તથાપ્રકારનું વચનના અર્થની પ્રતિતપત્તિનું દર્શન થાય છે, અને તેનું કારણ પણ તેવા પ્રકારે સંવાદની—મળતા-

પણાની સિદ્ધિ હોય છે એ છે. જેમકે—જે આ તમારામાંથી કહેવામાં આવ્યું તે મ્હારાથી આપોઆપ જ જાણવામાં આવ્યું છે વા આચરવામાં આવ્યું છે, એમ પ્રકૃત અર્થના અવ્યભિચારની—અવિસંવાદની સિદ્ધિ હોય છે.



અને એમ સર્વના વચનપૂર્વકપણાને લીધે વ્યક્તિઅપેક્ષાએ અનાદિશુદ્ધવાદની આપત્તિ નથી, એમ શેષ દલીલનો રદીઓ આપી અપૌરુષેયવાદીને નિરુત્તર કરે છે—

[९]एवं च व्यक्त्यपेक्षया नानादिशुद्धवादापत्तिः, सर्वस्य तथा तत्पूर्वकत्वात्, प्रवाहतस्त्विष्यत एवेति । न ममपि तत्त्वतोऽपौरुषेयमेव वचनमिति प्रपञ्चितमेतदन्यत्रेति नेह प्रयासः ॥[३०८]

[૯]અર્થ:—અને એમ વ્યક્તિઅપેક્ષાએ અનાદિશુદ્ધવાદની આપત્તિ નથી,—સર્વનું તથાપ્રકારે તત્પૂર્વકપણું છે માટે; પ્રવાહથી તો ( અનાદિશુદ્ધ ) ઇષ્ટ માનવામાં આવે જ છે. મ્હારૂં પણ તત્ત્વથી અપૌરુષેય જ વચન નથી, એમ આ અન્યત્ર પ્રપંચિત છે, એટલે અહીં પ્રયાસ નથી.[૩૦૮]

## વિવેચન

"આગળ જ્ઞાની થઈ ગયા, વર્ત્તમાનમાં હોય;
થાશે કાળ ભવિષ્યમાં, માર્ગભેદ નહિં હોય."—શ્રી આત્મસિદ્ધિ

**એમ વ્યક્તિઅપેક્ષાએ અનાદિશુદ્ધવાદની આપત્તિ નથી**

અને 'એમ વ્યક્તિઅપેક્ષાએ અનાદિશુદ્ધવાદની આપત્તિ નથી, સર્વના તથાપ્રકારે તત્પૂર્વકપણાને લીધે.' એમ વચનનું પૌરુષેયપણું સતે, વ્યક્તિઅપેક્ષાએ-એકેક સર્વદર્શીને અપેક્ષીને અનાદિશુદ્ધવાદની આપત્તિ નથી, કોઈ એક અનાદિશુદ્ધ સર્વદર્શી વક્તા હોવાનો પ્રસંગ પ્રાપ્ત થતો નથી; કારણ કે સર્વનું તથાપ્રકારે-પૂર્વોક્ત પ્રકારે તત્પૂર્વકપણું-વચનપૂર્વકપણું છે માટે. પણ 'પ્રવાહથી તો ઇષ્ટ માનવામાં આવે જ છે,' પ્રવાહથી-પરંપરાથી તો અનાદિશુદ્ધ માનવામાં આવે જ છે, કારણકે પ્રવાહનું અનાદિપણું છે. 'એમ અમારૂં પણ તત્ત્વથી અપૌરુષેય જ વચન નથી,

---

पञ्जिका—एवं च—અને એમ, વચનનું પૌરુષેયત્વ સતે, व्यक्त्यपेक्षया—વ્યક્તિઅપેક્ષાએ, એકેક સર્વદર્શીને અપેક્ષીને, नानादिशुद्धवादापत्तिः—અનાદિ શુદ્ધવાદની આપત્તિ નથી, કોઈ એક અનાદિશુદ્ધ સર્વદર્શી વક્તા આપન્ન થતો નથી. કયા કારણથી? તે માટે કહ્યું:—सर्वस्य—સર્વના, સર્વદર્શિના, तथा—તથાપ્રકારે, પૂર્વોક્ત પ્રકારે, तत्पूर्वकत्वात्—વચનપૂર્વકપણાને લીધે. प्रवाहतस्तु—પણ પ્રવાહથી તો, પરંપરાને અપેક્ષીને, इष्यत एव—અનાદિશુદ્ધ ઇષ્ટ માનવામાં આવે જ છે,—પ્રવાહના અનાદિપણાને લીધે. એમ न ममापि तत्त्वतोऽपौरुषेयमेव वचनं—મ્હારૂં પણ તત્ત્વથી અપૌરુષેય વચન નથી,—જે તેં પૂર્વે પ્રસંજિત કર્યું હતું. प्रपञ्चितमेतदन्यत्र—આ અન્યત્ર—સર્વજ્ઞસિદ્ધિ આદિમાં પ્રપંચિત છે, न इह प्रयासः—અહીં પ્રયાસ-પ્રયત્ન નથી.

એમ આ અન્યત્ર પ્રપંચિત છે, એટલે અહીં પ્રયાસ નથી.' અર્થાત્ એવા પ્રકારે અમારૂં વચન તત્ત્વથી અપૌરુષેય છે એમ ઠસાવવાનો તમે જે પ્રયત્ન કર્યો હતો, તે તેમ નથી, એટલે અમારૂં વચન પણ તત્ત્વથી અપૌરુષેય જ વચન નથી, અપિતુ પૌરુષેય જ છે. છેવટે પ્રસ્તુત ચર્ચાનો ઉપસંહાર કરતાં આચાર્યજી વદે છે કે—આ અમે અન્યત્ર **સર્વજ્ઞસિદ્ધિ** આદિ અન્ય ગ્રંથમાં પ્રપંચથી–વિસ્તારથી સમજાવ્યું છે, એટલે અહીં એનો પિષ્ટપેષણરૂપ પ્રયાસ–પ્રયત્ન કરતા નથી. માટે સુજ્ઞેષુ કિં બહુના ?



હવે મોહજાલ ફોડનારા ૯. ગુણવિશિષ્ટ સીમાધર શ્રુતધર્મની સ્તુતિરૂપ બીજી ગાથા અવતારી, તેની પ્રસ્પષ્ટ વ્યાખ્યા કરે છે—

[૧૦] तदेवं श्रुतधर्म्मादिकराणां स्तुतिमभिधायाधुना श्रुतधर्म्मस्याभिधित्सुराह—

**तमतिमिरपडलविद्धंसणस्स सुरगणनरिंदमहिअस्स ।**
**सीमाधरस्स वंदे पप्फोडिअमोहजालस्स ॥२॥**

अस्य व्याख्या—

तमः—अज्ञानं, तदेव तिमिरं तमस्तिमिरं, अथवा तमः बद्धस्पृष्टनिधत्तं ज्ञानावरणीयं निकाचितं तिमिरं, तस्य पटलं-वृन्दं तमस्तिमिरपटलं, तद्विध्वंसयति—विनाशयतीति तमस्तिमिरपटलविध्वंसनः तस्य । तथा चाज्ञाननिरासेनैवास्य प्रवृत्तिः ।

तथा—सुरगणनरेन्द्रमहितस्य—तथा ह्यागममहिमां (मानं) कुर्व्वन्त्येव सुरादयः ।

तथा—सीमां-मर्यादां धारयतीति सीमाधरः तस्येति कर्म्मणि षष्ठी, तं वन्दे, तस्य वा यन्माहात्म्यं तद् वन्दे, अथवा तस्य वन्द इति तद्वन्दनं करोमि । तथा ह्यागमवन्त एव मर्यादां धारयन्ति ।

किंभूतस्य ?—प्रकर्षेण स्फोटितं मोहजालं—मिथ्यात्वादि येन स तथोच्यते तस्य । तथा चास्मिन्सति विवेकिनो मोहजालं विलयमुपयाति इति ।[२०९]

[૧૦] **અર્થ**:—તેથી એમ શ્રુતધર્માદિકરોની સ્તુતિ કહી, હવે શ્રુતધર્મની સ્તુતિ કહેવાને ઇચ્છતા સતા કહે છે.

( છાયાનુવાદ : આર્યા )

**તમતિમિરપટલ ધ્વંસી, પૂજ્યો જે સુરગણુનરેંદ્રે કોડી;**
**સીમાધર તે વંદું, જેણે મોહજાલ સાવ જ ફોડી.**

**તમતિમિર પટલના વિધ્વંસન, સુરગણ–નરેન્દ્રથી મહિત, મોહજાલને પ્રસ્ફોટિત કરનાર એવા સીમાધરને વંદું છું.**

આની વ્યાખ્યા—

तमः—તમસ્, અજ્ઞાન તે જ तिमिरं—તિમિર, તે તમસ્તિમિર; અથવા तमः—બદ્ધ-સ્પૃષ્ટ-નિધત્ત એવું જ્ઞાનાવરણીય, નિકાચિત તે तिमिरं—તિમિર, तस्य पटलं—તેનું પટલ, વૃન્દ, તે તમસ્તિમિરપટલ, તેને વિધ્વંસે છે, વિનાશે છે તે तमस्तिमिरपटलविध्वंसनः—તમસ્તિમિરપટલવિધ્વંસન, તેને. અને તથાપ્રકારે અજ્ઞાનના નિરાસથી જ આની પ્રવૃત્તિ છે.

તથા—सुरगणनरेन्द्रमहितस्य—સુરગણ-નરેન્દ્રથી મહિત એવાને, કારણકે તથાપ્રકારે સુરાદિ આગમનો મહિમા કરે જ છે.

તથા—सीमां—સીમાને, મર્યાદાને धारयतीति—ધારે છે તે सीमाधरः—સીમાધર, तस्य—તેને,—એમ કર્મમાં છઠ્ઠી વિભક્તિ છે, तं—તેને, वन्दे—હું વન્દું છું, વા તેનું જે માહાત્મ્ય તેને વંદું છું, અથવા तस्य वन्द—તેનું વન્દન કરૂં છું. કારણકે તથાપ્રકારે આગમવંતો જ મર્યાદા ધારે છે.

કિંભૂતને ? प्रकर्षेण स्फोटितं—પ્રકર્ષથી સ્ફોટિત (ફોડી નંખાયેલ) છે मोहजालं—મોહજાલ, મિથ્યાત્વાદિ, येन, જેનાથી, स तथोच्यते—તે તથા (प्रस्फोटितमोहजालः) કહેવાય છે, તેને. અને તથાપ્રકારે આ સતે વિવેકીની મોહજાલ વિલય પામે છે.[309]

## વિવેચન

> પ્રશમરસ ઝરંતી આત્મભ્રાંતિ હરંતી,
> જગત હિત કરંતી પથ્ય સૌને ઠરંતી;
> ભવજલતરણી જે શ્રેષ્ઠ નૌકા સમાણી,
> શિવ સુખજનની તે વંદું જિનેંદ્ર વાણી.—**પ્રજ્ઞાવબોધ મોક્ષમાળા**

શ્રુતધર્મના પિતારૂપ શ્રુતધર્માદિકરોની-તીર્થંકરોની સ્તુતિ કહી, હવે અત્રે શ્રુતધર્મની સ્તુતિ કહી છે: હું શ્રુતધર્મને વન્દું છું. આ શ્રુતધર્મ કેવો છે ? (૧) **તમતિમિરપટલ-વિધ્વંસન**—તમસ્રૂપ-અજ્ઞાનરૂપ-તિમિર-અંધકાર તે તમતિમિર; અથવા બદ્ધ-સ્પૃષ્ટ-નિધત્ત એવું જ્ઞાનાવરણીય કર્મ તે તમસ્ ને નિકાચિત્ કર્મ તે તિમિર; આ તમતિમિરના પટલનો-વૃન્દનો-સમૂહનો જે વિધ્વંસ-વિનાશ કરે છે તે તમતિમિરપટલવિધ્વંસન.

**સીમાધર શ્રુતધર્મને વંદન**

તે પરમ જ્ઞાનીઓએ પ્રણીત કરેલ શ્રુતજ્ઞાનનો પ્રકાશ તેવા પ્રકારે અજ્ઞાન-અંધકારનો વિધ્વંસ કરે જ છે. (૨) **સુરગણનરેન્દ્રમહિત**—તેવા પ્રકારે દેવગણ-નરેન્દ્રો પરમપૂજ્ય અર્હત્‌આગમનો મહિમા કરે જ છે. (૩) **મોહજાલને પ્રસ્ફોટિત કરનાર**—મિથ્યાત્વાદિ મોહજાલને પ્રકર્ષથી સ્ફોટિત કરનાર, સર્વથા ફોડી નાંખનાર. આ શ્રુતધર્મ સતે વિવેકીની મોહજાલ વિલય પામે છે. (૪) એવા **સીમાધરને**—સીમાને અર્થાત્ સ્વ-પર વસ્તુની સ્વભાવમર્યાદાને-મર્યાદાધર્મને જે ધારે છે તે સીમાધરને-સમયને, આગમને, શ્રુતને હું વંદું છું; અથવા તે આગમના માહાત્મ્યને હું વંદું છું. આ સીમાધર-મર્યાદાધર્મ એટલે શું ? તેનો પરમાર્થ વિચારવા યોગ્ય છે. તેની સ્પષ્ટ મર્યાદા અત્ર બતાવી છે—

'આ આત્માનો 'સ્વ ભાવ' તે સ્વભાવ છે, અર્થાત્ પરમાર્થથી–તત્ત્વથી જે પ્રકારે નિજ સત્તા છે તે સ્વભાવ છે. જે પ્રકારે આત્માની સ્વરૂપસત્તા છે, જે પ્રકારે આત્માનું શુદ્ધ સહજ આત્મસ્વરૂપ છે, તે પ્રકારે સ્વનું ભવન–હોવું તે સ્વભાવ છે. નિજ સ્વરૂપે હોવું તે 'સ્વભાવ' છે. અને આ સ્વભાવ પણ ભાવાવધિ જ× યુક્ત છે, એટલે કે જેટલી સ્વભાવની અવધિ–મર્યાદા છે, તેટલી અવધિ–મર્યાદા પર્યંત જ સ્વભાવ ઘટે છે,—નહિં કે અન્ય પ્રકારે.

**સ્વભાવ તે ધર્મ ને વિભાવ તે અધર્મ–એ સ્પષ્ટ મર્યાદાધર્મ**

શુદ્ધ ચેતન ભાવમાં હોવું–વર્ત્તવું એ આત્માની સ્વભાવ–મર્યાદા છે, એ જ એનો 'મર્યાદા ધર્મ'–'મરજાદ' છે, એટલે શુદ્ધ ચેતન ભાવમાં વર્ત્તે તો જ 'સ્વભાવમાં' આવ્યો કહેવાય, નહિં તો નહિં. કારણ કે સ્વભાવમર્યાદામાં અર્થાત્ શુદ્ધ ચેતનભાવમાં ન વર્ત્તતાં, પરભાવ–વિભાવમાં વર્ત્તે, તો તે સ્વભાવમાં વર્ત્યો ન કહેવાય, ને વર્ત્યો જો કહીએ તો અતિપ્રસંગ દોષ આવે; કારણકે શુદ્ધ* દ્રવ્યનું જે સ્વરસભવન તે જ સ્વભાવ છે, અને જો તે અન્યદ્રવ્યરૂપ થાય. તો તે એનો સ્વભાવ નથી, પણ વિભાવ જ છે. તાત્પર્ય કે–જેમ છે તેમ, જેટલી છે તેટલી સ્વભાવની અવધિમાં–મર્યાદામાં હોવું–વર્ત્તવું, તત્ત્વથી નિજ સત્તાએ સ્થિતિ કરવી, તે જ સ્વભાવ છે. તે સ્વભાવમર્યાદામાં ન હોવું––ન વર્ત્તવું તે સ્વભાવ નથી, પણ વિભાવ છે, પરભાવ છે.'

**શ્રી યોગદૃષ્ટિસમુચ્ચય વિવેચન** (સ્વરચિત) પૃ. ૬૪૭

આમ સ્વભાવ તે ધર્મ ને વિભાવ તે અધર્મ એમ ધર્મ–અધર્મની સ્પષ્ટ મર્યાદા, સ્વ–પર વસ્તુની સીમા ધરનાર આ સીમાધર શ્રુતધર્મ, 'वत्थुसहावो धम्मो' વસ્તુનો વસ્તુનો સ્વભાવ તે ધર્મ ઇત્યાદિ શ્રુતવચનથી દાખવે છે.

આવા વિશેષણસંપન્ન જન્મ–જરા–મરણ–શોક પ્રણાશ કરનારા ધર્મનો સાર પામી કોણ પ્રમાદ કરે? એમ પ્રમાદનો નિષેધ કરતી ત્રીજી ગાથાનો ઉપન્યાસ કરી, તેનો પરમાર્થ પ્રકાશે છે—

[११]इत्थं श्रुतमभिवन्द्याधुना तस्यैव गुणोपदर्शनद्वारेणाप्रमादगोचरतां प्रतिपादयन्नाह—

जाईजरामरणसोगपणासणस्स,
कल्लाणपुक्खलविसालसुहावहस्स ।
को देवदाणवनरिंदगणच्चिअस्स,
धम्मस्स सारमुवलब्भ करे पमायं ?॥३॥

अस्य व्याख्या—

जातिः—उत्पत्तिः जरा–वयोहानिलक्षणा मरणं—प्राणनाशः शोकः—मानसो दुःख-

×"स्वभावोऽस्य स्वभावो यन्निजा सत्तैव तत्त्वतः।
भावावधिरयं युक्तो नान्यथाऽतिप्रसङ्गतः॥

*"शुद्धद्रव्यस्वरसभवनात्किं स्वभावस्य शेष—
मन्यद्रव्यं भवति यदि वा तस्य किं स्यात् स्वभावः?"—શ્રીસમયસાર કળશ.

विशेष:, जातिश्च जरा च मरणं च शोकश्चेति द्वन्द्व: । जातिजरामरणशोकान् प्रणाशयति-अपनयति जातिजरामरणशोकप्रणाशन:, तस्य । तथा च श्रुतधर्म्मोक्तानुष्ठानाज्जात्यादय: प्रणश्यन्त्येव । अनेक चास्यानर्थप्रतिघातित्वमाह ।

कल्यम्—आरोग्यं, कल्यमणतीति कल्याणं, कल्यं शब्दयतीत्यर्थ:, पुष्कलं—सम्पूर्णं, न च तदल्पं, किन्तु ? विशालं-विस्तीर्णं सुखं-प्रतीतं, कल्याणं पुष्कलं विशालं सुखमावहति-प्रापयति कल्याणपुष्कलविशालसुखावह:, तस्य । तथा च श्रुतधर्म्मोक्तानुष्ठानादुक्त-लक्षणमपवर्गसुखमवाप्यत एव । अनेन चास्य विशिष्टार्थप्रसाधकत्वमाह ।

क: प्राणी देवदानवनरेन्द्रगणार्चितस्य श्रुतधर्म्मस्य सारं-सामर्थ्यं उपलभ्य-दृष्ट्वा विज्ञाय कुर्यात् प्रमादं सेवेत ? सचेतसश्चारित्रधर्म्मे प्रमादं कर्तुं न युक्त इहि हृदयं ।

आह—सुरगणनरेन्द्रमहितस्येत्युक्तं, पुन देवदानवनरेन्द्रगणार्चितस्येति किमर्थम् ?

उच्यते—प्रस्तुतभावान्वयफलतन्निगमनत्वाददोष: ।

तस्यैवं गुणस्य धर्म्मस्य सारं-सामर्थ्यमुपलभ्य क: सकर्णः प्रमादी भवेच्चारित्रधर्म्म इति ॥[२१०]

[११]અર્થ:—આમ શ્રુતને અભિવન્દી હવે તેના જ ગુણના ઉપદર્શનદ્વારે અપ્રમાદ-ગોચરતા પ્રતિપાદન કરતાં કહે છે—

( વસંતતિલકા )

જાતિ–જરા–મરણુ–શોક પ્રણુાશનારા,<br>
કલ્યાણુ પુષ્કલ મહા સુખ આણુનારા;<br>
જે દેવ–દાનવ–નરેન્દ્ર પૂજિત પાદ,<br>
તે ધર્મસાર લહી કોણુ કરે પ્રમાદ ?

**જાતિ (જન્મ), જરા મરણુ ને શોકને પ્રણુાશ કરનારા, કલ્યાણુ પુષ્કલ–વિશાલ સુખાવહ, દેવ–દાનવ-નરેન્દ્રગણોથી અર્ચિત એવા ધર્મના સાર પામીને કોણુ પ્રમાદ કરે ?**

આની વ્યાખ્યા—

जाति:—જાતિ, ઉત્પત્તિ, जरा—જરા, વયોહાનિલક્ષણા, मरणं—મરણ, પ્રાણુનાશ, शोक:—શોક, માનસ દુઃખવિશેષ, જાતિ અને જરા અને મરણ અને શોક એમ દ્વન્દ્વ છે. જાતિ, જરા, મરણુ અને શોકને પ્રણાશે છે, દૂર કરે છે તે जातिजरामरणशोकप्रणाशन:—

જાતિ-જરા-મરણ-શોક પ્રણાશન, તેનો. અને તથાપ્રકારે શ્રુતધર્મોક્ત અનુષ્ઠાન થકી જાતિ આદિ પ્રણશે જ છે. અને આ વડે કરીને આનું અનર્થપ્રતિઘાતિપણું કહ્યું.

कल्यं—કલ્ય, આરોગ્ય, कल्यं अणतीति कल्याणं—કલ્યને અણે છે તે કલ્યાણ, કલ્યને બોલાવે છે એમ અર્થ છે. पुष्कलं—પુષ્કલ, સંપૂર્ણ, અને તે અલ્પ નહિં, કિંતુ विशालं—વિશાલ, વિસ્તીર્ણ, सुखं—સુખ, પ્રતીત છે. કલ્યાણ પુષ્કલ વિશાલ સુખ आवहति—આવહે છે; પ્રાપ્ત કરાવે છે તે कल्याणपुष्कलविशालसुखावहः—કલ્યાણ પુષ્કલ વિશાલ સુખાવહ, તેનો. અને તથાપ્રકારે શ્રુતધર્મોક્ત અનુષ્ઠાન થકી ઉક્તલક્ષણવાળું અપવર્ગ સુખ પમાય જ છે. અને આ વડે આનું વિશિષ્ટઅર્થપ્રસાધકપણું કહ્યું.

कः—કોણ, કયો, प्राणी—પ્રાણી, देवदानवनरेन्द्रगणार्चितस्य—

દેવ-દાનવ-નરેન્દ્રગણથી અર્ચિત એવા, श्रुतधर्म्मस्य-શ્રતધર્મનો, सारं-સાર, સામર્થ્ય, उपलभ्य-દેખી, જાણી, कुर्यात् प्रमादं—પ્રમાદ કરે ? સેવે ? સચેતસ્‌ને ચારિત્રધર્મમાં પ્રમાદ કરવો યુક્ત નથી એમ હૃદય છે.

શંકા—'सुरगणनरेन्द्रमहितस्य' એમ કહ્યું, પુનઃ 'देववदानवनरेन्द्रगणार्चितस्य' એમ શું અર્થે ? (સમાધાન) કહેવામાં આવે છે—પ્રસ્તુત ભાવના અન્વયફલવાળા તેના (તે પૂર્વવચનના) નિગમનપણાને લીધે અદોષ છે.

તે એવા ગુણવાળા ધર્મનો સાર-સામર્થ્ય દેખીને, કયો સકર્ણ ચારિત્રધર્મમાં પ્રમાદી હોય ? ૩૧૦

## વિવેચન

"સેવો ભવિયાં વિમલ જિણેસર, દુલહા સજ્જન સંગાજી,
એવા પ્રભુનું દર્શન લેવું, તે આળસમાંહે ગંગાજી;
અવસર પામી આળસ કરશે, તે મૂરખમાં પહેલોજી."—શ્રી યશોવિજયજી

આવા અત્ર ઉક્ત લક્ષણવાળા ધર્મનો સાર પામી કોણ પ્રમાદ કરે ? એમ સંબંધ છે. આ ધર્મ કેવો છે ? (૧) જાતિ-જરા-મરણ-શોકનો પ્રનાશ કરનારો છે. અને તેવા પ્રકારે શ્રુતધર્મમાં કહેલ અનુષ્ઠાન થકી જન્મ-જરા-મરણ-શોક પ્રણાશ પામે જ છે. આ વિશેષણથી આ ધર્મનું **અનર્થપ્રતિઘાતિપણું** કહ્યું, અનર્થનો પ્રતિઘાત કરનાર સ્વભાવ દર્શાવ્યો. (૨) કલ્યાણ પુષ્કલ વિશાલ સુખાવહ છે. કલ્ય એટલે આરોગ્ય, તેને અણે છે, બોલાવે છે, આણે છે તે કલ્યાણ; પુષ્કલ સંપૂર્ણ, અને તે અલ્પ નહિં પણ વિશાલ-વિસ્તીર્ણ સુખને આવહે છે, પ્રાપ્ત કરાવે છે. અને તથાપ્રકારે શ્રુતધર્મોક્ત અનુષ્ઠાન થકી ઉક્તલક્ષણવાળું કલ્યાણમય પુષ્કલ વિશાલ સુખ-અપવર્ગસુખ-મોક્ષસુખ પમાય જ છે.

---

पञ्जिका— प्रस्तुतभावान्वयफलतन्निगमनत्वाद्—प्रस्तुतभावस्य—એટલે કે સુરગણ-નરેન્દ્ર મહિત ભગવાન્ શ્રુતધર્મ છે એવા લક્ષણવાળા પ્રસ્તુત ભાવનો, अन्वयः—અન્વય, અનુવૃત્તિ, स एव फलं—તે જ ફલ-સાધ્ય છે, यस्य तत् तथा—જેનું તે તથા, तस्यः—તેનું, પૂર્વવચનનું, निगमनं—નિગમન, સમર્થન, પશ્ચાત્ કર્મધાર સમાસ અને ભાવ પ્રત્યયે, प्रस्तुतभावान्वयफलतन्निगमनत्वं—પ્રસ્તુત ભાવના અન્વય ફલવાળા તે વચનનું નિગમનપણું, देवदाणवनरेन्द्रगणार्चितस्य—દેવ-દાનવ-નરેન્દ્રગણાર્ચિતનું કારણકે છે, तस्मात्—તેને લીધે.

આ વિશેષણથી આ ધર્મનું વિશિષ્ટઅર્થસાધકપણું કહ્યું, વિશિષ્ટ અર્થનો પ્રસાધક સ્વભાવ દર્શાવ્યો.

એવા દેવ-દાનવ-નરેન્દ્ર ગણથી અર્ચિત-પૂજિત ધર્મનો-શ્રુતધર્મનો સાર-સામર્થ્ય દેખીને-જાણીને કોણ પ્રમાદ કરે? કયો પ્રાણી પ્રમાદ સેવે? તાત્પર્ય કે 'સચેતસૂને ચારિત્રધર્મમાં પ્રમાદ કરવો યુક્ત નથી એમ હૃદય છે.' અર્થાત્ ભગવંતનો શ્રુતધર્મ શ્રુત કરી સચેતસ્ તે ધર્મના અનુષ્ઠાનરૂપ-આચરણરૂપ ચારિત્રધર્મમાં પ્રમાદ કરે જ નહિં. તેથી 'એવા ગુણવાળા ધર્મનો સાર-સામર્થ્ય દેખી કયો સકર્ણ ચારિત્રધર્મમાં પ્રમાદી હોય?' એમ તાત્પર્યાર્થ છે.

તજ આંતર નિંદ ગાઢ તું, ઉઠ આત્મન્! ઊઠ જાગ જાગ! તું;
પુરુષાર્થ સદા સ્ફુરાવને, ભજ નિત્યે અપ્રમાદ ભાવને.-**પ્રજ્ઞાવબોધ મોક્ષમાળા**



આમ ધર્મમાં કોણ પ્રમાદ કરે? ઇ. સૂત્રથી પ્રતિબોધ પામી જે પ્રમાદને ફગાવી દઈ શ્રુતધર્મ-ચારિત્રધર્મમા ઉદ્યત થયો છે, એવા મુમુક્ષુ આત્માની અહોનિશ શ્રુતધર્મવૃદ્ધિની ભાવના વ્યક્ત કરતી ચોથી ગાથા અવતારી, ભાવિતાત્મા મહર્ષિ હરિભદ્રજી તેનું અપૂર્વ ભાવપૂર્ણ અર્થભાવન કરે છે—

[१२] यतश्चैवमतः—

**सिद्धे भो! पयओ नमो जिणमए नन्दी सया संजमे,**
**देवंनागसुवण्णकिण्णरगणस्सब्भअभावच्चिए।**
**लोगो जत्थ पइट्ठिओ जगमिणं तेलोक्कमच्चासुरं,**
**धम्मो वड्ढउ सासओ विजयओ धम्मुत्तरं वड्ढउ ॥४॥**

अस्य व्याख्या—

सिद्धे—प्रतिष्ठिते प्रख्याते, तत्र सिद्धः फलाव्यभिचारेण प्रतिष्ठितः सकलनयव्याप्तेः प्रख्यातस्त्रिकोटीपरिशुद्धत्वेन।

भो इत्येतदतिशयिनामामन्त्रणं, पश्यन्तु भवन्तः। प्रयतोऽहं यथाक्येतावन्तं कालं प्रकर्षेण यतः।

इत्थं परसाक्षिकं प्रयतो भूत्वा पुनर्नमस्करोति—"नमो जिनमते"-सुपां सुपो भवन्तीति चतुर्थ्यर्थे सप्तमी, नमो जिनमताय।

तथा चास्मिन् सति जिनमते "नन्दिः"—समृद्धिः सदा—सर्व्वकालं, क्व? "संयमे" चारित्रे, तथा चोक्तं 'पढमं नाणं तओ दयेत्यादि।"

किंभूते संयमे?-देवनागसुवर्णकिन्नरगणैः सद्भूतभावेनार्चिते। तथा च संयमवन्तः अर्च्यन्त एव देवादिभिः।

किंभूते जिनमते?—लोकनं लोकः ज्ञानमेव स यत्र प्रतिष्ठितः। तथा जगदिदं ज्ञेयतया। केचिन्मनुष्यलोकमेव जगन्मन्यन्त इत्यत आह—'त्रैलोक्यं मनुष्यासुरं' आधाराधेयभावरूपमित्यर्थः।

अयमित्यम्भूतः श्रुतधर्म्मो वर्धतां—वृद्धिमुपयातु, शाश्वतमिति क्रियाविशेषणमेतत्, शाश्वतं वर्द्धतामित्यप्रच्युत्येति भावना।

विजयत: ( पाठांतर: विजयताम् )ऽनर्थप्रवृत्तपरप्रवादिविजयेनेति हृदयं ।

तथा धर्म्मोत्तरं—चारित्रधर्म्मोत्तरं वर्द्धतां । पुनर्वृद्ध्यभिधानं मोक्षार्थिना प्रत्यहं ज्ञानवृद्धिः कार्येति प्रदर्शनार्थं । तथा च तीर्थकरनामकर्महेतून् प्रतिपादयतोक्तं " अपुव्वनाणगहणे " इति ॥[३११]

[१२]અર્થ :—અને કારણ કે એમ છે. એથી કરીને—

( શાર્દૂલવિક્રીડિત )

**સિદ્ધે રે ! પ્રયતો, નમો જિનમતે, નંદી સદા સંયમે,**
**દેવો નાગ સુવર્ણ કિન્નર પૂજે સદ્‌ભાવથી જેહને;**
**લોક જ્યાંહિ પ્રતિષ્ઠિત ત્રિજગ આ મર્ત્યાસુરો સાથ જો !**
**વાધો શાશ્વત ધર્મ તે વિજયથી ! ધર્મોત્તરં વાધજો !**

**અહો ! સિદ્ધ એવા ( આ ધર્મમાં ) હું પ્રયત છું. જિનમતને નમસ્કાર હો !—જેના થકી દેવ-નાગ-સુવર્ણ-કિન્નરગણુથી સદ્‌ભૂત ભાવે કરીને અર્ચિત એવા સંયમમાં સદા નન્દિ (સમૃદ્ધિ ) હોય છે, અને જેમાં લોક અને ત્રૈલોક્ય—મર્ત્ય-અસુરવાળું આ જગત્ પ્રતિષ્ઠિત છે. ધર્મ શાશ્વતપણે વિજયથી વૃદ્ધિ પામો ! ( અથવા વિજય પામો !) ધર્મોત્તર વૃદ્ધિ પામો !**

આની વ્યાખ્યા—

सिद्धे—સિદ્ધ, પ્રતિષ્ઠિત, પ્રખ્યાત. તેમાં સિદ્ધ—ફલઅવ્યભિચારથી, પ્રતિષ્ઠિત,—સકલનયવ્યાપ્તિથી, પ્રખ્યાત—ત્રિકોટીપરિશુદ્ધપણાથી.

भो—અહો ! એમ આ અતિશયીઓનું આમંત્રણ છે. આપ જુઓ ! प्रयतोऽहं—હું પ્રયત છું, યથાશક્તિ આટલો કાળ प्रकर्षेण यत:—પ્રકર્ષથી યત છું.

આમ પરસાક્ષિકપણે પ્રયત થઇ પુન: નમસ્કાર કરે છે—नमो जिनमते—'सुपां सुपां भवन्तीति '—ચતુર્થી અર્થમાં સપ્તમી છે, ( એટલે ) नमो जिनमताय—નમસ્કાર હો જિનમતને !

અને તથાપ્રકારે આ જિનમત સતે नन्दि:—નંદિ, સમૃદ્ધિ, सदा—સદા, સર્વકાલ, ક્યાં ? संयमे—સંયમમાં, ચારિત્રમાં, અને તથાપ્રકારે કહ્યું છે—" पढमं नाणं तओ दया " પ્રથમ જ્ઞાન અને પછી દયા ઇત્યાદિ.

કેવા પ્રકારના સંયમમાં ?—देवनागसुवर्णकिन्नरगणैः सद्भूतभावेनार्चिते—દેવ, નાગ, સુવર્ણ, કિન્નરગણોથી સદ્ભૂત ભાવે કરીને અર્ચિત એવા. અને તથાપ્રકારે સંયમવંતો દેવાદિથી અર્ચ્ય જ છે.

કેવા પ્રકારના જિનમતમાં ?—लोकनं लोकः—લોકન તે લોક, જ્ઞાન જ, स यत्र प्रतिष्ठितः—તે જ્યાં પ્રતિષ્ઠિત છે. તથા जगदिदं—આ જગત્,—જ્ઞેયતાએ કરીને. કોઇ મનુષ્ય લોકને જ જગત્ માને છે એટલા માટે કહ્યું—त्रैलोक्यं मनुष्यासुरं—ત્રૈલોક્ય મનુષ્ય-અસુરવાળું,—આધાર-આધેયભાવરૂપ એમ અર્થ છે.

આ इत्थंभूतः—ઇત્થંભૂત, એવંભૂત, આવા પ્રકારનો, श्रुतधर्म्मः—શ્રુતધર્મ, वर्धतां—વૃદ્ધિ પામો ! शाश्वतं—એ ક્રિયાવિશેષણ છે, શાશ્વતપણે વૃદ્ધિ પામો ! એમ અપ્રચ્યુતિથી એવી ભાવના છે, विजयतः—વિજયથી,—( પાઠાં. : विजयतां—વિજય પામો ! ) અનર્થપ્રવૃત્ત પર પ્રવાદીના વિજયથી એમ હૃદય છે.

તથા—धर्म्मोत्तरं—ધર્મોત્તર, ચારિત્રધર્મોત્તર, वर्द्धतां—વૃદ્ધિ પામો ! પુનઃ વૃદ્ધિ અભિધાન मोक्षार्थिना प्रत्यहं ज्ञानवृद्धिः कार्या—મોક્ષાર્થીએ પ્રતિદિન જ્ઞાનવૃદ્ધિ કરવા યોગ્ય છે, એમ પ્રદર્શન અર્થે ( છે ). અને તથાપ્રકારે તીર્થંકર નામકર્મના હેતુઓને પ્રતિપાદન કરતાં કહ્યું છે—" अपुव्वनाणगहणे "—અપૂર્વજ્ઞાનગ્રહણ.[३११]

## વિવેચન

"તે માટે ઉભા કર જોડી, જિનવર આગળ કહિયે રે,
સમયચરણ સેવા શુદ્ધ દેજો, જિમ આનંદઘન લહિયે રે."—શ્રી આનંદઘનજી

આમ ધર્મમાં કોણ પ્રમાદ કરે ? એ સૂત્રથી પ્રતિબોધ પામી, જે પ્રમાદ ફગાવી દઈ શ્રુતધર્મ-ચારિત્રધર્મમાં ઉજમાળ થયો છે, એવો મુમુક્ષુ આત્મા ભાવે છે કે—અહો ! મ્હારા કરતાં ચઢીયાતી-અતિશાયી આત્મદશાવાળા સંત જનો !

**હું આ સિદ્ધ ધર્મમાં પ્રયત છું**

હું સિદ્ધ એવા આ ધર્મમાં પ્રયત છું. આ આત્મસ્વભાવરૂપ ધર્મ સ્વભાવભૂત હોવાથી અનાદિઅનંત અને સ્વયંસિદ્ધ છે, એને સિદ્ધ કરવાની જરૂર નથી; કારણકે જે આ આત્મસ્વભાવરૂપ ધર્મમાં સ્થિતિ કરે છે તેને અવશ્ય મોક્ષરૂપ ફળ મળે છે, એટલે 'सिद्धः फलाव्यभिचारेण'—'ફલઅવ્યભિચારથી' આ ધર્મ સિદ્ધ છે; 'प्रतिष्ठितः सकलनयव्याप्तेः'—'સકલ નયવ્યાપ્તિથી પ્રતિષ્ઠિત' છે, કોઈ પણ નય ન દૂભાય ને સર્વ નય એમાં વ્યાપીને હળીમળીને રહે એવો અવિસંવાદી હોવાથી તે પ્રતિષ્ઠિત છે; અને 'प्रख्यातः त्रिकोटीपरिशुद्धत्वेन'—'ત્રિકોટીપરિશુદ્ધપણાથી' તે પ્રખ્યાત છે, કષ-છેદ-તાપ એ ત્રિકોટી અગ્નિપરીક્ષામાં શુદ્ધ સુવર્ણવત્ સમુત્તીર્ણ હોવાથી અથવા આદિ-મધ્ય ને અંત એ ત્રિકોટીમાં અવિરુદ્ધ અખંડ અબાધિત હોવાથી સર્વથા શુદ્ધપણાએ કરીને તે પ્રખ્યાત છે-જગતપ્રસિદ્ધ છે. આમ ફલઅવ્યભિચારથી સિદ્ધ, સકલનયવ્યાપ્તિથી પ્રતિષ્ઠિત અને ત્રિકોટીપરિશુદ્ધપણાથી પ્રખ્યાત-એવા આ સિદ્ધ ધર્મમાં હું આટલો કાળ, મ્હારૂં બલ-વીર્ય

ગોપવ્યા વિના, સર્વાત્માથી—મ્હારી સર્વ શક્તિ સહિત યથાશક્તિ પ્રયત છું, પ્રકર્ષથી યત—યત્નવંત છું. તેના હે મહાનુભાવ ભાવિતાત્મા મુમુક્ષુ મહાત્માઓ! તમે સાક્ષી છો.

નમસ્કાર હો આ શ્રુતધર્મરૂપ જિનમતને!—કે જે જિનમતના સદ્ભાવે, 'દેવ—નાગ—સુવર્ણ—કિન્નરગણોથી સદ્ભૂત ભાવે કરીને અર્ચિત'—પૂજિત એવા સંયમને વિષે સદા 'નંદી' હોય છે; આત્મસ્વરૂપમાં સંયમનરૂપ સંયમમાં, આત્મસ્વરૂપમાં ચરણરૂપ ચારિત્રમાં સદા સર્વકાલ વૃદ્ધિ કરનારી એવી આત્માનંદ ઉપજાવનારી નંદી—સમૃદ્ધિ હોય છે. કારણકે 'पढमं नाणं तओ दया' —પ્રથમ જ્ઞાન ને પછી દયા, એ મહાસૂત્ર પ્રમાણે જ્ઞાનનું સ્થાન પ્રથમ અને ક્રિયાનું સ્થાન પછી મૂક્યું છે; એટલે પ્રથમ સદ્ગુરુ સમીપે શ્રવણ કરેલ શ્રુતધર્મથકી દેહાદિથી ભિન્ન એવું આત્માનું જેવું આનંદમય સ્વરૂપ જાણ્યું, તેવું શુદ્ધ સ્વરૂપ પ્રગટ કરવા માટે પછી તથારૂપ શ્રુતધર્મને અમલમાં મૂકવારૂપ આચરણ કરવા—ચારિત્રધર્મ આરાધવા આત્માનો આનંદોલ્લાસ દિનપ્રતિદિન વધતો જાય છે.

નમસ્કાર હો જિનમતને!—જેના સદ્ભાવે સંયમમાં સદા 'નંદી' હોય છે

આ જિનમત—જિનપ્રણીત શ્રુતધર્મ એવો વિશાલ ને વ્યાપક છે કે તેમાં 'લોક પ્રતિષ્ઠિત છે', લોક—લોકન—જ્ઞાન પ્રતિષ્ઠિત છે, સર્વ જ્ઞાન એમાં સ્થિતિ કરીને રહ્યું છે; એટલું જ નહિં પણ,—કેટલાક માને છે તેમ માત્ર મનુષ્યલોકરૂપ જગત્ જ નહિં, પણ મનુષ્ય—અસુરવાળું ત્રૈલોક્ય પણ એમાં પ્રતિષ્ઠિત છે. સર્વ શ્રુતજ્ઞાન અને ત્રણે લોકના સર્વભાવ એમાં કોઈથી પણ ઉત્થાપી ન શકાય એમ પ્રતિષ્ઠિત વર્ત્તે છે.

આમ જેનાથી સંયમને વિષે સદા નંદી હોય છે ને જેમાં સર્વ જ્ઞાનરૂપ લોક ને ત્રૈલોક્યરૂપ આ જગત્ પ્રતિષ્ઠિત છે, એવો આ પરમ આત્મકલ્યાણકારી સુપ્રતિષ્ઠિત 'શ્રુતધર્મ શાશ્વતપણે વિજયથી વૃદ્ધિ પામો!' 'अयमित्थंभूत: श्रुतधर्मो वर्द्धतां शाश्वतं'—અનર્થપ્રવૃત્ત પર પ્રવાદીઓના વિજયથી કદી પણ ન પ્રચ્યુતિ ન થાય એમ અખંડપણે નિરંતર સતત વૃદ્ધિ પામ્યા કરો! તથા 'ધર્મોત્તર (ચારિત્ર ધર્મોત્તર) વૃદ્ધિ પામો! चारित्रधर्मोत्तरं वर्द्धतां'—ચારિત્રધર્મ પછી પણ તે શ્રુતધર્મ ઉત્તરોત્તર વૃદ્ધિ પામ્યા કરો! કારણ કે—'मोक्षार्थिना प्रत्यहं ज्ञानवृद्धि: कार्या'—મોક્ષાર્થીએ પ્રતિદિન જ્ઞાનવૃદ્ધિ કરવા યોગ્ય છે, અને 'अपुव्वनाणगहणे' નિત્ય નિત્ય નવનવા અપૂર્વ જ્ઞાનનો અભ્યાસ કરી આત્માનું અનુભવજ્ઞાન વધારવું—એ તીર્થંકરપદ પ્રાપ્તિસ્થાનક મધ્યેનું એક પદ છે એમ જ્ઞાની ભગવંતે ભાખ્યું છે, માટે હું પ્રાર્થું છું કે મ્હારો આ શ્રુતધર્મ ઉત્તરોત્તર વૃદ્ધિ પામ્યા કરો! તથાસ્તુ!

આવો શ્રુતધર્મ શાશ્વતપણે વિજયથી વૃદ્ધિ પામો!



આ શ્રુતધર્મવૃદ્ધિની અભિલાષા એ પ્રણિધાન છે ને તે મોક્ષપ્રતિબંધથી અનાશંસાભાવનું બીજ છે, અને અસંગથી એનું ફલ સંવેદાય છે, ઇ. તત્ત્વવાર્તા પ્રકારી છે—

[13]प्रणिधानमेतत्, अनाशंसाभाववीजं, मोक्षप्रतिवन्धेन । अप्रतिवन्ध एष प्रतिवन्धः, असङ्गफलसंवेदनात् ।

यथोदितश्रुतधर्मवृद्धेर्मोक्षः, सिद्धत्वेन, नेह फले व्यभिचारः, असङ्गेन चैतत्फलं संवेद्यते।[312]

[13]આ પ્રણિધાન અનાશંસાભાવનું બીજ છે,—મોક્ષપ્રતિબન્ધ વડે કરીને. આ પ્રતિબન્ધ અપ્રતિબન્ધ છે,—અસંગફલના સંવેદનને લીધે.

યથોદિત શ્રુતધર્મની વૃદ્ધિ થકી મોક્ષ છે,—સિદ્ધપણાએ કરીને. અહીં ફલમાં વ્યભિચાર નથી; અને અસંગથી આનું ફલ સંવેદાય છે.[312]

## વિવેચન

પ્રણિધાનધારી સદા આત્મરામી, ન દે આવવા દૃષ્ટિમાં કાંઈ ખામી.—**યોગદૃષ્ટિકળશ**

અને 'प्रणिधानमेतत् अनाशंसाभाववीजं ।'—'આ પ્રણિધાન અનાશંસાભાવનું બીજ છે.' આ શ્રુતધર્મની અભિલાષારૂપ જે પ્રણિધાન—આશંસા છે, તે અનાશંસાભાવનું—સર્વ ઇચ્છાના ઉપરમરૂપ અનિચ્છાભાવનું બીજ—કારણ છે. અર્થાત્ આ શ્રુતધર્મની મને વૃદ્ધિ હો!—એવી અંતરંગ કામનારૂપ—આશંસારૂપ જે પ્રણિધાન—પ્રકૃષ્ટ નિધાન છે, તેમાં ચિત્તનું પ્રણિધાન—પ્રકૃષ્ટ નિધાન—પ્રકૃષ્ટ સ્થાપન તે અનાશંસા ભાવનું—નિષ્કામ ભાવનું બીજ છે.

આ પ્રણિધાન અનાશંસા ભાવનું બીજ

આ આમ શાથી કરીને છે? 'मोक्षप्रतिवन्धेन'—'**મોક્ષપ્રતિબંધથી.**' આ પ્રસ્તુત કામના મોક્ષ સાથે પ્રતિબદ્ધ—જોડાયેલી છે; "માત્ર મોક્ષ અભિલાષ" શિવાય બીજી કોઈ કામનાના પ્રતિબંધથી રહિત હોઈ મોક્ષપ્રત્યયી છે, અને મોક્ષ તો અનિચ્છારૂપ—અનાશંસારૂપ જ છે, એટલે ખરેખરા મુમુક્ષુની આ શ્રુતધર્મવૃદ્ધિની પ્રાર્થના માત્ર મોક્ષહેતુએ જ હોઈ આ પ્રણિધાન અનાશંસાભાવનું બીજ—કારણ પ્રતીત થાય છે. કારણ કે શ્રુતધર્મ—શાસ્ત્રાભ્યાસ કાંઈ લોકમાં માન—પૂજા—પ્રતિષ્ઠા—કીર્તિ આદિ માનાર્થ અર્થે નથી, પણ માત્ર મોક્ષાર્થે જ—કેવલ શુદ્ધ આત્માર્થ અર્થે જ છે. આ અંગે **દશવૈકાલિક સૂત્રમાં શ્રી સુધર્માસ્વામી જંબૂસ્વામી** પ્રત્યે કહે છે—

पञ्जिका—प्रणिधान ઇત્યાદિ. प्रणिधानम्—પ્રણિધાન, આશંસા, एतत्—આ, શ્રુતધર્મવૃદ્ધિનું અભિલપણ. કેવું? તે માટે કહ્યું—अनाशंसाभाववीजं—अनाशंसा—અનાશંસા, સર્વઇચ્છાઉપરમ, सैव—તે જ, भावः—ભાવ, પર્યાય, तस्य—તેનું, वीजं—બીજ, કારણ છે. કેવી રીતે? તે માટે કહ્યું—मोक्षप्रतिवन्धेन—મોક્ષપ્રતિબંધથી. મોક્ષ પ્રતિ જ આ પ્રાર્થન છે, અને તે (મોક્ષ) અનિચ્છારૂપ છે. (શંકા)—અપ્રતિબંધથી સાધ્ય મોક્ષ છે, તો આમ પણ ત્યાં પ્રતિબંધ શી રીતે શ્રેયરૂપ (હોય?) એટલા માટે કહ્યું—

अप्रतिवन्धः—અપ્રતિબન્ધ સદૃશ, एषः—આ, મોક્ષવિષય, प्रतिवन्धः—પ્રતિબન્ધ,—પ્રાર્થનારૂપ. કયા કારણથી? તે માટે કહ્યું—असङ्गफलसंवेदनात्—असङ्गस्य—અસંગ, રાગ—દ્વેષ—મોહાદિ અવિષયી-

'શ્રુતસમાધિ ચાર પ્રકારે છે: (૧) મને શ્રુતજ્ઞાન હોશે આ બુદ્ધિથી અધ્યયન કરવાનું હોય, નહિં કે મોહઆદિ આલંબનથી. (૨) હું એકાગ્રચિત્ત હોઈશ એટલા માટે અધ્યયન કરવાનું હોય, નહિં કે વિપ્લુતચિત્ત (ડામાડોળ) હોઉં એ માટે. (૩) હું આત્માને સ્વરૂપને વિષે સ્થાપીશ એટલા માટે અધ્યયન કરવાનું હોય. (૪) અને આમ સ્વયં આત્મધર્મમાં સ્થિત થયેલો હું પરને આત્મધર્મમાં સ્થાપીશ, એટલા માટે અધ્યયન કરવાનું હોય. આમ હું જ્ઞાન પામી એકાગ્રચિત્ત હોઈશ અને પોતે સ્વરૂપમાં સ્થિત થઈ બીજાને સ્થાપીશ, એમ સમજી શ્રુતસમાધિમાં રત થયેલો મુમુક્ષુ પુરુષ શ્રુતોનું અધ્યયન કરે.'

—**શ્રી પ્રજ્ઞાવબોધ મોક્ષમાળા** પાઠ ૧૩, (સ્વરચિત)

આમ માત્ર મોક્ષપ્રતિબંધથી આ પ્રણિધાન હોય છે. અત્રે શંકા થશે કે મોક્ષ તો અપ્રતિબંધથી સાધ્ય છે, તો આમ પણ ત્યાં પ્રતિબંધ શ્રેયરૂપ શી રીતે હોય? તે માટે કહ્યું—'अप्रतिबन्ध एष प्रतिबन्धः असङ्गफलसंवेदनात्'—'આ પ્રતિબન્ધ અપ્રતિબન્ધ છે—અસંગફલસંવેદનને લીધે.' આ મોક્ષપ્રત્યયી શ્રુતધર્મવૃદ્ધિપ્રાર્થનારૂપ પ્રતિબન્ધ અપ્રતિબન્ધ જ છે, અપ્રતિબન્ધ જેવો જ છે, કારણ કે તેમાં **અસંગ ફલ સંવેદન**—અનુભવન હોય છે, અર્થાત્ રાગ-દ્વેષ-મોહાદિનો સંગ જ્યાં નથી એવા અસંગ ફલનો તેવી શ્રુતધર્મવૃદ્ધિઆશંસામાં અનુભવ થાય છે, એટલે એ પ્રતિબન્ધ પણ અપ્રતિબન્ધ જ છે; પણ રાગ-દ્વેષ-મોહાદિ સંગનો સંગ જ્યાં છે એવું જે સંગવાળું પ્રણિધાન છે, તે તો પરમપુરુષાર્થલાભને ઉપઘાતિ થતું હોવાથી મોક્ષપ્રાપ્તિમાં અંતરાય-અટકાયત કરનારૂં હોવાથી પ્રતિબન્ધ જ છે.

મોક્ષપ્રતિબંધ અપ્રતિબંધ:

આ પ્રણિધાન અનાશંસાભાવનું બીજ છે એ નિયમ કેમ? તેની સિદ્ધિ અર્થે કહ્યું—'यथोदितश्रुतधर्मवृद्धेर्मोक्षः सिद्धत्वेन'—'યથોદિત શ્રુતધર્મવૃદ્ધિ થકી મોક્ષ છે,—સિદ્ધપણાએ કરીને.' જેવો સર્વજ્ઞ ભગવાને ભાખ્યો છે, તેવા શ્રુતધર્મની વૃદ્ધિ થકી—ઉત્તરોત્તર પ્રકર્ષથકી મોક્ષ હોય છે; કારણ કે શ્રુતધર્મની વૃદ્ધિ મોક્ષની પ્રાપ્તિ કરાવ્યા વિના રહે નહિં એવો મોક્ષપ્રાપ્તિનો અવંધ્ય-અચૂક-અમોઘ હેતુ છે, એટલે શ્રુતધર્મવૃદ્ધિ થકી મોક્ષ હોય

યથોક્ત શ્રુતધર્મવૃદ્ધિથી મોક્ષ

---

ફૂત, फलस्य—ફલના, આશંસનીયના, संवेदनात्—સંવેદનને લીધે, અનુભવને લીધે કારણકે અનીદૃશ ફલ આલંબનવાળું પ્રણિધાન તો પરમ પુરુષાર્થલાભના ઉપઘાતિપણાને લીધે પ્રતિબન્ધ છે. વારુ, આ નિયમ કેમ કે આ પ્રણિધાન અનાશંસાભાવનું બીજ છે? એટલા માટે કહ્યું—

यथोदितश्रुतधर्म्मवृद्धेः—યથોદિત શ્રુતધર્મની વૃદ્ધિ થકી, સર્વજ્ઞોપજ્ઞ શ્રુતધર્મના પ્રકર્ષ થકી, मोक्षः—મોક્ષ,—અનાશંસારૂપ,—જેના થકી હોય છે એમ સમજાય છે. અત્રે પણ એકાંત કેવી રીતે? તે માટે કહ્યું—सिद्धत्वेन—સિદ્ધપણાએ કરીને, શ્રુતધર્મવૃદ્ધિના મોક્ષ પ્રતિ અવંધ્ય હેતુભાવે કરીને. આ જ ભાવે છે—न—ન જ, इह—અહીં, મોક્ષલક્ષણ फले—ફલમાં, व्यभिचारः—વ્યભિચાર, વિસંવાદ,—શ્રુતધર્મવૃદ્ધિના ફલાન્તરભાવથી વા નિષ્ફલતાથી. આના જ અસંગત્વની સિદ્ધિ અર્થે કહ્યું—असङ्गेन च—અને અસંગથી, રાગ-દ્વેષ-મોહ લક્ષણ સંગના અભાવથી, एतत्—આ, મોક્ષફલ, संवेद्यते—સંવેદાય છે, સર્વે જ મુમુક્ષુઓથી પ્રતીતાય છે.

એ સિદ્ધ વસ્તુ છે. તે આ પ્રકારે—'नेह फले व्यभिचारः'—'અહીં ફલમાં વ્યભિચાર નથી.' અહીં મોક્ષરૂપ ફળ મળવાની બાબતમાં વ્યભિચાર—આડુંઅવળું ચસવાપણું નથી; વિસંવાદ નથી; અર્થાત્ શ્રુતધર્મવૃદ્ધિ નિષ્ફળ જતી નથી, વા તેનાથી મોક્ષ શિવાય બીજું ફળ મળતું નથી. "ફલ વિસંવાદ જેહમાં નહિ" એ આનંદઘનજીની અમર ઉક્તિ અત્ર ચરિતાર્થ બને છે. 'અને અસંગથી આનું ફળ સંવેદાય છે'—'असङ्गेन चैतत्फलं संवेद्यते।' રાગ—દ્વેષ—મોહરૂપ સંગના અભાવથી આ શ્રુતધર્મવૃદ્ધિનું ફળ સંવેદાય છે, અનુભવાય છે.

અસંગ ફલ સંવેદન

અર્થાત્ જેમ જેમ આ શ્રુતધર્મની વૃદ્ધિ થાય છે, તેમ તેમ રાગ—દ્વેષ—મોહાદિ સંગ દૂર થતા જાય છે, એટલે આમ રાગાદિ સંગથી મુક્તપણારૂપ અસંગથી આ શ્રુતધર્મવૃદ્ધિનું મોક્ષની વાનકી જેવું જીવન્મુક્તપણારૂપ ફળ સર્વ મુમુક્ષુઓને સાક્ષાત્ આત્માનુભવગોચર થાય જ છે.



એમ શ્રુતધર્મવૃદ્ધિની ભાવનારૂપ સદ્‌ભાવના આરોપણ થકી શ્રુતધર્મવૃદ્ધિ હોય છે, તે શાલિબીજ—આરોપણથી શાલિવૃદ્ધિના દૃષ્ટાંતથી સમર્થિત કરે છે—

[१४] एवं च सद्भावारोपणात्तद्वृद्धिः।

शुभमेतदध्यवसानमत्यर्थं, शालिवीजारोपणवच्छालिहेतुः। दृष्टा ह्येवं पौनःपुन्येन तद्वृद्धिः, एवमिहाप्यत इष्टवृद्धिरिति।[३१२]

[१४] અર્થ :—અને એમ સદ્‌ભાવના આરોપણ થકી તેની વૃદ્ધિ (હોય છે). આ અધ્યવસાન અત્યંત શુભ છે. શાલિબીજઆરોપણની જેમ શાલિહેતુ છે; કારણકે એમ પૌનઃપુન્યથી તેની વૃદ્ધિ દૃષ્ટ છે, એમ અહીં પણ આ થકી (પુનઃ પુનઃ શ્રુતવૃદ્ધિ પ્રાર્થના થકી) ઇષ્ટવૃદ્ધિ છે.[૩૧૩]

---

पञ्जिका—આમ શ્રુતધર્મવૃદ્ધિની ફલસિદ્ધિ કહી દેખાડી આની જ (શ્રુતધર્મવૃદ્ધિની) હેતુસિદ્ધિ કહે છે,—एवं—એમ, ઉક્ત પ્રકારથી, च—પુનઃ અર્થમાં અને ભિન્નક્રમરૂપ છે, सद्भावारोपणात्—સદ્‌ભાવઆરોપણ થકી, શ્રુતવૃદ્ધિપ્રાર્થનારૂપ શુદ્ધ પરિણામના અંગીકરણ થકી, तद्वृद्धिश्च—શ્રતધર્મવૃદ્ધિ પુનઃ, હોય છે એમ સમજાય છે. એના ભાવનાર્થે જ કહ્યું—

शुभं—શુભ, પ્રશસ્ત, एतत्—આ, પુનઃ શ્રુતધર્મવૃદ્ધિ—આશંસાલક્ષણ, अध्यवसानं—અધ્યવસાન, પરિણામ. अत्यर्थं—અત્યંત. કેવું ? તે માટે કહ્યું—शालिवीजारोपणवत्—શાલિબીજના આરોપણવત્, શાલિબીજના પુનઃ પુનઃ નિક્ષેપણની જેમ, शालिहेतुः—શાલિહેતુ, શાલિફલ નિમિત્ત. એ જ ભાવે છે—दृष्टा—દૃષ્ટ છે, ઉપલબ્ધ છે, हि—કારણ કે, एवं—એમ, શ્રુતધર્મવૃદ્ધિપ્રાર્થનાન્યાયથી, पौनः-पुन्येन—શાલિબીજઆરોપણના પૌનઃપુન્યથી, વૃદ્ધિ. तद्वृद्धिः—તેની વૃદ્ધિ, શાલિવૃદ્ધિ. एवं—એમ, શાલિવૃદ્ધિપ્રકારથી, इहापि—અહીં પણ, શ્રુતસ્તવમાં, अतः—આ થકી, આશંસાના પૌનઃપુન્ય થકી, इष्टवृद्धिः—ઇષ્ટવૃદ્ધિ, શ્રુતવૃદ્ધિ.

## વિવેચન

"બીજે વૃક્ષ અનંતતા રે લાલ, પસરે ભૂજલ યોગ રે;
તિમ મુજ આતમસંપદા રે લાલ, પ્રગટે પ્રભુ સંયોગ રે....પદ્મપ્રભ."
—શ્રી દેવચંદ્રજી

આમ શ્રુતધર્મવૃદ્ધિની ફલસિદ્ધિ છે ને તે કેવી રીતે હોય છે તેની હેતુસિદ્ધિ પણ આ પ્રકારે—'અને એમ સદ્‌ભાવના આરોપણ થકી તેની વૃદ્ધિ હોય છે.' શ્રુતધર્મની વૃદ્ધિ હો!—એમ શ્રુતવૃદ્ધિની આશંસારૂપ સદ્‌ભાવના આરોપણ થકી આત્મામાં શુદ્ધ પરિણામના આરોપવા થકી પુનઃ શ્રુતધર્મની વૃદ્ધિ હોય છે. "यादृशी भावना तादृशी सिद्धिः" જેવી ભાવના તેવી સિદ્ધિ એ ન્યાયે. કારણકે 'આ અધ્યવસાન અત્યંત શુભ છે.' આ શ્રુતધર્મવૃદ્ધિ આશંસારૂપ સદ્‌ભાવના આરોપણરૂપ અધ્યવસાન—આત્મપરિણામ અત્યંત શુભ—પ્રશસ્ત છે.

**એમ સદ્‌ભાવારોપણ થકી શ્રુતધર્મવૃદ્ધિ**

કોની જેમ? "शालिबीजारोपणवत् शालिहेतुः"—'શાલિબીજના આરોપણની જેમ શાલિહેતુ છે.' જેમ શાલિબીજનું આરોપણ શાલિફલનું કારણ છે તેમ. 'કારણ કે એમ પૌનઃપુન્યથી તેની વૃદ્ધિ દૃષ્ટ છે.' એમ—શ્રુતવૃદ્ધિપ્રાર્થના—ન્યાયથી પુનઃપુનઃપણે—ફરી ફરીને શાલિબીજ રોપવાથી શાલિની વૃદ્ધિ પ્રગટ દૃષ્ટ છે; અર્થાત્ પાંચસો ચોખાના દાણા વાવવાથી ધારો કે એકેક દાણામાંથી પચાશ દાણા ઊગે તો પાંચસો દાણાથી પચીશ હજાર દાણા ઊગે. એ પચીશ હજાર દાણાને ફરીથી વાવતાં સાડા બાર લાખ દાણા થાય. એમ ફરી ફરીને વાવતાં ઉત્તરોત્તર અનેકગણી વૃદ્ધિ થયા કરે. 'એમ અહીં પણ આ થકી (પુનઃ પુનઃ શ્રુતવૃદ્ધિપ્રાર્થના થકી) ઇષ્ટવૃદ્ધિ છે. એમ—શાલિબીજના પુનઃ પુનઃ રોપણથી શાલિવૃદ્ધિની જેમ, અહીં શ્રુતસ્તવમાં પણ આ શ્રુતધર્મવૃદ્ધિની આશંસારૂપ સદ્‌ભાવના પુનઃ પુનઃ આરોપણથી ઈષ્ટ એવા શ્રુતધર્મની વૃદ્ધિ થયા કરે છે.

**શાલિબીજ આરોપણનું દૃષ્ટાંત**



અત્રે શ્રુત—શાલિવૃદ્ધિમાં વિવેકગ્રહણ એ જ જલ છે, અને આ વિવેક અતિ ગંભીર ઉદાર આશયરૂપ હોઈ, આ થકી જ સંવેગઅમૃતનું આસ્વાદન હોય છે, ઇ. પ્રકારે આચાર્યજી વિવેકની મુક્તકંઠે પ્રશંસા કરે છે—

[१५]एवं विवेकग्रहणमत्र जलम् । अतिगम्भीरोदार एष आशयः । अत एव संवेगामृतास्वादनं । नाविज्ञातगुणे चिन्तामणौ यत्नः, न चान्यथाऽतोऽपि समीहितसिद्धिः । प्रकटमिदं प्रेक्षापूर्वकारिणां, एकान्ताविषयो गोयोनिवर्गस्य ।[३१४]

[१५]અર્થ :—એમ વિવેકગ્રહણ અત્રે જલ છે. આ (વિવેક) આશય અતિ ગંભીર ઉદાર છે, આ થકી જ સંવેગઅમૃતનું આસ્વાદન (હોય છે.) અવિજ્ઞાત ગુણવાળા ચિન્તા-

મણિમાં યત્ન હોતો નથી, અને અન્યથા આ (ચિન્તામણિ) થકી પણ સમીહિત સિદ્ધિ હોતી નથી. આ પ્રેક્ષાપૂર્વકારીઓને પ્રકટ છે. આ (વિવેક) ગોયોનિવર્ગનો એકાન્તે અવિષય છે.[૪૧૪]

## વિવેચન

"જિણે વિવેક ધરીએ પખ ગ્રહિયે, તત્ત્વજ્ઞાની તે કહિયે;
શ્રી મુનિસુવ્રત જો કૃપા કરો તો, આનંદઘન પદ લહિયે."—**શ્રી આનંદઘનજી**

હવે આ શાલિબીજઆરોપણ દૃષ્ટાંતથી આક્ષિપ્ત સહકારિકારણરૂપ જલને પ્રતિપાદન કરતાં કહ્યું—'एवं विवेकग्रहणमत्र जलम'—'એમ વિવેકગ્રહણ અત્રે જલ છે.' એમ —હમણાં જ કહ્યું તે પ્રકારે અત્રે શ્રુત–શાલિવૃદ્ધિમાં વિવેકથી— અત્રે શ્રુત-શાલિવૃદ્ધિમાં સમ્યક્‌અવધારણવિચારથી શ્રુતનું ગ્રહણ અથવા વિવેકનું ગ્રહણ વિવેક-ગ્રહણ તે જલ એ જ જલ છે. જેમ શાલિની વાવણીમાં પાણી—અને તે પણ પુષ્કળ પાણી હોય તો જ શાલિ ઊગે ને વધે; તેમ શ્રુતરૂપ

---

पञ्जिका—હવે શાલિબીજારોપણ દૃષ્ટાંતથી આક્ષિપ્ત સહકારિ કારણરૂપ જલને પણ પ્રતિપાદન કરતાં કહે છે,—एवम्—એમ, અનન્તરોક્ત પ્રકારથી, विवेकग्रहणं—વિવેકગ્રહણ, विवेकेन—વિવેકથી, સમ્યક્‌અર્થઅવધારણવિચારથી, ग्रहणं—ગ્રહણ, સ્વીકાર,—તે શ્રુતનું; विवेकस्य वा—વા વિવેકનું, ग्रहणं—ગ્રહણ, તે શું ? તે માટે કહ્યું—अत्र—અત્રે, શ્રુત–શાલિવૃદ્ધિમાં, जलम्—જલ, અંભઃ–પાણી છે. હવે વિવેકને જ સ્તવતાં કહ્યું—

अतिगम्भीरोदार:—અતિ ગંભીર ઉદાર, પ્રભૂત શ્રુતાવરણ ક્ષયોપશમથી લભ્યપણાને લીધે અત્યુત્તાન અને સકલ સુખલાભસાધકપણાને લીધે ઉદાર, एष:—આ, વિવેકરૂપ, आशय:—આશય, પરિણામ. अत एव—આ થકી જ, વિવેક થકી જ, નહિં કે સૂત્રમાત્રથી પણ, संवेगामृतास्वादनं—સંવેગઅમૃતનું આસ્વાદન (હોય છે), संवेग:—ધર્માદિ અનુરાગ. કહ્યું છે કે—

"तथ्ये धर्मे ध्वस्तहिंसाप्रबन्धे, देवे रागद्वेषमोहादिमुक्ते ।
साधौ सर्व्वग्रन्थसंदर्भहीने, संवेगोऽसौ निश्चलो योऽनुराग: ॥"

(અર્થાત્) હિંસાપ્રબન્ધ જ્યાં નષ્ટ છે એવા સાચા ધર્મમાં, રાગ–દ્વેષ–મોહાદિથી મુક્ત દેવમાં, સર્વ ગ્રંથસમૂહથી રહિત સાધુમાં જે નિશ્ચલ અનુરાગ તે સંવેગ છે.

स एवामृतं—તે જ (સંવેગ) અમૃત-સુધા, तस्याऽऽस्वादनं—તેનું આસ્વાદન, અનુભવ.

શંકા–વારુ, ક્રિયા જ ફલદા છે, નહિં કે જ્ઞાન. કહ્યું છે કે—

"क्रियैव फलदा पुंसां, न फलदं मतम् ।
यत: स्त्रीभक्ष्यभोगज्ञो, न ज्ञानात् सुखितो भवेत् ॥"

(અર્થાત્) ક્રિયા જ પુરુષોને ફલદા છે, જ્ઞાન ફલદ માન્યું નથી, કારણ કે સ્ત્રી–ભક્ષ્ય–ભોગજ્ઞ જ્ઞાન થકી સુખિઓ નથી હોતો. એટલે વિવેકગ્રહણથી શું ? એમ આશંકીને વ્યતિરેકથી અર્થાન્તર–ઉપન્યાસથી કહ્યું—

न—ન જ, अविज्ञातगुणे—અવિજ્ઞાત ગુણવાળા, અનિર્ણીત જ્વરાદિ ઉપશમ–સ્વભાવવાળા चिन्तामणौ—ચિન્તારત્નમાં, यत्न:—તદ્‌પ્રાપ્ત પૂજાદિ અનુષ્ઠાન લક્ષણ યત્ન. જેમ ચિન્તામણિમાં જ્ઞાત ગુણ સતે જ યત્ન (હોય છે), તેમ શ્રુતમાં પણ. એટલા માટે જ્ઞાનપૂર્વિકા જ ક્રિયા ફલવતી છે,

શાલિની વાવણીમાં પણ વિવેકરૂપ પુષ્કળ પાણી હોય તો જ શ્રુત-શાલિ ઊગે ને વધે; પણ વિવેકરૂપ પાણી ન હોય તો શ્રુત-શાલિ ઊગે નહિં ને વધે નહિં. એટલે વિવેક-ગ્રહણ એ જ આ શ્રુત-શાલિની વૃદ્ધિમાં મુખ્ય હેતુ છે.

આવા આ વિવેકના મહામહિમાની મુક્તકંઠે પ્રશંસા કરતાં શાસ્ત્રકર્ત્તા આચાર્યજી વદે છે—'अतिगम्भीरोदार एष आशयः'— 'આ (વિવેક) આશય અતિગંભીર ઉદાર છે.' આ વિવેકરૂપ આશય-ચિત્તપરિણામ પુષ્કળ શ્રુતાવરણના ક્ષયોપશમથી પ્રાપ્ત થવા યોગ્ય હોવાથી અતિ ગંભીર છે અને સકલ સુખસંપત્તિ આપનાર હોવાથી ઉદાર છે. 'अत एव संवेगामृतास्वादनं'— 'આ થકી જ સંવેગ અમૃતનું આસ્વાદન હોય છે.'

**આ વિવેક થકી સંવેગ અમૃતનું આસ્વાદન**

આ વિવેક થકી જ, નહિં કે સૂત્રમાત્રથી (પઠનથી), સંવેગરૂપ અમૃતનું આસ્વાદન-અનુભવન હોય છે વિવેકવિહોણા સૂત્રમાત્ર પાઠથી સંવેગ ઉપજતો નથી, પણ વિવેક થકી જ સંવેગરૂપ સુધાનું અનુભવન હોય છે.

'હું આ દેહાદિ પરવસ્તુથી ભિન્ન એવો શુદ્ધ ચૈતન્યસ્વરૂપ અવિનાશી અજર અમર આત્મા છું. આ નાશવંત દેહાદિ પરભાવ તે હું નથી. એક શુદ્ધ સહજાત્મસ્વરૂપ જ મ્હારૂં છે, બીજું કંઈ પણ મ્હારૂં નથી. હું આ દેહાદિ ભાવનો નથી, ને આ દેહાદિ ભાવ મ્હારા નથી. માટે મ્હારે આ મ્હારો એક શુદ્ધ આત્મભાવ જ આદેય છે—ગ્રહણ કરવા યોગ્ય છે, બાકી આ બીજા બધા ભાવ હેય છે, ત્યજવા યોગ્ય છે; માટે હું મ્હારા આત્મભાવને જ ભજું ને સમસ્ત પરભાવપ્રપંચને ત્યજું એ જ યોગ્ય છે. આમ સમ્યગ્દૃષ્ટિ દૃષ્ટા પુરુષને સત્પુરુષ સદ્ગુરુ સમીપે શ્રવણ કરેલા 'શ્રુત' જ્ઞાનથી વિવેક ઉપજ્યો છે, શ્રુત જ્ઞાન સમ્યક્પણે પરિણમ્યાથી સદ્-અસદ્નું ભાન થયું છે, વસ્તુસ્વરૂપ જેવું છે તેવું સમજવામાં આવ્યું છે, સ્વ-પરનું ભેદજ્ઞાન પ્રગટ્યું છે, આત્મા-અનાત્માનો પ્રગટ ભેદ અનુભવવામાં આવ્યો છે, કેવલ શુદ્ધ આત્માની અનુભૂતિરૂપ **વિવેકખ્યાતિ** ઉપજી છે, શુદ્ધ આત્મજ્ઞાન થયું છે.

'એટલે તે જીવ આવા દુઃખમય ભયરૂપ સંસારમાં રમતો નથી, પણ જેમ ભય-સ્થાનથી કોઈ મૂઠીઓ વાળીને વેગે દૂર ભાગી જાય, તેમ આ સમ્યગ્દૃષ્ટિ મુમુક્ષુ જીવ પણ **સંવેગથી**—અત્યંત વેગથી તે સંસારથી ભડકીને ભાગે છે; ક્ષણભર તેને સંસારની મોહિની રુચિકર લાગતી નથી. અથવા **સંવેગ** એટલે અત્યંત **મોક્ષાભિલાષ**, તીવ્ર મુમુક્ષુપણું. સમ્યગ્દૃષ્ટિ પુરુષે સહજ આત્મસ્વરૂપનો પરમાનંદમય રસાસ્વાદ કર્યો છે, અદ્ભુત

---

શંકા—ચિન્તામણિ ચિન્તામણિપણા થકી જ સમીહિત ફલવાળો હોય, તેમાં ઉક્ત યત્નથી શું? તે માટે કહ્યું—**न च**—ન જ, अन्यथा—અન્યથા, અજ્ઞાતગુણપણાએ કરીને, યત્નઅભાવે, अतोऽपि—આ થકી પણ, ચિન્તામણિ થકી પણ,—શ્રુતજ્ઞાન થકી તો દૂર રહો! **समीहितसिद्धिः**—સમીહિત સિદ્ધિ, પ્રાર્થિત પરમૈશ્વર્યની સિદ્ધિ. એ જ દૃઢ કરતાં કહ્યું—**प्रकटमिदं**—પ્રત્યક્ષ છે આ, **प्रेक्षापूर्वकारिणां**—પ્રેક્ષાપૂર્વકારીઓને, બુદ્ધિમંતોને, પ્રેક્ષાચક્ષુના વિષયપણાને લીધે, કે જ્ઞાનપૂર્વ સર્વ યત્ન સમીહિત સિદ્ધિફલવાળો છે. વ્યતિરેક કહ્યો—**एकान्ताविषयः**—એકાન્ત અવિષય, સદા પણ અસંવેદ્યપણાને લીધે, **गोयोनिवर्गस्य**—ગોયોનિવર્ગનો, બલિવર્દ સમ પૃથગ્જનો.

સમકિત અમૃતરસ ચાખ્યો છે, એટલે સ્વાભાવિક રીતે જ તેની સહજ આત્મપરિણતિ અત્યંત સંવેગથી—અત્યંત અત્યંત વેગથી **સહજાત્મસ્વરૂપે સ્થિતિરૂપ મોક્ષ** ભણી દોડે છે. અને આવો તીવ્ર મોક્ષાભિલાષરૂપ **સંવેગ** હોવાથી, ઉપલક્ષણથી તે મોક્ષના સાધનરૂપ—કારણરૂપ અર્હદ્ભક્તિ—વાત્સલ્ય વગેરે સત્સાધન પ્રત્યે પણ સંવેગ—પરમ રુચિભાવ ધરાવે છે. એટલે તે ભગવાન્ અર્હંતોની ભક્તિ—વાત્સલ્ય આદિ પ્રત્યે સંવેગથી—અત્યંત વેગથી, પૂર્ણ ઉત્સાહથી, પરમ આત્મોલ્લાસથી, અત્યંત ચિત્તપ્રસન્નતાથી પ્રવર્તે છે. અને જેમ પાણીનું પૂર રોકયું રોકાતું નથી, તેમ સમ્યગ્દૃષ્ટિનો આ સત્સાધન પ્રત્યેનો અત્યંત વેગ—સંવેગ—અદમ્ય ઉત્સાહ રોકયો રોકાતો નથી.'

—**શ્રી યોગદૃષ્ટિસમુચ્ચય વિવેચન** (સ્વરચિત) પૃ. ૨૭૭, ૪૭૭,

અત્રે આશંકા થશે—ક્રિયા જ ફલદાયિની છે, નહિં કે જ્ઞાન. કહ્યું છે કે—"ક્રિયા જ પુરુષોને ફલદાયિની છે, જ્ઞાન ફલદાયી માન્યું નથી. કારણ કે સ્ત્રી—ભક્ષ્ય—ભોગને જાણનારો જ્ઞાન થકી સુખિઓ નથી હોતો." એટલે વિવેકગ્રહણથી શું? એ આશંકાનું નિવારણ કરતાં કહ્યું—'नाविज्ञातगुणे चिन्तामणौ यत्नः–' અવિજ્ઞાતગુણવાળા ચિન્તામણિમાં યત્ન હોતો નથી. જેમ જેનો ગુણ જાણવામાં આવ્યો નથી એવા ચિન્તારત્નમાં તેને યોગ્ય પૂજાદિ અનુષ્ઠાનરૂપ યત્ન હોતો નથી, પણ તેનો તથા—પ્રકારનો ગુણ જાણવામાં આવ્યે જ તથાપ્રકારનો પૂજાદિ યત્ન હોય છે; તેમ શ્રુત—ચિન્તામણિ આ. માં પણ તેનો ગુણ જાણવામાં આવ્યો ન હોય તો તેના આરાધનરૂપ યત્ન હોતો નથી, પણ તેનો તથાપ્રકારનો ગુણ જાણવામાં આવ્યે જ તથાપ્રકારનો આરાધન યત્ન હોય છે. માટે જ્ઞાનપૂર્વિકા જ ક્રિયા ફલવતી છે.

**અવિજ્ઞાતગુણવાળા ચિન્તામણિમાં યત્ન હોતો નથી**

અત્રે વળી બીજી આશંકા થશે—ચિન્તામણિ ચિન્તામણિપણા થકી જ વાંચ્છિત ફલ આપે, તેમાં યત્નનું શું કામ? તેનો ઉત્તર આપતાં કહ્યું—'न चान्यथाऽतोपि समीहितसिद्धिः'—'અને અન્યથા આ (ચિન્તામણિ) થકી પણ સમીહિતસિદ્ધિ હોતી નથી.' નહિં તો ગુણ જાણવામાં આવ્યો નહિં હોઇ, યત્નઅભાવે શ્રુતજ્ઞાનની વાત તો દૂર રહો, પણ આ ચિન્તામણિ થકી પણ ઇષ્ટ સિદ્ધિ—વાંચ્છિત પરમ ઐશ્વર્ય આદિ સિદ્ધિ ન જ હોય. તેમ ગુણ અજ્ઞાત હોઇ યત્નઅભાવે શ્રુતચિન્તામણિ થકી પણ મોક્ષરૂપ વાંચ્છિત ફલસિદ્ધિ ન જ હોય.

---આ 'प्रकटमिदं प्रेक्षापूर्वकारिणाम्'---'આ પ્રેક્ષાપૂર્વકારીઓને પ્રગટ છે,'—આ જ્ઞાનપૂર્વક સર્વ યત્ન ઇષ્ટ સિદ્ધિ ફળ આપવાવાળો છે, એ પ્રેક્ષા—ચક્ષુનો વિષય હોવાથી, આ પ્રસ્તુત વિવેક સંબંધી વાત પ્રેક્ષાપૂર્વકારીઓને—પ્રથમ જોઈ વિચારી પ્રવર્તનારા બુદ્ધિમંત પ્રાજ્ઞજનોને પ્રકટ છે, પ્રત્યક્ષ દીવા જેવી સ્પષ્ટ છે. પણ 'एकान्ताविषयो गोयोनिवर्गस्य।' ગોયોનિવર્ગનો એકાન્તે અવિષય છે. અર્થાત્ 'ગોયોનિ'—બળદીઆ સમા પૃથગ્જન—પ્રાકૃત જનનો જે વર્ગ—સમૂહ છે, તેનો તો આ વિવેક વિષય નથી;

**આ વિવેક ગોયોનિ વર્ગનો એકાન્તે અવિષય**

બળદીઆ જેવા અણુસમજુ ગમાર અજ્ઞ અવિવેકી જનો છે તેને તો આ વિવેક કદી પણ સંવેદાતો નથી, એટલે તેઓનો આ એકાંતે અવિષય જ છે.



આ વિવેક યોગશાસ્ત્રોનો પરમ ગર્ભ છે ને તેને તે તે સુંદર શબ્દોથી જૂદા જૂદા યોગશાસ્ત્રકારોએ પ્રશંસ્યો છે તે દર્શાવે છે—

[૧૬]परमगर्भ एष योगशास्त्राणां । अभिहितमिदं तैस्तैश्चारुशब्दैर्मोक्षाध्वदुर्ग्गग्रहणमिति कैश्चित, तमोग्रन्थिभेदानन्द इति चान्यैः, गुहान्धकारालोककल्पमपरैः, भवोदधिद्वीपस्थानं चान्यैरिति।[૨૧૫]

[૧૬]અર્થ:—આ (વિવેક) યોગશાસ્ત્રોનો પરમ ગર્ભ છે. આ (વિવેક વસ્તુ) તે તે ચારુ શબ્દોથી કહેવામાં આવ્યું છે; મોક્ષાધ્વદુર્ગગ્રહણ એમ કોઇથી, તમોગ્રંથિભેદાનન્દ એમ અન્યોથી, ગુહાન્ધકાર આલોક સમ એમ બીજાઓથી, અને ભવોદધિદ્વીપસ્થાન એમ અન્યોથી. ૩૧૫

## વિવેચન

"સાહેલાં હે કુંથુ જિનેશ્વર દેવ, રત્નદીપક અતિ દીપતો હો લાલ.
સા. મુજ મન મંદિરમાંહી, આવે જો અરિબલ જીપતો હો લાલ.
સા. મિટે તો મોહ અંધાર, અનુભવ તેજે જળહળે હો લાલ."
— શ્રી યશોવિજયજી

અને 'परमगर्भ एष योगशास्त्राणां'—'આ (વિવેક) યોગશાસ્ત્રોનો પરમગર્ભ—છે.' આ વિવેક છે તે યોગશાસ્ત્રોનો પરમ ગર્ભ—પરમ રહસ્યભૂત મર્મ છે. કારણ કે 'આ (વિવેક વસ્તુ) તે તે ચારુ શબ્દોથી કહેવામાં આવ્યું છે—અન્યોથી.'

**જૂદા જૂદા સુંદર શબ્દોથી ઓળખાતો આ વિવેક યોગશાસ્ત્રોનો પરમગર્ભ**

'આ વિવેક વસ્તુ આ કહેવામાં આવતા તે તે સત્ય ઉદાર અર્થવાળા ચારુ—સુંદર શબ્દોથી જૂદા જૂદા યોગશાસ્ત્રકારોથી કહેવામાં આવી છે. જેમકે—(૧) કોઈ તેને 'મોક્ષાધ્વદુર્ગગ્રહણ' કહે છે; કારણ કે જેમ માર્ગે ચોર આદિનો ઉપદ્રવ થયે દુર્ગગ્રહણ—દુર્ગનો આશ્રય એ જ પરિત્રાણ—રક્ષણોપાય છે, તેમ મોક્ષમાર્ગે રાગાદિ ઉપદ્રવ

---

पञ्जिका—પુનઃ કેવો? તે માટે કહ્યું—

परमगर्भः—પરમ ગર્ભ, પરમ રહસ્ય, एषः—આ, વિવેક, योगशास्त्राणां—યોગશાસ્ત્રોનો, ષષ્ટિતંત્રાદિનો. કયા કારણથી? કારણકે—अभिहितमिदं—આ વિવેક વસ્તુ કહેવામાં આવી છે, तैस्तैः—તે તે વક્ષ્યમાણ, चारुशब्दैः—ચારુ શબ્દોથી, સત્ય ઉદાર અર્થવાળા ધ્વનિઓથી, मोक्षाध्व ઇત્યાદિ વચનચતુષ્ક પણ પ્રતીતાર્થ છે. પરંતુ—मोक्षाध्वदुर्गग्रहणम्—મોક્ષમાર્ગમાં દુર્ગગ્રહણ. જેમ કોઈને ક્વચિત્ માર્ગમાં તસ્કરાદિ ઉપદ્રવે દુર્ગગ્રહણ જ પરિત્રાણ છે, તેમ મોક્ષમાર્ગમાં રાગાદિ ચોરના ઉપદ્રવે વિવેકગ્રહણ.

સતે વિવેકગ્રહણ એ જ ત્રાણ છે, શરણ છે. (૨) બીજાઓ તેને 'તમોગ્રન્થિભેદાનન્દ' કહે છે, મિથ્યાત્વરૂપ તમ:ગ્રંથિના—અજ્ઞાનાંધકાર ગ્રન્થિના ભેદથી ઉપજતો આનંદ કહે છે. (૩) અન્યો તેને 'ગુહાન્ધકાર આલોક સમ' કહે છે, ગુફાના અંધકારમાં આલોક—પ્રકાશ સમો કહે છે. (૪) અને કોઈ તેને 'ભવોદધિ દ્વીપસ્થાન' કહે છે, સંસારસમુદ્રમાં દ્વીપરૂપ આશ્રયસ્થાન કહે છે. આમ સુંદર અન્વયાર્થ નામ આપી તે તે યોગશાસ્ત્રકારોએ આ વિવેકનો જ મહામહિમા સંગીત કર્યો છે.



શ્રુત અને વિવેક એમ જૂદું ગ્રહણ કરવાનું રહસ્ય એ છે કે—કાવ્યભાવને અહૃદયની જેમ મહામિથ્યાદષ્ટિ આ શ્રુત યથાવત્ જાણતો નથી, એટલે જ નિષ્ફલપણાને લીધે અભવ્યને ચિન્તામણિની પ્રાપ્તિ જેમ તેને પ્રાપ્તિ પણ અપ્રાપ્તિ છે, એમ મર્મ કથે છે—

[૧૭]ન ચૈતદ્યથાવદવબુધ્યતે મહામિથ્યાદૃષ્ટિ:, તદ્ભાવાऽऽच्छादनात् अहृदयवत्काव्यभावमिति । तत्प्रवृत्त्याद्येव ह्यत्र सल्लिङ्गं, तद्भाववृद्धिश्च काव्यभावज्ञवत् । अत एव हि महामिथ्यादृष्टे: प्राप्तिरप्यप्राप्ति:, तत्फलाभावात्, अभव्यचिन्तामणिप्राप्तिवत् ।[૩૧૬]

[૧૭]અર્થ:—અને આને (શ્રુતને) મહામિથ્યાદષ્ટિ યથાવત્ અવબોધતો નથી,—તદ્‌ભાવના આચ્છાદનને લીધે,—કાવ્યભાવને અહૃદયની જેમ. કારણકે તત્પ્રવૃત્તિ આદિ જ અત્ર સત્‌લિંગ છે, અને તદ્‌ભાવવૃદ્ધિ,—કાવ્યભાવજ્ઞવત્. એટલા માટે જ મહામિથ્યાદષ્ટિની પ્રાપ્તિ પણ અપ્રાપ્તિ છે,—તેના ફલઅભાવને લીધે,—અભવ્યને ચિન્તામણિપ્રાપ્તિવત્.[૩૧૬]

पञ्जिका—શંકા—શ્રુતમાત્રનિયત વિવેકગ્રહણ છે, તો આનાથી આનું વિશેષથી પૃથક્ જ્ઞાપન શું કામ ? એમ આશંકીને કહ્યું—न च—અને ન જ, एतत्—આ શ્રુતને,—કથંચિત્ પાઠે પણ. यथावत्—જે પ્રકારના અર્થવાળું છે, યાદશાર્થ અર્થ છે, अवबुध्यते—અવબોધતો, જાણતો, महामिथ्यादृष्टि:—મહામિથ્યાદષ્ટિ, પુદ્‌ગલપરાવર્તથી અધિક સંસારવાળો. કેમ ? તે માટે કહ્યું—तद्भावाऽऽच्छादनात्—તદ્‌ભાવના આચ્છાદનને લીધે, બોધભાવના આવરણને લીધે. દષ્ટાંત કહ્યું—अहृदयवत्—અહૃદય જેમ, અવ્યુત્પન્ન જેમ, काव्यभावम्—કાવ્યભાવને, શૃંગારાદિ રસસૂચક વચનરહસ્યને. એથી કરીને શ્રુતમાત્રનિયત વિવેકગ્રહણ કેમ ? કયા કારણથી આ આમ છે તે માટે કહ્યું—

तत्प्रवृत्त्याद्येव—તેની પ્રવૃત્તિ આદિ જ, हि—કારણકે, तत्र—તેમાં, અવબુદ્ધ શ્રુતાર્થમાં. પ્રવૃત્તિ, વિઘ્નજય, સિદ્ધિ, વિનિયોગ જ,—નહિં કે શ્રુતાર્થજ્ઞાન માત્ર, अत्र—અત્રે, શ્રુતાવબોધમાં, सद्—સત્, અવ્યભિચાર, लिङ्गम्—લિંગ, ગમક હેતુ છે. શું આટલું જ ? ના, તે માટે કહ્યું—तद्भाववृद्धिश्च—અને તદ્‌ભાવવૃદ્ધિ, બોધભાવવૃદ્ધિ, काव्यभावज्ञवत्—કાવ્ય ભા. માં કાવ્યભાવજ્ઞની જેમ. એમ દષ્ટાંત છે.

अत एव—એટલા માટે જ, યથાવત્ અનવબોધને લીધે જ, हि—સ્ફુટપણે, महामिथ्यादृष्टे:—ઉક્તલક્ષણ મહામિથ્યાદષ્ટિને, प्राप्ति:—અધ્યયનાદિરૂપ શ્રુતની પ્રાપ્તિ, अप्राप्ति:—અપ્રાપ્તિ છે. કયા કારણથી ? તે માટે કહ્યું—तत्फलाभावात्—તેના ફલના અભાવને લીધે. યથાવત્ અવબોધરૂપ ફલના અભાવને લીધે. કોની જેમ ? તે માટે કહ્યું—अभव्यचिन्तामणिप्राप्तिवत्—અભવ્યને ચિન્તામણિપ્રાપ્તિ જેમ. જેમ અતિનિર્ભાગ્યતાથી અયોગ્યને ચિન્તામણિ પ્રાપ્ત સતે પણ તેના જ્ઞાનવત્ત્વના અભાવે તેનું ફલ નથી, તેમ આને શ્રુતપ્રાપ્તિમાં પણ.

## વિવેચન

"આદર્યો આચરણ લોકઉપચારથી, શાસ્ત્ર અભ્યાસ પણ કાંઈ કીધો;
શુદ્ધ શ્રદ્ધાન વળી આત્મઅવલંબ વિણ, તેહવો કાર્ય તિણે કો ન સીધો."

અત્રે શંકા થવી સંભવે છે કે—વિવેકગ્રહણ તો નિયતપણે શ્રુતમાત્ર આધીન છે, તો આ શ્રુતથી આ વિવેકનું પૃથક્ જ્ઞાપન શું કામ ? એ આશંકાની સંભાવના દેખી કહ્યું—'અને આ (શ્રુત) મહામિથ્યાદૃષ્ટિ યથાવત્ અવબોધતો નથી,'

**મહામિથ્યાદૃષ્ટિ આ શ્રુત યથાવત્ અવબોધતો નથી**

'न चैतद् यथावदवबुध्यते महामिथ्यादृष्टिः ।' પુદ્‌ગલપરાવર્ત્તથી જેનો અધિક સંસાર છે એવો મહામિથ્યાદૃષ્ટિ આ શ્રુતનો કથંચિત્ પાઠ કરે તો પણ તે યથાવત્—જેમ છે તેમ સમ્યક્ અર્થપણે અવબોધતો—જાણતો—સમજતો નથી. શાને લીધે ? 'તદ્‌ભાવના આચ્છાદાનને લીધે,'—'तद्भावाच्छादनात्'—તેના બોધભાવના આચ્છાદનને—આવરણને લીધે, ઢંકાઈ જવાપણાને લીધે. અત્રે દૃષ્ટાંત—'अहृदयवत् काव्यभावम्'— '**કાવ્યભાવને અહૃદયની જેમ.**' શ્રૃંગારાદિ રસમય કાવ્યના ભાવને જેમ હૃદયવિહીન—અહૃદય અરસિક અવ્યુત્પન્ન જન અવબોધતો નથી, જાણતો નથી, તેમ પ્રસ્તુત શ્રુતના ભાવને ભાવવિહીન એવો મહામિથ્યાદૃષ્ટિ જાણતો—સમજતો નથી. એટલે વિવેકગ્રહણ નિયતપણે ચોક્કસ શ્રુતમાત્રને આધીન કેમ હોય ? અર્થાત્ શ્રુત તો મહામિથ્યાદષ્ટિ પણ પઠે છે, પણ તેનો બોધ તેને હોતો નથી. એટલે શ્રુત છતાં વિવેક ન હોય એમ બને છે, એટલા માટે શ્રુત અને વિવેક એમ જૂદું ગ્રહણ કર્યું છે તે યથાર્થ જ છે, સહેતુક જ છે.

કારણકે 'તત્પ્રવૃત્તિ આદિ જ અત્ર સત્‌લિંગ છે. 'तत्प्रवृत्त्याद्येव ह्यत्र सल्लिङ्गं ।'—અત્રે—અવબુદ્ધ શ્રુતાર્થમાં તત્પ્રવૃત્તિ આદિ જ એટલે કે પ્રવૃત્તિ, વિઘ્નજય, સિદ્ધિ, વિનિયોગ આદિ જ સત્—અવ્યભિચારી લિંગ—ગમક જણાવનારો હેતુ છે, નહિં કે શ્રુતાર્થજ્ઞાન માત્ર. શ્રુતાવબોધ થયો છે કે નહિં તે તથાપ્રકારે પ્રવૃત્તિ, વિઘ્નજય સિદ્ધિ, વિનિયોગ આદિ લિંગ—પ્રગટ ચિન્હ પરથી જણાય છે, નહિં કે શ્રુતાર્થજ્ઞાનમાત્રથી. આટલું જ માત્ર શ્રુતાવબોધનું લિંગ જ છે નહિં, પણ 'તદ્‌ભાવવૃદ્ધિ કાવ્યભાવજ્ઞવત્ છે.' 'तद्भाववृद्धिश्च काव्यभावज्ञवत् ।—અર્થાત્ કાવ્યના ભાવને જાણનારની જેમ તદ્‌ભાવની આત્મપરિણમનરૂપ બોધભાવની વૃદ્ધિ એ પણ અત્ર લિંગ છે.

અને 'अत एव हि महामिथ्यादृष्टेः प्राप्तिरप्यप्राप्तिः ।'—'એટલા માટે જ મહામિથ્યાદષ્ટિની પ્રાપ્તિ પણ અપ્રાપ્તિ છે;' યથાવત્ અનવબોધને લીધે, સમ્યક્‌પણે આત્મામાં પરિણમવારૂપ બોધભાવના અભાવને લીધે સ્ફુટપણે

**મહામિથ્યાદૃષ્ટિની શ્રુતપ્રાપ્તિ પણ અપ્રાપ્તિ**

અધ્યયનાદિરૂપ શ્રુતની પ્રાપ્તિ પણ અપ્રાપ્તિ છે. મહામિથ્યાદષ્ટિ ભલે શ્રુતનો ગમે તેટલો અભ્યાસ કરે તોપણ તેના આત્મામાં જ્ઞાનરૂપે પરિણમન—બોધભાવ નહિં ઉપજતો હોવાથી, તે શ્રુતને પામ્યો તે નહિં પામ્યા બરાબર છે.

એમ શાને લીધે? 'तत्फलाभावात्, अभव्यचिन्तामणिप्राप्तिवत्'—'તેના ફલ-અભાવને લીધે,—અભવ્યને ચિન્તામણિપ્રાપ્તિવત્.' યથાવત્ બોધરૂપ ફલના અભાવને લીધે, અભવ્યને ચિન્તામણિરત્નની પ્રાપ્તિ જેમ તેની શ્રુતપ્રાપ્તિ પણ અપ્રાપ્તિ જ છે. જેમ કોઈ અભવ્યને—અયોગ્ય પાત્રને ચિન્તામણિ-રત્નની પ્રાપ્તિ થઈ, પણ તે દુર્ભાગીને તેના મહામહિમાવંત સ્વરૂપનું ભાન નથી, એટલે તે ચિન્તામણિપ્રાપ્તિનું ફલ તેને મળતું નથી, તેથી તેની પ્રાપ્તિ તે અપ્રાપ્તિ જ છે. તેમ અભવ્ય—અયોગ્ય એવા મહામિથ્યાદષ્ટિને શ્રુત—ચિન્તામણિની પ્રાપ્તિ થઈ, પણ તે મહાદુર્ભાગી અપાત્ર જીવને તે અનંતગુણવિશિષ્ટ અચિન્ત્ય મહિમાવંત શ્રુતચિંતામણિના સ્વરૂપનું ભાન નથી, એટલે વિવેકપૂર્વક સમ્યક્શ્રુતચિંતાના અભાવે તેને તે શ્રુતચિંતામણિપ્રાપ્તિનું યથાવત્ બોધભાવ-રૂપ ફળ મળતું નથી, તેથી શ્રુતને અયોગ્ય અનધિકારી એવા તે મહામિથ્યાદષ્ટિની શ્રુતપ્રાપ્તિ તે અપ્રાપ્તિ જ છે.

અભવ્યને ચિન્તામણિ-પ્રાપ્તિ જેમ અફલ



મિથ્યાદષ્ટિને તો દ્રવ્યશ્રુતપ્રાપ્તિ હોય અને તેના ભવ્યપણાના યોગને લીધે અસ્થાને અભિનિવેશ ન હોય, એમ મહામિથ્યાદષ્ટિથી તેનો ભેદ દર્શાવે છે—

[१८]मिथ्यादृष्टेस्तु भवेद् द्रव्यप्राप्तिः, साऽऽदरादिलिङ्गा अनाभोगवती। न त्वस्यास्थान एवाभिनिवेशः, भव्यत्वयोगात्। तच्चैवंलक्षणं।[३१७]

[१८]અર્થ:—મિથ્યાદષ્ટિને તો દ્રવ્યપ્રાપ્તિ હોય; તે આદરાદિ લિંગવાળી અનાભોગવતી (એવી હોય); આનો અસ્થાને જ અભિનિવેશ ન હોય,—ભવ્યત્વયોગને લીધે. અને તે (ભવ્યત્વ) એવા લક્ષણવાળું છે.[૩૧૭]

---

पञ्जिका—વારુ, મહામિથ્યાદષ્ટિને એમ ભલે હો, પણ મિથ્યાદષ્ટિની શી વાર્તા? તે માટે કહ્યું—मिथ्यादृष्टेस्तु—ધર્મબીજાધાન આદિને અર્હ એવા મિથ્યાદષ્ટિને તો, भवेत्—હોય, द्रव्यप्राप्तिः—ભાવશ્રુતયોગ્ય એવી દ્રવ્યશ્રુતપ્રાપ્તિ. દ્રવ્યશ્રુતપ્રાપ્તિ કેવી હોય? आदरादिलिङ्गा—'आदरः करणे प्रीतिः' ઇત્યાદિ લિંગવાળી, अनाभोगवती—સમ્યક્શ્રુતઅર્થના ઉપયોગરહિત એવી.

વારુ, મિથ્યાદષ્ટિ અને મહામિથ્યાદષ્ટિમાં અનાભોગ આદિના અવિશેષને લીધે કયો પ્રતિવિશેષ છે? તે માટે કહ્યું—न तु—ન પુનઃ, अस्य—આને, મિથ્યાદષ્ટિને, अस्थान एव—અસ્થાને જ, મોક્ષપથ-પ્રતિપંથિ જ ભાવમાં, अभिनिवेशः—અભિનિવેશ, આગ્રહ,—સ્થાને અભિનિવેશના પણ તેને ભાવને લીધે. એમ કયાંથી? તે માટે કહ્યું—भव्यत्वयोगात्—ભવ્યત્વયોગને લીધે, ભાવશ્રુતયોગ્યત્વના ભાવને લીધે, અસ્થાને અભિનિવેશ જ હોય નહિં, તેના અભાવને લીધે. આના જ હેતુનું સ્વરૂપ કહ્યું—तच्च—અને તે પુનઃ ભવ્યત્વ, एवंलक्षणं—એવા લક્ષણવાળું. અસ્થાને અને સ્થાને અભિનિવેશસ્વભાવવાળું એમ આ બન્નેનો વિશેષ જાણવો યોગ્ય છે.

## વિવેચન

"આદર કિરિયા રતિ ઘણીજી, વિઘન ટળે મિલે લચ્છી;
જિજ્ઞાસા બુધસેવનાજી, શુભ ક્રિયા ચિહ્ન પ્રત્યચ્છી."
—શ્રી યોગદૃષ્ટિ સજ્ઝાય

મહામિથ્યાદૃષ્ટિને માટે એમ ભલે હો, પણ મિથ્યાદૃષ્ટિને માટે શું? તે માટે કહ્યું—'મિથ્યાદૃષ્ટિને તો તે આદરાદિ લિંગવાળી અનાભોગવતી દ્રવ્યપ્રાપ્તિ હોય;' ધર્મ-બીજાધાન આદિને અર્હ-યોગ્ય એવા મિથ્યાદૃષ્ટિને તો ભાવશ્રુત-યોગ્ય-ભાવશ્રુતનું કારણ થાય એવી દ્રવ્યશ્રુત પ્રાપ્તિ હોય; અને તે "आदरः करणे प्रीतिः" ઇ૦ શ્લોકમાં કહ્યા પ્રમાણે આદરાદિ લિંગવાળી અને અનાભોગવતી—સમ્યક્ શ્રુત અર્થના ઉપયોગ રહિત એવી હોય.

**મિથ્યાદૃષ્ટિને દ્રવ્યશ્રુત પ્રાપ્તિ**

વારુ, મિથ્યાદૃષ્ટિ અને મહામિથ્યાદૃષ્ટિમાં અનાભોગ (અનુપયોગ) આદિનો તફાવત નથી, તો પછી તેઓમાં કયો તફાવત છે કે જેથી આમ ભેદ પાડો છો? તે માટે કહ્યું—'આનો અસ્થાને જ અભિનિવેશ ન હોય,—ભવ્યત્વયોગને લીધે.' આનો—મિથ્યાદૃષ્ટિનો અસ્થાને જ,—મોક્ષપથપ્રતિપંથિ—મોક્ષમાર્ગ-વિરોધી ભાવમાં જ અભિનિવેશ—આગ્રહ ન હોય, પણ સ્થાને—મોક્ષપથઅપ્રતિપંથિ—મોક્ષમાર્ગઅવિરોધી ભાવમાં તો એનો અભિનિવેશ—આગ્રહ હોય, કારણ કે તેને ભવ્યત્વનો યોગ છે, માટે. 'અને આ એવા લક્ષણવાળું છે.' આ—ભવ્યત્વ એવા લક્ષણવાળું છે. એટલે અસ્થાને અને સ્થાને અભિનિવેશ-સ્વભાવવાળું એમ આ બન્નેનો વિશેષ જાણવો યોગ્ય છે. અર્થાત્ ભાવશ્રુતયોગ્યપણાના ભાવને લીધે આ મિથ્યાદૃષ્ટિને અસ્થાને જ અભિનિવેશ હોય નહિં; પણ મહામિથ્યાદૃષ્ટિને તો ભવ્યત્વનો—ભાવશ્રુતયોગ્યપણાનો અભાવ છે, એટલે તેને અસ્થાને—મોક્ષપથપ્રતિપંથિ—મોક્ષમાર્ગવિરોધી ભાવમાં અભિનિવેશ હોય, પણ મોક્ષપંથઅપ્રતિપંથિ—મોક્ષમાર્ગઅવિરોધી ભાવમાં અભિનિવેશ હોય નહિં. આમ મિથ્યાદૃષ્ટિ ભાવશ્રુત જનનયોગ્ય એવા **પ્રધાન** દ્રવ્યનું ભાજન હોવાથી દ્રવ્યથી શ્રુતનો અધિકારી છે, પણ મહામિથ્યાદૃષ્ટિ તો **અપ્રધાન** દ્રવ્યનું ભાજન હોવાથી દ્રવ્યથી પણ શ્રુતનો અધિકારી નથી, અનધિકારી જ છે.

**મિથ્યાદૃષ્ટિને અસ્થાને અભિનિવેશ ન હોય**



અને આગમપ્રમાણથી જણાય છે કે આ શ્રુત અભવ્યોએ પણ અનેકવાર પ્રાપ્ત કર્યું છે, પણ નિષ્ફલપણાને લીધે તેથી કંઈ નથી, આ વસ્તુ આગમાનુસાર પરિભાવન કરવાનો પરમ ભાવિતાત્મા આચાર્યશ્રી હરિભદ્રજી આગમજ્ઞોને અનુરોધ કરે છે—

[१९]प्राप्तं चैतदभव्यैरप्यसकृत्, वचनप्रामाण्यात् । न च ततः किञ्चित्, प्रस्तुतफललेश-स्याप्यसिद्धेः। परिभावनीयमेतदागमज्ञैर्वचनानुसारेणेति । एवमन्येषामपि सूत्राणामर्थो वेदि-तव्य इति । दिग्मात्रप्रदर्शनमेतत् ॥२१८

[૧૯]અર્થ :—અને આ (શ્રુત) અભવ્યોથી પણ અનેકવાર પ્રાપ્ત કરાયું છે,—વચનપ્રામાણ્યને લીધે. અને તે થકી કંઈ નથી,—પ્રસ્તુત ફલલેશની પણ અસિદ્ધિને લીધે. આ આગમજ્ઞોએ વચનાનુસારે પરિભાવનીય છે.

એમ અન્ય સૂત્રોનો પણ અર્થ જાણવો યોગ્ય છે. આ દિગ્માત્રપ્રદર્શન છે.[૩૧૮]

## વિવેચન

"એક વચન જિન આગમનો લહી, નીપાવ્યાં નિજ કામ....જિણંદજી!
એટલે આગમ કારણ સંપજે, ઢીલ થઈ કિમ આમ? જિણંદજી!"
—શ્રી દેવચંદ્રજી

આમ ઉપરમાં કહી દેખાડયું તેમ મહામિથ્યાદૃષ્ટિને આ શ્રુતની પ્રાપ્તિ પણ અસંભાવિની છે, તો તેની ફલચિંતા તો ક્યાંથી? તે માટે કહ્યું–'प्राप्तं चैतदभव्यैरप्यसकृत्, वचनप्रामाण्यात्'—'અને આ (શ્રુત) અભવ્યોથી પણ અનેકવાર પ્રાપ્ત કરાયું છે,—વચનપ્રામાણ્યને લીધે.' આ શ્રુત મુક્તિગમન–અયોગ્ય એવા અભવ્યોએ પણ–એકાન્ત મહામિથ્યાદૃષ્ટિઓએ પણ અનેકવાર પ્રાપ્ત કર્યું છે, તો પછી અન્ય મિથ્યાદૃષ્ટિનું તો પૂછવું જ શું? કારણ કે તે માટે વચનનું–આગમનું પ્રમાણપણું છે. આગમમાં કહ્યું છે કે સર્વ જીવોનો અનંતવાર ગ્રૈવેયકમાં ઉપપાત થયો છે, એમ આગમનું પ્રમાણપણું છે માટે. આ અંગે **પંચાશક**×**શાસ્ત્રમાં** સ્પષ્ટ કહ્યું છે કે—"સંપૂર્ણ ક્રિયા પણ ભાવ વિના ક્રિયા જ નથી, કારણ કે તેને નિજ ફલનું વિકલપણું છે, અત્રે ગ્રૈવેયકઉપપાતનું દૃષ્ટાંત છે." અર્થાત્ ગ્રૈવેયકપ્રાપ્તિ પણ સાધુની સંપૂર્ણ ક્રિયાના પાલન વિના હોતી નથી, ઉત્તમપણે સાધુની સંપૂર્ણ ક્રિયાના પાલનથી જ હોય છે. આમ સાધુની સંપૂર્ણ ક્રિયા અને ઉપલક્ષણથી તેનું જ્ઞાપક દ્રવ્યશ્રુત પ્રાપ્ત થયા છતાં આ જીવનું કલ્યાણ થયું નહિં! અરે! દર્શન પણ સિદ્ધ થયું નહિં!

**આ શ્રુત અભવ્યોથી પણ અનેકવાર પ્રાપ્ત**

---

**पञ्जिका**—મહામિથ્યાદૃષ્ટિને પ્રાપ્તિ પણ અસંભાવિની, તો તેની ફલચિંતા તો ક્યાંથી? તે માટે કહ્યું:—**प्राप्तं**—પ્રાપ્ત, લબ્ધ, **च**કાર-ઉક્ત સમુચ્ચયમાં, **एतत्**—આ, શ્રુત, **अभव्यैरपि**—અભવ્યોથી પણ, એકાન્ત મહામિથ્યાદૃષ્ટિથી, પુનઃ અન્ય મિથ્યાદૃષ્ટિથી તો પૂછવું જ શું? **असकृद्**—અનેકવાર. કયા કારણથી? તે માટે કહ્યું—**वचनप्रामाण्यात्**—વચનપ્રામાણ્યને લીધે. સર્વ જીવોના અનંતવાર ગ્રૈવેયકમાં ઉપપાત પ્રજ્ઞાપનાના પ્રામાણ્યને લીધે. ત્યારે એમ તો તેનું ફલ પણ તેઓમાં હશે? એટલા માટે કહ્યું—

**न च**—ન જ, **ततः**—તે થકી, શ્રુતપ્રાપ્તિ થકી, **किंचित्**—કંઈ, ફલ એમ સમજાય છે. કયા કારણથી? તે માટે કહ્યું—**प्रस्तुतफललेशस्यापि**—પ્રસ્તુત ફલલેશની પણ, પ્રકૃત યથાવદ્ બોધરૂપ ફલાંશની પણ, સર્વની વાત તો દૂર રહો! **असिद्धेः**—અસિદ્ધિને લીધે, અપ્રાપ્તિને લીધે. તેની સિદ્ધિ સતે અલ્પકાળે જ સર્વની મુક્તિની પ્રાપ્તિના પ્રસંગને લીધે.

× "संपुणावि हि किरिया भावेण विणा ण होंति किरियत्ति ।
णियफलविगलत्तणओ गेवज्जउववायणाएणं ॥" શ્રી પંચાશક.

ત્યારે એમ અનંતવાર શ્રુત પ્રાપ્ત થયું તો તેનું ફલ પણ તેઓને પ્રાપ્ત હશે ? તે માટે કહ્યું—'**न च ततः किञ्चित्**' ઇ૦ 'અને તે થકી કંઇ નથી,–પ્રસ્તુત ફલલેશની પણ અસિદ્ધિને લીધે.' તે શ્રુતપ્રાપ્તિ થકી તેઓને કંઈ પણ ફલ નથી, કારણ કે પ્રસ્તુત યથાવત્ બોધરૂપ ફલઅંશની પણ તેઓને અસિદ્ધિ–અપ્રાપ્તિ છે માટે. આ અંગે **મહર્ષિ કુંદકુંદાચાર્યજીએ સમયસારમાં**+ કહ્યું છે કે— "અભવ્ય સારી પેઠે શાસ્ત્રો ભણીને પણ પ્રકૃતિ છોડતો નથી,—ગોળવાળું દૂધ પીને સાપ નિર્વિષ થાય નહિ તેમ." અર્થાત્ મહામિથ્યાદૃષ્ટિઓ અનંતવાર આગમનું–શ્રુતનું શ્રવણ વા અભ્યાસ કરે, તો પણ તેને ફલને નામે મોટું મીંડું જ છે ! 'આ આગમજ્ઞોએ વચનાનુસારે પરિભાવનીય છે.' આમ અનંતવાર શ્રુતઅભ્યાસની નિષ્ફળતા કેમ થઇ ? એ વસ્તુ આગમજ્ઞાતાઓએ આગમ-વચનાનુસારે પરિભાવન કરવા યોગ્ય છે; અર્થાત્ તથારૂપ બોધભાવની ઉત્પત્તિ વિના જ તે અનંત પરિશ્રમ પણ વૃથા ક્લેશમાત્ર ફળરૂપ થઇ પડયો, એ વસ્તુ ફરી ફરી ભાવન કરવા યોગ્ય છે.

પણ ફલને નામે મોટું મીંડું !

એમ 'અન્ય સૂત્રોનો પણ અર્થ જાણવો યોગ્ય છે, આ દિગ્દર્શનમાત્ર પ્રદર્શન છે,' એમ છેવટમાં ઉપસંહાર કરતાં આચાર્યજી હરિભદ્રજી કહે છે.



એમ શ્રુતધર્મવૃદ્ધિની ભાવનારૂપ પ્રણિધાન કરી, શ્રુત ભગવંતના વન્દનાદિ પ્રત્યયે કાયોત્સર્ગસૂત્રનો અવતાર કરે છે—

[२०]एवं प्रणिधानं कृत्वैतत्पूर्विका क्रिया फलायेति श्रुतस्यैव कायोत्सर्गसंपादनार्थं पठति पठन्ति वा—

## सुयस्स भगवओ करेमि काउस्सग्गमित्यादि यावद्वोसिरामि । ३१९

[२०]અર્થ :—એમ પ્રણિધાન કરી, એ-પૂર્વિકા ક્રિયા ફલાર્થે છે એટલા માટે શ્રુતના જ કાયોત્સર્ગ સંપાદનાર્થે (એક) પઠે છે વા (બહુ) પઠે છે—

## શ્રુત ભગવંતના વંદન પ્રત્યયે કાયોત્સર્ગ કરૂં છું ઇત્યાદિ, યાવત્ વોસરાવું છું.૩૧૯



આ સૂત્રની વ્યાખ્યા કરતાં આચાર્ય ભગવંત મહર્ષિ હરિભદ્રજી સમગ્ર ઐશ્વર્યયુક્ત આ શ્રુત ભગવંતનો આ સમગ્ર ઐશ્વર્યયોગ સિદ્ધપણાએ કરીને ફલઅવ્યભિચારથી, સુપ્રતિષ્ઠિતપણાથી અને ત્રિકોટિ-પરિશુદ્ધિથી કેની રીતે ઘટે છે ? તેનું સવિસ્તર ભાવન કરે છે—

[२१]व्याख्या पूर्ववत्, नवरं--

श्रुतस्येति—प्रवचनस्य सामायिकादिचतुर्दशपूर्वपर्यन्तस्य । भगवतः,—समग्रैश्वर्यादि-युक्तस्य ।

+ "ण मुयइ पयडिमभव्वो सुट्ठुवि अज्झाइऊण सत्थाणि ।
गुडदुद्धपि पिवंता ण पण्णया णिव्विसा हुंति ॥" श्री समयसार

सिद्धत्वेन (पाठां. शुद्धत्वेन) समग्रैश्वर्यादियोगः। न ह्यतो विधिप्रवृत्तः फलेन वञ्च्यते। व्याप्ताश्च सर्वे प्रवादा एतेन। विधिप्रतिषेधानुष्ठानपदार्थाविरोधेन च वर्त्तते,—स्वर्गकेवलार्थिना तपोध्यानादि कर्त्तव्यं, सर्वे जीवा न हन्तव्या इतिवचनात्, समितिगुप्तिशुद्धा क्रिया असपत्नो योग इतिवचनात्, उत्पादविगमध्रौव्ययुक्तं सत्, एकं द्रव्यमनन्तपर्यायमर्थ इतिवचनात् ।[320]

[21]અર્થ :—વ્યાખ્યા પૂર્વવત્, પરંતુ—

શ્રુતસ્ય—શ્રુતના, સામાયિકાદિ ચતુર્દશ પૂર્વપર્યન્ત પ્રવચનના, भगवतः—ભગવંતના, સમગ્ર ઐશ્વર્યાદિ યુક્તના.

સિદ્ધત્વથી ( પાઠાંતર: શુદ્ધત્વથી ) સમગ્ર ઐશ્વર્યાદિયોગ છે. કારણકે આ થકી વિધિપ્રવૃત્ત ફલથી વંચિત થતો નથી; અને સર્વ પ્રવાદો આનાથી વ્યાપ્ત છે; અને વિધિપ્રતિષેધ, અનુષ્ઠાન અને પદાર્થના અવિરોધથી વર્ત્તે છે,—સ્વર્ગ-કેવલાર્થીએ તપો-ધ્યાનાદિ કર્ત્તવ્ય છે, સર્વ જીવો હણવા યોગ્ય નથી-એ વચનથી; સમિતિગુપ્તિથી શુદ્ધ ક્રિયા તે અસપત્ન યોગ-એ વચનથી; ઉત્પાદ-વિગમ-ધ્રૌવ્યયુક્ત સત્, અનન્ત પર્યાયવાળું એક દ્રવ્ય એ અર્થ-એ વચનથી.[320]

## વિવેચન

"વિધિ પ્રતિષેધ કરી આતમા, પદારથ અવિરોધ રે;
ગ્રહણ વિધિ મહાજને પરિગ્રહ્યો, ઈશ્યો આગમે બોધ રે....શાંતિજિન!"
—શ્રી આનંદઘનજી.

આ શ્રુત સમગ્ર ઐશ્વર્યાદિ યોગને લીધે ભગવંત છે. (જુઓ भगवंताणं એ પદનું વિવેચન;) અને 'સિદ્ધત્વથી (પાઠાંતરઃ શુદ્ધત્વથી) સમગ્ર ઐશ્વર્યાદિ યોગ છે.'

આ શ્રુતના ભગવંતપણાના કારણભૂત જે સમગ્ર ઐશ્વર્યાદિ યોગ કહ્યો, તે આ શ્રુત ભગવંતના સિદ્ધપણાએ કરીને અથવા શુદ્ધપણાએ કરીને છે; અર્થાત્ ફલઅવ્યભિચાર, પ્રતિષ્ઠિતપણું અને ત્રિકોટીપરિશુદ્ધિ એમ ત્રણે પ્રકારે સિદ્ધપણાએ કરીને આ શ્રુત સમગ્ર ઐશ્વર્યાદિયુક્ત ભગવંત છે.

**સમગ્ર ઐશ્વર્યાદિયોગ સિદ્ધપણાથી વા શુદ્ધપણાથી**

કારણ કે—(૧) 'न ह्यतो विधिप्रवृत्तः फलेन वञ्च्यते'- આ થકી વિધિપ્રવૃત્ત ફલથી વંચિત થતો નથી.' આ શ્રુત અનુસારે વિધિથી પ્રવર્ત્તતો પુરુષ ફલથી વંચિત થતો નથી, અર્થાત્ ઈષ્ટ ફલ અચૂકપણે-અવંધ્યપણે પામે જ છે. આમ ફલઅવ્યભિચારથી આ શ્રુત ભગવંતનું સિદ્ધપણું છે.

---

पञ्जिका—सिद्धत्वेन—સિદ્ધત્વથી,— ફલાવ્યભિચાર, પ્રતિષ્ઠિતત્વ, ત્રિકોટિપરિશુદ્ધિ ભેદથી. આ જ न ह्यतो विधिप्रवृत्तः ઇત્યાદિ વાક્યત્રયથી યથાક્રમે ભાવે છે. અને આ સુગમ છે, પણ—

विधिप्रतिषेधानुष्ठानपदार्थाविरोधेन च—विधिप्रतिषेधयोः—કષ૩૫ વિધિપ્રતિષેધના, अनुष्ठानस्य—છેદ૩૫ અનુષ્ઠાનના, पदार्थस्य च—અને તાપવિષય પદાર્થના, अविरोधेन—અવિરોધથી,—પૂર્વાપરઅબાધાથી વર્તે છે. च કાર-ઉક્ત સમુચ્ચયાર્થે છે. આ જ અવિરોધી ત્રિકોટિપરિશુદ્ધિલક્ષણ એ વચનોથી દર્શાવે છે—स्वर्ग ઇત્યાદિથી. અને આ સુગમ છે, કિંતુ સ્વર્ગાર્થીએ તપો-દેવતાપૂજનાદિ, કેવલાર્થીએ તો ધ્યાન-અધ્યયનાદિ કર્ત્તવ્ય છે. असपत्नो योगः—અસપત્ન યોગ, અસપત્ન-પરસ્પર અવિરોધી, સ્વસ્વકાલે અનુષ્ઠાનાદિ યોગ, સ્વાધ્યાયાદિ સમાચાર.

(२) 'व्याप्ताश्च सर्वे प्रवादा एतेन' 'અને સર્વે પ્રવાદો આનાથી વ્યાપ્ત છે.' જૂદી જૂદી નયઅપેક્ષાએ પ્રવર્ત્તતા સર્વે પ્રવાદો આ શ્રુત ભગવંતથી વ્યાપ્ત છે; આ અનેકાંત શ્રુત સર્વ પ્રવાદને–દર્શનને વ્યાપીને રહેલું છે. આમ સર્વનયવ્યાપક સુવિશાલ અનેકાન્ત દૃષ્ટિથી **સુપ્રતિષ્ઠિતપણાએ** કરીને આ શ્રુત ભગવંતનું સિદ્ધપણું છે.

'આ બધા દર્શનો એક જિનદર્શન અર્થાત્ શુદ્ધ આત્મદર્શનરૂપ પુરુષનાં અંગરૂપ જ છે. એટલે પોતાના અંગરૂપ એ ષડ્દર્શનને આ જિનદર્શનના આરાધક પુરુષો સમ્યક્ સ્યાદ્વાદ દૃષ્ટિથી આરાધે છે. આવી પરમ વિશાલ અનેકાન્ત દૃષ્ટિને ઉપદેશતા જિન ભગવાનના ઉપદેશની રચના ત્રણે કાળમાં એવી પરમોત્તમ છે કે તેમાં સર્વે મતદર્શન હળીમળીને પોતપોતાની સંભાળ કરતા રહે છે.'—**પ્રજ્ઞાવબોધ મોક્ષમાળા પા. ૨૩**

અને (३) 'विधिप्रतिषेधानुष्ठानपदार्थाविरोधेन च वर्त्तते'–વિધિપ્રતિષેધ, અનુષ્ઠાન અને પદાર્થના અવિરોધથી વર્ત્તે છે.' આ શ્રુત કષપરીક્ષારૂપ વિધિપ્રતિષેધના, છેદ પરીક્ષારૂપ અનુષ્ઠાનના, અને તાપપરીક્ષારૂપ પદાર્થના અવિરોધથી વર્ત્તે છે. આમ વિધિપ્રતિષેધ, અનુષ્ઠાન અને પદાર્થના અવિરોધરૂપ **ત્રિકોટિપરિશુદ્ધિથી** પણ આ શ્રુત ભગવંતનું સિદ્ધપણું છે. જેમકે—(अ.) 'સ્વર્ગ–કેવલાર્થીએ તપો–ધ્યાનાદિ કર્ત્તવ્ય છે. સર્વે જીવો હણવા યોગ્ય નથી,' એ વચનથી, આ શ્રુત, વિધિપ્રતિષેધના અવિરોધથી વર્ત્તે છે. અર્થાત્ સ્વર્ગાર્થીએ તપ–દેવતા પૂજનાદિ કરવા યોગ્ય છે, કેવલાર્થીએ ધ્યાન–અધ્યયનાદિ કરવા યોગ્ય છે; અને સર્વે જીવો હણવા યોગ્ય નથી; એમ આ કરવું ને આ ન કરવું એવા **વિધિપ્રતિષેધની પરિશુદ્ધિરૂપ** કષપરીક્ષામાં આ જિનવચન સમુત્તીર્ણ થાય છે. (ब.) 'સમિતિગુપ્તિશુદ્ધ ક્રિયા તે અસપત્ન યોગ–એ વચનથી,' આ શ્રુત અનુષ્ઠાનના અવિરોધથી વર્ત્તે છે. અર્થાત્ સમિતિગુપ્તિથી શુદ્ધ ક્રિયા તે અસપત્ન–પરસ્પર અવિરોધી એવો સ્વસ્વકાલે અનુષ્ઠાનાદિ યોગ, સ્વાધ્યાયાદિ સમાચાર–સમ્યક્ આચાર છે. આમ વિધિપ્રતિષેધને અનુકૂળ–અનુરૂપ **અનુષ્ઠાનની પરિશુદ્ધિરૂપ છેદપરીક્ષા**માં પણ આ જિનવચન સમુત્તીર્ણ થાય છે. (क.) 'ઉત્પાદ–વિગમ–ધ્રૌવ્યયુક્ત સત્' 'અનંત પર્યાયવાળું એક દ્રવ્ય એ અર્થ' એ વચનથી આ શ્રુત પદાર્થના અવિરોધથી વર્ત્તે છે. વિધિપ્રતિષેધ અને અનુષ્ઠાનને અવિરોધ એવા આ પદાર્થસ્વરૂપ–**તત્ત્વસ્વરૂપની પરિશુદ્ધિરૂપ તાપપરીક્ષામાં** પણ શુદ્ધ સુવર્ણવત્ આપરિશુદ્ધ જિનવચન સાંગોપાંગ સમુત્તીર્ણ થાય છે. આ વિધિપ્રતિષેધના, અનુષ્ઠાનના અને પદાર્થના અવિરોધથી ત્રિકોટિપરિશુદ્ધથી પણ આ **શ્રુત ભગવંતનું** સિદ્ધપણું છે, અને એમ એનું શુદ્ધપણું પણ સિદ્ધ છે. ॥ इति सिद्धं ॥



કાયોત્સર્ગ, સ્તુતિ વગેરે આ. પૂર્વે કહ્યા મુજબ જાણવું, એમ વિધિ કહી આ પુષ્કરવરદ્વીપાર્દ્ધ ૪. સૂત્રની વ્યાખ્યા ઉપસંહરે છે—

[२२]कायोत्सर्गप्रपञ्चः प्रागुवत, तथैव च स्तुतिः, यदि परं श्रुतस्य, समानजातीय-

बृंहकत्वात् । अनुभवसिद्धमेतत् तज्ज्ञानां, चलति समाधिरन्यथेति प्रकटं, ऐतिह्यं चैतदेवमतो न बाधनीयम् ।[३२१]

॥ इति व्याख्यातं पुष्करवरद्वीपार्द्धे इत्यादि सूत्रम् ॥

[२२]અર્થ :—કાયોત્સર્ગપ્રપંચ પૂર્વવત્, અને તેમજ સ્તુતિ, પણ ( તે ) શ્રુતની,—સમાનજાતીયનું બૃંહકપણું છે માટે. તજ્જ્ઞોને આ અનુભવસિદ્ધ છે, અન્યથા સમાધિ ચળે છે એ પ્રકટ છે, અને આ ઐતિહ્ય છે, એથી બાધનીય નથી.[૩૨૧]

## વિવેચન

ગિરિ મેરુ સમા જિનશાસનમાં, ભગવાન સદાગમ નંદનામાં;
સુરવૃક્ષ સુભાષિત રમ્ય દીસે, પ્રસરે તસ સૌરભ સર્વ દિશે.—પ્રજ્ઞાવબોધ

કાયોત્સર્ગપ્રપંચ—કાયોત્સર્ગ સંબંધી વિસ્તાર પૂર્વવત્-અગાઉ કહ્યું હતું તેમ જાણવો. તેમજ સ્તુતિ પણ જાણવી, અને તે સ્તુતિ પણ અત્રે શ્રુત સંબંધિની જ કહેવી ઉચિત છે—'સમાનજાતીયનું બૃંહકપણું છે માટે'—समानजातीयबृंहकत्वात्, અર્થાત્ સમાનજાતીય-એક સરખી જાતિનું જે હોય તેને પ્રકૃત ભાવનું બૃંહકપણું-વર્ધકપણું-પોષકપણું (Synergism) હોય છે માટે. તજ્જ્ઞોને-તેના જ્ઞાતાઓને-જાણકારોને આ અનુભવથી સિદ્ધ છે. નહિં તો સમાધિ ચળે છે એ પ્રકટ છે, અને આ 'ઐતિહ્ય' છે-સંપ્રદાયથી પરંપરાગતપણે ચાલી આવતી વાત છે કે ત્રીજી સ્તુતિ શ્રુતની કહેવી, એટલા માટે આ શિષ્ટ સંપ્રદાય 'બાધનીય' નથી, બાધન કરવા યોગ્ય નથી.

॥ इति महर्षिश्रीहरिभद्राचार्यविरचितायां मनःसुखनंदनेन भगवानदासेन हेमदेवीसुजातेन चिद्हेमविशोधिनीटीकाभिधानविवेचनेन सविस्तरं विवेचितायां ललितविस्तरायां पुष्करवरद्वीपार्द्धसूत्रं (श्रुतस्तवः) ॥



पञ्जिका—ऐतिह्यं चैतद्—અને આ ઐતિહ્ય છે, આ સંપ્રદાય છે કે તૃતીયા સ્તુતિ શ્રુતની છે.
॥ इति श्रीमुनिचन्द्रसूरिविरचितायां ललितविस्तरापञ्जिकायां श्रुतस्तवः समाप्तः ॥

# સિદ્ધાણં બુદ્ધાણં સૂત્ર: સિદ્ધ સ્તવ

હવે અનુષ્ઠાનપરંપરાના ફલભૂત અને તે અનુષ્ઠાનક્રિયાના પ્રયોજક એવા સિદ્ધોને નમસ્કારાર્થે સિદ્ધસ્તવનો ઉપન્યાસ દર્શાવી, તેની પ્રથમ ગાથા અવતારે છે—

[१]पुनरनुष्ठानपरम्पराफलभूतेभ्यस्तथाभावेन तत्क्रियाप्रयोजकेभ्यश्च सिद्धेभ्यो नमस्करणायेदं पठति पठन्ति वा— ३२२

**सिद्धाणं बुद्धाणं, पारगयाणं परंपरगयाणं।**
**लोयग्गमुवगयाणं, नमो सया सव्वसिद्धाणं ॥१॥**

[૧]અર્થ:—પુન: અનુષ્ઠાનપરંપરાના ફલભૂત અને તથાભાવથી તત્ક્રિયાના પ્રયોજક એવા સિદ્ધો પ્રત્યે નમસ્કરણાર્થે (એક) આ પઠે છે વા (બહુ) પઠે છે— ૩૨૨

(છાયારૂપ કાવ્યાનુવાદ)

**સિધ્ધોને બુધ્ધોને, પારગતોને પરંપરગતોને;**
**લોકાગ્રઉપગતોને, નમો સદા સર્વ સિધ્ધોને! ૧**

સિદ્ધ, બુદ્ધ, પારગત, પરંપરાગત, લોકાગ્રઉપગત એવા સર્વ સિદ્ધોને સદા નમસ્કાર હો!

## વિવેચન

"અચળ અબાધિત હો જે નિ:સંગતા, પરમાતમ ચિદ્રૂપ;
આતમભોગી હો રમતા નિજપદે, સિદ્ધ રમણ એ રૂપ....સ્વામી સ્વયંપ્રભને જાઉં ભામણે."
— શ્રી દેવચંદ્રજી

હવે સિદ્ધ સ્તવનો ઉપન્યાસ કરે છે—'પુનઃ અનુષ્ઠાનપરંપરાના ફલભૂત—— પઠે છે.' સિદ્ધ ભગવાનો છે તે અનુષ્ઠાનપરંપરાના ફલભૂત છે અર્થાત્ એઓ આ અનુષ્ઠાનપરંપરાના ફલપરિણામે સિદ્ધ થયા છે; અને આમ તથાભાવથી એટલે કે અનુષ્ઠાનપરંપરાના ફલભૂત એઓ છે એવા તથાપ્રકારના ભાવથી એઓ તત્ક્રિયાના—તે અનુષ્ઠાનક્રિયાના પ્રયોજક —પ્રયોજનાર—પ્રેરક છે; અર્થાત્ અમે સિદ્ધ થયા છીએ તે આ જ્ઞાનને અનુસરતી અધ્યાત્મક્રિયારૂપ અનુષ્ઠાનના ફલપરિણામે થયા છીએ, માટે અહો સિદ્ધિકામી મુમુક્ષુ ભવ્યજનો! તમે પણ આ જ્ઞાનપૂર્વક અધ્યાત્મ—ક્રિયારૂપ અનુષ્ઠાનપરંપરાને સેવો, નિજ સ્વરૂપ સાધ્ય લક્ષ્યને અનુલક્ષીને આ અનુષ્ઠાન—પરંપરાને આરાધો, તો તમે પણ આ અમારા જેવી સિદ્ધ દશાને પામશો. એમ તે તે

અનુષ્ઠાનપરંપરાના ફલભૂત સિદ્ધો તત્ક્રિયાના પ્રેરક

આધ્યાત્મિક અનુષ્ઠાનક્રિયામાં મુમુક્ષુ જનોને પ્રયોજતાં—પ્રેરણા કરતાં જાણે પોકારીને આ સિદ્ધ ભગવંતો ઉદ્બોધી રહ્યા છે. આવા સિદ્ધ ભગવંતો પ્રત્યે ભક્તિભાવરૂપ નમસ્કાર કરવા અર્થે આ સિદ્ધસ્તવનો પાઠ કરે છે.



આ ગાથાની સવિસ્તર વ્યાખ્યાનો ઉપક્રમ કરતાં 'સિદ્ધ' અને 'બુદ્ધ' એ બે પદોનો પરમાર્થ પ્રકાશે છે—

[२]अस्य व्याख्या—

सितं ध्मातमेषामिति **सिद्धाः** निर्दग्धानेकभवकर्मेन्धना इत्यर्थः, **तेभ्यो नमः** इति योगः। ते च सामान्यतः कर्मादिसिद्धा अपि भवन्ति। यथोक्तम्—

"कम्मे सिप्पे य विज्जा य, मंते जोगे य आगमे।
अत्थ जत्ता अभिप्पाए, तवे कम्मक्खए इय॥" इत्यादि।

अतः कर्मादिसिद्धव्यपोहायाह—

## बुद्धेभ्यः—

अज्ञाननिद्राप्रसुप्ते जगत्यपरोपदेशेन जीवादिरूपं तत्त्वं बुद्धवन्तो बुद्धाः, सर्वज्ञसर्वदर्शिस्वभावबोधरूपा इत्यर्थः, एतेभ्यः।[३२३]

[२]અર્થ :—આની વ્યાખ્યા—

सितं ध्मातं एषां इति सिद्धाः—સિત એઓનું ધ્માત થયું છે તે **સિદ્ધો,** અનેક ભવનું કર્મઇન્ધન જેઓનું નિર્દગ્ધ (સર્વથા બળી ગયેલું) થયું છે એવા એમ અર્થ છે. **તેઓને નમસ્કાર હો!** એમ યોગ છે.

અને તેઓ સામાન્યથી કર્માદિસિદ્ધ પણ હોય છે. જેમ કહ્યું છે કે—

"કર્મમાં, શિલ્પમાં, વિદ્યામાં, મંત્રમાં, યોગમાં, આગમમાં, અર્થમાં, યાત્રામાં, અભિપ્રાયમાં, તપમાં અને કર્મક્ષયમાં" (આ સિદ્ધ શબ્દ પ્રયોજાય છે). એટલા માટે કર્માદિસિદ્ધના વ્યપોહાર્થે કહ્યું—

## બુદ્ધોને—

અજ્ઞાનનિદ્રાથી પ્રસુપ્ત જગતમાં અ-પરોપદેશથી જેણે જીવાદિરૂપ તત્ત્વ જાણ્યું તે બુદ્ધો, સર્વજ્ઞ-સર્વદર્શીસ્વભાવ બોધરૂપ એમ અર્થ છે, એઓને.[૩૨૩]

### વિવેચન

"સકલ પ્રદેશે હો કર્મ અભાવતા, પૂર્ણાનંદ સ્વરૂપ;
આતમગુણની હો જે સંપૂર્ણતા, સિદ્ધ સ્વભાવ અનૂપ....
સ્વામી સ્વયંપ્રભને જાઉં ભામણે."—શ્રી દેવચંદ્રજી

સિદ્ધ-બુદ્ધ ઇ. ની વ્યાખ્યા હવે કહે છે—(૧) **સિદ્ધોને**–'સિત જેનું ધ્માત થયું છે.' 'सितं ध्मातं येषां इति सिद्धाः'—ઇ. જેનું કર્મકલંક ધમાઇ ગયું છે, ફૂંકાઇ ગયું છે, તે સિદ્ધો; અર્થાત્ જેનું અનેક ભવનું કર્મઇન્ધન—કર્મરૂપી બળતણ નિર્દગ્ધ-સર્વથા બળી ગયું છે તે સિદ્ધો; તેઓને નમસ્કાર હો! એમ યોગ-સંબંધ છે. અને સિદ્ધ શબ્દ કર્મ આદિ અનેક વિષયમાં પ્રયોજાય છે, જેમકે-કર્મસિદ્ધ, શિલ્પસિદ્ધ, વિદ્યાસિદ્ધ, મંત્રસિદ્ધ, યોગસિદ્ધ, આગમસિદ્ધ, યાત્રાસિદ્ધ, અભિપ્રાયસિદ્ધ, તપસિદ્ધ, અને કર્મક્ષયસિદ્ધ, —એમ સિદ્ધના અનેક પ્રકાર છે, એટલા માટે કર્મસિદ્ધ આદિ પ્રકારોના વ્યવચ્છેદ અર્થે કહ્યું—

(૨) **બુદ્ધોને**—'અજ્ઞાનનિદ્રાથી પ્રસુપ્ત' ઇ. અજ્ઞાનરૂપ નિદ્રાથી પ્રસુપ્ત-ઊંઘી ગયેલ જગત્‌માં અપરોપદેશથી—બીજાના ઉપદેશ વિના જેણે જીવાદિ તત્ત્વ અવબુદ્ધ કર્યું છે, તે તે તત્ત્વની યથાવત્ મર્યાદા પ્રમાણે જેમ છે તેમ જાણ્યું છે, તે બુદ્ધો; અર્થાત્ સર્વજ્ઞ-સર્વદર્શીસ્વભાવ બોધરૂપ જે છે તે બુદ્ધો; એઓને.



આ સિદ્ધો નથી સંસારમાં કે નથી નિર્વાણમાં સ્થિત એમ કોઇ કહે છે, તેના નિરાકરણાર્થે 'પારગત' વિશેષણનું પ્રયોજન દર્શાવી, તેનો ભાવાર્થ સ્પષ્ટ કરે છે—

[3]एते च संसारनिर्वाणोभयपरित्यागेन स्थितवन्तः कैश्चिदिष्यन्ते—
"न संसारे न निर्वाणे, स्थितो भुवनभूतये।
अचिन्त्यः सर्वलोकानां, चिन्तारत्नाधिको महान् ॥"
—इति वचनात् । एतन्निरासायाह—

## पारगतेभ्यः

परं—पर्यन्तं संसारस्य प्रयोजनव्रातस्य वा गताः पारगताः, तथाभव्यत्वाक्षिप्तसकलप्रयोजनसमाप्त्या निरवशेषकर्त्तव्यशक्तिविप्रमुक्ता इति यदुक्तं भवति, एतेभ्यः ।[324]

[3]**અર્થ** :—અને એઓ સંસાર અને નિર્વાણ ઉભયના પરિત્યાગથી સ્થિતિ કરી રહેલા, કોઇથી માનવામાં આવે છે—

"સર્વ લોકોને અચિન્ત્ય, ચિન્તારત્નથી અધિક એવો મહાન્ ભુવનભૂતિ અર્થે નથી સંસારમાં સ્થિત, નથી નિર્વાણમાં સ્થિત" એ વચનથી; એના નિરાસાર્થે કહ્યું—

## પારગતોને—

પારને—સંસારના વા પ્રયોજનસમૂહના પર્યન્તને ગત—પામેલા તે પારગતો; તથાભવ્યત્વથી આક્ષિપ્ત સકલ પ્રયોજનની સમાપ્તિથી નિરવશેષ કર્ત્તવ્યશક્તિથી વિપ્રમુક્ત એમ કહેવાનું થયું; એઓને.[324]

### વિવેચન

"ઇંદ્ર કહે જગતારણો, પારગ અમ પરમેશ." **શ્રી દેવચંદ્રજી** કૃત **સ્નાત્રપૂજા**

અને એઓ સંસાર અને નિર્વાણ-મોક્ષ એ બન્ને છોડીને સ્થિતિ કરી રહ્યા છે, અર્થાત્ તે નથી સંસારમાં ને નથી નિર્વાણમાં એમ સ્થિત છે, એમ કોઈથી માનવામાં આવે

છે, અને તેવા પ્રકારે તેઓનું વચન છે; એના નિરાકરણાર્થે કહ્યું-(૩) 'પારગતોને'-સંસારના પારને-પર્યંતને જે પામેલા છે. અથવા પ્રયોજનસમૂહના પારને-પર્યંતને જે પામેલા છે તે પારગત. અર્થાત્ તથા ભવ્યત્વથી-તથાપ્રકારના ભવ્યપણાથી આક્ષિપ્ત-આકર્ષાઈને આવી પડેલ સર્વ પ્રયોજનની સમાપ્તિથી-પૂર્ણતાથી કંઈ પણ શેષ બાકી જ્યાં રહ્યું નથી એવી નિરવશેષ કર્ત્તવ્યશક્તિથી વિપ્રમુક્ત-વિશેષ કરીને પ્રકૃષ્ટપણે સર્વથા મુક્ત; જેને કંઈ પણ કરવાનું બાકી રહ્યું નથી એવા કૃતકૃત્ય. આમ સકલ પ્રયોજનનો પાર પામી તેઓ કૃતકૃત્ય થયેલા છે, એટલે જ તેઓ સંસારનો પાર પામી ગયેલા છે, તે પારગતોને.



કોઈ યદૃચ્છાવાદી સિદ્ધોને અક્રમસિદ્ધપણે માને છે, તેના નિરસનરૂપ 'પરંપરગત' પદનું પ્રયોજન કહી, તેની વ્યાખ્યા કરે છે—

[४]एते च यदृच्छावादिभिः कैश्चिदक्रमसिद्धत्वेनापि गीयन्ते । यथोक्तम्--

नैकादिसङ्ख्याक्रमतो, वित्तप्राप्तिर्नियोगतः ।

दरिद्रराज्याप्तिसमा, तद्वन्मुक्तिः क्वचिन्न किम्?" ॥१॥

-इत्येतद्व्यपोहायाह--

## परम्परगतेभ्यः

परम्परया-ज्ञानदर्शनचारित्ररूपया मिथ्यादृष्टिसास्वादनसम्यग्मिथ्यादृष्टिअविरतसम्यग्दृष्टिविरताविरतप्रमत्ताप्रमत्तनिवृत्त्यनिवृत्तिबादरसूक्ष्मोपशान्तक्षीणमोहसयोग्ययोगिगुणस्थानभेदभिन्नया गताः परम्परगता, एतेभ्यः ।[३२५]

[૪]અર્થ :—અને એઓ યદૃચ્છાવાદી એવા કોઈથી અક્રમસિદ્ધત્વથી પણ ગવાય છે. જેમ કહ્યું છે કે—

"એક આદિ સંખ્યાના ક્રમથી ધનપ્રાપ્તિ નિયોગથી (નિયમથી) નથી. તેની જેમ, દરિદ્રને રાજ્યપ્રાપ્તિ સમી મુક્તિ ક્વચિત્ કેમ ન હોય?"—એના વ્યપોહ અર્થે કહ્યું—

## પરંપરગતોને—

પરંપરાથી—મિથ્યાદૃષ્ટિ, સાસ્વાદન, સમ્યગ્મિથ્યાદૃષ્ટિ, અવિરત સમ્યગ્દૃષ્ટિ, વિરતાવિરત, પ્રમત્ત, અપ્રમત્ત, નિવૃત્તિબાદર, અનિવૃત્તિબાદર, સૂક્ષ્મમોહ, ઉપશાંતમોહ, ક્ષીણમોહ, સયોગિ, અયોગિ ગુણસ્થાનભેદથી ભિન્ન એવી જ્ઞાન-દર્શન-ચારિત્રરૂપ પરંપરાથી ગત તે પરમ્પરગત; એઓને.[૩૨૫]

### વિવેચન

"કારણ ભાવ પરંપર સેવન, પ્રગટે કારજ ભાવોજી" શ્રી દેવચંદ્રજી

અને એઓ વળી ફાવે તે-ગમે તે ક્રમે મુક્તિ થાય એમ વદનારા 'યદૃચ્છાવાદી' કોઈથી 'અક્રમસિદ્ધત્વથી'-વિના ક્રમે સિદ્ધપણે માનવામાં આવે છે. તેઓ આ અંગે

દાખલો આપે છે કે એક-બે-ત્રણ એ આદિ સંખ્યાના ક્રમે જ ધનપ્રાપ્તિ થાય એવો કાંઈ નિયમ નથી; કારણ કે દરિદ્રને રાજ્યપ્રાપ્તિ થાય તેમાં એક આદિ સંખ્યાનો ક્રમ હોતો નથી, પણ એક સામટી જ મહાઋદ્ધિ પ્રાપ્ત થઈ જાય છે; તેમ મુક્તિની બા. માં પણ આ ક્રમે કે તે ક્રમે જ મુક્તિ થાય એવો કાંઈ નિયમ નથી. માટે દરિદ્રને રાજ્ય મળવાની જેમ તે કવચિત્ અક્રમે પણ કેમ પ્રાપ્ત ન હોય? આ યદચ્છાવાદના નિરાકરણ અર્થે કહ્યું—

(૪) **પરંપરગતોને**—પરંપરાથી અર્થાત્ મિથ્યાદૃષ્ટિ ગુણસ્થાનથી માંડી અયોગિ ગુણસ્થાન પર્યંત ગુણસ્થાનભેદથી ભિન્ન એવી જ્ઞાન-દર્શન-ચારિત્રરૂપ પરંપરાથી ગત પરંપરગત.—

ચૌદ ગુણસ્થાનનો અપૂર્વ આત્મગુણ-વિકાસ ક્રમ

પ્રથમ મિત્રા દૃષ્ટિને યોગ્ય ગુણગણ પ્રાપ્ત કરી ગુણના સ્થાનરૂપ ખરેખરૂં નિરુપચરિત એવું પ્રથમ મિથ્યાદૃષ્ટિ ગુણસ્થાન પ્રાપ્ત કર્યું. પછી અનુક્રમે દર્શનમોહના-મિથ્યાત્વના ક્ષયોપશમાદિ કરી સાસ્વાદન, સમ્યગ્મિથ્યાદૃષ્ટિ, અવિરત સમ્યગ્દૃષ્ટિ ગુણસ્થાનની પ્રાપ્તિ કરી. પછી અનુક્રમે અવિરતિનો દેશત્યાગ કરી દેશવિરતિ અને સર્વ-ત્યાગ કરી સર્વવિરતિ ગુણસ્થાનની પ્રાપ્તિ કરી. આમ સર્વથા અવિરતિથી વિરામ પામી આત્મસ્વરૂપથી પ્રમત્તપણારૂપ-ભ્રષ્ટપણારૂપ અંશમાત્ર પ્રમાદ દોષનો પણ ત્યાગ કરી આત્મ-સ્વરૂપમાં અખંડ જાગ્રત ઉપયોગે સ્થિતિ કરી અપ્રમત્ત ગુણસ્થાનની પ્રાપ્તિ કરી; અને ત્યાં અપૂર્વ આત્મવીર્યનો ઉલ્લાસ પામી આઠમા અપૂર્વકરણ ગુણસ્થાને (નિવૃત્તિબાદર) પહોંચ્યા, અને ત્યાં અપૂર્વ આત્મસામર્થ્યના યોગરૂપ સામર્થ્યયોગથી ક્ષપકશ્રેણી પર આરૂઢ થઈ કર્મપ્રકૃતિઓને જડમૂળથી ઉખેડી નાંખી, શેષ સંજ્વલન કષાયનો ક્ષય કરતાં કરતાં અનુક્રમે અનિવૃત્તિબાદર અને સૂક્ષ્મમોહ એ ૯-૧૦ ગુણસ્થાન વટાવી જઈ બારમા ક્ષીણમોહ ગુણસ્થાને ક્ષીણમોહ થયા. અને આમ દર્શનમોહ-ચારિત્રમોહનો સર્વનાશ કર્યો કે તત્ક્ષણ જ ઇતર ત્રણ ઘાતિ કર્મનો ક્ષય કરી "નિજ કેવલજ્ઞાન નિધાન" પ્રગટાવી તેરમા સયોગી કેવલિ ગુણસ્થાને પહોંચ્યા. અને છેવટે આયુ પ્રમાણે સયોગ કેવલી ગુણ-સ્થાને સ્થિતિ કરી, આયુ પ્રાંતે યથાસંભવ કેવલિ સમુદ્ઘાત કરી, શૈલેશીકરણ કરી અયોગિ કેવલિ ગુણસ્થાનને પામ્યા. અને પાંચ હ્રસ્વ સ્વર (અ, ઇ, ઉ, ઋ, લૃ) પ્રમાણ કાલ ત્યાં સ્થિતિ કરી, ઊર્ધ્વગમન કરી સિદ્ધાલયે બિરાજમાન થયા. આમ અનુક્રમે મિથ્યાત્વ, અવિરતિ, પ્રમાદ, કષાય ને યોગ એ પાંચ બંધહેતુઓનો અનુક્રમે સંક્ષય કરી, આત્મ-ગુણનો ઉત્તરોત્તર ક્રમે વિકાસ સાધી, આ ભગવંતો પરંપરાથી સિદ્ધગતિને પ્રાપ્ત થયા છે. એટલા માટે એઓ પરંપરગત છે; એઓને. આ ગુણસ્થાનનું પરમ રહસ્યભૂત તત્ત્વદર્શન પરમતત્ત્વદૃષ્ટા **શ્રીમદ્ રાજચંદ્રજી**એ આ પ્રકારે પ્રકાશ્યું છે:—

"કેવળ સમવસ્થિત શુદ્ધ ચેતન મોક્ષ.
તે સ્વભાવનું અનુસંધાન તે મોક્ષમાર્ગ.
પ્રતીતિરૂપે તે માર્ગ જ્યાં શરૂ થાય છે ત્યાં સમ્યગ્દર્શન.
દેશ આચરણરૂપે તે પંચમ ગુણસ્થાનક.

સર્વ આચરણરૂપે તે છઠ્ઠું ગુણસ્થાનક.

અપ્રમત્તપણે તે આચરણમાં સ્થિતિ તે સપ્તમ.

અપૂર્વ આત્મજાગૃતિ તે અષ્ટમ.

સત્તાગત સ્થૂળ કષાયબળપૂર્વક સ્વસ્વરૂપસ્થિતિ તે નવમ.

| | | | | |
|---|---|---|---|---|
| ,, | સૂક્ષ્મ | ,, | ,, | દશમ. |
| ,, | ઉપશાંત | ,, | ,, | એકાદશ. |
| ,, | ક્ષીણ | ,, | ,, | દ્વાદશ." |

શ્રીમદ્ રાજચંદ્ર, અં. ૪૫૭



આ સિદ્ધોને કોઈ અનિયત દેશસ્થિત માને છે, તેના વ્યવચ્છેદાર્થે 'લોકાગ્ર ઉપગત' એ વિશેષણનું પ્રયોજન સ્પષ્ટ કરી, ભાવાર્થ કહે છે—

[૫]एतेऽपि कैश्चिदनियतदेशा अभ्युपगम्यन्ते,—

" यत्र क्लेशक्षयस्तत्र, विज्ञानमवतिष्ठते ।
बाधा च सर्वथाऽस्येह, तदभावान्न जातुचित् ॥ " ॥ १ ॥

इति वचनात् । एतन्निराचिकीर्षयाऽऽह—

## लोकाग्रमुपगतेभ्यः

लोकाग्रम्—ईषत्प्राग्भाराख्यं, तदुप-सामीप्येन निरवशेषकर्म्मविच्युत्या तदपराभिन्न-प्रदेशतया गताः—उपगताः । उक्तं च—

" जत्थ य एगो सिद्धो, तत्थ अणंता भवक्खयविमुक्का ।
अन्नोन्नमणावाहं, चिट्ठंति सुही सुहं पत्ता ॥ " ॥ १ ॥

( पाठांतरः अन्नोन्नमणावाहं पुट्ठा सव्वे अलोगं ते ) तेभ्यः ।[३२६]

[૫]અર્થ:-એઓ પણ કોઈથી અનિયતદેશવાળા માનવામાં આવે છે—

"જ્યાં ક્લેશ ક્ષય થાય છે ત્યાં વિજ્ઞાન અવસ્થિત રહે છે, અને એને અહીં તેના (ક્લેશના) અભાવને લીધે કદી પણ સર્વથા બાધા હોતી નથી,"—એ વચનથી, એની નિરાકરણેચ્છાથી કહ્યું—

## લોકાગ્ર ઉપગતોને—

લોકાગ્ર-ઈષત્પ્રાગ્ભાર નામનું, તેના ઉપ-સામીપ્યથી નિરવશેષ કર્મવિચ્યુતિથી, તેનાથી અપર અભિન્નપ્રદેશતાથી ગત, તે ઉપગત. કહ્યું છે કે—

"જ્યાં એક સિદ્ધ છે, ત્યાં ભવક્ષયથી વિમુક્ત એવા અનંતા અન્યોન્ય અનાબાધપણે સુખપ્રાપ્ત સુખી સ્થિતિ કરે છે." (પાઠાંતર: અન્યોન્ય અનાબાધપણે તેઓ સર્વે અલોકને સ્પર્શીને રહ્યા છે.)

તેઓને.[૩૨૬]

## વિવેચન

"ત્રિભુવન શિખરે દીવો રે....આદીશ્વર અલબેલો છે."—**શ્રી વીરવિજયજી.**

અને 'એઓ પણ કોઇથી અનિયતદેશવાળા માનવામાં આવે છે.' તેઓ કોઇ એક અમુક નિયત ચોક્કસ પ્રદેશે જ સ્થિતિ કરે છે એમ નથી, પણ અનિયત દેશે જ સ્થિતિ કરે છે, એમ કોઇ (બૌદ્ધો) માને છે. તેઓ કહે છે કે 'જ્યાં કલેશ ક્ષય થાય છે, ત્યાં જ વિજ્ઞાન અવસ્થિત રહે છે; અને એને અહીં તેના (ક્લેશના) અભાવથી કદી પણ બાધા સર્વથા હોતી નથી.' એના નિરાકરણ અર્થે કહ્યું—

(૫) **લોકાગ્ર ઉપગતોને**—'લોકાગ્ર-ઇષિત્પ્રાગ્ભારા' ઇ૦ 'ઇષિત્પ્રાગ્ભારા' નામનો જે લોકાગ્ર–લોકનો અગ્રભાગ, શિખર ભાગ, તેના ઉપ–સમીપપણાથી, 'નિરવશેષ કર્મ વિચ્યુતિથી' તેનાથી અપર અભિન્નપ્રદેશતાથી ગત–ગયેલા તે લોકાગ્રઉપગત. આ અંગે કહ્યું છે કે—'જ્યાં એક સિદ્ધ છે' ઇ૦ અર્થાત્ જ્યાં એક સિદ્ધ છે ત્યાં ભવક્ષયથી વિમુક્ત એવા અનંત સિદ્ધો પરસ્પર બાધારહિતપણે સુખપ્રાપ્ત થઈ સુખી સ્થિતિ કરે છે. (પાઠાંતર)–અન્યોન્ય અનાબાધ એવા તેઓ સર્વે અલોકને સ્પર્શીને રહ્યા છે.

"સાદિ અનંત અનંત સમાધિ સુખમાં,
અનંત દર્શન જ્ઞાન અનંત સહિત જો....અપૂર્વ અવસર."—**શ્રીમદ્ રાજચંદ્રજી.**



સકલ કર્મમુક્તની લોકાન્ત પર્યંત ગતિ કેમ હોય છે? એ આશંકાનું ચક્રભ્રમણવત્ 'પૂર્વપ્રયોગાદિ કારણ' થી સમાધાન દાખવે છે—

[૬] आह—कथं पुनरिह सकलकर्म्मविप्रमुक्तानां लोकान्तं यावद्गतिर्भवति, भावे वा **सर्वदैव कस्मान्न भवतीति ।**

**अत्रोच्यते—पूर्वावेशवशाद्दण्डादिचक्रभ्रमणवत् समयमेवैकमविरुद्धेति न दोष इति ॥**[૩૨૭]

[૬]**અર્થ**:–શંકા—પુનઃ અહીં સકલકર્મથી વિપ્રમુક્તોની લોકાન્ત પર્યંત ગતિ કેમ હોય છે? વા ભાવે (હોય તો) સર્વદા જ કેમ નથી હોતી?

અત્રે (સમાધાન) કહેવામાં આવે છે—પૂર્વ આવેશ (પાઠાં:આવેગ) વશથી દણ્ડાદિથી ચક્રભ્રમણ જેમ એક સમય જ અવિરુદ્ધા એવી, એટલા માટે દોષ નથી.[૩૨૭]

## વિવેચન

"પૂર્વ પ્રયોગાદિ કારણના યોગથી,
ઊર્ધ્વગમન સિદ્ધાલય પ્રાપ્ત સુસ્થિત જો."—**શ્રીમદ્ રાજચંદ્રજી.**

અત્રે 'શંકા' ઇ૦ અત્રે શંકા થવી સંભવે છે કે અહીં જે સર્વ કર્મથી સર્વથા મુક્ત થયા છે, તેઓની લોકાન્ત પર્યંત ગતિ કેમ હોય છે? અથવા જો હોય તો પછી તે ગતિ સદાય કેમ નથી હોતી?

આનું સમાધાન—ફરતા ચક્રનો હાથો મૂકી દીધા છતાં તે ચક્ર પૂર્વ આવેશથી—આવેગથી અમુક વખત ફર્યા કરે છે, તેમ પૂર્વપ્રયોગાદિ કારણના યોગે કરીને એક સમય માત્ર જ અવિરુદ્ધ એવી સિદ્ધગતિ હોય છે. એટલા માટે અત્રે દોષ નથી.



આ એવંભૂત 'સર્વ સિદ્ધોને સદા નમસ્કાર હો!' એ સૂત્રનો મર્મ સમજાવી, 'સર્વ' પદથી આક્ષિપ્ત પંદર ભેદે સિદ્ધોનો નિર્દેશ કરે છે—

[૭]एतेभ्यः एवंभूतेभ्यः किमित्याह—

## नमः सदा सर्वसिध्धेभ्यः ।

नम. इति क्रियापदं, सदा-सर्वकालं, प्रशस्तभावपूरणमेतदयथार्थमपि फलवच्चित्राभिग्रहभाववदित्याचार्याः, सर्वसिद्धेभ्यः—तीर्थसिद्धादिभेदभिन्नेभ्यः । यथोक्तम्—

"तित्थसिद्धा १, अतित्थसिद्धा २, तित्थगरसिद्धा ३, अतित्थगरसिद्धा ४, सयंबुद्धसिद्धा ५, पत्तेयबुद्धसिद्धा ६, बुद्धबोहियसिद्धा ७. थीलिंगसिद्धा ८, पुरिसलिंगसिद्धा ९, नपुंसकलिंगसिद्धा १०, सलिंगसिद्धा ११, अण्णलिंगसिद्धा १२, गिहिलिंगसिद्धा १३ एगसिद्धा १४, अणेगसिद्धा १५," इति । [६२८]

[૭]અર્થ:—એઓને એવંભૂતોને શું? તે માટે કહ્યું—

## નમઃ સદા સર્વસિદ્ધોને!

નમઃ-નમસ્કાર હો એ ક્રિયાપદ છે. સદા-સર્વકાલ,—પ્રશસ્ત ભાવપૂરણ આ અયથાર્થ છતાં ફલવત્ છે, ચિત્ર અભિગ્રહ ભાવ જેમ, એમ આચાર્યો કહે છે; સર્વસિદ્ધોને—તીર્થસિદ્ધ આદિ ભેદથી ભિન્નોને. કહ્યું છે કે—

"૧. તીર્થસિદ્ધો, ૨. અતીર્થસિદ્ધો, ૩. તીર્થંકરસિદ્ધો, ૪. અતીર્થંકરસિદ્ધો, ૫. સ્વયંબુદ્ધ સિદ્ધો, ૬. પ્રત્યેકબુદ્ધ સિદ્ધો, ૭. બુદ્ધબોધિત સિદ્ધો, ૮. સ્ત્રીલિંગ સિદ્ધો, ૯. પુરુષલિંગ સિદ્ધો, ૧૦. નપુંસકલિંગ સિદ્ધો, ૧૧. સ્વલિંગ સિદ્ધો, ૧૨. અન્યલિંગ સિદ્ધો, ૧૩. ગૃહીલિંગ સિદ્ધો, ૧૪. એક સિદ્ધો, ૧૫. અનેક સિદ્ધો."[૩૨૮]

### વિવેચન

"સકલ પ્રદેશે હો કર્મ અભાવતા, પૂર્ણાનંદ સ્વરૂપ;
આતમ ગુણની હો જે સંપૂર્ણતા, સિદ્ધ સ્વભાવ અનુપ....સ્વામી સ્વયં."

—શ્રી દેવચંદ્રજી

---

पञ्जिका—चित्राभिग्रहभाववत्—ચિત્રઅભિગ્રહભાવ જેમ. જેમ ગ્લાન પ્રતિજાગરણ (માંદાની સારસંભાળ) આદિ વિષયી ચિત્ર અભિગ્રહભાવ નિત્ય અસંપદ્યમાન વિષયવાળો છતાં શુભભાવનો આપૂરક છે, તેમ नमः सदा सर्वसिद्धेभ्यः—નમસ્કાર હો સદા સર્વ સિદ્ધોને—એ પ્રણિધાન.

આમ જેઓ સિદ્ધ છે, બુદ્ધ છે, પારગત છે, પરંપરાગત છે, લોકાગ્રે ઉપગત છે, એવા એવંભૂત છે, એવંભૂત નયે જે તથાપ્રકારની સિદ્ધ દશાવાળા છે, તે આ 'नमो सया सव्वसिद्धाणं'—'સર્વ સિદ્ધોને સદા નમસ્કાર હો!'

'તેને સદા પ્રણામ' અત્રે સદા-સર્વકાલ નમસ્કાર હો એમ કહ્યું તે અયથાર્થ છતાં તે ભગવંત પ્રત્યે સદા પ્રણત ભાવરૂપ પ્રશસ્ત ભાવનું પૂરણ કરનાર હોવાથી ફલવંત છે. જેમ ગ્લાનપ્રતિજાગરણનો-માંદાની માવજતનો-સાર સંભાળનો અભિગ્રહ લીધો હોય, પણ ગ્લાનના અભાવે તે માંદાની માવજતનો પ્રસંગ ન બની શકતો હોય, છતાં તે અભિગ્રહ તો તેવા શુભ ભાવનો પૂરક છે. આવા ચિત્ર-નાના પ્રકારના અભિગ્રહની જેમ, સિદ્ધ ભગવાન્ પ્રત્યે સદા પ્રણત ભાવના અનુબંધને લીધે આ 'સદા નમસ્કાર હો!' એમ કહ્યું છે તે યથાર્થ છે, ફળવાન્ છે. જેમ પરાભક્તિની પરાકાષ્ઠાને પણ વટાવી ગયેલા **શ્રીમદ્ રાજચંદ્રજીનું** પણ સુભાષિત ભક્તિવચન છે કે—

"પરમ પુરુષ પ્રભુ સદ્ગુરુ, પરમ જ્ઞાન સુખધામ;
જેણે આપ્યું ભાન નિજ, તેને સદા પ્રણામ."—**શ્રીમદ્ રાજચંદ્રજી.**

અત્રે 'સર્વ' સિદ્ધોને એમ કહ્યું છે, એટલે તીર્થસિદ્ધ આદિ ભેદથી ભિન્ન એવા સર્વ સિદ્ધોને. આ સિદ્ધના તીર્થસિદ્ધ, અતીર્થસિદ્ધ આદિ પંદર સ્પષ્ટ ભેદો છે. તેનું અત્યંત વિશદ નિસ્તુષ સ્વરૂપ લલિતવિસ્તરાકારજીએ સ્વયં પ્રદર્શિત કર્યું છે, અને તે સુગમ છે, એટલે તેનું પિષ્ટપેષણ કરવાની જરૂર નથી. (જુઓ વૃત્તિ).



હવે આ ઉક્ત પંદર ભેદે સિદ્ધનું અનુક્રમે વિવરણ કરતાં આચાર્યશ્રી હરિભદ્રજી તીર્થસિદ્ધ આદિ પહેલા ચાર ભેદનું સ્વરૂપ પ્રદર્શિત કરે છે—

ᶜतत्र—

तीर्थे—प्राग्व्यावर्णितस्वरूपं तच्चतुर्विधः श्रमणसङ्घः, तस्मिन्नुत्पन्ने ये सिद्धास्ते तीर्थसिद्धाः, अतीर्थे सिद्धा अतीर्थसिद्धाः तीर्थान्तरसिद्धा इत्यर्थः । श्रूयते च "जिणंतरे साहुवोच्छेओ" त्ति, तत्रापि जातिस्मरणादिनाऽवाप्तापवर्गमार्गाः सिध्यन्त्येव, मरुदेवीप्रभृतयो वा अतीर्थसिद्धाः, तदा तीर्थस्यानुत्पन्नत्वात् ।

तीर्थकरसिद्धाः तीर्थकरा एव । अतीर्थकरसिद्धा अन्ये सामान्यकेवलिनः ।[३२९]

ᶜઅર્થઃ-તેમાં—

(૧) તીર્થ—પૂર્વે વ્યાવર્ણિત સ્વરૂપવાળું, તે ચતુર્વિધ શ્રમણસંઘ. તે ઉત્પન્ન થયે જેઓ સિદ્ધ છે, તે તીર્થસિદ્ધો.

(૨) અતીર્થમાં સિદ્ધ તે અતીર્થસિદ્ધો; તીર્થાન્તરમાં (બે તીર્થ વચ્ચેના અંતરમાં) સિદ્ધ એમ અર્થ છે. અને સંભળાય છે કે "જિનાન્તરમાં સાધુવ્યુચ્છેદ" હોય છે; ત્યાં પણ

જાતિસ્મરણાદિથી જેને અપવર્ગમાર્ગ (મોક્ષમાર્ગ) પ્રાપ્ત છે એવાઓ સિદ્ધ થાય જ છે અથવા મરુદેવી પ્રભૃતિ અતીર્થસિદ્ધ છે,—ત્યારે તીર્થના અનુત્પન્નપણાને લીધે.

(૩) તીર્થંકરસિદ્ધો—તીર્થંકરો જ.

(૪) અતીર્થંકરસિદ્ધો—અન્ય સામાન્ય કેવલીઓ.[૩૨૯]

## વિવેચન

(આ અને આ પછીના સૂત્ર ૧૪ સુધીની વ્યાખ્યા સાવ સ્પષ્ટ હોઈ વિવેચન અનાવશ્યક છે; તેમજ તે પછી પણ કોઈ કોઈ સૂત્ર અંગે તેમજ સમજવું.)



સ્વયંબુદ્ધ સિદ્ધ, પ્રત્યેકબુદ્ધ સિદ્ધ ને બુદ્ધબોધિત સિદ્ધ એ ૫-૬-૭ ત્રણ ભેદનું સ્વરૂપ દર્શાવી, સ્વયંબુદ્ધ ને પ્રત્યેકબુદ્ધનો સ્પષ્ટ તફાવત સમજાવે છે—

[૯]स्वयंबुद्धसिद्धाः स्वयंबुद्धाः सन्तो ये सिद्धाः । प्रत्येकबुद्धसिद्धाः प्रत्येकबुद्धाः सन्तो ये सिद्धाः ।

अथ स्वयंबुद्धप्रत्येकबुद्धसिद्धयोः कः प्रतिविशेष इति ।

उच्यते—बोध्युपधिश्रुतलिङ्गकृतो विशेषः । तथाहि स्वयंबुद्धा बाह्यप्रत्ययमन्तरेण बुध्यन्ते, प्रत्येक-बुद्धास्तु न तद्विरहेण । श्रूयते च बाह्यवृषभादिप्रत्ययसापेक्षा करकण्ड्वादीनां प्रत्येकबुद्धानां बोधिः, नैवं स्वयंबुद्धानां जातिस्मरणादीनामिति ।

उपधिस्तु स्वयंबुद्धानां द्वादशविधः पात्रादिः, प्रत्येकबुद्धानां तु नवविधः प्रावरणवर्जः ।

स्वयंबुद्धानां पूर्वाधीतश्रुतेऽनियमः, प्रत्येकबुद्धानां तु नियमतो भवत्येव ।

लिङ्गप्रतिपत्तिः स्वयंबुद्धानामाचार्यसन्निधावपि भवति, प्रत्येकबुद्धानां तु देवता प्रयच्छतीत्यलं विस्तरेण ।

बुद्धबोधितसिद्धा-बुद्धा आचार्यास्तैर्बोधिताः सन्तो ये सिद्धास्ते इह गृह्यन्ते ।[३३०]

[૯]અર્થ:-(૫) સ્વયંબુદ્ધ સિદ્ધો—સ્વયંબુદ્ધ સતા જે સિદ્ધો તે.

(૬) પ્રત્યેકબુદ્ધ સિદ્ધો—પ્રત્યેકબુદ્ધ સતા જે સિદ્ધો તે.

હવે સ્વયંબુદ્ધ સિદ્ધ ને પ્રત્યેકબુદ્ધ સિદ્ધમાં કયો પ્રતિવિશેષ (તફાવત) છે?

કહેવામાં આવે છે—બોધિ, ઉપધિ, શ્રુત, લિંગકૃત વિશેષ છે, તે આ પ્રકારે—

अ. સ્વયંબુદ્ધો બાહ્ય પ્રત્યય વિના બોધ પામે છે, પ્રત્યેકબુદ્ધો તો તેના વિરહે (અભાવે) નહિં. અને કરકંડુ આદિ પ્રત્યેકબુદ્ધોનો બાહ્ય વૃષભાદિ પ્રત્યય સાપેક્ષ બોધિ સંભળાય છે,—એમ જાતિસ્મરણાદિવંત સ્વયંબુદ્ધોને નથી જ હોતું.

ब. ઉપધિ તો સ્વયંબુદ્ધોને દ્વાદશવિધ પાત્રાદિ પ્રત્યેકબુદ્ધોને તો નવવિધ,—પ્રાવરણ (વસ્ત્ર) શિવાય.

क. સ્વયંબુદ્ધોને પૂર્વ અભ્યસ્ત શ્રુત બા. માં અનિયમ છે, પ્રત્યેકબુદ્ધોને તો નિયમથી હોય જ છે.

ઙ. લિંગપ્રતિપત્તિ. સ્વયંબુદ્ધોને આચાર્ય સન્નિધિમાં (પાસે) પણ હોય છે, પ્રત્યેક બુદ્ધોયે દેવતા આપે છે. વિસ્તરથી સર્યું!

(૭) બુદ્ધબોધિત બુદ્ધો—બુદ્ધો-આચાર્યો, તેઓથી બોધિત સતા જેઓ સિદ્ધ છે, તેઓ અહીં ગ્રહાય છે.[330]



સ્ત્રીલિંગ સિદ્ધ, નપુંસકલિંગ સિદ્ધ ને પુરુષલિંગ સિદ્ધ એ ૮-૯-૧૦ ત્રણ ભેદનું સ્વરૂપ સ્ત્રીલિંગ સિદ્ધ બા. શંકાના નિરાકરણપૂર્વક કહે છે—

[१०]एते च सर्वेऽपि स्त्रीलिङ्गसिद्धाः केचित्, केचित्पुँल्लिङ्गसिद्धाः, केचिन्नपुंसकलिङ्गसिद्धा इति ।

आह—तीर्थकरा अपि स्त्रीलिङ्गसिद्धा भवन्ति ?

भवन्तीत्याह, यत उक्तं सिद्धप्राभृते—

" सव्वत्थोवा तित्थयरिसिद्धा, तित्थगरितित्थे णोतित्थगरसिद्धा असंखेज्जगुणाओ, तित्थगरितित्थे णोतित्थगरसिद्धा संखेज्जगुणा " इति । न नपुंसकलिङ्गसिद्धाः । प्रत्येकबुधास्तु पुंल्लिङ्गा एव ।[३३१]

[૧૦]અર્થ:-અને આ સર્વેય—

(૮) કોઈ સ્ત્રીલિંગ સિદ્ધો,

(૯) કોઈ પુંલિંગ સિદ્ધો,

(૧૦) કોઇ નપુંસકલિંગ સિદ્ધો (હોય છે).

શંકા—તીર્થંકરો પણ સ્ત્રીલિંગ સિદ્ધો હોય છે?

(ઉત્તર)-હોય છે, એમ કહ્યું છે. કારણ કે સિદ્ધપ્રાભૃતમાં કહ્યું છે કે—

"તીર્થંકરસિદ્ધો સર્વથી થોડા છે. તીર્થંકરતીર્થસિદ્ધો અતીર્થંકર સિદ્ધ કરતાં અસંખ્યગુણા છે, તીર્થંકર-તીર્થસિદ્ધો અતીર્થંકર કરતાં સંખ્યાતગુણા છે."

(તીર્થંકરસિદ્ધો) નપુંસકલિંગ સિદ્ધ ન હોય. પ્રત્યેકબુદ્ધો તો પુલિંગ જ હોય.[331]



સ્વલિંગ સિદ્ધ, અન્યલિંગ સિદ્ધ ને ગૃહસ્થલિંગ સિદ્ધ એ ૧૧-૧૨-૧૩ ત્રણ ભેદનું સ્વરૂપ દર્શાવે છે—

[११]स्वलिङ्गसिद्धा द्रव्यलिङ्गं प्रति रजोहरणगोच्छधारिणः । अन्यलिङ्गसिद्धाः परिव्राजकादिलिङ्गसिद्धाः । गृहिलिङ्गसिद्धा मरुदेवीप्रभृतयः ।[३३२]

[૧૧](૧૧) સ્વલિંગ સિદ્ધો—દ્રવ્ય લિંગ પ્રતિ રજોહરણ-ગોચ્છધારીઓ.

(૧૨) અન્ય લિંગ સિદ્ધો—પરિવ્રાજકાદિ લિંગ સિદ્ધો.

(૧૩) ગૃહિલિંગ સિદ્ધો—મરુદેવી પ્રભૃતિ.[332]



એક સિદ્ધ, અનેક સિદ્ધ એ છેલ્લા બે ભેદ વિવરે છે—

[१२]एगसिद्धा—इति एकस्मिन् समये एक एव सिद्धः । अणेगसिद्धा इति एकस्मिन् समये यावदष्टशतं सिद्धं । यत उक्तम्—

---

पञ्जिका—न नपुंसकलिङ्ग—નપુંસકલિંગે તીર્થંકરસિદ્ધો ન હોય એમ યોજ્ય છે.

"वत्तीसा अडयाला सट्ठी बावत्तरीय बोद्धव्वा ।
चुलसीई छण्णउई दुरहिय अट्ठुत्तरसयं च ॥"[३३३]

[१२]અર્થ:-(૧૪) એક સિદ્ધો—એક સમયે એક જ સિદ્ધ.
(૧૫) અનેક સિદ્ધો—એક સમયે યાવત્ એકસો આઠ સિદ્ધ. જેથી કહ્યું છે કે—
"બત્રીશ, અડતાલીશ, સાઠ, બોંતેર, ચોર્યાશી, છન્નુ, અઠ્ઠાણુ, એકસો આઠ
૩૨ ૪૮ ૬૦ ૭૨ ૮૪ ૯૬ ૯૮ ૧૦૮
(એક સાથે સિદ્ધ) જાણવા."[૩૩૩]



આ સર્વ ભેદ તીર્થસિદ્ધ—અતીર્થસિદ્ધ એ પ્રથમ બે ભેદમાં અન્તર્ભાવ પામે છે, છતાં અજ્ઞાત એવા ઉત્તર ભેદના જ્ઞાપનાર્થે આમ ભેદકથન છે એમ ખુલાસો કરે છે—

[१३]अत्राह चोदकः—ननु सर्व एवैते भेदास्तीर्थसिद्ध-अतीर्थसिद्धभेदद्वयान्तर्भाविनः। तथाहि—तीर्थसिद्धा एव तीर्थकरसिद्धाः, अतीर्थकरसिद्धा अपि तीर्थसिद्धा वा स्युरतीर्थसिद्धा वा। इत्येवं शेषेष्वपि भावनीयमित्यतः किमेभिरिति ।

अत्रोच्यते—अन्तर्भावे सत्यपि पूर्वभेदद्वयादेवोत्तरोत्तरभेदाप्रतिपत्तेरज्ञातज्ञापनार्थं भेदाभिधानमित्यदोषः ।[३३४]

[૧૩]અર્થ:-અત્રે (શંકા) પ્રેરક કહે છે—વારુ, આ સર્વે જ ભેદો તીર્થસિદ્ધ અને અતીર્થસિદ્ધ એ બે ભેદમાં અંતર્ભાવિ છે. તે આ પ્રકારે—તીર્થંકરસિદ્ધો તીર્થસિદ્ધો જ છે, અતીર્થંકર સિદ્ધો પણ તીર્થસિદ્ધો વા અતીર્થસિદ્ધો હોય. એમ શેષોમાં પણ ભાવન કરવા યોગ્ય છે. એટલા માટે આથી (ભેદોથી) શું?

અત્રે (સમાધાન) કહેવામાં આવે છે—અન્તર્ભાવ સતે પણ પૂર્વભેદદ્વયમાંથી જ ઉત્તરોત્તર ભેદની અપ્રતિપત્તિને માટે લીધે અજ્ઞાતના જ્ઞાપનાર્થે ભેદઅભિધાન છે, એટલા માટે અદોષ છે.[૩૩૪]



હવે આસન્ન ઉપકારી ભગવાન્ મહાવીર વર્ધમાન સ્વામીની સ્તુતિરૂપ બીજી ગાથાનો અવતાર કરે છે—

[१४]इत्थं सामान्येन सर्व्वसिद्धनमस्कारं कृत्वा पुनरासन्नोपकारित्वाद्वर्त्तमानतीर्थाधिपतेः श्रीमन्महावीरवर्द्धमानस्वामिनः स्तुतिं (करोति) कुर्व्वन्तिवा ।—[३३५]

**जो देवाणवि देवो, जं देवा पंजली नमंसंति ।**
**तं देवदेवमहिअं, सिरसा वंदे महावीरं ॥ २ ॥**

[૧૪]અર્થ:-આમ સામાન્યથી સર્વસિદ્ધને નમસ્કાર કરી, પુનઃ આસન્ન ઉપકારિપણાને લીધે વર્તમાન તીર્થાધિપતિ શ્રીમદ્ મહાવીર વર્દ્ધમાન સ્વામીની સ્તુતિ (એક) કરે છે વા (બહુ) કરે છે—

જે દેવોના પણ દેવ છે, જેને દેવો અંજલિ જોડી નમે છે, તે દેવદેવપૂજિત મહાવીરને હું શિરથી વંદું છું.[૩૩૫]



આ ગાથાની વ્યાખ્યા કરતાં આચાર્યજી મહાવીરનું મહાવીરપણું પ્રકાશે છે—

[૧૫]अस्य० याख्या—

यो-भगवान् वर्द्धमानः, देवानामपि-भवनवास्यादीनां देवः पूज्यत्वात्, तथा चाह-यं देवाः प्राञ्जलयो नमस्यन्ति-विनयरचितकरपुटाः सन्तः प्रणमन्ति, तं देवदेवमहितं-देवदेवाः शक्रादयः तैर्महितः पूजितः, शिरसा-उत्तमाङ्गेनेत्यादरप्रदर्शनार्थमाह, वंदे, कं?—

महावीरम्-ईर गतिप्रेरणयोरित्यस्य विपूर्वस्य विशेषेण ईरयति, कर्म्म गमयति याति चेह शिवमिति वीरः, महांश्चासौ वीरश्च महावीरः। उक्तश्च—

"विदारयति यत्कर्म्म, तपसा च विराजते।
तपोवीर्येण युक्तश्च, तस्माद्वीर इति स्मृतः ॥ १ ॥"—तं ॥[३३६]

[૧૫]અર્થ:-આની વ્યાખ્યા—

જે—ભગવાન્ વર્દ્ધમાન, દેવોના પણ—ભવનવાસી આદિના દેવ છે, પૂજ્યપણાને લીધે; અને તથાપ્રકારે કહ્યું—જેને દેવો પ્રાંજલિ (અંજલિ જોડી) નમે છે, વિનયથી રચિત કરપુટવાળા સતા પ્રણમે છે; તે દેવદેવથી મહિત, દેવદેવો-શક્રાદિ, તેઓથી મહિત-પૂજિતને, શિરથી-ઉત્તમાંગથી એમ આદરપ્રદર્શનાર્થે કહ્યું; વંદું છું. કોને?

મહાવીરને—ઈર્ (ધાતુ) ગતિ-પ્રેરણા અર્થમાં છે, એટલે વિ-પૂર્વ આના વિશેષથી ઈરે છે, કર્મને ગમાવે છે અને અહીં શિવ પ્રત્યે જાય છે, તે વીર; અને મહાન્ એવો તે વીર તે મહાવીર. કહ્યું છે કે—

"કારણ કે કર્મને વિદારે છે, અને તપથી વિરાજે છે, અને તપોવીર્યથી યુક્ત છે, તેથી 'વીર' એમ કહ્યો છે."—તેને.[૩૩૬]

## વિવેચન

"नमो दुर्वाररागादिवैरिवारनिवारिणे ॥
अर्हते योगिनाथाय, महावीराय तायिने ॥" —શ્રી હેમચંદ્રાચાર્યજી.

આમ-ઉક્તપ્રકારે 'સામાન્યથી સર્વ સિદ્ધને નમસ્કાર કરી,' પુનઃ 'आसन्नोपकारित्वात' આસન્ન-નિકટ ઉપકારીપણાને કારણે વર્તમાન તીર્થાધિપતિ-વર્તમાનમાં વર્તી રહેલા તીર્થના અધિપતિ-નાયક-સ્વામી શ્રીમદ્ મહાવીર વર્દ્ધમાન સ્વામીની સ્તુતિ અત્ર કહી છે-'જે દેવોના પણ દેવ છે' ઇ. જે ભગવાન્ વર્ધમાન પૂજ્યપણાને લીધે ભવનવાસી દેવોના પણ દેવ છે, જેને દેવો અંજલિ જોડીને નમે છે, તે દેવદેવથી-શક્રાદિથી—ઈંદ્રાદિથી મહિત-પૂજિત એવા મહાવીરને હું શિરથી-ઉત્તમાંગથી વંદું છું. અત્રે આદરપ્રદર્શનાર્થે ઉત્તમાંગ-શિર નમાવીને વંદું છું એમ કહ્યું.

આ મહાવીર કેવા છે? વિ+ઈર—ઈર્ ધાતુ ગતિ અને પ્રેરણા અર્થમાં પ્રયોજાય

છે. એટલે વિ=વિશેષથી જે કર્મને ઈરે છે, પ્રેરે છે, ધક્કા મારે છે, ગમાવે છે, અને અહીં શિવ પ્રત્યે–મોક્ષ પ્રત્યે ગમન કરે છે, તે વીર; અને મહાન્ એવો તે વીર, તે **મહાવીર.** કહ્યું છે કે—"કારણ કે કર્મને વિદારે છે, અને તપથી વિરાજે છે, અને તપોવીર્યથી યુક્ત છે તેથી 'વીર' એમ કહ્યો છે."

મહાવીરનું મહાવીરપણું

એવા તે ભગવાન્ 'વીર' છે, આ અન્વર્થ નામ છે, એટલે કે વીર શબ્દના વ્યુત્પત્તિ અર્થ પ્રમાણે તે બરાબર યથાર્થપણે ઘટે છે. તે સાચેસાચા 'વીર' છે, કારણ કે તે વીર ભગવંત પરમ આત્મવીર્યથી વિરાજમાન છે; તપ વડે તેમણે કર્મનું વિદારણ કર્યું છે, કષાય-વગેરે અંતરંગ વૈરીઓ ઉપર વિજય મેળવ્યો છે; અને એવા પરમ પરાક્રમવંતના ઉત્તમ ગુણથી રીઝીને કેવલલક્ષ્મી તે પુરુષોત્તમને સ્વયં વરી છે. આમ વિક્રમવંત–આત્મપરાક્રમવંતના સમસ્ત લક્ષણ હોવાથી ભગવંતને 'વીર' નામ બરાબર છાજે છે.'

**શ્રીયોગદષ્ટિસમુચ્ચય વિવેચન** (સ્વરચિત) પૃ. ૮



હવે પરોપકારરૂપ અને આત્મભાવવૃદ્ધિરૂપ પ્રયોજન દર્શાવી, ભગવંતના એક પણ નમસ્કારનું સંસારસાગર તારણરૂપ ઉત્તમ ફલ પ્રદર્શિત કરતી 'एक्को वि णमोक्कारो' એ ત્રીજી ગાથા અવતારે છે—

[१६]इत्थं स्तुतिं कृत्वा पुनः परोपकारायाऽऽत्मभावबृध्द्यै फलप्रदर्शनपरमिदं पठति पठन्ति वा—[३३७]

**एक्कोवि णमोक्कारो, जिणवरवसहस्स वद्धमाणस्स।**
**संसारसागराओ, तारेइ नरं व नारिं वा ॥ ३ ॥**

[१६]અર્થ:–આમ સ્તુતિ કરી પુન: પરોપકારાર્થે આત્મભાવની વૃદ્ધિ અર્થે ફલપ્રદર્શન પર એવું આ (એક) પઠે છે વા (બહુ) પઠે છે—[૩૩૭]

**એક પણ નમસ્કાર, જિનવરવૃષભ વર્દ્ધમાન પ્રતિ;**
**સંસારસાગર થકી, તારે નર વા નારીને ય નકી. ૩**

જિનવરવૃષભ વર્દ્ધમાનને એક પણ નમસ્કાર નર વા નારીને સંસારસાગરથી તારે છે.



આ ગાથાની વ્યાખ્યા કરતાં આચાર્યજી, પુરુષ વા સ્ત્રી ભગવદ્‌ભક્તિ થકી તદ્‌ભવે જ મોક્ષગામી થઈ શકે છે, એ મુદ્દો સ્પષ્ટ કરે છે—

[१७]अस्य व्याख्या—

एकोऽपि नमस्कारः, तिष्ठन्तु बहवः, जिनवरवृषभाय–वर्द्धमानाय यत्नात् क्रियमाणः सन्, किम्?–

संसरणं—संसारः—तिर्यग्नरनारकामरभवानुभवलक्षणः, स एव भवस्थितिकायस्थितिभ्यामनेकधाऽवस्थानेनालब्धपारत्वात्सागर इव संसारसागरः, तस्मात् तारयति-अपनयतीत्यर्थः,

नरं व नारिं वा—पुरुषं वा स्त्रियं वा। पुरुषग्रहणं पुरुषोत्तमधर्म्मप्रतिपादनार्थं, स्त्रीग्रहणं तासामपि तद्भव एव संसारक्षयो भवतीति ज्ञापनार्थं। [३३८]

[१७]અર્થ:-આની વ્યાખ્યા—

एकोऽपि नमस्कारः—એક પણ નમસ્કાર, બહુ તો દૂર રહો! जिनवरवृषभाय वर्द्धमानाय—જિનવરવૃષભ વર્દ્ધમાનને,-યત્નથી કરવામાં આવતો સતો. શું? संसरणं संसारः સંસરણ તે સંસાર, તિર્યંચ-નર-નારક-અમરભવ અનુભવલક્ષણ. તે જ ભવસ્થિતિ-કાયસ્થિતિ વડે અનેક પ્રકારે અવસ્થાનથી અલબ્ધપારપણાને લીધે સાગર જેવો તે संसारसागरः-સંસારસાગર, तस्मात्-તેમાંથી,

तारयति-તારે છે, દૂર કરે છે એમ અર્થ છે. नरं व नारिं वा—નર વા નારીને, પુરુષને વા સ્ત્રીને. પુરુષગ્રહણ પુરુષોત્તમ ધર્મના પ્રતિપાદનાર્થે; સ્ત્રીગ્રહણ તેઓને પણ તદ્ભવે જ સંસારક્ષય હોય છે એમ જ્ઞાપનાર્થે છે.[338]

## વિવેચન

"નૃપચંદ્ર પ્રપંચ અનંત દહો, ભજિને ભગવંત ભવંત લહો."—શ્રીમદ્ રાજચંદ્રજી

ઉક્ત ગાથાનો અર્થ અત્ર વિચાર્યો છે-આ **જિનવરવૃષભ વર્દ્ધમાનને** યત્નથી કરવામાં આવતો સતો **એક પણ નમસ્કાર** સંસારસાગરથી નર વા નારીને તારે છે. તો પછી બહુ નમસ્કાર તો તારે જ એમાં પૂછવું જ શું? एकोऽपि नमस्कारः तिष्ठन्तु बहवः એમ 'અપિ'-પણ શબ્દથી સૂચવ્યું છે. અથવા બહુ નમસ્કારની વાત તો દૂર રહો, પણ એક જ નમસ્કાર પણ ભવસાગરથી તારે છે, એમ એનો ફલાતિશય સૂચવ્યો છે. ભવસાગરથી તારવાને સમર્થ એવા આ એક જ નમસ્કારનું સ્વરૂપ કેવું હોય તે હવે પછી કહેશે.

ભગવદ્ભક્તિનો ફલાતિશય

તિર્યંચ-મનુષ્ય-નારક-દેવ ભવના અનુભવરૂપ સંસરણ તે સંસાર; અને 'ભવસ્થિતિ-કાયસ્થિતિ વડે અવસ્થાનથી અલબ્ધપારપણાને લીધે'-તેનો પાર પ્રાપ્ત નહિં થતો હોવાને લીધે તે સાગર જેવો છે, એટલે સંસારસાગર કહ્યો. આવા આ સંસારસાગરમાંથી તે એક પણ નમસ્કાર નર વા નારીને, પુરુષને વા સ્ત્રીને તારે છે. અત્રે પુરુષનું ગ્રહણ પુરુષોત્તમ-પુરુષપ્રધાન ધર્મના પ્રતિપાદન અર્થે છે; સ્ત્રીનું ગ્રહણ તેઓને પણ તદ્ભવે જ-તે જ ભવમાં સંસારક્ષય હોય છે એમ જ્ઞાપનાર્થે-જણાવવા માટે છે.

સ્ત્રી પણ મુક્તિગામી થઈ શકે છે એ ઉક્તના સમર્થનમાં,—'સ્ત્રી નથી અજીવ, નથી અભવ્ય' ઇ૦ પંદર નિષેધાત્મક મુદ્દા દર્શાવી, સ્ત્રી ઉત્તમધર્મસાધિકા કેમ ન હોય? એવા ભાવનું યાપનીય તંત્રનું વચન ટાંકે છે—

[૧૮]वचः यथोक्तं यापनीयतन्त्रे—

"णो खलु इत्थि अजीवो, ण यावि अभव्वा, ण यावि दंसणविरोहिणी, णो अमाणुसा, णो अणारिउप्पत्ती, णो असंखेज्जाउया, णो अइकूरमई, णो ण उवसन्तमोहा, णो ण सुद्धाचारा, णो असुद्धबोंदी, णो ववसायवज्जिया, णो अपुव्वकरणविरोहिणी, णो णवगुणठाणरहिया, णो अजोगा लद्धीए, णो अकल्लाणभायणंति कहं न उत्तमधम्मसाहिग" त्ति।[३३९]

[૧૮]અર્થ:-જેવા પ્રકારે વચન યાપનીય તંત્રમાં કહ્યું છે—

"સ્ત્રી નથી જ અજીવ, નથી અભવ્ય, નથી દર્શનવિરોધિની, નથી અમાનુષા, નથી અનાર્યઉત્પત્તિવાળી, નથી અસંખ્યેય આયુષ્યવાળી, નથી અતિક્રૂરમતિ, નથી ન ઉપશાન્તમોહા, નથી ન શુદ્ધાચારા, નથી અશુદ્ધ બોંદી (કાયા), નથી વ્યવસાય વર્જિતા, નથી અપૂર્વકરણવિરોધિની, નથી નવગુણસ્થાન રહિતા, નથી લબ્ધિઅયોગ્યા, નથી અકલ્યાણભાજન,—તો તે ઉત્તમધર્મસાધિકા કેમ ન હોય?"[૩૩૯]

## વિવેચન

આગલા સૂત્રમાં સ્ત્રીને પણ તદ્ભવમોક્ષગામિની હોવાનો અધિકાર પ્રતિપાદન કર્યો, તેના સમર્થનમાં અત્રે **યાપનીય તંત્રનું** વચન ટાંક્યું છે. તેમાં અત્રે દર્શાવેલ મોક્ષ-પ્રાપ્તિવિરોધક પંદર મુદ્દાનો અસંભવ સ્ત્રીમાં છે એમ નિષેધાત્મક ઉક્તિથી દર્શાવ્યું છે, અને તે પ્રત્યેક મુદ્દો સ્ત્રીમાં કેવી કેવી રીતે નથી ઘટતો તેનું યુક્તિથી સમર્થન હવે પછીના સૂત્રોમાં આચાર્યજીએ સ્વયં કર્યું છે.



ઉક્ત પંદર મુદ્દાની કુશલ ધર્મશાસ્ત્રીની અદાથી સવિસ્તર મીમાંસા કરતાં ન્યાયમૂર્તિ આચાર્યજી,-સ્ત્રી નથી અજીવ ઇ૦ પ્રથમ ત્રણ મુદ્દા સમજાવે છે—

[૧૯]तत्र—

न खल्विति नैव स्त्री अजीवो वर्त्तते, किन्तु जीव एव, जीवस्य चोत्तमधर्म्म-साधकत्वाविरोधस्तथादर्शनात्।

न जीवोऽपि सर्व्व उत्तमधर्म्मसाधको भवति, अभव्येन व्यभिचारात्,-तद्व्यपोहायाह-

'न चाप्यभव्या'—

जातिप्रतिषेधोऽयं। यद्यपि काचिदभव्या तथापि, सर्व्वैवाभव्या न भवति, संसारनिर्वेद-निर्वाणधर्म्माद्वेषशुश्रूषादिदर्शनात्।

भव्योऽपि कश्चिद्दर्शनविरोधी यो न सेत्स्यति, तन्निरासायाह,—

'नो दर्शनविरोधिनी'—

दर्शनमिह सम्यग्दर्शनं परिगृह्यते तत्त्वार्थश्रद्धानरूपं, न तद्विरोधिन्येव, आस्तिक्यादि-दर्शनात्।[३४०]

[१९]અર્થ:-તેમાં—

ન खलु—નથી જ સ્ત્રી અજીવ વર્ત્તતી, કિંતુ જીવ જ ( વર્તે છે ); અને જીવનો ઉત્તમ-ધર્મસાધકપણાનો અવિરોધ છે,-તથાદર્શન છે માટે.

જીવ પણ સર્વ ઉત્તમધર્મસાધક નથી હોતો,—અભવ્યથી વ્યભિચાર છે માટે. તેના વ્યપોહાર્થે કહ્યું—

'અને અભવ્યા પણ નથી.'

આ જાતિપ્રતિષેધ છે. યદ્યપિ કોઈ અભવ્યા હોય, તથાપિ સર્વ જ અભવ્યા નથી હોતી, સંસારનિર્વેદ, નિર્વાણધર્મ અદ્વેષ, શુશ્રૂષા આદિનું દર્શન છે માટે.

ભવ્ય પણ કોઇ દર્શનવિરોધી હોય જે સિદ્ધ થતો નથી તેના નિરાસ અર્થે કહ્યું—

'નથી દર્શનવિરોધિની'—

દર્શન અહીં તત્ત્વાર્થશ્રદ્ધાનરૂપ સમ્યગ્દર્શન પરિગ્રહાય છે. તેની વિરોધિની જ નથી,- આસ્તિક્યાદિનું દર્શન છે માટે.[૩૪૦]

## વિવેચન

ઉપરમાં જે યાપનીય તંત્રનું સૂત્ર કહ્યું, તેમાં દર્શાવેલ પ્રત્યેક મુદ્દાનું યુક્તિયુક્ત સમર્થન હવે આચાર્યજી કરે છે :—

(૧) પ્રથમ તો સ્ત્રી જે છે તે કાંઈ અજીવ નથી, પણ જીવ જ છે. અને જીવનો મોક્ષરૂપ ઉત્તમ ધર્મના સાધકપણાનો વિરોધ નથી, કારણ કે તથાદર્શન-તથાપ્રકારનું દર્શન થાય છે. એટલે ઉત્તમધર્મસાધકપણારૂપ મોક્ષપુરુષાર્થ એ જીવના અધિકારની વસ્તુ છે.

(૨) જીવ પણ સર્વ ઉત્તમધર્મસાધક હોતો નથી, કારણ કે અભવ્ય—મોક્ષગમન-અયોગ્ય જીવ તે મોક્ષપુરુષાર્થરૂપ ઉત્તમધર્મનો સાધક હોતો નથી એમ વ્યભિચાર છે. એટલે તેના નિરાકરણાર્થે કહ્યું-'અને અભવ્યા પણ નથી.' અર્થાત્ સ્ત્રીની આખી જાતિ કાંઈ અભવ્યા નથી એમ આ જાતિપ્રતિષેધ છે. ભલે કોઈ સ્ત્રી અભવ્યા-મોક્ષગમનઅયોગ્ય હોય, પણ બધીય અભવ્યા નથી હોતી. કારણ કે સંસારનિર્વેદ-ભવવૈરાગ્ય, મોક્ષધર્મ પ્રત્યે અદ્વેષ, શુશ્રૂષા-તત્ત્વશ્રવણેચ્છા આદિનું તેઓમાં દર્શન થાય છે.

(૩) ભવ્ય પણ કોઈ દર્શનવિરોધી હોય તે સિદ્ધ થતો નથી, તેના નિરાકરણાર્થે કહ્યું-'દર્શનવિરોધિની નથી.' અત્રે દર્શન તત્ત્વાર્થશ્રદ્ધાનરૂપ સમ્યગ્દર્શન ગ્રહ્યું છે. સ્ત્રી તેની વિરોધિની જ હોય એમ નથી, કારણ કે તેમાં તત્ત્વ પ્રત્યેની આસ્થારૂપ આસ્તિ-

ક્યાદિનું દર્શન થાય છે, શમ-સંવેગ-નિર્વેદ-આસ્તિક્ય-અનુકંપા એ સમ્યગ્દર્શનના લિંગનું-પ્રગટ ચિહ્નનું હોવાપણું પ્રગટ દેખાય છે.



સ્ત્રી નથી અમાનુષી ૪૦ એ ૪-૫-૬ ત્રણ મુદ્દા સ્પષ્ટ કરે છે—

[૨૦]दर्शनाविरोधिन्यपि अमानुषी नेष्यत एव, तत्प्रतिषेधायाह—

'नो अमानुषी'—

मनुष्यजातौ भावात्, विशिष्टकरचरणोरुग्रीवाद्यवयवसन्निवेशदर्शनात् ।

मानुष्यप्यनार्योत्पत्तिरनिष्टा, तदपनोदायाह–

'नो अनार्योत्पत्तिः'—

आर्येष्वप्युत्पत्तेः, तथादर्शनात् ।

आर्योत्पत्तिरप्यसंख्येयायुर्नाधिकृतसाधनायेत्येतदधिकृत्याह—

'नो असङ्ख्येयायुः'—

सर्वैव, सङ्ख्येयायुर्युक्ताया अपि भावात्, तथादर्शनात् ।[૩૪૧]

[૨૦]અર્થ:-દર્શનઅવિરોધિની પણ અમાનુષી ઈષ્ટ માનવામાં આવતી જ નથી, તેના પ્રતિષેધાર્થે કહ્યું—

'નથી અમાનુષી'—

મનુષ્યજાતિમાં ભાવને લીધે,—વિશિષ્ટ કર-ચરણ-ઊરુ-ગ્રીવા આદિ અવયવસન્નિવેશના (રચનાના) દર્શનને લીધે.

માનુષી પણ અનાર્યઉત્પત્તિવાળી અનિષ્ટ છે, તેના અપનોદાર્થે કહ્યું—

'નથી અનાર્યઉત્પત્તિવાળી.'

આર્યોમાં પણ ઉત્પત્તિને લીધે,—તથાદર્શનને લીધે.

'આર્યઉત્પત્તિવાળી પણ અસંખ્યેય આયુવાળી અધિકૃત સાધનાર્થે નથી, એને અધિકૃત કરી કહ્યું—

'નથી અસંખ્યેયઆયુવાળી.'

સર્વે જ,—સંખ્યેયઆયુયુક્તના પણ ભાવને લીધે, તથાદર્શનને લીધે.[૩૪૧]

## વિવેચન

(૪) હવે દર્શનઅવિરોધિની પણ અમનુષ્યિણી (તિર્યંચિણી, દેવાંગના) હોય, તો તે મોક્ષસાધન માટે ઇષ્ટ માનવામાં આવતી નથી, એટલે તેના પ્રતિષેધ અર્થે કહ્યું-'અમાનુષી નથી,' કારણ કે તેનું મનુષ્યજાતિમાં હોવાપણું છે, હાથ-પગ-સાથળ-ડોક વગેરે અવયવના સન્નિવેશનું-વિશિષ્ટ રચનાનું તેમાં પ્રગટ દર્શન થાય છે માટે, અને મનુષ્યનું તો મોક્ષસાધન માટેનું અધિકૃતપણું સ્વીકૃત જ છે.

(૫) મનુષ્યિણી હોય છતાં અનાર્યજાતિમાં ઉત્પન્ન હોય તો તે ઉત્તમધર્મસાધિકા થઈ શકે નહિં, એટલે તેના નિરાકરણાર્થે કહ્યું-'અનાર્યઉત્પત્તિવાળી નથી.' કારણ કે

આર્યોમાં પણ તેની ઉત્પત્તિ છે, તથાપ્રકારે પ્રત્યક્ષ દર્શન થાય છે માટે.

(૬) હવે આર્યઉત્પત્તિ હોય છતાં અસંખ્યાતા વર્ષના આયુવાળી હોય તોપણ અધિકૃત મોક્ષસાધનાર્થે સમર્થ થાય નહિં, એટલા માટે કહ્યું–'અસંખ્યેયઆયુવાળી સર્વે જ નથી,' કારણ કે સંખ્યેયઆયુવાળી પણ હોય છે, તથાપ્રકારનું પ્રત્યક્ષ દર્શન થાય છે માટે.



સ્ત્રી નથી અતિક્રૂરમતિ, એ સાતમો મુદ્દો સમજાવતાં, પ્રકૃષ્ટ રૌદ્રધ્યાન સાથે પ્રકૃષ્ટ શુભધ્યાનની પ્રતિબંધરૂપ વ્યાપ્તિ નથી ઇ૦ યુક્તિ દર્શાવે છે—

[૨૧] सङ्ख्येयायुरपि अतिक्रूरमतिः प्रतिषिद्धा, तन्निराचिकीर्षयाऽह—

'नातिक्रूरमतिः'—

सप्तमनरकायुर्निबन्धनरौद्रध्यानाभावात् । तद्वत्प्रकृष्टशुभध्यानाभाव इति चेत्, न, तेन तस्य प्रतिबन्धाभावात्, तत्फलवदितरफलभावेनानिष्टप्रसङ्गात् ।[૩૪૨]

[૨૧] અર્થ:–સંખ્યેયઆયુવાળી પણ અતિક્રૂરમતિ પ્રતિષિદ્ધ છે, તેની નિરાકરણેચ્છાથી કહ્યું—

'નથી અતિક્રૂરમતિ'—

સપ્તમ નરક આયુના નિબન્ધનરૂપ રૌદ્ર ધ્યાનના અભાવને લીધે તેની જેમ પ્રકૃષ્ટ શુભ ધ્યાનનો અભાવ છે એમ જો કહો, તો તેમ નથી, તેની સાથે તેના પ્રતિબન્ધઅભાવને લીધે, તત્ફલની જેમ ઇતર ફલભાવથી અનિષ્ટ પ્રસંગને લીધે.[૩૪૨]

---

पञ्जिका—सप्तम ઇત્યાદિ. सप्तमनरके—અતિક્લિષ્ટ સત્ત્વસ્થાન રૂપ સપ્તમ નરકમાં, आयुषो निबन्धनस्य—આયુના નિબન્ધન, रौद्रध्यानस्य–તીવ્રસંક્લેશરૂપ રૌદ્રધ્યાનના, अभावात् –અભાવને લીધે,—સ્ત્રીઓને, 'षष्ठीं च स्त्रियः' અને છઠ્ઠી નરકે સ્ત્રીઓ–એ વચનથી. तद्वत्–તેની જેમ, પ્રકૃત રૌદ્રધ્યાનની જેમ, प्रकृष्टस्य–પ્રકૃષ્ટ મોક્ષહેતુ. शुभध्यानस्य–શુક્લરૂપ શુભધ્યાનનો, अभावः –અભાવ, इति–એમ, चेत्–જો તમારો અભ્યુપગમ હોય, તો એનો પરિહાર કહ્યો—

न–ન જ, આ પરોક્ત. કયા કારણથી ? તું માટે કહ્યું—तेन–તે–સાથે, પ્રકૃત રૌદ્રધ્યાન સાથે, तस्य–તેના, પ્રકૃત શુભ ધ્યાનના, प्रतिबन्धाभावात्–પ્રતિબન્ધઅભાવને લીધે, અવિનાભાવના અયોગને લીધે. કારણકે એ વ્યાપક કારણોની પ્રતિબન્ધસિદ્ધિ સતે, વૃક્ષત્વ–ધૂમધ્વજની નિવૃત્તિ સતે શિંશપાધૂમની નિવૃત્તિ જેમ–પ્રકૃત રૌદ્રધ્યાનઅભાવે પ્રકૃત શુભધ્યાનનો અભાવ ઉપન્યસવો યુક્ત હોય. અને પ્રતિબંધ છે નહિં. કયા કારણથી ? તે માટે કહ્યું—

तत्फलवत्-तस्य—તેના, પ્રકૃત શુભ ધ્યાનના, फलं—ફલ, મુક્તિગમન. तस्येव—તેની જેમ, इतरफलभावेन—ઇતર ફલભાવથી, સપ્તમ નરકગમન લક્ષણ પ્રકૃત રૌદ્રધ્યાનફલના, भावेन— ભાવથી, યુગપત્ સત્તાથી, अनिष्टप्रसङ्गात्—પરમ પુરુષાર્થના ઉપઘાતરૂપ અનિષ્ટના પ્રસંગને લીધે. કારણ કે પ્રતિબંધસિદ્ધિ સતે, શિંશપાત્વમાં વૃક્ષત્વની જેમ વા ધૂમમાં ધૂમધ્વજની (અગ્નિની) જેમ, સ્વફલકારી પ્રકૃષ્ટ શુભ ધ્યાનના ભાવે અવશ્યંભાવી પ્રકૃત રૌદ્રધ્યાનભાવ સ્વકાર્યકારી હોય,–વસ્તુના સ્વકાર્યકારિપણાને લીધે. સ્વકાર્યને આક્ષેપતું તે પરમ પુરુષાર્થને કેમ ઉપઘાત ન કરે ? વારુ.

## વિવેચન

સંખ્યેયઆયુવાળી હોય, પણ અતિક્રૂરમતિવાળી-નિર્ધ્વંસ ઘાતકી પરિણામવાળી હોય, તો તે નિષિદ્ધ છે, તેનું નિરાકરણ કરવાની ઇચ્છાથી કહ્યું-(૭) 'અતિક્રૂરમતિવાળી નથી.' કારણ કે સાતમી નરકના આયુના કારણરૂપ રૌદ્રધ્યાનનો અભાવ હોય છે માટે. સાતમી નરકે તો અતિક્રૂર ઘાતકી નિર્ધ્વંસ પરિણામવાળા ક્લિષ્ટ પ્રાણીઓ જાય છે, અને તેના આયુનો બંધ તો તીવ્ર સંક્લેશપરિણામરૂપ પ્રકૃષ્ટ રૌદ્રધ્યાનથી હોય છે; પણ સ્ત્રી તો વધારેમાં વધારે છઠ્ઠી નરક સુધી જ જાય છે, કારણ કે તેને તેવું તીવ્ર સંક્લેશપરિણામી રૌદ્રધ્યાન નથી હોતું. એટલે કોઈ એમ કહેશે કે તો પછી સ્ત્રીને જેમ પ્રકૃષ્ટ રૌદ્રધ્યાનનો અભાવ કહો છો, તેની જેમ તેને પ્રકૃષ્ટ શુભધ્યાનનો પણ અભાવ કેમ ન હોય? તેનો રદીઓ આપ્યો કે 'એમ જો કહો તો તેમ નથી, કારણ કે તેની સાથે તેના પ્રતિબંધનો અભાવ છે માટે.' અર્થાત્ પ્રકૃષ્ટ દુષ્ટ ધ્યાન ન હોય તો પ્રકૃષ્ટ શુભ ધ્યાન ન હોય એવી-કાંઈ એ બે કારણોની પરસ્પર વ્યાપ્તિ નથી, અવિનાભાવ સંબંધ નથી કારણ કે એ બન્નેનો જો તેવો પ્રતિબંધ-પરસ્પર વ્યાપ્તિરૂપ અવિનાભાવ સંબંધ હોય, તો 'તત્-ફલની જેમ ઇતરફલભાવથી અનિષ્ટ પ્રસંગને લીધે' અનિષ્ટ આપત્તિ થાય; અર્થાત્ પ્રસ્તુત શુભ ધ્યાનનું ફળ મુક્તિગમન છે, તેની જેમ પ્રસ્તુત રૌદ્રધ્યાનનું સપ્તમ નરક-ગમનરૂપ ફળ એકીસાથે પ્રાપ્ત થવાનો અનિષ્ટ પ્રસંગ આવી પડે અને આમ ધૂમ હોય તો અગ્નિ હોય તેની જેમ, પ્રકૃષ્ટ શુભધ્યાન હોય તો પ્રકૃષ્ટ રૌદ્રધ્યાન ભાવ પણ ત્યાં હોય, એટલે રૌદ્ર ધ્યાન પણ પોતાનું કાર્ય કરી-પોતાનો ભાવ ભજવી મોક્ષરૂપ પરમ પુરુષાર્થને વ્યાઘાત પહોંચાડશે. આ તો અનિષ્ટ છે. એટલે સ્ત્રીને પ્રકૃષ્ટ રૌદ્રધ્યાનનો અભાવ છે, એટલે પ્રકૃષ્ટ શુભધ્યાનનો પણ અભાવ છે એવી પ્રતિબંધરૂપ વ્યાપ્તિ સંભવતી નથી.

પ્રકૃષ્ટ રૌદ્ર ધ્યાનની પ્રકૃષ્ટ શુભધ્યાન સાથે પ્રતિબંધરૂપ વ્યાપ્તિ નથી



સ્ત્રી નથી ન ઉપશાંતમોહા ઈ૦ એ ૮-૯-૧૦ ત્રણ મુદ્દા સમર્થિત કરે છે—

[22] अक्रूरमतिरपि रतिलालसाऽसुन्दरैव, तदपोहायाह—

'नो न उपशान्तमोहा'—

काचित् उपशान्तमोहापि सम्भवति, तथादर्शनात् ।
उपशान्तमोहाऽप्यशुद्धाचारा गर्हिता, तत्प्रतिक्षेपायाह—

'नो न शुद्धाचारा'

कदाचित् शुद्धाचाराऽपि भवति, औचित्येन परोपकरणार्ज्जनाद्याचारदर्शनात् ।
शुद्धाचाराऽप्यशुद्धबोन्दिरसाध्वी, तदपनोदायाह—

'नो अशुद्धबोन्दिः'

काचित् शुद्धतनुरपि भवति प्राक्कर्मानुवेधतः संसज्जनाद्यदर्शनात् कक्षास्तनादिदेशेषु।[343]

[22]અર્થઃ-અક્રૂરમતિ પણ રતિલાલસાવાળી અસુન્દરા જ છે, તેના અપોહાર્થે કહ્યું—

'નથી ન ઉપશાન્તમોહા'—

કોઈ ઉપશાન્તમોહા પણ સંભવે છે,—તથાદર્શનને લીધે.

ઉપશાન્તમોહા પણ અશુદ્ધઆચારવાળી ગર્હિત છે, તેના પ્રતિક્ષેપાર્થે કહ્યું—

'નથી ન શુદ્ધાચારા'—

કદાચિત્ શુદ્ધાચારવાળી પણ હોય છે,—ઔચિત્યથી પરોપકરણઅર્જન આદિ આચારના દર્શનને લીધે.

શુદ્ધાચારવાળી પણ અશુદ્ધબોન્દિ (અશુદ્ધ કાયાવાળી) અસાધ્વી (હોય). તેના અપનોદાર્થે કહ્યું—

'નથી અશુદ્ધબોન્દિવાળી,'—

કોઈશુદ્ધતનુવાળી પણ હોય છે,-પૂર્વકર્મના અનુવેધ થકી કક્ષા-સ્તન આદિ દેશોમાં સંસમ્જનાદિના અદર્શનને લીધે.[343]

## વિવેચન

અક્રૂરમતિ પણ રતિલાલસાવાળી સુંદર નથી, તેના નિરાકરણાર્થે કહ્યું—(૮) 'ઉપશાન્ત-મોહા નથી એમ નથી,' કોઈ ઉપશાંતમોહા પણ સંભવે છે, કારણ કે જેની મોહરૂપ વિષયવાંછા ઉપશાંત થઈ છે એવી સ્ત્રીનું તથાપ્રકારનું પ્રગટ દર્શન થાય છે માટે.

ઉપશાંતમોહા હોય, પણ અશુદ્ધઆચારવાળી હોય તો તે ગર્હિત-નિન્દિત છે, તેના નિવારણાર્થે કહ્યું-(૯) 'શુદ્ધાચારવાળી નથી એમ નથી,' અપિ તુ કદાચિત્ શુદ્ધ-આચારવાળી પણ હોય છે. કારણ કે તેવી શુદ્ધાચારવંતી સ્ત્રીઓ ઉચિતપણે પરોપકાર-કરણ આદિ શુદ્ધ આચાર સેવતી પ્રત્યક્ષ દેખાય છે.

શુદ્ધઆચારવાળી પણ અશુદ્ધબોન્દિ-અશુદ્ધકાયાવાળી રૂડી ન હોય, તેના નિરા-કરણાર્થે કહ્યું—(૧૦) 'અશુદ્ધબોન્દિવાળી નથી.' કોઈ શુદ્ધકાયાવાળી પણ હોય છે. કારણ કે પૂર્વ કર્મ અનુસારથી કાંખ-સ્તનાદિ ભાગમાં સંમૂર્ચ્છનાદિની ઉત્પત્તિ દેખાતી નથી.



સ્ત્રી નથી વ્યવસાયવર્જિતા, નથી અપૂર્વકરણવિરોધિની, નથી નવગુણસ્થાનરહિતા, એ ૧૧-૧૨-૧૩ ત્રણ મુદ્દા પરિસ્ફુટ કરે છે—

[23]शुद्धबोन्दिरपि व्यवसायवर्ज्जिता निन्दितैव, तन्निरासायाह—

'नो व्यवसायवर्ज्जिता'

काचित्परलोकव्यवसायिनी, शास्रात् (पाठां : शास्रादौ) दर्शनात्।

सव्यवसायाऽप्यपूर्वकरणविरोधिनी विरोधिन्येव, तत्प्रतिषेधमाह—

'नो अपूर्वकरणविरोधिनी'

अपूर्वकरणसम्भवस्य स्त्रीजातावपि प्रतिपादितत्वात् ।

अपूर्वकरणवत्यपि नवगुणस्थानरहिता नेष्टसिद्धये (इति) इष्टसिद्ध्यर्थमाह—

'नो नवगुणस्थानरहिता'—

तत्सम्भवस्य तस्याः प्रतिपादितत्वात् ।[२४४]

[२३]અર્થ:-શુદ્ધબોધિવાળી પણ વ્યવસાયવર્જિતા નિન્દિતા જ છે, તેના નિરાસાર્થે કહ્યું-
'નથી વ્યવસાય વર્જિતા'—

કોઈ પરલોકવ્યવસાયિની (હોય છે),—શાસ્ત્ર થકી (પાઠાં:શાસ્ત્રાદિમાં) તેની પ્રવૃત્તિના દર્શનને લીધે.

સવ્યવસાયા પણ અપૂર્વકરણવિરોધિની વિરોધિની જ છે, તેનો પ્રતિષેધ કહ્યો—
'નથીઅપૂર્વકરણ વિરોધિની'—

અપૂર્વકરણના સંભવના સ્ત્રીજાતિમાં પણ પ્રતિપાદિતપણાને લીધે.

અપૂર્વકરણવતી પણ નવગુણસ્થાન રહિતા ઇષ્ટસિદ્ધિ અર્થે નથી હોતી, એટલા માટે ઇષ્ટ સિદ્ધિ અર્થે કહ્યું—

'નથી-નવગુણસ્થાન રહિતા,'—

તેને તેના સંભવના પ્રતિપાદિતપણાને લીધે.[૩૪૪]

## વિવેચન

શુદ્ધબોધિવાળી હોય, પણ વ્યવસાયવર્જિતા–સત્પુરુષાર્થરહિતા નિન્દિત જ છે, તેના નિરાસાર્થે કહ્યું-(૧૧) ' વ્યવસાયવર્જિતા નથી.' કોઈ પરલોક વ્યવસાયિની–પરલોક સંબંધી વ્યવસાય–સત્પુરુષાર્થ સેવનારી પણ હોય છે, કારણ કે શાસ્ત્ર થકી–શાસ્ત્ર આજ્ઞાનુસારે તેની તથાપ્રકારની સત્પુરુષાર્થપ્રવૃત્તિનું દર્શન થાય છે માટે.

સવ્યવસાયા–પુરુષાર્થશીલ હોય, પણ અપૂર્વકરણની વિરોધિની હોય, તો તે મોક્ષ પ્રાપ્તિની વિરોધિની જ છે, તેનો પ્રતિષેધ કહ્યો—(૧૨) 'અપૂર્વકરણવિરોધિની નથી.' કારણ કે જે પ્રાપ્ત કરવા અપૂર્વ આત્મપુરુષાર્થ કરવો પડે છે, ને જેમાં અપૂર્વ આત્મ-સામર્થ્ય સ્ફુરે છે. એવાં અપૂર્વકરણનો સ્ત્રીજાતિમાં પણ સંભવ છે એમ પ્રતિપાદન કરવામાં આવ્યું છે.

અપૂર્વકરણવાળી હોય, પણ નવગુણસ્થાનરહિત હોય, તે મોક્ષપ્રાપ્તિરૂપ ઇષ્ટ સિદ્ધિ કરી શકતી નથી, તે માટે ઇષ્ટ સિદ્ધિ અર્થે કહ્યું-(૧૩)-'નવ ગુણસ્થાન રહિતા નથી.' કારણ કે સ્ત્રીને નવમા ગુણસ્થાનનો સંભવ છે એમ પ્રતિપાદન કરવામાં આવ્યું છે.



સ્ત્રી નથી લબ્ધિઅયોગ્યા એ ચૌદમો મુદ્દો,—સ્ત્રીને દ્વાદશાંગીનો નિષેધ કેમ છે ? એ શંકાનું ભાવથી –અર્થથી સ્ત્રીને દ્વાદશાંગલબ્ધિ છે એમ નિરાકરણ કરી,—સમજાવે છે—

[२४]नवगुणस्थानसङ्गताऽपि लब्ध्ययोग्या अकारणमधिकृतविधेरित्येतत्प्रतिक्षेपायाह—
'नायोग्या लब्धेः'—

आमर्षौषध्यादिरूपायाः, कालौचित्येनेदानीमपि दर्शनात् ।

कथं द्वादशाङ्गप्रतिषेधः? तथाविग्रहे ततो दोषात्। श्रेणिपरिणतौ तु कालगर्भवद्भावतो भावोऽविरुद्ध एव।[३४५]

[२४]અર્થ:-નવગુણસ્થાનસંગતા પણ લબ્ધિઅયોગ્યા અધિકૃત વિધિનું અકારણ છે, એના પ્રતિક્ષેપાર્થે કહ્યું—

'નથી અયોગ્યા લબ્ધિને'—

આમર્ષઔષધિ આદિરૂપ લબ્ધિને,—કાલઔચિત્યથી હમણાં પણ દર્શનને લીધે.

(તો પછી સ્ત્રીને) દ્વાદશાંગનો પ્રતિષેધ કેમ? તથાપ્રકારના વિગ્રહમાં (દેહમાં) તે થકી દોષને લીધે; પણ શ્રેણિપરિણતિ સતે કાલગર્ભવદ્ ભાવથકી ભાવ (હોવાપણું) અવિરુદ્ધ જ છે.[૩૪૫]

## વિવેચન

હવે નવમા ગુણસ્થાન સુધી પહોંચે, પણ લબ્ધિને અયોગ્ય હોય, તે પ્રસ્તુત મોક્ષ-પ્રાપ્તિનું કારણ થઈ શકતી નથી, એટલે તેના પ્રતિક્ષેપ અર્થે કહ્યું—'લબ્ધિને અયોગ્યા નથી.' આમર્ષૌષધિ આદિ અનેક પ્રકારની લબ્ધિ માટે સ્ત્રી અયોગ્ય છે એમ નથી, કારણ કે કાળઔચિત્યથી આ વર્ત્તમાનકાળના ઉચિતપણા પ્રમાણે હાલમાં પણ તેવી લબ્ધિનું કોઈ સ્ત્રીમાં દર્શન થાય છે માટે.

**ભાવથી દ્વાદશાંગ લબ્ધિ**

અત્રે પ્રશ્ન થશે કે તો પછી સ્ત્રીને દ્વાદશાંગનો નિષેધ કેમ કર્યો છે? તેનો ઉત્તર એ છે કે તેવા પ્રકારના સ્ત્રીદેહમાં તે થકી દોષ છે માટે. 'श्रेणिपरिणतौ तु' પણ 'શ્રેણિપરિણતિ સતે'–મોહનીય કર્મનો ક્ષય કર્યા પછી ક્ષપકશ્રેણીપરિણામ પામ્યે, 'કાલગર્ભવત્ ભાવથકી ભાવ અવિરુદ્ધ જ છે—'कालगर्भवत् भावतो भावोऽविरुद्ध एव.'–અર્થાત્ ઋતુ-પ્રવૃત્તિઉચિત કાળે ગર્ભની જેમ ભાવ થકી–દ્વાદશાંગીના અર્થઉપયોગરૂપ ભાવ થકી –નહિં કે શબ્દ થકી સ્ત્રીને દ્વાદશાંગીનો ભાવ–સત્તારૂપ હોવાપણું છે. એ બા. માં કોઈ

---

पञ्जिका—શ્રેણી ઇત્યાદિ. श्रेणीपरिणतौ तु—શ્રેણીપરિણતિ સતે તો, વેદમોહનીયક્ષયના ઉત્તરકાળે પુનઃ ક્ષપકશ્રેણિપરિણામે, कालगर्भवत्—काले—ઋતુપ્રવૃત્તિ ઉચિત કાળે, उदरसत्त्व इव—ઉદરસત્ત્વની જેમ, भावतः—ભાવથી, દ્વાદશાંગના અર્થઉપયોગરૂપ ભાવથી,—નહિં કે શબ્દથી પણ, भावः–ભાવ, દ્વાદશાંગીની સત્તા, अविरुद्धः—અવિરુદ્ધ છે, દોષવાન્ નથી.

આ અત્રે હૃદય છેઃ—સ્ત્રીઓને પણ પ્રકૃત યુક્તિથી કેવલપ્રાપ્તિ છે જ, અને તે (કેવલ) શુક્લધ્યાનથી સાધ્ય છે. "ध्यानान्तरिकायां शुक्लाद्यभेदद्वयावसान उत्तरभेदद्वयानारम्भरूपायां वर्त्तमानस्य केवलमुत्पद्यते।" શુક્લ આદ્ય ભેદના અંતે ઉત્તર બે ભેદની અનારંભરૂપ ધ્યાનાન્તરિકામાં વર્ત્તમાનને કેવલ ઉપજે છે,—એવા વચનના પ્રામાણ્યને લીધે; અને પૂર્વગત શિવાય શુક્લધ્યાનના બે આદ્ય ભેદ હોતા નથી, 'आद्ये पूर्वविदः' (तत्त्वार्थ अ. ९ सू. ३९) આદ્ય બે (શુક્લ)પૂર્વવિદ્‌ને, એ વચનથી. અને દૃષ્ટિવાદનિષેધ 'स्त्रीणाम्'—સ્ત્રીઓને એ વચનથી. એટલા માટે ક્ષપકશ્રેણિપરિણતિમાં સ્ત્રીઓને ક્ષયોપશમવિશેષ થકી તેના અર્થઉપયોગરૂપ દ્વાદશાંગ ભાવ અદુષ્ટ છે.

વિરોધ છે નહિં. એટલે સ્ત્રીને શબ્દરૂપ વચનથી ભલે દ્વાદશાંગીની પ્રાપ્તિ મ હો, પણ ક્ષપકશ્રેણિ પરિણામ પામ્યે તેને પણ ભાવથી-અર્થરૂપ વચનથી અર્થાત્ તથારૂપ આત્મ-પરિણામરૂપ ભાવભાષાથી દ્વાદશાંગીની લબ્ધિ હોય જ છે.

અને આ ઉપરથી એ રહસ્ય ફલિત થાય છે કે સ્ત્રીઓને દૃષ્ટિવાદનો નિષેધ છતાં, આ પ્રસ્તુત યુક્તિથી સ્ત્રીઓને અર્થઉપયોગરૂપ દ્વાદશાંગીની પ્રાપ્તિ હોય છે, એટલે તેને પ્રથમ બે શુકલધ્યાનનો સંભવ પણ સિદ્ધ થાય છે. કારણ કે

સ્ત્રીને પણ શુકલ ધ્યાનની પ્રાપ્તિ ને મુક્તિ

आद्ये पूर्वविदः પ્રથમ બે શુકલધ્યાન પૂર્વવિદ્‌ને હોય છે, એટલે ભાવથી દ્વાદશાંગલબ્ધિસંપન્ન સ્ત્રી પૂર્વવિદ્ હોઈ તેને તે બે શુકલધ્યાન સંભવે છે. અને આમ જો પૂર્વજ્ઞાન થકી શુકલધ્યાનની પ્રાપ્તિ સ્ત્રીને સંભવે છે, તો પછી તે શુકલધ્યાન થકી તેને કેવલજ્ઞાનની પ્રાપ્તિ પણ સંભવે છે. આ અંગે કહ્યું છે કે 'શુકલધ્યાનના આદ્ય બે ભેદના અંતે ઉત્તર બે ભેદની અનારંભરૂપ ધ્યાનાન્તરિકામાં (Interval of ध्यान) વર્ત્તમાનને કેવલજ્ઞાન ઉપજે છે." અને આમ જો દ્વાદશાંગની ભાવલબ્ધિ થકી પૂર્વજ્ઞાન, તે થકી શુકલધ્યાન, ને તે થકી કેવલજ્ઞાન જો સ્ત્રીને પ્રાપ્ત થઈ શકે છે, તો પછી તેને મુક્તિની પ્રાપ્તિ કેમ ન હોય?



સ્ત્રી નથી અકલ્યાણભાજન એ પંદરમો મુદ્દો તીર્થંકરજનનથી પર કલ્યાણ નથી એ યુક્તિથી સમર્થિત કરી, સ્ત્રી ઉત્તમધર્મસાધિકા કેમ ન હોય? એ વ્યતિરેકથી કહી, અન્વયથી આટલી ગુણસંપદ્-સંપન્ન હોય તે ઉત્તમધર્મસાધિકા હોય એમ અર્થાપત્તિથી દર્શાવે છે—

[२५]लब्धियोग्याऽप्यकल्याणभाजनोपघातान्नाभिलाषितार्थसाधनायालमित्यत आह—

'नाकल्याणभाजनं'—

तीर्थकरजननात्, नातः परं कल्याणमस्ति ।

यत एवमतः कथं नोत्तमधर्म्मसाधिकेति । उत्तमधर्म्मसाधिकैव ॥

अनेन तत्तत्कालापेक्षयैतावद्गुणसम्पन्नसमन्वितैवोत्तधर्म्मसाधिकेति विद्वांसः।[३४६]

[२५]અર્થ:-લબ્ધિયોગ્યા પણ અકલ્યાણભાજના, ઉપઘાતને લીધે, અભિલષિત અર્થના સાધનાર્થે સમર્થ ન હોય, એટલા માટે કહ્યું—

'નથી અકલ્યાણ ભાજન'—

તીર્થંકરજનનને લીધે,-આનાથી પર કલ્યાણ છે નહિં.

કારણકે એમ છે, એથી કરીને (સ્ત્રી) ઉત્તમધર્મસાધિકા કેમ નહિં? ઉત્તમધર્મસાધિકા જ.

આ પરથી તે તે કાલ અપેક્ષાએ આટલી ગુણસંપતસમન્વિતા જ ઉત્તમધર્મસાધિકા છે, એમ વિદ્વાનો વદે છે.[३४६]

## વિવેચન

"સોહમપતિજી જિનજનની ઘર આવિયા,
જિનમાતાજી વંદી સ્વામી વધાવિયા."

—શ્રી દેવચંદ્રજીકૃત સ્નાત્ર પુજા

લબ્ધિયોગ્યા હોય, પણ 'અકલ્યાણભાજના' ઉપઘાતને લીધે મોક્ષરૂપ ઇષ્ટ અર્થ સાધવા સમર્થ ન થાય, એટલા માટે કહ્યું—(૧૫) 'અકલ્યાણભાજન નથી,' કારણ કે તીર્થંકર જેવી વિશ્વની વિશિષ્ટ શ્રેષ્ઠ વિભૂતિને જન્મ આપનારી પણ સ્ત્રી છે, 'नातः परं कल्याणम्'–આનાથી પર કલ્યાણ છે નહિં.' એટલે એ મુક્તિપ્રાપ્તિમાં વિરોધનો એ મુદ્દો પણ ટકતો નથી.

આમ ઉપરમાં વિવરી બતાવ્યું તેમ સ્ત્રીને મુક્તિપ્રાપ્તિમાં વિઘ્નભૂત પંદર મુદ્દામાંથી એક પણ મુદ્દો ટકતો નથી, એટલે સ્ત્રી મોક્ષરૂપ ઉત્તમધર્મની સાધિકા કેમ ન હોય? અપિ તુ ઉત્તમધર્મસાધિકા જ હોય એમ સિદ્ધ થાય છે.

અને આ ઉપરથી અન્વયથી એ પણ સિદ્ધ થાય છે કે—'तत्तत्कालापेक्षयैतावद्गुणसम्पत्समन्वितैवोत्तमधर्मसाधिका' 'તે તે કાલ અપેક્ષાએ આટલી ગુણસમ્પત્‌સમન્વિતા જ ઉત્તમધર્મસાધિકા છે એમ વિદ્વાનો વદે છે. અર્થાત્ જે જીવ છે, ભવ્ય છે, દર્શનનો અવિરોધિની છે, મનુષ્યિણી છે, આર્યઉત્પત્તિવંતી છે, સંખ્યેયઆયુવાળી છે, અક્રૂરમતિ છે, ઉપશાન્તમોહા છે, શુદ્ધાચારવાળી છે, શુદ્ધકાયવાળી છે, વ્યવસાયસહિતા છે, અપૂર્વકરણઅવિરોધિની છે, નવગુણસ્થાનસહિતા છે, લબ્ધિયોગ્યા છે, અને કલ્યાણભાજન છે,–એટલા ગુણસંપન્ન જે સ્ત્રી છે, તે મોક્ષરૂપ ઉત્તમ ધર્મની સાધનારી છે, એમ આ ઉપરથી અર્થાપત્તિથી સમજી લઇ વિચક્ષણ વિદ્વાનો કહે છે.



આવા ઉક્ત ગુણસંપત્તિવંતે કરેલો પ્રસ્તુત નમસ્કાર કેવલસાધક છે ને કેવલ સતે મોક્ષ હોય જ એમ નિગમન કરી, આવો મહા મહિમાવંત ભગવદ્‌ભક્તિરૂપ નમસ્કાર કરવા યોગ્ય છે એમ ઉપદેશે છે–

[૨૬]केवलसाधकश्चायं, सति च केवले नियमान्मोक्षप्राप्तिरित्युक्तमानुषङ्गिकं । तस्मान्नमस्कारः कार्य इति।[३४७]

[૨૬]અર્થ:-અને આ (નમસ્કાર) કેવલનો સાધક છે, અને કેવલ સતે નિયમથી મોક્ષપ્રાપ્તિ હોય છે. આનુષંગિક કહ્યું. તેટલા માટે નમસ્કાર કાર્ય છે.[૩૪૭]

## વિવેચન

"સહજ અકૃત્રિમ નિર્મલ જ્ઞાનાનંદ જો, દેવચંદ્ર એકત્વે સેવનથી વરે રે લો."

—શ્રી દેવચંદ્રજી

આ બધી ચર્ચાનો ફલિતાર્થ હવે કહે છે—'केवलसाधकश्चायं'—'અને આ (નમસ્કાર) કેવલસાધક છે.' અર્થાત્ આવી ઉક્ત ઉત્તમ ગુણસંપત્તિવંતનો જે નમસ્કાર

છે, તે કેવલ જ્ઞાનનો સાધક-સાધનાર છે. અને 'કેવલ સતે નિયમથી મોક્ષપ્રાપ્તિ હોય છે,' —'सति च केवले नियमान्मोक्षप्राप्तिः'; કેવલજ્ઞાન પ્રાપ્ત થયું એટલે મોક્ષપ્રાપ્તિ અવશ્ય હોય જ એ નિયમમાં કોઈ કાળે ફેર પડે એમ નથી. એટલે જિનવરવૃષભ ભગવાન્ વર્ધમાન પ્રત્યે આવો પરમભાવપૂર્ણ એક નમસ્કાર નર વા નારીને સંસારસાગરથી તારી મોક્ષ પમાડે જ इति स्थितं, इति सिद्धं ।

એમ આનુષંગિક-પ્રાસંગિક કહ્યું, 'તેટલા માટે નમસ્કાર કાર્ય છે,'-'तस्मान्नमस्कारः कार्यः'-નમસ્કાર કરવા યોગ્ય છે.



આ શું સ્તુતિઅર્થવાદ છે? કે વિધિવાદ છે? જો સ્તુતિઅર્થવાદ છે તો યથોક્ત ફલનો અભાવ વા ફલાન્તરનો ભાવ હોય, તો પછી અહીં યત્ન કર્યાથી શું? અને જો વિધિવાદ છે તો સમ્યક્ત્વ-વ્રતાદિનું વ્યર્થપણું થશે, આમ બન્ને પક્ષમાં દૂષણ છે, એમ શંકાકાર પૂર્વ પક્ષ કરે છે—

[२७]आह—किमेष स्तुत्यर्थवादो यथा—'एकया पूर्णाहुत्या सर्वान् कामानवाप्नोती'ति, उत विधिवाद एव यथा—'अग्निहोत्रं जुहुयात् स्वर्ग्गकाम' इति । किं चातः ? यद्याद्यः पक्षः ततो यथोक्तफलशून्यत्वात् फलान्तरभावे च तदन्यस्तुत्यविशेषादलमिहैव यत्नेन, न च यक्षस्तुतिरप्यफलैवेति, प्रतीतमेवैतत् । अथ चरमो विकल्पः ततः सम्यक्त्वाणुव्रत-महाव्रतादिचारित्रपालनावैयर्थ्यं, तत एव मुक्तिसिद्धेः । न च फलान्तरसाधकमिष्यते सम्यक्त्वादि, मोक्षफलत्वेनेष्टत्वात्, 'सम्यग्दर्शनज्ञानचारित्राणि मोक्षमार्ग्ग' (तत्वार्थे अ. १ सू. १) इति वचनादिति ।[३४८]

[२७]અર્થ:-શંકા—શું આ સ્તુતિઅર્થવાદ છે? જેમ. 'एकया पूर्णाहुत्या सर्वान् कामान् अवाप्नोति'—એક પૂર્ણાહુતિ વડે સર્વ કામો પ્રાપ્ત કરે છે' એમ; કે વિધિવાદ છે? જેમ—'अग्निहोत्रं जुहुयात् स्वर्गकामः'—સ્વર્ગકામી અગ્નિહોત્ર હોમ કરે, એમ. અને આથી શું?

જો આદ્ય પક્ષ છે તો યથોક્ત ફલના શૂન્યપણાને લીધે અને ફલાન્તરભાવ સતે તેનાથી અન્ય સ્તુતિથી અવિશેષને લીધે અહીં જ યત્નથી સર્યું! અને યક્ષસ્તુતિ પણ અફલા જ નથી. એ પ્રતીત જ છે.

હવે જો ચરમ (છેલ્લો) વિકલ્પ છે, તો સમ્યક્ત્વ-અણુવ્રત-મહાવ્રત આદિ ચારિત્ર-પાલનાનું વૈયર્થ્ય (વ્યર્થપણું) છે,—તેના થકી જ (એક નમસ્કાર થકી જ) મુક્તિની સિદ્ધિને લીધે. અને સમ્યક્ત્વાદિ ફલાન્તરસાધક માનવામાં આવતું નથી,—મોક્ષફલપણાએ કરીને ઇષ્ટપણાને લીધે. "सम्यग्दर्शनज्ञानचारित्राणि मोक्षमार्गः'—સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્ર તે મોક્ષમાર્ગ એ વચનથી.[३४८]

## વિવેચન

"કામિત પૂરણસુરતરુ, આનંદઘન પ્રભુ પાય." —શ્રી આનંદઘનજી.

અત્રે પૂર્વપક્ષરૂપ શંકા થવી સંભવે છે—'શું આ સ્તુતિઅર્થવાદ છે? એક પૂર્ણાહુતિ વડે સર્વ કામો પ્રાપ્ત કરે છે, એમ. કે વિધિવાદ છે? સ્વર્ગકામી અગ્નિહોત્ર

---

पञ्जिका—स्तुत्यर्थवादः—स्तुतये—સ્તુતિ અર્થે, अर्थवादः—અર્થવાદ, પ્રશંસા તે સ્તુતિ-અર્થવાદ. વિપ્લાવનાદિ અર્થ પણ અર્થવાદ હોય, તેના વ્યવચ્છેદાર્થે સ્તુતિગ્રહણ છે.

**સ્તુતિઅર્થવાદ? કે વિધિવાદ?**

હોમ કરે, એમ.' છેતરપીંડી–સ્વાર્થ આદિ અર્થે પણ અર્થવાદ–હેતુપ્રયોજનથી પ્રશંસાવચન હોય છે, તેથી અત્રે સ્તુતિઅર્થવાદ એમ કહ્યું છે, અર્થાત્ એક પૂર્ણાહુતિ વડે સર્વ કામો પામે એની જેમ આ શું સ્તુતિ અર્થે અર્થવાદ–પ્રશંસાવચન છે? સ્તુતિ ખાતર સ્તુતિ છે? કે સ્વર્ગકામી અગ્નિહોત્ર હોમ કરે એની જેમ વિહિત વચન પ્રમાણે વિધિ કરે તે યથોક્ત ફલ પામે એમ વિધિવાદ છે?

આ ઉપરથી તમે શું કહેવા માગો છો? એનું સ્પષ્ટીકરણ કરતાં શંકાકાર પોતાની દલીલ આગળ ચલાવે છે—'જો આદ્યપક્ષ છે તો———આ પ્રતીત જ છે.' અર્થાત્ આ સ્તુતિ–

**સ્તુતિઅર્થવાદ પક્ષમાં દૂષણ**

અર્થવાદ છે, સ્તુતિ ખાતર સ્તુતિ છે એમ પહેલો પક્ષ જો ગ્રહણ કરો, તો સંસારસાગરમાંથી તારે એવો આ નમસ્કાર છે એવું જે ફલ કહ્યું, તેનું શૂન્યપણું–અભાવ હોય; અથવા ફલાન્તર અર્થાત્ સંસારસાગરથી તારણરૂપ ફલથી અન્ય એવું સંસારપ્રત્યયી ફલ હોય છે એમ જો કહો. તો તો પછી અન્ય સ્તુતિથી આ જિનસ્તુતિનો કાંઈ વિશેષપણારૂપ વિશેષ–તફાવત રહ્યો નહિ. તો પછી અહીં જ–જિનસ્તુતિમાં યત્ન કર્યાથી શું? અને યક્ષ જેવા સામાન્ય દેવની સ્તુતિ પણ અફલ હોતી નથી, તો પછી જિન જેવા અસામાન્ય દેવની સ્તુતિ અફલ કેમ હોય? આ સર્વ કોઈ સમજી શકે એવી સ્પષ્ટ વાત છે.

અને 'હવે જો ચરમ (છેલ્લો) વિકલ્પ છે———તે મોક્ષમાર્ગ એ વચનથી' અર્થાત્ આ વિધિવાદ છે એમ જો કહો, યથોક્ત વિહિત આચરણ કરવારૂપ વિધિના ઉચ્ચારણરૂપ

**વિધિવાદ પક્ષમાં દૂષણ : સમ્યક્ત્વ–અણુવ્રતાદિનું વ્યર્થપણું**

આ વચન છે એમ જો કહો, તો પછી આ એક નમસ્કાર થકી જ સંસારસાગર તરી જવારૂપ મોક્ષ થશે, એટલે સમ્યક્ત્વ–અણુવ્રત–મહાવ્રત આદિ ચારિત્રપાલનનું વ્યર્થપણું, નિષ્ફળપણું, ફોગટપણું થશે. જો આ એક નમસ્કારથી જ મોક્ષનું કામ પતી જતું હોય, તો પછી આ સમ્યક્ત્વાદિ પ્રપંચની પંચાત શા માટે જોઈએ? એક નમસ્કાર થકી જ મુક્તિની સિદ્ધિ થઈ જાય એમ છે તો આ બધી માથાફોડ શાને? આમ સમ્યક્ત્વાદિ વ્યર્થ–નિષ્ફળ થઈ પડશે. પણ આ સમ્યક્ત્વાદિ છે તે ફલાન્તરનું—મોક્ષ સિવાય બીજા કોઈ પણ ફલનું સાધક માનવામાં આવતું નથી, કારણ કે મોક્ષફલપણાએ કરીને જ એનું ઇષ્ટપણું છે; સમ્યક્ત્વાદિનું ફલ મોક્ષ છે, એટલા માટે જ એ સમ્યક્ત્વાદિ ઇષ્ટ માનવામાં આવ્યા છે. કારણ કે 'સમ્યગ્દર્શન–જ્ઞાન–ચારિત્ર તે મોક્ષમાર્ગ' એ વચનથી આ સિદ્ધ થાય છે. આમ અર્થવાદ ને વિધિવાદ બન્ને પક્ષમાં દોષ સંભવે છે, માટે એનું સમાધાન કરો. એમ પૂર્વપક્ષકારે પૂર્વપક્ષ રજૂ કર્યો.



આ વિધિવાદ જ છે, અને તત્ત્વથી સમ્યક્ત્વાદિ હોય તો જ આ ભાવનમસ્કાર હોય છે એટલે સમ્યક્ત્વાદિનું વ્યર્થપણું નથી, પણ ભાવનમસ્કારનું અવંધ્યહેતુપણું છે, એમ દીનારાદિ થકી ભૂતિન્યાયના

દૃષ્ટાંતથી સમર્થિત કરી, અને અર્થવાદ પક્ષમાં પણ સર્વ સ્તુતિ સમાન ફલવાળી નથી એ બાવળ અને કલ્પદ્રુમના દૃષ્ટાંતથી સિદ્ધ કરી, ભગવત્નમસ્કાર ઉપમાતીત છે, એમ ભક્તશિરોમણિ મહર્ષિ હરિભદ્રજી ભગવદ્ભક્તિનો અપૂર્વ મહિમા ઉત્કીર્તન કરે છે—

[२८]अत्रोच्यते—विधिवाद एवायं । न च सम्यक्त्वादिवैयर्थ्यं, तत्त्वतस्तद्भाव एवास्य भावात् । दीनारादिभ्यो भूतिन्याय एषः, तदवन्ध्यत्वेन तथा तद्भावोपपत्तेः । अवन्ध्यहेतुश्चाधिकृतफलसिद्धौ भावनमस्कार इति ।

अर्थवादपक्षेऽपि न सर्वा स्तुतिः समानफलेत्यतो विशिष्टफलहेतुत्वेनात्रैव यत्नः कार्यः, तुल्ययत्नादेव विषयभेदेन फलभेदोपपत्तेर्वब्बूलकल्पपादपादौ प्रतीतमेतत् । भगवन्नमस्कारश्च परमात्मविषयतयोपमातीतो वर्त्तते ।[३४९]

[२८]અર્થ :—અત્રે ( સમાધાન ) કહેવામાં આવે છે—આ વિધિવાદ જ છે; અને સમ્યક્ત્વાદિનું વૈયર્થ્ય નથી,—તત્ત્વથી તદ્ભાવે જ (સમ્યગ્દર્શનાદિના ભાવે જ) આનો (નમસ્કારનો ભાવ છે માટે. દીનારાદિ થકી આ ભૂતિન્યાય છે,—તદ્ (નમસ્કારના) અવન્ધ્ય-હેતુપણાએ કરીને તથાપ્રકારે તદ્ભાવની (સમ્યક્ત્વાદિની) ઉપપત્તિને લીધે. અને અધિકૃત ફલસિદ્ધિમાં ભાવનમસ્કાર અવન્ધ્ય હેતુ છે.

અર્થવાદ પક્ષમાં પણ સર્વ સ્તુતિ સમાન ફલવાળી નથી, એટલા માટે વિશિષ્ટફલ-હેતુપણાએ કરીને અત્રે જ યત્ન કાર્ય છે,—તુલ્ય યત્ન થકી જ વિષયભેદથી ફલભેદની ઉપપત્તિ છે માટે,—બાવળ-કલ્પવૃક્ષ આદિમાં આ પ્રતીત છે. અને ભગવત્નમસ્કાર પરમાત્મવિષયતાથી ઉપમાતીત વર્ત્તે છે.[૩૪૯]

---

पञ्जिका—तत्त्वतः—ઇત્યાદિ. तत्त्वतः તત્ત્વથી, નિશ્ચયવૃત્તિથી तद्भाव एव—તદ્ભાવે જ, સમ્યગ્દર્શનાદિ ભાવે જ, अस्य—આના, નમસ્કારના, भावाद्—ભાવને લીધે. દ્રવ્યથી પુનઃ આ અન્યથા પણ હોય એટલા માટે તત્ત્વગ્રહણ (છે). આ જ સદૃષ્ટાન્ત કહ્યું:—दीनारादिभ्यः—દીનાર પ્રમુખ પ્રશસ્ત વસ્તુઓ થકી, भूतिन्यायः—વિભૂતિ દૃષ્ટાંત,—તેના સદૃશપણાથકી ભૂતિન્યાય, एषः–આ, સમ્યક્ત્વાદિ થકી નમસ્કાર. એ પણ કયા કારણથી ? તે માટે કહ્યું—तदवन्ध्यहेतुत्वेन—तस्य—તેના, સાધ્ય એવા નમસ્કારના, अवन्ध्यहेतुत्वेन—અવન્ધ્યપણાએ કરીને, સમ્યક્ત્વાદિના નિયત ફલકારી હેતુભાવે કરીને, तया–તથાપ્રકારે, ભાવનમસ્કારરૂપતાથી, तद्भावोपपत्तेः—તદ્ભાવની ઉપપત્તિને લીધે, સમ્યક્ત્વાદિની પરિણતિની ઉપપત્તિને લીધે. ભૂતિપક્ષે તો—तस्याः—તેના, ભૂતિના, अवन्ध्यहेतुत्वेन—દીનારાદિના અવન્ધ્યહેતુપણાએ કરીને, तथा—તથાપ્રકારે, ભૂતિપણે, तेषां—તેઓની. દીનારાદિની પરિણતિના ઘટનને લીધે એમ યોજ્ય છે,

ભલે એમ હો, તથાપિ પ્રકૃત સંસારઉત્તારસિદ્ધિ કેવી રીતે ? એમ આશંકીને કહ્યું—अवन्ध्यहेतुश्च—અને અવન્ધ્યહેતુ, અસ્ખલિત કારણ, अधिकृतफलसिद्धौ—મોક્ષલક્ષણ અધિકૃત ફલસિદ્ધિમાં, भावनमस्कारः—ભાવનમસ્કાર, ભગવત્પ્રતિપત્તિરૂપ છે, એટલા માટે સમ્યગ્દર્શનાદિ મોક્ષફલવાળું કેમ ન હોય ?—પરંપરાથી મોક્ષના તત્ફલપણાને (તેના ફલપણાને) લીધે.

## વિવેચન

"એક વાર પ્રભુ વંદના રે, આગમ રીતે થાય;
કારણ સત્યે કાર્યની રે, સિદ્ધિ પ્રતીત કરાય....જિનવર પૂજો.–શ્રી સંભવ૦
પ્રભુપણે પ્રભુ ઓળખી રે, અમલ વિમલ ગુણ ગેહ;
કારણ સત્યે કાર્યની રે, સિદ્ધિ પ્રતીત કરાય. જિનવર પૂજો....શ્રી સંભવ."

—શ્રી દેવચંદ્રજી

આમ આગલા સૂત્રમાં કહ્યા પ્રમાણે પૂર્વપક્ષ ઉપન્યસ્ત કરી, શાસ્ત્રકર્ત્તા આચાર્ય **હરિભદ્રજી** ઉત્તરપક્ષ રજૂ કરતાં કહે છે—(આ શંકાનું સમાધાન) કહેવામાં આવે છે—'विधिवाद एवायं'—'**આ વિધિવાદ જ છે,**' અર્થાત્ આ વિહિત વચનના ભાવ પ્રમાણે ભાવનમસ્કારરૂપ વિહિત આચરણ વિધિ કરે, તો મોક્ષરૂપ યથોક્ત ફળ મળે જ. વિશેષ નમસ્કારની વાત તો દૂર રહો, પણ એક પણ પૂરેપૂરો ભાવનમસ્કાર કરે, અપૂર્વ આત્મભાવઉલ્લાસથી પ્રાપ્ત થતા અપૂર્વકરણમાં સામર્થ્ય-યોગથી ઉત્કૃષ્ટ ભાવનમસ્કાર કરે, તો તે અપૂર્વ આત્મભાવઉલ્લાસવાળો **સામર્થ્યયોગની 'દશા'વાળો** એક જ નમસ્કાર કેવલજ્ઞાનની પ્રાપ્તિ કરાવી મોક્ષફલ આપવાને માટે પૂરેપૂરો સમર્થ છે જ. આમ આ વિધિવાદ જ છે છતાં 'સમ્યક્ત્વાદિનું વૈયર્થ્ય નથી, તત્ત્વથી તદ્‌ભાવે જ આના ભાવને લીધે,—'न च सम्यक्त्वादिवैयर्थ्यं तत्त्वतस्तद्भाव एवास्य भावात्'.—અર્થાત્ સમ્યક્ત્વાદિનું વ્યર્થપણું, નિષ્ફળપણું, નિરર્થકપણું નથી, કારણ કે તત્ત્વથી–નિશ્ચયથી તે સમ્યગ્‌દર્શનાદિ ભાવ હોય તો જ આ નમસ્કારનો ભાવ હોય છે,

**સમ્યગ્‌દર્શનાદિ ભાવ સતે જ ભાવનમસ્કારનો ભાવ**

અને 'દીનારાદિ થકી આ ભૂતિન્યાય છે.' 'दीनारादिभ्यो भूतिन्याय एषः'.—અર્થાત્ દીનાર–સોનામહોર વગેરે હોય તો તે થકી પૈસાદાર–વૈભવવાન્ કહેવાય છે; અને જેટલી સોનામહોર વગેરે હોય તેટલો પૈસાદાર–વૈભવવાન્ કહેવાય. જેમકે–લાખ સોનામહોર હોય તો લખપતિ, કરોડ હોય તો કરોડપતિ, અબજ હોય તો અબજપતિ; એમ સોનામહોર વગેરે મૂડી પ્રમાણે તેટલો વિભૂતિવાન્ ગણાય. તે જ પ્રકારે સમ્યક્ત્વાદિ ભાવ હોય તો તે થકી ભાવવિભવવાન્ કહેવાય; અને જેટલો આ સમ્યક્ત્વાદિ ભાવ હોય તેટલો ભાવવિભવવાન્ કહેવાય. જઘન્ય ભાવ હોય તો જઘન્ય ભાવવિભવવાન્, મધ્યમ ભાવ હોય તો મધ્યમ ભાવવિભવવાન્ ને ઉત્કૃષ્ટ ભાવ હોય તો ઉત્કૃષ્ટ ભાવવિભવવાન્ એમ સમ્યક્ત્વાદિ ભાવની મૂડી પ્રમાણે ભાવવિભવવાન્ ગણાય. એટલે સમ્યક્ત્વાદિ ભાવ મૂડી હોય તો જ નમસ્કારભાવરૂપ ભાવવિભવ હોય ને જેટલો તે સમ્યક્ત્વાદિ ભાવ હોય તેટલા ભાવવાળો જ આ નમસ્કારભાવ હોય.

**'દીનારાદિ થકી આ ભૂતિ ન્યાય'**

આમ શાને લીધે ? 'તદ્ અવન્ધ્યહેતુપણાએ કરીને તથાપ્રકારે તદ્‌ભાવની ઉપપત્તિને લીધે'—'तदवन्ध्यत्वेन तथा तद्भावोपपत्तेः.' અર્થાત્ જેમ દીનારાદિનો ભાવ–

હોવાપણું છે તે ભૂતિનો–વૈભવનો અવંધ્ય અચૂક અમોઘ હેતુ છે, એટલે દીનારાદિ ભાવનું જ તથાપ્રકારે વૈભવરૂપપણું ઘટે છે; તેમ સમ્યક્ત્વાદિ ભાવ છે તે નમસ્કારભાવનો અવંધ્ય અચૂક અમોઘ હેતુ છે, એટલે સમ્યક્ત્વાદિ ભાવ–પરિણતિ તથાપ્રકારે ભાવનમસ્કાર–રૂપપણે જ ઘટે છે. આમ સમ્યક્ત્વાદિ ભાવ તે ભાવનમસ્કાર જ છે. 'અને અધિકૃત ફલસિદ્ધિમાં ભાવનમસ્કાર અવન્ધ્ય હેતુ છે,'

સમ્યક્ત્વાદિભાવ તે નમસ્કારભાવનો અવંધ્ય હેતુ અને ભાવનમસ્કાર મોક્ષફલનો અવંધ્ય હેતુ

'अवन्ध्यहेतुश्चाधिकृतफलसिद्धौ भावनमस्कारः'–અર્થાત્ મોક્ષરૂપ અધિકૃત–પ્રસ્તુત ફલ-સિદ્ધિમાં સમ્યક્ત્વાદિ ભાવરૂપ આ ભાવનમસ્કાર અવન્ધ્ય–અચૂક–અમોઘ કારણ છે.

અને જ્યાં સમ્યક્ત્વાદિની પ્રાપ્તિનો પ્રારંભ થાય છે તે ઇચ્છાયોગથી માંડીને સામર્થ્યયોગ પર્યંત આ ભાવનમસ્કાર વ્યાપક છે; અર્થાત્ ઇચ્છાયોગથી માંડીને સામર્થ્યયોગ પર્યંત આ ઉત્તરોત્તર ચઢતી આત્મદશાવાળો આ ભાવનમસ્કાર હોય છે. એટલે જો ઇચ્છાયોગ–શાસ્ત્રયોગની દશાવાળો મંદ–મધ્યમ ભાવવાળો ભાવનમસ્કાર હોય તો તેવો અનેક નમસ્કાર પણ પરંપરાએ મોક્ષફળનું અવન્ધ્ય–અચૂક કારણ થઈ પડે છે. એ અત્રે 'एक्को वि' એક પણ–એ પદમાં 'अपि'–પણ શબ્દથી સૂચવ્યું છે. એટલે તે સમ્યક્ત્વાદિ ભાવનું–ઇચ્છાયોગાદિનું લેશ પણ નિષ્ફળપણું નથી, પણ સર્વથા સફળપણું જ છે. અને તે સમ્યક્ત્વાદિ–ઇચ્છાયોગાદિ ભાવની મૂડી ઉત્તરોત્તર સંચિત થાય ત્યારે જ, અપૂર્વ આત્મ-ભાવના ઉલ્લાસથી અપૂર્વ આત્મસામર્થ્યના યોગે તેવો ઉત્કૃષ્ટ ભાવ–નમસ્કાર કરવાનું સામર્થ્ય પ્રાપ્ત થાય છે, કે જે એક જ નમસ્કારથી મોક્ષરૂપ સ્વકાર્યની સિદ્ધિ થાય છે. આમ 'एक्को वि' એક જ–એ પદમાં એકથી સૂચિત ઉત્કૃષ્ટ ભાવ–નમસ્કાર મોક્ષરૂપ ઇષ્ટ ફળનું અચૂક અમોઘ અવન્ધ્ય કારણ થાય જ છે એમ સિદ્ધ થયું. અત્રે એ પણ સમજી લેવા યોગ્ય છે કે લખપતિ કરોડપતિ બને ત્યારે લાખની મૂડી કાયમ રહી કરોડમાં અંતર્ભાવ પામી જાય છે, તેમ મંદ–મધ્યમ ભાવવાળો ઉત્કૃષ્ટ ભાવવંત બને ત્યારે તે મંદ–મધ્યમ ભાવની મૂડી ઉત્કૃષ્ટ ભાવમાં અંતર્ભાવ પામી જાય છે. એટલે આ દીનારાદિ થકી ભૂતિન્યાયના દૃષ્ટાન્ત પરથી એ પણ સિદ્ધ થયું કે સમ્યક્ત્વાદિ ભાવ પણ ઉત્કૃષ્ટ ભાવનમસ્કારના અંગરૂપ થઈ પડે છે.

મંદ મધ્યમ ઉત્કૃષ્ટ ભાવનમસ્કાર અને 'एक्को वि णमोक्कारो'નું રહસ્ય

તાત્પર્ય કે—મંદ–મધ્યમ ભાવવાળો જો ભાવનમસ્કાર હોય તો પરંપરાએ પણ મોક્ષફળ મળે છે ને ઉત્કૃષ્ટ ભાવવાળો ભાવનમસ્કાર હોય તો અનંતરપણે તદ્ભવે મોક્ષફળ મળે છે. અથવા બીજી રીતે ઘટાવીએ તો એક જ વાર જો સમ્યગ્દર્શનરૂપ ભાવનમસ્કારનો આત્માને સ્પર્શ થઈ ગયો, તો તે નર વા નારીને અનંતરપણે વા પરંપરપણે સંસાર સાગરથી તારી દેવાને સમર્થ હોય જ છે. એટલે પ્રભુના તત્ત્વ-સ્વરૂપને સમ્યક્પણે ઓળખી જે તેને તાત્ત્વિક ભક્તિથી એકવાર

એક જ વા એક પણ ભાવનમસ્કારનો અપૂર્વ મહિમા

પણ સાચો ભાવનમસ્કાર કરે છે, તેનો બેડો પાર થઈ જાય છે. કારણ કે તે એકવારનો ભાવનમસ્કાર અનંતર વા પરંપરપણે જીવને તે ભવતારક ઉત્કૃષ્ટ ભાવવાળો એક નમસ્કાર પ્રાપ્ત થવાનું અમોઘ અચૂક અવંધ્ય કારણ થઈ પડે છે. એટલે આ ભગવંતને એક પણ નમસ્કાર નર વા નારીને સંસારસાગરથી તારે છે એમ જે ડિંડિમનાદથી પોકાર્યું તે સર્વથા યથાતથ્ય જ છે. इति सिद्धं।

ઉપરમાં જે પ્રતિપાદન કર્યું તેને 'શ્રી ધર્મસંગ્રહણી' *૮૮૮ મી ગાથા પુષ્ટિ આપે છે—'સમ્યક્ભાવથી સમ્યક્પણે કરવામાં આવેલો એક પણ નમસ્કાર અપાર્ધપુદ્ગલ-પરાવર્ત્ત મધ્યે નિયમથી તારે છે, તેથી આ સ્તુતિ સ્તુતિમાત્ર કેમ હોય?' અર્થાત્ આ અર્થવાદવાકય કેમ હોય? ન જ હોય એમ ભાવ છે; કિંતુ આ વિધિ જ છે.

આ તો વિધિવાદની વાત થઈ. હવે 'अर्थवादपक्षेऽपि અર્થવાદપક્ષમાં પણ સર્વ સ્તુતિ સમાનફલવાળી નથી 'न सर्वा स्तुतिः समानफला'——આ પ્રતીત છે.' અર્થાત્ ખોળ અને ગોળ જેમ સરખા નથી, કાચ અને ચિન્તામણિ જેમ સરખા નથી, તેમ સરાગી એવા યક્ષાદિ સામાન્ય દેવની સ્તુતિ ને વીતરાગ એવા આ અસામાન્ય વિશિષ્ટ દેવની સ્તુતિ,—એ સર્વની સ્તુતિનું ફલ કાંઈ સમાન-સરખું નથી; પણ આ અસામાન્ય વિશિષ્ટ દેવની સ્તુતિનું ફળ પણ વિશિષ્ટ છે, એટલા માટે અત્રે જ—આ વીતરાગ એવા વિશિષ્ટ દેવની સ્તુતિમાં જ યત્ન કરવા યોગ્ય છે. अतो विशिष्ट-फलहेतुत्वेनात्रैव यत्नः कार्यः' કારણ કે તુલ્ય-સરખો યત્ન છતાં વિષયભેદથી ફલભેદ ઘટે છે,—'तुल्ययत्नादेव विषयभेदेन फलभेदोपपत्तेः'. જેમ બાવળ માટે જેટલો પ્રયત્ન કરે છે, તેટલો જ પ્રયત્ન કલ્પવૃક્ષ માટે કરે તો ફલભેદ પ્રગટ છે. 'बब्बूलकल्पपादपादौ प्रतीतमेतत्.'—બાવળ પાસેથી કાંટા મળે ને કલ્પવૃક્ષ પાસેથી ઉત્તમ અમૃત ફળ મળે; તેમ બાવળીઆ જેવા સરાગી દેવની સ્તુતિ ને કલ્પવૃક્ષ સમા આ વીતરાગ દેવની સ્તુતિ, એ બન્નેની સ્તુતિમાં આકાશપાતાલનું અંતર છે. આમ વિષયભેદથી ફલભેદ ઘટે છે.

**સર્વ સ્તુતિ સમાન ફલવાળી નથીઃ બાવળ અને કલ્પ-દ્રુમનું દૃષ્ટાંત**

બાકી બીજી રીતે જોઈએ, તો આ ભગવત્‌નમસ્કાર પરમાત્મવિષયતાથી ઉપમાતીત વર્ત્તે છે,'—भगवत्नमस्कारश्च परमात्मविषयतया उपमातीतो वर्त्तते. અર્થાત્ આ ભગવાન્‌નો નમસ્કાર છે તે તો જે સર્વથી પર છે ને જેનાથી પર કોઈ છે નહિં એવા પરમાત્મવિષયી છે, એટલે તે તો સર્વ પ્રકારની ઉપમાથી પર વર્ત્તે છે, તેથી તેને કલ્પવૃક્ષ-ચિંતામણિ આદિની ઉપમા પણ ન્યૂન-ઓછી પડે છે.

**ભગવત્‌નમસ્કાર ઉપમાતીત**

* "एक्कोवि नमोक्कारो सम्मकतो सम्मभावतो चेव ।
तारेयवड्ढपोग्गलमज्झे नियमेण कह णु थुती ॥"

—શ્રી હરિભદ્રસૂરિકૃત ધર્મસંગ્રહણી ગા. ૮૮૮.

"અજિત જિણંદશું પ્રીતડી, મને ન ગમે હો બીજાનો સંગ કે;
માલતી ફૂલે મોહિઓ, કિમ બેસે હો બાવલ તરૂ ભૃંગ કે?"
શ્રી યશોવિજયજી



આ ભગવત્નમસ્કાર ઉપમાતીત વર્તે છે, એ ઉક્તના સમર્થનમાં ભક્તિરસભાવિત પરમ ભાવિતાત્મા આચાર્યજી હરિભદ્રજી અત્રે ત્રણ સુભાષિત શ્લોક ટાંકે છે—

[૨૯]યથોक्तम्—
"कल्पद्रुमः परो मन्त्रः, पुण्यं चिन्तामणिश्च यः ।
गीयते स नमस्कारस्तथैवाहुरपण्डिताः ॥ १ ॥
कल्पद्रुमो महाभागः, कल्पनागोचरं फलम् ।
ददाति न च मन्त्रोऽपि, सर्वदुःखविषापहः ॥ २ ॥
न पुण्यमपवर्गाय, न च चिन्तामणिर्यतः ।
तत्कथं ते नमस्कार, एभिस्तुल्योऽभिधीयते ? ॥ ३ ॥ इत्यादि । "[३४०]

[૨૯]અર્થ:-જેમ કહ્યું છે—

(કાવ્યાનુવાદ : દોહરા)

"કલ્પદ્રુમ પરમમંત્ર ને, પુણ્ય ચિન્તામણિ એમ;
તે નમસ્કાર ગવાય છે, કથે અપંડિત તેમ. ૧
કલ્પનાગોચર ફલ દીએ, કલ્પદ્રુમ મહાભાગ;
ને સર્વદુઃખવિષહરો, મંત્ર પણ ન મહાભાગ. ૨
અપવર્ગાર્થિ પુણ્ય ના, ન જ ચિંતામણિ થાય;
તો કયમ નમસ્કાર તાહરો, એથી તુલ્ય કથાય?" ૩

કલ્પવૃક્ષ, પર મન્ત્ર, પુણ્ય અને ચિન્તામણિ એવો જે ગવાય છે, તે નમસ્કાર તેમજ અપંડિતો કહે છે. ૧

મહાભાગ કલ્પદ્રુમ કલ્પનાગોચર ફલ આપે છે, અને મંત્ર પણ સર્વ દુઃખ-વિષ દૂર કરનારો નથી; પુણ્ય પણ અપવર્ગાર્થિ નથી અને ચિન્તામણિ પણ નથી, તો હે ભગવન્! ત્હારો નમસ્કાર એઓથી તુલ્ય કેમ કહેવાય? ૨-૩ ઇત્યાદિ.[૩૪૦]

---

पञ्जिका—कल्पद्रुम ઇત્યાદિ શ્લોક कल्पद्रुमः—કલ્પવૃક્ષ, परो मन्त्रो—પરમંત્ર, હરિણૈગમેષાદિ, पुण्यं—પુણ્ય, તીર્થંકર નામકર્માદિ, चिन्तामणिविशेषः—ચિન્તામણિવિશેષ, यो गीयते—જે ગવાય છે, જે જગત્માં ઇષ્ટફલદાયિતાથી સુણાય છે, तथैव—તેમજ, ગીયમાન કલ્પદ્રુમાદિ પ્રકાર જ, सः—તે, હે ભગવાન! तव नमस्कारः—ત્હારો નમસ્કાર, आहुरपण्डिताः—અપંડિતોએ—અકુશલોએ કહ્યો છે. એ એમ શેષ છે.

## વિવેચન

"ઉપમા આપ્યાની જેની તમા રાખવી તે વ્યર્થ,
આપવાથી નિજ મતિ મપાઈ મેં માની છે."—**શ્રી મોક્ષમાળા (શ્રીમદ્ રાજચંદ્ર)**

આ ભગવતનમસ્કાર પરમાત્મવિષયતાથી ઉપમાતીત વર્ત્તે છે એમ જે કહ્યું, તે કેવી રીતે ઉપમાતીત છે એ દર્શાવવા અત્રે સુભાષિત ટાંકયા છે. તેનો ભાવાર્થ છે કે—કલ્પદ્રુમ, પરમંત્ર, પુણ્ય, ચિંતામણિ એવો જે ગવાય છે, તે નમસ્કાર તેવો જ છે એમ અપંડિતો–અબુધજનો કહે છે. કારણ કે મહાભાગ એવો કલ્પદ્રુમ કલ્પનાગોચર–કલ્પિત ફળ આપે છે. પણ ત્હારો નમસ્કાર તો અકલ્પ્ય–અકલ્પિત ફળ આપે છે. અને પર મંત્ર છે તે કાંઈ સર્વ દુઃખને સર્વ વિષ હરનારો નથી, પણ ત્હારો નમસ્કાર સર્વ દુઃખ ને સર્વ વિષ હરનારો છે. અને પુણ્ય છે તે અપવર્ગનું–મોક્ષનું કારણ થતું નથી, તેમ જ ચિન્તામણિ પણ થતું નથી, પણ ત્હારો નમસ્કાર તો અપવર્ગનું–મોક્ષનું કારણ અવશ્ય થાય છે. માટે હે ભગવન્! ત્હારો નમસ્કાર એ કલ્પદ્રુમ આદિ તુલ્ય કેમ કહેવાય? એટલે જ અમે કહીએ છીએ કે આને ઉપમા આપવાની તમા રાખવી તે વ્યર્થ છે—નકામી છે. અને ઉપમા આપશો તે પરથી જ તમારી બુદ્ધિનું માપ અમે કાઢીશું!

"નાથ ભક્તિ રસ ભાવથી રે, મનમોહના. તૃણ જાણું પર દેવ....રે ભવિ.
ચિન્તામણિ સુરતરુ થકી રે, મન. અધિકી અરિહંત સેવ....રે ભવિ."

**શ્રી દેવચંદ્રજી**

"દાયક નામે છે ઘણા, તું સાયર તે કૂપ હો;
તે બહુ ખજુઆ તગતગે, તું દિનકર તેજ સરૂપ હો"
—શ્રી શીતલ જિન ભેટિયે, કરી ભક્તે ચોકખું ચિત્ત હો" **શ્રી યશોવિજયજી**



આ સૂત્રની વ્યાખ્યાનો ઉપસંહાર કરે છે—

[30]एतास्तिस्त्रः स्तुतयो नियमेनोच्यन्ते । केचित्तु अन्या अपि पठन्ति न च तत्र नियम इति न तद्व्याख्यानक्रिया ।[351]

[30]અર્થ:—આ ત્રણ સ્તુતિઓ નિયમથી બોલવામાં આવે છે. કોઇ તો અન્યો પણ પઠે છે, અને તે બાબતમાં નિયમ નથી; એટલા માટે તેની વ્યાખ્યાનક્રિયા નથી.[351]



# 'वेयावच्चगराणं' सूत्र

એમ સિદ્ધસ્તવના પાઠ પછી, આ ચૈત્યવંદન ઉચિતોમાં ઉપયોગફલવાળું છે એ જણાવવા અર્થે આ 'વૈયાવચ્ચગરાણું' ૪૦ સૂત્રનો ઉપન્યાસ દર્શાવે છે—

[३१]एवमेतत्पठितोपचितपुण्यसंभारा उचितेषूपयोगफलमेतदिति ज्ञापनार्थं पठन्ति—

**वेयावच्चगराणं संतिगराणं सम्मद्दिट्ठिसमाहिगराणं करेमि काउस्सग्गमित्यादि यावद्वोसिरामि ॥**[३५२]

[३१]અર્થ:-એમ એના પઠિતથી જેણે પુણ્યસંભાર ઉપચિત કર્યો છે એવાઓ, ઉચિતોમાં આ ઉપયોગફલવાળું છે એમ જ્ઞાપનાર્થે પઠે છે—

**વૈયાવચ્ચકર, શાંતિકર, સમ્યગ્‌દૃષ્ટિસમાધિકરોના સંબંધી કાયોત્સર્ગ કરૂં છું ઈત્યાદિ. યાવત્ વોસરાવું છું.**[૩૫૨]



આ સૂત્રના પ્રતિપદની સ્ફુટ વ્યાખ્યા કરે છે—

[३२]व्याख्या पूर्ववत्, नवरं—

वैयावृत्त्यकराणां—प्रवचनार्थं व्यापृतभावानां यथाऽम्बाकूष्माण्ड्यादीनां,

शान्तिकराणां—क्षुद्रोपद्रवेषु,

सम्यग्दृष्टीनां—सामान्येनान्येषां समाधिकराणां—स्वपरयोस्तेषामेव, स्वरूपमेतदेवैषामिति वृद्धसम्प्रदायः।

एतेषां सम्बन्धिनं, सप्तम्यर्थे वा षष्ठी, एतद्विषयं—एतानाश्रित्य, करोमि कायोत्सर्गमिति ।

कायोत्सर्गविस्तरः पूर्ववत्, स्तुतिश्च नवरमेषां वैयावृत्त्यकराणां तथा तद्भाववृद्धेरित्युक्तप्रायं ।[३५३]

[३२]અર્થ:-વ્યાખ્યા પૂર્વવત્. પરંતુ—

---

पञ्जिका—'उचितेषूपयोगफलमेतद्—उचितेषु—ઉચિતોમાં, લોકોત્તર કુશલ પરિણામની નિબન્ધતાથી યોગ્યોમાં—અર્હદાદિમાં, उपयोगफलम्—ઉપયોગફલવાળું, અભિધાન પ્રયોજનવાળું, एतद्—આ, ચૈત્યવન્દન, इति–એમ, આ અર્થના, ज्ञापनार्थम्—જ્ઞાપનાર્થે.

वैयावृत्यकराणां—વૈયાવૃત્યકરોના—પ્રવચનાર્થે વ્યાપૃત ભાવવાળાઓના, જેમ—અંબા, કુષ્માણ્ડી આદિના.

शान्तिकराणां—શાંતિકરોના,–ક્ષુદ્ર ઉપદ્રવોમાં.

सम्यग्दृष्टीनां—સમ્યગ્દૃષ્ટિઓના—સામાન્યથી અન્યોના, समाधिकराणां—સ્વપરના સમાધિકરોના, તેઓના જ. એ જ એઓનું સ્વરૂપ છે એમ વૃદ્ધસંપ્રદાય છે.

एतेषां सम्बन्धिनं—એઓનો સંબંધી, વા સપ્તમી અર્થમાં ષષ્ઠી, એ-વિષયી, એઓને આશ્રીને, करोमि कायोत्सर्गम्—હું કાયોત્સર્ગ કરૂં છે.

કાયોત્સર્ગવિસ્તર પૂર્વવત્, પણ સ્તુતિ તો આ વૈયાવૃત્યકરોની,—તથાપ્રકારે તદ્ભાવવૃદ્ધિને લીધે, એમ ઉક્તપ્રાય છે.[૩૫૩]



તે વૈયાવૃત્યકર આદિ સમ્યગ્દૃષ્ટિ દેવતાઓ સ્વવિષયી કાયોત્સર્ગ બા. ન જાણતા હોય, તો પણ આ થકી શુભસિદ્ધિ જ હોય એમ આગમપ્રમાણથી અને અભિચારુકાદિના પ્રત્યક્ષ દર્શનથી સમર્થિત કરી, અત્રે શેષ વિધિ કહે છે—

[૩૩]तदपरिज्ञानेऽप्यस्मात् तच्छुभसिद्धाविदमेव वचनं ज्ञापकं । न चासिद्धमेतद्, अभिचारुकादौ तथेक्षणात् सदौचित्यप्रवृत्त्या सर्वत्र प्रवर्त्तितव्यमित्यैदम्पर्यमस्य ।

तदेतत् सकलयोगबीजं वन्दनादिप्रत्ययमित्यादि न पठ्यते, अपित्वन्यत्रोच्छ्वसितेनेत्यादि, तेषामविरतत्वात्, सामान्यप्रवृत्तेरित्थमेवोपकारदर्शनात्, वचनप्रामाण्यादिति ॥[૩૫૪]

॥ इति व्याख्यातं सिद्धेभ्य इत्यादि सूत्रम् ॥

[૩૩]**અર્થ:**—તેના અપરિજ્ઞાને પણ આ થકી તત્શુભસિદ્ધિમાં આ જ વચન જ્ઞાપક છે. અને આ અસિદ્ધ નથી,—અભિચારુકાદિમાં (પાઠાં : અભિચારકાદિમાં) તથાદર્શનને લીધે. સદા ઔચિત્યપ્રવૃત્તિથી સર્વત્ર પ્રવર્ત્તવું યોગ્ય છે એમ આનું ઐદંપર્ય છે.

તેથી આ સકલ યોગબીજ वन्दनादिप्रत्ययं—વન્દનાદિ પ્રત્યયે ઇત્યાદિ નથી 'પઠાતું',—શિવાય કે—अन्यत्र उच्छ्वसितेन—ઇત્યાદિ, તેઓના અવિરતપણાને લીધે, સામાન્ય પ્રવૃત્તિ થકી આમ જ ઉપકારના દર્શનને લીધે, વચનપ્રામાણ્યને લીધે.[૩૫૪]

॥ એમ સિદ્ધોને ઇત્યાદિ સૂત્ર વ્યાખ્યાત થયું. ॥

---

पञ्जिका—तदपरिज्ञान ઇત્યાદિ. तैः—તેઓથી, વૈયાવૃત્યકર આદિથી, अपरिज्ञानेऽपि—સ્વવિષયી કાયોત્સર્ગના અપરિજ્ઞાને પણ, अस्मात्—આ થકી, કાયોત્સર્ગ થકી, तस्य—તેની, કાયોત્સર્ગકર્તાની, शुभसिद्धौ—શુભ સિદ્ધિમાં, વિઘ્નઉપશમ-પુણ્યબન્ધ આદિ સિદ્ધિમાં, इदमेव—આ જ, કાયોત્સર્ગપ્રવર્ત્તક વચન, ज्ञापकं—જ્ઞાપક, ગમક છે,—આપ્તોપદિષ્ટપણાએ કરીને અવ્યભિચારિપણાને લીધે.

न च—અને ન જ, असिद्धं—અસિદ્ધ, અપ્રતિષ્ઠિત,-પ્રમાણાન્તરથી, एतद्—આ થકી શુભસિદ્ધિલક્ષણ વસ્તુ. કયા કારણથી? તે માટે કહ્યું—अभिचारुकादौ—અભિચારુક આદિમાં, દૃષ્ટાંતધર્મી એવા અભિચારુક સ્તોભન-સ્તંભન-મોહનાદિ ફલવાળા કર્મમાં, आदि શબ્દથી શાંતિક, પૌષ્ટિક આદિ શુભ ફલવાળા કર્મમાં, तथेक्षणात्—તથા ઈક્ષણને લીધે. સ્તોભનીય-સ્તંભનીય આદિથી અવિજ્ઞાને પણ આપ્તોપદેશથી સ્તોભનાદિ કર્મકર્તાને ઇષ્ટફલના-સ્તંભનાદિના પ્રત્યક્ષ-અનુમાનથી દર્શનને લીધે.

પ્રયોગ—જે આપ્તોપદેશપૂર્વક કર્મ, તેના વિષયથી અજ્ઞાત છતાં પણ, કર્ત્તાને ઇષ્ટફલકારિ હોય છે. જેમ સ્તોભન-સ્તંભનાદિ કર્મ. અને તથાપ્રકારે આ વૈયાવૃત્યકરાદિવિષયી કાયોત્સર્ગકરણ.

## વિવેચન

"શાસનભક્ત જે સુરવરા, વિનવું શિષ નમાય....લાલરે;
કૃપા કરો જો મુજ પરે, તો જિનવંદન થાય લાલરે....દેવયશા."—શ્રી દેવચંદ્રજી

આ 'વેયાવચ્ચગરાણં' ઇ૦ સૂત્રની વ્યાખ્યા;—'વૈયાવૃત્ત્યકર'—વૈયાવચ્ચ કરનારા, એટલે 'પ્રવચનાર્થે વ્યાપૃત ભાવવાળા,' પ્રવચન–જિનશાસન અર્થે જેનો ભાવ વ્યાપૃત છે, જિનશાસનની–તીર્થની સેવામાં–રક્ષામાં જેનો ભાવ સદા પ્રવર્ત્તી રહ્યો છે એવી **અંબા, કૂષ્માણ્ડી** આદિ શાસનરક્ષક દેવતાના.

'શાંતિકર'—ક્ષુદ્ર ઉપદ્રવોની શાંતિ–શમન કરનાર.

'સમ્યગ્દૃષ્ટિ સમાધિકર'—સામાન્યથી અન્ય એવા સમ્યગ્દૃષ્ટિઓની સ્વપરસંબંધી તેઓની જ સમાધિ કરનાર.

આમ પ્રવચનસેવા, શાંતિ, સમાધિ કરવી એ જ એઓનું સ્વરૂપ છે એમ વૃદ્ધ–સંપ્રદાય છે. એટલે આમ પ્રવચનની સેવામાં જેનો ભાવ વ્યાપૃત છે, જે ક્ષુદ્ર ઉપદ્રવોની શાંતિ કરનાર છે, અને સમ્યગ્દૃષ્ટિ જીવોની જે સમાધિ કરનાર છે, એવા આ સમ્યગ્દૃષ્ટિ દેવતાઓ છે, તેઓને આશ્રીને–ઉદ્દેશીને હું કાયોત્સર્ગ કરૂં છું અત્રે સ્તુતિ પણ આ વૈયાવૃત્ત્યકર દેવતાની કહેવી, કારણ કે તથાપ્રકારે તદ્ભાવની વૃદ્ધિ હોય છે.

અને 'તેના અપરિજ્ઞાને પણ આ થકી તતશુભસિદ્ધિમાં આ જ વચન જ્ઞાપક છે.' તે વૈયાવૃત્ત્યકર આદિના સ્વવિષયી કાયોત્સર્ગના અપરિજ્ઞાને પણ,–આ કાયોત્સર્ગ થકી તે કાયોત્સર્ગકર્ત્તાને શુભ સિદ્ધિમાં આ જ કાયોત્સર્ગપ્રવર્ત્તક વચન જ્ઞાપક–ગમક–જણાવનાર છે,–આપ્તોપદિષ્ટપણાએ કરીને અવ્યભિચારિપણાને લીધે અર્થાત્ તે વૈયાવૃત્ત્યકર આદિ દેવતાઓ પોતાને ઉદ્દેશીને કરવામાં આવતા કાયોત્સર્ગને ન જાણતા હોય તોપણ, આ કાયોત્સર્ગ થકી તે કાયોત્સર્ગ કરનારને વિઘ્નઉપશમ–પુણ્યબન્ધ આદિ સિદ્ધિ હોય છે, એ આ જ કાયોત્સર્ગમા પ્રેરનાર આગમવચનથી જ જણાય છે, કારણ કે શુભ ભાવથી આડુંઅવળું હોય તો તે આપ્તોપદિષ્ટ વચન આદેશે જ નહિં, એટલે આપ્ત વચનથી આ આ દષ્ટ છે એ પરથી આ શુભ સિદ્ધિ અવશ્ય હોવી જ જોઈએ એમ શીઘ્ર સમજાઈ જાય છે.

અને 'આ અસિદ્ધ નથી–અભિચારુકાદિમાં તથાદર્શનને લીધે.' આ થકી શુભસિદ્ધિ થાય છે એ અસિદ્ધ નથી, પ્રમાણાન્તરથી અપ્રતિષ્ઠિત નથી, કારણ કે અભિચારુક વગેરેમાં તથાપ્રકારે દર્શન થાય છે માટે. અભિચારુક અર્થાત્ સ્તોભન–સ્તંભન–મોહન આદિ કર્મમાં અને આદિ શબ્દથી શાંતિક પૌષ્ટિક આદિ શુભફલવાળા કર્મમાં, સ્તોભનીય–સ્તંભનીય આદિના જાણવામાં ન હોય છતાં આપ્તોપદેશથી સ્તોભનાદિ કર્મ કરનારને સ્તોભન–સ્તંભન આદિ ઇષ્ટફલનું પ્રત્યક્ષથી ને અનુમાનથી દર્શન થાય છે માટે. આમ "જે આપ્તોપદેશપૂર્વક કર્મ છે, તે તેના વિષયથી અજ્ઞાત છતાં તેના કર્ત્તાને ઇષ્ટફલકારી

છે,—જેમ સ્તોભન સ્તંભનાદિ કર્મ. અને તથાપ્રકારે—તેવા પ્રકારે આ વૈયાવૃત્યકરાદિ-વિષયી કાયોત્સર્ગકરણ પણ" ઇષ્ટફલકારી છે.

માટે 'સદા ઔચિત્યપણાથી સર્વત્ર પ્રવર્ત્તવું યોગ્ય છે એમ આનું ઐદમ્પર્ય છે.' સર્વકાળે જ્યાં જ્યાં જે જે યોગ્ય—ઉચિત છે, ત્યાં ત્યાં તે તે ઉચિત પ્રવૃત્તિથી સર્વ સ્થળે પ્રવર્ત્તવું યોગ્ય છે એમ આનું તાત્પર્ય છે. અને તેથી આ સકલ યોગબીજ 'વન્દનાદિ-પ્રત્યયે' ઇત્યાદિ નથી પઠાતું,—શિવાય કે અન્યત્ર ઉચ્છ્વસિત ઇ૦ અર્થાત્ वन्दणवत्तियाए વન્દનપ્રત્યયે ઇ૦ અત્ર બોલવું ઉચિત નથી, એટલા માટે એ અત્રે બોલવામાં આવતું નથી. શાને લીધે ઉચિત નથી ને બોલવામાં આવતું નથી? 'તેઓના અવિરતપણાને લીધે, સામાન્ય પ્રવૃત્તિ થકી આમ જ ઉપકારના દર્શનને લીધે.' અર્થાત્ તે સમ્યગ્દૃષ્ટિ દેવતાઓ પોતે અવિરત છે, એટલે તેઓને ઉદ્દેશીને વન્દનાદિ-પ્રત્યયે ઇ૦ પાઠ બોલવો ઉચિત નથી. તેમજ તેઓને ઉદ્દેશીને કરાતો આ કાયોત્સર્ગ સામાન્ય પ્રવૃત્તિરૂપ છે અને તે થકી આમ જ ઉપકાર થતો દેખાય છે માટે. અને તે પણ 'વચનપ્રામાણ્યને લીધે'—આગમ-વચનના પ્રમાણપણા થકી તેમ કરવામાં આવે છે.

॥ इति महर्षिश्रीहरिभद्राचार्यविरचितायां मनःसुखनंदनेन भगवानदासेन हेमदेवी-सुजातेन चिद्हेमविशोधिनीटीकाभिधानविवेचनेन सविस्तरं विवेचितायां ललितविस्तरायां 'सिद्धेभ्यो' इत्यादि सूत्रम् (सिद्धस्तवः)। तथा 'वेयावच्चगराणं' इ. सूत्रम् ॥



# પ્રણિધાન સૂત્ર: 'જય વીયરાય' સૂત્ર

એમ ભક્તિરંગથી રંગાયેલા—સંવેગભાવિત મતિવંતો વિધિથી બેસી, પૂર્વવત્ પ્રણિપાત-દંડકાદિ પઢી, સ્તોત્રપાઠપૂર્વક સકલ યોગઆક્ષેપાર્થે મુક્તાશુક્તિ મુદ્રાથી પ્રણિધાન કરે છે એમ વિધિ કહી, અત્રે વિવિધ મુદ્રાનું સ્વરૂપ દર્શાવતી ગાથાઓ ટાંકે છે—

[1]पुन' संवेगभावितमतयो विधिनोपविश्य पूर्ववत् प्रणिपातदण्डकादि पठित्वा स्तोत्रपाठपूर्वकं ततः सकलयोगाक्षेपाय प्रणिधानं करोति कुर्वन्ति वा, मुक्ताशुक्त्या। उक्तं च—

"पंचंगो पणिवाओ, थयपाढो होइ जोगमुद्दाए।
वंदण जिणमुद्दाए, पणिहाणं मुत्तसुत्तीए ॥ १॥
दो जाणू दोण्णि करा, पंचमगं होइ उत्तमंगं तु।
संमं संपणिवाओ, णेओ पंचगपणिवाओ ॥ २ ॥
अण्णोण्णंतरियंगुलिकोसागारेहिं दोहिं हत्थेहिं।
पेट्टोवरिकोप्परसंठिएहिं तह जोगमुद्दत्ति ॥ ३ ॥
चत्तारि अंगुलाइं, पुरओ ऊणाइँ जत्थ पच्छिमओ।
पायाणं उस्सग्गो, एसा पुण होइ जिणमुद्दा ॥ ४ ॥
मुत्तासुत्ती मुद्दा, समा जहिं दोवि गब्भिया हत्था।
ते पुण निलाडदेसे, लग्गा अन्ने अलग्गत्ति ॥ ५ ॥"[३५५]

[1]અર્થ:—પુન: સંવેગથી ભાવિતમતિઓ વિધિથી બેસી, પૂર્વવત્ પ્રણિપાતદણ્ડકાદિ પઢી, સ્તોત્રપાઠપૂર્વક, પછી સકલ યોગાક્ષેપાર્થે (એક) પ્રણિધાન કરે છે વા (બહુ) કરે છે, —મુક્તાશક્તિથી. કહ્યું છે કે—

પંચાંગપ્રણિપાત–સ્તવપાઠ યોગમુદ્રાથી હોય, વંદન જિનમુદ્રાથી, પ્રણિધાન મુક્તા–શુક્તિથી. ૧

બે જાનુ, બે હાથ, અને પાંચમું ઉત્તમાંગ હોય, એમ સમ્યક્ સંપ્રણિપાત જાણવો. ૨

અન્યોન્ય અંતરિત આંગળીવાળા કોષાકાર બે હાથ પેટ પર કોણી રહે એમ રાખવા તે પ્રકારે યોગમુદ્રા છે. ૩

આગળમાં ચાર અંગુલ અને પાછળમાં જ્યાં ઊણા (ચાર અંગુલ) છૂટા પગ હોય, તે રીતે કાઉસગ્ગ, એ જિનમુદ્રા હોય. ૪

મુક્તાશુક્તિ મુદ્રા—જેમાં બન્ને ગર્ભિત હાથો સમ ને લલાટ દેશે લગાડેલા હોય તે, અથવા બીજાઓના મતે નહિં લગાડેલા હોય તે. ૫ [૩૫૫]

## વિવેચન

"અસ્તિ સ્વભાવ જે આપણો રે, રુચિ વૈરાગ્ય સમેત;
પ્રભુ સન્મુખ વંદન કરી રે, માગીશ આતમ હેત....કુંથુજિનેસરૂ."—શ્રી દેવચંદ્રજી.

અને 'પુનઃ સંવેગથી ભાવિતમતિ——મુક્તાશુક્તિથી.' અર્થાત્ સંવેગથી-સદ્ધર્મ પ્રત્યેના શુદ્ધ પરમાર્થપ્રેમના આવેગથી-ઊમળકાથી જેની મતિ ભાવિત થઈ છે, એવા સંવેગભાવિતમતિભાવિતાત્માઓ ફરીથી પ્રમાર્જનાદિ વિધિથી બેસી, અગાઉની જેમ પ્રણિપાતદણ્ડકાદિ પઠે છે, અને સ્તોત્રપાઠપૂર્વક પછી સકલ યોગના આક્ષેપાર્થે મુક્તાશુક્તિ મુદ્રાથી એક વા બહુ પ્રણિધાન કરે છે. આ પ્રણિપાત અને વિવિધમુદ્રાનું સ્વરૂપ દર્શાવતી ગાથાઓ અત્રે ટાંકી છે. તેનો ભાવાર્થ એ છે કે:—(૧) પંચાંગપ્રણિપાત-સ્તવપાઠ યોગમુદ્રાથી, વંદન જિનમુદ્રાથી અને પ્રણિધાન મુક્તાશુક્તિ મુદ્રાથી કરવું. (૨) બે ગોઠણ, બે હાથ અને પાંચમું માથું એ ભૂમિને સ્પર્શે એમ એનો સમ્યક્ સંપ્રણિપાત-નમન તે **પંચાંગ પ્રણિપાત** છે. (૩) એક બીજા સાથે અંતરિત-આંકડીઆ વાળેલ આંગળીવાળા કોષાકાર બે હાથ-પેટ પર કોણી રહે એમ રાખવા તે **યોગમુદ્રા** છે. (૪) આગળમાં ચાર આંગળ અને પાછળમાં ચાર આંગળથી કંઈક ન્યૂન એમ બે પગ છૂટા રાખી કાયોત્સર્ગ કરવો તે **જિનમુદ્રા** છે. (૫) જેમાં મોતીની છીપની જેમ બન્ને ગર્ભિત-પોલા હાથ સરખા હોય ને વળી તે લલાટદેશે-કપાળ પર લગાડેલા વા બીજાઓના અભિપ્રાયે નહિં લગાડેલા હોય, એવી મુદ્રા તે **મુક્તાશુક્તિ મુદ્રા** છે.



આશય પ્રમાણે જે જેને તીવ્રસંવેગહેતુ હોય છે તે પ્રણિધાન છે અને તે થકી સદ્યોગલાભ હોય છે એમ પ્રણિધાનને પ્રશંસી, અત્રે અન્યદર્શનીઓનું સંવાદી વચન ટાંકે છે—

[૨]प्रणिधानं यथाशयं यद्यस्य तीव्रसंवेगहेतुः, ततोऽत्र सद्योगलाभः । यथाहुरन्ये—
"तीव्रसंवेगानामासन्नः समाधिः मृदुमध्याधिमात्रत्वात्, ततोऽपि विशेष इत्यादि ।"[२९६]

पञ्जिका—ततोऽत्र ઇત્યાદિ. ततः—તે થકી, ઉક્તરૂપ તીવ્રસંવેગ થકી, अत्र—અત્રે, પ્રણિધાને, सद्योगलाभः—સદ્યોગલાભ, શુદ્ધ સમાધિ પ્રાપ્તિ. પર સમયથી પણ સમર્થન કરતાં કહ્યું—यथाहुः—જેમ કહ્યું છે, अन्ये—બીજાઓએ, પતંજલિ પ્રભૃતિએ. જે કહ્યું છે તે જ દર્શાવે છે—

तीव्रसंवेगानां—તીવ્રસંવેગવંતોને, પ્રકૃષ્ટ મોક્ષવાંચ્છાવાળાઓને, आसन्नः—આસન્ન, આશુભાવી, समाधिः—સમાધિ, મનઃપ્રસાદ, જે થકી એમ સમજાય છે. અત્રે પણ તારતમ્ય અભિધાનાર્થે કહ્યું—मृदुमध्याधिमात्रत्वात्—मृदुत्वात्—મૃદુત્વથી, સુકુમારતાથી, मध्यत्वात्—મધ્યત્વથી, અજઘન્ય અનુત્કૃષ્ટતાથી, अधिमात्रत्वात्—અધિમાત્રત્વથી, પ્રકૃષ્ટતાથી—તીવ્રસંવેગની. ततोऽपि—તે થકી પણ તીવ્રસંવેગ થકી પણ, પુનઃ મંદ વા મધ્ય સંવેગથી તો પૂછવું જ શું ? विशेषः त्रिविधः—ત્રિવિધ વિશેષ છે. આસન્ન, આસન્નતર, આસન્નતમરૂપ સમાધિ. आदि શબ્દથી મૃદુ-મધ્ય અને અધિમાત્ર એવા યમ-નિયમાદિ ઉપાયથી સમવાયવશાત્ પ્રત્યેકપણે મૃદુ-મધ્ય-અધિમાત્ર ભેદથી ભિન્નપણે ત્રિવિધ સમાધિના ભાવને લીધે તે નવધા (નવ પ્રકારનો) વાચ્ય છે.

[2]અર્થઃ-પ્રણિધાન—યથાશય જે જેનો તીવ્રસંવેગહેતુ છે. તે થકી અત્રે સદ્યોગલાભ હોય છે. જેમ અન્યોએ કહ્યું છે—

"તીવ્ર સંવેગવંતોને સમાધિ આસન્ન (નિકટ) છે,—મૃદુ-મધ્ય-અધિમાત્રપણાને લીધે; તે થકી પણ વિશેષ (હોય છે)," ઇત્યાદિ.[356]

## વિવેચન

"દૂર કરો દાદા પાસજી, ભવ દુઃખકા ફંદા;
વાચક જશ કહે દાસકું, દિયો પરમાનંદા."—શ્રી યશોવિજયજી.

અને—'प्रणिधानं यथाशयं'—પ્રણિધાન તે યથાશય,—જે જેનો તીવ્રસંવેગહેતુ છે તે—'यद् यस्य तीव्रसंवेगहेतुः'—જેવો જેવો જેનો જે આશય જેને તીવ્ર સંવેગનો હેતુ હોય છે તે **પ્રણિધાન** છે. અર્થાત્ જેવો જેવો જેનો આશય છે તેનું પ્રણિધાન-પ્ર+નિધાન, પ્રસ્તુત ક્રિયામાં પ્રકૃષ્ટપણે સ્થાપન, પ્રકૃષ્ટપણે ચિત્તન્યાસ, પૂરેપૂરૂં ચિત્તનું લગાડવું-મૂકવું, તે પ્રણિધાન કહેવાય છે, અને તે તેને તીવ્ર સંવેગનો હેતુ હોય છે. 'તે થકી અત્રે સદ્યોગ લાભ હોય છે.'—'ततोऽत्र सद्योगलाभः'—તે થકી—તીવ્ર સંવેગ થકી અત્રે પ્રણિધાનમાં સદ્યોગલાભ—શુદ્ધસમાધિપ્રાપ્તિ હોય છે.

પ્રણિધાન તીવ્રસંવેગ હેતુ

આ અંગે અન્યદર્શનીઓએ—**પતંજલિ** આદિએ કહ્યું છે—'તીવ્ર સંવેગવંતોને સમાધિ આસન્ન (નિકટ) છે'—'तीव्रसंवेगानामासन्नः समाधिः'—મૃદુ-મધ્ય-અધિમાત્ર-પણાને લીધે તે થકી પણ વિશેષ હોય છે.—'मृदुमध्याधिमात्रत्वात ततोऽपि विशेषः' ઇત્યાદિ. અર્થાત્ તીવ્રસંવેગવંતોને—ઉત્કૃષ્ટ-પ્રકૃષ્ટ મોક્ષાભિલાષવંતોને-મુમુક્ષુઓને સમાધિ આસન્ન-નિકટ વર્તે છે,—જે સમાધિ થકી મનઃપ્રસાદ-ચિત્તપ્રસાદ હોય છે. અત્રે તીવ્ર સંવેગમાં પણ તારતમ્ય-તરતમતા હોય છે, એટલે તીવ્ર સંવેગના મૃદુપણાથી-સુકુમાર-પણાથી, મધ્યપણાથી-અજઘન્ય અનુત્કૃષ્ટપણાથી, અધિમાત્રપણાથી-ઉત્કૃષ્ટપણાથી, તે થકી પણ-તીવ્રસંવેગ થકી પણ વિશેષ હોય છે, એટલે આસન્ન, આસન્નતર, આસન્નતમ સમાધિ હોય છે. આદિ શબ્દથી "મૃદુ-મધ્ય ને અધિમાત્ર એવા યમનિયમાદિ ઉપાયથી સમવાય કરતાં" આ આસન્નાદિ ત્રિવિધ સમાધિના ત્રણ ત્રણ ભેદ કરતાં નવ પ્રકાર થાય છે. જેમકે-આસન્ન મૃદુ સમાધિ, આસન્ન મધ્ય સમાધિ, આસન્ન અધિમાત્ર સમાધિ; આસન્નતર મૃદુ સમાધિ, આસન્નતર મધ્ય સમાધિ, આસન્નતર અધિમાત્ર સમાધિ; આસન્નતમ મૃદુ સમાધિ, આસન્નતમ મધ્ય સમાધિ, આસન્નતમ અધિમાત્ર સમાધિ.

તીવ્ર સંવેગવંતોને સમાધિ નિકટ

આમ પ્રણિધાન તીવ્રસંવેગહેતુ હોય છે અને તીવ્રસંવેગવંતને સમાધિ આસન્ન-નિકટ વર્તે છે, એટલે આમ પ્રણિધાન,-પ્ર+નિધાન-પ્રકૃષ્ટ નિધાનની જેમ, આત્માને યોગગુણ રત્નનો પ્રણિધાન-પ્રકૃષ્ટ નિધાન થઈ પડે છે, એટલે તેને '**પ્રણિધાન**' નામ આપવામાં આવ્યું છે તે યથાર્થ જ છે.



પ્રથમ ગુણસ્થાનની ભૂમિકાવાળાને તો આ આવું પ્રણિધાન ઉચિત છે એમ આચાર્યોનો અભિપ્રાય કહી, તે સૂત્ર અવતારે છે—

[3]प्रथम गुणस्थानस्थानां तावत् एवंविधमुचितमिति सूरयः—

जय वीयराय ! जगगुरु ! होउ मम तुहप्पभावओ भयवं ।
भवनिव्वेओ मग्गाणुसारिया इट्ठफलसिद्धी ॥ १ ॥
लोयविरुद्धच्चाओ, गुरुजणपूया परत्थकरणं च ।
सुहगुरुजोगो तव्वयणसेवणा आभवमखंडा ॥ २ ॥ [३५७]

(છાયારૂપ કાવ્યાનુવાદ)

વીતરાગ જય પામ! જગતગુરુ! વીતરાગ જય પામ!
તુજ પ્રભાવથી મુજને હોજો, ભવનિર્વેદ ભગવાન!
.....જગતગુરુ!

માર્ગઅનુસારિપણું હોજો, હોજો ઇષ્ટફલ મુજ;
લોકવિરુદ્ધનો ત્યાગ હજો ને, હોજો ગુરુજનપૂજ ....
જગતગુરુ!

પરોપકારકરણ મુજ હોજો, હોજો શુભગુરુજોગ;
ભવપર્યંત તસ વચનનો હોજો, અખંડ સેવનયોગ
.....જગતગુરુ!

[3]અર્થઃ-પ્રથમ ગુણસ્થાનસ્થોને તો એવંવિધ (આવા પ્રકારનું) પ્રણિધાન ઉચિત છે એમ સૂરિઓ કહે છે—

હે વીતરાગ! હે જગગુરુ! તું જય પામ!
મને ત્હારા પ્રભાવ થકી હે ભગવન્!
ભવનિર્વેદ, માર્ગાનુસારિતા, ઇષ્ટફલસિદ્ધિ, (૧)
લોકવિરુદ્ધત્યાગ, ગુરુજનપૂજા, પરાર્થકરણ,
શુભ ગુરુયોગ, તેના વચનની સેવના,—
ભવપર્યંત અખંડ હો! (૨) [૩૫૭]

## વિવેચન

"જગતગુરુ જાગતો સુખકંદ રે, સુખકંદ અમંદ આણંદ."—શ્રી યશોવિજયજી

હવે અત્રે જે આ પ્રણિધાન કરવામાં આવે છે તે 'પ્રથમ ગુણસ્થાન સ્થાને તો એવંવિધ ઉચિત છે એમ સૂરિઓ કહે છે.'—'प्रथमगुणस्थानस्थानां तावत् एवंविधमुचितं.' પ્રથમ ગુણસ્થાનની ભૂમિકાએ જેઓ સ્થિતિ કરે છે, એવા પ્રથમ ભૂમિકાવાળાઓને તો આ કહેવામાં આવી રહ્યું છે (જયવીયરાય ઇ૦) એવા પ્રકારનું પ્રણિધાન જ ઉચિત છે; તેમની પ્રાથમિક ભૂમિકાને યોગ્ય છે, એમ આચાર્ય ભગવંતોનો અભિપ્રાય છે.



આ સૂત્રની સવિસ્તર વ્યાખ્યા કરતાં પરમ સંવેગરંગી આચાર્ય હરિભદ્રજી ભવનિર્વેદ તથા માર્ગાનુસારિતા એ પહેલી બે યાચનાનો મર્મ સમજાવે છે—

[૪]अस्य व्याख्या—

'जय वीतराग ! जगद्गुरो ! ' भगवतस्त्रिलोकनाथस्याऽऽमन्त्रणमेतत् भावसन्निधानार्थं।

'भवतु मम त्वत्प्रभावतो '—जायतां मे त्वत्सामर्थ्येन ' भगवन् ' !

किं तदित्याह—

'भवनिर्वेदः '—संसारनिर्वेदः । न ह्यतोऽनिर्विण्णो मोक्षाय यतते, अनिर्विण्णस्य तत्प्रतिबन्धात्, तत्प्रतिबद्धयत्नस्य च तत्त्वतोऽयत्नत्वात्, निर्जीवक्रियातुल्य एषः ।

तथा 'मार्गानुसारिता '—असद्ग्रहविजयेन तत्त्वानुसारितेत्यर्थः । [३५८]

[૪]અર્થ:-આની વ્યાખ્યા—

जय वीतराग ! जगद्गुरो !—હે વીતરાગ! જગદ્ગુરુ! તું જય પામ! ભગવંત ત્રિલોકનાથનું આ આમંત્રણ ભાવસન્નિધાનાર્થે છે.

भवतु मम त्वत्प्रभावतः—મને ત્હારા પ્રભાવ થકી હો ! મને ત્હારા સામર્થ્યથી ઉપજો ! भगवन् !· હે ભગવન્!

તે શું ? તે માટે કહ્યું—

'भवनिर्वेदः—ભવનિર્વેદ, સંસારનિર્વેદ, કારણ કે આનાથી (સંસારથી) અનિર્વિણ્ણ મોક્ષાર્થે યત્ન કરતો નથી, અનિર્વિણ્ણના તત્પ્રતિબન્ધને લીધે, અને તત્પ્રતિબદ્ધના તત્ત્વથી અયત્નપણાને લીધે, આ (યત્ન) નિર્જીવ ક્રિયાતુલ્ય હોય છે.

તથા—' मार्गानुसारिता '—માર્ગાનુસારિતા, અસદ્ગ્રહના વિજયથી તત્ત્વાનુસારિતા એમ અર્થ છે.[૩૫૮]

## વિવેચન

"શ્રી શુદ્ધમતિ હો જિનવર પૂરવો, એહ મનોરથ માળ;
સેવક જાણી હો મહેરબાની કરી, ભવસંકટથી ટાળ....શ્રી શુદ્ધમતિ."—શ્રી દેવચંદ્રજી.

હવે 'જય વીયરાય!'—જય વીતરાગ! ઇ. એ સૂત્રની વ્યાખ્યા—'હે વીતરાગ! હે જગદ્ગુરુ! તું જય પામ!' જેના રાગાદિ વ્યતીત થયા છે એવા હે વીતરાગ! અને સમસ્ત જગત્ કરતાં જેનું ગુણગણગૌરવ ગુરુ છે, અધિક છે, ભારી છે, એવા હે જગદ્-

ગુરુ! તું આ જગત્માં જય પામ! તું આ વિશ્વમાં જયવંતો વર્ત્ત! 'भगवतस्त्रिलोकनाथस्य आमंत्रणमेतत्'—ભગવંત ત્રિલોકનાથનું આ આમંત્રણ ભાવસન્નિધાનાર્થે છે.'—'भावसन्निधानार्थं'—સત્નિધાનની જેમ સન્નિધાન અર્થે–તથારૂપ ભાવના ચિત્તમાં સ્થાપન કરવા અર્થે છે

(૧) 'મને ત્હારા પ્રભાવ થકી હો હે ભગવન્! મને ત્હારા સામર્થ્ય થકી ઉપજો **ભવનિર્વેદ**–સંસારનિર્વેદ.' હે ભગવન્! મને ત્હારા પ્રભાવ થકી–સામર્થ્ય થકી ભવનિર્વેદ –સંસારનિર્વેદ હો! સંસાર પ્રત્યે કંટાળો–ભવવૈરાગ્ય ઉપજો! કારણ કે 'न ह्यतोऽनिर्विण्णो मोक्षाय यतते।' 'આનાથી અનિર્વિણ્ણ મોક્ષાર્થે યત્ન કરતો નથી.' અર્થાત્ આ સંસારથી જે નિર્વેદ પામેલો નથી, કંટાળેલો નથી, વિરક્ત થયેલો નથી, તે મોક્ષ અર્થે યત્ન–પ્રયાસ કરતો નથી. શાને લીધે? 'अनिर्विण्णस्य तत्प्रतिबन्धात्, तत्प्रतिबद्धयत्नस्य च तत्त्वतोऽयत्नत्वात्।'—અનિર્વિણ્ણના તત્પ્રતિબન્ધને લીધે અને તત્પ્રતિબદ્ધના યત્નના તત્ત્વથી અયત્નપણાને લીધે.' અર્થાત્ જે સંસારથી નિર્વેદ પામેલો નથી તેને તે સંસારનો પ્રતિબન્ધ હોય છે, અને જેને સંસારનો પ્રતિબન્ધ છે, તે મોક્ષાર્થે યત્ન કરે તોપણ તેનો તે યત્ન અયત્ન જ છે. કારણ કે 'निर्जीवक्रिया तुल्यपषः।' 'આ (યત્ન) નિર્જીવ ક્રિયા તુલ્ય હોય છે.' ભવપ્રતિબદ્ધનો આ યત્ન નિર્જીવ–જીવ વગરની, નિશ્ચેતન–નિષ્પ્રાણ, ખાલી ખોખા જેવી ક્રિયા બરાબર હોય છે. તાત્પર્ય કે–મોક્ષમાર્ગના અધિકારી પણ જે ખરેખરા મુમુક્ષુ–ભવબંધનથી છૂટવાની નિર્દંભ અંતરંગ ઇચ્છાવાળા હોય તે જ હોય; આથી ઉલટું ભવાભિનંદી જીવો અત્ર અનધિકારી છે. સંસાર ભલો છે, રૂડો છે, એમ સંસારથી રાચનારા, ભવને અભિનંદનારા ( Hailing ) એવા વિષયાસક્ત ભવાભિનંદી જીવો આ મોક્ષમાર્ગ પામવા ધારે તો પણ પામી શકે નહિં. કારણકે ભવબંધનથી ખરેખર છૂટવા માગતો હોય તે જ છૂટે, પણ બંધાવા માગતો હોય તે કેમ છૂટી શકે? એટલા માટે જ અત્રે મોક્ષયત્નના મૂળરૂપ ભવનિર્વેદની–અંતરંગ વૈરાગ્યની યાચના કરી.

**સંસારથી અવિરક્ત મોક્ષાર્થે યત્ન કરતો નથી**

(૨) '**માર્ગાનુસારિતા**'—અસદ્ગ્રહના વિજયથી તત્ત્વાનુસારિતા એમ અર્થ છે. 'असद्ग्रहविजयेन तत्त्वानुसारिता.' જે ભવનિર્વેદ પામી માત્ર મોક્ષને જ ઇચ્છે છે, એવો ખરેખરો મુમુક્ષુ પુરુષ તે મોક્ષમાર્ગનું અનુસારિપણું માગે છે. કેમ મુક્ત થવું એ જ એની એક ઇચ્છા છે, એટલે તે સર્વત્ર અસદ્ગ્રહ છોડી દઈ, અસદ્ગ્રહનો વિજય કરી સત્વસ્તુને જ ગ્રહે છે, અર્થાત્ તે તત્ત્વને જ–પરમાર્થને જ અનુસરનારો હોય છે. ભવનિર્વેદ પામેલો વૈરાગ્યવાસિત મુમુક્ષુ જીવ આવી માર્ગાનુસારિતાની જ પ્રભુ પાસે યાચના કરે છે.



ઇષ્ટફલસિદ્ધિ આદિ વચલી ચાર યાચનાનો ભાવાર્થ કથે છે—

[૫]तथा 'इष्टफलसिद्धिः'—अविरोधिफलनिष्पत्तिः। अतो हीच्छाविघाताभावेन सौमनस्यं, तत उपादेयादरः, न त्वयमन्यत्रानिवृत्तौत्सुक्यस्येत्ययमपि विद्वज्जनवादः।

तथा 'लोकविरुद्धत्यागः'—लोकसंक्लेशकरणेन तदनर्थयोजनया महदेतदपायस्थानं।

तथा—' गुरुजनपूजा '—मातापित्रादिपूजेति भावः ।

तथा—' परार्थकरणं च '—जीवलोकसारं पौरुषचिह्नमेतत् । ३८९

[૫]અર્થ:-તથા—'इष्टफलसिद्धिः'—ઇષ્ટફલસિદ્ધિ, અવિરોધિ ફલ નિષ્પત્તિ; કારણકે આ (ઇષ્ટફલસિદ્ધિ) થકી ઇચ્છાવિઘાતઅભાવથી સૌમનસ્ય હોય છે. તે (સૌમનસ્ય) થકી ઉપાદેયમાં આદર હોય છે; પણ અન્યત્ર જેનું ઔત્સુક્ય નિવૃત્ત થયું નથી તેને આ (ઉપાદેયઆદર) નથી હોતો, એમ આ પણ વિદ્વજ્જનવાદ છે.

તથા—'लोकविरुद्धत्यागः'—લોકવિરુદ્ધત્યાગ, લોકના સંક્લેશકરણ વડે કરીને તેની અનર્થયોજનાથી આ મહત્ અપાયસ્થાન છે.

તથા—' गुरुजनपूजा '—ગુરુજનપૂજા, માતાપિતાદિની પૂજા એમ ભાવ છે.

તથા—' परार्थकरणं च '—અને પરાર્થકરણ, જીવલોકસાર એવું આ પૌરુષચિન્હ છે. ૩૫૮

## વિવેચન

"પતિત ઉદ્ધારણ હો તારણવત્સલુ, કર અપણાયત એહ;
નિત્ય નિરાગી હો નિસ્પૃહ જ્ઞાનની, શુદ્ધ અવસ્થા દેહ....શુદ્ધમતિ."—**શ્રી દેવચંદ્રજી**

(૩) તથા—'**ઇષ્ટફલસિદ્ધિ—અવિરોધિ ફલ નિષ્પત્તિ**' આ પ્રાથમિક ભૂમિકાવાળો મુમુક્ષુ પોતાના મનોવંચ્છિત ઇષ્ટફલની સિદ્ધિ—અવિરોધિ ફલની પ્રપ્તિ પ્રભુ પાસે પ્રાર્થે છે. 'કારણ કે આ થકી ઇચ્છાવિઘાતઅભાવથી સૌમનસ્ય હોય છે.' —'अतो हि इच्छाविघाताभावेन सौमनस्यं'. આ પોતાના મનોવાંચ્છિત ઇષ્ટ ફલની સિદ્ધિ થકી ઇચ્છાવિઘાતનો–ઇચ્છાભંગનો અભાવ હોય છે, એટલે એક પ્રકારનું સૌમનસ્ય—સુમનસ્પણું–ચિત્તપ્રસાદ હોય છે. અને 'તે થકી ઉપાદેયમાં આદર હોય છે,'— 'तत उपादेयादरः'. તે સૌમનસ્ય થકી–ચિત્તપ્રસન્નતા થકી તે ઉપાદેય એવા દેવ પ્રત્યે ને તે દેવની પૂજા–ભક્તિ આદિ પ્રત્યે આદર–પ્રયત્ન હોય છે. 'પણ અન્યત્ર જેનું ઔત્સુક્ય નિવૃત્ત થયું નથી તેને આ (ઉપાદેય આદર) નથી હોતો, એમ આ પણ વિદ્વજ્જનવાદ છે.' અન્યત્ર–અન્ય મનઃકામના સંબંધી જેવું ઉત્સુકપણું દૂર થયું નથી, મનઃ કામના પૂરી નહિં થવાથી જેના મનને નિરાંત નથી, તેને વ્યગ્રતાને–આકુલતાને લીધે પ્રસ્તુત દેવાદિ ઉપાદેય પ્રત્યે આદર હોતો નથી. એટલા માટે ચિત્તની નિરાકુલના અર્થે આ મનોવાંચ્છિત ઇષ્ટ ફલની સિદ્ધિ હો એવી પ્રભુ પાસે યાચના આ પ્રાથમિક ભૂમિકાવાળા મુમુક્ષુને સમુચિત છે, એમ વિદ્વજ્જનો વદે છે.

---

पञ्जिका—अतो हि ઇत्यादि अतः—આ થકી ઇષ્ટફલસિદ્ધિ થકી, हि—કારણ કે, इच्छाविघाताभावेन—ઇચ્છાવિઘાતના અભાવથી અભિલાષભંગની નિવૃત્તિથી, શું ? તે માટે કહ્યું—सौमनस्यं—સુમનસ્પણું, ચિત્તપ્રસાદ. ततः—તે થકી સૌમનસ્ય થકી, उपादेयादरः—उपादेये—ઉપાદેયમાં, દેવપૂજાદિમાં, आदरः—આદર, પ્રયત્ન. અન્યથા પણ કોઈને આ હોય એમ આશંકીને કહ્યું:—न तु—પુનઃ अयम्—આ, ઉપાદેય આદર, अन्यत्र—જીવનઉપાય આદિમાં, अनिवृत्तौत्सुक्यस्य—જેનું ઔત્સુક્ય નિવૃત્ત નથી તેને, જેનો આકાંક્ષાતિરેક અવ્યાવૃત્ત છે તેને,—તેના ઔત્સુક્યથી ચિત્તના વિહ્વલીકૃતપણાને લીધે.

(૪) તથા 'લોકવિરુદ્ધત્યાગ—લોકના સંક્લેશ કરણ વડે કરીને તેની અનર્થ-યોજનાથી આ મહત્ અપાયસ્થાન છે.' લોકથી વિરુદ્ધ હોય એવું આચરે તો લોકને સંક્લેશ ઉપજે, તેથી તે લોક તરફથી અનર્થઘટના થાય, અને તેથી કરીને પોતાને મોટું ચિત્તઅસમાધિરૂપ અપાયનું–આત્મહાનિનું–નુકશાનીનું–સંક્લેશનું સ્થાન હોય, એટલા માટે લોકવિરુદ્ધનો ત્યાગ કરવા યોગ્ય છે, એમ જાણી મુમુક્ષુ ચિત્તસમાધિને અર્થે લોકવિરુદ્ધ–ત્યાગની પ્રાર્થના પ્રભુ પાસે કરે છે.

(૫) તથા 'ગુરુજનપૂજા'—માતાપિતાદિની પૂજા એમ ભાવ છે.' માતાપિતા–કલાચાર્ય વગેરેની પૂજા. આ પોતાના ઉપકારી ગુરુજનની પૂજા તે પૂર્વસેવાનો પ્રકાર છે. ગુરુઓ એટલે માતા, પિતા, કલાચાર્ય, એઓના જ્ઞાતિઓ—ભાઇ–બ્હેન વગેરે, તથા ધર્મનો ઉપદેશ કરનારા વૃદ્ધો—જ્ઞાનવૃદ્ધ અને વયોવૃદ્ધ જનો. આ શિષ્ટ જનોને ઇષ્ટ એવો ગુરુવર્ગ છે. તેના પ્રત્યે નમન, વિનય, અભ્યુત્થાનાદિ કરવા તે પૂજનપ્રકાર છે. અને તે પોતાની ફરજ છે એમ જાણી મુમુક્ષુ પ્રભુ પાસે તેની પ્રાર્થના કરે છે.

(૬) તથા 'પરાર્થકરણ'—जीवलोकसारं पौरुषचिह्नमेतत्। જીવલોકસાર એવું આ આ પૌરુષચિહ્ન છે.' બીજા જીવો પ્રત્યે ઉપકાર કરવો—પરોપકાર કરવો એ જગત્‌માં સારભૂત એવું પુરુષાર્થનું ચિહ્ન છે. એટલે મોક્ષાભિલાષી મુમુક્ષુ જીવે પોતાના તન, મન, ધન ને વચનની સમસ્ત શક્તિ અન્ય જીવોના ઉપકાર અર્થે ખર્ચવી એ જ ઉચિત છે, એમ જાણી મુમુક્ષુ જીવ પ્રભુ પાસે આ પરોપકારકરણની પ્રાર્થના પણ કરે છે.



આટલું લૌકિક સૌન્દર્ય સતે લોકોત્તર ધર્મનો અધિકારી હોય છે એ રહસ્ય કહી, શુભગુરુયોગ ને તદ્વચનસેવના એ છેલ્લી બે યાચનાનો પરમાર્થ પ્રકાશે છે—

[૬]सत्येतावति लौकिके सौन्दर्ये लोकोत्तरधर्म्माधिकारीत्यत आह—

'शुभगुरुयोगो'—विशिष्टचारित्रयुक्ताचार्यसम्बन्धः । अन्यथाऽपान्तराले सदोष-पथ्यलाभतुल्योऽयमित्ययोग एव ।

तथा 'तद्वचनसेवना' यथोदितगुरुवचनसेवना, न जातुचिदयमहितमाहेति।[२६०]

[૬]અર્થ:-આટલું લૌકિક સૌન્દર્ય સતે લોકોત્તર ધર્મનો અધિકારી હોય, એટલા માટે કહ્યું—

'शुभगुरुयोगो'—શુભગુરુયોગ, વિશિષ્ટ ચારિત્રયુક્ત આચાર્યનો સંબંધ. અન્યથા અપાન્તરાલમાં સદોષ પથ્યલાભ તુલ્ય આ (હોય) એટલા માટે અયોગ જ છે.

તથા—'तद्वचनसेवना'—તેના વચનની સેવના, યથોદિત ગુરુવચનની સેવના,—કદી પણ આ (શુભ ગુરુ) અહિત કહે નહિં એટલા માટે.[૩૬૦]

## વિવેચન

"પ્રભુભક્તિ ત્યાં ઉત્તમ જ્ઞાન, પ્રભુ મેળવવા ગુરુ ભગવાન."—શ્રીમદ્ રાજચંદ્રજી

અને—'सत्येतावति लौकिके सौन्दर्ये'—'આટલું લૌકિક સૌન્દર્ય સતે લોકોત્તર ધર્મનો અધિકારી હોય,'—'लोकोत्तरधर्माधिकारी'. અર્થાત્ આ ભવનિર્વેદથી માંડીને પરાર્થકરણ પર્યંત જે કહ્યું તેટલું લૌકિક ભાવનું સૌન્દર્ય-સુન્દરપણું હોય, તો જ લોકોત્તર ધર્મનો અધિકારી-યોગ્ય પાત્ર હોય; અને પ્રાથમિકમાં પ્રાથમિક એવું પૂર્વસેવારૂપ આટલું લૌકિક સૌન્દર્ય પણ ન હોય, તે લોકોત્તર ધર્મની ગમે તેટલી મોટી વાતો કરે તોપણ તે તેનો વાસ્તવિક ખરેખરો અધિકારી થઈ શકતો નથી, એટલા માટે કહ્યું—

(૭) 'शुभगुरुयोगः'—શુભગુરુયોગ—વિશિષ્ટ ચારિત્રયુક્ત આચાર્યનો સંબંધ.' 'विशिष्टचारित्रयुक्ताचार्यसम्बन्धः'. વિશિષ્ટ—જ્ઞાનદર્શનપ્રધાન ચારિત્રસંપન્ન એવા આચાર્યનો સંબંધ—સદ્ગુરુના યથોક્ત લક્ષણ જેનામાં છે તેવા જ સાચા સત્ગુરુનો યોગ તે શુભગુરુયોગ છે. 'अन्यथाऽपान्तराले सदोषपथ्यलाभतुल्योऽयम्'—'અન્યથા અપાન્તરાલમાં સદોષને પથ્યલાભ તુલ્ય આ હોય એટલા માટે આ અયોગ જ છે.'—'इत्ययोग एव'. નહિં તો વચમાં જ સદોષને—જ્વરાદિદોષવંતને પથ્યલાભ તુલ્ય આ થઈ પડે, એટલે શુભગુરુયોગ પણ અયોગ જ થઈ પડે. અર્થાત્ ઉપરોક્ત પૂર્વસેવાને ઉચિત ભવનિર્વેદાદિ ષટ્ લૌકિક સૌંદર્યસંપત્તિ જેને હજુ પ્રાપ્ત નથી કરી, એવા અનધિકારી જીવને શુભગુરુનો યોગ પણ જ્વરાદિ દોષવંતને પથ્યલાભ બરાબર હોઈ, તે અયોગ જ થઈ પડે છે. એટલા માટે પ્રસ્તુત લૌકિક સૌન્દર્યની પ્રાપ્તિ પછી જ આ શુભગુરુયોગની પ્રાર્થના કરી.

(૮) તથા—**તદ્વચન સેવના**—તેના વચનથી સેવના, યથોદિત ગુરુવચનની સેવના,—'કદી પણ આ (શુભગુરુ) અહિત કહે નહિં એટલા માટે.'—'न जातुचिदयमहितमाहेति' અર્થાત્ યથોક્ત ગુરુના વચનનું પાલન, સેવન, આરાધન કરવું,—એમ જાણીને કે આ શુભગુરુ કદી પણ અહિત-જીવનું અકલ્યાણકારી કહે જ નહિં, પણ હિત જ-કલ્યાણકારી જ કહે, માટે.



આ અષ્ટવિધ પ્રાર્થના કરી તેની પ્રાપ્તિ 'ભવ પર્યંત અખંડ' હો એ પદનો અર્થ સ્પષ્ટ કરી, આટલી કલ્યાણપ્રાપ્તિ સતે શીઘ્ર જ નિયમથી મોક્ષ હોય છે. અને આ પ્રાર્થનારૂપ પ્રણિધાન અચિન્ત્ય ચિન્તામણિ ભગવંતના પ્રભાવથી ફળે જ છે, એમ આ બે ગાથાનો અર્થ પૂર્ણ કરે છે.—

[७]न सकृत् नाप्यल्पकालमित्याह—

'आभवमखण्डा'—आजन्म आसंसारं वा सम्पूर्णा भवतु ममेति ।

एतावत्कल्याणावाप्तौ द्रागेव नियमादपवर्गः । फलति चैतदचिन्त्यचिन्तामणेर्भगवतः प्रभावेनेति गाथाद्वयार्थः ॥[३६१]

[૭]અર્થઃ-નહિં કે એકવાર, નહિં કે અલ્પકાલ પણ, એટલા માટે કહ્યું —

'आभवमखण्डा'—આભવ (ભવ પર્યંત) અખંડ. આજન્મ વા આસંસાર સંપૂર્ણ મને હો!

આટલા કલ્યાણની અવાપ્તિ સતે શીઘ્ર જ નિયમથી અપવર્ગ (હોય છે), અને આ (પ્રણિધાન) અચિન્ત્ય ચિન્તામણિ ભગવંતના પ્રભાવ થકી ફળે જ છે. એમ ગાથાદ્વયનો અર્થ છે.[૩૬૧]

## વિવેચન

"વારંવાર જિનરાજ! તુજ પદ સેવા હો હોજો નિર્મળી;
તુજ શાસન અનુયાયી, વાસન ભાસન હો તત્ત્વરમણ વળી....સેવો ઈશ્વર દેવ."
—શ્રી દેવચંદ્રજી

આ પ્રાર્થના કરી તે 'નહિં કે એકવાર, નહિં કે અલ્પકાલ પણ' માટે, એટલા માટે કહ્યું 'आभवमखण्डा—આભવ અખંડા, આજન્મ વા આસંસાર સંપૂર્ણ મને હો!' જન્મ પર્યંત વા સંસાર પર્યંત મને સંપૂર્ણ હો!

અને —'एतात्वत्कल्याणावाप्तौ' આટલા કલ્યાણની અવાપ્તિ સતે શીઘ્ર જ નિયમથી અપવર્ગ (હોય છે)—'द्रागेव नियमादपवर्गः', આટલું જે યાચ્યું તેટલું કલ્યાણ જો પ્રાપ્ત થયું, તો પછી શીઘ્ર જ વિના વિલંબે નિયમે કરીને અવશ્ય મોક્ષ હોય છે. 'અને फलति चैतत', આ (પ્રણિધાન) અચિન્ત્ય ચિન્તામણિ ભગવંતના પ્રભાવ થકી ફળે જ છે,' —'अचिन्त्यचिन्तामणे र्भगवतः प्रभावेन' આ જે પ્રણિધાન–કલ્યાણપ્રાર્થના છે તે અચિન્ત્ય ચિન્તામણિ ભગવંતના માહાત્મ્યથકી અવશ્ય ફળવતી હોય જ છે.



મોક્ષ છે ફળ જેનું એવું આ પ્રણિધાન નિદાન નથી, પણ અસંગતાસક્ત મહાન્ ચિત્તવ્યાપાર છે, એમ પ્રણિધાનને પ્રશંસે છે—

[૮]सकलशुभानुष्ठाननिवन्धनमेतत, अपवर्गफलमेव, अनिदानं, तल्लक्षणायोगादिति दर्शितं। असङ्गतासक्तचित्तव्यापार एष महान्।[३६२]

[૮]અર્થઃ-સકલ શુભ અનુષ્ઠાનનું નિબન્ધન એવું આ અપવર્ગ (મોક્ષ) ફલવાળું જ છે; અનિદાન છે, તેના લક્ષણના અયોગને લીધે,—એ દર્શાવવામાં આવ્યું છે. આ અસંગતાસક્ત એવો મહાન ચિત્તવ્યાપાર છે.[૩૬૨]

## વિવેચન

"દેશો તો તુમહી ભલા, બીજા તો નવિ યાચું રે;
વાચક યશ કહે સાંઈશું, ફળશે એ મુજ સાચું રે....સંભવ."—શ્રી યશોવિજયજી

અને 'સકલ શુભ અનુષ્ઠાનનું નિબન્ધન, એવું આ (પ્રણિધાન) અપવર્ગ ફળવાળું જ છે.'—'सकलशुभानुष्ठाननिबन्धनमेतत्', આ પ્રણિધાન સર્વ શુભ—પ્રશસ્ત અનુષ્ઠાનનું—સતુક્રિયાનું કારણ છે, અને એનું ફળ અપવર્ગ—મોક્ષ જ છે,—'अपवर्गफलमेव'; સાચા શુદ્ધ ભાવથી કરવામાં આવેલું આ પ્રણિધાન મોક્ષફળ આપે જ છે. તેમજ—'अनिदान' આ પ્રણિધાન 'અનિદાન છે, તેના લક્ષણના અયોગને લીધે, એ દર્શાવવામાં આવ્યું છે.' અર્થાત્ આ પ્રણિધાન છે તે નિદાન નથી, કારણ કે ધર્મકલ્પદ્રુમને જે આશંસા—ભાવથી કાપી નાંખે છે એવું આ નિદાન તો દ્વેષ—અભિષ્વંગ—મોહરૂપ છે, એનું લક્ષણ અત્ર પ્રણિધાનમાં ઘટતું નથી, એ પુષ્કરવરદ્વીપાર્દ્ધ સૂત્રમાં વિસ્તારથી વિવેચાઈ ચૂક્યું છે. અને 'આ પ્રણિધાન અનિદાન છે એટલું જ નહિં પણ 'આ અસંગતાસક્ત એવો મહાન્ ચિત્તવ્યાપાર છે.'—'असङ्गतासक्तचित्तव्यापार एव महान्.' આ પ્રણિધાન તો અસંગતામાં સક્ત—ચોંટેલો અથવા અસંગતામાં—અનાસક્તપણામાં આસક્ત એવો મહાન્ ચિત્તવ્યાપાર—ચિત્તપ્રવૃત્તિ છે; એમાં રાગ—દ્વેષ—મોહરૂપ સંગનો સ્પર્શ છે જ નહિં, પણ અસંગપણાનો જ સંગ છે.

*મોક્ષફલવાળું આ પ્રણિધાન અનિદાન*



પ્રણિધાન વિના પ્રવૃત્તિ આદિ નથી, માટે આ એમ કર્ત્તવ્ય જ છે. ઈ. યુક્તિથી દર્શાવી આચાર્યજી મુક્તકંઠે આ પ્રણિધાનનો મહામહિમા સંગીત કરે છે—

[૧]न च प्रणिधानादृते प्रवृत्त्यादयः, एवं कर्त्तव्यमेवैतदिति। प्रणिधानप्रवृत्तिविघ्नजयफलविनियोगानामुत्तरोत्तरभावात्, आशयानुरूपः कर्म्मबन्ध इति। न खलु तद्विपाकतोऽस्यासिद्धिः स्यात्। युक्त्यागमसिद्धमेतत्। अन्यथा प्रवृत्त्याद्ययोगः, उपयोगाभावादिति।[૩૬૨]

[૯]અર્થ:—અને પ્રણિધાન શિવાય પ્રવૃત્તિ આદિ નથી, એમ આ કર્ત્તવ્ય જ છે. પ્રણિધાન, પ્રવૃત્તિ, વિઘ્નજય, ફલ, વિનિયોગના ઉત્તરોત્તર ભાવને લીધે. આશયાનુરૂપ કર્મબન્ધ છે એટલા માટે. ખરેખર! તેના (કર્મના) વિપાક થકી આની (પ્રણિધાનની) અસિદ્ધિ ન હોય. યુક્તિ અને આગમથી આ સિદ્ધ છે; અન્યથા પ્રવૃત્તિ આદિનો અયોગ (હોય),—ઉપયોગ—અભાવને લીધે.[૩૬૩]

## વિવેચન

"એક અરજ સેવક તણી રે, અવધારો જિનદેવ!
કૃપા કરી મુજ દીજિયે રે, આનંદઘન પદસેવ....વિમલ જિન."—શ્રીઆનંદઘનજી

હવે આચાર્યજી મુક્તકંઠે આ પ્રણિધાનનો મહામહિમા સંગીત કરતાં વદે છે—'न च प्रणिधानादृते प्रवृत्त्यादयः,' અને પ્રણિધાન શિવાય પ્રવૃત્તિ આદિ નથી.' પ્રથમ ભૂમિકારૂપ પ્રણિધાન આશય ન હોય, તો ઉત્તરભૂમિકારૂપ પ્રવૃત્તિ—વિઘ્નજય આદિ આશય હોય જ નહિં, 'એમ આ કર્ત્તવ્ય જ છે, એટલા માટે આ પ્રણિધાન કરવા યોગ્ય જ છે. શા માટે તો કે પ્રણિધાન, પ્રવૃત્તિ, વિઘ્નજય, ફલને વિનિયોગના ઉત્તરોત્તર ભાવને લીધે, આશયાનુરૂપ કર્મબન્ધ છે એટલા માટે', અર્થાત્ પ્રણિધાન, પ્રવૃત્તિ, વિઘ્નજય,

*પ્રણિધાન શિવાય પ્રવૃત્તિ આદિ નથી*

સિદ્ધિ, વિનિયોગ એ ઉત્તરોત્તર વિશાળ આશયની પ્રાપ્તિ ઉત્તરોત્તર ક્રમે જ હોય છે, એટલે જેવો જેવો તે તે આશય તેવો તેવો તેને અનુરૂપ-યોગ્ય કર્મબન્ધ હોય છે એટલા માટે. 'आशयानुरूपः कर्मबन्धः इति,' અને પ્રણિધાનથી પણ તેને અનુરૂપ શુભકર્મ-બન્ધ હોય છે એટલે 'ખરેખર! તેના (કર્મના) વિપાકથી આની (પ્રણિધાનની) અસિદ્ધિ ન હોય', અર્થાત્ તે શુભ કર્મબંધ ઉદય આવી તેનો વિપાક-ફળઉદય દાખવે છે એ પરથી સિદ્ધ થાય છે કે પ્રણિધાનની અસિદ્ધિ નથી, અર્થાત્ સિદ્ધિ જ છે. 'યુક્તિ અને આગમથી આ સિદ્ધ છે, અન્યથા પ્રવૃત્તિ આદિનો અયોગ (હોય),-ઉપયોગઅભાવને લીધે.' એમ જો પ્રણિધાનની સિદ્ધિ ન હોય, તો પ્રવૃત્તિ આદિ આશયનો યોગ પણ ન ઘટે, કારણ કે તેના મૂળભૂત પ્રણિધાનનો અભાવ છે માટે.

આ પ્રણિધાન આદિનું સ્વરૂપ સમજવું મુમુક્ષુને ખાસ ઉપયોગી હોવાથી, તે સમજવા માટે ષોડશક ગ્રંથમાં શ્રી હરિભદ્રસૂરિએ પ્રદર્શિત કર્યું છે તે અનુસાર કંઈક વિચાર કરીએ છીએઃ—ધર્મ× છે તે ચિત્તપ્રભવ-ચિત્તથી જન્મ પામનાર છે; અર્થાત્ ધર્મનું મૂળ ઉદ્ભવસ્થાન ચિત્ત છે. કારણ કે જે ક્રિયા છે તે અધિકરણાશ્રયી કાર્ય છે, અર્થાત્ પોતાના આધારભૂત આશ્રયનું કાર્ય તે જ ક્રિયા છે. એટલે મલવિગમરૂપ ક્રિયાથી પુષ્ટિઆદિમંત જે આ ચિત્ત તે જ આ ધર્મ છે. અત્રે રાગાદિ તે મલ છે ને તેનો વિગમ નિશ્ચયે કરીને આગમના સતયોગ થકી હોય છે; આમ મલ-વિગમરૂપ ક્રિયા વડે કરીને ચિત્તની પુષ્ટિ અને શુદ્ધિ હોય છે, અર્થાત્ પુષ્ટિ એટલે પુણ્યનો ઉપચય ને શુદ્ધિ એટલે પાપના ક્ષયથી નિર્મલતા હોય છે. આ પુણ્યઉપચય ને પાપક્ષય એ ઉભય અનુબંધિ—ઉત્તરોત્તર અનુબંધવાળું હોતાં ક્રમે કરીને પરા મુક્તિ હોય છે; પણ પ્રણિધાન આદિ આશયની સંવિદ્-સંવેદના-અનુભૂતિ શિવાય આ ઉભય સાનુબંધ હોતું નથી; અને ભિન્નગ્રંથિ નિર્મલ બોધવંતને આ પ્રણિધાનાદિ આશયની સંવિદ્—સંવેદના—આત્માનુભૂતિ પરા ઉત્કૃષ્ટ હોય છે. અત્રે આ શુભાશય પ્રણિધાન, પ્રવૃત્તિ, વિઘ્નજય, સિદ્ધિ અને વિનિયોગ એમ પ્રાયે પંચ પ્રકારનો ધર્મજ્ઞોએ કહ્યો છે. એનું સ્વરૂપ આ પ્રકારે:—

**ધર્મ 'ચિત્તપ્રભવ' અને પુષ્ટિ-શુદ્ધિમદ્ ચિત્ત તે ધર્મ**

× "धर्मश्चित्तप्रभवो यतः क्रियाऽधिकरणाश्रयं कार्यम् ।
मलविगमेनैतत् खलु पुष्ट्यादिमदेष विज्ञेयः ॥
रागादयो मलाः खल्वागमसद्योगतो विगम एषाम् ।
तदयं क्रियाऽत एव हि पुष्टिः शुद्धिश्च चित्तस्य ॥
पुष्टिः पुण्योपचयः शुद्धिः पापक्षयेण निर्मलता ।
अनुबन्धिनि द्वयेऽस्मिन् क्रमेण मुक्तिः परा ज्ञेया ॥
न प्रणिधानाद्याशयसंविद्व्यतिरेकतोऽनुबन्ध्येतत् ।
भिन्नग्रन्थेर्निर्मलबोधवतः स्यादियं च परा ॥
प्रणिधिप्रवृत्तिविघ्नजयसिद्धिविनियोगभेदतः प्रायः ।
धर्मज्ञैराख्यातः शुभाशयः पञ्चधाऽत्र विधौ ॥

તેમાં-જે **પ્રણિધાન*** છે 'તત્સમયે સ્થિતિમત્' અર્થાત્ તે સમયે જે અમુક ધર્મસ્થાન આરાધન પ્રસ્તુત હોય તેમાં એકાગ્રતારૂપ (Concentration) સ્થિતિવાળું-સ્થિરતાવાળું હોય છે; તેમજ 'તદધઃ કૃપાનુગ' અર્થાત્ પોતાનાથી નીચેની દશાવાળા અન્ય જીવો પ્રત્યે તુચ્છકાર ભાવવાળું નહિં, પણ કૃપાપરાયણ એવું હોય છે. અને વિશુદ્ધ ભાવનારૂપ આ જે પ્રણિધાન કરવામાં આવે છે તે 'નિરવદ્ય વસ્તુવિષયી' અર્થાત્ નિષ્પાપ નિર્દોષ વસ્તુ સંબંધી જ કરાય છે, તેમજ તે 'પરાર્થ નિષ્પત્તિથી સાર'-પરોપકારસિદ્ધિથી સારભૂત એવું હોય છે.

પ્રણિધાન

તે અધિકૃત ધર્મસ્થાનમાં જ યત્નાતિશયથી પ્રવર્ત્તવું તે **પ્રવૃત્તિ** છે. તે કેવી હોય? 'શુભ-સાર ઉપાય સંગતા'—તે ધર્મસ્થાનના સાધક એવા શુભ-પ્રશસ્ત અને સાર-સારભૂત-શ્રેષ્ઠ-ઉત્તમ ઉપાયથી યુક્ત એવી હોય; તેમજ 'ઔત્સુક્ય વિવર્જિતા જ' અર્થાત્ ફલ માટેની અધીરજરૂપ ઉત્સુકતાથી અથવા અન્ય કોઈ પણ પ્રકારની આકુલતારૂપ ઉત્સુકતાથી સર્વથા રહિત એવી ધીરજવાળી નિરુત્સુક નિરાકુલ જ હોય; આ સત્પ્રવૃત્તિ અવન્ય-અચૂક ફલદાયિની છે એવા દૃઢ નિશ્ચયને લીધે, ફલમાં વિલંબ થાય તોપણ ધીરજ ખૂટે નહિં ને પ્રવૃત્તિ છૂટે નહિં એવી ધીર હોય.

પ્રવૃત્તિ

**વિઘ્નજય** તે હીન મધ્યમ ને ઉત્કૃષ્ટ એમ ત્રણ પ્રકારનો છે; અને માર્ગમાં કંટક-વિઘ્ન-જ્વરવિઘ્ન-મોહવિઘ્નના જય સમો તે હીન-મધ્યમ-ઉત્કૃષ્ટ વિઘ્નજય જાણવો. આ વિઘ્નજય 'પ્રવૃત્તિફલવાળો' છે, અર્થાત્ વિઘ્નજયનું ફળ પ્રસ્તુત ધર્મસ્થાનમાં ઓર જોરથી શૂરવીરપણે પ્રવૃત્તિ ચાલુ રાખવી એ જ છે. કારણ કે—

વિઘ્નજય

---

* "प्रणिधानं तत्समये स्थितिमत् तदधः कृपानुगं चैव।
निरवद्यवस्तुविषयं परार्थनिष्पत्तिसारं च ॥

तत्रैव तु प्रवृत्तिः शुभसारोपायसङ्गताऽत्यन्तम्।
अधिकृतयत्नातिशयादौत्सुक्यविवर्जिता चैव ॥

विघ्नजयस्त्रिविधः खलु विज्ञेयो हीनमध्यमोत्कृष्टः।
मार्ग इह कण्टकज्वरमोहजयसमः प्रवृत्तिफलः ॥

सिद्धिस्तत्तद्धर्मस्थानावाप्तिरिह तात्त्विकी ज्ञेया।
अधिके विनयादियुता हीने च दयादिगुणसारा ॥

सिद्धेश्चोत्तरकार्यं विनियोगोऽवन्ध्यमेतदतस्मिन्।
सत्यन्वयसम्पत्त्या सुन्दरमिति तत् परं यावत् ॥

आशयभेदा एते सर्वेऽपि हि तत्त्वतोऽवगन्तव्याः।
भावोऽयमनेन विना चेष्टा द्रव्यक्रिया तुच्छा ॥"—ષોડશક, ૩.

અમુક સ્થળે જવા નીકળેલો વટેમાર્ગુ માર્ગમાં કાંટો વાગે, કે તાવ આવે, કે દિશા ભૂલે, તોપણ તે તે વિઘ્ન દૂર કરી જેમ આગળ ચાલે છે; તેમ ધર્મમાર્ગે પ્રવર્ત્તતો પણ વચ્ચે જઘન્ય કંટકવિઘ્ન સમા શીત-તાપ નડે, કે મધ્યમ જ્વરવિઘ્નસમા જ્વર આદિ બાહ્ય વ્યાધિ નડે, કે ઉત્કૃષ્ટ દિગ્મોહ વિઘ્ન સમા મિથ્યાદર્શનરૂપ–દૃષ્ટિભ્રમરૂપ અંતર્વ્યાધિ નડે, તો પણ તે તે વિઘ્નનો જય કરી આગળ ધપે છે. અર્થાત્ પોતાની ઇષ્ટ ધર્મપ્રાપ્તિના માર્ગમાં ગમે તેટલા વિઘ્નના ડુંગરા આડા આવી પડે, ગમે તેટલી વિપત્તિ–સરિતાઓ વચ્ચે નડે, તોપણ આત્માર્થી મુમુક્ષુ પોતાના ઇષ્ટ ધ્યેયનો કેડો કદી મૂકતો નથી, પણ ઉલટો દ્વિગુણિત ઉત્સાહબળથી તે વિઘ્નોનો–અંતરાયોનો પણ પરાજય કરી આગળ વધવા મથે છે, 'ધીઠાઈ કરી માર્ગે સંચરે છે.' આવા અપૂર્વ પુરુષાર્થશીલ પરમ આત્મપરાક્રમી જ્ઞાની સત્પુરુષોના પરમ સંવેગપૂર્ણ અમૃતવચનો છે કે—

"ગમે તેમ હો, ગમે તેટલા દુઃખ વેઠો, ગમે તેટલા પરિસહ સહન કરો, ગમે તેટલા ઉપસર્ગ સહન કરો, ગમે તેટલી વ્યાધિઓ સહન કરો, ગમે તેટલી ઉપાધિઓ આવી પડો, ગમે તેટલી આધિઓ આવી પડો, ગમે તો જીવનકાળ એક સમયમાત્ર હો, અને દુર્નિમિત્ત હો, પણ એમ કરવું જ ત્યાંસુધી હે જીવ! છૂટકો નથી."

—**શ્રીમદ્ રાજચંદ્રજી**

"ઘાતિ ડુંગર આડા અતિ ઘણા, તુજ દરિશણ જગનાથ!
ધીઠાઈ કરી મારગ સંચરૂં, સેંગૂ કોઈ ન સાથ....અભિનંદન."—**શ્રી આનંદઘનજી**

**સિદ્ધિ** તે તે ધર્મસ્થાનકની તાત્ત્વિકી પ્રાપ્તિ થવી તે અહીં સિદ્ધિ જાણવી અને તે સિદ્ધિ પોતાનાથી અધિક ચઢીયાતી દશાની પ્રાપ્તિવાળા પ્રત્યે વિનય–બહુમાન આદિ યુક્ત હોય,—નહિં કે દ્વેષ–મત્સરયુક્ત; અને પોતાનાથી હીન ઉતરતી દશાવંત પ્રત્યે દયા–પ્રેમ આદિ ગુણથી સારભૂત હોય,—નહિં કે તુચ્છકાર–તિરસ્કાર આદિ તુચ્છભાવથી નિઃસાર.

**વિનિયોગ** અને સિદ્ધિનું ઉત્તરકાર્ય તે વિનિયોગ છે, અર્થાત્ પોતે સિદ્ધિ કર્યા પછી જ તેનો બીજામાં વિનિયોગ થઇ શકે; પ્રથમ પોતે આત્માર્થ સાધે, પછી જ પરાર્થ સાધી શકે, પોતે આત્માર્થ સાધ્યા વિના પરાર્થ સાધી શકાય જ નહિં. કારણ કે પોતાને જે ધર્મસ્થાનની પ્રાપ્તિ–સિદ્ધિ થઈ, તેનો બીજા જીવોને પણ લાભ થાય એમ તેનો યથાયોગ્યપણે નિષ્કારણ કરુણાથી–પરમાર્થપ્રેમથી પરમાર્થે–પરોપકારાર્થે ઉપયોગ કરવો તે વિનિયોગ. આ વિનિયોગ છે તે અવન્ધ્ય છે, અચૂક અમોઘ કદી ખાલી ન જાય એવું ચોક્કસ ફલ આપનાર છે. એટલે આ વિનિયોગ સતે અન્વયસંપત્તિથી સુંદર એવું તે કાર્ય પર યાવત્ હોય છે.' અર્થાત્ પોતાને પ્રાપ્ત થયેલ આત્મલાભનો જો પરમાર્થે–પરોપકારાર્થે ઉપયોગરૂપ વિનિયોગ કર્યો, તો ઉત્તરોત્તર અન્વયસંપત્તિથી–ઉત્તરોત્તર ચઢતી કળાવાળી પરમાર્થ લાભસંપત્તિથી યાવત્ પરમફળ–મોક્ષફળ પ્રાપ્ત થાય ત્યાંસુધી તેનો ફલઅનુબંધ ચાલુ રહે છે, પરમાર્થે વિનિયોગ કરે તે યાવત્ મોક્ષફળ પામે જ છે.

આમ ઉત્તરોત્તર વિશાલ ચઢીયાતી દશાવાળા જે આ પ્રણિધાનઆદિ પંચવિધ આશય છે, તે સર્વેય ખરેખર! તત્ત્વથી અર્થાત્ પરમાર્થથી તથારૂપ દશાવાળા હોય તે જાણવા. અને જે આ આશય છે તે ભાવ છે; એટલે આ યથોક્ત સદાશયરૂપ ભાવવિનાની ચેષ્ટા તે દ્રવ્યક્રિયા તુચ્છ છે.



આ પ્રણિધાન અનધિકારીઓને હોય નહિં, ને આના અધિકારીઓ પણ જે વન્દનાના અધિકારીઓ કહ્યા હતા તે જ છે, એમ સ્પષ્ટ કથે છે—

[૧૦] નાનધિકારિણામિદં। અધિકારિણશ્ચાસ્ય ય એવ વન્દનાયા ઉક્તાः, તદ્યથા-एतद्बहुमानिनो विधिपरा उचितवृत्तयश्चोक्तलिङ्गा एव।[૩૬૪]

[૧૦] અર્થ:-અર્થ-આ (પ્રણિધાન) અનધિકારીઓને ન હોય; અને આના અધિકારીઓ જે વંદનાના કહ્યા હતા તેઓ જ છે. તે આ પ્રકારે—एतद्बहुमानिनो विधिपरा उचितवृत्तयः—એના બહુમાની, વિધિપરા, ઉચિતવૃત્તિવાળા,—ઉક્તલિંગવાળા જ.[૩૬૪]

## વિવેચન

" સાહેબ વંદે તેહ હજૂર, જેના પ્રગટે પુણ્ય પંડૂર."—શ્રી યશોવિજયજી.

એટલે આવું પ્રવૃત્તિ આદિ આશયનું નિબન્ધન મહામહિમાવાન્ 'આ (પ્રણિધાન) અનધિકારીઓને ન હોય.'—'नानधिकारिणामिदम्' 'અને આના અધિકારીઓ જે વંદ-નાના કહ્યા હતા તેઓ જ છે,' અને તેના મુખ્ય લિંગ–પ્રગટ લક્ષણ 'एतद्बहुमानिनो विधिपरा उचितवृत्तयः'—એના બહુમાની, વિધિપરા, ઉચિત વૃત્તિવાળા' એ જેનામાં હોય તે જ અત્ર અધિકારી જાણવા. આ અધિકારી–અનધિકારી વિવેક આ ગ્રંથની પ્રસ્તાવનામાં વિસ્તારથી વિવેચાઈ ચૂકયો છે, એટલે તેનું અત્ર પિષ્ટપેષણ કરવાની જરૂર નથી; ( જુઓ પૃ. ૨૨–૨૬ ) તે સ્થળેથી જ પુનઃ વિચારી જવું.



પ્રણિધાનનું લિંગ તો વિશુદ્ધ ભાવનાદિ છે, એ શ્લોક ટાંકી દર્શાવે છે—

[૧૧] प्रणिधानलिङ्गं तु विशुद्धभावनादि। यथोक्तं –
" विशुद्धभावनासारं, तदर्थार्पितमानसम्।
यथाशक्तिक्रियालिङ्गं, प्रणिधानं मुनिर्जगौ ॥१॥
इति।[૩૬૫]

[૧૧] અર્થ:-પ્રણિધાનનું લિંગ તો વિશુદ્ધ ભાવનાદિ છે. જેમ કહ્યું છે—
વિશુદ્ધ ભાવનાથી સાર, તેના અર્થમાં અર્પિત માનસવાળું, યથાશક્તિ ક્રિયાલિંગવાળું પ્રણિધાન મુનિએ કહ્યું છે.[૩૬૫]

## વિવેચન

"સાચી ભક્તિ રે ભાવન રસ કહ્યો, રસ હોય તિહાં દોય રીઝેજી."
— શ્રી યશોવિજયજી.

આ મહિમાવંત પ્રણિધાનનું લિંગ શું છે? તે માટે કહ્યું–'પ્રણિધાનનું લિંગ તો તો વિશુદ્ધ ભાવનાદિ છે.' ઇ. અત્રે પ્રણિધાનના ત્રણ લિંગ–ચિહ્ન દાખવ્યા–(૧) विशुद्ध-भावनासारं—'વિશુદ્ધ ભાવનાથી સાર',—દ્વેષ–અભિષ્વંગ–મોહરૂપ નિદાનથી રહિત વિશુદ્ધ ભાવનાથી જ આ સારભૂત છે; અથવા રાગ–દ્વેષ–મોહ રહિત શુદ્ધ સાચા હૃદયની ભાવના એ જ એનો સાર છે. (૨) —'तदर्थार्पितमानसम्'—'તદ્ અર્થમાં અર્પિત માનસવાળું'–જે સૂત્ર ઉચ્ચારાય છે તેના અર્થમાં માનસ–સમગ્ર મન (The whole mind) જેમાં અર્પણ કરાયેલ છે (Applied & Dedicated) એવું આ પ્રણિધાન છે. (૩) અને 'यथाशक्ति क्रियालिङ्गम्'—'યથાશક્તિ ક્રિયાલિંગવાળું'—પોતાની શક્તિ ઉપરવટ થયા વિના પોતાની જેવી જેવી શક્તિ હોય તે પ્રમાણે તે પૂરેપૂરી પ્રયોજીને યથાશક્તિ ક્રિયા કરવી એ તેનું લિંગ છે. આમ વિશુદ્ધ ભાવના, અર્થમાં ચિત્ત–સમર્પણ, અને યથાશક્તિ ક્રિયા એ આ પ્રણિધાનનું લિંગ મુનિએ કહ્યું છે.

પ્રણિધાનનું લિંગ
વિશુદ્ધ ભાવનાદિ



સ્વલ્પ કાલ પણ આ પ્રણિધાન કરવામાં આવે તે પણ પ્રશસ્ત છે, કારણ કે તે સકલ કલ્યાણનો આક્ષેપ—આકર્ષણ કરે એવું અતિગંભીર ઉદારરૂપ છે, અને એ થકી પ્રધાન ધર્મકાયાદિ લાભ કેવી રીતે હોય છે, તે વિવરી દેખાડે છે—

[૧૨]स्वल्पकालमपि शोभनमिदं, सकलकल्याणाक्षेपात्। अतिगम्भीरोदाररूपमेतत्। अतो हि प्रशस्तभावलाभाद्विशिष्टक्षयोपशमादिभावतः प्रधानधर्म्मकायादिलाभः।[૩૬૬]

[૧૨]અર્થ:–સ્વલ્પ કાળ પણ આ શોભન છે, સકલ કલ્યાણના આક્ષેપને લીધે.
આ અતિ ગંભીર ઉદારરૂપ છે, કારણકે આના થકી પ્રશસ્ત ભાવના લાભ લીધે વિશિષ્ટ ક્ષયોપશમાદિ ભાવથી પ્રધાન ધર્મકાયાદિ લાભ (હોય છે).[૩૬૬]

पञ्जिका—स्वल्प ઇત્યાદિ, स्वल्पकालमपि—પરિમિત કાલ પણ, शोभनं—શોભન, ઉત્તમાર્થ–હેતુતાથી, इदं—આ, પ્રણિધાન. કયા કારણથી? તે માટે કહ્યું—सकलकल्याणाक्षेपात्—સકલ કલ્યાણના આક્ષેપને લીધે, નિખિલ અભ્યુદય–નિઃશ્રેયસના અવંધ્ય નિબન્ધનપણાને લીધે. એ જ ભાવે છે. अतिगम्भीरोदारम्—અતિગંભીર–ઉદાર, પૂર્વવત્, एतत्—આ, પ્રણિધાન. કયા કારણથી? તે માટે કહ્યું—अतः—આ થકી, પ્રણિધાન થકી, हि—કારણ કે, प्रशस्तभावलाभात्—પ્રશસ્ત ભાવના લાભને લીધે,–રાગ–દ્વેષ–મોહથી અચ્છુપ્ત પ્રણિધાનની પ્રાપ્તિને લીધે. શું? તો કે विशिष्टस्य—વિશિષ્ટ, મિથ્યાત્વમોહનીયાદિના અને શુદ્ધ મનુજગતિ—સુસંસ્થાન સુસંહનન આદિ કર્મના યથાયોગ એકદેશ–ક્ષયલક્ષણ क्षयोपशमस्य—ક્ષયોપશમના, आदि શબ્દથી બંધના, भावतः—ભાવ થકી, સત્તા થકી, પ્રેત્ય–પરભવે જઈ प्रधानधर्मकायादिलाभः—प्रधानस्य—પ્રધાન એટલે દૃઢ સંહનન–શુભ સંસ્થાનતાથી સર્વોત્કૃષ્ટ એવા. धर्म्मकायस्य—ધર્મકાયનો, ધર્મઆરાધનાર્હ શરીરનો, आदि શબ્દથી ઉજ્જવલ કુલ–જાતિ–આયુ–દેશ–કલ્યાણમિત્રાદિનો, लाभ—લાભ, પ્રાપ્તિ.

## વિવેચન

"મન મધુકર વર કર જોડી કહે, પદકજ નિકટ નિવાસ;
ઘનનામી આનંદઘન સાંભળો, એ સેવક અરદાસ....
ધર્મ જિનેશ્વર ગાઉ રંગશું, ભંગ મ પડશો હો પ્રીત." —શ્રીઆનંદઘનજી

અને 'સ્વલ્પકાળ પણ આ શોભન છે,—સકલ કલ્યાણના આક્ષેપને લીધે'—'स्वल्पकालमपि शोभनमिदं, सकलकल्याणाक्षेपात्'—સ્વલ્પ-અતિ થોડો વખત પણ આ પ્રણિધાન કરવામાં આવે તોપણ આ શોભન-શુભભાવસંપન્ન-સકલ કલ્યાણ આક્ષેપ સુંદર છે; કારણ કે તે સર્વ કલ્યાણનો આક્ષેપ-આકર્ષણ કરે છે, ખેંચી લાવી હાજર કરે છે, એવું સમર્થ છે.

અને 'આ અતિગંભીર ઉદારરૂપ છે,'—'अतिगम्भीरोदाररूपमेतत',—આ પ્રણિધાન પૂર્વે કહ્યું હતું તેમ અતિ ગંભીર અને ઉદાર છે; કારણ કે-'अतो हि प्रशस्तभावलाभात्'—આના થકી પ્રશસ્ત ભાવના લાભને લીધે વિશિષ્ટ ક્ષયોપશમાદિ પ્રધાન ધર્મકાયાદિ લાભ ભાવથી—'विशिष्टक्षयोपयमादिभावतः'-પ્રધાન ધર્મકાયાદિ લાભ (હોય છે)—'प्रधानधर्मकायादिलाभः'—અર્થાત્ આ પ્રણિધાન થકી રાગ-દ્વેષ-મોહથી અસ્પૃષ્ટ પ્રશસ્ત-શુભ ભાવની પ્રાપ્તિ હોય છે; એથી કરીને મિથ્યાત્વમોહનીયાદિ કર્મનો વિશિષ્ટ ક્ષયોપશમ હોય છે, તેમજ મનુષ્યગતિ-સુસંસ્થાન-સુસંહનન આદિ વિશિષ્ટ શુભ કર્મની પ્રકૃતિનો બંધ હોય છે; અને તેથી કરીને પરભવને વિષે પ્રધાન ધર્મકાયનો-ધર્મ આરાધનાને માટે યોગ્ય એવા દૃઢ સંહનન-સંસ્થાનવાળા પ્રધાન સર્વોત્કૃષ્ટ શરીરનો, તેમજ આદિ શબ્દથી ઉત્તમ કુલ, જાતિ, આયુ, દેશ, કલ્યાણ-મિત્ર આદિનો લાભ-પ્રાપ્તિ હોય છે. આમ પ્રણિધાન થકી શુભ ભાવ, શુભ ભાવ થકી શુભ કર્મ ને શુભકર્મ થકી ધર્માનુકૂળ શરીરાદિની પ્રાપ્તિ હોય છે.



ત્યાં પ્રધાન ધર્મકાયાદિ લાભ જેને થયો છે એવા આને નિરંતર શ્રદ્ધા-વીર્ય-સ્મૃતિ-સમાધિ-પ્રજ્ઞાની વૃદ્ધિથી સકલ ઉપાધિવિશુદ્ધિ હોય છે, એમ આ પ્રણિધાનનું ફલ પ્રશંસી, આ પ્રણિધાન તે ભવજલનૌકારૂપ 'પ્રશાંતવાહિતા' એમ આ અંગે અન્યદર્શનીઓનો સંવાદ દર્શાવે છે—

[૧૩]तत्रास्य सकलोपाधिविशुद्धिः, दीर्घकालनैरन्तर्यसत्कारासेवनेन श्रद्धावीर्यस्मृतिसमाधिप्रज्ञावृध्द्या । न हि समग्रसुखभाक् तदङ्गहीनो भवति, तद्वैकल्येऽपि तद्भावेऽहेतुकत्वप्रसङ्गात् । न चैतदेवं भवतीति योगाचार्यदर्शनम् । सेयं भवजलधिनौः प्रशान्तवाहितेति परैरपि गीयते ।[३६७]

[૧૩]અર્થઃ-ત્યાં આની (પ્રણિધાનકર્ત્તાની) સકલ ઉપાધિવિશુદ્ધિ હોય છે,—દીર્ઘકાલ નૈરન્તર્યથી સત્કાર આસેવન વડે કરીને શ્રદ્ધા-વીર્ય-સ્મૃતિ-સમાધિ-પ્રજ્ઞાની વૃદ્ધિથી. કારણકે

સમગ્રસુખભાગી તદંગહીન હોય નહિં,-તદ્વૈકલ્યે પણ તદ્ભાવે અહેતુકત્વપ્રસંગને લીધે. અને આ એમ નથી હોતું એવું યોગાચાર્યદર્શન છે.

તે આ ભવજલધિ-નૌકા 'પ્રશાન્તવાહિતા' એમ પરોથી પણ ગવાય છે.[૩૬૭]

## વિવેચન

"નરગતિ પઢમ સંઘયણ, તેહ અપેક્ષા જાણો;
નિમિત્તાશ્રિત ઉપાદાન, તેહને લેખે આણો....પ્રણમો શ્રી અરનાથ.
નિમિત્ત હેતુ જિનરાજ, સમતા અમૃત ખાણી,
પ્રભુ અવલંબન સિદ્ધિ, નિયમા એહ વખાણી....પ્રણમો."—**શ્રી દેવચંદ્રજી.**

અને 'ત્યાં આની **સકલ ઉપાધિવિશુદ્ધિ** હોય છે,'—'तत्रास्य सकलोपाधिविशुद्धिः'—ત્યાં ધર્મકાય આદિનો લાભ થયે આ પ્રણિધાનકર્ત્તાને સર્વ ઉપાધિની—સર્વ ઉપકારી ઉપકરણરૂપ નિષ્કલંક નિર્દોષ સામગ્રીની વિશુદ્ધિ—વિશેષે કરીને શુદ્ધિ હોય છે. શાથી? 'દીર્ઘકાલ નૈરન્તર્યથી સત્કાર આસેવન વડે કરીને શ્રદ્ધા-વીર્ય-સ્મૃતિ-સમાધિ-પ્રજ્ઞાની વૃદ્ધિથી.' દીર્ઘકાલ—લાંબો વખત સુધી નિરન્તરપણે—સતતપણે સત્સાધનના આદરથી ગ્રહણરૂપ સત્કાર અને પુનઃ પુનઃ સેવનરૂપ—અભ્યાસરૂપ આસેવન વડે કરીને શુદ્ધમાર્ગ-રુચિરૂપ શ્રદ્ધા, અનુષ્ઠાનશક્તિરૂપ વીર્ય, અનુભૂત અર્થવિષયા જ્ઞાનવૃત્તિરૂપ સ્મૃતિ, ચિત્ત-સ્વાસ્થ્યરૂપ સમાધિ, અને બહુ-બહુવિધ આદિ ગહનવિષયા અવબોધશક્તિરૂપ પ્રજ્ઞાની

**શ્રદ્ધા-વીર્ય-સ્મૃતિ-સમાધિ-પ્રજ્ઞાની-વૃદ્ધિ**

---

पञ्जिका—તે થકી શું? તે માટે કહ્યું.-तत्र—ત્યાં ધર્મકાયઆદિ લાભે-अस्य—આની પ્રણિધાન-કર્ત્તાની, सकलोपाधिविशुद्धिः—સકલ ઉપાધિવિશુદ્ધિ હોય છે, પ્રક્ષીન નિખિલ કલંકસ્થાનતાથી સર્વવિશેપ શુદ્ધિ. કેવી રીતે? તે માટે કહ્યું.-दीर्घकालं—દીર્ઘકાલ—પૂર્વલક્ષ આદિ પ્રમાણતાથી, नैरन्तर्येण નૈરન્તર્યથી, નિરંતરાય સાતત્યથી, सत्कारस्य—સત્કારનું, જિનપૂજાનું, आसेवनम्—આસેવન, અનુભવ, तेन—તે વડે, श्रद्धा—શ્રદ્ધા, શુદ્ધમાર્ગરુચિ, वीर्यं—વીર્ય, અનુષ્ઠાનશક્તિ, स्मृतिः—સ્મૃતિ, અનુભૂત અર્થવિષયા જ્ઞાનવૃત્તિ, समाधिः—સમાધિ, ચિત્તસ્વાસ્થ્ય, प्रज्ञा—પ્રજ્ઞા, બહુ-બહુવિધઆદિ ગહનવિષયા અવબોધ શક્તિ, तासां—તેઓની, वृद्ध्या—વૃદ્ધિથી, પ્રકર્ષથી. કારણ કે જેણે સત્કાર આસેવિત નથી કર્યો તે જન્તુને અદૃષ્ટ કલ્યાણતાએ કરીને તેની આકાંક્ષાના અસંભવથી ચિત્તના અપ્રસન્નપણાને લીધે શ્રદ્ધાદિનો તથાવિધ વૃદ્ધિઅભાવ હોય છે. એ જ વ્યતિરેકથી પ્રતિવસ્તુઉપન્યાસથી કહી.—

न—ન જ, हि—કારણ કે, समग्रसुखभाक्—સમગ્રસુખભાગી, સંપૂર્ણ વૈષયિક શર્મસેવક, तदङ्गहीनः—તદંગહીન હોય; तस्य—તેના, સમગ્ર સુખના, अङ्गानि—અંગો, હેતુઓ-વય-વૈચક્ષણ્ય દાક્ષિણ્ય-વિભવ-ઔદાર્ય-સૌભાગ્યાદિ, तैर्हीनो—તેઓથી હીન—રહિત હોય. વિપક્ષમાં બાધક કહ્યું—तद्वैकल्येऽपि—તેના વૈકલ્યમાં પણ, તેના અંગના અભાવે પણ, तद्भावे—તદ્ભાવમાં સમગ્રસુખભાવમાં, अहेतुकत्वप्रसङ्गात्—અહેતુકત્વના પ્રસંગને લીધે, નિર્હેતુકત્વપ્રાપ્તિને લીધે. सेयं तु આ પ્રણિધાન-લક્ષણા, प्रशान्तवाहिता—प्रशान्तः-પ્રશાંત, રાગાદિક્ષય ક્ષયોપશમવાન્ वहति—વહે છે, વર્ત્તે છે, तच्छीलश्च यः—અને તત્શીલવાળો જે છે, स तथा—તે તથા, तद्भावस्तत्ता—તેનો ભાવ તે તત્તા, પ્રશાંતવાહિતા.

વૃદ્ધિથી તેને સકલ ઉપાધિવિશુદ્ધિ હોય છે. અર્થાત્ લાંબો વખત જિનભક્તિ–શ્રુતભક્તિ આદિ સત્સાધનના સત્કાર–આસેવનથી તેની શ્રદ્ધા–વીર્ય–સ્મૃતિ–સમાધિ–પ્રજ્ઞાની વૃદ્ધિ થયા કરે છે, એટલે તેને સર્વ ઉપકરણ–સાધનસામગ્રીની વિશુદ્ધિ સંપ્રાપ્ત થાય છે.

કારણ કે—'સમગ્રસુખભાગી તદંગહીન હોય નહિં,—તદ્‌વૈકલ્યે પણ તદ્‌ભાવે અહેતુકત્વપ્રસંગને લીધે.' સમગ્ર–સંપૂર્ણ વિષયસુખનો જે ભાગી–સેવનાર છે, તે તે સમગ્ર સુખના અંગરૂપ–હેતુરૂપ વય–વૈચક્ષણ્ય–દાક્ષિણ્ય–વિભવ–ઔદાર્ય–સૌભાગ્યાદિ હીન–રહિત હોય નહિં; કારણ કે તે તે સુખહેતુભૂત સામગ્રી ન હોય, છતાં તે સમગ્ર સુખ હોય એમ માનવામાં અહેતુકપણાનો પ્રસંગ આવે છે,–તે તે સુખસામગ્રી વિના તે સમગ્ર સુખ સંભવતું જ નથી માટે. 'અને આ એમ નથી હોતું એવું યોગાચાર્યદર્શન છે.' આ–પ્રણિધાન એમ તદંગહીન–તેના અંગભૂત હેતુભૂત સામગ્રીથી રહિત નથી હોતું અર્થાત્ તેના અંગભૂત સકલ સામગ્રીથી સહિત હોય છે, એવું યોગાચાર્યનું દર્શન છે.

'સમગ્રસુખભાગી તદંગહીન હોય નહિં.'

અને 'તે આ ભવજલધિનૌકા **પ્રશાન્તવાહિતા** છે એમ પરોથી પણ ગવાય છે.' અર્થાત્ આ જે પ્રણિધાન છે તે ભવસાગરમાં નૌકા સમાન પ્રશાન્તવાહિતા છે. જેમ શાંત સમુદ્રમાં નૌકા આપોઆપ વહ્યા કરે, તેમ ભવસાગરથી તારનારી આ પ્રણિધાનરૂપ નૌકા પ્રશાંતપણે આપોઆપ વહ્યા કરી, આગળ ને આગળ આત્મવિકાસરૂપ પ્રગતિ કર્યા કરી, ઉચ્ચ ઉચ્ચતર આશયની વૃદ્ધિ કરી, ભવસાગર પાર પ્હોંચાડે છે, એટલે તેને ભવજલધિમાં નૌકા સમાન **'પ્રશાંતવાહિતા'** અન્યદર્શનીઓએ કહી છે તે યથાર્થ જ છે.

પ્રશાંતવાહિતા



( અને આવા આ પ્રણિધાનફલભાગીને ) આ અજ્ઞાતના જ્ઞાપનફલવાળો અમારો સદુપદેશ એકાંતે હૃદયાનંદકારી થઈ પરિણમે છે અને જ્ઞાત સતે તો ભાવથી અખંડન જ હોય છે, ઇ૦ માર્મિક કથન લલિતવિસ્તરાકારજી કથે છે—

[१४]अयमज्ञातज्ञापनफलः सदुपदेशो हृदयानन्दकारी परिणमत्येकान्तेन; ज्ञाते त्वखण्डनमेव भावतः। अनाभोगतो भोगतोऽपि मार्ग्गगमनमेव सदन्धन्यायेनेत्यध्यात्मचिन्तका ॥[३६८]

[૧૪]અર્થ:–આ અજ્ઞાતના જ્ઞાપનફલવાળો સદુપદેશ હૃદયાનન્દકારી એકાન્તથી પરિણમે છે, —જ્ઞાત સતે તો ભાવથી અખંડન જ છે. અનાભોગથી, ભોગથી પણ માર્ગગમન જ સદ્‌અન્ધન્યાયથી (હોય છે), એમ અધ્યાત્મચિન્તકો કહે છે.[૩૬૮]

## વિવેચન

"શાંતિ સ્વરૂપ એહ ભાવશે, ધરી શુદ્ધ પ્રણિધાન રે;
આનંદઘન પદ પામશે, તે લેશે બહુમાન રે....શાંતિજિન!"

—શ્રી આનંદઘનજી

હવે ઉપસંહાર કરતાં લલિતવિસ્તરાકર્ત્તા **મહર્ષિ હરિભદ્રાચાર્યજી** વદે છે'—'अयमज्ञातज्ञापनफलः सदुपदेशो हृदयानन्दकारी परिणमत्येकान्तेन'—'આ અજ્ઞાતના જ્ઞાપન ફલવાળો સદુપદેશ હૃદયાનન્દકારી એકાન્તથી પરિણમે છે,– જ્ઞાત સતે તો ભાવથી અખંડન જ છે.'—'ज्ञाते त्वखण्डनमेव भावतः' અજ્ઞાતનું–નહિં જાણવામાં આવેલનું જ્ઞાપન–જણાવવું એ જ જેનું ફલ છે, એવો આ જે અમે કહ્યો તે સદુપદેશ–સત્વસ્તુ સંબંધીનો ઉપદેશ એકાન્તે હૃદયને આનંદકારી પરિણમે છે; અને જ્ઞાત સતે–જાણવામાં આવેલ સતે, જાણવામાં આવ્યે, તો ભાવથી અખંડન જ છે. અર્થાત્ આ પરમ સત્ એવા અર્હત્ ભગવત્‌ના ચૈત્યવન્દન સંબંધી જે લલિતપદો વિસ્તારતી આ **લલિતવિસ્તરાથી** સદુપદેશ–સત્ ઉપદેશ કરવામાં આવ્યો, તે આના સ્વરૂપથી અજ્ઞાતને– અજાણને આનું મહામહિમા સ્વરૂપ જ્ઞાપન કરશે–જણાવશે અને તેના હૃદયને એકાન્તથી આનન્દકારી થઇને પરિણમશે, એમ અમારો આત્મા સાક્ષી પૂરે છે; અને જ્ઞાત સતે–જાણવામાં આવેલ સતે ભાવથી અખંડન જ છે. અથવા બીજી રીતે ઘટાવીએ તો આ અજ્ઞાતનું જ્ઞાપન કરવું એ જેનું ફળ છે એવો આ સદુપદેશ આ પ્રશાંતવાહિતાવંતને–પ્રણિધાન–કર્ત્તાને હૃદયાનંદકારી થઈ એકાન્તે પરિણમે છે; અને તે જ્ઞાત સતે તો તેના ભાવનું અખંડન જ હોય છે. આમ તેની પ્રશાંતવાહિતાનો અખંડ એકધારો, પ્રવાહ પ્રવહ્યા કરે છે.

અજ્ઞાતના જ્ઞાપન ફલવાળો આ સદુપદેશ હૃદયાનંદકારી

જ્ઞાત સતે ભાવથી અખંડન જ

અને આમ—'अनाभोगतो भोगतोऽपि मार्गगमनमेव'—'અનાભોગથીભોગથી પણ માર્ગગમન જ સદન્ધન્યાયથી (હોય છે)—'सदन्धन्यायेन'—'એમ અધ્યાત્મચિન્તકો વદે છે.' અનાભોગથી–અનુપયોગપણે–અજાણપણે અને ભોગથી– જાણપણે પણ માર્ગગમન જ સદન્ધન્યાયથી હોય છે એમ અધ્યાત્મ-વિષયના ચિંતક–વિચારક પુરુષો કહે છે. અર્થાત્ માર્ગગમન દેખતો દૃષ્ટા પુરુષ કરે તે આભોગથી–ઉપયોગથી–જાણપણે કરે છે, અને માર્ગને નહિં દેખતો એવો અજાણ–અજ્ઞાનઅંધ તે દૃષ્ટા દેખતા પુરુષના અવલંબને–આશ્રયે–નિશ્રાએ ચાલે તો તે પણ અનાભોગથી–અનુપયોગથી–અજાણપણે પણ માર્ગગમન કરે છે. જેમ દેખતો પુરુષ માર્ગ દેખીને ચાલે, તેની આંગળીએ વળગી કે તેની સૂચના પ્રમાણે પાછળ પાછળ આંધળો પણ ચાલે તો તે પણ માર્ગગમન કરે, તેમ આ દૃષ્ટાંત પરમાર્થમાર્ગમાં તે જ પ્રકારે ઘટાવી શકાય છે. એટલા માટે જ શાસ્ત્રમાં એક ગીતાર્થ-વિહાર ને બીજો તન્નિશ્રિત–ગીતાર્થનિશ્રિત વિહાર કહ્યો છે, ત્રીજો વિહાર કહ્યો જ નથી.

જાણતાં–અજાણતાં સદન્ધન્યાયથી માર્ગગમન

"गीयत्थोय विहारो, बीओ गीयत्थनिस्सिओ भणिओ।
इत्तो तइय विहारो, नाणुन्नाओ जिणंदेहिं॥"—શ્રી આવશ્યકનિર્યુક્તિ.



એવા શુભ ફલવાળા પ્રણિધાન પર્યંત આ ચૈત્યવંદન છે, એમ ઉપસંહાર કરતાં મહર્ષિ **હરિભદ્રાચાર્યજી 'કુગ્રહવિરહથી'** યથોચિત કરવાની છેવટની ભલામણ કરે છે—

[१५]तदेवंविधशुभफलप्रणिधानपर्यन्तं चैत्यवन्दनं। तदन्वाचार्यादीनभिवन्द्य यथोचितं करोति कुर्वन्ति वा कुग्रहविरहेण ॥[३६९]

[૧૫]અર્થ:-તેથી એવંવિધ શુભફલવાળા પ્રણિધાન પર્યંત ચૈત્યવન્દન છે.
તે પછી આચાર્યાદિને અભિવન્દી યથોચિત (એક) કરે છે વા (બહુ) કરે છે, कुग्रहविरहेण — કુગ્રહવિરહથી.[૩૬૯]

## વિવેચન

"ચંદ્રપ્રભ જિન સાહેબા રે, તુમ છો ચતુર સુજાણ....મનના માન્યા;
સેવા જાણો દાસની રે, દેશો ફળ નિર્વાણ....મનના માન્યા."
—શ્રી યશોવિજયજી.

અને 'તેથી એવંવિધ શુભ ફલવાળા પ્રણિધાન પર્યંત ચૈત્યવન્દન છે.' તેથી એમ દર્શાવ્યું તે શુભ–પ્રશસ્ત ફળ છે જેનું એવા પ્રણિધાન પર્યંત આ પ્રસ્તુત ચૈત્યવન્દન છે. અને તે પછી આચાર્યોને અભિવન્દી, યથોચિત (એક) કરે છે વા (બહુ) કરે છે,—'कुग्रहविरहेण'—કુગ્રહવિરહથી. તે પછી આચાર્યોની સન્મુખ જઈ તેને વન્દન કરી, પોતપોતાને યોગ્ય –ઉચિત કર્ત્તવ્ય કરે છે, અને તે પણ કેવી રીતે કરે છે? તો કે 'કુગ્રહ વિરહથી,'—'कुग्रहविरहेण'—સર્વત્ર કુગ્રહ–કુત્સિત ગ્રહનો પરિત્યાગ કરીને. આ કુગ્રહ કુટિલ આવેશરૂપ પકડ–અભિનિવેશ ગ્રહની જેમ અતિ અતિ વિષમ–વસમો છે.

**કુગ્રહ 'વિરહ'ની ભલામણ**

'કુતર્કને વિષમ ગ્રહની' ઉપમા અનેક પ્રકારે ઘટે છે: (૧) ગ્રહ એટલે સૂર્ય, ચંદ્ર, રાહુ આદિ ગ્રહ. તેમાં દુષ્ટ ગ્રહ–અનિષ્ટ ગ્રહ જેમ મનુષ્યને પીડાકારી વસમો થઈ પડે છે, નડે છે, તેમ કુતર્કરૂપ દુષ્ટ ગ્રહ મનુષ્યને હેરાન હેરાન કરી નાંખી વસમો પીડાકારી થઇ પડે છે, કનડે છે. અથવા રાહુ જેવો પાપગ્રહ જેમ ચંદ્રને ગ્રસી તેને ઉત્તાપકારી થાય છે, તેમ આ કુતર્કરૂપી વિષમ પાપગ્રહ આત્મારૂપ ચંદ્રને ગ્રસી લઇ તેને અત્યંત તાપ પમાડે છે. આમ તે ભારે વસમો ગ્રહ છે. (૨) અથવા ગ્રહ એટલે ભૂત–પિશાચ–ઝોડ. જેમ કોઇને વસમું ભૂત, પિશાચ કે ઝોડ વળગ્યું હોય, તે તેનો કેડો ન મૂકે, તેને ગ્રહી રાખે, પકડી–જકડી રાખે, અને તેને હેરાન–પરેશાન કરી નાંખે; તેમ આ કુતર્કરૂપ ભૂત, પિશાચ કે ઝોડ જીવને જો વળગ્યું હોય, તો તે તેનો કેડો મૂકતું નથી, તેને ગ્રહી–પકડી–જકડી રાખે છે, કાઢવું મુશ્કેલ થઈ પડી તેને ખૂબ કનડે છે. જેના મનમાં કુતર્કરૂપ ભૂત (Obsession, Delusion) ભરાઇ ગયું હોય, તેને તે કાઢવું ભરી વસમું થઈ પડે છે, એ બલાને કાઢવી ભારી વિકટ થઇ પડે છે. આમ પણ કુતર્ક 'વિષમ ગ્રહ' છે. (૩) અથવા ગ્રહ એટલે મગર. મગર જો કોઇને ગ્રહે, પકડે, તો તેની પકડમાંથી છૂટવું બહુ મુશ્કેલ–વસમું છે, તેમ કુતર્કરૂપ ગ્રહના–મગરના પંજામાં જે સપડાયો તેની દાઢમાં જે ભીડાયો, તેને પણ તેના સકંજામાંથી

**કુતર્ક વિષમ ગ્રહ**

છૂટવું ભારી વસમું થઈ પડે છે. આ રીતે પણ કુતર્ક ખરેખરા વિષમ ગ્રહ છે. આમ દુષ્ટ ગ્રહ, ભૂત કે મગર—એમ ગ્રહના કોઇ પણ અર્થમાં કુતર્કને 'ગ્રહ' નામ આપ્યું તે યથાર્થ છે, અને તે પણ 'વિષમ' ગ્રહ છે, વસમો—શમાવવો વિકટ, સમ કરવો—સીધો પાંસરો કરવો દુર્ઘટ એવો છે.'

**શ્રી યોગદૃષ્ટિસમુચ્ચય વિવેચન** (સ્વરચિત), પૃ. ૩૨૪–૨૫.

આમ અસદ્અભિનિવેશરૂપ કુગ્રહ ગ્રહની જેમ અત્યંત દુષ્ટ છે એટલે જ તેનો 'વિરહ'—વિયોગ—અભાવ કરવાનું સૂચન કરી, શાસ્ત્રકર્તા મહર્ષિજીએ 'વિરહ' શબ્દથી વિરહાંકવાળી પોતાની ગ્રંથપદ્ધતિનું સૂચન કર્યું છે. ભવવિરહને ઝંખતા એવા આ ભાવિતાત્મા મહાત્માએ પોતાના આ ગ્રંથના અંતભાગમાં ત્રણ વાર આ 'વિરહ' શબ્દનો વિશિષ્ટ પ્રયોગ કર્યો છે, તેમાંનો આ 'કુગ્રહ વિરહ' એ પ્રથમ પ્રયોગ છે. અને અત્રે આ 'વિરહ' શબ્દ કુગ્રહ સાથે જોડી સર્વત્ર કુગ્રહનો સર્વથા ત્યાગ કરવાનો મુમુક્ષુઓને સદુપદેશ—સતઉપદેશ આપ્યો છે એમ ધ્વનિત થાય છે. **જય હરિભદ્ર !**

**હરિભદ્રજીનો વિશિષ્ટ 'વિરહાંક'**



॥ इति महर्षिश्रीहरिभद्राचार्यविरचितायां मनःसुखनंदनेन भगवानदासेन हेमदेवीसुजातेन चिद्हेमविशोधिनीटीकाभिधानेन विवेचनेन सविस्तरं विवेचितायां ललितविस्तरायां प्रणिधानपर्यंतं चैत्यवन्दनम् ॥



# ચૂલિકા વ્યાખ્યાન:

# મહર્ષિ હરિભદ્રાચાર્યજીનો

# અંતિમ સદ્બોધ

અને આ કુગ્રહવિરહથી યથોચિતની સિદ્ધિ અર્થે શાસ્ત્રકર્ત્તા મહર્ષિ હરિભદ્રાચાર્યજી ઉપસંહાર કરતાં અત્રે ટૂંકા ટચ ને ચોકખા ચટ સૂત્રાત્મક અમૃત વાકયોથી ચૂલિકારૂપે છેવટનો સત્‌ઉપદેશ આપે છે, કે જે આ આચાર્યચૂડામણિના સુવર્ણમય કીર્તિકલશ સમા આ ગ્રંથમાં ચૂડામણિરૂપે શોભી રહ્યો છે. તે આ પ્રકારે—

[६]एतत्सिद्धये तु—

यतितव्यमादिकर्म्मणि;

परिहर्त्तव्योऽकल्याणमित्रयोगः, सेवितव्यानि कल्याणमित्राणि;

न लङ्घनीयोचितस्थितिः, अपेक्षितव्यो लोकमार्ग्गः;

माननीया गुरुसंहतिः, भवितव्यमेतत्तन्त्रेण;

प्रवर्त्तितव्यं दानादौ, कर्त्तव्योदारपूजा भगवतां, निरूपणीयः साधुविशेषः;

श्रोतव्यं विधिना धर्मशास्त्रं, भावनीयं महायत्नेन, प्रवर्त्तितव्यं विधानतः,

अवलम्बनीयं धैय, पर्यालोचनीया आयतिः, अवलोकनीयो मृत्युः, भवितव्यं परलोकप्रधानेन;

सेवितव्यो गुरुजनः, कर्त्तव्यं योगपटदर्शनं, स्थापनीयं तद्रूपादि चेतसि, निरूपयितव्या धारणा, परिहर्त्तव्यो विक्षेपमार्ग्गः, यतितव्यं योगसिद्धौ;

कारयितव्या भगवत्प्रतिमाः, लेखनीयं भुवनेश्वरवचनं;

कर्त्तव्यो मङ्गलजापः, प्रतिपत्तव्यं चतुःशरणं;

गर्हितव्यानि दुष्कृतानि, अनुमोदनीयं कुशलं;

पूजनीया मन्त्रदेवताः, श्रोतव्यानि सच्चेष्टितानि, भावनीयमौदार्यं, वर्त्तितव्यमुत्तमज्ञातेन ॥[३७०]

[1]અર્થ:-અને આની સિદ્ધિને અર્થે તો—

આદિ કર્મમાં યત્ન કરવા યોગ્ય છે; અકલ્યાણ-મિત્રનો યોગ પરિહરવા યોગ્ય છે, કલ્યાણમિત્રો સેવવા યોગ્ય છે; ઉચિત સ્થિતિ લંઘવા યોગ્ય નથી, લોકમાર્ગ અપેક્ષવા યોગ્ય છે; ગુરુસંહતિ માનનીય છે, એના તંત્રથી (આધીનપણે) થવા યોગ્ય છે;

દાનાદિમાં પ્રવર્ત્તવું યોગ્ય છે, ભગવંતોની ઉદાર પૂજા કર્ત્તવ્ય છે, સાધુવિશેષ નિરૂપવા યોગ્ય છે;

ધર્મશાસ્ત્ર વિધિથી શ્રવણ કરવા યોગ્ય છે, મહા-યત્નથી ભાવવા યોગ્ય છે, વિધાનથી પ્રવર્ત્તવા યોગ્ય છે;

ધૈર્ય અવલંબવા યોગ્ય છે, આયતિ (ભાવિ પરિણામ) પર્યાલોચવા યોગ્ય છે, મૃત્યુ અવલોકવા યોગ્ય છે, પરલોકપ્રધાન થવા યોગ્ય છે;

ગુરુજન સેવવા યોગ્ય છે, યોગપટદર્શન કરવા યોગ્ય છે, તદ્રૂપાદિ ચિત્તમાં સ્થાપવા યોગ્ય છે, ધારણા નિરૂપવા યોગ્ય છે, વિક્ષેપમાર્ગ પરિહરવા યોગ્ય છે, યોગસિદ્ધિમાં યત્ન કરવા યોગ્ય છે; ભગવત્પ્રતિમાઓ કરાવવા યોગ્ય છે, ભુવનેશ્વરનું વચન લખાવવા યોગ્ય છે;

મંગલ જાપ કરવા યોગ્ય છે, ચતુ:શરણ પ્રતિપત્તિ (અંગીકાર) કરવા યોગ્ય છે; દુષ્કૃતો ગર્હવા યોગ્ય છે, કુશલ અનુમોદવા યોગ્ય છે;

મન્ત્રદેવતાઓ પૂજવા યોગ્ય છે, સચ્ચેષ્ટિતો શ્રવણ કરવા યોગ્ય છે, ઔદાર્ય ભાવવા યોગ્ય છે, ઉત્તમ જ્ઞાતથી (દૃષ્ટાંતથી) વર્ત્તવા યોગ્ય છે.[૩૭૦]

## વિવેચન

લલિત લલિત વાક્યે સત્પદે વિસ્તરેલી,
લલિતવિસતરા આ સૂત્ર સ્વર્ણે ગુંથેલી.—(સ્વરચિત, આ ગ્રંથનું મંગલાચરણ)

આમ પદે પદે પરમ પરમાર્થગંભીર લલિત પદો વિસ્તારતી આ સુવર્ણમય **લલિતવિસ્તરાની** અપૂર્વ તત્ત્વકલામય ગૂંથણી જેણે કરી છે, એવા આ ગ્રંથના કર્ત્તા પુરુષ **મહર્ષિ હરિભદ્રસૂરિ** આ શાસ્ત્રનો ઉપસંહાર કરતાં અત્રે ચૂલિકારૂપે છેવટનો સતુઉપદેશ આપે છે; અને આ સતુઉપદેશ પણ એવા ટૂંકા ટચ ને ચોકખા ચટ માધુર્યમય લલિત પદોથી ભર્યો છે, કે તે આ પદલાલિત્યમય ગ્રંથની યશકલગીમાં ચૂડામણિરૂપે શોભી રહ્યો છે, અને આ અમૃત—અમર ગ્રંથકર્ત્તાના અમૃત વચનભર્યા સુવર્ણમય કીર્તિકલશ સમા આ ગ્રંથમાં મુમુક્ષુને માર્ગદર્શક બોધપ્રકાશ ઝળકાવી રહ્યો છે.

તે આ પ્રકારે :—

(૧) 'અને આની સિદ્ધિને અર્થે આદિ કર્મમાં યત્ન કરવા યોગ્ય છે.' આની એટલે કુગ્રહવિરહથી યથોચિતની સિદ્ધિ અર્થે જ્યાં જ્યાં જે જે યોગ્ય છે ત્યાં ત્યાં તે તે સમજીને આચરવારૂપ ઉચિતપણાની પ્રાપ્તિ અર્થે, સૌથી પ્રથમ તો માર્ગાનુસારિપણાને અનુકૂળ એવું જે આદિ ધાર્મિકને—ધર્મની શરૂઆત કરનારને યોગ્ય આદિકર્મ—પ્રારંભિક ક્રિયા તેમાં યત્ન કરવા યોગ્ય છે; માર્ગાનુસારિપણાની ભૂમિકા પ્રાપ્ત થાય તે પૂર્વે પણ કેટલાક ગુણો આત્મામાં આણવા યોગ્ય છે, એવી પૂર્વસેવા આદરવા યોગ્ય છે.

આદિકર્મમાં યત્ન

(૨) 'અકલ્યાણમિત્રનો યોગ પરિહરવા યોગ્ય છે, કલ્યાણમિત્રો સેવવા યોગ્ય છે.' જેથી આત્માનું અકલ્યાણ થાય એવા અકલ્યાણમિત્રનો—દુષ્ટ દુર્જનાદિનો સંબંધ સર્વથા પરિત્યજવો યોગ્ય છે, અને જેથી આત્માનું કલ્યાણ થાય એવા કલ્યાણમિત્રો—શિષ્ટ સજ્જનાદિ ઉપાસવા યોગ્ય છે. અર્થાત્ અસત્સંગનો પરિત્યાગ કરી, સત્સંગની પર્યુપાસના કરવા યોગ્ય છે.

અકલ્યાણમિત્ર ત્યાગ, કલ્યાણમિત્ર સેવન

"સર્વ પરમાર્થના સાધનમાં પરમ સાધન તે સત્સંગ છે. સત્પુરુષના ચરણ સમીપનો નિવાસ છે. બધા કાળમાં તેનું દુર્લભપણું છે, અને આવા વિષમ કાળમાં તેનું અત્યંત દુર્લભપણું જ્ઞાની પુરુષોએ જાણ્યું છે. જે પુરુષ સદ્ગુરુની ઉપાસના વિના નિજ કલ્પનાએ આત્મસ્વરૂપનો નિર્ધાર કરે તે માત્ર પોતાના સ્વચ્છંદના ઉદયને વેદે છે, એમ વિચારવું ઘટે છે. અવશ્ય આ જીવે પ્રથમ સર્વ સાધનને ગૌણ ગણી, નિર્વાણનો મુખ્ય હેતુ એવો સત્સંગ જ સર્વાર્પણપણે ઉપાસવો યોગ્ય છે, કે જેથી સર્વ સાધન સુલભ થાય છે, એવો અમારો આત્મસાક્ષાત્કાર છે." (જુઓ)—**શ્રીમદ્ રાજચંદ્ર**, પત્રાંક ૧૮૧—૪૨૮—૫૧૮ ઇ૦

"દુષ્ટ જન સંગતિ પરિહરી,

ભજે સુગુરુ સંતાન રે....શાંતિ જિન!"—શ્રી આનંદઘનજી.

(૩) 'ઉચિત સ્થિતિ લંઘવા યોગ્ય નથી, લોકમાર્ગ અપેક્ષવા યોગ્ય છે.' દ્રવ્ય-ક્ષેત્ર-કાલ-ભાવ વિચારી, પોતાના સમય-શક્તિ-પરિણામ આદિ જોઈ, પોતાની સ્થિતિ-અવસ્થા-દશાને ઉચિત-યોગ્ય સ્થિતિ ઉલ્લંઘન કરવા યોગ્ય નથી, અર્થાત્ પોતાની સ્થિતિ પ્રમાણે વર્ત્તવા યોગ્ય છે. અને લોકમાર્ગની અપેક્ષા રાખવા યોગ્ય છે, લોક કયે માર્ગે ચાલી રહ્યો છે ને તેનું વલણ કેવા પ્રકારનું છે, ઇત્યાદિ દરકાર રાખવા યોગ્ય છે, કે જેથી કરીને પોતાના ચિત્તને અસમાધિનું કારણ ન થાય.

**ઉચિતસ્થિતિ અનુલ્લંઘન: લોકમાર્ગ અપેક્ષા**

(૪) 'ગુરુસંહતિ માનનીય છે, અને એના તંત્રથી (આધીનપણે) થવા યોગ્ય છે.' માતાપિતા, કલાચાર્ય આદિ ગુરુવર્ગને માન-આદર આપવા યોગ્ય છે, અને એ કહે તેમ-એ રાજી રહે તેમ એના તંત્રથી-આજ્ઞાધીનપણે વર્ત્તવા યોગ્ય છે.

**ગુરુવર્ગ માન્યતા**

(૫) 'દાનાદિમાં પ્રવર્ત્તવા યોગ્ય છે, ભગવંતોની ઉદાર પૂજા કરવા યોગ્ય છે, સાધુવિશેષ નિરૂપવા યોગ્ય છે.' દાન-શીલ-તપ-ભાવ એ ચતુર્વિધ વ્યવહારધર્મમાં પ્રવર્ત્તવું યોગ્ય છે. સ્વવિભવ અનુસાર પરમ જ્ઞાનાદિ ઐશ્વર્યસંપન્ન ભગવંતોની—પૂજાર્હ દેવોની કૃપણતારહિત વિશાલ ભાવવાળી ઉદાર પૂજા-અર્ચા કરવા યોગ્ય છે; અને સાચા સાધુમાં હોવા યોગ્ય ગુણોથી જે વિશિષ્ટ છે એવા સાધુવિશેષ નિરૂપણ કરવા યોગ્ય છે, પરીક્ષાપૂર્વક જોવા તપાસવા યોગ્ય છે.

**દાન-પૂજાદિમાં પ્રવૃત્તિ**

(૬) 'ધર્મશાસ્ત્ર વિધિથી શ્રવણ કરવા યોગ્ય છે, મહાયત્નથી ભાવવા યોગ્ય છે, વિધાનથી પ્રવર્ત્તવા યોગ્ય છે.' એવા સાચા સાધુગુણસંપન્ન સદ્ગુરુમુખે ધર્મશાસ્ત્ર વિનય-ભક્તિ આદિ વિધિથી શુશ્રૂષાપૂર્વક-અપૂર્વ શુશ્રૂષારસથી શ્રવણ કરવા યોગ્ય છે; શ્રવણ કરીને મહાયત્નથી ભાવન કરવા યોગ્ય છે, ફરી ફરી ચિંતન-અનુપ્રેક્ષન કરવા યોગ્ય છે; અને તે શાસ્ત્રમાં દર્શાવેલ વિધાનથી તદનુસાર પ્રવર્ત્તવા યોગ્ય છે.

**ધર્મશાસ્ત્ર શ્રવણ-ભાવનાદિ**

(૭) 'ધૈર્ય અવલંબવા યોગ્ય છે, આયતિ પર્યાલોચવા યોગ્ય છે, મૃત્યુ અવલોકવા યોગ્ય છે, પરલોકપ્રધાન થવા યોગ્ય છે.' યથોક્ત ધર્માનુષ્ઠાન આચરતાં, વિલંબ થાય તોપણ ફલ માટે ઉત્સુક ન થતાં ધૈર્ય અવલંબન કરવા યોગ્ય છે, ધીરજ ધરવા યોગ્ય છે અને લાંબે ગાળે પણ આ ધર્માનુષ્ઠાન અવશ્ય ફલદાયિ થશે જ એવો દૃઢ નિશ્ચય રાખી આયતિ-ભવિષ્ય પરિણામ પર્યાલોચન કરવા યોગ્ય છે; અથવા કોઈ પણ કાર્ય કરતાં તેની આયતિ-ભાવિ પરિણામ-લાંબા ગાળાનું પરિણામ સર્વ પ્રકારે પર્યાલોચવા

**ધૈર્યાદિ અવલંબન: પરલોકપ્રધાનતા**

યોગ્ય છે, દીર્ઘદૃષ્ટિથી વિચારવા યોગ્ય છે; અને છેવટે મૃત્યુ તો છે જ એમ મૃત્યુ પ્રત્યે દૃષ્ટિ રાખવા યોગ્ય છે, અને એટલે જ આ ભવના થોડા સુખ માટે પરભવ ન હારી જવાય એટલા માટે પાપથી સદા ડરતા રહી પરલોકપ્રધાન થઈને રહેવા યોગ્ય છે, અર્થાત્ પરલોકને પ્રધાન ગણી પરભવમાં પણ જેમ આત્માનું શ્રેય થાય એમ પ્રવર્ત્તવું યોગ્ય છે. અને એટલા માટે જ—

(૮) 'ગુરુજન સેવવા યોગ્ય છે, યોગપટદર્શન કરવા યોગ્ય છે, તદ્રૂપાદિ ચિત્તમાં સ્થાપવા યોગ્ય છે, ધારણા નિરૂપવા યોગ્ય છે, વિક્ષેપમાર્ગ પરિહરવા યોગ્ય છે, યોગસિદ્ધિમાં યત્ન કરવા યોગ્ય છે.' ગુરુજન—પંચપરમેષ્ઠિરૂપ ગુરુવર્ગ, પંચ પરમ ગુરુ સેવવા યોગ્ય છે, ઉપાસવા યોગ્ય છે, આરાધવા યોગ્ય છે. અને એ પંચ પરમ ગુરુની આરાધનાર્થે જેમાં એ પંચ પરમેષ્ઠિનું રૂપ આલેખ્યું છે એવા યોગપટનું દર્શન કરવા યોગ્ય છે; તે પંચ પરમ ગુરુના રૂપ—વર્ણ—આકાર—ગુણ—સ્વરૂપાદિ ચિત્તમાં નિધાનની જેમ સ્થાપન કરવા યોગ્ય છે, અને તેની વિસ્મૃતિ—વિચ્યુતિ ન થાય એમ તે અરિહંતાદિ પંચ પરમ ગુરુના સ્વરૂપની ધારણા ધારવા યોગ્ય છે; અને તે ધારણામાં વિક્ષેપરૂપ થઈ પડે એવા ડામાડોળ કરનારા વિક્ષેપમાર્ગને પરિહરવા—દૂરથી ત્યજવા યોગ્ય છે; અને આમ દૃઢ ધારણા ધારણ કરી ધ્યાન—સમાધિરૂપ યોગની સિદ્ધિમાં યત્ન કરવા યોગ્ય છે.

ગુરુજનસેવા: યોગપટ દર્શન—ધ્યાન—ધારણાદિ

"જિનરાજની સેવના કરવી,
ધ્યેય ધ્યાન ધારણા ધરવી રે....મનમોહના જિનરાયા."— **શ્રી દેવચંદ્રજી**

(૯) 'ભગવત્પ્રતિમાઓ કરાવવા યોગ્ય છે, ભુવનેશ્વરનું વચન લખાવવા યોગ્ય છે.' અને આ જે પરમ ગુરુની ભક્તિથી પોતાને આત્મલાભ થયો તેવો આત્મલાભ બીજા ભક્તિમાન્ આત્માઓને પણ સુલભ થાય એટલા માટે, જ્યાં જ્યાં તેની જરૂર હોય તેવા સ્થળે યોગ્ય વિવેક વાપરી ભગવત્પ્રતિમાઓ કરાવવા યોગ્ય છે, અર્થાત્ ભગવંતના વીતરાગ સ્વરૂપનું જે પ્રતિબિમ્બ પાડે છે એવી શાંતમૂર્ત્તિરૂપ તેની પ્રતિકૃતિ—પ્રતિમા સ્થાપન કરાવવા યોગ્ય છે, કે જેના નિર્વિકાર પ્રશાંત વીતરાગ ભાવના ધ્યાનાલંબને ભક્તિમાન્ જીવોને તે "જિન પડિમા જિન સારિખી" થઈ પડે. એટલે જ્યાં જ્યાં ને જેટલી જેટલી જરૂર હોય ત્યાં ત્યાં તે ઔચિત્ય પ્રમાણે જ પોતાની ને સમાજની વિત્તવાદિક શક્તિ લક્ષમાં રાખીને વિવેકથી, પ્રતિમાઓ કરાવવા યોગ્ય છે એમ આશય સમજાય છે.

ભગવત્ પ્રતિમા કારણ

આમ જિન ભગવાનના વિરહે જેમ 'જિન પડિમા જિન સારિખી' ગણી અવશ્ય આરાધના કરવા યોગ્ય હોવાથી તેની સ્થાપના કરવા યોગ્ય છે, તેમ તે ભગવંતોના વિરહે તેમનું આગમરૂપ વચન જ ભવ્ય જીવોને પરમ આલંબનરૂપ પરમ ઉપકારી થઈ પડે છે, એટલા માટે તે 'ભુવનેશ્વરનું વચન' લખાવવા યોગ્ય છે; તે પરમ પુરુષના અપૂર્વ વચનામૃતના ગુણ—ગૌરવને છાજે એવી સર્વાંગસુંદર રીતે તેના લેખન—પ્રકાશનાદિ

ભુવનેશ્વર વચન લેખન

કરાવવા યોગ્ય છે, કે જેથી કરીને જગત્‌ને વિષે તે ભુવનેશ્વરના **પરમશ્રુતની પ્રભાવના** થઈ તેમણે પ્રદર્શિત કરેલા વિશ્વકલ્યાણકારી મોક્ષમાર્ગનો જગત્‌માં ઉદ્યોત થાય. આમ ભગવંતના વિરહે જિનપ્રતિમા અને જિનઆગમ એ બે પુષ્ટ આલંબન છે, તેનો અત્ર બોધ કર્યો. પરમ ભાવિતાત્મા **મહામુનિ દેવચંદ્રજી** પણ અનન્ય ભાવથી ગાઈ ગયા છે કે—

"વીર થકા પણ શ્રુત તણો રે, હતો પરમ આધાર;
હવે ઈહાં શ્રુત આધાર છે રે, જિન પડિમાસુખકંદોરે....
વીર પ્રભુ સિદ્ધ થયા....મારગ દેશક મોક્ષનોરે

ત્રણે કાળે સવિ જીવને રે, આગમથી આનંદ;
સેવો ધ્યાવો ભવિ જનારે, જિન પડિમા સુખ કંદોરે....વીર પ્રભુ.
ગણધર આચારજ મુનિરે, સહુને એણી પેરે સિદ્ધ;
ભવભવ આગમ સંગથી રે, દેવચંદ્ર પદ લીધ રે....વીર પ્રભુ."

**—શ્રી દેવચંદ્રજી.**

'સત્શાસ્ત્રોને લખે લખવીને ભક્તિ ભારી લહે છે,
પૂજે અર્ચે શ્રવણ ગ્રહણે અર્થ તેનો ગ્રહે છે;
ભવ્યો પાસે પ્રગટ કરતો તેહ સજ્ઝાય દાવે,
ચિંતે ભાવે પરમશ્રુતને વિશ્વમાંહી પ્રભાવે.'

**શ્રી યોગદૃષ્ટિકલશ** (સ્વરચિત), ૨૩.

(૧૦) 'મંગલ જાપ કરવા યોગ્ય છે, ચતુઃશરણ પ્રતિપત્તિ (અંગીકાર) કરવા યોગ્ય છે.' મં+ગલ–પાપને ગાળનારા એવા મંગલ મંત્રનો જાપ, તે ને તે મંત્રપદનું પરાવર્ત્તન કરવા યોગ્ય છે, ભાવન–રટણ કરવા યોગ્ય છે, ધૂન લગાવવા યોગ્ય છે, કે જેથી કરીને તેના અંતસ્તત્ત્વ પ્રત્યે જીવનું લક્ષ્ય કેન્દ્રિત થાય. યોગનો પ્રથમ ભેદ અધ્યાત્મ છે, અને તે અધ્યાત્મનો પ્રાથમિક પ્રકાર મંત્રજપ છે; આ દેવતાસ્તવરૂપ મંત્ર એ પણ ભક્તિપ્રધાન હોઈ, ભક્તિમય અધ્યાત્મના માર્ગે ચઢવાનો ઉત્તમ પ્રકાર છે. આ મંગલ મંત્રોમાં પ્રથમ મંગલરૂપ મંત્રશિરોમણિ નમસ્કાર મંત્ર છે,–'नमो अरिहंताणं'–ઇત્યાદિ. અર્થાત્ અરિહંત ભગવંતોને હું નમસ્કાર કરૂં છું, સિદ્ધ ભગવંતોને હું નમસ્કાર કરૂં છું, આચાર્ય ભગવંતોને હું નમસ્કાર કરૂં છું, ઉપાધ્યાય ભગવંતોને હું નમસ્કાર કરૂં છું, સર્વ સાધુ ભગવંતોને હું નમસ્કાર કરૂં છું, ઇત્યાદિ ભાવવાળો મંગલ જાપ કરવા યોગ્ય છે.

**મંગલ જાપ : ચઉ શરણ પ્રતિપત્તિ**

"શુભ ભાવ વડે મન શુદ્ધ કરો, નવકાર મહાપદને સમરો;
નહિં એહ સમાન સુમંત્ર કહો, ભજીને ભગવંત ભવંત લહો."

**—શ્રીમદ્ રાજચંદ્રજી**

અને અરિહંત, સિદ્ધ, સાધુ અને કેવલિપ્રજ્ઞપ્ત ધર્મ એ ચાર શરણ પ્રતિપત્તિ કરવા યોગ્ય—અંગીકાર કરવા યોગ્ય છે: અનન્ય ભાવશરણના દાતાર અરિહંત ભગવંતોનું હું શરણ ગ્રહું છું, શુદ્ધ આત્મસ્વરૂપી સિદ્ધ ભગવંતોનું હું શરણ ગ્રહું છું, મૂર્તિમાન્ સમાધિસ્વરૂપ સાધુ ભગવંતોનું હું શરણ ગ્રહું છું, કેવલિ ભગવંતે ભાખેલા આત્મસ્વભાવ ધર્મનું હું શરણ ગ્રહું છું. ચઉ ગતિનો ઉચ્છેદ કરનારા આ ચઉ શરણનો મેં આશ્રય કર્યો છે, તો મને હવે ભય શો? વિક્ષેપ શો? ચિંતા શી?

"ધીંગ ધણી માથે કિયો રે,
કુણ ગંજે નર ખેટ?....વિમલજિન દીઠા લોયણ આજ."—**શ્રી આનંદઘનજી**

"મોટાને ઉત્સંગ, બેઠાને શી ચિંતા?
પ્રભુને ચરણ પસાય, સેવક થયા નચિંતા." —**શ્રી દેવચંદ્રજી**

(૧૧) 'દુષ્કૃતો ગર્હવા યોગ્ય છે, કુશલ અનુમોદવા યોગ્ય છે.' દુષ્ટ કાર્યની ગર્હા—ગુરુસાક્ષીએ નિન્દા કરવા યોગ્ય છે, કુશલ—શુભ કાર્ય—શુભ કરણી અનુમોદન કરવા યોગ્ય છે. જેમકે—

દુષ્કૃતગર્હા: સુકૃત અનુમોદના

'આત્મસ્વરૂપની આરાધના ચૂકી મેં અનાચારથી, અવ્રતથી, વિષયથી, કષાયથી આ ભવ—પરભવને વિષે જે કંઈ આત્મવિરાધના કરી હોય, તેનો હું હવે પશ્ચાત્તાપ કરી મિથ્યાદુષ્કૃત માગું છું. मिच्छामि दुक्कडं। પ્રાણાતિપાતાદિ અઢાર પાપસ્થાન કે જે મેં આત્મસ્વરૂપથી ભ્રષ્ટ થવારૂપ પ્રમાદદોષથી સેવ્યાં હોય, સેવરાવ્યાં હોય, સેવતાં પ્રત્યે અનુમોદ્યા હોય, તે સર્વ હું ત્રિવિધે ત્રિવિધે વોસરાવું છું; આત્મસાક્ષીએ નિન્દું છું, સદ્ગુરુસાક્ષીએ ગર્હું છું અને આત્મામાંથી વિસર્જન કરું છું. निन्दामि गरिहामि अप्पाणं वोसिरामि।

'ધન્ય છે આને! આનામાં વિદ્યા—વિનય—વિવેક—વિજ્ઞાનનો કેવો વિકાસ છે! આ કેવો જ્ઞાનવાન્, કેવો ચારિત્રવાન્ છે! ધન્ય છે આ આત્મારામી મુનીશ્વરોની પરમ નિર્ગ્રંથ વીતરાગ વૃત્તિને! અહો આ મહંતોનું મહા અસિધારાવ્રત! અહો આ બ્રહ્મનિષ્ઠ મહાત્માઓની બ્રાહ્મી સ્થિતિ! આ સદ્ધર્મપરાયણ સદ્ગૃહસ્થો પણ ધન્ય છે! બન્ને કુળને અજવાળનારી આ સતી સ્ત્રીઓને ધન્ય છે! આવા સર્વ સુકૃતીઓના સુચરિત સંકીર્તનનો રસાસ્વાદ લેવડાવી હે ચેતન! તું ત્હારી રસનાને 'રસના' કર! ગુણવંતની ગુણગાથા શ્રવણ કરાવી ત્હારા શ્રવણને તું 'શ્રવણ' કર! અન્યના ઐશ્વર્યના પ્રસન્ન અવલોકનથી ત્હારા લોચનને તું 'લોચન' (રોચન) કર! અને આમ સાચા નિર્દંભ પ્રમોદભાવથી અન્યના સુકૃતમાં મફતનો ભાગ પડાવી ત્હારી જીભના, ત્હારા કાનના ને ત્હારા નેત્રના નિર્માણને કૃતાર્થ કર!'

—**શ્રી પ્રજ્ઞાવબોધ મોક્ષમાળા**, પાઠ ૮, ૫૨. (સ્વરચિત)

"શુભ કરણી અનુમોદીએ, ભાવ ભલો મન આણ."

—**શ્રી વિનયવિજયજીકૃત પુણ્યપ્રકાશ સ્તવન**

(૧૨) 'મંત્રદેવતાઓ પૂજવા યોગ્ય છે, સચ્ચેષ્ટિતો શ્રવણ કરવા યોગ્ય છે, ઔદાર્ય ભાવવા યોગ્ય છે, ઉત્તમ જ્ઞાતથી (દૃષ્ટાંતથી) વર્ત્તવા યોગ્ય છે.'

મંત્રદેવતા પૂજા, સચ્ચેષ્ટિતશ્રવણ : ઉત્તમ દૃષ્ટાંતથી વર્ત્તન

જેનું દૈવત અચિંત્ય છે એવા મંત્રદેવતાઓ પૂજવા યોગ્ય-આરાધવા યોગ્ય છે. સત્પુરુષોના સત્ચેષ્ટિતો-સતઆચરણો-સતચરિત્રો શ્રવણ કરવા યોગ્ય છે, અને તે પરમ ઉદારચરિત સત્પુરુષોના ચરિત્રો શ્રવણ કરી ઔદાર્ય-ઉદારપણું-હૃદયનું વિશાલપણું ભાવન કરવા યોગ્ય છે; અને આમ ઉત્તમ પુરુષોના જ્ઞાતથી-જાણીતા દૃષ્ટાંત પ્રમાણે ઉંચા જોણુ રાખી વર્ત્તવા યોગ્ય છે, સદા ઉંચી શ્રેણીમાં લક્ષ રાખી જેમ બને તેમ આપણો આત્મા ઊર્ધ્વગામી થાય એવા ઉત્તમ દાખલા લઈને વર્ત્તવું યોગ્ય છે.

'સદ્વિદ્યાના બુધપ્રિય જ એ શુભ્ર સંસ્કાર ઝીલી,
પૂર્ણેન્દુવત સકલ સુકલા પૂર્ણ ભાવેય ખીલી;
આત્માર્થી હે! વિજય વરજે ધર્મ ને મોક્ષકામી!
યાત્રા ત્હારી સુગતિપથમાં હો સદા ઊર્ધ્વગામી!'

—શ્રી પ્રજ્ઞાવબોધ મોક્ષમાળા, પાઠ, ૧૦૮. (સ્વરચિત)



એવા ઉક્તગુણસંપન્ન એવંભૂત દશાવંતની અહીં સર્વ જ પ્રવૃત્તિ રૂડી હોય ને માર્ગાનુસારી એવો તે અપુનર્બન્ધકાદિ જ હોય, એમ મર્મ પ્રગટ કરે છે—

[૨]एवंभूतस्य येह प्रवृत्तिः सा सर्वैव साध्वी। मार्गानुसारी ह्ययं नियमादपुनर्बन्धकादिः, तदन्यस्यैवंभूतगुणसम्पदोऽभावात्।[३७१]

[૨]અર્થ:-એવંભૂતની જે અહીં પ્રવૃત્તિ, તે સર્વે જ સાધ્વી હોય છે. કારણ કે માર્ગાનુસારી એવો આ નિયમથી અપુનર્બન્ધકાદિ છે,—તેનાથી અન્યને એવંભૂત ગુણસંપદનો અભાવ છે માટે.[૩૭૧]

## વિવેચન

"અપુનર્બંધકથી માંડીને, જાવ ચરમ ગુણઠાણ;
ભાવઅપેક્ષાએ જિનઆણા, મારગ ભાખે જાણ."

—શ્રી યશોવિજયજીકૃત સા. ત્ર. ગા. સ્ત.

અને 'एवंभूतस्य येह प्रवृत्तिः सा सर्वैव साध्वी'—'એવંભૂતની જે અહીં પ્રવૃત્તિ, તે સર્વે જ સાધ્વી હોય છે.' આ જે ઉપરમાં ગુણગણ ગણાવવામાં આવ્યો તે જેનામાં

એવંભૂત દશાવંતની સર્વજ પ્રવૃત્તિ સાધ્વી: અને તે અપુનર્બંધકાદિ જ હોય

હોય, એવંભૂત–એવા પ્રકારની દશાને જે પામેલો હોય, તેની અહીં જે પ્રવૃત્તિ છે, તે સર્વે જ સાધ્વી–સમ્યક્–સત્માર્ગાનુસારિણી હોય છે. કારણ કે 'मार्गानुसारी ह्ययं नियमादपुनर्बन्धकादि:'–માર્ગાનુસારી એવો આ નિયમથી અપુનર્બંધકાદિ છે,–તેનાથી અન્યને એવંભૂત ગુણસંપદ્નો અભાવ છે માટે–'तदन्यस्य एवंभूतगुणसंपदोऽभावात्'. એવંભૂત ગુણસંપન્ન દશાવાળો જે હોય તે સન્માર્ગને અનુસરનારો એવો **માર્ગાનુસારી** હોય ને એવો માર્ગાનુસારી હોય તે **અપુનર્બંધકાદિ દશાવાળો** હોય, આ નિયમ છે. કારણ કે તે અપુનર્બંધકાદિથી અન્યને–પુનર્બંધકાદિ દશાવાળાને એવંભૂત ગુણસંપદ્નો અભાવ હોય. એટલે આ જે કહ્યા તે ગુણ જેનામાં હોય તે માર્ગાનુસારી એવો અપુનર્બંધકાદિ દશાવાળો જ હોય.



એટલા માટે પ્હેલેથી માંડીને આ અપુનર્બંધકની પ્રવૃત્તિ સત્પ્રવૃત્તિ જ છે, અને 'કુઠારાદિ પ્રવૃત્તિ પણ રૂપનિર્માણપ્રવૃત્તિ જ છે' તેની જેમ તે ધર્મગામિની છે—ધર્મબાધિની નથી, કારણ કે એનું હૃદય તત્ત્વાવિરોધક છે ને તે થકી સમન્તભદ્રતા હોય છે, એમ સમન્તભદ્ર હરિભદ્રજી તત્ત્વરહસ્ય પ્રકાશે છે—

[૩]अत आदित आरभ्यास्य प्रवृत्ति: सत्प्रवृत्तिरेव नैगमानुसारेण चित्रापि प्रस्थकप्रवृत्तिकल्पा। तदेतदधिकृत्याहु: "कुठारादिप्रवृत्तिरपि रूपनिर्म्माणप्रवृत्तिरेव"। तद्वदादिधार्म्मिकस्य धर्म्मे कार्त्स्न्येन तद्गामिनी न तद्बाधिनीति हार्दा: ॥

तत्त्वाविरोधकं (पाठांतर-विराधकं) हृदयमस्य, तत: समन्तभद्रता, तन्मूलत्वात्सकलचेष्टितस्य ।[૩૭૨]

---

पञ्जिका–कुठार ઇત્યાદિ. कुठारादिप्रवृत्तिरपि–कुठारादौ—કુઠારાદિમાં, પ્રસ્થકઉચિત દારુછેદમાં ઉપયોગી શસ્ત્રમાં, प्रवृत्ति:—પ્રવૃત્તિ, ઘટન–દંડસંયોગ–તીક્ષ્ણકરણ આદિકા પણ, પ્રસ્થક ઉત્કિરણાદિક તો દૂર રહો, रूपनिर्माणप्रवृत्तिरेव—રૂપનિર્માણપ્રવૃત્તિ જ છે, પ્રસ્થકાદિ આકારની નિષ્પત્તિનો વ્યાપાર જ છે,—ઉપકરણપ્રવૃત્તિ વિના ઉપકર્તવ્ય પ્રવૃત્તિના અયોગને લીધે. तद्वत्–તેની જેમ, રૂપનિર્માણમાં કુઠારાદિ પ્રવૃત્તિની જેમ, अपुनर्वन्धकस्य—અપુનર્બંધકની, धर्मविषये—ધર્મવિષયમાં જે પ્રવૃત્તિ, દૈવયોગથી પ્રણામાદિકા, તે સદોષા પણ कार्त्स्न्येन—કાર્ત્સ્ન્યથી, સામસ્ત્યથી, तद्गामिनी—ધર્મગામિની न तु–ન પુનઃ तद्बाधनी—ધર્મબાધિકા, इति–એમ, हार्दा:—ઐદંપર્યાન્ત ગવેષીઓ, કહે છે એમ શેષ છે. કયા કારણથી આ આમ છે? તે માટે કહ્યું —

तत्त्वाविरोधकं—તત્ત્વઅવિરોધક, દેવાદિ તત્ત્વને અપ્રતિકૂલ, यत:—કારણ કે, हृदयम्—હૃદય, अस्य—આનું, અપુનર્બંધકનું, નહિં કે પ્રવૃત્તિ પણ,—અનાભોગના જ તેમાં અપરાધીપણાને લીધે. तत:—તે થકી, તત્ત્વાવિરોધક હૃદય થકી, समन्तभद्रता—સમન્તભદ્રતા, સર્વતઃ કલ્યાણતા,—નહિં કે પ્રવૃત્તિ થકી, તેના (પ્રવૃત્તિના) કુશલ હૃદયના ઉપકારિપણાને લીધે, અને તેના (કુશલ હૃદયના) તેના (પ્રવૃત્તિ) વિના પણ ક્વચિત્ ફલહેતુપણાને લીધે. કયા કારણથી? તે માટે કહ્યું—तन्मूलकत्वात्—તન્મૂલપણાને લીધે, તત્ત્વાવિરુદ્ધ હૃદયપૂર્વપણાને લીધે, सकलचेष्टितस्य—શુભાશુભરૂપ પુરુષાર્થપ્રવૃત્તિરૂપ સકલ ચેષ્ટિતના.

[૩]અર્થ:-એથી કરીને આદિથી આરંભીને આની (અપુનર્બન્ધકની) પ્રવૃત્તિ સત્પ્રવૃત્તિ જ (છે),—નૈગમાનુસારથી ચિત્ર છતાં પણ પ્રસ્થકપ્રવૃત્તિ સમી છે. તેથી આને અધિકૃત કરીને કહ્યું છે કે—"કુઠારાદિપ્રવૃત્તિ પણ રૂપનિર્માણપ્રવૃત્તિ જ છે." તેની જેમ આદિ ધાર્મિકની ધર્મમાં (પ્રવૃત્તિ) કાત્સ્ન્ર્યથી તદ્‌ગામિની છે, નહિં કે તદ્‌બાધિની એમ હાર્દો (હાર્દ જાણનારાઓ) કહે છે.

કારણ કે આનું (અપુનર્બન્ધકનું) હૃદય તત્ત્વાવિરોધક (પાઠાં: તત્ત્વાવિરાધક) છે, તે થકી સમન્તભદ્રતા હોય છે, સકલ ચેષ્ટિતના તન્મૂલકપણાને લીધે.[૩૭૨]

## વિવેચન

"વીતરાગ ગુણરાગ ભક્તિરુચિ નગમે હો લાલ."—શ્રી દેવચંદ્રજી

આ અપુનર્બન્ધક એવંભૂત દશાવાળો હોય છે, 'એથી કરીને આદિથી આરંભીને આની પ્રવૃત્તિ સતપ્રવૃત્તિ જ છે,'—'अत आदित आरभ्यास्य प्रवृत्तिः सत्प्रवृत्तिरेव'—નૈગમાનુસારથી ચિત્ર છતાં પણ પ્રસ્થકપ્રવૃત્તિ સમી છે.—'नैगमानुसारेण चित्रापि प्रस्थकप्रवृत्तिकल्पा.'—આ માર્ગાનુસારી અપુનર્બન્ધકાદિ દશાવાળો હોય એટલા માટે જ, પહેલેથી–શરૂઆતથી માંડીને આની પ્રવૃત્તિ સત્‌ના અનુસંધાનવાળી સત્પ્રવૃત્તિ જ છે, નૈગમનય અનુસારે ચિત્ર–નાના પ્રકારની છતાં પ્રસ્થકપ્રવૃત્તિ સમી છે. 'તેથી આને અધિકૃત કરીને કહ્યું છે કે–'કુઠારાદિપ્રવૃત્તિ પણ રૂપનિર્માણપ્રવૃત્તિ જ છે.'—'कुठारादिप्रवृत्तिरपि रूपनिर्माणप्रवृत्तिरेव'—પ્રસ્થકના આકાર કોતરવાની પ્રવૃત્તિ તો દૂર રહો, પણ કુહાડી વગેરે પ્રવૃત્તિ પણ રૂપનિર્માણપ્રવૃત્તિ જ છે. અર્થાત્ પ્રસ્થકને યોગ્ય કાષ્ઠ કાપવામાં ઉપયોગી એવી કુહાડી અંગેની પ્રવૃત્તિ જેમકે–કુહાડી બનાવવી, તેમાં હાથો ભેરવવો, કુહાડીને તીક્ષ્ણ અણીદાર કરવી, પછી તે વડે તેવું રૂપ બનાવવા યોગ્ય કાષ્ઠ કાપવું, એ વગેરે પ્રવૃત્તિ પણ રૂપનિર્માણપ્રવૃત્તિ જ છે, પ્રસ્થકાદિ આકારની નિષ્પત્તિનો વ્યાપાર જ છે, કારણ કે તેવા પ્રકારની ઉપકરણ પ્રવૃત્તિ વિના તેવા પ્રકારની રૂપનિર્માણપ્રવૃત્તિનો યોગ જ ઘટતો નથી. એટલે કુહાડી બનાવાય ત્યાંથી માંડીને તેવું કાષ્ઠરૂપ તૈયાર થાય ત્યાં સુધીની બધી પ્રવૃત્તિ રૂપનિર્માણના અંગભૂત હોઈ રૂપનિર્માણપ્રવૃત્તિ જ છે.–

**આદિથી માંડીને અપુનર્બન્ધકની પ્રવૃત્તિ સતપ્રવૃત્તિ જ**

**કુઠારાદિપ્રવૃત્તિ પણ રૂપનિર્માણપ્રવૃત્તિ જ**

'तद्वत् आदिधार्मिकस्य धर्मे कात्स्न्येन'—'તેની જેમ આદિ ધાર્મિકની ધર્મમાં પ્રવૃત્તિ કાત્સ્ન્ર્યથી તદ્‌ગામિની છે, તદ્‌બાધિની નથી—'तद्गामिनी न तद्बाधिनी' એમ હાર્દો (હાર્દ જાણનારાઓ) કહે છે.'—'इति हार्दाः'—રૂપ-નિર્માણની બાબતમાં કુઠારાદિ પ્રવૃત્તિ જેમ સામસ્ત્યથી–સમસ્તપણે તે રૂપનિર્માણ પ્રત્યે લઈ જનારી તદ્‌ગામિની છે, તેની બાધા કરનારી–તદ્‌બાધિની નથી; તેમ આદિ ધાર્મિકની એટલે કે ધર્મના પ્રાથમિક (Preliminary) અધિકારી માર્ગાનુસારી એવા અપુનર્બન્ધકની જે ધર્મવિષયમાં–

**ધર્મબાધિની નહિં, પણ ધર્મગામિની જ સર્વ પ્રવૃત્તિ**

દેવ-ગુરુ-ધર્મ સંબંધી ભક્તિ આદિ પ્રવૃત્તિ છે, તે કાત્સ્ન્યૅથી-સામસ્ત્યથી-સમસ્તપણે તે ધર્મ પ્રત્યે લઈ જનારી એવી તદ્‌ગામિની છે, પણ તે ધર્મને બાધન કરનારી તદ્‌-બાધિની નથી; અર્થાત્ માર્ગાનુસારી અપુનર્બન્ધકની સમસ્ત ધર્મપ્રવૃત્તિ પહેલેથી માંડીને ધર્મના સાધનરૂપ હોય છે, પણ ધર્મના બાધનરૂપ હોતી નથી, એમ આ વસ્તુનું હાર્દ-હૃદય-મર્મ સમજનારા હાર્દો-સહૃદય સંતજનો સારી પેઠે જાણે છે.

કારણ કે—'तत्त्वाविरोधकं हृदयमस्य, ततो समन्तभद्रता ' ઇ.-'આનું (અપુનર્બંધકનું) હૃદય તત્ત્વાવિરોધક ( પાઠાં : તત્ત્વાવિરાધક ) છે.' આ અપુનર્બન્ધકનું હૃદય તત્ત્વનું-ધર્મતત્ત્વનું અથવા દેવ-ગુરુ-ધર્મ તત્ત્વનું અવિરોધક (અથવા અવિરાધક) છે, અપ્રતિકૂલ છે, દેવ-ગુરુ-ધર્મતત્ત્વનું વિરોધન કે વિરાધન કરનાર નથી; ભલે કદાચ તેનું બાહ્ય આચરણ-પ્રવૃત્તિ અનાભોગથી જાણતાં -અજાણતાં તે તે તત્ત્વનું વિરોધન વા વિરાધન કરે, તો પણ તેનું હૃદય તો સાચું છે, તત્ત્વઅવિરોધક-તત્ત્વઅવિરાધક જ છે. 'તે થકી સમન્તભદ્રતા હોય છે,-સકલ ચેષ્ટિતના તન્મૂલકપણાને લીધે.' તે તત્ત્વાવિરોધક હૃદય થકી સમન્તભદ્રતા-સર્વતોભદ્રતા-સર્વતઃ કલ્યાણતા હોય છે; કારણકે હૃદય એ જ સકલ ચેષ્ટિતનું -સર્વ શુભાશુભ પ્રવૃત્તિનું મૂલ-ઉદ્‌ભવસ્થાન છે, એટલે હૃદય જો સાચું છે, તત્ત્વાવિરોધક-તત્ત્વાવિરાધક છે, તો તેની સકલ પ્રવૃત્તિ પણ કલ્યાણરૂપ છે. આથી ઊલટું હૃદય જો ખોટું હોય તો પ્રવૃત્તિ પણ ખોટી હોઇ કલ્યાણરૂપ નથી થતી. આમ બધો આધાર હૃદય પર-અંતરના સાચા ભાવ પર રહેલો હોઇ, અપુનર્બન્ધકનું તત્ત્વાવિરોધક-તત્ત્વાવિરાધક હૃદય સાભૂત છે, એટલે તેને સમન્તભદ્રતા હોય છે, એમ **સમન્તભદ્ર**-સર્વતોભદ્ર એવા **હરિભદ્રજી** વદે છે.

**આ અપુનર્બન્ધકનું હૃદય તત્ત્વાવિરોધક: તે થકી સમન્તભદ્રતા**



એમ જિનદર્શનમાંથી નિકળેલા તે તે અન્યદર્શનાનુસારે બીજા દૃષ્ટાંત પણ અહીં ઘટાવવાનું સૂચન કરે છે —

एवमतोऽपि विनिर्गततत्तद्दर्शनानुसारतः सर्वमिह योज्यं—सुप्तमण्डितप्रबोधदर्शनादि । न ह्ययं प्रवर्त्तमानो नेष्टसाधक इति ।[३७३]

---

पञ्जिका-एवं—એમ, પ્રસ્થક દૃષ્ટાંત જેમ, अतोऽपि—આમાંથી પણ, જૈન દર્શનમાંથી જ विनिर्गतानि—વિનિર્ગત, પૃથગ્‌ભૂત તે જે, दर्शनानि—દર્શનો, નયવાદો, तेषां अनुसारतः—તેઓના અનુસારથી, તેમાં ઉક્ત એમ અર્થ છે, सर्वम्—સર્વ, દૃષ્ટાન્તજાલ, इह—અહીં, દર્શનમાં, योज्यं—યોજવા યોગ્ય છે. શું-વિશિષ્ટ ? તે માટે કહ્યું —

सुप्तमण्डितप्रबोधदर्शनादि—જેમ કોઈ—सुप्तस्य सतः—સુપ્ત હોતાં, मंडितस्य—કુંકુમાદિથી મંડિત થયેલાને, प्रबोधे—પ્રબોધ થયે, નિદ્રાઅપગમે, અન્યથાભૂત અને સુંદર એવા આત્મનું (પોતાનું) दर्शनम्—દર્શન, અવલોકન આશ્ચર્યકારિ હોય છે; તેમ અપુનર્બન્ધકને—અનાભોગવંતને ( પાઠાં:

[૪]અર્થ:-એમ આમાંથી જ (જૈનમાંથી જ) વિનિર્ગત (નીકળેલા) તે તે દર્શન અનુસારથી 'સુપ્તમંડિત પ્રબોધદર્શનાદિ' સર્વ અહીં યોજવા યોગ્ય છે. કારણ કે એમ પ્રવર્ત્તમાન (અપુનર્બંધક) ઇષ્ટસાધક ન હોય એમ નહિ, (અપિ તુ હોય જ.).[૩૭૩]

## વિવેચન

"રચના જિન ઉપદેશકી, પરમોત્તમ તિનુ કાલ;
ઇનમેં સબ મત રહત હૈ, કરતે નિજ સંભાલ."–**શ્રીમદ્ રાજચંદ્રજી.**

અને 'एवमतोऽपि विनिर्गततत्तद्दर्शनानुसारतः सर्वमिह योज्यं'—એમ આમાંથી જ (જૈનમાંથી જ) વિનિર્ગત તે તે દર્શન અનુસારી–સુપ્તમંડિત પ્રબોધદર્શનાદિ સર્વ અહીં યોજ્ય છે. એમ–પ્રસ્થક દૃષ્ટાંત જેમ યોજ્યું તે જ પ્રકારે આ જૈનદર્શનમાંથી જ નિકળેલા જે અન્ય દર્શનો છે, તેઓના અનુસારે 'સુપ્તમંડિત પ્રબોધદર્શનાદિ' સર્વ દૃષ્ટાંતજાલ અહીં આ દર્શનમાં યોજવા યોગ્ય છે. તે આ પ્રકારે:–જેમ કોઇ સૂતો હતો, ત્યાં જ તે કુંકુમાદિથી મંડિત થયો; પછી તે જાગ્યો, એટલે તેને પોતાનું બદલાઇ ગયેલું સુંદર અલંકૃત સ્વરૂપ દીઠું, તેથી તેને આશ્ચર્ય થયું. તેમ અનાભોગવંત એવો અપુનર્બંધક અનાભોગથી અજાણપણે પણ વિચિત્ર ગુણોથી અલંકૃત હોય છે, તેને જ્યારે પ્રબોધ થાય છે ત્યારે સમ્યગ્દર્શનાદિ લાભકાળે પોતાના આત્માના વિસ્મયકારી સ્વરૂપદર્શનથી આશ્ચર્ય થાય છે. આદિ શબ્દથી બીજા દૃષ્ટાંત—નૌકામાં સુતો હોય, ત્યાં જ સુતાં સુતાં સમુદ્ર ઓળંગી જાય, ને જાગીને જુએ તો પોતે સમુદ્ર પાર ઉતરી ગયો છે એમ દેખે. તેમ અપુનર્બંધકભાવરૂપ નૌકામાં સૂતેલો જીવ સંસારસમુદ્ર ઓળંગી જાય છે ને જાગૃત થતાં પોતે સંસારસાગર તરી ગયો છે એમ દેખે છે.

સુપ્તમંડિત–પ્રબોધ દર્શનાદિ દૃષ્ટાંત ઘટના

કારણ કે 'એમ પ્રવર્ત્તમાન ઇષ્ટસાધક ન હોય એમ નહિં (હોય જ).' એમ પ્રસ્થકકર્ત્તન ન્યાયથી પ્રવર્તી રહેલો અપુનર્બંધક ઇષ્ટસાધક, પ્રસ્થક તુલ્ય સમ્યક્ત્વાદિનો સાધક ન હોય એમ નહિં, અપિ તુ **ઇષ્ટસાધક**–સમ્યક્ત્વાદિસાધક હોય જ.



સમ્યક્ આચારથી ભગ્ન થાય તો પણ અપુનર્બંધક પુનઃ તેમાં યત્ન કરે એ જ એવું લિંગ–પ્રગટ ચિન્હ છે; આ એવંભૂત દશાસંપન્ન અપુનર્બંધક અંગે અન્યદર્શનો સાથે જૈનદર્શનનો સમન્વય દર્શાવે છે —

---

અનાભોગથી) વિચિત્ર ગુણાલંકૃત એવાને, સમ્યગ્દર્શનાદિ લાભકાળે વિસ્મયકારિ એવું આત્માનું દર્શન હોય છે. આદિ શબ્દથી નાવાદિથી સુપ્ત હોતાં સમુદ્રથી ઉત્તીર્ણને બોધે પણ (જાગતાં) તીર્ણદર્શનાદિ આણ છે. દાર્ષ્ટાન્તિક સિદ્ધિ અર્થે કહ્યું —

न–ન જ, हि–કારણકે, एवं—એમ, પ્રસ્થક કર્ત્તન ન્યાયથી. प्रवर्त्तमानः—પ્રવર્ત્તમાન અપુનર્બંધક, न–ન જ, इष्टसाधकः—ઇષ્ટસાધક, પ્રસ્થક તુલ્ય સમ્યક્ત્વાદિ સાધક, અપિ તુ સાધક જ.

[5]भग्नोऽप्येतद्यत्नलिङ्गोऽपुनर्वन्धक इति तं प्रत्युपदेशसाफल्यं ।

नानिवृत्ताधिकारायां प्रकृतावेवंभूत इति कापिला:, न अनवाप्तभवविपाक इति च सौगता:, अपुनर्वन्धकास्त्वेवंभूता इति जैना: ॥[३७४]

[5]અર્થ:–ભગ્ન પણ આના યત્નલિંગવાળો અપુનર્બંધક છે, એટલા માટે તેના પ્રતિ ઉપદેશસાફલ્ય છે.

અનિવૃત્તઅધિકારવાળી પ્રકૃતિ સતે એવંભૂત ન હોય એમ કાપિલો કહે છે; અને ભવવિપાક અપ્રાપ્ત છે એવો (એવંભૂત) નથી એમ સૌગતો કહે છે; અપુનર્બંધકો તો એવંભૂત છે એમ જૈનો કહે છે.[૩૭૪]

## વિવેચન

"જે ગાયો તે સઘળે એક, સકલ દર્શને એ જ વિવેક;
સમજાવ્યાની શૈલી કરી, સ્યાદ્વાદ સમજણ પણ ખરી."—શ્રીમદ્ રાજચંદ્રજી

**ભગ્ન પણ આના યત્ન-લિંગવાળો અપુનર્બંધક**

અને આ અપુનર્બંધક કેવો છે ?—'भग्नोऽप्येतद्यत्नलिङ्गोऽपुनर्वन्धकः'—'ભગ્ન પણ આના યત્નલિંગવાળો અપુનર્બંધક છે.' અપુનર્બંધકને ઉચિત સમાચારથી–સમ્યક્ આચારથી ભગ્ન છતાં, કોઈ પ્રકારે ચ્યુત છતાં, પુનઃ સ્વઉચિત આચારમાં યત્ન કરે, એ જ અપુનર્બંધકનું લિંગ–પ્રગટ ચિહ્ન છે. અને આમ અપુનર્બંધક ક્વચિત્ ભગ્ન થાય તોપણ યથોક્ત સ્વઉચિત આચારમાં યત્નવંત હોય, 'એટલા માટે તેના પ્રતિ ઉપદેશસાફલ્ય છે.'—'तं प्रति उपदेशसाफल्य'—અર્થાત્ અપુનર્બંધક દશાવંત પ્રત્યે જે ઉપદેશ દેવામાં આવે તેનું સફળપણું છે.

**આ એવંભૂત અપુનર્બંધક અંગે અન્યદર્શનો સાથે જૈનદર્શનનો સમન્વય**

આ અંગે આ શાસ્ત્રકર્તા આચાર્યજી અન્યદર્શનીઓની સંમતિ દર્શાવે છે—'नानिवृत्ताधिकारायां प्रकृतावेवंभूतः'—'અનિવૃત્તઅધિકારવાળી પ્રકૃતિ સતે એવંભૂત ન હોય' એમ કાપિલો કહે છે, અને 'न अनवाप्तभवविपाकः'—'ભવવિપાક અપ્રાપ્ત છે એવો (એવંભૂત) નથી,' એમ સૌગતો કહે છે. અર્થાત્ પ્રકૃતિનો અધિકાર–પુરુષને અભિભૂત કરનારી–દબાવનારી સત્તા જ્યાંલગી નિવૃત્ત થઈ નથી, ટળી નથી, ત્યાંલગી એવંભૂત–એવા પ્રકારની ઉક્ત માર્ગાનુસારી અપુનર્બંધક દશાવાળો હોય નહિં, એમ કપિલાનુયાયી સાંખ્યો વદે છે. અને જેનો ભવનો વિપાક–પરિપાક થયો નથી એવો એવંભૂત–એવી યથોક્ત ગુણવાળી–અપુનર્બંધક દશાવાળો ન

પઞ્જિકા—અપુનર્બંધકનું જ લક્ષણ કહ્યું—भग्नोऽपि - ભગ્ન પણ, અપુનર્બંધકોચિત સમાચારથી કથંચિત્ ચ્યુત પણ, एतद्यत्नलिङ्गः—આના યત્નલિંગવાળો, પુનઃ સ્વોચિત આચારના પ્રયત્નથી જણાતો, अपुनर्वन्धकः—અપુનર્બંધક, આદિ ધાર્મિક.

હોય, એમ સુગતાનુયાયી બૌદ્ધો વદે છે. આમ વ્યતિરેકથી અન્યદર્શનીઓની ઉક્તિ કહી, અન્વયથી જૈનના અભિપ્રાયથી તે જ વસ્તુ કહે છે—'अपुनर्बन्धका स्त्वेवंभूताः'—'અપુનર્બન્ધકો તો એવંભૂત છે' એમ જૈનો કહે છે.' અપુનર્બન્ધક તો એવંભૂત–એવી ઉક્ત ગુણલક્ષણવાળી દશાવાળા હોય જ, એમ જિનદર્શનના અનુયાયી જૈનો વદે છે. અર્થાત્ વ્યતિરેકથી જે વસ્તુ અન્યદર્શનીઓએ કહી, તેની સાથે સમન્વયરૂપ મૈત્રીનો હાથ મીલાવતાં અન્વયથી જૈનદર્શનની ઉક્તિ કહી. આમ આ બા. માં સર્વદર્શનોની એકવાક્યતા ને સમન્વય સિદ્ધ થયા.



તેથી આ ચૈત્યવંદન વ્યાખ્યાન આદરથી શ્રવણ કરવા યોગ્ય ને સૂક્ષ્મ બુદ્ધિથી પરિભાવન કરવા યોગ્ય છે એવી ભલામણ કરી, આ પરમ સંવેગરંગી ભક્તશિરોમણિ આચાર્યજી હરિભદ્રજી ચિન્તામણિ રત્નસમા સંવેગ કાર્યમાં સમ્યગ્ ગુણ જાણી શ્રદ્ધાદિ અતિશય ભાવથી 'અવિધિવિરહ'થી પ્રવર્ત્તતાં મહાકલ્યાણસિદ્ધિ છે, એમ ઉપસંહાર કરે છે—

[૬]तच्छ्रोतव्यमेतदादरेण, परिभावनीयं सूक्ष्मबुध्ध्या। शुष्केक्षुचर्वणप्रायमविज्ञातार्थमध्ययनं। रसतुल्यो ह्यत्रार्थः, स खलु प्रीणयत्यन्तरात्मानं, ततः संवेगादिसिद्धेः, अन्यथात्वदर्शनात्।

तदर्थं चैष प्रयास इति न प्रारब्धप्रतिकूलमासेवनीयं, प्रकृतिसुन्दरं चिन्तामणिरत्नकल्पं संवेगकार्यं चैतदिति महाकल्याणविरोधि न चिन्तनीयं। चिन्तामणिरत्नेऽपि सम्यग्ज्ञातगुण एव श्रद्धाद्यतिशयभावतोऽविधिविरहेण महाकल्याणसिद्धिरित्यलं प्रसङ्गेन॥[३७५]

[૬]અર્થ:-તેથી આ (ચૈત્યવન્દન વ્યાખ્યાન) આદરથી શ્રવણ કરવા યોગ્ય છે, સૂક્ષ્મ બુદ્ધિથી પરિભાવન કરવા યોગ્ય છે. અવિજ્ઞાત અર્થવાળું અધ્યયન શુષ્ક ઈક્ષુના ચર્વણ જેવું છે. અત્રે સ્ફુટપણે રસ તુલ્ય અર્થ છે; તે જ ખરેખર! અન્તરાત્માને પ્રસન્ન કરે છે,–તે થકી સંવેગાદિની સિદ્ધિ હોય છે માટે, અન્યથા તો અદર્શન છે માટે.

અને તે અર્થે આ પ્રયાસ છે. એટલા માટે પ્રારબ્ધથી પ્રતિકૂલ આસેવન કરવા યોગ્ય નથી; અને પ્રકૃતિસુંદર, ચિન્તામણિરત્ન સમું આ સંવેગકાર્ય છે, એટલા માટે મહાકલ્યાણ–વિરોધિ ચિન્તવવા યોગ્ય નથી. ચિન્તામણિરત્નમાં પણ સમ્યગ્જ્ઞાતગુણ સતે જ, શ્રદ્ધાદિ અતિશય ભાવથકી 'अविधिविरहेण'—અવિધિવિરહથી મહાકલ્યાણસિદ્ધિ હોય છે. એટલે પ્રસંગથી સર્યું![૩૭૫]

पञ्जिका—एतद्—આ, આ જ પ્રકૃત ચૈત્યવન્દન વ્યાખ્યાન, महा ઇત્યાદિ. महतः—મહત્ એવા, સત્ ચૈત્યવન્દનાદિ, कल्याणस्य—કલ્યાણનું, કુશલનું, विरोधि—વિરોધિ, બાધક, અવજ્ઞા–વિપ્લાવન આદિ, न—ન જ, चिन्तनीयं—ચિન્તનીય, અધ્યવસેય. કયા કારણથી? તે માટે કહ્યું—चिन्तामणि ઇત્યાદિ, સુગમમ્.

## વિવેચન

"નિર્મળ તત્ત્વરુચિ થઈ રે, મન. કરજો જિનપતિ ભક્તિ રે ભવિ.
દેવચંદ્ર પદ પામશો રે મન. પરમ મહોદય યુક્તિ રે....ભવિ૦
જંગમ સુતરરુ સારિખો રે મન. સેવે ધન્ય ધન્ય તેહરે ભવિ."
— શ્રી દેવચંદ્રજી

**આના આદરથી શ્રવણની અને સૂક્ષ્મ બુદ્ધિથી પરિભાવનની ભલામણ**

આમ અપુનર્બન્ધકાદિ અંગેનું વક્તવ્ય સમાપ્ત કરી આચાર્યજી હરિભદ્રજી ઉપસંહાર કરે છે:—તેથી—'श्रोतव्यमेतदादरेण परिभावनीयं सूक्ष्मबुद्धया'—'આ (ચૈત્યવન્દન વ્યાખ્યાન) આદરથી શ્રવણ કરવા યોગ્ય છે, અને સૂક્ષ્મ બુદ્ધિથી પરિભાવન કરવા યોગ્ય છે.' આમ જેના પદે પદે પ્રજ્ઞાતિશયના ચમત્કારો દેખી સુજ્ઞ પ્રાજ્ઞજનો ધન્ય ધન્ય પોકારે છે, એવો આ લલિતવિસ્તરા ગ્રંથ આટલા બધા પરિશ્રમથી જેણે નિષ્કારણ કરુણાથી અને અપૂર્વ ભક્તિભાવથી ગૂંથ્યો છે, એવા પરોપકાર-પરાયણ ગ્રંથકર્ત્તા મહર્ષિ હરિભદ્રાચાર્યજી અત્રે વિવેકી શ્રોતાજનને છેવટની ભલામણ કરે છે કે—અહો મુમુક્ષુઓ! આ ચૈત્યવન્દન ભગવત્ અર્હત્ જેવા પરમ વિષયને આશ્રયી છે, એટલે આ પરમ અર્હત્ વિષયને અર્હ—અનુરૂપ આ ચૈત્યવન્દનસૂત્રનું વ્યાખ્યાન અમે પરમ આદરથી અર્હત્‌ભક્તિ ને શ્રુતભક્તિથી પ્રેરાઈને કર્યું છે, માટે તમે પણ સર્વ વિક્ષેપ છોડીને આદરથી—બહુમાનથી અપૂર્વ શુશ્રૂષારસથી આ શ્રવણ કરજો! અને સૂક્ષ્મબુદ્ધિથી ફરી ફરીને પરિભાવન—સર્વપ્રકારે ભાવન કરજો!

**અર્થ જાણ્યા વિનાનું અધ્યયન શુષ્કઇક્ષુચર્વણ સમું: રસ તુલ્ય અર્થ**

કારણ કે—'शुष्केक्षुचर्वणप्रायमविज्ञातार्थमध्ययनं, रसतुल्यो ह्यत्रार्थः'—ઇ૦ અવિજ્ઞાત અર્થવાળું અધ્યયન શુષ્ક ઇક્ષુના ચર્વણ જેવું છે. અત્રે સ્ફુટપણે રસતુલ્ય અર્થ છે; તે જ ખરેખર! અન્તરાત્માને પ્રસન્ન કરે છે,—તે થકી સંવેગાદિની સિદ્ધિ હોય છે માટે, અન્યથા તો અદર્શન છે માટે.' અર્થાત્ જેનો અર્થ અવિજ્ઞાત છે—જાણવામાં આવ્યો નથી, એવું સૂત્રઅધ્યયન (સૂત્રઅભ્યાસ) શુષ્ક—સુક્કી રસહીન શેરડીના ચાવવા જેવું છે, કારણ કે અત્રે અર્થ છે તે રસ બરાબર છે, અને તે જ ખરેખર! અન્તરાત્માને પ્રસન્ન કરે છે, રીઝવે છે. કારણ કે તે થકી સંવેગાદિની સિદ્ધિ હોય છે, નહિં તો સંવેગાદિનું દર્શન હોતું નથી. અર્થાત્ ઇક્ષુરસ જેમ મીઠાશ ઉપજાવી પ્રસન્નતા કરે છે, તેમ સૂત્રરૂપ ઇક્ષુનો અર્થરૂપ રસ સંવેગાદિરૂપ માધુર્ય—મીઠાશ ઉપજાવી અન્તરાત્માની પ્રસન્નતા કરે છે; પણ સુક્કી—રસ નીચોવી કાઢેલ શેરડી (ઇક્ષુ) મીઠાશ ઉપજાવી પ્રસન્નતા કરતી નથી, તેમ અર્થરૂપ રસ વિનાનું સૂત્રનું શુષ્ક અધ્યયન સંવેગમાધુર્ય ઉપજાવી અંતરાત્માની પ્રસન્નતા કરતું નથી.

અને—'तदर्थे चैष प्रयास इति न प्रारब्धप्रतिकूलमासेवनीय'—'તે અર્થે આ પ્રયાસ

છે, એટલા માટે પ્રારબ્ધથી પ્રતિકૂલ આસેવન કરવા યોગ્ય નથી.' અને તે સંવેગમાધુર્ય ઉપજાવે એવો અર્થરૂપ રસ નીપજે એ અર્થે જ અમે આ અર્થપ્રતિપાદનનો પ્રયાસ કર્યો છે. એટલા માટે જેને અર્થે આ અમારો પ્રયાસ પ્રારબ્ધ છે તેનાથી પ્રતિકૂળ આસેવન કરવા યોગ્ય નથી. 'અને પ્રકૃતિસુંદર, ચિન્તામણિ રત્ન સમું આ સંવેગકાર્ય છે, એટલા માટે મહાકલ્યાણવિરોધિ ચિન્તવવા યોગ્ય નથી.'

**તે અર્થે આ પ્રયાસ: ચિંતામણિ સમું આ સંવેગ કાર્ય**

આત્મગત શ્રમ ચિંતવ્યા વિના અમારા આ અર્થપ્રતિપાદનરૂપ પ્રારબ્ધ પ્રયાસનું ફળ પ્રકૃતિસુંદર—સ્વભાવથી સુંદર એવું ચિન્તામણિરત્ન સમું આ સંવેગકાર્ય છે, એટલા માટે આવા મહાકલ્યાણથી વિરોધી—પ્રતિકૂળ એવું કાંઈ પણ ચિન્તવવા યોગ્ય નથી. 'प्रकृतिसुन्दरं चिन्तामणिरत्नकल्पं संवेगकार्यं चैतदिति महाकल्याणविरोधि न चिन्तनीयं ।'

કારણ કે 'ચિન્તામણિ રત્નમાં પણ સમ્યક્ જ્ઞાતગુણ સતે જ, શ્રદ્ધાદિ અતિશય ભાવથી अविधि'विरहेण' અવિધિવિરહથી મહાકલ્યાણસિદ્ધિ હોય છે.' ચિન્તામણિ—રત્નની બા. માં પણ તેનો ગુણ—મહિમા સમ્યક્ જાણવામાં આવ્યે જ, શ્રદ્ધાદિ અતિશય ભાવથી અવિધિવિરહે—અવિધિ છોડીને વિધિપૂર્વક તેની આરાધના કરે તો મહાકલ્યાણની સિદ્ધિ હોય છે; તેમ આ તો અચિંન્ત્ય ચિન્તામણિરત્ન સમા અર્હંત ભગવંતની ભક્તિરૂપ આ ચૈત્યવન્દન અચિન્ત્ય ચિન્તામણિરત્ન સમું છે, અને તેના અચિન્ત્ય મહિમાનું ઉત્કીર્ત્તન કરતું આ વ્યાખ્યાન સૂત્ર પણ તેવું જ છે, એમ તેનો ગુણાતિશયરૂપ મહિમા સમ્યક્પણે જાણવામાં આવ્યે જ શ્રદ્ધા—મેધા—ધૃતિ—ધારણા—અનુપ્રેક્ષાના અતિશય ભાવથી અવિધિવિરહે—અવિધિ છોડીને તેની આરાધના કરે તો મહાકલ્યાણની સિદ્ધિ હોય છે. (અત્રે अविधि'विरहेण' એમ ઉપસંહારમાં બીજીવાર વિરહાંકનો પ્રયોગ કર્યો.) એટલે પ્રસંગથી સર્યું !

**અત્રે શ્રદ્ધાદિ અતિશય ભાવથી અવિધિ'વિરહથી' મહાકલ્યાણસિદ્ધિ**



# ઉપસંહાર

આ લલિત વિસ્તરા શાસ્ત્રની પૂર્ણાહુતિરૂપ શ્લોકપંચક રચતાં ભાવિતાત્મા આર્ષદ્રષ્ટા મહર્ષિ હરિભદ્રાચાર્યજી, છેવટે 'આ કૃતિથી શુભભાવ થકી મેં જે પુણ્ય ઉપાર્જ્યું હોય, તેના વડે સર્વ સત્ત્વોનો પરમ માત્સર્યવિરહ હો !' એવી મંગલ આશિષ્ અર્પે છે—

आचार्यहरिभद्रेण, दृब्धा सन्न्यायसङ्गता।
चैत्यवन्दनसूत्रस्य, वृत्तिर्ललितविस्तरा ॥१॥

य एनां भावयत्युच्चै र्मध्यस्थेनान्तरात्मना।
सद्वन्दनां सुबीजं वा, नियमादधिगच्छति ॥२॥

पराभिप्रायमज्ञात्वा, तत्कृतस्य न वस्तुनः।
गुणदोषौ सता वाच्यौ, प्रश्न एव तु युज्यते ॥३॥

प्रष्टव्योऽन्यः परीक्षार्थमात्मनो वा परस्य च।
ज्ञानस्य वाऽभिवृध्ध्यर्थं; त्यागार्थं संशयस्य च ॥४॥

कृत्वा यदर्जितं पुण्यं; मयैनां शुभभावतः।
तेनास्तु सर्व्वसत्वानां मात्सर्यविरहः परः ॥५॥

॥ इति ललितविस्तरानाम चैत्यवन्दनवृत्तिः समाप्ता ॥
कृतिर्द्धर्मतो याकिनीमहत्तरा-सूनोराचार्यहरिभद्रस्येति ॥

(છાયારૂપ કાવ્યાનુવાદ: દોહરા)

આચાર્ય હરિભદ્રે ગુંથી, સન્ન્યાય સંગત આમ;
ચૈત્યવન્દનવૃત્તિ આ, લલિતવિસ્તરા નામ. ૧

મધ્યસ્થ અન્તર્ આત્મથી, ભાવે અતિ આ જેહ;
સદ્વંદના સદ્બીજ વા, પામે નિયમે તેહ. ૨

પરઅભિપ્રાય જાણ્યા વિના, તત્કૃત વસ્તુતણા જ;
ગુણદોષ સંતે વાચ્ય ના, પ્રશ્ન જ યુક્ત છે ત્યાં જ. ૩
પૂછવો યોગ્ય જ અન્ય છે, સ્વ-પર પરીક્ષા કાજ;
જ્ઞાનની વૃદ્ધિ કાજ ને, સંશય કરવા ત્યાજ. ૪
આ કરી મેં શુભભાવથી, પુણ્ય જે અર્જ્યો ભાવ;
તેથી હો સહુ જીવનો, માત્સર્યવિરહ સાવ! ૫

આચાર્ય હરિભદ્રે સન્ન્યાયસંગત એવી આ ચૈત્યવન્દન સૂત્રની લલિતવિસ્તરા વૃત્તિ સંદૃબ્ધ કરી છે. ૧

જે આને મધ્યસ્થ અન્તરાત્માથી અત્યંતપણે ભાવે છે, તે નિયમથી સદ્વન્દના વા સુબીજ પામે છે. ૨

પરનો અભિપ્રાય જાણ્યા વિના તત્કૃત વસ્તુના ગુણ-દોષ સંતે કહેવા યોગ્ય નથી, પણ પ્રશ્ન જ યુક્ત છે. ૩

અન્યને પોતાની વા પરની પરીક્ષાર્થે, વા જ્ઞાનની અભિવૃદ્ધિ અર્થે અને સંશયના ત્યાગ અર્થે પ્રશ્ન કરવા યોગ્ય છે. ૪

આ કરીને મ્હારાથી જે પુણ્ય શુભભાવ થકી અર્જિત છે, તેના વડે કરીને સર્વ સત્ત્વોનો પરમ 'मात्सर्यविरहः'—માત્સર્યવિરહ હો!

॥ ઇતિ લલિતવિસ્તરા નામ ચૈત્યવન્દનવૃત્તિ સમાપ્ત ।
કૃતિ ધર્મથી યાકિનીમહત્તરાસૂનુ આચાર્ય હરિભદ્રની ॥

## વિવેચન

પ્રતિપદ જ પરોવ્યા ન્યાય મૌક્તિક અંગે,
**ઋષિવર હરિભદ્રે ભક્તિ સંવેગ રંગે. (સ્વરચિત)**

હવે છેવટે આ શાસ્ત્રની પૂર્ણાહુતિરૂપ પ્રશસ્તિ કરતાં આચાર્યશ્રી વદે છે—

(૧) 'આચાર્ય હરિભદ્રે સન્ન્યાયસંગતા એવી ચૈત્યવન્દન સૂત્રની લલિત વિસ્તરા વૃત્તિ સંદૃબ્ધ કરી છે,' "યાકિની મહત્તરાસૂનુ" તરિકે જાણીતા એવા હરિભદ્ર

---

पञ्जिका— (मन्दाक्रान्ता)

कष्टो ग्रन्थो मतिरनिपुणा सम्प्रदायो न तादृक्, शास्त्रं तन्त्रान्तरमतगतं सन्निधौ नो तथापि ।
स्वस्य स्मृत्यै परहितकृते चात्मबोधानुरूप,-मार्गामार्गः पदमहमिह व्यापृतश्चित्तशुद्ध्या ॥

(અર્થાત્) ગ્રંથ કઠિન છે, મતિ અનિપુણ છે, તાદૃશ સંપ્રદાય નથી, તન્ત્રાન્તરમતગત શાસ્ત્ર સંનિધિમાં (પાસેમાં) નથી, તથાપિ સ્વની સ્મૃતિ અર્થે અને પરહિતકાજે આત્મબોધને અનુરૂપ એવું માગ:પદને (કલ્યાણપદને) અહીં ચિત્તશુદ્ધિથી વ્યાપૃત થયેલો હું પામ્યો છું.

॥ इति श्रीमुनिचन्द्रसूरिविरचितायां ललितविस्तरापञ्जिकायां सिद्धमहावीरादिस्तवःसमाप्तः ॥

નામના આચાર્યે આ ચૈત્યવન્દનસૂત્રની વૃત્તિ સંદબ્ધ કરી છે–સમ્યક્ પ્રકારે ગૂંથી છે; ન્યાયના આકર સમી આ વૃત્તિ સત્‌ન્યાયથી પ્રચુર હોવાથી સન્ન્યાયસંગતા છે.

(૨) 'જે આને **મધ્યસ્થ અન્તરાત્માથી** અત્યંતપણે–ઉચ્ચભાવથી ભાવે છે, તે નિયમે કરીને **સદ્વન્દના** અથવા **સુબીજ** પામે છે.' આમ અત્રે તેનો ફલનિર્દેશ કર્યો.

(૩) 'પરનો અભિપ્રાય જાણ્યા વિના તત્કૃત વસ્તુના ગુણદોષ સંતે કહેવા યોગ્ય નથી, પણ પ્રશ્ન જ યુક્ત છે.' બીજાનો અભિપ્રાય–આશય જાણ્યા વિના તેણે કરેલી વસ્તુના ગુણ–દોષ સજ્જને–સંત જને કહેવા યોગ્ય નથી, પણ આશય ન સમજાયો હોય તો આ બાબતમાં આપનો અભિપ્રાય શું છે એમ પ્રશ્ન કરવો જ યુક્ત છે.

(૪) 'અન્યને પોતાની વા પરની પરીક્ષાર્થે, વા જ્ઞાનની અભિવૃદ્ધિ અર્થે, વા સંશયના ત્યાગાર્થે પ્રશ્ન કરવા યોગ્ય છે.' બીજાને **પ્રશ્ન** અત્રે જણાવેલા ત્રણ પ્રયોજન અર્થે પૂછવા યોગ્ય છેઃ–(i) કાં તો પોતાની કે પરની પરીક્ષાને અર્થે; મ્હારો અભિપ્રાય સાચો છે કે બીજાનો અભિપ્રાય સાચો છે એમ તેની મધ્યસ્થ પરીક્ષાર્થે. (ii) અથવા પોતાના વા પરના જ્ઞાનની અભિવૃદ્ધિ અર્થે. પ્રશ્ન એવો કરવો કે જેથી સ્વ-પરના જ્ઞાનની વૃદ્ધિ થાય. (iii) અથવા પોતાનો વા પરનો સંશય દૂર કરવા અર્થે પ્રશ્ન કરવા યોગ્ય છે.

(૫) 'આ કરીને મ્હારાથી જે પુણ્ય શુભ ભાવ થકી અર્જિત છે, તેના વડે કરીને સર્વ સત્ત્વોનો પરમ માત્સર્યવિરહ હો!' આ **લલિતવિસ્તરા** વૃત્તિની રચના કરીને મ્હારા આત્માએ શુભ ભાવ થકી જે પુણ્ય ઉપાર્જન કર્યું હોય, તે પુણ્યના પ્રભાવ વડે સર્વ પ્રાણીઓના માત્સર્યનો–ગુણપ્રતિ દ્વેષરૂપ મત્સરભાવનો પરમ વિરહ–આત્યંતિક વિરહ હો! આમ અત્રે ગ્રંથપ્રાન્તે 'मात्सर्यविरहः' એમ 'વિરહ' શબ્દ ત્રીજી વાર પ્રયોજી ભવવિરહ ઝંખતા આ મહાવિભૂતિ મહર્ષિએ ગ્રંથપ્રાન્તે વિરહાંક મૂકવાની પોતાની વિશિષ્ટ શૈલીનું સૂચન કર્યું છે; એટલું જ નહિ પણ જગતમાં સર્વત્ર જે માત્સર્ય–ગુણદ્વેષ વ્યાપી રહ્યો છે, તેનો આ ગ્રંથરચનાના પુણ્યપ્રભાવે આત્યંતિક વિરહ હો! એવી શુભાશિષ્ આપી પોતાની શુદ્ધ આત્માર્થપ્રધાન નિષ્કારણ કરુણાશીલ પરમાર્થ પ્રવૃત્તિનો પરિચય આપ્યો છે. જે દેખી સુજ્ઞ ગુણાનુરાગી સંતજનોના હૃદયોદ્ગાર નીકળી પડે છે–**ધન્ય હરિભદ્ર! જય હરિભદ્ર! જય લલિતવિસ્તરા!**

સર્વસત્ત્વોનો પરમ માત્સર્ય 'વિરહ' હો!

॥ इति महर्षि श्री हरिभद्राचार्यविरचिता मनःसुखनंदनेन भगवानदासेन हेमदेवीसुजातेन चिद्हेमविशोधिनीटीकाभिधानेन विवेचनेन सविस्तरं विवेचिता ललितविस्तरा समाप्ता ॥

॥ ઇતિ મહર્ષિ શ્રી હરિભદ્રાચાર્યે વિરચેલી અને શ્રી મનઃસુખભાઈ કિરતચંદના પુત્ર ડો. ભગવાનદાસે હેમદેવીસુતે સ્વરચિત 'ચિદ્દહેમવિશોધિની' ટીકા નામક વિવેચનથી સવિસ્તર વિવેચેલી લલિતવિસ્તરા ॥



# ટીકાકાર-વિવેચનકારની પ્રશસ્તિ

શિખરિણી

વહાવી છે આવી સુરસરિત આ ભક્તિરસની,
હરિભદ્રાચાર્યે લલિતપદની અમૃતઘની;
નિમજ્જી જ્યાં ભક્તિ અમૃત પી બુધો અમૃત બને,
ટીકા સર્વાણી ત્યાં મુજ મળી કરે અમૃત મને. ૧

વસંતતિલકા—

ચિદ્‌હેમધાતુમલ અંતર્ શોધનારી,
ચિદ્‌હેમશોધની ટીકા બુધ બોધનારી;
શ્રી હેમદેવીસુત આ ભગવાનદાસે,
ભક્ત્યા વિવેચનમયી રચી આ ઉલાસે. ૨

શાર્દૂલવિક્રીડિત—

શ્રીમદ્ શ્રી જિનરાજ ચંદ્ર મહિમા ચિત્ચંદ્રિકા વર્ષતી,
વાણી શ્રી હરિભદ્રની બુધગણો તત્ત્વામૃતે હર્ષતી;
તેનો કૈંક પ્રકાશ ચિત્ સરવરે સ્વચ્છે પડ્યો તે ઝીલી,
આ 'ચિદ્‌હેમવિશોધિની' કમલિની સદ્‌ભક્તિભાવે ખીલી. ૩

અનુષ્ટુપ્—

વિક્રમ દ્વિસહસ્રાષ્ટ, વર્ષે મુંબઈમાં રહી;
સ્વાધ્યાય તપ કીધું આ, સત્ પુણ્ય નિર્જરા લહી. ૪
કાકદષ્ટિ સ્વયં નિંદ્ય, કૃશંતા ગુણદર્શને;
હંસદષ્ટિ સ્વયં વંદ્ય, હર્ષંતા ગુણદર્શને. ૫

વસંતતિલકા—

ચૈતન્યમૂર્ત્તિ સહજાત્મસ્વરૂપ સ્વામી,
જે શુદ્ધ બુદ્ધ ભગવાન્ જિન શિવ નામી;
તત્ચર્ણ ભક્તિ કુસુમાંજલિ ભક્તિભાવે,
આ અર્પી દાસ ભગવાન્ પરિતોષ આવે. ૬

ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ

॥ ઇતિ શ્રી હેમદેવીસુત ભગવાનદાસે 'લલિતવિસ્તરા' મહાપૂજામાં સમર્પેલી સ્વરચિત 'ચિદ્‌હેમવિશોધિની' ટીકારૂપ ભક્તિકુસુમાંજલિ ॥



